# શ્રી જવાહિર વ્યાખ્યાન સંગ્રહ

## પુસ્તક બીજું

: પ્રકાશક :
શ્રી મહાવીર જૈન જ્ઞાનોદય સોસાયટી
રાજકોટ.

# શ્રી જવાહિર વ્યાખ્યાન સંગ્રહ

## પુસ્તક બીજું



શ્રીમદ્ જૈનાચાર્ય

પૂજ્યશ્રી જવાહિરલાલજી મહારાજશ્રીનાં

વ્યાખ્યાનોનો શુભ સંગ્રહ



## સમ્યક્ત્વ પરાક્રમ–બોલ ૧ થી ૨૭

અને

## મયણરેહા ચરિત્ર



: પ્રકાશક :

શ્રી મહાવીર જૈન જ્ઞાનોદય સોસાયટી

રાજકોટ

કિંમત રૂા. ૨-૮-૦

: પ્રકાશક :

શ્રી મહાવીર જૈન જ્ઞાનોદય સોસાયટી તરફથી

ચુનીલાલ નાગજી વોરા

રાજકોટ (કાઠિયાવાડ)

પ્રથમાવૃત્તિ | પ્રત ૧૨૦૦

વિક્રમ સંવત્ ૧૯૯૫ | વીર સંવત્ ૨૪૬૫



"વસંત" પ્રિન્ટીંગ પ્રેસમાં

ચીમનલાલ ઈશ્વરલાલ મહેતાએ છાપ્યું.

ઘીકાંટા રોડ-વેલાભાઈની વાડી.

અમદાવાદ

# પ્રસ્તાવના



બે વર્ષ પહેલાં આ સોસાઈટી તરફથી 'શ્રી જવાહિર વ્યાખ્યાન સંગ્રહ'—રાજકોટ ચાતુર્માસ નામે ગ્રંથ બહાર પડેલો, તેનો હિંદ તેમજ બહારના દેશોમાં બહોળો પ્રચાર અને ભારે સત્કાર થતાં અમોને મળેલા પ્રોત્સાહનના પરિણામે 'શ્રી જવાહિર વ્યાખ્યાન સંગ્રહ પુસ્તક બીજા' તરીકે આ ગ્રંથ પ્રસિદ્ધિમાં મૂકતાં આનંદ થાય છે.

જૈન સમાજના ગૌરવસમા સુપ્રસિદ્ધ જૈનાચાર્ય પૂજ્યશ્રી જવાહરલાલજી મહારાજ સાહેબે સં. ૧૯૯૩ ના જામનગર ચાતુર્માસ દરમ્યાન શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯મા "સમ્યક્ત્વ પરાક્રમ" નામક અધ્યયન ઉપર તેમ જ મહાસતી મયણરેહાના આદર્શચરિત્ર પરત્વે પોતાની ઓજસ્વિની વાણીદ્વારા ફરમાવેલાં ક્રમિક વ્યાખ્યાનોનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે.

આ સંગ્રહમાંનાં દરેક વ્યાખ્યાનની આદિમાં પરમાત્માની પ્રાર્થના, મધ્યમાં સિદ્ધાંતવાણી ઉપરનું પ્રવચન અને અંતમાં ચરિત્રકથા એ પ્રમાણે ત્રણ વિભાગમાં જે રીતે પૂજ્યશ્રીએ વ્યાખ્યાન ફરમાવેલ તે જ રીતે આપવામાં આવેલ છે.

પ્રભુપ્રાર્થના એ પૂજ્યશ્રીનો પરમપ્રિય વિષય છે. આધ્યાત્મિક વિકાસ સાધવા અને જીવનને પ્રભુમય બનાવવા પ્રાર્થના એ એક અમોઘ સાધન છે, અને તેથી પૂજ્યશ્રી હમેશાં પ્રાર્થના ઉપર હૃદયસ્પર્શી મૌલિક વિચારોદ્વારા સચોટ ઉપદેશ આપી પ્રભુભક્તિ તરફ જનતા-ને દોરવા પ્રયત્નશીલ રહે છે, અને એ રીતે પ્રાર્થનાનું મહત્ત્વ સમજાવે છે. પૂજ્યશ્રીના આ વિચારોનું મનન કરી જીવન સાફલ્ય કરવા માટે સૌ કોઈને સાગ્રહ અનુરોધ કરીએ છીએ.

વ્યાખ્યાનના શાસ્ત્રીય વિષય તરીકે 'સમ્યક્ત્વ પરાક્રમ' નામક અધ્યયનનું માહાત્મ્ય બતાવતાં ખુદ સૂત્રકાર ફરમાવે છે કેઃ—

"શ્રમણ ભગવાન મહાવીરે જે અધ્યયન પ્રરૂપ્યું છે તે એટલું બધું મહત્ત્વપૂર્ણ છે કે, તેના વિષે સમ્યક્ રીતે શ્રદ્ધા કરીને, પ્રતીતિ કરીને, રૂચિ કરીને, સ્પર્શ કરીને, પાર જઈને, કીર્તિ કરીને, સંશોધીને, આરાધન કરીને અને આજ્ઞાપૂર્વક અનુપાલન કરીને અનેક જીવો સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ નિર્વાણને પામે છે, અને સર્વ દુઃખોનો અંત આણે છે."

આ પ્રમાણે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થવાનો મહામાર્ગ બતાવનારા આ અધ્યયનમાં સંવેગથી શરૂ કરી અકર્મતા ( મોક્ષ ) સુધીના ૭૩ બોલ ભગવાને પોતે પ્રરૂપ્યા છે અને તેમાં બધા તત્ત્વોનો નિષ્કર્ષ કાઢવામાં આવ્યો છે. આવા હિતકારી સિદ્ધાંત વચનોના પ્રત્યેક બોલ ઉપર પૂજ્યશ્રીએ પોતાની સરલ પણ સચોટ વાણીદ્વારા પ્રકાશ પાડી એટલું તો સુંદર વિવ-રણ કરેલું છે કે, હરકોઇને પોતાની શંકાઓનું સમાધાન થવાની સાથે નિર્ગ્રંથ પ્રવચન ઉપર અચલ શ્રદ્ધા અને બહુમાન ઉપજે અને મુમુક્ષુ જીવોને તો પોતાના જીવનનું ઉત્કર્ષાભિમુખ પરિવર્તન કરવામાં અવલંબન રૂપ થઈ પડે તેવાં મુક્તિમાર્ગનાં સોપાન સાંપડે.

આધુનિક કાળમાં સામાન્ય જનતા ધર્મના નામથી ભડકીને ભાગે છે અને મનઃકલ્પિત તરંગવશ થઈ વૈભવવિલાસમાં જ જીવન સાફલ્ય સમજે છે. આવાઓને માટે આ વ્યાખ્યાનો બહુ જ અસર કરનારાં અને અમૃતતુલ્ય ઉપકારક નીવડશે. વળી હાલમાં કોઇ કોઇ સ્થળે

ક્રિયામાર્ગનું ઉત્થાપન કરવાની પ્રવૃત્તિ ચાલી રહી છે. તેવા સમયે સામાયિક, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ, વ્રત પ્રત્યાખ્યાન, તપ આદિ બોલોને અંગે ક્રિયાના જે અલભ્ય લાભો શ્રી વીતરાગ પ્રભુએ પ્રરૂપ્યા છે તેનું રહસ્ય સામાન્ય મનુષ્યો પણ સમજી શકે અને ધર્મકરણી તરફ લોકોની અભિરૂચી વધે તેવી યુક્તિસંગત દલીલોદ્વારા સમજાવી પૂજ્યશ્રીએ જનતાપર અનન્ય ઉપકાર કર્યો છે.

જામનગરના ચાતુર્માસ દરમ્યાન આ અધ્યયનના શરૂઆતના માત્ર ૨૭ બોલ પૂરતું જ વિવેચન થઇ શકેલ તેથી તેટલા બોલનો જ આ સંગ્રહમાં સમાવેશ છે. ત્યાર પછીના ૨૮ થી ૪૮ પર્યંતના બોલો ઉપર શ્રી મોરબી ચાતુર્માસ દરમ્યાન પૂજ્યશ્રીએ વ્યાખ્યાનો ફરમાવેલ છે, એ વ્યાખ્યાનો પણ આ ગ્રંથાવલિના ત્રીજા પુસ્તકરૂપે પ્રકટ થશે.

દરેક વ્યાખ્યાનના અંતમાં ધર્મતત્ત્વને સરળતાપૂર્વક સમજાવવા માટે મયણરેહાની ચરિત્રકથા આલેખવામાં આવી છે. ભગવાનની ગંભીર વાણી સીધી રીતે સમજમાં આવે એ માટે ચરિત્રકથાનો આશ્રય લેવો પડે છે, અને તે પણ બહુ લાભપ્રદ છે. આ ચરિત્રકથામાં શ્રી નમિરાજ, કે જેનો શ્રી ઉત્તરાધ્યયનના નવમા અધ્યયનમાં અધિકાર છે, તે નમિરાજનાં માતા સતિશિરોમણિ, રત્નપ્રસૂતા મયણરેહા દેવીનું જીવનવૃત્તાંત આલેખાયું છે; જે પણ અત્યંત બોધપ્રદ અને કર્તવ્યભાન કરાવનારૂં છે. મયણરેહાએ અનેક વિકટ પ્રસંગોમાં અને મરણાંત ઉપસર્ગોમાં પણ પોતાના સતિત્વનું રક્ષણ કરી સતીધર્મનો ઉત્તમ આદર્શ પૂરો પાડયો છે. વળી પતિને મૃત્યુ સમયે ધર્મોપદેશ આપી તેમની સદ્‌ગતિમાં પણ નિમિત્તરૂપ થયાં છે, અને છેવટે પોતે સંયમ અંગીકાર કરી આત્મકલ્યાણ કર્યું છે. આવા એક શીલવંતા સ્ત્રીરત્નની આ ધર્મકથા પૂજ્યશ્રીએ આધુનિક યુગને પણ ઘણી ઘણી રીતે બોધદાયક નીવડે તેવી રીતે, વચ્ચે વચ્ચે ધર્મ, સમાજ અને રાષ્ટ્ર વિષયક અનેક બાબતો ઉપર પ્રાસંગિક વિવેચન કરી, તેમજ અનેક ઐતિહાસિક દ્રષ્ટાંતો આપી પોતાની લાક્ષણિક અને હૃદયદ્રાવક શૈલિથી આલેખેલ જોઈ શકાશે.

આ રીતે આ વ્યાખ્યાનસંગ્રહમાં પરમાત્માની પ્રાર્થના, સમ્યકત્વ પરાક્રમના બોલો ઉપર શાસ્ત્ર વિચાર અને મયણરેહાની કથા એ ત્રણે વિષયોનો સુંદર સુમેળ સાધવામાં આવેલ છે. અને સામાજિક, રાષ્ટ્રીય અને ધાર્મિક જીવનને સ્પર્શતા વિધવિધ વિષયો ઉપર વ્યવહાર અને નિશ્ચયની દ્રષ્ટિએ મર્યાદિત સાધુભાષામાં વિચાર કરવામાં આવ્યો છે.

આ પ્રકાશનનો મુખ્ય હેતુ જૈનદર્શનનાં પ્રાણભૂત સિદ્ધાંતોનું રહસ્ય જનતાને સરળતાથી સમજાય અને તેના જ્ઞાનનો ફેલાવો થાય તે છે. તેમ જ જ્યાં આગળ સાધુ મુનિરાજોનો સુયોગ સાંપડતો ન હોય તેવાં ગામોમાં તેમ જ વિદેશે દૂર વસતા ભાઈઓને આ વાચન વ્યાખ્યાનની ગરજ સારે અને તેઓ પોતાના નિવૃત્તિ જીવનનો સદુપયોગ કરી શકે તે પણ છે.

એ વાત સ્પષ્ટ કરવી જોઈએ કે, આ સંગ્રહ જેમ અત્યારે ઘણે ઠેકાણે બને છે તેમ, કોઈ તૈયાર કરેલ વ્યાખ્યાનો કે લખાણોનો સંગ્રહ નથી; પરંતુ પૂજ્યશ્રી હંમેશાં વ્યાખ્યાનના સમયે સ્વાભાવિક સ્ફુરણાથી જે પ્રવચન ફરમાવતા તેની ટુંકાક્ષરી નોંધ ઉપરથી તેનો ગુજરાતી અનુવાદ કરાવીને તૈયાર કરવામાં આવેલ છે. ચાતુર્માસ દરમ્યાનનાં પૂજ્યશ્રીનાં વ્યાખ્યાનોની આવી ટુંકાક્ષરી નોંધ શ્રી રતલામ હિતેચ્છુ શ્રાવક મંડળ તરફથી તેમના પંડિત શ્રી

શંકરપ્રસાદજી દીક્ષિત છેલ્લાં કેટલાંએ વર્ષોથી લે છે. આ રીતે આવા ગહન અને શાસ્ત્રીય લખાણમાં પૂજ્યશ્રીના મૂળ ભાવોની જે વિચારબદ્ધતા જળવાઈ રહેલ દેખાય છે, તે પંડિતશ્રી શંકરપ્રસાદજીની વ્યાખ્યાન ઝીલવાની શક્તિ, ખંત અને શ્રમને આભારી છે અને તેથી જ આ વ્યાખ્યાનોનો આવો સુંદર ગુજરાતી અનુવાદ શ્રી શાન્તિલાલ વનમાળી શેઠ ન્યાયતીર્થ સંતોષકારક રીતે કરી શકેલ છે, તેની નોંધ આ સ્થળે કરતાં આનંદ ઉપજે છે.

આ પુસ્તકની વિષયસૂચિ તૈયાર કરવામાં શ્રી ઝવેરચંદ જાદવજી કામદારે, પ્રકાશન અંગેની વ્યવસ્થા કરવામાં શ્રી હરખચંદ કેશવજી વોરાએ તથા પ્રુફશોધન કરવામાં શ્રી વાડીલાલ કાકુભાઈ સંઘવીએ ઉમંગભેર સહાય અને સહકાર આપેલ છે.

આ પ્રકાશનમાં વ્યાખ્યાનોની નોંધ લેવામાં દૃષ્ટિદોષથી કે સમજફેરથી કોઈ ભૂલ રહેલી માલુમ પડે તો તે માટે પ્રકાશક ક્ષમાર્થી છે.

ફાલ્ગુન શુદ બીજ
સંવત્ ૧૯૯૫
રાજકોટ

ચુનીલાલ નાગજી વોરા
વ્યવસ્થાપક

આ પુસ્તકના પ્રકાશન અર્થે આર્થિક મદદ કરનારાની

## શુભ નામાવલી

| | | |
|---|---|---|
| રૂા. ૨૫૦) | શ્રી ધર્મવીર દુર્લભજી ત્રિભુવન ઝવેરી | મોરબી |
| રૂા. ૨૫૦) | શ્રી ચુનીલાલ નાગજી વોરા | રાજકોટ |
| રૂા. ૫૦) | શ્રી મગનલાલ પોપટલાલ શાહ | અમદાવાદ |
| રૂા. ૨૫) | રાવસાહેબ ઠાકરશી મકનજી ઘીયા | રાજકોટ |
| રૂા. ૨૫) | શ્રી તારાચંદ બેચરદાસ કામદાર | રાજકોટ |
| રૂા. ૨૫) | શ્રીમતી બેન જયાકુંવર કાળીદાસ | રાજકોટ |

# રાષ્ટ્રભાવી જૈન મુનિ શ્રી જવાહરલાલજી

## પરિચય

હિંદમાં જવાહર એક નહિ પણ બે છે. એક રાષ્ટ્રનાયક છે. બીજા ધર્મનાયક છે. યુક્ત પ્રાંતથી લઈ સૌરાષ્ટ્રના સીમાડા સુધી જેની સુવાસ મહેકી રહી છે, તે જૈન મુનિશ્રી જવાહરલાલજી એક વર્ષોથી સૌરાષ્ટ્રમાં છે. પહેલું ચોમાસું રાજકોટમાં કરેલું, બીજું જામનગરમાં અને આ વખતે મોરબી ચાતુર્માસ રહેશે.

બાર વર્ષની વયે દીક્ષા લેનાર આ સાધુ અત્યારે બાસઠથી વધુ વયના વ્યાધિગ્રસ્ત વૃદ્ધ છે. સ્થાનકવાસી સંપ્રદાયના સાધુ છતાં જૈનેતર જગતના પણ સન્માનિત છે. રૂઢિચુસ્ત અનુયાયીઓના, કલ્પના પણ ન થઈ શકે તેવા કાળમીંઢ કોટ કિલ્લાની વચ્ચે ઉભેલા છતાં એ પુર્ણ પ્રગતિશીલ વિચારક છે. એ પ્રમાણિક, નિડર, નિર્મલા સંત છે.

પોતાની ક્રિયાકરણી પરત્વે અણીશુદ્ધ જૈન છે, છતાં એ રાષ્ટ્રવાદના ઉપાસક છે. સોમવારે મૌન પાળીને એ ગીતાનું અધ્યયન કરે છે. ગીતા અને જૈન શાસ્ત્રો વચ્ચેનું પૂર્ણ સામ્ય પ્રતીત કરીને એણે લોકોના મિથ્યા બુદ્ધિભેદને મિટાવ્યો છે.

ગાંધીજીના અને ગાંધીના વિચાર-તત્ત્વના એ નિડર અનુમોદક છે. ગાંધીજીને, માલવીયાજીને, તિલકને, સૌને એ મળ્યા છે. ગીતા પરના ભાષ્યમાં જૈનધર્મ સંબંધે સ્વ૦ લોકમાન્યે કરેલી ભુલ એણે પુરવાર કરી દેતાં લોકમાન્યે એ સુધારવાનો સ્વીકાર કરેલો હતો.

ગાંધીજીના પ્રશંસક હોવું એ મુનિશ્રી જવાહરલાલના મતવિરોધી જૈનોની જબાન પર વિરોધની એક પ્રબલ દલીલ છે. તેમ બીજી બાજુ રાજપુતાના ને મારવાડના હજારો જવાહર-ભક્તો ફક્ત મુનિ મહારાજશ્રીની જ ખાદી-પ્રશંસા પર મુસ્તાક બની ખાદીધારી બન્યા છે.

જવાહરલાલજીની રાષ્ટ્રભાવના એ લોકમતને અનુવર્તીને લોકપ્રિયતા કામવાનું ધાંધલ નથી. આ જૈન સાધુવર તો ચિંતક છે, દર્શક છે, પૂર્ણક્રિયાનિષ્ટ વૈરાગ્યના જ ઉપાસક છે. એ તો સંસારીઓને સંસારધર્મના રહસ્યો સમજાવે છે-વિધવિધ રૂપે, જુજવી જુક્તિઓ વડે, અને અર્ધ સૈકા થયાં જેની મુગ્ધકર નૂતનતા અણખૂટ રહેલી છે તેવી સામર્થ્યવંત વાણીદ્વારા.

એમનાં ચાતુર્માસનાં વ્યાખ્યાનો લઘુ-લિપીવડે ઝીલાઇને પછી પુસ્તક રૂપે મૂકાતાં થયાં છે. રાજકોટની મહાવીર જૈન જ્ઞાનોદય સોસાયટીએ રાજકોટનાં વ્યાખ્યાનોનો કરેલો સંગ્રહ "જવાહિર-જ્યોતિ" અને "જવાહિર વ્યાખ્યાન સંગ્રહ" નામે પ્રકટ થયો છે

"ફુલછાબ" રાણપુર, તા. ૧૩-૫-૧૯૩૮

# અનુક્રમણિકા



## પ્રાર્થના વિચાર:



**સમ્યક્ત્વ પરાક્રમ:** ( ઉત્તરાધ્યયન સૂત્ર–૨૯ મું અધ્યયન ) પૃષ્ઠ

**મયણરેહા ચરિત્ર**



**પ્રકીર્ણ**



* મયણરેહા ચરિત્રમાં ભાગ ૨૨-૨૩ બે વખત લખાઇ ગયેલ છે.

॥ असियाउसाय नमः ॥

# શ્રી જવાહિર વ્યાખ્યાન સંગ્રહ

## પુસ્તક બીજું



સમ્યક્ત્વ પરાક્રમ—બોલ ૧ થી ૨૭

અને

મયણરેહા ચરિત્ર



[ જામનગર ચાતુર્માસ ]

સંવત્ ૧૯૯૩

# પ્રવચન સાર

'धम्मो मंगलमुक्किट्ठं अहिंसा संजमो तवो।'

અર્થાત્—અહિંસા, સંયમ અને તપ પ્રધાન ધર્મ સદા મંગળકારી છે.

ધર્મનું જીવનમાં ઘણું જ મહત્ત્વનું સ્થાન છે. ધર્મ વિના જીવનવ્યવહાર પણ ચાલતો નથી. અત્યારે ધર્મને ધર્મભ્રમ અને ધર્મભ્રમને ધર્મ માનવામાં આવે છે, અને તે કારણે સંસારમાં મોટો ગોટાળો ઉભો થવા પામ્યો છે. તેથી જેમ સુવર્ણકાર માટીમાં ભળી ગએલા સોનાને 'તાપ-કષ્-છેદ'થી પરીક્ષા કરી કાઢી લે છે, તે જ પ્રમાણે વિવેકી જનોએ ભ્રમરૂપ માટીમાં ભળી ગએલા ધર્મસુવર્ણને 'તાપ-કષ્-છેદ' રૂપી વિવેક દ્વારાએ પૃથક્ કરી લેવું જોઈએ. જ્યારે ધર્મભ્રમમાંથી ધર્મને સંશોધવામાં આવશે ત્યારે જ ધર્મનું સાચું મૂલ્યાંકન થશે.

—પૂજ્યશ્રી જવાહિરલાલજી.

આજે આખું યુરોપ અને જાપાન આદિ દેશો વિજ્ઞાનના બળે યુદ્ધ કરી રાજ્યલિપ્સા તૃપ્ત કરવા ચાહે છે અને તે કારણે માનવસૃષ્ટિનો જલદીમાં જલદી વિનાશ કેવી રીતે થાય એ માટેની શોધ આજે વિજ્ઞાન કરી રહેલ છે. પરંતુ ધર્મના અમોઘ શસ્ત્ર-અહિંસાશસ્ત્ર સિવાય બીજું એકેય એવું અમોઘ સાધન નથી કે જે માનવ સંસ્કૃતિનો સત્યાનાશ વાળવા માટે પૂરવેગથી ધસી આવતા વિજ્ઞાનના આ વેગને અટકાવી શકે.

—પૂજ્યશ્રી જવાહિરલાલજી.

નોટઃ—દરેક વ્યાખ્યાનની શરૂઆતમાં દર્શાવેલ શ્રીવિનયચંદ્રજી કુંભટ ચોવીશી માટે "શ્રી જવાહીર વ્યાખ્યાન સંગ્રહ—રાજકોટ ચાતુર્માસ" જુઓ.

॥ असिआउसाय नमः ॥

# શ્રી જવાહિર વ્યાખ્યાન સંગ્રહ

## સમ્યક્ત્વ પરાક્રમ અને મયણરેહા ચરિત્ર



### વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૩ અષાડ વદ ૩ રવિવાર

### પ્રાર્થના

શ્રી 'દઢરથ' નૃપતિ પિતા, 'નન્દા' થારી માય;
રોમ રોમ પ્રભુ મો ભણી, શીતલ નામ સુહાય.
જય જય જિન ત્રિભુવન ધણી. ॥ ૧ ॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

**શ્રી** શીતલનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પ્રાર્થનાનો વિષય અગાધ છે છતાં એ વિષય ઉપર થોડું કહેવું પણ આવશ્યક છે. પરંતુ આજે હું સિદ્ધાન્તદ્વારા પરમાત્માની પ્રાર્થના કરવા ચાહું છું, એટલા માટે શીતલનાથ ભગવાનને નમસ્કાર કરી શાસ્ત્રદ્વારા સિદ્ધાન્તની વાત કહું છું.

## સમ્યક્ત્વ પરાક્રમ—૧

### શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર પરિચય—૧

અત્રે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાંના ૨૯ મા "સમ્યક્ત્વ પરાક્રમ" નામના અધ્યયન વિષે મારે કહેવાનું છે. આ અધ્યયનનો અર્થ ઘણો જ વિસ્તૃત અને વિશાળ છે પણ પહેલાં એ જોવાનું છે કે, શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર કેવી રીતે બન્યું છે? આ વાત જાણવાની આવશ્યકતા એટલા માટે છે કે, આ વાતને જાણવાથી આ સૂત્ર ઉપર પ્રીતિ અને રુચિ પેદા થશે.

પરંપરાનુસાર તો શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર ભગવાન મહાવીરની અંતિમ વાણી છે એમ કહેવાય છે. આ વાત વિચારતાં સત્ય લાગે છે; કારણ કે, સમગ્ર સૂત્રના અર્થના કર્તા અરિહન્ત જ માનવામાં આવે છે. આ સંબંધમાં એવો ઉલ્લેખ પણ મળે છે કે, 'अत्थं भासइ अरहा, सुत्तं गुत्थइ गणहरा' અર્થાત્ અર્થરૂપ અરિહન્તની પ્રરૂપણાને જ ગણધરો સૂત્રરૂપે ગૂંથે છે એટલા માટે આ ઉત્તરાધ્યયન સૂત્રના અર્થકર્ત્તા તો ભગવાન મહાવીર જ છે અને ઉત્તરાધ્યયન સૂત્રના પાઠના કર્તા કોઇ મહાસ્થવિર અને સૂત્રના પારગામી મહાનુભાવ હોય અને ભદ્રબાહુ સ્વામીએ આ સૂત્રની નિર્યુક્તિ કરી એ યુક્તિસંગત જણાય છે.

આ ઉપરથી એ તો પ્રગટ થાય છે કે, આ સૂત્ર ભદ્રબાહુ સ્વામીના પહેલાંનું છે અને તેઓ આ સૂત્રને પ્રમાણભૂત માનતા હતા. વળી આ સૂત્ર પ્રત્યે તેમને પ્રેમભાવ હતો એટલા જ માટે તેમણે પ્રસ્તુત સૂત્રની નિર્યુક્તિ બનાવી પોતાનો સૂત્રપ્રેમ વ્યક્ત કર્યો છે. ભદ્રબાહુ સ્વામીના વિષે મતભેદ છે કે ક્યા ભદ્રબાહુ સ્વામીએ નિર્યુક્તિ બનાવી? પણ જો આ સૂત્રના નિર્યુક્તિકાર ભદ્રબાહુ સ્વામી ચાર જ્ઞાન અને ચૌદ પૂર્વના સ્વામી હોય અને તેમણે આ સૂત્ર ઉપર નિર્યુક્તિ બનાવી હોય તો એ ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે, આ સૂત્રને તેમણે પણ પ્રમાણભૂત માન્યું છે અને આ પ્રમાણે એ વાત પણ સિદ્ધ થાય છે કે, પ્રસ્તુત સૂત્ર અનેક સૂત્રોમાંથી ઉદ્ધૃત અને અનેક મહાપુરુષોની વાણીથી સંકલિત છે.

નિર્યુક્તિ બાદ આ સૂત્ર ઉપર ચૂર્ણિ તથા ટીકાઓ પણ રચવામાં આવેલ છે. મારા સાંભળવા પ્રમાણે તો આ સૂત્રની ૫૬ ટીકાઓ રચવામાં આવેલ છે. આ ઉપરથી એટલું તો જણાય છે કે, ભદ્રબાહુ સ્વામીના પછીના આચાર્યોએ પણ આ સૂત્રને પ્રમાણભૂત માનેલ છે અને આ સૂત્રને જનોપયોગી તથા ઉપકારક સમજી તે ઉપર અનેક આચાર્યોએ ટીકાઓ પણ રચેલ છે. આ બધી દૃષ્ટિએ વિચારતાં આ સૂત્ર પ્રમાણભૂત તથા અતિ મહત્ત્વપૂર્ણ છે એમ સ્પષ્ટ જણાય છે.

આ સૂત્રનું ઉત્તરાધ્યયન નામ કેમ પડયું? એ વિષે વિચાર કરવો પણ આવશ્યક છે. સાધારણ રીતે તો 'ઉત્તર' શબ્દ અનેકાર્થવાચક છે પણ અહીં ઉત્તર શબ્દ ક્રમ અર્થમાં વિવક્ષિત થએલો છે. એક કાર્યની બાદ જે બીજું કાર્ય કરવામાં આવે છે તે 'ઉત્તર' કાર્ય કહેવામાં આવે છે અર્થાત્ જે પાછળનું કામ હોય તે ઉત્તર કાર્ય કહેવામાં આવે છે. આ સૂત્રને ઉત્તરાધ્યયન કહેવાનું કારણ એ છે કે, આ સૂત્ર શ્રી આચારાંગ સૂત્રની બાદ ભણાવવામાં આવે છે. આ ઉપરથી મૂળ તો આચારાંગ સૂત્ર રહ્યું અને ઉત્તરનું—પાછળનું આ સૂત્ર રહ્યું. શ્રી આચારાંગ સૂત્ર ભણાવ્યા બાદ જ આ સૂત્ર ભણાવવામાં આવતું હોવાને કારણે આ સૂત્રનું નામ ઉત્તરાધ્યયન પડયું હોય એમ લાગે છે; પરંતુ ઉત્તરાધ્યયનસૂત્રની પહેલાં શ્રી આચારાંગસૂત્ર ભણાવવાનો ક્રમ તો શય્યંભવ આચાર્યની પહેલાંનો છે.

જ્યારે શય્યંભવ આચાર્યે દશવૈકાલિક સૂત્રને ગ્રથિત કર્યું અને દશવૈકાલિક સૂત્રને થોડામાં જ વિશેષ જ્ઞાન કરાવનાર સૂત્ર માનવામાં આવ્યું, ત્યારથી ઉત્તરાધ્યયન સૂત્રની પહેલાં આચારાંગ સૂત્ર ભણવા–ભણાવવાના ક્રમને બદલે આચારાંગ સૂત્રના સ્થાને દશવૈકાલિક સૂત્ર ભણવા–ભણાવવાનો ક્રમ ચાલુ થયો અને તેની બાદ આ ઉત્તરાધ્યયન સૂત્રનો અભ્યાસ થવા લાગ્યો. ચાર મૂળ સૂત્રોમાં દશવૈકાલિક સૂત્ર પણ એક મૂળ સૂત્ર છે અને દશવૈકાલિક સૂત્રની બાદ જ આ સૂત્ર ભણાવવામાં આવતું હોવાને કારણે પણ આ સૂત્રનું નામ ઉત્તરાધ્યયન સૂત્ર પડયું હોય તો તે સંભવિત છે. અર્થાત્ દશવૈકાલિક સૂત્ર મૂળ સૂત્ર છે અને તે પહેલાં ભણાવવામાં આવે છે, અને આ સૂત્રને બાદ ભણાવવામાં આવે છે એટલા માટે આ સૂત્રને 'ઉત્તરાધ્યયન સૂત્ર'ના નામે ઓળખવામાં આવે છે.

હવે ઉત્તરાધ્યયન સૂત્રના વિષે થોડો વિચાર કરીએ. 'ઉત્તર' શબ્દના અનેક અર્થો થાય છે, તેમાં 'ઉત્તર'નો અર્થ પ્રધાન પણ થાય છે; પણ આ પ્રસંગે 'ઉત્તર' શબ્દનો પ્રધાન અર્થ કરતાં ક્રમપ્રધાન એવો અર્થ ઉચિત જણાય છે. કારણ કે 'ઉત્તર' શબ્દનો

પ્રધાન અર્થ જ માનવામાં આવે તો એવો પ્રશ્ન ઉપસ્થિત થઈ શકે છે કે, આ સૂત્ર કેવી રીતે અને કોનાથી પ્રધાન છે? જો આ સૂત્રને કોઈ સૂત્રથી પ્રધાન કહેતા હો તો, શું કોઈ સૂત્ર અપ્રધાન પણ છે? આ પ્રમાણે કહેવાથી તો દોષ આવશે એટલા માટે એમ જ કહેવું યોગ્ય છે કે, આ સૂત્ર ક્રમથી બીજા સૂત્રથી પ્રધાન છે અર્થાત્ આ સૂત્ર ક્રમપ્રધાન છે.

આ સૂત્રનું ઉત્તરાધ્યયન નામ કેમ પડયું એનું રહસ્ય સમજાવવા માટે ટીકાકાર કહે છે કે ઉત્તર શબ્દનાં અનેક નિક્ષેપ થાય છે, પણ મૂળ નિક્ષેપ તો નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર જ હોય છે. એટલા માટે આ ચાર નિક્ષેપ વિષે જ વિચાર કરવામાં આવે છે. આ ચાર નિક્ષેપોમાંથી નામનિક્ષેપ અને સ્થાપનાનિક્ષેપ ક્ષુલ્લક અર્થાત્ થોડા અર્થવાળાં છે, એટલા માટે તે બે નિક્ષેપોને છોડી દઈ બાકીનાં દ્રવ્ય નિક્ષેપ અને ભાવ નિક્ષેપ એ બે નિક્ષેપો વિષે જ વિચાર કરવામાં આવે છે.

'ઉત્તર' શબ્દના દ્રવ્ય અર્થમાં જઘન્ય, ઉત્કૃષ્ટ અને મધ્યમ એમ ત્રણ ભેદ પાડવામાં આવે છે. જઘન્યનો અર્થ નાનું થાય છે. નાનું કહેવાથી એથી કાંઈ મોટું છે એમ માનવું જ પડે છે. મોટાની અપેક્ષાએ જ નાનું છે. જો મોટું કાંઈ ન હોય તો નાનું હોઈ શકે નહિ, અર્થાત્ નાનાથી કાંઈ ઉત્તર–મોટું હોવું જ જોઈએ. જેને ઉત્કૃષ્ટ કહેવામાં આવે તેના ઉપરથી એમ સ્પષ્ટ જણાય છે કે, આથી વિશેષ બીજું કોઈ મોટું નથી. આ પ્રમાણે જઘન્ય એ સઉત્તર છે અને ઉત્કૃષ્ટ એ અનુત્તર છે. ત્રીજો મધ્યમ ભાગ છે કે જે સઉત્તર છે અને નિરુત્તર પણ છે. જેમકે એક, બે અને ત્રણના અંકોમાંથી બેનો અંક મધ્યમ છે. આ બેનો અંક એકના અંકની અપેક્ષાએ ઉત્તર છે અને ત્રણના અંકની અપેક્ષાએ અનુત્તર છે. એકનો અંક તો સઉત્તર જ છે. જે જઘન્ય અર્થાત્ નાનું હોય છે તે મોટાની અપેક્ષા રાખે છે અને મોટું હોવાને લીધે જ નાનું છે, એટલા માટે તે સઉત્તર છે. પરંતુ જે ઉત્કૃષ્ટ હોય છે તે જઘન્યની અપેક્ષા તો રાખે છે, પણ ઉત્કૃષ્ટની અપેક્ષા રાખતું નથી. એટલા માટે જઘન્યમાં સઉત્તર ગુણ રહેલો છે, પણ ઉત્કૃષ્ટમાં સઉત્તર ગુણ નહિ પણ અનુત્તર ગુણ રહેલો છે જ્યારે મધ્યમમાં દ્વિઅંકની માફક સઉત્તર અને અનુત્તર બન્નેય પ્રકારનાં ગુણો રહેલાં છે.

આ દ્રવ્ય ઉત્તરની વાત થઈ. દ્રવ્ય ઉત્તરની અપેક્ષાએ પણ ઉત્તરાધ્યયનનું આ નામ બરાબર છે. કારણ કે, આ સૂત્રનું નામ ઉત્તરાધ્યયન છે એટલા માટે તે અનુત્તરની અપેક્ષા રાખે છે અને તેનું અનુત્તર સૂત્ર શ્રી આચારાંગ સૂત્ર છે. આ સૂત્રની પહેલાં આચારાંગ સૂત્ર ભણાવવામાં આવે છે એટલા માટે આ ઉત્તરાધ્યયન સૂત્ર સઉત્તર છે.

ભાવ ઉત્તરની અપેક્ષાએ આ ઉત્તરાધ્યયન સૂત્ર પાંચ પ્રકારનાં ભાવોમાંથી ક્ષાયોપશમિક ભાવમાં છે. આ ક્ષાયોપશમિક ભાવમાં જે સૂત્રો છે તેમાં પણ ક્રમ છે. જેમકે આચારાંગ સૂત્ર પણ ક્ષાયોપશમિક ભાવમાં છે અને ઉત્તરાધ્યયન સૂત્ર પણ ક્ષાયોપશમિક ભાવમાં છે. પરંતુ આચારાંગ સૂત્ર પૂર્વનું છે અને આ ઉત્તરાધ્યયન સૂત્ર તેની બાદનું છે. એટલા માટે તેને ઉત્તરાધ્યયન સૂત્ર કહેવામાં આવે છે. ક્ષાયોપશમિક ભાવમાં તો ઉત્તરાધ્યયન સૂત્ર પણ છે અને આચારાંગ સૂત્ર પણ છે. જો આમ માનવામાં ન આવે અર્થાત્ આચારાંગ સૂત્રને ક્ષાયોપશમિક ભાવમાં માનવામાં ન આવે તો દોષ આવશે. એટલા માટે એમ તો માનવું જ જોઈએ કે, એ બન્ને સૂત્રો ક્ષાયોપશમિક ભાવમાં છે પણ આચારાંગ સૂત્ર અનુત્તર છે અને ઉત્તરાધ્યયન

સૂત્ર સઉત્તર છે. કારણ કે, આચારાંગ સૂત્રને ભણ્યા બાદ જ ઉત્તરાધ્યયન સૂત્રને ભણાવવામાં આવે છે. આ વાતની સાક્ષી માટે નિર્યુક્તિકાર નીચેની ગાથામાં કહે છે કે:—

**कमउत्तरेण पगयं आयारस्सेव उवरियाणं तु ।**
**तम्हाउ उत्तरा खलु अज्झयणा होंति णायव्वा ॥**

મતલબ કે, આ સૂત્રનું નામ ઉત્તરાધ્યયન સૂત્ર નામ કેમ પડ્યું ? તો એને માટે એમ માનવું કે, ઉત્તરાધ્યયન સૂત્ર ક્રમપ્રધાન છે. ક્રમમાં પણ ભાવક્રમ લેવો અને ભાવમાં પણ ક્ષાયોપશમિક ભાવને લેવો.

હવે કદાચ કોઈ એમ કહે કે, આ સૂત્ર ક્ષાયોપશમિક ભાવમાં જ કેમ છે ? તો એનો ઉત્તર એ છે કે, અનુયોગદ્વાર સૂત્રમાં કહ્યું છે કે, ચાર જ્ઞાન તો સ્થાપના રૂપ છે. લેવું-દેવું, સમજવું-સમજાવવું વગેરે કાર્ય શ્રુતજ્ઞાનથી જ થાય છે અને શ્રુતજ્ઞાનનો સમાવેશ ક્ષાયોપશમિક ભાવમાં થાય છે, એટલા માટે આ સૂત્ર પણ ક્ષાયોપશમિક ભાવમાં છે. ક્ષાયોપશમિક ભાવમાં પણ ક્રમ છે. એ ક્રમમાં આચારાંગ સૂત્ર પ્રથમ છે અને આ ઉત્તરાધ્યયન સૂત્ર પછીનું છે. અને તેથી જ આચારાંગ સૂત્રને પહેલાં ભણાવ્યા બાદ જ આ સૂત્ર ભણાવવામાં આવે છે. આ કારણે આ સૂત્રને ઉત્તરાધ્યયન સૂત્ર કહેવામાં આવે છે.

જો કે આવો ક્રમ છે પણ અહીં નિર્યુક્તિકાર ઉપરની ગાથામાં જે 'તુ' શબ્દ જોડે છે તે આ ક્રમથી ભિન્ન ક્રમનો બોધ કરાવે છે. આ 'તુ' શબ્દ એમ બતાવે છે કે, આચારાંગ સૂત્રને ભણાવ્યા બાદ જ ઉત્તરાધ્યયનસૂત્રને ભણાવવાનો ક્રમ શય્યંભવ આચાર્યના સમય સુધી ચાલ્યો, પણ પછી જ્યારે દશવૈકાલિક સૂત્ર બનાવવામાં આવ્યું ત્યારે દશવૈકાલિક સૂત્ર પહેલાં અને ઉત્તરાધ્યયન સૂત્ર પછી ભણાવવામાં આવતું ગયું અને આ પ્રમાણે આચારાંગ સૂત્રનું સ્થાન દશવૈકાલિક સૂત્રે લઈ લીધું; પરંતુ ઉત્તરાધ્યયન સૂત્ર તો પોતાના સ્થાન ઉપર જ રહ્યું. આ ક્રમ બદલવાથી એ સ્પષ્ટ થયું કે, ઉત્તરાધ્યયન સૂત્ર દશવૈકાલિક સૂત્રની પહેલાંનું છે.

દશવૈકાલિક સૂત્રની રચના વિષે કથાદ્વારા એવું સાંભળ્યું છે કે, શય્યંભવ આચાર્યની પાસે તેનો પુત્ર પણ સંયમનું પાલન કરતો હતો. તેમણે કોઈ સાધુને એમ ન કહેલ કે, આ સાધુ મારો સંસારપક્ષનો પુત્ર છે. તેમના જાણવામાં એ આવી ગયું હતું કે, આ સાધુની ઉમરમાં કેવળ છ મહિના જ બાકી છે. આ છ મહિનામાં જ તે પોતાના આત્માનું કલ્યાણ કરી શકે એ ઉદ્દેશથી શય્યંભવ આચાર્યે શ્રી દશવૈકાલિક સૂત્રની રચના કરી હતી.

શય્યંભવ આચાર્યના સંસારપક્ષના પુત્રનું નામ મણિકપુત્ર હતું. જ્યારે મણિકપુત્ર કાળધર્મને પ્રાપ્ત થયો ત્યારે શય્યંભવ આચાર્યને થોડો ખેદ થયો. આ જોઈ સાધુઓએ તેમને પૂછ્યું કે, "મહારાજ ! બીજા સાધુઓ કાળધર્મને પામે છે ત્યારે આપને આવો ખેદ થતો નથી તો આ શિષ્યને માટે તમને આટલો બધો ખેદ કેમ થાય છે ?" આચાર્યે સાધુઓને કહ્યું કે, "એ શિષ્ય મારો અંગજાત જ હતો." આ સાંભળી સાધુઓએ કહ્યું કે, "આપે એ વાત અમને પહેલાં કેમ ન જણાવી ?" આચાર્યે જવાબ આપ્યો કે, "જો હું તે વાત તમને જણાવત તો તમે તેને લાડ લડાવત કે જેથી તેના આત્મકલ્યાણમાં વિઘ્નબાધા ઊભી થાત. હું એ જાણી ગયો હતો કે, છ મહિના જ તેના આયુષ્યનાં બાકી છે, એટલા માટે તે છ મહિનાના આયુષ્યમાં આત્મકલ્યાણ કરી શકે એ ઉદ્દેશથી, મેં પૂર્વ અંગોમાંથી ઉદ્ધૃત કરી, આ દશવૈકાલિક સૂત્ર બનાવ્યું હતું. પણ હવે તે કાળધર્મને પામી ગયો છે એટલા

માટે આ સૂત્રને જે શાસ્ત્રસાગરમાંથી કાઢી સંકલિત કરવામાં આવ્યું હતું તે જ શાસ્ત્રસાગરમાં મેળવી દઉં છું ”

આ પ્રમાણે શય્યંભવ આચાર્યની ઇચ્છા દશવૈકાલિક સૂત્રને જે સૂત્રોમાંથી ઉદ્ધૃત કરવામાં આવ્યું હતું તે જ સૂત્રોમાં પાછું મેળવી લોપ કરવાની હતી; પણ તે વખતનો સંઘ સંગઠિત હતો એટલા માટે સંઘે આચાર્યને કહ્યું કે, “ તે શિષ્ય આપનો પુત્ર હતો તો શું આ સંઘ આપના પુત્રરૂપે નથી ? ભવિષ્યનો કાળ વિષમ થતો જાય છે અને વિષમકાળમાં મોટા સૂત્રનું અધ્યયન કરવું બહુ જ મુશ્કેલ હોય છે. એટલા માટે આ સૂત્રને સૂત્રોમાં ભેળવી ન દો પણ જેવા રૂપમાં આ સૂત્ર છે તેવા જ રૂપમાં આ સૂત્રને રહેવા દો. ”

શય્યંભવ આચાર્યે કહ્યું કે, “ આ સૂત્રમાં જે કાંઈ છે તે ભગવાનની જ વાણી છે, એમાં મારું કાંઈ નથી.” આ પ્રમાણે કહીને તેમણે તે સૂત્ર સ્થવિરોની સામે મૂકી દીધું. સ્થવિરોએ દશવૈકાલિકસૂત્રને જોઈને બહુ પસંદ કર્યું અને પછી તો તે સૂત્રે આચારાંગનું સ્થાન લઈ લીધું અને તે સૂત્ર પહેલાં ભણાવવાનું શરૂ થયું.

જે પ્રમાણે પાણીમાં કોઈ પ્રકારનો ભેદ હોતો નથી તે જ પ્રમાણે જિનવાણીમાં પણ સમજો. જિનવાણી પણ બધાને માટે સરખી જ છે. પાણી ભલે તળાવનું હોય કે કુવાનું હોય પણ તે પાણી તો વરસાદ વરસે છે ત્યારે જ આવે છે. એટલા માટે પાણીમાં કોઈ પ્રકારનો ભેદ હોતો નથી. પરંતુ જ્યારે લોકો તળાવ કે કુવામાંથી પાણીનો ઘડો ભરીને લાવે છે ત્યારે એવો અહંકાર આવી જાય છે કે એ પાણી અમારું છે. પણ વાસ્તવમાં પાણીમાં આ પ્રકારનો કાંઈ ભેદ હોતો નથી. કુદરત તો બધાને માટે પાણી વરસાવે છે અને જે પ્રમાણે કુદરત બધાનું પોષણ કરે છે તે પ્રમાણે પોષણ બીજું કોઈ કરી શકતું નથી.

જે પ્રમાણે સરોવર કે કુવામાંથી ઘડો ભરીને તેને પોતાનો માનવામાં આવે છે, પણ જ્યાંથી તે પાણી લાવવામાં આવ્યું છે તે સરોવર કે કુવો તો બધાને પાણી આપે છે, તે જ પ્રમાણે જિનવાણી પણ સરોવરની સમાન છે. આ જિનવાણી રૂપી સરોવરમાંથી પોતાની બુદ્ધિદ્વારા સૂત્રરૂપી ઘડો ભરીને લઈ જવામાં આવે તો વાંધો નથી, પરંતુ તે વાણી તો ભગવાનની જ છે.

કહેવાનો આશય એ છે કે, નિર્યુક્તિકારે જે ‘ તુ ’ શબ્દ જોડયો છે. તે શબ્દ એ વાતને સ્પષ્ટ કરે છે કે, આચારાંગસૂત્ર ભણાવ્યા બાદ ઉત્તરાધ્યયન સૂત્રને ભણાવવાનો ક્રમ પહેલેથી ચાલ્યો આવતો હતો; પરંતુ દશવૈકાલિક સૂત્ર જ્યારે બનાવવામાં આવ્યું અને તે સૂત્રે આચારાંગસૂત્રનું સ્થાન લઈ લીધું ત્યારે પણ ઉત્તરાધ્યયન સૂત્ર તો દશવૈકાલિક સૂત્ર ભણાવ્યા બાદ જ ભણાવવામાં આવે છે. એટલા માટે આ સૂત્રનું નામ ઉત્તરાધ્યયન તો સાર્થક જ રહ્યું; કારણકે આચારાંગ સૂત્રના સ્થાને દશવૈકાલિક સૂત્ર ભણાવવામાં આવતું હોવા છતાં આ સૂત્ર ત્યારબાદ ભણાવવામાં આવતું હોવાને કારણે ઉત્તર જ રહ્યું.

દશવૈકાલિક સૂત્રની પછી આ સૂત્રને ભણાવવામાં આવે એ દૃષ્ટિએ પણ ઉત્તરાધ્યયન નામ સાર્થક જ છે અને સૂત્રપ્રધાન નહિ પણ ક્રમપ્રધાન હોવાને કારણે પણ ઉત્તરાધ્યયન નામ બરાબર છે. જિનવાણીમાં તો બધાં સૂત્રો પ્રધાન છે એટલા માટે ઉત્તર શબ્દનો અર્થ ક્રમપ્રધાન માનવો એ જ ઠીક અને સંગત જણાય છે.

હવે એ પ્રશ્ન થાય છે કે, ઉત્તરાધ્યયન સૂત્રને આચારાંગ સૂત્રની બાદનું કહ્યું છે તો શું આચારાંગ સૂત્રના કર્તા જ ઉત્તરાધ્યયન સૂત્રના પણ કર્તા છે? આ પ્રશ્નના ઉત્તરમાં એમ જ કહી શકાય કે, ના, એમ નથી. આચારાંગ સૂત્રને તો સુધર્માસ્વામીનું અત્તાગમ–આત્માગમ કહેવામાં આવે છે, અને આ ઉત્તરાધ્યયન સૂત્રને તો સ્થવિરોનું અત્તાગમ–આત્માગમ કહેવામાં આવે છે. ત્યારે અત્રે એ પ્રશ્ન ઊભો થાય છે કે, આ સૂત્રમાંનાં કેટલાંક અધ્યયનો સંવાદાત્મક છે, કેટલાંક અધ્યયનો પ્રત્યેકબુદ્ધદ્વારા કથિત છે અને કેટલાંક અધ્યયનો જિનવાણીમાંથી સંકલિત છે એમ નિર્યુક્તિમાં કહ્યું છે, એટલા માટે આ સૂત્ર સ્થવિરોનું અત્તાગમ–આત્માગમ છે એમ કહેવું એ ક્યાંસુધી ઠીક છે? આ ઉપરથી તો આ સૂત્રના કર્તા અનેક બની જાય છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, આ સૂત્રને માટે એ જ પ્રસિદ્ધ છે કે, આ સૂત્ર સ્થવિરોનું બનાવેલું છે અને આ વાતનું સમર્થન નંદીસૂત્રમાં પણ કરવામાં આવ્યું છે.

આ ઉપરથી ફરી પ્રશ્ન એ ઊભો થાય છે કે, નંદીસૂત્રમાં તો એમ કહેવામાં આવ્યું છે કે, ભગવાનને જેટલા શિષ્યો હોય છે તેમનાં તેટલાં પઇન્ના (પ્રકીર્ણો) બને છે અને ઉત્તરાધ્યયન સૂત્રની ગણના 'પઇન્ના'માં થાય છે એવી દશામાં કઈ વાતને ઠીક સમજવી?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, આ બધી વાત બરાબર છે. આ સૂત્ર પૂર્વ અંગમાંથી ઉદ્ધૃત તથા અંગના ઉપદેશમાંથી સંગ્રહ કરી બનાવવામાં આવ્યું હોવા છતાં આ સૂત્રને સ્થવિરોનું કહેવું એ કાંઈ ખોટું નથી. ઉદાહરણ તરીકે, એક બાઈ રોટલી બનાવે છે, પણ તે બાઈએ રોટલી બનાવવાનો સામાન બનાવ્યો નથી. તે બાઈને જ્યારે એમ કહેવામાં આવે કે, તેં આ રોટલી બનાવી છે ત્યારે તે બાઈ એમ જ કહેશે કે, મેં રોટલીના સામાનને બનાવ્યો નથી પણ સામાનનો મેં ઉપયોગ કરી રોટલી બનાવી છે. આ પ્રમાણે તે બાઈએ એ સામાનમાંથી રોટલી બનાવી છે, છતાં કોઈ એમ કહે છે કે, 'એ રોટલી તે બાઈની છે,' તો કોઈ એમ કહે છે કે, 'તે લોટની રોટલી છે.' હવે આ બન્ને પ્રકારની વાતમાં કઈ વાત ઠીક કહી શકાય? બન્ને વાતને ઠીક કહેવી પડશે.

આ જ પ્રમાણે ઉત્તરાધ્યયન સૂત્રને સ્થવિરોએ બનાવેલ છે કે જિનવાણીમાંથી સંગ્રહિત અને અંગમાંથી ઉદ્ધૃત છે એમ કહેવું એ બન્ને વાત બરાબર છે. કપડાં અને બટનને તમે તમારાં કહો છો, પરંતુ તેમાં તમારું શું છે? છતાં તમે તેને તમારું કહો છો કે નહિ? આ જ પ્રમાણે આ ઉત્તરાધ્યયન સૂત્રના કર્તાના વિષે પણ અનેક દૃષ્ટિએ વિચાર કરશો તો તમને માલુમ પડશે કે, એ બન્ને વાતો બરાબર છે.

આ ઉત્તરાધ્યયન સૂત્રને સ્થવિરોએ પૂર્વ અંગમાંથી ઉદ્ધૃત કરી અને જિનવાણીના ઉપદેશનો અને સંવાદ આદિનો સંગ્રહ કરી બનાવેલ છે. હવે આ સૂત્રનો સાર શું છે તે જુઓ. આ સૂત્રનો સાર બંધ અને મોક્ષના સ્વરૂપને બતાવવાનો છે. એટલા માટે એ સારને જુઓ. જેમકે, કોઈ માણસ સાપ–સિંહનો જ્યાં ભય લાગે એવા ભયંકર જંગલમાં પડ્યો હોય અને તે વખતે કોઈ તેને એમ કહે કે, મારી સાથે તું ચાલ, હું તને આ જંગલમાંથી બહાર કાઢી સુરક્ષિત નગરમાં પહોંચાડી દઈશ તો એવા સમયે તે જંગલમાં પડેલો માણસ સામા માણસનું રૂપ જોશે કે તેનો ભાવ જોશે? તે વખતે તે માણસ રૂપ ન જોતાં તેનો કહેવાનો શો ભાવ છે તે જ જોશે. તે એમ જ વિચારશે કે, જ્યારે આ માણસ મને આ જંગલમાંથી બહાર કાઢી નગરમાં સુખરૂપ પહોંચાડી દે છે તો પછી મારે આ વિષે તર્કવિતર્ક કરવાની શી જરૂર છે?

આ ઉદાહરણને ધ્યાનમાં લઈ આ સૂત્ર વિષે પણ જુઓ કે, આ ત્રનો સાર શું છે? આ સૂત્ર જ્યારે આ સંસારરૂપી જંગલમાંથી બહાર કાઢી મોક્ષનગરમાં સુખરૂપ પહોંચાડી દે છે તો પછી આ વિષે વધારે કાંઈ જોવાની શી જરૂર છે? આ સૂત્રમાં આજનાં પુસ્તકોના જેવો ભાષાનો આડંબર તો નથી અને જે આટલું બધું પ્રાચીન સૂત્ર છે તેમાં એવો ભાષાનો આડંબર હોય પણ ક્યાંથી? પરંતુ ભાષાડમ્બર ન હોવા છતાં આ સૂત્ર કેવું છે? અને જે પુસ્તકોમાં ભાષાનો આડંબર છે તે પુસ્તકોમાં કેવો વિકાર ભરેલો છે? તે વિચારો, અને તેથી આ સૂત્રને લગતી બીજી વાતો ન જોતાં એ જુઓ કે, આ સૂત્ર ભગવાનના શરણે લઈ જનારું છે કે નહિ?

ભગવાનના શરણે આ વાણી, સૂત્ર કે ગ્રન્થ લઈ જનારાં છે કે નહિ એની પારખ કરવાનું શીખી લો તો તમે કોઈ વખતે કોઈનાથી ઠગાઈ જશો નહિ! હૃદયમાં અશુભ ભાવના તો જાગ્રત જ રહે છે, તેને જાગ્રત કરવાની આવશ્યક્તા રહેતી નથી. એને માટે તો એવી કહેવત જ છે કે, 'સંતો જાગે ધર્મધ્યાન માટે, ચોરો જાગે ચોરી માટે.' આ પ્રમાણે અશુભ ભાવના તો જાગ્રત જ હોય છે, પરંતુ મુખ્ય કામ તો શુભ ભાવનાને જાગ્રત કરવાનું છે અને તે કામ ભગવાનની વાણી અને મહાત્માઓના શરણે જવાથી જ થઈ શકે છે. ભગવાનની વાણી જાગ્રત અને બળવાન બનાવે છે. ભગવાનની વાણી જાગ્રત, પ્રેરિત અને બળ આપનારી છે એ વાતની પરીક્ષા કરવા માટે કહ્યું છે કે:—

जं सोच्चा पडिवज्जन्ति तवं खन्तिमहिंसयं-उ० ३-८

અર્થાત્-જે સૂત્ર સાંભળીને તપ, ક્ષમા અને અહિંસાની ઇચ્છા જાગ્રત થાય તે જ વાસ્તવમાં સૂત્ર છે અને જે સૂત્રના શ્રવણથી ભોગ, ક્રોધ તથા હિંસાની ઇચ્છા જાગ્રત થાય તે સૂત્ર નહિ પણ શસ્ત્ર છે. જે સૂત્રનું શ્રવણ કરવાથી અહિંસા, તપ, ક્ષમાની ઇચ્છા જાગ્રત થાય તેને સાચું શાસ્ત્રશ્રવણ સમજો અને જેના સાંભળવાથી હિંસા, ક્રોધ અને ભોગની ઇચ્છા જાગ્રત થાય તેને એમ સમજો કે અમે શાસ્ત્ર નહિ પણ શસ્ત્ર સાંભળી રહ્યા છીએ. સૂત્રની પરીક્ષા વિષે આવું ધ્યાન રાખો તો કોઈ દિવસ ક્યાંય તમે ઠગાશો નહિ. જે દ્વારા અહિંસા, તપ તથા ક્ષમાની જાગ્રતિ થતી હોય એવી વસ્તુ કોઈની પાસેથી લઈ લેવામાં વાંધો નથી, પણ જે દ્વારા હિંસા, ભોગ તથા ક્રોધની ઇચ્છા જાગ્રત થતી હોય એવી વસ્તુ તો કોઈની પાસેથી લો નહિ, પછી ભલે તે વસ્તુ કોઈના નામે કેમ મળતી ન હોય!

હવે આપણે એ જોઈએ કે તપ, ક્ષમા અને અહિંસાનો શો અર્થ છે? કેટલાક લોકો ઉપવાસને જ તપ કહે છે પણ ઉપવાસ તો તપનું એક અંગ છે. બાર પ્રકારનાં જે તપ કહેવામાં આવ્યાં છે તેમાં ઉપવાસ પણ એક છે, પણ ઉપવાસમાં જ તપની સમાપ્તિ થઈ જતી નથી. કોઈમાં જો ઉપવાસ કરવાની શક્તિ ન હોય તો તે તપના બીજા અંગદ્વારા પણ તપ કરી શકે છે. તપદ્વારા આત્માને શાન્તિ મળે છે. જ્યારે આત્માને શાન્તિ મળે ત્યારે એમ સમજવું કે, એ તપનો જ પ્રભાવ છે. આ જ પ્રમાણે ક્ષમા અને અહિંસા વિષે પણ સમજી લેવું જોઈએ.

## મયણરેહા ચરિત્ર—૧

શાસ્ત્રની સાથે જ કોઈ ચરિત્રનું ચિત્રણ કરવું એ પણ આવશ્યક છે. જો કે, ચરિત્ર-દ્વારા વાત તો શાસ્ત્રના સિદ્ધાન્તની જ કહેવામાં આવે છે, પરંતુ શાસ્ત્રના સિદ્ધાન્તો એમ સરળતાથી સમજવામાં આવતાં નથી, એટલા માટે સિદ્ધાન્તને કથાદ્વારા સમજાવવામાં આવે છે અને જે વાત સમજાવવાની હોય છે તે વાત કોઈ પાત્રના મુખે કહેવામાં તથા સમજાવવામાં આવે છે. ઉદાહરણ તરીકે, કોઈ સાધારણ માણસને રંગ બતાવી એમ કહેવામાં આવે કે, આ રંગમાં હાથી છે તો એ વાત તેને સમજવામાં આવી શકે નહિ, પરંતુ જ્યારે તે જ રંગદ્વારા તેની સામે હાથી બનાવી બતાવવામાં આવે તો તે વાત તેની સમજમાં તુરત આવી જાય. આ જ પ્રમાણે સાધારણ રીતે સિદ્ધાન્તો બધાંને તુરત સમજવામાં આવતાં નથી, એટલા માટે તેમને સિદ્ધાન્ત સમજાવવા માટે કોઈ ચરિત્રકથાનો આધાર લેવામાં આવે છે અને તે દ્વારા સિદ્ધાન્ત સમજાવવામાં આવે છે.

શાસ્ત્રના સિદ્ધાન્તોમાંથી આ વખતે શીલનો સિદ્ધાન્ત સમજાવવાનો છે; કારણકે આજ-કાલ શીલની બહુ જ ખામી જોવામાં આવે છે, એટલા માટે શીલનો જ આદર્શ બતાવવાનો છે. આજે શીલની એવી ખામી જોવામાં આવે છે કે, જાણે આચરણનું કાંઈ મહત્ત્વ જ ન હોય! આ ખામીને મટાડવા માટે કોઈ સતીનું શરણ લેવું જોઈએ કે જેમના ચરિત્ર ઉપરથી લોકો શીલનું મહત્ત્વ સમજી શકે.

શીલદ્વારા એમ તો અનેક સતીઓએ કલ્યાણ સાધ્યું છે, પરંતુ આ વખતે બધાંની કથા ન કહેતાં મયણરેહા સતીની કથા કહેવાની છે. મયણરેહા એ પ્રાકૃત નામ છે. એનું સંસ્કૃત નામ મદનરેખા અથવા મદનરથા છે; અર્થાત્ તે સતી એવી સુંદરી હતી કે જાણે તે કામદેવની મૂર્તિ જ હોય! સુંદરી હોવાને કારણે જ અમે કાંઈ એ સતીનું ચરિત્ર ચીતરતા નથી, પણ શીલને કારણે જ તે સતીની ચરિત્ર કથા કહેવામાં આવે છે. સુંદરી તો વેશ્યા પણ હોય છે, પરંતુ અમે તેનું ચરિત્ર ચીતરતા નથી. અમે આ સતીની ચરિત્રકથા એટલા માટે કહીએ છીએ કે તેમણે શીલનું બરાબર પાલન કર્યું હતું. તમે પણ આ સતીના શરણે જાઓ તો તમે પણ શીલનું મહત્ત્વ સમજી તમારું કલ્યાણ કરી શકશો.

શક્તિની સેવા બધા લોકો કરવા ચાહે છે. શિવની સાથે શક્તિનું હોવું આવશ્યક માનવામાં આવે છે, પણ શક્તિનો સાચો અર્થ આ પ્રકારની સતીઓ સાથે સંબંધ ધરાવે છે. તીર્થંકરમાં પણ ચતુષ્ટયની શક્તિ માનવામાં આવે છે. આ પ્રકારની શક્તિનું હોવું આવશ્યક છે, પણ કઈ શક્તિનું હોવું આવશ્યક છે એ જોવાની પણ આવશ્યકતા રહે છે.

સતી મયણરેહાએ કષ્ટના સમયે શીલની રક્ષા કરી હતી, તેનું મહત્ત્વ પ તેવું જ છે; એટલા માટે આ શક્તિની પૂજા પણ તેને યોગ્ય રીતિએ જ કરવી જોઈએ. વ્યવહારમાં પણ જે દેવીને તેલસિન્દૂર ચડાવવામાં આવતાં નથી તે દેવીને તેલસિન્દૂર ચડાવવાં એ તેની અવજ્ઞા માનવામાં આવે છે. આ દ્રવ્ય ઉદાહરણ અનુસાર ભાવમાં પણ જે શક્તિની પૂજા જે રીતિએ કરવી જોઈએ, તે રીતિએ પૂજા ન કરતાં તેની વિરુદ્ધ રીતિએ પૂજા કરવામાં આવે તો, તે પણ અવજ્ઞા જ માનવામાં આવે છે. એટલા માટે મયણરેહા સતીની પૂજા કેવી રીતે કરવી જોઈએ એ વાતને સમજી યોગ્ય રીતિએ તેની પૂજા કરો.

## મયણરેહા ચરિત્ર

શાન્તિનાથ પ્રભુ શાન્તિ કે દાતા, વન્દન કરું કર જોડ,
મયણરેહા કી કથા કથું મૈં, પૂરો હમારા કોડજી;
સતી મયણરેહાજી પતિ નિસ્તારી તારી આત્મા. ટેક.

આ ઉપક્રમ અર્થાત્ પ્રારંભ થયો. ઉપક્રમ કર્યા વિના કથાનો ઢાંચો બરાબર બેસતો નથી અને ઉપક્રમ કર્યા પહેલાં મંગલ કરવું પણ આવશ્યક છે. એટલા માટે સર્વપ્રથમ ભગવાન શાન્તિનાથને નમન કરી એમ કહેવામાં આવ્યું છે કે, " હે ! પ્રભો ! આ જગતમાં ચારિત્રની બહુ જ ખામી પડેલી જોવામાં આવે છે એટલા માટે એક ચારિત્રનું પાલન કરનારી સતીનું શરણ લેવાની આવશ્યકતા ઉભી થઈ છે. આ શરણ લેવાના કાર્યમાં શાન્તિ રહે એટલા માટે હું આપને નમન કરું છું કારણ કે, આપે જગતને શાન્તિ આપવા માટે જ છ ખંડ પૃથ્વીનો ત્યાગ કર્યો હતો."

चइत्ता भारहं वासं, चक्कवट्टी महड्ढिओ ।
सन्ती सन्तिकरे लोए, पत्तो गइमणुत्तरं ॥–उ० १८-३८

ભગવાન શાન્તિનાથ જ્યારે છ ખંડ પૃથ્વીના સ્વામી હતા, ત્યારે તેઓ જગતને પૂર્ણ શાન્તિ આપવામાં સમર્થ ન થયા, પરંતુ જ્યારે તેમણે છ ખંડ પૃથ્વીના સ્વામીત્વનો ત્યાગ કર્યો ત્યારે તેઓ બધાને શાન્તિ આપવામાં સમર્થ થયા. તેમણે જગતને શાન્તિ આપવા માટે જ છ ખંડ પૃથ્વીનો ત્યાગ કર્યો હતો. જૈનનો એ સિદ્ધાન્ત જ છે કે, ત્યાગથી જ શાન્તિ પેદા કરી શકાય છે અને બીજાને શાન્તિ આપી શકાય છે. જો કોઈ વ્યક્તિ ત્યાગ કર્યા વિના શાન્તિ ચાહે કે, ત્યાગ કર્યા વિના બીજાને શાન્તિ આપવા ચાહે તો એને માટે એમ જ કહી શકાય કે, તે ધુંવાડાને પકડવાનાં બાચકાં ભરે છે.

આજે ગાંધીજીની ચારેય બાજુ પ્રશંસા કરવામાં આવે છે, પણ તેમની પ્રશંસા થવાનું શું કારણ છે ? તે ઉપર વિચાર કરો. તેમણે કેવો ત્યાગ કર્યો છે અને ખાવામાં, પીવામાં તથા પહેરવામાં તેમણે કેવી સાદાઈ કેળવી છે તે જુઓ. જો તમે એવો ત્યાગ કરી ન શકો તો આ શરીરને અનાવશ્યક વસ્ત્રોના ભારથી લાદો નહિ એટલું તો અવશ્ય કરો. કદાચ કોઈ એમ કહે કે, અધિક વસ્ત્રો પહેરવાં એ તો આજની સભ્યતા છે, તો આના ઉત્તરમાં એ જ કહી શકાય કે, એ ભલે સંસારની કહેવાતી સભ્યતા હોય પણ તે જીવનની સભ્યતા નથી. સાચી સભ્યતા તો જીવનવિકાસમાં રહેલી છે. જો જીવનવિકાસને સાધનારી સભ્યતાને મોટા લોકો અપનાવશે તો જનસમાજ પણ એ સભ્યતાને અનુસરશે.

આજકાલ સાદાઈની પણ ઘણી જ ખામી જોવામાં આવે છે અને સ્ત્રીઓ તો—

'કોઈ ગોટા કોઈ કિનારી, પહન કે નખરાં દિખાવે ભારી'

આ પ્રકારનો ભપકો કરવામાં જ જીવનનો સાર માની રહી છે, પણ આ પ્રકારનો બાહ્ય ભપકો કોઈ કોઈવાર સદાચારને દૂર ફેંકી દે છે; એને માટે તમે એટલો તો વિચાર કરો કે, ચમકીલાં વસ્ત્રો પહેરવામાં આવે છે ત્યારે હૃદયમાં કેવાં ભાવો આવે છે ? અને જ્યારે સાદાં વસ્ત્રો પહેરવામાં આવે છે ત્યારે કેવાં ભાવો હૃદયમાં આવે છે ? આ વાતનો ઊંડો વિચાર કરી તમે સાદાઈને જીવનમાં અપનાવો તો તેમાં તમારું કલ્યાણ રહેલું છે.

ભગવાન શાન્તિનાથ, ત્યાગના પ્રતાપે જ શાન્તિ આપવામાં સમર્થ બન્યા હતા અને એ જ કારણે શાન્તિની પ્રાપ્તિ માટે ભગવાન શાન્તિનાથનું સ્મરણ કરવામાં આવે છે. જો તમે ત્યાગદ્વારા પ્રાપ્ત થતી અપૂર્વ શાન્તિની પ્રાપ્તિ માટે ભગવાન શાન્તિનાથની હૃદયપૂર્વક પ્રાર્થના કરશો અને તેમનું સ્મરણ કરશો તો તમને અપૂર્વ શાન્તિની પ્રાપ્તિ થશે અને તમારું કલ્યાણ થશે.

## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૨ અષાડ વદ ૫ મંગળવાર

### પ્રાર્થના

**ચેતન જાણુ કલ્યાણુ કરન કો, આન મિલ્યો અવસર રે;**
**શાસ્ત્ર પ્રમાણુ પિછાન પ્રભુગુન, મન ચંચલ થિર કર રે,**
**શ્રેયાંસ જિનેન્દ્ર સુમર રે. ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી શ્રેયાંસનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં જે વાતો કહેવામાં આવી છે તે વાતો સિદ્ધાન્તને અનુકૂલ છે અને આ પ્રમાણે પ્રાર્થના એ સિદ્ધાન્તનું જ રૂપ છે. હૃદયમાં સિદ્ધાન્તોનો મૌલિક વિચાર આવે એટલા જ માટે પ્રાર્થના કરવામાં આવે છે; આ દૃષ્ટિએ જે વિચારથી પ્રાર્થના કરવામાં આવે છે તે જ વિચારથી સિદ્ધાન્તની વાત કહેવામાં આવે છે.

કોઈ માણુસ કાયિક અને માનસિક દુઃખ ભોગવતો આ સંસારરૂપી જંગલમાં ભટકી રહ્યો છે. ત્યાં તેને કોઈ રક્ષણુ આપનાર નથી. આવી અવસ્થામાં કોઈ વ્યક્તિ એને એવી મળે કે જે એમ કહે કે, "મારી સાથે ચાલ; હું તને તારા મિત્ર કે સ્નેહીજન પાસે પહોંચાડી દઈશ." આવો સહકાર આપનાર કોઈ વ્યક્તિ મળી જાય તો શું કોઈ તેની સાથે જવામાં વિલંબ કરશે ખરો ? એવો કોણુ મૂર્ખ હશે કે જે આવા વખતે વિલંબ કરશે ?

આ જ પ્રમાણે આ જીવ આ સંસારાટવીમાં ભ્રમણુ કરી રહ્યો હતો પણુ પુણ્યનાં પ્રતાપે તેને આ આર્યક્ષેત્ર અને મનુષ્યજન્મ મળ્યાં છે. આ મનુષ્યજન્મ અને આર્યક્ષેત્ર આ સંસારાટવીમાંથી બહાર કાઢી પરમાત્માના રાજ્યમાં પહોંચાડનાર મિત્ર છે. હવે આ મિત્રની સહાયતા લઈ સિદ્ધાન્તના માર્ગે ચાલવું અને પરમાત્માના રાજ્યમાં પહોંચવું એ પોતાના હાથની વાત છે. આ સિદ્ધાન્તની વાત તમને પરમાત્માના રાજ્યમાં દાખલ કરાવી દે છે. પરમાત્માના રાજ્યમાં પહોંચ્યા બાદ કઈ વાતનો ભય હોઈ શકે ? કોઈ માણુસ જંગલમાંથી ભાગી આવી કોઈ સુરાજ્યમાં દાખલ થઈ જાય તો તે, પોતાને ચોર આદિના ભયથી મુક્ત થએલો માને છે. આ પ્રમાણે જ્યારે કોઈ સુરાજ્યમાં પહોંચી જવાથી પણુ ભય રહેતો નથી, તો પછી પરમાત્માના રાજ્યમાં કોઈ પ્રકારનો ભય જ કેમ રહેવા પામે ? એટલા માટે આ ઉત્તરાધ્યયન સૂત્રરૂપી મિત્રની સહાયતાવડે પરમાત્માનાં રાજ્યમાં દાખલ થઈ જઈ નિર્ભય બની

જાઓ. આ સૂત્ર જીવને પરમાત્માના રાજ્યમાં દાખલ કરાવી દે છે પણ આ વાત દ્રવ્યરૂપ નથી, પરંતુ ભાવરૂપ છે; એટલામાટે આ વાતને હૃદયમાં સ્થાન આપો તો જ ઇષ્ટસ્થાને પહોંચી શકશો.

## સમ્યક્ત્વ પરાક્રમ—૨

### શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર પરિચય—૨

ઉત્તરાધ્યયન સૂત્ર ઉપર વિશેષ વિચાર કરતાં જણાય છે કે, આ સૂત્ર અનેક સૂત્રોમાંથી ઉદ્ધરણ કરવામાં આવ્યું છે અને તેમાં અનેક મહાપુરુષોની વાણીનો સંગ્રહ કરવામાં આવ્યો છે. એ વાતનું પ્રમાણ શું છે? તો એને માટે નિર્યુક્તિકાર કહે છે કેઃ—

अंगप्पभवा जिणभासिया य पत्तेयबुद्धसंवाया ।
बंधे मुक्खे य कया छत्तीसं उत्तरज्झयणा ॥

અર્થાત્—આ ઉત્તરાધ્યયનનાં ૩૬ અધ્યયનોમાંથી કેટલાંક અધ્યયનો તો અંગમાંનાં છે, અર્થાત્ પૂર્વ અંગમાંથી ઉદ્ધૃત છે. અંગનો મતલબ અત્રે દૃષ્ટિવાદ છે. દૃષ્ટિવાદમાં પણ પૂર્વના ભાગમાંથી ઉદ્ધૃત કરવામાં આવેલ છે. આ પ્રમાણે કેટલાંક અધ્યયનો દૃષ્ટિવાદમાંથી ઉદ્ધૃત છે. જેમકે 'પરિષહ' નામક બીજા અધ્યયનને માટે એમ કહેવામાં આવે છે કે, આ અધ્યયન 'કર્મપ્રવાદ' નામના પૂર્વના સત્તરમા અધ્યયનમાંથી ઉદ્ધૃત કરવામાં આવેલ છે. કેટલાંક અધ્યયનો જિનભાષિત છે; જેમકે ગૌતમ સ્વામીને સંબોધીને ભગવાને ઉપદેશ આપ્યો છે. જો કે, ભગવાને ગૌતમ સ્વામીને સંબોધિત કરી ઉપદેશ આપ્યો છે, પણ વાસ્તવમાં ગૌતમ સ્વામીના નામે બધા શિષ્યોને સંબોધિત કરવામાં આવેલ છે અને તેમને ઉપદેશ આપવામાં આવેલ છે. કેટલાંક અધ્યયનો પ્રત્યેકબુદ્ધદ્વારા કહેવામાં આવ્યાં છે. જેમકે, કપિલ મુનિ જે પ્રત્યેકબુદ્ધ હતા તેમણે જે અધ્યયન કહેલ છે તે અધ્યયન પ્રત્યેકબુદ્ધદ્વારા કહેવામાં આવેલ અધ્યયન છે. કેટલાંક અધ્યયનો સંવાદરૂપે કહેવામાં આવ્યાં છે. જેમકે નમિરાજ–ઇન્દ્ર તથા કેશી–ગૌતમ વચ્ચેનાં સંવાદાત્મક અધ્યયનો સંવાદરૂપે અધ્યયનો કહેવામાં આવ્યાં છે.

આ બધાં અધ્યયનોને બંધ અને મોક્ષને લગતાં કહેવાં જોઈએ. કારણ કે, આ અધ્યયનોમાં કર્મ કેમ બંધાય છે અને એ કર્મબંધનમાંથી કેવી રીતે મોક્ષ થાય છે એ બતાવવામાં આવ્યું છે. જ્યારે બંધનું સ્વરૂપ પહેલાં બરાબર સમજવામાં આવે છે ત્યારે જ મોક્ષનું સ્વરૂપ સમજવામાં આવે છે. આ પ્રમાણે વાસ્તવમાં બંધ છે ત્યારે જ તેનો મોક્ષ થાય છે. જ્યાં સુધી બંધનું સ્વરૂપ સમજવામાં આવે નહિ ત્યાં સુધી મોક્ષનું સ્વરૂપ પણ સમજવામાં આવી શકે નહિ! કેટલાક લોકો કહે છે કે, મોક્ષ સ્વયંસિદ્ધ વસ્તુ છે પરંતુ જૈનશાસ્ત્ર કહે છે કે, એમ નથી પણ મોક્ષને સિદ્ધ કરનાર બંધ જ છે અને કર્મબંધથી મુક્ત થવાનું નામ જ મોક્ષ છે. આ પ્રમાણે જ્યારે બંધ છે ત્યારે જ મોક્ષ છે. આ વાતને સિદ્ધ કરવાને માટે વિનીતતા અને અવિનીતતાનું કારણ બતાવવામાં આવે છે. વિનીતતા મોક્ષનું કારણ છે અને અવિનીતતા બંધનું કારણ છે. મોક્ષનો સામાન્ય અર્થ છૂટવું–મુક્ત થવું એ છે. બંધનોમાંથી છૂટવું–મુક્ત થવું એનું જ નામ મોક્ષ છે. એટલા માટે મોક્ષનું સ્વરૂપ સમજવાને માટે સર્વ–પ્રથમ બંધનું સ્વરૂપ સમજવાની આવશ્યકતા છે.

આજના લોકોમાં વિનય બહુ ઓછો જોવામાં આવે છે. આસ્તિકતા, નમ્રતા અને વિનીતતાની ઊણપ હોવાને કારણે જ કર્મબંધ બંધાય છે એમ શાસ્ત્રકારો કહે છે.

કહેવાનું અત્રે એ છે કે, ઉત્તરાધ્યયન સૂત્ર બંધ અને મોક્ષનું સ્વરૂપ બતાવે છે. આ સૂત્રના પ્રથમ અધ્યયનમાં ' વિનય 'નું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે અને ૨૮ મા અધ્યયનમાં ' મોક્ષમાર્ગ ' વિષે નિરૂપણ કરવામાં આવ્યું છે. મોક્ષના માર્ગે પ્રયાણ કરવા માટે પરાક્રમની આવશ્યકતા રહે છે એટલા માટે ૨૯ મા અધ્યયનમાં ' સમ્યક્ત્વ પરાક્રમ 'નું નિરૂપણ કરવામાં આવ્યું છે. આ ' સમ્યક્ત્વ પરાક્રમ ' નામના અધ્યયનમાં શું કહેવામાં આવ્યું છે તેનું જ અત્રે વર્ણન કરવાનું છે.

આ સમ્યક્ત્વ પરાક્રમ નામક અધ્યયનનું વર્ણન કરતાં પહેલાં એ જોવાનું છે કે, આ અધ્યયનનો ૨૮ મા ' મોક્ષમાર્ગ ' નામક અધ્યયનની સાથે શો સંબંધ છે? પૂર્વાપર સંબંધ જાણ્યા વિના કહેવામાં આવતી વાત બરાબર બંધ બેસતી નથી. નીતિમાં કહ્યું પણ છે કે, संहतिः श्रेयसी અર્થાત્ એક બીજાની સાથે સંબંધ જોડવામાં આવે તો જ કલ્યાણ છે અને જો પારસ્પરિક સંબંધ જોડવામાં ન આવે તો તેમાં કલ્યાણ નથી. શરીરનાં અંગો એમ તો જુદાં જુદાં જોવામાં આવે છે પણ વાસ્તવમાં તે પરસ્પર સંબન્ધિત છે. જો અંગો પરસ્પર સંબન્ધિત ન રહે તો કામ ચાલી શકતું નથી. જમણો અને ડાબો હાથ એમ તો જુદો જુદો જોવામાં આવે છે પણ એકના સહકાર વિના બીજાનું કામ ચાલી શકતું નથી. જો એક હાથની આંગળીમાં વીંટી પહેરવી હોય તો બીજા હાથની સહાયતાથી જ વીંટી પહેરી શકાય છે. એ વાત જુદી છે કે, પોતાનો બીજો હાથ ખોટો હોય તો બીજો કોઈ માણસ તેને વીંટી પહેરાવે. પણ એમ છતાંય બીજા હાથની સહાયતાની આવશ્યકતા અવશ્ય રહે છે. જે પ્રમાણે શરીરનાં અવયવોમાં સંગતિની આવશ્યકતા રહે છે તે જ પ્રમાણે સૂત્રમાં પણ સંગતિની આવશ્યકતા રહે છે. એટલા માટે ૨૮ મા અધ્યયન અને ૨૯ મા અધ્યયન વચ્ચે સંગતિ છે કે નહિ અને છે તો કેવા પ્રકારની છે તે જોવાની પણ આવશ્યકતા રહે છે.

૨૮ મા અધ્યયનનું નામ ' મોક્ષમાર્ગ ' છે અને ૨૯ મા અધ્યયનનું નામ ' સમ્યક્ત્વ-પરાક્રમ ' છે. આ પ્રમાણે બન્ને અધ્યયનોમાં નામનું અંતર છે પણ ભાવની દૃષ્ટિએ બન્ને વચ્ચે સંગતિ છે. બંન્ને અધ્યયનનો ભાવ એક જ છે. ૨૮ મા અધ્યયનનું નામ મોક્ષમાર્ગ છે એટલે તેમાં મોક્ષના માર્ગ વિષે નિરૂપણ કરવામાં આવ્યું છે અને ૨૯ મા અધ્યયનમાં જે ૭૩ બોલની ચર્ચા કરવામાં આવી છે તેમાં પહેલો બોલ 'સંવેગ'નો છે અને છેલ્લો બોલ ' અકર્મ ' નો છે. સંવેગ અને અકર્મ એ બન્ને મોક્ષનાં જ સાધનો છે. આ પ્રમાણે એ બન્ને અધ્યયનોનો પારસ્પરિક સંબંધ છે અને આ પ્રકારનો સંબંધ હોવાને કારણે જ નિર્યુક્તિકારે આ અધ્યયનનું નામ ' અપ્રમત્ત અધ્યયન ' પણ કહ્યું છે. નિર્યુક્તિકારે આ મધ્યનું નામ ગ્રહણ કર્યું છે. આ અધ્યયનનું આદિ નામ 'સમ્યક્ત્વ પરાક્રમ' છે, મધ્યનું નામ ' અપ્રમત્ત અધ્યયન ' છે અને અન્તનું નામ ' વીતરાગ સૂત્ર ' અધ્યયન છે. નિર્યુક્તિકાર આચાર્યે આ ત્રણ નામોમાંથી મધ્યનું નામ ગ્રહણ કરી લીધું છે કે જેથી આદિ તથા અંતના નામનું પણ ગ્રહણ થઈ જાય છે. સમ્યક્ત્વ વિષે પરાક્રમ અપ્રમાદથી જ થાય છે અને વીતરાગતાની પ્રાપ્તિ પણ અપ્રમાદથી જ થાય છે એટલા માટે આચાર્યે આ અધ્યયનનું નામ 'અપ્રમાદ-અપ્રમત્ત અધ્યયન' રાખ્યું છે.

સમકિત–પરાક્રમ અને વીતરાગતા એ બન્નેની પ્રાપ્તિ અપ્રમાદથી જ થાય છે, એટલા માટે આચાર્યે, મધ્ય દ્વાર ઉપર મૂકેલા દીપકની માફક આ મધ્યમ નામનું જ ગ્રહણ કર્યું છે. મધ્ય દ્વાર ઉપર મૂકેલા દીપકનો અંદર અને બહાર પ્રકાશ પડે છે, તે જ પ્રમાણે 'સમકિત પરાક્રમ' અને 'વીતરાગતા' ઉપર પ્રકાશ પાડનાર હોવાથી આચાર્યશ્રીએ આ અપ્રમાદનું મધ્યમ નામ ગ્રહણ કર્યું છે. અપ્રમાદ ઉપર પ્રકાશ પાડવાથી સમકિત–પરાક્રમ અને વીતરાગતા ઉપર પણ કેવી રીતે પ્રકાશ પડે છે તે યથાસમયે કહેવામાં આવશે.

હવે પ્રમાદ કોને કહેવો અને અપ્રમાદ કોને કહેવો એ વાત, આ અપ્રમાદ અધ્યયનની ચાર અનુયોગદ્વારા વ્યાખ્યા કરવામાં આવે તો, સ્પષ્ટ સમજમાં આવી શકે. ચાર અનુયોગ દ્વારા વ્યાખ્યા શા માટે કરવી જોઈએ? એ વિષે શાસ્ત્રમાં કહ્યું છે કે, કોઈ નગરમાં દ્વાર મારફત જ પ્રવેશ કરી શકાય છે. જો દ્વાર જ ન હોય તો નગરમાં પ્રવેશ થઈ શકતો નથી અને જો કોઈ મોટા નગરમાં એક કે બે દ્વાર હોય તો પ્રવેશ કરનારને નગરપ્રવેશ કરવામાં મુશ્કેલી પડે છે. એટલા માટે જો નગરમાં ચારેય બાજુ ચાર દરવાજા હોય તો જ નગરપ્રવેશ કરવામાં સગવડતા રહે છે. આ જ પ્રમાણે શાસ્ત્રની વ્યાખ્યા કરવામાં તથા સમજવામાં ચાર અનુયોગરૂપી ચાર દ્વારની વ્યવસ્થા કરવામાં આવી છે.

ઉપક્રમ, નિક્ષેપ, અનુગમ અને નય એ ચાર પ્રકારનાં અનુયોગ દ્વારો છે. ઉપક્રમની વ્યાખ્યા કરતાં કહેવામાં આવ્યું છે કે, उपक्रम्यतेऽनेन इति उपक्रमः અર્થાત્–દૂરની વસ્તુને જે સમીપ લાવે છે તે ઉપક્રમ છે અને વસ્તુને યથાસ્થાને સ્થાપિત કરે તે નિક્ષેપ છે. જેમકે માનો કે, એક ઘર બનાવવું છે તે ઘર બનાવવા માટે જે લોઢાનો, લાકડાંનો કે પત્થરનો સામાન દૂર હોય તે પ્રથમ નજદીક લાવવામાં આવે છે, આને ઉપક્રમ કહેવામાં આવે છે. ત્યારબાદ એ લોઢાનાં, લાકડાનાં તથા પત્થરનાં સામાનને યથાસ્થાને મૂકવાં પડે છે એ નિક્ષેપ કહેવાય છે. જો લોઢાનાં કે લાકડાદિનાં સામાનને નજદીક લાવવામાં ન આવે, અર્થાત્ ઉપક્રમ કરવામાં ન આવે; અને ઉપક્રમ કરીને પણ જો નિક્ષેપ કરવામાં ન આવે, અર્થાત્ વસ્તુઓને યથાસ્થાને મૂકવામાં ન આવે તો મકાન કેવી રીતે બની શકે? આ પ્રમાણે દૂરની વસ્તુને સમીપ લાવવાનું નામ ઉપક્રમ છે અને સમીપ લાવેલી વસ્તુને યથાસ્થાને સ્થાપિત કરવી તેનું નામ નિક્ષેપ છે.

ઉપક્રમના સચિત્ત અને અચિત્ત એવા બે ભેદ છે. સચિત્તના દ્વિપદ, ચતુષ્પદ અને અપદ એવા ત્રણ ભેદ છે; અર્થાત્ દ્વિપદ, ચતુષ્પદ અને અપદ જીવોનો ઉપક્રમ કરવો એ સચિત્ત ઉપક્રમ છે. ઘણા લોકો ભાગ્યનો આધાર લઈ બેસે છે પણ શાસ્ત્ર તો ઉપક્રમ કરવાનું કહે છે. જો ભાગ્યના ભરોસે બેસી રહેવું એ સારું હોત તો શાસ્ત્રકાર ઉપક્રમ કરવાનું શા માટે કહેત? સચિત્તની માફક જ અચિત્તનો અર્થાત્ નિર્જીવ વસ્તુનો પણ ઉપક્રમ થાય છે.

સચિત્ત વસ્તુનો ઉપક્રમ કેવી રીતે થાય છે એને માટે એક દ્વિપદ મનુષ્ય કે એક બાળકનું ઉદાહરણ આપવામાં આવે છે. જો કોઈ બાળકનો ઉપક્રમ કરવામાં ન આવે અર્થાત્ તેને શિક્ષાનાં સંસ્કારો આપવામાં ન આવે તો તે બાળક કેવું બની જાય? એ વાત બીજી છે કે, ઉપક્રમ કરવામાં પણ શિક્ષા–સંસ્કારના નામે ઘણી ખરાબી થઈ રહી છે અને તેને ઉપક્રમનું નામ આપવામાં આવે છે. એટલા માટે આ વાતને દૃષ્ટિમાં રાખીને ઉપક્રમનાં 'પરિક્રમ'

અને 'વસ્તુવિનાશ' એવા બે ભેદ પાડવામાં આવ્યાં છે. વસ્તુના ગુણોની વૃદ્ધિ કરવી અથવા તેનો વિકાસ કરવો એ 'પરિક્રમ' છે અને વસ્તુના ગુણોનો નાશ કરવો કે વસ્તુનાં ગુણોનો હ્રાસ કરવો એ 'વસ્તુવિનાશ' છે. કોઈપણ વસ્તુનાં ગુણોનો વિકાસ કરવો કે વિનાશ કરવો એ બન્નેય ઉપક્રમ છે, પણ વસ્તુનાં ગુણોનો વિકાસ એ 'પરિક્રમ' અને વસ્તુનાં ગુણોનો વિનાશ એ 'વસ્તુવિનાશ' કહેવાય છે. એટલા માટે બાળકનાં ગુણોનો વિકાસ કેવી રીતે કરવો જોઈએ એ વિષે ખૂબ વિવેક રાખવાની આવશ્યકતા રહે છે.

શાસ્ત્રને પણ સમજવા માટે પહેલાં ઉપક્રમ કરવાની જરૂર રહે છે. જે વસ્તુ દૂર હોય તેને ઉપક્રમ કરી સમીપ લાવો અને પછી તે વસ્તુને યથાસ્થાને મૂકી તેનો નિક્ષેપ કરો. વસ્તુને યથાસ્થાને સ્થાપિત કરવાનું નામ જ નિક્ષેપ છે. નિક્ષેપનાં નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર ભેદ છે.

વસ્તુનો નિક્ષેપ કર્યા બાદ તેનો અનુગમ કરો અર્થાત્ રચના કરો. હ્રસ્વ-દીર્ઘ, ઉચ્ચારણ-ઘોષ તથા સૂત્રનાં બીજાં જે અતિચારો કહેવામાં આવ્યાં છે, એ અતિચારોને દૂર કરી, સૂત્રની જેવી રચના કરવી જોઈએ તેવી રચના કરવી, તેનું નામ અનુગમ છે. અનુગમ કર્યા બાદ નયની સહાયતા વડે તે સૂત્રને સમજો. નયની સહાયતા વિના સૂત્રો સમજમાં આવી શકતાં નથી.

શાસ્ત્રનગરમાં પ્રવેશ કરવા માટે સિદ્ધાંતે આ ચાર અનુયોગદ્વારો બતાવ્યાં છે. જ્યાં આ ચાર અનુયોગદ્વારોમાં અપૂર્ણતા હોય છે ત્યાં શાસ્ત્રનગરમાં પ્રવેશ કરવાની મુશ્કેલી આવે છે; અર્થાત્ જ્યાં આ ચાર અનુયોગદ્વારો નથી ત્યાં કાં તો શાસ્ત્રનગરમાં પ્રવેશ થઈ શકતો નથી અને થાય છે તો ઉન્માર્ગથી પ્રવેશ થાય છે. કેટલાક લોકો કહે છે કે, અમારી સમજમાં શાસ્ત્રો આવતાં નથી પણ ચાર અનુયોગદ્વારો વિના શાસ્ત્રનગરમાં પ્રવેશ કેમ થઈ શકે? કોઈ મનુષ્ય નગરના દ્વારને ન પકડે અને નગરમાં પ્રવેશ કરવા ચાહે તો તે નગરમાં કેવી રીતે જઈ શકે? અને નગરમાં શું છે એ પણ કેવી રીતે જાણી શકે? આ જ પ્રમાણે આ શાસ્ત્રરૂપી નગરમાં પ્રવેશ કરવા માટે ચાર અનુયોગો એ ચાર દ્વારની સમાન છે. આ ચાર અનુયોગદ્વારદ્વારા જ શાસ્ત્રનગરમાં પ્રવેશ થઈ શકે છે અને શાસ્ત્રમાં શું છે તે જાણવામાં આવી શકે છે.

પહેલાંના લોકો મહાત્માઓની પાસે શાસ્ત્ર વાંચતા હતા અને તેનું રહસ્ય સમજતા હતા, પણ આજે તો યંત્રદ્વારા શાસ્ત્રો છાપવામાં આવે છે અને કેટલાક લોકો શાસ્ત્રનું ઉપરછલ્લું વાચન કરી એમ સમજે છે કે, અમે પણ શાસ્ત્રો જાણીએ છીએ. પણ મહાત્માઓના શરણે ગયા વિના શાસ્ત્રો બરાબર સમજવામાં આવી શકતાં નથી અને તે વિષે બરાબર વિચાર પણ થઈ શકતો નથી; એટલા માટે મહાત્માઓના શરણે જઈ શાસ્ત્રને સમજો, અન્યથા શાસ્ત્રો બરાબર સમજવામાં આવી નહિ શકે.

આપણે જે કોઈ સામગ્રી વિષે અનુકૂલ વિચાર કરીએ છીએ તો અનુકૂલ કામ થાય છે અને વિરુદ્ધ વિચાર કરીએ છીએ તો વિરુદ્ધ કામ થાય છે. ઉદાહરણ તરીકે તમારું આ શરીર મોંઘું છે કે આ વસ્તુઓ મોંઘી છે? આ શરીરની ચામડી મોંઘી છે કે વસ્ત્રો મોંઘાં છે? ડૉકટરોનું કથન છે કે, શરીરની ચામડીમાં ઘણાં જ સારાં ગુણો છે. આ શરીરની ચામડીમાં જે ગુણો છે એ ગુણોને કારણે જ આપણું જીવન ટકેલું છે. શરીરની ચામડીમાં શીતલતા અને ઉષ્ણતા સહન કરવાની ક્ષમતા છે. લોઢાને જો ગરમ કરવામાં આવે તો તે અગ્નિમાંથી

નીકળ્યા બાદ થોડા જ વખત સુધી ગરમ રહેશે અર્થાત્ તે ગરમ થયા બાદ પાછું ઠંડું પડી જશે. પણ આ શરીર જ એવું છે કે તે ઠંડીના દિવસોમાં તો ગરમ રહે છે અને મોઢામાંથી વરાળ પણ નીકળે છે, પરંતુ ગરમીના દિવસોમાં તે ઠંડું રહે છે. શરીરની ચામડીનો આવો વિશિષ્ટ ગુણ છે.

આવા વિશિષ્ટ ગુણવાળી ચામડી કુદરતની કેવી સેવા કર્યા બાદ મળી હશે તેનો તમે કોઈ દિવસ વિચાર કર્યો છે? તમે આ ચામડીને મોટી માનો છો કે વસ્ત્રોને મોટાં માનો છો? આવા વિશિષ્ટ ગુણોવાળી ચામડીને ભૂલી જઈ લોકો કપડાંના પ્રલોભનમાં પડી જાય છે અને કપડાં ઠાંસી ઠાંસીને પહેરવાથી ચામડીને કેવી હાનિ થાય છે તે જોતા નથી. વાસ્તવમાં તો આ વસ્ત્રો લજ્જાની રક્ષા માટે હતાં અને છે, પરંતુ લોકોએ વસ્ત્રોને શ્રૃંગારની વસ્તુ તરીકે સમજી લીધાં અને શરદી ન હોવા છતાં લોકો અનાવશ્યક વસ્ત્રો એટલાં બધાં શરીર ઉપર ઠાંસી ઠાંસીને પહેરે છે કે બિચારી ચામડીનાં બેહાલ થઈ જાય છે. લોકો 'ખોટી મોટાઈ' બતાવવાને માટે એટલાં બધાં અનાવશ્યક વસ્ત્રો પહેરે છે કે, પરસેવો અંદર પેદા થાય છે અને શરીરમાં જ સુકાઈ જાય છે; પણ આખરે તેનું દુષ્પરિણામ એ આવે છે કે, ચામડીનાં વિશિષ્ટ ગુણો નષ્ટ થઈ જવાને કારણે ભાવિ પ્રજા પણ દિનપ્રતિદિન કમજોર બનતી જાય છે.

શહેરના લોકો જેટલાં કપડાં પહેરે છે તેટલાં કપડાં ગ્રામોમાં રહેનારા કે જંગલવાસી લોકો પહેરતાં નથી; છતાં બિમાર વધારે કોણ પડે છે? ગ્રામીણ લોકો કે નગરજનો? તમે લોકો આ બધી વાતો વિષે વિચાર કરી તમારી ભૂલ સુધારો તો તેમાં તમારું હિત રહેલું છે. સામાયિક–પ્રતિક્રમણ કરતી વખતે કપડાં પહેરી ન ફરવાની પદ્ધતિમાં પણ ઘણું રહસ્ય રહેલું છે. અમને સાધુઓને માટે પણ ભગવાને લજ્જાની રક્ષા કરવા માટે જ વિધાન કર્યું છે અને કપડાંના શોખીન બનવાનો નિષેધ જ કર્યો છે. ચામડીનું મહત્ત્વ ભૂલી જઈ આ પ્રમાણે કપડાંના મમત્વમાં પડી જવું અને ચામડીને નબળી બનાવવી એ હાનિપ્રદ છે.

ખાવા–પીવામાં પણ આ જ પ્રકારની ભૂલ થાય છે. પોતાની પાચનશક્તિ ભલે ગમે તેટલી ઓછી હોય, છતાં લોકો પોતાની પાચનશક્તિનો વિચાર કર્યા વિના મિષ્ટ પદાર્થો મળે તો ખાવાનું ચૂકતા નથી. પણ તેઓ એટલો વિચાર કરતા નથી કે, ગરિષ્ટ અને મિષ્ટ પદાર્થો ખાવાની અને પચાવવાની પોતાની પાચનશક્તિ તૈયાર છે કે નહિ? જીભ સ્વાદને બતાવનારી છે પણ લોકોએ તેને ચટોરી–રસલોલુપ બનાવી દીધી છે. આ પ્રકારનું ચટોરાપણું–રસલોલુપતા અસ્વાભાવિક અને હાનિપ્રદ છે. જો કોઈ માણસને મીઠાઈ ઉપર જ એક મહિના સુધી રાખવામાં આવે, અર્થાત્ તેને એક મહિના સુધી મીઠાઈ સિવાય બીજું કાંઈ ખાવાનું આપવામાં ન આવે તો શું તે મીઠાઈ ઉપર રહી શકશે? આથી વિરુદ્ધ જો કોઈ માણસને સાદી દાળ અને રોટલા ઉપર રાખવામાં આવે તો રહી શકશે કે નહિ? મીઠાઈના આધારે લાંબા સમય સુધી રહી ન શકાય એ જ એ વાતની સિદ્ધિ કરે છે કે, શરીરને માટે મીઠાઈ ખાવી અનુકૂલ નથી; છતાં લોકો રસાસ્વાદને વશ થઈ મીઠાઈ ખાધા કરે છે. તમે લોકો તમારી આ ભૂલને સમજી હજી પણ તમારી જીભને રસલોલુપ ન બનાવો; પણ તેને કાબુમાં રાખો.

આ જ પ્રમાણે ઘ્રાણેન્દ્રિય–શ્રોત્રેન્દ્રિય આદિને માટે પણ એમ જુઓ કે, એ ઇન્દ્રિયોનો ઉપયોગ પણ અમે કઈ બાજુ કરી રહ્યા છીએ? ઇન્દ્રિયોનો ભોગોપભોગમાં ઉપયોગ કરવો એ ધર્મ નથી. જે લોકો ઇન્દ્રિયભોગમાં ધર્મ બતાવે છે તેઓ ભીંત ભૂલ્યા છે. ધર્મ તો

ઇન્દ્રિયોને જીતવામાં જ છે. આ ૨૯ મા અધ્યયનમાં પણ એ જ બતાવવામાં આવ્યું છે કે, ઇન્દ્રિયોને જીતવામાં જ ધર્મ છે. તમે લોકો આ અધ્યયનને સમજો અને જો તમે એકદમ તમારી આદતને બદલી ન શકો તો ધીરે ધીરે તમારી આદતને સુધારવાનો પ્રયત્ન કરો. કોઈ બિમારને માટે જ્યારે એમ કહેવામાં આવે કે, તેની તબીયત સુધરી રહી છે; ત્યારે એમ જ સમજવામાં આવે છે કે હવે દિશા બદલી છે અને તબીયત સુધરતી આવે છે. આ જ પ્રમાણે તમે પણ તમારી દિશા બદલાવો તો તમે પણ સુધરી રહ્યા છો એમ જ માનવામાં આવશે.

કહેવાનો આશય એ છે કે, જ્યારે પોતાની શક્તિ ઉપર બરાબર વિચાર કરવામાં આવતો નથી ત્યારે તેની દ્વારા જ વિપરીત કાર્ય થઈ જાય છે અને જ્યારે બરાબર વિચાર કરવામાં આવે છે ત્યારે અનુકૂલ કાર્ય થઈ જાય છે. જે પ્રમાણે શરીરનું મહત્ત્વ ન સમજવાને કારણે તેના હિતની વિરુદ્ધ કાર્ય થઈ જાય છે, તે જ પ્રમાણે શાસ્ત્રનો મર્મ ન સમજવાને કારણે તેની વિરુદ્ધ કાર્ય થાય એ સ્વાભાવિક છે. એટલા માટે મહાત્માઓદ્વારા શાસ્ત્રનો મર્મ સમજો તો તેમાં કલ્યાણ જ છે.

## મયણરેહા ચરિત્ર—૨

જનસમાજને સિદ્ધાન્ત સમજાવવા માટે શાસ્ત્રકારોએ શાસ્ત્રને પ્રથમાનુયોગ, ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ અને દ્રવ્યાનુયોગ; આ ચાર અનુયોગોમાં વિભાજિત કરી દીધેલ છે. બધા લોકોની શક્તિ એક સરખી હોતી નથી અને બધા લોકો સમાનરૂપે એક વાતને સમજી શકતા નથી એટલા માટે સાધારણ જનતાને સમજાવવા માટે ચરિતાનુયોગનો આધાર લેવામાં આવે છે. જનસમાજની શુભ ભાવનાને જાગ્રત અને બલવતી કરવા માટે સિદ્ધાન્તની વાત ચરિતાનુયોગદ્વારા સમજાવવામાં આવે છે.

**દેશ માલવા શહર સુદર્શન, શોભાયુત હૈ સ્થાન,**
**મણિરથ રાજા રાજ કરે વહૉં, રાજનીતિકા જાણ.**
**સતી મયણરેહાજી પતિ નિસતારી, તારી આત્મા. ॥ ૧ ॥**

હમણાં શ્રીમલજીએ જે સંબંધચતુષ્ટય વિષે કહેલ છે તે સંબંધચતુષ્ટયનો શાસ્ત્રમાં ઘણો વિચાર કરવામાં આવ્યો છે. આ સંબંધચતુષ્ટય વિના કહેવામાં આવેલી વાત બરાબર સમજમાં આવી શકતી નથી. એટલા માટે આ કથાનો પણ સંબંધચતુષ્ટય બતાવવાનો છે અને સાથે સાથે એ પણ જોવાનું છે કે આ કથામાં શું તથ્ય રહેલું છે? જ્યાં થોડું પણ તથ્ય હોય ત્યાં પ્રયત્ન કરવામાં આવે તો સફળતા પણ મળે છે અને જ્યાં કાંઈ તથ્ય ન હોય ત્યાં ખાલી ચક્કર ખાવાથી કાંઈ વળતું નથી. એટલા માટે આ કથામાં શું તથ્ય રહેલું છે તે અત્રે જોવાનું છે. અમે પણ તમને એ જ કહીએ છીએ કે, પ્રત્યેક વાતનું તથ્ય શું છે એ જુઓ અને જ્યાં તથ્ય જોવામાં આવે એનો તો સ્વીકાર કરો અને જ્યાં તથ્ય જોવામાં ન આવે તેનો કદાપિ સ્વીકાર ન કરો.

મયણરેહાની આ કથામાં બીજી અનેક વાતો છે પણ ખાસ તથ્ય વાત તો એ છે કે,

'પતિ નિસતારી તારી આતમા'

અર્થાત્—મયણરેહાએ પતિનો ઉદ્ધાર કરી પોતાના આત્માનો ઉદ્ધાર કર્યો.

સંસારમાં પતિ-પત્નીનો સંબંધ વિશેષતઃ સંસારને માટે જ માનવામાં આવે છે, પણ આ સતિએ એ સંબંધને ક્યાંસુધી ટકાવ્યો એ જુઓ.

વિવાહ તો તમારો પણ થયો હશે પણ એ જુઓ કે, વિવાહ કરી તમે ચતુર્ભુજ બન્યા છો કે ચતુષ્પાદ બન્યા છો? વિવાહ કરીને જો તમે ખરાબ કામમાં પડી ગયા તો તો તમે ચતુષ્પાદ બન્યા છો, નહિ તો ચતુર્ભુજ કે જે ઇશ્વરનું રૂપ માનવામાં આવે છે તેવા બન્યા છો. એટલા માટે ચતુષ્પાદ ન બનતાં ચતુર્ભુજ-ઇશ્વરરૂપ બનો અને એવો પ્રયત્ન કરો કે તમારું અને ઇશ્વરનું સ્વરૂપ એક બની જાય; કોઈ પ્રકારની ભિન્નતા ન રહે.

સતી મયણરેહાએ પતિ-પત્નીનો સંબંધ કેવી રીતે સુધાર્યો તે જુઓ. તે સતીએ મુશ્કેલીના સમયે પણ પતિનો ઉદ્ધાર કર્યો અને પછી બીજાને કેવળ ઉપદેશ આપવામાં જ ન રહી કિન્તુ મોહમાં ન પડતાં પોતાના આત્માનો પણ ઉદ્ધાર કર્યો. આ પ્રમાણે તેણીએ પોતાના આત્માનું કલ્યાણ કર્યું અને પોતાના ઉજ્જવલ ચરિત્ર દ્વારા અનેકોનું પણ કલ્યાણ કર્યું

તમે પણ પતિ-પત્નીનો સંબંધ બાંધ્યો હશે તો પતિપત્નીનું શું કર્ત્તવ્ય છે તે જુઓ. પતિનું કર્ત્તવ્ય કેવળ પત્નીને સારું સારું ખાવા-પીવાનું આપવું એ જ નથી; આ જ પ્રમાણે પત્નીનું કર્ત્તવ્ય પણ પતિને ભોજન તૈયાર કરી આપવું એટલું જ નથી. આ કામ તો દાસ-દાસી દ્વારા પણ થઈ શકે છે. કેવળ આ કામને માટે જ પતિ-પત્નીનો સંબંધ નથી, પરંતુ પતિ-પત્નીનો સંબંધ એક બીજાને સહાયતા આપી આત્મકલ્યાણ સાધવા માટે છે.

મયણરેહાએ પોતાના પતિનો આત્મોદ્ધાર કેવી રીતે કર્યો એ વાત તમને લોકોને બતાવવાની છે. જોકે, આ કથામાં પ્રધાનતા તો મયણરેહાની જ છે, પરંતુ જેમ રામવનવાસ આદિ નાટકમાં પ્રધાનતા રામની હોવા છતાં બીજા પાત્રો હોય છે, તેમ આ કથામાં પણ બીજાં પાત્રો છે.

કોઈ નાટક શરૂ થાય છે તો એ નાટક કયા સ્થાને થાય છે એ પહેલાં પૂછવામાં આવે છે. ક્ષેત્રીનો પરિચય જાણ્યા પહેલાં ક્ષેત્રનો જ પરિચય જાણવામાં આવે છે. તમે પણ કોઈ માણસને પહેલાં મળો છો ત્યારે તમે પણ તેને એ જ પૂછો છો કે, તમે ક્યાં રહો છો? આ પ્રમાણે પહેલાં ક્ષેત્રનું નામ પૂછવામાં આવે છે. મયણરેહાની કથા કહેવામાં પણ પહેલાં ક્ષેત્રનો પરિચય આપવો આવશ્યક છે. ક્ષેત્રનો પરિચય આપવાની સાથે જ ત્યાંના લોકો વગેરે બધાનો પરિચય આપવામાં આવે તો તો બહુ લાંબી વાત થાય એટલા માટે એ બધી વાતનો અત્રે વિસ્તાર ન કરતાં કેવળ ક્ષેત્રનો જ પરિચય આપવામાં આવે છે.

માળવા દેશમાં સુદર્શનપુર નામનું એક નગર હતું. માળવા દેશ ભારતના મધ્યમાં આવેલો છે અને જે મધ્યમાં હોય છે તેનું ઘણું મહત્ત્વ માનવામાં આવે છે. શરીરમાં નાભિનું ઘણું મહત્ત્વ માનવામાં આવે છે અને સુમેરુ પર્વત પણ મધ્યમાં હોવાથી તેનું પણ ઘણું મહત્ત્વ છે. આ પ્રમાણે માળવા દેશ પણ ભારતના મધ્યમાં હોવાથી તેનું પણ ઘણું મહત્ત્વ છે. સર્વ પ્રથમ તો માળવામાં દુષ્કાળ પડતો નથી અને કદાચ પડે તો તે દુષ્કાળ એવો ભયંકર હોતો નથી કે જેથી ત્યાંના લોકોને ભીખ માંગવી પડે. આ જ માળવા દેશમાં સુદર્શનપુર નામનું એક નગર હતું.

મારે કોઈ દેશની સાથે કાંઈ સંબંધ નથી કે હું નિષ્કારણ તેની પ્રશંસા કરું. મારો જન્મ માળવા દેશમાં અવશ્ય થયો છે પણ હું માળવાનો જ થઈને રહ્યો નથી. જો હું

માળવાનો જ થઈને રહ્યો હોત તો હું તમારે ત્યાં આવત જ શા માટે અને તમે મને ગુરુ પણ શા માટે માનત ? તમે મને માળવાના સંબંધે માની રહ્યા નથી પણ ગુરુના સંબંધે માની રહ્યા છો. તમે મને તમારા ગુરુ માનો છો એટલા માટે મારે તો અહીં આવવાનું મારું કર્ત્તવ્ય જ સમજવું જોઈએ; પણ તમારું કર્ત્તવ્ય શું છે તે પણ જુઓ. શાસ્ત્રમાં ચાર પ્રકારના શ્રાવકો કહેવામાં આવ્યા છે :—

**(१) अद्दागसमाना, (२) पडागसमाना, (३) ठाणुसमाना, (४) खरकंटसमाना।**
અર્થાત્–એક શ્રાવક તો કાચની સમાન એવા હોય છે કે, જેઓ બહાર જેવા હોય છે તેવા જ અંદર હોય છે. બીજા શ્રાવક ધ્વજાની સમાન એવા હોય છે કે, જેઓ ધ્વજાની માફક હવા જે બાજુ વહે છે તે બાજુ ફરી જાય છે. ત્રીજા શ્રાવક ઠુંઠા ( સ્થાણુ ) જેવા એવા હોય છે કે, જેઓ ઠુંઠાની જેવા નકામા હોય છે અને ચોથા પ્રકારના શ્રાવકો ઝેરી કાંટાની જેવા હોય છે કે, જેઓ પોતે પણ ખરાબ હોય છે અને બીજાને પણ ખરાબ કરે છે. હવે તમે કેવા શ્રાવક બનવા ચાહો છો તે જુઓ. શાસ્ત્ર કહે છે કે, આ ચાર પ્રકારના શ્રાવકોમાંથી બે જ પ્રકારના સાચા શ્રાવકો છે. બાકીના બે શ્રાવકો તો દ્રવ્યથી જ શ્રાવક છે પણ ભાવથી તો મિથ્યાદૃષ્ટિ જ છે. એટલા માટે તમે કેવા શ્રાવક બનવા ચાહો છો એ જુઓ.

માળવા દેશમાં સુદર્શનપુર નામનું એક નગર હતું. ત્યાં મણિરથ નામનો રાજા રાજ્ય કરતો હતો કે, જે ન્યાયનીતિવાળો હતો.

જે પ્રમાણે રાવણના ચરિત્રમાં સીતાનું પાત્ર પ્રધાન છે એ જ પ્રમાણે આ કથામાં પણ મયણરેહાનું પાત્ર પ્રધાન છે; પણ મણિરથનો આ કથાની સાથે શો સંબંધ છે એ બતાવતાં કહેવામાં આવ્યું છે કે, જે પ્રમાણે રાવણ પહેલાં નીતિમાન્ હતો પણ પાછળથી સીતાને જોયા બાદ તેની વૃત્તિ બગડી હતી, તે જ પ્રમાણે આ મણિરથ રાજાની ન્યાયનીતિ પહેલાં સારી હતી પણ પાછળથી તેની વૃત્તિ બદલાઈ ગઈ હતી અને તે દુષ્ટ વૃત્તિવાળો બની ગયો હતો.

રાવણની વૃત્તિ પહેલાં ખરાબ ન હતી. જૈન રામાયણમાં કહ્યું છે કે, રાવણ દિગ્વિજય કરવા માટે નીકળ્યો હતો. તે દિગ્વિજય કરતો કરતો એક નગરીમાં પહોંચ્યો કે જ્યાં કુબેર નામનો રાજા રાજ્ય કરતો હતો. આ કુબેર રાજા ઘણો ચતુર નીકળ્યો એટલે રાવણ તેની નગરીને જીતી શક્યો નહિ. કુબેર ' અસાલિકા ' નામની વિદ્યા જાણતો હતો એટલે તે અસાલિકા વિદ્યાની સહાયતાથી નગરીની ચારેય બાજુ અગ્નિનો કોટ બનાવી દેતો હતો. આ વિદ્યાને કારણે જ કુબેરની નગરી અજેય બની હતી.

રાવણ નિરાશ થયો પણ તે ભાગ્યવાન્ હતો એટલા માટે વિજયનો કોઈ માર્ગ નીકળી આવ્યો. કુબેરની એક રાણી હતી કે જે રાવણને પહેલેથી જ ચાહતી હતી. તેના માતાપિતા પણ તેનો વિવાહ રાવણની સાથે કરાવવા ચાહતા હતા; પણ રાવણ દિગ્વિજય કરવા માટે બહાર નીકળી ગયો હતો એ કારણે તે રાણીના પિતાએ તેનો વિવાહ કુબેરની સાથે કરાવી દીધો હતો, છતાં તે રાણી તો હૃદયથી રાવણને જ ચાહતી હતી. જ્યારે તે રાણીએ જોયું કે, રાવણને વિજય મળ્યો નથી અને તે નિરાશ થઈ રહ્યો છે, ત્યારે તે રાણીએ વિચાર્યું કે, જે ' અસાલિકા ' વિદ્યાને કારણે રાવણને વિજય મળતો નથી, તે અસાલિકા વિદ્યાની ચાવી તો મારા

હાથમાં જ છે, કે જે ચાવી મારા પતિએ મને પ્રસન્ન કરવા માટે બતાવી છે. જો રાવણ મને પોતાની બનાવવાનો સ્વીકાર કરે તો હું તેનો વિજય કરાવી આપું.

અનિચ્છનીય વિવાહનું કેવું દુષ્પરિણામ આવે છે તે આ ઘટના ઉપરથી જુઓ. તે કુબેરની પત્ની રાવણની સાથે વિવાહ કરવા ચાહતી હતી, છતાં તેનો વિવાહ કુબેરની સાથે કરાવી દેવામાં આવ્યો હતો. એટલા માટે તે રાણી રાવણને એવા સમયે મળવા માટે તૈયાર થઈ કે જ્યારે રાવણ કુબેરનો શત્રુ બનીને આવ્યો હતો.

રાણીએ દાસીદ્વારા રાવણને એમ કહેવડાવ્યું કે, "જો રાવણ મારો સ્વીકાર કરે અને મને પોતાની પત્ની બનાવે તો હું તેને વિજય અપાવી શકું એમ છું. જે વિદ્યાના પ્રતાપે નગરની આસપાસ અગ્નિનો કોટ બની જાય છે તે વિદ્યાની ચાવી ક્યાં છે તે હું જાણું છું." રાણીનો આ સંદેશ લઈ દાસી રાવણની પાસે ગઈ અને રાવણને રાણીનો સંદેશ સંભળાવ્યો પણ રાવણે રાણીના પ્રસ્તાવનો એમ કહીને અસ્વીકાર કર્યો કે, "હું વિજયપ્રાપ્તિને માટે આવું નીચ કામ કરી શકું નહિ! વિજય થવાનો હશે તો થશે, નહિ થવાનો હોય તો નહિ થાય પણ વિજયપ્રાપ્તિને માટે પરસ્ત્રીનો સ્વીકાર કરી શકું નહિ."

રાવણનો ઉત્તર સાંભળી દાસી ચૂપચાપ પાછી ચાલી આવી. વિભીષણે જોયું કે, આ દાસી તો પ્રસન્નવદને આવી હતી પણ હવે તે ઉદાસ થઈને જાય છે તો તેનું કારણ પૂછવું જોઈએ. વિભીષણે તે દાસીને પોતાની પાસે બોલાવીને પૂછ્યું કે, "તું ઉદાસ થઈને કેમ જઈ રહી છે?" દાસીએ જવાબ આપ્યો કે, "રાણીએ તમારા ભાઈની પાસે આવો સંદેશ મોકલાવ્યો હતો પણ તમારા ભાઈએ રાણીના તે પ્રસ્તાવનો અસ્વીકાર કર્યો." વિભીષણે કહ્યું કે, "તે શું જાણે? રાજકાજ તો હું ચલાવું છું અને બધાં કામો હું જ કરું છું. માટે તમે જાઓ અને રાણીને એમ કહો કે, વિભીષણ રાણીને પોતાની ભાભી બનાવવા માટે તૈયાર છે."

દાસીએ મહેલમાં જઈને રાણીને બધી વાત કહી. રાણી પ્રસન્ન થઈ કે, જ્યારે વિભીષણ મને પોતાની ભાભી બનાવવાને માટે તૈયાર છે તો પછી બીજું જોઈએ જ શું? રાણી તો આ વિચારથી પ્રસન્ન થઈ. આ બાજુ રાવણે વિભીષણને કહ્યું કે, "શું તમે મને ડુબાડવા માટે તૈયાર થયા છો? શું તમે પરસ્ત્રી સાથે મારો સંબંધ જોડવા તૈયાર થયા છો?" વિભીષણે જવાબ આપ્યો કે, "આ વિષે તમે નિશ્ચિંત રહો. એવું કદાપિ નહિ બને. આ તો રાજતંત્ર છે એટલા માટે રાજતંત્રમાં કોઈને કોઈ પ્રકારે કામ કાઢવું જ પડે છે."

રાણી વિભીષણની પાસે આવી. વિભીષણે રાણીને કહ્યું કે, હું તમને મારી ભાભી માનું છું, હવે તમે મને વિદ્યા બતાવો. રાણીએ વિચાર્યું કે, જ્યારે વિભીષણે મને ભાભી કહી દીધી છે તો હવે રાવણની સાથે વિવાહ થવામાં શું વાર લાગશે! આ પ્રમાણે વિચાર કરી તેણીએ વિદ્યા બતાવી દીધી અને એ વિદ્યાની સહાયતાથી વિભીષણે તે નગરને જીતી લીધું.

નગરને જીતી લીધા બાદ રાણીએ વિભીષણને કહ્યું કે, "હવે તમે તમારા ભાઈની સાથે મારો વિવાહસંબંધ જોડી આપો." વિભીષણે જવાબ આપ્યો કે, "મેં તમને ભાભી કહ્યા છે, તો તમારું ધ્યાન મને છે. પણ હું આપને એવું કામ બતાવી ન શકું કે, જે કામ મારી માતાને પણ યોગ્ય ન હોય. મારી ભાભી કોઈ પ્રકારનું નીચ કામ કરી શકે નહિ. હું જો તમારો સંબંધ રાવણની સાથે જોડી આપું, તોપણ તમે તેની ઉપપત્ની જ ગણાશો એટલા માટે

તમે એવો વિચાર છોડી દો. હું તમારા માટે એવો પ્રબંધ કરી આપું છું કે, જેથી તમને કુબેર રાજા આદર આપે."

આ બાજુ પરાજય થવાથી કુબેર રાજાએ જોયું કે, મહેલમાંથી રાણી ગૂમ થઈ છે. રાજા વિચારવા લાગ્યો કે, રાણીના કારણે જ મારી હાર થઈ છે. રાણીએ મને દગો દીધો છે. તે આ પ્રમાણે વિચારી રહ્યો હતો એટલામાં જ વિભીષણે આવીને કહ્યું કે, "ભાઈ! શું વિચાર કરી રહ્યા છો ?" વિભીષણે પોતાને માટે ઉચ્ચારેલું 'ભાઈ' સંબોધન સાંભળી કુબેર રાજા ઘણો જ પ્રસન્ન થયો અને તે વિચારવા લાગ્યો કે, આ શત્રુનો ભાઈ હોવા છતાં પણ મને કેવા મીઠા શબ્દોથી બોલાવે છે અને રાણી મારી પત્ની હોવા છતાં કેવો દગો આપી ગઈ છે! વિભીષણે રાજાને કહ્યું કે, "તમે આ સંબંધમાં વિશેષ વિચાર ન કરો. જ્યારે તમે રાણીનું મન પ્રસન્ન ન કર્યું, તો એ દશામાં જો તે તમારી સાથે આવો વ્યવહાર કરે તો તેમાં આશ્ચર્યની વાત શું છે? ખેર! જે થયું તે થયું. હવે તમે તેનો આદર કરો તો તમારી સ્ત્રીને અત્રે બોલાવી આપું કે જેથી તમારી આબરુ પણ બચી જાય." કુબેરે કહ્યું કે, "ઠીક. હવે હું રાણી સાથે તમે કહો છો તે પ્રમાણે વ્યવહાર કરીશ." વિભીષણે કહ્યું કે, "હવે તેની સાથે સારો વ્યવહાર કરવો અને આ ઘટના જાણે બની જ નથી તેવી રીતે ભૂલી જ જવી."

આખરે વિભીષણે રાણી અને રાજાનો સંબંધ પાછો જોડી દીધો અને પછી રાવણની પાસે જઈ તેને કહ્યું કે, "જોયું! કામ પણ પતી ગયું અને તમારે ખાડામાં પણ પડવું ન પડયું. વિષનું પાન કરનારો મરે છે પણ વિષનો વ્યાપાર કરનારો મરતો નથી."

કહેવાનો આશય એ છે કે, રાવણ પહેલાં આવો ન્યાયનીતિવાળો હતો, પણ આખરે તેની નીતિ બદલાઈ ગઈ. આ જ પ્રમાણે મણિરથની નીતિ પણ પહેલાં સારી હતી પણ પાછળથી તેની વૃત્તિ પણ કેવી રીતે બગડી ગઈ એ વાત આ કથાદ્વારા આગળ જાણવામાં આવશે.

## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૩ અષાડ વદ ૬ બુધવાર

### પ્રાર્થના

પ્રણમૂં વાસુપૂજ્ય જિનનાયક, સદા સહાયક તૂ મેરો;
વિષમ વાટ ઘાટ ભય થાનક, પરમ શ્રેય સરનો તેરો. ॥ પ્રણમૂં૦ ૧ ॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી વાસુપૂજ્ય ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં જે ઊંડું રહસ્ય રહેલું છે તે સમજવા યોગ્ય છે, પણ પરમાત્માની પ્રાર્થનાનું ઉદ્‌ગમસ્થાન સિદ્ધાન્ત જ છે, એટલા માટે પ્રાર્થનાના ઉદ્‌ગમસ્થાનરૂપી સિદ્ધાન્તની અત્રે વાત કહું છું. જો કે ઉદ્‌ગમસ્થાનને જાણનારા બધા લોકો હોતા નથી, કોઈ કોઈ જ હોય છે પણ ઉદ્‌ગમસ્થાનને જાણવું આવશ્યક છે.

ગંગાના ઉદ્‌ગમસ્થાન—ગંગોત્રીને બધા લોકો જાણતા નથી, કે બધાએ એ સ્થાન જોયું પણ હોતું નથી; છતાં ગંગા નદીને જોઈને એટલું તો સમજવામાં આવે છે કે, આવડી

મોટી નદીનું ઉદ્દગમસ્થાન કોઈ ઠેકાણે હોવું જ જોઈએ. જો તેનું ઉદ્દગમસ્થાન જ ન હોય તો આવડો મોટો પાણીનો પ્રવાહ ક્યાંથી આવે! આ જ પ્રમાણે પ્રાર્થનાને જોઈને તેના ઉદ્દગમસ્થાનરૂપી સિદ્ધાન્તને પણ જાણી શકાય છે. પરમાત્માની પ્રાર્થનાનું ઉદ્દગમસ્થાન સિદ્ધાન્ત જ છે; એટલા માટે હું સિદ્ધાંતની જ વાત કહું છું.

પ્રાર્થનામાં કહેવામાં આવેલી વાત તથા સિદ્ધાંતની વાત ઉપર દ્રવ્ય અને ભાવ બન્નેય દૃષ્ટિએ વિચાર કરી શકાય છે. આ પ્રાર્થનામાં દ્રવ્ય ભય બતાવીને એમ કહેવામાં આવ્યું છે કે, પરમાત્માનું સ્મરણ કરવાથી એ ભય રહેવા પામતો નથી. આ જ પ્રમાણે સિદ્ધાંત કહે છે કે, અપ્રમાદ રાખો તો સંસારનો કોઈ પણ પ્રકારનો ભય રહેવા પામે નહિ.

## સમ્યક્ત્વ પરાક્રમ—૩

ઉત્તરાધ્યયનના આ ઓગણત્રીશમા અધ્યયનનું પહેલું નામ 'સમકિત પરાક્રમ' અધ્યયન, બીજું નામ 'અપ્રમત્ત સૂત્ર' અધ્યયન અને ત્રીજું નામ 'વીતરાગ સૂત્ર' અધ્યયન છે.

આ ત્રણેય નામમાંથી મધ્યમ નામની વ્યાખ્યા કરવાથી ત્રણેય નામની વ્યાખ્યા થઈ જાય છે એટલા માટે નિર્યુક્તિકારે 'અપ્રમત્ત અધ્યયન'ની જ વ્યાખ્યા કરેલ છે. આ નામની વ્યાખ્યા સમજી લેવાથી માલુમ પડશે કે, આ એક નામની વ્યાખ્યામાં જ બાકીના બે નામોની વ્યાખ્યાનો સમાવેશ કેવી રીતે થઈ જાય છે!

અપ્રમત્તનો અર્થ 'પ્રમાદનો વિજય' એવો થાય છે. આના પણ ચાર નિક્ષેપ છે. નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ. નામ અને સ્થાપના એ બે નિક્ષેપો ક્ષુલ્લક–સામાન્ય છે એટલા માટે એનું વિવેચન ન કરતાં શાસ્ત્રકાર દ્રવ્ય અને ભાવનું વિવેચન કરતાં કહે છે કે, દ્રવ્ય અપ્રમત્તનો બોધ તો બધાને હોય જ છે. કોઈ શત્રુ ચડી આવે અને તમે મોજમઝા માણતા રહો તો કેવી મુશ્કેલી પડે! તમે લોકો અહીં બેઠા છો એટલામાં જ કોઈ 'સાપ આવ્યો' એમ કહે તો તમે લોકો કેટલા બેસી રહેશો! આ પ્રમાણે દ્રવ્ય અપ્રમાદને તો બધા જાણે જ છે. દ્રવ્ય ભયથી મુક્ત થવા માટે જે ઉદ્યોગ કરવામાં આવે છે તેને 'દ્રવ્ય અપ્રમાદ' કહેવામાં આવે છે.

આ આત્મા આ પ્રકારનો દ્રવ્ય અપ્રમત્ત તો અનેકવાર રહ્યો છે અને રહેતો આવે છે. બીજાની વાત તો બાજુએ રહી પણ રેશમનો કીડો પણ આવા દ્રવ્ય અપ્રમાદને સેવતો રહે છે. તે કીડો પોતાના શરીરની રક્ષાને માટે પોતાના ઘરને પોતાની સાથે જ લેતો ફરે છે. આ પ્રમાણે શરીરની રક્ષાનો ઉદ્યોગ તો તે કીડો પણ કરે છે. આનો અર્થ એવો નથી કે, પોતાના શરીરની રક્ષા ન કરવાને માટે આમ કહેવામાં આવતું હોય; પણ અત્રે વિચારવાનું એ છે કે, એવો અપ્રમાદ તો કીડો પણ સેવે છે.

શરીર, કુટુંબ, ઘરબાર તથા દ્રવ્ય વગેરે ચીજોમાંથી કોઈ પણ ચીજ પરલોકમાં સાથે આવતી નથી, તેમ તે ચીજોથી આત્માનું કલ્યાણ પણ થતું નથી. છતાં શાસ્ત્રકાર તે ચીજો પ્રત્યે ઉપેક્ષા કરવાનું કહેતા નથી, પણ એમ કહે છે કે, એ ચીજોની રક્ષા માટે કરવામાં આવેલ ઉદ્યોગ કે પ્રયત્નને 'દ્રવ્ય અપ્રમાદ' જ માનો, પણ તેને 'ભાવ અપ્રમાદ' ન માનો.

આ પ્રકારનો દ્રવ્ય અપ્રમાદ તો આત્માની સાથે અનાદિ કાળથી લાગેલો જ છે; છતાં તેથી આત્માનું કલ્યાણ થયું નથી. આ પ્રાર્થનામાં પણ કહ્યું છે કે:—

" ખલ દલ પ્રબલ દુષ્ટ અતિ દારુણ, જ્યોં ચૌતરફ દિયો ઘેરો;
તદપિ કૃપા તુમ્હારી પ્રભુજી, અરિયન હોય પ્રગટે ચેરો. "

દુષ્ટ લોકો તલવાર લઈ ઘેરી લે અને માથા ઉપર તલવારનો ઘા કરવા ચાહે, તો એવા કષ્ટના સમયે પણ, જો પરમાત્માનું સ્મરણ કરવામાં આવે, તો તે શત્રુઓ પણ નમ્ર બની જાય છે, અને શત્રુતાનો ત્યાગ કરી શિષ્યની સમાન આજ્ઞાંકિત બની જાય છે. દુષ્ટનો નાશ ન ચાહતાં દુષ્ટની દુષ્ટતા નષ્ટ પામે એવી સાચા હૃદયથી પરમાત્માની પ્રાર્થના કરવામાં આવે, તો દુષ્ટની દુષ્ટતા પણ નષ્ટ થઈ જાય છે. જે પ્રમાણે દ્રવ્ય રક્ષા માટે બીજાનું શરણ લેવામાં આવે છે, તે જ પ્રમાણે પરમાત્મા કે ધર્મનું શરણ લેવામાં આવે તો દ્રવ્ય રક્ષાની સાથે ભાવ રક્ષા પણ થશે; પરંતુ એ વાત ખ્યાલમાં રાખવાની છે કે, જો તમે દ્રવ્યની રક્ષા કરશો તો તે દ્રવ્યને માટે થશે અને ભાવની રક્ષા કરશો તો તે ભાવને માટે થશે.

આ દ્રવ્ય નિક્ષેપની વાત થઈ; પણ આ 'અપ્રમત્ત સૂત્ર' માં તો ભાવ અપ્રમાદની વાત આવશે. જે પ્રમાણે દ્રવ્ય અપ્રમાદમાં શરીર, ધન આદિનો ભય દૂર કરવામાં આવે છે, તે જ પ્રમાણે ભાવ અપ્રમાદમાં આત્માનો ભય દૂર કરવામાં આવે છે. અજ્ઞાન, કષાય આદિ ઉપર વિજય પ્રાપ્ત કરવા માટે જે ઉદ્યોગ–પ્રયત્ન કરવામાં આવે છે તે ભાવ અપ્રમાદ છે.

અજ્ઞાનની વ્યાખ્યા કરતાં એમ કહેવામાં આવ્યું છે કે, न ज्ञानं अज्ञानं આ નઞ્સમાસ છે. આ નઞ્સમાસના બે ભેદ છે. એને માટે કહ્યું છે કે:—

**नञर्थौ द्वौ समाख्यातौ, पर्युदासप्रसज्जकौ ।**
**पर्युदाससदृग्ग्राही, प्रसज्यस्तु निषेधकृत् ॥**

અર્થાત્–'નઞ્' ના બે અર્થ છે. એક પર્યુદાસ અને બીજો પ્રસજ્જક. પર્યુદાસ સદૃશ અર્થને ગ્રહણ કરે છે અને પ્રસજ્જક કેવળ નિષેધ અર્થને ગ્રહણ કરે છે. અત્રે કહેવાનું એ છે કે, न ज्ञानं अज्ञानं એમ જે આગળ કહેવામાં આવ્યું છે, તેનો એ અર્થ નથી કે, ન જાણવું એ જ અજ્ઞાન છે. કારણ કે, એવો અર્થ કરવાથી ઘણો અનર્થ થાય એવો સંભવ રહે છે. સંસારમાં એવા અનેક વિદ્વાનો હોય છે કે, જેમના એક શબ્દથી જ સંસારમાં ખળભળાટ મચી જાય. પણ શાસ્ત્ર કહે છે કે, તેમણે કષાયનો વિજય કર્યો હોતો નથી અને તેમનામાં સમ્યગ્જ્ઞાન ન હોવાને કારણે, આ પ્રકારનું જ્ઞાન પણ વિપરીત જ્ઞાન જ છે, જે અજ્ઞાનરૂપ છે; કારણ કે, જ્યાં न ज्ञानं अज्ञानं કહેવામાં આવ્યું છે ત્યાં આવેલા નઞ્ સમાસમાં જે નઞ્ છે તે પર્યુદાસ છે. પર્યુદાસ સદૃશ અર્થને ગ્રહણ કરે છે. જો અહીં પર્યુદાસ ન માનતાં પ્રસજ્જક નઞ્ માનવામાં આવે તો ઠીક નહિ કહેવાય. કારણ કે, પ્રસજ્જક જો માનવામાં આવે તો જ્ઞાનનો નિષેધ કરવો એવો અર્થ થશે, પરંતુ અહીં જ્ઞાનનો નિષેધ કરવામાં આવતો નથી. વાસ્તવમાં ઉદાહરણમાં કહેવામાં આવેલ જ્ઞાનના સદૃશ વિપરીત જ્ઞાનની ગણના અજ્ઞાનમાં થાય છે. એટલા માટે ન જાણવું એ જ અજ્ઞાન નથી પરંતુ સંશય, વિપર્યય અને અનધ્યવસાય આદિ પણ અજ્ઞાનનાં જ ભેદ છે.

આ પ્રકારના અજ્ઞાનને મટાડવા માટે જે ઉદ્યોગ કરવામાં આવે છે તે ભાવ અપ્રમાદ છે. આવું અજ્ઞાન સમ્યગ્જ્ઞાનથી જ મટી શકે છે. કોઈ માણસ અંધકારને દૂર કરવા માટે અંધકારને લાઠીદ્વારા મારવા લાગે તો શું અંધકાર દૂર થઈ શકશે ? નહિ. પણ જો પ્રકાશ કરવામાં આવે તો તે અંધકાર મટી જશે. આ જ પ્રમાણે અજ્ઞાન-અંધકાર પણ જ્ઞાનનો પ્રકાશ કરવાથી જ દૂર થઈ શકે છે. આ અધ્યયનમાં જ્ઞાનનો પ્રકાશ કરવાનો જ માર્ગ બતાવવામાં આવ્યો છે. એટલા માટે આ અધ્યયન ભાવ અપ્રમાદનું છે.

આ અધ્યયનમાં જ્ઞાનનો માર્ગ પ્રકાશિત કરવાની સાથે જ કષાયને જીતવાનો માર્ગ પણ બતાવવામાં આવ્યો છે. આત્માના સ્વભાવને ભૂલી જઈ બીજામાં આનંદ માનવો તેનું નામ આશ્રવ છે. આ અધ્યયનમાં આશ્રવ જીતવાને માટે અપ્રમત્ત રહેવાનો માર્ગ બતાવવામાં આવ્યો છે. એમ તો ચોથા ગુણસ્થાનથી જ અપ્રમાદ ગુણસ્થાનનો પ્રારંભ થઈ જાય છે, પણ શાસ્ત્ર તો સાતમા ગુણસ્થાનથી જ અપ્રમાદ માને છે. એનું કારણ એ છે કે, ચોથા ગુણસ્થાનમાં કષાયાદિનું જોર થોડું રહે છે. જો કે, થોડોક કષાયભાવ તો સાતમા ગુણસ્થાનમાં પણ હોય છે, પરંતુ તે બહુ થોડા પ્રમાણમાં હોય છે, એટલા માટે તેની ગણના કરવામાં નથી આવી. થોડી પણ અસાવધાની ન રાખતાં આશ્રવને જીતવાનો પ્રયત્ન કરવો તે અપ્રમત્તતા છે. આવી અપ્રમત્તતા સાતમા ગુણસ્થાને ચડવામાં આવે છે ત્યારે જ પ્રાપ્ત થાય છે.

રાગદ્વેષને પેદા કરવાં એ પ્રમાદ છે અને તેને જીતવાં એ અપ્રમાદ છે. જો તમારે અપ્રમાદને પ્રાપ્ત કરવો હોય તો રાગદ્વેષને જીતો. આ ઉપરથી કદાચ તમે એમ કહો કે, રાગદ્વેષને કેવી રીતે જીતવાં ? તો એનો ઉત્તર એ છે કે, આ અધ્યયનમાં રાગદ્વેષને કેવી રીતે જીતવાં! એ જ બતાવવામાં આવ્યું છે. તમે હજી રાગદ્વેષને જીતી શક્યા નથી તો એટલું તો માનો કે, રાગદ્વેષ એ પ્રમાદ રૂપ છે અને રાગદ્વેષને જીતવાં એ અપ્રમાદ છે. અર્થાત્ તમે એમ માનો કે, રાગદ્વેષ જો કે ત્યાજ્ય છે પરંતુ મારી નિર્બળતાને કારણે તેને હજી હું તજી શક્યો નથી. આ પ્રમાણે રાગદ્વેષનું સ્વરૂપ સમજો. રાગદ્વેષથી આત્માનું પતન થાય છે એટલા માટે જો આત્માને પતિત બનાવવા ચાહતા ન હો તો રાગદ્વેષનું સ્વરૂપ સમજી તેને ત્યાજ્ય માનો.

રાગદ્વેષનાં અનેક રૂપ હોય છે. કોઈવાર એમ પણ બને છે કે, બહારથી તો રાગદ્વેષ જોવામાં આવે છે, પણ અંદરખાને તો બીજું જ કાંઈ હોય છે. આ જ પ્રમાણે કોઈવાર બહારથી તો રાગદ્વેષ જોવામાં આવતો નથી, પણ અંદરખાને રાગદ્વેષ ભરેલો હોય છે. આવી અવસ્થામાં રાગદ્વેષ છે કે નહિ એનો નિશ્ચય જ્ઞાનીઓના જ્ઞાનદ્વારા જ થઈ શકે છે; પણ વ્યવહારદ્વારા જે રાગદ્વેષને ઓળખી શકાય તેને ઓળખવાનો તમારે પ્રયત્ન કરવો જોઈએ અને રાગદ્વેષને જાણી તેને છોડવાનો ઉપાય કરવો જોઈએ.

રાગદ્વેષ છે એની ખાસ ઓળખાણ એ છે કે, જે પોતાના આત્માને પતિત કરે અને સાથે જગતનું પણ અકલ્યાણ કરે તે રાગદ્વેષ છે. એટલા માટે જેને લીધે જગતને હાનિ થાય અને આત્મા પતિત થાય એવાં કાર્યો ત્યાજ્ય સમજવાં જોઈએ. આ પ્રમાણે તે જ કાર્યો રાગદ્વેષરહિત છે કે, જેની દ્વારા પોતાના આત્માની ઉન્નતિ થાય અને જગતનું પણ કલ્યાણ થાય! કદાચિત્ કોઈ માણસ એમ કહે કે, હું વિશેષ જ્ઞાનવાળો છું એટલા માટે અમુક કાર્ય કે ક્રિયા ન કરવા છતાં પણ જ્ઞાનદ્વારા હું આત્માનું કલ્યાણ કરી શકીશ, તો એને માટે શાસ્ત્ર એમ કહે છે કે, એમ કરવું એ પણ ઠીક નથી. ભલે તમે તમારું કલ્યાણ

જ્ઞાનદ્વારા પણ કરી શકતા હો, તો પણ લોકહિતની દૃષ્ટિએ શ્રેયસ્કર કાર્યો તજી દેવાં એ ઠીક નથી. મતલબ કે, જેની દ્વારા આત્માનું પણ કલ્યાણ થાય અને જગતનું પણ હિત થાય, તે વ્યાવહારિક રીતે રાગદ્વેષને જીત્યાં કહેવાય. અપ્રમત્તતાને પ્રાપ્ત કરવા માટે રાગદ્વેષને જીતવાં જોઈએ.

હવે આ અધ્યયનના નામ વિષે વિચાર કરીએ. એક નામ એવું હોય છે કે, જે કેવળ ઉપરથી જ પાડવામાં આવે છે અને એક નામ એવું હોય છે કે જે ગુણનિષ્પન્ન હોય છે. આ અધ્યયનનું અપ્રમત્ત નામ ગુણનિષ્પન્ન છે. પહેલાં લોકો ગુણનિષ્પન્ન નામ પાડતા હતા; આજકાલની માફક ખોટાં નામ પાડતા ન હતા. કદાચિત્ તમે તો ખાલી નામ પાડવાનું કામ કરી બેસો પણ શાસ્ત્ર એવી ભૂલ કેમ કરી બેસે? એટલા માટે તેમણે આ અધ્યયનનું નામ અપ્રમત્ત સૂત્ર આપ્યું છે, જે ગુણનિષ્પન્ન છે. જો કે, સમકિત-પરાક્રમ અને વીતરાગ-સૂત્ર નામ પણ ગુણનિષ્પન્ન જ છે છતાં નામ વિના કામ ચાલી શકતું નથી એટલા માટે આ નામ આપવામાં આવ્યું છે.

ખોટું નામ કેવું હોય છે અને ગુણનિષ્પન્ન નામ કેવું હોય છે એ વાત એક ઉદાહરણ-દ્વારા સમજાવું છું:—

એક શેઠનું નામ ઠનઠનપાલ હતું. તેનું નામ જો કે ઠનઠનપાલ હતું પણ તે બહુ ધનિક હતો અને તેની પ્રતિષ્ઠા પણ બહુ સારી હતી.

પહેલાંના શ્રીમન્તો શ્રીમન્ત હોવા છતાં પોતાનું કામ કાંઈ છોડી બેસતા નહિ પણ આજ તો થોડાક શ્રીમન્ત થયા કે બધાં કામો છોડી દેવામાં આવે છે અને એમ કરવામાં જ શ્રીમંતાઈ માનવામાં આવે છે.

ઠનઠનપાલ શેઠની પત્ની શેઠાણી હોવા છતાં પાણી ભરવું, દળવું વગેરે બધું ઘરકામ પોતાના હાથે જ કરતી હતી. પોતાના હાથે કરેલું કામ જેટલું સારું થાય છે તેટલું બીજાના હાથે કરાવવામાં આવેલું કામ સારું થતું નથી. પણ આજે તો કેટલાક લોકો ધર્મધ્યાન કરવાના બહાને ઘરકામ હાથે કરવાનું છોડી દે છે; પણ તેઓ એટલું વિચારતા નથી કે, ધર્મધ્યાન કરનાર વ્યક્તિ શું આળસુ બની શકે ખરી? જે કાર્ય પોતાની દ્વારા જ સારી રીતે થઈ શકે છે તે કાર્યને છોડી દેવાનું શાસ્ત્રકારો કહેતા નથી. કોઈ કામ તમે હાથે કરશો તો વિવેકપૂર્વક કરશો પણ બીજાની દ્વારા કરાવવામાં આવતું કામ વિવેકપૂર્વક કેમ થઈ શકશે? એટલા માટે પોતાના હાથે વિવેકપૂર્વક જે કામ કરવામાં આવે છે તેમાં એકંદરે લાભ જ રહેલો છે, પણ પોતે આળસુ બની બીજાની પાસે કામ કરાવવામાં વિવેક રહેતો નથી અને પરિણામે હાનિ થાય છે.

આજકાલ વિજળીદ્વારા ચાલતી ઘંટીઓ બહુ પ્રચલિત થવા પામી છે અને ઘરની ઘંટીઓ બંધ થઈ રહી છે. શું ઘરની ઘંટીઓ બંધ કરવાથી એમ કહી શકાય કે, આશ્રવ ઓછો થયો? ઘરની ઘંટીઓ બંધ કરવાથી તમે નિરાશ્રવી બન્યા નથી પણ વધારે મહાપાપમાં પડ્યા છો. તમે ઘરની ઘંટી અને વિજળીથી ચાલતી ઘંટીનું અંતર જોશો તો તમને જણાશે કે, તમે કેવી રીતે મહાપાપમાં પડી રહ્યા છો? વિચાર કરશો તો તમને ઘરની ઘંટી અને વિજળીથી ચાલતી ઘંટીમાં રાઈ અને પહાડ જેટલું અંતર જણાશે. વિજળીથી ચાલતી ઘંટીથી વ્યવહાર અને નિશ્ચય બન્નેયની હાનિ થઈ છે અને સાથે સાથે સ્વાસ્થ્યની પણ હાનિ થઈ છે

અને થઈ રહી છે. જુના જમાનાના લોકો ડાકણ વળગે છે એમ માને છે અને ડાકણની નજર જેના ઉપર પડે છે તેનું સત્ત્વ ડાકણ ચૂસી લે છે એમ કહેવામાં આવે છે. ડાકણની આ વાત ખોટી પણ હોઈ શકે, પરંતુ વીજળીથી ચાલતી ઘંટી તો ડાકણથી પણ આગળ વધેલી છે. તે અનાજનું સત્ત્વ ખાઈ જાય છે એ વાત તો તમે પણ જાણો છો. વીજળીથી ચાલતી ઘંટીમાં પીસાવેલો લોટ કેટલો બધો ગરમ હોય છે એ તમે જુઓ તો તમને જણાશે કે, લોટનું સત્ત્વ બળી ગયું હશે!

દક્ષિણમાં ઉરણ નામનું ગામ દરિયાના કિનારે આવેલું છે; એટલા માટે ત્યાં માછલીઓને પકડવાનું કામ બહુ થાય છે. ત્યાંનો એક ભાઈ મને કહેતો હતો કે, "હું એક દિવસ ઘઉં દળાવવા માટે લોટની મીલમાં ગયો, ત્યાં મેં જોયું કે, માછીમારની સ્ત્રીઓ જે ટોપલીમાં માછલીઓ પકડીને વેચવા આવી હતી તે જ ટોપલીમાં અનાજ ભરી દળાવવા માટે તે સ્ત્રીઓ મીલમાં આવી હતી." હવે જરા વિચાર કરો કે, તમે પણ એ જ લોટની મીલમાં ઘઉં દળાવો તો તમારા લોટમાં પેલી માછલીવાળી ટોપલીમાં ભરવામાં આવેલા અનાજના લોટનો થોડો ઘણો ભાગ આવશે કે નહિ? તમે લોકો બીજી વાતોમાં તો કાળજી રાખો છો પણ આવી વાતોમાં ધ્યાન આપતા નથી. તમારા કોઈ સ્વધર્મી ભાઈ કે જે ગરીબ હોવાને કારણે કપડાંની ફેરી કરે છે કે ખેતી કરે છે, તે તમારી જાતિનો હોવા છતાં પણ તેને તમો સાથે જમાડવામાં તો ભેદભાવ રાખો છો, પરંતુ મીલમાં સેળભેળ થએલો લોટ વગેરે ખાવામાં તો ભેદભાવ રાખતા નથી.

પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજ પાસેથી મેં સાંભળ્યું છે કે, બીકાનેરમાં વેદમુહત્તા હિન્દુસિંહજી દીવાન હતા. તેઓ સ્થાનકવાસી જૈન હતા. બીકાનેરમાં તેમનું સારું સન્માન હતું અને રાજદરબારમાં પણ તેમની સારી પ્રતિષ્ઠા હતી. એકવાર તેઓ જમવા બેઠા હતા એટલામાં ત્યાં એક ઘીની ફેરી કરનારો આવ્યો. તેણે દિવાનને કહ્યું કે, ઘી લેવું છે? હિન્દુસિંહજીએ તે ઘીવાળાને જોઈ એવું અનુમાન કર્યું કે, આ કોઈ મહાજન જ છે. આ પ્રમાણે અનુમાન કરી તેને પોતાની પાસે બોલાવીને પૂછ્યું કે, ભાઈ! તમે ક્યાં રહો છો? તે માણસે અમુક ગામનો હું રહેવાશી છું એમ કહ્યું. દિવાને કહ્યું કે, ત્યાં તો મારો ભાઈ પણ રહે છે અર્થાત્ તે ગામમાં વેદમુહત્તાનાં ઘર છે ને? દિવાનનો આ પ્રશ્ન સાંભળી તે ઘીવાળો થોડો શરમાયો અને કહેવા લાગ્યો કે, આપ આવા મોટા માણસ હોવા છતાં અમને યાદ કરો છો એ પ્રસન્નતાની વાત છે. હિન્દુસિંહજી સમજી ગયા કે, આ ઘીવાળો પોતે પણ વેદમુહત્તા ગોત્રનો જ છે. દિવાને તે ઘીવાળાને કહ્યું કે, ભાઈ! આવો અને થોડું ભોજન કરી લો. ઘીવાળો તેમની સાથે બેસીને ભોજન કરવામાં સંકોચ પામવા લાગ્યો, ત્યારે તેમણે કહ્યું કે, ભાઈ! આમાં શરમાવા જેવું શું છે? તમે તો મારા ભાઈ છો. આખરે બંને જણા એક ભાણે બેસી જમ્યા અને દિવાને જમતી વખતે સારું સારું ભોજન આગ્રહપૂર્વક તેને જમાડયું.

દિવાનના આ કાર્યથી તેમનું મહત્ત્વ ઘટયું કે વધ્યું? પણ અહીંના વિષે સાંભળવામાં આવે છે કે, અહીં પોતાના સહધર્મી ભાઈઓની સાથે ભેદભાવ રાખવામાં આવે છે; સહધર્મી ભાઈઓ વચ્ચે ભેદ પાડનાર આ ઠરાવને માનવો એ ઉચિત કેમ કહી શકાય? ખેતી કરનાર ગરીબ સહધર્મી ભાઈઓની સાથે આ પ્રકારનો ભેદ રાખવામાં આવે છે પણ તેમની દ્વારા પેદા કરવામાં આવેલ અન્નની સાથે ભેદ કરવામાં નથી આવતો! તે ગરીબ ભાઈઓએ

પેદા કરેલ અન્ન ખાવાનું છોડી જુઓ તો તમને માલુમ પડે કે, તેમની સાથે ભેદ રાખવાનું પરિણામ કેવું આવે છે ! આજે બીજા લોકો તો અસ્પૃશ્યને પણ સ્પૃશ્ય બનાવે છે અને તમે તમારા ભાઈઓને જ દૂર કરતા જાઓ છો તથા તેમની સાથે ભેદ રાખો છો ! તેઓ તો જૈન છે અને તમારી જાતિના છે તથા અહીં આવીને ધર્મકરણી પણ કરે છે; પરંતુ તેઓ તમારી સાથે જમવા આવી શકતા નથી. ભલા ! તે લોકો આ પ્રકારનું અપમાન કેવી રીતે સહી શકે ? આવી સ્થિતિમાં પોતાના સહધર્મીને માટે કે પોતાના ધર્મને માટે કષ્ટો સહેવાં પડે તો કષ્ટો સહી લેવાં ઉચિત છે, પણ આ ઠરાવને કોઈ પણ રીતે બદલવો આવશ્યક છે. આ પ્રથાને બદલવા માટે જે થોડાં કષ્ટો સહન કરવાં પડે તો એ કષ્ટસહન કોઈ પણ રીતે ખરાબ કહી શકાય નહિ.

કહેવાનો આશય એ છે કે, લોકો પોતાના હાથે કામ ન કરતાં બીજાઓની પાસે કામ કરાવવામાં પોતાની મહત્તા માને છે પણ હાથે કામ કરવામાં તથા બીજાઓની પાસે કામ કરાવવામાં કેટલું બધું અંતર રહેલું છે એનો તેઓ વિચાર કરતા નથી.

ઠનઠનપાલ શ્રીમાન્ હતો છતાં તેની પત્ની પાણી ભરવું, હાથે દળવું વગેરે ઘરકામ પોતાના જ હાથે કરતી હતી; પરંતુ જ્યારે તે પાડોશીની સ્ત્રીઓને મળતી ત્યારે તે સ્ત્રીઓ તેની મશ્કરી કરવા માટે કહેતી કે, પધારો ! ઠનઠનપાલજીની વહુ ! ઠનઠનપાલની પત્નીને આ મશ્કરી ગમતી નહિ.

એક દિવસ તેને આ મશ્કરીથી બહુ માઠું લાગ્યું, એટલે તે ઉદાસ થઈને બેઠી હતી. એટલામાં જ ઠનઠનપાલ આવ્યા અને પત્નીને ઉદાસ જોઈ પૂછ્યું કે, આજે તું ઉદાસ કેમ છે ? સ્ત્રીએ ઉત્તર આપ્યો કે, આ તમારું નામ કેવું છે ? તમારા નામને કારણે પાડોશીની સ્ત્રીઓ મારી મશ્કરી કરે છે એટલા માટે તમે તમારું નામ બદલી નાંખો. ઠનઠનપાલે કહ્યું કે, મારા આ નામથી તો લેવડદેવડ વગેરે બધાં કામો ચાલે છે; માટે મારું નામ બદલી નાંખવું એ કાંઈ સરલ નથી એટલા માટે હું આ નામ કેમ બદલી શકું ? ત્યારે તેની પત્નીએ કહ્યું કે, તમારે આ નામ કોઈ પણ હિસાબે બદલવું જ પડશે. જો તમે નામ નહિ બદલો તો હું મારા પીયર ચાલી જઈશ. ઠનઠનપાલે કહ્યું કે, પીયર જવું હોય તો ભલે હમણાં જા પણ હું મારું નામ બદલી શકું એમ નથી. અને તારા જેવી ખોટી હઠ કરનારી સ્ત્રી પીયર ચાલી જાય તો એમાં કાંઈ ખોટું પણ નથી.

ઠનઠનપાલની સ્ત્રી રીસાઈને પીયર ચાલી ગઈ. તે નગરના દરવાજે પહોંચી ત્યાં તો કેટલાક લોકો એક મડદાંને ઉપાડી ત્યાંથી નીકળ્યા. શેઠાણીએ તે લોકોને પૂછ્યું કે, આ કોણ મરી ગયો છે ? તે લોકોએ જવાબ આપ્યો કે, અમરચંદભાઈ મરી ગયા છે. શેઠાણી વિચારવા લાગી કે, નામ અમરચંદ હોવા છતાં તે મરી ગયો ! તેના પગ તો ત્યાં જ થીજી ગયાં, પણ થોડી હિંમત કરી તે આગળ ચાલી. ત્યાં તેને ગાય ચરાવનાર એક ભરવાડ મળ્યો. શેઠાણીએ તેનું નામ પૂછ્યું. તેણે જવાબ આપ્યો કે, મારું નામ ધનપાલ છે. શેઠાણી વિચારવા લાગી કે, આ ધનપાલ છે કે પશુપાલ ? તે થોડી આગળ ગઈ ત્યાં એક સ્ત્રી છાણાં વીણતી મળી. શેઠાણીએ તેને પૂછ્યું કે, બાઈ તમારું નામ શું ? તે સ્ત્રીએ જવાબ આપ્યો કે, મારું નામ લક્ષ્મીબાઈ. શેઠાણીને આ નામ સાંભળીને ઘણું આશ્ચર્ય થયું કે, આ બાઈ લક્ષ્મીબાઈ હોવા છતાં તે છાણાં વીણે છે ?

આ બધી વિચિત્ર ઘટનાઓ જોઈ શેઠાણીનું મગજ ઠેકાણે આવ્યું અને તે પાછી ઘેર આવી. શેઠે શેઠાણીને કહ્યું કે, આજે તો તને કાંઈક સમજ આવી હોય એમ જણાય છે પણ કાલ જેવું તોફાન તો મચાવીશ નહિ ને ? શેઠાણીએ કહ્યું કે, હવે હું સમજી ગઈ છું. શેઠે પૂછ્યું કે, તું શું સમજી છો ? શેઠાણીએ કહ્યું કે :—

અમર મરન્તા મૈં સુન્યા, ઢોર ચરાવે ધનપાલ;
લક્ષ્મી છાણાં વીણતી, ધન ધન ઠનઠનપાલ.

કહેવાનો આશય એ છે કે, આવાં નિરર્થક નામ પણ હોય છે.

આ ઉપરથી નામ વિષે એવી ચોભંગી બની જાય છે કે, પહેલું નામ સારું હોય પણ ગુણ સારાં ન હોય, બીજું ગુણ સારા હોય પણ નામ સારું ન હોય, ત્રીજું નામ સારું હોય અને ગુણ પણ સારાં હોય અને ચોથું નામ પણ ખરાબ હોય અને ગુણ પણ ખરાબ હોય. આ અધ્યયનનું નામ પણ સારું છે અને ગુણ પણ સારાં છે. આ અધ્યયનનું નામ ગુણનિષ્પન્ન છે. સમ્યક્ત્વ પરાક્રમ અને વીતરાગ સૂત્ર એ બે નામો પણ અપ્રમત્ત અધ્યયનની માફક ગુણનિષ્પન્ન છે. કારણ કે, અપ્રમત્તતાથી જ સમ્યક્ત્વ પરાક્રમ થાય છે અને વીતરાગતા પણ તેથી જ પ્રાપ્ત થાય છે, એટલા માટે એ બંને નામો પણ ગુણનિષ્પન્ન જ છે.

## મયણરેહા ચરિત્ર—૩

મયણરેહાની કથા કહેવામાં પાત્રનો પરિચય આપવો પણ આવશ્યક છે. જો કે, કામ તો ફળનું જ છે પણ વૃક્ષ વિના ફળની પ્રાપ્તિ થઈ શકતી નથી. તે જ પ્રમાણે આ કથા પણ બીજા પાત્રોની વિના પૂર્ણ થઈ શકતી નથી એટલા જ માટે બીજાં પાત્રોનો પણ પરિચય આપવામાં આવે છે:—

**દેશ માલવા શહર સુદર્શન, શોભાયુત હૈ સ્થાન;**
**મણિરથ રાજા રાજ કરે વહાઁ, રાજનીતિકા જાણ. સતી૦ ॥ ૧ ॥**
**યુગબાહુ લઘુ ભ્રાતા ઉસકા, પ્રેમ પાત્ર ગુણવાન;**
**યુવરાય પદ દિયા રાયને, પ્રેમ પાત્ર પહિચાન. સતી૦ ॥ ૨ ॥**

માલવા દેશમાં સુદર્શનપુર નામનું એક સુંદર નગર હતું. ત્યાં મણિરથ નામનો રાજા રાજ્ય કરતો હતો કે જે રાજનીતિનો જાણકાર હતો. તેના નાના ભાઈનું નામ યુગબાહુ હતું. યુગબાહુ વાસ્તવમાં યુગબાહુ જ હતો. બાહુ તો બધાંયને હોય છે પણ યુગબાહુનાં બાહુ કોઈ જુદાં જ પ્રકારનાં હતાં. એક હાથ તો મૂર્ખને હોય છે કે જે હાથનો કાંઈ સદુપયોગ કરી શકતો નથી, અને એક હાથ સમજદારને હોય છે કે, જે ઉદ્યોગ કરવામાં તથા કલમ ચલાવવામાં હાથનો ઉપયોગ કરે છે. યુગબાહુનાં હાથમાં વીરતા અને શક્તિ ભરેલી હતી. સગા ભાઈઓ હોવા છતાં અનેક ભાઈઓમાં વેર હોય છે અને વિવાહ કર્યા પહેલાં તો ભલે બંને ભાઈઓ વચ્ચે પ્રેમ રહેતો પણ હોય પણ વિવાહ કર્યા બાદ બહુ ઓછા ભાઈઓમાં પ્રેમ રહે છે. સ્ત્રીઓ આ મારો પુત્ર છે અને આ મારો પુત્ર નથી, એ પ્રકારનો ઝગડો કરી ભાઈઓનો પરસ્પરનો પ્રેમ પણ નષ્ટ કરી દે છે, પણ મણિરથ અને યુગબાહુની વચ્ચે ગાઢ પ્રેમ હતો. તે બન્ને ભાઈઓ વચ્ચે રામ લક્ષ્મણના જેવો ભાતૃપ્રેમ હતો.

મણિરથે વિચાર્યું કે, અત્યારે રાજ્યનો ભાર કેવળ મારા એકલા ઉપર છે, એટલા માટે આ ભારને વહન કરવા માટે નાનાભાઈને પણ સહાયક બનાવી લેવો જોઈએ. જો કે,

એવી પ્રથા ચાલી આવે છે કે પોતાને પુત્ર હોય તો રાજ્ય તેને સોંપવું જોઈએ પણ આ પ્રથા ઠીક નથી. ભાઈનો હક્ક છીનવી લેવો એ અનુચિત છે. આ પ્રમાણે ઊંડો વિચાર કરી અને હૃદયમાં જે ભાવ પેદા થયાં તેનું સમાધાન કરી મણિરથે એવો નિશ્ચય કર્યો કે, યુગબાહુને યુવરાજ બનાવવો જોઈએ.

યુગબાહુ વિનીત હતો. એટલા માટે તે મોટાભાઈનું દર્શન કરવા માટે હંમેશાં આવતો હતો. એક દિવસ યુગબાહુએ મણિરથને બહુ પ્રસન્ન થએલા જોઈ પૂછ્યું કે, "મોટાભાઈ! આજે તમને આટલી બધી પ્રસન્નતા કેમ થાય છે?" મણિરથે ઉત્તર આપ્યો કે, "તારા જેવા ભાઈને જોઈ પ્રસન્નતા અનુભવીશ નહિ તો પછી પ્રસન્નતા ક્યારે અનુભવીશ?"

યુગબાહુએ કહ્યું કે, "એ મારા અહોભાગ્ય છે કે, આપ જેવા મને મોટાભાઈ મળ્યા. મણિરથે જવાબમાં કહ્યું કે, એ તો ઠીક પણ મારો એવો મનોરથ છે કે, હું તને યુવરાજ બનાવું!"

મણિરથનું આ કથન સાંભળી યુગબાહુ જેમ ભાર પડવાથી વૃક્ષ નીચે નમી જાય તેમ નીચે નમી ગયો. મણિરથે યુગબાહુને પૂછ્યું કે, "તું આમ એકદમ શાન્ત કેમ બની ગયો?" યુગબાહુએ જવાબ આપ્યો કે, "એક તો તમે મોટાભાઈ છો અને બીજું મારા પ્રાણરક્ષક પણ છો. આજે તમારી આ વાત સાંભળી મને એવો વિચાર આવ્યો કે, આપને મારી ઉપર અવિશ્વાસ કેમ છો" મણિરથે કહ્યું કે, 'તું મારા કથનનો આવો ઊલટો અર્થ કેમ કરે છે, જો મને તારી ઉપર વિશ્વાસ જ ન હોત તો તને યુવરાજ બનાવવાનો હું નિશ્ચય જ શા માટે કરત?' યુગબાહુએ ઉત્તર આપ્યો કે, "એ તો ઠીક, પણ આમ કરવાથી મારી તો એવી તુચ્છતા જ ગણાશે કે, હું રાજ્યના લોભથી જ આપની સેવા કરું છું. જો રાજ્યનો લોભ ન હોય તો સેવા ન કરું એવું આ ઉપરથી પ્રગટ થાય છે." મણિરથે કહ્યું કે, "ભાઈ! તારાં આ વચનો ઘણાં જ પ્રસન્નતાજનક છે. તારી આ વાતોથી જ પ્રસન્ન થઈને હું તને રાજ્ય આપી રહ્યો છું. તારે મારી આ વાતનો સ્વીકાર કરવો જ જોઈએ!" યુગબાહુએ કહ્યું કે, "એ તો ઠીક. પણ ભાઈનું કામ ભાઈની પ્રતિષ્ઠા વધારવી એ છે કે પ્રતિષ્ઠા ઘટાડવી એ છે" મણિરથે પૂછ્યું કે, "શું હું તારી પ્રતિષ્ઠા ઘટાડું છું?" યુગબાહુએ જવાબ આપ્યો કે, "મને તો એવું જ લાગે છે."

રામે પણ જ્યારે એમ સાંભળ્યું હતું કે, મને રાજ્ય આપવાના છે ત્યારે તેઓ આ સાંભળી ઘણા સંકોચ પામ્યા હતા અને તેમને એવો વિચાર આવ્યો હતો કે, ભાઈને રાજ્ય ન આપતાં મને રાજ્ય શા માટે આપવામાં આવે છે? આ જ પ્રમાણે યુગબાહુ મણિરથની વાત સાંભળી સંકોચ પામ્યો અને મણિરથને કહેવા લાગ્યો કે, "આપ ગમે તે સમજો, પણ મારા માટે તો આપે કહેલી વાત સંકોચ પેદા કરનારી છે."

મણિરથે કહ્યું કે, "ભાઈ! તારું કથન એક રીતે તો ઠીક છે પણ તું એટલો તો વિચાર કર કે, હું પ્રજાની રક્ષા કેવળ બે જ હાથે કરું છું, પણ જો હવે હું ચાર હાથે પ્રજાની રક્ષા કરવા લાગું તો પ્રજાની કેટલી બધી રક્ષા થાય! અને એટલા જ કારણે હું તને યુવરાજ બનાવી રહ્યો છું."

યુગબાહુએ કહ્યું કે, "એ તો ઠીક છે કે, આપ મને સહાયતાને માટે જ યુવરાજ બનાવી રહ્યા છો પણ યુવરાજપદ પામીને હું આપની સેવા-સહાયતા કરું એનો અર્થ તો

એ થયો કે, હું કોઈ પદ લઈને જ આપની સેવા-સહાય કરી શકું છું નહિ તો કરી શકતો નથી એટલા માટે કોઈ પદ લીધા વિના જ જો હું તમારી તથા પ્રજાની સેવા-સહાયતા કરું તો જ મારું નામ યુગબાહુ !"

વાસ્તવમાં વસ્તુ તેને જ મળે છે કે જે ત્યાગ કરે છે. જે વસ્તુની પ્રાપ્તિને માટે ભટકતો ફરે છે તેને વસ્તુ મળતી નથી. આજ પ્રમાણે યુગબાહુ ના પાડે છે, છતાં મણિરથ તેને યુવરાજપદ માટે આગ્રહ કરી રહેલ છે, હવે યુગબાહુને યુવરાજપદ કેવી રીતે આપવામાં આવ્યું તેનો વિચાર આગળ કરવામાં આવશે.



## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૩ અષાડ વદી ૭ ગુરુવાર

### પ્રાર્થના

**વિમલ જિનેશ્વર સેવીએ, થારી બુદ્ધિ નિર્મલ હોય જાય રે:**
**જીવા ! વિષય-વિકાર વિસારને, તૂ મોહનીય કર્મ ખપાય રે.**
**જીવા ! વિમલ જિનેશ્વર સેવિએ. ॥ ૧ ॥**

–વિનયચંદ્રજી કૃંભટ ચોવીશી

શ્રી વિમલનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

જો કે, આ પ્રાર્થનાનો વિષય અગાધ છે અને આ વિષય ઉપર જેટલું વિવેચન કરવામાં આવે તેટલું ઓછું છે પણ હમણાં સિદ્ધાન્તની વાત કહેવાની છે અને સિદ્ધાન્તની વાત પણ પ્રાર્થનારૂપ જ હોવાથી સિદ્ધાન્તનો વિષય હાથમાં ધરું છું.

### સમ્યક્ત્વ પરાક્રમ-૪

આ ઉત્તરાધ્યયનના ૨૯ મા અધ્યયનનાં સમકિત પરાક્રમ સૂત્ર અધ્યયન, અપ્રમત્ત સૂત્ર અધ્યયન અને વીતરાગ સૂત્ર અધ્યયન એ ત્રણેય નામો બરાબર છે, છતાં નિર્યુક્તિમાં આ અધ્યયનને વિશેષરૂપે અપ્રમત્ત અધ્યયન જ કહેવામાં આવ્યું છે. એનું કારણ એ જણાય છે કે, સમકિતમાં પરાક્રમ કરવો કે અપ્રમત્ત બનવું એ બન્ને એક જ વાત છે. જ્ઞાન, દર્શન તથા ચારિત્રને પ્રાપ્ત કરવાનો ઉદ્યોગ કરવો એ પણ એક જ વાત છે. આ પ્રકારની અપ્રમત્તતાનું ફળ શું છે એ તેના ૭૩ બોલોમાં બતાવવામાં આવ્યું છે. અહીં તો કેવળ એટલું જ કહેવાનું છે કે, એ ત્રણેય નામો બરાબર છે. જે કાંઈ ઉદ્યોગ કરવામાં આવે છે તે બધો વીતરાગતા પ્રાપ્ત કરવા માટે જ કરવામાં આવે છે; એટલા માટે વીતરાગ સૂત્ર એ નામ પણ સાર્થક જ છે.

સાધારણ રીતે તો સંસારમાં જે કોઈ જીવ છે તે બધા કોઈ ને કોઈ ઉદ્યોગ કરતા રહે છે. એક નાનામાં નાનો એકેન્દ્રિય જીવ પણ એક સામાયિક ઉદ્યોગ કરતો [illegible]

૬૩૫૦૦ વાર જન્મે છે તથા મરે છે અને આ પ્રમાણે તે ઉદ્યોગ કરતો જ રહે છે. પણ તે ઉદ્યોગ વીતરાગતા પ્રાપ્ત કરવા માટે હોતો નથી. વીતરાગતા માટે તે જ ઉદ્યોગ કર્યો કહી શકાય કે, જે પ્રમાદનો ત્યાગ કરી કરવામાં આવ્યો હોય! એટલા માટે આ અધ્યયનનું વીતરાગ સૂત્ર અધ્યયન નામ પણ ઠીક છે.

હવે સૂત્રનો પ્રારંભ કરવામાં આવે છે. આ અધ્યયનનો પ્રારંભ કરતાં કહેવામાં આવ્યું છે કે:—

**सुयं मे आउसं! तेणं भगवया एवमक्खायं। इह खलु सम्मत्तपरक्कमे नामज्झयणं समणेणं भगवया महावीरेणं कासवेणं पवेइयं।**

આ સૂત્રપાઠ છે. આ સૂત્રપાઠમાં શું મંગલવચન છે તે અત્રે જોવાનું છે. સાધારણ રીતે સૂત્રના આદિમાં, મધ્યમાં અને અન્તમાં મંગળ કરવાનો નિયમ છે પણ આ અધ્યયન પોતે જ મંગલરૂપ છે, અર્થાત્ ભગવાનની વાણી જ છે; એટલા માટે જુદું મંગલ કરવાની આવશ્યક્તા જ રહેતી નથી. આ સૂત્ર પાઠમાં સુધર્મા સ્વામી પોતાના શિષ્ય જંબૂસ્વામીને કહે છે કે, "હે આયુષ્યમાન્! મેં ભગવાન મહાવીર પાસેથી જે સાંભળ્યું છે તે સંભળાવું છું."

સુધર્મા સ્વામી ચાર જ્ઞાન અને ચૌદ પૂર્વના સ્વામી હતા છતાં તેમણે પોતાના શિષ્ય જંબૂસ્વામીને એમ કહ્યું કે, "મેં ભગવાન મહાવીર પાસેથી જે સાંભળ્યું છે તે સંભળાવું છું." જ્યારે સુધર્મા સ્વામી પોતે એવા જ્ઞાની હતા તો પછી તેમને એમ કહેવાની આવશ્યક્તા કેમ પડી? શું તેઓ પોતે એમ કહી શકતા ન હતા કે સૂત્ર રચી શકતા ન હતા? તેઓ પણ સૂત્ર રચી શકતા હતા અને કહી શકતા હતા. છતાં તેમણે એક લઘુ વ્યક્તિની માફક એમ કેમ કહ્યું કે, મેં ભગવાન મહાવીર પાસેથી જે સાંભળ્યું છે તે સંભળાવું છું? તેમણે આ પ્રકારની લઘુતા શા માટે ધારણ કરી? જો કે એમ કરવાનું ઠીક કારણ શું હશે તે તો કહી ન શકાય પણ એ ઉપરથી એટલું તો અવશ્ય કહી શકાય કે, આ પ્રકારની નમ્રતા અને નિર-ભિમાનતા રાખનાર કદાપિ દુઃખમાં પડતો નથી. સંસારમાં લોકોને અભિમાન જ ખરાબ કરે છે. પણ સુધર્મા સ્વામીએ એ પ્રકારનું અભિમાન જ રાખ્યું ન હતું.

સુધર્મા સ્વામીએ જંબૂસ્વામીને એમ કહ્યું કે, "મેં ભગવાન મહાવીર પાસેથી જે સાંભળ્યું છે તે તને સંભળાવું છું." આમ કહેવાનું કારણ ભગવાનની પાટપરંપરા કેવી રીતે ચાલી આવે છે; એ બતાવવાનું પણ હોઈ શકે.

આપણે સૂત્ર દ્વારા એમ સાંભળીએ છીએ કે; ચૌદ હજાર સાધુઓમાં ગૌતમ સ્વામી સૌથી મોટા હતા અને સુધર્મા સ્વામી તેમનાથી નાના હતા. આમ હોવા છતાં ભગવાનની પાટ ઉપર ગૌતમ સ્વામીને સ્થાપિત ન કર્યા તેનું કારણ એ જણાય છે કે; ભગવાન મહાવીરનું નિર્વાણ થતાં જ ગૌતમ સ્વામી કેવલજ્ઞાની બન્યા હતા. કેવલજ્ઞાની થવાથી ગૌતમ સ્વામીની યોગ્યતા કાંઈ ઓછી થઈ ન હતી, છતાં તેમને પાટ ઉપર શા માટે બેસાડવામાં ન આવ્યા? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, પાટ ઉપર બેસાડવામાં યોગ્યતાનો પ્રશ્ન ન હતો પરંતુ પાટ પરંપરાનો પ્રશ્ન હતો. પાટપરમ્પરા ત્યારે જ ચાલી શકે કે, જ્યારે ગુરુ-શિષ્યની પરંપરા બરાબર ચાલતી રહે; અને શિષ્ય સૂત્રાદિને માટે એમ કહેતો રહે કે, "મેં ગુરુ પાસેથી આ પ્રમાણે સાંભળ્યું છે." જો ગૌતમ સ્વામી આ પ્રમાણે કહેત કે, મેં

ગુરુ પાસેથી આ પ્રમાણે સાંભળ્યું છે તો તો તેમના કેવલીપણામાં બાધા આવત; કારણ કે કેવલીએ તો પોતાનો સ્વતંત્ર મત સ્થાપિત કરવો જોઈએ અર્થાત્ પોતાનો જ નિર્ણય આપવો જોઈએ. જો ગૌતમ સ્વામી પોતાના તરફથી કહેત અને ભગવાન પાસેથી સાંભળ્યાનો હવાલો ન આપત તો એથી ભગવાનની પાટપરંપરા તૂટી જતી હતી. આ જ કારણે સુધર્મા સ્વામીને ભગવાનની પાટ ઉપર સ્થાપિત કરવામાં આવ્યા હતા. આ પ્રમાણે સુધર્મા સ્વામીએ ભગવાનની પાટ ઉપર બેસી જે કાંઈ કહ્યું તે બધું ભગવાનના નામે જ કહ્યું.

પહેલાના સંઘનો પ્રબંધ પણ કેવો હતો અને ગુરુ-પરંપરાને કાયમ રાખવા માટે કેટલું ધ્યાન આપવામાં આવતું હતું તે જુઓ ! સુધર્મા સ્વામી ચાર જ્ઞાન અને ચૌદ પૂર્વના સ્વામી હતા અને ભગવાન નિર્વાણ થયા બાદ તેમની પાટે બેસી પોતાની ઇચ્છાનુસાર કરી શકતા હતા, પણ તેમણે એવું કાંઈ ન કર્યું પણ ગુરુપરંપરાને જ સુરક્ષિત રાખી. આવા યુગપ્રધાન જ પોતાનું તથા બીજાનું કલ્યાણ કરી શકે છે.

અમે અને તમે પણ અહીં આત્માનું કલ્યાણ કરવા માટે જ એકત્રિત થયા છીએ, પણ આત્માનું કલ્યાણ કરવાને માટે સર્વ પ્રથમ અહંકારને તિલાંજલિ આપવાની આવશ્યકતા છે. અહંકારનો ત્યાગ કર્યા વિના આત્માનું કલ્યાણ થઈ શકતું નથી. અહંકારનો ત્યાગ કરવા માટે જ સુધર્મા સ્વામીએ જંબૂસ્વામીને એમ કહ્યું કે, "મેં ભગવાનની પાસેથી જે સાંભળ્યું છે તે તને સંભળાવું છું." સુધર્મા સ્વામીનું આ કથન સાંભળી જંબૂસ્વામીના મનમાં કેવો ભાવ આવ્યો હશે ? તેમના હૃદયમાં એક તો સૂત્ર પ્રતિ બહુમાન પેદા થયું હશે કે આ સૂત્ર ભગવાન દ્વારા કથિત છે અને બીજું સુધર્મા સ્વામી પ્રતિ પણ એવો સદ્‌ભાવ પેદા થયો હશે કે, મારા ગુરુ પોતાના ગુરુની પાટપરંપરાનો કેવો વિચાર-વિવેક રાખે છે અને તેમનામાં કેવી નમ્રતા અને નિરભિમાનતા છે !

"મેં ભગવાનની પાસેથી આ પ્રમાણે સાંભળ્યું છે." સુધર્મા સ્વામીના આ કથનનું એ કારણ પણ હોઈ શકે કે, સુધર્મા સ્વામી છદ્મસ્થ હતા. છદ્મસ્થ દ્વારા કોઈ વાત કહેવામાં ભૂલ થઈ શકે છે પણ કેવલજ્ઞાની ભગવાનની વાણીમાં તો કોઈ પ્રકારની ભૂલ થઈ જ શકતી નથી. છદ્મસ્થની વાત ઉપર તો કોઈ સંદેહ પણ કરી શકે છે પણ ભગવાનની વાત ઉપર સંદેહ કરવાનું કોઈ કારણ જ નથી એટલા જ માટે સુધર્મા સ્વામીએ એમ કહ્યું છે "મેં ભગવાનની પાસેથી જે સાંભળ્યું છે તે હું તને સંભળાવું છું" કે જેથી કોઈને કોઈ પ્રકારનો સંદેહ જ રહેવા ન પામે.

માનો કે, એક માણસ પોતાની જીભે સો વાત કહે છે, અને બીજો માણસ એક જ વાત કહી તેના પ્રમાણમાં શાસ્ત્ર વચન બતાવે છે, તો એવી દશામાં કોની વાત માનવામાં આવશે ? શ્રાવક તો તે જ વાત માની શકે કે, જે વાત શાસ્ત્રસમ્મત હોય. જે શાસ્ત્ર વિરુદ્ધ વાતને માને છે તે શ્રાવક તો શું, પણ સમદૃષ્ટિ પણ થઈ શકતો નથી. આ જ પ્રમાણે સુધર્મા સ્વામીએ જંબૂસ્વામીને જે કાંઈ કહ્યું તે ભગવાનના નામે કહી પ્રમાણભૂત બનાવી દીધું છે, અર્થાત્ સુધર્મા સ્વામીએ એમ કહ્યું છે કે, હું મારા તરફથી કાંઈ કહેતો નથી, પણ ભગવાને જે કહ્યું છે તે હું કહું છું. આ પ્રમાણે સુધર્મા સ્વામીએ કહી પોતાની વાતને પ્રમાણભૂત સિદ્ધ કરી દીધી છે.

આજે ક્યાં ભગવાન મહાવીર ! ક્યાં સુધર્મા સ્વામી ! ક્યાં જંબૂસ્વામી અને ક્યાં આજથી આશરે અઢી હજાર વર્ષ પહેલાં સંભળાવવામાં આવેલા શાસ્ત્રવચનો ! છતાં આજે એ શાસ્ત્રવચનો આપણને સાંભળવા મળે છે એ આપણા લોકોનાં કેવાં સદ્‌ભાગ્ય છે ! ન જાણે કેટલાં જન્મ-મરણ કર્યા બાદ આપણને આ મનુષ્યજન્મ મળેલ છે અને તેમાં પણ એવી જોગવાઈ મળી કે, આર્યક્ષેત્ર, ઉત્તમ કુલ તથા આ જૈનધર્મ મળ્યો અને આજે આપણને આ સૂત્રવાણી સાંભળવાનો સુયોગ સાંપડયો છે ! આ શું ઓછાં સદ્‌ભાગ્ય છે ?

સુધર્મા સ્વામીએ જે એમ કહ્યું કે, " મેં ભગવાનની પાસેથી આ સાંભળ્યું છે " આ કથનનું એક કારણ એ પણ હોઈ શકે કે, તે સૂત્ર વચન ઉપર બહુ માન પેદા થાય અને સૂત્ર શ્રવણ કરવામાં પોતાનું સદ્‌ભાગ્ય માનવામાં આવે ! મેં ભગવાનની પાસેથી સાંભળ્યું છે, એવું કથન સુધર્મા સ્વામી પાસેથી સાંભળીને શિષ્યના મનમાં જરૂર કર્ત્તવ્યનું ભાન થયું હશે કે, આ ચાર જ્ઞાન અને ચૌદ પૂર્વના સ્વામી હોવા છતાં પોતાની વાત સંભળાવતા નથી પણ ગુરુ પરંપરા જ સંભળાવે છે; તો પછી મારું કર્ત્તવ્ય શું હોવું જોઈએ ? મારી ઉપર પણ આ ગુરુનો અનંત ઉપકાર છે એટલા માટે મારે પણ એમ જ કહેવું જોઈએ કે, " મેં પણ ગુરુ પાસેથી આ પ્રમાણે સાંભળ્યું છે. "

આ પ્રમાણે ગુરુદ્વારા સાંભળેલી વાત કહેવાથી અને ગુરુ પરંપરાને સુરક્ષિત રાખવાથી જ આ સૂત્ર આજે આપણને આ જ સ્વરૂપમાં મળી રહ્યું છે. ભગવાન પાસેથી સુધર્મા સ્વામીએ આ સૂત્ર સાંભળ્યું, સુધર્મા સ્વામી પાસેથી જંબૂસ્વામીએ આ સૂત્ર સાંભળ્યું અને જંબૂસ્વામી પાસેથી પ્રભવસ્વામીએ આ સૂત્ર સાંભળ્યું. આ પ્રમાણે ક્રમશઃ ગુરુ પરંપરાથી સૂત્રપાઠ ચાલ્યો આવતો હોવાને કારણે જ ભગવાનની આ વાણી આજે પણ વિદ્યમાન છે.

આ ભગવાનની વાણી છે એમ કહેવાનું એક કારણ બીજું પણ છે. પહેલાંના જ્ઞાનીજનો એ જાણતા હતા કે, આગળ જે પંચમ કાળ આવી રહ્યો છે, તે ઘણો જ વિષમ છે અને તે વખતે સંસારમંથનને કારણે અનેક પ્રકારનાં વિષ નીકળશે. આમ જાણીને તેઓએ આ પંચમ કાળને સરળ કરવા માટે આ સૂત્રનો માર્ગ ખુલ્લો કરી દીધો છે, પરંતુ આ સૂત્ર-માર્ગને ખુલ્લો કરતાં તેઓએ એ સ્પષ્ટ કહી દીધું છે કે, આ માર્ગ અમારો બતાવેલો નથી, પણ જગતનું કલ્યાણ કરનાર ભગવાન મહાવીરનો બતાવેલો આ માર્ગ છે. એ કરુણાસાગર મહાવીરની આ કેટલી બધી કરુણા છે ? આ પંચમકાળમાં એમ તો અનેક પ્રકારની કિંવદન્તિઓ પ્રચલિત થશે, પરંતુ જગતનું કલ્યાણ કરનારી વાતની નિશાની યાદ રાખો કે, જે વાત ભગવાન મહાવીરે ગૌતમ સ્વામીને કહી હતી અને સુધર્મા સ્વામીએ જંબૂસ્વામીને કહી હતી, તે જ વાત કલ્યાણ કરનારી છે. આ વાતને જો યાદ રાખશો તો તમે કોઈ પણ વખતે કોઈનાથી ઠગાઈ જશો નહિ.

જે પ્રમાણે રાજમાર્ગ વિશ્વાસને યોગ્ય માનવામાં આવે છે, તે જ પ્રમાણે આ ભગવાને બતાવેલો રાજમાર્ગ પણ વિશ્વાસને યોગ્ય છે. એટલા માટે ભગવાનનો આ રાજમાર્ગ કલ્યાણનો માર્ગ છે એમ સમજી તે માર્ગે આગળ ચાલતા જવું અને એવો વિશ્વાસ રાખવો કે, ભગવાને બતાવેલા રાજમાર્ગ ઉપર ચાલવામાં જ કલ્યાણ રહેલું છે.

સુધર્મા સ્વામીએ જંબૂસ્વામીને કહ્યું કે, "મેં ભગવાન પાસેથી આમ સાંભળ્યું છે" તો સર્વપ્રથમ ભગવાન કોણ છે અને તેનો શો અર્થ છે તે જાણવું આવશ્યક છે. ભગવાન શબ્દ 'ભગ્' ધાતુમાંથી નિષ્પન્ન થએલો છે. 'ભગ્' ધાતુનો અર્થ બતાવતાં કહેવામાં આવ્યું છે કેઃ—

**ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशसः श्रियः।**
**वैराग्यस्याथ मोक्षस्य षण्णां भग इतीङ्गना॥**

અર્થાત્—જેનામાં સંપૂર્ણ ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, વૈરાગ્ય અને મોક્ષ; એ છ ગુણો હોય તે ભગવાનમાં ગણાય છે.

જે વ્યક્તિમાં ઉપરનાં ગુણો હોય તે ભગવાન કહેવાય છે. ભગવાન મહાવીરમાં આ બધાં ગુણો વિદ્યમાન હતાં એટલા જ માટે તેમને ભગવાન કહેવામાં આવ્યા છે. આવા ભગવાનની વાણી આપણા આત્માને માટે કેવી રીતે કલ્યાણ કરનારી છે તેનો વિચાર કરો અને આ વચનોને સાંભળીને આત્માને જાગ્રત કરો, પ્રેરિત કરો અને બળવાન બનાવો. આવો અવસર વારંવાર મળવો બહુ જ મુશ્કેલ છે. આજે વ્યાખ્યાનમાં કહેવામાં આવ્યું છે કેઃ—

"ભજ કલ્હારં ભજ કલ્હારં ભજ કલ્હારં મૂઢમતે !"

અર્થાત્—આજકાલ કલ્હાર-રૂપિયાનું બળ માનવામાં આવે છે પણ શું કલ્હારના બળમાં દુઃખ રહેલું નથી ? માનો કે, તમારા ખીસ્સામાં પચાસ હજાર રૂપિયાની નોટો છે. તમે એ રૂપિયાની નોટોના બળથી પોતાને સશક્ત માનો છો. તમારી પાસે અમુક રૂપિયાની નોટો છે એ વાતની ખબર કોઈ બીજા માણસને પડી. તે બીજા માણસે વિચાર્યું કે, પાપ કર્યા વિના તો પૈસો આવતો નથી એટલા માટે આની પાસે જે રૂપિયાની નોટો છે તે તેને મારીને ઝૂંટવી લઉં. આ પ્રમાણે બીજો માણસ વિચાર કરે છે. ત્યાં ત્રીજો માણસ આવ્યો અને તે બીજા માણસને કહેવા લાગ્યો કે, જો તારે પૈસાની જ જરૂર હોય તો તું બીજો કોઈ ઉદ્યોગ કર, પણ પૈસા ઝૂંટવી લેવા માટે તેને મારવાનો વિચાર કર નહિ. હવે તમને આ બે માણસોમાં કયો માણસ સારો લાગશે ? જે તમોને મારીને તમારી પાસેથી રૂપિયાની નોટો ઝૂંટવી લેવાનો વિચાર કરે છે એ સારો લાગશે કે, જે પૈસા ઝૂંટવી લેવાનો વિચાર કરનારને પૈસા કમાવવા માટે બીજો કોઈ ઉદ્યોગ કરવાનો અને ન મારવાનો ઉપદેશ આપે છે, એ સારો લાગશે ? તમને તો જે મારવા માટે ના પાડે તે સારો લાગશે અને જે રૂપિયાની નોટો ઝૂંટવી લે છે તે ખરાબ લાગશે. આ તો ઠીક છે.

મોહને કારણે એમ બને કે, જે વાત પોતાના માટે જોવામાં આવે છે તે બીજા લોકોને માટે જોવામાં આવતી નથી. તમને તો તે માણસ સારો લાગે છે કે, જે તમારી રૂપિયાની નોટો બચાવે છે. પરંતુ તમે પોતે શું કરો છો તે પણ જુઓ. અમે સાધુઓ તમને એમ જ કહીએ છીએ કે, તમે પણ બીજાનું ધન ઝૂંટવી ન લો અને બીજાના અધિકારની ચીજ બળજબરીથી તમારા અધિકારમાં લઈ ન લો.

આ ઉપરથી કદાચ કોઈ એમ કહે કે, અમે તો ગૃહસ્થ છીએ એટલા માટે અમને પૈસાનું બળ તો જોઈએ જ ને ? કદાચિત્ આ વાત ઠીક પણ હોય તો પણ એ વાત હમેશાં ધ્યાનમાં રાખો કે, પૈસો તમારો થાય કે તમે પૈસાના થઈ જાઓ એ બંને જુદી વાતો છે.

એક તો તમે પૈસાના આધીન હો અને બીજું એ કે પૈસો તમારા આધીનમાં હોય. હવે તમે તમારા વિષે એ જુઓ કે, પૈસો તમારા આધીનમાં છે કે તમે પૈસાના આધીન છો? જો તમે પૈસાના આધીન નહિ હો પણ જો પૈસો તમારા આધીનમાં હશે તો તમે પૈસાદ્વારા સત્કાર્ય કર્યા વિના કદાપિ રહી શકશો નહિ! એટલા માટે ગૃહસ્થોને માટે જો પૈસાનું બળ આવશ્યક માનવામાં આવતું હોય, તો તમે એ વાતનું ધ્યાન રાખો કે, તમે પોતે પૈસાને આધીન બની ન જાઓ. પૈસાને કારણે અભિમાન ધારણ ન કરો; પરંતુ ગાંઠે પૈસો બંધાય તો એમ વિચાર કરો કે, મેં નીતિ-પ્રામાણિકતાથી ધનોપાર્જન કર્યું છે, એટલા માટે ધનનો સત્કાર્યમાં કાંઈ ઉપયોગ થાય તો જ મારું ધન કમાવવું સાર્થક છે. જો આવો ઉન્નત વિચાર આવે તો તો સારું છે પણ જો પૈસો પેદા થાય અને એવો વિચાર આવે કે;—

પૈસો મારો વ્હાલો ભાઈ, પૈસો મારો વ્હાલો ભાઈ;
સાચી છે તારી સગાઈ, જગતમાં બીજી બધી ઠગાઈ. પૈસો૦
તારા વિનાનો લાગે મુજને, શૂનો સકળ સંસાર;
તારા ઉપર બધો મારો, જીવનનો છે આધાર. પૈસો૦
તું છે મોટો પરમેશ્વર, ને હું છું તારો દાસ;
મરતાં મરતાં પણ બાંધીશ ગળે, ત્યારે થાશે હાશ. પૈસો૦

જો પૈસાને કારણે તમને આવો વિચાર આવે તો તમે પૈસાના ગુલામ થયા કે નહિ? અને પૈસો તમારો પરમેશ્વર બન્યો કે નહિ? તમે આ વિષે વિચાર કરો અને આ જ પ્રમાણે સંસારની બધી ચીજોને વિષે પણ જુઓ. શ્રી સૂયગડાંગ સૂત્રમાં કહ્યું છે કે:—

**चित्तमंतमचित्तं वा, परिगिज्झ किसामवि ।**
**अन्नं वा अणुजाणाइ, एवं दुक्खा ण मुच्चइ ॥**

અર્થાત્—જ્યાંસુધી પરિગ્રહના દાસ બન્યા રહેશો ત્યાંસુધી આત્માનું કલ્યાણ કરી શકશો નહિ; એટલા માટે પરિગ્રહના દાસ ન બનો પણ પરિગ્રહને તમારા દાસ બનાવો.

જો તમે કોઈ ચીજ પ્રત્યે મમત્વ ન રાખો તો પરિગ્રહ તમારો દાસ બની જશે. તમે કદાચિત્ વસ્તુ પ્રત્યે મમત્વ કરતા રહો, તો પણ સંસારની વસ્તુઓ પોતાના સ્વભાવાનુસાર તમને છોડીને ચાલી જશે ત્યારે મમત્વ હોવાને કારણે તમને પણ દુઃખ થશે. માટે પરિગ્રહનો ત્યાગ કરવા વિષે એક જાટે જે પ્રમાણે બુદ્ધિ દોડાવી હતી તે પ્રમાણે તમે પણ બુદ્ધિ દોડાવો તો પરિગ્રહથી પણ મુક્ત થઈ શકો છો અને સાથે સાથે પરિગ્રહના દુઃખથી પણ મુક્ત થઈ શકો છો.

એક જાટની સ્ત્રી જાટને હમેશાં કહેતી કે, હું ભાગી જઈશ. જાટે વિચાર્યું કે, આ તો હમેશાંનો ઝગડો છે; એટલા માટે એ જતી હોય તો તેને જવા દેવી એ જ ઠીક છે. આ પ્રમાણે વિચાર કરી તે જાટે પોતાની પત્નીને કહ્યું કે, તું જવાનું તો કહે છે પણ મારાં આ ઘરેણાં જે તેં પહેરી રાખ્યાં છે તે તો કાઢી આપ? જાટની સ્ત્રી તે વખતે જોશમાં તો હતી જ એટલે તેણીએ ઘરેણાં કાઢી આપ્યાં. જાટે કહ્યું કે, એ તો ઠીક, પરંતુ ઘરમાં પાણી નથી તેનું શું? એટલા માટે તારે જો જવું જ હોય તો પાણીનો એક ઘડો ભરી જા. જાટની સ્ત્રીએ વિચાર્યું કે, એક પાણીનો ઘડો ભરી દેવાથી છૂટકારો થતો હોય તો એક ઘડો પાણીનો

ભરી દેવામાં શું વાંધો છે? આ પ્રમાણે વિચાર કરી તે પાણી ભરવા ગઈ. આ બાજુ જાટ હાથમાં ડંડો ઉપાડી ચોરા પાસે બેસી ગયો. ત્યાંથી જેવી તેની સ્ત્રી પાણીનો ઘડો ભરીને નીકળી ત્યાં તો જાટે ધમાલ મચાવી દીધી અને જોરથી તેની સ્ત્રીને કહેવા લાગ્યો કે, તું અહીંથી પાછી ચાલી જ જા. આ તમાશો જોવા માટે ઘણા લોકો ત્યાં એકઠા થઈ ગયા અને કહેવા લાગ્યા કે શું છે? જાટે કહ્યું કે, મારે આવી સ્ત્રી પાલવે નહિ. મારે તારા જેવી સ્ત્રી જ ન જોઈએ! જાટની સ્ત્રી કહેવા લાગી કે, હું તારે ત્યાં રહેવા જ ક્યાં ચાહતી હતી? જાટે કહ્યું કે, તારા લાયક મારું ઘર જ નથી માટે તું અહીંથી પાછી ચાલી જ જા.

મતલબ કે, જાટની સ્ત્રી તો જવા ચાહતી જ હતી અને ગઈ પણ ખરી; પરંતુ લોકોમાં એમ પ્રસિદ્ધ થયું કે, તે જાટે પોતાની સ્ત્રીને કાઢી મૂકી. આ પ્રમાણે જાટ અપમાનથી પણ બચી ગયો અને તેનું દુઃખ પણ દૂર થયું. આ ઉદાહરણ ઉપરથી તમે તમારા વિષે પણ વિચાર કરો કે, સંસારની વસ્તુઓ પ્રત્યે તમારું શું કર્તવ્ય છે? સંસારની વસ્તુઓ તમને છોડે અને તમે પોતે સંસારની વસ્તુઓ છોડો; આ બંને વચ્ચે કાંઈ અંતર છે કે નહિ? આ અંતર જોઈને તમે પણ તમારા કર્તવ્ય વિષે વિચાર કરો.

તમારાં કાળાં વાળ સફેદ થઈ ગયાં એ તમારી ઇચ્છાથી થયાં કે ઇચ્છાની વિરુદ્ધ થયાં? તમે તો કાળાં વાળ જ રાખવા ચાહતા હતા છતાં કાળાં વાળ સફેદ થઈ ગયાં? જાણે એ વાળ તમને ચેતવણી આપતા ન હોય કે, જ્યારે તમે અમને કાબુમાં રાખી શકતા નથી તો પછી બીજી ચીજને કાબુમાં કેવી રીતે રાખી શકશો? અમારી માફક બધી ચીજોનો પરિવર્તન પામવાનો સ્વભાવ છે.

આ કથનનો એવો અર્થ નથી કે, તમે તમારા શરીરને નષ્ટ કરી દો; પણ તમે શરીર ઉપર મમત્વભાવ ન રાખો એમ કહેવાનો આશય છે. શરીરમાં રહેવા છતાં પણ શરીર પ્રત્યે જેમ ગૌતમ સ્વામી નિર્મમત્વ રહેતા હતા તેમ તમે પણ નિર્મમત્વ કેળવો. ગૌતમ સ્વામી શરીરમાં રહેવા છતાં પણ અશરીરી હતા. તમે પણ તેમના જેવા બનો; અને જો કદાચ એકદમ તમે તેમના જેવા નિર્મમત્વ બની ન શકો તો છેવટે એટલું તો અવશ્ય કરો કે, શરીરને માટે ખરાબ ખાનપાનનું સેવન ન કરો.

કેટલાક લોકો શરીરની વૃદ્ધિને માટે ધર્મને હાનિ કરતી ચીજો ખાય છે પણ શું એમ કરવાથી શરીર વધે છે? જો નહિ તો પછી શરીર અને ધર્મની રક્ષા ક્યાં રહી? એટલા માટે તમે એ પ્રકારનું અનુચિત કાર્ય તો ન જ કરો. સિદ્ધાન્ત પણ એ જ કહે છે કે, શરીરને માટે કોઈ અનુચિત કાર્ય ન કરો. સિદ્ધાન્તની આ વાતનો તમે ખૂબ વિચાર કરો.

ભગવાન મહાવીરની પાસેથી ગૌતમ સ્વામીએ જે શક્તિ સંપાદન કરી હતી, તે શક્તિ તેમણે સુધર્મા સ્વામીને આપી અને સુધર્મા સ્વામીએ જંબૂસ્વામીને તથા જંબૂસ્વામીએ પ્રભવસ્વામીને આપી. આ પ્રમાણે ક્રમશઃ ચાલી આવતી સિદ્ધાન્તની શક્તિ અમારી પાસે આવી છે અને સિદ્ધાન્તની શક્તિનો સદુપયોગ કરવાની જવાબદારી અમારી ઉપર રહેલી છે. એટલા જ માટે અમે તમને એમ કહીએ છીએ કે, આ ધર્મરૂપી નૌકા તૈયાર છે, માટે સંસારના મોહમાં ન ફસાતાં આ ધર્મનૌકામાં બેસી જાઓ તો તમારું પણ કલ્યાણ થશે અને અમારી જવાબદારીનો ભાર પણ ઓછો થશે. અમે લોકો તમને સહજમાં જ મળી ગયા

છીએ પણ સહજમાં મળેલી ચીજની કીંમત કાંઈ ઓછી હોતી નથી. કાન પણ સહજમાં મળેલ છે પણ તમે કાનને કીંમતી સમજો છો કે મોતીને ? કાન સહજમાં મળેલ છે એટલે કાંઈ તેની કીંમત મોતીથી ઓછી માની શકાય નહિ. આ જ પ્રમાણે અમે પણ તમને સહજમાં મળી ગયા છીએ તો અમારી પણ કીંમત સમજો અને આત્માનું કલ્યાણ કરો.

## મયણરેહા ચરિત્ર—૪

મણિરથ અને યુગબાહુ વચ્ચે ગાઢ પ્રેમ હતો; એટલે મણિરથે એવો નિશ્ચય કર્યો કે, યુગબાહુને યુવરાજ બનાવું તો જ મને સંતોષ થઈ શકે. સંસારમાં બીજી વસ્તુઓ તો મળી શકે છે પણ ભાઈ મળી શકતો નથી; એટલા માટે મારે ભાઈનો સત્કાર કરવો જોઈએ. મણિરથ તો આ જ શુભાશયથી યુગબાહુને એમ કહી રહ્યો હતો કે, તું યુવરાજપદનો સ્વીકાર કર. પણ યુગબાહુ તો એમ કહેતો હતો કે, હું તો આપનો સેવક જ છું. શું હું કોઈ પદ લઈને જ આપની સેવા કરું ? મારી સમજમાં તો યુવરાજપદનો સ્વીકાર કરવો એ તો તમારી અને મારી વચ્ચે પ્રેમનો વિભાગ કરવા બરાબર છે. આ પદ તો ઉપાધિવાળું છે માટે હું આપની સેવા કાંક્ષારહિત અને ઉપાધિરહિત રહીને જ કરીશ.

જો તમે પરમાત્માની સાથે નિરુપાધિક પ્રીતિ કરવા ચાહો, તો તમે પરમાત્મા પાસેથી કોઈ ચીજની આશા ન રાખો. કોઈ ચીજની આશા રાખીને પરમાત્માની ભક્તિ કરવી એ ભક્તિનો વિક્રય કરવા બરાબર છે.

તમારું માથું દુઃખતું હોય ત્યારે કોઈ તમને એમ કહે કે, પરમાત્માનું નામ પાંચવાર લો તો માથાનો દુઃખાવો મટી જશે ! તો તમે માથાનો દુઃખાવો દૂર કરવા માટે પરમાત્માનું નામ લેશો કે નહિ ? આ જ પ્રમાણે તમારો મુકદ્દમો કોર્ટમાં ચાલતો હોય. તમે જાણો છો કે કોર્ટમાં જે તમારો મુકદ્દમો ચાલે છે તે ખોટો છે, છતાં માંગલિક સાંભળવાથી મુકદ્દમામાં જીત મળે એ આશાએ તમે માંગલિક સાંભળવા જશો કે નહિ ? જો માથાનો દુઃખાવો મટી જાય કે મુકદ્દમામાં જીત મળે એવી આશાથી પરમાત્માનું નામ લેવામાં આવે કે, માંગલિક સાંભળવામાં આવે તો એને વિષે એમ જ કહી શકાય કે, તમારામાં પરમાત્મા કે ધર્મ પ્રતિ નિરુપાધિક પ્રીતિ નથી.

યુગબાહુ પોતાના ભાઈની સાથે પણ નિરુપાધિક પ્રીતિ રાખવા ચાહતો હતો; તો શું તમે પરમાત્માની સાથે પણ નિરુપાધિક પ્રીતિ રાખી શકો નહિ ? જો તમારામાં પરમાત્મા પ્રત્યે નિરુપાધિક પ્રીતિ હશે તો તમે માથાનો દુઃખાવો મટી જાય એ કામનાએ પરમાત્માનું નામ લેવાને બદલે એમ વિચારશો કે, હું પરમાત્માનું નામ ભૂલી ગયો એ કારણે જ મારું માથું દુઃખે છે. પરમાત્માની સાથે નિરુપાધિક પ્રીતિ ક્યારે અને કેવી રીતે બાંધી શકાય છે, તો એને માટે ભક્ત કહે છે કે:—

પ્રીતિ સગાઈ જગમેં સહુ કરે, પ્રીતિ સગાઇ ન કોય;
પ્રીતિ સગાઈ નિરુપાધિક કરે, સોપાધિક ધન ખોય.
ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરા, ઔર ન ચાહુ કન્ત;
રીઝે સાહબ સંગ ન પરિહરે, ભાંગે સાદિ અનન્ત.

આ ભજનનો ઠીક ભાવ તો યોગી લોકો જ બતાવી શકે, પણ અહીં તો અમે અને તમે છીએ. આ વિષે એવો વિચાર રાખવો કે, સ્વાર્થની પૂર્તિને માટે પરમાત્માનું નામ લેવું એમાં નિરુપાધિક પ્રીતિ નથી. આજે તો તમે શ્રાવક–શ્રાવિકાઓ જ નહિ, પણ કેટલાક કહેવાતા સાધુઓ પણ મન્ત્રાદિના માર્ગે ચઢી ગયા છે; પણ સ્વાર્થની પૂર્તિને માટે પરમાત્માનું નામ જપવું એ પરમાત્માની સાથેની નિરુપાધિક પ્રીતિ નથી; અને જ્યાં સુધી પરમાત્માની સાથે નિરુપાધિક પ્રીતિ કરવામાં ન આવે ત્યાં સુધી આત્માનું કલ્યાણ થઈ શકતું નથી. જ્યાં નિરુપાધિક પ્રીતિ હોય છે ત્યાં બધા પ્રકારની ઋદ્ધિઓ પોતાની મેળે આવી જાય છે. એ તો સાધારણ નિયમ છે કે, જે વસ્તુનો ત્યાગ કરવામાં આવે છે તે વસ્તુ તેની પાસે વધારે આવે છે. તમે લોકો આખો દિવસ હાય–વોય કરો છો છતાં વસ્તુની પ્રાપ્તિ થતી નથી અને કદાચ વસ્તુની પ્રાપ્તિ થાય છે તો તે સુખદાયક નીવડતી નથી. લોકો જંતરમંતર આદિને કારણે ઘણી ખરાબી કરી રહ્યા છે.

પહેલાંનો યતિવર્ગ પણ પાંચ મહાવ્રતોનો પાળનારો હતો; પણ લોકો યંત્રમંત્રના ચમત્કારને નમસ્કાર કરે છે એ વિચારથી તેઓ યંત્રમંત્રમાં પડી ગયા અને તેઓ ભૌતિક ચમત્કાર પણ દેખાડવા લાગ્યા. પછી તો તેઓ ધીમે ધીમે સાધુને અયોગ્ય એવાં કામો પણ કરવા લાગ્યા. વાસ્તવમાં જ્યાં નિરુપાધિક પ્રીતિ હોય છે ત્યાં કોઈ પ્રકારની ખામી રહેતી નથી.

મણિરથને યુગબાહુએ કહ્યું કે, " હું યુવરાજનું પદ લઈને ભ્રાતૃપ્રેમને વેચવા ચાહતો નથી. પદ લેવું એ નિઃસ્વાર્થ પ્રેમને વેચવા સમાન છે; એટલા માટે હું યુવરાજપદનો સ્વીકાર કરવા ચાહતો નથી."

મણિરથે જોયું કે, યુગબાહુ યુવરાજપદ લેવાની આનાકાની કરે છે; પણ જો હું આવા યોગ્ય ભાઈને જ મારો ઉત્તરાધિકારી નહિ બનાવું તો પછી કોને બનાવીશ ? આ પ્રમાણે વિચાર કરી તેણે યુગબાહુને કહ્યું કે, " ભાઈ! તારી વાત સાંભળી મને ઘણી જ પ્રસન્નતા થાય છે પણ હું ભ્રાતૃપ્રેમને તોડવાને માટે તને આ પદ આપી રહ્યો નથી, પણ રાજ્યની બરાબર રક્ષા થાય એટલા માટે તને આ પદ આપી રહ્યો છું. માનો કે, કોઈની પાસે એક કીંમતી રત્ન છે પણ તે રત્નને સુરક્ષિત રાખવા માટે તેની પાસે બીજું એકેય સાધન નથી. એવી દશામાં તે માણસ તે રત્નને સુરક્ષિત રાખવા માટે તિજોરીમાં નહિ મૂકે ? અને તિજોરી શું તે રત્નને સુરક્ષિત નહિ રાખે ? શું તિજોરી એમ કહેશે કે, હું રત્નને રાખવા ચાહતી નથી ! તે તિજોરી રત્નને પોતાની પેટીમાં રાખીને કાંઈ લઈ લેતી નથી, પરંતુ તેની રક્ષા જ કરે છે, તે જ પ્રમાણે મારી પાસે આ રાજ્યરૂપી રત્ન છે. હું આ રાજ્યરૂપી રત્નને સુરક્ષિત રાખવા માટે ભાઈરૂપી તિજોરીને સોંપવા ચાહું છું. તિજોરીની માફક આ રાજ્યની રક્ષા કરવાને માટે તું પણ ના પાડી શકે નહિ; એટલા માટે ભાઈ! મારું કહ્યું માની તું યુવરાજ-પદનો સ્વીકાર કર. યુવરાજપદ લેવાથી ભ્રાતૃપ્રેમ કોઈ પણ રીતે નાશ થઈ શકશે નહિ. "

મણિરથનું કથન સાંભળી યુગબાહુ વિચારમાં પડી ગયો. તે વિચારવા લાગ્યો કે, એક બાજુ તો મોટાભાઈ યુવરાજપદ લેવાનું કહે છે અને બીજી બાજુ મારું હૃદય યુવરાજપદ લેવાની ના પાડે છે. આવી સ્થિતિમાં મારે શું કરવું જોઈએ અને આ વિષે કોની સલાહ લેવી જોઈએ ?

મણિરથે યુગબાહુને કહ્યું કે, "ભાઈ! આ વિષે અધિક વિચાર કરવાનું કાંઈ કારણ નથી. તું મારી વાતને માની જા અને યુવરાજપદનો સ્વીકાર કરી લે." આ પ્રમાણે કહી મણિરથ પોતાના મહેલ તરફ ગયો અને યુગબાહુ પણ મોટાભાઈથી છૂટો પડી પોતાના મહેલમાં ગયો.

બન્ને ભાઈઓ પોતપોતાના મહેલમાં ગયા. હવે આગળ શું થાય છે તેનો યથાવસરે વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૩ અષાડ વદ ૧૦ રવિવાર

### પ્રાર્થના

અનંત જિનેશ્વર નિત નમો, અદ્ભુત જ્યોતિ અલેખ;
ના કહિએ ના દેખિયે, જાકે રૂપ ન રેખ. અનંત ॥૧॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી અનંતનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

ભગવાન અનંતનાથની પ્રાર્થના પણ અનંતમય જ હોવી જોઈએ. પ્રાર્થીને એ ધ્યાન હોવું જોઈએ કે, હું કોની પ્રાર્થના કરી રહ્યો છું અને જેની પ્રાર્થના કરી રહ્યો છું તે કેવા છે? આ પ્રમાણે ધ્યાન રાખી ભાવ-પ્રાર્થના કરવી જોઈએ. ભાવ-પ્રાર્થના કરવાથી જે પ્રમાણે નિર્મળ કાચમાં પ્રતિબિંબ પડ્યા વગર રહેતું નથી, તે જ પ્રમાણે પ્રાર્થીના નિર્મળ હૃદયમાં પરમાત્માનું પ્રતિબિંબ પડ્યા વગર રહેતું નથી. જ્યારે નિર્મળ કાચમાં જોનારનું પ્રતિબિંબ પડે છે તો પછી હૃદય નિર્મળ હોય તો 'ચિદાનંદ' પરમાત્માનો પ્રકાશ હૃદયમાં કેમ ન પડે? પરમાત્માનો પ્રકાશ હૃદયમાં આવે એટલા જ માટે પરમાત્માની પ્રાર્થના કરવામાં આવે છે પણ પ્રાર્થનાનો આ ઉદ્દેશ ત્યારે જ પાર પડે છે કે, જ્યારે હૃદયને નિર્મળ બનાવીને અને પરમાત્માની અનંતતાને દૃષ્ટિ સમક્ષ રાખીને પરમાત્માની પ્રાર્થના કરવામાં આવી હોય।

હવે આ પ્રાર્થના વિષયને વધારે ન વિસ્તારતાં સિદ્ધાંતની જ વાત કહું છું. સિદ્ધાંતની વાત કહેવી કે સાંભળવી એ પણ પરમાત્માની પ્રાર્થના કરવા બરાબર છે અને એટલા જ માટે સિદ્ધાંતદ્વારા પરમાત્માની પ્રાર્થના કરું છું.

### સમ્યક્ત્વ પરાક્રમ—૫

સુધર્મા સ્વામીએ પોતાના શિષ્ય જંબૂસ્વામીને કહ્યું કે:—

सुयं मे आउसं ! तेण भगवया एवमक्खायं । इह खलु सम्मत्तपरक्कमे नाम अज्झयणे समणेणं भगवया महावीरेणं कासवेणं पवेइयं । जं सम्मं सद्दहित्ता पत्तइत्ता रोयइत्ता फासित्ता पालइत्ता तीरित्ता सोहइत्ता आराहित्ता आणाए अणुपालइत्ता बहवे जीवा सिज्झन्ति बुज्झन्ति मुच्चन्ति परिनिव्वायन्ति सव्वदुक्खाणमन्तं करेन्ति ।

સુધર્મા સ્વામીએ આ સૂત્રમાં જે કાંઈ કહેવાનું હતું તે બધું કહી દીધું છે, પરંતુ આ કથન ઉપર વિચાર કર્યા વિના આપણી સમજમાં આવવું મુશ્કેલ છે, એટલા માટે એ વિષે અત્રે થોડો વિચાર કરવામાં આવે છે.

આ સૂત્રમાં સુધર્મા સ્વામીએ જંબૂસ્વામીને એમ કહ્યું છે કે, 'હે! આયુષ્યમાન! મેં ભગવાન મહાવીર પાસેથી આ પ્રમાણે સાંભળ્યું છે.'

સુધર્મા સ્વામી જિન તો ન હતા પણ જિન જેવા હતા, તેમ કેવળી ન હતા પણ કેવળી જેવા હતા. તેઓ ચાર જ્ઞાન અને ચૌદ પૂર્વના ધારણ કરનાર તથા નિઃસંદેહ વચન કહેનારા હતા. પોતે આવા મહાજ્ઞાની હોવા છતાં તેમણે જંબૂસ્વામીને કહ્યું કે, 'મેં ભગવાન મહાવીર પાસેથી આ પ્રમાણે સાંભળ્યું છે.' વિનયવંત સુધર્મા સ્વામી આવા મહાજ્ઞાની હોઈ તેમના વિષે કહેવાને જીભ સમર્થ નથી, છતાં અત્રે એમના વિષે કહેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે એટલા માટે થોડું કહું છું.

પ્રથમ તો સુધર્મા સ્વામીએ જંબૂસ્વામીને 'આયુષ્યમાન' કહી સંબોધ્યા. તેમનામાં ધૈર્ય, ગાંભીર્ય, ત્યાગ, સેવા આદિ અનેક ગુણો હતાં છતાં સુધર્મા સ્વામીએ તેમને કોઈ ગુણસંપન્ન વિશેષણથી ન સંબોધ્યા, પણ 'આયુષ્યમાન' કહી સંબોધ્યા તો તેનું શું કારણ? એ વિષે અત્રે વિચાર કરવાનો છે.

સંસારમાં આયુષ્યને મહત્ત્વ આપવામાં આવતું નથી. આયુષ્યમાં શું પડયું છે? આયુષ્ય તો કીડાં-મકોડાં પણ ભોગવે છે, એમ કહી આયુષ્યની ઉપેક્ષા કરવામાં આવે છે, પરંતુ વાસ્તવમાં આયુષ્ય ઉપેક્ષા કરવા યોગ્ય નથી. કારણ કે, આયુષ્યની સમાન મહત્ત્વપૂર્ણ બીજી એકેય ચીજ નથી; એટલા જ માટે સુધર્મા સ્વામીએ જંબૂસ્વામીને આયુષ્યમાન કહી સંબોધ્યા છે.

બધાં ગુણો આયુષ્યને લીધે જ છે, કારણ કે, બધાં ગુણો તો આધેય છે અને આયુષ્ય એ બધાં ગુણોનું આધારભૂત છે. સુધર્મા સ્વામીએ આ આધારને જ પકડી લીધો છે; અને આધારને પકડી લેવાથી આધેય પણ ગ્રહણ થઈ જાય છે. ઉદાહરણ તરીકે આ સ્થાન આધાર છે અને આપણે બધા તેના આધેય છીએ. આપણે આ સ્થાન ઉપર બેઠા છીએ અને આ સ્થાને આપણને આધાર આપ્યો છે, એટલા માટે હવે વિચાર કરો કે, કીંમત કોની વધારે માનવામાં આવશે? આધારની કીંમત વધારે માનવામાં આવશે કે આધેયની? જો કે આધારનું મહત્ત્વ આધેયને લીધે જ છે. જો આધેય ન હોય તો આધારને આધાર જ શા માટે માનવામાં આવે. છતાં આધારનું મહત્ત્વ આધેયની અપેક્ષાએ અધિક છે; કારણ કે, આધાર ન હોય તો આધેય કોના ઉપર રહી શકે? આ પ્રમાણે આયુષ્ય એ આધાર છે અને બીજાં ગુણો આધેય છે. જેમકે, પૃથ્વી બધા જીવોનો આધાર છે પણ જો પૃથ્વી ઉપર મનુષ્ય વગેરે રહેતા ન હોય તો પૃથ્વીનો ભાવ કોણ પૂછે અને તેને કોનો આધાર માનવામાં આવે! આ જ પ્રમાણે જો આયુષ્યની સાથે ગુણ ન હોય તો આયુષ્યનું પણ કાંઈ મહત્ત્વ માની ન શકાય, પરંતુ ગુણો સાથે હોવાને કારણે જ આયુષ્યને મહત્ત્વ આપવામાં આવે છે કારણ કે, આયુષ્ય એ બધાં ગુણોનો આધાર છે.

શ્રી આચારાંગ સૂત્રની ટીકામાં કહ્યું છે કે, 'આયુષ્યમાન' વિશેષણ જંબૂસ્વામીને જેમ લાગુ પડે છે તેમ ભગવાનને માટે પણ લાગુ પડે છે; અર્થાત્ ત્યાં બીજો એવા પણ અર્થ ઘટી શકે છે કે, 'હે! જંબૂ! મેં આયુષ્યમાન ભગવાન પાસેથી આ પ્રમાણે સાંભળ્યું છે.'

ભગવાનને આયુષ્યમાન કહેવાનું કારણ એ છે કે, ભગવાન બે પ્રકારના છે. એક તો 'આયુષ્યરહિત' ભગવાન છે, કે જેઓ મોક્ષમાં બીરાજે છે અને જેમને 'સિદ્ધ' કહેવામાં આવે છે. અને બીજા 'આયુષ્યમાન' ભગવાન છે, કે જેઓ તેરમા ગુણસ્થાને બીરાજે છે. આયુષ્યમાન ભગવાન પાસેથી મેં એ વાત સાંભળી છે એમ કહેવાનો આશય એ છે કે, આ વાણી કાંઈ આકાશમાંથી ઊતરી આવી નથી, પરંતુ તેરમા ગુણસ્થાન ઉપર બીરાજતા ભગવાનના મુખથી નીકળેલી વાણી છે. કેટલાક દાર્શનિકો પોતાના દર્શનની વાતો આકાશમાંથી ઊતરેલી બતાવે છે, પણ જૈનશાસ્ત્ર આ કથનને ઉચિત માનતું નથી. જૈનશાસ્ત્ર તો સ્પષ્ટરૂપે કહે છે કે, આ વાણી તેરમા ગુણસ્થાન ઉપર બીરાજતા ભગવાનની કહેલી છે.

'આયુષ્યમાન' શબ્દની સાથે 'ભગવાન' શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે એટલા માટે અત્રે ભગવાન શબ્દનો શો અર્થ છે એ વિષે વિચારવાનું પ્રાપ્ત થાય છે. ભગવાન શબ્દ 'ભગ્' ધાતુમાંથી બનેલો છે અને એનો અર્થ કરતાં એમ કહેવામાં આવ્યું છે કે :—

**ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशसः श्रियः ।**
**वैराग्यस्याथ मोक्षस्य षण्णां भग इतीङ्गना ॥**

અર્થાત્-જેનામાં ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, વૈરાગ્ય અને મોક્ષ; આ છ વાત હોય તે ભગવાન છે.

સમસ્ત ઐશ્વર્યનું હોવું એ પહેલી વાત છે. સાધારણ રીતે થોડું ઘણું અશ્વર્ય તો બધાની પાસે હોય છે. વૈજ્ઞાનિકોના કથનાનુસાર એક રજકણને પણ થોડું ઐશ્વર્ય પ્રાપ્ત થએલ છે. વૈજ્ઞાનિકોનું એવું કથન છે કે, સાધારણ રીતે પરમાણુની કાંઈ ગણના થતી નથી, પરંતુ તે પરમાણુ પણ સૂર્યની સત્તા ધરાવે છે. આ પ્રમાણે થોડું ઘણું ઐશ્વર્ય તો બધામાં હોય છે, પણ આટલું થોડું ઐશ્વર્ય હોવાને લીધે કોઈ ભગવાન બની શકતું નથી. ભગવાન તો તે જ છે કે, જે સમસ્ત ઐશ્વર્યના સ્વામી હોય છે. જાણે ભગવાન ઐશ્વર્યના જ પિંડ હોય! અને તેથી સમસ્ત ઐશ્વર્ય જેની પાસે હોય તે જ ભગવાન છે.

દરેક પ્રકારનું ઐશ્વર્ય પ્રાપ્ત હોય પણ જો તે ઐશ્વર્ય વિષયભોગમાં લાગેલું હોય તો એવા ઐશ્વર્યવાળો પણ ભગવાન બની શકતો નથી. ભગવાન તો તે જ બની શકે છે, કે જે સમસ્ત ઐશ્વર્યનો સ્વામી હોવાની સાથે જ જેનામાં સંપૂર્ણ ધર્મ હોય. ઐશ્વર્ય અને ધર્મ એ વાત હોવાની સાથે જ ત્રીજી વાત એ હોવી જોઈએ કે તે સંપૂર્ણ યશસ્વી હોવા જોઈએ. જેમને સમસ્ત યશ પ્રાપ્ત હોય તે જ ભગવાન છે.

આ ઉપરથી કદાચ કોઈ એમ કહે કે, ભગવાનને યશથી શો મતલબ છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, સંસારમાં યશની ઇચ્છા તો બધા લોકો કરે છે. લોકો પોતાની ખોટી પ્રશંસા સાંભળીને પ્રસન્ન થાય છે અને નિંદા સાંભળી નારાજ થાય છે. આ ઉપરથી એ સ્પષ્ટ જણાય છે કે, આત્મા યશ જ ચાહે છે. છતાં લોકો યશનાં કામો કરતા નથી, પણ અપયશનાં કામો કરી યશને જ ચાહે છે; ભગવાન આ પ્રકારનો યશ ચાહતા નથી પણ તેમનાં કામ જ એવાં હોય છે કે, જે પૂર્ણ યશસ્વી હોય છે; તેમનું કોઈ કામ અપયશ આપનારું હોતું જ નથી કારણ કે, ભગવાન અઢાર પ્રકારના દોષોથી રહિત હોય છે એટલા માટે તેઓ સંપૂર્ણ રીતે યશસ્વી હોય છે.

ભગવાનમાં ચોથી વાત એ હોવી જોઈએ કે તેઓ સમગ્ર 'શ્રી' અર્થાત્ લક્ષ્મીના સ્વામી હોય; ભગવાનને આઠ પ્રાતિહાર્યરૂપી લક્ષ્મી પ્રાપ્ત હોય છે. આ લક્ષ્મીની આગળ સંસારમાં જેને લક્ષ્મી કહેવામાં આવે છે તે લક્ષ્મી તુચ્છ હોય છે. તે આઠ પ્રાતિહાર્ય ક્યાં ક્યાં છે એને માટે કહ્યું છે કે :—

**अशोकवृक्षः सुरपुष्पवृष्टि-र्दिव्यध्वनिश्चामरमासनञ्च ।**
**भामण्डलं दुन्दुभिरातपत्रं, सत्प्रात्यहाराणि जिनेश्वराणाम् ॥**

ભગવાનને જે આઠ પ્રાતિહાર્ય હોય છે તેમાં પહેલું પ્રાતિહાર્ય અશોકવૃક્ષ છે. તે અશોકવૃક્ષ ભગવાન ઉપર છાયા કરી રહે છે. જ્યારે ભગવાન ચાલે છે ત્યારે આકાશમાં રહીને અશોકવૃક્ષ છાયા કરે છે અને જ્યારે કોઈ સ્થાને ભગવાન બેસી જાય છે ત્યારે ભગવાનની પાછળ જમીન ઉપર સ્થિત થઈને છાયા આપે છે.

બીજું પ્રાતિહાર્ય એ છે કે, દેવો ભગવાન પાસે અચિત્ત પુષ્પોની વૃષ્ટિ કરતા રહે છે.

ત્રીજું પ્રાતિહાર્ય એ છે કે, ભગવાનની વાણી દિવ્ય હોય છે.

ચોથું પ્રાતિહાર્ય એ છે કે, ભગવાન ઉપર પોતાની મેળે ચામરો ઢોળાય છે. જ્યારે ભગવાન ચાલે છે ત્યારે આકાશમાં સ્થિત થઈ ચામરો ઢોળાય છે અને જ્યારે ભગવાન કોઈ જગ્યાએ બેસે છે ત્યારે જમીન ઉપર સ્થિત થઈ ચામરો ઢોળાય છે.

પાંચમું પ્રાતિહાર્ય એ છે કે, ભગવાન જ્યારે ચાલે છે ત્યારે તેમની સાથે જ સિંહાસન પણ આકાશમાં ચાલે છે અને જ્યાં ભગવાન બિરાજે છે ત્યાં સિંહાસન સ્થિત થઈ જાય છે અને તે સિંહાસન ઉપર ભગવાન બિરાજે છે એવા જણાય છે.

છઠ્ઠું પ્રાતિહાર્ય એ છે કે, ભગવાનના મુખકમલની આસપાસ ભામંડલ રહે છે કે જેથી ભગવાનનું તેજ ઘણું વધી જાય છે અને ભગવાનનું દર્શન કરતાં જ પ્રભાવિત થઈ જવાય છે. આજના વૈજ્ઞાનિકોનું પણ એવું કહેવું છે કે, વિશિષ્ટ પુરુષોના મુખની આસપાસ પ્રભામંડળ રહે છે અને તે પ્રભામંડળ તે વિશિષ્ટ પુરુષની વિશિષ્ટતા પ્રમાણે પ્રભાવપૂર્ણ અને તેજપૂર્ણ રહે છે. તે પ્રભામંડલથી તેમના મુખ ઉપર એવું તેજ આવી જાય છે કે, જેથી તે વિશિષ્ટ પુરુષની સામે બોલવાનું કોઈનું સાહસ પણ કરતું નથી. વિશિષ્ટ પુરુષોના મુખમંડલની આસપાસ પ્રભામંડળ હોય છે એ શોધ કાંઈ આજકાલની નવીન શોધ નથી, પરંતુ પ્રાચીન ચિત્રોને જોતાં એ જાણવામાં આવે છે કે, પહેલાંનાં ચિત્રકારોએ એ શોધ પહેલેથી કરી લીધી હતી. પહેલાંના રાજા–રાણીનાં જે ચિત્રો જોવામાં આવે છે તે ચિત્રોમાં રાજા–રાણીના મુખની આસપાસ પ્રભામંડળ ચિત્રિત જોવામાં આવે છે, અર્થાત્ મુખમંડળની આસપાસ એક તેજપૂર્ણ ગોળાકાર જોવામાં આવે છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, પહેલાનાં ચિત્રકારોને પ્રભામંડળનો ખ્યાલ હતો. આ ઉપરથી વિચારવાની વાત એ છે કે, જ્યારે સાધારણ રાજા–રાણી વગેરેના મુખમંડળની સાથે પ્રભામંડળ જોવામાં આવે છે ત્યારે ભગવાનના મુખમંડળની સાથે પ્રભામંડળ હોય તો એમાં આશ્ચર્ય કરવા જેવી વાત શું છે? ભગવાનના મુખમંડળની આસપાસ જે પ્રભામંડળ રહે છે તે એવું તેજપૂર્ણ હોય છે કે, ઘણા પ્રાણીઓ ભગવાનના દર્શન કરતાં જ પાપમુક્ત બની જાય છે.

સાતમું પ્રાતિહાર્ય એ છે કે, ભગવાન જ્યાં વિચરે છે ત્યાં દેવતાઓ આકાશમાં દુંદુભિ નાદ કરતા રહે છે. તે દુંદુભિનાદ ભગવાનના આગમનની સૂચના આપે છે. આ પ્રકારના દુંદુભિનાદની સિવાય ભગવાનની વાણી પણ દુંદુભિના નાદ જેવી ગંભીર હોય છે. ભગવાનની વાણી જાણે પાપને નષ્ટ કરવાની દુંદુભિ હોય છે.

લોકો કૃત્રિમ ધ્વનિના ભુલાવામાં પડી જઈ અકૃત્રિમ ધ્વનિને ભૂલી રહ્યા છે. કોયલ જ્યારે કૂજવા લાગે છે ત્યારે કોઈ તેની પ્રશંસા કરે કે, નિંદા કરે તેની પરવા કર્યા વિના તે તો કૂજ્યા જ કરે છે. આજે લોકો ફોનોગ્રાફ વગાડે છે પણ શું તેના ગાયનમાં કોયલના જેવી અકૃત્રિમતા હોય છે? ગાયક કે ગાયિકા વગેરે જે લોકો ગાયન કરે છે તે લોકો કાં તો પૈસાના લોભે ગાય છે કે સભાના પ્રભાવથી પ્રભાવિત થઈ ગાય છે; પણ કોયલને તો ન તો કોઈ પ્રકારનું દબાણ હોય છે કે ન તો તેને કોઈ પ્રકારનો લોભ હોય છે; એટલા માટે કોયલના કૂજનને કોઈ સાધારણ માણસ અપનાવી શકતો નથી; પણ જે મહાપુરુષ હોય છે તે જ કોયલના કૂજનને અપનાવી શકે છે. જે લોકો લોભને કારણે ગાયન કરી રહ્યા છે તેનું ગાયન કોયલના કૂજનની બરાબરી કેવી રીતે કરી શકે? કદાચ કોઈ એમ કહે કે, ગાયિકાના ગીતથી અમારું મનોરંજન થાય છે તો એનો ઉત્તર એ છે કે, ગાયિકાની માફક તમે પણ વિષયના ભિખારી જ છો એટલા માટે તમને તેનું ગાયન પસંદ પડે એ સ્વાભાવિક છે. પરંતુ વાસ્તવમાં જે વાત સ્વતંત્રતામાં હોય છે તે પરતંત્રતામાં હોઈ શકતી જ નથી. કોયલનું કૂજન સ્વતંત્રતાનું છે એટલા માટે તેના કૂજનની બરાબરી મહાપુરુષની વાણી જ કરી શકે છે.

જ્યારે કોયલની સ્વતંત્ર વાણી સાંભળીને પણ લોકો પ્રભાવિત થઈ જાય છે તો પછી જેમણે કેવલજ્ઞાન પ્રાપ્ત કરી લીધું છે તે ભગવાનની વાણીથી જો ઇન્દ્ર પણ પ્રભાવિત થઈ જાય તો તેમાં આશ્ચર્ય જેવું શું છે? ભગવાનની વાણી દુંદુભિનાદ જેવી છે; છતાં ભગવાનની એવી ઇચ્છા હોતી નથી કે, મારી વાણી કોઈ સાંભળે જ. ભલે કોઈ તેમની વાણી સાંભળીને બોધ પામે કે ન પામે પણ તેઓ તો વાણીદ્વારા ઉપદેશ આપ્યા જ કરે છે.

આઠમું પ્રાતિહાર્ય ભગવાનનું છત્ર છે. ભગવાન જ્યારે વિચરે છે ત્યારે છત્ર આકાશમાં સાથે ચાલતું રહે છે, પણ જ્યારે ભગવાન બિરાજે છે ત્યારે છત્ર ભગવાનની ઉપર છાયા કરી રહે છે.

કદાચ કોઈ એમ કહે કે, ભગવાનને આ બધી ચીજોથી શું મતલબ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જો આ ચીજોને માટે ભગવાનની ઇચ્છા હોય તો તો ભગવાનના ભગવાનત્વમાં દૂષણ આવી શકે. ભગવાન પોતે તો એ ચીજોને ચાહતા નથી. આ બધી ચીજો તો તેમના પૂર્વનાં વીશ* બોલોની આરાધનાના ફલસ્વરૂપ તીર્થંકરપદની પ્રાપ્તિની સાથે સાથે પ્રાપ્ત

* अरिहंतसिद्धपवयण–गुरुथेरबहुस्सुएतवस्सीसु ।
वच्छलया य तेसिं, अभिक्खण णाणोवओगे य ॥
दंसणविणयआवस्सए य, सीलव्वए य निरइयारे ।
खणलवं तवच्चियाए, वेयावच्चं समाहीयं ॥
अपुव्वणाणगहणे; सुयभत्ती पवयणेप्पभावणया ।
एएहिं कारणेहिं, तित्थयरत्तं लहइ जीवो ॥ જ્ઞાતાસૂત્ર અ. ૮

ભાવાર્થ—(૧) અરિહન્ત, (૨) સિદ્ધ, (૩) પ્રવચન, (શાસ્ત્ર) (૪) ગુરુ, (૫) સ્થવિર (વૃદ્ધ),

થએલી ચીજો છે, કે જે સ્વતંત્રરૂપે ભગવાનની સાથે રહે છે અને ભગવાનને સગવડતા પહોંચાડે છે. આવી દશામાં આ ફલસ્વરૂપ ચીજોને કારણે ભગવાનને માટે કાંઈ કેમ કહી શકાય ? માનો કે, એક માણુસ ક્યાંય જવા માટે ઘેરથી નીકળ્યો. જ્યારે તે ઘેરથી નીકળ્યો ત્યારે ગરમી ખૂબ હતી; તડકો પણ ખૂબ હતો. પરંતુ જેવો તે થોડે દૂર ગયો તેવામાં તો એકાએક વાદળું ચડી આવ્યું અને તડકાને બદલે છાયા થઈ ગઈ તથા ઠંડી હવા પણ ચાલવા લાગી. હવે આ દશામાં તે માણુસને માટે શું કહેવામાં આવશે ? એ જ કે, તે માણુસ ખરેખર પુણ્યશાળી છે. તેને પોતાને એવી ખબર ન હતી કે, તડકાને બદલે આવી છાયા થઈ જશે પરંતુ કુદરતી રીતે તે તડકાના તાપથી બચી ગયો; આ જ પ્રમાણે ભગવાન ચાહતા નથી કે, મારા માટે ચામર કે છત્ર વગેરે પ્રાપ્ત થાય પણ તેમણે પૂર્વભવમાં વીશ બોલોની જે આરાધના કરી હતી તેથી તેમને અષ્ટ પ્રાતિહાર્ય પ્રાપ્ત થઈ જાય છે.

આ ઉપરથી કહેવાનો આશય એ છે કે, જે સમગ્ર 'શ્રી' અર્થાત્ લક્ષ્મીનો સ્વામી હોય તે ભગવાન છે. ભગવાન મહાવીર પણ સમગ્ર શ્રી-લક્ષ્મીના સ્વામી હતા.

પાંચમી વાત એ છે કે, જેનામાં સંપૂર્ણ વૈરાગ્ય હોય તે ભગવાન છે. સમગ્ર લક્ષ્મીની સાથે સંપૂર્ણ વૈરાગ્ય હોવો આવશ્યક છે. જોએલી કે ન જોએલી પરંતુ સાંભળેલી એવી કોઈ પણ વસ્તુ ઉપર મમત્વ ન હોય. કેટલીક વસ્તુઓ એવી છે કે, જેને જોવા માત્રથી તેને પ્રાપ્ત કરવાની લાલચ થાય છે અને કેટલીક ચીજો એવી છે કે, જેને સાંભળવા માત્રથી પ્રાપ્ત કરવાની લાલચ થાય છે. જેમકે સ્વર્ગ જોયું નથી પરંતુ કેવળ તે વિષે સાંભળ્યું જ છે. તેની લાલચ થવી એ ન જોએલી પણ સાંભળેલી વસ્તુને પ્રાપ્ત કરવાની લાલચ છે. ભગવાન તો તે છે કે, જેમને બધી વસ્તુઓનું જ્ઞાન હોવા છતાં કોઈપણ પ્રકારની વસ્તુ ઉપર લાલચ ન હોય !

છઠ્ઠી વાત એ છે કે, જે મોક્ષને પામ્યા હોય તે ભગવાન છે. આ ઉપરથી એવો પ્રશ્ન ઊભો થાય છે કે, મોક્ષ તો શરીરનો ત્યાગ કરી સિદ્ધિસ્થાનને પ્રાપ્ત થવાથી થાય છે. પણ અહીં રહેતા મોક્ષ કેવી રીતે પમાય ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, સિદ્ધિસ્થાન તો એક રહેવાની જગ્યા છે; ત્યાં કાંઈ મોક્ષ થતો નથી.

---

(૬) બહુસૂત્રી-પંડિત, (૭) તપસ્વી-આ સાતેયના ગુણાનુવાદ કરવાથી, (૮) જ્ઞાનમાં સતત ઉપયોગ લગાવવાથી, (૯) સમ્યક્ત્વ (સમકિત) નું નિર્મલ પાલન કરવાથી, (૧૦) ગુરુ આદિ પૂજ્યજનોનો વિનય કરવાથી, (૧૧) દેવસી, રાયસી, પાક્ષિક, ચૌમાસી તથા સંવત્સરી; આ પાંચેય આવશ્યક (પ્રતિક્રમણ) નિરન્તર કરવાથી, (૧૨) શીલ-બ્રહ્મચર્યાદિ વ્રત-પ્રત્યાખ્યાનોનું અતિચાર-દોષરહિત પાલન કરવાથી, (૧૩) નિવૃત્તિ-વૈરાગ્યવૃત્તિ ધારણ કરવાથી, (૧૪) બાહ્ય-પ્રગટ અને આભ્યન્તર-ગુપ્ત તપશ્ચર્યા કરવાથી, (૧૫) સુપાત્ર દાન આપવાથી, (૧૬) ગુરુ, રોગી, તપસ્વી, વૃદ્ધ તથા નવદીક્ષિત આદિની સેવા-ભક્તિ કરવાથી, (૧૭) સમાધિભાવ-ક્ષમાભાવ ધારણ કરવાથી, (૧૮) અપૂર્વ જ્ઞાનાભ્યાસ કરવાથી, (૧૯) બહુમાનપૂર્વક જિનેશ્વરનાં વચનો ઉપર શ્રદ્ધા રાખવાથી અને (૨૦) તન, મન અને ધનથી જૈનધર્મની ઉન્નતિ કરવાથી.

આ ૨૦ પ્રકારનાં સત્કર્મોમાંથી કોઈ એક અથવા સમગ્ર સત્કર્મ કરનાર વ્યક્તિ તીર્થંકરગોત્રનું ફલ ઉપાર્જન કરે છે અને તે વચમાં દેવલોકનો તથા નરકનો એક ભવ કરીને ત્રીજા ભવમાં તીર્થંકરપદ-અરિહન્તપદને પામે છે.

ખરી રીતે મોક્ષ તો અહીં જ થઈ જાય છે. નિશ્ચયમાં તો અહીં જ મોક્ષ છે. ત્યાં તો મોક્ષ થયા બાદ રહેવાનું હોય છે. તે સ્થાને તો મોક્ષ થયા બાદ જ જઈ શકાય છે, પહેલાં નહિ; એટલા માટે મોક્ષ તો અહીં જ થાય છે. આ વાત એક ઉદાહરણદ્વારા સમજાવું છું:—

માનો કે, એક *તૂંબડા ઉપર માટીનો લેપ લગાડવામાં આવ્યો છે. જો કે તૂંબડાનો સ્વભાવ પાણીમાં તરવાનો છે પણ તે તૂંબડા ઉપર માટીનો સાત–આઠવાર લેપ લગાડેલો હોવાથી તે ભારી થઈ ગયું, એટલે તેને પાણીમાં નાંખવાથી તે તરવાને બદલે ડૂબી ગયું. પણ પાણીમાં તૂંબડા ઉપરની માટી ભીની થઈ ગળી ગઈ એટલે તૂંબડું પાણી હલકું થઈ ગયું અને પોતાના સ્વભાવ પ્રમાણે ઉપર આવી ગયું. આ પ્રમાણે જો કે, તૂંબડું ઉપર આવી ગયું પણ માટીનાં બંધનથી મુક્ત તો પાણીની નીચે જ થયું હતું. જો તે પાણીની નીચે જ બંધનમુક્ત થયું ન હોત તો ઉપર આવી શક્ત નહિ. આ એકદેશીય ઉદાહરણ પ્રમાણે આત્મા પણ કર્મના લેપથી બંધાએલો છે અને કર્મબદ્ધ થયો છે. જ્યારે આત્મા કર્મ ખપાવી મુક્ત થાય છે ત્યારે જ તેનો મોક્ષ થાય છે; પરંતુ અત્રે પ્રશ્ન એ છે કે, મોક્ષ અહીં સંસારમાં જ થાય છે કે સિદ્ધિસ્થાનમાં ? આ પ્રશ્નના ઉત્તરમાં એમ કહી શકાય કે, અહીં જ્યારે મોક્ષ થાય છે ત્યારે જ તે સિદ્ધિસ્થાનને પ્રાપ્ત થાય છે. જો અહીં મોક્ષ ન થયો હોય તો તે સિદ્ધિસ્થાનમાં જઈ જ ન શકે !

જીવને માટે આ શરીર વગેરે બંધનો છે. અનન્ત કેવલજ્ઞાનનું પ્રગટ થવું એ આ બંધનથી મુક્ત થવા સમાન છે, પછી ભલે આ શરીરમાં જ રહેતા હોય તો પણ તે મુક્ત જ છે. આ વાતને સિદ્ધાન્ત પણ સમર્થન કરે છે. જેમકે શાસ્ત્રમાં એમ કહ્યું છે કે:–एवं सिद्धा बदन्ति परमाणु· અર્થાત્–સિદ્ધ ભગવાન પરમાણુ વિષે આ પ્રમાણે કહે છે. પરંતુ સિદ્ધગતિમાં પહોંચેલા સિદ્ધો તો કાંઈ બોલતા જ નથી; એટલે અત્રે એમ કહી શકાય કે, તેરમા ગુણસ્થાને પહોંચેલાને પણ સિદ્ધ કહેવાય. આ પ્રમાણે આ સંસારમાં જ મોક્ષ છે અને કેવલજ્ઞાન પ્રગટ થયા બાદ ભલે શરીરમાં રહેતા હોય તોપણ તે સિદ્ધ જ છે.

કહેવાનો આશય એ છે કે, જેમનામાં ઉપરની છ વાતો હોય તે ભગવાન છે. ભગવાન કેવા હોય છે એ તો તમે સાંભળ્યું પણ સાંભળીને શું લાભ લેવો જોઈએ તે વિષે પણ વિચાર કરો. ભગવાનનાં આ ગુણો સાંભળી તમારે એવો નિશ્ચય કરવો જોઈએ અને એમ સમજવું જોઈએ કે, જો આત્મા પરમાત્માનાં આ ગુણોને એક વાર પણ હૃદયમાં ધારણ કરી લે તો તે ભવબંધનમાંથી મુક્ત થઈ જાય; પૂર્વભવમાં તો આત્માએ એમ ન કર્યું પણ હવે તો એમ કરો. પ્રભુતા ચાહવી એ તો આત્માનો સ્વભાવ છે, પણ તેનાથી ભૂલ એ થાય છે કે, તે પોતાનામાં રહેલી પ્રભુતાને ભૂલી રહ્યો છે અને બહારની પ્રભુતામાં ફસાઈ રહ્યો છે. આ જ કારણે તેને પ્રભુતા પણ મળતી નથી, પરંતુ ઊલટો બંધનમાં પડી રહ્યો છે. એટલા માટે હવે બહારની પ્રભુતાના મમત્વમાં ન પડતાં પોતાની અંદર રહેલી પ્રભુતાને પ્રગટ કરો અને અંદર જે ઐશ્વર્ય રહેલું છે તેને પણ સાથે પ્રગટ કરો તો તેમાં કલ્યાણ જ રહેલું છે; પછી મુક્ત થવામાં વાર નહિ લાગે !

* વિશેષ માટે જુઓ : જ્ઞાતાસૂત્રમાં આવેલું 'તુંબ' નામનું અધ્યયન.

હવે એક પ્રાસંગિક બાબત ઉપર કહું છું.

તમે આજે વ્યાખ્યાનમાં શ્રીમલજી પાસેથી સાંભળ્યું કે, કુન્તીએ બીજાના પુત્રના સ્થાને પોતાના પુત્રને રાક્ષસની પાસે મરવાને માટે મોકલ્યો. તમે વિચારતા હશો કે, કુન્તીને એવી તે કેવી બુદ્ધિ સૂઝી કે તેણીએ બીજાના પુત્રને સ્થાને પોતાના પુત્ર ભીમને મરવાને માટે મોકલ્યો ? શું કુન્તી પોતાના પુત્રને ચાહતી ન હતી ! પરંતુ એ કેમ માની શકાય કે તે ભીમ જેવા બહાદુર પુત્રને ચાહતી ન હોય ! એક વખતે મેં મિરી નામના ગામમાં જોયું હતું કે, ત્યાં એક બાઈની પુત્રી સાવ ગળી ગઈ હતી અને તે એવી રોગી હતી કે તેને જોતાં જ જોનારને ઘૃણા આવે, છતાં તે બાઈ પોતાની પુત્રીને સાજી કરવા માટે પોતાથી બનતાં દરેક પ્રકારનાં પ્રયત્નો કરતી હતી. જ્યારે તે બાઈને પોતાની આવી રોગી પુત્રી ઉપર આવો પ્રેમ હતો તો પછી કુન્તીને ભીમ જેવા બહાદુર પુત્ર ઉપર પ્રેમ ન હોય એ કેમ કહી શકાય ? છતાં કુન્તીમાતા કેવી હતી કે તેણીએ પોતાના પુત્રને બ્રાહ્મણના પુત્રના સ્થાને એમ કહીને રાક્ષસ પાસે મોકલ્યો કે, એ બ્રાહ્મણને તો એકનો એક પુત્ર છે અને મારે તો પાંચ પુત્રો છે ! શું પાંચ પુત્રો હોવાને કારણે ભીમ પ્રતિ કુન્તીમાતાના હૃદયમાં પુત્રસ્નેહ ન હતો ? શું કુન્તીમાતાનું આ કાર્ય માતાને યોગ્ય હતું ? આ જ પ્રમાણે ભીમ પણ કેવો પુત્ર હતો કે જે કુન્તીમાંતાના કહેવા માત્રથી મરવાને માટે ચાલી નીકળ્યો ! ભીમને તો કદાચિત્ પોતાના બળનો એવો ભરોસો હતો કે, હું તે રાક્ષસને મારી આવીશ પણ કુન્તી માતા તો એ જાણતી ન હતી કે, મારો પુત્ર રાક્ષસને મારી આવશે ! છતાં કુન્તીમાતાએ ભીમને રાક્ષસની પાસે મોકલ્યો તે શું ઉચિત હતું ? વળી તેમણે એટલું પણ ન વિચાર્યું કે, બીજાનો છોકરો મરે તો તેથી મને શું ? બીજાના છોકરાને બચાવવા માટે હું મારા પુત્રને શા માટે મરવાને માટે મોકલું ? મારો આ બ્રાહ્મણીની સાથે કાંઈ ખાસ સંબંધ પણ નથી. આજે જ હું અત્રે આવીને રહી છું. કુન્તી આ પ્રમાણે અનેક પ્રકારનાં તર્કવિતર્કો કરી શકતી હતી છતાં તેણીએ એવો કોઈ તર્કવિતર્ક કે વિચાર ન કરતાં પોતાના પુત્રને રાક્ષસની પાસે મોકલી દીધો તેનું શું કારણ ? કુન્તીમાતાએ તો બીજાને માટે પોતાના પુત્રને પણ મોકલી આપ્યો, પરંતુ તમે બીજાને માટે શું કરો છો ?

તમારી પાસે પેટીમાં રાખેલાં કપડાં જો સડતાં હોય તો ભલે સડ્યાં કરે પણ તમે ઠંડીથી મરતાંને કપડાં નહિ આપો ! પકવાન ભલે સડી જાય અને તેને ફેંકી દો પણ ભૂખથી મરતાંને આપશો નહિ અને આપશો તો ત્યારે કે, જ્યારે તે ખાવાને યોગ્ય રહ્યું ન હોય ! પરંતુ આવું ખાવાનું આપવું પણ એના જેવું બની જાય છે જેવું નાગશ્રીએ× ધર્મરુચિ અનગારને આપ્યું હતું. નાગશ્રીએ જો કે ધર્મરુચિ અનગારને ઘણા જ આગ્રહપૂર્વક તૂંબડીનું શાક વહોરાવ્યું હતું પરંતુ શા માટે ? તેનો આગ્રહ પણ એટલા જ માટે હતો કે—

'ઘર બેઠા ઉકરડી આઈ, મ્હારે બાહર કુણુ જાઈ.'

અર્થાત્—આ કડવા તૂંબડાનું શાક ફેંકવા માટે બહાર કોણ જાય ! ઘર બેઠાં જ જ્યારે આ અનગાર આવી ગયા છે એટલા માટે તેમને જ આ શાક વહોરાવી આપવું. આ જ પ્રમાણે તમારું તે સડેલું ભોજન આપવું પણ 'બહાર ફેંકવા કોણ જાય, ચાલને આ ભિખારીને

× જુઓ–જ્ઞાતાસૂત્રમાં આવેલો ધર્મરુચિનો અધિકાર.

આપી દઉં' એના જેવું હોય છે. તમે એ જુઓ કે, તમારે ત્યાં ચીજો કેવી રીતે સડી રહી છે છતાં તમે કોઈને આપવાનું જાણતા નથી.

તમે સંસારનાં પદાર્થોની સાથે ભલે ગમે તેટલી મમતા રાખો પણ સંસારનાં પદાર્થો પોતાનો સ્વભાવ છોડી શકતાં નથી. જો તમે સંસારનાં પદાર્થોને છોડવા નહિ ચાહો તો છેવટે સંસારનાં પદાર્થો તમને છોડીને ચાલ્યા જશે. એવી દશામાં તમે સંસારનાં પદાર્થોનો સદુપયોગ શા માટે કરી લેતા નથી! જો સદુપયોગ કરશો તો આનંદ પામશો અને દુરુપયોગ કરશો તો દુઃખ પામશો. આવો શુભ અવસર વારંવાર મળી શકતો નથી એટલા માટે આત્માનું કલ્યાણ કેવી રીતે થાય તેનો વિચાર કરો.

ગેડીદડાની રમતમાં દડો એક હોય છે અને રમનારા ઘણા હોય છે. રમતમાં એવું બને છે કે, જેની પાસે દડો જાય છે તે જ માણસ તેને ઠોકર મારી બીજાની પાસે ધકેલે છે. આમ કરવાથી જ ખેલની રમત જામે છે. આથી વિરુદ્ધ જો કોઈ એક જ માણસ દડાને પકડી બેસે તો શું ખેલની રમત જામી શકે અને બીજા લોકો પે'લા માણસને એમ કરવા પણ દેશે ખરા? નહિ. તેની પાસેથી દડો તુરત છીનવી લેશે. આ જ પ્રમાણે તમારી પાસે સંપત્તિ છે તે તમે ક્યાંથી લાવ્યા છો? તે સંપત્તિ કાંઈ આકાશમાંથી આવી નથી ને? એ સંપત્તિ તમે અહીંથી જ એકત્રિત કરેલ છે છતાં શું દુઃખી અને ગરીબ લોકોની તરફ તમારું ધ્યાન જાય છે? જો ધ્યાન જતું નથી તો પછી તમારા માટે એમ જ કહી શકાય કે, તમે એકલાએ જ સંપત્તિરૂપી દડો પકડી રાખ્યો છે! તમને સંપત્તિની જે શક્તિ મળી છે તે જો તમે બીજાને આપતા રહેશો તો તે તમારી પાસે તે જ પ્રમાણે પાછી આવશે, જે પ્રમાણે ઠોકર મારીને બીજાની પાસે મોકલેલો દડો પાછો આવે છે. આથી વિરુદ્ધ જો તમે તે સંપત્તિને પકડીને બેસી રહેશો તો જે પ્રમાણે દડાને પકડી બેસનાર પાસેથી દડો છીનવી લેવામાં આવે છે તે જ પ્રમાણે તમારી પાસેથી પણ સંપત્તિ છીનવી લોકો લઈ જશે. રશિયામાં શું થયું હતું! ત્યાંના લોકોએ સંપત્તિને પોતાની માની લીધી હતી અને તેને જ પકડીને લોકો બેસી ગયા હતા અને ગરીબો તરફ ધ્યાન પણ આપતા નહિ. આખરે તેનું પરિણામ એ આવ્યું કે, લોકો બહુ દુઃખી થઈ ગયા અને તેઓએ પૂંજીપતિઓ ઉપર મારપીટ શરૂ કરી દીધી; એટલા માટે અમે એ જ કહીએ છીએ અને ધર્મ પણ એ જ કહે છે કે, સંપત્તિને પકડીને બેસી ન રહો. એમ કરવાથી તમે આ લોકમાં પણ દુઃખી થશો અને પરલોકમાં પણ દુઃખી થઈ જશો.

કુન્તીએ જેમ પોતાના પુત્રને જ દડો બનાવીને રાક્ષસની બાજુ એમ વિચારીને ફેંક્યો કે, "આ મારો પુત્ર આ બ્રાહ્મણને સુખકર્તા નીવડો. આ બ્રાહ્મણને તો એકનો એક પુત્ર છે અને મારે તો પાંચ પુત્રો છે."

હવે તમે તમારા વિષે જુઓ કે, તમે આ વિચારોથી કેટલા બધા પાછળ પડેલા છો? તમારી સામે ઘણા ભૂખ્યા તથા વસ્ત્રહીન લોકો જોવામાં આવે છે છતાં તમે પૂંજીને પકડીને બેઠા છો અને જ્યાં બીજા લોકો ભૂખે મરે છે ત્યાં જ તમે લોકો એશઆરામ ઉડાવો છો. જો તમે આ વસ્તુને બરાબર સમજીને, પદ્ધતિ ન બદલો તો તમારા માટે એમ જ કહી

શકાય કે, તમે ધર્મનો મર્મ સમજ્યા નથી. જે કામ તમે લોકોનો માર ખાઈને પછીથી કરો તે જ કામ જો તમે ધર્મ સમજીને કરો તો કેવો આનંદ વર્તે ? તમે લોકો "આત્મવત્ સર્વભૂતેષુ" નો પાઠ તો બોલો છો પણ તેનું પાલન કરતા નથી. આ પાઠનું પાલન તો કુન્તીએ કરી બતાવ્યું હતું કે, તેણીએ બીજાના પુત્રની રક્ષાને માટે પોતાના પુત્રને આપી દીધો. આવા મહાત્માઓ જ આ સિદ્ધાન્તનું પાલન કરી શકે છે. પોતાનું જ જોવું અને પાડોશીનો છોકરો હોય તો રોવા દેવો, એ તો સંસારમાં ચાલ્યા જ કરે છે, આમ કરનાર લોકો ધર્મનો મર્મ સમજ્યા નથી એમ કહેવું જોઈએ. જો તમે ધર્મનો મર્મ સમજ્યા છો તો દુઃખી જીવોને જોઈ તેમની સહાયતા કરો અને તમારી શક્તિનો તે જીવોના હિતમાં ઉપયોગ કરો તો તેમાં કલ્યાણ જ છે.

## મયણરેહા ચરિત્ર—૫

મનુષ્યમાં જ્યાંસુધી વિકાર આવતો નથી ત્યાંસુધી તેની દશા કેવી રહે છે અને જ્યારે વિકાર આવે છે ત્યારે તેની દશા કેવી બની જાય છે એ વાતને મયણરેહાની કથા ઉપરથી જુઓ.

મણિરથ યુગબાહુને એટલો બધો ચાહતો હતો કે, તેણે ખૂબ વિચાર કર્યા બાદ એ જ નિશ્ચય કર્યો કે, યુગબાહુને યુવરાજ બનાવવો. કોઈ મૂર્ખના હાથમાં સત્તા ન આપવી પણ સત્તા તેને જ આપવી કે જે સત્તાને યોગ્ય હોય. અધિકારને યોગ્ય વ્યક્તિને જ અધિકાર સોંપવો જોઈએ. અધિકારી કોને કહેવો તો એને માટે કહ્યું જ છે કેઃ—

**अधिकं अधिकं कार्यं करोतीति अधिकारः। तद् यस्यास्ति इति अधिकारी।**

અર્થાત્—જે અધિક કાર્ય કરે તે જ સાચો અધિકારી છે. અધિકારીનું કાર્ય પણ બીજાથી વધારે હોય છે અને તેની ભૂલ પણ બીજાની ભૂલથી મોટી માનવામાં આવે છે. પાતંજલિ યોગસૂત્રમાં કહ્યું છે કે, બીજાની ભૂલની અપેક્ષા યોગીની ભૂલ મોટી હોય છે. બીજા લોકોનો મોહ તો સાધારણ મોહ જ કહેવાય છે, પરંતુ યોગીનો મોહ તો મહામોહ કહેવાય છે. સાધુ પૈસા રાખે અને ગૃહસ્થ પૈસા રાખે એ બે વચ્ચે જેટલું અંતર રહેલું છે તેટલું જ અંતર અધિકારીની ભૂલ અને સાધારણ માણસની ભૂલ વચ્ચે રહેલું છે.

**યુગબાહુ હૈ લઘુ ભ્રાતા ઉસકા, પ્રેમ પાત્ર ગુણવાન;**
**ભાવી રાજા ઈન્હે કરું મૈં, યહ ચિન્તે રાજન. રે સતી૦ ૩**
**મેણરહા હૈ રાની ઉસકી, શીલ ગુણોંકી ખાન;**
**શુદ્ધ શ્રાવિકા સમકિત ધારી, પતિવ્રત ધર્મ નિધાન. રે સતી૦ ૪**

મણિરથે યુગબાહુને કહ્યું કે, "તને રાજ્યનો લોભ નથી પણ રાજ્યરત્નની રક્ષાને માટે હું તને એક તિજોરીની સમાન માનું છું. તિજોરી એમ કહેતી નથી કે, મારામાં કોઈ ચીજ રાખો નહિ. આ જ પ્રમાણે તારે પણ આ યુવરાજપદ લેવાનો ઈનકાર કરવો ન જોઈએ. કદાચ તું મારા માટે એમ કહે કે, 'તમે યોગ્ય છો' તો હું એમ કહું છું કે, આજે તો હું છું પણ કાલે મને પુત્ર થાય તો લોક એમ કહે કે, તેને રાજ્ય આપવામાં આવે. તો આવી સ્થિતિમાં હું જેને યોગ્ય માનું છું તે ભાઈ આ પદથી વંચિત રહી જાય એટલા માટે હું પહેલેથી જ તને આ યુવરાજપદ આપવા ચાહું છું."

યુગબાહુ મણિરથની આ વાત સાંભળી ચૂપ થઈ ગયો અને જાણે તેણે ચૂપ રહીને અર્દ્ધ સ્વીકૃતિ આપી દીધી હોય, તેમ ભાઈને પ્રણામ કરી પોતાના મહેલમાં ચાલ્યો ગયો. માર્ગમાં જતાં જતાં તે એમ વિચારતો જતો હતો કે, મારા મોટાભાઈ મને જ રાજ્ય શા માટે આપે છે ? જો તેમને ત્યાં પુત્ર થાય અને તેને રાજ્ય સોંપે તો વાંધો શું ? આ વખતે હું કોની સલાહ લઉં ? મુશ્કેલીના સમયે પોતાના ઇષ્ટ મિત્રની જ સલાહ લેવામાં આવે છે. મારા માટે તો મારી પત્ની જ સાચા મિત્રના સ્થાને છે; એટલા માટે તેની જ સલાહ લેવી જોઈએ. પતિની મુશ્કેલીની વાત સાંભળવાને યોગ્ય પત્ની જ છે અને પત્નીની મુશ્કેલીની વાત સાંભળવાને યોગ્ય તેનો પતિ જ છે એટલા માટે મારે આ વિષયમાં પત્નીની જ સલાહ લેવી જોઈએ.

આ પ્રમાણે વિચાર કરી યુગબાહુ પોતાની પત્નીના મહેલમાં આવ્યો. તેની પત્નીનું નામ મયણરેહા કે મદનરેખા હતું, જે બધાં ગુણોની ખાણ અને પતિવ્રતા સતી હતી. તે પતિની પ્રતીક્ષામાં જ બેઠી હતી. એટલામાં જ તેણીએ યુગબાહુને મહેલમાં આવતા જોયા. પરંતુ પતિનું મુખ જોતાં તેને એમ લાગ્યું કે, પતિનું મુખ આજે ગંભીર અને ઉદાસ જણાય છે માટે તેમને કોઈ પ્રકારની ચિંતા હોવી જોઈએ.

યુગબાહુ મહેલમાં આવ્યો એટલે મયણરેહાએ તેને આસન ઉપર બેસાડ્યો અને પછી કહ્યું કે, "આજે તમારું મુખ ઘણું ઉદાસ છે તેનું શું કારણ ? પુરુષને પહેલી ચિંતા પોતાની પત્ની તરફની હોય છે. એટલે મેં મારા વિષે ઘણો વિચાર કર્યો પણ મારી સમજમાં એવી એક પણ વાત ન આવી કે જેથી તમને મારા તરફથી ચિંત થતી હોય. પુરુષને બીજી ચિંતા સંતાન તરફની હોય છે. એટલે મેં આપણા પુત્રના કાર્ય વિષે પણ બારીકીથી તપાસ કરી, જોયું તો, તેના તરફથી તમને કોઈ ચિંતા થઈ હોય એવું કાંઈ જાણવામાં આવ્યું નહિ. તમારો પુત્ર પણ આનંદ આપનાર અને તમારી ચિંતા દૂર કરનાર છે. તે વિનીત, પિતૃસેવક અને પિતાની આજ્ઞા શિરોધાર્ય કરે એવો છે. ત્રીજી ચિંતા ભાઈ તરફની હોય છે પણ તમારા ભાઈ વચ્ચે એવો પ્રેમ છે કે જાણે એક આત્માનાં બે શરીર જ હોય. આ પ્રમાણે મેં ઘણો વિચાર કર્યો પણ મને એ વાતનો પત્તો ન લાગ્યો કે તમને કઈ વાતની ચિંતા છે ? જો મને તમારી ચિંતાનું કારણ જાણવામાં આવી જાત તો એ કારણને દૂર કરવાનો હું પહેલેથી જ પ્રયત્ન કરત, પણ મને એવું એકેય કારણ જાણવામાં ન આવ્યું એટલા માટે એ કારણ તમારી પાસેથી જ જાણવા ચાહું છું."

મયણરેહાની વાત સાંભળી યુગબાહુ મનમાં કહેવા લાગ્યો કે, જે ચિંતાના પ્રશ્ન વિષે હું વિચાર કરતો હતો તે જ પ્રશ્ન મને અત્યારે પૂછવામાં આવ્યો છે. તેણે મયણરેહાને કહ્યું કે, "આજે મને એક મોટી ચિંતા થઈ છે." મયણરેહાએ ઉત્તર આપ્યો કે, "મોટા માણસોને મોટી જ ચિંતા હોય છે પરંતુ તે ચિંતા કઈ છે !" યુગબાહુએ કહ્યું કે, "મોટા ભાઈ મને યુવરાજપદ આપવા ચાહે છે. મેં યુવરાજપદ લેવા માટે ઘણી નાં પાડી પણ તેઓ માનતા નથી. મારે આ અવસ્થામાં શું કરવું એની જ મને ચિંતા થાય છે. તેમણે મને એવી વાત કહી છે કે, જેથી હું તેમની વાતનો ઇનકાર પણ કરી શકતો નથી. આ વખતે મારે શું કરવું જોઈએ એ વિષે તારી શી સલાહ છે તે જાણવા હું આવ્યો છું."

અત્રે એ જોવાનું છે કે, મયણરેહા શું જવાબ આપે છે! મયણરેહાના જવાબથી જ તેના સતીત્વની પરીક્ષા થઈ જશે. સાધારણ સ્ત્રીને 'મારા પતિને રાજ્ય મળશે તો હું રાણી બનીશ.' એ વિચારથી પ્રસન્નતા થાય એ સ્વાભાવિક છે, પણ મયણરેહાને એવો લોભ ન થયો.

લોભના સમયે જે લોભ ન કરે તે જ ખરો છે. સામે સુંદરી હોય છતાં જે વિચલિત ન થાય તે જ સાચો વિરક્ત છે. આ જ પ્રમાણે મયણરેહાની સામે લોભ છે છતાં તે કેવો ઉત્તર આપે છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૩ અષાડ વદ ૧૨ મંગળવાર

### પ્રાર્થના

**ધર્મ જિનેશ્વર મુઝ હિયડે બસો, પ્યારા પ્રાણ સમાન;**
**કબહું ન વિસરું હો ચિતારું નહીં, સદા અખંડિત ધ્યાન. ॥ ધર્મ૦ ૧ ॥**

–વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી ધર્મનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્માની પ્રાર્થના શા માટે અને કેવી રીતે કરવી જોઈએ એ વિષયને તે જ વ્યક્તિ વધારે જાણી અને સમજી શકે છે, કે જેણે પોતાનો વધારે ક્ષયોપશમ કર્યો હોય અને જેની પાસે પરમાત્માની પ્રાર્થના કરવાનાં તેટલાં સાધનો પ્રાપ્ત થએલાં હોય. આપણને પણ પરમાત્માની પ્રાર્થના કરવાનાં સાધનો પ્રાપ્ત થએલાં છે, એટલા માટે આપણે પણ પરમાત્માની પ્રાર્થના કેવી રીતે કરવી જોઈએ એ વિષે વિચાર કરવો આવશ્યક છે.

પરમાત્માની પ્રાર્થના કેવા પ્રકારની હોવી જોઈએ એ વિષે આ જ પ્રાર્થનામાં ઉદાહરણો દ્વારા બતાવવામાં આવ્યું છે. જે પ્રમાણે કેટલાક લોકોને જડ વસ્તુઓની સાથે પ્રીતિ હોય છે, તે જ પ્રમાણે પરમાત્માની સાથે એવી ગાઢ પ્રીતિ હોવી જોઈએ કે તે પ્રીતિ તૂટે નહિ. આવી ગાઢ પ્રીતિ થાય ત્યારે સમજવું કે, આપણે પરમાત્માની સાથે પ્રીતિ કરીએ છીએ કે તેમની સાચી પ્રાર્થના કરીએ છીએ. આ પ્રાર્થનામાં કહ્યું છે કે :—

જયોં લોભી કે મન ધનકી લાલસા, ભોગી કે મન ભોગ;
રોગી કે મન માને ઔષધી, જોગી કે મન જોગ.

જે પ્રમાણે લોભી માણસ ધનની સાથે પ્રીતિ બાંધે છે તે પ્રમાણે પરમાત્માની સાથે પ્રીતિ બાંધવામાં આવે તો બેડો પાર થઈ જાય. જે પ્રમાણે પોતાના ખીસ્સામાં પૈસા હોય તો એ પૈસા ઉપર વિશ્વાસ રાખવાને માટે જેમ કોઈ પ્રકારના દૃષ્ટાંતની કે હેતુની આવશ્યકતા રહેતી નથી, તે જ પ્રમાણે જો પરમાત્માના વિષે વિશ્વાસ હોય તો સમજવું કે, તમને પરમાત્માની પ્રાર્થનાનો સાચો માર્ગ મળ્યો છે. પ્રાર્થનાનો સાચો માર્ગ મળ્યા બાદ તમને સંસારની બધી વસ્તુઓ તુચ્છ જણાશે. એ તો આજે પણ જોવામાં આવે છે કે, જો તમારા

ખીસ્સામાં રહેલા પૈસા કોઈ લઈ લેતું હોય અને તે એમ કહે કે, કાં તો તમે પરમાત્માને ખોટા કહો નહિ તો હું પૈસા લઈ લઉં છું તો શું તમે પરમાત્માને ખોટા કહી શકો? કદાપિ નહિ. આવો વિશ્વાસ તો તમને છે પણ કોઈ કોઈ વાર એવું બને છે કે લોકો એ પૈસાને માટે જ પરમાત્માને ભૂલી જાય છે. આ પ્રકારની ભૂલ જ્યારે દૂર કરવામાં આવે ત્યારે સમજવું કે, આપણે હવે પરમાત્માને ઓળખી શક્યા છીએ અને આપણને પરમાત્મા ઉપર પૂર્ણ વિશ્વાસ છે.

## સમ્યક્ત્વ પરાક્રમ–૬

હવે સિદ્ધાંતની વાત કહું છું. ભગવાને જગતના કલ્યાણને માટે જ આ સિદ્ધાંતની વાણી કહી છે એટલા માટે આ વાણીને આપણે હૃદયમાં ઉતારવી જોઈએ કે જેથી આત્માનું કલ્યાણ થાય. ભગવાન મહાવીરે સાડા બાર વર્ષ સુધી તપશ્ચર્યા કરી અને અનેક કષ્ટોને સહન કરી બધાં આવરણો દૂર કર્યાં ત્યારબાદ જ તેમણે આ સિદ્ધાંતની વાણી કહી હતી. સુધર્મા સ્વામીએ તે જ સિદ્ધાંત વાણી જંબૂસ્વામીને કહી અને આજે ઉત્તરોત્તર તે જ સિદ્ધાંતની વાણી આપણા સદ્ભાગ્યે આપણને સાંભળવા મળી છે; એટલા માટે આપણે આત્માને સાવધાન કરવો જોઈએ કે, "હે! આત્મા! તું આ સિદ્ધાંત વાણીનો ત્યાગ કરી ક્યાં ભટકે છે? તને આવો અલભ્ય સુયોગ સાંપડ્યો છે તો તું આ સુયોગને કેમ ગુમાવી રહ્યો છે?" સુધર્માસ્વામીએ જંબૂસ્વામીને કહ્યું કે, "હે! આયુષ્યમાન્ જંબૂ! ભગવાને આ પ્રમાણે કહ્યું છે" અથવા "હે! જંબૂ! આયુષ્યમાન ભગવાને આ પ્રમાણે કહ્યું છે."

આયુષ્ય તો તમને પણ છે અને ભગવાનને પણ આયુષ્ય હતું પણ એ બંનેના આયુષ્યમાં કાંઈ અંતર છે કે નહિ? તમને જે સમય હોય છે અને વકીલનો જે સમય હોય છે તેમાં પણ કાંઈ અંતર છે કે નહિ? સાંભળ્યું છે કે, મોતીલાલ નેહરુને સરકારે એક કેસ તપાસવાની વકીલાતના ૮૦ હજાર રૂપિયા આપ્યા હતા. આ પ્રમાણે વકીલ, બૅરીસ્ટર અને સાધારણ માણસના સમયમાં કેટલું અંતર હોય છે? જ્યારે વકીલના સમયમાં અને સાધારણ માણસના સમયમાં આટલું અંતર હોય છે, તો પછી ભગવાનના આયુષ્યમાં અને સાધારણ માણસના આયુષ્યમાં કેટલું બધું અંતર હશે? જે ભગવાનને ઈન્દ્રાદિ નમસ્કાર કરે છે તે ભગવાને જે સિદ્ધાંતવાણી સુધર્મા સ્વામીને સંભળાવી હતી, અને સુધર્મા સ્વામીએ જે વાણી જંબૂસ્વામીને સંભળાવી હતી, તે જ સિદ્ધાંતવાણી આજે આપણે સાંભળી રહ્યા છીએ. આ ઉપરથી સિદ્ધાંત-વાણીનું મહત્ત્વ અને આપણું સદ્ભાગ્ય કેવું છે તે વિચારવું જોઈએ.

સુધર્મા સ્વામી કહે છે કે, "હે! જંબૂ! ભગવાન મહાવીરે સંભળાવ્યું છે અને મેં ભગવાન પાસેથી સાંભળ્યું છે." શું સાંભળ્યું છે? તો એને માટે તેઓ કહે છે કે, 'આ' અર્થાત્ 'इदं' આ કથન અંગુલિનિર્દેશની સાથે કહેવામાં આવે છે અર્થાત્ જે વસ્તુ પ્રત્યક્ષ હોય છે એને માટે કહેવામાં આવે છે, અને 'खलु' નો અર્થ નિશ્ચય થાય છે, એટલા માટે આ કથનનો અર્થ એવો થાય છે કે, "હે! જંબૂ! મેં નિશ્ચયરૂપે ભગવાનની પાસેથી આ સાંભળ્યું છે અર્થાત્ સમક્તિ પરાક્રમ સંબંધી અધ્યયન મેં નિશ્ચયરૂપે ભગવાનની પાસેથી જ સાંભળ્યું છે."

આ અધ્યયનના ત્રણ નામો છે પરંતુ સૂત્રમાં આ અધ્યયનને 'સમકિત-પરાક્રમ' એ નામથી કહેવામાં આવ્યું છે. જે અધ્યયનમાં સમકિતને માટે કરવામાં આવેલા પરાક્રમ સંબંધી વિચાર કરવામાં આવ્યો છે તે અધ્યયનને 'સમકિત પરાક્રમ' અધ્યયન કહેવામાં આવે છે.

સંસારમાં બધા લોકો સમદૃષ્ટિ રહેવા ચાહે છે, કોઈ મિથ્યાદૃષ્ટિ રહેવા ચાહતું નથી. જો કોઈને મિથ્યાદૃષ્ટિ કહેવામાં આવે તો તેને માઠું પણ લાગી જાય છે. આ ઉપરથી વાસ્તવમાં બધા લોકો સમદૃષ્ટિ જ રહેવા ચાહે છે અને બધાએ સમદૃષ્ટિ રહેવું પણ જોઈએ. પરંતુ સૌથી પહેલાં એ જાણી લેવું આવશ્યક છે કે, સમકિતનો અર્થ શું છે? 'સમકિત'નો એક અર્થ તો પ્રશંસા થાય છે અને બીજો અર્થ અવૈપરીત્ય થાય છે. જો કે, સાચું સમકિત તો અવૈપરીત્ય જ છે પણ શાસ્ત્રકારો યશસ્વી કાર્યને પણ સમકિતમાં જ માને છે.

વિપરીતનો અર્થ ઊલટું અને અવિપરીતનો અર્થ સીધું એવો થાય છે. જે વસ્તુ જેવી છે તેને તેવી જ જોવી એ 'અવૈપરીત્ય' છે, અને તે વસ્તુને ઊલટી જોવી એ 'વૈપરીત્ય' છે. ઉદાહરણ તરીકે કોઈએ એક છીપ જોઈ. જો કે તે છીપ જ છે તેમ છતાં જો કોઈ તેને ચાંદી માને તો તે વિપરીત જ્ઞાન છે. કાઠિયાવાડમાં વિચરતાં અમે મૃગજળ જોયું. આ મૃગજળ એવું લાગતું હતું કે જાણે પાણીથી કોઈ દરિયો ભરેલો હોય. એ મૃગજળમાં વૃક્ષાદિની છાયા પણ જોવામાં આવે છે, તેમ છતાં એ મૃગજળને જલ માનવું એ વૈપરીત્ય છે.

જે પ્રમાણે આ બધું વિપરીત છે તે જ પ્રમાણે આ સંસારમાં પણ વિપરીત છે એમ શાસ્ત્ર કહે છે. શાસ્ત્રમાં કહેવામાં આવેલાં વચનોને સમજીને જે સમદૃષ્ટિ હશે તે તો એમ વિચારશે કે, જો હું વિપરીતને વિપરીત અને વાસ્તવિકને વાસ્તવિક ન માનું તો પછી હું સમદૃષ્ટિ શાનો?

છીપ તો દૂર હોય છે પણ તેનો ચકચકાટ જોઈને તે છીપને ચાંદી માનવામાં આવે છે પણ જો છીપની પાસે જઈ જોવામાં આવે તો શું કોઈ છીપને ચાંદી માને ખરો? આ જ પ્રમાણે સંસારનાં પદાર્થો જ્યાંસુધી મોહની દૃષ્ટિએ જોવામાં આવે છે, ત્યાંસુધી પદાર્થોને જે રૂપમાં માનવામાં આવે છે તે જ રૂપમાં જોવામાં આવે છે, પણ જો પદાર્થોના મૂળ સ્વરૂપને તપાસવામાં આવે તો સંસારનાં પદાર્થો એવાં જણાશે નહિ પણ જુદાં જ પ્રકારનાં જાણવામાં આવશે. આ પ્રમાણે જ્યારે પદાર્થોની વાસ્તવિકતા જાણવામાં આવશે ત્યારે પદાર્થોને લગતી પેદા થતી વિપરીતતા મટી જશે. જ્યારે પદાર્થોની વાસ્તવિકતાનું ભાન થાય અને વિપરીતતા મટી જાય ત્યારે જ સમદૃષ્ટિપણું પ્રગટે છે. છીપને દૂરથી ચાંદી માનવામાં આવતી હતી પણ તેની પાસે જવાથી તે છીપ જણાવા લાગી. એટલે છીપપણું તો છીપમાં પહેલેથી જ હતું. દૂર હોવાને કારણે જ છીપમાં વિપરીતતા જણાતી હતી અને છીપને ચાંદી માનવામાં આવતી હતી, પરંતુ તેની સમીપ જતાં વિપરીતતા દૂર થઈ અને તેની વાસ્તવિકતા જાણવામાં આવી. આ પ્રમાણે વસ્તુની સમીપ જવાથી અને તેની બરાબર તપાસ કરવાથી વસ્તુની વિપરીતતા દૂર થાય છે તથા વાસ્તવિકતા જાણવામાં આવે છે અને ત્યારે જ જીવ સમદૃષ્ટિ બને છે.

છીપની માફક સાંસારિક પદાર્થો વિષે પણ વૈપરીત્ય થઈ જાય છે. સાંસારિક પદાર્થો વિષે વૈપરીત્ય કેવી રીતે થઈ રહ્યું છે એને માટે શાસ્ત્રમાં કહ્યું છે કે, जीवे अजीवसन्ना, अजीवे जीवसन्ना અર્થાત્ જીવને અજીવ અને અજીવને જીવ માનવાં એ બધાં દશ પ્રકારનાં મિથ્યાત્વ છે. કદાચ કોઈ કહે કે, એવો કોણ હશે કે, જીવને અજીવ માનતો હોય? આ

પ્રશ્નના ઉત્તરમાં એ જ કહેવાનું છે કે, "કેટલાક લોકો એમ કહે છે કે, જે કાંઈ કહો તે આ શરીર જ છે, આત્મા નથી. આ શરીર પાંચ ભૂતોનું બનેલું છે અને જ્યારે આ પાંચ ભૂતો નષ્ટ થઈ જાય છે ત્યારે આ શરીર પણ નષ્ટ થઈ જાય છે." આ પ્રમાણે જીવને–આત્માને ન માનનારા પણ છે. આ પણ એક પ્રકારનું જ્ઞાન છે પરંતુ તે મિથ્યા જ્ઞાન છે. આજે જડ વિજ્ઞાન વધી રહ્યું છે અને તેથી જડનો જ મહિમા બતાવવામાં આવે છે અને જીવમાં અજીવની સ્થાપના કરવામાં આવે છે આનું કારણ એ જ છે કે, આ પ્રમાણે કહેનારા લોકો હજી સમ્યગ્જ્ઞાનથી દૂર છે. જ્યારે તેઓ સમ્યગ્જ્ઞાનની સમીપ આવશે, ત્યારે જેમ છીપની નજદીક જવાથી ચાંદીની વિપરીતતા મટી જાય છે તે જ પ્રમાણે તેમની આત્મા વિષેની વિપરીતતા પણ મટી જશે અને તેમને આત્માનું ભાન થશે.

જે પ્રાચીન લોકો છે અને જેઓ આજની શિક્ષાથી પ્રભાવિત થયા નથી તેઓ તો આત્માને માને છે પણ જે લોકો આજની શિક્ષાના રંગથી રંગાએલા છે તેઓ 'આત્મા કાંઈ છે જ નહિ' એમ કહે છે. જે પ્રમાણે દૂર રહેવાને કારણે મૃગજળને જળ અને છીપને ચાંદી માનવામાં આવે છે તે જ પ્રમાણે જીવતત્ત્વથી દૂર રહેવાને કારણે જ તે લોકો પણ જીવને અજીવ માને છે. જો તેઓ જીવતત્ત્વની સમીપ જાય તો તેમને સ્પષ્ટ જણાશે કે, જેમને તેઓ અજીવ માનતા હતા તે અજીવ નહિ પણ જીવ છે.

'આત્મા નથી' એમ કહેવું, એ જ આત્માની સિદ્ધિ કરે છે. ઉદાહરણ તરીકે, અંધારામાં દોરીને સર્પ માનવામાં આવે છે, પણ સાપ છે ત્યારે જ દોરીને સાપ માનવામાં આવે છે ! જો સાપ જ ન હોય તો સાપની કલ્પના જ કેમ થઈ શકે? જેમણે જળ જોયું હોય તે જ મૃગજળની કલ્પના કરી શકે, પણ જેમણે જળ જ જોયું ન હોય તે મૃગજળને જોઈ 'એ જળ છે' એવી કલ્પના જ કેવી રીતે કરી શકે? આ જ પ્રમાણે 'આત્મા નથી' એ કથન પણ આત્માના અસ્તિત્વને જ સિદ્ધ કરે છે. જો આત્મા જ ન હોય તો તેનું નામ શા માટે છે અને તેના અસ્તિત્વનો ઈન્કાર કરવાની આવશ્યકતા પણ શું છે?

આત્માનું અસ્તિત્વ જાણવા માટેનું એક લક્ષણ એ છે કે, સંસારમાં જે જે 'અસમાસિક' શબ્દો છે તે બધાં શબ્દોનાં વાચ્ય પદાર્થો પણ અવશ્ય છે. 'સમાસિક' શબ્દનો વાચ્ય પદાર્થ ન પણ હોઈ શકે, પરંતુ અસમાસિક શબ્દોનો વાચ્ય પદાર્થ અવશ્ય હોય જ છે. આત્મા અસમાસિક શબ્દ છે એટલા માટે તેનો વાચ્ય પદાર્થ પણ છે જ. ઉદાહરણ તરીકે 'શશકશૃંગ' કહેવામાં આવે છે. શશકશૃંગ એ સમાસિક શબ્દ છે. જો એ બન્ને શબ્દોને જુદાં જુદાં કરવામાં આવે તો દુનિયામાં 'શશક' પણ છે અને 'શૃંગ' પણ છે. જેમ શશક–સસલાનું શીંગડું હોતું નથી તેમ આકાશનું ફુલ પણ હોતું નથી. આમ હોવા છતાં જો સમાસિક શબ્દોને જુદાં કરવામાં આવે તો શશક–શૃંગ, આકાશફુલ વગેરે પદાર્થો જોવામાં આવે છે. આ પ્રમાણે અસમાસિક શબ્દનાં પદાર્થો પણ અવશ્ય છે અને આ નિયમાનુસાર આત્મા પણ અવશ્ય છે. હાથી–ઘોડો, ઘટ–પટ વગેરે જે જે અસમાસિક શબ્દો છે એ બધાંનાં વાચ્ય પદાર્થો જ્યારે સંસારમાં અસ્તિત્વ ધરાવે છે તો પછી શું 'આત્મા' શબ્દની વાચ્ય વસ્તુ દુનિયામાં નહિ હોય? અવશ્ય છે.

જીવમાં અજીવના આરોપણની આ વાત થઈ. આ જ પ્રમાણે અજીવમાં જીવનું પણ આરોપણ કરવામાં આવે છે. ઉદાહરણ તરીકે, કેટલાક એમ કહે છે કે, આત્મા એક જ છે

અને જે પ્રમાણે પાણીથી ભરેલા હજારો ઘડાઓમાં એક જ ચન્દ્રમા જોવામાં આવે છે, તે જ પ્રમાણે આ આત્મા પણ બધામાં વ્યાપ્ત છે. પણ આ કથન ભૂલભરેલું છે. કારણ કે, ઉદાહરણમાં એમ કહેવામાં આવ્યું છે કે, એક જ ચન્દ્રમા હજારો ઘડાઓમાં જોવામાં આવે છે. એ વાત તો બરાબર છે. પરંતુ ચન્દ્ર પૂર્ણિમાનો હશે તો બધાં ઘડાઓમાં પૂર્ણિમાનો ચન્દ્ર જોવામાં આવશે અને અષ્ટમીનો ચન્દ્રમા હશે તો બધા ઘડાઓમાં અષ્ટમીનો ચન્દ્રમા જ જોવામાં આવશે. આ જ પ્રમાણે એક જ આત્મા જો બધામાં વ્યાપ્ત હોય તો જે ભિન્નતા જોવામાં આવે છે તે ભિન્નતા જોવામાં આવવી ન જોઈએ; કોઈ બુદ્ધિમાન હોય છે, તો કોઈ બુદ્ધિહીન, કોઈ દુઃખી હોય છે તો કોઈ સુખી હોય છે. જો એક જ આત્મા બધામાં વ્યાપ્ત હોય તો આ પ્રકારની ભિન્નતા કેમ જોવામાં આવે? આ પ્રમાણે વસ્તુની બરાબર તપાસ કરવાથી જે વિપરીતતા હોય છે તે મટી જાય છે અને વિપરીતતા મટી જતાં જ સમકિતની પ્રાપ્તિ થાય છે. સમકિતના બે અર્થ થાય છે. એક અવૈપરીત્ય અને બીજું યશસ્વી કાર્ય; અર્થાત્ એક તો જે નિશ્ચયમાં ઠીક છે તે અને બીજું જે વ્યવહારમાં જ ઠીક છે તે. જે વ્યવહારમાં જ ઠીક છે તે પણ સમ્યક્‌ત્વ જ માનવામાં આવે છે, છતાં વ્યવહારની વાત ઠીક હોવા છતાં એ વાતની તપાસ તો કરવી જ જોઈએ કે, 'હું વિપરીતતાને તો ઠીક સમજી રહ્યો નથી ને! જો એમ હોય તો મારે તે વિપરીતતા દૂર કરી દેવી જોઈએ.'

આ તો અધ્યયનના નામના એક ભાગનું વિવેચન થયું. હવે એ વાતનો વિચાર કરવાનો છે કે, આ સાંભળીને શું કરવું? આ પ્રશ્નનો ઉત્તર એ જ છે કે, સમ્યક્‌ત્વને માટે પરાક્રમ કરવો અર્થાત્ સમ્યક્‌ત્વની પ્રાપ્તિને માટે પ્રયત્ન કરવો.

સાધારણ રીતે બધા લોકો એમ માને છે કે, 'નિશ્ચયમાં બધાનો આત્મા સમાન છે' પરંતુ વ્યવહારના સમયે જાણે એ વાતને ભૂલી જવામાં આવે છે. मित्ती मे सव्वभूएसु બધાં પ્રાણીઓ પ્રત્યે મને મૈત્રીભાવ છે–આ પ્રમાણે મૈત્રીભાવનો પાઠ તો બોલવામાં આવે છે પણ કોઈ ભિખારી કે દુઃખી માણસ આંગણે આવે ત્યારે એ સિદ્ધાન્તનું પાલન કેટલું થાય છે તે જુઓ. જો તમને સમકિતની પ્રાપ્તિ થઈ હશે તો તમે એ ભિખારી કે દુઃખી માણસને પણ તમારા મિત્ર માનશો અને તેને સુખી બનાવવાનો પ્રયત્ન કરશો; આથી વિપરીત જો તમે તમારાં સગાં-સંબંધીની રક્ષા માટે તો દોડયા જાઓ પરંતુ અપરિચિત ગરીબની રક્ષા માટે પ્રયત્ન ન કરો તો એમ જ કહેવું પડશે કે, હજી તમારામાં સાચો દયાભાવ આવ્યો નથી. જો તમારામાં સમ્યક્‌ત્વ હશે તો તમારા હૃદયમાં બધાની રક્ષા કરવાનો દયાભાવ હશે જ. સમ્યક્‌ત્વ હોય અને દયાભાવ ન હોય એ કદાપિ સંભવે જ નહિ. કોઈ કહે કે, તે સોનું તો છે પણ પીળું નથી તો આના ઉત્તરમાં એમ જ કહેવામાં આવશે કે, તે સાચું સોનું નહિ હોય! આ જ પ્રમાણે કોઈ કહે કે, તે ઘી તો છે પણ તેમાં ચીકાશ નથી તો તેના વિષે એમ જ કહેવાશે કે, તે ઘી નહિ હોય પણ બીજો કોઈ પ્રવાહી પદાર્થ હશે! આ જ પ્રમાણે જો હૃદયમાં દયાભાવ ન હોય તો એમ જ કહેવાય કે હજી સમ્યક્‌ત્વની પ્રાપ્તિ થઈ નથી. જેનામાં સમ્યક્‌ત્વ હશે તેનામાં દયાભાવ અવશ્ય હશે જ. સમ્યક્‌ત્વ સાથે દયાભાવનો અવિનાભાવ સંબંધ છે; એટલા જ માટે સન્તજનો એવો ઉપદેશ આપે છે કે:—

કરિયે ભવ પ્રાણી ધર્મ સુખોં કી ખાન હૈ,
દયા ધર્મકા મૂલ કહા હૈ ઉસકા ભેદ સુનાવે,
અનુકંપા જિસ દિલમેં પ્રકટે માયા મમતા જાવે રે. કરિયે૦

સંસારમાં 'દયાધર્મ-દયાધર્મ' એવો પોકાર કરવામાં આવે છે. હિન્દુ-મુસલમાન વગેરે બધા લોકો દયાને માને છે. એ વિષે કોઈને કાંઈ મતભેદ નથી. સુભાષિત ગ્રન્થોમાં કહ્યું છે કેઃ—

**परस्परविवादानां धर्मग्रन्थानामहिंसा परमोधर्म इत्यत्रैकवाक्यता ।**

અર્થાત્—ધર્મગ્રન્થોમાં અનેક વાતો વિષે તો મતભેદ છે પરંતુ અહિંસા એ શ્રેષ્ઠ ધર્મ છે એ વિષે કોઈનો કાંઈ મતભેદ નથી. આ વાતને માનવામાં કોઈ ઈન્કાર કરી શકતું નથી. જો કોઈ ઈન્કાર કરે તો તેનાં ધર્મગ્રન્થોથી અહિંસાને સિદ્ધ કરી શકાય છે.

આ પ્રમાણે દયાને બધાંય માને છે, અને બધાંય અહિંસાને ધર્મ કહે છે. પણ જે ભારતદેશમાં દયાધર્મનો આટલો પ્રચાર છે, શું તે ભારતદેશમાં કોઈ દુઃખી નથી? આજે દુઃખીજનોની સંખ્યા ભારત દેશમાં વિશેષ છે કે અમેરિકામાં? જોકે, અમેરિકાદિ પાશ્ચાત્ય દેશોમાં સંહારક નીતિનો પ્રસાર થઈ રહ્યો છે પણ પોતાની તથા પોતાના ભાઈઓના અધિકારોની રક્ષાને માટે જ એ નીતિનો આશ્રય લેવામાં આવે છે અને પોતાના અધિકારોની રક્ષાના સમયે તે લોકો ચૂપચાપ બેસી રહેતા નથી, પણ તેમને માટે લડી મરે છે અને તે વખતે તેઓ એ જોતા નથી કે, અમે કેવી હિંસા કરી રહ્યા છીએ? આમ હોવા છતાં તે લોકો પોતાના દેશના દુઃખીજનોની રક્ષા કરે જ છે. તમે લોકો 'દયાધર્મ-દયાધર્મ' એમ કહેતાં ફરો છો છતાં ભાઈ-ભાઈ વચ્ચે કેવો દ્વેષભાવ ભરેલો છે એ જુઓ. જો તમે સાચા દયાધર્મી હશો તો તમારો વ્યવહાર એવો નહિ હોય કે જેથી કોઈનું જરા પણ દિલ દુઃભાય.

જે સાચો દયાધર્મી હશે તે કેવાં કપડાં પહેરશે? તે ચરબીવાળાં કપડાં પહેરશે કે ચરબી વિનાનાં કપડાં પહેરશે? કદાચિત્ ચરબી વિનાનું કપડું મોંઘું પણ હોય તો પણ શું પૈસાને માટે દયાધર્મનો ત્યાગ કરી દેવો? મુંબઈને માટે એમ સાંભળ્યું છે કે, ત્યાં તબેલાની ગાયોનું માંસ ચાર આને શેર વેચાય છે અને શાક-ભાજી આઠ આને શેર વેચાય છે. તો શું મોંઘુ હોવાને કારણે કોઈ દયાધર્મી શાકપાન ખાવાનું છોડી દઈ માંસ ખાશે ખરો? માંસના સમયે તો દયાનો વિચાર થઈ આવે છે તેનું પ્રધાન કારણ પૈતૃક સંસ્કાર છે. પરંતુ કપડાં વિષે એ જોવામાં આવતું નથી કે, અમે શું કરી રહ્યા છીએ? ચિકાગોને માટે એમ સાંભળ્યું છે કે, ત્યાં જે કતલખાનાંઓ છે, તેના લોહી બહાર કાઢવાનાં નાળાં એવડાં મોટાં છે કે જાણે નગરની મોટી ગટરો હોય! આ પ્રકારની મહાન્ હિંસાવાળી ચરબી લાગેલાં વસ્ત્રો પહેરવાં એ શું દયાધર્મીને શોભે ખરું? જે સાચો દયાધર્મી હશે તે તો એમ જ કહેશે કે, એવા હિંસામૂલક કપડાં મારાથી પહેરી શકાય જ નહિ.

દયાધર્મની રક્ષાને માટે જ તમોએ માંસ ખાવાનો ત્યાગ કરી રાખ્યો છે અને માંસ તરફ તમને એટલી બધી ઘૃણા છે કે ભલે પ્રાણ ચાલ્યો જાય પણ તમે માંસને સ્પર્શ સુદ્ધાં કરી શકતા નથી. જે યુક્તિનો, માંસ ન ખાવા વિષે ઉપયોગ કરવામાં આવે છે, તે જ

યુક્તિનો બીજી વાતોમાં, એટલે કઈ વાત ત્યાજ્ય છે અને કઈ વાત ઉપાદેય છે એ વાતનો વિવેક કરવામાં ઉપયોગ કરો તો જ દયાધર્મ ટકી શકે છે. કદાચ કોઈ એમ કહે કે, દયાધર્મ સાચવવામાં કષ્ટ પડે છે, તો આ કથનના ઉત્તરમાં એમ જ કહેવું જોઈએ કે, દયાધર્મની રક્ષાને માટે કષ્ટોને સહેવાં એ જ ઉચિત છે. ગજસુકુમાર મુનિ સંયમનું પાલન કરવા માટે જ નીકળ્યા હતા અને તેઓ સંયમનું પાલન કરી રહ્યા હતા એ જ કારણે તેમના માથે કષ્ટો પડયાં હતાં. પણ શું કષ્ટો પડવાને કારણે તેમણે સંયમનું પાલન કરવું છોડી દીધું હતું? તો પછી શું તમે દયાધર્મની રક્ષાને માટે થોડું પણ કષ્ટ સહી શકતા નથી! જો કે, સંપૂર્ણ દયા તો ચૌદમા ગુણસ્થાને જ પાળી શકાય છે પણ તે પહેલાં પોતાની શક્તિ પ્રમાણે તો દયાનું પાલન કરવું જ જોઈએ; અને દયાધર્મમાં કેટલી બધી શક્તિ રહેલી છે અને તે દ્વારા આત્માનું કલ્યાણ કેવી રીતે થઈ શકે છે તેનું માપ કાઢવું જોઈએ.

અહિંસાના પાલનથી કોઈ દિવસ દુઃખ પેદા થતું જ નથી. આજકાલ જે રોગો જોવામાં આવે છે તે રોગોને માટે અહિંસા જવાબદાર નથી પરંતુ હિંસા જ જવાબદાર છે. શાસ્ત્ર એમ કહેતું નથી કે, તમે મેલાં રહો અને ગંદકી ભરી રાખો. વાસ્તવમાં મેલાપણું અને ગંદકી રાખવાથી જ રોગો ફેલાય છે. આ એક પ્રકારની હિંસા જ છે. આ જ પ્રમાણે ઝગડાં, કલેશ કંકાસ વગેરે પણ હિંસાનાં જ કારણભૂત છે. અહિંસાના કારણે કોઈ દિવસ ઝગડો પેદા થતો નથી. કોર્ટમાં તપાસ કરો તો તમને જણાશે કે, એકપણ એવો કેસ નહિ હોય કે જે અહિંસાના કારણે થયો હોય! અહિંસા કેવી છે, તો એને માટે કહ્યું છે કેઃ—

ગજ ભવ સુસલો રાખિયો, કીની કરુણા સાર;
શ્રેણિક ઘર જાઇ અવતરિયો, અંગજ મેઘકુમાર. રે જીવા૦
જિનધર્મ કીજીયે સદા, ધર્મના ચાર પ્રકાર;
દાન, શીલ, તપ, ભાવના, પાળો નિર અતિચાર. રે જીવા૦

આ પ્રમાણે અહિંસાથી તો હમેશાં સુખ જ મળે છે. હાથીના મંડલમાં દાવાનલથી બચવા માટે એટલા બધા જીવો આવ્યા હતા કે, હાથીને પગ મૂકવાની જગ્યા પણ ન રહેવા દીધી. આવા વખતે હાથીને ક્રોધ પેદા થઈ શકતો હતો કે નહિ? તમને તો તમારી આગળ કોઈ બેસી જાય તો પણ ક્રોધ પેદા થઈ જાય એનું શું કારણ છે? શું તમે દયાધર્મી છો એટલા માટે એમ બને છે? તે હાથીના મંડલમાં તો અનેક જીવો ઘુસી આવ્યા હતા અને થોડી પણ જગ્યા ખાલી રહેવા દીધી ન હતી. એક સસલાને કયાંય જગ્યા મળતી ન હતી, અને તે ત્રાસ પામી દુઃખી થઈ રહ્યો હતો એટલામાં જ હાથીએ શરીર ખંજવાળવા માટે પોતાનો એક પગ ઊંચો કર્યો. પગ ઊંચો કરતાં જ તે સસલો પગ નીચે થએલી ખાલી જગ્યાએ બેસી ગયો. જો હાથી ચાહત તો તે સસલા ઉપર પગ મૂકી શકતો હતો અને તેને કચડી શકતો હતો, પણ સસલા પ્રત્યે દયા આણી તેણે પોતાનો પગ નીચે મૂકયો નહિ. હાથી સારી રીતે જાણતો હતો કે, વાસ્તવમાં સાચું ઘર તો તે જ છે કે, જ્યાં કોઈ દુઃખી જીવને થોડા સમયને માટે પણ વિશ્રામ મળે. ઘેર આવેલો કોઈ પણ અતિથિ દુઃખ ન પામે એ જ સાચું ઘર છે. હાથીને તો આવો ઉદાર વિચાર આવ્યો, પણ તમને એવો ઉદાર વિચાર આવે છે કે નહિ? નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે :—

अतिथिर्यस्य भग्नाशो गृहात्प्रतिनिवर्त्तते ।
स तस्मै दुष्कृतं दत्वा पुण्यमादाय गच्छति ॥

અર્થાત્—જેને ઘેર આવેલો અતિથિ નિરાશ થઈને જાય છે તેને અતિથિનું પાપ લાગે છે અને તે અતિથિ તે ઘરનું પુણ્ય લઈને ચાલ્યો જાય છે.

હાથીને એવો વિચાર પેદા થઈ શકતો હતો કે, આ બધાં પશુઓ મારા મંડળમાં મારા ઘેર-કેમ આવ્યા છે? અને સસલા પ્રતિ હૃદયમાં વૈરની ગાંઠ બાંધી તેને કચડી શકતો હતો, પરંતુ કુદરતની ન જાણે કઈ શિક્ષાથી વીશ પ્રહર સુધી તે હાથી પોતાનો એક પગ ઊંચો જ રાખી ત્રણ પગે જ ઊભો રહ્યો. સ્થૂલ શરીરવાળાને આટલા બધા લાંબા સમય સુધી એક પગ ઊંચો રાખી ઊભા રહેવું એ કેટલું બધું કષ્ટદાયક છે? પરંતુ હાથીએ એક પગ ઊંચો રાખવામાં કષ્ટ નહિ પણ આનંદ જ માન્યો. આનું શુભ પરિણામ એ આવ્યું કે, તે હાથીના ભવમાંથી નીકળી રાજા શ્રેણિકને ત્યાં પુત્રરૂપે જન્મ્યો અને આખરે તે ભગવાન મહાવીરનો અન્તેવાસી-શિષ્ય બન્યો.

આ પ્રકારનો દયાભાવ જ્યારે હૃદયમાં પ્રગટે ત્યારે સમજવું કે, મારામાં સમ્યક્ત્વ છે. તમારે એ વાતનું હમેશાં ધ્યાન રાખવું જોઈએ કે, અમારા મોજશોખને માટે કેટલાં જીવોને કેવી રીતે કષ્ટ પહોંચે છે અને અમારી મોજમઝાને કારણે નિર્દોષ જીવોની કેવી રીતે હિંસા થાય છે! એ વાતનો વિચાર કરી ધર્માધર્મનો વિવેક કરો તો તેમાં તમારું સૌનું કલ્યાણ જ રહેલું છે.

## મયણરેહા ચરિત્ર-૬

કોઈને યુવરાજપદ મળતું હોય તો તેને કેવી પ્રસન્નતા થાય! રાજ્યનાં થોડાં ટૂકડા માટે પણ ભાઈ-ભાઈઓ પરસ્પર લડી મરે છે; તો કોઈ પ્રકારની માથાકૂટ કર્યા વિના રાજ્ય મળતું હોય તો પ્રસન્નતા થાય એ સ્વાભાવિક છે; પરંતુ યુગબાહુ પોતાના વડિલ ભાઈ મણિરથને કહે છે કે, હું રાજ્ય લેવા ચાહતો નથી કારણકે રાજ્ય લેવાથી મારા અને તમારા વચ્ચેનો પ્રેમ નષ્ટ થઈ જશે.

યુગબાહુ પોતાના ભાઈને માટે આ પ્રમાણે કહે છે. યુગબાહુના ઉત્તર ઉપરથી એમ જણાય છે કે, તે વખતનું કૌટુમ્બિક વાતાવરણ સારું હતું! જ્યારે વાતાવરણ આ પ્રકારનું શુદ્ધ હોય છે ત્યારે જ ઉપદેશનો પણ પ્રભાવ પડ્યા વગર રહેતો નથી.

અર્દ્ધ સ્વીકૃતિ દે કે બાહુજી, આયે પ્રિયા મહલ;
ચિત્તમેં ચિન્તા મન હૈ મિત્તા, બિસર ગયે સબ ખેલ. ॥ સતી૦ ૫ ॥
અમૃત-સી વાણી સે બોલી, પદ પર્વાહ નહીં આપ;
જ્યેષ્ઠ શ્રેષ્ઠ કા આદર કરતે, રહો સદા નિષ્પાપ. ॥ સતી૦ ૬ ॥

યુગબાહુએ મૌન રહીને અર્દ્ધ સ્વીકૃતિ આપી તો શું તેઓ પૂર્ણ સ્વીકૃતિ આપી શકતા ન હતા? શું તેઓ સ્ત્રીના ગુલામ હતા કે તેમને સ્ત્રીની સલાહ લેવાની આવશ્યકતા લાગી? આજે તો એમ કહેવામાં આવે છે કે, સ્ત્રીની સલાહ શા માટે લેવી? સ્ત્રીમાં જાણે બુદ્ધિ જ ન હોય! બલ્કે કોઈ કોઈ તો ત્યાંસુધી કહે છે કે, સ્ત્રીની સલાહ લેનાર સ્ત્રી

સમાન જ છે. પરંતુ આ પ્રકારનો વિચાર કરવો એ ઠીક નથી. હા, જે સ્ત્રી પીયર કે શ્વસુરગૃહની મોજમઝા માણવામાં જ આનંદ માનતી હોય અને પતિના હિતાહિત તરફ કાંઈપણ ધ્યાન આપતી ન હોય એવી સ્ત્રીની વાત તો જુદી છે પણ યોગ્ય પત્નીની સલાહ લેવી તો આવશ્યક છે.

ઘણા માતાપિતા, પુત્ર અને કન્યાને પતિ–પત્નીનાં કર્ત્તવ્યો અને તેમના અધિકારો સમજાવતા જ નથી, પરંતુ વાસ્તવમાં તેમને, તેમનાં કર્ત્તવ્ય અને અધિકારનું ભાન કરાવવાની આવશ્યકતા છે.

યુગબાહુએ અર્દ્ધ સ્વીકૃતિ એટલા માટે આપી કે, કદાચ પત્ની આ યુવરાજપદ લેવાનું યોગ્ય ન બતાવે તો એ દશામાં એ પદ લેવાની ના પણ પાડી શકે. પત્ની ના પાડે છતાં પદ લેવું એ ઠીક નથી. મયણરેહા સાધારણ સ્ત્રી ન હતી. તે પોતાનાં ખાન–પાનમાં તથા મોજમઝામાં રહેનારી સ્ત્રી ન હતી. તે સ્વાર્થિની ન હતી પણ પતિની સહાયિકા અને સહધર્મિણી હતી. તે દેવી જેવી હોવાથી તેની સલાહ તો લેવી જ જોઈએ.

જે, સ્ત્રીને ગુલામ બનાવે છે તે પોતે પણ ગુલામ હોય છે અને જે, સ્ત્રીને દેવી બનાવે છે તે પોતે પણ દેવ હોય છે. હવે તમે તમારી સ્ત્રીને કેવી બનાવો છો તેનો વિચાર કરો.

સજ્જનો સમ્પત્તિ પામીને નમી જાય છે અને પોતાના માથે ભાર સમજે છે. જે આમ કરે છે તે જ સજ્જન છે. આ પ્રમાણે યુગબાહુએ પણ યુવરાજપદને એક ભારરૂપ માન્યું અને એ ભાર લેવો કે નહિ એ વાતની સલાહ લેવાને માટે તે પત્નીના મહેલમાં આવ્યો.

યુગબાહુએ મયણરેહાને બધાં સમાચાર આપીને કહ્યું કે, મોટાભાઈ કહે છે કે, " તિજોરી પોતાની અંદર રત્નો મૂકવાની ના પાડી શકતી નથી; તે જ પ્રમાણે તારે પણ યુવરાજપદ લેવાની ના પાડવી ન જોઈએ " મોટાભાઈનું આ કથન સાંભળી મારે હવે શું કરવું તેના વિચારમાં હું પડી ગયો છું. મારે આ અવસ્થામાં શું કરવું જોઈએ એની સલાહ લેવા માટે હું તારી પાસે આવ્યો છું.

પતિની સઘળી હકીકત સાંભળ્યા બાદ મયણરેહા કહેવા લાગી કે, નાથ! રાજ્યનો લોભ આપ કહો છો તેના જેવો જ છે. રાજ્ય મનુષ્યને ભાન ભુલાવી દે છે. જેને રાજ્ય મળે છે તેની પત્નીને પણ એવું અભિમાન આવી જાય છે કે, હવે હું રાણી બની ગઈ છું; અને પતિને તો રાજ્ય મળે છે એટલે પતિના અભિમાનની વાત જ શું કહેવી ? પણ મને સદ્દભાગ્યે આપ જેવા પતિ મળ્યા છો કે, આપને રાજ્યનો લોભ નથી. મને સીતાનું જ ચરિત્ર પ્રિય છે. સીતાએ પોતાના પતિને કહ્યું હતું કે, વનમાં જવું એ સારું છે પણ આ પ્રકારનું રાજ્ય લેવું ઠીક નથી. સતી સીતાની માફક મારે પણ એ જ કહેવું જોઈએ કે, રાજ્ય લેવું એ ઠીક નથી; પરંતુ અહીં સ્થિતિ જુદા પ્રકારની છે અને સીતાની સામે પણ જુદી જ સ્થિતિ હતી. ત્યાં પિતાના વચનને પૂર્ણ કરવાનો પ્રશ્ન હતો પણ અહીં એવો પ્રશ્ન નથી. અહીં તો એવો પ્રશ્ન છે કે, રાજ્ય ન લેવાથી આપના વડિલ બંધુને દુઃખ થાય છે એટલા માટે આ સ્થિતિને અનુરૂપ જુદો જ વિચાર કરવો એ જ ઠીક છે.

મયણરેહાની માફક આજે ગાંધીજીની સામે ઓદ્ધારસ્વીકારનો પ્રશ્ન હતો. રાષ્ટ્રપતિ જવાહરલાલ નેહરુ જેવા નેતા પણ આ ઓદ્ધાસ્વીકારની વિરુદ્ધ હતા; પણ ગાંધીજી તો

સ્થિતિને અનુરૂપ વિચાર કરનાર હોવાથી, કોંગ્રેસની વાત ઊંચી રાખી, બધાનાં મનનું સમાધાન કર્યું અને પદવીસ્વીકાર કરવાનું પણ નક્કી કરી લીધું.

મયણરેહા પણ જાણે કે એમ જ કહી રહી છે. તેણીએ પણ પોતાના પતિને ગાંધીજીની માફક એ જ કહ્યું કે, પદનો સ્વીકાર તો કરવો પરંતુ પદના મમત્વમાં પડી જઈ પોતાનું ધ્યેય ભૂલી જવું ન જોઈએ. ગાંધીજીએ પણ કોંગ્રેસના પ્રધાનોને એ જ હિત સલાહ આપી છે કે, ઓદ્ધાનો સ્વીકાર કરી દેશ અને ગરીબ દેશબાંધવોને ભૂલી જવા ન જોઈએ; પણ સાદાઈથી રહી દેશ અને ગરીબ દેશબાંધવોની દરેક પ્રકારની સેવા કરવી જોઈએ. મયણરેહાએ પણ પોતાના પતિને એ જ કહ્યું કે, તમારામાં જો મોટા ભાઈ પ્રતિ હાર્દિક પ્રેમ હોય તો પદનો સ્વીકાર કર્યા બાદ તે પ્રેમને પૂર્વવત્ જીવતો જ રાખજો. ભ્રાતૃપ્રેમને ભૂલી ન જાઓ અને પદનો સ્વીકાર કરી અભિમાનને પણ વશ ન થાઓ. જો તમે યુવરાજપદનો સ્વીકાર નહિ કરો તો તમારા મોટા ભાઈને દિલદુઃખ થાય છે એટલામાટે મોટાભાઈને પ્રસન્ન રાખવા માટે યુવરાજપદનો સ્વીકાર કરવો ઉચિત લાગે છે.

મયણરેહાનું આ કથન સાંભળી યુગબાહુ તેને કહેવા લાગ્યો કે, મયણરેહા! તું તો સાક્ષાત્ દેવી જ છો. મયણરેહાએ જવાબ આપ્યો કે, જ્યારે આપ દેવ છો ત્યારે જ હું દેવી છું. નહિ તો હું દેવી કેમ હોઈ શકું? જો તમે પતિત હોત તો એ દશામાં મારા માટે ધર્મનું પાલન કરવું પણ મુશ્કેલ હતું.

આખરે બંનેએ પદ લેવાનું નક્કી કર્યું. હવે આગળ શું થાય છે તે વિષે યથાવસરે વિચાર કરવામાં આવશે.

## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૩ અષાડ વદ ૧૩ બુધવાર

### પ્રાર્થના

'વિશ્વસેન' નૃપ 'અચલા' પટરાની, તસુ સુત કુલસિણગાર, હો સુભાગી;
જન્મતાં શાન્તિ કરી નિજ દેશમેં, મૃગી માર નિવાર હો, સુભાગી.
શાન્તિ જિનેશ્વર સાહેબ સોલમા ॥ ૧ ॥
—વિનયચંદ્રજી કૃંભટ ચોવીશી

શ્રી શાન્તિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આત્માને કઈ ચીજની આવશ્યકતા છે કે, જેને માટે ભગવાન શાન્તિનાથની પ્રાર્થના કરવામાં આવી છે! સંસારમાં જેટલાં પ્રાણીઓ છે તે બધાંય શાન્તિ જ ચાહે છે, ઉપાધિ કોઈ ચાહતું નથી; છતાં સંસારમાં શાન્તિના સામ્રાજ્યને બદલે અશાન્તિનું સામ્રાજ્ય વધારે છે તેનું શું કારણ છે? શાન્તિની ઇચ્છા ન હોવા છતાં અશાન્તિ કેમ રહે છે? જો શાન્તિ પ્રાપ્ત કરવી અસંભવિત હોત તો પછી શાન્તિને પ્રાપ્ત કરવાનો ઉપદેશ જ શા માટે આપવામાં આવત? જે વસ્તુ અસંભવિત છે તેને માટે ઉપદેશ આપવાનું કોઈ કારણ જ નથી. ઉપદેશ તો એ જ કાર્ય માટે આપવામાં આવે છે કે, જે સંભવિત તો હોય પણ તે પુરુષાર્થસાધ્ય હોય;

જે કાર્ય સંભવિત પણ પુરુષાર્થસાધ્ય હોય તે જ કાર્ય કરવાને માટે ઉપદેશ આપવામાં આવે છે. અને 'પુરુષાર્થ કરો તો તે વસ્તુને પ્રાપ્ત કરી શકશો' એમ કહેવામાં આવે છે.

શાન્તિ પ્રાપ્ત કરવા માટે આ જ વાત લાગુ પડે છે. શાન્તિ પ્રાપ્ત કરવી અસંભિવત નથી. જો અસંભવિત હોત તો તેને પ્રાપ્ત કરવાનો ઉપદેશ જ આપવામાં ન આવત. વળી તે પુરુષાર્થ સાધ્ય છે. એટલા માટે જ્ઞાનીજનો એવો ઉપદેશ આપે છે કે, પુરુષાર્થ કરો એટલે શાન્તિ અવશ્ય પ્રાપ્ત થશે.

શાન્તિને પ્રાપ્ત કરવા માટે જ્ઞાનીપુરુષોએ અનેક ઉપાયો બતાવ્યાં છે તેમાંનો એક ઉપાય ભગવાન શાન્તિનાથનું નામસ્મરણ કરવું એ પણ છે. જો તમને આ ઉપાય ઉપર વિશ્વાસ હોય તો તમે શાન્તિનાથનું નામસ્મરણ કરો. ભગવાન શાન્તિનાથના શરણે કેવી રીતે જવું એ વાત હવે હું સિદ્ધાંતદ્વારા કહું છું.

## સમ્યક્‌ત્વ પરાક્રમ—૭

શાસ્ત્રમાં ભગવાને પોતાની પ્રશંસા કરી નથી પરંતુ દુઃખ કેવી રીતે મટી શકે અને શાન્તિ કેવી રીતે પ્રાપ્ત થઈ શકે એનો ઉપાય બતાવ્યો છે અને એ માટે ભગવાને જે કાંઈ કહ્યું છે તેને ગણધરોએ સરળ ભાષામાં ઉતારી આત્મકલ્યાણને માટે શાસ્ત્રમાં મૂકી દીધું છે.

સુધર્મા સ્વામીએ જંબૂસ્વામીને કહ્યું કે, "હે ! આયુષ્યમાન જંબૂ ! આ સમકિત પરાક્રમ નામનું અધ્યયન મેં ભગવાનની પાસેથી સાંભળ્યું છે."

સમકિતનો અર્થ સમ્યક્‌ત્વ થાય છે. સમ્યક્‌ત્વ એ ગુણવાચક શબ્દ છે; પણ ગુણગુણીના અભેદથી આ પરાક્રમને સમકિતીનું પરાક્રમ સમજવું જોઈએ અથવા એમ માનવું જોઈએ કે, આ અધ્યયનમાં સમકિતીનું પરાક્રમ બતાવવામાં આવ્યું છે. શાસ્ત્રમાં કોઈ વાર ગુણને પ્રધાનપદ આપવામાં આવ્યું છે, તો કોઈવાર ગુણીને પ્રધાનપદ આપવામાં આવ્યું છે. પરંતુ ગુણીને કહેવાથી ગુણનું અને ગુણને કહેવાથી ગુણીનું ગ્રહણ થઈ જાય છે. સંસારવ્યવહારમાં પણ કોઈને સંબોધન કરવાને માટે કોઈ વાર ગુણનો આશ્રય લેવામાં આવે છે અને કોઈ વાર ગુણીનું નામ લેવામાં આવે છે, એટલું જ નહિ પણ જ્યારે કોઈની વધારે પ્રશંસા કરવાની હોય છે ત્યારે ગુણીના નામનો લોપ કરી દઈ ગુણને જ પ્રધાનતા આપવામાં આવે છે અને ગુણનું જ નામ લેવામાં આવે છે. વ્યવહારમાં એમ કહેવામાં આવે છે કે, આ ઘી શું છે, આયુષ્ય જ છે. અન્ન શું છે, પ્રાણ જ છે. જો કે ઘી કે અન્ન ભિન્ન વસ્તુ છે છતાં અત્રે ગુણીને ગૌણ કરી ગુણને પ્રધાનપદ આપવામાં આવ્યું છે. કદાચ આ ઉદાહરણોમાં ભૂલ પણ સંભવી શકે પરંતુ સમ્યક્‌ત્વ પરાક્રમ નામના સંબંધમાં કોઈ પ્રકારની ભૂલ નથી. અત્રે ગુણીને ગૌણ કરી ગુણને પ્રધાનતા આપવામાં આવી છે એ સ્પષ્ટ છે. એટલા માટે અત્રે સમકિતનો અર્થ સમકિતી સમજવો જોઈએ. કારણ કે, સમકિત એ તો ગુણ છે. અને ગુણ કાંઈ પરાક્રમ કરી શકતું નથી. પરાક્રમ તો ગુણી જ કરી શકે છે એટલા માટે અત્રે સમકિતી જે પરાક્રમ કરે તે જ પરાક્રમને ગ્રહણ કરવો જોઈએ.

સુધર્મા સ્વામીએ સર્વપ્રથમ સમુચ્ચયરૂપે એમ કહ્યું છે કે, 'મેં ભગવાન પાસેથી સાંભળ્યું છે;' પણ આ કથનમાં એ પ્રશ્ન બાકી રહી જાય છે કે, કયા ભગવાન પાસેથી સાંભળ્યું છે ? ભગવાન તો ઋષભદેવ પણ હતા અને બીજા તીર્થંકરો પણ ભગવાન હતા.

શાસ્ત્રમાં અનેક જગ્યાએ સ્થવિરોને પણ ભગવાન કહેવામાં આવ્યા છે અને ગણધરોને પણ ભગવાન કહેવામાં આવ્યા છે. એટલા માટે ભગવાન કહેવાથી કોને સમજવા? આ પ્રશ્નનો ઉકેલ કરવા માટે એ સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે, 'મેં ભગવાન મહાવીર પાસેથી આ સાંભળ્યું છે.' ભગવાન મહાવીર પણ કેવા! તો એ વાતને વિશેષ સ્પષ્ટ કરવાને માટે એમ કહેવામાં આવ્યું છે કે, 'મેં શ્રમણ ભગવાન મહાવીર પાસેથી આ પ્રમાણે સાંભળ્યું છે.'

શ્રમણનો અર્થ તપ વિષે પરાક્રમ કરનાર કે બધાં પ્રાણીઓ પ્રત્યે સમભાવ રાખનાર એવો થાય છે. સામાન્યતઃ સાધુઓમાં સમભાવ હોય છે પરંતુ ભગવાન મહાવીર સંપૂર્ણ રીતે સમભાવ જાળવતા હતા. પોતાને ઉપસર્ગ આપનાર તથા પોતાને વિષભર્યો ડંખ મારનાર ઉપર પણ, તેઓ પોતાને વંદન કરનાર ઉપર જેઓ સમભાવ રાખતા હતા, તેવો જ સમભાવ રાખતા હતા. જે પોતાને ઉપસર્ગ આપી રહ્યો હોય અને પોતાને કરડી રહ્યો હોય એવા ઉપર પણ સમભાવ રાખવો કેટલો બધો મુશ્કેલ છે તેનો વિચાર કરો તો સમભાવ જાળવવો કેટલો બધો મુશ્કેલ છે તેનો ખ્યાલ આવ્યા વગર નહિ રહે. કેટલાક લોકો માથું ઉતારી આપવાનું તો પસંદ કરે છે પણ તેઓને એમ કહેવામાં આવે કે તમે સમભાવ જાળવી એક જગ્યાએ બેસી જાઓ તો તેમને એમ કરવું મુશ્કેલ જણાય છે. આથી વિરુદ્ધ ભગવાનમાં કેટલી બધી શક્તિ હતી છતાં તેમણે કેવી રીતે ક્ષમા ધારણ કરી! તેઓ પોતાને કષ્ટ આપનારનો પ્રતિકાર કરી શકતા હતા કે દંડ આપી શકતા હતા, પણ ભગવાને તો તેમને માટે એમ જ માન્યું કે, એમનો પ્રતિકાર કરવાને બદલે એમને પ્રતિબોધ આપવો એ મારું કર્ત્તવ્ય છે. જે ભગવાન આ પ્રમાણે સમભાવ જાળવતા હતા તેમને 'શ્રમણ' ન કહેવામાં આવે તો બીજા કોને 'શ્રમણ' કહેવામાં આવે?

જેમણે આ સમ્યક્ત્વ પરાક્રમ અધ્યયન પરૂપ્યું છે તે શ્રમણ હતા, દીર્ઘ તપસ્વી હતા, ભગવાન હતા અને મહાવીર હતા. ભગવાનનું મહાવીર નામ જન્મનું નથી પરંતુ દેવોએ આપેલું તે ગુણનિષ્પન્ન નામ છે. દેવોએ ભગવાનની અટલતા–મહાવીરતા જોઈ તેમને મહાવીર નામ આપ્યું હતું. ભગવાને મહાવીરપદ પ્રાપ્ત કર્યા પહેલાં કેટલું બધું પરાક્રમ કર્યું હતું? ત્યારે તમે લોકો કેટલી બધી આળસ કરો છો એ વાતનો ઊંડો વિચાર કરો. જો તમે ભગવાનના જેટલું પરાક્રમ કરી ન શકો તો છેવટે તેમના નામને તમારા હૃદયમાં સ્થાન આપો તો એ દશામાં પણ તમારું કલ્યાણ થઈ જાય. બધા લોકો નદી ઉપર પૂલ બંધાવી શકતા નથી પણ રાજાદ્વારા બંધાવવામાં આવેલ પૂલ ઉપરથી જેમ હાથી પણ નદી પાર જઈ શકે છે તેમ એક કીડી પણ નદી પાર જઈ શકે છે. જો પૂલ ન હોય તો હાથીને પણ નદી પાર જવું મુશ્કેલ થઈ પડે છે. આ જ પ્રમાણે ભગવાને જેવું પરાક્રમ કર્યું હતું તેવું પરાક્રમ કરી ન શકો તો તેમના નામને તો તમારા હૃદયમાં ધારણ કરી શકો છો.

સુધર્મા સ્વામીએ જંબૂસ્વામીને કહ્યું કે, આવા શ્રમણ ભગવાન મહાવીરે જ્યારે કેવલજ્ઞાન પ્રાપ્ત કરી લીધું ત્યારે તેમણે આ સમકિત–પરાક્રમ નામનું અધ્યયન પરૂપ્યું છે અને મેં આ અધ્યયન તેમની પાસેથી સાંભળ્યું છે.

જનતાના કલ્યાણને માટે આ અધ્યયનમાં ભગવાને એક એક વાતને પ્રશ્ન રૂપે ઉપસ્થિત કરી પોતે જ એ પ્રશ્નનો ઉત્તર આપ્યો છે અને આ પ્રમાણે પ્રત્યેક વસ્તુ વિષે નિશ્ચય કર્યો,

છે. જો તમે ખરેખર તમારું કલ્યાણ કરવા ચાહો છો તો ભગવાનની આ વાણી ઉપર વિશ્વાસ રાખી તેને જીવનમાં સ્થાન આપો. આ પ્રમાણે ભગવાનની વાણીને જીવનમાં વણી લેવાથી અવશ્ય કલ્યાણ થશે. ભગવાનની આ વાણી કલ્યાણ કરનારી છે, છતાં આ વાણીદ્વારા પોતાનું કલ્યાણ કરવું કે ન કરવું એ તો પોતાના હાથની વાત છે. ભગવાને આ સંબંધે કોઈ ઉપર કોઈ પ્રકારનું દબાણ કર્યું નથી. ભગવાન મર્યાદા-પુરુષોત્તમ હતા એટલા માટે તેઓ મર્યાદાનો ભંગ કરી ન શકે. તેમની એવી મર્યાદા હતી કે, કોઈ પણ પ્રાણીને મારી દ્વારા કષ્ટ પહોંચે નહિ. પરાણે સમજાવવાથી સામા જણને કષ્ટ પહોંચે છે માટે ભગવાન કોઈને પરાણે કેવી રીતે સમજાવી શકે? ભગવાન અભંગ અહિંસાનું પાલન કરનાર હતા. કોઈનું દિલ દુઃભવવું એ પણ હિંસા છે એટલા માટે ભગવાને કોઈ ઉપર કોઈ પ્રકારનું દબાણ કર્યું નથી. તેઓએ તો સમુચ્ચયરૂપે બધાને કલ્યાણકારી ધર્મોપદેશ આપ્યો છે. જે લોકોએ ભગવાનનો કલ્યાણકારી ઉપદેશ ધારણ કર્યો તેમણે તો પોતાનું કલ્યાણ સાધી લીધું, પણ જેમણે ઉપદેશ ધારણ કર્યો નહિ તેઓ કલ્યાણ સાધી શક્યા નહિ. કેટલીક ચીજો એવી હોય છે કે જે શ્રેષ્ઠ તો હોય છે પણ બીજાઓને તે દ્વારા કષ્ટ પહોંચે છે એટલા માટે તે શ્રેષ્ઠ વસ્તુ પણ બીજાને પરાણે આપી શકાતી નથી. આ જ પ્રમાણે ભગવાનની આ વાણી પણ કલ્યાણ કરનારી હોવા છતાં પણ કોઈને પરાણે સમજાવી શકાય નહિ. એ માટે ભગવાને સમુચ્ચયરૂપે જ ઉપદેશ આપ્યો છે.

સુધર્મા સ્વામીએ જંબૂ સ્વામીને કહ્યું કે, 'મેં ભગવાન મહાવીર પાસેથી આ સાંભળ્યું છે.' પણ આ ઉપરથી અત્રે પ્રશ્ન ઊભો થાય છે કે, ભગવાન મહાવીર તે ક્યા? કારણ કે તે વખતે ભગવાન અને તીર્થંકર નામ ધારણ કરનાર પણ અનેક હતા. આ બધાનો નિષેધ કરવાને માટે તથા આ વાતને વિશેષ સ્પષ્ટ કરવાને માટે સુધર્મા સ્વામીએ કહ્યું કે, "હે! જંબૂ! મેં આ અધ્યયન કાશ્યપગોત્રીય ભગવાન મહાવીર પાસેથી સાંભળ્યું છે." ભગવાનનું કાશ્યપગોત્ર હોવાનું કારણ એ હોઈ શકે કે, ભગવાનના પૂર્વજોમાં કોઈ કાશ્યપ નામની વ્યક્તિ થઈ હશે.

સુધર્મા સ્વામી આ પ્રમાણે સમ્યક્ત્વ પરાક્રમ નામના આ અધ્યયનના પ્રરૂપક શ્રમણ ભગવાન મહાવીરનો પરિચય આપી સમકિત-પરાક્રમનું માહાત્મ્ય બતાવતાં જંબૂસ્વામીને આગળ કહે છે કે:—

**'इह खलु सम्मत्तपरक्कमे नाम अज्झयणे समणेण भगवया महावीरेणं कासवेणं पवेइयं, जं सम्मं सद्दहित्ता पत्तइत्ता रोयइत्ता फासित्ता तीरित्ता कित्तइत्ता सोहइत्ता आराहित्ता आणाए अणुपालइत्ता बहवे जीवा सिज्झन्ति बुज्झन्ति मुच्चन्ति परिनिव्वायन्ति सव्वदुक्खाणमन्तं करेन्ति।'**

હે! જંબુ! કાશ્યપગોત્રીય શ્રમણ ભગવાન મહાવીરે 'સમ્યક્ત્વ પરાક્રમ' નામનું આ અધ્યયન જે પ્રરૂપ્યું છે તે એટલું બધું મહત્ત્વપૂર્ણ છે કે, આ અધ્યયનને વિષે સમ્યક્રીતે શ્રદ્ધા કરીને, પ્રતીતિ કરીને, રુચિ કરીને, સ્પર્શ કરીને, પાર જઈને, કીર્ત્તિ કરીને, સંશોધીને, આરાધન કરીને અને આજ્ઞાપૂર્વક અનુપાલન કરીને અનેક જીવો સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ નિર્વાણને પામે છે તથા બધાં દુઃખોનો અંત આણે છે. સુધર્મા સ્વામીએ આ પ્રમાણે કહી સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થવાનો આ સૂત્રપાઠમાં મહામાર્ગ બતાવ્યો છે.

આ સૂત્રપાઠમાં જગજ્જીવોને ધર્મબોધ આપવાની જે શૈલી ગ્રહણ કરવામાં આવી છે તે કેવી સરળ, અર્થયુક્ત અને સચોટ અસર કરનારી છે તેનું રહસ્ય તો કોઈ સૂત્રપારગામી જ પામી શકે. બાકી ઉપલકદૃષ્ટિએ જોનારને આ સૂત્રશૈલીમાં પુનરુક્તિ જણાય છે પણ આ પુનરુક્તિની પાછળ શો ઉદ્દેશ રહેલો છે અને પુનરુક્ત થએલાં જે શબ્દો જણાય છે તે શબ્દો કેટલાં સાર્થક અને અર્થગાંભીર્યયુક્ત છે તે વિષે જો ઊંડો વિચાર કરવામાં આવે તો મનની શંકાનું સમાધાન પણ થઈ જાય, અનેક અજબ વાતો જાણવામાં આવે અને સૂત્રરચના ઉપર બહુમાન પણ પેદા થાય. પણ આજે સૂત્રરચના વિષે ઊંડા ઉતરીને નહિ પણ ઉપલક દૃષ્ટિએ વિચાર કરવામાં આવે છે. જો પ્રત્યેક શબ્દના અર્થગાંભીર્ય ઉપર વિચાર કરવામાં આવે તો સૂત્રરચનાની ગંભીરતા જણાયા વગર ન રહે.

સુધર્મા સ્વામીએ જંબૂ સ્વામીને સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થવાનો જે મહામાર્ગ બતાવ્યો છે તે માર્ગે જવાના પ્રવેશદ્વાર તરીકે શ્રદ્ધાને સ્થાન આપ્યું છે. શ્રદ્ધા કરવાનો અર્થ એ છે કે, કોઈ વાતને નિઃસંદેહપૂર્વક માનવી. એ વાત એ જ પ્રકારની હશે એમ સમજવું એ શ્રદ્ધા છે. કેટલીકવાર ઉપરથી જ શ્રદ્ધા પ્રગટ કરવામાં આવે છે, પરંતુ કેવળ ઉપરની શ્રદ્ધાથી કામ ચાલી શકતું નથી. એટલા માટે સિદ્ધાન્તવચનો ઉપર હૃદયપૂર્વક વિશ્વાસ કરવો જોઈએ અને તે ઉપર પ્રતીતિ કરવી જોઈએ. કદાચ સિદ્ધાન્તવચનો ઉપર પ્રતીતિ–વિશ્વાસ પણ કરવામાં આવે પણ ખાલી પ્રતીતિ કરવાથી કાંઈ વળતું નથી. પ્રતીતિ કરવામાં આવે પણ જો તે પ્રમાણે વ્યવહાર કરવામાં ન આવે તો તે સિદ્ધાન્તવાણી લાભપ્રદ નીવડતી નથી; એટલા માટે પ્રતીતિ કરવાની સાથે જ સિદ્ધાન્તવાણી ઉપર રુચિ પેદા કરવી જોઈએ, અર્થાત્ તે પ્રમાણે વ્યવહાર પણ કરવો જોઈએ. આમ કરવાથી જ ભગવાનની વાણીનો લાભ પ્રાપ્ત કરી શકાય છે.

આ વાતને એક ઉદાહરણદ્વારા સ્પષ્ટ સમજાવું છું. માનો કે, એક રોગી માણસ ડૉક્ટરને કહે છે કે, તમારી દવા ઉપર મને શ્રદ્ધા છે. આ પ્રમાણે શ્રદ્ધા તો છે. પણ પ્રતીતિ નથી. પ્રતીતિ પણ ત્યારે જ થાય છે કે જ્યારે બીજાને રોગ મટી ગયો હોય એવું જોવામાં આવે. આ રીતે પ્રતીતિ બીજાનું ઉદાહરણ જોવાથી પેદા થાય છે. ડૉક્ટર નિસ્પૃહ અને અનુભવી છે એ વિચારથી દવા ઉપર શ્રદ્ધા તો બેસી જાય છે પણ તેના ઉપર પ્રતીતિ–વિશ્વાસ તો બીજાને દવાથી રોગમુક્ત થએલા જોવાથી જ પેદા થાય છે. માનો કે, બીજાના ઉદાહરણથી દવા ઉપર પ્રતીતિ પણ થઈ પણ દવા કડવી છે એ કારણે દવા પીવાની રુચિ પેદા ન થાય તો એ દશામાં રોગ કેવી રીતે નાશ પામે? રોગ તો ત્યારે જ દૂર થઈ શકે કે જ્યારે રોગને નાશ કરનારી દવા ઉપર રુચિ રાખી દવાનું નિયમિત સેવન કરવામાં આવે. દવા ઉપર રુચિ પેદા કરી દવા ખાવામાં આવે, નિયમોપનિયમોનું પાલન કરવામાં આવે, દવાનું નિયમિત સેવન કરવામાં આવે, દવાથી લાભ પહોંચશે એમ ધારી હૃદયથી દવાની પ્રશંસા કરવામાં આવે તથા દવાનું સેવન કરવામાં કોઈ પ્રકારની ભૂલ થઈ હોય તો દવા કે ડૉક્ટરનો દોષ ન કાઢતાં પોતાની ભૂલને સુધારવામાં આવે તો એ દશામાં અવશ્ય રોગમુક્ત થઈ શકાય છે અન્યથા રોગથી મુક્ત કેમ થઈ શકાય?

હવે આ જ ઉદાહરણને ભગવાન મહાવીરની વાણીની સાથે સંબંધ જોડી વિચાર કરવો જોઈએ. ભગવાન મહાવીર મહાવૈદ્ય સમાન છે કે જેમણે સાડા બાર વર્ષ સુધી મૌન રહી

દીર્ઘ તપશ્ચર્યા કરી હતી અને કેવલજ્ઞાન તથા કેવલદર્શનની પ્રાપ્તિ કરી હતી અને જગ-જીવોને જન્મ–જરા–મરણાદિ ભાવરોગોથી મુક્ત કરવા માટે અહિંસાદિ અમોઘ દવાની શોધ કરી મહાવૈદ્ય બન્યા હતા. તે મહાવૈદ્ય મહાવીર ભગવાને જન્મ–જરા–મરણાદિ ભાવરોગોથી પીડાતા જગજીવોને રોગમુક્ત કરવા માટે આ પ્રવચનરૂપી અમોઘ દવા બતાવી છે. પહેલાં તો આ દવા ઉપર શ્રદ્ધા પેદા કરવાની આવશ્યકતા છે અને આ વિષે ઊંડો વિચાર કરવો જોઈએ કે, જો આવા ત્યાગી, તપસ્વી, જ્ઞાની ભગવાનની દવા ઉપર વિશ્વાસ પેદા નહિ થાય તો કોની દવા ઉપર વિશ્વાસ પેદા થશે? ભગવાનની આ સિદ્ધાન્તવાણીને બધા લોકો વિવેક–કસોટી ઉપર કસી શકતા નથી. બધા લોકો એ વાત જાણી શકતા નથી કે, ભગવાનની વાણી કેવી છે? એટલા માટે સાધારણ જનતાને માટે તો ભગવાનની વાણી ઉપર શ્રદ્ધા રાખવી એ જ લાભપ્રદ છે. જ્યાંસુધી શ્રદ્ધા પેદા થતી નથી ત્યાંસુધી લાભ પ્રાપ્ત થઈ શકતો નથી. એટલા માટે સૌથી વધારે મહત્ત્વ શ્રદ્ધાને જ આપવામાં આવ્યું છે. ગીતામાં પણ કહ્યું છે કે:—

'श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः।'—१७–३

અર્થાત્—પુરુષ શ્રદ્ધામય છે, શ્રદ્ધાનો તે પૂંજ છે, અને જે જેવી શ્રદ્ધા કરે છે તે તેવો જ બની જાય છે. આ વાત વ્યવહારથી પણ સિદ્ધ છે. જે દરજીના કામની શ્રદ્ધા રાખે છે તે દરજી બની જાય છે અને જે લુહારના કામની શ્રદ્ધા કરે છે તે લુહાર બની જાય છે. સાધારણરીતે થોડું ઘણું શીવવાનું કામ તો બધા લોકો કરે છે પણ એ પ્રકારનું કામ કરવાથી કોઈ દરજી બની જતો નથી તેમ કોઈ પોતાને દરજી માનતો પણ નથી અને આમ બનવાનું કારણ એ છે કે, શીવવાનું કામ કરવા છતાં પણ હૃદયમાં તે કામ કરવા તરફ શ્રદ્ધા હોતી નથી અર્થાત્ શ્રદ્ધાપૂર્વક તે કામને કરવામાં આવતું નથી અને જો તે જ શીવવાના કામને શ્રદ્ધાપૂર્વક કરવામાં આવે તો તે નિઃસંદેહ દરજી બની શકે છે.

કહેવાનો આશય એ છે કે, સર્વપ્રથમ ભગવાનરૂપી મહાવૈદ્યની સિદ્ધાન્તવાણીરૂપી દવા ઉપર શ્રદ્ધા રાખવાની આવશ્યકતા છે. સિદ્ધાન્તવાણીની વિરુદ્ધ વિચાર હોવો ન જોઈએ; અને પછી વાણી ઉપર પ્રતીતિ–વિશ્વાસ હોવો જોઈએ. આ સિદ્ધાન્તવાણીથી પાપીજનોનું પણ કલ્યાણ થઈ શકે છે એવો વિશ્વાસ હોવો જોઈએ. અર્જુનમાલી અને ચંડકૌશિક સાપ વગેરે પાપી જીવોનાં પણ કર્મરોગો નાશ પામ્યાં છે એવો ભગવદ્વાણીનો અમોઘ પ્રભાવ છે. ભગવાનની વાણી ઉપર વિશ્વાસ કર્યા બાદ તેના ઉપર રુચિ કરવી જોઈએ. આ ઉપરથી કોઈ એમ કહે કે, ભગવાનની વાણીદ્વારા અનેક જીવોનાં કર્મરોગો નાશ પામ્યાં છે એ વાત ઠીક છે પણ એ વાણી ઉપર રુચિ કરવી અર્થાત્ એ વાણીને જીવનમાં ઉતારવી બહુ જ મુશ્કેલ છે. જો ભગવાનની વાણી ઉપર રુચિ પેદા થઈ શકે નહિ તો શ્રદ્ધા અને પ્રતીતિમાં ઊણપ છે એમ સમજવું જોઈએ. જે રોગી ભયને કારણે દવાનું સેવન જ કરતો નથી તેનો રોગ કેવી રીતે નાશ પામે? સાંસારિક લોકો ભગવાનની વાણીને જીવનમાં ન ઉતારવાને કારણે જ દુઃખો ભોગવી રહ્યા છે. એમ તો અનાદિકાળથી જીવો ઉન્માર્ગે ચડી જઈ દુઃખો ભોગવી રહ્યા છે પણ જો તેમને એમ કહેવામાં આવે કે, સીધી રીતે થોડું કષ્ટ સહી લો તો સદાને માટે દુઃખ મટી જશે તો તેઓ તે કષ્ટો સહેતાં નથી અને તે જ કારણે વાણીરૂપી દવા હોવા છતાં તેઓ કર્મરોગથી પીડાય છે.

ભગવાનની વાણીરૂપી દવા ઉપર શ્રદ્ધા-પ્રતીતિ-રુચિ કર્યાબાદ વાણીની સ્પર્શના કરવી જોઈએ. એટલે કે પોતાનાં બળ, વીર્ય, પરાક્રમ વગેરેનો દુરુપયોગ ન કરતાં સિદ્ધાન્ત-વાણીના કથનાનુસાર આત્માનુભૂતિ કરવામાં તેનો સદુપયોગ કરવો જોઈએ. આ પ્રમાણે શાસ્ત્રની મર્યાદાનુસાર ભગવદ્‌વાણીનો જે સ્વીકાર કર્યો હોય તેનું બરાબર પાલન કરવું જોઈએ અને એ રીતે ભગવદ્‌વાણીને પાર પહોંચવું જોઈએ; અર્થાત્ ભગવદ્‌વાણી પ્રમાણે પાલન કરવાનું વચમાં છોડી દેવું ન જોઈએ.

આજે આરંભશૂરા લોકો બહુ જોવામાં આવે છે. લોકો કામનો પ્રારંભ કરી દે છે પણ કામને પૂર્ણ કર્યા વિના જ છોડી દે છે. આવા આરંભશૂરા લોકો કોઈ કામને પાર પાડી શકતા નથી. જે મહાપુરુષો હોય છે તેઓ સર્વપ્રથમ તો વગર વિચાર્યું કામ હાથ જ ધરતા નથી અને હાથ ધરે છે તો ગમે તેટલાં કષ્ટો માથે પડે છતાં તે સહન કરીને પણ લીધેલું કામ પાર પાડે છે.

આ પ્રમાણે મર્યાદાનુસાર સિદ્ધાન્તવાણીનું પાલન કરી પારંગત થવું જોઈએ અને બાદ " આ વાણી જેવી કહેવામાં આવે છે તેવી જ છે અને હું વાણીનું પાલન કરી પાર પહોંચી શકતો ન હતો પણ ભગવાનની કૃપાથી પાર પહોંચ્યો છું " એમ કહી ભગવદ્‌વાણીની સંકીર્ત્તના કરવી જોઈએ. ભગવદ્‌વાણીને આચરણમાં ઉતારતાં જો કોઈ પ્રકારનો દોષ થયો હોય તો તેનું સંશોધન કરવું જોઈએ, પણ બીજા ઉપર દોષોનું આરોપણ કરવું ન જોઈએ. બાદ आज्ञा गुरूणां खलु धारणीया એ કથનાનુસાર ગુરુઓની આજ્ઞાને શિરોધાર્ય સમજીને ભગવાનની વાણીનું આજ્ઞાનુસાર પાલન કરવું જોઈએ.

આ પ્રમાણે આ સમ્યક્ત્વ-પરાક્રમ ઉપર શ્રદ્ધા, પ્રતીતિ, રુચિ, સ્પર્શના કરવાથી તથા તેનું પાલન કરવાથી, પાર જવાથી, સંકીર્ત્તના કરવાથી, સંશોધન કરવાથી, આરાધન કરવાથી અને તેનું આજ્ઞાનુસાર અનુપાલન કરવાથી અનેક જીવો સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થયા છે, થાય છે અને થશે તથા બધાં દુઃખોનો અન્ત કરી નિર્વાણને પામ્યા છે, પામે છે અને પામશે.

સુધર્મા સ્વામીએ આ પ્રમાણે જંબૂસ્વામીને કહ્યું પણ અહીં તો જંબૂસ્વામી કે સુધર્મા સ્વામી કોઈ નથી. અહીં તો આપણે છીએ. જો આપણે સર્વ દુઃખોથી મુક્ત થવા અને પરમ શાન્તિને પ્રાપ્ત કરવા ચાહતા હોઈએ તો સુધર્મા સ્વામીએ આપણા કલ્યાણને માટે ભગવાન પાસેથી સાંભળેલાં જે વચનો કહ્યાં છે તે વચનોને હૃદયમાં ધારણ કરી તેનું પાલન કરવું જોઈએ.

આ શાસ્ત્રનાં વચનોને આપણી બુદ્ધિની દૃષ્ટિએ જોતાં કોઈ કોઈ વચનો સમજમાં ન આવે એ સંભવિત છે, પરંતુ વાસ્તવમાં શાસ્ત્રનાં વચનો નિર્ભ્રાન્ત-ભ્રાન્તિ વગરનાં-છે; એટલા માટે આ સિદ્ધાન્તવચનો ઉપર દૃઢ વિશ્વાસ રાખી તેનું પાલન કરવામાં આવે તો અવશ્ય કલ્યાણ થાય. આ ઉપરથી કદાચ કોઈ એમ કહે કે, અમારી પાછળ સંસારની અનેક ઉપાધિઓ વળગેલી છે એટલા માટે અમારાથી ભગવાનનાં આ વચનો કેવી રીતે પાળી શકાય ? તો શું સંસારની ઉપાધિઓ વિષે ભગવાન જાણતા ન હતા ? આ પાંચમો આરો અને તેમાં પેદા થનારાં દુઃખો વિષે ભગવાન જાણતા જ હતા અને એટલા જ માટે

ભગવાને દુઃખથી મુક્ત થવાનાં આ ઉપાયો બતાવ્યાં છે. છતાં જો કોઈ આ ઉપાયોને ન આચરે અને એ સિદ્ધાન્તવચનો ઉપર વિશ્વાસ ન કરે તો તે દુઃખમુક્ત કેવી રીતે બની શકે ?

આપણે એ તો ઘણીવાર સાંભળીએ છીએ કે, સત્યનું પાલન કરતાં અનેક મહાપુરુષોએ ઘણાં કષ્ટો સહ્યાં છે પરંતુ એ મહાપુરુષો કોઈ દિવસ એવો વિચાર સરખો પણ કરતા નથી કે, સત્યને કારણે આ કષ્ટો ભોગવી રહ્યા છીએ, માટે અમારે સત્યનો ત્યાગ કરી દેવો જોઈએ! મહાપુરુષોનો એ આદર્શ આપણી સમક્ષ હોવા છતાં, જો આપણે સત્યને ન આચરીએ તો, આપણી કેટલી બધી અપૂર્ણતા કહેવાય ! એટલા માટે ભગવાનની વાણીને નિર્ભ્રાન્ત સમજીને તેના ઉપર શ્રદ્ધા, પ્રતીતિ તથા રુચિ કરો, અને એમ વિચારો કે ભગવાનનો અમારી ઉપર કેવો કરુણાભાવ છે કે, તેમણે અમારા કલ્યાણને માટે આ વચનો કહ્યાં છે ! ભગવાન તો પોતાનું કલ્યાણ બોલ્યા વિના પણ કરી શકતા હતા છતાં તેમણે આપણા લોકોના કલ્યાણને માટે આ સિદ્ધાન્તવાણી કહી છે એટલા માટે આપણે એ ભગવદ્‌વાણી ઉપર વિશ્વાસ રાખવો જ જોઈએ.

હવે કોઈ એમ કહે કે, આપે જે કાંઈ કહ્યું તે તો બરાબર છે; પણ સંસારમાં એવું જોવામાં આવે છે કે, ચમત્કાર વિના નમસ્કાર થતો નથી; એટલા માટે અમને તો કોઈ ચમત્કાર જોવામાં આવવો જોઈએ ! આ કથનના ઉત્તરમાં એ જ કહી શકાય કે, જો શાસ્ત્રીય ચમત્કાર બતાવવામાં આવે તો તે ઉપદેશ જ છે, અને જો વ્યાવહારિક ચમત્કાર બતાવવામાં આવે તો તે પણ બુદ્ધિમાં ઊતરે તો જ તેને માનવામાં આવે છે, નહિ તો તેને પણ માનવામાં આવતો નથી. કારણ કે આ બુદ્ધિવાદનો જમાનો છે, આ જમાનો જ વિચિત્ર પ્રકારનો છે, જે લોકો શાસ્ત્રો સાંભળવા માટે આવે છે તેઓમાં પણ કેટલાક લોકો તો શાસ્ત્ર સાંભળવા માટે આવે છે અને કેટલાક લોકો એટલા માટે આવે છે કે, જો અમે ત્યાં જઈશું તો અમારાં અવગુણો દબાઈ જશે અને અમારી ગણના ધાર્મિકોમાં થવા લાગશે. આ વાત કેવળ આ ખરાબ જમાનામાં જ નહિ પણ ભગવાન મહાવીરના સમયથી ચાલી આવી છે. ભગવાનના સમવશરણમાં આવનારા દેવોમાંથી પણ કેટલાક દેવો તો દર્શન કરવા માટે આવતા હતા અને કેટલાક દેવો કોઈ જુદા જ ભાવથી આવતા હતા. આ બીજા ભાવથી આવનારા દેવોમાંથી કેટલાક દેવો તો એમ વિચારીને આવતા હતા કે, ભગવાન પાસે જઈ આપણે આપણી શંકાનું સમાધાન કરાવી લઈશું; કેટલાક દેવો મિત્રોને સાથ આપવા માટે જ આવતા હતા અને કેટલાક દેવો પોતાનો જીતાચાર છે, ભગવાનની પાસે જવું એ તો દેવોની પરંપરા છે એમ સમજીને જતા હતા. આ પ્રમાણે ભગવાનના સમયમાં પણ એવું બનતું હતું.

આ વાત તો પરોક્ષની થઈ પણ પ્રત્યક્ષમાં પણ વ્યાખ્યાનમાં આવનાર લોકોમાં ભિન્ન ભિન્ન વિચારના લોકો આવે છે. ભલે લોકો કોઈ પણ ભાવથી આવે પરંતુ જો ભગવાનની વાણીનો એક પણ શબ્દ હૃદયને સ્પર્શ કરી જાય તો કલ્યાણ થયા વિના રહી શકે નહિ. ભગવાનની વાણી જ એવી ચમત્કારી છે; પરંતુ અત્રે વિચારવા જેવી વાત એ છે કે, જ્યારે આવ્યા જ છો તો પછી શુદ્ધ ભાવ કેમ રાખતા નથી ! જો તમે શુદ્ધ ભાવ રાખશો તો તમારું આવવું શુદ્ધ ખાતામાં લખવામાં આવશે અને જો શુદ્ધ ભાવ નહિ રાખો તો તમારું આવવું અશુદ્ધ ખાતામાં લખવામાં આવશે. તો પછી અત્રે આવીને અશુદ્ધ ખાતામાં નામ શા માટે

નોંધાવવું ? આ સિવાય ભગવાનની વાણી સાંભળીને પણ જો તેને હૃદયમાં ધારણ કરવામાં ન આવે તો એ ભગવાનની વાણીની આશાતના જ છે; એટલા માટે ભગવાનની વાણીને હૃદયમાં ધારણા કરવી જોઈએ અને એમ વિચારવું જોઈએ કે, માણસો પોતાનું મુખ પોતે જોઈ શકતા નથી એટલા માટે પોતાનું મુખ જોવાને માટે તેઓ આદર્શ-અરીસાની સહાયતા લે છે. ભગવાનની વાણી પણ અરીસાની સમાન જ છે. જે પ્રમાણે મનુષ્ય અરીસાની સહાયતાથી પોતાના મુખ ઉપરનો ડાઘ ધોઈ નાંખે છે, તે જ પ્રમાણે આ ભગવદ્‌વાણીરૂપી અરીસાની સહાયતાથી આત્માનાં અવગુણો ધોઈ નાંખવાં જોઈએ. ભગવાનની વાણીમાં એ જ ચમત્કાર છે કે, તે આત્માને પોતાનાં અવગુણરૂપી ડાઘ બતાવી આપે છે. તમે અવગુણોને દબાવવા ચાહો છો ત્યારે ભગવાનની વાણી તમારાં અવગુણોને સ્પષ્ટ બતાવે છે. જો તમે અવગુણોને દૂર કરી, ગુણ ગ્રહણ કરવાની વિવેકબુદ્ધિ રાખો તો તમને ભગવાનની વાણીનો ચમત્કાર જરૂર જોવામાં આવશે; એટલા માટે ભગવાનની વાણી ઉપર દૃઢ વિશ્વાસ રાખી તેની સહાયતાથી તમારાં અવગુણોને ધોઈ નાંખો તો તેમાં તમારું કલ્યાણ રહેલું છે.

## મયણરેહા ચરિત્ર—૭

લોકો ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિને માટે ઝંખના કર્યા કરે છે છતાં તેમને તે વસ્તુની પ્રાપ્તિ થતી નથી અને કદાચિત્ પ્રાપ્ત થાય છે તો તે સુખદાયક બનવાને બદલે દુઃખદાયક નીવડે છે પરંતુ વસ્તુ પ્રતિ ઉદાસીનતા રાખવાથી વસ્તુ સ્વતઃ પ્રાપ્ત થાય છે. ઝંખના કર્યા બાદ પ્રાપ્ત થએલી વસ્તુમાં અને ઉદાસીન રહેવાથી મળેલી વસ્તુમાં સાકર અને નાકના મેલમાં જેવું અંતર રહેલું છે તેવું જ અંતર રહેલું છે. સાકર ઉપર બેસેલી માખી તેનો રસ પણ ચૂસી લે છે અને પછી ઉડી જાય છે, પણ નાકના મેલ ઉપર બેસેલી માખીને રસાસ્વાદ પણ સારો મળતો નથી અને તેની પાંખો ચોંટી જવાથી તે ઉડી પણ શકતી નથી. હવે તમને કેવી વસ્તુ જોઈએ છે અને તમે સાકર ઉપર બેસેલી માખી જેવા બનવા ચાહો છો કે નાકના મેલ ઉપર બેસેલી માખી જેવા બનવા ચાહો છો તેનો પણ વિચાર કરી જુઓ.

મણિરથ યુગબાહુને યુવરાજપદ આપવા ચાહે છે પણ તે કહે છે કે, મને તો આપની સેવા જોઈએ, પણ રાજ્ય ન જોઈએ. આ પ્રમાણે કહીને અને આખરે મૌન રહીને અર્દ્ધ-સ્વીકૃતિ આપી યુગબાહુ મયણરેહાના મહેલમાં આવ્યો.

સ્ત્રીઓમાં એક આકર્ષણ શક્તિ હોય છે. કેટલાક લોકો એ શક્તિદ્વારા સારું કામ કરવા ચાહે છે અને કેટલાક લોકો એ શક્તિનો દુરુપયોગ કરી ખરાબ કામ કરાવવા ચાહે છે. વિશેષતઃ એ શક્તિનો દુરુપયોગ જ થતો જોવામાં આવે છે. તે શક્તિનો સદુપયોગ કરનારા લોકો તો બહુ જ ઓછા જોવામાં આવે છે.

યુગબાહુએ પદ-સ્વીકારના સંબંધમાં મયણરેહાની સલાહ માંગી. મયણરેહાએ ઉત્તર આપ્યો કે, આપ જો યુવરાજ બનશો તો હું યુવરાજ્ઞી બનીશ પરંતુ મને યુવરાજ્ઞી બનવામાં એટલો આનંદ આવતો નથી જેટલો આનંદ તમે બન્ને ભાઈઓમાં પ્રેમભાવ રહે એમાં આવે છે. હું તો એ જ ચાહું છું કે, તમારા બન્નેમાં પ્રેમભાવ રહે, કોઈ પ્રકારનો કલહ ન થાય અને તમારા મોટાભાઈ પણ પ્રસન્ન રહે.

મયણરેહાનો ઉત્તર સાંભળી યુગબાહુ પ્રસન્ન થયો. તેણે મયણરેહાને કહ્યું કે, આપણે નહિ રહીએ પરંતુ આપણું આ ઉજ્જવલ ચરિત્ર રહી જશે તો ભવિષ્યની જનતા આ ચરિત્રથી થોડી સારી શિક્ષા પામી શકશે.

મયણરેહાએ ઉત્તર આપ્યો કે, "નાથ ! આપ આ પ્રમાણે પ્રશંસાની વાત કહીને મારી ઉપર ભાર લાદી રહ્યા છો ! મેં તો તમને એ જ કહ્યું છે કે, હું પદ-સ્વીકાર કરવા માટે તો કાંઈ કહી શકતી નથી પરંતુ પદનો અસ્વીકાર કરવાથી વડિલ ભ્રાતાના મનમાં દુઃખ પેદા થશે એ વાત તરફ તમારું ધ્યાન ખેંચું છું. કોઈ વખત વસ્તુનો સ્વીકાર કરવામાં પ્રેમ નષ્ટ થઈ જાય છે અને કોઈ વખત વસ્તુનો અસ્વીકાર કરવામાં પ્રેમ નષ્ટ થઈ જાય છે; એટલા માટે આવા સમયે શું કરવું જોઈએ તેનો વિચાર આપ જ કરી લો."

યુગબાહુએ જવાબ આપ્યો કે, મેં મોટાભાઈનું કથન બરાબર સાંભળ્યું છે. યુવરાજપદનો અસ્વીકાર કરવાથી તેઓ પ્રસન્ન નહિ થાય.

મયણરેહાએ ઉત્તર આપ્યો કે, તો એ અવસ્થામાં યુવરાજપદનો સ્વીકાર કરવો એ જ ઠીક છે પણ સાથે સાથે યુવરાજ પદનો સ્વીકાર કરવાથી કોઈ પ્રકારનો અહંકાર આવી ન જાય તેનું પણ સતત્ ધ્યાન રાખવાનું છે.

તમને પણ મોટું પદ મળ્યું છે પણ તમને એ પદનાં કર્ત્તવ્ય અને તેની જવાબદારીનું ધ્યાન છે કે નહિ તેનો વિચાર કરો. તમને શ્રાવકનું અને અમને સાધુનું પદ મળ્યું છે. શું આ પદ યુવરાજપદથી ઊતરતું છે ? નહિ. આ પદ તો યુવરાજપદથી ચડિયાતું છે પણ ઊતરતું નથી. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચારેય સંઘ ભગવાને સ્થાપિત કરેલાં છે. આપણે ભગવાનના છીએ એટલા માટે શરીરથી ભલે દુબળાં હોઈએ કે પાંગળાં હોઈએ, ગરીબ હોઈએ કે ધનવાન હોઈએ પણ આપણે એવો દૃઢ વિચાર રાખવો જોઈએ કે, અમારા પદની વિરુદ્ધ અમારાથી કોઈ પણ કામ નહિ થાય ! ભગવાન જ્યારે રાજપાટનો ત્યાગ કરી ચૂક્યા હતા ત્યારે તેમની પાસે શું હતું ? તેમણે પાંચ માસ અને પચ્ચીશ દિવસનાં અભિગ્રહતપના પારણે પણ અડદનાં બાકળાં ખાધાં હતાં. તમે પણ એ જ ભગવાન મહાવીરના શિષ્ય છો તો તમે એટલો તો અવશ્ય વિચાર રાખો કે, તમે તમારા શ્રાવકત્વમાં કોઈ પ્રકારની બાધા આવે એવું એક પણ કામ ન કરો.

યુગબાહુએ મયણરેહાને કહ્યું કે, તું સાક્ષાત્ દેવી જ છે. યુગબાહુ મયણરેહાને દેવી કહે છે. હવે તમે તમારા વિષે જુઓ કે, તમારે ત્યાં તમારી પત્ની દેવી છે કે રાક્ષસી છે ? શું અમે લોકો રાક્ષસીના હાથનાં આહારપાણી લઈ શકીએ ? શ્રાવિકા કોઈ દેવીથી ઊતરતી નથી. દેવી પણ શ્રાવિકાના પગે પડે છે એટલા માટે શ્રાવિકાઓએ એ વાતનું ધ્યાન રાખવું જોઈએ કે, અમે મયણરેહાની બહેનો છીએ એટલા માટે અમારામાં કોઈ પ્રકારની ખરાબી ન રહેવી જોઈએ.

આ બાજુ મણિરથે યુગબાહુને યુવરાજપદ આપવાની દરેક તૈયારીઓ કરી લીધી હતી.

બડી ઉમંગ સે કિયા મહોત્સવ, મણિરથ હર્ષ ભરાય;
યુગબાહુ કો યુવરાજપદ, દે કે આનંદ પાય. ॥ સતી૦ ૭ ॥

મણિરથે ઘણા જ ઉમંગની સાથે મહોત્સવ કરી યુગબાહુને યુવરાજ બનાવ્યો. તે વખતે મયણરેહાએ યુગબાહુને જે ઉપદેશ આપ્યો અને તેણીએ પોતે પણ જે સાવધાની રાખી તે એક સતીને યોગ્ય જ હતાં.

મણિરથે ઉમંગપૂર્વક મહોત્સવ કરી યુગબાહુને યુવરાજ પદ આપ્યું. આ દૃશ્ય જોનારા લોકો કહેતા હતા કે, ભાઈ હો તો આવો જ હો. કોઈ મણિરથની પ્રશંસા કરતા હતા, તો કોઈ યુગબાહુની પ્રશંસા કરતા હતા. કોઈ મણિરથને માટે એમ કહેતા હતા કે, પુત્ર પેદા થાય ત્યારે ભાઈનો અધિકાર ચાલ્યો ન જાય એટલા માટે તેમણે અત્યારથી ભાઈને રાજ્ય સોંપી દીધું. કોઈ એમ કહેતા હતા કે, યુગબાહુ કેવો નિરભિમાની છે? આપણે તો નવાં જોડાં પહેરવા માત્રથી અભિમાનમાં તણાઈ જઈએ છીએ પણ આ યુગબાહુ તો રાજ્યાસન મળ્યું છતાં કેવો ગંભીર બની ગયો છે? તે તો પહેલાં કરતાં અત્યારે એવો વિનમ્ર બની ગયો છે કે, જાણે તેના માથે કોઈ પ્રકારનો ભાર પડ્યો હોય! આપણે આ ઘટના ઉપરથી સાવધાન બનવું જોઈએ. આપણે લોકો તો થોડી વસ્તુ પ્રાપ્ત થવા માત્રથી અભિમાન કરવા લાગીએ છીએ. આ જ આપણા પતનનું કારણ છે.

આંબાનું ઝાડ તો જ્યારે કેરીઓ આવે છે ત્યારે નીચે નમી જાય છે અને એરંડો તો એવો અક્કડ બની જાય છે કે, ભલે તે તૂટી જાય પણ નીચો નમતો નથી. આ જ કારણે એરંડાની કદર થતી નથી અને આંબાને મહત્ત્વ આપવામાં આવે છે. તમે પણ અભિમાનનો ત્યાગ કરી વિનમ્ર બનો તો તમે મોટામાં ગણાશો અને આત્માનું કલ્યાણ પણ સાધી શકશો.

મણિરથે યુગબાહુને યુવરાજપદ આપ્યું. હવે આગળ શું થાય છે તે વિષે યથાવસરે વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ અષાડ વદ ૧૪ ગુરુવાર

### પ્રાર્થના

કુંથુ જિનરાજ તૂ ઐસો, નહિ કોઈ દેવ તો જૈસો;
ત્રિલોકીનાથ તૂ કહીએ, હમારી બાંહ દૃઢ ગહિએ. ॥ કુંથુ૦ ૧ ॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી કુંથુનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્માને ભક્તજનો કઈ દૃષ્ટિએ જુએ છે તે અત્રે જોવાનું છે. ભક્તજનો ભગવાનને જે રૂપમાં જુએ છે તે રૂપમાં પણ ઘણી વિશાળતા રહેલી છે. એ વિશાળતાના ગુણને જો આપણે આપણા હૃદયમાં ધારણ કરીએ તો આપણું કલ્યાણ અવશ્ય થઈ જાય. ભક્ત કહે છે કે, હે! પ્રભો! તારાં ગુણોનું હું શું વર્ણન કરું? તું તો ત્રિલોકીનાથ છે! જો કે એમ તો બધા લોકો પોતપોતાના ઇષ્ટદેવને ત્રિલોકીનાથ કહે છે પણ સાચો ત્રિલોકીનાથ તો તું જ છે. જેનામાં ત્રિલોકીનાથ થવાને યોગ્ય ગુણો પ્રગટ્યાં હોય તે જ સાચો ત્રિલોકીનાથ છે. જે પ્રમાણે લેખને જોઈ લેખકના વિષે વિચાર કરી શકાય છે કે, આ લેખનો લેખક કેવો હશે, તે જ પ્રમાણે શાસ્ત્ર જોઈને તેના પ્રરૂપકના વિષે પણ એ નિર્ણય કરી શકાય છે કે, એ શાસ્ત્રના પ્રરૂપક

ત્રિલોકીનાથ છે કે નહિ? જેમનાં શાસ્ત્રોમાં કહેવામાં આવેલાં વચનોમાં જરાપણ રાગદ્વેષ નથી પણ જેમનાં વચનો દૂષણરહિત છે તે વીતરાગ જ ત્રિલોકીનાથ હોઈ શકે, બીજા કોઈ હોઈ ન શકે. હે ! પ્રભો ! તેં પ્રરૂપેલા શાસ્ત્ર ઉપરથી પ્રગટ થાય છે કે, તું વીતરાગ હોવાથી ત્રિલોકીનાથ છે અને એટલા માટે હું તારાં ગુણોનું વર્ણન કેવી રીતે કરી શકું ?

ભગવાને પ્રરૂપેલા શાસ્ત્રમાં શું વિશેષતા છે એ બતાવવાને માટે હવે હું સિદ્ધાન્તની વાત કહું છું.

## સમ્યક્ત્વ પરાક્રમ—૮

શાસ્ત્રમાં એવું પણ છે કે, ભગવાનને પ્રશ્ન પૂછવામાં આવ્યો હોય અને ભગવાને તેનો ઉત્તર આપ્યો હોય; તથા એવું પણ છે કે, ભગવાને પોતાની મેળે જ કહ્યું હોય. પરંતુ એ વાત તો સ્પષ્ટ છે કે, ભગવાને જે વાત પોતાના જ્ઞાનમાં જોઈ છે તે જ વાત કહી છે, અને એવી વાત તેમણે કોઈ કોઈવાર પૂછ્યા વિના પણ કહી છે; પરંતુ જે વાત તેમણે જ્ઞાનમાં જ જોઈ નથી તે વાત પૂછવા છતાં પણ કહી નથી.

આ ઉત્તરાધ્યયન સૂત્રને વિષે એમ કહેવામાં આવે છે કે, એ ભગવાનની અંતિમ વાણી છે, એટલા માટે આ વાણીનું મહત્ત્વ સમજીને જો તેને શ્રદ્ધા, પ્રતીતિ તથા રુચિપૂર્વક પોતાના હૃદયમાં ઉતારવામાં આવે તો આત્માનું કલ્યાણ અવશ્ય થાય. આ ભગવદ્વાણીને હૃદયમાં ઉતારવા માટે શ્રદ્ધા, પ્રતીતિ અને રુચિ સરખી હોવી જોઈએ અને વ્યવહાર પણ તેવો જ હોવો જોઈએ; અર્થાત્ જેવો વિચાર હોય તેવો જ ઉચ્ચાર પણ હોય અને જેવો ઉચ્ચાર હોય તેવો જ આચાર હોય. એમાં કોઈ પણ પ્રકારની ભિન્નતા ન રહેવી જોઈએ, જો રહે તો તે એક પ્રકારની કુટિલતા છે અને એ દશામાં ભગવાનની આ વાણીથી લાભ થઈ શકતો નથી. જો આ ભગવદ્વાણીને જે રૂપમાં સમજવામાં આવે તે જ રૂપમાં કહેવામાં અને વ્યવહાર કરવામાં આવે તો તે દ્વારા અનેક સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થયા છે અને થશે. આ સિદ્ધાન્તવાણીદ્વારા કષાય કે દુઃખરૂપી અગ્નિને ઉપશાન્ત કરેલાનાં અનેક ઉદાહરણો શાસ્ત્રમાં જોવામાં આવે છે. ભગવાનની વાણીદ્વારા જે દુઃખોનો એકવાર અન્ત કરવામાં આવે છે તે દુઃખો ફરીવાર સતાવતાં નથી. ભવ્ય જીવો ભગવાનની આ વાણીદ્વારા દુઃખ–કષાયની અગ્નિને તથા ભવાંકુરને સમૂળ નષ્ટ કરી દે છે.

આ અધ્યયન વિષે આ તો સમુચ્ચયરૂપે વાત કરવામાં આવી કે, આ અધ્યયન ઉપર શ્રદ્ધા, પ્રતીતિ કે રુચિ કરવાથી કલ્યાણ થાય છે; પણ હવે આ અધ્યયનમાં શું કહેવામાં આવ્યું છે તે વિષે વિચાર કરવામાં આવે છે અને ત્યારબાદ આ અધ્યયનમાં કહેવામાં આવેલી પ્રત્યેક વાત વિષે પૃથક્ પૃથક્ વિચાર કરવામાં આવ્યો છે.

સુધર્મા સ્વામી આ સમ્યક્ત્વ પરાક્રમનો અધિકાર બતાવતાં જંબૂસ્વામીને કહે છે કે:—

" तस्स णं अयमट्ठे एवमाहिज्जइ तंजहा:—

(१) संवेगे, (२) निव्वेए, (३) धम्मसद्धा, (४) गुरुसाहम्मियसुस्सूसणया, (५) आलोयणया, (६) निन्दणया, (७) गरहणया, (८) सामाइए (९) चउव्वीसत्थए, (१०) वन्दणे, (११) पडिक्कमणे, (१२) काउस्सगे, (१३) पच्चक्खाणे,

(१४) थयथुईमंगले, (१५) कालपडिलेहणया, (१६) पायच्छित्तकरणे, (१७) खमावयणे, (१८) सज्झाए, (१९) वायणया, (२०) पडिपुच्छणया, (२१) पडियट्टणया, (२२) अणुप्पेहा, (२३) धम्मकहा, (२४) सुत्तस्स आराहणया, (२५) एगग्गमणसंनिवेसणया, (२६) संजमे, (२७) तवे, (२८) वोदाणे, (२९) सुहसाए, (३०) अप्पडिबद्धया, (३१) विवित्तसयणासणसेवणया, (३२) विणियट्टणया, (३३) संभोगपच्चक्खाणे, (३४) उवहिपच्चक्खाणे, (३५) आहारपच्चक्खाणे, (३६) कसायपच्चक्खाणे, (३७) जोगपच्चक्खाणे, (३८) सरीरपच्चक्खाणे, (३९) सहायपच्चक्खाणे, (४०) भत्तपच्चक्खाणे, (४१) सब्भावपच्चक्खाणे, (४२) पडिरूवणया, (४३) वेयावच्चे, (४४) सव्वगुणसंपुण्णया, (४५) वीयरागया, (४६) खन्ती, (४७) मुत्ती, (४८) मद्दवे, (४९) अज्जवे, (५०) भावसच्चे, (५१) करणसच्चे, (५२) जोगसच्चे, (५३) मणगुत्तया, (५४) वयगुत्तया, (५५) कायगुत्तया, (५६) मणसमाधारणया, (५७) वयसमाधारणया, (५८) कायसमाधारणया, (५९) नाणसंपन्नया, (६०) दंसणसंपन्नया, (६१) चरितसंपन्नया, (६२) सोइन्दियनिग्गहे, (६३) चक्खिन्दियनिग्गहे, (६४) घाणिन्दियनिग्गहे, (६५) जिब्भिन्दियनिग्गहे, (६६) फासिन्दियनिग्गहे, (६७) कोहविजए, (६८) माणविजए, (६९) मायाविजए, (७०) लोहविजए, (७१) पेज्जदोसमिच्छादंसणविजए, (७२) सेलेसी, (७३) अकम्मया ॥"

આ સૂત્રપાઠમાં ભગવાને પોતે સમ્યક્ત્વ પરાક્રમનાં સંવેગથી લઈ અકર્મ સુધીનાં ૭૩ બોલો* કહ્યાં છે. આ ૭૩ બોલોમાં બધાં તત્ત્વોનો નિષ્કર્ષ કાઢવામાં આવ્યો છે.

---

* ઉપરના સૂત્રપાઠમાં જે ૭૩ બોલો કહેવામાં આવ્યા છે તે ક્રમશઃ નીચે પ્રમાણે છેઃ—

(૧) સંવેગ ( મોક્ષાભિલાષ ), (૨) નિર્વેદ ( વૈરાગ્ય ), (૩) ધર્મશ્રદ્ધા, (૪) ગુરુ–સાધર્મિક સુશ્રૂષા, (૫) આલોચના ( દોષોની વિચારણા ), (૬) નિંદા ( આત્મનિંદા ), (૭) ગર્હા ( દોષ પ્રત્યે તિરસ્કાર ), (૮) સામાયિક, (૯) ચતુર્વિંશતીસ્તવ ( ચોવીસ તીર્થંકરોની સ્તુતિ ), (૧૦) વંદન, (૧૧) પ્રતિક્રમણ, (૧૨) કાયોત્સર્ગ, (૧૩) પ્રત્યાખ્યાન, (૧૪) સ્તવસ્તુતિમંગળ ( ગુણીજનોની સ્તુતિ ), (૧૫) કાલ–પ્રતિલેખના (સમય નિરીક્ષણ), (૧૬) પ્રાયશ્ચિત્તકરણ, (૧૭) ક્ષમાપના, (૧૮) સ્વાધ્યાય, (૧૯) વાંચન, (૨૦) પ્રતિપ્રચ્છના ( પ્રશ્નોત્તર ), (૨૧) પરિવર્ત્તના ( અભ્યાસનું પુનરાવર્ત્તન ), (૨૨) અનુપ્રેક્ષા ( ઊંડું ચિંતન ), (૨૩) ધર્મકથા, (૨૪) સૂત્રની આરાધના, (૨૫) ચિત્તની એકાગ્રતા, (૨૬) સંયમ, (૨૭) તપ, (૨૮) વ્યવદાન ( કર્મનું વિખરાવું ), (૨૯) સુખશાય ( સંતોષ ), (૩૦) અપ્રતિબદ્ધતા ( અનાસક્તિ ), (૩૧) એકાન્ત આસન, શયન અને સ્થાનનું સેવન, (૩૨) વિનિવર્ત્તના ( પાપક્રિયાથી નિવૃત્ત થવું ), (૩૩) સંભોગ પ્રત્યાખ્યાન, (૩૪) ઉપધિ–પ્રત્યાખ્યાન, (૩૫) આહાર પ્રત્યાખ્યાન, (૩૬) કષાય પ્રત્યાખ્યાન, (૩૭) યોગ પ્રત્યાખ્યાન, (૩૮) શરીરનો ત્યાગ, (૩૯) સહાયકનો ત્યાગ, (૪૦) ભાતપાણીના પ્રત્યાખ્યાન, (૪૧) સ્વભાવ–પ્રત્યાખ્યાન, (૪૨) પ્રતિરૂપતા

ઉપર્યુક્ત સૂત્રપાઠમાં એ ૭૩ બોલોનાં નામો આપવામાં આવ્યાં છે અને આગળ જતાં તે વિષે પ્રશ્નોત્તરરૂપે સ્ફુટ વિચાર કરવામાં આવ્યો છે. જો કે, આ સૂત્રપાઠમાં પુનરુક્તિ જણાય છે પણ જે પ્રમાણે માતા પોતાના બાળકને કોઈ વાત બરાબર સમજાવવા માટે પુનરુક્તિનો વિચાર કરતી નથી તે જ પ્રમાણે શાસ્ત્રમાં પણ બાલજીવોને તાત્ત્વિક વિચાર સમજાવવા માટે પુનરુક્તિનો વિચાર કરવામાં આવ્યો નથી અને પ્રત્યેક બોલને પ્રશ્નોત્તરરૂપે ચર્ચવામાં આવ્યો છે:—

## પહેલો બોલ

### (१) संवेगेणं भंते ! जीवे किं जणयइ ?

આ પહેલો બોલ છે. આ બોલમાં એવો પ્રશ્ન કરવામાં આવ્યો છે કે, "હે ! ભદન્ત ! હે પૂજ્ય ! આપે સંવેગને પોતાના આત્માનું કલ્યાણ કરવાનું સાધન બતાવ્યું છે પણ સંવેગ એટલે શું અને સંવેગથી જીવને શું લાભ થાય છે ?"

આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે:—

**संवेगेणं अणुत्तरं धम्मसद्धं जणयइ, धम्मसद्धाए संवेगं हव्वमागच्छइ, अणन्ताणुबन्धिकोहमाणमायालोभे खवेइ, नव्वं च कम्मं न बंधइ, तप्पच्चइयं च णं मिच्छत्तविसोहिं काऊण दंसणाराहए भवइ, दंसणविसुद्धाए णं अत्थे गई तेणेव भवग्गहणेणं सिज्झई, सोहीए य णं विसुद्धाए तच्चं पुणो भवग्गहणं नाइक्कमइ ॥१॥**

ઉપરના સૂત્રપાઠ વિષે વિચાર કરતાં પહેલાં સંવેગ એટલે શું ? તેનો વિચાર કરીએ. સંવેગ શબ્દમાં સં+વેગ શબ્દ છે. વ્યુત્પત્તિથી સમ્યક્પ્રકારનો જે વેગ હોય તે સંવેગ કહેવાય છે. હાથી–ઘોડા, મનુષ્ય, મોટર વગેરે બધાંમાં વેગ હોય છે પણ એક વેગ એવા પ્રકારનો હોય છે કે, જે ખાડામાં ધસેડી લઈ જાય છે અને એક વેગ એવા પ્રકારનો હોય છે કે, જે ઇષ્ટ સ્થાને લઈ જાય છે. અહીં એ વેગ સાથે સંબંધ છે કે, જે વેગ આત્માને કલ્યાણના માર્ગે લઈ જાય છે. ભગવાન તો કલ્યાણની જ વાત કહે છે. તેઓ બધાને ઉદ્બોધીને કહે છે કે, 'હે ! જગજ્જીવો ! તમે દુઃખમાં પડવા ચાહો છો કે સુખમાં પડવા ચાહો છો ?' આ પ્રશ્નના ઉત્તરમાં એમ કોણ કહેશે કે, અમારે દુઃખમાં પડવું છે. બધા લોકો સુખમાં જ પડવા ચાહે છે. ત્યારે ભગવાન કહે છે કે, જો તમે સુખ ચાહો છો તો તમે આગળ ધપો, પાછા હઠો નહિ. સુખ ચાહો છો છતાં પાછા કેમ હઠતા જાઓ છો ? સંવેગને વધારતા જાઓ અને આગળ ધપતા જાઓ.

(મન, વચન અને કાયાની એકતા), (૪૩) વૈયાવૃત્ય, (૪૪) સર્વગુણસંપન્નતા, (૪૫) વીતરાગતા, (૪૬) ક્ષમા, (૪૭) મુક્તિ (નિર્લોભતા), (૪૮) સરળતા, (૪૯) મૃદુતા, (૫૦) ભાવસત્ય, (૫૧) કરણ સત્ય, (૫૨) યોગ સત્ય, (૫૩) મનોગુપ્તિ, (૫૪) વચનગુપ્તિ, (૫૫) કાયગુપ્તિ, (૫૬) મનઃસમાધારણા, (૫૭) વાક્સમાધારણા, (૫૮) કાયસમાધારણા, (૫૯) જ્ઞાનસંપન્નતા, (૬૦) દર્શનસંપન્નતા, (૬૧) ચારિત્રસંપન્નતા, (૬૨) શ્રોત્રેન્દ્રિય નિગ્રહ, (૬૩) આંખનો નિગ્રહ, (૬૪) ઘ્રાણેન્દ્રિયનો નિગ્રહ, (૬૫) જીભનો નિગ્રહ, (૬૬) સ્પર્શેન્દ્રિયનો નિગ્રહ, (૬૭) ક્રોધવિજય, (૬૮) માનવિજય, (૬૯) માયાનો વિજય, (૭૦) લોભનો વિજય, (૭૧) રાગદ્વેષ તથા મિથ્યાદર્શનનો વિજય, (૭૨) શૈલેશી, (૭૩) અકર્મતા.

અત્યારે તમારાં મન, બુદ્ધિ તથા ઇન્દ્રિયોનો વેગ કઈ તરફ વહી રહ્યો છે તે જુઓ. જો તે વેગ દુઃખ તરફ ધસડી જતો હોય તો તે વેગને રોકી આત્મા સુખસંપન્ન બને તે તરફ વહેવા દો. અધોમુખી વેગને રોકી તે વેગને ઉર્ધ્વમુખી કરો. જો વેગને સમ્યક્ પ્રકારે વધારવામાં આવે તો જ સુખને પ્રાપ્ત કરી શકાય છે. સંવેગની સહાયતા વિના આગળ કાંઈ કરી શકાતું નથી એટલા માટે સર્વપ્રથમ એ જુઓ કે, તમારે સુખી બનવું છે કે દુઃખી ? જો સુખી બનવા ચાહતો હશે, શું તે દુઃખના માર્ગે જશે ખરો ? માનો કે, કોઈ માણસ બીજા ગામે જવા માટે ઘેરથી નીકળ્યો. રસ્તામાં તેને એક બીજો માણસ મળ્યો. તેણે પૂછ્યું કે, ભાઈ ! તમે ક્યાં જાઓ છો ? જુઓ આ માર્ગ ઉપર વાઘ કે સાપ છે માટે તે માર્ગે જશો નહિ. જો આ પ્રમાણે કહેનાર માણસ વિશ્વસનીય હશે અને પોતાને દુઃખમાં પડવું નહિ હોય તો, પે'લો ઘેરથી નીકળનારો માણસ તે નિષિદ્ધ માર્ગે જશે ખરો ? નહિ. આમ છતાં જો તે માર્ગે જાય તો તેને માટે એમ જ કહી શકાય કે તે દુઃખનો અભિલાષી છે, સુખનો અભિલાષી નથી.

ઉદયપુરમાં એક મુસલમાન ભાઈ કોઠારીજીની સાથે વ્યાખ્યાનમાં આવ્યા હતા. પહેલાં તો તેઓ ધર્મની વાતો કરતાં જાણે ડરતા હોય એમ લાગતું હતું પણ કોઠારીજીની સાથે વ્યાખ્યાનમાં આવી ચડ્યા અને તે દિવસે યોગાનુયોગે તેમના હૃદયની શંકાનું સમાધાન થઈ ગયું. જો કે, મેં વ્યાખ્યાનમાં ખાસ તેમના માટે જ વાત શરુ કરી ન હતી પણ સહજ રીતે વ્યાખ્યાનમાં એવી વાત નીકળી પડી કે તેમના હૃદયની શંકાનું સમાધાન થઈ ગયું. તે વખતે મૃગાપુત્રનું પ્રકરણ ચાલતું હતું. મૃગાપુત્રના અધ્યયન ઉપરથી એમ કહી શકાય કે; માતાજી ! કેટલાક લોકો પરલોકને વિષે એમ કહે છે કે, પરલોક–સ્વર્ગ, નરક વગેરે કોણે જોયાં છે અને કોણ ત્યાં જઈને આવ્યો છે ! પરંતુ—

अद्धाणं जो महन्तं तु, अप्पाहिज्जो पवज्जई ।
गच्छन्तो सो दुही होइ, छुहातण्हाए पीडिओ ॥
एवं धम्मं अकाऊणं, जो गच्छइ परं भवं ।
गच्छन्तो सो दुही होइ, वाहीरोगेहिं पीडिओ ॥
अद्धाणं जो महन्तं तु, सपाहिज्जो पवज्जई ।
गच्छन्तो सो सुही होइ, छुहातण्हाविवज्जिओ ॥
एवं धम्मं पि काऊणं, जो गच्छइ परं भवं ।
गच्छन्तो सो सुही होइ, अप्पकम्मे अवेयणे ॥

—ઉ. સૂ. ૧૯–૧૮ થી ૨૧

હે ! માતા ! માનો કે, એક મોટું ભયંકર જંગલ છે. એ જંગલમાં વાઘ–સાપ વગેરેનો બહુ ભય છે અને ચોર લૂંટારાઓ પણ અનેક છે. તે જંગલનો માર્ગ પણ કાંટાળો છે. માર્ગમાં ખાવા–પીવાની પણ કાંઈ વ્યવસ્થા નથી. તે જંગલના માર્ગે એક માણસ ઊભો છે કે જે જંગલમાં જનારાઓને કહે છે કે, આ જંગલમાં તમે ક્યાં જાઓ છો ! આ જંગલ તો ઘણું ભયંકર છે અને ત્યાં આ પ્રકારની અગવડતાઓ છે; આમ છતાં જો તારે આ માર્ગે જવું જ છે તો હું તને જે સહાયતા આપું તે પ્રમાણે તું વર્ત્તજે, કારણ કે હું આ જંગલમાં

ગયો છું અને એ માર્ગે કેટલી મુશ્કેલી છે અને કેવી અગવડતાઓ છે તે હું જાણું છું. હું તને એવું સાહિત્ય આપું છું કે, જે દ્વારા તું આ જંગલમાં ઊલટા માર્ગે ચાલ્યો જા તો, તું જાણી શકે કે કયાં ખાવાપીવાનું મળશે! મેં આપેલા આ સાહિત્યને જો તું તારી સાથે રાખીશ તો તને માર્ગમાં કોઈ પણ પ્રકારની મુશ્કેલી પડશે નહિ; અને તું આ જંગલ સુખપૂર્વક પાર કરી જઈશ. એક માણસ તો આ પ્રમાણે કહે છે. ત્યાં જ ઊભેલો બીજો માણસ એમ કહે છે કે, આ જંગલનો માર્ગ આવો મુશ્કેલીભર્યો છે એ કોણે જોયું છે! આ માણસ તો ખોટું કહે છે. હું તો એમ કહું છું કે, આ માર્ગે કાંઈ મુશ્કેલી નથી માટે તમે આનંદપૂર્વક જાઓ અને આ માણસે આપેલા આ સાહિત્યને પણ સાથે લઈ ન જાઓ.

હે! માતા! હવે પે'લો પથિક કયા માણસની વાત માનશે? મૃગાપુત્રની માતા પણ ક્ષત્રિયાણી અને વિચક્ષણા હતી. તેણીએ મૃગાપુત્રની વાતના જવાબમાં કહ્યું કે, હે! પુત્ર! પે'લો માણસ પણ પથિકને જંગલમાં જતાં રોકતો નથી પણ તે એમ કહે છે કે, જો તું જંગલના માર્ગે જવા ચાહે છે તો મારું સાહિત્ય તું સાથે લેતો જા કે જેથી તને રસ્તામાં મુશ્કેલી ન પડે. તે જે સાહિત્ય આપે છે તેને માટે કાંઈ માંગતો પણ નથી, જ્યારે બીજો માણસ એમ કહે છે કે, જંગલનો માર્ગ ખરાબ નથી. કદાચિત્ આ બીજા માણસનું કહેવું ઠીક પણ હોય છતાં પે'લો માણસ જે સાહિત્ય સાથે લઈ જવા આપે છે તે સાહિત્યને સાથે લઈ જવામાં શું વાંધો છે?

તમે લોકો આ વ્યાવહારિક ઉદાહરણને તો સમજી ગયા હશો. પણ પરલોકનો માર્ગ કેવો કઠિન છે. અને ત્યાં કોણ સહાયક છે તે વાતને સમજો. પરલોકના માર્ગે પણ ઉદાહરણમાં બીજાને બતાવેલા બે માણસો ઊભા છે. તેઓમાં એક તો ભગવાન મહાવીર છે કે, તેમના જેવા બીજા કોઈ છે, અને બીજો કોઈ મતવાદી માણસ છે. તે બીજો મતવાદી માણસ એમ કહે છે કે, ખાવું-પીવું અને મોજમઝા માણવી. ધર્મ-કર્મ કે સ્વર્ગ-નરક કોણે જોયાં છે? આ પ્રમાણે વિપ્રસંતોષી માણસ કહે છે ત્યારે મહાવીર ભગવાન કે તેમના જેવા બીજા છે તે એમ કહે છે કે, આ પરલોકના માર્ગે ઘણી મુશ્કેલીઓ છે તથા ઘણાં કષ્ટો છે. તે માર્ગે રોગ-દુઃખ વગેરે અનેક કાંટાઓ પડેલાં છે એટલા માટે હે! પથિક! તું આ મારું સાહિત્ય લઈને જા તો તને પરલોકના માર્ગમાં મુશ્કેલી નહિ પડે.

હવે તમે જરા વિવેકબુદ્ધિએ વિચારો કે, આ બેમાંથી કોની વાત માનવી જોઈએ? ભગવાન મહાવીર જે કાંઈ કહે છે તે શું સ્વાર્થબુદ્ધિએ કહે છે? જો નહિ તો પછી તેમના કહેવા પ્રમાણે આચરણ કરવામાં તમને શી હાનિ છે? તેઓ કહે છે કે, તારે પરલોકમાં જવાનું છે એટલા માટે મારાં બતાવેલાં સદ્ગુણો જો તું ધારણ કરી લે તો તારો પરલોકનો માર્ગ સરળ બની જાય. તને સદ્ગુણો ધારણ કરવામાં શું વાંધો છે? સત્ય, પ્રામાણિકતા, દયા, નીતિ આદિ સદ્ગુણો ધારણ કરવાથી તને શું હાનિ થવાની છે? આ સદ્ગુણોને ધારણ કરવાથી તો આ લોકમાં સુખની પ્રાપ્તિ થાય છે અને જે સદ્ગુણો આ લોકમાં સુખદાયક નીવડે છે તે સદ્ગુણો પરલોકમાં સુખદાયક કેમ નહિ નીવડે? સદ્ગુણોનાં ભાતાં વિના આ પરલોકનો પંથ કેટલો મુશ્કેલીભર્યો જણાશે? એટલા માટે ભગવાન મહાવીર, પરલોકના માર્ગે પ્રયાણ કરતાં પહેલાં સદ્ગુણોનું ભાતું સાથે લઈ જવાની જે સલાહ આપે છે તે સલાહને

શિરોધાર્ય કરી પહેલેથી ધર્મનું ભાતું તૈયાર કરી લેવું જોઈએ. ભગવાન મહાવીરે તો રાજપાટનો ત્યાગ કરી ત્યાગીજીવન સ્વીકાર્યું છે એટલા માટે તેઓ કાંઈ લેવા માટે કે સ્વાર્થબુદ્ધિએ તો આ પ્રમાણે કાંઈ કહેતા નથી, તો પછી તેમની વાત માનવામાં કાંઈ વાંધો જ નથી. તે મુસલમાન ભાઈની પરલોક વિષેની ભ્રમણા આ શાસ્ત્રીય સિદ્ધાંતથી દૂર થઈ ગઈ. તમે પણ ભગવાન મહાવીર શું કહે છે તે બરાબર સમજો અને તેને જીવનમાં ઉતારો.

ભગવાન કહે છે કે, પરલોકમાં કષ્ટ ન થાય એટલા માટે સંવેગને વધારો. સંવેગને કેવી રીતે વધારી શકાય છે અને સંવેગને વધારવા માટે શું કરવું જોઈએ તે વિષે એક મહાત્માએ કહ્યું છે કે:—

**तथ्ये धर्मे ध्वस्तहिंसाप्रधाने, देवे रागद्वेषमोहादिमुक्ते ।**
**साधौ सर्वग्रन्थसन्दर्भहीने, संवेगोऽसौ निश्चलो योऽनुरागः ॥**

અર્થાત્–અહિંસાપ્રધાન સત્યધર્મ ઉપર, રાગદ્વેષ મોહાદિથી મુક્ત દેવ ઉપર અને સર્વ પ્રકારની ગ્રન્થિઓથી રહિત સાધુ ઉપર જે નિશ્ચલ અનુરાગ રાખવો તે સંવેગ છે.

સર્વપ્રથમ સંવેગને વધારવા માટે ધર્મ પ્રત્યે અનુરાગ રાખવો જોઈએ; પણ આજે તો ધર્મના નામે બહુ ઠગાઈ કરવામાં આવે છે અને કેટલાંક ઠગાઈનાં માર્ગો પણ ધર્મમાં છુપાએલાં છે એમ પણ કહેવામાં આવે છે. આ પ્રમાણે ધર્મના નામે અનેક લોકો ભ્રમમાં પડી ગયા છે અને અનેક લોકો ઠગાઈ પણ ગયા છે. આ જ કારણે કેટલાક લોકો ધર્મથી દૂર રહેવા ચાહે છે જેથી ઠગાવું પણ ન પડે. જે કોઈ વ્યક્તિ ધર્મના નામે ઠગાઈ કરે છે, તે પોતે જે ધર્મનો હોય, કે તે જે ધર્મના નામે ઠગાઈ કરે, તે ધર્મને માટે લોકો એમ જ સમજે છે કે, એનો ધર્મ જ એવો છે! જો કોઈ માણસ મુહપત્તિ બાંધીને પાપ કરે તો એ ઉપરથી એમ જ માનવામાં આવે કે, મુહપત્તિ બાંધનારાઓ એમ જ કરે છે; આ પ્રમાણે ઠગ લોકો ધર્મને પણ બદનામ કરે છે. કવિ તુલસીદાસજીએ આવા ધર્મને નામે ઠગાઈ કરનારાઓને ઠપકો આપતાં ઠીક જ કહ્યું છે કે:—

જે જન્મે કલિકાલ કરાલા, કરતબ વાયસ વેષ મરાલા;
વંચક ભક્ત કહાઈ રામ કે, કિંકર કંચન કોહુ કામકે.

કોઈ માણસ હંસનો વેશ ધારણ કરી કાગડાનાં જેવાં ખરાબ કામો કરે તો તેના જેવો બીજો કોણ નીચ હોઈ શકે? આ જ પ્રમાણે રામ કે અરિહંતનો વેશ ધારણ કરી જો કોઈ માણસ પાપાચરણ કરે તો તેના જેવો બીજો નીચ કોણ હોઈ શકે? તુલસીદાસજી કવિ કહે છે કે, આ કલિયુગમાં જન્મેલા એવા લોકો હંસનો વેશ ધારણ કરી કાગડાનાં જેવાં નીચ કામો કરે છે, અર્થાત્ પરમાત્માના સેવક અને ભક્ત થઈને પણ કંચન, કામ તથા ક્રોધના દાસ બની જાય છે.

આ પ્રકારના ધર્મઢોંગી લોકોના આચરણદ્વારા જ ધર્મ બદનામ થયો છે અને લોકો ધર્મ પ્રત્યે ઘૃણા કરવા લાગ્યા છે; પણ જ્ઞાનીજનો આ પ્રકારના ધર્મઢોંગી લોકોનો વ્યવહાર જોઈ ગભરાતા નથી પરંતુ તેઓ ધર્મને તેનાં લક્ષણથી પારખી લે છે.

સીતા પણ ધર્મના નામથી ઠગાઈ ગઈ હતી. રાવણ જ્યારે સીતાને બીજાં ઉપાયોથી ઠગી ન શક્યો ત્યારે સીતાને ઠગવા માટે તેણે ધર્મનો આશ્રય લીધો હતો અને પોતે સાધુ

બનીને સીતાને ઠગી ગયો હતો. રાવણે આ પ્રમાણે ધર્મના નામે સીતાને ઠગી પણ ધર્મ પોતાના નામે ઠગાઈ કરનારાઓને નષ્ટ કરી દે છે. આ નિયમાનુસાર રાવણનો પણ નાશ થઈ ગયો. રાવણનો નાશ ધર્મના નામે ઠગાઈ કરવાથી જ થયો હતો. પરંતુ ધર્મને નામે ઠગાઈ જવા છતાં પણ સીતાએ ધર્મનો ત્યાગ કર્યો ન હતો. ભલે કોઈ આ પ્રમાણે ધર્મના નામે પોતાની સ્વાર્થભાવનાને પોષવા ચાહે પરંતુ આખરે ધર્મનો જય અને પાપનો ક્ષય થયા વગર રહેતો નથી. આખરે સીતાના ધર્મનો જય થયો અને રાવણનો પાપથી ક્ષય થયો.

કહેવાનો આશય એ છે કે, સંવેગને વધારવાને માટે ધર્મ પ્રત્યે અનુરાગ રાખવો જોઈએ. અનુત્તર ધર્મ પ્રત્યે અનુરાગ રાખવાથી સંવેગ વૃદ્ધિને પામે છે. પરંતુ અત્રે પ્રશ્ન એ ઊભો થાય છે કે, કેવા ધર્મ પ્રત્યે અનુરાગ રાખવો ? આ પ્રશ્નના ઉત્તરમાં જ્ઞાનીજનો જણાવે છે કે, જે ધર્મમાં હિંસાનો સર્વથા નિષેધ કરવામાં આવ્યો છે, એવા અહિંસાપ્રધાન ધર્મ પ્રત્યે અનુરાગ રાખવો જોઈએ. આવા અહિંસાપ્રધાન ધર્મ પ્રત્યે અનુરાગ રાખવાથી સંવેગ વધવા પામે છે. સંવેગની વૃદ્ધિને માટે સ્વાર્થનો ત્યાગ કરવો પડે છે. સ્વાર્થનો ત્યાગ કરી જો અહિંસાપ્રધાન ધર્મ પ્રત્યે અનુરાગ કરવામાં આવે તો સંવેગ જીવનમાં મૂર્ત સ્વરૂપ ધારણ કરે છે.

ધર્મ પ્રત્યે અનુરાગ રાખવાની સાથે સાથે રાગદ્વેષ તથા મોહાદિથી રહિત એવા વીતરાગ દેવ પ્રત્યે પણ અનુરાગ રાખવો જોઈએ. તમારા દેવ પણ વીતરાગ છે અને તમારો ધર્મ પણ વીતરાગતાનો છે એટલા માટે જ્યાં વીતરાગતાનાં દર્શન કરો ત્યાં તમે અનુરાગ ધારણ કરો.

વીતરાગ દેવ અને વીતરાગધર્મનું ભાન કરાવનાર તો નિર્ગ્રન્થ ગુરુ જ છે. ધર્મ અને દેવનો નિર્ણય કરવાનો કાંટો જો ઠીક હોય તો ધર્મ અને દેવ ઠીક છે કે નહિ તેનો નિર્ણય થઈ શકે છે અને જો કાંટો ઠીક ન હોય તો એ દશામાં દેવ અને ધર્મનો નિશ્ચય બરાબર થઈ શકતો નથી. દેવ અને ધર્મ એ બન્નેનો નિશ્ચય કરવાનો કાંટો સાધુ જ છે. જે સાધુ નિર્ગ્રન્થ હોય અર્થાત્ જેમને કોઈ પણ વસ્તુ પ્રત્યે મમત્વ ન હોય, એટલું જ નહિ પણ જેમને પોતાના શરીર પ્રત્યે પણ મમત્વ ન હોય એવા નિર્ગ્રન્થ ગુરુ જ સાચા દેવ અને સાચા ધર્મનો પરિચય કરાવી શકે છે. એટલા માટે નિર્ગ્રન્થ ગુરુને જ ગુરુ માનવા જોઈએ.

આ પ્રમાણે વીતરાગદેવ, વીતરાગધર્મ અને નિર્ગ્રન્થ ગુરુ પ્રત્યે અનુરાગ રાખવાથી સંવેગની વૃદ્ધિ થાય છે. જેમને મોક્ષે જવાની ભાવના હશે અને જે આ સંસારની આગથી બચવા ચાહતા હશે તે જ આવા ધર્મ, દેવ અને ગુરુના શરણે જાય છે અને પોતાના આત્માનું કલ્યાણ સાધે છે. તમે પણ એવા દેવ, ગુરુ અને ધર્મના શરણે જાઓ તો તેમાં તમારું કલ્યાણ રહેલું છે.

## મયણુરેહા ચરિત્ર—૮

મયણરેહાએ પોતાની તથા પોતાના પતિની ગતિ કેવી રીતે સુધારી એ વાત આ ધર્મકથા સાંભળવાથી આગળ જણાશે. જો કે, મતલબ તો ફળ સાથે હોય છે પણ મૂળ વિના ફળ પેદા થતું નથી અને જો કદાચ મૂળ વિના પેદા થએલું ફળ બતાવવામાં આવે તો તે સાચું ફળ નહિ પણ રમકડાનું ફળ હશે એમ જ કહેવાય ! એવાં ફળથી તૃપ્તિ થઈ

શકતી નથી. તૃપ્તિ તો મૂળવાળાં ફળથી જ થાય છે અને એટલા જ માટે આ ધર્મકથાનું ફળ શું છે તે જોવાને માટે પણ આ ધર્મકથાનું મૂળ જોવું આવશ્યક છે.

**ક્ષુદ્ર બુદ્ધિ નહીં રખે શ્રાવિકા, રૂપમેં રંભા સમાન;**
**શશિ સમ સૌમ્ય લોકપ્રિયતા, સત્ય ક્ષમા કી ખાન. ॥ સતી૦ ૮ ॥**
**ડરે પાપસે નિડર સભીસે, સરલ હૈ સત્ય સ્વભાવ;**
**સાહસ પન લજ્જાસે ઢીપે, દયા તણો ચિત્ત ચાવ. ॥ સતી૦ ૯ ॥**

યુગબાહુને યુવરાજપદ આપવામાં આવ્યું. યુવરાજપદની પ્રાપ્તિ માટે તેને કાંઈ ઇચ્છા ન હતી પણ જ્યાં ત્યાગ હોય છે ત્યાં વસ્તુ પણ સ્વેચ્છાએ આવે છે એ નિયમાનુસાર તેને યુવરાજપદ મળ્યું. યુવરાજપદ પતિને મળવા છતાં પણ મયણરેહા કેવી નિરાભિમાની રહી એ અત્રે જોવાનું છે. શાસ્ત્રમાં શ્રાવિકાનાં ૨૧ ગુણો બતાવવામાં આવ્યાં છે. મયણરેહામાં આ ગુણો હતાં કે નહિ તે હવે જોવાનું છે. રાંધવા મૂકેલા ચોખામાંથી એક જ ચોખાના દાણાને જોવાથી ચોખા પાક્યાં છે કે નહિ તેની ખબર પડી જાય છે તેવી જ રીતે મયણરેહાના કોઈ એક ગુણની પારખ કરવાથી તેનાં બધાં ગુણોની પારખ થઈ જશે. શ્રાવિકાનો એક ગુણ ક્ષુદ્રબુદ્ધિનું ન હોવું એ પણ છે. અક્ષુદ્રનો અર્થ ક્ષુદ્ર અર્થાત્ હલકી કે નીચ વૃત્તિ ન હોવી તે. પણ અહીં અક્ષુદ્રબુદ્ધિનો સંબંધ ઉચ્છૃંખલ બુદ્ધિના ન હોવા સાથે છે. જેમની બુદ્ધિ ઉચ્છૃંખલ હોતી નથી તે સંપત્તિને પામવા છતાં પણ અભિમાન કરતો નથી. નાનું નાળું થોડું પાણી આવવાથી એકદમ ઊભરાઈ જાય છે અને થોડો તડકો પડતાં જ સુકાઈ જાય છે, પણ ગંગાના પાણીનો પ્રવાહ વધવા છતાં ગંભીર રહે છે અને સખ્ત તડકો પડવા છતાં પણ સુકાતી નથી. આ વાતનું ઉદાહરણ ટાંકી કબીર ભક્તને વિષે કહે છે કેઃ—

ભક્ત ભાવ ભાદોં નદી, સબ ચલતી ગહરાય;
સરિતા સોઈ જાનિયે, જેઠ માસ ઠહરાય.

કબીર, ભાદરવા માસની નદીની સાથે ભક્તનાં ભાવોની તુલના કરી કહે છે કે, ભાદરવા માસમાં તો બધી નાની-મોટી નદીઓ પાણીથી ભરપૂર રહે છે પણ સાચી નદી તો તે જ છે કે, જે જેઠ મહિનામાં પણ સજળા રહે પણ નિર્જળા બને નહિ. આ પ્રમાણે સારા સમયે તો બધાં ભક્ત બની જાય છે પણ સાચો ભક્ત તો તે જ છે કે જે કષ્ટના સમયે પણ ભક્ત જ બન્યો રહે છે.

મયણરેહા પણ જેઠ મહિનામાં સજળા નદીની જેવી હતી. જ્યારે તેનો પતિ યુવરાજ હતો અને પોતે યુવરાજ્ઞી હતી ત્યારે જો પતિની સેવા કરી, તો એમાં કાંઈ તેની વિશેષતા નથી. પણ તેણીએ પતિની સેવા એવા કષ્ટના સમયે કરી છે કે, જે સમય મહાન્ સંકટનો સમય ગણી શકાય. આવા સંકટના સમયે પણ તેણીએ પતિના પ્રેમને ઉજ્જવલ બનાવ્યો અને પતિપ્રેમને ઉજ્જવલ બનાવી પોતાની અક્ષુદ્ર બુદ્ધિનો પણ પરિચય આપ્યો હતો.

જે વંદન-નમસ્કાર કરવાથી તો પ્રસન્ન થાય અને ગાળો ભાંડવાથી નારાજ થાય તે સાધુ નથી. સાચો સાધુ તો તે જ છે કે, જે વંદન-નમસ્કાર કે નિંદા-ગાળીને સમાન ગણે છે અને બંનેમાં પ્રસન્નતા અનુભવે છે; પરંતુ જે સાધુ આથી વિરુદ્ધ વર્તે છે તે ધર્મની નિંદા કરાવે છે; અને આ જ કારણે એમ કહેવામાં આવે છે કે, અયોગ્ય વ્યક્તિ

ધર્મની નિંદા કરાવે છે અને યોગ્ય વ્યક્તિ ધર્મની પ્રશંસા કરાવે છે. આ કથાનુસાર કોઈ શ્રાવિકા એવી હોય છે કે જે ધર્મની પ્રશંસા કરાવે છે. મયણરેહા ધર્મની પ્રશંસા કરાવે એવી અક્ષુદ્ર બુદ્ધિવાળી શ્રાવિકા હતી.

મયણરેહા અક્ષુદ્ર બુદ્ધિવાળી હોવાની સાથે સૌંદર્યવતી પણ હતી. નિશ્ચયમાં તો આકૃતિને સ્થાન નથી પણ વ્યવહારમાં આકૃતિ પણ જોવામાં આવે છે અને એમ માનવામાં આવે છે કે:—

**यत्राकृतिस्तत्र गुणा वसन्ति ।**

અર્થાત્-જેની આકૃતિ સારી હોય છે તેનામાં પ્રાયઃ ગુણો પણ સારાં હોય છે. બીજા ગુણો તો પછી જોવામાં આવે છે પણ પ્રથમ તો આકૃતિ જ જોવામાં આવે છે. આ માણસ સારો છે કે ખરાબ એ પહેલાં આકૃતિથી જ જાણવામાં આવે છે. આ પ્રમાણે આકૃતિદ્વારા ગુણોનો પરિચય મળી આવે છે. જો કે સારી આકૃતિવાળા પણ ખરાબ જોવામાં આવે છે પણ આકૃતિ અનુસાર ગુણોનું હોવું પ્રાયઃ જોવામાં આવે છે. આકૃતિને કેવી બનાવવી એ તો તમારા હાથમાં નથી પણ આત્મા તો તમારા હાથમાં છે. આત્માનો તમે ચાહો તેવો સુધાર કરી શકો છો. આત્માને સુધારવાથી શરીરનું સુધરવું પણ સંભવિત છે. તમે એ તો સાંભળ્યું જ હશે કે, અમુક માણસની આંખો પાછી તેજસ્વી બની ગઈ કે અમુકનો કોઢ મટી ગયો. આમ થવાનું કારણ શું હશે એ વિષે વિચાર કરશો તો તમને જણાશે કે, તે લોકોએ પોતાના આત્માનો સુધાર કર્યો હતો. પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં કહ્યું છે કે, આત્મસુધાર કરવાથી એવી લબ્ધિ પ્રકટ થાય છે કે, જેનામાં એ લબ્ધિ પ્રકટ થાય છે એનો સ્પર્શ કરતાં જ કોઢ મટી જાય છે. આ પ્રમાણે આત્માને સુધારવાની વાત તો તમારા હાથમાં જ છે. તમે પણ આત્માને સુધારો તો તેમાં કલ્યાણ જ છે.

મયણરેહા સૌંદર્યવતી હોવાની સાથે સૌમ્ય પણ હતી. સૌમ્યતા કેવા પ્રકારની હોય છે એને માટે અનેક ઉદાહરણો આપવામાં આવે છે. તમે લોકો ચંદ્રને તો જુઓ જ છો; પણ શું તમે કોઈ દિવસ એવું જોયું છે કે, કોઈને ચંદ્ર ઉપર ક્રોધ પેદા થયો હોય? ચંદ્રની પ્રકૃતિ જ એવી છે કે, તે પોતાની પ્રકૃતિથી બધાને સુખ જ આપે છે, કોઈને દુઃખ આપતો નથી. તમે પણ તમારા વિષે વિચાર કરો કે, તમારી ઉપર કોઈ ક્રોધ તો કરતું નથી ને? જો તમારી ઉપર કોઈ ક્રોધ કરે તો તેનું કારણ તપાસો અને એ કારણને દૂર કરો. જો આ પ્રમાણે તમે ક્રોધ પેદા થવાનું કારણ દૂર કરશો તો તમારામાં પણ સૌમ્યતાનો ગુણ પ્રકટ થશે.

સૌમ્યતા પ્રકૃતિથી પણ પ્રાપ્ત થાય છે અને ઉદ્યોગથી પણ પ્રાપ્ત થાય છે. પ્રકૃતિથી સૌમ્યતા કેવી રીતે પ્રાપ્ત થાય છે એને માટે સુબાહુકુમારની કથા તમે સાંભળી જ હશે. સુબાહુકુમાર પ્રકૃતિથી જ સૌમ્ય હતા. જે પ્રકૃતિથી જ બીજાને સુખ આપનાર હોય છે તે પુણ્યશાળી માનવામાં આવે છે. સૌમ્યતા પણ પુણ્યતાથી પ્રાપ્ત થાય છે. પહેલાંના લોકો બીજાને સુખ આપવામાં જ પુણ્યતા માનતા હતા અને એ માટે પુણ્યનાં કાર્યો પણ કરતા હતા. કૃત્રિમ સુંદરતા અને હાર્દિક સુંદરતામાં ઘણું અંતર રહેલું છે.

આજે અનેક પ્રકારનાં કાયદાઓ ચાલી રહ્યા છે; પણ સુંદર કાયદો કયો માનવામાં આવે છે તે જુઓ. સરકાર પોતાનું રાજ્ય ચલાવવા માટે અને લોકોનાં પૈસા ખેંચવા માટે જે

કાયદાઓ બનાવે છે તે કાયદાઓ સુંદર માનવામાં આવતાં નથી, પણ તે જ કાયદાઓ સુંદર માનવામાં આવે છે કે, જેમની દ્વારા વધારેમાં વધારે લોકોનું હિત થતું હોય. ઉદાહરણ તરીકે જો એવો કાયદો બનાવવામાં આવે કે, કોઈ પ્રજાજને દારૂ ન પીવો. આ કાયદાથી જો કે થોડાં દારૂના વેપારીઓને હાનિ પહોંચશે પણ અધિક લોકોને તો લાભ જ થશે. આ જ પ્રમાણે જુગાર ન રમવાનો કાયદો થાય તો તેથી પણ પ્રજાજનોને લાભ જ થશે; પણ સરકાર પોતે કાર્નીવલ–શરત વગેરે જુગારની રમતો ચાલુ રાખે છે કે તે રમતોને ચાલવા દે છે; પણ આવી જુગારની રમતો ચાલુ રાખવા દેવામાં પ્રધાન કારણ પ્રજાની નિર્બળતા જ છે. કહેવાનો આશય એ છે કે, કાયદામાં પણ કોઈ એક કાયદો સુંદર માનવામાં આવે છે કે કોઈ અસુંદર કે ખરાબ માનવામાં આવે છે.

આ જ પ્રમાણે મનુષ્યમાં પણ કોઈ સૌમ્ય હોય છે અને કોઈ ક્રૂર હોય છે. મયણરેહા સૌમ્ય હતી. તે પોતાની પાસે આવેલી દુર્ગુણવાળી સ્ત્રીને પણ સુધારી દે એવી હતી; પણ તેનાં દુર્ગુણો ગ્રહણ કરે એવી ન હતી. બીજામાં પોતાનાં ગુણો ભરી દેવાં અને બીજાનાં દુર્ગુણો પોતાનામાં આવવા ન દેવાં એ પણ ઘણી મોટી વાત છે. પોતાનાં ગુણો બીજાને કેવી રીતે આપવાં અને બીજાનાં અવગુણો પોતાનામાં કેવી રીતે આવવાં ન દેવાં એ બતાવવા માટે એક ફારસી કવિએ એક ઉદાહરણ આપી કહ્યું છે કે:—

એક ફુલ, ઝાડ ઉપરથી પૃથ્વી ઉપર નીચે પડયું. જે જગ્યાએ એ ફુલ પડયું હતું તે જગ્યાની માટીમાં ફુલની સુગંધ તો આવી ગઈ પણ ફુલમાં માટીની ગંધ ન આવી. તે માટી હાથ ધોવા માટે બાદશાહના ઉપયોગમાં આવી. માટીમાંથી સુગંધ આવતી જોઈ બાદશાહ વિચારવા લાગ્યો કે, આ માટી મને ઉપદેશ આપે છે કે, "જે પ્રમાણે મેં ફુલની સુગંધ મારામાં લઈ લીધી તે જ પ્રમાણે તું પણ બીજાનાં સદ્‌ગુણો ગ્રહણ કર. જે પ્રમાણે ફુલે મને સુગંધ આપી છે તેવી જ રીતે તું તારાં સદ્‌ગુણો બીજાને આપ, પણ જે પ્રમાણે ફુલે મારી દુર્ગંધ લીધી નહિ તે જ પ્રમાણે તું પણ બીજાનાં દુર્ગુણો તારામાં આવવા ન દે."

મયણરેહા પણ ફુલની વૃત્તિનું અનુકરણ કરે એવી હતી. તે પોતાનાં સદ્‌ગુણો તો બીજાને આપી દેતી હતી પરંતુ બીજાનાં દુર્ગુણો પોતાનામાં આવવા દેતી ન હતી. મયણરેહા તો આવી સદ્‌ગુણશીલા હતી પણ તમે તમારા વિષે વિચાર કરો કે, તમે બીજા લોકોને સુધારો છો કે બગાડો છો? જો તમે પોતે ધર્મકાર્ય કરશો તો તમારાં બાળકો પણ તમારું અનુકરણ કરશે. એટલા માટે તમે જો દુર્ગુણોને દૂર કરી સદ્‌ગુણોને ગ્રહણ કરશો અને સૌમ્ય બનશો તો ભાવિ પ્રજા પણ સદ્‌ગુણી અને સૌમ્ય બનશે, માટે તમે સૌ સૌમ્યતાને પ્રગટાવી જીવનને સદ્‌ગુણોની સુગંધથી સુવાસિત બનાવો તો તેમાં તમારા બધાનું કલ્યાણ જ રહેલું છે.

## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૩ અષાડ વદ ૦)) શુક્રવાર

### પ્રાર્થના

**અરહનાથ અવિનાશી, શિવસુખ લીધો;**
**વિમલ વિજ્ઞાન–વિલાસી, સાહબ સીધો,**
**તૂ ચેતન ભજ અરહનાથને, તે પ્રભુ ત્રિભુવનરાય;**
**તાત 'સુદર્શન' 'દેવી' માતા, તેહનો નન્દ કહાય.**

–વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી અરહનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્માનું સ્વરૂપ કેવું છે એ વિષે મહાન્ શાસ્ત્રમાં ઘણો વિચાર કરવામાં આવ્યો છે, પણ કોઈ એ વાતનો છેડો આણી શક્યા નથી.

પક્ષીઓ પોતાની શક્તિ અનુસાર આકાશમાં ઘણે ઊંચે ઉડે છે, છતાં તેઓ અનન્ત આકાશનો પાર પામી શકતા નથી. આ જ પ્રમાણે છદ્મસ્થોએ પરમાત્માના સ્વરૂપ વિષે પણ ઘણી કલ્પનાઓ દોડાવી છે, પણ તેઓ પરમાત્માના સ્વરૂપનો પાર પામી શકતા નથી.

આ ઉપરથી એવો પ્રશ્ન ઉભો થાય છે કે, જ્યારે પરમાત્માના સ્વરૂપનો પાર મળતો નથી તો પછી એ દિશામાં પ્રયત્ન શા માટે કરવામાં આવે છે ? આ પ્રશ્નનો ઉત્તર એ જ છે કે, એ દિશામાં પ્રયત્ન કરવો સાર્થક જ છે. પ્રયત્ન કરવા છતાં પણ પરમાત્માના સ્વરૂપનો પાર મળે કે ન મળે છતાં પ્રયત્ન ચાલુ જ રાખવો જોઈએ. પક્ષીઓ આકાશનો પાર પામી શકતા નથી છતાં તેમનું રક્ષણસ્થાન તો આકાશ જ છે. પક્ષીઓ દાણાં ચરવાં માટે તો પૃથ્વી ઉપર આવે છે, પરંતુ તેમનો મૂળ આધાર તો આકાશ જ છે. પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં પણ કહ્યું છે કે, પક્ષીઓનો આધાર આકાશ છે. પક્ષીઓને જરા ડર જેવું લાગે છે કે તુરત જ તેઓ આકાશનું શરણ લે છે; કારણ કે તેમનો આધાર આકાશ છે. આ જ પ્રમાણે ભક્તોને માટે પરમાત્માનો આધાર છે. ભક્તજનો પરમાત્માનું જ શરણ લે છે પછી ભલે તેમને પરમાત્માના સ્વરૂપનો પાર મળે કે ન મળે; તેઓ સંસારમાં રહે છે પણ તેમનો આધાર તો પરમાત્મા જ છે; એટલા માટે તેઓ પરમાત્માનું સ્વરૂપ જાણવાનો પ્રયત્ન કરતા જ રહે છે. અને તેમના સ્વરૂપનો પાર ન પામવાને કારણે નિરાશા અનુભવતા નથી. પરમાત્માનું શરણ સ્વીકારીને ભક્તજનો જે પ્રમાણે પક્ષીઓ આકાશનું શરણ સ્વીકારી નિર્ભય બની જાય છે તે પ્રમાણે નિર્ભય બની જાય છે. એટલા માટે તમે પણ ભક્તજનોની માફક પરમાત્માનું શરણ સ્વીકારી નિર્ભય બનો તો તેમાં તમારું કલ્યાણ રહેલું છે.

## સમ્યક્ત્વ પરાક્રમ–પહેલો બોલ

પરમાત્માનો માર્ગ કેવો નિર્ભય છે એ વાત હવે હું સિદ્ધાન્તદ્વારા કહું છું. ભગવાને નિર્ભય બનવાનું પહેલું લક્ષણ સંવેગને બતાવ્યું છે. જે પોતાના વેગને સમ્યક્ પ્રકારે રાખ-

વામાં આવે તો પછી ભય પામવાનું કોઈ કારણ નથી. સંવેગમાં ભયને સ્થાન નથી. સંવેગમાં હમેશાં નિર્ભયતા રહેલી છે અને જે સંવેગને ધારણ કરે છે તે પણ નિર્ભય બની જાય છે.

કાલે સંવેગ એટલે શું એ વિષે જે કાંઈ કહેવામાં આવ્યું હતું તેનો સાર માત્ર એ જ છે કે, મોક્ષની અભિલાષા અને તે માટે કરવામાં આવેલો પ્રયત્ન એ જ સંવેગ છે. મોક્ષની ઇચ્છા સેવનાર, પોતાનાં કર્મબંધનોને ઢીલાં કરવાની પણ ઇચ્છા રાખે છે. જે જેલને બંધન માને છે તે જ જેલથી છૂટવા ચાહે છે પણ જે તેને બંધન જ માનતો નથી તે તેનાથી છૂટવાનો પ્રયત્ન પણ શા માટે કરે? તે તો ઊલટો જેલનાં બંધનોને વધારે મજબૂત કરશે. આવી વ્યક્તિ જેલનાં બંધનથી મુક્ત પણ થઈ શકતી નથી. એ જ પ્રમાણે જે આ સંસારને માટે એમ માને છે કે, આ સંસાર એક બંધનરૂપ છે અને એમ સમજે કે, 'હસ્ત મશીરે કમન્દે હવા' અર્થાત્—હું આ દુનિયાની જેલમાં છું તેને જ મોક્ષની ઇચ્છા થઈ શકે છે. જે આ સંસારને બંધનરૂપ માનતો જ નથી તેને મોક્ષની ઇચ્છા પણ કેમ હોઈ શકે?

'મોક્ષની અભિલાષા' કહેવામાં આ અધ્યયનમાં કહેવામાં આવેલાં બધાં તત્ત્વોનો સમાવેશ થઈ જાય છે. જો કે, બધાં તત્ત્વો ઉપર ભિન્ન ભિન્ન ઉપદેશ આપવામાં આવ્યો છે પણ બધાંનો સાર મોક્ષની અભિલાષા થવી એ જ છે. મોક્ષની અભિલાષા તેને જ પેદા થઈ શકે છે કે, જેને આ સંસાર ખારો લાગતો હોય અને જે આ સંસારને બંધનરૂપ માનીને તેમાંથી નીકળવાની ઇચ્છા રાખતો હોય.

સંવેગથી શું ફળ મળે છે? એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, સંવેગથી અનુત્તર ધર્મ ઉપર શ્રદ્ધા પેદા થાય છે.

ધર્મશ્રદ્ધા મોક્ષપ્રાપ્તિનું એક સાધન છે અને આ સાધન મોક્ષની અભિલાષા પેદા થાય છે ત્યારે જ પ્રાપ્ત થઈ શકે છે. જેનામાં સંવેગની સાથે ધર્મશ્રદ્ધા હોય છે એવા દૃઢધર્મીને કોઈ ગમે તેટલાં કષ્ટો આપે છતાં તેને ધર્મથી કોઈ વિચલિત કરી શકતું નથી. અરે દેવ અને ઇન્દ્ર પણ દૃઢધર્મીને ધર્મશ્રદ્ધાથી વિચલિત કરી શકતા નથી. એવા દૃઢધર્મીનાં જ્વલંત ઉદાહરણો શાસ્ત્રનાં પાને ટાંકેલાં મળી આવે છે.

સંવેગથી શું ફળ મળે છે? એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને સાથે સાથે એમ પણ કહ્યું છે કે, સંવેગથી ધર્મશ્રદ્ધા અને ધર્મશ્રદ્ધાથી સંવેગ પેદા થાય છે. આ પ્રમાણે સંવેગ અને ધર્મશ્રદ્ધા એ બન્ને અન્યોન્ય આધારે રહેલાં છે અર્થાત્ બન્ને વચ્ચે અવિનાભાવ સંબંધ છે.

જે વ્યક્તિને દુઃખમાંથી મુક્ત થવાની ઇચ્છા હશે તે તો ધર્મશ્રદ્ધાદ્વારા સંવેગને વધારશે અને સંવેગદ્વારા ધર્મશ્રદ્ધાને પ્રાપ્ત કરશે; આમ કર્યા વિના તે કદાપિ રહેશે નહિ. જેમકે કોઈને કડકડતી ભૂખ લાગી હોય તે ભૂખના દુઃખને મટાડવા માટે તે દરેક સાધનનો ઉપયોગ કરશે. તેને આ પ્રમાણે કરવાનું કોણે શીખડાવ્યું? તો આ પ્રશ્નના ઉત્તરમાં ભૂખના દુઃખે આ શીખડાવ્યું એમ જ કહેવાશે. કારણકે, આવશ્યકતા જ આવિષ્કારને જન્મ આપે છે. કપડાં શા માટે પહેરવામાં આવે છે? આ પ્રશ્નના ઉત્તરમાં એ જ કહી શકાય કે, શીત-તાપના દુઃખનું નિવારણ તથા લજ્જાની રક્ષા કરવા માટે કપડાં પહેરવામાં આવે છે. ઘર પણ શીતતાપથી બચવા માટે જ બનાવવામાં આવે છે. એ વાત જુદી છે કે, તેમાં ફેશનને સ્થાન આપવામાં આવે છે. પરંતુ તેનો મૂળ ઉદ્દેશ તો શીતતાપના દુઃખથી બચવાનો જ

હોય છે. આ જ પ્રમાણે જેમને સંસાર દુ:ખમય જણાતો હશે તે પણ સંસારનાં દુ:ખમાંથી નીકળવા માટે સંવેગને ધારણ કરશે અને એ રીતે ધર્મશ્રદ્ધાને મૂર્ત સ્વરૂપ આપશે. જેનામાં સંવેગ હોય છે તેનામાં મોક્ષની અભિલાષા અને ધર્મની શ્રદ્ધા પણ અવશ્ય હશે. આ પ્રમાણે જ્યાં સંવેગ હોય છે ત્યાં ધર્મશ્રદ્ધા હોય છે અને જ્યાં ધર્મશ્રદ્ધા હોય છે ત્યાં સંવેગ હોય છે. ધર્મશ્રદ્ધા પેદા થવાનું કારણ જન્મ-મરણાદિનાં દુ:ખોથી મુક્ત થવાનું હોય છે અને સંવેગ પણ જન્મ-મરણાદિ દુ:ખોથી મુક્ત થઈ મોક્ષે જવાની અભિલાષાને પૂર્ણ કરવા માટે હોય છે. આ પ્રમાણે સંવેગ અને ધર્મશ્રદ્ધા અન્યોન્ય આધારભૂત છે અર્થાત્ બન્ને વચ્ચે અવિનાભાવ સંબંધ છે.

ધર્મશ્રદ્ધા પણ બે પ્રકારની હોય છે. એક ધર્મશ્રદ્ધા એવી હોય છે કે જે સંસારને માટે હોય છે અને બીજી સંવેગને માટે હોય છે. કેટલાક લોકો પોતાને ધાર્મિક કહેડાવવા માટે તથા પોતાના દોષોને છુપાવવા માટે ધર્મકરણી કરવાનો ઢોંગ કરે છે, પણ ભગવાન કહે છે કે, એવી ધર્મકરણી સંવેગને માટે હોઈ શકે નહિ. આવી ખરાબ ઇચ્છાથી કોઈ સાધુ પણ થઈ જાય તો પણ તેથી કાંઈ વળતું નથી.

શાસ્ત્રમાં કહ્યું છે કે, કેટલાક અભવી જીવો પણ સાધુઓ બની જાય છે. આ ઉપરથી એવો પ્રશ્ન ઊભો થઈ શકે છે કે, અભવી હોવાને કારણે જ્યારે તેનામાં ધર્મની શ્રદ્ધા જ હોતી નથી તો પછી સાધુપણું કેવી રીતે લઈ શકે? તો આ પ્રશ્નના જવાબમાં કહેવામાં આવ્યું છે કે, તે અભવીને ધર્મ ઉપર શ્રદ્ધા તો હોતી નથી પરંતુ સાધુઓની મહિમા પૂજા જોઈ પોતાની પણ મહિમા-પૂજા થાય એ માટે એવા લોકો સાધુ બની જાય છે; અને પછી સાધુપણું પણ એટલા જ માટે પાળે છે કે, જો અમે સાધુજીવનની ક્રિયા નહિ પાળીએ તો લોકો અમારી મહિમા-પૂજા પણ નહિ કરે. પરંતુ શું આવા પ્રકારનું સાધુપણું મોક્ષના લેખામાં આવી શકે ખરું? જ્યારે આવું સાધુપણું પણ મોક્ષના લેખામાં આવી શકતું નથી તો પછી શું એવા જ આશયથી કરવામાં આવેલું તમારું ધર્મકાર્ય મોક્ષના લેખામાં આવી શકે ખરું? કદાપિ નહિ. એટલા માટે તમે જે ખરાબ હેતુને દૃષ્ટિ સમક્ષ રાખી ધર્મકાર્ય કરો છો તે હેતુને બદલી નાંખો.

છદ્મસ્થતાને કારણે ધર્મક્રિયાદ્વારા માન-કીર્ત્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છા પેદા થવી સંભવિત છે, પણ એ પ્રકારની ઇચ્છાને જીતી પણ શકાય છે. જો જીતી શકાતી ન હોય તો પછી ઇચ્છાને જીતી લેવાનો ઉપદેશ જ શા માટે આપવામાં આવે? સંસારમાં શત્રુઓ છે તો તેમને જીતવાનાં ઉપાયો પણ છે, પણ જો માણસ પહેલેથી જ કાયર બની જાય તો એ દશામાં તે માણસ ઉપાયો હોવા છતાં શત્રુઓને કેવી રીતે જીતી શકે? ભગવાન કહે છે કે, સંસારમાં તો કામલાલસા ભરેલી જ છે પણ એ કામલાલસાને જીતવામાં આવે તો જ આત્માનું કલ્યાણ કરી શકાય છે, પણ જો પહેલેથી જ કામલાલસાને જીતવામાં નિર્બળતા બતાવવામાં આવે તો તેને કેમ જીતી શકાય?

કુતરાઓનો તો એ સ્વભાવ જ હોય છે કે, તેઓ ઘરમાં ઘુસી જઈ ખાવાનું ખાઈ જાય છે પણ શું તમે કુતરાઓને ઘરમાં પેસવા દો છો? અને કદાચિત્ ઘરમાં કુતરાઓ ઘુસી જાય તો શું તેને બહાર હાંકી કાઢતાં નથી? આ જ પ્રમાણે કામ, ક્રોધ વગેરે કષાયો કુતરાઓની સમાન છે. એ કષાય-કુતરાઓને પહેલાં આત્મગૃહમાં પેસવા જ દેવાં ન જોઈએ

અને કદાચિત્ ઘુસી જાય તો તે જ સમયે બહાર હાંકી કાઢવાં જોઈએ; પણ જો 'અમે છદ્મસ્થ છીએ' એમ કહીને તે કામક્રોધાદિ કુતરાઓને કાઢવામાં ન આવે તો પછી તેને બહાર કેવી રીતે હાંકી કાઢી શકાય? એટલા માટે એ કામાદિ અંતરંગ શત્રુઓને સર્વ પ્રથમ જીતવાં જોઈએ.

તમે નવકારમંત્રનું તો હમેશાં સ્મરણ કરો જ છો. તે નવકારમંત્રમાં કહેવામાં આવ્યું છે કે, नमो अरिहंताणं અર્થાત્ જેમણે અંતરંગ શત્રુઓને જીત્યાં છે તેમને નમસ્કાર હો. જેમણે કામ-ક્રોધાદિ આંતરિક શત્રુઓને જીતી લીધાં છે તે જિતશત્રુ વીતરાગ ભગવાન જ મારા દેવ છે. તમે આ વાત બરાબર જાણો છો છતાં જો આંતરિક શત્રુઓને જીતવાનો તમે પ્રયત્ન નહિ કરો તો, આ પણ તમારી કાયરતા જ ગણાશે; એટલા માટે આંતરિક શત્રુઓ ઉપર વિજય મેળવી ધર્મ ઉપર શ્રદ્ધા કરો અને પછી આ પ્રમાણે મોક્ષની ઇચ્છાથી સંવેગની વૃદ્ધિ કર્યા કરો. દુનિયામાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે કે, કામલાલસાને કારણે લોકો દેવ-દેવીઓના નામે અનેક નિરપરાધી જીવોનું બલિદાન ચડાવે છે અને આમ કરવાથી પોતે સુખી થાય છે એમ સમજે છે. પૂર્વ સંસ્કારોને કારણે તમે એવી હિંસાથી બચ્યા છો પણ સાથે સાથે એ પણ જોવાની જરૂર રહે છે કે, તમારામાં કામલાલસા તો રહેવા પામી નથીને? જો હૃદયમાં કામલાલસા રહેવા પામી હોય તો આંતરિક શત્રુઓ ઉપર વિજય મેળવી એ કામલાલસાને દૂર કરો અને અનુત્તર ધર્મ ઉપર શ્રદ્ધા પેદા કરો. તમે અત્રે ધર્મશ્રવણ કરવા તો આવ્યા જ છો તો હવે ધર્મશ્રદ્ધા પેદા કરવાનું જ બાકી રહે છે.

જ્યારે આંતરિક શત્રુઓ તમારી ઉપર હુમલો કરે ત્યારે તમે એવો વિચાર કરો કે, હે! આત્મા! જો અંતરંગ શત્રુઓ હુમલો કરી ચડી આવે ત્યારે જો તું છુપાઈ જશે તો તે શત્રુઓ ઉપર વિજય કેવી રીતે મેળવી શકીશ? યુદ્ધના સમયે છુપાઈ જવું એ વીરાત્માને શોભતું નથી. ઉદાહરણ તરીકે, તમે પાક્ષિક પ્રતિક્રમણ કરો છો. આ પાક્ષિક પ્રતિક્રમણ પંદર દિવસે કરવાનું હોય છે. આવા સમયે અંતરંગ શત્રુઓ ચડી આવે તો એમ વિચારવું જોઈએ કે, હે! આત્મા! આ સમય તો પંદર દિવસે મળ્યો છે. જો આ સમયે પણ અંતરંગ શત્રુઓને જીતવાને બદલે સંસારનો જ વિચાર કરીશ તો એ તો 'ઘાણીના બળદની' માફક ફરી ફરીને પાછા તે જ સ્થાને આવી ઊભીશ. એટલા માટે ઉચિત તો એ જ છે કે, આવા સમયે સંસારની કામનાનો વિચાર ન કરતાં ધર્મકરણીદ્વારા અંતરંગ શત્રુઓને-કામલાલસા વગેરેને-જીતવાનો જ પ્રયત્ન કરવો જોઈએ.

આ ઉપરથી કદાચ કોઈ એમ કહે કે, અમે તો ગૃહસ્થ છીએ એટલા માટે અમને તો સંસારની ચીજોની પણ આવશ્યકતા રહે છે તો એ આવશ્યકતાઓને ધર્મદ્વારા અમે પૂરી કરીએ તો એમાં શું ખોટું છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, કામના કરવાથી જ ધર્મનું ફળ મળશે, નહિ તો નહિ મળે, એમ સમજવું એ ભૂલ છે. કામના કરવાથી તો ધર્મનું ફળ તુચ્છ થઈ જાય છે અને કામના ન રાખવાથી ધર્મનું અનંતગણું ફળ પ્રાપ્ત થાય છે; તો પછી કામના રાખી ફળની કીંમત શા માટે ઓછી કરાવો છો?

માનો કે, તમે એક કીંમતી રત્નજડિત વીંટી પહેરેલી છે. એ વીંટી પહેરીને તમે શાક લેવા શાકમારકીટમાં ગયા. ત્યાં શાક વેચનારે તમને કહ્યું કે, ભાઈ! આ વીંટી મને આપી

દો. હું તમને તેના બદલામાં શેર-બે શેર શાક વધારે આપીશ. શું તમે શેર-બે શેર શાકના બદલામાં તમારી કીંમતી વીંટી આપી દેશો ? તમને શાકની આવશ્યકતા છે છતાં કીંમતી વીંટી આપી તમે બદલામાં શાક લેશો નહિ. આગળ જતાં તમે મીઠાઈવાળાની દુકાને ગયા. તે મીઠાઈવાળો પણ તમને કહેવા લાગ્યો કે, હું તમને શેર-બે શેર વધારે મીઠાઈ આપીશ પણ મને તમારી વીંટી આપી દો; તો શું તમે આપી દેશો ? આ જ પ્રમાણે તમે કપડાંવાળાની દુકાને ગયા. તે કાપડિયો પણ કહેવા લાગ્યો કે, તમારે જોઈએ તે કપડું વધારે લઈ લો પણ તમારી આ વીંટી મને આપી દો. તો શું તમે વીંટી આપી દેશો ? તમારે એ બધી ચીજોની આવશ્યકતા છે છતાં તમે રત્નની વીંટી આપશો નહિ પણ એ વીંટી એવા ઝવેરીને જ આપશો કે જે રત્નની પૂરેપૂરી કીંમત આપતો હશે. વ્યવહારમાં આમ કરવું એમાં જ બુદ્ધિમત્તા સમજવામાં આવે છે પણ જો એ રત્નની વીંટીને ઓછી કીંમતમાં વેચી દેવામાં આવે તો એ બુદ્ધિમત્તા નહિ પણ મૂર્ખાઈ જ સમજવામાં આવે છે.

આ વ્યવહારના ઉદાહરણને તો તમે સમજી ગયા હશો. આ જ પ્રમાણે ધર્મને વિષે પણ સમજો કે, ધર્મ પણ એ કીંમતી રત્નની સમાન છે. શું આ કીંમતી રત્નના બદલામાં સંસારની તુચ્છ વસ્તુ રૂપી શાકભાજી ખરીદી લેવામાં આવે તો ઠીક કહી શકાય ખરું ? જો તમે આ ધર્મરત્નને ઓછી કીંમતમાં આપી નહિ દો તો પછી તમને સંસારની કોઈ પણ ચીજની ખામી નહિ રહે. આ રીતે ધર્મદ્વારા ઐહલૌકિક લાભ મળશે અને સાથે સાથે પારલૌકિક લાભ પણ મળશે. ધર્મને સંસારની તુચ્છ વસ્તુના બદલામાં ન વેચવાને કારણે તમને દશ બોલની સગવડતા પ્રાપ્ત થઈ શકે છે.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ત્રીજા અધ્યયનમાં દશ બોલનું વર્ણન કરતાં કહ્યું છે કેઃ—

**खित्तं वत्थु हिरण्णं च, पसवो दासपोरुसं ।**
**चत्तारि कामखन्धाणि, तत्थ से उववज्जई ॥ १७ ॥**
**मित्तवं नायवं होइ, उच्चगोए य वण्णवं ।**
**अप्पायंके महापन्ने, अभिजाए जसोबले ॥ १८ ॥**

અર્થાત્—જે આ સંસારના સુખમાં ન લલચાતાં અનુત્તર ધર્મ ઉપર શ્રદ્ધા રાખે છે અને એમ વિચારે છે કે, 'મારે તો સંવેગની વૃદ્ધિ કરવી છે' તો આવી ધર્મશ્રદ્ધાના ફળરૂપે આ ભવમાં જો તેને મોક્ષ ન મળે તો તે વ્યક્તિ દેવલોકમાં અવશ્ય જાય છે અને ત્યાં આગળ તે વ્યક્તિ પ્રધાન સાત પદવીઓમાંથી એક પદવીને પ્રાપ્ત કરે છે. વળી તે વ્યક્તિ દેવલોકનું સુખ ભોગવીને, પાછો નીચ ગતિમાં ન જતાં, મનુષ્ય ભવને જ પ્રાપ્ત કરે છે અને ત્યાં તેને ૧-ક્ષેત્ર, ૨-વસ્તુ, ૩-સુવર્ણ-ચાંદી, ૪-પશુ-દાસ, ૫-મિત્ર, ૬-જ્ઞાતિ, ૭-ઉચ્ચગોત્ર, ૮-સુંદર શરીર, ૯-રોગરહિતતા અને ૧૦-યશોબલની પ્રાપ્તિ. આ પ્રમાણેના દશ બોલોની સગવડતા પ્રાપ્ત થાય છે.

ઉપર જે દશ બોલો કહેવામાં આવ્યાં છે તેમાં પહેલો બોલ ક્ષેત્રનો છે.

ભગવાને જીવનની આવશ્યક વસ્તુઓમાં ખેતરને પ્રથમ સ્થાન આપેલ છે. ખેતરમાં જો અન્ન પેદા ન થાય તો જીવન ટકી પણ ન શકે. જીવન અન્નના આધારે જ ટકી રહેલ છે. આ વાત તમને એક પરિચિત ઉદાહરણદ્વારા સમજાવું.

માનો કે, કોઈ રાજાએ તમને એક સુંદર મહેલ આપ્યો. એ મહેલને ફરનીચર વગેરે દ્વારા ખૂબ શણગારેલ છે. રાજાએ આવો સુંદર મહેલ આપવાની સાથે એક એવી શરત કરી છે કે, આ મહેલમાં, ખેતરમાં પેદા થએલ કોઈ ચીજ આવી શકશે નહિ. હવે તમે કહો કે, આવા સુંદર મહેલમાં તમારું જીવન કેટલા દિવસ સુધી ટકી શકશે ? બીજી બાજુ તમને રહેવાને માટે એક ઝૂંપડી આપવામાં આવે અને ત્યાં તમને ખેતરમાંથી પેદા થએલ અન્નાદિનો ઉપયોગ કરવાની છૂટ આપવામાં આવે તો શું તે દ્વારા તમારો જીવનવ્યવહાર નહિ ચાલે ? જરૂર ચાલશે.

આ પ્રમાણે ખેતીનું જીવનમાં અપૂર્વ સ્થાન છે પણ તમને ખેતર ન જોઈએ, પરંતુ ખેતરમાંથી પેદા થએલ ચીજો જોઈએ ? આ કેવી ભૂલ છે. સાચી સંપત્તિ તો ખેતર જ છે. બીજી સંપત્તિને તો ચોરો પણ ચોરી જઈ શકે છે પણ ખેતરને તો કોઈ ચોરી જઈ શકતું નથી. આમ હોવા છતાં આજે તમારી પાસે કેટલાં ખેતરો છે ? કદાચિત્ તમે ખેતરો રાખી શકતા ન હો તો તમે એવું અભિમાન તો ન રાખો કે, "અમે ખેતરો ન રાખનારાઓ તો 'મોટા' છીએ અને ખેતરો રાખનારા અને ખેતી કરનારા ખેડુતો 'નીચ–હલકા' છે." તમે તમારા સજાતીય અને સહધર્મી ખેડુતોની સાથે સંબંધ જોડવાની હિંમત રાખો, કાયરતા ધારણ કરો નહિ. સંસારમાં હિંમતની જ કીંમત છે.

સંઘનો ધર્મ શું છે અને સંઘે બધાને કેવી રીતે અપનાવવા જોઈએ એ બતાવવા માટે હું પૂર્વકાળનો એક દાખલો તમારી સમક્ષ મૂકું છું. આજના સંઘનું નામ સંઘ તો છે પણ તેમાં સંગતિ નથી. જો સંગતિ હોય તો સંઘ આખા રાષ્ટ્રને હચમચાવી શકે છે પણ આજના સંઘમાં એવો કુસંપ પેસી ગયો છે કે, તે 'સંપ ત્યાં જંપ' ની નીતિને તથા સંઘની સમસ્ત શક્તિઓને નષ્ટ કરી રહ્યો છે. ભારતમાં 'કુસંપ અને અસત્ય' એ બે વસ્તુઓ વિદેશીઓને માટે 'મેવા' ની સમાન છે. જો એ વસ્તુઓ ભારતમાંથી પલાયન થઈ જાય તો ભારત વિદેશીઓને માટે 'મેવા' સમાન નહિ પણ 'સેવા' કરવા સમાન બની જાય; અને સંપ તથા સત્ય દ્વારા ભારતનું ઉત્થાન થયા વગર પણ ન રહે.

સંઘમાં કેવા પ્રકારની સંગતિ હોવી જોઈએ એ બતાવવા માટે હું એક પ્રાચીન ઉદાહરણ આપું છું :—

ભારતવર્ષમાં યુધિષ્ઠિર ધર્માત્મા તરીકે પ્રસિદ્ધ છે. જૈન–અજૈન બધાં એમ માને છે કે, યુધિષ્ઠિર મહાપુરુષ અને ધર્માત્મા હતા. બીજી બાજુ દુર્યોધન પાપાત્મા હતો. તેણે ભીમને નદીમાં પાડી દીધો હતો અને પાંડવોના ઘરમાં આગ સળગાવી દીધી હતી; છતાં પોતાના પુણ્યપ્રતાપથી પાંડવો બચી ગયા હતા. દુર્યોધને યુધિષ્ઠિરને જુગારમાં હરાવી પાંડવોને જંગલમાં મોકલી આપ્યા હતા. પાંડવો જંગલમાં અનેક કષ્ટો ભોગવતાં હતાં. પાંડવો પોતે બળવાન હતા અને તેમને શ્રી કૃષ્ણ જેવા સહાયક હતા એટલે જો તેઓ ધારત તો દુર્યોધનને હરાવી શકતા હતા પણ યુધિષ્ઠિર કહેતા હતા કે, જે વાત જીભથી કહી છે તે વાતનું પાલન તો જીવના જોખમે પણ કરવું જોઈએ. દ્રૌપદી આ વિષે યુધિષ્ઠિરને ઉપાલંભ આપતા અને કહેતા કે, "ભીમ અને અર્જુન જેવા બળવાન ભાઈઓને કષ્ટમાં પાડનાર તમે જ છો. તમે તેમને કેવા ગરીબ બનાવી દીધા છે ! હું તમારી પત્ની કહેવાઉં છું છતાં જંગલમાં રહીને જંગલી અન્નથી ઉદરપૂર્તિ કરૂં છું તેના કારણભૂત પણ તમે જ છો."

પત્નીદ્વારા આ પ્રકારની વાતો સાંભળી, પુરુષ ઉગ્ર બની જાય એ સ્વાભાવિક છે, પરંતુ દ્રૌપદીની વાતોના ઉત્તરમાં યુધિષ્ઠિર કહે છે કે, "પ્રિયે! તારામાં આટલી બધી ઉગ્રતા આજે કેમ જણાય છે! મને તો આવા કષ્ટનાં સમયે પણ બધા ભાઈઓ ઘણા જ સુંદર જણાય છે અને તું પણ મને બહુ સુંદર જણાય છે. આ સમયે હું પણ એવો છું કે મારી બરાબરી ઇન્દ્ર પણ કરી શકે નહિ. તું આ સમયને ખરાબ કહે છે, પણ હું તને પૂછું છું કે, આ સમય ખરાબ છે કે તે સમય ખરાબ હતો કે, જ્યારે તને નગ્ન કરવા માટે તારાં ચીર ખેંચવામાં આવતાં હતાં?" દ્રૌપદીએ ઉત્તર આપ્યો કે, "તે સમય તો ઘણો જ ખરાબ હતો. આ સમયે તો આપણે જીવિત તો છીએ પણ તે સમયે તો જીવિત રહેવું પણ મુશ્કેલ હતું. તે વખતનું દુઃખ તો મહા ભયંકર હતું." યુધિષ્ઠિરે કહ્યું કે, "તો પછી તે સમયે તમારી લાજ કોણે રાખી હતી? તે વખતને દૃષ્ટિમાં રાખીને જ્યારે હું વિચાર કરું છું ત્યારે આ સમય મને પ્રિય લાગે છે. મને આ સમય એટલા માટે ખરાબ લાગતો નથી કે, આ સમયે ધર્મનું પાલન થાય છે. તમે આ સમયની વારંવાર નિંદા કરો છો પણ જરા વિચાર કરો કે, કોઈ પ્રકારનો અપરાધ ન કરવા છતાં પણ ધર્મના પાલનને માટે અત્યારે આપણુને સંકટો સહેવાં પડે છે એથી વિશેષ બીજો આનંદ કયો હોઈ શકે?"

યુધિષ્ઠિર તથા તેના ભાઈઓ વગેરે આ પ્રમાણે જંગલમાં કષ્ટો સહી રહ્યા હતા છતાં તેઓ દુર્યોધનની આંખોમાં કણાની માફક ખટકતા હતા. દુર્યોધને વિચાર્યું કે, આ સમયે પાંડવો અસહાય છે, એટલા માટે જો હું સેના લઈ જઈને તેમને નષ્ટ કરી નાખું તો સદાને માટે ઝગડો જ મટી જાય! આ પ્રમાણે વિચાર કરી દુર્યોધન ગોકુલ જોવાના બહાને સેના લઈને નીકળ્યો. તેની ઇચ્છા તો પાંડવોને નષ્ટ કરવાની હતી પરંતુ પ્રકટમાં તેણે ગોકુલ જોવાનું બહાનું કાઢ્યું હતું.

પહેલાનાં રાજાઓ પણ ગોકુલ રાખતા હતા અને શ્રાવકો પણ ગોકુલ રાખતા હતા. આનંદ શ્રાવકના વર્ણનમાં તેને ત્યાં હાથી–ઘોડા કે મોટરો હતી એવું વર્ણન જોવામાં આવતું નથી પણ તેને ત્યાં ગાયો હતી એવું વર્ણન તો જોવામાં આવે છે. આ પ્રમાણે પહેલાંના લોકો ગાયોની રક્ષા કરતા હતા; પરંતુ આજના લોકોએ જાણે ગોપાલનને હલકું કામ માની લીધું હોય એમ જોવામાં આવે છે. આજે ગાયોને મારી નાંખવામાં આવે છે એમ કહેવામાં આવે છે પરંતુ આ વિષે ઊંડો વિચાર કરવામાં આવે તો એનું પ્રધાન કારણ હિન્દુઓએ ગાયોનો આદર કરવો છોડી દીધો છે એ જ જાણવામાં આવશે. મોટર પેટ્રોલ ખાય છે એ તો સહન થઈ શકે છે પરંતુ ગાય ઘાસ ખાય એ સહન થઈ શકતું નથી.

દુર્યોધનના હૃદયમાં તો પાંડવોનો નાશ કરવાની ભાવના હતી પરંતુ તે ગોકુલનું નિરીક્ષણ કરવાના બહાને સેનાસહિત નીકળ્યો હતો. માર્ગમાં દુર્યોધન સેનાસહિત ગન્ધર્વના બાગમાં ઊતર્યો અને તે કારણે દુર્યોધન અને ગન્ધર્વ વચ્ચે લડાઈ થઈ ગઈ. ગંધર્વ બળવાન હતો એટલે તેણે બધાંને જીતી લીધા અને દુર્યોધનને જીવતો પકડી બાંધી દીધો. આ બધાં સમાચાર દુર્યોધનના એક દૂતે પાંચેય પાંડવોને તથા દ્રૌપદીને પહોંચાડ્યા.

આ સમાચાર સાંભળી ભીમ, અર્જુન અને દ્રૌપદી કહેવા લાગ્યા કે, એ બહુ સારું થયું કે, દુર્યોધનને પકડીને બાંધવામાં આવ્યો. તે દુષ્ટે જેવું કર્યું તેવું તેને ફળ મળ્યું, દુર્યોધન

ખરાબ વિચારથી જ આવી રહ્યો હતો અને તેણે પાંડવોને કષ્ટ પણ ઘણું આપ્યું હતું છતાં તેને ગંધર્વના રાજ્યમાં કેદ કરવામાં આવ્યો છે એ સમાચાર સાંભળતાં જ યુધિષ્ઠિર ભીમ તથા અર્જુન વગેરેને કહેવા લાગ્યા કે, "ભાઈઓ! તમે દુર્યોધન પકડાઈ જવાથી રાજી થાઓ છો અને તે પકડાઈ ગયો એ બહુ સારું થયું એમ કહો છો' પણ એમ કહેવું એ આપણને શોભતું નથી. હે! અર્જુન! જો તને મારી ઉપર વિશ્વાસ હોય તો હું જે કાંઈ કહું તે પ્રમાણે તું કર." અર્જુને કહ્યું કે, "આપ ઉપર મને પૂર્ણ વિશ્વાસ છે એટલા માટે આપ જે પ્રમાણે કહો તે પ્રમાણે કરવાને માટે હું તૈયાર છું." યુધિષ્ઠિરે કહ્યું કે, "જ્યારે કૌરવોની સાથે આપણે ઝગડો થાય ત્યારે એક બાજુ તેઓ સો છે અને બીજી બાજુ આપણે પાંચ છીએ; પણ જ્યારે બીજા કોઈની સાથે ઝગડો ઊભો થાય ત્યારે આપણે એકસો પાંચ જણા છીએ. જ્યારે ત્રીજી વ્યક્તિની સાથે આપણે ઝગડો થાય ત્યારે આપણે બધાએ સાથે મળી જઈને એકસો પાંચ બની જવું જોઈએ. દુર્યોધન ગમે તેવો હોય પણ આખરે તે આપણો ભાઈ જ છે. આપણામાં પુરુષાર્થ હોવા છતાં આપણા ભાઈને બીજો કોઈ બાંધી રાખે એ કેટલું બધું અનુચિત છે? એટલા માટે જો તમારામાં પુરુષાર્થ હોય તો તમે જઈને દુર્યોધનને ગંધર્વના બંધનમાંથી મુક્ત કરી આવો."

ધર્માત્મા યુધિષ્ઠિરે ભારતવર્ષને વારસામાં આવી હિતબુદ્ધિ આપી છે પણ આજે એ હિતબુદ્ધિને કેવી રીતે ભૂલી જવામાં આવી છે અને આજે કેવી વિકટ પરિસ્થિતિ ઊભી થવા પામી છે એ જુઓ. કોઈ બહારની ત્રીજી વ્યક્તિ બધાને દબાવતી હોય તો ભલે દબાવે, પણ હિન્દુ, મુસલમાન, જૈન–વૈષ્ણવ કે જૈનો પરસ્પર શાન્તિથી રહી શકતા નથી. પણ યુધિષ્ઠિર કહે છે કે, પોતાનો ભાઈ પોતાની ઉપર ભલે લાખો જુલ્મો ગુજારતો હોય પણ જો તે ભાઈ ત્રીજી વ્યક્તિદ્વારા દબાતો હોય કે પીડાતો હોય તો તેને પીડામુક્ત કરવો એ ભાઈનો ધર્મ છે.

અર્જુન પહેલાં એમ કહેતો હતો કે, દુર્યોધન ગંધર્વના હાથે પકડાઈ ગયો એ બહુ સારું થયું પણ યુધિષ્ઠિરની આજ્ઞા થતાં જ તે ગંધર્વની પાસે ગયો અને દુર્યોધનને બંધનમુક્ત કરવા માટે તેને કહ્યું. આ સાંભળી ગંધર્વે અર્જુનને કહ્યું કે, "મિત્ર! તમે આ શું કરી રહ્યા છો? વિચારો તો ખરા કે, આ દુર્યોધન દુષ્ટ છે અને તમને લોકોને મારવા માટે જ તે આવી રહ્યો હતો. એવી અવસ્થામાં મેં તેને પકડીને બાંધી લીધો તો એમાં મેં શું ખોટું કર્યું? માટે તમે ઘેર જાઓ અને તેને છોડવાના પ્રપંચમાં તમે પડો નહિ." અર્જુને ઉત્તર આપ્યો કે "દુર્યોધન ભલે ગમે તેવો હોય પણ આખરે તે અમારો ભાઈ જ છે એટલા માટે તમારે તેને બંધનમુક્ત કરવો જ પડશે."

અર્જુન, ભાઈની રક્ષાને માટે તો આ પ્રમાણે કહે છે પણ તમે લોકો ભાઈ–ભાઈ વચ્ચે કોર્ટમાં કેસ તો લડતા નથીને? કદાચ કોઈ એમ કહે કે, અમારો ભાઈ બહુ જ ખરાબ છે તો એને એ જ કહી શકાય કે, તમારો ભાઈ ગમે તેવો ખરાબ હોય પણ તે દુર્યોધન જેવો તો ખરાબ નથીને? જ્યારે યુધિષ્ઠિરે દુર્યોધન જેવા પિત્રાઈ ભાઈને માટે આટલી ક્ષમા અને સહનશીલતાનો પરિચય આપ્યો તો તમે તમારા ભાઈ પ્રત્યે એવી ક્ષમા કે સહનશીલતાનો પરિચય આપી ન શકો? પણ તમારામાં ભાઈ પ્રત્યે એવી ક્ષમા અને સહનશીલતા નથી અને એ કારણે જ તમે ભાઈ સામે કોર્ટમાં દાવો માંડો છો! અર્જુન,

ભીમ તથા દ્રૌપદી એ ત્રણેય દુર્યોધનના ઘણા વિરુદ્ધ હતા; છતાં યુધિષ્ઠિરના વચન ઉપર તેઓને આવો દૃઢ વિશ્વાસ હતો, તો તમને ભગવાનનાં વચનો ઉપર કેટલો બધો વિશ્વાસ હોવો જોઈએ? ભગવાન કહે છે કે, શિરોચ્છેદ કરનાર વૈરી પણ મિત્ર જ છે. કોઈ કોઈનો શિરોચ્છેદ કરી શકતો નથી પણ આત્મા જ શિરોચ્છેદ કરી શકે છે એટલા માટે આત્મા જ વૈરી છે.

અર્જુને ગંધર્વને કહ્યું કે, "ભલે તું અમારા હિતની વાત કહેતો હો તો પણ મારા ભાઈની વાત આગળ હું તારી વાત માની શકું નહિ. મારે તો મારા મોટાભાઈ યુધિષ્ઠિરની આજ્ઞા માથે ચડાવી દુર્યોધનને તારાં બંધનમાંથી મુક્ત કરવાનો છે એટલા માટે તું એને બંધનમુક્ત કરી દે. જો તેને એમ છોડી શકતો ન હો તો યુદ્ધ કર. જો તેં અમારા હિતને માટે જ એને બાંધી રાખ્યો હોય તો હું એ જ કહું છું કે, એને તું છોડી દે. મારે તેનાં કૃત્યો જોવાં નથી પણ મારે તો મારા ભાઈની આજ્ઞાનું પાલન કરવું છે. એટલા માટે તું એને છોડી દે."

આખરે અર્જુન દુર્યોધનને છોડાવી લાવ્યો. યુધિષ્ઠિર અર્જુન ઉપર ઘણા પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા કે, "તું મારો સાચો ભાઈ છે. તેમણે દ્રૌપદીને કહ્યું કે, જુઓ! આ જંગલમાં પણ કેવું મંગલ છે." આ પ્રમાણે યુધિષ્ઠિરે જંગલમાં અને સંકટના સમયે પણ ધર્મનું પાલન કર્યું હતું પણ આ ઉપરથી તમે તમારા વિષે જુઓ કે, તમે ઉપાશ્રયમાં ધર્મનું પાલન કરવા માટે આવો છો કે તમારા અભિમાનને પોષવાને માટે આવો છો? ધર્મસ્થાનમાં પગ મૂકતાં પહેલાં 'નિસ્સહિ–નિસ્સહિ' કહીને અભિમાન ક્રોધ આદિનો નિષેધ કરવો જોઈએ પણ જો અભિમાનાદિનો નિષેધ કર્યા વિના ધર્મસ્થાનકમાં આવો તો તમે હજી ધર્મતત્ત્વથી દૂર છો એમ જ કહેવું જોઈએ.

ભીમે યુધિષ્ઠિરને કહ્યું કે, "દુર્યોધન ગંધર્વના હાથે બંધાઈ જવાથી તો અમે પ્રસન્ન થયા હતા. જો તમે ન હોત તો અમે આ પાપમાં જ પડ્યા રહેત." ભીમનું આ કથન સાંભળી યુધિષ્ઠિરે જવાબ આપ્યો કે, "એ તો ઠીક છે, પરંતુ અર્જુન જેવા ભાઈ ન હોત તો મારી આજ્ઞા કોણ માનત?"

તમે પણ છદ્મસ્થ છો. તમારામાં પણ આ પ્રકારનું પાપ આવવું સંભવિત છે છતાં આજ્ઞાને શિરોધાર્ય કરવાનું તો તમારે પણ ધ્યાન રાખવું જોઈએ. ભગવાનની આજ્ઞા છે કે, બધાને મિત્ર સમાન માનો; પોતાના અપરાધની ક્ષમા માંગો અને બીજાના અપરાધોને ક્ષમા આપો. આ આજ્ઞાનું પાલન કરવામાં એવી 'પોલીસી'નો ઉપયોગ કરવો ન જોઈએ કે, જેમની સાથે લડાઈ–ઝગડા કર્યા હોય તેમની તો ક્ષમા ન માંગો, અને બીજાની સાથે કેવળ વ્યવહારની ખાતર ક્ષમા માંગો. સાચી ક્ષમા માંગવાનો અને ક્ષમા આપવાનો આ સાચો માર્ગ નથી. શત્રુ કે મિત્ર બધાં પ્રત્યે ક્ષમાભાવ રાખવો એ જ મહાવીર ભગવાનનો મહામાર્ગ છે. ભગવાનના આ માર્ગે ચાલશો તો તેમાં તમારું કલ્યાણ રહેલું છે. આજે યુધિષ્ઠિર તો રહ્યા નથી પણ તેમણે કહેલી વાત તો રહી ગઈ છે. એ વાતને તમે પણ ધ્યાનમાં રાખો અને તેને વર્ત્તનમાં ઉતારો. ધર્મની વાત કહેવામાં અને વર્ત્તનમાં ઉતારવામાં ઘણું અંતર રહેલું છે. જો ધર્મને વર્ત્તનમાં ઉતારો તો તમને ખબર પડે કે, ધર્મમાં કેવી અને કેટલી શક્તિ રહેલી છે! આ જ પ્રમાણે સંઘનું બળ સંગઠિત કરી આચરણમાં ઉતારવવામાં આવે તો એ

સંઘબળની શક્તિ રાષ્ટ્રની સત્તાને પણ હચમચાવી મૂકે. સંઘબળ એ ધર્મનો પ્રાણ છે. જ્યાં સંઘબળ હોતું નથી ત્યાં ધર્મ પણ જીવન્ત રહી શકતો નથી.

કહેવાનો આશય એ છે કે, સંઘમાં સંગતિ હોય તો સંઘ ઘણું કામ કરી શકે છે એટલા માટે પોતાના સજાતીય અને સ્વધર્મી ભાઈઓને દૂર રાખવા ન જોઈએ પણ તેમને અપનાવવા જોઈએ.

## મયણરેહા ચરિત્ર-૯

યુધિષ્ઠિરની માફક મયણરેહાએ પણ પોતાના પતિને ભ્રાતૃપ્રેમને જીવંત અને જ્વલંત રાખવાની જ હિતસલાહ આપી હતી. જો તે રાજ્યના પ્રલોભનમાં પડી જાત તો ગજબ જ થઈ જાય ને? પરંતુ મયણરેહા રાજ્યના પ્રલોભનમાં ન પડી તેનું કારણ એ છે કે, તે શ્રાવિકાનાં ગુણોથી યુક્ત હતી. શાસ્ત્રમાં શ્રાવક શ્રાવિકાનાં ૨૧ ગુણો વર્ણવવામાં આવ્યાં છે. મયણરેહા તે ૨૧ ગુણોથી યુક્ત સુંદરી હતી.

**ક્ષુદ્ર બુદ્ધિ-૧ નહીં રખે શ્રાવિકા, રૂપમેં-૨ રંભા સમાન;**
**શશિ સમ સૌમ્ય-૩ લોકપ્રિયતા-૪, સત્ય ક્ષમા-૫ કી ખાન. ॥ સતી૦ ૮ ॥**
**ડરે પાપસે-૬ નિડર સભીસે, સરલ-૭ સત્ય સ્વભાવ;**
**સદાક્ષિણ્ય-૮ લજ્જાસે-૯ દીપે, દયા તણો-૧૦ ચિત્ત ચાવ. ॥ સતી૦ ૯ ॥**
**સદા સમભાવી-૧૧ નિર્મલ દૃષ્ટિ, ગુણ સે-૧૨ રક્ખે રાગ;**
**ધર્મકથા-૧૩ કરે પ્રેમસે સરે, ધર્મ ધરે મહા ભાગ.-૧૪ ॥ સતી૦ ૧૦ ॥**
**જાતિવન્ત-૧૫ કુલવન્ત-૧૬ મહા સતી, દીર્ઘ દૃષ્ટિ-૧૭ કી ધાર;**
**અવિરુદ્ધ અર્થ કી સદા ઉપાસક-૧૮ વિનયવન્ત-૧૯ ગુણધાર. ॥ સતી૦ ૧૧ ॥**
**પરહિતમેં-૨૦ દત્તચિત્ત મહા સતી, લબ્ધ લક્ષ-૨૧ ગુણવાન;**
**ઈક્કીસ ગુણ કી બની હૈ પ્રતિમા, ધર્મ મર્મ કી જાન. ॥ સતી૦ ૧૨ ॥**

મયણરેહા સતી શ્રાવિકાનાં આ ૨૧* ગુણોની સાક્ષાત્ મૂર્તિ સમાન હતી; અર્થાત્ તેના જીવનમાં એ ગુણો તાણાંવાણાંની માફક વણાઈ ગયાં હતાં. મયણરેહામાં અક્ષુદ્ર બુદ્ધિ, સુંદરતા અને સૌમ્યતા કેવા પ્રકારની હતી તે વિષે કાલે કહી દેવામાં આવ્યું છે. મયણરેહા ૨૧ ગુણોથી યુક્ત સુંદરી હતી. 'સોનામાં સુગંધ' એ લોકોક્તિ અનુસાર તેનામાં સુંદરતાની સાથે સૌમ્યતા હતી; ક્રૂરતા ન હતી.

---

* શ્રાવક-શ્રાવિકાનાં એકવીશ ગુણો નીચે પ્રમાણે છે:—

૧. **અક્ષુદ્ર**-હલકો સ્વભાવ-ક્ષુદ્રવૃત્તિ ન હોય, ૨. **રૂપવંત**-સુંદર હોય, ૩. **પ્રકૃતિ સૌમ્ય**-સૌમ્ય પ્રકૃતિ હોય, ૪. **લોકપ્રિય**-સર્વને પ્રિય હોય, ૫. **અક્રૂર**-ક્રૂર ન હોય, ૬. **પાપભીરુ**-પાપથી ડરે, ૭. **અશઠ**-બીજાને ઠગે નહિ, ૮. **સુદક્ષિણ**-ચતુર હોય, ૯. **લજ્જાળુ**-કુકર્મ કરતાં શરમાય, ૧૦. **દયાળુ**-સર્વ પ્રાણીની દયા કરે, ૧૧. **મધ્યસ્થ સૌમ્ય દૃષ્ટિ**-માધ્યસ્થ તથા સૌમ્ય દૃષ્ટિ હોય, ૧૨. **ગુણરાગી**-પારકાનાં ગુણોનું બહુમાન કરે, ૧૩. **સત્કથ**-સાચી વાત કહે, ૧૪. **સુપક્ષ યુક્ત**-ઉત્તમ કુટુંબ પરિવારથી યુક્ત હોય, ૧૫. **સુદીર્ઘદર્શી**-જે કરે તે જોઈ વિચારીને કરે, ૧૬. **વિશેષજ્ઞ**-તત્ત્વનો જાણકાર હોય, ૧૭. **વૃદ્ધાનુગ**-વડિલોના માર્ગને અનુસરે, ૧૮. **વિનીત**-વિનયવંત હોય, ૧૯. **કૃતજ્ઞ**-બીજાનાં કરેલ ઉપકારને સમજે, ૨૦. **પરહિતાર્થકારી**-પારકાનું હિત કરે, ૨૧. **લબ્ધલક્ષ**-બધાં સારાં કામમાં સાવધાની રાખે,

સાધારણતઃ એમ કહેવામાં આવે છે કે, મોટા લોકોમાં અહંકાર કે ક્રોધ વધારે હોય છે પણ અત્રે વિચારવાનું એ છે કે, શું વાસ્તવમાં ક્રોધ કે અહંકાર કરે તે મોટા માણસ છે કે, ક્રોધ કે અહંકારને જીતે એ મોટા માણસ છે ? આ પ્રશ્નના ઉત્તરમાં જિનવાણી તો એમ જ કહે છે કે, જે ક્રોધ કે અહંકારને જીતે છે તે જ મોટા માણસ છે અને ક્રોધવિજયી કે અહંકારને જીતનારા જ લોકપ્રિય બની શકે છે. લોકપ્રિયતા પ્રાપ્ત કરવા માટે ક્રોધ ઉપર વિજય પ્રાપ્ત કરવો અને વિનમ્ર બનવું આવશ્યક છે. મયણુરેહા સતીએ ક્રોધ કે અહંકારને જીતીને લોકપ્રિયતા પ્રાપ્ત કરી હતી. તે એમ તો નિડર હતી પણ પાપથી બહુ ડરતી રહેતી હતી. ઘોર જંગલમાં જવાનું હોય તો તે ભય પામતી ન હતી પણ પાપનો જરા સંભવ થતાં તે કાંપી ઉઠતી એવી તે પાપભિરુ હતી. આજના લોકો સાધારણ ભયથી તો ડરવા લાગે છે પણ પાપના ભયથી જાણે તેઓ નિર્ભય ન હોય એમ લાગે છે. આજકાલ જે લોકો સાચાને ખોટું અને ખોટાને સાચું બનાવી જાણે છે તેઓને ચાલાક માનવામાં આવે છે. લોકો કહે છે કે, દુનિયામાં દુઃખ છે પણ એ જોતાં નથી કે દુઃખ પેદા ક્યાંથી થયું ? લોકોને દુઃખ ગમતું નથી પરંતુ દુઃખ પોતે પેદા કરે છે એ જોતાં નથી.

સતી મયણુરેહા પાપથી ડરતી હતી. તે જંગલમાં ચાલી ગઈ એમાં તો તે ભય પામી નહિ પણ શીલ નષ્ટ થવાના ભયથી તે કાંપી ઉઠી હતી. જે પાપભિરુ હોય છે તે જ ધર્મનું પાલન કરી શકે છે. જેને પાપનો ભય જ નથી તે ધર્મનું પાલન કેવી રીતે કરી શકે ? જે ધર્મને પ્રાણથી પણ વિશેષ પ્રિય ગણે છે તે જ વ્યક્તિ ધર્મનું સમુચિત પાલન કરી શકે છે. જે ધર્મને પ્રાણથી વિશેષ પ્રિય ગણે છે તે વ્યક્તિના વિષે એમ કહેવામાં આવે છે કેઃ—

સિર જાવે તો જાવે, મેરા સત્યધર્મ નહીં જાવે;
સત્ય કે કારણ રામચંદ્રજી, વનફલ બિન કર ખાવે.

આ પ્રમાણે અનેક મહાપુરુષોએ સત્યધર્મની રક્ષાને માટે કષ્ટો તો સહ્યાં છે પણ સત્યધર્મનો ત્યાગ કર્યો નથી. એવાં અનેક ઐતિહાસિક ઉદાહરણો પણ સાંભળવામાં આવે છે કે, સત્યધર્મીએ સત્યધર્મની રક્ષાને માટે ફાંસીના માંચડે ચડી જવાનું પસંદ કર્યું, પણ સત્યધર્મનો ત્યાગ ન કર્યો. ઊકાને માટે એમ કહેવામાં આવે છે કે, તે ફાંસીને માંચડે ચડી ગયો પણ અસત્ય ન બોલ્યો. આ પ્રમાણે પ્રાણને સમર્પણ કરીને પણ સત્યધર્મની રક્ષા તેણે કરી; પણ આજે તો તુચ્છ વસ્તુને માટે અસત્ય બોલવું એ તો સામાન્ય વ્યવહાર બની ગયો છે, અને જાણે અસત્ય બોલવું એ પાપ જ નથી એમ માનવામાં આવે છે પણ પ્રશ્ન વ્યાકરણમાં ભગવાને કહ્યું છે કે, तं सच्चं खु भयवं અર્થાત્ સત્ય એ જ ભગવાન છે. ભક્ત તુકારામે પણ કહ્યું છે કે,

सत्य बोल ते जरी तुका साठे जुडे हरि।

અર્થાત્–સત્ય બોલવાથી અને સત્યાચરણ કરવાથી જ પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે. તમને જો કોઈ રૂપિયા આપી કીડી મારવાનું કહે તો શું તમે એવું પાપ કરવાને તૈયાર થશો ? નહિ. જેમ બીજાને મારવું એ પાપ છે તેમ અસત્ય બોલવું એ પાપ છે. શું હિંસા પાપ છે અને અસત્ય બોલવું એ પાપ નથી ? અસત્યનું પાપ હિંસાના પાપ કરતાં અમુક અપેક્ષાએ મોટું છે એટલા માટે અસત્યના પાપનો ત્યાગ કરો અને સત્યને જીવનમાં ઉતારો તો તેમાં તમારું તથા બીજાનું કલ્યાણ રહેલું છે.



## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૩ શ્રાવણ શુદ ૪ મંગળવાર

### પ્રાર્થના

**શ્રી મુનિસુવ્રત સાહબા, દીનદયાલ દેવ તણા દેવકે:**
**તરણ તારણ પ્રભૂ મો ભણી, ઉજ્જવલ ચિત્ત સમરૂં નિત્યમેવકે.**
**શ્રી મુનિસુવ્રત સાહબા. ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી મુનિસુવ્રતનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્માની પ્રાર્થના કરતી વખતે ભક્તના હૃદયમાં કેવાં ભાવો ઉદ્ભવવાં જોઈએ એ આ પ્રાર્થનામાં બતાવવામાં આવ્યું છે. સૂચના આપનાર તો સૂચના આપીને પૃથક્ થઈ જાય છે પરંતુ જે ભક્ત તે સૂચનાઓને પોતાના હૃદયમાં સ્થાન આપે છે અને પોતે તદ્રૂપ બની જાય છે તે જ પોતાના આત્માનું કલ્યાણ સાધી શકે છે. પરમાત્માની પ્રાર્થના કરવા માટે કયા ભાવોની આવશ્યકતા છે એ વાતની સૂચના કરતાં આ પ્રાર્થનામાં કહેવામાં આવ્યું છે કે, પ્રાર્થીએ પરમાત્માને ઉત્કૃષ્ટ માની પોતાના હૃદયમાં દીનતા પ્રગટ કરવી જોઈએ. આ ઉપરથી કદાચ કોઈ એમ કહે કે, પોતાનામાં દીનતા પ્રકટ કરવી એ તો આત્માનું અપમાન કરવા સમાન છે. તો આ પ્રશ્નના ઉત્તરમાં જણાવવાનું કે, પરમાત્માની સમક્ષ પોતાનાં દોષોને પ્રગટ કરતાં દીનતા લાવવી એમાં આત્માનું અપમાન નહિ પણ સન્માન છે. અપરાધો કરતી વખતે હૃદયમાં સંતાપ પેદા થયો નહિ તો પછી અપરાધોને પરમાત્માની સમક્ષ પ્રકટ કરવામાં સંતાપ શા માટે થવો જોઈએ? માટે સંતાપ નહિ કરતા પોતાનાં દોષોની વિશુદ્ધિ કરવા માટે પરમાત્માની સમક્ષ પોતાના દોષો નગ્ન સ્વરૂપમાં પ્રકટ કરશો તો પોતાના હૃદયમાં દીનતા પ્રકટ થયા વિના પણ નહિ રહે! એટલા જ માટે ભક્તજનો પોતાનાં દોષોને પરમાત્મા સમક્ષ પ્રકટ કરતાં કહે છે કે:—

હૂં અપરાધી અનાદિનો, જનમ–જનમ ગુન્હા કિયા ભરપૂર કે;
લૂંટિયા પ્રાણ છઃકાયના, સેવિયાં પાપ અઢારહ કરૂર કે.

ભક્ત કહે છે કે, હે! પ્રભો! બીજા કોઈ તો અજાણતાં પાપનું સેવન કરતાં હશે પણ મેં તો જાણી જોઈને પાપોનું સેવન કર્યું છે. આથી વિશેષ બીજો અપરાધ કયો હોઈ શકે? જે પ્રમાણે રોગી પોતાના જ રોગને ભયંકર માને અને એમ કહે છે કે, "મારા જેવો બીજો કોણ રોગી હશે? આ જ પ્રમાણે ભક્તજન પણ પોતાના અપરાધને જ મોટો અપરાધ માને છે અને એમ કહે છે કે, "મારા જેવો બીજો કોણ અપરાધી હશે? હું મહાન્ અપરાધી છું એટલા માટે હે! પ્રભો! હવે હું તારા શરણે આવ્યો છું. મારું કલ્યાણ કર." આ પ્રમાણે હૃદયપૂર્વક જો પરમાત્માની પ્રાર્થના કરવામાં આવે તો આત્માનો પાપરૂપી રોગ જરૂર મટી જાય; પણ એટલું ધ્યાન રાખવું જોઈએ કે, પરમાત્માની પ્રાર્થના બનાવટી હોવી ન જોઈએ. આ પ્રમાણે માત્ર કહેવું એટલું જ મારું કામ છે. કારણ કે, મારો અધિકાર મારા આત્મા ઉપર જ છે, બધાના આત્મા ઉપર મારો અધિકાર નથી. એટલા માટે જે કહેવા પ્રમાણે કરશે તે જ પોતાનું કલ્યાણ કરી શકશે. હું તે પ્રમાણે કરીશ તો મારા આત્માનું કલ્યાણ થશે અને તમે તે પ્રમાણે કરશો તો તમારા આત્માનું કલ્યાણ થશે.

## સમ્યક્ત્વ પરાક્રમ—પહેલો બોલ.

હવે આ જ વાત શાસ્ત્રદ્વારા કહું છું. આત્માનું કલ્યાણ કરવા માટે ભગવાને શાસ્ત્રમાં સંવેગમાં પરાક્રમ કરવાનું કહ્યું છે. મોક્ષની અભિલાષા કરવી એનું નામ 'સંવેગ' છે. જો તમે આ ભવ-સંસારનાં બંધનોનું સ્વરૂપ સમજ્યા હશો અને એ બંધનોમાંથી મુક્ત થઈ મોક્ષ પ્રાપ્ત કરવાની ઇચ્છા થઈ હશે તો તમારામાં 'સંવેગ' અવશ્ય જાગ્રત થશે. જ્યાંસુધી સંવેગ જાગ્રત થતો નથી ત્યાંસુધી મોક્ષે જવાની વાતો કેવળ વાતો જ રહે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

**वायाविरियमेत्तेण, समासासेन्ति अप्पयं** । उ० ६-९

અર્થાત્-જ્યાંસુધી સંવેગ જાગ્રત થતો નથી ત્યાં સુધી વાણીના વિલાસદ્વારા જ આત્માને આશ્વાસન આપવું પડે છે અને મોટી મોટી વાતોદ્વારા આપવામાં આવેલા આશ્વાસનથી આત્માને સંતોષ કેમ થઈ શકે? એટલા માટે શાસ્ત્રની વાણીને જીવનમાં વણીને સંવેગને જાગ્રત કરો અર્થાત્ મોક્ષની અભિલાષાને હૃદયમાં જીવતી કરો.

મોક્ષની અભિલાષા કરવી એનું નામ સંવેગ છે એ તો જાણ્યું, પણ સંવેગનું ફળ શું છે? એ અત્રે જાણવાનું છે. એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, સંવેગદ્વારા અનુત્તર અર્થાત્ પ્રધાન ધર્મ ઉપર શ્રદ્ધા પેદા થાય છે. પ્રધાન ધર્મ મોક્ષધર્મ છે કારણ કે મોક્ષ સિવાય બીજી કોઈ અનુત્તર વસ્તુ નથી. મોક્ષ જ પરમ પુરુષાર્થ તરીકે ઓળખાય છે. ચાર પુરુષાર્થોમાં મોક્ષ પુરુષાર્થ અનુત્તર છે. સંવેગદ્વારા એ મોક્ષધર્મ ઉપર શ્રદ્ધા પેદા થાય છે. જ્યારે મોક્ષધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા પેદા થાય છે ત્યારે મોક્ષધર્મની સામે સંસારની બધી વસ્તુઓ તુચ્છ લાગે એ સ્વાભાવિક છે.

તમે એ તો સારી રીતે જાણો જ છો કે, એક રૂપિયાની સામે એક આનાની કીંમત કેટલી હોય છે? તમને જો એક આનાના બદલામાં એક રૂપિયો મળતો હોય તો તમે એક આનાનો ત્યાગ કરવા તૈયાર થઈ જશો કે નહિ? અને એક ગિની મળતી હોય તો એક રૂપિયાને, હીરો મળતો હોય તો એક ગિનીને અને ચિન્તામણિ રત્ન મળતું હોય તો એક હીરાનો ત્યાગ કરવા તમે તૈયાર થઈ જશો કે નહિ? જે પ્રમાણે એક રૂપિયાના બદલામાં એક આનો, એક ગિનિના બદલામાં એક રૂપિયો, એક હીરાના બદલામાં એક ગિનિ અને એક ચિન્તામણિ રત્નના બદલામાં એક હીરાના ત્યાગ માટે તૈયાર થઈ જાઓ છો, તે જ પ્રમાણે અનુત્તર મોક્ષધર્મના બદલામાં તમે સંસારની બધી ચીજોનો ત્યાગ કરવા તૈયાર થઈ જશો. આ ત્યાગ કરવા પાછળ પણ શ્રદ્ધા કામ કરી રહી છે. જો તમને એક આના કરતાં એક રૂપિયાની કીંમત વધારે છે એવી દૃઢ શ્રદ્ધા હશે તો જ તમે એક આનાનો ત્યાગ કરી શકશો, અન્યથા નહિ; તે જ પ્રમાણે જો તમને મોક્ષધર્મ અનુત્તર છે, અર્થાત્ મોક્ષધર્મ કરતાં બીજી કોઈ વસ્તુ પ્રધાન નથી એવી તમને દૃઢ શ્રદ્ધા હશે તો જ તમે સંસારની વસ્તુઓનો ત્યાગ કરી શકશો, અન્યથા સાંસારિક પ્રલોભનોમાંથી છૂટવું બહુ જ મુશ્કેલ છે. મોક્ષધર્મ ઉપર દૃઢશ્રદ્ધા હોય તો જ સાંસારિક પ્રલોભનો ઉપર વિજય મેળવી શકાય અને તેમાંથી મુક્ત થવાય.

જે ભવબંધનોમાંથી મુક્ત કરે, પરતંત્રમાંથી મુક્ત કરી સ્વતંત્રતાને પ્રાપ્ત કરાવે અને પતિતાવસ્થામાંથી બહાર કાઢી ઉન્નત બનાવે તે જ અનુત્તર ધર્મ છે. ધર્મની સાથે અનુત્તર

વિશેષણ લગાડવાનું કારણ એ છે કે, ઘણા લોકો પાપને પણ ધર્મનું નામ આપે છે. જ્યાં પાપ કે પાપનું કોઈ કારણ હોય ત્યાં ધર્મત્વ નથી એ બતાવવા માટે ધર્મની સાથે અનુત્તર વિશેષણ આપવામાં આવ્યું છે. જો હૃદયમાં મોક્ષની અભિલાષા હશે તો અનુત્તર ધર્મ ઉપર જ શ્રદ્ધા પેદા થશે; અને જ્યારે અનુત્તર ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા પેદા થાય ત્યારે કોઈ બીજી ઝંઝટોમાં પાડવાનો ગમે તેટલો પ્રયત્ન કરે, અરે દેવ-દાનવો વગેરે પણ ધર્મથી વિચલિત કરવાનો પ્રયત્ન કરે, છતાં તે અનુત્તર ધર્મ ઉપરથી વિચલિત થતો નથી. હૃદયમાં સાચો સંવેગ હોય તો જ અનુત્તર ધર્મ ઉપર આવી અટલ-અડોલ શ્રદ્ધા પેદા થાય છે અને આવી અટલ-અડોલ શ્રદ્ધા હૃદયમાં હોય તો જ સાચો સંવેગ જાગ્રત થાય છે. આ પ્રમાણે અનુત્તર ધર્મશ્રદ્ધા અને સંવેગ વચ્ચે પરસ્પર કારણ-કાર્યભાવનો સંબંધ રહેલો છે.

હવે અત્રે પ્રશ્ન એ થાય છે કે, આવી ધર્મશ્રદ્ધાનું ફળ શું મળે છે? તો આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જો કોઈ માણસ આ પ્રકારની ધર્મશ્રદ્ધાના ફળરૂપે હાથી-ઘોડા વગેરેની આશા કરે તો તેને માટે એમ જ કહી શકાય કે, હજી તેના હૃદયમાં મોક્ષની અભિલાષા પેદા પણ થઈ નથી અને અનુત્તર ધર્મ ઉપર શ્રદ્ધા પણ જાગ્રત થઈ નથી. વાસ્તવમાં અનુત્તર ધર્મશ્રદ્ધાનું આવું ફળ પણ ચાહવામાં આવતું નથી. ધર્મશ્રદ્ધાનું સાચું ફળ તો અનંતાનુબંધી ક્રોધ, માન, માયા તથા લોભનું નષ્ટ થવું એ છે.

હવે અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભ એટલે શું એ વિષે વિચાર કરીએ. જેનો અંત ન આવે અને જે વધારે વધારે બંધાતાં જ જાય એવાં ક્રોધ, માન, માયા અને લોભને શાસ્ત્રકારો અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભ કહે છે. જેના હોવાથી જન્મ-મરણનો અંત આવતો નથી તે અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભ છે. જે એકની બાદ એક એમ ઉપરાઉપરી બંધ થતો જ રહે તે અનંતાનુબંધી કષાય છે.

અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભ કેવાં પ્રકારનાં હોય છે એનું સ્વરૂપ સમજાવતાં શાસ્ત્રકારો કહે છે કેઃ—

જે પ્રમાણે વિજળી પડવાથી છિન્નભિન્ન થએલા પહાડો ફરી પરસ્પર મળતાં નથી તે જ પ્રમાણે હૃદયમાં એવો ક્રોધ પેદા થાય કે, જેના પ્રતિ ક્રોધ પેદા થયો હોય તેની સાથે કોઈ પણ પ્રકારે પુનઃ પ્રેમસંબંધ ન જોડાય તે અનંતાનુબંધી ક્રોધ કહેવાય છે.

જે પ્રમાણે પત્થરનો થાંભલો ભલે તૂટી જાય પણ વાંકો વળી શકતો નથી તે જ પ્રમાણે જેનામાં એવું માન પેદા થાય કે જે ગમે તેટલું સમજાવવા છતાં વિનમ્ર બનતો નથી તે અનંતાનુબંધી માન કહેવાય છે.

જે પ્રમાણે વાંસની જડમાં ગાંઠની અંદર ગાંઠ હોય છે, તે પ્રમાણે જે કપટ ઉપર કપટ કર્યા કરે અને એવી માયાજાળ રચ્યા કરે કે, જે માયાજાળમાં બીજાઓ પણ ફસાય તેવી માયા અનંતાનુબંધી માયા કહેવાય છે.

જે પ્રમાણે કરમચી રેશમને ભલે બાળી નાંખવામાં આવે છતાં તે પોતાનો રંગ છોડતું નથી તે જ પ્રમાણે ભલે પોતાનું સર્વસ્વ નાશ પામે છતાં પોતાનો [illegible] ન છૂટે તે અનંતાનુબંધી લોભ કહેવાય છે.

ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા પેદા થવાથી અને હૃદયમાં સંવેગ [illegible] થી આ પ્રકારનાં ક્રોધ, માન, માયા અને લોભ નાશ પામે છે, અગર અલ્પ [illegible]માં રહે છે. જ્યાંસુધી

અનંતાનુબંધી ક્રોધ, માન, માયા તથા લોભનું જોર રહે છે ત્યાંસુધી ધર્મ ઉપર શ્રદ્ધા પણ પેદા થતી નથી અને જ્યારે ધર્મ ઉપર શ્રદ્ધા પેદા થશે ત્યારે ક્રોધ, માન, માયા અને લોભ પણ નાશ પામશે અથવા અલ્પ પ્રમાણમાં રહેશે. કદાચ કોઈ ઉપર ક્રોધ પેદા થશે તો તે ક્રોધ થોડીવારમાં શાન્ત થઈ જશે અને પછી હૃદય સ્વચ્છ બની જશે. અનુત્તર ધર્મ ઉપર શ્રદ્ધા પેદા થયે અનંતાનુબંધી ક્રોધ, માન, માયા તથા લોભ રહેવા પામતાં નથી અને ત્યારે કોઈ દેવ–દાનવ ધર્મથી વિચલિત કરવા ચાહે તો તેઓ દૃઢધર્મીને વિચલિત કરી શકતા નથી. આવા દૃઢધર્મીને કોઈ એમ કહે કે, 'આ ક્રોધી છે કે માની છે કારણ કે તે અમારી વાત માનતો નથી' તો સાચો દૃઢધર્મી આ પ્રકારના કથન ઉપર કાંઈ ધ્યાન આપતો નથી, તેમ પોતાના ધર્મથી વિચલિત પણ થતો નથી; જે પ્રમાણે મજીઠનો રંગ એવો પાકો માનવામાં આવે છે કે તે રંગ ઉપર બીજો રંગ ચડી શકતો નથી, તે જ પ્રમાણે દૃઢધર્મી ઉપર ધર્મનો રંગ એવો પાકો રહે છે કે, તેની ઉપર પાપનો રંગ કોઈ પણ પ્રકારે ચડી શકતો નથી.

શાસ્ત્રમાં આવા દૃઢધર્મીનાં અનેક ઉદાહરણો મળી આવે છે અને કથાસાહિત્યમાં પણ એવાં અનેક ઉદાહરણો જોવામાં અને સાંભળવામાં આવે છે. જેમકે એક બાજુ તો સીતા હતી અને બીજી બાજુ રાવણ હતો. બન્ને જણા પોતપોતાની વાત ઉપર દૃઢ હતા. રાવણને તેના ભાઈ વિભીષણે તથા તેની પત્ની મંદોદરીએ પણ ઘણો સમજાવ્યો હતો; અને સીતાને પણ રાવણે સમજાવવામાં કોઈ પ્રકારની ખામી રાખી ન હતી, છતાં બન્નેય પોતપોતાની વાત ઉપર અડોલ રહ્યા હતા. આવી દશામાં બન્નેમાંથી કોને પાપી અને કોને ધર્મી કહેવા જોઈએ? તમે સીતાને જ દૃઢધર્મી કહેશો, પણ તમે તમારા વિષે પણ જુઓ કે, તમે શું કરો છો? આજે બીજી વાતો ઉપરથી ભલે તમે વિચલિત ન થાઓ પણ ધર્મથી તો પહેલાં જ વિચલિત થઈ જાઓ છો!

એક કવિએ કહ્યું છે કે, સીતાની પાસે દીવાસળી ન હતી, નહિ તો તે રાવણને ત્યાં દુઃખ ભોગવત નહિ. સીતા બળી, મરી જવાને માટે આગને ચાહતી હતી પણ તેને આગ મળી નહિ, અને તે કારણે જ તેને કષ્ટો ભોગવવાં પડયાં. આજે તો દીવાસળીનો પ્રચાર છે પણ તે વખતે તેનો પ્રચાર ન હતો. આ કારણે સીતાનો સમય ખરાબ હતો કે આજનો સમય ખરાબ છે? પહેલાંના લોકો ઘરમાં આગ રાખતા હતા અને આગને સળગાવવાને માટે ચકમક રાખતાં હતાં. આજે તો દીવાસળીનો પ્રચાર શરૂ થયો છે. આ વાતને દૃષ્ટિમાં રાખી કયા જમાનાને સારો કહી શકાય? પહેલાંના જમાનાને સારો કહેવો જોઈએ કે આજના જમાનાને?

જો સીતાને દીવાસળી મળી જતી અને તે દ્વારા તે બળી મળતી તો તેનું મહત્ત્વ જે આજે છે તે મહત્ત્વ રહેવા ન પામત. એટલા માટે સીતાની પાસે દીવાસળી ન હતી એ સારું થયું કે ખરાબ? જો તે સારું થયું એમ તમે માનતા હો તો એમ માનવું જોઈએ કે, જે જમાનામાં દીવાસળી ન હતી તે જમાનો ખરાબ ન હતો. હવે તમે આ જમાના વિષે જુઓ કે, આજનો જમાનો કેવો છે?

આજે તમે નવીન ચીજો ઉપર તો મુગ્ધ બની રહ્યા છો પરંતુ આ નવીન ચીજો દ્વારા તમારા ચારિત્રનું રક્ષણ થઈ રહ્યું છે કે ભક્ષણ થઈ રહ્યું છે તે જુઓ. આજે તો લોકો નવીન ચીજોના પ્રલોભનમાં પડી જાય છે પણ સીતાના જેવું શીલનું રક્ષણ કરનાર

થતું હોય એવું જોવામાં આવતું નથી. આજે કોની ફેશન સારી છે એ તો જોવામાં આવે છે પણ કોનું શીલ સુરક્ષિત છે એ જોવામાં આવતું નથી. આજે હૃદયમાં તો કુટીલતાનું પાપ ભરી રાખવામાં આવે છે અને ઉપરથી પોતાને ધર્મી બતાવવા માટે ધર્મનો સ્વાંગ રચવામાં આવે છે; આનું નામ સાચી ધર્મશ્રદ્ધા નથી. આ તો ધર્મશ્રદ્ધાના નામે કરવામાં આવતી છેતરપીંડી છે. ધર્મની સાચી શ્રદ્ધાવાળો પોતાનાં પાપોને દબાવી કે છુપાવી રાખતો નથી, તે તો પોતાનાં પાપોને નગ્નસ્વરૂપમાં પરમાત્માની સમક્ષ પ્રગટ કરી દે છે; પરંતુ આજે તો એવું બને છે કે:—

કૈસે દેઉં નાથહિં ખોરિ,
કિયે સહિત સનેહ જે અઘ હૃદય રાખોં ચોરિ;
સંગવશ કિયો શુભ સુનાયે સકલ લોક નિહોરિ. કૈસે૦

ભક્ત કહે છે કે, "હે ! પ્રભો ! જે પાપો મેં સ્નેહપૂર્વક કર્યા છે તે પાપોને તો હું છુપાવી રાખું છું–પ્રગટ કરતો નથી; પરંતુ કોઈના કહેવાથી, કે કોઈની સાથે કે પૂર્વજોનાં મળેલાં સંસ્કારોને કારણે મારાથી જો કોઈ સારું કામ થાય છે, તો એ સારા કામને હું કહેતો ફરું છું."

આજે પણ એવું જોવામાં આવે છે કે, જો થોડું શુભ કામ કર્યું ત્યાં તો દાની કે ઉદાર તરીકે તેની પ્રશંસા સમાચારપત્રોમાં મોટાં મોટાં અક્ષરોમાં કરવામાં આવે છે ! જે પ્રમાણે શુભ કામની જાહેરાત કરવામાં આવે છે તે પ્રમાણે શું પોતાનાં પાપોની જાહેરાત કરવામાં આવે છે ? જો નહિ, તો પછી પરમાત્માને એવો દોષ કેમ આપવામાં આવે છે કે, પરમાત્મા અમને તારતા નથી ? ઉચિત તો એ છે કે, ધર્મ કે શુભ કામને પ્રગટ કરવામાં ન આવે, અને પાપ કે અશુભ કામને પ્રગટ કરવામાં આવે; પણ આજે તો એથી ઊલટું જોવામાં આવે છે કે, શુભ કામને તો પ્રગટ કરવામાં આવે છે અને પોતાનાં પાપોને દબાવી કે છુપાવી રાખવામાં આવે છે. ધર્મને શા માટે છુપાવવો જોઈએ અને પાપને શા માટે પ્રગટ કરવું જોઈએ આ વાત તમને એક સામાન્ય ઉદાહરણદ્વારા સમજાવું છું.

માનો કે, તમે જંગલમાં જઈ રહ્યા છો. ત્યાં રસ્તામાં તમને ચોરો મળ્યા. હવે તમે ચોરોથી બચાવવા માટે કીંમતી ચીજોને છુપાવશો કે હલકી–ખરાબ ચીજોને છુપાવશો ? આ વિષે તમે એમજ કહેશો કે, કીંમતી ચીજોને જ છુપાવવી જોઈએ. હવે ધર્મ અને પાપ એ બન્ને વસ્તુઓમાં કીંમતી શું છે? ધર્મ છે કે પાપ ? જો ધર્મ કીંમતી છે એમ તમે માનતા હો તો ધર્મને છુપાવો અને પાપને પ્રગટ કરો ! જ્યારે તમે પાપને પ્રગટ કરશો ત્યારે તમારામાં કેવી નમ્રતા આવી જશે ? તમે ધર્મ કે શુભ કાર્યનો નિર્ણય તો જલ્દી કરી શકતા નથી પણ પાપનો નિર્ણય તો તમે કરી શકો છો. જો તમે પાપને દેવ, ગુરુ અને ધર્મની સાક્ષીએ પ્રગટ કરશો તો તમારામાં દીનતા આવશે; અને વાસ્તવમાં જ્યારે તમે સાચા દીન બનશો ત્યારે પરમાત્માની પ્રાર્થના કરવાને પણ યોગ્ય બની શકશો. જો તમે તમારામાં દીનતા પ્રગટ કરી પરમાત્માની પ્રાર્થના કરવાને યોગ્ય બનવા ચાહતા હો તો પરમાત્મા પ્રત્યે એવી પ્રાર્થના કરો કે:—

શ્રી મુનિસુવ્રત સાહબા, દીનદયાળ દેવાતણા દેવકે,
તરણ તારણ પ્રભૂ તો ભણી, ઉજ્જ્વલ ચિત્ત સમરું નિત્યમેવકે.

પરમાત્માને દીનદયાળ કહેવામાં આવે છે તો દીનદયાળની દયા પ્રાપ્ત કરવા માટે ભક્તે દીન બનવું જ જોઈએ. જ્યારે દીનદયાળ પરમાત્માની સમક્ષ 'દીન' બનવામાં આવે ત્યારે શું હૃદયમાં અહંકાર કે અભિમાન રહી શકે ખરાં ? પરમાત્માની સમક્ષ જો સાચા હૃદયથી 'દીન' બનવામાં આવે તો અનંતાનુબંધી ક્રોધ, માન, માયા તથા લોભ ટકી શકે નહિ એટલા માટે ક્રોધાદિ કષાયથી રહિત થવા માટે પોતાનાં પાપોની હૃદયપૂર્વક આલોચના કરવી જોઈએ.

આલોચના તો પાપની જ થાય છે. ધર્મની કાંઈ આલોચના થતી નથી; પણ આજે તો એથી ઉલટું એમ બને છે કે, ધર્મની તો આલોચના કરવામાં આવે છે અને પાપને દબાવવામાં તથા છુપાવવામાં આવે છે. ધર્મની આલોચના કરવી અર્થાત્ પોતાનાં શુભ કાર્યોની પોતે પ્રશંસા કરાવવી અને સમાચારપત્રોમાં પોતાનું નામ આવે એમ ચાહવું એ શું દીનતા છે ? ભગવાને કહ્યું છે કે, જો તમે આત્માનું કલ્યાણ કરવા ચાહો, તો દીનતા ધારણ કરો અને દીનતાદ્વારા હૃદયમાં રહેલા ત્રણ શલ્યો કે જે હમેશાં દુઃખ આપ્યાં કરે છે, તેને બહાર ખેંચી કાઢો.

કોઈ માણસ પોતાનામાં શલ્યોને તો રહેવા દે અને ઉપરથી સારાં કપડાં પહેરે તો શું તે માણસ શલ્યોનાં દુઃખથી બચી શકે ખરો ! આ જ પ્રમાણે જે ઉપરથી તો ધર્મ કરે પણ હૃદયમાં શલ્યોને રહેવા દે તો શું તે આત્માને કર્મદુઃખથી બચાવી શકે ખરો ? નહિ. એટલા માટે સર્વપ્રથમ તમારા હૃદયમાંથી ત્રણેય શલ્યોને દીનતાદ્વારા બહાર ખેંચી કાઢો. હૃદયમાં દીનતા લાવવા માટે એમ વિચારો કે :—

'જાનત હોં નિજ પાપ ઉદધિ સમ, જલસીકર સમ સુનત લરોં;
રજ સમ પર અવગુણ સુમેરુ કરિ, ગુણગિરિ સમ રજતે નિદરોં.'

અર્થાત્—ભક્ત કહે છે કે, "હે ! પ્રભો ! મારામાં સમુદ્ર જેટલાં પાપો ભરેલાં છે. મારાં એ પાપોમાંથી એક બિંદુ જેટલા પાપને પણ જો કોઈ પ્રકટ કરી દે તો, હું તેની સાથે બળપૂર્વક ઝગડો કરું છું; અને બીજાનાં સુમેરુ જેવાં ગુણોને હું રજકણ સમાન ગણું છું. ત્યારે બીજાનાં રજકણ સમાન અવગુણોને સુમેરુ સમાન ગણી તેની હું નિંદા કરું છું, એવો હું પાપી છું. આવી દશામાં હે ! પ્રભો ! તારી પ્રાર્થના કરવાને યોગ્ય કેમ બની શકું ?"

જે વ્યક્તિ આ પ્રમાણે ગુણગ્રાહી નહિ પણ અવગુણગ્રાહી છે તે વ્યક્તિ હજી સમદૃષ્ટિપણાથી દૂર છે એમ સમજવું જોઈએ. જે સમદૃષ્ટિ હશે તે તો એમજ કહેશે કે, મારે બીજાનાં અવગુણોની સાથે શો સંબંધ ? મને તો મારાં અવગુણો જે બતાવે તેને હું ઉપકારી માનું. તમારા પગમાં જો કાંટો વાગ્યો હોય અને કોઈ બીજો માણસ તે કાંટો બહાર કાઢી આપે તો તમને સારું લાગે કે ખરાબ લાગે ? કદાચ તમે એમ કહો કે, પગમાં કાંટો લાગ્યો હોય અને કાઢી આપે તો તો ઠીક છે; પણ કાંટો જ લાગ્યો ન હોય અને કાંટો લાગ્યો છે એમ જો કોઈ કહે તો તો અમને ખરાબ ન લાગે ? આનો ઉત્તર એ છે કે, જ્યારે તમને કાંટો લાગ્યો જ નથી એમ તમે જાણો છો તો પછી તમે બીજાના કહેવા ઉપર ધ્યાન જ શા માટે આપો છો ? તે વખતે તો બીજાની વાત ઉપર ધ્યાનજ આપવું ન જોઈએ. તમે

માથે સફેદ ટોપી પહેરી હોય અને બીજો માણસ તમને કાળી ટોપીવાળા કહે તો શું તમને ખરાબ લાગશે ? તમે તે વખતે એમ જ વિચારશો કે, મેં તો માથા ઉપર સફેદ ટોપી પહેરી છે, માટે તે માણસ બીજા કોઈને કાળી ટોપીવાળો કહે તો એમાં મારે શું ? આ પ્રમાણે વિચાર કરવો એ સમદષ્ટિપણાનું લક્ષણ છે. આત્મા જ્યારે આ પ્રમાણે સમદષ્ટિના માર્ગે પ્રયાણ કરશે ત્યારે તે પોતાનું કલ્યાણ સાધી શકશે. કુટીલતા અને ક્રૂરતાના વ્યવહારથી આત્માનું કલ્યાણ સાધી શકાતું નથી.

અનુત્તર ધર્મ ઉપર શ્રદ્ધા રાખનારો, ધર્મ ઉપર કેવી રીતે દઢ રહે છે એને માટે શાસ્ત્રમાં આવેલા *કામદેવ શ્રાવકના ચરિત્રને જુઓ. કામદેવ ઉપર પિશાચરૂપધારી દેવ કુપિત થયો હતો અને તેણે કામદેવને ઘણાં જ કટુવચનો કહ્યાં હતાં. પિશાચે કહ્યું હતું કે, "હે ! અપત્થિયપત્થિયા ! તું તારો ધર્મ છોડી દે, નહિતો હું તને મારી નાંખીશ." પણ કામદેવ એમ વિચારતો હતો કે "આ પિશાચ મને 'ન ઇચ્છિવાયોગ્ય વસ્તુને ઇચ્છિનાર' તરીકે સંબોધે છે, પણ તે પોતાની સમજ પ્રમાણે શું ખોટું કહે છે ! તે પિશાચ છે એટલા માટે તેને ધર્મ ન ઇચ્છિવાયોગ્ય જણાય છે અને તેથી જ તે મને આ પ્રમાણે કહે છે. પરંતુ મને તો ધર્મ ઇચ્છિનીય, આદરણીય અને વાંછનીય જણાય છે તો પછી હું એના કથનથી ખોટું શા માટે માનું ? તેને ધર્મ ઇચ્છનીય છે કે નહિ એ વાતની ખાત્રી તો એ ઉપરથી થાય છે કે, એનામાં ધર્મ નથી, એટલા માટે જ તેને દેવમાંથી પિશાચરૂપ ધારણ કરવું પડયું છે. જો તેનામાં ધર્મ હોત તો તેને પિશાચરૂપ શા માટે ધારણ કરવું પડત ? અને દેવોને યોગ્ય આભૂષણોનો ત્યાગ કરી સ્વેચ્છાએ સર્પનું ઉત્તરાસન શા માટે કરવું પડત ? આ દેવે પિશાચનું વૈક્રિયરૂપ ધારણ કર્યું છે, અને તે એમ વિચારે છે કે, પિશાચરૂપ ધારણ કરવાથી હું તેનાથી ડરી જઈશ અને ધર્મનો ત્યાગ કરી દઈશ. અને એટલા જ માટે રત્નની માળા પહેરનાર તે દેવ આજે કાકીડાં અને ઉંદરની માળા પહેરીને આવ્યો છે ! ધર્મ ન હોવાને કારણે તે બિચારાને કેવું ભયંકર રૂપ ધારણ કરવું પડયું છે ? વાસ્તવમાં ધર્મ ન હોવાને કારણે તેની દશા દયાપાત્ર બની છે."

કામદેવ શ્રાવક અઢાર કરોડ સોનામહોરો અને એંશીહજાર ગાયોનો સ્વામી હતો; છતાં તે આવી દઢતા રાખનારો અને સહનશીલ હતો; તો પછી અમારે સાધુઓએ કેટલી ધર્મદઢતા અને સહિષ્ણુતા કેળવવી જોઈએ ? અને તમારે પણ કેવા દઢધર્મી અને સહિષ્ણુ બનવું જોઈએ ? તેનો વિચાર કરો. જો અમારા-સાધુઓમાં-પવિત્રતા હશે તો તમારામાં પણ પવિત્રતા આવ્યા વિના રહેશે નહિ. કામદેવને ધર્મ ઉપર અટલ-અડોલ શ્રદ્ધા હતી એટલે તે પિશાચરૂપ ધારી દેવથી પણ ડર્યો નહિ પણ તેણે ઊલટો દેવને પાછો પિશાચમાંથી દેવ બનાવી દીધો.

તમારામાં જ્યારે ધર્મ ઉપર આવી શ્રદ્ધા પેદા થાય ત્યારે એમ માનવું કે, તમારામાંથી અનંતાનુબંધી ક્રોધ, માન, માયા તથા લોભ વગેરે કષાયો નીકળી ગયાં છે અને તમારામાં ધર્મશ્રદ્ધા તથા સંવેગ જીવંત અને જાગ્રત બન્યાં છે. તમને જીવનમાં ધર્મશ્રદ્ધા અને સંવેગને મૂર્તરૂપ આપવાનો આ શુભ અવસર મળ્યો છે, તો ધર્મશ્રદ્ધા અને સંવેગને જીવનમાં ઉતારવામાં આ માનવ જીવનનો સદુપયોગ કરો તો તેમાં તમારું કલ્યાણ જ રહેલું છે. ધર્મશ્રદ્ધા અને સંવેગને જીવનમાં કેવી રીતે ઉતારી શકાય તે માટે સતી મયણરેહાનો આદર્શ જુઓ.

* જુઓ : ઉપાસકદશાંગ સૂત્ર.

## મયણરેહા ચરિત્ર—૧૦

શેરડીનો સાંઠો ખેતરમાં પણ મીઠો રહે છે અને રસ કાઢવા માટે જ્યારે તેને યંત્રમાં પીલવામાં આવે છે ત્યારે પણ તે મીઠો જ રહે છે. સોનું ભલે વીંટીમાં હોય કે ખાણમાં હોય પણ તે સોનું જ રહે છે. આ જ પ્રમાણે ધર્માત્મા ભલે સુખમાં રહે કે દુઃખમાં રહે પણ તે બધે ઠેકાણે ધર્માત્મા જ રહે છે. મયણરેહા રાજ્યની સ્વામિની હતી ત્યારે તે સુશીલા જ રહી હતી અને સંકટમાં પડી ત્યારે પણ તે સુશીલા જ રહી હતી.

કોઈ માણસને જ્યારે સરકાર પગાર આપે છે ત્યારે તે માણસનું કર્ત્તવ્ય છે કે, તે સરકાર પ્રતિ વિશ્વાસપાત્ર રહે. પણ જો તે માણસ વિશ્વાસઘાતી બને તો એવા માણસને વિશ્વાસઘાતી સિવાય વધારે શું કહી શકાય ? પણ અત્રે વિચારવાનું એ છે કે, સર્વપ્રથમ વિશ્વાસપાત્ર કોના બનવું જોઈએ ? સરકારના કે ધર્મના ? જો તમે મનુષ્ય જ ન હોત પણ વાંદરા કે કોઈ પશુ હોત તો એ અવસ્થામાં શું સરકાર તમને પગાર આપી શક્ત ખરી ? તો પછી જે ધર્મે તમને આ મનુષ્ય શરીર આપેલ છે તેના પ્રતિ વિશ્વાસઘાતી બનવું એ શું ઉચિત છે ? ધર્મ કે પ્રકૃતિની કૃપાથી આ મનુષ્ય શરીર મળેલ છે, તો એ ધર્મ કે પ્રકૃતિનો તમારા ઉપર કેટલો બધો ઉપકાર છે ? છતાં જો તમે ધર્મનો કે પ્રકૃતિનો ઉપકાર માનો નહિ, અને તેના પ્રતિ કૃતજ્ઞતા પ્રગટ કરો નહિ, તો તમારો એ વિશ્વાસઘાત છે કે નહિ ? જે કોઈ ધર્મનો કે પ્રકૃતિનો ઉપકાર ભૂલી જાય છે તે માલિકનો ઉપકાર ભૂલી જાય તો એમાં આશ્ચર્ય જેવું શું છે ?

સતી મયણરેહાએ પોતાના પતિને મીઠાં શબ્દોમાં ઘણો માર્મિક ઉપદેશ આપ્યો હતો. તેના ઉપદેશ ઉપરથી જ એ જાણી શકાય છે કે, તે શ્રાવિકાને યોગ્ય ૨૧ ગુણોથી યુક્ત હતી. મયણરેહામાં અશઠતા, લજ્જા, દયાળુતા, સૌમ્યદષ્ટિ, દાક્ષિણ્ય, ગુણાનુરાગ, સત્કથા, દીર્ઘદર્શિતા, વિનીતતા, જાતિવંતપણું, કુલીનતા, કૃતજ્ઞતા, ધર્મશીલતા, પરહિતબુદ્ધિ, લબ્ધ લક્ષતા આદિ શ્રાવિકાનાં ગુણો જીવનમાં તાણાંવાણાંની માફક વણાઈ ગયાં હતાં. તે તો એ ગુણોની સાક્ષાત્ મૂર્ત્તિ હતી. મયણરેહાનાં આ ગુણોમાંના એક એક ગુણનો વિસ્તાર કરવામાં આવે તો બહુ લાંબી વાત થઈ જાય એટલા માટે અત્રે સંગ્રહરૂપે એ ગુણોનું વર્ણન કરવામાં આવ્યું છે.

જ્યારે મયણરેહામાં શ્રાવિકાનાં આ ગુણો મૂર્ત્તિમન્ત હતાં ત્યારે જ તે મહાસતી બની શકી હતી. તે આજની શ્રાવિકાઓના જેવી નામની શ્રાવિકા ન હતી પણ તે શ્રાવિકાને યોગ્ય ૨૧ ગુણોથી યુક્ત શ્રાવિકા હતી, નહિ તો યુવરાજ્ઞીપદ મળતાં અભિમાન આવવું સ્વાભાવિક હતું; પણ તેને અભિમાન ન આવ્યું. મયણરેહાનું ચરિત્ર જોઈ આજની શ્રાવિકાઓએ પણ વિચારવું જોઈએ કે, અમે ભગવાન મહાવીરની શ્રાવિકાઓ છીએ એટલા માટે અમારી ઉપર ગમે તેટલાં કષ્ટો આવે, ભલે કોઈ નિંદા કરે કે ગાળો ભાંડે તોપણ અમારે એ બધું સમભાવે સહન કરવું જોઈએ અને ધર્મ ઉપર દૃઢ રહેવું જોઈએ. જ્યારે આ પ્રમાણે સહિષ્ણુતા કેળવાય ત્યારે સમજવું જોઈએ કે, અમારામાં શ્રાવિકાપણું છે.

**શીલનેમ અરુ પતિરંજનકા, સતીજી રખતી ધ્યાન;**
**પુત્રરત્નકો જન્મ દિયા હૈ, ચન્દ્રયશ ગુણવાન. ॥ સતી૦ ॥ ૧૩ ॥**

આવી ગુણવતી મયણરેહાએ ગુણને અનુરૂપ ગુણસંપન્ન ચન્દ્રયશ નામના કુંવરને જન્મ પણ આપ્યો હતો અને મયણરેહાએ ચન્દ્રનું સ્વપ્ન જોઇ પુત્રનો જન્મ આપ્યો હતો એટલા

માટે તેનું નામ ચન્દ્રયશ પાડવામાં આવ્યું હતું. ચન્દ્રયશ ઘણો જ સુશીલ છોકરો હતો; તેને જોઈ લોકો ભવિષ્યને માટે અનેક શુભ આશાઓ રાખતા હતા અને કહેતા હતા કે, આ કુમાર ભવિષ્યમાં બધાને આનંદ આપનારો નીવડશે. કહેવત પણ છે કે, 'પુત્રનાં લક્ષણ પારણામાંથી પરખાય' વનસ્પતિશાસ્ત્રના અનુભવીઓનું કહેવું છે કે, જે વૃક્ષ વૃદ્ધિ પામવાનું હોય છે તેનાં પાદડાં પહેલાં કોમળ હોય છે અને જેનાં પાદડાં કોમળ હોય છે તે વૃક્ષને માટે એવી આશા બાંધી શકાય છે કે, વૃક્ષ હજી સુસંપન્ન થશે. આ જ પ્રમાણે બાળકોનાં લક્ષણો ઉપરથી એ બાળક ભવિષ્યમાં કેવો થશે ! તેનું અનુમાન કરી શકાય છે.

ચન્દ્રયશ ચન્દ્રની સમાન બધાને માટે સુખદાયી નીવડયો. એને કારણે તેનાં માતપિતાની પણ પ્રશંસા થવા લાગી. અમારા–સાધુ–સાધ્વીઓ–માટે તમે–શ્રાવકશ્રાવિકાઓ–પણ માતાપિતાની સમાન છો. શાસ્ત્રમાં શ્રાવકોને સાધુઓને માટે **अम्मापिया**–માતાપિતા સમાન કહેલ છે; એટલું જ નહિ પણ ભાઈની સમાન પણ કહેલ છે અને અપરમાતા–શોકની સમાન પણ કહેલ છે. હવે તમારે જે પદ ઉપર રહેવાની ઇચ્છા હોય તે પદ ઉપર રહો પણ એ તો સ્પષ્ટ છે કે, જો સાધુ કોઈ કલંક લાગે એવી વાત કરે તો એને કારણે તમારે પણ નીચે જોવું પડશે. એટલા માટે તમારે એ સાવધાની રાખવાની આવશ્યકતા છે કે, અમારા કારણે તમારે નીચે જોવું ન પડે અને તમારા કારણે અમે બગડી ન જઈએ. માતાપિતાની અસાવધાનીને કારણે બાળકનું ભવિષ્ય કેવું બગડી જાય છે અને પછી માતાપિતાએ પણ તેનો દંડ કેવી રીતે ભોગવવો પડે છે એ બતાવવા માટે એક કથા કહું છું:—

એક વિધવા ડોસીને એક પુત્ર હતો. ડોસીને તે એકનો એક પુત્ર હોવાથી ઘણો વહાલો હતો અને ભવિષ્યમાં તે ઉપર ઘણી આશાઓ રાખતી હતી. તે વિચારતી હતી કે, મારા પતિના વંશમાં આ એક જ આશાનું કિરણ છે. તે છોકરો ઘણો લાડકવાયો હતો અને તેથી તેના ઉપર કોઈનો દાબ ન હતો એટલે તે સ્વચ્છન્દી જેવો બની ગયો હતો. એક દિવસ બજારમાં એક શરાફ ઊંઘતો હતો તેની દુકાનેથી તે પૈસો ચોરી આવ્યો. તેણે એ પૈસો પોતાની માને આપ્યો. પૈસો છોકરાએ આપ્યો હોવાથી મા ઘણી પ્રસન્ન થઈ અને પુત્રને પૂછવા લાગી કે, વહાલા પુત્ર! તું આ પૈસો ક્યાંથી લાવ્યો ? પુત્રે કહ્યું કે, અમુક શરાફને ઊંઘ આવી ગઈ હતી એટલે હું એની દુકાનમાંથી પૈસો ચોરી લાવ્યો. માએ કહ્યું કે, ઠીક કર્યું. આ પ્રમાણે કહીને માએ છોકરાને એક પતાસું આપ્યું. છોકરો બહુ ખુશ થયો અને મનમાં કહેવા લાગ્યો કે, માને મારું આ કાર્ય પસંદ પડયું છે એટલા જ માટે તેણીએ મને આ પુરસ્કાર આપ્યો છે. પોતાના કાર્યનો આ પ્રમાણે સત્કાર થતો જોઈ છોકરો વધારે ચીજો ચોરવા લાગ્યો. આ પ્રમાણે નાની નાની ચોરીમાંથી તે મોટી મોટી ચોરી કરવા લાગ્યો.

પાપનો ઘડો જ્યારે આખો ભરાઈ જાય છે ત્યારે ફુટયા વગર રહેતો નથી. આ લોકોક્તિ અનુસાર તે છોકરો પણ એક દિવસ ચોરી કરતાં પકડાઈ ગયો. એક ચોરી પકડાઈ જવાથી બીજી ચોરી કર્યાનો ભેદ પણ ખુલ્લો થઈ ગયો. આ ઉપરથી રાજા એ નિશ્ચય ઉપર આવ્યો કે, આ બાળપણથી ચોરી કરતો આવ્યો છે અને તેણે અત્યાર સુધી ચોરીનો જ ધંધો કરેલ છે. આ બધી ચોરીઓ કરવાના અપરાધ માટે રાજાએ તેને ફાંસીની સજા આપી. રાજ્યકર્મચારીઓ તેને ફાંસીના માંચડે લઈ ગયા. નગરજનો પણ આ તમાસો

જોવા માટે એકત્રિત થયા હતા. તે છોકરો મનમાં વિચારવા લાગ્યો કે, હું પહેલાં ચોર ન હતો તેમ અમારા કુળમાં કોઈ ચોરીનો ધંધો પણ કરતું ન હતું. એ દશામાં ચોરી કરવાની આદત મારામાં ક્યાંથી આવી ? આ પ્રમાણે વિચાર કરતાં તેને યાદ આવ્યું કે, જ્યારે પહેલે દિવસે હું પૈસો ચોરીને લાવ્યો હતો તે દિવસે મારી માએ મને પતાસું આપી ચોરી કરવાનું પ્રોત્સાહન આપ્યું હતું. એ પતાસાના પ્રોત્સાહને જ મને ચોર બનાવ્યો છે. જો મારી માએ મને પતાસું આપી ચોરી કરવામાં પ્રોત્સાહન આપ્યું ન હોત પણ તમાચો મારી મને ચોરી ન કરવાની શિક્ષા આપી હોત તો આજે ચોરી કરવાના અપરાધમાં મારે આ ફાંસીના માંચડે આવવું ન પડત !

ફાંસીએ ચડાવતાં પહેલાં નિયમાનુસાર તેને પૂછવામાં આવ્યું કે, તારે કાંઈ કહેવાની ઇચ્છા છે ? કોઈને મળવું હોય તો મળી શકે છે ! ત્યારે ચોરે કહ્યું કે, મારે મારી માને મળવું છે. સીપાઈઓ તેની માની પાસે ગયા અને કહ્યું કે, તમારો છોકરો ફાંસીએ ચડતાં પહેલાં તમને મળવા ચાહે છે ! મા રોતી રોતી અને 'હાય ! બેટા ! મેં તને ઘણું કહ્યું કે, ચોરી ન કર પણ તેં માન્યું નહિ' એમ કહેતી કહેતી સીપાઈની પાછળ પાછળ ચાલી. તે છોકરાની પાસે આવી ત્યારે પણ તે જ પ્રમાણે કહી રોવા લાગી. પણ છોકરાને તેનું કહેવું રુચે એવું ક્યાં હતું ? તે મનમાં તો એમ જ વિચારતો હતો કે, હે ! મા ! તેં જ મને ચોર બનાવ્યો છે. છોકરો માની પાસે ગયો. તે વખતે તેની પાસે કોઈ હથિયાર કે સાધન ન હતું એટલે તેણે દાંતથી જ તેની માનું નાક કરડી ખાધું અને કાપી નાંખ્યું. મા તો બરાડા પાડવા લાગી કે, આ છોકરો કેવો દુષ્ટ છે કે તે ફાંસીએ ચડવા જાય છે છતાં તે મને આ પ્રમાણે કષ્ટ આપી રહ્યો છે ! એ તો સારું થયું કે, આવા દુષ્ટને ફાંસીના લાકડે ચડાવવામાં આવે છે. ત્યાં ઉપસ્થિત રાજ્યકર્મચારીઓ આ દૃશ્ય જોઈ આશ્ચર્ય પામ્યા અને પેલા છોકરાને કહેવા લાગ્યા કે, તેં આ પ્રમાણે તારી જ માનું નાક શા માટે કરડી ખાધું ? તે છોકરાએ જવાબ આપ્યો કે, આપ એનું કારણ ન પૂછો; ફાંસીએ ચડાવવો હોય તો મને ફાંસીએ ચડાવી દો. તે છોકરાએ આ પ્રમાણે કહ્યું પણ રાજ્યકર્મચારીઓને છોકરાના માનું નાક કાપવા પાછળ કાંઈ રહસ્ય રહેલું છે એમ જણાયું. તેથી તેઓએ તે છોકરાને રાજાની પાસે રજુ કર્યો અને બધી હકીકત કહી સંભળાવી. રાજાએ તે છોકરાને પૂછ્યું કે, તેં તારી માનું નાક શા માટે કરડી ખાધું ?

પહેલાંના લોકો રાજા અને પરમાત્માને સમાન માનતા હતા એટલા માટે રાજાની સામે તેઓ ખોટું બોલતા નહિ પણ જે સાચી વાત હોય તે સ્પષ્ટ કહી દેતા; પરંતુ આજે તો વધારે ખોટું કોર્ટમાં જ ચલાવવામાં આવે છે.

છોકરાએ રાજાને કહ્યું કે, મહારાજ ! હું ચોર નથી તેમ હું ચોરનો પુત્ર પણ નથી. મારાં પૂર્વજો પાસેથી મને ચોરી કરવાનાં સંસ્કારો પણ મળ્યાં નથી છતાં હું ચોર કેમ બની ગયો અને આજે મને શા માટે ફાંસીએ ચડાવવામાં આવે છે તેનું કારણ એ છે કે, હું એક દિવસ એક પૈસો ચોરી લાવ્યો હતો. તે પૈસો મેં મારી માને આપ્યો. તે વખતે મારી માએ મને પૈસો ચોરી કરીને લાવ્યો હતો એટલા માટે ઉચિત દંડ આપવો જોઈતો હતો; પણ મારી માએ મને દંડ ન આપતાં ઊલટું એક પતાસાનો પુરસ્કાર આપી મને પ્રોત્સાહન

આપ્યું. આ પુરસ્કારને કારણે હું ચોર બની ગયો અને આજે મને ફાંસીનો દંડ મળ્યો છે. મેં મનમાં વિચાર્યું કે, "જ્યારે મને ચોરી કરવાનો આ દંડ મળ્યો છે તો ચોરીના ઉત્પાદક તરીકે મારી માને પણ દંડ મળવો જ જોઈએ. જો મારી માએ મને શિક્ષા આપી હોત તો અને પુરસ્કાર આપ્યો ન હોત તો મારે ફાંસીએ ચડવું પડત નહીં એટલા માટે માને પણ દંડ આપવો જોઈએ કે જેથી બીજાઓની મા પણ એવી ભૂલ ન કરે" એમ ધારીને મેં માને દંડ આપ્યો છે.

છોકરાનું આ કથન સાંભળી રાજા વિચારવા લાગ્યો કે, આ છોકરાને ચોરી કરવાનું કેવું દુષ્પરિણામ આવે છે તેનું ભાન થયું છે અને તે હવે સુધરી ગયો છે. એટલા માટે હવે તેને ફાંસીએ ચડાવવો અનુચિત છે. આ પ્રમાણે વિચાર કરી રાજાએ તેને કહ્યું કે, હું તારા અપરાધને કારણે તને ક્ષમા આપી શકતો ન હતો, પરંતુ હવે તારો સુધાર થઈ ગયો છે અને તેં ચોરી શીખડાવવાને કારણે તારી માને પણ દંડ આપ્યો છે એટલા માટે હું તને ફાંસીનો દંડ માફ કરું છું અને તને મુક્ત કરું છું.

કહેવાનો આશય એ છે કે, તમે લોકો પણ અમારા–સાધુઓના—માબાપ છો. તમને રાજી કરવા માટે અમે લોકો પણ ચોરી કરવા લાગીએ અને તમે લોકો અમારી ચોરીને પ્રોત્સાહન આપો તો અમારે તો તેનો દંડ ભોગવવો જ પડશે પરંતુ તમારે પણ સાથે તેનો દંડ ભોગવવો પડશે. અમે બીજી ચોરી તો શું કરી શકીએ ? અમે તો કેવળ શાસ્ત્રની જ ચોરી કરી શકીએ. તમે લોકો પણ અમને તેજી–મંદી પૂછો, જંત્ર–મંત્ર પૂછો અને સાધુઓને અયોગ્ય તથા શાસ્ત્રવિરુદ્ધ કાર્ય અમારી પાસે કરાવો તો અમારું તો પતન થશે પરંતુ સાથે સાથે તમારું પણ પતન થશે. એટલા માટે સાચી માતા જે પ્રમાણે પોતાના બાળકને ચોરી કરતાં અટકાવે છે અને પ્રામાણિક બનવાનો જ ઉપદેશ આપે છે તે જ પ્રમાણે જો તમે શાસ્ત્રના કથનાનુસાર અમારા સાચા માબાપ હો તો તમે અમારા અપરાધોને પ્રોત્સાહન ન આપતાં અપરાધોને દૂર કરવાની જ પ્રેરણા આપશો. આમ કરવામાં જ અમારું પણ કલ્યાણ છે અને સાથે તમારું પણ કલ્યાણ રહેલું છે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ શ્રાવણ શુદ ૫ બુધવાર

### પ્રાર્થના

'વિજયસેન' નૃપ, 'વિપ્રા' રાણી, નમિનાથ જિન જાયો,
ચૌસઠ ઇન્દ્ર કિયો મિલ ઉત્સવ, સુર–નર આનંદ પાયો;
સુજ્ઞાની જીવા, ભજ લે રે જિન ઇકિવીસવાં. ॥ ૧ ॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

**શ્રી** નમિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આત્માને પ્રભુમય બનાવવાનો સરળ ઉપાય, પ્રભુના ઉપદેશને માની તેમના બતાવેલાં તત્ત્વોનો સ્વીકાર કરવો એ છે. આપ્તપુરુષો યથાર્થ વાત જ કહે છે. જે વીતરાગ અને

વીતદ્વેષ છે તે જ આપ્તપુરુષ છે અને એવા આપ્તપુરુષોદ્વારા કહેવામાં આવેલાં વચનોમાં અવશ્ય વિશેષતા હોય છે. તેઓ જે વાત કહે છે તે વાત બધા લોકો સમજી શકે એવી સીધી-સાદી અને સરલ હોય છે. આપ્તવાણી આવી સાદી અને સરળ હોવા છતાં જે આત્મા મોહને કારણે આપ્તવાણી ઉપર શ્રદ્ધા ન કરે અને તે દ્વારા આત્મકલ્યાણ ન સાધે તો એમાં આત્માની પોતાની જ ખામી છે. જેમકે સૂર્ય તો પોતાના મંડળદ્વારા પ્રકાશ આપે જ છે છતાં કેટલાંક ઊલટી પ્રકૃતિનાં એવાં પ્રાણીઓ હોય છે કે જેઓ દિવસના સમયે તો જોઈ શકતાં નથી પણ રાતના સમયે જોઈ શકે છે. એમાં સૂર્યનો શો દોષ ? એ તો તેમની ઊલટી પ્રકૃતિનો જ દોષ છે. સૂર્યનો પ્રકાશ જેવો લાભદાયક અને નિર્દોષ છે તેવો પ્રકાશ બીજી કોઈ ચીજનો નથી. વૈજ્ઞાનિકો પણ સૂર્યના પ્રકાશની પ્રશંસા કરે છે અને કહે છે કે, સૂર્ય જ વાસ્તવમાં બધાનો સંચાલક છે.

જે પ્રમાણે સૂર્ય સ્વતંત્રરૂપે પ્રકાશ આપે છે તે જ પ્રમાણે આપ્તપુરુષો પણ સ્વતંત્ર અને જનોપયોગી વાણી પ્રરૂપે છે; પણ કોઈ વ્યક્તિ મિથ્યાત્વના ઉદયે આપ્તવાણીની ઊલટી શ્રદ્ધા કરે તો તે તેની પ્રકૃતિનો દોષ છે. પોતાની ઊલટી પ્રકૃતિને કારણે આપ્તપુરુષોની વાણીમાં કોઈ પ્રકારની અપૂર્ણતા બતાવવી એ ઠીક નથી. જો કે, આવી ઊલટી પ્રકૃતિવાળા લોકો પણ હોય છે પણ એમને જોઈ બુદ્ધિમાન લોકો ગભરાતા નથી તેમ આપ્તપુરુષોની વાણી ઉપર કોઈ પ્રકારનો સંદેહ પણ લાવતા નથી; પરંતુ તેઓ એમ વિચારે છે કે, " જે પ્રમાણે ચામાચિડીયાં દિવસે જોઈ શકતાં ન હોવાને કારણે અમે દિવસે જોવાનું છોડી દેતા નથી તે જ પ્રમાણે મિથ્યાત્વીઓના મિથ્યાત્વને જોઈ અમે અમારાં સમ્યક્ત્વને શામાટે છોડી દઈએ અને મિથ્યાત્વમાં પડીએ ?" તમે પણ આ પ્રમાણે વિચાર કરી આપ્તવાણી ઉપર દૃઢ વિશ્વાસ રાખો તો તેમાં તમારું કલ્યાણ રહેલું છે.

## સમ્યક્ત્વ પરાક્રમ–પહેલો બોલ

હવે આ જ વાત શાસ્ત્રદ્વારા કહું છું. શાસ્ત્રવાંચનમાં સમ્યક્ત્વ પરાક્રમનું અધ્યયન ચાલી રહ્યું છે અને તેમાં સંવેગના પ્રશ્ન વિષે વિચાર ચાલી રહ્યો છે. સંવેગનો અર્થ મોક્ષની અભિલાષા થાય છે. જેનામાં મોક્ષની અભિલાષા હશે તે કારણકાર્યભાવને ધ્યાનમાં રાખી કાર્ય પણ તેવું જ કરશે અર્થાત્ તે વિપરીત કાર્ય નહિ કરે. જે મોક્ષની અભિલાષા રાખતો હશે તે વિપરીત કાર્ય કરે જ શા માટે ? ઘઉંની ઇચ્છા રાખનાર ખેડુત જો બાજરાને વાવે તો તેને પોતાની ઇચ્છાનુસાર ફળ કેવી રીતે મળી શકે ? આ જ પ્રમાણે મોક્ષથી વિપરીત કાર્ય કરનાર મોક્ષને પ્રાપ્ત કેવી રીતે કરી શકે ? જે પ્રકારના ફળની ઇચ્છા હોય, કાર્ય પણ તેવું જ કરવું જોઈએ.

જે પ્રમાણે સૂર્ય તો પ્રકાશ આપે છે પણ એ પ્રકાશના આધારે સૌ પોતપોતાની ઇચ્છાનુસાર કામ કરે છે, અને જે જેવું કામ કરે છે તે તેવું જ ફળ પામે છે; એ જ પ્રમાણે જ્ઞાનીઓએ તો વાણીનો પ્રકાશ આપ્યો છે. હવે એ વાણીના આધારે જે અનુકૂલ કામ કરશે તેને અનુકૂલ ફળ મળશે અને જે પ્રતિકૂળ કામ કરશે તેને પ્રતિકૂળ ફળ મળશે. સૂર્યનો પ્રકાશ હોવા છતાં જે જાણી જોઈને ખાડામાં પડે તો એમાં સૂર્યના પ્રકાશનો શો દોષ ? આ જ પ્રમાણે જ્ઞાનીઓની વાણી માર્ગદર્શક હોવા છતાં કોઈ ઉન્માર્ગે જાય તો એમાં જ્ઞાનીઓની વાણીનો શો દોષ ?

કુરાનમાં પણ કહ્યું છે કે, 'હે ! મુહમ્મદ ! જે પોતે બગડતો નથી તેને હું બગાડતો નથી અને જે પોતે સુધરતો નથી તેને હું સુધારતો નથી. અર્થાત્ સુધરવું કે બગડવું એ; પોતાના કાર્ય કે પોતાની ઇચ્છા ઉપર આધાર રાખે છે. આ જ પ્રમાણે શાસ્ત્રમાં કહ્યું છે કે, अप्पा कत्ता विकत्ता य અર્થાત્ આત્મા જ કર્તાહર્તા છે; બીજો કોઈ આત્માને કાંઈ કરી શકતો નથી એટલા માટે પોતાના આત્માને જ સાવધાન બનાવવાની આવશ્યકતા રહે છે. આત્માને સાવધાન બનાવી જો મોક્ષને અનુકૂલ કાર્ય કરવામાં આવે તો મોક્ષ પણ પ્રાપ્ત થઈ શકે છે.

'હે ! ભગવન્ ! સંવેગનું ફળ શું છે ?' આ પ્રશ્ન ભગવાનને પૂછવામાં આવ્યો છે. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું કે, સંવેગથી અનુત્તર ધર્મ ઉપર શ્રદ્ધા પેદા થાય છે અને અનુત્તર ધર્મશ્રદ્ધાદ્વારા અનંતાનુબંધી ક્રોધ, માન, માયા તથા લોભનો નાશ થાય છે અને તેથી નવાં કર્મો બંધાતાં નથી; અર્થાત્ અનંતાનુબંધી કષાયના ઉદયથી જે પાપ કરવામાં આવે છે તે પાપ આગળ જતાં બંધાતાં નથી કારણ કે, જેને અનુત્તર ધર્મ ઉપર શ્રદ્ધા પેદા થાય છે તે સમદષ્ટિ બની જાય છે અને સમદષ્ટિને માટે શાસ્ત્રમાં એમ કહેવામાં આવ્યું છે કેઃ—

**सम्मत्तदंसी न करेइ पावं ।** —શ્રી આચારાંગ સૂત્ર

અર્થાત્—સમદષ્ટિ પાપકર્મ કરતો નથી. ચોથા ગુણસ્થાનથી લઈ ચૌદમા ગુણસ્થાન સુધીના લોકો સમદષ્ટિ માનવામાં આવે છે અને જે સમદષ્ટિ બની જાય છે તે નવાં કર્મો કરતો નથી. આ પ્રમાણે અનુત્તર ધર્મની શ્રદ્ધાથી નવાં પાપકર્મોનો બંધ થતો નથી. અનુત્તર ધર્મ ઉપર શ્રદ્ધા થવાથી અનંતાનુબંધી ક્રોધ, માન, માયા તથા લોભ રહેવા પામતાં નથી અને જ્યારે અનંતાનુબંધી ક્રોધાદિ કષાય રહેવા પામતાં નથી ત્યારે તે કારણે તદ્રૂપ નવાં કર્મો પણ બંધાતાં નથી; કારણ કે કારણથી જ કાર્યની ઉત્પત્તિ થાય છે. જ્યારે કારણ જ ન હોય તો કાર્ય કેવી રીતે થાય ! કારણ ન રહેવાથી કાર્ય પણ થતું નથી અર્થાત્ કારણના અભાવે કાર્ય પણ થતું નથી.

આ જ પ્રમાણે કારણથી જ મિથ્યાત્વ પેદા થાય છે અને મિથ્યાત્વ હોય છે તો જ નવાં કર્મોનો બંધ પણ થાય છે. સંસારમાં શા કારણે મિથ્યાત્વ છે ?' આ પ્રશ્નના ઉત્તરમાં એ જ કહી શકાય કે, મિથ્યાત્વનું કોઈ કારણ છે એટલે જ મિથ્યાત્વ છે. જો કારણ મટી જાય તો મિથ્યાત્વ કેમ ટકી શકે ? જેને જેલમાં જવાની ઇચ્છા નહિ હોય તે જેલમાં જવાને યોગ્ય કાર્ય પણ નહિ કરે અને જો તે જેલમાં જવાને યોગ્ય કાર્ય કરે તો તેની જેલમાં જવાની ઇચ્છા ન હોય છતાં જેલમાં જવું પડે છે. એ વાત બીજી છે કે, કોઈ વ્યક્તિએ જેલમાં જવાને યોગ્ય કાર્ય ન કરવાં છતાં જેલમાં જવું પડે ! પણ આ પ્રમાણે સ્વેચ્છાએ જેલ જનારા લોકોને માટે જેલ, જેલ નહિ પણ મહેલ બની જાય છે અર્થાત્ તેઓ ત્યાં પણ આનંદ જ માને છે. આ પ્રમાણે કારણ હોય તો કાર્ય પણ થાય જ છે. જો કોઈ કાર્યને દૂર કરવા ચાહે છે તો તેણે કારણને દૂર કરવું જ જોઈએ. આ કથનાનુસાર જે મિથ્યાત્વને દૂર કરવા ચાહે છે તેણે મિથ્યાત્વના કારણભૂત અનંતાનુબંધી ક્રોધાદિ કષાયને દૂર કરવાં જોઈએ. પણ જો તે કષાયને રાખે છે તો મિથ્યાત્વ પણ રહે જ છે. જો અનંતાનુબંધી કષાય ન રહે તો મિથ્યાત્વ પણ રહે નહિ.

મિથ્યાત્વ જ્યારે રહેવા પામતું નથી ત્યારે જ 'દર્શન'ની આરાધના થઈ શકે છે, પણ જ્યાંસુધી મિથ્યાત્વ રહે છે ત્યાંસુધી દર્શનની આરાધના પણ થઈ શકતી નથી. જેમકે કોઈ માણસને રોગ પેદા થયો હોય એવી અવસ્થામાં તેને ગમે તેવું ઉત્કૃષ્ટ ભોજન આપવામાં આવે તો તેના શરીરને લાભ પહોંચી શકતો નથી, ઉલટું તે ઉત્કૃષ્ટ ભોજન તે રોગી માણસને માટે અપથ્ય હોવાથી અહિતકર નીવડે છે; એટલા માટે ભોજનને પથ્ય અને હિતકર બનાવવા માટે સર્વપ્રથમ શરીરમાંથી રોગને દૂર કરવાની આવશ્યકતા રહે છે. આ જ પ્રમાણે જ્યાંસુધી આત્મામાં મિથ્યાત્વરૂપી રોગ રહે છે ત્યાંસુધી આત્મા દર્શનની આરાધના કેવી રીતે કરી શકે? જ્યારે મિથ્યાત્વનું કારણ મટી જશે અને કારણ મટી જવાથી મિથ્યાત્વ મટી જશે ત્યારે જ દર્શનની આરાધના પણ થઈ શકશે. મિથ્યાત્વને મટાડી દર્શનની ઉત્કૃષ્ટ આરાધના કરવી એ પોતાના હાથની જ વાત છે. અનંતાનુબંધી ક્રોધ, માન, માયા તથા લોભ ન રહેવાથી મિથ્યાત્વ પણ રહી શકશે નહિ અને જ્યારે મિથ્યાત્વ રહેવા નહિ પામે ત્યારે દર્શનની આરાધના પણ થઈ શકશે. અનંતાનુબંધી ક્રોધાદિ કષાયને દૂર કરવાં એ પણ પોતાના હાથની જ વાત છે. કષાયને દૂર કરવાથી મિથ્યાત્વ પણ દૂર થશે અને ત્યારે જે વિશુદ્ધ દર્શનની આરાધના થઈ શકશે તે વિશુદ્ધ દર્શનની આરાધના કરનારને ધર્મશ્રદ્ધાથી કોઈ વિચલિત કરી શકશે નહિ એટલું જ નહિ પણ જેમ અગ્નિમાં આહુતિ હોમવાથી અગ્નિ સતેજ બને છે, તેમ તેને ધર્મશ્રદ્ધાથી વિચલિત કરવાનો જેમ જેમ પ્રયત્ન કરવામાં આવશે, તેમ તેમ તેની ધર્મશ્રદ્ધા પણ સતેજ અને દૃઢ બનતી જશે. ધર્મશ્રદ્ધામાં દૃઢ કેવી રીતે રહેવું જોઈએ એ વિષે કામદેવ-શ્રાવકનું ઉદાહરણ આપવામાં આવ્યું જ છે. ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા રાખવાથી તથા દર્શનની વિશુદ્ધ આરાધના કરવાથી આત્મા તે જ ભવમાં સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ શકે છે.

કેટલાક લોકોનું એવું કહેવું છે કે, શૂન્યતાનું નામ જ મોક્ષ છે. પણ જૈનશાસ્ત્ર એમ માનતું નથી. જૈનશાસ્ત્રોનું કહેવું છે કે, આત્માનાં કર્માવરણો દૂર કરી આત્માની બધી શક્તિઓનું પ્રગટ થવું અને આત્માનું દુઃખમાંથી વિમુક્ત થવું એ જ મોક્ષ છે. આત્મા જ્યાંસુધી દુઃખમાંથી વિમુક્ત થતો નથી ત્યાંસુધી તેને દુઃખ ભોગવવું જ પડે છે. શ્રી ભગવતી સૂત્રમાં ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે, હે! ભગવન્! દુઃખી દુઃખને સ્પર્શે છે કે સુખી દુઃખથી સ્પર્શાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું કે, હે! ગૌતમ! દુઃખી જ દુઃખથી સ્પર્શાય છે. સુખી દુઃખથી સ્પર્શાતો નથી. પછી ૨૪ દંડકનો વિચાર કરતાં દેવતાઓના પ્રશ્નોત્તરમાં દેવોને પણ દુઃખી કહ્યા છે. આ ઉપરથી એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, દેવતાઓને તો દેવલોકમાં સુખ પ્રાપ્ત થએલાં છે તો પછી તેમને દુઃખી શા માટે કહેવામાં આવ્યા? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, કર્મ પણ દુઃખ જ છે અને દેવતાઓ કર્મથી વિમુક્ત નથી એટલા માટે તેમને પણ દુઃખી કહેવામાં આવ્યા છે. એ વાત બીજી છે કે, સાતાવેદનીય કર્મના ઉદયથી તેમને કર્મનું દુઃખ જણાતું નથી પણ શુભ કે અશુભ કર્મ દુઃખનું જ કારણ છે એટલા જ માટે તેમને પણ દુઃખી કહેવામાં આવ્યા છે.

ગળામાં શેર-બે શેર લોઢાનો હાર પહેરવામાં આવે તો દુઃખ જણાશે પણ જો શેર કે બે શેર સોનાનો હાર ગળામાં પહેરવામાં આવે તો દુઃખ નહિ લાગે! આનું કારણ, એ છે કે, તમને સોનામાં સ્નેહ છે પણ વજનની દૃષ્ટિએ તો લોઢું અને સોનું સમાન જ છે.

છતાં લોકો સોનામાં સ્નેહ હોવાને કારણે સોનાનો ભાર વહન કરે છે. આ વાત એક ઉદાહરણદ્વારા સ્પષ્ટરૂપે સમજાવું છું :—

એક સુખી શેઠ હતો તેને એક સુશીલ અને વિનીત પુત્ર હતો. માતાપિતાને તે ઘણો વહાલો હતો. યુવાવસ્થાને પ્રાપ્ત થતાં એક રૂપવતી કુલીન કન્યા સાથે તેનો વિવાહ કરવામાં આવ્યો. વિવાહ કર્યા બાદ ગૃહસંસાર ચાલવા માંડયો. વહૂ પણ ઘરનું કામ કરતી અને સાસુ–સસરા પ્રતિ વિનયપૂર્વક વર્ત્તતી હતી પણ તેના હૃદયમાં 'હું સંપન્ન ઘરની કન્યા છું, મેં પીયરમાં અહીં કરતાં વધારે સુખો ભોગવ્યાં છે' એવું અભિમાન હતું. તેના હૃદયમાં આ પ્રકારનું અભિમાન હતું પણ ઉપરથી તે બધાં પ્રત્યે સારો વ્યવહાર રાખતી હતી.

એક દિવસ પિતા–પુત્ર જમવા બેઠા હતા. તે વખતે શેઠાણીએ પોતાની વહૂને કહ્યું કે, વહૂ ! અમુક ચીજ વાટવી છે એટલા માટે તે શિલા અને ઉપરવટો આપો. વહૂ વિચારવા લાગી કે, હું આવા મોટા ઘરની પુત્રી છું અને મને સાસુ શિલા તથા ઉપરવટો લાવી આપવાનું કહે છે. આ પ્રમાણે વિચાર કરી વહૂએ સાસુને જવાબ આપ્યો કે, "શિલા તથા ઉપરવટો ઉપાડવાનું કામ તો મારા પીયર પણ કર્યું નથી." સાસુએ કહ્યું કે, "ઠીક ! તમે બેસો. હું શિલા તથા ઉપરવટો ઉપાડી લઉં છું." આ પ્રમાણે કહી સાસુએ શિલા–ઉપરવટો પોતાના હાથે ઉપાડી લઈ વાટવાની ચીજ વાટી લીધી. સાસુએ તો આ પ્રમાણે કર્યું પણ પુત્રને પોતાની પત્નીનો આ અસદ્‌ભાવભર્યો વ્યવહાર મનમાં ખટકયો. તે મનમાં વિચારવા લાગ્યો કે, આ પત્ની એમ કહે છે કે, મેં પીયર પણ શિલા–ઉપરવટો કોઈ દિવસ ઉપાડયો નથી તો અહીં શા માટે ઉપાડું ! તેના કહેવાનો આશય એ છે કે, તેના બાપનું ઘર મોટું છે અને આ ઘર નાનું છે. તેણીએ બાપના મોટા ઘરના અભિમાનને કારણે જ મારી માતાને અસદ્‌ભાવભર્યો જવાબ આપ્યો છે. તેણીના આ અભિમાનને કોઈ પણ રીતે દૂર કરવો જોઈએ.

છોકરો સમજદાર હતો. તેણે વિચાર્યું કે, મારપીટ કરવાથી તેણીના સ્વભાવનો સુધાર થઈ શકશે નહિ. તેને તો કોઈ ઉપાયથી જ સુધારવી જોઈએ. બુદ્ધિમાન લોકો કોઈને સુધારવાને માટે માર–પીટનો વ્યવહાર કરતા નથી. તે છોકરાએ પણ પોતાની પત્નીને સુધારવાને માટે કોઈ બીજો ઉપાય હાથ ધરવાનો નિશ્ચય કર્યો.

એક દિવસ બજારમાં એક હાર વેચાતો તેના જોવામાં આવ્યો. છોકરાએ વિચાર્યું કે, આ હારદ્વારા પત્નીનો સુધાર કરવો જોઈએ. આ પ્રમાણે વિચાર કરી, તેણે હાર ખરીદી લીધો અને સોનીને બોલાવીને કહ્યું કે, આ હારની વચમાં એક મોટું ચગદું નાંખ, અને તેમાં લોઢાની અઢીશેરી નાંખીને સોનાથી એવી રીતે મઢી દે કે જાણે તે ચગદું સોનાનું જ લાગે. સોનીએ છોકરાના કહેવા પ્રમાણે એવું જ ચગદું બનાવી હારમાં નાંખી દીધું. છોકરો તે હાર લઈને ઘેર આવ્યો.

રાતના સમયે તેણે પત્નીને કહ્યું કે, એક ચીજ તારા માટે લાવ્યો છું પણ તું નાજુક શરીરની હોવાથી તે ચીજ તને ગમશે કે નહિ એનો વિચાર થયા કરે છે. પત્નીએ પૂછયું કે, તે ચીજ શું છે ? છોકરાએ કહ્યું કે, તે હાર છે પણ તે બહુ ભારી છે અને તું નાજુક શરીરવાળી છો એટલે તારાથી તે ભારી હાર ઉપડી શકશે કે કેમ એ શંકાસ્પદ છે. પત્નીએ કહ્યું કે, જોવા તો દો કે તે હાર કેવો છે ! છોકરાએ કહ્યું કે, તે હાર પેલી ટ્રંકમાં મૂક્યો છે તે લઈને જોઈ લો. પત્નીએ ટ્રંકમાંથી હાર લઈને જોયો તો તેને ઘણો પસંદ પડયો

એટલે તેણીએ પ્રસન્ન થઈને કહ્યું કે, આ હારમાં ભારીપણું ક્યાં છે ? મેં મારા પિતાને ઘેર તો આથી ચારગણા ભારી હાર પહેર્યા છે. છોકરાએ કહ્યું કે, ઠીક, તને જે હાર ગમતો હોય અને તું તેને ઉપાડી શકતી હો તો પહેર. પણ મારી એવી સલાહ છે કે, આ હારને તું કોઈ કોઈ દિવસે પહેરજે, રોજ પહેરીશ નહિ કારણ કે આ હાર ભારી છે અને તું નાજુક છે. પત્નીએ ઉત્તર આપ્યો કે, એમ કેમ કહેતા નથી કે દરરોજ હાર પહેરવાથી હાર ઘસાઈ જશે. મેં તો તમને પહેલાં જ કહી દીધું છે કે, આથી વધારે ભારી હાર મેં મારા પિતાને ઘેર પહેર્યા છે. છોકરાએ કહ્યું કે, મેં તો તારી દયા લાવીને જ આ પ્રમાણે કહ્યું હતું. જો તું હારને ઉપાડી શકતી હો તો તેને દરરોજ પહેરજે. એમાં મારી કાંઈ ના નથી.

પત્ની તો હાર પહેરવા લાગી. પહેલાંના લોકો ઘરનું કામ હાથે જ કરતાં હતાં; પણ આજે તો થોડા ધનવાન થયા કે ઘરનું કામ હાથથી કરવું છોડી દેવામાં આવે છે અને નોકર પાસે ઘરનું કામ કરાવવામાં આવે છે. આ પ્રમાણે આજના લોકો પારકા પાસે કામ કરાવવામાં જ પોતાની શ્રીમંતાઈ માને છે, પરંતુ પહેલાંના લોકો શ્રીમંત હોવા છતાં પોતાના હાથે જ ઘરનું કામ કરવામાં ગૌરવ માનતા હતા.

આ કથનાનુસાર તે વહૂ પણ દળવું, પાણી ભરવું વગેરે ઘરનાં બધાં કામો પોતાના હાથે જ કરતી હતી. જ્યારે તે દળવા બેસતી ત્યારે તે હાર તેની છાતી સાથે અથડાતો અને તેથી તેની છાતીએ લાગતું પણ હતું, પરંતુ આભૂષણો પહેરવાના લોભે તે હારને પહેરી જ રાખતી હતી. છોકરો વિચારવા લાગ્યો કે, આ પત્ની તો આભૂષણ પહેરવાના લોભમાં હારને છોડતી નથી પરંતુ વધારે દિવસો સુધી તેને ભુલાવામાં રાખવી એ ઠીક નથી. આ પ્રમાણે વિચાર કરી, છોકરાએ રાતના સમયે લોઢાના ચગદાં ઉપર ચડાવવામાં આવેલા સોનાનાં પતરાંને જરા ઉખેડી નાંખી તે સૂઈ ગયો.

સવારે વહૂએ હાર પહેરવા લીધો ત્યાં તેણીએ જોયું કે, હારનું ચગદું તો લોઢાનું છે. આ જોતાં જ તે જોરથી બોલી ઊઠી. 'હાય ! મને કેવી ભોંઠી પાડી ! આ કયા વખતનું વેર લેવામાં આવ્યું છે !' છોકરાએ જાગીને પૂછ્યું કે, શું થયું ? પત્ની કહેવા લાગી કે, મેં એવું શું બગાડ્યું હતું કે મને આ લોઢું ગળામાં પહેરાવ્યું ? છોકરાએ જવાબ આપ્યો કે, મેં તો તને પહેલેથી જ કહ્યું હતું કે, આ હાર બહુ ભારી છે. પત્નીએ કહ્યું કે, હું આ હારને લોઢાનો નહિ પણ સોનાનો સમજતી હતી. છોકરાએ કહ્યું કે, શું લોઢામાં ભાર હોય છે અને સોનામાં ભાર હોતો નથી ? તેં તે દિવસે તો મને કહ્યું હતું કે, મેં તો આથી ચાર ગણા ભારી હાર મારે પીયર પહેર્યા છે અને આજે તું કહે છે કે, આટલો ભાર ઉપાડી હું મરી ગઈ. તેં આટલા દિવસ સુધી તો આ હારનો ભાર છાતી ઉપર વહન કર્યો, પણ તે દિવસે મારી માએ શિલા તથા ઉપરવટો ઉપાડવાનું કહ્યું તો તેં જવાબ આપ્યો કે, મેં મારા બાપના ઘેર પણ પત્થર ઉપાડવાનું કામ કર્યું નથી. તો હવે તું આ ઘટનાથી કાંઈક સમજ અને 'હું મોટા ઘરની પુત્રી છું' એવું અભિમાન છોડી દે. હું તારા પીયરનું અભિમાન સહી શકું નહિ તેમ મારા માતાપિતાનું અપમાન પણ સહી શકું નહિ. હું તને દુઃખ દેવા નથી ચાહતો પણ એટલું જ કહેવા ચાહું છું કે, તું સમયને ઓળખ અને ખોટું અભિમાન કર નહિ. પત્ની કુલીન હતી એટલે તે આ ઘટના ઉપરથી ભવિષ્યને માટે સાવધાન થઈ ગઈ.

આ ઉદાહરણ ઉપરથી તમે પણ સમજો કે, અનાદિકાળથી તમે જે કષ્ટો સહેતાં આવ્યા છો તે કષ્ટોને ભૂલી જઈ તે વહૂની માફક તમે કષ્ટો ભોગવ્યાં નથી એમ માનો છો પણ તે ભૂલ છે. આજે તમને ખબર નથી કે, તમે ભૂતકાળમાં ન જાણે કેટલાં બધાં કષ્ટો ભોગવ્યાં છે અને આજે પણ તમે જેને સુખી માની રહ્યા છો તે સુખની પાછળ શું દુઃખ રહેલું છે.

કહેવાનો આશય એ છે કે, ભારની દૃષ્ટિએ જે પ્રમાણે લોઢું અને સોનું સમાન જ છે તે જ પ્રમાણે સંસારનું દુઃખ પણ દુઃખ જ છે અને સંસારનું સુખ પણ દુઃખ જ છે. જ્યારે દેવોને પણ દુઃખી કહેવામાં આવ્યા છે ત્યારે સંસારમાં કોઈ પોતાને સુખી કેવી રીતે માની શકે? જો સંસારનાં પદાર્થોમાં સુખ હોય તો કોઈ સાધુ સાધ્વીને ઘરેણાં આપવાથી તેઓ શા માટે લેતાં નથી? જે ઘરેણાંમાં તમે સુખ માનો છો તે ઘરેણાં સાધુઓને આપશો તો તેઓ તેનો સ્વીકાર નહિ કરે; કારણ કે તેઓ તેમાં સુખ માનતા નથી પણ દુઃખ માને છે. એ જ કારણે તમે સાધુ-સાધ્વીઓને નમસ્કાર કરો છો. જો સાધુ-સાધ્વીઓ હાર-માળા વગેરે ઘરેણાં પહેરવાં લાગે તો શું તમે તેમને નમસ્કાર કરશો? નહિ. એટલા માટે તમે સંસારનાં સુખને પણ દુઃખ જ માનો. સાધુઓની માફક જો તમે સંસારની ચીજોનો ત્યાગ કરી ન શકો તો એટલું તો અવશ્ય માનો કે, સંસારનાં પદાર્થોમાં સુખ નથી પરંતુ દુઃખ છે અને આ પ્રમાણે માનીને સોનુંરૂપું આદિ સંસારની ચીજોને માટે ધર્મનો તો ત્યાગ ન કરો.

તાત્પર્ય એ છે કે, સંવેગથી અનુત્તર ધર્મ ઉપર શ્રદ્ધા થાય છે. અનુત્તર ધર્મશ્રદ્ધાથી અનંતાનુબંધી ક્રોધાદિ કષાયો નાશ પામે છે અને તેથી નવાં કર્મો બંધાતાં નથી. જ્યારે નવાં કર્મો બંધાતાં નથી અને પુરાણાં કર્મોનો ક્ષય થાય છે ત્યારે આત્મા સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ બધાં દુઃખોથી રહિત બની જાય છે. એટલા માટે સંવેગમાં ઉદ્યોગ કરો. ઉન્માર્ગે ચડીને તો અનેકવાર કષ્ટો ભોગવ્યાં છે પરંતુ સન્માર્ગે જો એકવાર પણ કષ્ટોને ભોગવી લો તો સદાને માટે કષ્ટમુક્ત બની જશો; એટલા માટે સંસારનાં સુખને પણ દુઃખ જ માનો અને સંસારનાં સુખ તથા દુઃખ બંનેમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરો.

સંગ માત્ર ત્યાજ્ય છે. પછી તે સત્સંગ હોય કે દુઃસંગ હોય. પણ જ્યારે દુઃસંગનો ત્યાગ થઈ શકતો ન હોય ત્યારે સત્સંગ કરવો એ આવશ્યક અને આદરણીય છે. તે જ પ્રમાણે કર્મ માત્ર ત્યાજ્ય છે. પછી તે શાતાવેદનીય કર્મ હોય કે અશાતાવેદનીય કર્મ હોય. કર્મ એ દુઃખરૂપ જ છે. ભગવાને બારમા દેવલોકના દેવોને પણ સુખી માન્યા નથી તેમ ઇન્દ્રને પણ સુખી માન્યા નથી. તેમણે કહ્યું છે કેઃ—

ण हि सुही देवता देवलोए, ण हि सुही पुढवीपई राया।
ण हि सुही सेठसेणावई, एगन्त सुही मुणी वीयराई॥

અર્થાત્—દેવલોકમાં દેવતાઓ પણ સુખી નથી, પૃથ્વીપતિ રાજા પણ સુખી નથી, શેઠ-સેનાપતિ પણ સુખી નથી પરંતુ વીતરાગ સાધુ જ એકાન્ત સુખી છે.

આ પ્રમાણે સંસારનાં પદાર્થોમાં ફસાયેલા કોઈને પણ સુખી માનવામાં આવ્યા નથી. વાસ્તવમાં સુખી તો તે જ છે કે જે, કર્મોને નષ્ટ કરે છે. એટલા માટે એકાન્ત રૂપે સુખી બનવા અનુત્તર ધર્મ ઉપર શ્રદ્ધા કરો અને કર્મોને નષ્ટ કરો. જે કોઈ અનુત્તર ધર્મ

ઉપર શ્રદ્ધા કરી કર્મોને નષ્ટ કરે છે, તે આ જ ભવમાં મોક્ષે જાય છે નહિ તો ત્રીજા ભવમાં મોક્ષે જાય છે. શ્રી. ભગવતી સૂત્રમાં એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે, 'હે ! ભગવન્ ! દર્શનનો ઉત્કૃષ્ટ આરાધક મોક્ષે ક્યારે જાય છે ?' આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, જઘન્ય રીતે તો તે જ ભવમાં મોક્ષે જાય છે અને ઉત્કૃષ્ટ રીતે ત્રીજા ભવમાં મોક્ષે જાય છે. આ પ્રમાણે તે જ ભવમાં મોક્ષે જાય કે ત્રીજા ભવમાં મોક્ષે જાય પણ અનુત્તર ધર્મની શ્રદ્ધા વ્યર્થ તો જતી નથી. ફળ ભલે ગમે ત્યારે મળે પણ સત્કાર્ય કદાપિ નિષ્ફળ જતાં નથી. ગીતામાં પણ કહ્યું છે કેઃ—

**न हि कल्याणकरः कश्चित् दुर्गतिं तात! गच्छति।**

અર્થાત્—કલ્યાણકારી કાર્ય કદાપિ નિષ્ફળ જતું નથી. વાવવામાં આવેલું બીજ ભલે હમણાં ઉગે કે પછીથી ઉગે પણ ધર્મનું જે બીજ વાવવામાં આવે છે તે ઉગ્યા વિના રહેતું નથી.

આજે તો ધર્મમાં પણ વાણિયાશાહી વાપરવામાં આવે છે. અર્થાત્ જે પ્રમાણે વેપારી રોકડા પૈસા આપી ચીજ ખરીદનાર ગ્રાહક ઉપર પ્રસન્ન રહે છે તે જ પ્રમાણે ધર્મમાં તાત્કાલિક ફળની આશા રાખવામાં આવે છે અને એમ કહેવામાં આવે છે કે, જો ધર્મદ્વારા તાત્કાલિક ફળ મળતું હોય તો તો ઠીક છે નહિ તો પરલોકમાં ધર્મનું ફળ મળશે કે નહિ તે કોણ જાણે છે ? આ પ્રમાણે ધર્મ ઉપર અવિશ્વાસ કરવાથી ફલની હાનિ થાય છે. ધર્મનું ફળ ભલે પરંપરાએ મળે પણ તેનું ફળ અવશ્ય મળે જ છે. કોઈની ભૂખ ભોજનનો એક જ ગ્રાસ ખાવાથી મટી જતી નથી પરંતુ ભોજનના પહેલાં ગ્રાસથી ભોજન ઉપર રુચિ પેદા થાય છે અને ભોજનના ગ્રાસથી મારી ભૂખ મટી જશે એવો વિશ્વાસ પેદા થાય છે. આવો વિશ્વાસ પેદા થયા બાદ જ ભોજન આગળ કરવામાં આવે છે અને એ રીતે જ ભૂખ શાંત થાય છે. આ જ પ્રમાણે ધર્મને વિષે જુઓ કે, ધર્મના નીતિરૂપી ગ્રાસથી થોડી ઘણી જીવનશાંતિની ભૂખ શાંત થાય છે કે નહિ ? ધર્મદ્વારા જીવનશાન્તિ મળે છે કે નહિ ? જો ધર્મદ્વારા જીવનને શાન્તિ મળે છે તો પછી ધર્મનું વિશેષ પાલન કરવાથી આત્મસંતોષ પણ થશે અને જીવનની શાન્તિ પણ પ્રાપ્ત થશે.

ધર્મનો પહેલો ગ્રાસ નીતિ છે. જો નીતિના પાલન કરવાથી શાન્તિ મળે તો ધર્મને જીવનમાં વધારે સ્થાન આપવું જોઈએ અને જીવનને નીતિમયની સાથે ધર્મમય પણ બનાવવું જ જોઈએ. ધર્મ કેવી રીતે જીવનમાં શાન્તિ આપે છે, એ વાત હવે મયણરેહાની કથા દ્વારા સમજાવું છું.

## મયણરેહા ચરિત્ર—૧૧

ધર્મ ઉપર વિશ્વાસ પેદા થાય એટલા માટે આ સતીનું ચરિત્ર તમને સંભળાવવામાં આવે છે. જેમને ધર્મ ઉપર વિશ્વાસ પેદા થાય છે અને જે ધર્મ પ્રત્યે પ્રેમભાવ રાખે છે તે તો એમ જ માને છે કે, જે કાંઈ થાય છે તે બધું ધર્મના પ્રતાપે જ થાય છે. જ્ઞાનીજનો પણ એ જ કહે છે કે, જે કામ અહીંતહીં ભટકવાથી થઈ શકતું નથી તે કામ ધર્મના પ્રતાપથી સરળતાથી જ થઈ જાય છે.

ચન્દ્રકલા સમ બડે કુંવરજી, સ્વપ્ના કે અનુસાર;
કલ્પવૃક્ષ સ્વપ્નેમેં દેખા, ગર્ભધરા શ્રીકાર. ॥ સતી૦ ૧૪ ॥

ફટિક પાત્રમેં દીપજોતિ સમ, સતિકી દીપે કાય;
શુભકારી દોહદકો ધરતી, પતિ પૂરે મન લાય. ॥ સતી૦ ૧૫ ॥

મયણરેહાને ચન્દ્રયશ નામનો જે મોટો કુંવર હતો તે જ્યારે ગર્ભમાં આવ્યો હતો ત્યારે મયણરેહાને ચન્દ્રમાનું સ્વપ્ન આવેલ અને તે ઉપરથી મોટા કુંવરનું નામ 'ચન્દ્રયશ' પાડવામાં આવેલું હતું, વળી તે ચન્દ્ર સમાન શીતળ અને સૌમ્ય હતો તેથી તે ચન્દ્રની સમાન બધાને પ્રિય હતો, અને આવી તેની પ્રિયતાને કારણે માતપિતાની પણ પ્રશંસા થવા લાગી.

હવે એક રાત્રે જ્યારે મયણરેહા સતી સુઈ રહી હતી તે વખતે તેને એક એવું સ્વપ્ન જોવામાં આવ્યું કે, કલ્પવૃક્ષ આવી મુખના માર્ગે પેટમાં ઉતરી ગયું. આ સ્વપ્ન જોતાં જ સતી જાગી ઉઠી અને વિચારવા લાગી કે, જે કલ્પવૃક્ષની કલ્પના જ કરવામાં આવે છે તે કલ્પવૃક્ષ મારા મુખદ્વારા પેટમાં ઊતરી ગયું એ સ્વપ્ન શું સૂચવતું હશે અને તેનું ફળ શું પ્રાપ્ત થશે? મયણરેહા આ સ્વપ્ન સાંભળવાના અધિકારી તરીકે પોતાના પતિને જ માનતી હતી એટલા માટે તે પોતાના શયનાગારમાંથી નીકળી; હંસગતિ, ગજગતિ તથા લલિતગતિએ ચાલતી પોતાના પતિના શયનાગારમાં આવી.

કથાના આ વર્ણન ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, તે વખતે પતિ-પત્ની એક જ સ્થાને શયન કરતા ન હતા. પણ જુદા જુદા સ્થાને શયન કરતા હતા. આજે બેઠક માટે કે સામાનાદિ મૂકવાને માટે તો જુદાં જુદાં ઓરડાઓ રાખવામાં આવે છે, પણ શું પતિ-પત્નીને પૃથક્ શયન કરવા માટે જુદાં જુદાં ઓરડાઓ રાખવામાં આવે છે? હંમેશાં એક જ પથારી ઉપર સુવાથી વીર્યનાશ થાય છે અને પરિણામે જીવન નિસ્તેજ બની જવાને કારણે પતિ પત્નીનું જીવન દુઃખી બની જાય છે. આજના લોકો તો ભોગવિલાસને જ પ્રધાનતા આપે છે. પણ પહેલાંના લોકો ધર્મને પ્રધાનતા આપતા હતા. આ જ કારણે ધર્મના પ્રથમ પગથિયા તરીકે નીતિનું પાલન કરવાને માટે પતિ-પત્ની જુદાં જુદાં ઓરડામાં સુતાં હતાં. હમેશાં એક જ પથારી ઉપર સુવાથી અને ભ્રષ્ટ થવાથી ઘણી જ ખરાબી પેદા થવા પામે છે. ઘી પૌષ્ટિક અને ઉત્તમ પદાર્થ છે, પણ જો તેને અગ્નિ ઉપર જ રાખવામાં આવે તો શું તે ખરાબ નહિ થઈ જાય? અને તેને આ પ્રમાણે નષ્ટ કરવું શું ઉચિત છે?

જે વીર્યથી તીર્થંકર જેવાની ઉત્પત્તિ થાય છે તે વીર્યને અનાવશ્યક ખરાબ કરવું શું ઉચિત કહી શકાય? જે કોઈ બ્રહ્મચર્યનું પાલન કરે છે તેઓ તો પ્રશંસાને પાત્ર છે જ, પરંતુ જેઓ અનાવશ્યક વીર્યને નષ્ટ થવા દેતા નથી અને નીતિના આ અંગનું પણ પાલન કરે છે. તેઓ પણ પ્રશંસાને પાત્ર છે: દામ્પત્ય-જીવનની આવશ્યકતાની પૂર્તિના સમય સિવાય જે કોઈ અસમયે પણ પોતાના વીર્યને નષ્ટ કરે છે તે પોતાને આગમાં હોમે છે. આ વાતને દૃષ્ટિમાં રાખીને જ અને વીર્યના રક્ષણ માટે જ પહેલાંના પતિપત્ની જુદાં જુદાં ઓરડાઓમાં સુતાં હતાં. ધર્મનું આ પહેલું પગલું છે. આ નૈતિક જીવનરૂપી ધર્મના પહેલા પગલા ઉપરથી ધર્મને જાણો અને ધર્મથી કેવો લાભ થાય છે તે સમજો.

મયણરેહા પતિની પાસે ગઈ. પતિની પાસે જઈ તેણીએ પતિને પ્રિય અને નમ્ર શબ્દો વડે જાગ્રત કર્યા. યુગબાહુ પણ જાગીને ગભરામણમાં ન પડ્યો પણ ધીરતાપૂર્વક મયણરેહાને કલ્યાણી-મંગળમયી વગેરે શુભ વિશેષણોદ્વારા સંબોધન કરી આવવાનું કારણ પૂછ્યું. ભલો માણસ કટુ શબ્દો કોઈ દિવસ બોલતો જ નથી. તે કોઈને કાંઈ કહે છે તો પ્રિય અને નમ્ર શબ્દોમાં જ કહે છે. ગાંધીજીને કોઈ ભાઈએ પત્ર લખ્યો હતો કે, તમે તમારા પત્રદ્વારા અમારું અપમાન કર્યું છે. ગાંધીજીએ તેનો ઉત્તર આપ્યો કે, મારી દ્વારા એમ થવું સંભવિત નથી. મારો તે પત્ર કે જે દ્વારા તમારું અપમાન થયું છે તે મને મોકલો. તે પત્ર મંગાવીને ગાંધીજીએ તે પત્રને જેવો લખ્યો હતો તેવા જ રૂપમાં છપાવી દીધો. તે પત્ર વાંચીને બધાને ખાત્રી થઈ કે, એ પત્રમાં અપમાન કરવા જેની કોઈ વાત ન હતી, પણ તે દ્વારા નમ્ર શબ્દોમાં હિતશિક્ષા આપવામાં આવી હતી. આ પ્રમાણે મહાપુરુષો કટુ શબ્દોનો પ્રયોગ તો કરતા જ નથી. વાસ્તવમાં કોઈને કટુ શબ્દો કહેવાં અનુચિત છે. જીભદ્વારા જેટલાં નમ્ર શબ્દો નીકળે તેટલું સારું જ છે. આ વિષે એક કવિ કહે છે કેઃ—

જીભ જોગ અરુ ભોગ જીભસે રોગ બઢાવે,
જીભ્યાસે યશ હોય જીભસે આદર પાવે;
જીભ કરે ફજીત જીભસે જૂતા ખાવે,
જીભ નરક લે જાય જીભ વૈકુંઠ પઠાવે.
અદલ તરાજૂ જીભ હૈ, ગુણ અવગુણ દોઉ તોલિયે;
વૈતાલ કહે વિક્રમ સુનો, જીભ સમ્હાલ કર બોલિયે.

જીભને સંભાળીને બોલવાનું પ્રથમ સ્થાન પતિ-પત્નીની વાતચીતમાં જ છે. જે ઘરમાં જીભને સંભાળીને બોલે છે તે બહાર પણ જીભ સંભાળીને જ બોલશે અને જે ઘરમાં જ બોલવામાં જીભને કાબુમાં રાખતો નથી તે બહાર જીભને કાબુમાં કેવી રીતે રાખી શકે? જે પોતાની પત્નીને પણ કલ્યાણી-મંગળમયી-સુખકારિણી આદિ સારાં સંબોધનોથી બોલાવે છે તે બહાર કોઈ બીજાને કટુ શબ્દોથી કેમ સંબોધે?

રાતના સમયે પતિ-પત્ની એક બીજાના સ્થાને નિષ્કારણ જતા ન હતા; એટલા માટે મયણરેહાને જોઈ યુગબાહુએ પ્રશ્ન કર્યો કે, આ સમયે આવવાનું શું કારણ છે? મયણરેહાએ જયવિજય કહીને યુગબાહુને વધાવ્યા અને પછી કહેવા લાગી કે, "હે! સ્વામી! મને આજ રાત્રે એવું સ્વપ્ન આવ્યું કે, જાણે કલ્પવૃક્ષ મારા મુખદ્વારા પેટમાં ઉતરી ગયું." યુગબાહુ આ સાંભળી કહેવા લાગ્યો કે, "તમે આવું સ્વપ્ન જોયું એ પ્રસન્નતાની વાત છે. આ સ્વપ્નના પ્રતાપે તમને રાજ્યલાભ, ધનલાભ અને પુત્રલાભ પ્રાપ્ત થશે અને તમને જે પુત્રનો લાભ થશે તે પુત્ર પણ જાણે કુલના કેતુ સમાન બનશે."

મયણરેહા પતિનું આ કથન સાંભળી ઘણી પ્રસન્ન થઈ અને પાછી પોતાના મહેલમાં આવી. કોઈ ખરાબ સ્વપ્ન આવશે તો મારા આ શુભ સ્વપ્નનું ફળ નષ્ટ થઈ જશે એ વિચારથી તે સુઈ ગઈ નહિ પણ મંગલ ગીત ગાતી ગાતી રાત્રી પસાર કરી. તે રાત્રીને પસાર કરવા માટે તેણીએ આ રીતે ધર્મજાગરણ કર્યું.

તમને પણ જે કાંઈ મળ્યું છે તે ધર્મના પ્રતાપે જ મળ્યું છે એટલા માટે તમે ધર્મની સેવા કરો. ધર્મ પ્રતિ કૃતઘ્ન નહિ પણ કૃતજ્ઞ બનો.

જે પ્રમાણે દીપકથી કાચની હાંડી ચમકવા લાગે છે તે પ્રમાણે ગર્ભના પ્રતાપથી સતી મયણરેહા, ચમકવા લાગી. તેણીને સારાં સારાં દોહદ પેદા થયાં કે જે દોહદોને તેના પતિએ પૂર્ણ કર્યાં.

યુગબાહુ કહેવા લાગ્યો કે, લોકો કહે છે કે પુત્રનાં લક્ષણો પારણામાંથી પરખાય પણ મને તો પુત્રનાં લક્ષણો ગર્ભમાંથી પરખાય એમ જોવામાં આવે છે. આ ગર્ભના પ્રતાપથી જ મારામાં આ પ્રકારની ઉદારતા આવી છે અને આ પ્રકારનાં સારાં દોહદો પણ પેદા થયાં છે.

ધર્મનું પ્રથમ પગથિયું નીતિ છે. આ નીતિને કારણે કેવી રીતે આનંદ પેદા થાય છે એ જોઈ ધર્મ ઉપર શ્રદ્ધા કરો અને શુદ્ધ રીતિએ ધર્મનું પાલન કરો તો તેમાં કલ્યાણ જ રહેલું છે.

## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૩ શ્રાવણ શુદ ૬ ગુરુવાર

### પ્રાર્થના

**'સમુદ્રવિજય' સુત શ્રી નેમિશ્વર, જાદવ કુલકો ટીકો,**
**રતનકુખ ધારણી 'સિવાદે', તેહનો નન્દન નીકો;**
**શ્રી જિન મોહનગારો છે, જીવનપ્રાણ હમારો છે. ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી અરિષ્ટનેમિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં કહેવામાં આવ્યું છે કે, " હે ! પ્રભો ! મને ત્રણેય લોકમાં તું જ પ્રિય લાગે છે. જે પ્રમાણે પોતાનાં પ્રાણ પ્રિય લાગે છે તે જ પ્રમાણે તું મને પ્રિય લાગે છે. સંસારમાં સૌથી નજીકની વસ્તુ પ્રાણ છે એટલા માટે પ્રાણની સમાન બીજી કોઈ વસ્તુ પ્રિય લાગતી નથી. કહેવાને માટે ભલે કોઈ પણ વસ્તુને પ્રિય કહેવામાં આવે પણ વાસ્તવમાં સૌથી વધારે પ્રિય વસ્તુ તો પ્રાણ જ છે. હે ! પ્રભો ! તું મારા માટે તો પ્રાણોનો પણ પ્રાણ છે એટલા માટે તું મને પ્રાણોથી પણ વધારે પ્રિય છે."

આ ઉપરથી એવો પ્રશ્ન ઉપસ્થિત થઈ શકે છે કે, શું એવું કોઈ ઉદાહરણ છે કે જેને ભગવાન પ્રાણોથી પણ વધારે પ્રિય લાગ્યા હોય ! આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, ભગવાન નેમિનાથના ચરિત્રમાં એવું જ ઉદાહરણ જોવામાં આવે છે. ભગવતી રાજીમતિને ભગવાન અરિષ્ટનેમિ પ્રાણોથી પણ વધારે પ્રિય લાગ્યા હતા. જ્યારે ભગવાન તેનાં તોરણદ્વારે આવી પાછા ચાલ્યા ગયા હતા ત્યારે જો તે ચાહત તો ઉથલપાથલ મચાવી શકતી હતી કે, મારો એવો શો અપરાધ હતો કે ભગવાન મને છોડીને પાછા ચાલ્યા ગયા ? જો તેમને સંયમ જ ધારણ કરવો હતો તો પહેલેથી જ સંયમ ધારણ કરવો જોઈતો હતો. વિવાહની તૈયારી કરવી,

જાન જોડીને આવવું અને પછી તોરણદ્વારે આવીને પાછા ફરી જવું એ શું ઉચિત છે? રાજકુમારી રાજીમતિને આ પ્રકારનો વિચાર આવવો સ્વાભાવિક હતો પણ તેમના હૃદયમાં આ પ્રકારનો કોઈ વિચાર પણ ન આવ્યો તેમ તેણીએ આ પ્રકારની વાત પણ કોઈને કહી નહિ. તે તો એમ જ વિચારતી હતી કે, ભગવાનને કોઈ પણ કન્યાની ઇચ્છા નથી. જો ભગવાનને કોઈ કન્યાની ઇચ્છા હોત તો તો તેઓએ મારો ત્યાગ કર્યા બાદ કોઈ બીજી કન્યાની સાથે વિવાહ કર્યો હોત; પણ તેઓ તો બીજી કોઈ કન્યાની સાથે વિવાહ ન કરતાં ચાલી નીકળ્યા છે એટલા માટે હું તો એમ જ માનું છું કે, ભગવાન મને એવી સાવધાની આપવા માટે આવ્યા હતા કે, આ અમૂલ્ય માનવજીવનને કોઈ તુચ્છને સોંપી દેવું ન જોઈએ. આ પ્રમાણે ભગવાન મારા જેવી અબળાને સાહસ-બળ આપવા આવ્યા હતા. તેમણે મને ધૈર્ય આપી જાગ્રત કરી છે. તેમણે મને એવી સૂચના આપી છે કે, તારી અને મારી વચ્ચે જે આધ્યાત્મિક અવિચલ પ્રેમભાવ છે એ પ્રેમભાવને આ ભવમાં પરાકાષ્ઠાએ પહોંચાડી દેવો જોઈએ. મારા તે પૂર્વ પ્રેમભાવને ટકાવવા માટે તથા મને આમંત્રણ આપવા માટે જ તેઓ મારો વિવાહ કરવાના બહાને આવ્યા હતા. એટલામાટે હવે મારે પોતાએ જ ભગવાનને જ સમર્પિત થઈ જવું જોઈએ અને જે માર્ગે ભગવાન ગયા છે તે જ માર્ગે મારે પણ જવું જોઈએ.

રાજીમતિને તેના માતાપિતાએ, કુટુંબીજનોએ તથા તેની સખીઓએ બીજા કોઈની સાથે વિવાહ કરવા માટે ઘણું સમજાવ્યું અને કહ્યું કે, હજી તારું કાંઈ બગડ્યું નથી, તેઓ તોરણદ્વારે આવીને પાછા ચાલ્યા ગયા એમાં તેમની જ બદનામી થઈ છે એટલા માટે તને કોઈ સારો વર શોધી તેની સાથે પરણાવી દઈશું. જો રાજીમતિ ચાહત તો એવું કરી પણ શકતી હતી અને એમ કરવાથી કોઈ તેને ખરાબ કહી પણ શકત નહિ. જો તેની ઇચ્છા સંસારસંબંધ જોડવાની જ હોત તો વ્યાવહારિક દૃષ્ટિએ તેણીનો વિવાહ થયો ન હતો એટલા માટે તે બીજા કોઈની સાથે વિવાહ કરી શકતી હતી પરંતુ તે તો એમ કહેતી હતી કે:—

શ્રી જિન મોહનગારો છે, જીવનપ્રાણ હમારો છે.

તે ભગવાનને પ્રાણોથી પણ વધારે પ્રિય માનતી હતી. એટલા માટે તે બીજા કોઈની સાથે સંસારસંબંધ કેવી રીતે જોડી શકે? માછલીને એમ કહેવામાં આવે કે, તને પાણી સિવાય બીજી બધી ચીજો આપવામાં આવશે તો શું તે પાણી સિવાય બીજી કોઈ ચીજ લેવાનું પસંદ કરશે? શા માટે પસંદ નહિ કરે એ વાત તો તે માછલી જ જાણે છે. તેને માટે પાણી જ પ્રાણસમાન છે. પાણીમાં રહીને તો બધી ચીજોનો ઉપયોગ કરી શકે છે પણ પાણી વિના તે ક્ષણભર જીવી શકતી નથી એટલા જ માટે માછલીને માટે પાણી પ્રાણસમાન છે. આ જ પ્રમાણે ભગવાનમાં શું હતું અને રાજીમતિ ભગવાનને જ શા માટે ચાહતી હતી એ વાતને તો તે જ જાણી શકતી હતી, બીજું કોઈ તે વાતને શું જાણે? તે એમ કહેતી હતી કે, સંસારની બધી વસ્તુઓ તથ્યરહિત છે. જો તથ્ય છે તો કેવલ ભગવાનમાં જ છે. જે પ્રમાણે પાણીમાં શું છે એ વાત માછલી જ જાણે છે તે જ પ્રમાણે પરમાત્મામાં કે સાધુપણામાં શું છે એ વાત તો તેના અનુભવીઓ જ જાણે છે, બધા લોકો એ વાતને જાણી શકતા નથી. રાજીમતિ એ વાતને જાણતી હતી એટલા જ માટે તે માતાપિતા વગેરે દ્વારા આપવામાં

આવેલાં પ્રલોભનમાં પડી નહિ. તે ભગવાનને પ્રાણથી પણ વધારે પ્રિય માનતી હતી. એ કારણે જે માર્ગે ભગવાન ગયા હતા તે જ માર્ગે તે પણ ગઈ. જે પ્રમાણે રાજીમતિને ભગવાન પ્રાણથી પણ વધારે પ્રિય લાગ્યા તે જ પ્રમાણે આપણને પણ ભગવાન પ્રાણથી પણ વધારે પ્રિય લાગે ત્યારે જ આપણું કલ્યાણ થઈ શકે.

## સમ્યક્ત્વ પરાક્રમ-બીજો બોલ

હવે શાસ્ત્રની વાત કહું છું. સંવેગ વિષે આગળ વિચાર કરવામાં આવ્યો છે. જેનામાં સંવેગ જાગ્રત થએલો હોય છે તે કેવલ વચનવીર જ રહેતો નથી પરંતુ તે પોતાનાં વિચારોને મૂર્ત્ત સ્વરૂપ આપી કાર્યવીર બને છે; અર્થાત્ તે રચનાત્મક કાર્ય કરી બતાવે છે અને વાસ્તવમાં જે કહેવા પ્રમાણે કરી બતાવે છે તે જ સાચો વીર છે. કેવલ મોઢેથી કહેવાથી કાંઈ લાભ થઈ શકતો નથી પરંતુ જે સારું કામ હોય તે કામને જીવનમાં ઉતારવાથી જ પોતાને લાભ પહોંચી શકે છે. આ જ પ્રમાણે જેનામાં સાચો સંવેગ જાગ્રત થયો હશે તે કેવળ વચનવીર જ રહેશે નહિ પણ તે કહેવા પ્રમાણે કરી બતાવી કાર્યવીર બનશે.

ભગવાન કહે છે કે, મોક્ષની અભિલાષા પેદા થયે સંવેગ પેદા થશે અને સંવેગ પેદા થયે નિર્વેદ અર્થાત્ વિષયો પ્રત્યે ઉદાસીનતા પેદા થશે. એટલા માટે હવે નિર્વેદ વિષે વિચાર કરવામાં આવે છે.

### બીજો બોલ

(૨) निव्वेएणं भन्ते ! जीवे किं जणयई ?

અર્થાત્—હે ! ભગવાન ! નિર્વેદ પેદા થયે જીવને શું લાભ થાય છે ! આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કે :—

**निव्वेएणं दिव्वमाणुसतेरिच्छिएसु कामभोगेसु निव्वेयं हव्वमागच्छइ, सव्वविसएसु विरज्जइ, सव्वविसएसु विरज्जमाणे आरंभपरिच्चायं करेइ, आरंभपरिच्चायं करमाणे संसारमग्गं वोच्छिन्दइ सिद्धिमग्गपडिवन्ने भवइ ॥ २ ॥**

સમ્યક્ત્વ-પરાક્રમનો આ બીજો બોલ છે. આ બોલમાં કહેવામાં આવ્યું છે કે, સંવેગ પેદા થયે નિર્વેદ પેદા થાય જ છે. જ્યારે મોક્ષની તીવ્ર અભિલાષા પેદા થાય છે ત્યારે સંસારનાં સુખો રુચતાં નથી. એટલા માટે સંવેગની સાથે નિર્વેદ પેદા થાય જ છે.

સંવેગ અને નિર્વેદ વર્ણન કરવા માટે જ બે વસ્તુઓ જણાય છે; બાકી તો સંવેગ પેદા થયે નિર્વેદ પેદા થાય જ છે. જે પ્રમાણે રથનું એક પૈડું જ્યાં જશે તેની સાથે બીજું પૈડું પણ જશે જ; તે જ પ્રમાણે જ્યાં સંવેગ પેદા થાય છે ત્યાં નિર્વેદ પણ અવશ્ય પેદા થાય છે. જ્યાં સંયમ હોય છે ત્યાં અહિંસા હોય જ છે, તે જ પ્રમાણે જ્યાં સંવેગ હોય છે ત્યાં નિર્વેદ પણ હોય છે. જીવોની રક્ષા કરવી એ જેમ સંયમ છે અને જીવોની હિંસા ન કરવી એ જેમ અહિંસા છે તે જ પ્રમાણે મોક્ષની અભિલાષા થવી એ સંવેગ છે અને સંસાર-

નાં વિષયોનો ત્યાગ કરવાની અભિલાષા થવી અર્થાત્ સંસારથી વૈરાગ્ય પામવો એ નિર્વેદ છે. આ પ્રમાણે સંવેગ અને નિર્વેદ વચ્ચે અવિનાભાવ સંબંધ રહેલો છે.

હવે નિર્વેદ એટલે શું એ વિષે વિચાર કરીએ. નિર્વેદનો અર્થ કરતાં ટીકાકાર કહે છે કે, સંસારનાં વિષયભોગ છોડવાની અભિલાષા કરવી એનું નામ જ નિર્વેદ છે. જો કે નિર્વેદનાં જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એવાં ભેદ છે, પણ નિર્વેદનો અર્થ તો વિષયભોગનો ત્યાગ કરવાની અભિલાષા પેદા થવી અર્થાત્ સંસારથી વિરક્તિ થવી એ જ છે.

નિર્વેદ વિના સંસારમાં કોઈનું કામ પણ ચાલી શકતું નથી. એ વાત જુદી છે કે, કોઈમાં નિર્વેદ જઘન્ય, મધ્યમ કે ઉત્કૃષ્ટ આદિ ભેદથી હોય, પણ નિર્વેદ વિના જીવનવ્યવહાર ચાલી શકતો નથી એ વાત અનુભવસિદ્ધ છે. ઉદાહરણ તરીકે માનો કે, તમે ભોજન કરવા બેઠા છો. એટલામાં તમારા વિશ્વાસુ મિત્રે આવીને કહ્યું કે, આ ભોજનમાં વિષ છે. તો શું તમે તે ભોજનને ખાશો? તમને કડકડતી ભૂખ લાગી હશે તો પણ તમે તે ભોજન ખાશો નહિ; કારણકે એ ભોજનમાં વિષ છે એવું તમને જ્ઞાન થતાં તમને તે વસ્તુ પ્રત્યે નિર્વેદ આવે છે. આ પ્રમાણે વસ્તુનો વિવેક પેદા થવાથી બધાને નિર્વેદ પેદા થાય છે અને નિર્વેદ વિના જીવનવ્યવહાર ચાલી પણ શકતો નથી. પણ જે નિર્વેદ સંવેગની સાથે હોય છે તે નિર્વેદની શક્તિ તો અજબગજબની હોય છે. જ્ઞાનીજનોમાં સંવેગની સાથે જ નિર્વેદ હોય છે. જે ભોજનમાં વિષ છે એવું તમે જાણો છો એ ભોજનનો તમો જે પ્રમાણે ત્યાગ કરી દો છો, તે જ પ્રમાણે જ્ઞાનીજનો સંસારનાં વિષયસુખમાં વિષ માને છે અને એ કારણે તેમને સાંસારિક વિષયસુખો ઉપર નિર્વેદ પેદા થઈ જાય છે.

વિષય પણ બે પ્રકારનાં છે. એક તો તે વિષયો છે કે જે આંખોદ્વારા જોએલાં હોય છે અને બીજાં તે વિષયો છે કે જે આંખોદ્વારા જોએલાં નથી પણ કાનદ્વારા સાંભળેલાં છે. જે વિષયસુખ આંખદ્વારા જોવામાં આવે છે તે વિષયસુખ તો પરિમિત જ હોય છે પણ કાનદ્વારા જે વિષયસુખો સાંભળેલાં હોય છે તે વિષયસુખોની સીમા હોતી નથી. એટલાં જ માટે જ્ઞાનીજનોએ એમ કહ્યું છે કે, સ્વર્ગ-દેવલોક વગેરેનું જ્ઞાન પેદા થવું એ ખરાબ નથી, એ તો સારું છે, પરંતુ એ પ્રકારના જ્ઞાનની સાથે વૈરાગ્ય અવશ્ય હોવો જોઈએ. જ્યારે વૈરાગ્ય હશે ત્યારે નિર્વેદ અવશ્ય હશે અને એ દશામાં દેવ, મનુષ્ય, તિર્યક્ આદિનાં વિષયભોગો પ્રત્યે ઘૃણા પેદા થઈ જાય છે. જો જ્ઞાનની સાથે વૈરાગ્ય ન હોય તો સ્વર્ગાદિનાં વિષયભોગોના પ્રલોભનમાં પડી જવાશે એટલા માટે આ પ્રકારના જ્ઞાનની સાથે વૈરાગ્યનું હોવું આવશ્યક છે. વાસ્તવમાં ज्ञानस्य फलं विरतिः અર્થાત્ જ્ઞાનનું ફળ વૈરાગ્ય જ છે.

શાસ્ત્રકારોએ સ્વર્ગનું અને ત્યાંનાં સુખોનું વર્ણન કરી એમ જ કહ્યું છે કે, સ્વર્ગ કે ત્યાંનાં વિષયસુખોને માટે પ્રયત્ન પણ ન કરો; દેવલોકનાં સુખોનાં પ્રલોભનમાં પડી ન જાઓ. જો દૈવિક સુખોનાં પ્રલોભનનાં પડી જશો તો પછી તમે મોક્ષને પ્રાપ્ત કરી શકશો નહિ. અત્યારે આપણે દેવલોક જોઈ રહ્યા નથી, કેવલ શાસ્ત્રદ્વારા જ દેવલોકની સ્થિતિ જાણીએ છીએ કે, ત્યાં આવું સુખ હોય છે વગેરે સાંભળ્યું છે એટલા માટે સાંભળેલાં ભોગોની વાતો ઉપર લલચાઈ ન જાઓ. જ્યારે દેવલોકનાં સુખો ઉપર પણ લલચાવું ઉચિત નથી તો પછી મનુષ્યસંબંધી ભોગો ઉપર લલચાવું એ ઉચિત કેમ કહી શકાય? શ્રી પન્નવણાસૂત્રમાં કહ્યું

છે કે, દેવલોકના દેવો પણ તિર્યંચોની સાથે ભ્રષ્ટ થઈ જાય છે. ક્યાં તો દેવ અને ક્યાં તિર્યંચ! પણ જ્યારે કામનો વેગ આવે છે ત્યારે દેવોને પણ ભાન રહેતું નથી અને તેઓ પણ ભ્રષ્ટ થઈ જાય છે. પરંતુ વાસ્તવમાં આ પ્રકારનાં બધાં વિષયભોગો ત્યાજ્ય જ છે. એટલા માટે સંવેગની સાથે પોતાનામાં નિર્વેદને ધારણ કરી દેવ, મનુષ્ય કે તિર્યંચ સંબંધી કોઈ પણ પ્રકારનાં વિષયભોગો ઉપર લલચાઈ જવું ન જોઈએ. દેવોને જ્યારે દેવલોકનાં ભોગોથી તૃપ્તિ થતી નથી અને તેઓ પણ તિર્યંચોની સાથે ભ્રષ્ટ થઈ જાય છે ત્યારે બીજાં કોઈ પ્રકારનાં ભોગોથી તૃપ્તિ કેમ થઈ શકે? એટલા માટે વિષયભોગો પ્રત્યે સંવેગપૂર્વક નિર્વેદ ધારણ કરવાની આવશ્યકતા છે અને એટલા જ માટે જ્ઞાનીઓએ કહ્યું છે કે:—

**कणकुण्डगं चइत्ताणं, विट्ठं भुंजइ सूयरो।**
**एवं सीलं चइत्ताणं, दुस्सीले रमई मिए ॥—उ० १-५**

અર્થાત્—જે પ્રમાણે સૂવરની આગળ ચોખાનો થાળ મૂકેલો હોવા છતાં જો તેના જોવામાં વિષ્ઠા આવે તો તે ચોખાના થાળને પડતો મૂકી વિષ્ઠા ખાવા દોડે છે, આ જ પ્રમાણે દુઃશીલ લોકો શીલનો ત્યાગ કરી કુશીલનું સેવન કરવા દોડે છે. સૂવરને ચોખાનો થાળ પડતો મૂકી વિષ્ઠા ખાવા માટે દોડતો જોઈ શું તમને સારું લાગશે? તમને એ સારું લાગે કે ન લાગે પણ તે સૂવરને તો વિષ્ઠા જ સારી લાગે છે. જો તેને વિષ્ઠા સારી લાગતી ન હોય તો તે ચોખાનો થાળ છોડી દઈ વિષ્ઠા ખાવા દોડે જ શા માટે? આ તેની કેવી ભૂલ છે? આ જ પ્રમાણે શું એ લોકોની પણ ભૂલ નથી કે જેઓ શીલનો ત્યાગ કરી કુશીલનું સેવન કરે છે?

આજે આપણે મનુષ્યજન્મમાં છીએ એટલે આપણને સૂવરનું આ કાર્ય ખરાબ લાગે છે અને આપણે સૂવરની નિંદા કરીએ છીએ. પણ કેવળ તેની નિંદા કરીને જ રહી ન જાઓ, પરંતુ પોતાનાં કામ પણ જુઓ કે, ક્યાંય આપણાથી તો એવું કામ થતું નથીને? જ્ઞાનીજનો કહે છે કે, સંસારનાં બધાં સુખો વિષ્ઠા સમાન છે. જ્યારે તમે એ વિષ્ઠાસમાન સાંસારિક સુખો ઉપર લલચાઓ, તો શું એ સૂવરના જેવું કૃત્ય નથી? જ્યારે સંસારનાં સુખો વિષ્ઠા સમાન ખરાબ અને ત્યાજ્ય લાગે ત્યારે સમજવું કે, અમારામાં નિર્વેદ છે. કોઈના કહેવાથી થોડા સમયને માટે પોતાનામાં નિર્વેદ આવવો એ બીજી વાત છે, પણ જો સંવેગની સાથે નિર્વેદ પેદા થાય, અર્થાત્ સ્વેચ્છાએ જ સાંસારિક સુખો વિષ્ઠા સમાન હમેશાં ત્યાજ્ય લાગે તો સમજવું કે, અમારામાં સાચો નિર્વેદ છે.

આજે આપણા આત્માથી પણ સૂવરના જેવી જ ભૂલ થઈ રહી છે. જે પ્રમાણે સૂવર ચોખાનો થાળ પડતો મૂકી વિષ્ઠા ખાવાની ભૂલ કરે છે તે જ પ્રમાણે આપણો આત્મા પણ સદ્ગુણોનો ત્યાગ કરી દુર્ગુણો ગ્રહણ કરવાની ભૂલ કરે છે. શું આ ભૂલ સૂવર કરતાં કાંઈ ઓછી છે? નહિ. આ ભૂલ તો વિષ્ઠાથી પણ વધારે ખરાબ છે. જો કોઈ માણસ પોતાના શરીરને વિષ્ઠાથી વેષ્ટિત કરે તો તેને સરકાર દંડ આપી શકતી નથી; પણ દુર્ગુણ-દુરાચારની તો શાસ્ત્રમાં પણ નિંદા કરવામાં આવી છે, અને જેનામાં દુર્ગુણ-દુરાચાર હોય છે તેને સરકાર પણ દંડ આપે છે. આ પ્રમાણે દુર્ગુણો વિષ્ઠાથી પણ વધારે ખરાબ છે; તો પછી સદ્ગુણોનો ત્યાગ કરી દુર્ગુણોને અપનાવવા એ શું સૂવરની ભૂલ કરતાં પણ વધારે ભયંકર ભૂલ નથી?

શાસ્ત્રમાં આ ઉપદેશ પ્રધાનતઃ સાધુઓને માટે આપવામાં આવ્યો છે અને તેમને એમ કહેવામાં આવ્યું છે કે, જે સાંસારિક વિષયસુખો વિષ્ઠાથી પણ વધારે ખરાબ છે, એ વિષ્ઠાસમ વિષયસુખોની, આત્મસુખના ભોગે, ઇચ્છા કરો નહિ. જ્યારે તમને એ વિષયસુખો પ્રત્યે નિર્વેદ પેદા થશે, અર્થાત્ એ વિષયસુખોનો ત્યાગ કરવાનો તીવ્ર વૈરાગ્ય તમારામાં પેદા થશે ત્યારે જ તમારો ત્યાગ ટકી શકશે. "ત્યાગ ટકે નહિ વૈરાગ્ય વિના" એ કથનાનુસાર ત્યાગની સાથે નિર્વેદનું હોવું આવશ્યક છે. જ્યારે જીવનમાં નિર્વેદ–સાચો વૈરાગ્ય પેદા થશે ત્યારે જ સાધુપણું ટકી શકશે. જે ચીજને માટે હૃદયમાં એકવાર ધૃણા પેદા થઈ જાય છે તે ચીજને બુદ્ધિમાન લોકો ફરીવાર ગ્રહણ કરતા નથી. એ વિષે કથાનકમાં એક ઉદાહરણ આપવામાં આવ્યું છે જે પ્રાસંગિક હોવાથી તમને કહી સંભળાવું છું:—

કોઈ એક શેઠને લલિતાંગ નામનો એક પુત્ર હતો. લલિતાંગ પોતાના નામ પ્રમાણે ગુણવાળો હતો, અર્થાત્ તેનું શરીર લલિત હતું. એક દિવસ તે બહાર જતો હતો તેવામાં રાણીએ તેને મહેલમાંથી જોયો. લલિતાંગને જોઈ રાણી વિચારવા લાગી કે, આ કુમાર તો બહુ જ લલિત–સુંદર છે એટલા માટે તેની સાથે ભોગોનો ઉપભોગ કરવો જોઈએ. આ પ્રમાણે વિચાર કરી રાણીએ દાસીને મોકલી ગુપ્ત માર્ગે લલિતાંગને પોતાના મહેલમાં બોલાવ્યો. રાણીએ પોતાની કામદષ્ટિથી લલિતાંગને મુગ્ધ કરી દીધો. રાણીનું રૂપ જોઈ લલિતાંગ રાણી ઉપર મોહિત બની ગયો અને મોહમુગ્ધ બની પોતાના ઘરનું સુખ પણ ભૂલી ગયો.

લલિતાંગને વશ કરી, રાણીએ તેની સાથે વિષયસુખ ભોગવવાની તૈયારી કરી. એટલામાં જ રાજા મહેલમાં આવી રહ્યા છે એવાં ખબર રાણીને મળ્યાં. આ ખબર મળતાં જ રાણીનું મોઢું ઊતરી ગયું. રાણીને આમ એકાએક ઉદાસ થતી જોઈને લલિતાંગે રાણીને પૂછ્યું કે, હમણાં તો તું મારી સાથે હસીને બોલતી હતી અને હમણાં જ તું આ પ્રમાણે ઉદાસ કેમ બની ગઈ ? રાણીએ કહ્યું કે, ઉદાસ થવાનું કારણ એ જ છે કે, રાજા હમણાં મહેલમાં આવી રહ્યા છે એટલે હવે શું કરવું ? તેનો જ હું વિચાર કરી રહી છું. રાજા મહેલમાં આવે છે એ સમાચાર સાંભળતાં જ લલિતાંગ ભયથી કાંપવા લાગ્યો અને દીનતાપૂર્વક રાણીને કહેવા લાગ્યો કે, મને કોઈ પણ જગ્યાએ છુપાવો, નહિ તો રાજા મને દેખી જશે તો મારાં ટૂકડે ટૂકડાં કરી નાંખશે; કારણ કે ક્ષત્રિયનો અને તેમાં રાજાનો કોપ તો બહુ જ ભયંકર હોય છે. રાણીએ આ સાંભળી કહ્યું કે, આ વખતે હું તને ક્યાં છુપાવું ? એવી બીજી કોઈ જગ્યા નથી કે જ્યાં હું તને છુપાવી શકું. હા, પાયખાનામાં થોડી જગ્યા છે કે જ્યાં છુપાવી શકાય. રાજા પાયખાના તરફ દષ્ટિ પણ કરશે નહિ અને જ્યારે તેઓ અહીંથી ચાલ્યા જશે ત્યારે તને હું બહાર કાઢીશ.

પાયખાનામાં રહેવાની ઇચ્છા કોને થાય ? કોઈને થાય નહિ તો પછી સુગંધમાં રહેનાર લલિતાંગને પાયખાનામાં રહેવાની ઇચ્છા કેમ થઈ શકે ? પણ ભયને કારણે તેણે પાયખાનામાં છુપાઈ જવાનું કબુલ કર્યું. રાણીએ દાસીને કહ્યું કે, આને પાયખાનામાં છુપાવી દે. રાણીની આજ્ઞાનુસાર દાસીએ લલિતાંગના પગને દોરીથી બાંધીને તેને પાયખાનામાં ઊલટો લટકાવી દીધો. લલિતાંગને જ્યારે પાયખાનામાં ઊલટો લટકાવવામાં આવ્યો હશે ત્યારે તેની કેવી દશા થઈ હશે એ કોણ કહી શકે !

રાજા રાણીના મહેલમાં આવ્યો અને રાણીની સાથે ખાનપાન કરી પાછો ચાલ્યો ગયો. પણ લલિતાંગની કાયરતાને કારણે તેના ઉપર ઘૃણા આવી હોય, કે તેને ભૂલી ગઈ હોય, ગમે તે કારણ હોય પણ રાણીએ તેને પાયખાનામાંથી બહાર કાઢયો નહિ. આ પ્રમાણે ઘણો વખત વીતી ગયો.

એટલામાં વર્ષા થવાને કારણે પાણીનો નિકાસ પણ તે જ પાયખાનામાં થઈને થતો હતો એથી તે સુકાએલો મળ પણ ભીંજાઈને નીચે પડવા લાગ્યો અને લલિતાંગ તેથી ભીંજાવા લાગ્યો. આવી દુરવસ્થા ભોગવતાં ભોગવતાં જે દોરીથી લલિતાંગનાં પગ બાંધવામાં આવ્યાં હતાં તે દોરી તૂટી પડી. આ પ્રમાણે દોરી તૂટી જવાથી લલિતાંગ પાયખાનામાં નીચે પડી ગયો અને બેહોશ થઈ ગયો.

એટલામાં રાજાને ત્યાં અને શેઠને ત્યાં એક ભંગણ કામ કરતી હતી તે પાયખાનું સાફ કરવા આવી. પાયખાનું સાફ કરવા ગઈ ત્યાં તેણે લલિતાંગને જોયો અને તેને ઓળખી લીધો કે તે શેઠનો પુત્ર છે. ભંગણ શેઠની પાસે ગઈ અને તેમને કહ્યું કે, તમે જેની ચિંતા કરતા હતા તે તમારો પુત્ર રાજાના પાયખાનામાં પડયો છે. આ સાંભળી તે શેઠ વિચારવા લાગ્યો કે, "તે ત્યાં કેવી રીતે પહોંચી ગયો. ખેર ! જે થયું તે થયું. પણ હમણાં તો લલિતાંગને ઘેર તુરત લાવવો જોઈએ." આ પ્રમાણે વિચાર કરી શેઠ કેટલાક માણસોને લઈ ગયો અને લલિતાંગને ઉપાડી ઘેર લાવ્યો. જ્યારે લલિતાંગને ઘેર લાવ્યા ત્યારે તેની દશા ઘણી જ ખરાબ હતી પણ શેઠે તેનો દવા વગેરેનો ઉપચાર કરાવ્યો એટલે તે મરતાં બચી ગયો અને ધીમે ધીમે સ્વસ્થતા પ્રાપ્ત કરતાં તે પહેલાંની જેવો બની ગયો.

સ્વસ્થ થયા બાદ લલિતાંગ પાછો ઘોડાગાડીમાં બેસી ફરવા નીકળ્યો. ફરવા જતાં લલિતાંગને રાણીએ જોયો. લલિતાંગને જોતાં જ તે વિચારવા લાગી કે, મેં તો મોટી ભૂલ કરી. આ પુરુષ તો ભોગવવા યોગ્ય છે. આ પ્રમાણે વિચાર કરી રાણીએ ફરી દાસીને તેની પાસે મોકલી અને મહેલમાં આવવા માટે કહેવડાવ્યું. લલિતાંગ પહેલાં જે દુઃખ અનુભવી ચૂકયો હતો તે દુઃખને કારણે શું તે પાછો રાણીની પાસે જાય ખરો ? જો આ વિષે તમારી સલાહ પૂછવામાં આવે તો તમે શી સલાહ આપત ? એ જ સલાહ આપત કે, જ્યાં આવાં કષ્ટો ભોગવવાં પડયાં ત્યાં હવે પાછા જવું ન જોઈએ.

તમે લલિતાંગ કુમારને તો આ પ્રકારની સલાહ આપો છો પણ હવે તમે તમારા વિષે જુઓ કે, તમે જે કામ ન કરવા માટે લલિતાંગને સલાહ આપો છો તે કામ તમે પોતે તો કરી રહ્યા નથી ને ? તમે આ પ્રકારનાં કષ્ટો અનેકવાર ભોગવી ચૂકયાં છો છતાં તમારી દશા અને દિશા બદલી નથી. શું તમે માતાના પેટમાં ઊંધા લટકયા નથી ? શું ત્યાં મળમૂત્ર નથી ? ગર્ભમાં તમે તમારી માતાના આહારમાંથી થોડો રસ રસવાહિની નાડીદ્વારા લેતા હતા. શ્રી ભગવતી સૂત્રમાં એક પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, ગર્ભનું બાળક, માતા જે કાંઈ આહાર કરે છે તેમાંથી રસવાહિની નાડીદ્વારા થોડો આહાર, અર્થાત્ એક દેશનો આહાર ગ્રહણ કરે છે. આ પ્રકારનું કષ્ટ થોડાં દિવસો નહિ પણ નવ માસ સુધી ભોગવ્યું છે, એટલું જ નહિ પણ કોઈ કોઈ વાર તો બાર વર્ષ કે ચોવીશ વર્ષ સુધી પણ એવું કષ્ટ ભોગવવું પડયું છે. આ શું એક દોરીના આધારે લટકવા જેવું દુઃખ નથી ? ગર્ભમાં બાળક પણ એક નાડીના આધારે જ લટકતું રહે છે. પછી કોઈ પુણ્યના પ્રતાપે કે કોઈ સાધનદ્વારા તે જન્મે છે.

ગર્ભમાંથી બહાર નીકળતી વખતે જો કોઈ સંભાળ રાખનાર ન હોય તો કેવી વીટંબણા ઊભી થાય ? આજે તો તમે એવું અભિમાન કરવા લાગો છો કે, માતાપિતાએ શું કર્યું ? પણ જરા ગર્ભાવસ્થા કે બાલ્યાવસ્થા વિષે વિચાર કરો કે તે વખતે તમારી કેવી દશા હતી અને જો માતાપિતાએ તે વખતે તમારી સંભાળ ન રાખી હોત તો તમારી કેવી દશા થાત !

માતાપિતાના ઉપકાર વિષે જ્યારે વિચાર કરવામાં આવે છે ત્યારે મને એક જુની કવિતા યાદ આવે છે કે:—

ટગમગ પગ ટકતો નહિ, ખાઇ ન શકતો ખાદ્ય;
ઊઠી ન શકતો આપથી, લેશ હતી નહિ લાજ. ૧

તે અવસર આણી દયા, બાળકને મા-બાપ,
સુખ આપે દુઃખ વેઠીને, તે ઉપકાર અમાપ. ૨

કોઈ કરે એવા સમે, બે ઘડી એક બરદાસ;
આખી ઉંમર થઈ રહે, તે નરનો નર દાસ. ૩

ગર્ભાવસ્થામાં કે બાલ્યાવસ્થામાં જે ઘડી-બેઘડી પણ સહાયતા કરે છે તે સહાયકનો મનુષ્ય જેટલો ઉપકાર માને તેટલો ઓછો છે તો પછી જે માતા-પિતાએ તેવા સમયે દરેક પ્રકારની સહાયતા અને સગવડતા આપી છે તે માબાપનો કેટલો બધો અમાપ ઉપકાર છે તેનો જરા વિચાર કરો.

આપણે એ ગર્ભસ્થાનરૂપી કેદખાનામાંથી નીકળી બહાર આવ્યા અને માતા-પિતાની છત્રછાયા નીચે સુખરૂપે વધતાં વધતાં આ અવસ્થાને પામ્યા; પણ આ અવસ્થાને પામ્યા પછી આપણું શું કર્ત્તવ્ય છે તેનો જરા ઊંડો વિચાર કરવો જોઈએ. આપણે જે પાયખાનામાં કેદ રહી ચૂક્યા છીએ, શું એ જ પાયખાનામાં કેદ રહેવું ઉચિત છે કે ફરી તે જ કેદખાનામાં કેદ ન થવું પડે એવો માર્ગ શોધવો એ ઉચિત છે ? ભગવાને સંવેગની સાથે નિર્વેદનું હોવું એટલા માટે આવશ્યક બતાવ્યું છે કે, જેથી તે કેદખાનામાં ફરી કેદ થવું ન પડે; એટલા માટે દેવ, મનુષ્ય કે તિર્યંચનાં કામભોગો વિષે એમ માનો કે, એમાં સાચું સુખ નથી પરંતુ એ કામભોગો સંસારમાં ભટકાવનાર તથા રખડાવનાર છે. માટે એ કામભોગોથી નિવૃત્ત થવું એ જ સારું છે. જો તે લલિતાંગ ચતુર હશે તો શું તે એવું કામ કરે ખરો કે જેને કારણે તેને ફરી પાયખાનામાં ઊંધું લટકવું પડે ? આ કથા તો ઉપનય છે, પણ આપણને તો એનો અનુભવ છે કે, આપણે કેવી રીતે કેદખાનામાં કેદ રહીને આવ્યા છીએ. આપ લલિતાંગને તો એવો ઉપદેશ આપશો કે, પાછો તું ત્યાં દુઃખ ભોગવવા કેમ જાય છે ! પણ આ જ પ્રકારનો બોધ તમારા આત્માને આપો કે, હે ! આત્મા ! તું ફરી શરીરરૂપી કેદખાનામાં પડવાનાં કામો શા માટે કરે છે ! કદાચ તમે તો ગૃહસ્થ—સંસારી—હોવાનું બહાનું કાઢી છટકી જાઓ પણ અમે તો સાધુ છીએ એટલા માટે અમને તો દેવ, મનુષ્ય અને તિર્યંચ સંબંધી કામભોગો એવી જ રીતે ખરાબ લાગવાં જોઈએ કે જે પ્રમાણે લલિતાંગને પાયખાનામાં રહેવું ખરાબ લાગ્યું હતું. હવે આ જ વાત ચરિત્રકથાદ્વારા સમજાવું છું:—

## મયણુરેહા ચરિત્ર—૧૨

સતી સ્ત્રીઓ બીજાને પણ આ શરીરરૂપી કેદખાનામાંથી બચાવે છે અને પોતે પણ બચે છે પણ ખરાબ સ્ત્રીઓ પોતે પણ ફસાય છે અને બીજાને પણ ફસાવે છે. સતી મયણરેહા પોતે પણ કેવી રીતે બચી અને બીજાને પણ કેવી રીતે બચાવે છે એ અત્રે જોવાનું છે.

મયણરેહાએ સ્વપ્નમાં કલ્પવૃક્ષ જોયું હતું. જેણે સ્વપ્નમાં કલ્પવૃક્ષ જોયું હોય અને જેના ગર્ભમાં કલ્પવૃક્ષની સમાન બાળક આવ્યું હોય તેને શું કષ્ટ માથે પડે ખરું? પણ આપણે કર્મ અને ધર્મનો અર્થ જુદો કરીએ છીએ અને જ્ઞાનીજનો તેનો અર્થ જુદો કરે છે. આજે તો તમે કોઈ પ્રકારનું કષ્ટ માથે પડે છે તો ધર્મને દોષ આપવા લાગો છો કે 'ધર્મ કરતાં કષ્ટ માથે પડ્યું.' પણ જ્યારે કર્મ કરો છો ત્યારે ધર્મને યાદ કેમ કરતા નથી? માનો કે, તમારી પાસે એક કીંમતી હીરો છે. તમને તાવ આવ્યો છે ત્યારે વૈદ્ય તમને કહે કે, આ હીરો મને આપી દો તો હું તમને સાજા કરી દઉં. અથવા કોઈ એમ કહે કે, હીરો પહેરવાથી જ તમને તાવ આવ્યો છે! તો શું તમે હીરો આપી દેશો કે હીરો પહેરવાથી તાવ આવ્યો છે એ વાત માનશો? આવી વાત તો માનવાની ના પાડો છો, તો પછી કષ્ટના સમયે ધર્મને માટે એમ કેમ માની લો છો કે, ધર્મને કારણે કષ્ટ પેદા થયું છે? જે ધર્મ કલ્પવૃક્ષની સમાન છે તે ધર્મદ્વારા શું કષ્ટ પેદા થાય ખરું? ધર્મનો અને કષ્ટનો શો સંબંધ? જ્યારે હૃદયમાં એવી દૃઢ શ્રદ્ધા હોય કે ધર્મનો કષ્ટની સાથે કાંઈ સંબંધ નથી, બલ્કે દુઃખ એ તો ધર્મજાગૃતિનું એક સાધન છે તો તો મોક્ષની પ્રાપ્તિને માટે પ્રયત્ન કરી શકો છો, અન્યથા પ્રયત્ન થઈ શકતો નથી. અનાથીમુનિને કષ્ટ થયું હતું ત્યારે જ તેઓ સંયમનું પાલન કરવા માટે ઉદ્યત થયા હતા. અજ્ઞાની અને જ્ઞાનીઓમાં એ જ મોટું અંતર છે કે, અજ્ઞાનીઓ દુઃખને દુઃખરૂપ માની વધારે દુઃખી થાય છે અને જ્ઞાનીઓ દુઃખને પણ ધર્મજાગૃતિનું એક સાધન માની પ્રસન્ન થાય છે.

મયણરેહાએ સ્વપ્નમાં કલ્પવૃક્ષ જોયું. તેના ગર્ભમાં તે જ તેજસ્વી બાળક અવતર્યા કે જેમને આપણે નમિરાજ કહી વંદન કરીએ છીએ. મયણરેહાને કલ્પવૃક્ષનું સ્વપ્ન આવવાનું શું કારણ છે અને તેનું પરિણામ શું આવશે તેની કાંઈ ખબર ન હતી. નમિરાજ ઋષિ મયણરેહાના ગર્ભમાં આવ્યા. આ ગર્ભના પ્રતાપે તે ચમકવા લાગી. મયણરેહાની ચમકતી કાંતિ જોઈ તેની સખીઓમાંથી કોઈ એમ કહેતી હતી કે, કોઈ મહાપુરુષ એના ગર્ભમાં આવ્યા છે કે જેથી તેની કાંતિ આ પ્રમાણે દીપે છે, અને કોઈ સખી એમ કહેતી હતી કે, આ બધો આ યુવરાજ્ઞીનો જ પ્રતાપ છે કે તેના ગર્ભમાં મહાપુરુષ આવ્યા છે.

તમે વિજળીને મોટી માનો છો કે, જેમાંથી વિજળીનો પ્રકાશ નીકળે છે તે ગ્લોબને મોટો માનો છો! અમુક દૃષ્ટિએ અમુકને મોટું અને અમુકને નાનું માનવામાં આવે પણ કાર્ય-કારણ ભાવની દૃષ્ટિએ તો બન્નેયની આવશ્યકતા છે. આ જ પ્રમાણે માતાનું મહત્ત્વ વધારે છે કે તેના ગર્ભમાં જે મહાપુરુષ આવ્યા છે તેનું મહત્ત્વ વધારે છે? એ વાતનો પણ નિર્ણય કરી શકાતો નથી; પણ બન્નેનું મહત્ત્વ છે એમ જ કહી શકાય છે. મહાપુરુષ તો ધન્ય છે જ પણ તે માતા પણ ધન્ય છે કે જે મહાપુરુષને ગર્ભમાં ધારણ કરે છે.

**નિજ મહલસે છત પર બૈઠી, સબ સખિયન કે સાથ;**
**દાન માન આમોદ પ્રમોદે, કરે પ્રેમસે બાત. ॥ સતી૦ ૧૬ ॥**

એક દિવસ મયણુરેહા પોતાના મહેલની અટારી ઉપર પોતાના સિંહાસન ઉપર બેસી સખીઓની સાથે આમોદપ્રમોદની વાતો કરી રહી હતી. કોઈ સખી ગર્ભની પ્રશંશા કરતી હતી અને કહેતી હતી કે, પહેલાં જેવો ચન્દ્રયશ થયો છે તેવો જ કોઈ બીજો મહાપુરુષ ગર્ભમાં આવ્યો છે. કોઈ સખી એમ કહેતી હતી કે, આવી સુશીલા સ્ત્રીના ગર્ભમાં જ મહાપુરુષ આવે છે ! એમનું ચરિત્ર તો જુઓ કે, કેવું નિર્મલ છે. આવી સુશીલા સ્ત્રીની કૂંખે જ મહાપુરુષો જન્મ લે છે. દ્રાક્ષની વેલ ઉપર દ્રાક્ષ જ લાગે છે; અને કડવી વેલ ઉપર કડવું ફળ જ લાગે છે. દ્રાક્ષની વેલમાં કડવું ફળ કેમ આવી શકે? અને કડવી વેલમાં મીઠું ફળ કેમ લાગી શકે ?

આજના લોકો પોતે તો કડવી વેલ જેવા બન્યા રહે છે અને દ્રાક્ષ જેવા સારાં સંતાનની આશા રાખે છે પણ એ તો સાધારણુ નિયમ જ છે કે, જેવી વેલ હોય છે, ફળ પણ તેવાં જ આવે છે; એટલા માટે પોતાએ તો સારા જ રહેવું જોઈએ પછી સંતાન થાય કે ન થાય ! પણ તમને સંતાન પ્રિય છે કે ચારિત્ર પ્રિય છે ? સંતાનનું મૃત્યુ થયે તો રુદન કરો છો પણ ચારિત્રનો નાશ થયે કોઈ દિવસ રોયા કે દુઃખ પામ્યા છો ? દુઃખ પામવાની વાત તો દૂર રહી પણ પ્રસન્નતાપૂર્વક ચારિત્રને નષ્ટ કરવામાં આવે છે. ખરેખર આ દુઃખનો વિષય છે. અત્રે ખાસ વિચારવા જેવી વાત તો એ છે કે, પોતાનું કલ્યાણ પોતાનાં સંતાનો કરી શકતાં નથી. પોતાનું કલ્યાણ તો પોતે જ કરી શકે છે. પોતાની કોઈ પ્રકારની હાનિ થાય તો એમ સમજવું જોઈએ કે, પોતાનામાં ચારિત્રની કોઈ પ્રકારની ખામી હશે ત્યારે જ હાનિ થઈ; નહિ તો હાનિ કેમ થાય ? આ પ્રમાણે વિચાર કરી ચારિત્રને વધારે પવિત્ર બનાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. આત્માને માટે તો ચારિત્રધનની રક્ષા કરવામાં જ આત્માનું કલ્યાણ રહેલું છે.

સખીઓની વાત સાંભળી મયણુરેહાએ કહ્યું કે, " સખીઓ ! આ બધો મારા ગર્ભનો પ્રતાપ નહિ પણ ધર્મનો પ્રતાપ છે. ધર્મના પ્રતાપથી જ આ બધો આનંદ વર્ત્તાઈ રહ્યો છે. એટલા માટે મારે તમારી વાતોના ભ્રમમાં પડી જઈ ધર્મને ભૂલી જવો ન જોઈએ. તમારે ત્યાં આમોદપ્રમોદના સમયે શું ' ધર્મ 'ને યાદ કરવામાં આવે છે ? જેને લીધે આમોદપ્રમોદનું સુખ મળે છે એ ' ધર્મ 'ને જ ભૂલી જવો એ કેવી ભૂલ છે !

**ઈસ અવસર પર મણિરથ રાજા, નિજ અટારી પર આય;**
**યુગબાહુ મહેલ નજર ફૈલાયે, સજ્જન જન સમઝાય. ॥ સતી૦ ૧૭ ॥**
**યુગબાહુ કા મહલ પ્રભુ, યહ બૈઠી ઉસકી રાની;**
**દૃષ્ટિ ન દેખો રખો મર્યાદા, નીતિ લેઓ માની. ॥ સતી૦ ૧૮ ॥**
**અજ્ઞ જન સમ તુમ સબ સુઝકો, કયા દેતે હો બોધ;**
**અભિમાન વશ મણિરથ રાજા, મનમેં લાયા ક્રોધ. ॥ સતી૦ ૧૯ ॥**

મયણુરેહા પોતાના મહેલની અટારીએ બેસી સખીઓની સાથે આમોદપ્રમોદ કરી રહી હતી. તે જ વખતે મણિરથ રાજા પણ પોતાના મહેલની અટારીએ ગયો હતો. ત્યાંથી ચારે બાજુ નજર ફેરવતાં મયણુરેહા તેના મહેલમાં સખીઓની સાથે આમોદપ્રમોદ કરતી જોવામાં આવી.

મોટા માણસોની સાથે તેમની મર્યાદાની રક્ષા કરવા માટે કેટલાક લોકો સાથે રહ્યા કરે છે. પાણી ગમે ત્યાં ચાલ્યું ન જાય એટલા માટે ખેડુતો પાણીને માટે પાળ બાંધે છે તે જ પ્રમાણે રાજા વગેરે મોટા માણસોને પણ સન્માર્ગે લઈ જવા માટે કેટલાક લોકો તેમની સાથે રહે છે. મણિરથની સાથે પણ મર્યાદાની રક્ષા કરનારા કેટલાક લોકો રહેતા હતા. તેમણે મણિરથને યુગબાહુના મહેલ તરફ દષ્ટિ કરતો જોઈ, કહ્યું કે, " મહારાજ ! એ મહેલ આપના નાના ભાઈ યુગબાહુનો છે અને અત્યારે એ મહેલની અટારીએ તેમની પત્ની સખીઓની સાથે આમોદપ્રમોદ કરી રહી છે. આપ સૂચના આપ્યા વિના જ અહીં આવી ગયા એ આપે ઠીક ન કર્યું. ખેર ! હવે આપ એ તરફ જુઓ એ ઠીક નથી."

પહેલાં આવી હિંમતવાળા લોકો હતા. આજના શ્રાવકો પણ જો એવી હિંમતવાળા હોય તો અમારામાં-સાધુઓમાં-કોઈ મર્યાદાવિરુદ્ધ કે શાસ્ત્રવિરુદ્ધ વાત જોવામાં આવે તો અમને કહે અને સાવધાન કરે તો અમારું પણ કલ્યાણ થાય, અને તેમનું પણ કલ્યાણ થાય. પણ આજે તો એવું બને છે કે, મોઢે તો મીઠું મીઠું બોલે છે અને પાછળથી નિંદા કરે છે. આ પ્રમાણે પ્રત્યક્ષ તો કાંઈ સ્પષ્ટ કહેવું નહિ અને પાછળથી નિંદા કરવી એ ઠીક નથી. ઉચિત તો એ છે કે, જો વાત સાચી હોય તો પ્રત્યક્ષમાં સ્પષ્ટ કરી દેવી જોઈએ અને આ સાધુ છે એટલે એમને આવી વાત કેમ કહી શકાય એમ વિચારવું ન જોઈએ.

સાચી સલાહ આપનારા હિતૈષીઓ પણ સદ્ભાગ્યે જ મળે છે. આજના રાજાઓને સાચી સલાહ આપનારા હિતૈષીઓ મળતા નથી એ કારણે જ તેમનું પતન થઈ રહ્યું છે. આત્મકલ્યાણને માટે પણ સત્સંગની આવશ્યકતા રહે છે. ભક્તિસૂત્રમાં કહ્યું છે કે; दुःसंगः सर्वथा त्याज्यः અર્થાત્—કુસંગ સર્વથા ત્યાજ્ય છે. કુસંગ શા માટે ત્યાજ્ય છે ? તો એને માટે કહ્યું છે કે, स्मृतिभ्रंशबुद्धिनाशसर्वनाशकारणत्वात्—અર્થાત્—દુઃસંગથી સ્મૃતિભ્રષ્ટ થઈ જાય છે, બુદ્ધિ પણ નાશ પામે છે અને પછી સર્વ નાશનું કારણ ઉપસ્થિત થાય છે.

કૈકેયી દશરથ રાજાની રાણી અને ભરતની માતા હતી પણ એક દાસીની કુસંગતિથી કેવું દુષ્પરિણામ આવ્યું એ તો બધા જાણે જ છે. દુઃસંગને કારણે ઘણાં અનર્થો પેદા થાય છે. કોણિકને પોતાના ભાઈ પ્રત્યે પ્રેમ હતો પણ પત્નીની કુસંગતિથી તે પ્રેમ તો નાશ પામ્યો પણ સાથે સાથે એક કરોડ એંસી લાખ માણસો પણ ખપી ગયાં. એટલા માટે દુઃસંગથી હમેશાં બચતા રહેવું જોઈએ. મનુષ્યના સદ્ભાગ્યે જ તેને સત્સંગતિ પ્રાપ્ત થાય છે અને સત્સંગના પ્રતાપે ભાવિ અનર્થો પણ અટકી જાય છે.

મણિરથના હિતૈષીઓએ મયણરેહાના મહેલ તરફ ન જોવા માટે મણિરથને સાવધાન કર્યો. હિતૈષીઓનું કહેવું સાચું હતું છતાં જેનામાં અભિમાન હોય છે તેને હિતશિક્ષા પણ ઊલટી પરિણમે છે. આ જ વાત મણિરથ રાજા વિષે બની. હિતૈષીઓનું વચન સાંભળતાં જ તે લાલચોળ થઈ ગયો અને ક્રુદ્ધ થઈને હિતૈષીઓને કહેવા લાગ્યો કે; " શું તમે મને અજ્ઞાની માનો છો ! શું હું એટલું પણ જાણતો નથી કે, તે યુગબાહુનો મહેલ છે. એ મહેલ મેં જ બંધાવીને યુગબાહુને આપ્યો છે તો પછી શું મને એ પણ ખબર નહિ હોય કે તે મહેલની અટારીએ યુગબાહુની પત્ની બેઠી છે ! શું તમે મને લુચ્ચો લફંગો માની બેઠા છો કે તે બાજુ જોતાં મને અટકાવો છો ! જો હું નિર્દોષ દષ્ટિએ તેને આમોદપ્રમોદ

કરતી જોઈ લઉં તો તેમાં વાંધો શું છે ? હું જાણું છું કે, તે યુગબાહુની પત્ની છે. હું જ તેને યુગબાહુની સાથે વિવાહ કરાવીને લાવ્યો છું તો તમે મને શું સમજાવવા આવ્યા છો ?"

આજે પણ ઘણા લોકો કહે છે કે, નિર્દોષ દૃષ્ટિએ જોવામાં શું વાંધો છે ! પણ તેઓ એટલું વિચારતા નથી કે, જોવાથી પણ કેટલો અનર્થ પેદા થવા પામે છે ! ભારતની મર્યાદા નિઃસાર નથી પણ આજે મર્યાદાને નિઃસાર માનવામાં આવે છે. શાસ્ત્રમાં* સાધુઓને માટે પણ કહેવામાં આવ્યું છે કે, "હે ! સાધુઓ ! કોઈ પણ સ્ત્રી તરફ દૃષ્ટિ ફેંકો નહિ. કદાચ કોઈ સ્ત્રી તરફ દૃષ્ટિ ચાલી જાય તો, તેજસ્વી સૂર્ય સામે જોતાં જ જેમ દૃષ્ટિ પાછી ખેંચી લેવામાં આવે છે, તે પ્રમાણે દૃષ્ટિ પાછી ખેંચી લો."

મણિરથના હિતૈષી મિત્રોએ પણ મર્યાદાની રક્ષાને માટે જ મણિરથને એમ કહ્યું હતું કે, આપ મયણરેહાના મહેલ તરફ દૃષ્ટિ ફેંકો નહિ. પણ જે પ્રમાણે કેટલાક રોગીઓને વૈદ્યની વાત ખરાબ લાગે છે તે જ પ્રમાણે મણિરથને પણ મિત્રોની આ વાત ખરાબ લાગી.

રોગીને અમુક ચીજ ન ખાવા વિષે વૈદ્ય કહે છે, પરન્તુ કેટલાક રોગીઓ વૈદ્યનું આ કથન સાંભળી એમ કહે છે કે, "વૈદ્યરાજ ! આપ આ ચીજ ન ખાવી, તે ચીજ ન ખાવી એમ કહો છો, તો શું ખાધા વગર મરી જવું !" મને પણ એક તપસ્વી સાધુને કહેવાનો એવો પ્રસંગ આવ્યો હતો કે, "આ ચીજ ન ખાવી કારણ કે તેથી હાનિ થશે." પણ મારું આ કથન સાંભળી તે સાધુ રુષ્ટ થઈ ગયા અને કહેવા લાગ્યા કે, "ખાવું નહિ તો શું મરી જવું !" ત્યારે મેં કહ્યું કે, "તો જેવી તમારી ઇચ્છા." આખરે તેણે તે ચીજ ખાધી અને પરિણામે તે બિમાર પણ પડ્યા. ત્યારે મારું કથન તેમને યાદ આવ્યું.

કહેવાનો આશય એ છે કે, જે પ્રમાણે કેટલાક રોગીઓ વૈદ્ય ઉપર નારાજ થઈ જાય છે તે જ પ્રમાણે મણિરથ રાજા પણ હિતશિક્ષા આપનાર હિતૈષીઓ ઉપર નારાજ થઈ ગયો. જો કોઈ બીજો માણસ હોત તો તે માની પણ લેત અને તે ભય પણ પામત, પણ આ તો રાજા હતો. એટલા માટે તેણે હિતૈષી કર્મચારીઓને ધમકી આપી અને દુર્ભાવ હોવા છતાં તે કહેવા લાગ્યો કે, "શું હું લુચ્ચો છું ?" આજે પણ કેટલાક લોકો ઉપરથી એમ જ કહે છે કે શું અમે લુચ્ચા છીએ ? પણ હૃદયની વાત કોણ જાણે ? મણિરથે પણ આ જ પ્રમાણે કહ્યું અને તેણે વધારામાં એમ પણ કહ્યું કે, "હું રાજા છું એટલા માટે બધાં લોકોનો મારે ખ્યાલ રાખવો જોઈએ."

આ પ્રમાણે કહીને મણિરથ રાજા મયણરેહા તરફ દૃષ્ટિ ફેંકી તાકીને જોવા લાગ્યો અને પોતાના મનમાં કહેવા લાગ્યો કે, આ કેવી સુંદરી છે ! આવી સુંદરી બીજી કોણ હશે ? આ વિષે ભર્તૃહરિએ જાણે પોતાના અનુભવ પછી જ એમ કહ્યું છે કે, "મર્યાદાની રક્ષા ત્યાંસુધી જ થાય છે કે જ્યાંસુધી લીલાવતી સ્ત્રીનાં નેત્રો હૃદયને ઘાયલ કરતાં નથી." ભર્તૃહરિએ આ વાત તો પાછળથી કહી છે અને આ ચરિત્ર તો તેમના પહેલાંનું છે. મણિરથ રાજાને માટે પણ એમ જ થયું. તે પણ મયણરેહાને જોઈ મર્યાદાને ભૂલી ગયો અને હૃદયમાં તેના સૌંદર્યની પ્રશંસા કરતો તેની સામે જોવા લાગ્યો. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.

---

* चित्तभित्तिं न निज्झाए, नारिं वा सुअलंकिअं ।
भक्खरं पिव दट्ठूणं, दिट्ठिं पडिसमाहरे ॥–दश० ८–५५

## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ શ્રાવણ શુદ ૮ શનિવાર

### પ્રાર્થના

ધન-ધન જનક 'સિદ્ધારથ,' ધન 'ત્રિશલાં' દે માત રે પ્રાણી;
જ્યાં સુત જાયો ને ગોદ ખિલાયો, 'બર્દ્ધમાન' વિખ્યાત રે પ્રાણી.
શ્રી મહાવીર નમો વરનાણી. ॥ ૧ ॥
—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી મહાવીર ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આજે આપણી ઉપર જેમની શિક્ષાનો પ્રભાવ પડી રહ્યો છે તે શિક્ષાના પ્રરૂપક ભગવાન મહાવીર જ છે. આજે તેમનું જ શાસન પ્રવર્તી રહ્યું છે. ભગવાને આ શાસન આપણી પાસેથી કાંઈ લેવા-દેવા માટે પ્રવર્તાવ્યું નથી પણ જગત ઉપર કરુણા કરી જગતના હિત માટે જ તેમણે આ શાસન પ્રવર્તાવ્યું છે. જગતહિતંકર આવું જૈનશાસન સદા જયવંતુ રહો! ભગવાનનું આ શાસન જગતહિતંકર હોવાને કારણે જ આપણે તેમને નમસ્કાર કરીએ છીએ. તેમને કોઈ માને કે ન માને તોપણ તેમને કોઈના પ્રતિ રાગદ્વેષ નથી; પરંતુ જો આપણે આપણા આત્માનું કલ્યાણ કરવા ચાહતા હોઈએ તો આપણે તેમના શાસનને માન આપી તેમની શિક્ષાને હૃદયમાં ઉતારવી જ જોઈએ. તેમણે તો કેવળ આપણને કલ્યાણનો માર્ગ બતાવવાની કરુણા કરી છે.

સંસારમાં અત્યારે એવાં અનન્ત જીવો છે કે જેમણે, ભગવાનની શિક્ષાનો આદર્શ સામે હોવા છતાં પોતાના આત્માનું કલ્યાણ કર્યું નથી. અનન્ત જીવો મોક્ષે ગયા છે અને જશે છતાં નિગોદનું એક પણ શરીર ખાલી થયું નથી. તે તો જીવોથી જેવું ને તેવું જ ભરેલું છે. જો થોડાં જીવો આત્માનું કલ્યાણ કરી લેશે તો કાંઈ નિગોદ ખાલી થઈ જશે નહિ અને કલ્યાણ નહિ કરે તો સિદ્ધસ્થાન ખાલી રહેશે નહિ. એટલે આપણે જો આપણું કલ્યાણ કરવું જ હોય તો આપણે ભગવાનની શિક્ષાને જીવનમાં ઉતારવી જ જોઈએ.

ભગવાને આત્માનું કલ્યાણ સાધવા માટે *વિનય, સૂત્ર, આચાર અને તપ એ ચાર કલ્યાણમાર્ગો બતાવ્યાં છે. આ ચાર કલ્યાણમાર્ગો વિષે વિચાર કરવામાં આવે તો ઘણો વિસ્તાર થઈ જાય એટલા માટે અત્રે સૂત્ર વિષે અને તેમાં ભગવાને ઉત્તરાધ્યયનના ૨૯ મા અધ્યયનમાં આત્મકલ્યાણને માટે સમ્યક્ત્વમાં પરાક્રમ કરવા વિષે જે કહ્યું તે વિષે વિચાર કરવામાં આવે છે. ભગવાન કહે છે કે, હું જ્ઞાનદ્વારા એ જાણું છું કે, સમ્યક્ત્વમાં પરાક્રમ કરનાર આત્મા પોતાનું કલ્યાણ કરી શકે છે. જો આપણને ભગવાનના આ કથન ઉપર વિશ્વાસ હોય અને આપણા આત્માનું કલ્યાણ કરવા ચાહતા હોઈએ તો ભગવાન ઉપર ઉપકાર કરવા માટે નહિ પણ પોતાનું કલ્યાણ કરવા માટે ભગવાને જે કાંઈ કહ્યું છે તેને જીવનમાં ઉતારવું જોઈએ.

---

* विणए सुए य तवे, आयारे निच्च पंडिआ।
अभिरामयंति अप्पाणं, जे भवंति जिइंदिया ॥—दश० ९-२-१॥

## સમ્યક્ત્વ પરાક્રમ—બીજો બોલ

સમકિત-પરાક્રમ અધ્યયનમાં નિર્વેદનો પ્રશ્ન ચાલી રહ્યો છે. આ બીજા બોલમાં એવો પ્રશ્ન કરવામાં આવ્યો છે કે, હે! ભગવાન્! નિર્વેદનું ફળ શું છે? આ પ્રશ્નને જોતાં એવી શંકા ઊભી થાય છે કે, આવો પ્રશ્ન ઉદ્‌ભવવાનું કારણ શું છે? એક બાજુ તો નિષ્કામ થઈ ધર્મ કરવાનો ઉપદેશ આપવામાં આવે છે અને બીજી બાજુ નિર્વેદનું ફળ શું? એવો પ્રશ્ન ફળ ચાહવા વિષે પૂછવામાં આવે છે! આવાં અનેક પ્રશ્નો આ વિષે ઉપસ્થિત થાય છે અને તેનો એવો ઉત્તર આપવામાં આવે છે કે, ફળ જાણ્યા વિના કોઈપણ કાર્યમાં મૂર્ખ-વ્યક્તિ પણ પ્રવૃત્તિ કરતો નથી તો પછી બુદ્ધિમાનો ફળ જાણ્યા વિના પ્રવૃત્તિ કેમ કરી શકે? જો કે આ પ્રમાણે ઉત્તર આપવામાં આવે છે પરંતુ આ ઉત્તર આપવા છતાં પણ એ પ્રશ્ન તો ઊભો જ રહે છે કે, એક બાજુ તો નિષ્કામ કર્મ કરવાનો ઉપદેશ આપવામાં આવે છે અને બીજી બાજુ ફળ જાણ્યા વિના કોઈ મૂર્ખ પણ પ્રવૃત્તિ કરતો નથી એમ કહેવામાં આવે છે તો આ બન્ને વિરોધાત્મક વાતમાંથી કઈ વાત ઠીક સમજવી જોઈએ?

આ પ્રશ્નોનું નિરાકરણ–સમાધાન એ છે કે, જે ફળ ઇન્દ્રિયજનિત સુખ સાથે સંબંધ ધરાવે છે અને જે ફળને જ્ઞાનીજનો પ્રશંસનીય ગણતા નથી તે ફળની આશા કરવાથી તો પતિત થઈ જવાય છે. એટલા માટે એ પ્રકારના ફળથી તો નિર્કાંક્ષ–નિષ્કામ જ રહેવું જોઈએ. એવા ફળની કામના કદાપિ કરવી જ ન જોઈએ. જે પ્રમાણે ખેડુત નિષ્કામબુદ્ધિએ બીજા-રોપણ કરે છે તે જ પ્રમાણે નિષ્કામબુદ્ધિ રાખી પ્રવૃત્તિ કરવી જોઈએ. ખેડુતને એ નિશ્ચય હોતો નથી કે મારા બીજારોપણનું પરિણામ આવું આવશે. પણ એને એવો વિશ્વાસ હોય છે કે, જો બીજ સારું હશે તો ફળ ખરાબ આવશે નહિ. જો કે ખેડુતને ફળ વિષે એ નિશ્ચય હોતો નથી કે કેટલો લાભ પ્રાપ્ત થશે? છતાં તે બીજારોપણ તો કરે જ છે. આ જ પ્રમાણે વ્યાપારીને પણ પહેલેથી એ નિશ્ચય હોતો નથી કે, મારા વ્યાપારથી મને આટલો લાભ થશે, છતાં તે વ્યાપારમાં પ્રવૃત્તિ કરે જ છે; તે જ પ્રમાણે આપણે પણ આ લોકમાં કે પરલોકમાં આવું ફળ મળશે એ કામનાથી કાર્ય કરવું ન જોઈએ; પરંતુ ફળની આશા કર્યા વિના જ કાર્ય કરતાં રહેવું જોઈએ. મતલબ કે, નિષ્કામ થઈ કર્મ કરવાનો આશય એ છે કે, ઇન્દ્રિયજનિત સુખને ન ચાહવું અને ફળ જોયા વિના મૂર્ખ પણ પ્રવૃત્તિ કરતો નથી એમ કહેવાનો આશય એ છે કે, ઇન્દ્રિયસુખરૂપ નહિ, પણ તેથી પર, અર્થાત્ અતીન્દ્રિય સુખરૂપ અને જ્ઞાનીઓદ્વારા પ્રશંસિત ફળ જોઈને જ કાર્યમાં પ્રવૃત્તિ કરવી.

નિર્વેદથી શો લાભ થશે? એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું કે, નિર્વેદથી દેવ, મનુષ્ય અને તિર્યંચ સંબંધી કામભોગો પ્રત્યે અરુચિ પેદા થશે. નિર્વેદ જીવનમાં પેદા થતાં જ એવો વિચાર આવે છે કે, હું અનિત્ય અને અશુચિના ભંડારસમા કામભોગોનો ત્યાગ ક્યારે કરું? આ પ્રમાણે નિર્વેદનું ફળ સાંસારિક સુખોથી નિવૃત્ત થવું એ છે.

અહીં એક વિચારણીય પ્રશ્ન ઊભો થાય છે કે, નિર્વેદનું જે ફળ બતાવવામાં આવ્યું છે તે ફળ પણ એક પ્રકારનો નિર્વેદ જ છે; આ પ્રમાણે કાર્ય અને તેનું ફળ એક જ થયું. કામભોગોથી અરુચિ પેદા થવી એ તો નિર્વેદનો અર્થ થયો પણ નિર્વેદનું ફળ શું?

આ પ્રશ્નનું નિરાકરણ એ છે કે, દૃષ્ટ વિષયભોગ અને અનુસર્ગિક વિષયભોગ, અર્થાત્ દેખેલાં અને સાંભળેલાં વિષયભોગોથી મનનું નિવૃત્ત થવું–વિષયભોગો પ્રત્યે વૈરાગ્ય પેદા થવો

એનું જ નામ નિર્વેદ છે, પણ જ્ઞાનીજનો એને જ નિર્વેદનું ફળ પણ કહે છે. એક તો તાત્કાલિક ફળ મળે છે અને બીજું પરમ્પરાએ ફળ મળે છે. અહીં તાત્કાલિક ફળની ચર્ચા ચાલી રહી છે કારણ કે, ફળ જોયા વિના મન્દ લોકો પણ કોઈપણ કાર્યમાં પ્રવૃત્તિ કરતા નથી એટલા માટે નિર્વેદનું તાત્કાલિક ફળ શું છે તે જોવામાં આવ્યું છે. નિર્વેદનું તાત્કાલિક ફળ કામભોગોથી મનનું નિવૃત્ત થવું એ છે. જ્યારે કામભોગોથી મન નિવૃત્ત થાય ત્યારે સમજવું કે, અમારામાં નિર્વેદ છે.

વિદ્યાભ્યાસ કરી ઊંચી પદવી પ્રાપ્ત કરવામાં આવે છે. જો કે, ઊંચી પદવી પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ પરંપરાએ વકીલાત કરવી કે ડૉક્ટર બનવું વગેરે પણ હોય છે. પરંતુ પરંપરાએ વકીલ કે ડૉક્ટર બનવું એ તો વિદ્યાનું પારંપરિક ફળ છે. પણ આ સિવાય વિદ્યાનું તાત્કાલિક ફળ એ પણ મળે છે કે, અવિદ્યાનું જે આવરણ હોય છે તે દૂર થાય છે અને વિદ્યાનો અભ્યાસ થાય છે. જો ભણવામાં શ્રમ કરવામાં આવે અને એક પણ અક્ષર લખતાં વાંચતાં ન આવડે તો તો એમ જ કહી શકાય કે, એ દિશામાં કરવામાં આવેલો પ્રયત્ન વ્યર્થ ગયો. આ જ પ્રમાણે નિર્વેદનું તાત્કાલિક ફળ વિષયભોગોથી મનનું નિવૃત્ત થવું એ છે. જો ઉપરથી તો વૈરાગ્ય બતાવવામાં આવે અને હૃદયમાં વિષયલાલસાને પોષવામાં આવે તો એ નિર્વેદ કે વૈરાગ્ય નહિ પણ કેવળ ઢોંગ જ છે.

સાચો નિર્વેદ કે વૈરાગ્ય છે એમ ત્યારે જ સમજવું કે જ્યારે વિષયો ઉપર વૈરાગ્ય પેદા થાય અને હૃદયમાં વિષયોની જરાપણ લાલસા ન રહે. આ પ્રમાણે નિર્વેદનું તાત્કાલિક ફળ કામભોગોથી મનનું નિવૃત્ત થવું એ છે.

ભગવાન કહે છે કે, જ્યારે જીવનમાં નિર્વેદ પેદા થાય છે ત્યારે સંસારમાં જેટલાં વિષયભોગો હોય છે તે બધાં વિષયભોગોથી મન નિવૃત્ત થઈ જાય છે; પરંતુ કોઈ વિષયભોગોથી નિવૃત્ત થયો છે કે નહિ એને વ્યવહારમાં ઓળખવાનું શું લક્ષણ છે? તો એને માટે કહ્યું છે કે, જેનામાં નિર્વેદ હોય છે અને જેઓ વિષયભોગોથી નિવૃત્ત થએલા હોય છે તેઓ આરંભપરિગ્રહથી પણ મુક્ત થઈ જાય છે, અર્થાત્ તેઓ આરંભપરિગ્રહનો પણ ત્યાગ કરી દે છે.

આરંભ–પરિગ્રહનો સંક્ષિપ્ત અર્થ એ છે કે, બીજા જીવોને કષ્ટ દેવું તે આરંભ છે અને પારકી વસ્તુ પ્રત્યે મમત્વ રાખવું એ પરિગ્રહ છે, અર્થાત્ વસ્તુ પ્રતિ મૂર્છાભાવ રાખવો તે પરિગ્રહ છે. આ આરંભ–પરિગ્રહથી ત્યારે જ નિવૃત્ત થઈ શકાય છે કે, જ્યારે મન વિષયભોગોથી નિવૃત્ત થઈ જાય અને મન વિષયભોગોથી ત્યારે જ નિવૃત્ત થાય છે કે જ્યારે આરંભ પરિગ્રહનો ત્યાગ કરવામાં આવે. આરંભ–પરિગ્રહનો ત્યાગ કરવાનું ફળ એ મળે છે કે, આરંભ-પરિગ્રહનો ત્યાગી જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ મોક્ષમાર્ગનો સ્વીકાર કરી ભવભ્રમણથી બચી જાય છે. આ પ્રમાણે નિર્વેદનું પારંપરિક ફળ તો મોક્ષ છે અને તાત્કાલિક ફળ વિષયભોગથી નિવૃત્તિ છે.

હવે તમે તમારા વિષે વિચાર કરો કે, તમે નિર્વેદને જીવનમાં પેદા કરવા ચાહો છો કે નહિ! તમે અત્રે શા માટે આવ્યા છો અને સાધુની સંગતિ શા માટે કરો છો? તમે સાધુઓની સંગતિ આત્માને વિષયભોગથી પૃથક્ કરવા માટે જ કરો છો. જો સાધુઓની સંગતિ કરવા છતાં વિષયભોગોમાં અધિક ફસાએલા રહો તો એ દશામાં તમને એમ જ કહી

શકાય કે, તમે સાધુની સંગતિ નામની જ કરી છે પણ કામની કરી નથી. આ ઉપરથી કદાચ કોઈ એમ કહે કે, શું એમ બની શકે ખરું ? તો આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, કેટલાક સાધુઓ પણ વિષયભોગમાં ફસાઈ જાય છે તો ગૃહસ્થોને માટે કહેવું જ શું ? આ જ પ્રમાણે જો મનમાં એવી ઇચ્છા રહે કે, સાધુની સંગતિ–સેવા કરવાથી અમને અમુક ચીજ મળશે તો આ પ્રકારની ઇચ્છાથી કરવામાં આવેલી સાધુસંગતિ એ સાધુઓની સંગતિ નથી પણ પુદ્‌ગલોની સંગતિ છે, અને એ દશામાં વિષયભોગોથી વધારે ફસાઈ જવું સ્વાભાવિક છે. સાધુઓની સંગતિ સાચી ત્યારે જ કહી શકાય કે જ્યારે સાધુના સમાગમથી હૃદયમાં પુદ્‌ગલપ્રાપ્તિની ભાવના પેદા ન થાય, પણ પુદ્‌ગલના મમત્વને છોડવાની ભાવના પેદા થાય !

તમે બધા અહીં સત્સંગ કરવા માટે આવ્યા છો એમ તો કહો છો પણ એમ થવું ન જોઈએ કે, તમે કહો છો તેથી વિપરીત કાર્ય કરી બેસો, અર્થાત્ તમારો આત્મા કર્મનો નાશ કરવાને બદલે વધારે કર્મો બાંધે. શાસ્ત્ર કહે છે કે, આરંભ–પરિગ્રહથી જ બધાં પાપો થાય છે, એટલા માટે સાધુઓની સંગતિદ્વારાએ આરંભ–પરિગ્રહથી દૂર રહેવા ચાહો પણ તેમાં ફસાઈ જવા ન ચાહો. જો તમે સંસારનાં પદાર્થોને જ્ઞાનની દૃષ્ટિએ જોશો તો તમે તેમાં ફસાઈ જશો નહિ. સંસારનાં પદાર્થો કામીપુરુષનાં હૃદયમાં તો કામ પેદા કરે છે અને જ્ઞાની પુરુષોમાં જ્ઞાન પેદા કરે છે.

ઉદાહરણ તરીકે માનો કે, કોઈ એક વેશ્યા શ્રૃંગાર સજી બજારમાં નીકળી છે. પહેલાં તો તે વેશ્યા તરફ કોઈ જ્ઞાનીપુરુષ દૃષ્ટિ ફેંકશે નહિ અને કદાચ અચાનક તેના તરફ દૃષ્ટિ જશે તો તે એમ વિચારશે કે, આ સ્ત્રીને પૂર્વ પુણ્યના પ્રતાપે આવું અનુપમ સૌંદર્ય પ્રાપ્ત થયું છે પણ તે બિચારી મોહમાં પડી જઈ પોતાનું આવું સુંદર શરીર જે પૈસા આપે છે તેને જ અર્પણ કરી દે છે. આ સ્ત્રી પૈસાના માટે એક કોઢવાળાને પણ મળી શકે છે. તે પૈસાને માટે પોતાનું શરીર વહેંચી દે છે. એ તેની કેવી મોહદશા છે ! જો તે આ શરીરને પરમાત્માને સમર્પણ કરી દે અને ધર્મધ્યાન કરવા લાગે તો શું તેનું કલ્યાણ થઈ ન શકે ? અવશ્ય તેનું કલ્યાણ થઈ શકે. આ પ્રમાણે વેશ્યાને જોઈ, જ્ઞાનીજનો તો પોતાના જ્ઞાનની વૃદ્ધિ કરે છે. ત્યારે અજ્ઞાનીઓ વેશ્યાને જોઈ અનેક પ્રકારનાં કુવિચારો કરે છે, અને પાપને બાંધે છે. આ પ્રમાણે સંસારનાં પદાર્થો જ્ઞાનીજનોનું તો જ્ઞાન વધારે છે અને અજ્ઞાનીઓનું અજ્ઞાન વધારે છે.

જ્ઞાનીઓ પદાર્થના મૂળને તપાસે છે. એક ઉપદેશકે તો ત્યાંસુધી કહ્યું છે કે, " જો આપણે સ્ત્રીઓને જોઈ આપણા હૃદયમાં ખરાબ ભાવોને આવતાં રોકી શકતા ન હોઈએ તો એ દશામાં આપણા માટે તો એ જ શ્રેયસ્કર છે કે, આપણે આપણી આંખોને જ ફોડી નાંખવી. " આ ઉપદેશ પ્રમાણે ઘટના બનેલી પણ સાંભળવામાં આવે છે. કહેવામાં આવે છે કે, સૂરદાસે પોતાની આંખો આ જ વિચારથી ફોડી નાંખી હતી. આ પ્રમાણે કોઈ વસ્તુ વિષે જો જ્ઞાનપૂર્વક વિચાર કરવાની ક્ષમતા ન હોય તો એ વસ્તુ તરફ દૃષ્ટિ જ ન ફેંકવી એ જ સારું છે. આમ કરતાં કરતાં મોહ ઓછો થઈ જશે. વીતરાગ કયા પદાર્થને જોતા નથી ? તેઓ બધાં પદાર્થોને જુએ છે. આ વિચારને દૃષ્ટિ સમક્ષ રાખી કોઈ પદાર્થને જોઈ ભગવાન વીતરાગનું ધ્યાન ધરવું જોઈએ અને વ્યવહારને માટે તે પદાર્થો તરફથી આંખ–કાનને ફેરવી લેવાં જોઈએ.

શ્રી જ્ઞાતાસૂત્રમાં કહ્યું છે કે, ગ્વાલિકા સતીને સુકુમાલિકાએ કહ્યું હતું કે, મને પુરુષ ચાહતો નથી એટલે હું બહુ દુઃખી થઈ રહી છું. તમે ગ્રામાનુગ્રામ વિચરો છો એટલા માટે કોઈ એવો ઉપાય તમારા જાણવામાં હોય તો બતાવો કે જેથી મને પુરુષો ચાહવા લાગે. સુકુમાલિકાનું આ કથન સાંભળી ગ્વાલિકા સતીએ પોતાના કાનમાં આંગળી નાંખી કહ્યું કે, "અમને એનો ઉપાય બતાવવો તો દૂર રહ્યો પણ એ પ્રકારની વાત સાંભળવી પણ કલ્પતી નથી. અમે તો કેવલ વીતરાગમાર્ગનો જ ઉપદેશ આપી શકીએ છીએ." આ સાંભળી સુકુમાલિકાએ વિચાર્યું કે, વીતરાગના માર્ગમાં કાંઈ વિશેષ ચમત્કાર હશે ત્યારે જ તો આ સતી એમ કહે છે કે, અમે કેવલ વીતરાગમાર્ગનો જ ઉપદેશ આપી શકીએ. મને બીજા કોઈ ચાહતા નથી તો ધર્મ તો મને સ્થાન આપશે. આ પ્રમાણે વિચાર કરી સુકુમાલિકાએ ગ્વાલિકાને કહ્યું કે, "તમને એવો માર્ગ બતાવવો કલ્પતો નથી તો વીતરાગમાર્ગનો ઉપદેશ આપવો એ તો કલ્પે છે ને? તમે મને તેનો જ ઉપદેશ આપો." ગ્વાલિકા સતીએ તેને કેવો ઉપદેશ આપ્યો હતો એ નિશ્ચિતરૂપે કહી ન શકાય, પણ ગ્વાલકાનો ઉપદેશ સાંભળી સુકુમાલિકા એ જ નિશ્ચય ઉપર આવી કે, "હવે કોઈ પુરુષને આ શરીરને ન સોંપતાં સંયમને જ આ શરીર સોંપવું જોઈએ."

કહેવાનો આશય એ છે કે, આવી વાતો સાંભળવાનો અવસર આવે ત્યારે કાનમાં આંગળી નાંખી દેવી એ જ ઉચિત છે. તમને આવા પ્રસંગ સાંપડે છે કે કેમ એ કહી શકાય નહિ, પણ અમને–સાધુઓને–તો આવાં પ્રસંગો ઘણીવાર આવે છે. સ્ત્રીઓ જાણે પથરણું તથા પૂંજણીની સાથે જ સંસારની વાતોને પણ બાંધીને અહીં લાવે છે; એટલા માટે આ પ્રકારની વાતો કહેનારને અમારે એમ જ કહેવું ઉચિત છે કે, અહીં એવી વાતો ન કરો પણ ધર્મધ્યાન કરો. આ પ્રકારની સાવધાની રાખવામાં અમારું પણ કલ્યાણ છે અને સાથે તમારું પણ કલ્યાણ છે. અમારું–સાધુઓનું–તો એમાં જ સદ્‌ભાગ્ય છે કે જ્યારે અમારી સામે એ પ્રકારની સાંસારિક વાતો જ ન આવે અને કદાચ આવે તો તે વખતે અમે સમભાવ રાખીએ. કોઈ ખરાબ વાત કહે છતાં આત્માને કેવી રીતે ઉજ્જવલ અને સમભાવમાં રાખવો એ વાત મયણરેહાની કથાદ્વારા સમજાવું છું.

## મયણરેહા ચરિત્ર–૧૩

**વિષમસ્થલસે પૈર લપટતે, હોતા ચકનાચૂર;**
**તદ્‌વત્ રાજા દેખ પદમની, ભૂલા ભાન ભરપૂર. ॥ સતી૦ ૨૦ ॥**

રાજા મણિરથને ભાન ભૂલતો જોઈ તેના હિતૈષી નોકરોએ ફરીને કહ્યું કે, તમારે યુગબાહુની પત્ની તરફ જોવું એ ઉચિત નથી. તે પોતાની સખીઓની સાથે આમોદપ્રમોદ કરી રહી છે. આવા સમયે તેને છુપાઈને જોવું એ મર્યાદાવિરુદ્ધ છે. હિતૈષી નોકરોની આ હિતસલાહ રાજા મણિરથને ગમી નહિ અને ઊલટો અભિમાનને વશ થઈ તે નોકરોને ધમકાવવા લાગ્યો અને પોતે મયણરેહાની સામું તાકીને જોવા લાગ્યો. કોઈ વિષમસ્થાને ચડ્યો હોય અને ત્યાં પગ લપસી જાય તો ચૂરેચૂરા થઈ જાય એવી સ્થિતિ હોય ત્યારે જો કોઈ માણસ પોતાના હાથનો આધાર આપે તો એ તેનો કેટલો બધો ઉપકાર કહેવાય! મણિરથને પણ જીવન-મર્યાદાથી પતિત થતો જોઈ તેના હિતૈષી નોકરોએ આધાર આપ્યો પણ એ આધારને મણિરથે તરછોડ્યો અને ઉપકાર માનવાને બદલે ઊલટો તે તેમના પ્રતિ ક્રોધે ભરાયો. મણિરથ ક્રોધે

ભરાઈને હિતૈષી નોકરોને કહેવા લાગ્યો કે, " હું એ બધું જાણું છું, પરંતુ નિર્દોષ દૃષ્ટિએ કોઈને જોવામાં હું ખરાબ માનતો નથી."

ભર્તૃહરિએ કહ્યું છે કે, જે પ્રમાણે ભ્રમર કમલિની ઉપર મુગ્ધ બની જાય છે અને પોતાનો પ્રાણ પણ તેને અર્પી દે છે તે જ પ્રમાણે કામીજનો પણ મોહને વશ થઈ પોતાના પ્રાણને અર્પી દે છે. તમે પણ એમ ગાઓ છો કે :—

'શું ભ્રમર કમલમાં પેઠચો, કમલ બીડાશે ભ્રમર મુંઝાશે.'

તમે એ સારી રીતે જાણો છો કે, ભ્રમર કમલમાં બીડાઈ જશે અને તેનો પ્રાણ ચાલ્યો જશે પણ શું તમે એ ભ્રમરને ઉપદેશ આપી શકશો ? કે એ ભ્રમર તમારો ઉપદેશ સાંભળી શકશે ? તે ભ્રમર તો એમ જ માને છે કે, આ કમલ મારા માટે જ ખીલ્યું છે. જો હું તેનો ઉપભોગ નહિ કરું તો તેનું ખીલવું સાર્થક કેમ થશે ? આથી વિશેષ ભ્રમર કાંઈ સમજતો નથી એટલા માટે તેને ઉપદેશ આપવો વ્યર્થ છે. મારી સામે તો તમે લોકો ભોગી ભ્રમરની જેવા છો એટલા માટે હું તમને જ ઉપદેશ આપું છું.

**લીલાવતી કી લીલા હોતી, સહજ હી લીલારૂપ;**
**કામી દેખ ઉસે લલચાતે, ભ્રમર કમલ અનુરૂપ. ॥ સતી૦ ૨૧ ॥**

કમલિની ખીલી છે તો તે પોતાનાં સંસ્કારથી જ ખીલી છે. તે કાંઈ ભ્રમરને માટે ખીલી નથી. પણ ભ્રમર કમલિનીનું વિકસિત થવું પોતાને માટે જ માને છે અને એ ભ્રમને કારણે જ તે પોતાનાં પ્રાણને અર્પી દે છે. આ જ પ્રમાણે લીલાવતી સ્ત્રી પણ પોતાનાં સંસ્કારથી જ રૂપયૌવનને પામી છે. કામીપુરુષોને માટે તે કાંઈ રૂપસુંદરી બનેલ નથી પણ કામીજનો તે રૂપસુંદરીને પોતાના ઉપભોગ માટે જ માને છે અને આ ભ્રમને કારણે જ તેઓ પોતાના પ્રાણનો પણ ભોગ આપી દે છે. મયણરેહામાં જે રૂપસૌંદર્ય હતું તે પણ તેના સંસ્કારથી કે પુણ્યના પ્રતાપથી જ પ્રાપ્ત થએલું હતું. મણિરથે તેના વિષે બીજો કોઈ પ્રકારનો વિચાર કરવો ઉચિત ન હતો. પણ જે પ્રમાણે ભ્રમર કમલિનીને પોતાના ઉપભોગ માટે જ વિકસિત થએલી માને છે, તે જ પ્રમાણે મણિરથ પણ મયણરેહાને જોઈ એમ વિચારવા લાગ્યો કે, આ રૂપસુંદરી જાણે મારા જ માટે જ છે અને તેને જે રૂપસૌંદર્ય પ્રાપ્ત થયું છે તે પણ મારા ઉપભોગ માટે જ છે. આ પ્રમાણે માનવાનું કેવું દુષ્પરિણામ આવશે એ તો આગળ જાણવામાં આવશે.

જે પ્રમાણે ભ્રમર કમલિનીના વિષે ભૂલ કરે છે અને તે કમલિનીને પોતાની માને છે તે જ પ્રમાણે કમલિની પણ ભૂલી જાય અને ભ્રમરને પોતાનો ભોગી માનવા લાગે તો તો બન્ને નાશ પામે. તે જ પ્રમાણે કામીજનો પણ ભાન ભૂલી જાય અને સાથે લીલાવતી સ્ત્રી પણ ભાન ભૂલી જાય તો તો બન્ને ભ્રષ્ટ તથા પતિત થઈ જાય. પરંતુ જો બેમાંથી એક પણ પોતાની જાતને સંભારી રાખે તો તે પોતે પણ બચી જઈ શકે છે અને બીજાને પણ બચાવી શકે છે. ભ્રમરની વાત ભ્રમર જાણે પણ તમે તમારા વિષે જુઓ. તમને આ નાગરિક જીવન પુણ્યથી મળ્યું છે પણ ઘણા લોકો શહેરનાં પ્રલોભનોમાં ફસાઈ જઈ પતિત થઈ જાય છે; એટલા માટે તમારે એ વિષે સાવધાન રહેવું જોઈએ.

મયણરેહા સ્વેચ્છાએ જ નિર્દોષ આમોદપ્રમોદ કરી રહી હતી પણ મણિરથ રાજા તેની તરફ તાકીને જોઈ એમ માનવા લાગ્યો કે, એ મારા માટે જ લીલા કરી રહી છે. એમ વિચારી મણિરથ, મયણરેહાની તરફ તાકીને જોવા લાગ્યો. જે પ્રમાણે પતંગ દીપક ઉપર મોહિત બની જાય છે તેવી જ રીતે મણિરથ મયણરેહા ઉપર મુગ્ધ બની ગયો. મણિરથ મયણરેહા તરફ જેમ જેમ તાકીને વધારે જોવા લાગ્યો તેમ તેમ તે તેના તરફ વધારે આકર્ષવા લાગ્યો. વિષમ સ્થળે પગ લપસતાં જ જો કોઈ પોતાની જાતને સંભારી લે તો તે બચી જાય છે નહિ તો તે નીચે જ પડી જાય છે; તેવી જ રીતે સ્ત્રીઓને જોતાં મન લપસ્યું કે તુરત જ જો પોતાની જાતને સંભારી લેવામાં આવે, તો તો બચાવી શકાય છે, નહિ તો તેનું અધઃપતન થયા વગર રહેતું નથી. રાવણને માટે પણ આમ જ બન્યું હતું. રાવણ બીજી કોઈ સ્ત્રીથી તો ડગ્યો ન હતો પણ સીતાને જોઈ તે પણ ડગી ગયો. આ જ દશા પદ્મોત્તરની પણ થઈ હતી. સ્ત્રીઓનું રૂપ પુરુષોને માટે લપસવાનું સ્થાન છે. એટલા માટે તે સ્થાનેથી લપસી ન પડો તેની સાવધાની રાખો, નહિ તો કોઈ દિવસ તમારું પણ તે સ્થાનેથી અધઃપતન થઈ જશે.

મણિરથ રાજા મયણરેહાનું રૂપસૌંદર્ય જોઈ લપસી જ પડ્યો. તેના હૃદયનાં ભાવો બદલાઈ ગયાં. જે પ્રમાણે અગ્નિની ચીનગારી પડતાં જ રૂ બળીને ખાખ થઈ જાય છે તે જ પ્રમાણે કામાગ્નિથી તેના હૃદયનો બંધુસ્નેહ પણ બળીને ખાખ થઈ ગયો. મયણરેહાની મોહાગ્નિએ તેની કુલીનતા અને બંધુસ્નેહને ખાખ કરી નાંખ્યાં.

મણિરથને મયણરેહા તરફ તાકીને જોતો જોઈ તથા તેની ભાવભંગી બદલાતી જોઈ તેના હિતૈષી નોકરોએ વિચાર્યું કે, રાજાને હવે કડક શબ્દોથી પણ સાવધાન કરવો જોઈએ. જ્યારે હિતૈષી નોકરો તો આ પ્રમાણે વિચાર કરી રહ્યા હતા ત્યારે મણિરથ રાજા મનમાં એમ વિચારતો હતો કે :—

**અહો અહો યહ રૂપનિધિ, મહા સ્વર્ગ મૃત્યુ પાતાલ;**
**ક્યા ઈસ સમ હોગી કોઇ, નારી યોં ચિન્તે ભૂપાલ. ॥ સતી૦ ૨૨ ॥**

**હિતકારી જન ફિર ભી બોલે, ઉચિત નહીં યહ કાર;**
**ભાઇનારીકો નિરખો રાજવી, બિગડ જાય સંસાર. ॥ સતી૦ ૨૩ ॥**

**વિષમય વિષધર જાનોં સદાહી, પરનારીકા રૂપ;**
**અન્ય જહર કી મિલે ઔષધી, યહ હે જહર અનૂપ. ॥ સતી૦ ૨૪ ॥**

**લજ્જા ભયસે હટા રાજવી, મનમેં બસ ગયા રૂપ;**
**મહા મોહવશ હુઆ રાય યોં, માનોં પડા ભવકૂપ. ॥ સતી૦ ૨૫ ॥**

મણિરથ રાજાના હૃદયમાં તે વખતે એવો અવિવેક પ્રસરી ગયો કે, તે મયણરેહાના રૂપને ત્રિલોકમાં સર્વોત્તમ માનવા લાગ્યો. તે એમ વિચારતો હતો કે, આવું ત્રિલોકોત્તમ રૂપ આજ દિવસ સુધી જોવામાં પણ આવ્યું ન હતું. પણ આજે એ રૂપ સદ્ભાગ્યે જોવાને મળ્યું છે. મણિરથ રાજા આ પ્રમાણે વિચાર કરી રહ્યો હતો ત્યાં તેના હિતૈષી નોકરોએ તેને કહ્યું કે, " મહારાજ! ભાઈની સ્ત્રી તરફ આ પ્રમાણે દૃષ્ટિ ફેંકવી એ ઉચિત નથી. તમારે મર્યાદાની રક્ષા કરવી જ જોઈએ. જો તમે જ આ પ્રમાણે મર્યાદાને ભૂલી જશો તો

પછી કોઈ મર્યાદાનું પાલન કરશે જ નહિ. એટલા માટે મર્યાદાનું પાલન કરવું એ તો આપનો ધર્મ જ છે." હિતૈષી નોકરોનું આ પ્રમાણે કથન સાંભળી મણિરથ વિચારવા લાગ્યો કે, આ લોકોને હવે શું કહેવું અને તેમને કેવી રીતે ચૂપ કરવા! તેમનું કહેવું પણ ઠીક છે એટલા માટે અત્યારે તેમને કાંઈ કહેવું એ ઉચિત નથી. આ પ્રમાણે વિચાર કરી તે લજ્જા-ભયથી નીચે ઊતરી આવ્યો, પણ તેના હૃદયમાં મયણરેહાનું રૂપ તો વસી ગયું. તે ત્યાંથી ખસવા ચાહતો ન હતો. હવે આગળ શું થાય છે તેનો વિચાર હવે પછી કરવામાં આવશે.

## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ શ્રાવણ શુદ ૧૧ મંગળવાર

### પ્રાર્થના

**શ્રી જિન અજિત નમો જયકારી, તું દેવન કો દેવજી;**
**'જિતશત્રુ' રાજા ને 'વિજયા' રાણીકો, આતમજાત ત્વમેવજી;**
**શ્રી જિન અજિત નમો જયકારી. ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી અજિતનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ આત્મા વાસ્તવમાં 'અજિત' છે અર્થાત્ કામ-ક્રોધાદિ વિકારોથી તો અજેય છે, પરંતુ તે આત્મસ્વભાવ ભૂલી જવાથી અને વિભાવમાં પડી જવાથી કામવિકારોથી પરાભવ પામી રહ્યો છે અને પરિણામે ભવભ્રમણ કરી રહ્યો છે. હવે આત્મા જો પાછો અજિત બનવા ચાહતો હોય તો તેણે ભગવાન અજિતનાથના શરણે જવું જોઈએ. ભગવાન અજિત-નાથે જે ધર્મનું પાલન કરી પોતાના આત્માને કામવિકારોથી અજિત–અપરાભૂત બનાવ્યો છે તે ધર્મનું પાલન કરી પોતાના આત્માને કામવિકારોથી અજિત બનાવવો જોઈએ. જો આપણે ભગવાન અજિતનાથની માફક આપણા આત્માને કામવિકારોથી અજિત બનાવીએ તો જ આપણે ભગવાન અજિતનાથનું સાચું શરણ લીધું છે એમ કહી શકાય. ભગવાન અજિતનાથનું મુખેથી નામ રટવું અને તેમણે નિર્દિષ્ટ કરેલા ધર્મમાર્ગે ન ચાલવું એ તેમનું સાચું શરણ નથી. એ તો કેવળ મૌખિક નામસ્મરણ જ છે. પરમાત્માનું મૌખિક નામસ્મરણ કરવાથી સાચું શરણ મળતું નથી; સાચું શરણ તો પરમાત્માના નિર્દિષ્ટ ધર્મમાર્ગે ચાલવામાં જ રહેલું છે. જો ભગવાન અજિતનાથને આ આત્મા તદાકાર અને તાદાત્મ્ય બનાવી લે તો આત્મા અવશ્ય અજિત બની શકે. આત્મા પરમાત્માને તદાકાર અને તાદાત્મ્ય કેવી રીતે બનાવી શકે એ વાત હવે હું શાસ્ત્રદ્વારા સમજાવું છું.

## સમ્યક્ત્વ પરાક્રમ—ત્રીજો બોલ

શાસ્ત્રમાં ઉત્તરાધ્યયન સૂત્રનું ૨૯ મું અધ્યયન ચાલી રહ્યું છે. આ અધ્યયનમાં ભગવાન મહાવીરે આત્માને કામવિકારોથી 'અજિત' બનવાનો ધર્મમાર્ગ બતાવ્યો છે. એ ધર્મમાર્ગ સમ્યક્ત્વમાં પરાક્રમ કરવાનો છે. સમ્યક્ત્વમાં પરાક્રમ કરવાથી આત્મા પરમાત્મામય અર્થાત સિદ્ધ, બુદ્ધ અને મુક્ત બની શકે છે. આ સમ્યક્ત્વ પરાક્રમના 'સંવેગ' અને 'નિર્વેદ' એ બે

બોલ વિષે આગળ વિસ્તારપૂર્વક વિચાર કરવામાં આવ્યો છે. એ બે બોલ વિષે આગળ જે કાંઈ કહેવામાં આવ્યું છે તેનો સાર એ છે કે, સંવેગથી નિર્વેદ પેદા થાય છે અને નિર્વેદથી ધર્મશ્રદ્ધા પેદા થાય છે; અર્થાત્ જે વ્યક્તિમાં સાચો સંવેગ હોય છે તે વ્યક્તિમાં નિર્વેદ અવશ્ય હોય છે અને જેનામાં નિર્વેદ હોય છે તેનામાં ધર્મશ્રદ્ધા પણ અવશ્ય હોય છે. આ પ્રમાણે સંવેગ, નિર્વેદ અને ધર્મશ્રદ્ધાનો પારસ્પરિક સંબંધ છે. હવે સમ્યક્ત્વ—પરાક્રમના ત્રીજા બોલ વિષે વિચાર કરવામાં આવે છે :—

## ત્રીજો બોલ

**( ૩ ) धम्मसद्धाए णं भन्ते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ! ભગવાન ! ધર્મશ્રદ્ધાનું ફળ શું છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કે:—

**धम्मसद्धाए णं सायासोक्खेसु रज्जमाणे विरज्जइ, आगारधम्मं च णं चयइ, अणगारिए णं जीवे सारीरमाणसाणं दुक्खाणं छेयणभेयणसंजोगाईणं वोच्छेयं करेइ अव्वाबाहं च सुहं निव्वत्तेइ ॥ ३ ॥**

ઉપરના સૂત્રમાં ધર્મશ્રદ્ધાનું ફળ શું છે એ વિષે પ્રશ્ન પૂછવામાં આવ્યો છે. પણ પહેલાં ધર્મશ્રદ્ધા શું છે ? અને પછી તેનું ફળ શું છે ? એ વિષે વિચાર કરવો આવશ્યક છે.

જે ફળને માટે કાર્ય કરવામાં આવે છે તે ફળ જો પ્રાપ્ત ન થાય તો તે કાર્ય નિષ્ફળ ગણાય છે. ઉદાહરણ તરીકે, કોઈ માણસે ફળની પ્રાપ્તિ માટે વૃક્ષ રોપ્યું. પણ જો તેને ફળ ન મળે તો તે એમ જ માનશે કે, મારું વૃક્ષારોપણનું કાર્ય સફળ ન થયું. તે વૃક્ષારોપણના કાર્યને ત્યારે જ સફળ માને છે કે જ્યારે તેને ફળની પ્રાપ્તિ થાય ! આ જ પ્રમાણે ધર્મશ્રદ્ધાનું ફળ શું છે ? એ જોયા પહેલાં તેનામાં ધર્મશ્રદ્ધા છે કે નહિ તે જોવું પ્રથમ આવશ્યક છે.

અત્યારે બુદ્ધિવાદનો જમાનો ચાલી રહ્યો છે. લોકો ધર્મશ્રદ્ધાને બુદ્ધિની કસોટીએ ચડાવી પૃથક્કરણ કરવા ચાહે છે. આવા બુદ્ધિવાદના જમાનામાં ધર્મશ્રદ્ધાને દઢ કરવા માટે અને ધર્મશ્રદ્ધાનું વાસ્તવિક સ્વરૂપ જનતા સમક્ષ મૂકવાની અતિ આવશ્યકતા છે એટલા માટે ધર્મશ્રદ્ધા વિષે વિવેચનપૂર્વક મારે વાત કહેવાની છે. પરંતુ સમયના અભાવે ધર્મશ્રદ્ધાનું પૂર્ણ વિવેચન કરવું મુશ્કેલ છે. તેમ છતાં ધર્મ એટલે શું ? શ્રદ્ધા એટલે શું ? અને ધર્મશ્રદ્ધાનું જીવનમાં સ્થાન શું છે ? એ વિષે અત્રે યથાશક્તિ વિવેચન કરવાનો પ્રયત્ન કરું છું.

ધર્મ એટલે શું ? એ વિષે અનેક મહાત્માઓએ ધર્મપુસ્તકદ્વારા પોતાના મંતવ્યો પ્રગટ કરેલ છે, એટલું જ નહિ પણ જે જે મહાન્ લોકોત્તર પુરુષો થઈ ગયા છે તેમણે પણ ધર્મનો જ ઉપદેશ આપેલ છે અને તેનું જ સમર્થન કરેલ છે. એ લોકોત્તર પુરુષો ધર્મને કારણે જ લોકોત્તર પુરુષો તરીકે પ્રસિદ્ધિ પામ્યા છે. આ અવસર્પિણી કાળમાં પેદા થનારા તીર્થંકરોને આપણે એટલા જ માટે માનીએ છીએ કે તેમણે ધર્મજાગૃતિ કરી હતી. તે મહાપુરુષોએ ધર્મમાર્ગને ખુલ્લો કરવા માટે ખૂબ પુરુષાર્થ સેવ્યો હતો. ધર્મની જાગૃતિ કરવાને માટે જ તેઓએ રાજપાટ તથા કુટુંબકબીલાનો ત્યાગ કર્યો હતો. અનેક પ્રકારનાં

ઉપસર્ગો–પરિસહો સહ્યાં હતાં અને મારસેના સાથે યુદ્ધ કરી કામશત્રુઓ ઉપર વિજય મેળવ્યો હતો. આ પ્રમાણે વિકારશત્રુઓ ઉપર વિજય મેળવી તેમણે જે કેવલજ્ઞાન પ્રગટાવ્યું હતું તે કેવલજ્ઞાનનો ઉપયોગ તેમણે ધર્મપ્રચારદ્વારા જગતનું કલ્યાણ કરવામાં કર્યો હતો.

ભગવાન મહાવીરનું પ્રરૂપિત જે સૂત્ર આપણે સાંભળી રહ્યા છીએ, તે ભગવાન મહાવીર વિષે વિચાર કરવામાં આવે તો આપણને માલુમ પડશે કે, ધર્મનો ઉપદેશ આપ્યા પહેલાં તેમણે શું શું કર્યું હતું ? અને ધર્મનો ઉપદેશ ક્યારે આપ્યો હતો ?

ભગવાન મહાવીર પહેલેથી જ ચાર જ્ઞાનના સ્વામી હતા અને તેમનું અવધિજ્ઞાન તો એવું ઉજ્જ્વલ હતું કે, તેઓ માતાના ગર્ભમાં પડ્યાં પડ્યાં 'હું પહેલાં ક્યાં હતો તથા ક્યા ક્યા ભવને ભોગવીને અત્રે આવ્યો છું'–વગેરે વાતો પ્રત્યક્ષ જોઈ રહ્યા હતા. તેમણે આવું ઉજ્જ્વલ અવધિજ્ઞાન હોવા છતાં દીક્ષા લીધા બાદ તુરત જ ધર્મોપદેશ આપ્યો ન હતો; પરંતુ જ્યારે તેમણે સંપૂર્ણ જીવનસાધના કર્યા બાદ કેવલજ્ઞાન પ્રકટ કરી, દિવ્ય જ્યોતિ પ્રગટાવી લીધી ત્યારે જ તેમણે ધર્મનું તત્ત્વ જનતા સમક્ષ મૂક્યું હતું, કે જેથી જનતાને તેમની વાણી વિષે કોઈ પ્રકારનો સંદેહ પેદા ન થાય. કેવલજ્ઞાનને પ્રકટ કરવા માટે તેમણે સાડા બાર વર્ષ સુધી ઘોર તપ કર્યું હતું અને અનેક પ્રકારનાં ઉપસર્ગો–પરિસહો સહ્યાં હતાં. કેવલજ્ઞાન પ્રગટ્યા બાદ ભગવાને આપણા કલ્યાણને માટે જે અમૃત વાણી કહી છે તે ઉપરથી આપણે એમ કહી શકીએ કે, ભગવાને આપણા કલ્યાણને માટે જ કેવલજ્ઞાન પ્રગટ કરી આ જિનવાણી પ્રબોધી છે. જો તેઓ આ વાણી પ્રબોધત નહિ તોપણ તે પોતાનું કલ્યાણ તો કરી શકતા હતા. વાણી ન પ્રબોધવાને કારણે તેમનું પોતાનું કલ્યાણ કરવામાં કોઈ પ્રકારની બાધા આવતી ન હતી. તેઓ પોતાનું કલ્યાણ તો બીજા માર્ગે પણ કરી શકતા હતા.

કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યા બાદ ભગવાને લગભગ ત્રીશ વર્ષ સુધી ધર્મનો સતત ઉપદેશ આપ્યો હતો. તેમણે સાડા બાર વર્ષ સુધી મૌનપૂર્વક તપઃસાધના કરી જે ધર્મતત્ત્વનું મનન કર્યું હતું, તે ધર્મતત્ત્વનો સાર–સંદેશ ત્રીશ વર્ષ સુધી પરિભ્રમણ કરી જનતાને સંભળાવ્યો હતો. તેઓ જનતાનું કલ્યાણ કરવા ચાહતા હતા. આ કથનનો કોઈ એવો અર્થ ન સમજે કે, ભગવાનને જનતા પ્રત્યે મોહ કે રાગ હતો. સંસારનાં જીવો પ્રતિ તેમના હૃદયમાં કોઈ પ્રકારનો રાગ કે મોહ ન જ હતાં.

ભગવાને વાણી શા માટે પ્રબોધી એનો વિચાર કરવામાં આવે તો એ વિષય ઘણો વિસ્તૃત છે. એટલા માટે થોડામાં એટલું જ કહું છું કે, ભગવાને કેવલજ્ઞાન પ્રગટ્યા બાદ જે વાણી પ્રબોધી તે જીવોના કલ્યાણને માટે જ પ્રરૂપી હતી. તેમના હૃદયમાં જીવો પ્રત્યે એકાન્તરૂપે મહાન્ ભાવકરુણા હતી. તેઓએ જીવોને દુઃખોથી સંતપ્ત થએલા જોયા એટલા માટે તેમના ઉપર કરુણા કરી ભગવાને તેમને દુઃખમુક્ત કરવા માટે વાણી પ્રરૂપી.

હૃદયમાં જ્યારે કરુણા જાગે છે ત્યારે તે કરુણા બીજાનાં દુઃખોને મટાડવાની પ્રેરણા કરે જ છે. જ્યારે આમ્રવૃક્ષમાં મંજરી આવે છે ત્યારે કોયલ કોઈને રીઝવવા માટે કૂજતી નથી, પરંતુ મંજરી ખાવાને કારણે તેના કંઠમાં જે સરલતા આવે છે તે બોલવાને માટે

કોયલને પ્રેરિત કરે છે; તે વખતે કોયલથી કૂજ્યા વિના રહેવાતું નથી. જ્યારે મેઘ ગર્જે છે ત્યારે મોર ટહૂકે જ છે. આ જ પ્રમાણે જ્યારે કેતકીમાં ફુલો આવે છે ત્યારે ભમરાંઓ ગૂંજારવ કર્યા વિના રહી શકતાં નથી. આ પ્રકૃતિના નિયમાનુસાર જ્યારે હૃદયમાં ભાવકરુણા જાગે છે ત્યારે તે ભાવકરુણા દુઃખી જીવોનાં દુઃખને દૂર કરવા માટે બોલવાની પ્રેરણા કરે જ છે. ભગવાન મહાવીર પણ આ જ ભાવકરુણાથી પ્રેરિત થઈને જ વાણી પ્રબોધવામાં પ્રવૃત્ત થયા હતા. તેમણે પોતાનું કલ્યાણ તો સાધી જ લીધું હતું તેમ તેમને કોઈ જીવ પ્રત્યે રાગ કે મોહ હતો જ નહિ છતાં તેમણે જગજ્જીવો ઉપર કરુણા લાવી પોતાની વાણી પ્રબોધી હતી. જિન ભગવાને આ પ્રમાણે આપણા કલ્યાણને માટે જ કષ્ટો સહીને વાણીને પ્રરૂપી છે. આવી અમૃતવાણીને એક કાનથી સાંભળી બીજા કાને કાઢી નાંખવી એ કેવા દુર્ભાગ્યનો વિષય છે!

કહેવાનો આશય એ છે કે, ભગવાને જગતના કલ્યાણને માટે જ ધર્મનો ઉપદેશ આપ્યો છે. સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્ર એ રત્નત્રયરૂપ ધર્મ જ સાચો ધર્મ છે. જૈનધર્મ તો આ રત્નત્રયને જ ધર્મરૂપ માને છે પણ બીજા લોકો પણ આ ત્રણને ઘણું મહત્ત્વ આપે છે. જેમકે વૈષ્ણવો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રિમૂર્તિને માને છે. ખ્રિસ્તી લોકો આત્મા, પવિત્રાત્મા અને પરમાત્મા એ ત્રણને માને છે. બૌદ્ધો બુદ્ધ, સંઘ અને ધર્મ એ ત્રિરત્નને માને છે. આ પ્રમાણે ઉત્પાદ, વ્યય અને ધ્રુવ એ ત્રણના આધારે જ ધર્મ કહેવામાં આવ્યો છે. ભગવાને સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્ર એ રત્નત્રય રૂપ જે ધર્મ પ્રરૂપ્યો છે તે ધર્મ બધાં જીવોનાં કલ્યાણને માટે જ છે.

ધર્મના આ વર્ણન ઉપરથી કોઈ એમ કહી શકે કે, તમે તો ધર્મને જીવોનું કલ્યાણ કરનાર તરીકે પ્રશંસો છો; પણ જો ધર્મનો ઇતિહાસ જોવામાં આવે તો જણાશે કે, જેવો જુલ્મ-સીતમ ધર્મને કારણે ગુજારવામાં આવ્યો છે તેવાં જુલ્મ-સીતમ બીજા કોઈ કારણે ગુજારવામાં આવ્યો નથી. ઇતિહાસ ઉપરથી એ સ્પષ્ટ જણાય છે કે, ધર્મને માટે ઘણો અન્યાય-અત્યાચાર કરવામાં આવ્યો છે; એટલા માટે જે ધર્મને કારણે આ પ્રકારનો અન્યાય-અત્યાચાર ગુજારવામાં આવે છે તે ધર્મની શી આવશ્યકતા છે? કેટલાક લોકો તો આથી આગળ વધી જઈ આ જ દલીલોના આધારે ઈશ્વર અને ધર્મનો બહિષ્કાર કરવાની બાંગ પુકારે છે અને વધારામાં કહે છે કે, "જો ઈશ્વર કે ધર્મ ન હોત તો સંસારમાં આનંદ મંગલ હોત. પણ ઈશ્વર અને ધર્મે તો સંસાર ઉપર એવો જુલ્મ-સીતમ ગુજાર્યો છે કે જેને કારણે ઇતિહાસનાં પાનાંના પાનાં જાણે રક્તથી રંગાએલાં છે. હિન્દુ, મુસલમાન, બૌદ્ધ, જૈન, વૈષ્ણવ વગેરે વચ્ચે ધર્મને નામે મોટાં મોટાં યુદ્ધો પણ ખેડાયાં છે અને રક્તની નદીઓ વહેવા પામેલ છે. ધર્મને નામે એવાં એવાં અનર્થો થએલાં સાંભળવામાં આવે છે કે, ઇંગ્લેન્ડમાં કોઈ 'મેરી' નામની રાણી થએલી છે. તે તો એવી ધર્મઝનૂની હતી કે, ઇસાઈ ધર્મ વિષે કોઈ કોઈ પ્રકારની વિરુદ્ધ વાત કરે તો તેને જીવતો જ અગ્નિમાં હોમી દેતાં તે અચકાતી નહિ. ઔરંગઝેબે પણ ધર્મના નામે અમાનુષિક અત્યાચાર ગુજાર્યો હતો. આ પ્રમાણે ધર્મના નામે અનેક પ્રકારનાં અત્યાચારો જુલ્મો-સીતમો ગુજારવામાં આવ્યાં છે. ધર્મને કારણે જ રામચંદ્રજીને અયોધ્યાનો રાજ્યત્યાગ કરી વનમાં ભટકવું પડ્યું

હતું. ધર્મને નામે જ રામચંદ્રજીએ સીતાની અગ્નિપરીક્ષા કરી હતી. ધર્મને કારણે જ દ્રૌપદી-ને વનવાસ સ્વીકારવો પડ્યો હતો. ધર્મને કારણે જ પાંડવોને અનેક પ્રકારનાં કષ્ટો ભોગવવાં પડ્યાં હતાં. ધર્મને કારણે જ નળ-દમયંતીને પણ અસહ્ય કષ્ટો સહેવાં પડ્યાં હતાં. આ પ્રમાણે ધર્મને નામે બધાંને માટે કષ્ટો જ પડ્યાં છે."

આ પ્રમાણે કેટલાક લોકો ધર્મની નિંદા કરતાં કહે છે કે, ધર્મે દુનિયાને ઘણું જ કષ્ટ આપ્યું છે. કેટલાક લોકો આટલેથી જ ન અટકતાં ધર્મ અને ઇશ્વરનો વિરોધ કરતાં તેમનો બહિષ્કાર કરવાની પણ ઝુંબેશ ઉઠાવે છે.

જે લોકો આ પ્રમાણે ધર્મ અને ઇશ્વરને ત્યાજ્ય ગણે છે તે લોકોને આપણે જરા પૂછીએ કે, સંસારમાં જે અન્યાય-અત્યાચાર, જોર જુલમ તથા સીતમ ગુજારવામાં આવે છે તે વાસ્તવમાં ધર્મને લીધે થાય છે કે ધર્મભ્રમ કે ધર્મઝનૂનને કારણે થાય છે? આ વાતનો જો શાન્તચિત્તે વિવેકપૂર્વક વિચાર કરવામાં આવે તો ધર્મ અને ધર્મભ્રમનું અંતર જણાઈ આવશે. અત્યારે સંસારમાં ધર્મભ્રમને કારણે જ જોરજુલમ, અન્યાય-અત્યાચાર થતો જોવામાં આવે છે. ધર્મ તો સદા સર્વદા સર્વતોભદ્ર છે. ધર્મ હોય ત્યાં અન્યાય-અત્યાચાર હોઈ શકે જ નહિ. અને જો ધર્મને નામે અન્યાય-અત્યાચાર થતો હોય તો તે ધર્મ હોઈ શકે જ નહિ. એ કાં તો ધર્મભ્રમ હોય, કે ધર્મઝનૂન હોય! શાસ્ત્ર તો સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે,

**धम्मो मंगलमुक्किट्ठं अहिंसा संजमो तवो।**

અર્થાત્—અહિંસા, સંયમ અને તપ પ્રધાન ધર્મ સદા મંગળકારી છે. જે લોકો જીવનમાં ધર્મની અનાવશ્યકતા સ્વીકારે છે તેઓ કાં તો ધર્મને સમજ્યા નથી અથવા ધર્મભ્રમને ધર્મ સમજી બેઠા છે.

ધર્મભ્રમ અને ધર્મમાં આકાશ-પાતાળનું અંતર છે. ગધેડાને સિંહની ખાલ પહેરાવવામાં આવે એથી કાંઈ ગધેડો સિંહ બની શકતો નથી. ભલે સિંહવેશધારી ગધેડો થોડા વખતને માટે પોતાને સિંહ તરીકે ઓળખાવી મોઢું મલકાવે પણ આખરે તે ગધેડો ગધેડા તરીકે સિદ્ધ થયા વિના રહી શકતો નથી. આ જ પ્રમાણે ધર્મભ્રમ કે ધર્મઝનૂનને ભલે ધર્મનું રૂપ આપવામાં આવતું હોય પણ આખરે ધર્મભ્રમનો ક્ષય અને ધર્મનો જય થયા વિના રહેતો નથી.

અત્યારે ધર્મને ધર્મભ્રમ અને ધર્મભ્રમને ધર્મ માનવામાં આવે છે અને એ જ કારણે સંસારમાં મોટો ગોટાળો ઊભો થવા પામ્યો છે. જેમ સુવર્ણકાર માટીમાં ભળી ગએલા સોનાને 'તાપ-કષ્-છેદ'થી પરીક્ષા કરી સોનાને માટીમાંથી કાઢી લે છે, તે જ પ્રમાણે વિવેકી જનોએ ધર્મભ્રમરૂપ માટીમાં ભળી ગએલા ધર્મસુવર્ણને તાપ-કષ્-છેદરૂપી વિવેકદ્વારા પૃથક્ કરી લેવું જોઈએ. એ તો ભાગ્યે જ કહેવાની જરૂર હોય કે, માટી એ માટી છે અને સુવર્ણ તે સુવર્ણ છે; પણ માટીમાં ભળી ગએલા સુવર્ણને શોધવાનું કામ તો સાચા સુવર્ણકારોનું જ છે; તે જ પ્રમાણે ધર્મ તે ધર્મ છે અને ધર્મભ્રમ તે ધર્મભ્રમ છે; પણ ધર્મભ્રમમાં ભળી ગએલા ધર્મને સંશોધવાનું કામ તો સાચા ધર્મસંશોધકોનું છે. જ્યારે ધર્મભ્રમમાંથી ધર્મને સંશોધવામાં આવશે ત્યારે જ ધર્મનું સાચું મૂલ્યાંકન અંકાશે.

ધર્મનું જીવનમાં ઘણું જ મહત્ત્વનું સ્થાન છે તે એટલે સુધી કે ધર્મ વિના જીવનનો વ્યવહાર પણ ચાલી શકતો નથી. જે લોકો ધર્મની અનાવશ્યકતા સ્વીકારે છે તેઓને પણ ધર્મને જીવનમાં સ્થાન આપવું જ પડે છે કારણ કે ધર્મને જીવનમાં સ્થાન આપ્યા વિના

જીવનવ્યવહાર પણ ચાલી શકતો નથી. ઉદાહરણ તરીકે પાંચ અને પાંચ દશ થાય છે એમ કહેવું તે સત્ય છે, અને સત્ય એ ધર્મ છે. એટલા માટે જો ધર્મની આવશ્યકતા ન હોય તો પાંચ ને પાંચ દશ કહેવું ન જોઈએ. પણ શું એમ કર્યા વિના જીવનનો વ્યવહાર ચાલી શકે છે? માનો કે, તમને કડકડતી ભૂખ લાગી છે પણ જ્યારે તમારી માતાએ જમવા બેસી જવાનું કહ્યું ત્યારે તમે ધર્મવિરોધી હોવાને કારણે એમ કહો કે, ના, મને ભૂખ લાગી નથી તો શું આમ કરવાથી કામ ચાલી શકશે? આ પ્રમાણે ધર્મને જીવનમાં સ્થાન આપ્યા વિના કામ ચાલી જ શકતું નથી. ધર્મ વિના એક શ્વાસ પણ લઈ શકવો મુશ્કેલ છે. આમ હોવા છતાં ધર્મની નિંદા શા માટે કરવામાં આવે છે એનું એક કારણ ધર્મને નામે ઠગાઈ થવી એ પણ છે.

અનેક લોકો ધર્મને નામે ઠગાઈ કરે છે એટલા માટે ધર્મનિન્દકોને ધર્મની નિંદા કરવાનો અવસર મળી જાય છે. માટે અમો સાધુ-સાધ્વીઓએ સતત ધ્યાન રાખવું જોઈએ કે, આપણો કોઈ પણ વ્યવહાર એવો હોવો ન જોઈએ કે જેને કારણે ધર્મની નિન્દા થાય! સાધુ-સાધ્વીઓને તો આમ કહ્યું પણ તમે તમારા વિષે જુઓ કે, તમારું શું કર્ત્તવ્ય છે? ધાર્મિક કહેવડાવવા છતાં સીધે કે ઊલટે રસ્તે પરધન કે પરનારીનું અપહરણ કરવું એ ધર્મની નિંદા કરાવવા સમાન છે. તમે લોકો જો ધર્મની નિંદા કરાવવા ચાહતા ન હો તો ધર્મનિંદા થાય એવું એક પણ કામ ન કરો. ધર્મની પ્રશંસા કે નિંદા ધર્મપાલકોના ધર્મપાલન ઉપર આધાર રાખે છે. તમે અને અમે જો ધર્મનું દઢ પાલન કરીએ તો આપણા ધર્મપાલની અસર ધર્મનિન્દકો ઉપર પણ પડશે અને તેઓ પણ ધર્મનું માહાત્મ્ય સમજી ધર્મની નિંદા કરવાને બદલે ધર્મપ્રશંસા કરશે.

ધર્મને કારણે કષ્ટો માથે પડે છે એમ આગળ દલીલ કરવામાં આવી છે. આ દલીલનો ટૂંકામાં જવાબ એ જ આપી શકાય કે, કષ્ટો એ તો ધર્મની કસોટી છે. પોતાનામાં ધર્મ છે કે નહિ એની પરીક્ષા કષ્ટો માથે પડે છે ત્યારે થાય છે. ધર્મને કારણે જેમને માથે કષ્ટો પડયાં છે તેમને પૂછવું જોઈએ કે, તેઓ ધર્મને વિષે શું કહે છે? સીતાને જો એમ પૂછવામાં આવે કે, તમને રામચંદ્રજીએ અગ્નિમાં પડવા માટે વિવશ કર્યા હતા એટલે હવે તમને રામચંદ્રજી પ્રિય છે કે નહિ? આ પ્રશ્નના ઉત્તરમાં સીતા શું કહેશે? એ જ કહેશે કે, રામચંદ્રજી મારી અગ્નિપરીક્ષા કરી મારા ધર્મની કસોટી કરે છે. ધર્મના પ્રતાપે હું અગ્નિને શાન્ત કરી ધર્મનિંદાને દૂર કરું અને ધર્મનો મહિમા બતાવું એમાં જ મારા ધર્મની સાચી કસોટી રહેલી છે.

રામચંદ્રજીને માટે એમ કહેવામાં આવે છે કે, ધર્મને કારણે જ તેમને રાજ્યનો ત્યાગ કરી વનમાં જવું પડયું હતું. પણ જો ધર્મના પાલન માટે રામચંદ્રજીને રાજ્યનો ત્યાગ કરવો પડયો તે ધર્મ રામચંદ્રજીને પ્રિય લાગ્યો હતો કે અપ્રિય? જો તેમને ધર્મ પ્રિય લાગ્યો હતો તો પછી બીજા કોઈને શું અધિકાર છે કે તે રામના નામે ધર્મની નિંદા કરે?

આ જ પ્રમાણે નળ-દમયંતી, પાંડવો વગેરેને વનમાં કષ્ટો સહેવાં પડ્યાં હતાં એટલા માટે તેમના નામે ધર્મની નિંદા કરવામાં આવે છે. પણ જેમને માથે કષ્ટો પડયાં હતાં તે નળ-દમયંતી કે પાંડવો જ્યારે ધર્મને ખરાબ કહેતા નથી તો પછી બીજાને શો અધિકાર છે

કે તેઓ ધર્મની નિંદા કરે? નળ-દમયંતી કે પાંડવો જ્યારે કષ્ટોને તો ધર્મની કસોટીરૂપે સમજતા હતા તો પછી એમના જ નામે ધર્મની નિંદા કરવી એ ક્યાંસુધી ઉચિત છે! વાસ્તવમાં ધર્મ કોઈપણ કાળે નિંદ્ય ગણાયો નથી. એ તો હમેશાં સર્વતોભદ્ર જ ગણાયો છે. એટલા માટે ધર્મભ્રમ કે ધર્મઝનૂનને નામે ધર્મની નિંદા કરવી એ કોઈ પણ દૃષ્ટિએ યોગ્ય નથી.

ધર્મનો સંબંધ સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્ર સાથે છે. જ્યાં સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન કે સમ્યક્ચારિત્ર નથી ત્યાં ધર્મત્વ નથી. જ્યાં આ રત્નત્રય છે ત્યાં જ સાચું ધર્મત્વ છે. ધર્મભ્રમ કે ધર્મઝનૂન એ ધર્મ જ નથી એ તો દેખીતો ધર્માભાસ હોવાથી અધર્મ છે. લોકોને હેરાન કરવાં, પરધન કે પરસ્ત્રીનું અપહરણ કરવું એ તો પ્રત્યક્ષ અધર્મ જ છે; પછી ભલે તે અધર્મ, ધર્મને નામે કેમ કરવામાં આવ્યો ન હોય?

ધર્મ તો તેમાં છે કે, હું પોતે તો અસત્ય બોલીશ જ નહિ પણ કોઈ બીજો અસત્ય બોલશે તોપણ હું અસત્ય બોલીશ નહિ. હું પોતે તો કોઈની ચીજ ચોરીશ જ નહિ પણ જો કોઈ મારી ચીજ ચોરી જશે તો હું તેના વિષે એવો વિચાર સરખો પણ નહિ કરું કે, હું તેનું બધું ચોરી લઉં કે તેનું બધું બગાડી નાંખું. હું કોઈના ઉપર ક્રોધ પણ કરીશ નહિ. હું થપ્પડનો બદલો થપ્પડથી નહિ, પ્રેમથી આપીશ. આ પ્રમાણે જેનામાં ધર્મત્વનો અંશ હશે તે તો ઉપર પ્રમાણે વિચાર કરશે પણ જે લોકો ધર્મના નામે થપ્પડનો બદલો થપ્પડથી આપે છે, કે પરધન કે પરસ્ત્રીને હડપી જવાની હમેશાં ચિંતા કર્યા કરે છે તે લોકો જ ધર્મની નિંદા કરાવે છે.

હવે તમે લોકો તમારા વિષે જુઓ કે, તમે ધર્મની નિંદા કરાવો છો કે ધર્મની પ્રશંસા કરાવો છો! જો તમે ધર્મની પ્રશંસા કરાવવા ચાહો છો તો તમારે કેવો વ્યવહાર રાખવો જોઈએ તેનો વિચાર કરો. તમે એવો વ્યવહાર કદાપિ ન કરો કે જેથી ધર્મની નિંદા થાય, પણ હંમેશાં એવો વ્યવહાર કરો કે જેથી ધર્મની પ્રશંસા થાય. આ પ્રમાણે ધર્મોદયને દૃષ્ટિમાં રાખી સારો વ્યવહાર કરો. ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા રાખવાનું પરિણામ એ આવે છે કે, સાતાવેદનીયના ઉદયથી જે સુખ પ્રાપ્ત થાય છે તેના પ્રત્યે વૈરાગ્ય પેદા થાય છે અને હૃદયમાં એવો સદ્વિચાર ઉદ્ભવે છે કે હું પોતાના સુખ માટે બીજા કોઈને દુઃખ આપી શકું નહિ, મારો ધર્મ એ છે કે, બધાને સુખ જ આપું. આ પ્રમાણે વિચાર કરી ધર્મશ્રદ્ધાળુ વ્યક્તિ ભોગોથી વિરક્ત રહેશે અને બીજાના સુખ માટે પોતે કષ્ટોને સહન કરશે.

ભર્તૃહરિએ કહ્યું છે કે, દૃઢધર્મી સત્પુરુષો એવા હોય છે કે, તેઓ બીજાના હિત માટે પોતે કષ્ટોને સહન કરે છે. લોકો 'ધર્મ-ધર્મ' એમ નામ પોકારે છે પણ કેવળ ધર્મના મૌખિક ઉચ્ચારથી ધર્મ આવી જતો નથી. જીવનમાં ધર્મ મૂર્ત સ્વરૂપ ત્યારે જ ધારણ કરે છે કે જ્યારે પોતાના સુખને ભોગે પણ બીજાને સુખ આપવામાં આવે અને બીજાને કોઈ પ્રકારનું દુઃખ ન થાય એ વિચારથી સાતાવેદનીયના ઉદયથી પ્રાપ્ત થએલાં સુખોનો પણ ત્યાગ કરી દેવામાં આવે.

ધાર્મિકદૃષ્ટિએ બીજા પાસેથી પૈસા લેવાં એ સારું છે કે બીજાને પૈસા આપવાં એ સારું છે? જો કે આ પ્રશ્નના ઉત્તરમાં એમ જ કહેવામાં આવશે કે, બીજાને પૈસા આપવાં

એ સારું છે પણ વ્યવહારમાં એ કથનને સક્રિય રૂપ આપવામાં આવે છે કે નહિ એ જુઓ. વ્યવહારમાં તો એવી જ ભાવના પ્રવર્ત્તતી જોવામાં આવે છે કે, બસ અમને પૈસા મળે! પછી ભલે બીજાને દુઃખ થતું હોય તો થાય! જ્યારે આ પ્રવૃત્તિનું પરિવર્ત્તન કરવામાં આવે અને બીજાના સુખમાં જ સુખ માનવાની ભાવના પ્રચલિત થાય તથા પોતાના સુખને માટે બીજાને દુઃખ આપવાની ભાવના બદલાઈ જાય ત્યારે સમજવું કે, અમને ધર્મશ્રદ્ધાનું ફળ મળી રહ્યું છે.

આજકાલ તો ધર્મને વિષે એમ માનવામાં આવે છે કે, જે દ્વારા અષ્ટ સિદ્ધિ અને નવનિધિ મળે તે જ ધર્મ છે અને અષ્ટ સિદ્ધિ અને નવનિધિની પ્રાપ્તિ થવી એ જ ધર્મનું ફળ છે. પણ શાસ્ત્રકારો આથી વિપરીત એમ કહે છે કે, ધર્મશ્રદ્ધાનું ફળ શાતાવેદનીયના ઉદયથી પ્રાપ્ત થતાં સુખોથી વિરક્ત થવું એ છે.

હવે તમે આ ઉપરથી વિચાર કરો કે, તમારે કઈ ભાવનાએ ધર્મશ્રદ્ધા રાખવી જોઈએ? જો તમને તમારું જ સુખ-સંસારસુખ-જોઈએ, તો એ તો દુનિયામાં ચાલ્યા જ કરે છે અને જ્યાં એવું થાય છે ત્યાં ધર્મશ્રદ્ધા હોઈ શકતી નથી. પરંતુ જો તમે ધર્મશ્રદ્ધા પેદા કરવા ચાહો અને ધર્મનું વાસ્તવિક સ્વરૂપ જાણવા ચાહો તો તમે હમેશાં "હું બીજાને સુખ આપવામાં જ પ્રયત્નશીલ રહું," એવી ઊંચી ભાવના રાખો, અને એ ભાવનાને પૂર્ણ કરવા માટે સાતાવેદનીયના ઉદયથી પ્રાપ્ત થએલાં સુખોથી વિરક્ત બનો. જો તમને આવી ઊંચી ભાવના ભાવવી સારી લાગતી હોય તો એ ભાવનાને પરિપૂર્ણ કરવા માટે પ્રભુ પ્રત્યે એવી પ્રાર્થના કરો કેઃ—

દયામય ઐસી મતિ હો જાય;
ભૂલે ભટકે ઉલટી માત કે, જો હૈ જનસમુદાય;
ઉસે સુઝાઉં સચ્ચા સત્પથ, નિજ સર્વસ્વ લગાય. દયા૦

અર્થાત્—હે! પ્રભો! મારી બુદ્ધિ એવી નિર્મળ થાય કે, ભાનભૂલેલાં, ભટકેલા કે ઉલટી મતિવાળા માણસને જોઈ મારામાં ઘૃણા કે તિરસ્કાર પેદા ન થાય પણ મારામાં એવો મૈત્રીભાવ પેદા થાય કે, હું તેમને મારા સર્વસ્વના ભોગે સત્પથ ઉપર ચડાવું અને તેમનું કલ્યાણ કરું. બીજાને સુધારવા માટે પોતાના સર્વસ્વનો ભોગ આપ્યો હોય એનાં જ્વલંત ઉદાહરણો શાસ્ત્રના પાને નોંધાએલાં જોવામાં આવે છે.

અર્જુનમાલી મહાપાપી અને અધમ હતો પણ સુદર્શન શેઠે તેનો સુધાર કર્યો. શાસ્ત્રમાં સુદર્શન શેઠે પોતાનું કલ્યાણ કેવી રીતે અને ક્યારે કર્યું એનો ઉલ્લેખ તો જોવામાં આવતો નથી. પણ અર્જુનમાલીને વિષે તો એવો શાસ્ત્રોલ્લેખ મળે છે કે, તેણે તે જ ભવમાં આત્માનું કલ્યાણ સાધી લીધું હતું. સુદર્શન શેઠ અર્જુનમાળીને વિષે એમ વિચારતા હતા કે, આ પોતાનું આત્મભાન ભૂલી ગયો છે અને એ જ કારણે તે લોકોને મારે છે. આવા ભાનભૂલેલાને સુધારવો એ મારો ધર્મ છે. આ પ્રમાણે વિચાર કરી અર્જુનમાલીને સુધારવા માટે પોતે ધ્યાનસ્થ થઈ બેસી ગયા અને જ્યારે અર્જુનમાલી મુદ્ગળ લઈ મારવા આવ્યો ત્યારે શેઠે એવી ઉચ્ચ ભાવના ભાવી કે, જો મારામાં ખરી ધાર્મિકતા હોય તો હું તેના પ્રતિ જરાપણ દ્વેષ ન કરું! આ પ્રકારની ઉચ્ચ ભાવના ભાવી અને પોતાના સર્વસ્વનો ત્યાગ કરીને

પણ અર્જુનમાલી જેવા અધમનો ઉદ્ધાર કર્યો. જો કે સુદર્શનના સર્વસ્વનો નાશ ન થયો છતાં તેમણે તો પોતા તરફથી તેમનો ત્યાગ કરી દીધો હતો. જે સુદર્શન શેઠ અર્જુનમાલી જેવા અધમનો ઉદ્ધાર કર્યો હતો તે પોતે પણ જો કે ગૃહસ્થ હતો છતાં તેમણે તો પરમાત્માને એવી જ પ્રાર્થના કરી હતી કે, 'હે ! પ્રભો ! મારામાં અર્જુન પ્રતિ જરાપણ દ્વેષ ન આવે.' સુદર્શનની આ સદ્દભાવનાના પ્રતાપે અર્જુન તેનો વિનાશક બનવાને બદલે તેનો સેવક બની ગયો. સુદર્શનશેઠની સદ્દભાવનાએ અર્જુનમાલી જેવાં નરઘાતકને પણ બધાનો રક્ષક બનાવી દીધો. સદ્દભાવનાનો આ ઓછો વિજય છે ?

જે સદ્દભાવના આસુરી પ્રકૃતિને પણ દૈવી બનાવી દે છે તે સદ્દભાવનાને તમારા જીવનમાં પ્રગટાવો તો તમારું કલ્યાણ અવશ્ય થાય. જ્યાં આવી સદ્દભાવના છે ત્યાં જ સાચી ધર્મશ્રદ્ધા છે. ધર્મશ્રદ્ધા છે એમ મોઢેથી કહેવું એ વાત જુદી છે અને એ ધર્મશ્રદ્ધાને જીવનમાં મૂર્ત્ત સ્વરૂપ આપવું એ વાત પણ જુદી છે. સદ્દભાવના એ ધર્મશ્રદ્ધા પોતાનામાં છે કે નહિ એ પારખવાની પારાશીશી છે. જીવનમાં ધર્મશ્રદ્ધાને સ્થાન આપવા માટે તમે દુર્ભાવનાનો ત્યાગ કરી સદ્દભાવનાને અપનાવો તો તેમાં કલ્યાણ જ રહેલું છે. હવે સદ્દભાવના અને દુર્ભાવના કેવી હોય છે એ મયણરેહા સતીની ચરિત્રકથા ઉપરથી જુઓઃ—

## મયણરેહા ચરિત્ર—૧૪

મયણરેહાને જોતાં મણિરથના મનમાં દુર્ભાવના પેદા થઈ ગઈ. જો કે, એમ કહેવામાં આવે છે કે, જ્યારે પોતાનામાં દુર્ભાવના હોય છે ત્યારે જ બીજામાં દુર્ભાવના પેદા થવા પામે છે. પણ આ નિયમ સર્વદેશીય નથી પણ એકદેશીય છે; કારણકે ઘણીવાર એવું પણ જોવામાં આવે છે કે, પોતાનામાં દુર્ભાવના ન હોવા છતાં બીજામાં દુર્ભાવના જોવામાં આવે છે. મયણરેહામાં દુર્ભાવના ન હોય છતાં મણિરથના મનમાં દુર્ભાવના પેદા થવા પામી. આ દુર્ભાવનાનું કેવું માઠું પરિણામ આવે છે એ આગળ જાણવામાં આવશે.

મણિરથ કામને વશ થઈ મયણરેહા ઉપર મુગ્ધ બની ગયો. માણસ જ્યારે કામાંધ બની જાય છે ત્યારે સત્યાસત્યનો-ધર્માધર્મનો વિવેક ભૂલી જાય છે. મણિરથ પણ કામને વશ થઈ તે મર્યાદાનો વિવેક ભૂલી ગયો.

કામાંધતા કેવી ખરાબ વસ્તુ છે તે વિષે એક કવિએ કલ્પના કરી છે. એ કલ્પના એવી છે કે, એક આંધળો કુતરો છે. તેના કાન સડી ગયાં છે. આખા શરીરે ખુજલી થઈ છે. તેના શરીરમાં એક ગુમડું થયું છે જે પાકી જવાથી તેમાંથી પરૂ નીકળે છે અને તેમાં કીડાં પણ પડી ગયાં છે. તે ભૂખતરસથી પીડાતો અહીંતહીં ભટકે છે. એક હાંડલામાં ખાવાનું હશે એમ ધારી તેમાં મોઢું નાંખવાથી તે હાંડલાનો કાંઠો ગળામાં લટકાઈ ગયો છે એ કારણે પણ તેને દુઃખ થાય છે. આવો દુઃખી કુતરો પણ કામાંધ બની કુતરીની પાછળ દોડ્યા કરે છે. આ દશ્ય જોઈ એમ કહેવું પડે છે કે, કામદેવ પડેલા ઉપર પાટુ મારે છે. જ્યારે આ પ્રકારના દુઃખી કુતરાને પણ કામદેવ પાટુ મારે છે તો પછી સારાં અને સ્વસ્થ કુતરાકુતરીને કામદેવ શું પીડા આપતો નહિ હોય ?

કવિની આ કલ્પનાનો ભાવાર્થ તમે સમજતા હો તો તમે એ વાતનો વિચાર કરો કે, જે લોકો ચમકીલાં કપડાં પહેરે છે તથા ફેશનેબલ રહે છે તે લોકોને કામદેવ કેવો

સતાવતો હશે! આ ચીજો જ્યારે બીજાને અનાવશ્યક ઉત્તેજિત કરે છે તો પછી એ ચમકીલાં વસ્ત્રો તથા કામોત્તેજક વસ્તુઓ જે વાપરતાં હશે તે લોકોને કામદેવ સતાવતો હોય તો તેમાં આશ્ચર્ય જેવું શું છે? કવિની કલ્પનાનુસાર જ્યારે અસંખ્ય દુઃખોથી પીડાતા કુતરાને પણ કામદેવ પીડા આપે છે તો પછી બીજા લોકોને કામદેવ પીડા આપતો હોય તો તેમાં આશ્ચર્ય શું? એટલા માટે એવા કામપીડિત સ્ત્રી–પુરુષોને જોઈ તેઓ ઉપર દયા રાખવી જોઈએ અને તેઓ દયાપાત્ર છે એમ સમજવું જોઈએ.

કવિ કુતરા સિવાય બીજા કોના ઉપર આવી કલ્પના કરી શકે? જો તે કોઈ મનુષ્યને પાત્ર બનાવી આવી કલ્પના કરત તો તે નારાજ થઈ જાત એટલા માટે તેણે કામદેવ ઉપર દોષારોપણ કરી કુતરા ઉપર આવી કલ્પના કરી છે. પરંતુ જો વાસ્તવમાં આ વિષે વિચાર કરવામાં આવે તો શું મનુષ્ય આ પ્રમાણે કરતો નથી? તે કુતરો જો એમ કહે કે, મનુષ્યો તો મારા કરતાં પણ ખરાબ છે કે જેઓ પોતાની સ્ત્રી હોવા છતાં પરસ્ત્રીને ત્યાં દોડે છે તો શું તેનું આ કથન ખોટું કહેવાશે? જો આ કથન પ્રમાણે મનુષ્યને ખરાબ ન કહેતાં કામદેવને ખરાબ કહેવામાં આવે, તો કામદેવ કહે છે કે; "જો હું જ ખરાબ હોત તો મહાપુરુષો પ્રસિદ્ધિને કેવી રીતે પામત! જેઓ મને પરાજિત કરે છે તેઓ જ મહાપુરુષ કહેવાય છે. જો હું હોત જ નહિ તો પછી મહાપુરુષો કોને જીતીને પ્રસિદ્ધિને પામત. તીર્થંકરને દેવાંગનાઓ આવીને વિચલિત કરવા ચાહે છે છતાં તેઓ તેમનાથી વિચલિત થતા નથી. મારો માર ખાવો કે ન ખાવો એ તો પોતાના હાથની વાત છે તો પછી મને જ દોષ કેમ આપવામાં આવે છે!" જે કોઈ કામોત્તેજક ખાન–પાન કરે છે અને ફેશનનો ભપકો રાખે તે કામદેવદ્વારા પરાજિત થાય અને દુઃખ પામે એ સ્વાભાવિક જ છે. એટલા જ માટે કામદેવના દુઃખથી બચવા ભગવાન મહાવીરે બ્રહ્મચર્યની નવ વાડ બતાવી છે કે જેથી બ્રહ્મચર્યની રક્ષા થઈ શકે!

જ્યારે આ પ્રકારનો દુઃખી કુતરો પણ કામદેવદ્વારા પીડા પામે છે તો પછી જો મણિરથ રાજા મયણરેહાને જોઈ કામદેવદ્વારા પીડિત થયો હોય તો એમાં આશ્ચર્ય શું? મણિરથ મયણરેહાને તાકીને જોઈ પોતાના મનમાં કહેતો કે, 'આના જેવી રૂપસુંદરી ત્રિલોકમાં પણ નહિ હોય.' જો તે પોતાના હિતૈષી નોકરોનું કહ્યું માની લેત તો સંભવ હતો કે તે વધારે બગડત નહિ પણ તેણે હિતૈષી નોકરોનું કહ્યું માન્યું નહિ. તેણે તો હિતૈષીઓનું હિતવચન માન્યું નહિ પણ તમે તો અમારું હિતવચન માનો! તમે અમારા શ્રાવક છો એટલા માટે અમે તમને પણ એવાં દૂષિત કામોથી રોકીએ છીએ અને કહીએ છીએ કે; તમે એવું કોઈ પણ કામ ન કરો કે જેથી ધર્મને કલંક લાગે.

જો કે, મણિરથે મયણરેહા ઉપર કુદૃષ્ટિ ફેંકી મર્યાદાનું ઉલ્લંઘન કર્યું છે. છતાં આપણે તેને નીચો પાડવાને બદલે તેના પ્રતિ સમભાવ જ રાખવો જોઈએ. મણિરથમાં વિદ્યા હતી, વિવેક હતો અને વિનય પણ હતો પણ તે મયણરેહાના મોહમાં પડી જઈ કામાંધ બની ગયો અને ભાન ભૂલી ગયો. આ વાત તો ભૂતકાળની છે પણ આ ઉપરથી તમે તમારા વિષે જુઓ કે, ક્યાંય તમારાથી તો આવી ભૂલ થતી નથી ને? મણિરથની ભૂલને જોઈ તમે તમારી ભૂલને

સુધારો અને 'પરધન ધૂળસમાન તથા પરસ્ત્રી માત સમાન' એ મંત્રનું રટણ કરો તથા એને જીવનમાં ઉતારો તો તમે તમારું કલ્યાણ કરી શકશો. બહેનો પણ પરધનને ધૂળસમાન અને પરપુરુષને પિતા સમાન કે ભાઈ સમાન માનશે અને આ જીવનમંત્રને હમેશાં ધ્યાનમાં રાખશે તો તેઓ પણ અવશ્ય કલ્યાણ સાધી શકશે. આ મંત્ર પવિત્રતાનો મંત્ર છે. માટે જો તમે પવિત્ર બનવા ચાહો તો આ મંત્રનો હમેશાં હૃદયપૂર્વક જાપ કરો.

મણિરથ અને યુગબાહુ બન્ને સગા ભાઈઓ હતા. પણ એક ભાઈ કેવો નીકળ્યો અને બીજો ભાઈ કેવો નીકળ્યો ? તથા તેમનામાં જે ભ્રાતૃપ્રેમ હતો તે મયણરેહાને કારણે કેવી રીતે નષ્ટ થયો ? આ બધી વાતને દૃષ્ટિમાં રાખી તમે મર્યાદાનું પાલન કરો તો તેમાં કલ્યાણ જ રહેલું છે.

## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૨ શ્રાવણ શુદ ૧૨ બુધવાર

### પ્રાર્થના

**આજ મ્હારા સંભવ જિનકે, હિતચિત્તસું ગુણગાસ્યાં;**
**મધુર મધુર સ્વર રાગ અલાપી, ગહરે શબ્દ ગુંજાસ્યાં.—આજ૦ ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી સંભવનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પ્રાર્થના કોણ કરે છે ? એ એક પ્રશ્ન છે. આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જે વ્યક્તિને કોઈ વસ્તુની આવશ્યકતા હોય છે તે જ વ્યક્તિ પ્રાર્થના કરે છે. આ વાતને દૃષ્ટિમાં રાખી અત્રે એ જોવાનું છે કે, આત્મા કઈ વસ્તુની પ્રાપ્તિ માટે પરમાત્માની પ્રાર્થના કરવાની ઇચ્છા રાખે છે ? કુલપરંપરાને કારણે, કે આપણે આસ્તિક છીએ એટલે પરમાત્માની પ્રાર્થના કરવી જ જોઈએ એ કારણે, કે લોકોની દેખાદેખીને કારણે, કે પરમાત્માની પ્રાર્થના કરવી એ આપણું વારસાગત કર્ત્તવ્ય છે આદિ કારણે પરમાત્માની પ્રાર્થના કરવી એ જુદી વાત છે; અને આત્મસાક્ષાત્કાર કરવાની ઇચ્છાએ પરમાત્માની પ્રાર્થના કરવી એ પણ જુદી વાત છે. જે પ્રમાણે ભૂખ્યાને ભોજનની ઇચ્છા થાય છે અને તરસ્યાને પાણીની ઇચ્છા થાય છે તે જ પ્રમાણે આત્માને પરમાત્માનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છા થાય છે. જો ભોજનની ઇચ્છા જ ન હોય તો અતિ આગ્રહ કરવા છતાં કોઈ ભોજન કરતું નથી; તે જ પ્રમાણે જ્યાં સુધી આત્માને પરમાત્માનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છા થતી નથી ત્યાં સુધી આત્મા પરમાત્માની પ્રાર્થના કરવા પ્રેરાતો નથી. આત્મા જો પરમાત્માનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છાએ પરમાત્માની પ્રાર્થના કરે તો સમજવું કે તે પ્રાર્થના સાચી છે. બાકી ઉપલક દૃષ્ટિએ કરવામાં આવતી પ્રાર્થના આત્મસાધક નીવડી શકતી નથી.

આ ઉપરથી કોઈ એમ કહે કે, આપે એમ કહ્યું કે, 'જે પ્રમાણે ભૂખ્યાને ભોજનની અને તરસ્યાને પાણીની ઇચ્છા હોય છે તે જ પ્રમાણે આત્માને પરમાત્માના સાક્ષાત્કાર કરવાની

ઇચ્છા હોવી જોઈએ.' પણ આ ઉદાહરણમાં અને પરમાત્માની પ્રાર્થનાની વાતમાં ઘણું જ અંતર રહેલું છે. કારણ કે, ભોજન અને પાણી એ તો પ્રત્યક્ષ જોવામાં આવે છે અને ભોજનથી ક્ષુધા અને પાણીથી તરસ શાન્ત થાય છે એ પણ અનુભવથી જણાય છે. પરંતુ પરમાત્મા તો પ્રત્યક્ષથી જોવામાં આવતા નથી. એવી દશામાં આત્માને પરમાત્માના સાક્ષાત્કાર કરવાની ઇચ્છા કેમ થઈ શકે ?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, વૈજ્ઞાનિકોનું કથન છે કે, હૃદયમાં જે ચીજ ક્યાંય હોતી જ નથી તે ચીજની ઇચ્છા પણ થતી નથી. હવે જ્યારે આત્માને પરમાત્માનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છા થાય છે, ત્યારે પરમાત્મા અવશ્ય છે; પરંતુ પરમાત્માનો સાક્ષાત્કાર ત્યારે જ થઈ શકે છે કે, જ્યારે સાચી જ ઇચ્છાથી પરમાત્માની પ્રાર્થના કરવામાં આવી હોય ! પરમાત્માનો સાક્ષાત્કાર થયો હોય એવાં અનેક ઉદાહરણો પણ મળે છે. અત્યારે શાસ્ત્રની વાત કહેવાની છે એટલા માટે હું સંક્ષેપમાં એટલું જ કહું છું કે, પરમાત્માનો સાક્ષાત્કાર કરવો એ તમારા આત્માના હાથની વાત છે. માટે 'મારા આત્માનો સાક્ષાત્કાર કરવો જ છે' એ ભાવનાએ જો પરમાત્માની પ્રાર્થના હૃદયપૂર્વક કરશો તો પરમાત્માને સાક્ષાત્કાર અવશ્ય થશે. હવે આ જ વાત શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—ત્રીજો બોલ

શાસ્ત્રમાં, ધર્મશ્રદ્ધાનું ફળ શું છે ? એ પ્રશ્ન વિષે ચર્ચા ચાલી રહી છે. આ પ્રશ્ન વિષે કેટલીક ચર્ચા કરવામાં આવી છે, આજે એ વિષે થોડી વિશેષ ચર્ચા કરું છું. આજે અનેક લોકો ધર્મના ફળ વિષે ગડબડમાં પડી ગયા છે. કેટલાક લોકો એમ કહે છે કે, "ધર્મનું ફળ ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ અર્થાત્ ઋદ્ધિસિદ્ધિની પ્રાપ્તિ થવી તે છે." અપુત્રને પુત્રપ્રાપ્તિ, નિર્ધનોને ધનપ્રાપ્તિ તથા જે વસ્તુની આવશ્યકતા હોય તે વસ્તુની પ્રાપ્તિ થાય ત્યારે તે ધર્મનું ફળ છે એમ જાણી તેના ઉપર શ્રદ્ધા પેદા થઈ શકે છે. જે પ્રમાણે ભોજનથી ક્ષુધાતૃપ્તિ અને પાણીથી તૃષાતૃપ્તિ પ્રત્યક્ષ જોવામાં આવે છે તે જ પ્રમાણે ધર્મદ્વારા પોતાની આવશ્યકતાઓની પૂર્તિ થાય ત્યારે જ ધર્મ ઉપર શ્રદ્ધા પેદા થઈ શકે છે.

આ પ્રમાણે ધર્મદ્વારા પુત્ર-ધન આદિની આશા રાખનારાઓને શાસ્ત્રકારો કહે છે કે, તમે હજી 'ધર્મતત્ત્વથી અજ્ઞાત' છો. કુંભાર જ્યારે માટી લઈ ઘડો બનાવવા બેસે છે ત્યારે તે માટીમાંથી હાથી-ઘોડા નીકળે એવી ઇચ્છા કે આશા રાખતો નથી. વણકર જ્યારે સુતર લઈ કપડું વણવા બેસે છે ત્યારે તે સુતરમાંથી તાંબુ-પીત્તળ નીકળે એવી ઇચ્છા રાખતો નથી. ખેડુત જ્યારે ઘઉં વાવે છે ત્યારે તે પણ એવી આશા કે ઇચ્છા રાખતો નથી કે, ઘઉંમાંથી હીરા-મોતી થાય. આ પ્રકારની ભૂલ તો તે લોકો પણ કરતા નથી તો પછી ધર્મદ્વારા પુત્ર ધન આદિની પ્રાપ્તિ થાય એવી આશા કે ઇચ્છા કેમ રાખી શકાય ? એ વાત તો કુંભાર પણ સારી રીતે જાણે છે કે, કારણ વિના કાર્ય પેદા થઈ શકતું નથી. જે જેનું કારણ જ ન હોય તે દ્વારા કાર્ય પેદા કેમ થઈ શકે ? જે જેનું કારણ જ નથી તે દ્વારા તે કાર્ય ચાહવું એ ભૂલ છે. જેમકે સ્ત્રીઓ ભાત રાંધે છે ત્યારે તે એવી ઇચ્છા કરતી નથી કે, ભાતમાંથી મોતી પેદા થાય. આ પ્રકારની ઇચ્છા ન કરવાનું કારણ એ જ છે કે, કારણ હોય તો કાર્ય થઈ શકે, પણ જે કાર્યનું કોઈ કારણ જ ન હોય તે કાર્ય કેવી રીતે થઈ શકે ? આ પ્રમાણે

વ્યવહારમાં પણ કારણની વિરુદ્ધ કાર્યની ઇચ્છા કોઈ કરતું નથી; તો પછી ધર્મ વિષે એવી ભૂલ કેમ થઈ જાય છે કે જે ધર્મ, સંસારનું કારણ જ નથી તે ધર્મદ્વારા સંસારનું કાર્ય પેદા કરવાની ઇચ્છા કરવામાં આવે છે?

આ ઉપરથી કદાચ કોઈ એમ કહે કે, ધર્મદ્વારા ભલું થાય એવું ચાહવું એ શું ખરાબ છે? હવે પહેલાં એ જુઓ કે, ધર્મ કયા કાર્યનું કારણ છે? શાસ્ત્રમાં ધર્મશ્રદ્ધાનું ફળ શું છે? એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, "ધર્મશ્રદ્ધાનું ફળ સંસારનાં પદાર્થો પ્રત્યે અરુચિ પેદા થવી એ છે." જ્યારે ધર્મ ઉપર શ્રદ્ધા પેદા થાય છે ત્યારે સંસારનાં પદાર્થોમાં જે રુચિ અને સુખ માનવામાં આવે છે તે રુચિ મટી જાય છે અને તેને બદલે સાંસારિક પદાર્થો પ્રત્યે અરુચિ પેદા થાય છે. તમે લોકો ધર્મશ્રદ્ધાના ફળરૂપે મોહ કે વિકારની આશા રાખો છો પણ શાસ્ત્ર કહે છે કે, ધર્મશ્રદ્ધાનું ફળ સાંસારિક પદાર્થો પ્રત્યે અરુચિ પેદા થવી એ છે. આ પ્રમાણે ધર્મશ્રદ્ધાનું ફળ સાંસારિક પદાર્થો પ્રત્યે નિર્મમત્વ પેદા થવું એ છે ત્યારે તમે લોકો ધર્મશ્રદ્ધાના ફળરૂપે સાંસારિક ફળ ચાહો છો. આ કેવું વિપરીત ફળ ચાહવા સમાન છે?

આજે ધર્મની જે અવહેલના કરવામાં આવે છે તેનું એક કારણ ધર્મના વાસ્તવિક સ્વરૂપનું અજ્ઞાનપણું પણ છે. લોકો એ પણ સમજતા નથી કે, ધર્મ કયા કાર્યનું કારણ છે? ધર્મ વિષેના આ અજ્ઞાનને કારણે જ ધર્મદ્વારા વિપરીત ફળની આશા કરવામાં આવે છે અને જ્યારે તે વિપરીત ફળ મળતું નથી ત્યારે ધર્મ પ્રત્યે અરુચિ પેદા થઈ જાય છે. ધર્મના ફળરૂપે સાતાવેદનીયના ઉદયથી પ્રાપ્ત થતું સુખ ચાહવામાં આવે છે અને શાસ્ત્ર કહે છે કે, ધર્મશ્રદ્ધા પેદા થયે આવાં સાંસારિક સુખો પ્રત્યે અરુચિ પેદા થાય છે. આ પ્રમાણે જે ધર્મ સાતાસુખ પ્રત્યે અરુચિ પેદા કરાવે છે તે જ ધર્મના ફળ સ્વરૂપે સાતા-સુખની ઇચ્છા કરવામાં આવે છે આ કેવી વિપરીત ફલાશા છે?

પોતાનામાં ધર્મશ્રદ્ધા છે કે નહિ એ જાણવાનું 'થર્મામીટર' સાતાવેદનીયનાં સુખો પ્રત્યે અરુચિ પેદા થવી એ છે. તમે પણ આ 'થર્મામીટર' દ્વારા તમારામાં ધર્મશ્રદ્ધા છે કે નહિ તેની તપાસ કરો. જો તમારામાં ધર્મશ્રદ્ધા હશે તો તમને સાતાવેદનીયના ઉદયથી પ્રાપ્ત થએલાં સુખો પ્રત્યે અરુચિ અવશ્ય હશે.

માનો કે, તમે ભોજન કરવા બેઠા છો. તમારી સામે થાળી પીરસીને મૂકવામાં આવી છે. એટલામાં જ તમારો કોઈ વિશ્વાસુ મિત્ર આવીને એમ કહે કે, આ ભોજનમાં વિષ ભેળવેલું છે. મિત્રનું આ કથન સાંભળીને તમને તે ભોજન ખાવાની રુચિ પેદા થશે નહિ. તે જ પ્રમાણે જ્યારે ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા પેદા થાય છે ત્યારે સાતાવેદનીયના ઉદયથી પ્રાપ્ત થતાં સુખો પ્રત્યે પણ અરુચિ પેદા થઈ જાય છે. આ પ્રમાણે જ્યારે સાંસારિક વિષયભોગો પ્રત્યે વિરક્તિ પેદા થાય ત્યારે સમજવું કે, મારામાં ધર્મશ્રદ્ધા છે.

આ ઉપરથી કોઈ એમ કહે કે, "અમે તો ધર્મ તેને જ માનીએ કે જે અમને વધારેમાં વધારે સુખ આપે; પણ જે અમને સુખ પ્રત્યે અરુચિ પેદા કરાવે તેને અમે ધર્મ નહિ પણ અધર્મ માનીએ છીએ અને તેથી તેને જીવનમાં સ્થાન કેવી રીતે આપી શકીએ? ધર્મથી તો અમને કાંઈ સુખ મળતું નથી પણ આધુનિક વિજ્ઞાનદ્વારા અમને કેવું સુખ મળે છે તે જુઓ. આજે વિજ્ઞાને કેવું સુખ કરી આપ્યું છે? જે સ્થાને ઘણા દિવસે પહોંચી શકતા હતા તે

સ્થાને આજે વાયુયાન દ્વારા થોડા સમયમાં જ પહોંચી જઈએ છીએ. અમેરિકાનું ગાયન અહીં ઘેર બેઠાં સાંભળવું એ શું પહેલાં શકય હતું? પણ આજે વિજ્ઞાનની કૃપાદ્વારા ઘેર બેઠાં અમેરિકાનું ગાયન સાંભળી શકીએ છીએ. જે સુખની આપણે કલ્પના કરી શકતા ન હતા તે સુખ આજે વિજ્ઞાનદ્વારા પ્રાપ્ત થઈ શકયું છે! ગ્રામોફોન, ટેલીગ્રાફ, વાયરલેસ તાર વગેરે વૈજ્ઞાનિક આવિષ્કારદ્વારા આપણને કેવું કેવું સુખ પ્રાપ્ત થયું છે? વિજ્ઞાને આ પ્રમાણે કેટલાં બધાં દુઃખો દૂર કર્યાં છે? જે વિજ્ઞાન અમને આટલું સુખ આપે છે તે વિજ્ઞાનને જ અમે શા માટે ન માનીએ? જે અમને કાંઈ સુખ આપતું નથી પણ ઊલટું સુખો પ્રત્યે અરુચિ પેદા કરે છે તે ધર્મને માનવા કરતાં જે અમને દરેક પ્રકારની સુખ સગવડતા આપે છે તે વિજ્ઞાનને જ શા માટે ન માનીએ?"

આ પ્રમાણે કેટલાક લોકો ધર્મ કરતાં વિજ્ઞાનને વધારે મહત્ત્વ આપે છે. વસ્તુનો સ્વભાવ એ ધર્મ છે. એટલે વસ્તુમાં જે ધર્મ હોય છે તેનું પ્રાકટ્ય અવશ્ય થાય છે. એ દૃષ્ટિએ વિજ્ઞાનને તો અમે પણ માનીએ છીએ, પરંતુ જે વિજ્ઞાનને ધર્મ કરતાં શ્રેષ્ઠ અને બધાં સુખોના કારણભૂત માનવામાં આવે છે તે વિજ્ઞાન વાસ્તવમાં સુખદાયક છે કે દુઃખદાયક એ અત્રે જોવાનું છે. જે વિજ્ઞાને જેટલી સુખ સામગ્રી પેદા કરી છે તે જ વિજ્ઞાને સંહારક સામગ્રી પણ એટલા જ પ્રમાણમાં પેદા કરી છે. અને એ દૃષ્ટિએ જ્યારે ઊંડો વિચાર કરવામાં આવશે ત્યારે જણાશે કે, વિજ્ઞાને સુખ કરતાં દુઃખ જ વધારે આપ્યું છે. જ્યારે વિજ્ઞાન આટલું બધું વિકાસ પામ્યું ન હતું ત્યારે રાષ્ટ્ર સુખી હતું કે દુઃખી? વિજ્ઞાને રક્ષણ કર્યું છે કે ભક્ષણ? શાન્તિ આપી છે કે અશાન્તિ? ઉપલક દૃષ્ટિએ જોતાં વિજ્ઞાને સુખસાધનો પેદાં કર્યાં છે એમ જણાય છે પણ એ સુખ સાધનોએ રાષ્ટ્રને સુખશાન્તિ આપ્યાં છે કે નહિ એ વિષે ઊંડો વિચાર કરવામાં આવે તો જણાશે કે વિજ્ઞાને રાષ્ટ્રને ભેટમાં દુઃખ–દારિદ્ર્ય અને અશાન્તિ જ આપ્યાં છે.

આજે વિજ્ઞાનની સંહારક શક્તિથી કોઈ રાષ્ટ્ર સુખી, શાન્ત કે નિર્ભય નથી. વિજ્ઞાનની સંહારક શક્તિથી આજે આખી દુનિયા ભયગ્રસ્ત અને અશાન્ત છે. ભલા! ત્યારે આ વિજ્ઞાન સુખદાયક છે કે દુઃખદાયક? તેનો વિચાર કરો. પહેલાં જ્યારે યુદ્ધ થતું ત્યારે યોદ્ધાઓ તલવારદ્વારા લડતા અને જે કોઈ લડવા આવતો તેના ઉપર જ તલવારનો પ્રહાર કરવામાં આવતો, પણ આજે તો વિજ્ઞાનની સહાયતા લઈ યુદ્ધમાં ભાગ ન લેનારા અને શાન્તિથી ઘરમાં બેઠેલા લોકોને પણ બોમ્બગોળાથી મારી નાંખવામાં આવે છે; આ પણ વિજ્ઞાનનો જ આવિષ્કાર છે. આજે વિજ્ઞાનની સહાયતા લઈ બોમ્બગોળાના મારાથી એબીસીનીયા અને ચીન દેશમાં ત્યાંનાં હજારો અને લાખો નિર્દોષ લોકોનાં જાનમાલને તારાજ કરી દેવામાં આવ્યાં છે અને ત્યાં આગળ અમાનુષિક અત્યાચાર કરી વિજ્ઞાનદ્વારા થતા વિનાશનું તાંડવ નૃત્ય ભજવી બતાવવામાં આવ્યું છે. આ વિજ્ઞાનનો આવિષ્કાર છે કે વિનાશનો આવિષ્કાર છે? મેં કોઈ વ્યક્તિ પાસેથી સાંભળ્યું છે કે, એક ગ્લાસ પાણીમાં કોઈ પ્રકારની ક્રિયા–વિક્રિયા કરવાથી એવી વૈજ્ઞાનિક શક્તિ આવી જાય છે કે, જે શક્તિદ્વારા આખા લંડન શહેરને થોડીવારમાં નષ્ટપ્રાયઃ કરી શકાય! જે શહેરની વસ્તી લાખોની સંખ્યામાં છે અને સાંભળવા પ્રમાણે જેનાથી મોટું કોઈ બીજું નગર નથી તેવા મોટા લંડન શહેરને પણ થોડી જ વારમાં નષ્ટપ્રાયઃ કરી નાંખવાની શક્તિ પેદા થાય એ પણ વિજ્ઞાનનો જ આવિષ્કાર છે!

આજે જે પાશ્ચાત્ય કે પૌર્વાત્ય દેશોમાં વિજ્ઞાનનો અધિક પ્રચાર છે શું તે દેશો યુદ્ધના ચક્રાવામાં ફસાએલાં નથી? આજે આખું યુરોપ—જર્મની, ઇંગ્લેંડ, ઈટાલી, ફ્રાન્સ, સ્પેન આદિ દેશો તથા એશિયા, રશિયા, જાપાન–આદિ દેશો વિજ્ઞાનના બળે યુદ્ધ કરી રાજ્યલિપ્સાને તૃપ્ત કરવા ચાહે છે. આ લિપ્સાને કારણે જ માનવસૃષ્ટિનો જલ્દીમાં જલ્દી વિનાશ કેવી રીતે થાય એ માટેની શોધ વિજ્ઞાન આજે કરી રહેલ છે. આ પ્રમાણે માનવસમાજની સંસ્કૃતિનો વિનાશ કરવામાં સૌથી વધારે જવાબદાર વિજ્ઞાન જ છે.

આ પ્રમાણે આજે વિજ્ઞાનનો દુરુપયોગ કરવામાં આવે છે. પરંતુ જો વિજ્ઞાનનો સદુપયોગ કરવામાં આવે તો તે પણ ધર્મ કે સંસ્કૃતિની રક્ષા કરવામાં સુંદર ફાળો આપી શકે છે. એ તો સર્વ સાધારણ નિયમ છે કે, પ્રત્યેક વસ્તુનો સદુપયોગ અને દુરુપયોગ બન્ને થાય છે, પણ પ્રાયઃ એવું જોવામાં આવે છે કે સદુપયોગ બહુ ઓછા પ્રમાણમાં થાય છે અને દુરુપયોગ વધારે પ્રમાણમાં થાય છે, અને તેથી જ પ્રત્યેક વસ્તુદ્વારા વિકાસ કરતાં વિનાશ વિશેષ થાય છે. વિજ્ઞાનનો જો સદુપયોગ કરવામાં આવે તો તે દ્વારા ધર્મ અને સંસ્કૃતિનો ઘણો વિકાસ થઈ શકે, પણ આજે તો વિજ્ઞાનના દુરુપયોગદ્વારા ધર્મ અને સંસ્કૃતિનો હ્રાસ થઈ રહ્યો છે.

અત્યારે દુનિયામાં ધર્મ ન હોત તો દુનિયા ઉપર કેવો હત્યાકાંડ થઈ રહ્યો હોત એની કલ્પના કરવી પણ દુઃખદાયક જણાય છે. માનવસંસ્કૃતિનો થતો વિનાશ કેવળ ધર્મ જ અટકાવી શકે તેમ છે. ધર્મના અમોઘ શસ્ત્રદ્વારા–અહિંસાદ્વારા–જ આ હિંસાકાંડ અટકાવી શકાય. ધર્મ સિવાય બીજું એકેય એવું અમોઘ સાધન નથી કે જે માનવસંસ્કૃતિનો સત્યાનાશ વાળવા માટે પૂર વેગથી ધસી આવતા વિજ્ઞાનના વેગને અટકાવી શકે. જે ધર્મને આજે દુઃખરૂપ કે જીવનને માટે અનાવશ્યક માનવામાં આવે છે તે જ ધર્મ વાસ્તવમાં સુખરૂપ અને જીવનને માટે આવશ્યક છે, અને જે વિજ્ઞાનને આજે સુખરૂપ કે જીવનને માટે આવશ્યક માનવામાં આવે છે તે જ વિજ્ઞાન વાસ્તવમાં દુઃખરૂપ અને જીવનને માટે અનાવશ્યક છે એમ સિદ્ધ થયા વિના નહિ રહે. આ વાત સમજાવવાથી સમજવામાં નહિ આવે, પણ સમય-બળ આગળ જતાં સમજાવશે.

ધર્મ અને વિજ્ઞાનને જો વિવેકદૃષ્ટિએ વિચાર કરવામાં આવે તો ધર્મની મહત્તા જાણવામાં આવ્યા વિના નહિ રહે. અત્યારે જે વિજ્ઞાનને ધર્મ કરતાં વધારે મહત્ત્વ આપવામાં આવે છે તે વિજ્ઞાનથી માનવસમાજને વાસ્તવમાં સુખ મળ્યું છે કે દુઃખ? શાન્તિ મળી છે અશાન્તિ? ઉત્થાન થયું છે કે પતન? આ બધી દૃષ્ટિએ ધર્મ અને વિજ્ઞાનની સમતુલના કરવામાં આવે તો धम्मो मंगलं અર્થાત્ 'ધર્મ એ મંગળકારી છે' એ વાત સત્યસિદ્ધ થયા વિના નહિ રહે!

પ્રાચીન સમયમાં વાયુયાન, ટેલીફોન, વાયરલેસ આદિ વૈજ્ઞાનિક સાધનો ન હતાં, છતાં પહેલાંના લોકો વધારે સુખી હતાં? કે આજના લોકો વૈજ્ઞાનિક સાધનો હોવા છતાં વધારે સુખી છે? તે વખતે વધારે શાન્તિ હતી કે અત્યારે વધારે શાન્તિ છે? પ્રાચીન સમયમાં વૈજ્ઞાનિક સાધનો ન હોવા છતાં પહેલાંના લોકો વધારે સુખ અને શાન્તિ ભોગવતાં હતાં. આ ધર્મના પ્રતાપે કે બીજા કોઈ કારણે? આજે તો તમે વિજ્ઞાન ઉપર એવા મુગ્ધ બની ગયા છો કે તમને ધર્મનું નામ પણ રુચતું નથી, અને તેનું કારણ કેવળ તમારી મોહાવસ્થા

જ છે. વિજ્ઞાને જે ઉન્નતિ કરી છે તે જોઈ જ્ઞાનીજનોને તો એ વિચારથી પ્રસન્નતા જ થાય છે કે, અમે પહેલાં વિજ્ઞાનદ્વારા શાન્તિ મળતી નથી એ સપ્રમાણ કહી શકતા ન હતા, પણ આજે અમને એ કહેવાનું પ્રબળ પ્રમાણ મળ્યું છે કે, આજકાલ વિજ્ઞાનનો આટલો બધો વિકાસ થયો છે અને આજે વૈજ્ઞાનિક સાધનો આટલાં બધાં ઉપલબ્ધ છે, છતાં શું માનવ-જીવનની હયાતી કે તેના સુખ–શાન્તિ આજે સુરક્ષિત છે? આ પ્રમાણે અમે ધર્મનું મહત્ત્વ સિદ્ધ કરવા માટે સમર્થ બન્યા છીએ અને પ્રમાણ સહિત એમ કહી શકીએ છીએ કે, "ધર્મ જ સાચું મંગલ છે. ધર્મ જ અશરણનું શરણ અને ધર્મમાં જ માનવ સમાજની સુખશાન્તિ સુરક્ષિત છે."

કહેવાનો આશય એ છે કે, ધર્મનું ફલ, વિષયસુખો પ્રત્યે અરુચિ પેદા થવી એ છે અને જ્યારે વિષયસુખો પ્રત્યે અરુચિ પેદા થાય ત્યારે એમ સમજવું કે, અમને ધર્મ ઉપર સાચી શ્રદ્ધા છે.

આ ઉપરથી કોઈ એમ કહે કે, "અમે તો એવું સાંભળ્યું છે કે, ધર્મથી સ્વર્ગ કે ઇન્દ્ર, ચક્રવર્તી વગેરેનું પદ પ્રાપ્ત થાય છે અને ત્યાંનું સુખ મળે છે પણ શાસ્ત્ર તો કહે છે કે, ધર્મશ્રદ્ધાથી વિષયસુખો પ્રત્યે અરુચિ પેદા થાય છે. આ વાત તો અમે નવી સાંભળી." આ પ્રમાણે કહેનારને એ જ ઉત્તર આપી શકાય કે, ખેડુત, ઘઉં વાવીને તેમાંથી સોના-રૂપાની પ્રાપ્તિ થશે એવી ઇચ્છા રાખતો નથી, છતાં શું ઘઉંના વેચાણથી સોનું–રૂપું તેને પ્રાપ્ત થતું નથી? વણકર, વણવામાં આવતાં કપડાંના સૂતરથી તાંબા–પીત્તળની ઇચ્છા રાખતો નથી છતાં શું કપડાંના વેચાણથી તાંબા–પીત્તળની ચીજો પ્રાપ્ત થઈ શકતી નથી? મિલમાલેકોનાં મોટાં મોટાં બંગલાઓ તથા બાગબગીચાઓ કપડાંના વેચાણથી જ બન્યાં છે કે બીજી કોઈ ચીજને લીધે?

પ્રત્યેક કાર્યનાં બે પ્રકારનાં ફળ મળે છે. એક આનન્તર્ય ફલ અને બીજું પારંપરિક ફલ. શાસ્ત્રમાં આ બે પ્રકારનાં ફલની જે કલ્પના કરવામાં આવી છે તે ખોટી નથી. તમે ધર્મ વિષે અર્થાત્ ધર્મના ફળ વિષે પણ આ બે પ્રકારનાં ફળના અન્તરને ભૂલી ન જાઓ. આનન્તર્ય કે પારંપરિક એ બે પ્રકારનાં ફળમાંથી જે ફળ મળવું હશે તે ફળ તો મળશે જ. પણ તમે તો ધર્મદ્વારા એવું ફલ ન ચાહો કે અમને ધર્મના ફલસ્વરૂપ સાતા–સુખ મળે; પણ ધર્મનું ફળ તો એ જ ચાહો કે, અમને એવાં સાંસારિક સુખો પ્રત્યે અરુચિ પેદા થાય. આ પ્રકારનો વિચાર રાખતાં કદાચ તમને પારંપરિક ફલસ્વરૂપ ઇન્દ્રપદ વગેરે મળવું હોય તો મળી પણ જાય, પરંતુ તમે તેની ઇચ્છા તો ન જ કરો.

લોકોને ધર્મ ઉપર શ્રદ્ધા કેમ પેદા થતી નથી તેનું સામાન્યતઃ કારણ એ છે કે, લોકો જે સુખસાતામાં ફસાઈ જાય છે તે સુખોની પાછળ રહેલાં વિકારોને કે દુઃખોને તેઓ જોતાં નથી અને એ જ કારણે તેઓને ધર્મ ઉપર શ્રદ્ધા જામતી નથી. એટલા માટે ધર્મદ્વારા જે સુખસાતા ચાહવામાં આવે છે એ સુખસાતા પાછળ સુખ રહેલું છે કે દુઃખ રહેલું છે? એ પ્રથમ જુઓ. આ પ્રમાણે સાંસારિક સુખોની પાછળ શું રહેલું છે એ જોવાથી દુઃખ છે એમ જણાશે, એટલે તેના ઉપર અરુચિ પેદા થતાં પરિણામે ધર્મ ઉપર શ્રદ્ધા પેદા થશે. આ વાતને વિશેષ સ્પષ્ટ કરવા માટે એક ઉદાહરણ આપું છું કે જેથી તે વાત બધાને સરળતાથી સમજવામાં આવી શકે:—

એક નગરમાં બે મિત્રો રહેતા હતા. તેમાંનો એક મિત્ર ધર્મ ઉપર શ્રદ્ધા રાખતો હતો અને સાંસારિક વિષયસુખોને દુઃખરૂપ માનતો હતો; ત્યારે બીજો મિત્ર સાંસારિક સુખોને સુખરૂપ માનતો હતો. પહેલો મિત્ર બીજા મિત્રને ઘણીવાર સમજાવતો કે, સંસારમાં એક પણ એવી ચીજ નથી કે જે દુઃખરહિત હોય. ત્યારે બીજો મિત્ર પહેલા મિત્રને કહેતો કે, ભાઈ! સંસારમાં સારાં ખાન-પાનમાં, નાચરંગમાં અને સ્ત્રીભોગમાં જેવું સુખ છે તેવું સુખ બીજે ક્યાંય નથી. આ પ્રમાણે બન્ને એક બીજાની ભૂલ બતાવતા હતા. આખરે પહેલા મિત્રે કહ્યું કે, આ વાતનો નિર્ણય કરવા માટે હું એક ઉપાય બતાવું છું, કે તું રાજાની પાસે જા અને તેમને એમ કહે કે, "હું આપને આટલી ભેટ આપું છું. આપ તે ભેટ લઈને બે ઘડીને માટે પાયખાનામાં બેસો." શું રાજા તારી આ પ્રાર્થનાનો સ્વીકાર કરશે? બીજા મિત્રે ઉત્તર આપ્યો કે, નહિ. પહેલા મિત્રે સામો પ્રશ્ન પૂછ્યો કે, શા માટે રાજા તારી પ્રાર્થનાનો સ્વીકાર નહિ કરે? શું ધનમાં સુખ નથી? બીજા મિત્રે જવાબ આપ્યો કે, ધનમાં સુખ તો છે, છતાં રાજા એવી વાતનો સ્વીકાર કરી શકે નહિ. પરંતુ કહેશે કે, તું તો મૂર્ખ જણાય છે? ક્યાંય એ માટે પાયખાનામાં બેસવા જવાય? જો હું એમ કરું તો લોકો મને શું કહે?

આ પ્રમાણે ધનની ભેટ આપવા છતાં રાજા જે પાયખાનામાં બેસવા તૈયાર થયો નહિ તે જ પાયખાનામાં રાજાને બેસાડવાનું કામ હું સરળતાથી જ કરી શકું છું, એમ કહી પે'લો મિત્ર સ્વાદિષ્ટ ચૂર્ણ તૈયાર કરી રાજાની પાસે લઈ ગયો. રાજાને ચૂર્ણ બતાવ્યાં. રાજાએ ચૂર્ણને ચાખી જોયાં, અને તે સ્વાદિષ્ટ જણાતાં રાજાની તબીયત ખુશ થઈ ગઈ. તે ચૂર્ણો સ્વાદિષ્ટ હોવાની સાથે, તેમાં એક ગુણ એ હતો કે, એ ખાવાથી દસ્ત જલ્દી અને સાફ આવે. રાજાએ ચૂર્ણ સ્વાદિષ્ટ લાગવાથી ખાધું તો ખરું પણ થોડા વખત બાદ ચૂર્ણની અસરથી તેને શૌચ જવાની હાજત થઈ એટલે રાજા ઉઠીને પાયખાને જવા લાગ્યો. ત્યારે પે'લા ચૂરણવાળા મિત્રે કહ્યું કે, મહારાજ! બીરાજો, આપ ક્યાં જાઓ છો? રાજાએ કહ્યું કે, પાયખાને જવું છે. ત્યારે પે'લા મિત્રે કહ્યું કે, મહારાજ! પાયખાનું કેવું દુર્ગંધવાળું સ્થાન છે? આપ મહારાજા છો, સુગંધમાં રહેનારા છો છતાં તમે દુર્ગંધમય પાયખાને શા માટે જાઓ છો? આ કથનના ઉત્તરમાં રાજાએ કહ્યું કે, તું તો મહામૂર્ખ જણાય છે, દુર્ગંધ વિના ક્યાંય કામ ચાલે છે? શરીરનો ઉપરનો ભાગ ભલે ગમે તેવો હોય પણ એ શરીરની અંદર રક્ત, માંસ વગેરે જે કાંઈ છે તે તો દુર્ગંધમય જ છે. એ દુર્ગંધના આધારે જ આ શરીર ટકેલું છે. આ સાંભળી પે'લા મિત્રે કહ્યું કે, ઠીક છે. જ્યારે તમે પાયખાનામાં ગયા વિના રહી જ શકતા નથી તો પછી તમને વધારે કાંઈ કહેવું એ નકામું જ છે.

પે'લા મિત્રે આ બધું બીજા મિત્રને બતાવીને કહ્યું કે, તું હજારો રૂપિયાની ભેટ આપવાનો હતો છતાં રાજા પાયખાનામાં બેઠો નહિ, પણ હું રાજાને પાયખાનામાં ન જવા વિષે વિનવતો હતો છતાં રાજા રોકાયો નહિ, પણ પાયખાનામાં ગયો તેનું શું કારણ? તેનું કારણ માત્ર આ ચૂર્ણ હતું. જો તેણે ચૂર્ણ ખાધું ન હોત તો તે વખતે રાજા પાયખાને જાત ખરો? આ પ્રમાણે સંસારમાં કોઈ એવો પદાર્થ નથી કે જેની પાછળ દુઃખ રહેલું ન હોય. પહેલા મિત્રના આ પ્રયત્નથી બીજો મિત્ર સમજી ગયો કે, જેને પોતે સુખ માની રહ્યો છે તે સુખની પાછળ પણ દુઃખ રહેલું છે.

આ જ પ્રમાણે આજના વિજ્ઞાનને વિષે એમ કહેવામાં આવે છે કે, આજના વિજ્ઞાનદ્વારા આટલાં સુખ સાધનો પ્રાપ્ત થએલાં છે પણ સાથે એ પણ જોવાની આવશ્યકતા રહે છે કે, વિજ્ઞાનનાં એ સુખસાધનો પાછળ કેવાં દુઃખો રહેલાં છે ? ધર્મ ઉપર શ્રદ્ધા ન હોવાને કારણે જ વિજ્ઞાન આદિ ઉપર મુગ્ધ બની જવાય છે. પણ જ્યારે ધર્મ ઉપર શ્રદ્ધા પેદા થશે ત્યારે સંસારના બધા પદાર્થો ઉપર અરુચિ પેદા થશે. સાપને ત્યાંસુધી જ કોઈ પકડવા ચાહે છે કે જ્યાંસુધી તેને એ ખબર હોતી નથી કે સાપ વિષયુક્ત છે. સાપ ઉપરથી તો કોમળ દેખાય છે પણ તેની દાઢમાં વિષ ભરેલું હોય છે અને એ જ કારણે લોકો તેનાથી દૂર ભાગે છે. જો તેનામાં વિષ ન હોત તો તેની કોમળતાને કારણે લોકો તેને ગળામાં જ પહેરી રાખત; પણ તેનામાં વિષ છે એ જ કારણે તે કોમળ હોવા છતાં કોઈ તેને પકડવા ચાહતું નથી. આ જ પ્રમાણે જ્યાંસુધી ધર્મ ઉપર શ્રદ્ધા હોતી નથી ત્યાંસુધી સાતાસુખમાં કેવા પ્રકારનું દુઃખરૂપી વિષ છે તેની ખબર પડતી નથી. ધર્મશ્રદ્ધા પેદા થતાં સુખસાતામાં દુઃખરૂપી વિષની ખબર પડી જાય છે અને તેથી તેના પ્રત્યે અરુચિ પેદા થવા પામે છે. આ પ્રમાણે જ્યારે સુખસાતામાં રુચિ ન રહે ત્યારે સમજવું કે, અમારામાં હવે ધર્મશ્રદ્ધા છે. તમે જાણો છો કે, શરીરમાં દુર્ગંધ છે અને દુર્ગંધમય પદાર્થોને આધારે જ શરીરની સ્થિતિ છે. છતાં શું કોઈને દુર્ગંધ પસંદ પડે છે ? નહિ. જ્યારે દુર્ગંધ પસંદ નથી તો પછી દુર્ગંધવાળા શરીર ઉપર મમત્વ શા માટે રાખવામાં આવે છે ? કહેવત છે કેઃ—

પગિયા બાંધે પેંચ સવાંરે, ફુલે ગોરે તનમેં;
ધન જોબન ડુંગરકા પાની, ઢલક જાય એક છિનમેં.
મુખડા ક્યા દેખે દર્પણમેં, તેરે દયા ધર્મ નહીં મનમેં.

અર્થાત્—આ સુંદર શરીર જોઈને લોકો ફુલાય છે. શરીરને વધારે સુંદર બનાવવા માટે લોકો પાઘડી-ટોપી વગેરે બરાબર પહેરે છે. જાતજાતનાં સુંદર કપડાં પહેરે છે અને શરીર સારું લાગે છે કે નહિ તે માટે અરીસામાં જુએ છે. પણ જ્ઞાનીજનો કહે છે કે, જે શરીરને સુંદર બનાવવા માટે તેલ-અત્તર લગાડવામાં આવે છે તે શરીર ક્યારે નાશ પામશે તેનો શો ભરોસો છે ? જે પ્રમાણે ડુંગર ઉપર વરસેલું પાણી એક ક્ષણમાં નીચે ઢળી પડે છે તે જ પ્રમાણે આ 'તનરંગ પતંગ સરીખો જાતાં વાર ન લાગેજી' એ કથનાનુસાર આ ધન-યૌવન-રૂપરંગ વગેરે એક ક્ષણમાં ઉડી જાય છે. માટે હે ! જગજીવો ! દર્પણમાં જોઈ મુખની શોભા શું જુઓ છો ? દયાધર્મના પાલનદ્વારા તમારા આત્માની શોભા કેવી વધવા પામી છે એ જ્ઞાનાદર્શમાં જુઓ તો જ તમારું કલ્યાણ પણ થાય !

આ પ્રમાણે શાસ્ત્રની જે ચર્ચા ચાલી રહી છે તે હિતકારી, સરલ અને સુલભ છે. આ ધર્મચર્ચાથી કોઈ વિરુદ્ધ હોઈ શકે નહિ. ભલે ગમે તે વિરક્ત મહાત્માઓ પાસે જવામાં આવે તે બધા મહાત્માઓ સંસાર પ્રત્યે વૈરાગ્ય લાવવાનો જ હિતોપદેશ આપશે. તમે પણ સંસારના પદાર્થોના મૂળને તપાસો અને મૂળને તપાસી વૈરાગ્યને ધારણ કરો. આ શરીર ઉપરથી તો આવું સુંદર જણાય છે પણ તેની અંદર કેવો વિકાર ભરેલો છે તે જુઓ. જે નાકને સુંદર માનવામાં આવે છે તે જ નાકને જો કાપીને

હાથમાં મૂકવામાં આવે તો કેવું ખરાબ લાગે! જે પ્રમાણે શરીર ઉપરથી તો સારું દેખાય છે, પણ અંદરથી ખરાબ છે, છતાં તેને ઉપરથી જોઈ મુગ્ધ બની જવાય છે; તે જ પ્રમાણે વિષયોમાં પણ વિકાર ભરેલો છે, પણ કેવળ ઉપરથી તેના ઉપર પણ મુગ્ધ બની જવાય છે. જ્યારે હૃદયમાં ધર્મ ઉપર શ્રદ્ધા પેદા થશે ત્યારે સાંસારિક સુખો પ્રત્યે પણ વૈરાગ્ય પેદા થશે અને વૈરાગ્ય પેદા થશે ત્યારે સાંસારિક પદાર્થો પ્રત્યે અરુચિ પણ પેદા થયાં વિના રહેશે જ નહિ.

## મયણરેહા ચરિત્ર—૧૫

મણિરથમાં બધાં ગુણો હતાં પણ એક જ મોટી ખામી હતી અને તે ધર્મશ્રદ્ધાની હતી. આ જ કારણે તે આત્મભાન ભૂલી ગયો અને મયણરેહાને જોઈ તેના ઉપર મુગ્ધ બની ગયો. તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે, આનું સૌંદર્ય ખરેખર ત્રિલોકોત્તમ છે. એના જેવી રૂપવતી સ્વર્ગ, મૃત્યુલોક કે પાતાલમાં પણ નહિ હોય!

જ્યારે કોઈ વસ્તુ પ્રત્યે મોહભાવ પેદા થાય છે ત્યારે તે વસ્તુ જેવી બીજી કોઈ વસ્તુ સુંદર જણાતી નથી; પછી ભલે ને તે વસ્તુ ખરાબમાં ખરાબ ન હોય! ઉદાહરણ તરીકે આ શરીર વિકારોથી ભરેલું છે છતાં તેના પ્રત્યે મોહભાવ હોવાને કારણે તેના જેવું બીજું કાંઈ વધારે પ્રિય લાગતું નથી. જે વસ્તુ પ્રત્યે મોહભાવ હોય છે તે વસ્તુ પ્રિય જ લાગે છે.

કહેવાનો આશય એ છે કે, જેના પ્રત્યે રાગ-મોહ હોય છે તેના જેવું બીજું કાંઈ સુંદર જણાતું નથી. આ નિયમાનુસાર મણિરથ પણ મયણરેહાને જોઈ એમ કહેવા લાગ્યો કે, આના જેવી ત્રિલોકમાં પણ કોઈ રૂપસુંદરી નહિ હોય. તે મયણરેહાની તરફ તાકીને જોવા લાગ્યો. આ પ્રમાણે મણિરથને મયણરેહા તરફ તાકીને જોતો જોઈ તેના હિતૈષી નોકરોએ રાજાનો વિરોધ કર્યો અને મયણરેહા તરફ ન જોવા વિષે દબાણ કર્યું. પરિણામે રાજા લજ્જા અને ભયને લીધે મયણરેહાને જોવાનું છોડી નીચે ઊતરી આવ્યો; પણ તેના મનમાં મયણરેહાનું રૂપ ઘર ઘાલી ગયું હતું. એટલે તે કામવાસનાથી વિહ્વલ રહેતો હતો. ખાતાં-પીતાં ઉઠતાં-બેસતાં મયણરેહા જ તેની આંખ સામે તરતી હતી. કોઈ રાજ્ય કાર્યમાં તેનું ચિત્ત ચોંટતું ન હતું.

**જો મૈં ઇસકા સંગ ન પાઉં, વૃથા જન્મ ગમાઉં;**
**સરેસ ઝાડ સમ નિષ્ફલ ચોંહી, શ્વાસ લે ઉમ્ર ગમાઉં. ॥ સતી૦ ૨૬ ॥**
**સંકલ્પ વશ હો ચિન્તે રાજા, ભાઈકો દૂર હટાઉં;**
**લાલચ દે ઇસકો લલચા કર, ઇચ્છિત સુખ મૈં પાઉં. ॥ સતી૦ ૨૭ ॥**

મણિરથ વિચારવા લાગ્યો કે, મયણરેહા કેવી રૂપસુંદરી છે! મારા નોકરોએ મને તેની સામે જોતાં અટકાવ્યો, પણ તે તો મારા હૃદયમાં વસી ગઈ છે. તે તો હરઘડીએ મને યાદ આવે છે. શું હું આ પ્રમાણે તેને માટે કષ્ટો જ ભોગવતો રહીશ! મેં જો મયણરેહાને પોતાની ન કરી અને તેની સાથે ભોગોપભોગ ન સેવ્યો તો મારું જીવન પણ સરેસ વૃક્ષની માફક નિષ્ફળ જ જશે.

આજે પણ એવી અનેક ઘટનાઓ જોવામાં આવે છે કે, પોતાની મનમોહિની સ્ત્રીની પ્રાપ્તિ વિના પોતાનું જીવન નિરર્થક માનવામાં આવે છે. આને માટે ઇન્દોરના ભૂતપૂર્વ રાજા અને નાથદ્વારાના મહન્ત દામોદરલાલજી એનાં પ્રત્યક્ષ ઉદાહરણો છે. અને આઠમા એડવર્ડ બાદશાહનું ઉદાહરણ તો આ બધાં ઉદાહરણો કરતાં પણ ચડી જાય એવું છે! જ્યારે આજે

પણ એવી ઘટનાઓ બનતી જોવામાં આવે છે તો પછી ભૂતકાળમાં પણ એવા કિસ્સાઓ બન્યા હોય તો એમાં આશ્ચર્ય જેવું શું છે!

કેટલાક લોકો કહે છે કે, ધર્મમાં શું પડયું છે? પણ જ્યાં ધર્મના પ્રતાપે શાન્તિ પથરાએલી હોય છે ત્યાં આ પ્રકારની ઘટનાઓ બનતી જ નથી. જેમનામાં ધર્મ હોય છે તે ધર્મશીલ લોકો અનેક પ્રકારનાં પ્રલોભનો અને કષ્ટો આપવા છતાં પણ ધર્મથી પતિત થતા નથી અને સ્ત્રીની માયાજાળમાં ફસાતા નથી. આને માટે સુદર્શન શેઠનું ઉદાહરણ જ્વલંત છે. અભયા રાણીએ સુદર્શન શેઠને અનેક પ્રકારનાં પ્રલોભનો અને કષ્ટો આપ્યાં હતાં છતાં તે અભયાના ફંદામાં ફસાયા નહિ. પુરુષોદ્વારા આપવામાં આવેલાં પ્રલોભનને વશ થઈ ન હોય એવી સતી સ્ત્રીઓનાં ઉદાહરણો તો ઘણાં મળી આવે છે. રાવણે સીતાને શું ઓછું પ્રલોભન આપ્યું હતું? છતાં સીતાજી તે પ્રલોભનોને વશ ન થઈ અને સતીત્વથી પતિત ન થઈ તેનું કારણ તેની ધર્મશ્રદ્ધા જ છે. આવી દશામાં જે ધર્મદ્વારા બધાને સુખ-શાન્તિ મળે છે તે ધર્મની નિંદા કરવી શું ઉચિત છે?

ધર્મની નિંદા થવાનું એક કારણ એ છે કે, ધર્મદ્વારા વિપરીત ફલની આશા કરવામાં આવે છે અને જ્યારે તે આશા ફળતી નથી ત્યારે ધર્મની નિંદા કરવામાં આવે છે. પરંતુ ધર્મદ્વારા વિષયવિષની આશા રાખવી તે ધર્મદ્વારા વિપરીત ફળની આશા રાખવા સમાન છે. કોઈ માણસ સર્પના વિષને ઉતારવાનો મંત્ર શીખે છે. મંત્રદ્વારા સર્પનું વિષ ન ચડે એ જ ગારુડી ચાહે છે, બીજી આશા રાખવામાં આવતી નથી. પણ તમે નવકારમંત્રદ્વારા કેવા ફળની આશા રાખો છો? તે જુઓ. ઉચિત તો એ છે કે, નવકારમંત્રની સહાયતાદ્વારા હૃદયનું વૈરવિષ ઉતારવામાં આવે; પણ આજે તો તે મંત્રદ્વારા પૈસાની આશા રાખવામાં આવે છે. શું આ નવકારમંત્રનું વિપરીત ફળ ચાહવા જેવું નથી? આ પ્રમાણે વિપરીત ફળની આશા રાખવાથી જ ધર્મ ઉપર અશ્રદ્ધા પેદા થાય છે; એટલા માટે આ પ્રકારના વિપરીત ફળની આશા ન રાખતાં ધર્મ ઉપર શ્રદ્ધા રાખો તો તમને હૃદયમાં વિષયસુખ પ્રતિ અરુચિ પેદા થશે. જેમના હૃદયમાં ધર્મશ્રદ્ધા હોતી નથી તેમનું જીવન નીરસ બની જાય છે.

મણિરથ મોટો રાજા હતો, પરંતુ તેના હૃદયમાં ધર્મશ્રદ્ધા ન હોવાને કારણે તેને વિષયસુખો પ્રત્યે અરુચિ પેદા ન થઈ અને તેથી મયણરેહાને જોઈ તેને જીવન નીરસ જણાવા લાગ્યું. નાથદ્વારાના મહન્તને લોકો પણ પૂજતા હતા. પણ તેઓ એક વેશ્યાના મોહમાં એવા ફસાઈ ગયા કે તેમને જીવન નીરસ જણાવા લાગ્યું. આ જ પ્રમાણે ઈંદોરના હોલ્કર નરેશ પણ એક સ્ત્રીના પ્રેમમાં એવા પડી ગયા કે તેમને તેમનું રાજસી જીવન પણ નીરસ જણાવવા લાગ્યું. આઠમા એડવર્ડ આખી સલ્તનતના સમ્રાટ્ હતા. પણ એક સ્ત્રી-મીસીસ્ સિંપસનના મોહમાં એવા ફસાઈ ગયા કે તેમને બાદશાહી જીવન પણ તેના વિના તથ્યરહિત જણાયું. શું તેમને મોટા ઘરની રાજકુમારીઓ મળી શકતી ન હતી? મળી શકતી હતી પણ હૃદયમાં ધર્મશ્રદ્ધા ન હોવાને કારણે તે સ્ત્રીના મોહમાં એવા સપડાયા કે તેણે તેના માટે આખી સલ્તનતનો પણ ત્યાગ કરી દીધો.

આ જ પ્રમાણે મણિરથ પણ મયણરેહાને માટે ભાન ભૂલી ગયો. તે મયણરેહાને પોતાનાં પંજામાં સપડાવવા માટે વિચાર કરવા લાગ્યો. વિચાર કરતાં કરતાં તેના મનમાં એક યુક્તિ

સૂઝી આવી કે, જ્યાં સુધી મયણરેહાનો પતિ અહીં છે ત્યાં સુધી તે મારા હાથમાં કેવી રીતે આવી શકે? એટલા માટે કોઈ પણ ઉપાયે તેના પતિને, અર્થાત્ મારા ભાઈને, અહીંથી દૂર કરવો જોઈએ. જ્યારે તે અહીંથી દૂર જશે ત્યારે તેને લોભમાં સપડાવવાનો અવસર મળશે અને પછી તો તે મને વશ થઈ જશે. લોભથી શું થઈ શકતું નથી? અને સ્ત્રીઓ તો લોભમાં પડી જઈ સરળતાથી પંજામાં સપડાઈ જાય છે.

મણિરથ અને યુગબાહુ વચ્ચે કેવો ભ્રાતૃપ્રેમ હતો, પણ મયણરેહા ઉપરના મોહભાવે મણિરથના હૃદયનો તે ભ્રાતૃપ્રેમ નષ્ટ કરી નાંખ્યો. આ જોઈ મોહભાવનાનો ત્યાગ કરો અને ધર્મશ્રદ્ધાને હૃદયમાં ધારણ કરો તો તેમાં કલ્યાણ જ રહેલું છે.

## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ શ્રાવણ શુદ ૧૩ ગુરુવાર

### પ્રાર્થના

**શ્રી અભિનંદન દુઃખનિકન્દન, વંદન પૂજન જોગજી;**
**આશા પૂરો ચિંતા ચૂરો, આપો સુખ આરોગજી. શ્રી૦ ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી અભિનંદનનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્માની પ્રાર્થના કરવા માટે સર્વપ્રથમ એ જોવાની આવશ્યકતા રહે છે કે, પરમાત્માની પ્રાર્થના કરવાનો અધિકાર કોને છે? જેને પરમાત્મા પ્રત્યે અનન્ય વિશ્વાસ છે, જે પરમાત્માને હૃદયથી માને છે અને જેને પરમાત્માના અસ્તિત્વ વિષે કોઈ પ્રકારનો સંદેહ નથી તેને જ પરમાત્માની પ્રાર્થના કરવાનો સાચો અધિકાર છે. 'અમે પરમાત્માની પ્રાર્થના કરશું તો લોકો અમને સારા ગણશે કે પરમાત્માની પ્રાર્થના કરવાથી અમને અમુક વસ્તુની પ્રાપ્તિ થશે' એ વિચારોથી કરવામાં આવેલી પ્રાર્થના સાચી પ્રાર્થના નથી. સાચી પ્રાર્થના તો તે જ છે કે, જે પ્રાર્થના હાર્દિકભાવે કરવામાં આવતી હોય। આ પ્રમાણે કહેવું એ અમારું કામ છે પછી તો જે જેવી પ્રાર્થના કરશે તેને તેવો જ લાભ પ્રાપ્ત થશે. અમારું કામ તો ઉપક્રમની માફક ઉપદેશ આપવાનો છે.

જો તમારા આત્મામાં જાગૃતિ હશે અને પરમાત્મા પ્રત્યે થોડી ઘણી પણ સાચી ભાવના હશે તો અમારા ઉપદેશની પણ અસર થશે, પણ જો આત્મજાગૃતિ જ નહિ હોય તો પછી અમારો ઉપદેશ પણ અસર શું કરી શકે? ડૉકટરની દવા ત્યાંસુધી જ અસર કરી શકે છે કે જ્યાંસુધી રોગીના શરીરમાં પ્રાણ હોય। મડદું થયા બાદ દવાની અસર થઈ શકતી નથી. એટલા માટે ડૉકટરે તો એમ માનીને જ સંતોષ માનવો જોઈએ કે, કેવળ મારી દવાથી જ કાંઈ થઈ શકતું નથી પણ દવાનો લાભ લેવા માટે રોગીના આત્મામાં પણ શક્તિ હોવી જોઈએ. આ જ પ્રમાણે પ્રાર્થના વિષે જે કાંઈ કહેવામાં આવ્યું છે તે પ્રાર્થનાપ્રબોધની અસર પણ ત્યારે જ પડી શકે કે જ્યારે તમારા હૃદયની શ્રદ્ધા 'જીવિત' હોય; પણ જેમની

શ્રદ્ધા જ મરી ગઈ હોય તેમને એ અવસ્થામાં ધર્મોપદેશની અસર પણ શું પડી શકે? એટલા માટે અમે અમારા માટે તો એ જ કહીએ છીએ કે:—

શ્રી અભિનંદન દુઃખનિકન્દન, વન્દન પૂજન જોગજી.

અમારી સાથે તમે લોકો પણ ઉપર પ્રમાણે પ્રાર્થના કરો છો, પણ પહેલાં એ જુઓ કે, તમારા હૃદયમાં એવી દૃઢ શ્રદ્ધા છે કે, પરમાત્મા વંદનીય અને પૂજનીય છે ? જો તમને એવી શ્રદ્ધા હોય તો તમારા દ્વારા કરવામાં આવેલી પ્રાર્થના સાચી પ્રાર્થના છે નહિ તો તે ઉપરછલી પ્રાર્થના છે. હવે આ જ વાત શાસ્ત્રદ્વારા કહું છું.

## સમ્યક્ત્વ પરાક્રમ—ત્રીજો બોલ

### (૩) धम्मसद्धाए णं भंते ! जीवे किं जणयइ ?

અર્થાત્—ધર્મશ્રદ્ધાનું ફળ શું મળે છે? એ પ્રશ્ન ચાલી રહ્યો છે. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે:—

**धम्मसद्धाए णं सायासोक्खेसु रज्जमाणे विरज्जइ, आगारधम्मं च णं चयइ, अणगारिए णं जीवे सारीरमाणसाणं दुक्खाणं छेयणभेयणसंजोगाईणं वोच्छेयं करेइ, अव्वाबाहं च सुहं निव्वत्तेइ ॥ ३ ॥**

ધર્મ એ કાંઈ આજકાલનો નવો નથી, અનાદિનો છે; પણ એ ધર્મનું ભાન તમને અત્યારસુધી કેમ થયું નહિ? તેનું કારણ એ જ છે કે, તમને ધર્મ ઉપર શ્રદ્ધા નથી. જો શ્રદ્ધા હોત તો તમને ધર્મનું ભાન અવશ્ય થાત. જ્યાં શ્રદ્ધા હોય છે ત્યાં ધર્મ અવશ્ય હોય છે. ઉદાહરણ તરીકે, દુનિયામાં અનેક પુસ્તકો છે. પણ એ પુસ્તકોનું જ્ઞાન તમને કેમ નથી? તો એનું કારણ એ જ છે કે, તમે તે પુસ્તકોનું અધ્યયન કર્યું નથી. કેવલ પુસ્તકોના હોવા માત્રથી કોઈ વિદ્વાન્ થઈ શકતો નથી; પણ એ પુસ્તકોનું ક્ષયોપશમ અનુસાર અધ્યયન કરવામાં આવે અને તે અધ્યયનને જીવનમાં ઉતારવામાં આવે ત્યારે જ પુસ્તકોનું જ્ઞાન સાર્થક થઈ શકે છે. આ જ પ્રમાણે ધર્મ પણ અનાદિનો છે અને તમે પણ અનાદિના છો, પણ ધર્મ ઉપર શ્રદ્ધા ન હોવાને કારણે ધર્મોપદેશ પણ જીવન સાધક નીવડી શકતો નથી. ધર્મ ઉપર શ્રદ્ધા રાખી ધર્મોપદેશ જીવનમાં ઉતારવામાં આવે તો આત્મસિદ્ધિ અવશ્ય થાય. ધર્મ ઉપર શ્રદ્ધા હોય તો જ ધર્મને પોતાનો બનાવી શકાય છે. ધર્મશ્રદ્ધા વિના ધર્મ ટકી શકતો નથી. ધર્મનો પાયો ધર્મશ્રદ્ધા છે માટે સર્વપ્રથમ ધર્મ ઉપર શ્રદ્ધા દૃઢ કરવી જોઈએ.

ધર્મશ્રદ્ધાનું ફળ શું મળે છે? એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, ધર્મશ્રદ્ધાનું ફળ, સાતાવેદનીયના ઉદયથી પ્રાપ્ત થતાં પૌદ્‌ગલિક સુખો પ્રત્યે અરુચિ–વિરક્તિ પેદા થવી, એ છે.

સાંસારિક લોકો, સાંસારિક પદાર્થો પ્રત્યે બહુ મમત્વભાવ રાખે છે. તે પદાર્થો આત્માને પોતાનો માનતા નથી પણ આત્મા તે પદાર્થો પ્રત્યે મમત્વ રાખી પોતાના માને છે. આ ભૂલને કારણે જ આત્મા હજી સુધી મોક્ષને પામી શક્યો નથી. ઉદાહરણ તરીકે, પોતાની ઇચ્છા ન હોવા છતાં કાળા વાળ સફેદ થઈ જાય છે. જેમના વાળ સફેદ થઈ ગયા છે તે

લોકો એમ ચાહતા નથી કે મારાં કાળા વાળ સફેદ થઈ જાય, છતાં વાળ સફેદ થઈ જાય છે. આમ હોવા છતાં વાળને પોતાના માનવામાં આવે છે. આ પ્રમાણે પુદ્ગલો તો તમને પોતાનો માનતાં નથી પણ તમે પુદ્ગલોને પોતાનાં માનો છો. આ ભૂલ થવાનું કારણ એ જ છે કે, તમને ધર્મ ઉપર શ્રદ્ધા નથી. જો ધર્મ ઉપર શ્રદ્ધા હોય તો પુદ્ગલો પ્રત્યે અરુચિ પેદા થાય અને જ્યારે પુદ્ગલો પ્રત્યે અરુચિ પેદા થાય ત્યારે પરમાત્માની પ્રાર્થના કરવાને યોગ્ય બની શકાય. પરમાત્માની પ્રાર્થના કરવાને યોગ્ય બનવા માટે સર્વપ્રથમ પૌદ્ગલિક પદાર્થો ઉપરથી મમત્વ ઉતારવાની આવશ્યકતા છે અને એ આવશ્યકતાની પૂર્તિ કરવા માટે ધર્મ ઉપર શ્રદ્ધા પેદા કરવાની અનિવાર્ય આવશ્યકતા છે.

આ ઉપરથી કોઈ એમ કહી શકે કે, લોકો 'ધર્મ–ધર્મ'ની વાતો કરે છે પણ વાસ્તવમાં તે ધર્મ કેવો છે? શું તે ધર્મ રાતો, પીળો, કાળો, કે કોઈ બીજા રંગનો છે? સુગંધવાળો છે કે દુર્ગંધવાળો? આ પ્રશ્નના ઉત્તરમાં એ જ કહી શકાય કે, ધર્મ આમાંથી કોઈ પ્રકારનો નથી. તે તો અરૂપી છે. આ ઉપર પુનઃ એવો પ્રશ્ન ઊભો થઈ શકે છે કે, જો ધર્મ અરૂપી છે તો તેનો સ્વીકાર કેવી રીતે કરી શકાય? આ પ્રશ્નનો ઉત્તર એ જ આપી શકાય કે, ધર્મ અરૂપી છે છતાં તેની આવશ્યકતા છે. અરૂપી હોવા છતાં તે ધર્મની આવશ્યકતા શા માટે અને કેવી રીતે છે એ વાત અત્રે બતાવવાની છે.

સંસારમાં જે પદાર્થો છે તે પદાર્થોમાં કોઈ સ્થૂલ હોય છે અને કોઈ સૂક્ષ્મ હોય છે. પણ કામ સ્થૂલ વસ્તુથી ચાલે છે કે સૂક્ષ્મ વસ્તુથી તે જુઓ. જે વસ્તુ જોવામાં આવે છે તે સ્થૂલ છે અને જે જોવામાં આવતી નથી તે સૂક્ષ્મ છે. આપણા શરીરમાં પણ સ્થૂલ અને સૂક્ષ્મ એવી બન્નેય પ્રકારની વસ્તુઓ છે. પણ ભૂલ એ થઈ જાય છે કે, લોકો સ્થૂલ વસ્તુઓ ઉપર તો લલચાઈ જાય છે અને સૂક્ષ્મ વસ્તુઓને ભૂલી જાય છે; પણ વાસ્તવમાં સ્થૂલ વસ્તુ સૂક્ષ્મ વસ્તુના આધારે જ રહેલી છે, અને સૂક્ષ્મ વસ્તુ વિના જરા પણ કામ ચાલી શકતું નથી.

માનો કે, સ્થૂલ શરીરમાં સૂક્ષ્મ પ્રાણ નીકળી જાય તો શું સ્થૂલ શરીર કાંઈ કામનું રહે છે? કોઈ મરેલી સ્ત્રીને વસ્ત્રાભૂષણો પહેરાવવામાં આવે તોપણ શું કોઈ તેને મળવા ચાહે છે? સ્થૂલતાની દૃષ્ટિએ તો સ્ત્રીનું શરીર સામે પડયું હોવા છતાં સૂક્ષ્મ પ્રાણ નીકળી જવાને કારણે કોઈ તેનો સ્પર્શ કરવા પણ ચાહતું નથી. આ પ્રમાણે સ્થૂલતા સૂક્ષ્મતાને આધારે જ ટકી રહેલ છે. એટલા માટે સૂક્ષ્મતાની સર્વપ્રથમ આવશ્યકતા રહે છે. જ્યારે તમે સૂક્ષ્મ આત્માને ઓળખશો ત્યારે પરમાત્માને પણ ઓળખી શકશો. આત્મા સૂક્ષ્મ છે છતાં સૌથી વધારે પ્રિય તે જ છે, અને જે કોઈ વસ્તુ પ્રિય લાગે છે તે વસ્તુ પણ આત્માને માટે જ પ્રિય લાગે છે. જો સૂક્ષ્મ આત્મા ન હોય તો સ્થૂલ વસ્તુ કોઈને પણ પ્રિય લાગી શકે નહિ. ઉદાહરણ તરીકે, કોઈ મડદાંને ઘરેણાં પહેરાવવામાં આવે તો ઘરેણાં પહેરાવનારને ભલે આનંદ મળે પણ મડદાંને તો કાંઈ આનંદ મળી શકે નહિ. મડદાંને આનંદ કેમ મળતો નથી? એટલા જ માટે કે તેમાંથી સૂક્ષ્મ આત્મા નીકળી ગયો છે! સ્થૂલ શરીર તો સામે પડયું જ છે પણ તેમાં સૂક્ષ્મ આત્મા નથી. આ વાતને દૃષ્ટિમાં રાખી તમે મડદાં જેવી સ્થૂલ ચીજ ઉપર મુગ્ધ કેમ થાઓ છો? જીવિત છો તો જીવિત ચીજને અપનાવો અર્થાત્ સૂક્ષ્મ આત્માને જુઓ, સ્થૂલ ચીજ ઉપર મુગ્ધ બની ન જાઓ.

પર પરિણામિકતાયતા છે જે પુદ્ગલ તુઝ યોગ હો મિત્ત;
જડ ચલ જગની એંઠણો ન ઘટે તુઝને ભોગ હો મિત્ત.
કયોં જાણું કયાં બની આવશે અભિનંદન રસ રીતિ હો મિત્ત;
પુદ્ગલ અનુભવ ત્યાગથી કરવી તસ પરતીતિ હો મિત્ત.

કોઈ એમ કહે કે, તમે અમને પરમાત્માની પ્રીતિ-ભક્તિ કરવાનો ઉપદેશ આપો છો પણ અમે પરમાત્માની પ્રીતિ-ભક્તિ કેવી રીતે કરી શકીએ કારણ કે, અમારો આત્મા તો કર્મલિપ્ત છે અને પરમાત્મા તો પવિત્રાત્મા છે એટલા માટે અમે તે સચ્ચિદાનંદને કેવી રીતે ભેટી શકીએ ?

કોઈ માણસ શરીર ઉપર અશુચિ ધારણ કરી રાખે તો શું તે રાજાને મળી શકે ખરો ? કદાચિત્ એવો ગંદો માણસ રાજાને મળવા ચાહે પણ રાજા તેને કેવી રીતે મળી શકે ? અને કદાચિત્ રાજા પણ તેને મળવા ચાહતો હોય તો એ ગંદા માણસને રાજાને મળવાની હિંમત કેવી રીતે થઈ શકે ? આ જ પ્રમાણે આપણો આત્મા કર્મલિપ્ત છે એ અવસ્થામાં આપણે પવિત્ર અને સચ્ચિદાનંદ પરમાત્માને કેવી રીતે મળી શકીએ ? આ કથનના ઉત્તરમાં જ્ઞાનીજનો કહે છે કે, રાજાને મળવામાં તો કોઈ પ્રકારની બાધા પણ ઊભી થઈ શકે પણ પરમાત્માને મળવાની ઇચ્છા થાય ત્યારે કર્મો પણ દૂર ભાગી જાય છે. એટલા માટે પરમાત્માને મળવાનો હૃદયમાં શોખ પેદા કરવો જોઈએ.

અગર હૈ શોક મિલનેકા તો હરદમ લો લગાતાની.

પરમાત્માને મળવાનો શોખ પેદા થયે પરમાત્માનું મિલન અવશ્ય થાય છે. પરમાત્માને મળવાનો શોખ હૃદયમાં કેવી રીતે પેદા થાય તો એને માટે અભિનંદન ભગવાનની પ્રાર્થના કરતાં કહેવામાં આવ્યું છે કે, જે પરપદાર્થો છે તેમનો ત્યાગ કરી દો. જે તમારી આજ્ઞાને શિરોધાર્ય કરતા નથી તે પરપદાર્થો છે. આ પરપદાર્થો ઉપર જ્યાંસુધી મમત્વ રાખવામાં આવે છે ત્યાંસુધી પરમાત્માને મળવાનો શોખ પેદા થતો નથી અને જ્યારે પરમાત્માને મળવાનો શોખ જ હોતો નથી ત્યારે પરમાત્માનો ભેટો થાય પણ કેવી રીતે ? તમે શરીર ઉપર મમત્વ રાખો છો પણ શરીર શું તમારો હુકમ માને છે ? એ શરીરની પાછળ કેવાં કેવાં દુઃખો વળગેલાં છે ? શું તમે એ દુઃખોને ચાહો છો ? નહિ. તો પછી શરીર ઉપર મમત્વ શા માટે રાખો છો ? શરીર ઉપર મમત્વ રાખવાને કારણે જ શારીરિક દુઃખો સહેવાં પડે છે. શરીરની પાછળ કેવાં કેવાં દુઃખો વળગેલાં છે એનું વર્ણન કરતાં કહેવામાં આવ્યું છે કે :—

**जम्मदुक्खं जरादुक्खं रोगा य मरणाणि य।**
**अहो दुक्खो हु संसारो जत्थ किच्चई जन्तुणो ॥ उ० १९-१६**

અર્થાત્-જન્મ દુઃખરૂપ છે, જરા દુઃખરૂપ છે, રોગ તથા મરણ દુઃખરૂપ છે, અરે ! આ સંસાર પણ દુઃખરૂપ છે કે જ્યાં જંતુઓ દુઃખ પામે છે.

આ શરીર જન્મ, જરા, રોગ તથા મૃત્યુ આદિથી ઘેરાએલું છે. શરીરને આવું જાણવા છતાં તેને પોતાનું માનવું એ કેવી ભૂલ છે ! તમે જે શરીર ઉપર મમત્વ રાખો છો શું તે શરીરને ટકાવી રાખવામાં તમે સમર્થ છો ? તમારા કે અમારા શરીરની વાત શું પણ જેમના

શરીરની બે બે હજાર દેવો-કે જે દેવોની શક્તિને વિષે એમ કહેવામાં આવે છે કે, કરોડ ચક્રવર્તીની બરાબર એક દેવમાં શક્તિ હોય છે એવા દેવો-રક્ષા કરતા હતા તે શરીર પણ સુરક્ષિત રહી શક્યું નહિ! સનત્કુમાર ચક્રવર્તીના શરીરમાં જ્યારે રોગો પેદા થયા ત્યારે શું તેમના શરીરને દેવો પણ બચાવી શક્યા ? અને રોગોથી સુરક્ષિત રાખી શક્યા ? જ્યારે દેવો પણ શરીરની રક્ષા કરવામાં અને શરીરને ટકાવી રાખવામાં સહાયક થઈ ન શક્યા તો પછી બીજા કોઈ શરીરને સુરક્ષિત કેવી રીતે રાખી શકે ? અને એ રીતે જ્યારે આ શરીર પણ તમારું રહી શકતું નથી તો પછી બીજા પદાર્થો તમારા કેવી રીતે રહી શકે ?

સંસારના સ્થૂલ પદાર્થો પુદ્ગલથી બનેલાં છે અને ગળી જવું, નાશ પામવું, વિખરાઈ જવું એ પુદ્ગલોનો સ્વભાવ છે. પુદ્ગલોનો સ્વભાવ જડ અને ચલ છે. એ જડ પુદ્ગલો સંસારનો એઠવાડ છે. ગોળના ભિલ્લાંને મકોડાંઓ ખાઈ જાય અને તે સ્થાને હંગી જાય તો શું એ દશામાં ગોળ ખાવાની તમારી ઇચ્છા થશે ? નહિ. તમે લોકો આ વાતને તો સમજો છો, પણ આ જ પ્રમાણે બધાં પુદ્ગલો વિષે પણ સમજો. શું સંસારમાં એવું કોઈ પુદ્ગલ છે કે, જે કોઈના ઉપભોગમાં આવ્યું ન હોય ? અને જો એવું કોઈ પુદ્ગલ નથી તો એ પુદ્ગલને સંસારનો એઠવાડ કહેવાય કે નહિ ? પુદ્ગલ માત્ર સંસારનો એઠવાડ છે, તો પછી એઠાં પુદ્ગલોનો ઉપભોગ કરવાની તમે ઇચ્છા કેમ કરો છો ? જ્યારે તમને પુદ્ગલોના ગલન સ્વભાવની વાત સમજવામાં આવશે ત્યારે તમને સાંસારિક પદાર્થો પ્રત્યે સ્વાભાવિક રીતે અરુચિવિરક્તિ પેદા થશે જ; અને જ્યારે સાંસારિક પદાર્થો પ્રત્યે અરુચિ-વિરક્તિ પેદા થશે ત્યારે પરમાત્માનો મેળાપ પણ અવશ્ય થશે; એટલા માટે જો પરમાત્માને મળવાની ઇચ્છા હોય તો સાંસારિક પુદ્ગલો ઉપરનો મમત્વ ભાવ છોડી દો.

'પુદ્ગલ લોભી જીવા, તેને જગ્યા ન અન્તર દીવા'

જે પુદ્ગલનો લોભી બની પુદ્ગલોના મમત્વમાં પડ્યો રહે છે તેના અંતરમાં પરમાત્માને મળવાની ભાવના જાગતી નથી. જ્યારે પૌદ્ગલિક પદાર્થોને તપાસતાં તપાસતાં 'નેતિ નેતિ આ તે નથી-આ તે નથી' એમ કહીને છોડતાં જશો ત્યારે જ પરમાત્માનો સાક્ષાત્કાર થઈ શકશે. વેદાન્તસ્તોત્રમાં કહ્યું છે કે :—

हित्वा हित्वा दृश्यमशेषं सविकल्पं मत्वा श्रेष्ठं भाद्दशमात्रं गगनाभं ।
त्यक्त्वा देहं च अणुपविशन्ति अच्युतभक्त्या तं संसारं ध्वान्तविनाशं हरिमीडे ॥

આ સ્તોત્રનો ભાવાર્થ એ થઈ શકે છે કે, પરમાત્માને ભેટવાનો સરળ માર્ગ એ છે કે, પૌદ્ગલિક પદાર્થોને એમ કહીને છોડતા જાઓ કે, એ પરમાત્મા નથી. તમે આત્માને પૌદ્ગલિક ઇચ્છાનો જે વેશ પહેરાવી દીધો છે તે વેશને ઉતારી દૂર ફેંકી દો. તમે પુદ્ગલોની ઇચ્છા ન કરો પણ એમ વિચારો કે મારા માટે પુદ્ગલોનો ભોગ કરવો અયોગ્ય છે; કારણ કે, પૌદ્ગલિક પદાર્થો જડ, નાશવંત અને જગતનાં એંઠા સમાન છે. પૌદ્ગલિક પદાર્થોનું આ સ્વરૂપ સમજવામાં ન આવવાને કારણે જ તેના પ્રત્યે મમત્વભાવ રાખવામાં આવે છે. પણ જ્યારે ધર્મ ઉપર શ્રદ્ધા પેદા થશે ત્યારે એ વાત સમજવામાં આવી જશે કે, પરપદાર્થોમાં રુચિ રાખવી એ આત્મવિકાસમાં બાધા ઉત્પન્ન કરવા સમાન છે. ધર્મશ્રદ્ધા પેદા થયાથી સાંસારિક પદાર્થો પ્રત્યે અરુચિ અને વિરક્તિ થયા વગર રહેતી નથી. એટલા માટે ધર્મ

ઉપર શ્રદ્ધા પેદા કરો તો પરપદાર્થોમાં રુચિ પણ રહેશે નહિ અને તેથી આત્મવિકાસ સાધવામાં બાધા પણ ઊભી નહિ થાય.

કહેવાનો આશય એ છે કે, ધર્મ સ્થૂલ નહિ પણ સૂક્ષ્મ છે તેથી જોવામાં આવતો નથી; પણ ધર્મ સૂક્ષ્મ હોવા છતાં તેની પ્રાણની માફક અત્યાવશ્યકતા છે. જ્યારે ધર્મની અત્યાવશ્યકતા છે તો ધર્મને જીવનમાં ઉતારવા માટે શ્રદ્ધાની પણ અત્યાવશ્યકતા છે. જીવનમાં જ્યારે ધર્મશ્રદ્ધા જાગ્રત થાય છે ત્યારે સાંસારિક પદાર્થો ઉપર અરુચિ કે વિરક્તિ થયા વિના રહેતી નથી. સાંસારિક પદાર્થો ઉપર વિરક્તિ થવાથી શું લાભ થાય છે તો એને માટે કહ્યું છે કે, સાંસારિક પદાર્થો ઉપર વિરક્તિ થવાથી આગારધર્મનો ત્યાગ કરી અનગારધર્મનો સ્વીકાર કરવામાં આવે છે.

સૂત્રમાં તો પ્રત્યેક વાત વિષે માત્ર સૂચના કરવામાં આવેલી હોય છે. એ સૂચનાને હૃદયમાં જેટલી ફેલાવવામાં આવે તેટલો વધારે પ્રકાશ મળે છે. જે પ્રમાણે સૂર્ય તો એક જ છે પણ તેનો પ્રકાશ કેટલો બધો ફેલાએલો છે, તે જ પ્રમાણે સૂત્રનાં શબ્દો પણ જીવનમાં અપાર પ્રકાશ પાથરનારાં છે. એટલા માટે સૂત્રમાં કરવામાં આવેલી આ વાત ઉપર પણ વિસ્તારપૂર્વક વિચાર કરવાની આવશ્યકતા છે.

ધર્મશ્રદ્ધા પેદા થવાથી હૃદયમાં સાંસારિક પદાર્થો પ્રત્યે અરુચિ અને વિરક્તિ પેદા થાય છે અને વિરક્તિ પેદા થવાથી આગારધર્મનો ત્યાગ કરી અનગારધર્મનો સ્વીકાર કરવામાં આવે છે. વિરક્ત માણસ આગારનાં બંધનોનો ત્યાગ કરી દે છે. ધર્મશ્રદ્ધા પેદા થવાથી વૈરાગ્ય પેદા થશે અને જેને વૈરાગ્ય પેદા થયો હશે તે અનગાર થશે. આ પ્રમાણે ધર્મશ્રદ્ધાનું ફળ તો અનગારિતાનો સ્વીકાર કરવો એ છે. પણ આજકાલ તો કેટલાક લોકોને ધર્મનું નામ પણ રુચતું નથી. આવી દશામાં એ કેમ કહી શકાય કે લોકોને ધર્મ ઉપર શ્રદ્ધા છે ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જેમનામાં ધર્મશ્રદ્ધા હોય છે તેમને સાંસારિક પદાર્થો પ્રત્યે વૈરાગ્ય હોય છે અને જેમનામાં વૈરાગ્ય હોય છે તે આગારનો ત્યાગ કરી અનગારિતાનો સ્વીકાર કરે છે. તમને કોઈને જો માટીને બદલે સોનું મળતું હોય તો શું તમારામાંથી કોઈ તે લેવામાં વાર લગાડશે? નહિ. તે જ પ્રમાણે જેનામાં ધર્મશ્રદ્ધા છે અને જેને સાંસારિક પદાર્થો પ્રત્યે વિરક્તિ પેદા થઈ છે તે પણ અનગારિતાનો સ્વીકાર કરવામાં વાર નહિ લગાડે. વાસ્તવમાં દીક્ષાને પાત્ર તે જ છે કે જેમનું મન સંસાર ઉપરથી વિરક્ત થઈ ગયું છે. જેમનું મન સાંસારિક પદાર્થોમાં અનુરક્ત હોય તે દીક્ષાને પાત્ર નથી એમ સમજવું જોઈએ.

અનગારધર્મનો સ્વીકાર કર્યા બાદ મોજમઝા માણવાની હોતી નથી, પરંતુ ભગવાનની આજ્ઞાનું પાલન કરવાનું હોય છે. "એક સમયનો પણ પ્રમાદ ન કરવો" એવી ભગવાને સાધુઓને આજ્ઞા આપી છે. કદાચ તમે તો પોતાને ગૃહસ્થ કહીને ભગવાનની આજ્ઞાનું પાલન કરવાથી દૂર પણ રહી શકો, પણ અમે સાધુઓ તો ભગવાનની આજ્ઞાનું પાલન કરવા માટે જ ભગવાનના સૈનિક બન્યા છીએ. તો અમારે તો ભગવાનની આજ્ઞાનું પાલન ગમે તે ભોગે કરવું જ જોઈએ. યુદ્ધ ચાલતું હોય ત્યારે બીજા લોકો ભાગી જાય તો તે વાત જુદી છે પણ જો સૈનિક જ યુદ્ધમાંથી ભાગી જાય તો તે સૈનિકને માટે એમ જ કહેવાય કે, તે યુદ્ધમાં લડવા માટે આવ્યો છે છતાં ભાગી જાય છે. આ જ પ્રમાણે અમે તો ભગવાનની આજ્ઞાનું પાલન કરવા માટે જ નીકળ્યા છીએ, એટલે અમારે તો ભગવાનની આજ્ઞાને શિરોધાર્ય કરવી જ જોઈએ.

કહેવાનો આશય એ છે કે, ધર્મ ઉપર શ્રદ્ધા પેદા થયે સાંસારિક પદાર્થો ઉપર વૈરાગ્ય આવે જ છે અને જેને સાંસારિક પદાર્થો ઉપર વૈરાગ્ય પેદા થાય છે તે અનગાર ધર્મનો પણ સ્વીકાર કરે છે. અને જેણે વૈરાગ્યપૂર્વક અનગારિતાનો સ્વીકાર કર્યો છે તે જ અનગાર ધર્મનું બરાબર પાલન કરી શકે છે.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની અન્તર્ગત પાલિત શ્રાવકનું વર્ણન આવે છે. તેમાં કહ્યું છે કે, પાલિત શ્રાવક હતો અને જૈનશાસ્ત્રોનો જાણકાર હતો. તે વ્યાપારાર્થે સમુદ્રયાત્રા પણ કરતો હતો. એકવાર તે સમુદ્રયાત્રા કરતો કરતો કોઈ પિહુંડ નામના નગરમાં આવ્યો. ત્યાં કોઈએ પાલિતને બુદ્ધિમાન અને વ્યાપારકુશળ જોઈ પોતાની કન્યા સાથે વિવાહ કરાવી આપ્યો.

આ પ્રમાણે વિદેશમાં કોઈ બીજાની કન્યા સાથે શ્રાવકનું લગ્ન થઈ શકે ? અને જો કોઈ એમ કરે તો શું એ જૈન કહેવાય ખરો ? પણ પહેલાંના લોકો આજના લોકોની માફક સંકુચિત વિચારના ન હતા. આજે તો જાતિના નામે નકામાં બંધનો ઊભાં કરવામાં આવ્યાં છે પરંતુ પહેલાં આ પ્રકારનાં બંધનો ન હતાં. પહેલાં તો વરકન્યાની યોગ્યતા અને સમાનતા જોવામાં આવતી હતી. આજે તો કેવલ એ જોવામાં આવે છે કે ધન છે કે નહિ. અને જો ધન હોય તો સાઠ વર્ષનો ધનિક વૃદ્ધ પણ નાની ઉંમરની કન્યા સાથે લગ્ન કરવા તૈયાર થતો હોય એવું જોવામાં આવતું નથી ? આ શું કન્યા ઉપર અન્યાય-અત્યાચાર નથી ! તમને આ વિષે લોકલજ્જાએ કે બીજા કોઈ કારણે કાંઈ કહેવાનો સંકોચ થતો હશે પણ હું સમાજનું અન્ન ખાઉં છું એટલા માટે મારે તો સમાજના હિત માટે બોલવું જ પડે છે. એટલા માટે હું તમને કહું છું કે, આ પ્રકારનાં વૃદ્ધવિવાહ, અયોગ્યવિવાહ, અનમેલવિવાહ વગેરે સમાજનાશક વિવાહો તમે કોઈ પણ ઉપાયે અટકાવો. સમાજમાં આ પ્રકારનાં જે અન્યાયો થઈ રહ્યાં છે, તે અન્યાયોને તમે જો રોકી ન શકો તો તમારા આત્માને તો તે અન્યાયોથી અળગો રાખો, અને એ અન્યાયી કામમાં સહભાગી ન બનો. આત્માને પણ અન્યાયી કામથી જે અળગો રાખી શકતો નથી અને પુદ્ગલોના લોભ ઉપર વિજય મેળવી શકતો નથી તે પુદ્ગલોનો લોભી માણસ બહુ જ શિથિલ છે એમ સમજવું જોઈએ. આવો ઢીલો માણસ ધર્મનું પાલન કેવી રીતે કરી શકે ? અને આત્માનું કલ્યાણ કરવા માટે અનગાર કેવી રીતે બની શકે ?

પાલિતનો વિવાહ આંતર્દેશીય અને આંતર્જાતીય કન્યાની સાથે થયો. તે કન્યા સાથે લગ્ન કરી તે પાલિત પોતાની પત્નિને લઈ સમુદ્રયાત્રાદ્વારા પોતાને ઘેર આવવા રવાના થયો. તે વખતે પાલિતની પત્ની ગર્ભવતી હતી એ કારણે સમુદ્રમાં વહાણની અંદર જ તેણીએ એક પુત્રને જન્મ આપ્યો.

આજના લોકો કહે છે કે, આજની સ્ટીમરોમાં આ પ્રકારની સગવડતાઓ હોય છે પણ પહેલાંના વર્ણન ઉપરથી પ્રાચીન સમયના વહાણોમાં કેવી સુંદર સગવડતા હતી તે જણાય છે. પ્રસવકાળ અતી કઠિન હોય છે પણ પહેલાંના લોકો વહાણમાં પણ તે સ્થિતિને પહોંચી વળવાની શક્તિ ધરાવતા હતા.

પાલિતનો પુત્ર સમુદ્રમાં જન્મ્યો હતો એટલા માટે તેનું નામ સમુદ્રપાલ પાડવામાં આવ્યું. પાલિત શ્રાવક પોતાની પત્ની અને પુત્રને લઈ પોતાના ઘેર આવ્યો. પાલિતે સમુદ્રપાલને ૭૨ કલા અને શાસ્ત્રનો પંડિત બનાવ્યો.

સાચા માતાપિતા તે જ છે કે, જેઓ પોતાનાં સંતાનોને કલાશિક્ષણદ્વારા શિક્ષિત અને સંસ્કારી બનાવે છે. કહેવત છે કે, 'કાચા સૂત જેવા પૂત' અર્થાત્ બાળકો તો કાચા સૂતરની જેવા છે. તેમને જેવા બનાવવા ચાહિએ તેવા બનાવી શકાય છે. તમે કપડાં પહેરો છો પણ જો તેને સ્થાને કાચું સૂતર પહેરો તો શું તે ઠીક કહેવાય ? નહિ. આ જ પ્રમાણે બાળકો પણ કાચા સૂતરની જેવા છે; એટલે તેમને જેવા ચાહો તેવા બનાવી શકો છો. જો તમે બાળકોને જન્મ આપીને જ રહી ગયા અને તેમનો કાંઈ સુધાર કર્યો નહિ તો તેઓ પણ કાચા સૂતરની માફક નકામાં રહી જશે.

પહેલાંના લોકો પોતાના બાળકોને ૭૨ કલાના કોવિદ અને શાસ્ત્રના વિશારદ બનાવતા હતા અને એ રીતે માતાપિતા તરીકેનું પોતાનું કર્ત્તવ્ય બજાવતા હતા; પણ આજે એવા કેટલા માબાપો છે કે જેઓ સંતાનો પ્રત્યેની પોતાની ફરજ બરાબર રીતે અદા કરે છે ? પહેલાંના લોકો પોતાનાં સંતાનોને જીવનની આવશ્યકતાઓ પૂરી પાડવા માટે ૭૨ કલાનું શિક્ષણ અપાવતા હતા પણ આજે એવા કેટલા લોકો છે કે જે પોતાના જીવનની આવશ્યકતાઓને પોતે પૂરી પાડી શકે છે ? આજે મોટરમાં સફર કરનારા લોકો તો છે પણ એવા કેટલા લોકો છે કે જે મોટર પોતે બનાવી શકે કે સુધારી શકે છે ? જે માણસ પોતે કોઈ ચીજ બનાવવાનું જાણતો નથી તે માણસ તે ચીજનો પરાધીન જ છે. તમે ભોજન તો કરો છો પણ શું તમે ભોજન બનાવવાનું પણ જાણો છો કે નહિ ? જો નહિ; તો શું તમે પરાધીન નથી ? પહેલાં જે ૭૨ કલાનું શિક્ષણ આપવામાં આવતું તેમાં અન્નકલા પણ શીખડાવવામાં આવતી હતી અને એ અન્નકલાની અન્તર્ગત એ પણ શીખવવામાં આવતું હતું કે, અન્નને કેવી રીતે ખાવું તથા પચાવવું ?

લોકો કહે છે કે, જૈનશાસ્ત્ર કેવલ ત્યાગ જ બતાવે છે પણ જો જૈનશાસ્ત્રનો ઊંડો અભ્યાસ કરવામાં આવે તો સ્પષ્ટ જણાવામાં આવશે કે, જૈનશાસ્ત્ર જીવનને દુઃખી નહિ પણ સુખી બનાવવાનો સાચો રાજમાર્ગ બતાવે છે. જૈનશાસ્ત્ર એમ બતાવે છે કે, સાંસારિક જીવન કેવી રીતે સુખમય બની શકે અને આત્માનું કલ્યાણ કેવી રીતે સાધી શકાય ?

સમુદ્રપાલ યુવક થયો. પાલિતે તેનો યોગ્ય કન્યાની સાથે વિવાહ કરાવ્યો. આજના લોકો તો પોતાનાં સંતાનોનો વિવાહ ઢીંગલા–ઢીંગલી જેવો કરાવી દે છે. વૃદ્ધવિવાહ કરતાં બાલવિવાહને હું વધારે ભયંકર સમજું છું. બાલવિવાહથી દેશ, સમાજ અને ધર્મને ઘણી હાનિ પહોંચે છે. એ હાનિ કેવી રીતે અને કેટલી થાય છે એ વિષે કહેવાનો અત્યારે સમય નથી એટલે કહેતો નથી પણ બીજા કોઈ અવસરે એ વિષે વિચારો જણાવીશ. સમુદ્રપાલનો રૂપવતી અને સુશીલા કન્યાની સાથે વિવાહ કરવામાં આવ્યો હતો. તેના પિતાએ તેને ભણાવતી વખતે એ વિચાર કર્યો ન હતો કે, મારા પુત્રને વધારે ભણાવવાથી તે મારાં વિચારોથી વિરુદ્ધ થઈ જશે પહેલાં એવી વાત જ હતી નહિ. આ વાત તો હવે અંગ્રેજી શિક્ષાના સમયથી શરૂ થઈ છે.

એક દિવસ સમુદ્રપાલ ઘરના ઝરૂખામાં બેઠો હતો. ત્યાંથી તેણે જોયું કે :—

કાલો મુખ કિયો ચોરનો, ફેરો નગર મુઝાર;
સમુદ્રપાલ તિન જોઈને, લીનો સંયમ ભાર.
જીવા ચતુર સુજાન, ભજ લોની ભગવાન;
મુક્તિનો મારગ દોયલો, તજ દોની અભિમાન.

સમુદ્રપાલે ઝરૂખામાં બેઠાં બેઠાં જોયું કે, એક માણસનું મોઢું કાળુ કરી તેને ફાંસીએ ચડવાનો પોશાક પહેરાવવામાં આવ્યો છે તથા તેની આગળ વાજાં વાગે છે અને તેની સાથે ઘણાં લોકો પણ ચાલે છે છતાં તે માણસ ઉદાસ છે. સમુદ્રપાલ આ જોઈ વિચારવા લાગ્યો કે, આ માણસ ઉદાસ શા માટે છે? અને તેને આ પ્રમાણે શા માટે લઈ જવામાં આવે છે? તપાસ કરતાં જાણવામાં આવ્યું કે, તે માણસે ઇન્દ્રિયોને વશ થઈ રાજ્યનો અપરાધ કર્યો છે એટલા માટે રાજાએ તેને ફાંસીએ ચડાવી દેવાનો દંડ આપ્યો છે. આ જાણી સમુદ્રપાલ વિચારવા લાગ્યો કે, "ઇન્દ્રિયોને વશ થવાથી આ ચોરને ફાંસીએ ચડાવવામાં આવે છે. વાસ્તવમાં તો ઇન્દ્રિયોનાં ભોગો એવાં જ છે. આ ઇન્દ્રિયભોગનાં સાંસારિક પદાર્થોએ જ મારા ભાઈને ફાંસીએ ચડાવ્યો છે, તો મને પણ કોઈ વખતે એવો ખરાબ પ્રસંગ ન સાંપડે એટલા માટે હું એ ઇન્દ્રિયભોગનાં સાંસારિક પદાર્થોને પહેલેથી જ છોડી દઉં એ જ મારા માટે ઉચિત છે."

આ પ્રમાણે વિચાર કરવાથી સમુદ્રપાલ વૈરાગ્યના રંગથી રંગાઈ ગયો અને તેણે સંયમ સ્વીકારી લીધો. ધર્મ ઉપર શ્રદ્ધા જ્યારે પેદા થાય છે ત્યારે સાંસારિક વસ્તુનું મૂળ સ્વરૂપ તપાસવામાં આવે છે અને પરિણામે સાંસારિક પદાર્થો પ્રત્યે વૈરાગ્ય પેદા થયા વિના રહેતો નથી; અને જ્યારે જીવનમાં વૈરાગ્ય પેદા થાય છે ત્યારે સંયમનો સ્વીકાર કરવામાં પણ વાર લાગતી નથી. સાંસારિક પદાર્થો મનુષ્યને કેવી રીતે સંસારમાં ફસાવે છે અને દુઃખ આપે છે એ વાત હવે મયણરેહાના ચરિત્રદ્વારા કહું છું:—

## મયણરેહા ચરિત્ર—૧૬

મણિરથના હૃદયમાં યુગબાહુ પ્રતિ ઘણો જ પ્રેમભાવ હતો પણ તે જ મણિરથ મયણરેહાના રૂપમાં મોહાંધ બની એમ વિચારવા લાગ્યો કે, મયણરેહાને પ્રાપ્ત કરવામાં યુગબાહુ આડખીલીરૂપ છે માટે તેને કોઈપણ ઉપાયે દૂર કરવો જોઈએ.

મણિરથના હૃદયમાં આ પ્રકારનો ખરાબ વિચાર પેદા થવાનું કારણ કામવિકાર જ છે. જ્યારે કામવિકાર પેદા થાય છે ત્યારે આવાં જ ખરાબ વિચારો આવે છે. એટલા જ માટે અમે તમને એમ કહીએ છીએ કે, જો તમે વૈરાગ્ય લાવી સંયમનો સ્વીકાર કરી શકતા ન હો તો છેવટે પરસ્ત્રીસેવનના પાપથી તો બચો. અમે તમારું અન્ન ખાઈએ છીએ એટલા માટે તમારું સૌનું કલ્યાણ ચાહવું એ અમારું કર્ત્તવ્ય છે. આ જ કારણે અમે તમને એ જ કહીએ છીએ કે પરસ્ત્રીસેવનના પાપથી બચી પવિત્ર રહો, અને જ્યારે તમે પવિત્ર રહેશો ત્યારે તમારે ત્યાંથી આવેલું અન્ન ખાવાથી અમારામાં પણ પવિત્રતા આવશે અને અમારો સંયમ પણ નિર્મલ રહેશે. એટલા માટે તમે પવિત્ર બનો અને સાંસારિક પદાર્થો ઉપર લલચાઈ ન જાઓ. સાંસારિક પદાર્થોમાં લલચાઈ જવાથી કેવું દુષ્પરિણામ આવે છે તે મણિરથના જીવન ઉપરથી જુઓ.

મણિરથ વિચારવા લાગ્યો કે, કોઈપણ ઉપાયે યુગબાહુને અહીંથી દૂર કરવો જોઈએ. એને માટે તે ઉપાય વિચારવા લાગ્યો.

બુદ્ધિદ્વારા કયું કામ થઈ શકતું નથી? સારું કામ પણ બુદ્ધિદ્વારા થાય છે અને ખરાબ કામ પણ બુદ્ધિદ્વારા જ થાય છે. મણિરથે પણ પોતાની બુદ્ધિદ્વારા યુગબાહુને દૂર કરવા માટે ઉપાય વિચારી લીધો. તેણે એ વિચાર કર્યો કે, "હું સભામાં બધા સરદારોને એમ કહું

કે, સીમા ઉપર આ પ્રમાણે ઝગડો ચાલી રહ્યો છે અને શત્રુઓએ વિદ્રોહ મચાવી દીધો છે માટે વિદ્રોહીઓને કાબુમાં લાવવા માટે સેના તૈયાર કરો. હું પણ સેનાની સાથે લડવા આવીશ. યુગબાહુને મારા પ્રતિ શ્રદ્ધાભાવ છે એટલા માટે તે મારું કથન સાંભળી લડવા જવાની પોતાની ઇચ્છા પ્રગટ કરશે, અને મને લડવા જવા દેશે નહિ. આ પ્રમાણે હું તેની શ્રદ્ધાનો લાભ લઈ શકીશ અને મારી ઇચ્છા પણ પાર પડશે. જ્યારે યુગબાહુ લડવા માટે જશે ત્યારે મયણરેહા એકલી રહી જશે એટલે તેને પ્રલોભનદ્વારા મારા વશમાં કરી લઈશ. અને જો તે એકવાર પણ મને વશ થઈ જશે, તો પછી યુગબાહુ આવી જાય તોપણ કાંઈ વાંધો નથી." આજે પણ રાજાઓ આવાં કામોને માટે પોતાનો ખજાનો ખુલ્લો મૂકી દે છે. આ જ પ્રમાણે મણિરથે પણ પોતાની શક્તિના આધારે મયણરેહાને આધીન કરવાનો નિશ્ચય કર્યો, અને તે માટે રાત્રે ન જાણે તેણે કેટલાં મનસૂબા કર્યાં હશે ?

મણિરથે આ વિષે ઉપાય યોજવા માટે એકાગ્રતાપૂર્વક વિચાર કર્યો. તેનામાં એકાગ્રતા અને શ્રદ્ધા તો હતી પણ તે ખરાબ કામ માટે હતી. જો તે જ એકાગ્રતા અને શ્રદ્ધા સારાં કામ માટે હોત તો તે પોતાનું પણ કલ્યાણ કરી શકતો હતો અને બીજાનું પણ કલ્યાણ સાધી શકતો હતો. એક કવિએ કહ્યું છે કે:—

જૈસી નીયત હરામ પર, વૈસી પ્રભુ પર હોય;
ચલા જાય વૈકુંઠ કો, પલ્લા ન પકડે કોય.

તમારામાં શ્રદ્ધા તો હશે જ પણ જો તે ઊલટી હશે તો કલ્યાણ નહિ થાય એટલા માટે શ્રદ્ધાને સીધી કરી સારાં કામો કરો તો તમારું કલ્યાણ થવામાં વાર નહિ લાગે.

મણિરથે આ પ્રમાણે વિચારી યુગબાહુને દૂર કરવાનો નિશ્ચય કરી લીધો. સવારે તે યથાસમયે સભાગૃહમાં આવ્યો. સભામાં બધા સરદારો, ઉમરાવો તથા યુગબાહુ વગેરે પણ પોતપોતાના સ્થાને બેઠેલા હતા. તે વખતે મણિરથ રાજા કપટજાળ રચીને કહેવા લાગ્યો કે:-

**રાજા કપટ કર બોલા સભામેં, સેના સજ્જ હોજાવે;**
**આન ન માને ઉસે મનાવે, દેશ સાધને જાવે. ॥ સતી૦ ૨૮ ॥**
**યુગબાહુ યોં બોલા સભામેં, આજ્ઞા દો મહારાજ;**
**મેરે રહેતે આપ સિધારો, મુઝે આતી હૈ લાજ. ॥ સતી૦ ૨૯ ॥**

મણિરથ સભાજનો સમક્ષ કહેવા લાગ્યો કે, "એ રાજા શા કામનો કે જે દુષ્ટોનું દમન કરી ન શકે અને પોતાની આણ વર્તાવી ન શકે ! આપણા રાજ્યની સીમા ઉપર અમુકે વિદ્રોહ મચાવ્યો છે, અમુક મારી આણ માનતો નથી અને અમુકે ટંટો ઊભો કર્યો છે એટલા માટે એવા દુષ્ટ લોકોને કાબુમાં લઈ તેમના ઉપર મારી આણ વર્તાવવી એ મારું કર્ત્તવ્ય છે. મણિરથના કથનને બધા સભાસદો બરાબર છે એમ કહેવા લાગ્યા. સભાસદોને પોતાના પક્ષમાં બોલતા જોઈ મણિરથ વધારે જુસ્સાપૂર્વક કહેવા લાગ્યો કે, અત્યારસુધી મેં એ દુષ્ટ લોકોનાં અન્યાયોને ગણકાર્યા નહિ પણ હવે એ અન્યાયોને સહેવા હું તૈયાર નથી. હવે તો એ દુષ્ટ લોકોને કાબુમાં લીધા બાદ જ મને ચેન પડશે. એટલા માટે હે સરદારો ! સેનાને તૈયાર કરો. હવે તો કાં તો આણ છે અને કાં તો પ્રાણ છે ! હવે કાં તો એ દુષ્ટ લોકો ઉપર આણ વર્તાવીને જ આવીશ અને કાં તો પ્રાણ આપીને આવીશ; પણ હવે તો પ્રાણના જોખમે પણ એ દુષ્ટોને કાબુમાં લેવાનો મેં નિશ્ચય કર્યો છે."

મણિરથનું આ જુસ્સાદાર ભાષણ સાંભળી બધા સરદારો કહેવા લાગ્યા કે, "મહારાજ! આપનું કહેવું બરાબર છે. અમે આપની આજ્ઞાનુસાર યુદ્ધ કરવા તૈયાર છીએ. મણિરથે કહ્યું કે, બસ! તમે બધા તૈયાર છો એટલે મને હિંમત છે કે આપણે શત્રુઓને જરૂર કાબુમાં આણી શકશું; માટે સેનાને તૈયાર કરો. કાલે સવારે યુદ્ધ કરવા માટે રવાના થવાનું છે."

આ બધું દશ્ય જોઈ યુગબાહુ વિચારવા લાગ્યો કે, મોટાભાઈ યુદ્ધ કરવા માટે લડાઈમાં જાય અને હું ઘરમાં બેસી રહું એ મારા માટે અનુચિત છે. મોટાભાઈને બદલે મારે જ યુદ્ધમાં જવું જોઈએ અને યુવરાજ તરીકે યુદ્ધમાં જવું એ તો મારું કર્ત્તવ્ય છે. મોટાભાઈ તો રાજ્યના કાર્યને નિષ્કંટક બનાવવા ચાહે છે. રાજ્યનો ઉત્તરાધિકારી હું જ છું, એટલા માટે આવા સમયે મારે ઘરમાં બેસી રહેવું ન જોઈએ પણ મારે મારાં કર્ત્તવ્યનું પાલન કરવું જોઈએ.

યુગબાહુએ આ પ્રમાણે વિચાર કર્યો. હવે તે મણિરથને શું કહે છે અને મણિરથ તેને શો જવાબ આપે છે તે વિષે હવે પછી આગળ વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ શ્રાવણ શુદ ૧૪ શુક્રવાર

### પ્રાર્થના

**સુમતિ જિનેશ્વર સાહિબાજી, 'મેઘરથ' નૃપનો નંદ;**
**'સુમંગલા' માતા તણો, તનય સદા સુખકંદ.**
**પ્રભુ ત્રિભુવન તિલોજી. ॥ ૧ ॥**
—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી સુમતિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્મા પ્રત્યે આત્માની પ્રીતિ-ભક્તિ કેવા પ્રકારની હોવી જોઈએ એ આ પ્રાર્થનામાં બતાવવામાં આવ્યું છે. પ્રીતિ-ભક્તિનાં ઉદાહરણો બતાવતાં આ પ્રાર્થનામાં કહેવામાં આવ્યું છે કે:—

મધુકરનો મન મોહિયો જો, માલતી કુસુમ સુવાસ;
તું મુજ મન મોહ્યો સહી, જિન મહિમા સુવિમાસ.

ભક્તજનો કહે છે કે, હે! પ્રભો! જે પ્રમાણે ભ્રમરની કેતકી પ્રત્યે એકનિષ્ઠા પ્રીતિ હોય છે તે જ પ્રમાણે અમને પણ તારા પ્રતિ એકનિષ્ઠા પ્રીતિ પ્રગટ થાઓ.

જે પ્રમાણે ભ્રમર કેતકી સાથે પ્રીતિ બાંધ્યા પછી બીજે ક્યાંય જતો નથી, અને કેતકીની સુગંધ લેવામાં જ મશગૂલ રહે છે, દુર્ગંધ તરફ જતો પણ નથી, તે જ પ્રમાણે તમે તમારા વિષે જુઓ કે, પરમાત્મા સાથે પ્રીતિ બાંધ્યા બાદ તમારું મન દુર્ગુણ-પાપ આદિમાં તો પ્રવૃત્ત થતું નથીને? જો તમારું મન દુર્ગુણ-પાપ આદિમાં પ્રવૃત્ત થતું હોય તો સમજવું

કે, હજી તમને પરમાત્મા પ્રત્યે એકનિષ્ઠા પ્રીતિ પ્રગટ થઈ નથી. એટલા માટે ભ્રમરનું ઉદાહરણ દષ્ટિ સમક્ષ રાખી તમે પણ પરમાત્મા પ્રત્યે એકનિષ્ઠા પ્રીતિ બાંધવાનો પ્રયત્ન કરો; પણ સાંસારિક પ્રલોભનોના વ્યામોહમાં પડી જઈ પરમાત્મા સાથે પ્રીતિ બાંધવાનું ભૂલી ન જાઓ. એમાં જ કલ્યાણ રહેલું છે.

હવે આ જ વાતને શાસ્ત્રદ્વારા કહું છું. મને તો શાસ્ત્રનો વિચાર અને પરમાત્માની પ્રાર્થનાનો વિચાર એક જ જણાય છે, એટલા માટે પ્રાર્થના વિષે જે વિચારો પ્રકટ કરવામાં આવ્યાં છે તે જ વિચારોનો સંબંધ હું ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯ મા અધ્યયનની સાથે જોડું છું.

## સમ્યક્ત્વ પરાક્રમ—ત્રીજો બોલ

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯ મા અધ્યયનના ત્રીજા બોલમાં કહેવામાં આવ્યું છે કે, ધર્મશ્રદ્ધા પેદા થયે સાંસારિક સુખો પ્રત્યે અરુચિ પેદા થાય છે. ધર્મ ઉપર શ્રદ્ધા પેદા કરવી કે પરમાત્માની પ્રાર્થના કરવી એ એક જ વાત છે. જે વ્યક્તિને ધર્મ કે પરમાત્માની પ્રાર્થના પ્રત્યે શ્રદ્ધા કે પ્રીતિ પેદા થશે તે વ્યક્તિ પૌદ્ગલિક વિષયસુખો પ્રત્યે વિરક્ત બનશે અને વિરક્તિને કારણે તે આગારધર્મનો ત્યાગ કરી અનગારિતાનો સ્વીકાર કરશે. અનગાર કે મુનિ તે જ બની શકે છે કે જેને સાંસારિક સુખો પ્રત્યે હૃદયમાં સાચી અરુચિ કે વિરક્તિ પેદા થઈ હોય. સાંસારિક સુખો પ્રત્યે વિરક્તિ પેદા થયા વિના અનગારિતાનો સ્વીકાર થઈ શકતો નથી અને કદાચ સ્વીકારવામાં આવે છે તો અનગારિતાનું બરાબર પાલન થઈ શકતું નથી.

હવે અત્રે પ્રશ્ન એ થાય છે કે, અનગારિતાનો સ્વીકાર કરવાથી શો લાભ પ્રાપ્ત થાય છે ? તો આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, અનગારિતાનો સ્વીકાર કરવાથી શારીરિક અને માનસિક દુઃખોથી મુક્ત થવાય છે.

શારીરિક દુઃખ અને માનસિક દુઃખ એ બે પ્રકારનાં દુઃખોમાં સંસારનાં બધાં દુઃખોનો સમાવેશ થઈ જાય છે.

શારીરિક દુઃખોમાં છેદન–ભેદન–તાડન આદિ દુઃખોનો સમાવેશ થાય છે. છેદન એટલે શરીરનું ઉપરથી છેદાઈ જવું અને ભેદન એટલે શરીરનું અંદરથી છેદાઈ જવું તે. આ પ્રમાણે શરીરને ઉપરથી ઘા લાગવો તે છેદન અને શરીરને મૂઢ માર લાગવો તે ભેદન છે; ત્યારે થપાટ મારવી, પાટુ મારવી વગેરે તાડન છે. આ પ્રમાણે છેદન, ભેદન, તાડન વગેરે શારીરિક કષ્ટો છે.

માનસિક દુઃખમાં ઇષ્ટનો વિયોગ અને અનિષ્ટનો સંયોગ થવો આદિ દુઃખોનો સમાવેશ થાય છે. ઇષ્ટનો વિયોગ થવાથી અને અનિષ્ટનો સંયોગ થવાથી મનને જે દુઃખ થાય છે તે માનસિક દુઃખ કહેવાય છે, અને તે માનસિક દુઃખની ગણના આર્ત્તધ્યાનમાં કરવામાં આવી છે. શાસ્ત્રકાર માનસિક દુઃખને આર્ત્તધ્યાન કહે છે. આર્ત્તધ્યાન વિષે શ્રી ઉવવાઈ સૂત્રમાં વિસ્તારપૂર્વક વિચાર કરવામાં આવ્યો છે. પણ એ વિષે અત્રે વિસ્તારપૂર્વક વિવેચન કરવાનો સમય ન હોવાથી સંક્ષેપમાં એટલું જ કહું છું કે, માનસિક દુઃખ અર્થાત્ આર્ત્તધ્યાનને દૂર કરી પરમાત્માની પ્રાર્થના કરવામાં આવે તો આત્મકલ્યાણ સાધી શકાય છે. આર્ત્તધ્યાન કેવા પ્રકારનું હોય છે તો એને માટે કહ્યું છે કે :—

ઇષ્ટ-વિયોગ વિકલતા ભારી, અરુ અનિષ્ટ યોગ દુઃખારી;
તનકી વ્યાપી મન હી મન ઝૂરે, અગ્ર શોચ કરી વંછિત પૂરે,
યે આર્ત્ત કે ચારેં પાયે, મહા મોહરસસે લિપટાયે.

અર્થાત્-ઇષ્ટ વસ્તુનો વિયોગ થવાથી અને અનિષ્ટ વસ્તુનો સંયોગ થવાથી મહાન્ મનસ્તાપ અર્થાત્ માનસિક દુઃખ પેદા થાય છે. તથા શારીરિક વ્યાધિને કારણે પણ મન બળ્યા કરે છે અને ભવિષ્યમાં મારું શું થશે, માટે અમુક વસ્તુ જોઈએ આદિ વિચારથી પણ માનસિક દુઃખ થાય છે. આ ચારેય પ્રકારનાં મનસ્તાપથી જે માનસિક દુઃખ થાય છે તે આર્ત્તધ્યાન છે. ધર્મધ્યાન કરવા માટે આ પ્રકારનું આર્ત્તધ્યાન નષ્ટ કરવું જોઈએ.

શાસ્ત્રમાં કહ્યું છે કે, અનગારિતાનો સ્વીકાર કરવાથી છેદન-ભેદન-તાડનરૂપ શારીરિક દુઃખ તથા ઇષ્ટ વિયોગ-અનિષ્ટ સંયોગરૂપ માનસિક દુઃખથી મુક્ત થઈ શકાય છે. શારીરિક દુઃખ કે માનસિક દુઃખથી મુક્ત થવા માટે જ અનગારિતાનો સ્વીકાર કરવામાં આવે છે એટલા માટે સાધુ-સાધ્વીઓને મારે એજ કહેવાનું છે કે, આપણે એ વાતનો ઊંડો વિચાર કરવો જોઈએ કે, આપણે શા માટે ગૃહત્યાગ કર્યો છે અને શિરોમુંડન કરાવ્યું છે? જો આપણે શારીરિક દુઃખ કે માનસિક દુઃખને દૂર કરવા માટે જ અનગારિતાનો સ્વીકાર કર્યો હોય તો સર્વ પ્રથમ દુઃખ શું છે એ આપણે સમજવું જોઈએ. વાસ્તવમાં દુઃખ શું છે એ બતાવવા માટે શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે કેઃ—

**जम्मं दुक्खं जरा दुक्खं, रोगा य मरणाणि य।**
**अहो दुक्खो हु संसारो, जत्थ किच्चई जंतुणो ॥—उ० १९-१६**

અર્થાત્-જન્મ દુઃખરૂપ છે, જરા દુઃખરૂપ છે, જન્મ અને જરા વચ્ચે જે રોગાદિ પેદા થાય છે તે પણ દુઃખરૂપ છે, અને મરણનું દુઃખ તો સૌથી વધારે છે. આ પ્રમાણે આ સંસારમાં દુઃખ જ છે. જ્ઞાનીજનો કહે છે કે, જે આ સંસારને દુઃખરૂપ તથા અસાર માની તેનો ત્યાગ કરે છે તે અનગારિતાનો સ્વીકાર કરી, દુઃખમુક્ત બની જાય છે.

અત્રે એક બીજો પ્રશ્ન ઉભો થાય છે કે, અનગારિતાનો સ્વીકાર કર્યા બાદ અનગાર એવું શું કરે છે કે જેને કારણે તે દુઃખમુક્ત બની જાય છે? આ પ્રશ્નનો ઉકેલ લાવવા માટે સર્વપ્રથમ એ જોવાની આવશ્યકતા રહે છે કે, દુઃખ આવે છે ક્યાંથી? કેટલાક લોકો દુઃખનું મૂળ કારણ ન શોધી શકવાને કારણે એમ કહે છે કે, "દુઃખ પરમાત્મા આપે છે, અદૃષ્ટથી દુઃખ મળે છે કે કાળ દુઃખ આપે છે!" આ પ્રમાણે કહેનારા લોકોને દુઃખનું બીજું કોઈ કારણ જણાયું નહિ, એટલા માટે તેઓએ ઇશ્વર, અદૃષ્ટ કે કાળના માથે દુઃખ આપવાનું દોષારોપણ ચડાવી દીધું, પણ જ્ઞાનીજનો કહે છે કે, આત્માએ પોતાએ જ દુઃખ પેદા કરી લીધું છે. જો કે આત્મા અમૃત સમાન છે, દુઃખમય નહિ પણ સુખમય છે, છતાં તેણે પોતાને દુઃખમાં ઊંડો ઉતારી દીધો છે. જો આત્મા દુઃખમય જ હોત તો પછી તેને દુઃખમુક્ત કરવાનો ઉપદેશ જ આપવામાં આવત નહિ, અને એ દશામાં દુઃખમુક્ત થવાનો ઉપદેશ જ નિષ્ફળ જાત, કારણ કે જે સ્વભાવતઃ દુઃખથી ઘેરાએલો છે તેને દુઃખમુક્ત કેવી રીતે કરી શકાય! જેનું મૂળ પહેલેથી જ ખરાબ હોય તેનો સુધાર કેવી રીતે થઈ શકે? એટલા માટે કર્મમુક્ત થવાનો ઉપદેશ એ અવસ્થામાં નિરર્થક જાય છે કે જ્યારે આત્મા સદા દુઃખસહિત રહે. પણ ખરી સ્થિતિ એમ નથી. વાસ્તવમાં તો આત્મા સુખનિધાન છે એટલાં જ માટે તેને દુઃખમુક્ત થવાનો

ઉપદેશ આપવામાં આવે છે. જ્યારે મૂળ શુદ્ધ હોય અને ઉપરથી કોઈ વિકારનું આવરણ આવી ગયું હોય તો એ અવસ્થામાં જ વિકારના આવરણને દૂર કરી મૂળ સ્વરૂપ પ્રગટ કરવાનો ઉપદેશ આપવામાં આવે છે. જ્ઞાનીજનો આત્માને દુઃખમય માનતા નથી, તેમ ઈશ્વર દુઃખ આપે છે કે અદૃષ્ટથી કે કાળથી દુઃખ મળે છે એમ પણ માનતા નથી; પરંતુ તેઓ તો એમ કહે છે કે, ઈશ્વર દુઃખ આપે છે એમ કહેવું એ તો ઈશ્વર ઉપર કલંક ચડાવવા સમાન છે. જો ઈશ્વર જ દુઃખ આપે તો પછી તેની પ્રાર્થના કરવાની આવશ્યકતા શી? વાસ્તવમાં ઈશ્વર દુઃખ આપતો નથી, તેમ અદૃષ્ટ કે કાળથી પણ દુઃખ મળતું નથી.

પણ એ પ્રશ્ન તો હજી ઊભો જ છે કે, જ્યારે આત્મા પણ દુઃખમય નથી અને ઈશ્વર પણ દુઃખ આપતો નથી તેમ કાળ કે અદૃષ્ટથી પણ દુઃખ મળતું નથી તો પછી દુઃખ આવે છે ક્યાંથી? આ પ્રશ્નનો ઉકેલ કરવા માટે ભગવાને આ ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે, દુઃખનું મૂળ કારણ તૃષ્ણા જ છે. તૃષ્ણાને કારણે જ દુઃખ પેદા થાય છે. ઉત્તરાધ્યયન સૂત્રમાં ભગવાને કહેલી આ વાત બધા દાર્શનિકોને સ્વીકાર્ય છે, કોઈને એ વાત અસ્વીકાર્ય નથી. ભર્તૃહરિએ પણ કહ્યું છે કેઃ—

> आशा नाम नदी मनोरथजला तृष्णा तरङ्गाकुला,
> रागग्राहवती वितर्कविहगा धैर्यद्रुमध्वंसिनी।
> मोहावर्तसुदुस्तरातिगहना प्रोत्तुङ्गचिन्ता तटी;
> तस्याः पारगता विशुद्धमनसो नन्दन्ति योगीश्वराः॥

કવિ કહે છે કે, આશા નામની એક નદી છે. એ આશા નદીમાં મનોરથરૂપી જળ ભરેલું છે. પાણીમાં જેમ તરંગો ઉઠે છે તેમ આ આશાનદીના મનોરથરૂપી જળમાં તૃષ્ણારૂપી અનેક તરંગો ઉઠે છે તૃષ્ણાની તરંગો એવી એવી ઉઠે છે કે તેનો પાર પામવો પણ મુશ્કેલ છે. નદીમાં જેમ મગરમચ્છો રહે છે, તેમ આ આશાનદીમાં રાગદ્વેષરૂપી મગરમચ્છો રહે છે. જ્યાં તૃષ્ણા હોય છે ત્યાં રાગદ્વેષ પણ હોય છે. નદીના કાંઠે પક્ષીઓ પણ રહે છે. તેમ આ આશા નદીના કાંઠે કપટ-વિતર્કરૂપી બગલા-પક્ષીઓ રહે છે. આશા-તૃષ્ણાને કારણે જ કૂડકપટ સેવવામાં આવે છે. નદીમાં જ્યારે પૂર આવે છે ત્યારે કાંઠે ઉગેલાં વૃક્ષોને પણ ઉખેડી નાંખે છે. તેમ તૃષ્ણાની અધિકતાથી ધૈર્યરૂપી વૃક્ષ પણ ઉખડી જાય છે. કેટલાક લોકો કહે છે કે, અમારું મન સામાયિકમાં ચોંટતું નથી પણ જ્યારે તૃષ્ણા વધવા પામી હોય ત્યારે સામાયિકમાં મન કેવી રીતે ચોંટે? તૃષ્ણા ધૈર્યનો નાશ કરી નાંખે છે, માટે ધૈર્ય વિના સામાયિકમાં મન એકાગ્ર ન થાય એ સ્વાભાવિક જ છે. તૃષ્ણાનો ઉચ્છેદ કર્યા વિના શાન્તિ મળી શકતી નથી. જે પ્રમાણે ઊંડા પાણીવાળી નદીમાં ભમરીઓ પડે છે, તે પ્રમાણે આશાનદીમાં મોહરૂપી ભમરીઓ પડે છે. એ મોહભમરીમાં ફસાએલો માણસ બહાર સહેલાઈથી નીકળી શકતો નથી. કેટલાક લોકો એવા હોય છે કે, જેઓ સંસારની અસારતા સમજી ગયા છે અને સંસારનો ત્યાગ કરવાની ઇચ્છા પણ રાખે છે, છતાં પણ મોહને કારણે સંસારત્યાગ કરી શકતા નથી. જ્યાંસુધી માણસ મોહાવસ્થામાં ફસાએલો રહે છે ત્યાંસુધી આત્મોન્નતિ સાધી શકતો નથી. જે પ્રમાણે નદીને તટ હોય છે તે પ્રમાણે આશાનદીને ચિન્તારૂપી તટ છે. જ્યાં આશા-તૃષ્ણા હોય છે ત્યાં ચિન્તા હોય એ સ્વાભાવિક જ છે.

આવી દુસ્તરા આશાનદીને પાર કોણ જઈ શકે? આ પ્રશ્નના ઉત્તરમાં કવિ કહે છે કે, જે વિશુદ્ધ ભાવનારૂપી નૌકામાં બેસે છે તે લોકો એ નૌકાની સહાયતા વડે દુસ્તરા આશાનદીને પાર જઈ શકે છે અને જાય છે. આ આશા નદીને પાર જવાને માટે જ અનગાર ધર્મનો સ્વીકાર કરવામાં આવે છે. જે અનગારિતાનો સ્વીકાર કરી વિશુદ્ધભાવના ભાવે છે તે અનગારો આશાનદીને પાર જાય છે અને એ રીતે શારીરિક તથા માનસિક દુઃખોથી વિમુક્ત થઈ અનંત આનંદને પામે છે.

શારીરિક દુઃખ અને માનસિક દુઃખ એ બે પ્રકારનાં દુઃખોમાંથી કયું દુઃખ મોટું છે? શારીરિક દુઃખોનો નાશ કરવા માટે ડૉકટરો તો છે, પણ તેમને પૂછો કે શું તેઓ માનસિક દુઃખને મટાડી શકે છે? ડૉકટરો શારીરિક દુઃખને તો મટાડી શકે છે, પણ માનસિક દુઃખને મટાડી શકતા નથી. એટલા માટે શારીરિક દુઃખ કરતાં માનસિક દુઃખ મોટું છે. શાસ્ત્રકારો જ એ માનસિક દુઃખને મટાડવાનો ઉપાય બતાવે છે અને કહે છે કે, જો તમે માનસિક દુઃખને દૂર કરવા ચાહો તો દુઃખનું મૂળ જે તૃષ્ણા છે એ તૃષ્ણાને જ સર્વપ્રથમ દૂર કરો. તૃષ્ણાને દૂર કર્યા વિના માનસિક દુઃખ મટી શકતું નથી. કેટલાક લોકો કહે છે કે, અમારું દુઃખ મટતું નથી પણ જ્યાંસુધી દુઃખનું કારણ તૃષ્ણા હોય ત્યાંસુધી દુઃખ કેવી રીતે મટી શકે?

હવે તૃષ્ણા કે જે દુઃખનું મૂળ કારણ છે, તે તૃષ્ણાને કેવી રીતે નિવારી શકાય? તે પ્રશ્નના ઉત્તરરૂપે કહેવામાં આવ્યું છે કે:—

**मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनात् चित्तप्रसादनम् ।**

અર્થાત્–મૈત્રી, કરુણા, પ્રમોદ અને ઉપેક્ષાની ભાવના ભાવનાથી તથા એ રીતે ચિત્તને પ્રસન્ન રાખવાથી તૃષ્ણા મટી શકે છે અને શાન્તિ મળી શકે છે. આ ઉપરથી ફરી એ પ્રશ્ન ઊભો થાય છે કે, શુદ્ધ ભાવના રાખવાથી તૃષ્ણા મટી જાય છે એ તો ઠીક છે પણ ભાવનાની શુદ્ધિ કેવી રીતે થાય? તો એમને માટે કહ્યું છે કે:—

**सत्त्वेषु मैत्रीं गुणिषु प्रमोदम्, क्लिष्टेषु जीवेषु दयापरत्वं ।**
**माध्यस्थभावं विपरीतवृत्तौ, सदा ममात्मा विदधातु देव ! ॥**

અર્થાત્–હે! પ્રભો! મારા હૃદયમાં પ્રત્યેક જીવો પ્રતિ મૈત્રીભાવ રહે, ગુણીજનો પ્રતિ પ્રમોદભાવ રહે, દુઃખી જીવો પ્રતિ મારા હૃદયમાં કરુણા વહે અને વિપરીત વૃત્તિવાળાઓ પ્રત્યે મારા હૃદયમાં સમવૃત્તિ રહે.

આ પ્રમાણે પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરવી અને તદનુસાર જીવન વ્યવહાર ચલાવવો એ ચિત્તશુદ્ધિનો માર્ગ છે. તૃષ્ણાથી નિવૃત્ત થવા માટે ભાવનાની વિશુદ્ધિ હોવી આવશ્યક છે. યોગને માટે પણ યોગસૂત્રમાં એમ જ કહ્યું છે કે, ભાવના વિશુદ્ધ બન્યા વિના યોગસિદ્ધિ થતી નથી.

તમે બધા લોકો અહીં ચિત્તની શુદ્ધિ કરવા માટે જ એકત્રિત થયા છો પણ એ જુઓ કે, ચિત્તની શુદ્ધિ કેવી રીતે થાય છે? ચિત્તને શુદ્ધ કરવા માટે અથવા ભાવનાને વિશુદ્ધ બનાવવા માટે યોગસૂત્રમાં કહ્યું છે કે, જીવોને સુખી જોઈને તમારામાં મૈત્રીભાવના પ્રગટાવો. સુખીને જોઈને જ સુખ યાદ આવે છે અને સુખ યાદ આવવાથી સુખીજન પ્રતિ દ્વેષભાવના પેદા થાય છે.

વાંદરાઓનાં ટોળામાં ખાવા-પીવાની ચીજોનો જ ઝગડો થાય છે પણ મનુષ્યોમાં અનેક કારણે ઝગડો ઉભો થાય છે અને તેનું કારણ એ જ છે કે, સુખી જીવોને જોઈ મૈત્રીભાવના પોતાનામાં પ્રગટતી નથી. જો સુખી જીવોને જોઈ મૈત્રીભાવના રાખવામાં આવે તો ઝગડાઓ પણ ઉભા ન થાય અને ચિત્ત પણ પ્રસન્ન રહે. કોઈ સુખી જનને જોઈ એને સુખ કેમ મળ્યું? અને મને કેમ ન મળ્યું? એવી ઇર્ષ્યાને હૃદયમાં સ્થાન જ ન આપો. આ પ્રમાણે જ્યાં દ્વેષ કે ઇર્ષ્યા હોય છે ત્યાં મૈત્રીભાવના ટકી શકતી નથી. મનુષ્યને જ્યારે પોતાને કામભોગનાં પદાર્થો મળતાં નથી, ત્યારે તે બીજાની પાસે તે પદાર્થોને જોઈ તેના પ્રતિ દ્વેષ કે ઇર્ષ્યા કરે છે અને આ પ્રમાણે બીજાને સુખી જોઈ પોતે જ દુઃખી બની જાય છે. એટલા જ માટે જ્ઞાનીજનો કહે છે કે, સુખીજનોને જોઈ તમે મૈત્રીભાવના પ્રગટ કરો.

આ ઉપરથી કોઈ એવો પ્રશ્ન કરે કે, સંસારમાં બધા લોકો સુખી ક્યાંથી હોય? કેટલાક લોકો તો અમારાથી પણ વધારે દુઃખી છે તો એવા લોકોની સાથે અમારે કેવો વ્યવહાર રાખવો જોઈએ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જે પ્રમાણે સુખી જીવો પ્રત્યે મૈત્રીભાવના રાખવાનું કહેવામાં આવ્યું છે તે જ પ્રમાણે દુઃખી જીવો પ્રત્યે કરુણા ભાવના રાખવી જોઈએ. દુઃખી જીવો પોતાનાં કર્મોથી દુઃખ ભોગવે છે એ પ્રમાણે વિચાર કરી તેમના પ્રતિ ઉપેક્ષા કરવી ન જોઈએ. કરુણા તો દુઃખી જીવો ઉપર જ કરવામાં આવે છે, એટલા માટે કોઈ દુઃખી જીવને જોઈ એમ માનો કે, કરુણાભાવને પ્રગટ કરવાનો મને આ શુભ અવસર મળ્યો છે. તમે લોકો આ માનવજીવનમાં રહીને બીજાનું જે ભલું કરી શકો છો, બીજાને જે ઉપકાર કરી શકો છો અને આત્માનું જે કલ્યાણ સાધી શકો છો તેવું કલ્યાણ દેવલોકમાં રહેનાર ઇન્દ્ર પણ કરી શકતો નથી. આ દૃષ્ટિએ વિચાર કરો તો માનવજીવન મોંઘું કે દેવજીવન? જો ડૉકટરોને દેવલોકમાં મોકલવામાં આવે તો ત્યાં તેઓ કોની દવા કરશે? રોગીની દવા કરવાનો અવસર તો અહીં જ પ્રાપ્ત થાય છે, ત્યાં પ્રાપ્ત થતો નથી. એટલા માટે દુઃખી જીવોને જોઈ તેમના પ્રતિ મનમાં કરુણા ભાવના ધારણ કરવી જોઈએ. તમે લોકો मित्ती मे सव्वभूएसु અર્થાત્-બધા જીવો પ્રત્યે મારે મૈત્રીભાવ છે એ સૂત્રપાઠ તો હમેશાં ઉચ્ચારતા હશો, પણ એ કોઈ દિવસ જુઓ છો કે, અમે એ સૂત્રપાઠનું પાલન ક્યાંસુધી કર્યું છે? જેને તમે મિત્ર માનો છો તેને શું તમારે દુઃખમાં જ રહેવા દેવો જોઈએ! જે સાચા હૃદયથી કોઈને પોતાનો મિત્ર માનતો હશે તે મિત્રને દુઃખમાં રાખી પોતે સુખી બનવા ચાહતો નથી. એટલા માટે જો તમે બધાને મિત્ર સમાન માનો છો તો દુઃખી જીવોને જોઈ તેમના પ્રતિ કરુણા ભાવના ધારણ કરો અને તેમનાં દુઃખોને પોતાનાં દુઃખ માની દૂર કરવાનો પ્રયત્ન કરો.

કદાચ કોઈ એમ કહે કે, દુનિયામાં દુઃખી જીવો તો ઘણાં પડ્યાં છે તો અમે કોનું કોનું દુઃખ દૂર કરીએ? આ પ્રમાણે કહેનારાઓને એ જ કહી શકાય કે, તમે જેટલા જણનું દુઃખ દૂર કરી શકો તેટલા જણનું દુઃખ દૂર કરો, પણ કરુણા ભાવના તો બધા ઉપર રાખો. કરુણા ભાવના રાખવાથી તમે તમારા તરફથી તો દુઃખીજનોનું દુઃખ દૂર કર્યું જ છે. તમે તમારામાં કરુણા ભાવના રાખશો, તો છેવટે તમારા તરફથી તો કોઈને દુઃખ આપશો નહિ. જેનામાં કરુણા ભાવના છે તે શું, જેના પ્રતિ પોતાની કરુણા ભાવના છે, તેને દુઃખ આપશે? તેની સાથે શું અસત્યનો વ્યવહાર કરશે, શું તે ચીજ ચોરશે? શું તેની સ્ત્રીને ખરાબ દૃષ્ટિએ જોશે કે શું તેના ધનવૈભવની ઇર્ષા કરશે? કદાપિ નહિ. તમારામાં કરુણા ભાવના હોવાને

કારણે તમે બીજાનું દુઃખ દૂર કરવાનો જ પ્રયત્ન કરશો. ડૉકટરો સર્વપ્રથમ તેવા જ રોગીની તપાસ કરે છે કે જે વધારે રોગી હોય છે. આ જ પ્રમાણે તમે પણ જે વધારે દુઃખી હોય તેના પ્રતિ વધારે કરુણા કરો. કરુણા ભાવના રાખવાથી તે દુઃખીનું દુઃખ મટે કે ન મટે, પણ તમારા હૃદયનું દુઃખ તો મટશે જ. જે વધારે રોગીઓનાં રોગોને મટાડે છે તે મોટો ડૉકટર માનવામાં આવે છે. આ જ પ્રમાણે જે વધારે દુઃખી જીવોની કરુણા કરે છે તે વધારે કરુણાળુ મનાય છે. અને જે વધારે કરુણાળુ હોય છે તે બીજા ઉપર વધારે કરુણા કરી પોતાના હૃદયનું દુઃખ વધારે મટાડે છે.

કોઈ દુઃખી જીવો પ્રત્યે ઘૃણા કરવી ન જોઈએ. જેનામાં કરુણા ભાવના હોય છે તે કોઈ જીવની ઘૃણા કરતો નથી. આજકાલ કરુણા ભાવના ઓછી થઈ જવાને કારણે દુઃખી જીવો પ્રત્યે ઘૃણા કરવામાં આવતી હોય એવું જોવામાં આવે છે. આજે શહેરમાં રહેનારા લોકો એમ વિચારે છે કે, શહેરમાં તો દુઃખી લોકો બહુ છે એટલા માટે અમે કેટલાનું દુઃખ દૂર કરીએ ? ગામડાઓમાં તો કોઈક જ દુઃખી હોય છે, એટલા માટે કોઈ એકનું દુઃખ તો દૂર કરી શકાય, પણ શહેરમાં તો દુઃખી લોકો અનેક હોય છે એટલા માટે અમે કોનું કોનું દુઃખ દૂર કરીએ ? આ પ્રકારનો વિચાર કરવો એ નાગરિક જીવનનો દુરુપયોગ કરવા સમાન છે. નાગરિક જીવનનો સદુપયોગ તો ત્યારે જ કહી શકાય કે, જ્યારે દુઃખી લોકોને જોઈ તેમના પ્રતિ કરુણા લાવી તેમનાં દુઃખોને દૂર કરવાનો પ્રયત્ન કરવામાં આવે.

ગુણીજનોને જોઈ હૃદયમાં પ્રમોદ ભાવના લાવવી જોઈએ–પ્રસન્નતા અનુભવવી જોઈએ. એવો વિચાર સરખો પણ કરવો ન જોઈએ કે, આ માણસ આવો સદ્ગુણી કેમ છે? તેને યશ કેમ મળી રહ્યો છે ! અને લોકોમાં તેનું સન્માન કેમ થઈ રહ્યું છે ? આ પ્રમાણે ગુણીજનો પ્રત્યે સદ્ભાવ પ્રગટ ન કરવો તે પોતાને માટે દુઃખ પેદા કરવા જેવું છે. ઘણા લોકોનો સ્વભાવ ગુણીજનોનાં છિદ્રાન્વેષણ કરવાનો હોય છે, એટલું જ નહિ, કેટલાક છિદ્રાન્વેષી લોકો એવા પણ હોય છે કે તેઓ ગુણને પણ દોષનું રૂપ આપી દે છે. અહીં તો સામ્પ્રદાયિક ભેદને કારણે આ વાત વધારે જોવામાં આવે છે પણ ગુણીજનોનાં ગુણો જોવાને બદલે અવગુણો જોવાં એ પોતાના આત્માને પતિત કરવા જેવું કાર્ય છે.

ચોથી માધ્યસ્થ ભાવના છે. કોઈ વિપરીત વૃત્તિવાળા અર્થાત્ શત્રુ કે પાપીને જોઈને માધ્યસ્થવૃત્તિ ધારણ કરવી જોઈએ. જ્ઞાનીજનો કોઈ પાપી કે નીચ માણસને ઘૃણાની દષ્ટિએ જોતા નથી પણ તેઓ પાપીને જોઈ એમ વિચારે છે કે, જે પ્રમાણે સૂર્યનું મહત્ત્વ અંધકાર વધારે છે અર્થાત્ જો અંધકાર જ ન હોય તો સૂર્યના પ્રકાશની શી કીંમત ? તે જ પ્રમાણે જ્યારે પાપ છે ત્યારે જ ધર્મ કે પુણ્યનું મહત્ત્વ છે. પાપ જ ધર્મ કે પુણ્યનું મહત્ત્વ વધારે છે. જો પાપ જ ન હોત તો ધર્મ કે પુણ્યનો ભાવ જ કોણ પૂછત ! આ પ્રમાણે વિચાર કરી જ્ઞાનીજનો પાપાત્મા કે નીચ માણસો પ્રત્યે માધ્યસ્થ ભાવના રાખે છે. જે પાપી કે નીચ માણસો પ્રત્યે માધ્યસ્થ ભાવના રાખે છે તે પોતે ચિત્તશુદ્ધિ કરે છે અને એ રીતે પોતે દુઃખમુક્ત બની જાય છે. આ ચાર ભાવના ભાવવાથી તૃષ્ણાનો નિરોધ અને ચિત્તની શુદ્ધિ થાય છે. ભાવનાશુદ્ધિ દ્વારા તૃષ્ણાનો નિરોધ કરવો એ દુઃખમુક્ત થવાનો અને અવ્યાબાધ સુખ પામવાનો સાચો અને સરળ ઉપાય છે.

કહેવાનો આશય એ છે કે, જે અનગારિતાનો સ્વીકાર કરી ભાવનાશુદ્ધિદ્વારા તૃષ્ણાનો નિરોધ કરે છે તે અનગાર, શારીરિક અને માનસિક દુ:ખોથી મુક્ત બની જાય છે. શારીરિક અને માનસિક દુઃખોથી અનગાર-મુનિ કેવી રીતે મુક્ત બની જાય છે એનું સર્વશ્રેષ્ઠ ઉદાહરણ ગજસુકુમાર મુનિનું છે.

ગજસુકુમાર મુનિ શરીરથી અને અવસ્થાથી કોમલ હતા, છતાં જ્યારે સોમલ બ્રાહ્મણે તેમના મસ્તક ઉપર ધગધગતાં અંગારાં મૂક્યાં ત્યારે પણ તેમણે પોતાનામાં ખરાબ ભાવના આવવા ન દીધી. તેવા અસહ્ય કષ્ટના સમયે પણ તેમણે એવી જ શુભ ભાવના ભાવી કે, આ સોમલ તો મારામાં સંયમ છે કે નહિ અર્થાત્ હું સંયમનો સ્વીકાર કરી શારીરિક અને માનસિક દુ:ખોથી વિમુક્ત થયો છું કે નહિ તેની પરીક્ષા કરી રહ્યો છે. આ પ્રમાણે ગજસુકુમાર મુનિએ મસ્તક ઉપર ધગધગતાં અંગારાં મૂકનાર સોમલ બ્રાહ્મણ ઉપર પણ માધ્યસ્થ ભાવ રાખ્યો. આ પ્રકારની માધ્યસ્થ ભાવના રાખવાથી તૃષ્ણાનો નાશ થાય છે અને દુ:ખનું મૂળ કારણ-તૃષ્ણા નાશ પામવાથી દુ:ખ પણ નાશ પામે છે. તમે પણ જો દુ:ખનો નાશ કરવા અને અવ્યાબાધ સુખને પ્રાપ્ત કરવા ચાહો છો તો ભાવનાદ્વારા તૃષ્ણાનો નિરોધ કરો. તૃષ્ણાનો નિરોધ કરવામાં જ કલ્યાણ રહેલું છે.

## મયણરેહા ચરિત્ર—૧૭

મણિરથે યુગબાહુને દૂર કરવા માટે વિદ્રોહી લોકોને પોતાના કાબુમાં આણવાનો ઢોંગ રચી યુદ્ધમાં જવાની પોતે તૈયારી બતાવી. તેના મનમાં તો યુદ્ધમાં જવાનો ભાર યુગબાહુ ઉપર લાદવાનો હતો પણ ઉપરથી તેણે યુદ્ધમાં જવાની તત્પરતા બતાવી. આવી ચાલાકી કરી, તે પોતે મનમાં પ્રસન્ન થતો હતો કે, હું કેવો હોશિયાર છું! આજે પણ આવી ચાલાકી કરનારને હોશિયાર માનવામાં આવે છે. પોતાનું કામ પણ પતી જાય અને પોતાનું નામ પણ રહી જાય એવી બહારની ચાલાકીને આજે હોશીયારી માનવામાં આવે છે પણ શાસ્ત્ર કહે છે કે, એ સાચી હોશીયારી નથી. એટલા માટે હોશીયારીનો આવો ખોટો ખ્યાલ છોડી દઈ સરલતાનો વ્યવહાર કરો. સરલતા અને કુટીલતાના વ્યવહારમાં કેટલું બધું અંતર રહેલું છે એ મણિરથના ચરિત્ર ઉપરથી જ જુઓ.

મણિરથનું કથન સાંભળી તથા તેની યુદ્ધમાં જવાની તૈયારી જોઈ યુગબાહુ હાથ જોડી મણિરથને કહેવા લાગ્યો કે, હે પ્રભો! મારી સામે એ કેમ બની શકે કે, આપ કષ્ટ સહો અને હું અહીં બેસી રહું. જો હું એમ કરું તો એ તો માતા અને કુલને કલંકિત કરવા સમાન છે. માટે આપ મને યુદ્ધમાં જવાની આજ્ઞા આપો. હું યુદ્ધમાં જઈ શત્રુઓને કાબુમાં લઈ તેમના ઉપર આણ વર્તાવી આવીશ.

લઘુ બાંધવ તૂ પ્રાણ પિયારો, યહ સંકટ કો કાલ;
વૈરી સુખમેં તુઝે ભેજના, યહ કૈસા મમ સાલ. ॥ સતી૦ ૩૦ ॥
ક્યા કાયર તુમ મુઝે માનતે, મૈં ક્ષત્રિયકા અંશ;
વીર કાર્યમેં વિઘ્ન કરો મત, જૈસે રહે નૃપ વંશ. ॥ સતી૦ ૩૧ ॥
પાપ પેટમેં અમૃત મુખમેં, મણિરથ બોલા બેન;
સબ વિધિસે તુમ ધીર વીર હો, વિરહ ન સહતે નેન. ॥ સતી૦ ૩૨ ॥

યુગબાહુનું કથન સાંભળી, મણિરથ મનમાં પ્રસન્ન થતો વિચારવા લાગ્યો કે, મારો પાસો આખરે સીધો પડ્યો ! હવે મારું કાર્ય અવશ્ય ફળશે. તે મનમાં તો આ પ્રમાણે વિચારતો હતો, છતાં ઉપરથી કહેવા લાગ્યો કે, " ભાઈ ! શત્રુઓની વચ્ચે તને મોકલવાનું મારું મન માનતું નથી. એક તો તેઓ આપણા શત્રુઓ છે અને બીજું તેના રાજ્યમાં જઈ યુદ્ધ કરવાનું છે. આ કામ કાંઈ સરલ નથી. વળી, તું યુદ્ધમાં જાય તો તારો વિરહ પણ મારાથી સહેવાય નહિ. એટલા માટે તું અહીં જ રહે, હું યુદ્ધમાં જઈને વિદ્રોહીઓનું દમન કરી આવીશ. "

જો મણિરથની માફક યુગબાહુ કપટી હોત તો તો તે મણિરથનું કથન સાંભળી પ્રસન્ન થાત અને એમ વિચારત કે, ઠીક થયું ! આફત ઓછી થઈ ! વાત પણ રહી ગઈ અને જવું પણ ન પડ્યું; પણ તે સરળહૃદયી અને વીર હતો. વીર તો મણિરથ પણ હતો, પણ તેની વીરતા તથા ગંભીરતા મયણરેહાની કામેચ્છાની અગ્નિમાં હોમાઈ ગઈ હતી. મનુષ્યમાં વીરતા-ગંભીરતા ત્યાંસુધી જ રહી શકે છે કે જ્યાંસુધી તેના હૃદયમાં સ્ત્રીઓનાં નયનબાણોનું તીર લાગેલ ન હોય. હૃદયમાં સ્ત્રીઓનું નયનબાણ લાગવાથી વીરતા-ધીરતા આદિ ગુણો નાશને પામે છે. એમ તો મણિરથ અને યુગબાહુ બન્ને સગા ભાઈ હતા, છતાં એ બન્નેમાં જે કાંઈ અંતર હતું તે વંશ, જાતિ કે કુલનું અંતર ન હતું, પણ ભાવનાનું જ અંતર હતું.

મણિરથના કથનના ઉત્તરમાં યુગબાહુએ કહ્યું કે, તમને મારા તરફની આટલી બધી ચિંતા છે તો શું હું ક્ષત્રિયવીર નથી ! શું હું શત્રુઓને કાબુમાં આણી શકીશ નહિ ? જો તમે એમ માનતા હો કે હું શત્રુઓને કાબુમાં આણી શકીશ નહિ, તો એ તો મારા માટે એક કલંકની વાત છે. માટે શત્રુઓનું દમન કરવા હું જ યુદ્ધમાં જઈશ; અને યુદ્ધમાં મારા પરાક્રમનો પરિચય આપી હું કેવો ક્ષત્રિયવીર છું તે બતાવી આપીશ. યુદ્ધમાં જવાથી આપને તથા પ્રજાને મારા પરાક્રમની પણ ખાત્રી થશે. માટે મને યુદ્ધમાં જવાની આપ સહર્ષ સ્વીકૃતિ આપો.

યુગબાહુનું કથન સાંભળી મણિરથ વિચારવા લાગ્યો કે, મારા સદ્દભાગ્યે એક પંથ અને બે કાજ થઈ રહ્યાં છે. એક તો ભાઈ સાથે ભાઈચારાનો સંબંધ જળવાઈ રહે છે અને બીજું મયણરેહાને પ્રાપ્ત કરવામાં જે આડખીલી છે તે પણ દૂર થાય છે. મણિરથના જેવા વિચારવાળા લોકો પણ આવાં કામની સિદ્ધિમાં પોતાનું સદ્દભાગ્ય માનતા હશે પણ જ્ઞાનીજનો કહે છે કે, આમ થવું એ સદ્દભાગ્ય નહિ પણ દુર્ભાગ્ય છે. જ્યારે પાપ કરવાનો અવસર પ્રાપ્ત થાય ત્યારે એમ સમજવું કે, એ દુર્ભાગ્ય છે અને જ્યારે પાપ કરવાનો અવસર પ્રાપ્ત ન થાય ત્યારે એમ સમજવું કે એ સદ્દભાગ્ય છે.

અંદર તો વિષ ભરેલું અને ઉપરથી અમૃતનું ઢાંકણું ઢાંક્યું હોય એવા ઘડાની જેવો જ મણિરથ બની ગયો હતો. અર્થાત્ ' મુખમેં રામ ઔર બગલમેં છૂરી ' એ કહેવત પ્રમાણે તેના પેટમાં તો પાપ હતું પણ ઉપરથી તે એમ કહેવા લાગ્યો કે, " ભાઈ ! હું માનું છું કે તું સાચો વીર છે પણ તું યુદ્ધમાં જાય એ વિરહ મારાથી સહી શકાય નહિ. ભાઈ ! અત્યારે તો હું બહુ જ મુંઝવણમાં પડી ગયો છું. હું શું કરું ! તેની જ મને કાંઈ સૂઝ પડતી નથી. તું યુદ્ધમાં જા એમ મારા મોઢે કેવી રીતે કહી શકું અને યુદ્ધમાં જવાનો તારો અત્યાગ્રહ છે તેને પણ કેવી રીતે રોકી શકું ! હું તો અસમંજસમાં પડી ગયો છું. "

મણિરથના આ કથન ઉપરથી યુગબાહુ સમજી ગયો કે, મોટાભાઈ મને યુદ્ધમાં જવા માટે પોતાના મોઢે કહી શકતા નથી પણ તેમને મારી પ્રાર્થના અસ્વીકાર્ય તો નથી, એટલા માટે યુદ્ધમાં જવું એ જ ઉચિત છે. આ પ્રમાણે વિચાર કરી તેણે મણિરથને પ્રણામ કર્યાં અને સભાગૃહમાંથી નીકળી સીધો પત્નીના મહેલમાં ગયો. આ પ્રમાણે મણિરથે યુગબાહુને દૂર કરવાની જાળ બીછાવી. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ શ્રાવણ શુદ ૧૫ શનિવાર

### પ્રાર્થના

**પદ્મપ્રભુ પાવન નામ તિહારો, પતિત ઉધારનહારો;**
**જદપિ ધીવર ભીલ કસાઇ, અતિ પાપીષ્ટ જમારો;**
**તદપિ જીવહિંસા તજ પ્રભુ ભજ, પાવૈ ભવનિધિ પારો. ॥ પદ્મ૦ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી પદ્મપ્રભુ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં આત્મકલ્યાણ સાધવા માટે એક સરળ, મહત્ત્વપૂર્ણ અને સાદી વાત એ બતાવવામાં આવી છે કે, હે ! આત્મા ! જો તારાથી બીજું કાંઇ બની શકતું ન હોય તો પરમાત્માનું નામસંકીર્ત્તન કર; કારણકે પરમાત્માના નામસંકીર્ત્તનથી પણ તારું દુઃખ દૂર થઈ જશે અને આત્મસુખ પ્રાપ્ત થશે. આ ઉપાય આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષો બધાને માટે સુગમ છે. આ ઉપાયને આચરતાં યોગસાધના કરવાની પણ આવશ્યકતા નથી એટલું જ નહિ પણ ગમે તેવો પાપાત્મા તે એટલે સુધી કેઃ—

ગો બ્રાહ્મણ પ્રમદા બાલકકી, મોટી હત્યાચ્યારો;
તેહનો કરણહાર પ્રભુ ભજને, હોત હત્યાસું ન્યારો.
વેશ્યા ચુગલ ચંડાલ જુઆરી, ચોર મહાવટ મારો;
જો ઇત્યાદિ ભજે પ્રભુ તોને, તો નિવૃત્તે સંસારો.

અર્થાત્—ગાય, બ્રાહ્મણ, સ્ત્રી, બાળક વગેરેની મોટી હત્યા કરનારો, વેશ્યા, ચાડીખોર, ચાંડાળ, જુગારી, ચોર, વાટપાડુ વગેરે પાપાત્માઓ પણ પરમાત્માના નામસંકીર્ત્તનદ્વારા આત્માનું કલ્યાણ સાધી શકે છે. હા, એ વાતની આવશ્યકતા અવશ્ય રહે છે કે, પરમાત્માના નામસંકીર્ત્તનની સાથે પાપને નષ્ટ કરવાની ભાવના હોવી જ જોઈએ. પાપને નષ્ટ કરવાની ભાવના ન હોય પણ પાપને વધારવાની ઇચ્છા હોય અને એ ઇચ્છાએ જ પરમાત્માનું નામસંકીર્ત્તન કરવામાં આવતું હોય તો એ દશામાં આત્માનું કલ્યાણ થઈ જ કેમ શકે ? પણ જેના હૃદયમાં પાપને નષ્ટ કરવાની ભાવના છે તે ભલે ગમે તેવો પાપાત્મા હોય છતાં તે પરમાત્માના નામસંકીર્ત્તનદ્વારા પાપને નષ્ટ કરી આત્માનું કલ્યાણ સાધી શકે છે.

પરમાત્માના નામનો આવો મહિમા છે એ વાતનો સ્વીકાર બધા આસ્તિક લોકો કરે છે. નાસ્તિક લોકો પોતાની અજ્ઞાનતાને કારણે પરમાત્માના નામના આ માહાત્મ્યનો ભલે સ્વીકાર કરતા ન હોય પણ જ્ઞાનીજનો તો એવા નાસ્તિક લોકોને પણ જોઈ પ્રસન્નતા અનુભવે છે કે, નાસ્તિકો પરમાત્મા પ્રત્યે અમારો જે વિશ્વાસ છે તેને દૃઢ કરે છે.

આ ઉપરથી કોઈ એમ કહે કે, નામથી શું થઈ શકે ? તો પ્રશ્નકારને એ જ ઉત્તર આપી શકાય કે, નામ વિના તો કોઈ કામ પણ ચાલી શકતું નથી. વ્યવહારમાં જ જુઓ કે, નામની કેટલી બધી આવશ્યકતા છે ? કોઈ માણુસ કોર્ટમાં જઈને એમ કહે કે, મારે અમુક માણુસ પાસેથી એક લાખ રૂપિયા લેવાના છે તો એને પૂછવામાં આવે કે, કોની પાસેથી લેવાના છે ? પણ તે માણુસ આ પ્રશ્નના ઉત્તરમાં એમ કહે કે, મને તે માણુસના નામની તો ખબર નથી. તો આ માણુસને એમ જ કહેવામાં આવશે કે, જ્યારે તમને કરજદારના નામની જ ખબર નથી તો રૂપિયા કોની પાસેથી અપાવવામાં આવે ! આ પ્રમાણે શું નામ વિના કોઈની ઉપર દાવો ચાલી શકે ખરો ?

નામનું કેવું માહાત્મ્ય છે અને નામની આવશ્યકતા શા માટે છે તે વિષે મોટા મોટા વિદ્વાનોએ ઘણી ચર્ચા કરેલ છે. અત્યારે એ ચર્ચાને નહિ ચર્ચતાં સંક્ષેપમાં કેવળ એટલું જ કહું છું કે, વ્યવહારમાં નામ અને રૂપ બંનેયની આવશ્યકતા છે. શ્રી સ્થાનાંગ સૂત્રમાં પણ કહ્યું છે કેઃ—

**चउविहे सच्चे पण्णत्ते तंजहा नामसच्चे, ठवणसच्चे, दव्वसच्चे, भावसच्चे।**

અર્થાત્—સત્ય ચાર પ્રકારનાં કહેવામાં આવ્યાં છે. નામસત્ય, સ્થાપનાસત્ય, દ્રવ્ય-સત્ય અને ભાવસત્ય. આ ચાર પ્રકારનાં સત્યોમાં પ્રથમ સ્થાન નામસત્યને જ આપવામ આવ્યું છે. પુત્ર–પુત્રીની સગાઈમાં પણ પહેલાં નામ જ જોવામાં આવે છે. કોઈની સાથે જ્યારે સગાઈ–સંબંધ જોડવામાં આવે છે ત્યારે તેનું નામ લેવું કે સાંભળવું એ કોઈ જુદા જ પ્રકારનું હોય છે અને સગાઈ–સંબંધ જોડયા પહેલાં નામ લેવું કે સાંભળવું તે પણ જુદા જ પ્રકારનું હોય છે. પરમાત્માની સાથે સંબંધ જોડી પરમાત્માનું નામ લેવું એ પણ જુદા જ પ્રકારનું હોય છે અને ઉપલક દૃષ્ટિએ પરમાત્માનું નામ લેવું એ પણ જુદા પ્રકારનું હોય છે. તમે ઉપલક દૃષ્ટિએ તો પરમાત્માનું નામ લો જ છો, પણ સંબંધ જોડયા બાદ નામ લેવામાં જે આનંદ મળે છે તે આનંદ તેમાં મળતો નથી. પરમાત્માની સાથે આત્મિક સંબંધ જોડયા બાદ પરમાત્માનું નામ લેવામાં આવે તો આત્માનંદ ઘણો જ મળે છે.

સંબંધ જોડયા બાદ નામ લેવાથી કે સાંભળવાથી કેવો આનંદ પ્રાપ્ત થાય છે એને માટે એ જુઓ કે, કોઈ પતિવ્રતા સ્ત્રીનો પતિ બાર વર્ષથી વિદેશ ગયો હોય તે પતિનું નામ લઈ કોઈ એમ કહે કે, તે પરદેશથી આવ્યા. તો પતિનું નામ સાંભળી તે સ્ત્રીને કેટલો બધો આનંદ થશે ? જો કે, તે સ્ત્રીએ પતિનું નામ જ સાંભળ્યું છે છતાં તેને કેવળ નામ માત્ર સાંભળવાથી પણ કેટલો બધો આનંદ થયો હશે તે તો તે પોતે જ જાણી શકે છે. પતિનું નામ સાંભળતાં જ તેના હૃદયમાં પ્રેમ–ઉમળકો આવે છે. આ ઉપરથી આપણે એ જોવાનું છે કે, પતિવ્રતા સ્ત્રીને પોતાના પતિના નામ સાથે જ્યારે આટલો બધો પ્રેમ છે ત્યારે જો આપણે પરમાત્માની સાથે પ્રીતિસંબંધ જોડયો હોય તો તેમનું નામસ્મરણ કરતાં આપણને કેટલી બધી પ્રસન્નતા થવી જોઈએ ? સીતાને જ્યારે રાવણે પકડી અશોકવનમાં રાખી હતી ત્યારે સીતાએ એમ

સાંભળ્યું કે, રામ સેનાને લઈ રાવણના હાથમાંથી મને છોડાવવા માટે આવી રહ્યા છે. આ સાંભળી તેને કેવી પ્રસન્નતા થઈ હશે એ તો સીતા જ જાણી શકે. જો કે, સીતાએ રામનું નામ જ સાંભળ્યું હતું છતાં તેના હૃદયમાં કેવી પ્રસન્નતા થઈ! એનું કારણ એ જ છે કે, સીતાએ રામની સાથે સાચો સંબંધ જોડયો હતો. આ જ પ્રમાણે પરમાત્માનું નામસ્મરણ કરતાં જ હર્ષાવેશથી આપણાં રૂવાડાં ઊભાં થઈ જાય તો સમજવું કે, આપણે પરમાત્મા સાથે સંબંધ જોડયો છે અને પરમાત્માની સાથે સંબંધ જોડીને જ આપણે તેનું નામસ્મરણ કરીએ છીએ.

## સમ્યક્ત્વ પરાક્રમ—ચોથો બોલ

હવે આ જ વાત શાસ્ત્રદ્વારા કહું છું. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં ૨૯ મા અધ્યયનનાં સંવેગ, નિર્વેદ અને ધર્મશ્રદ્ધા એ ત્રણ બોલ વિષે વિચાર કરવામાં આવ્યો છે. આજે "ગુરુસધાર્મિક-સુશ્રૂષા" બોલ વિષે વિચાર કરવાનો છે. આજની પ્રાર્થનાનો વિષય પણ ચોથા બોલમાં જાણે સ્પષ્ટ કરવામાં આવ્યો છે એટલા માટે હવે શાસ્ત્રની જ વાત કહું છું. ગુરુસધાર્મિકસુશ્રૂષા વિષે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે :—

### ચોથો બોલ

**(४)-गुरुसाहम्मियसुस्सूसणाए णं भन्ते! जीवे किं जणयइ ?**

આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કે :—

**गुरुसाहम्मियसुस्सूसणाए णं विणयपडिवत्तिं जणयइ, विणयपडिवन्ने य णं जीवे अणुच्चासायणसीले नेरइयतिरिक्खजोणियमणुस्सदेवदुग्गईओ, वण्णसंजलणभत्तिबहुमाणयाए मणुस्सदेवगईओ निबन्धइ सिद्धिं सोग्गइं च विसोहेइ, पसत्थाइं च णं विणयमूलाइं सव्वकज्जाइं साहेइ, अन्ने य बहवे विणिइत्ता भवइ ॥ ४ ॥**

આ સૂત્રનો મૂળપાઠ છે. નામસંકીર્તનનો મહિમા વર્ણવતાં જ્ઞાનીજનો કહે છે કે, નામ અને પરમાત્માને એક રૂપે જોવા જોઈએ. આ જ પ્રમાણે પ્રસ્તુત સૂત્રમાં પરમાત્મા અને આરાધકને એક રૂપે જોવાનું કહેવામાં આવ્યું છે. અત્રે આ વિષે એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે :—

'હે! ભગવન્! ગુરુ અને સહધર્મીની સેવા-સુશ્રૂષા કરવાથી જીવને ક્યા ફળની પ્રાપ્તિ થાય છે?'

આ પ્રશ્ન વિષે વિચાર કરતાં પહેલાં સર્વપ્રથમ એ જોવાની આવશ્યકતા છે કે, ગુરુ એટલે શું અને કોઈને ગુરુ શા માટે બનાવવામાં આવે છે? ગુરુ શબ્દનો પદચ્છેદ કરતાં વૈયાકરણો એમ કહે છે કે, 'गु' શબ્દ અંધકાર અર્થનો દ્યોતક છે અને 'रु' શબ્દ અંધકારનો નિરોધ કરવાના અર્થનો દ્યોતક છે. આ પદચ્છેદ પ્રમાણે ગુરુ શબ્દનો અર્થ 'અંધકારનો નાશ કરનાર' એવો થાય છે.

ઘરમાં અંધકાર હોય તો કેટલી બધી મુશ્કેલીઓ પડે છે એ તો તમે જાણો જ છો. આ મુશ્કેલીમાંથી બચવા માટે દીવો ઘરમાં રાખવામાં આવે છે. ઘરમાં અંધકાર હોય અને દીવો ન હોય તો ચોર કે શેઠ વચ્ચેનો કે દોરી કે સર્પ વચ્ચેનો વિવેક થઈ શકતો નથી. અંધકારને લીધે ઘણીવાર વિપર્યાસ પણ થઈ જાય છે અને એક ચીજને બદલે બીજી ચીજ માનવામાં આવે છે. અંધકારથી પેદા થતો આ વિપર્યાસ પ્રકાશદ્વારા જ દૂર થઈ શકે છે. પ્રકાશદ્વારા જ

ચોર કે શાહૂકારનો, સાપ કે દોરીનો વિવેક થઈ શકે છે. તમે રાત્રે વ્યાપાર કરો છો પણ જો પ્રકાશમાં વ્યાપાર કરવામાં ન આવે અને અંધકારમાં વ્યાપાર કરવામાં આવે તો તે વ્યાપાર પ્રામાણિક પણ માનવામાં ન આવે. આ પ્રમાણે વ્યવહારમાં પણ પ્રકાશની આવશ્યકતા છે. અંધકારમાં કરવામાં આવેલું વ્યાવહારિક કાર્ય પણ પ્રામાણિક માનવામાં આવતું નથી. આ તો દ્રવ્ય અંધકારની વાત થઈ.

જ્યારે દ્રવ્ય અંધકારથી પણ આટલો બધો અનર્થ થઈ શકે છે ત્યારે ભાવ અંધકારથી કેવો અને કેટલો બધો અનર્થ પેદા થતો હશે તે કલ્પી શકાય છે. અજ્ઞાનરૂપી ભાવ અંધકારથી ન જાણે કેટલાં બધાં અનર્થો પેદા થતાં હશે ? આ અજ્ઞાન–અંધકારે જ સંસારમાં અંધાધુંધી ફેલાવી છે. સાધુને અસાધુ; અસાધુને સાધુ; દેવને કુદેવ, કુદેવને દેવ; ધર્મને અધર્મ, અધર્મને ધર્મ, જીવને અજીવ અને અજીવને જીવ વગેરે આ અજ્ઞાન–અંધકારને કારણે જ માનવામાં આવે છે. જે જે ખરાબ કામો થતાં જોવામાં આવે છે, તે બધાં અજ્ઞાન–અંધકારને કારણે જ થાય છે. જ્ઞાનીઓએ અજ્ઞાનને પણ ક્ષયોપશમ ભાવમાં ગણ્યું છે. અજ્ઞાનમાં પણ બુદ્ધિ તો હોય છે પણ તે બુદ્ધિ ઊલટી હોય છે. પુરુષને સ્થાણુ ( ઝાડનું ઠુંઠું ) અને સ્થાણુને પુરુષ માનવો એ અજ્ઞાન તો છે પરંતુ તેમાં પણ ક્ષયોપશમ ભાવ છે. જો ક્ષયોપશમ ભાવ ન હોય તો તો કાંઈ જાણી જ શકાય નહિ. એટલે અજ્ઞાનમાં ક્ષયોપશમ ભાવ તો છે પરંતુ તે મોહયુક્ત હોય છે એ કારણે ક્ષયોપશમ ભાવથી પેદા થતું જ્ઞાન પણ વિપરીત થઈ ગયું છે અને તેથી જ તે વિપરીત જ્ઞાનને વિપર્યય જ્ઞાન કહેવામાં આવે છે.

કહેવાનો આશય એ છે કે, જે પ્રમાણે અંધકારને દૂર કરવા માટે દીપકની આવશ્યકતા રહે છે તે જ પ્રમાણે અજ્ઞાનને દૂર કરવા માટે જ્ઞાનની આવશ્યકતા રહે છે. જે અજ્ઞાન-અંધકારને દૂર કરી સાચા જ્ઞાનનો પ્રકાશ આપે છે તે ગુરુ છે. ગુરુ કોણ થઈ શકે ? એને માટે શ્રી સૂયગડાંગ સૂત્રમાં કહ્યું છે કે, "ગુરુ ભલે આર્ય હોય કે અનાર્ય હોય, સુરૂપ હોય કે કુરૂપ હોય, સ્થૂલ શરીરવાળો હોય કે દુર્બળ હોય પણ તેનામાં અજ્ઞાન–અંધકારને દૂર કરવાની શક્તિ અવશ્ય હોવી જોઈએ." જો તે ગુરુમાં જ્ઞાન–પ્રકાશ આપવાની શક્તિ હોય તો સમજવું કે તેનામાં ગુરુપદની યોગ્યતા છે. દીપક સોનાનો હોય કે ચાંદીનો હોય પણ જો તે પ્રકાશ આપતો ન હોય તો તે શા કામનો ? આથી વિરુદ્ધ જો દીપક માટીનો પણ ભલે હોય પરંતુ જો તે પ્રકાશ આપતો હોય તો તે કામનો છે. આ જ પ્રમાણે ગુરુ શરીર કે રૂપથી ગમે તેવા હોય પણ જો તેમનામાં અજ્ઞાનને દૂર કરવાની શક્તિ હોય તો ગુરુ બની શકે છે અને જો અજ્ઞાનને દૂર કરવાની શક્તિ ન હોય તો ગુરુ બની શકે નહિ. આજકાલ ગુરુને માટે એ વાત જોવામાં આવતી નથી. આજે તો કેવળ ઉપરનો જ રંગઢંગ જોવામાં આવે છે પણ વાસ્તવમાં જે અજ્ઞાનનો અંધકાર દૂર કરે એવો જ ગુરુ હોવો જોઈએ.

આ ઉપરથી કોઈ એમ કહી શકે કે, એ તો ઠીક છે કે, જે જ્ઞાનનો પ્રકાશ આપે તે ગુરુ છે. પણ જો ગુરુ પોતાના જ્ઞાન પ્રમાણે વર્ત્તતા ન હોય તો તેમાં અમને તો કાંઈ વાંધો નથી; કારણ કે અમારે તો તેમની પાસેથી જ્ઞાનનો પ્રકાશ લેવાનો છે, પછી ભલેને તે ગુરુ પોતાના જ્ઞાન પ્રમાણે વર્ત્તતા હોય કે ન વર્ત્તતા હોય ! અમારે તેથી શું કામ ? આ પ્રશ્નના ઉત્તરમાં જૈનશાસ્ત્ર કહે છે કે, પોતાનામાં જે જ્ઞાન છે તે જ્ઞાન પ્રમાણે જો પોતે વર્ત્તતા ન હોય તો, તેનું જ્ઞાન પણ અજ્ઞાન છે. આ જ પ્રમાણે તમારામાં પણ તે જ્ઞાન નહિ પણ અજ્ઞાન જ ભરશે.

અહમદનગરમાં એક નાટક કંપની આવી હતી. ત્યાંના લોકો તે કંપનીની બહુ પ્રશંસા કરતા હતા કે, આ કંપની જેવી બીજી એકેય કંપની અત્યાર સુધી અહીં આવી નથી. તે કંપની નાટક કરીને લોકોને એવી રીતે રીઝાવતી હતી કે લોકો પ્રસન્ન થઈ જતા હતા. એક દિવસ હું જ્યાં જંગલ ગયો હતો ત્યાં તે નાટકિયાઓ પણ યોગાનુયોગે આવ્યા હતા. તે નાટકિયાઓ પરસ્પર જે વાતો કરતા હતા તે વાતો સાંભળી અને તે લોકોની હલ્કી મશ્કરી જોઈ હું તો આશ્ચર્યચકિત થઈ ગયો. મેં વિચાર્યું કે, આ લોકો નાટકમાં રામ અને હરિશ્ચંદ્રનો પાઠ ભજવે છે, પણ આ લોકોના હૃદયની ભાવના કેવી નીચ છે? શું આ નીચ ભાવનાની અસર દર્શકો ઉપર પડતી નહિ હોય? અવશ્ય પડે જ.

આ પ્રકારના નાટકિયા ગુરુની અસર શું શિષ્યો ઉપર પડતી નહિ હોય? જે અન્તઃકરણમાં જ્ઞાનને સ્થાન આપતો નથી, જે જ્ઞાન પ્રમાણે આચરણ કરતો નથી તે શાસ્ત્રના કથનાનુસાર ગુરુ થઈ શકે નહિ. મહાત્માઓએ આ પ્રકારના—જાણવું જુદું અને કરવું જુદું અર્થાત્ જ્ઞાનાનુસાર ક્રિયા નહિ કરનારા—લોકોની નિંદા કરી છે. આવશ્યક નિર્યુક્તિમાં કહ્યું છે કેઃ—

**किं पुच्छसि साहूणं तवं च नियमं च संजमं च**
**तओ करिस्ससि वंदियं एवं मे पुच्छिओ साहू।**

એક માણસ સાધુને જોઈ રહ્યો હતો પણ તેણે સાધુને વંદન કર્યું નહિ. કોઈએ તેને કહ્યું કે, સાધુને શું જુએ છે? શું તેમના તપને જુએ છે, નિયમને જુએ છે, સંયમને જુએ છે કે બ્રહ્મચર્યને જુએ છે?

આકૃતિ જોવા માત્રથી પણ એ જાણી લેવામાં આવે છે કે, તેનામાં આ ગુણો છે કે નહિ? જે પ્રમાણે ઝાડનું મૂળ જોવામાં આવતું નથી પણ ઉપરથી ઝાડને લીલુંછમ જોઈને એ જાણી લેવામાં આવે છે કે, એ ઝાડનું મૂળ સારું છે; તે જ પ્રમાણે આકૃતિ જોવા માત્રથી એ પણ જાણી લેવામાં આવે છે કે, તેનામાં તપ, સંયમ, નિયમ, બ્રહ્મચર્ય આદિ ગુણો છે કે નહિ?

તે સાધુને જોનારો વિચારે છે કે, મારે તેને ગુરુ બનાવવો છે; એટલા માટે હું તેના તપ, નિયમ, સંયમ, બ્રહ્મચર્ય આદિ ગુણોને જોઉં છું. આત્માને જે દ્વારા અંકુશમાં રાખી શકાય તે તપ છે, મર્યાદાનું પાલન કરવું તે નિયમ છે, આત્માને વશમાં રાખવો તે સંયમ છે અને આત્માની વીર્યશક્તિને ફોરવવી તે બ્રહ્મચર્ય છે.

આ પ્રમાણે તપ-નિયમાદિ ગુણોને જોનારને કોઈએ પૂછ્યું કે, શું તમે તપ-નિયમાદિ ગુણોને જુઓ છો? ત્યારે જોનારે કહ્યું કે, હા! હું પહેલાં સાધુનાં તપ-નિયમાદિ ગુણો જોઉં છું અને બાદ તેને ગુરુ તરીકે સ્વીકારું છું. આ સાંભળી પૂછનારે કહ્યું કે, આ પ્રમાણે સર્વપ્રથમ ગુણોની પરીક્ષા કરનાર કોઈ દિવસ ઠગાશે નહિ.

આ સૂત્રપાઠ ઉપરથી વિચારવાનું એ છે કે, જે કેવળ નાટકના ખેલની માફક ઉપરથી જ્ઞાનનો ઢોંગ બતાવે છે પણ પોતે જ્ઞાનાનુસાર આચરણ કરતો નથી તે ગુરુપદને યોગ્ય નથી. જે બીજાને તો જ્ઞાનની વાતો બતાવે છે પણ પોતે તે પ્રમાણે આચરણ કરતો નથી તે કેવળ આડંબરી છે. એ વાત બીજી છે કે, પોતે વીતરાગી નથી છતાં વીતરાગનું સ્વરૂપ બતાવતો

હોય; પણ આવી દશામાં વીતરાગનું સ્વરૂપ બતાવનારે એ વાત સ્પષ્ટ કરી દેવી જોઈએ કે, હું હજી વીતરાગ થયો નથી પરંતુ વીતરાગના માર્ગનો મુમુક્ષુ છું. આ પ્રમાણે તે માર્ગનો મુમુક્ષુ થઈને વીતરાગનો માર્ગ બતાવે તો તે યોગ્ય જ છે. પણ પોતે તો તે માર્ગનો મુમુક્ષુ ન બને અને બીજાને જ તે માર્ગ બતાવે તો તે વ્યક્તિ આડંબરી છે એમ જ કહી શકાય. આવી આડંબરી વ્યક્તિ ગુરુપદને યોગ્ય બની શકે નહિ.

શાસ્ત્ર કહે છે કે, જ્ઞાન અને ક્રિયા એ બન્નેયની આવશ્યકતા છે. જેનામાં જ્ઞાન અને ક્રિયા હોય તે જ ગુરુ બની શકે છે. જેનામાં જ્ઞાન તો હોય પણ ક્રિયા ન હોય, અને ક્રિયા હોય તો જ્ઞાન ન હોય તે ગુરુ બની શકે નહિ. જો કોઈ દીપકમાં કેવળ વાટ હોય કે કેવળ તેલ હોય તો તે દીપક પ્રકાશ આપી શકે નહિ. દીપક પ્રકાશ તો ત્યારે જ આપી શકે કે જ્યારે દીપકમાં તેલ અને વાટ બન્નેય હોય. આ જ પ્રમાણે જ્ઞાન તો હોય પણ ક્રિયા ન હોય અથવા ક્રિયા તો હોય પણ જ્ઞાન ન હોય તો કલ્યાણ થઈ શકતું નથી. આત્મ–કલ્યાણ સાધવા માટે તો જ્ઞાન અને ક્રિયા એ બન્નેયની આવશ્યકતા રહે છે, કારણકે જેનામાં જ્ઞાન અને ક્રિયા બન્નેય હોય તે જ આત્માનું કલ્યાણ સાધી શકે છે.

આ તો ગુરુ કોને કહેવો એ વિષે વાત થઈ. અજ્ઞાન અંધકારનો જે નાશ કરે તે સાચો ગુરુ છે.

હવે સહધર્મી કોને કહેવાય ? તમે ધર્મ કરો છો પણ શું તમારા એકલાથી ધર્મ ચાલી શકે છે ? નહિ. જો કોઈ ખેતરમાં ચણાનો એક જ છોડ હોય તે ખેતરને ચણાનું ખેતર કહી શકાતું નથી, પણ ખેતરમાં જે ધાનનાં વધારે છોડ હોય તે ધાનનું તે ખેતર કહેવાય છે. આ જ વાતને ધર્મ વિષે પણ સમજો. ધર્મ ત્યારે જ ચાલી શકે છે કે જ્યારે તે ધર્મને પાળનારાઓ અનેક હોય છે. જો અનેક માણસો ધર્મને પાળનારા ન હોય પણ કેવળ એક જ માણસ ધર્મને પાળનારો હોય, તો એ અવસ્થામાં ધર્મનું પાલન થવું મુશ્કેલ થઈ પડે છે. ઉદાહરણ તરીકે માનો કે, કોઈ એક શહેરમાં બધા લોકો ચોર–લફંગા હોય અને કોઈ નીતિમાન મનુષ્ય ન હોય તો શું ત્યાં તમારો જીવનવ્યવહાર બરાબર ચાલી શકે ખરો ? પણ જ્યારે ત્યાં નીતિમાન લોકો રહેતા હોય ત્યારે જ તમારો જીવનવ્યવહાર સરળતાપૂર્વક ચાલી શકે છે. આ પ્રમાણે તમારા નૈતિક જીવનનો વ્યવહાર સરળ બનાવવા માટે તમને નીતિમાન લોકોની પણ આવશ્યકતા રહે છે. જે માણસ પ્રામાણિકતાપૂર્વક લેવડદેવડ કરે છે, તે ભલે ગમે તે જાતિનો હોય તોપણ, તમે તેના ઉપર વિશ્વાસ કરશો; પણ જે પ્રામાણિક નથી તે ભલે તમારો ભાઈ પણ હોય તો પણ, તમે તેના ઉપર વિશ્વાસ રાખી શકશો નહિ. આ પ્રમાણે વ્યવહારમાં પણ સહધર્મીની આવશ્યકતા રહે છે.

વ્યવહારધર્મમાં જેમ સહધર્મીની આવશ્યકતા રહે છે તેમ લોકોત્તરધર્મમાં પણ સહધર્મીની આવશ્યકતા રહે છે. અમને સાધુઓને પણ સહધર્મીની આવશ્યકતા રહે છે. જો સહધર્મીની સહાયતા અમને પ્રાપ્ત ન થાય તો અમારું કામ ચાલવું પણ મુશ્કેલ થઈ જાય ! ઉદાહરણ તરીકે, અમને જ્યારે શ્રાવક–શ્રાવિકા વગેરેની સહાયતા મળી છે ત્યારે અમારું ચાતુર્માસ અહીં થઈ શકયું છે અને અમે ચાતુર્માસ કરવા માટે અત્રે રહી શકયા છીએ. જો અમને આ પ્રકારની સહાયતા પ્રાપ્ત ન થાય તો અમારે ભાદરવા મહિનામાં પણ વિહાર કરવો પડે. ભગવાને પણ શાસ્ત્રમાં એવી આજ્ઞા આપી છે કે, ' હે ! સાધુઓ ! જો તમારા વ્રત–સંયમમાં

કોઈ પ્રકારની બાધા પેદા થતી હોય તો તમે એ સ્થાનેથી બીજે સ્થાને ભાદરવામાં પણ વિહાર કરી શકો છો.'

આ પ્રમાણે અમારા માટે પણ સહધર્મીની સહાયતાની આવશ્યક્તા રહે છે અને તેમની સહાયતા પ્રાપ્ત થયે જ અમે ધર્મનું પાલન કરી શકીએ છીએ. સાધુઓ અને શ્રાવકો એ અમારા સહધર્મીઓ છે. સાધુઓ તો લિંગથી પણ સહધર્મી છે અને ધર્મથી પણ સહધર્મી છે; પણ શ્રાવકો લિંગથી તો સહધર્મી નથી પરંતુ ધર્મથી સહધર્મી છે. આ ઉપરથી કોઈ એમ કહે કે, ધર્મથી સાધુ અને શ્રાવક સહધર્મી કેવી રીતે કહી શકાય? કારણકે, સાધુઓ તો અનગાર-ધર્મનું પાલન કરે છે અને શ્રાવકો તો આગારધર્મનું પાલન કરે છે તો પછી બન્ને સહધર્મી કેવી રીતે કહી શકાય? આ પ્રશ્નના ઉત્તરમાં એ જ કહી શકાય કે, શ્રાવકોમાં અણુવ્રત હોય છે અને સાધુઓમાં મહાવ્રત હોય છે. અણુવ્રત અને મહાવ્રત પરસ્પર સંબંધિત છે અર્થાત્ અણુવ્રતના આધારે જ મહાવ્રત છે અને મહાવ્રતને આધારે જ અણુવ્રત છે. આ પ્રમાણે એક બીજાનો પારસ્પરિક સંબંધ છે. આ સંબંધને કારણે જ સાધુઓ અને શ્રાવકો સહધર્મી છે. ધર્મના પાલન માટે બન્નેયની આવશ્યક્તા રહે છે. અણુવ્રતનું પાલન કરવામાં ન આવે તો મહાવ્રતનું પાલન થવું બહુ જ મુશ્કેલ થઈ જાય. જો કોઈ અણુવ્રત પાળનાર ન હોય તો અમને મહાવ્રતોનું પાલન કરવામાં ઘણી જ મુશ્કેલીઓ ઊભી થાય. જેમકે, તમે લોકો મીલનાં ચરબીવાળાં વસ્ત્રો જ પહેરો તો એ અવસ્થામાં અમને ખાદી ક્યાંથી મળી શકે? આ પ્રમાણે અમને મહાવ્રતોનું પાલન કરવા માટે અણુવ્રતોનું પાલન કરનાર શ્રાવકોની સહાયતાની આવશ્યક્તા રહે જ છે. જે પ્રમાણે નીતિધર્મ હોવાથી લોકોત્તરધર્મનું પાલન થઈ શકે છે તે જ પ્રમાણે અણુવ્રતોનું પાલન થવાથી જ મહાવ્રતોનું પાલન બરાબર થઈ શકે છે. જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્રમાં કહ્યું છે કે, 'સર્વપ્રથમ લોકોત્તર ધર્મનો વિચ્છેદ થશે અને ત્ત્યારબાદ લૌકિક ધર્મનો ઉચ્છેદ થશે." આ સૂત્રકથનનો આશય એ જ છે કે, નીતિધર્મનું પાલન ન થવાથી લોકોત્તર ધર્મનું પણ પાલન થઈ શકતું નથી.

તમારા ઉપર હું મહાવ્રતોનું પાલન કરવાનું ઉત્તરદાયિત્વ મૂકતો નથી, તેમ તમારે મહાવ્રતોનું પાલન કરવું જોઈએ એમ પણ કહેતો નથી; પરંતુ એટલું તો જરૂર કહું છું કે, તમે લોકો અણુવ્રતોનું પાલન તો બરાબર કરો. તેના પાલનમાં કોઈ પ્રકારની કચાશ રાખો નહિ. જો તમે લોકો અણુવ્રતોનું પાલન ન કરો અને તમે હિંસક, ખોટું બોલનારા, ચોરી કરનારા, પરદારસેવી બની જાઓ તો શું એ અવસ્થામાં તમારા હાથનો આહાર લેવો અમારા માટે ઉચિત કહી શકાય? પણ અમે આહાર ન લઈએ તો જઈએ ક્યાં? એટલા માટે વિવશ થઈને અમારે આહાર લેવો પડે છે! પરંતુ એ દશામાં લેવામાં આવેલો તે આહાર અમારા પેટમાં જઈ કેવી દુર્ભાવના પેદા કરશે? અને જો તમે અણુવ્રતોનું બરાબર પાલન કરનારા હો તો એ દશામાં તમારા હાથનો લેવામાં આવેલો આહાર અમારા પેટમાં જઈ કેવી સદ્ભાવના પેદા કરશે? તમારા અણુવ્રતોના પાલનની પવિત્રતા અમારા મહાવ્રતોમાં પણ પવિત્રતાનો સંચાર કરશે. તમે ધર્મની દૃષ્ટિએ અમારા સહધર્મી છો તો તમે અણુવ્રતના પાલનદ્વારા અમારાં મહાવ્રતોના પાલનમાં અમને સહકાર આપો.

સહધર્મીની સહાયતા વિના જીવન પણ નભી શકતું નથી. જીવનને માટે પણ અનેક જણાની સહાયતાની આવશ્યકતા રહે છે. વૃક્ષ-વનસ્પતિ એમ તો મનુષ્યોથી દૂર છે, પણ

વિજ્ઞાન કહે છે કે, મનુષ્યનું જીવન વનસ્પતિની સહાયતાના આધારે જ ટકી રહ્યું છે. મનુષ્યસમાજ ઑક્સીઝન હવા ઉપર જીવી રહ્યો છે. જો મનુષ્યસમાજને ઑક્સીઝન હવા ક્ષણભરને માટે પણ ન મળે તો માનવસમાજને જીવવું મુશ્કેલ થઈ જાય. ઑક્સીઝન હવા માનવસમાજને માટે પ્રાણવાયુ છે. આ પ્રાણવાયુના આધારે જ મનુષ્યસમાજનું જીવન ટકી રહ્યું છે. મનુષ્ય પોતાનામાં ઑક્સીઝન હવાને ખેંચે છે અને તેના બદલામાં કારબૉનિક હવા શ્વાસદ્વારા બહાર કાઢે છે. જો તે કારબૉનિક હવા દુનિયામાં ફેલાઈ જાય તો દુનિયાના લોકો મરી જ જાય. પણ વૃક્ષ–વેલ આદિ વનસ્પતિ, માનો કે માનવસમાજની જીવનરક્ષાને માટે, તે કારબૉનિક હવાને પોતાનામાં ખેંચી લે છે અને તેના બદલામાં ઑક્સીઝન હવા આપે છે. વૃક્ષોને ઑક્સીઝન હવાની આવશ્યકતા નથી પણ કારબૉનિક હવાની જરૂર હોય છે. આ પ્રમાણે જે ઑક્સીઝન હવા માનવસમાજને માટે પ્રાણવાયુ છે તે જ ઑક્સીઝન હવા વૃક્ષોને માટે ઝેરી વાયુ છે; અને જે કારબૉનિક હવા માનવસમાજને માટે ઝેરી વાયુ છે તે જ કારબૉનિક હવા વૃક્ષોને માટે પ્રાણવાયુ છે. આ પ્રમાણે વૃક્ષોનો માનવસમાજ ઉપર કેટલો બધો ઉપકાર છે તે જુઓ. તમે વનસ્પતિને તોડવા–મરોડવામાં રહો છો પણ વનસ્પતિનો તમારા ઉપર કેટલો બધો ઉપકાર છે ! તેનું મહત્ત્વ જાણતા નથી. ભલે પાશ્ચાત્ય લોકો ધર્મને જાણતા ન હોય પણ તેઓ શરીરવ્યવહારને તો સારી રીતે જાણે જ છે અને એટલા જ માટે તેઓ પોતાના બંગલાઓમાં વૃક્ષારોપણ કરે છે અને તેમની સ્ત્રીઓ વૃક્ષોને જળ પણ સીંચે છે. તે લોકો આ કાર્ય ધર્મ સમજીને તો કરતા નથી પણ જીવનને માટે વૃક્ષોને સહધર્મી માની તેનું આરોપણ, જલસિંચન વગેરે કરે છે. તેઓ સારી રીતે જાણે છે કે, વૃક્ષો અમારા જીવનને પ્રાણવાયુ આપતા હોવાથી અમારા પ્રાણરક્ષક છે અને એટલા માટે સહધર્મી છે.

કહેવાનો આશય એ છે કે, જે પ્રમાણે વ્યવહારમાં સહધર્મીની સહાયતાની આવશ્યકતા રહે છે, તે જ પ્રમાણે ધર્મનું પાલન કરવામાં પણ સહધર્મીની સહાયતાની આવશ્યકતા રહે છે. અમે કાઠિયાવાડમાં રાજકોટ શ્રીસંઘની વિનંતિથી આવ્યા પણ કેટલાક લોકોનું કહેવું છે કે, એ વિનંતી સમસ્ત કાઠિયાવાડની જ હતી. કોઈની પણ વિનંતિ હોય, પણ કાઠિયાવાડમાં ઠાકરશીભાઈએ* કલ્પમર્યાદા રાખીને પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષરૂપે અમારી જે સહાયતા કરી છે તેવી સહાયતા બીજા કોઈએ કરી નથી. તેઓ અમારી સાથે વિહારમાં પણ રહ્યા, પરંતુ અમે તેમને કોઈ દિવસ અપ્રામાણિકતાનો વ્યવહાર કરતાં જોયા નહિ. જ્યારે તમે અમારા સહધર્મી છો, તો તમારે અમારી સહાયતા પણ કરવી જોઈએ કે નહિ; અને અમારામાં કોઈ પ્રકારની ખામી જોવામાં આવે તો એ ખામીથી અમને સૂચિત કરવા જોઈએ કે નહિ ? જો તમે અમને અમારી ખામી કે અમારી ભૂલ સૂચિત ન કરો તો એમ કહેવું પડે કે, કાં તો તમે તમારું કર્ત્તવ્ય જાણતા જ નથી અથવા તમારા કર્ત્તવ્યનું પાલન કરતા નથી.

જે પ્રમાણે તમે અમારા સહધર્મી છો તે જ પ્રમાણે શ્રાવક–શ્રાવક પણ પરસ્પર

* રાજકોટના રહીશ રાવસાહેબ ઠાકરશી મકનજી ઘીઆ. તેઓશ્રી જુનાગઢ સ્ટેટમાં ચીફ ઇન્જીનીયર તરીકે ઘણાં વરસો સુધી નોકરી બજાવી હાલ પેન્શન ઉપર છે અને સમાજસેવા કરી રહેલ છે. તેઓને બ્રીટીશ સરકાર અને જુનાગઢ સ્ટેટ તરફથી મોટું પેનશન મળે છે અને બ્રીટીશ સરકાર તરફથી તેમને "રાવ સાહેબ" નો ચાંદ મળેલ છે.

સહધર્મી છે. શ્રાવકોને પણ પરસ્પર એક બીજાની સહાયતાની આવશ્યકતા રહે છે. પરંતુ કેટલાક લોકોનું એવું કથન છે કે, સાધુઓની સેવા કરવી એ તો ધર્મ છે પણ શ્રાવકોની સેવા કરવી એ તો પાપ છે. આ પ્રમાણે કહેનારા લોકો એટલું પણ વિચારતા નથી કે, એકલાપણામાં ધર્મ ટકી પણ શકતો નથી. ધર્મને માટે સહધર્મીની સહાયતાની આવશ્યકતા છે અને એ કારણે સહધર્મીની સેવા કરવી એ કલ્યાણનો માર્ગ છે. સાધુઓને શ્રાવકોની સહાયતાની આવશ્યકતા છે, અને શ્રાવકોને સાધુની સહાયતાની આવશ્યકતા છે. પરંતુ સાધુઓ અને શ્રાવકો લિંગથી સહધર્મી ન હોવાને કારણે અમે–સાધુઓ શ્રાવકોની સેવા કરી શકતા નથી; પણ શ્રાવકોએ શ્રાવકોની સેવા કરવી એ પાપનો માર્ગ નહિ પરંતુ કલ્યાણનો માર્ગ છે.

ગુરુ અને સહધર્મી કોને કહેવા એ વિષે ઉપર વિવેચન કરવામાં આવ્યું છે. આવા યોગ્ય ગુરુ અને સહધર્મીની સેવા કરવી એ મહાન્ ફલની પ્રાપ્તિનું એક કારણ છે; એટલા માટે ગુરુ અને સહધર્મીની સેવા કરો તો તેમાં કલ્યાણ છે.

## મયણરેહા ચરિત્ર—૧૮

એક બીજાની સેવા કરવાનું શું ફળ મળે છે તે મયણરેહાની કથા ઉપરથી જુઓ. મયણરેહા અને યુગબાહુની કથાનો થોડો પણ આદર્શ જો તમે અપનાવો તો તમારું કલ્યાણ થઈ જાય. જો કે, આ આદર્શને સંપૂર્ણપણે અપનાવવો તો મુશ્કેલ પણ હોઈ શકે પરંતુ આ આદર્શને અંશતઃ પણ અપનાવવામાં આવે તો પણ કલ્યાણ થઈ જાય ! જે પ્રમાણે રેડિયમ ધાતુને માટે એવું સાંભળવામાં આવે છે કે, તે ધાતુ બહુ કીંમતી હોય છે અને સંસારમાં તે બહુ જ ઓછા પ્રમાણમાં છે. આવું કીંમતી રેડિયમ જો ઘણા પ્રમાણમાં મળી જાય તો તેનું કહેવું જ શું ! પણ જો તેનો એક કણ પણ મળી જાય તો તેથી પણ ઘણો લાભ થઈ શકે છે. આ જ પ્રમાણે મયણરેહાનો આદર્શ તો રેડિયમના પહાડ જેવો છે એટલા માટે એ આદર્શને સંપૂર્ણતઃ ન અપનાવી શકવા છતાં પણ અંશતઃ અપનાવવામાં આવે તોપણ તેથી આત્મકલ્યાણ સાધી શકાય છે.

મયણરેહા ધર્મને કેટલું બધું મહત્ત્વ આપતી હતી તે જુઓ. જો તમે પણ ધર્મનું સાચું સ્વરૂપ સમજી લેશો તો તમે પણ ધર્મનું મહત્ત્વ સમજી શકશો.

ઉદયપુરમાં શેઠ પ્રેમચન્દજીને વિષે એમ કહેવામાં આવે છે કે, તેમને રાણા નગરશેઠનું પદ આપવા લાગ્યા હતા ત્યારે શેઠે કહ્યું કે, હું એ પદનો સ્વીકાર કરી શકું એમ નથી. રાણાએ પૂછ્યું કે, શા માટે ? શેઠે ઉત્તર આપ્યો કે, જે સમય આપના દરબારનો છે તે જ સમય મારા માટે વ્યાખ્યાન સાંભળવાનો છે. તમે દરબારના સમયે મને આવશ્યક કામને અંગે બોલાવવા ચાહો તો મારું વ્યાખ્યાન સાંભળવાનો સમય ચાલ્યો જાય. શેઠનું આ કથન સાંભળી રાણાજી ઘણા પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા કે, આવા ધાર્મિક પુરુષને છોડી બીજા કોને નગરશેઠ બનાવવો યોગ્ય છે ? મહારાણાએ શેઠને કહ્યું કે, "શેઠ ! કાંઈ વાંધો નહિ. તમે નગરશેઠના પદનો સ્વીકાર કરો. અમે તમારા વ્યાખ્યાન સાંભળવાના સમયનું ધ્યાન રાખીશું."

આ પ્રમાણે જે ધર્મનું સ્વરૂપ જાણે છે તે ધર્મનું મહત્ત્વ પણ જાણે છે. તમારો જે સમય જઈ રહ્યો છે તે સમય પાછો મળી શકવાનો નથી એટલા માટે પ્રમાદમાં સમયનો

દુરુપયોગ ન કરો પણ ધર્મહિતના રચનાત્મક કાર્ય કરવામાં સદુપયોગ કરો કે જેથી તમારું પણ કલ્યાણ થાય અને સાથે બીજાઓનું પણ કલ્યાણ થાય.

મયણુરેહાએ શું કર્યું અને તેની ચરિત્રકથા શા માટે સંભળાવવામાં આવે છે એ વાત તો આગળ જતાં જાણવામાં આવશે પણ એક પતિવ્રતા સ્ત્રી કેવી હોય છે એ વાત તો મયણુરેહાએ યુગબાહુની સાથે જે વ્યવહાર કર્યો તે વ્યવહાર ઉપરથી પણ પ્રકટ થાય છે.

મણિરથ કુલીન અને બુદ્ધિમાન પણ હતો પરંતુ જે પ્રમાણે પવનનો સપાટો આવવાથી દીપક બુઝાઈ જાય છે તે પ્રમાણે મયણુરેહાના રૂપના સપાટાથી તેની કુલીનતા અને બુદ્ધિમત્તાનો દીપક પણ બુઝાઈ ગયો. કુલીનતા ન રહેવાને કારણે યુગબાહુ જેવા બાંધવને પણ દૂર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેણે યુગબાહુને કહ્યું કે, 'તું યુદ્ધમાં જા' એવું હું મારી જીભે કેવી રીતે કહી શકું અને તેં જે મને વાત કહી છે તે દૃષ્ટિમાં રાખી 'તું યુદ્ધમાં ન જા' એમ પણ મારાથી કહી શકાતું નથી. આ સમયે તો હું ઘણો અસમંજસમાં પડી ગયો છું. શું કહેવું અને શું ન કહેવું તેની જ કાંઈ સૂઝ પડતી નથી.

મણિરથનું આ કથન સાંભળી યુગબાહુ વિચારવા લાગ્યો કે, મોટાભાઈ મને યુદ્ધમાં જવાનું સ્પષ્ટ તો કહી શકતા નથી પરંતુ તેમના કથન ઉપરથી એ તો સ્પષ્ટ જણાય છે, કે હું યુદ્ધમાં જાઉં એમાં તેમની ના નથી. આ પ્રમાણે વિચાર કરી યુગબાહુ, મણિરથને પ્રણામ કરી દરબારમાંથી સીધો પત્નીના મહેલે આવ્યો.

**પ્રણામ કરકે ચલે બાહુજી, આયે પત્ની પાસ;**
**સબ વિધિસે પ્રેમ પ્રકાશત બોલી, કહો સેવા જો ખાસ. ॥ સતી૦ ૩૩ ॥**
**જાને કી સબ બાત કહી તબ, દોનોં જોડે હાથ;**
**પ્રભો! વિઘ્ન કરના નહીં ચાહતી, મૈં હૂં ક્ષત્રિય જાત. ॥ સતી૦ ૩૪ ॥**

પ્રાચીન સમયમાં મોટા ભાઈનો નાનો ભાઈ કેવો આદર કરતો હતો તે વાત યુગબાહુના વ્યવહાર ઉપરથી જણાય છે. અંદરનાં ભાવો ગમે તેવાં હોય પણ મોટા ભાઈનો આદર કરવાની વાત તો અનેક ગ્રન્થોમાં આવી છે. રાવણ જ્યારે સીતાને પોતાને ત્યાં ઉપાડી લાવ્યો હતો ત્યારે એ વાત બધી જગ્યાએ ફેલાઈ જવા છતાં પણ વિભીષણે અન્ત સમય સુધી તેમનો વિનય છોડી દીધો નહિ પણ જ્યારે તેને કાંઈ પણ કહેવામાં આવ્યું ત્યારે તેણે રાવણને વિનયપૂર્વક હાથ જોડીને જ જવાબ આપ્યો. આજે પણ જો પોતાનાં વૃદ્ધજનો પ્રતિ વિનયભાવ રાખવામાં આવે તો શું કોઈ પ્રકારનો ક્લેશ-કંકાસ થાય ખરો? નહિ.

યુગબાહુ વિનીત હતો એટલા માટે તેણે હાથ જોડી મણિરથને કહ્યું કે, આપનો મારા પ્રતિ સ્નેહ છે એટલા જ માટે તમે મને યુદ્ધમાં જવા માટે કહી શકતા નથી પણ આપે મને યુદ્ધમાં જવાનો જે અવસર આપ્યો છે તે માટે હું મારું સદ્ભાગ્ય અને આપની કૃપા માનું છું.

યુગબાહુએ આ પ્રમાણે મોટા ભાઈનો આભાર માની તેને પ્રણામ કર્યા અને તે દરબારમાંથી નીકળી સીધો મયણુરેહાના મહેલમાં ગયો.

આ બાજુ મણિરથ એ વિચારથી પ્રસન્ન થવા લાગ્યો કે, સારું થયું કે, મયણુરેહાની પ્રાપ્તિમાં જે આડખીલીરૂપ હતો તે આ રીતે દૂર થયો. તે મનમાં તો આ પ્રમાણે વિચાર કરી રહ્યો હતો પણ ઉપરથી બીજાને સારું લાગે એટલા માટે તે પોતાનાં સભાસદોને કહેવા લાગ્યો કે, "નાનો ભાઈ યુદ્ધમાં જાય છે એ બહુ જ ચિન્તાનો વિષય છે! હું તેનો વિરહ

કેવી રીતે સહી શકીશ ? આ સંસાર જ એવો વિષમ છે કે, યુદ્ધમાં ગયા વિના કામ પણ ચાલતું નથી. તમે લોકો તમારા મનમાં એમ વિચારતા હશો કે, રાજાઓ તો મોજમજા માણતા હશે પણ તમે જુઓ છો ને કે, રાજાઓએ કેવાં સંકટોમાં પડવું પડે છે ! રાજાઓને તો પોતાનું મસ્તક હાથમાં રાખીને જ કામ કરવું પડે છે. " આ પ્રમાણે મણિરથે કહીને યુગબાહુ યુદ્ધમાં જાય છે તે માટે ઉપરથી ખેદ પ્રદર્શિત કર્યો પણ મનમાં તો તે પ્રસન્નતા જ અનુભવી રહ્યો હતો.

મણિરથને પ્રણામ કરી, યુગબાહુએ વિચાર્યું કે, હવે મારે મારી ધર્મપત્નીની પાસે જવું જોઈએ અને તેને બધાં સમાચાર આપવા જોઈએ. આજે તો 'સ્ત્રીઓ તો કાયરતાની મૂર્ત્તિ છે એટલે તેમની સલાહ લેવાની શી જરૂર છે' એમ માનવામાં આવે છે. પણ વાસ્તવમાં આ માન્યતા પોતાની કલ્પેલી અને ભૂલભરેલી છે. જે સાચી અર્ધાંગના હોય છે તે પોતાના પતિને ખરાબ સલાહ કદાપિ આપી શકે નહિ.

યુગબાહુ મયણરેહાના મહેલે ગયો. મયણરેહાએ સ્ત્રીયોગ્ય પ્રેમ પ્રકટ કરી પતિનો યથોચિત આદર-સત્કાર કર્યો.

અત્રે એ સમજવાની આવશ્યકતા છે કે, મયણરેહાએ પતિની સામે દરેક રીતે પ્રેમ કેવી રીતે પ્રગટ કર્યો ? આજે તો સ્ત્રીઓ પતિને માટે એમ કહે છે કે, 'આ ચીજ લાવ્યા નહિ, તે ચીજ લાવ્યા નહિ.' આ પ્રમાણે પતિ જ્યારે ઘેર આવે છે ત્યારે સ્ત્રીઓ પતિની ભૂલોની ડાયરી ખોલવી શરૂ કરી દે છે અને એ રીતે પતિનો સત્કાર કરે છે પણ મયણરેહા આજની સ્ત્રીઓ જેવી દોષાન્વેષી ન હતી. તે પતિનાં કરેલાં કાર્યો જો ખરાબ હોય તે તો ભૂલી જતી હતી અને જો સારાં હોય તો તે સત્કર્મોને યાદ કરી પતિની પ્રશંસા કરતી અને પોતાની ભૂલોની ક્ષમા માંગતી. આ પ્રમાણે તે પતિનાં ગુણોને ગ્રહણ કરતી હતી અને પોતાનાં અવગુણોને પતિ સમક્ષ પ્રકટ કરતી હતી.

પતિવ્રતા સ્ત્રીની માફક ભક્ત પણ પરમાત્માની સમક્ષ પોતાનાં અવગુણો રજુ કરે છે અને કહે છે કેઃ—

મો સમ પતિત ન ઔર ગુસાંઈ,
અવગુણ મોસે અજહું ન છૂટે, ભલી તજી અબ તાઈ. મો સમ૦
જનમ જનમ યોંહી ભ્રમી આયો, કપિ ગુંજાકી નાંઇ,
પરસત શીત જાત નહીં કબહૂં, લે લે નિકટ બસાઈ;
મોહ્યો જાય કનક કામિની તે, મમતા મોહ બઢાઈ,
રસના સ્વાદ મીન જ્યોં ઉલઝી, સુલઝત નહીં સુલઝાઈ. મો સમ૦

અર્થાત્—હે ! પ્રભો ! મારા જેવો બીજો કોણ પતિત હશે ? આપને ઘણા ભક્તો છે પણ સૌથી વધારે પતિત તો હું જ છું.

ભક્તો, પરમાત્મા સમક્ષ આ પ્રમાણે કહે છે. ભક્તો પાપી હોતા નથી પણ તેમનામાં રહેલું થોડું ઘણું પાપ પણ તેમને મહાન્ જણાય છે અને તેઓ તે કારણે પોતાને મહાન્ પાપી માને છે. જે પ્રમાણે રોગી પોતાના રોગને મોટો રોગ માને છે તે જ પ્રમાણે ભક્તો પણ પોતાના સામાન્ય અવગુણને પણ મોટો અવગુણ માને છે અને અવગુણને તેઓ

પરમાત્મા સમક્ષ પ્રગટ કરી કહે છે કે, ' હે ! પ્રભો ! અમે બહુ પાપી છીએ. અમારાં અપરાધોને માફ કર. ' ભક્તો તો પોતાના નાના અવગુણને પણ મોટો પહાડ જેવો માને છે અને બીજાના પહાડ જેવા અવગુણને પણ રજકણ જેવો માને છે. બીજાએ અવગુણોને તજ્યાં છે કે નહિ તે તેઓ જોતા નથી; પણ પોતે અવગુણનો ત્યાગ કર્યો નથી તે જ જુએ છે. પોતે હજી અવગુણનો ત્યાગ કર્યો નથી તે માટે ભક્તો પરમાત્મા સમક્ષ પશ્ચાત્તાપ કરે છે અને કહે છે કે, " વાંદરાઓ તો અજ્ઞાનતાને કારણે ઠંડીથી બચવા માટે લાલ ફુલોને અગ્નિ સમજી એકઠાં કરે છે. પણ અમે તો એ સારી રીતે જાણીએ છીએ કે, કનક-કામિની આદિ વિષયોથી કોઈને શાન્તિ થઈ નથી છતાં તે વિષયોને પકડવા દોડીએ છીએ. એ અમારી ભૂલ છે. એ ભૂલને હે ! પ્રભો ! માફ કર. "

પતિવ્રતાની માફક ભક્તો અને ભક્તોની માફક પતિવ્રતા પોતાનો જ અપરાધ જુએ છે. મયણુરેહા પણ પોતાના પતિને એ જ કહે છે કે, હે ! પ્રભો ! મારા જેવી બીજી કોઈ અપરાધિની નથી અને આપ જેવા બીજા કોઈ દયાળુ નથી. હું એ જાણું છું કે, આપ કૃપા કરી મને કોઈ સેવાનો સુયોગ આપવાને માટે જ પધાર્યા હશો એટલા માટે આપ મારા યોગ્ય સેવાની આજ્ઞા આપો. આજે શું સ્ત્રીઓ પતિની સાથે આ પ્રમાણે બોલે છે ? વાસ્તવમાં આ સભ્યતા આજની સ્ત્રીઓને શીખડાવવામાં આવતી નથી.

મયણુરેહાનું કથન સાંભળી યુગબાહુ વિચારવા લાગ્યો કે, આ પત્ની નહિ પણ સાક્ષાત્ દેવી છે. આ દેવી મારા દુર્ગુણોને તો ધ્યાનમાં જ લેતી નથી પણ ઊલટી પોતાને અપરાધિની કહે છે. યુગબાહુએ મયણુરેહાને કહ્યું કે, એ તારી મહત્તા છે કે, તું મારાં દુર્ગુણોને ધ્યાનમાં લેતી નથી અને પોતાને અપરાધિની માની રહી છે ! પણ એ તો બતાવ કે, તારા આવ્યા પહેલાં હું કેવો હતો અને તારી સાથે વિવાહ કર્યા બાદ હું કેવો થઈ ગયો છું ? વાસ્તવમાં તો તેં મારા જેવા લોઢાને સોના જેવો બનાવી દીધો છે.

પતિ-પત્ની કોને કહેવાં ? તો એને માટે કહ્યું છે કે, એકબીજાને જે પવિત્ર બનાવે તે જ પતિ-પત્ની છે. સાચો પતિ તે જ છે કે, જે પોતાની પત્નીને પવિત્ર બનાવે અને સાચી પત્ની પણ તે જ છે કે, જે પોતાના પતિને પવિત્ર બનાવે. ટૂંકામાં, જે પોતાના દામ્પત્ય જીવનને પવિત્રમય બનાવે તે જ સાચા પતિપત્ની છે.

યુગબાહુએ મયણુરેહાને કહ્યું કે, પ્રિયે ! આજે મારામાં જે શીલ, વિનય, નમ્રતા આદિ સદ્દગુણો છે તે તારા જ પ્રતાપે છે. તો પછી તું પોતાને અપરાધિની શા માટે કહે છે ?

મયણુરેહાએ આસન આપી સન્માનપૂર્વક પતિને બેસાડ્યા. બાદ પાનસોપારી વગેરે સત્કારની ચીજો આપી પતિને કહ્યું કે, મારા યોગ્ય શી સેવા છે ? આજ્ઞા આપો.

ઉપરના વર્ણન ઉપરથી એ સ્પષ્ટ જણાય છે કે, પહેલાં પતિ-પત્ની એકબીજાના મહેલમાં નિષ્કારણ જતાં ન હતાં. કોઈ ખાસ પ્રયોજનને અંગે જ જતા હતા. આજે તો નિષ્પ્રયોજન જ પતિ-પત્ની સહવાસમાં રહે છે. અધિક સહવાસમાં રહેવાથી કાંઈ લાભ થતો નથી ઊલટો ઘીને જેમ વધારે અગ્નિ ઉપર રાખવાથી ખરાબ થઈ જાય છે તેમ ગેરલાભ થાય છે.

મયણુરેહાના કથનના ઉત્તરમાં યુગબાહુ કહેવા લાગ્યો કે, આજે સભામાં મોટા ભાઈએ રાજદ્રોહીઓ કે જેઓ રાજ્યની સીમા ઉપર ઉપદ્રવ મચાવી રહ્યા છે તેમને કાબુમાં લેવાની

વાત કહી અને રાજદ્રોહીઓને કાબુમાં લેવાનો ભાર પોતાના માથે ઉપાડયો. પણ એ ભારને મારે વહન કરવો જોઈએ એ મારું કર્ત્તવ્ય છે એ પ્રમાણે વિચાર કરી રાજદ્રોહીઓને કાબુમાં લાવવાનો ભાર મેં મારા માથે ઉપાડયો છે અને એ સમાચાર તને આપવા માટે જ હું આવ્યો છું.

યુગબાહુનું કથન સાંભળી મયણરેહાએ કહ્યું કે, સ્વામી ! તમે એ ભાર તમારા માથે લીધો એ ઠીક જ કર્યું. મોટા ભાઈ યુદ્ધ કરવા જાય અને તમે ઘેર બેસી રહો એ ઠીક પણ ન કહેવાય.

યુગબાહુએ કહ્યું કે, મને પણ તારા જેવો જ વિચાર આવ્યો હતો અને આવો ઉન્નત વિચાર આવવાનું કારણ પણ તું જ છે. જ્યાં સુધી તારી સાથે મારો વિવાહ થયો ન હતો ત્યાં સુધી હું મોજશોખમાં જ ડૂબેલો રહેતો હતો અને આવી વાતો ઉપર ધ્યાન પણ આપતો ન હતો. પરંતુ તેં આવીને મને કર્ત્તવ્યનું ભાન કરાવ્યું છે. આ કર્ત્તવ્યભાન થવાના કારણે જ હું મોટાભાઈને એમ કહી શકયો કે, હું તમારા બદલે યુદ્ધમાં લડવા જઈશ; પણ મોટાભાઈનો મારા પ્રત્યે એવો સ્નેહભાવ છે કે, તેઓ પોતાની જીભે મને યુદ્ધમાં જવાનું કહી શકયા નહિ. આખરે તેમણે મૌન રહીને જ મારી પ્રાર્થનાનો સ્વીકાર કર્યો.

મયણરેહાએ કહ્યું કે, આ કાર્ય તમે માથે ઉપાડી લીધું એ ઘણું સારું કર્યું. તમે પ્રસન્નતાપૂર્વક યુદ્ધ કરવા પધારો. હું ક્ષત્રિયપુત્રી છું એટલા માટે હું એ જ પ્રાર્થના કરું છું કે, આપ યુદ્ધમાં પધારો અને વિજય પ્રાપ્ત કરી જલ્દી પાછા ફરો.

મયણરેહાએ પોતાના પતિને આ પ્રમાણે કહી અને હાથ જોડી પતિને વિદાય આપી.

અમે યુદ્ધને તો ધર્મ માનતા નથી પણ ત્યાગને ધર્મ માનીએ જ છીએ અને ત્યાગ વીરતા વિના ટકી શકતો નથી એટલા માટે ત્યાગને ટકાવવા માટે પણ વીરતાને પ્રગટાવો તો તેમાં કલ્યાણ છે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ શ્રાવણ વદ ૪ બુધવાર

### પ્રાર્થના

'કાકંદી' નગરી ભલી હો, શ્રી 'સુગ્રીવ' નૃપાલ;
'રામા' તસુ પટરાયની હો, તસ સુત પરમ કૃપાલ,
શ્રી સુવિધિ જિનેશ્વર વંદિએ હો. ॥ ૧ ॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી સુવિધિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્માનું સ્વરૂપ કેવું છે એ જાણવા માટે આપણી સામે આગમ પ્રમાણ છે. આગમ પ્રમાણની આગળ પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણ તુચ્છ છે; કારણ કે આપણો અનુભવ કે આપણું અનુમાન અત્યલ્પ અને બહુ જ સીમિત હોય છે; અને શાસ્ત્રોમાં જે કાંઈ કહેવામાં આવ્યું છે, તે પૂર્ણ જ્ઞાનીઓએ પોતાના જ્ઞાનમાં જે કાંઈ પ્રત્યક્ષ જોએલું હોય છે, તેની નોંધ

છે. એટલા માટે આગમ પ્રમાણની આગળ, જે પ્રમાણે સૂર્યના પ્રકાશ આગળ બધાં પ્રકાશો તુચ્છ છે તે પ્રમાણે, બધાં પ્રમાણો પણ તુચ્છ છે. આ કારણે પ્રમાણભૂત આગામો ઉપર દૃઢ શ્રદ્ધા હોવી જોઈએ.

આગમોમાં ભગવાને જે કાંઈ કહ્યું છે તે આઠ કર્મોરૂપી વિઘ્નોને દૂર કર્યા બાદ જ કહ્યું છે; એટલા માટે આગમપ્રમાણ બધાં પ્રમાણો કરતાં વધારે શ્રદ્ધેય અને માન્ય છે. આમ હોવા છતાં જ્ઞાનીજનો કહે છે કે, બીજાની દેખાદેખીથી તમે આગમને માની ન બેસો, પણ અન્તરાત્માથી આગમ વિષે પૂરો વિચાર કર્યા બાદ, તેની શ્રેષ્ઠતા જાણો અને પછી તેના ઉપર શ્રદ્ધા કરો. પરંતુ આગમો વિષે તે જ અંતરાત્મા વિચાર કરી શકે છે કે જે નિર્મળ હોય છે.

ઉદાહરણ તરીકે, પાણીમાં મુખ તો દેખી શકાય છે, પણ તે જ પાણીમાં કે જે પાણી સ્થિર અને નિર્મળ હોય ! પણ જે પાણી ઉકળી રહ્યું હોય, કે જેમાં કોઈ પ્રકારનો મલિન રંગ પડી ગયો હોય, તે પાણીમાં મુખ જોઈ શકાતું નથી. આ જ પ્રમાણે જે અંતરાત્મા વિષયકષાયની આગથી ઉકળી રહ્યો છે અને તે કારણે જે અસ્થિર છે તે અંતરાત્મા આગમો ઉપર વિચાર કરી શકતો નથી. આવા કારણે આગમો વિષે વિચાર કરવા માટે પોતાના અંતરાત્મામાં જે વિષયકષાયનો અગ્નિ બળી રહ્યો હોય તેને શાન્ત પાડવો જોઈએ અને એ રીતે આત્માને નિર્મળ બનાવવો જોઈએ. આત્મા સ્થિર, નિર્મળ અને શાન્ત બની આગમો વિષે વિચાર કરશે તો તેને સ્પષ્ટ માલુમ પડી જશે કે, આગમપ્રમાણની સમાન બીજું કોઈ પ્રમાણ નથી; વાસ્તવમાં આગમ પ્રમાણ સંદેહરહિત છે.

## સમ્યક્ત્વ પરાક્રમ—ચોથો બોલ

હવે હું એવા પ્રમાણભૂત આગમની જ વાત કહું છું. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯ મા અધ્યયનના ચોથા બોલમાં ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે, " હે ! ભગવન્ ! ગુરુ અને સહધર્મીની સેવાથી શું ફલ પ્રાપ્ત થાય છે ? " આની પહેલાં ત્રીજા બોલમાં ભગવાનને " ધર્મશ્રદ્ધાથી શું ફળ પ્રાપ્ત થાય છે " એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો. આ પ્રમાણે ત્રીજા અને ચોથા બોલના પારસ્પરિક સંબંધથી એ તો સ્પષ્ટ જણાય છે કે, જેનામાં ધર્મશ્રદ્ધા હશે તે ગુરુ અને સહધર્મીની સેવા કરશે જ; અર્થાત્ ગુરુ અને સહધર્મીની સેવા તે જ કરી શકે છે કે જેનામાં ધર્મ ઉપર સાચી શ્રદ્ધા હોય ! સાચી ધર્મશ્રદ્ધા વિના સેવા–સુશ્રૂષા કરવી બહુ જ મુશ્કેલ માનવામાં આવે છે. ભર્તૃહરિએ પણ કહ્યું છે કે :—

**सेवाधर्मः परमगहनो योगीनामप्यगम्यः ।**

અર્થાત્–સેવાધર્મ એવો ગહન છે કે તે યોગીઓને માટે પણ મુશ્કેલ છે. આ પ્રમાણે સેવા કરવી બહુ જ મુશ્કેલ માનવામાં આવે છે, પણ જેનામાં ધર્મશ્રદ્ધા હશે તે કોઈ પ્રકારની મુશ્કેલી અનુભવ્યા વિના જ સેવા કરશે અને ગુરુ તથા સહધર્મીની સેવા કરવા પાછળ પોતાનું સર્વસ્વ પણ સમર્પણ કરી દેશે.

ગુરુ અને સહધર્મી કોને કહેવાં અને એ બંનેનો પારસ્પરિક શો સંબંધ છે એ વિષે આગળ થોડો વિચાર કરવામાં આવ્યો છે, આજે પણ તે વિષે થોડું વિશેષ કહું છું.

શાસ્ત્રમાં ગુરુના મુખ્યતઃ બે ભાગ પાડવામાં આવ્યા છે. એક લૌકિક ગુરુ અને બીજા લોકોત્તર ગુરુ. સહધર્મીના પણ આવા બે ભેદ છે. લૌકિક ગુરુ કોને કહેવાય છે એ વિષે

વિચાર કરીએ. આ ઉપરથી લોકોત્તર ગુરુનો પણ પરિચય મળી જશે. શ્રી દશવૈકાલિક સૂત્રમાં કહેવામાં આવ્યું છે કે:—

अप्पणट्ठा परट्ठा वा सिप्पाणं वा गिहकारणा ।
गिहिणो उवभोगट्ठा इहलोगस्स कारणा ॥
जेण बंधं वहं घोरं परियावं च दारुणं ।
सिक्खमाणा अच्छन्ति जुत्ता ते ललिइंदिया ॥

—દશ૦અ૦૯, ઉ૦૨. ગા૦૧૩–૧૪

અર્થાત્-શિષ્યો વગેરે એ વિચારથી શિલ્પકલા વગેરેનું શિક્ષણ લે છે કે, શિલ્પકલાના શિક્ષણથી પોતાને તથા પોતાના કુટુંબીઓ કે આશ્રિતોને જીવનોપયોગની વસ્તુઓ પ્રાપ્ત થઈ શકશે અને એ રીતે સંસારનો વ્યવહાર બરાબર ચાલી શકશે. આ વિચારથી લોકો શિલ્પકલાનું શિક્ષણ લે છે.

શિલ્પકલામાં અનેક કલાઓનો સમાવેશ થઈ જાય છે, દરજી, સુતાર, લુહાર, સોની વગેરેની કલાઓનો શિલ્પકલામાં સમાવેશ થઈ જાય છે, અને તેથી આ પ્રકારની બીજી કલાઓ પણ શિલ્પકલા જ કહેવાય છે.

આજે અક્ષરજ્ઞાનને વધારે મહત્ત્વ આપી પુસ્તકો ભણાવવામાં આવે છે, પણ શું કેવળ અક્ષરજ્ઞાનથી જીવન સ્વતંત્ર બની શકે છે ખરું? આજે તો કેવળ અક્ષરજ્ઞાનના શિક્ષણથી જીવન પરતંત્ર બની જતું હોય એવું પ્રત્યક્ષ જોવામાં આવે છે. જે જીવન પરતંત્ર બની ગયું છે તેનું પ્રધાન કારણ શિલ્પકલાના શિક્ષણનો અભાવ પણ છે. જીવનને સ્વતંત્ર બનાવવામાં શિલ્પકલાના શિક્ષણની અતિ આવશ્યકતા રહે છે. વાસ્તવમાં સાચી વિદ્યા તો તે છે કે જે પરતંત્રતાના બંધનોથી વિમુક્ત કરે. सा विद्या या विमुक्तये અર્થાત્—તે જ વિદ્યા છે કે જે મુક્તિ અપાવે. બંધન હોય તો જ તેની મુક્તિ થઈ શકે. એટલે પરતંત્રતાનાં બંધનોને તોડી જે બંધનમુક્ત કરે તે જ વિદ્યા છે.

જીવન પરતંત્ર ન બને તે માટે ૭૨ કલાના શિક્ષણનું શાસ્ત્રકારોએ વિધાન કરેલ છે. આ ૭૨ કલાઓમાં બધી કલાઓનો સમાવેશ થઈ જાય છે. જે ૭૨ કલાઓની શિક્ષા પામ્યો હોય તે શું બીજાનું મુખ તાકે ખરો? નહિ. ૭૨ કલાઓની જે શિક્ષા પામ્યો હોય તેનું જીવન પરતંત્ર ન હોય પણ સ્વતંત્ર હોય. જે વિદ્યા જીવનને પરતંત્ર બનાવે તે વિદ્યા વાસ્તવમાં વિદ્યા નથી.

આજે જેને વિદ્યા કહેવામાં આવે છે તે વિદ્યા પ્રાપ્ત કરી, ભલે થોડા વકીલો કે ડૉકટરો પેદા થાય પણ એ ઉપરથી એમ કહી શકાય નહિ કે, આજની વિદ્યા પરતંત્રતાને મટાડનારી અને સ્વતંત્રતા આપનારી છે. થોડા ડૉકટરો કે વકીલોને કમાણી સારી થવાથી આજની વિદ્યા સારી છે અથવા પરતંત્રતા દૂર કરનારી છે એમ કદાપિ કહી શકાય નહિ. આ પ્રમાણે આજની વિદ્યા સ્વતંત્રતા આપનારી નથી; પણ જે શિલ્પકલાનો જાણકાર હોય છે તે પોતાની આજીવિકાનું ઉપાર્જન સ્વતંત્રતાપૂર્વક કરી શકે છે. કેવળ અક્ષરજ્ઞાનના શિક્ષણથી સ્વતંત્રતાપૂર્વક આજીવિકાનું ઉપાર્જન થઈ શકતું નથી એ તો આજે પ્રત્યક્ષ જોવામાં આવે છે અને તેથી જ અક્ષરજ્ઞાનની સાથે શિલ્પકલાના શિક્ષણની આવશ્યકતા છે એવો પ્રશ્ન આજે ચારે બાજુ ચર્ચાઈ રહ્યો છે. માનસિક કેળવણીની સાથે શારીરિક—

ઔદ્યોગિક કેળવણીની પણ આવશ્યકતા રહે છે. અક્ષરજ્ઞાનના શિક્ષણની સાથે જો શિલ્પકલાનું શિક્ષણ આપવામાં આવે તો સરળતાપૂર્વક આજીવિકોપાર્જન થઈ શકે છે અને એ રીતે સ્વતંત્રતાપૂર્વક જીવનવ્યવહાર પણ ચાલી શકે છે.

અક્ષરજ્ઞાન કે શિલ્પકલાનું શિક્ષણ પ્રાપ્ત કરવા માટે શિષ્યોએ ગુરુની આજ્ઞા માનવી પડે છે અને તેમની આજ્ઞાનુસાર શિક્ષણ લેવામાં આવે તો જ શિષ્યો શિક્ષિત બની શકે છે. શ્રી દશવૈકાલિક સૂત્રમાં કહ્યું છે કે, શિષ્યો લૌકિક કલા શીખડાવનાર લૌકિક ગુરુની આજ્ઞાનુસાર ચાલે છે અને તેમની આજ્ઞા પ્રમાણે જ શિક્ષણજ્ઞાન મેળવે છે. પ્રાચીન સમયમાં લૌકિક ગુરુની આજ્ઞાનું પણ કેવું સરસ પાલન કરવામાં આવતું હતું એને માટે પ્રાચીન ગ્રન્થોમાં અનેક ઉદાહરણો જોવામાં આવે છે. શ્રી કૃષ્ણને પણ તેમના લૌકિક ગુરુ સાંદીપનની પત્નીએ જંગલમાં લાકડાં કાપી લાવવા માટે મોકલ્યા હતા અને શ્રીકૃષ્ણ જેવા પણ ગુરુ-પત્નીની આજ્ઞાને શિરોધાર્ય કરી જંગલમાં લાકડાં કાપવા માટે ગયા હતા.

જ્યારે લૌકિક ગુરુની આજ્ઞાનું પણ આ પ્રમાણે પાલન કરવામાં આવે છે, ત્યારે જેઓ સૂત્રજ્ઞાન આપે છે તે લોકોત્તર ગુરુની આજ્ઞાનું પાલન કેવી રીતે કરવું જોઈએ ? તે તમે વિચારી શકો છો ! જ્યારે લૌકિક કે લોકોત્તર ગુરુની સેવા-સુશ્રૂષા કરવામાં આવે છે ત્યારે જ તેમણે આપેલી શિક્ષા ફલદાયિની નીવડે છે, તે વિના શિક્ષા ફળદાયિની નીવડતી નથી.

આજે માસ્તરોને માટે એમ કહેવામાં આવે છે કે, તેઓ તો નોકર છે. માસ્તરો પણ પોતાને નોકર જ માને છે અને પોતાની નોકરી ચાલી ન જાય તેવાં પ્રયત્ન કરતા રહે છે; પછી ભલે તેમની દ્વારા કોઈ વિદ્યાર્થીને લાભ થાય કે ન થાય ! પહેલાં વિદ્યાનો વિક્રય થતો ન હતો પણ આજે તો વિદ્યાનો વિક્રય થઈ રહ્યો છે અને આ જ કારણે વિદ્યાર્થીને ભણવામાં અને શિક્ષકને ભણાવવામાં જોઈએ તેવી રુચિ અને પ્રીતિ હોતી નથી, અને પરિણામે અત્યારે જોવામાં આવે છે તેમ વિદ્યા ફલદાયિની નીવડતી નથી. વિદ્યા ગ્રહણ કરવામાં વિનયની અને વિદ્યા આપવામાં પ્રેમની આવશ્યકતા રહે છે. વિનય વિના વિદ્યા ગ્રહણ થતી નથી અને પ્રેમ વિના વિદ્યા ચડતી નથી. આજે વિદ્યાર્થીઓમાં શિક્ષકો પ્રત્યે વિનય જોવામાં આવતો નથી ત્યારે શિક્ષકોમાં વિદ્યાર્થીઓ પ્રત્યે પ્રેમ જોવામાં આવતો નથી, અને તેથી જ વિદ્યોપાર્જન અને વિદ્યાદાન બન્ને જોવામાં આવતાં નથી. જે પ્રમાણે વિદ્યોપાર્જન માટે વિદ્યાર્થીઓમાં વિનયની આવશ્યકતા છે તે જ પ્રમાણે વિદ્યાદાન આપવામાં શિક્ષકોમાં પ્રેમની આવશ્યકતા છે. વિદ્યાર્થીઓએ વિદ્યોપાર્જન કરવા માટે શિક્ષકોનો વિનય કરવો એ ઉચિત છે. જે વિદ્યાર્થી શિક્ષકની સેવા કે વિનય કરતો નથી પણ તેની અવજ્ઞા કરે છે તે વિદ્યાર્થી પોતાના ભાગ્યને દુર્ભાગ્ય બનાવે છે. ત્યારે શિક્ષકોએ પણ વિદ્યાર્થીઓને વિદ્યાદાન આપવામાં પ્રેમ રાખવો જોઈએ અને પ્રેમપૂર્વક વિદ્યાર્થીઓને વિદ્યાદાન આપવું જોઈએ એમાં જ પોતાની વિદ્યોપાસના રહેલી છે.

જે પ્રમાણે ગુરુની સેવા-સુશ્રૂષા કરવી આવશ્યક છે તે જ પ્રમાણે સહધર્મીની સેવાસુશ્રૂષા કરવી પણ આવશ્યક છે. ગુરુ જેમ ઉપકારી છે તેમ સહધર્મી પણ ઉપકારી છે. સહધર્મીના સહકાર વિના કામ પણ ચાલી શકતું નથી. સહધર્મીનો સહકાર મેળવવા માટે તેમની સેવાસુશ્રૂષા કરવી આવશ્યક છે. સહધર્મીના પણ ગુરુની માફક લૌકિક અને લોકોત્તર એવા બે ભેદ છે. જે પ્રમાણે લૌકિક ગુરુ અને સહધર્મીની સેવાસુશ્રૂષા કરવી આવશ્યક છે તે પ્રમાણે

લોકોત્તર ગુરુ અને સહધર્મીની સેવાસુશ્રૂષા કરવી પણ આવશ્યક છે. ગુરુ અને સહધર્મી એ બન્ને જીવનસાધનાના પથપ્રદર્શકો હોવાથી ઉપકારક છે અને તે માટે તેમની સેવાસુશ્રૂષા કરવી અતી આવશ્યક પણ છે.

હવે ગુરુ અને સહધર્મીની સેવાસુશ્રૂષા કરવાથી ક્યા ગુણની પ્રાપ્તિ થાય છે ? એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન કહે છે કે, ગુરુ અને સહધર્મીની સેવા કરવાથી સેવકને વિનયગુણની પ્રાપ્તિ થાય છે. જેનામાં સેવા કરવાની ભાવના હોય છે તેનામાં વિનય ગુણ હોય જ છે. આ કથનાનુસાર ગુરુ અને સહધર્મીની સેવા કરનારમાં પણ વિનયગુણ આવે છે. એમ તો વિનય અને સેવાનો એક જ અર્થ છે, પરંતુ ધર્મશ્રદ્ધાથી પેદા થએલ સેવાભાવનાને શાસ્ત્રકારોએ કદાચ 'સુશ્રૂષા' નું નામ આપ્યું હોય, અને તે સેવાની ભાવનાને ક્રિયાત્મક રૂપ આપવાને કદાચ 'વિનય' નામ આપ્યું હોય ! હૃદયમાં જ્યારે સેવાભાવ હોય છે ત્યારે જ વિનય આવે છે. કેવલ ઉપરથી નમ્રતા ધારણ કરવી એને શાસ્ત્રકારો વિનય કહેતા નથી; પણ જે નમ્રતા સેવાભાવની સાથે હોય તેને જ વિનય કહે છે. વિનય સેવાભાવની સાથે કેવી રીતે હોય એ વાત એક ઉદાહરણદ્વારા સમજાવું છું :—

બે મિત્રો છે. તેમાંથી એક મિત્ર તો ભીખ માંગીને પૈસા લાવે છે અને બીજો મિત્ર મહેનતદ્વારા કમાણી કરી પૈસા લાવે છે. તમે આ બે મિત્રોમાંથી કોને સારો સમજશો ? તમે તે મિત્રને જ સારો સમજશો કે, જે કમાણી કરીને પૈસા લાવે છે. જે ભીખ માંગીને પૈસા લાવે છે તે મિત્રને તમે સારો સમજશો નહિ. આ જ પ્રમાણે જે વિનય, ગુરુ અને સહધર્મીની સેવારૂપી મહેનત કરી પ્રાપ્ત કરવામાં આવ્યો છે તે જ વિનયનું મહત્ત્વ છે અને આવો સેવાયુક્ત વિનય જ લાભપ્રદ નીવડે છે.

વિનય કોને કહેવો ? એ બતાવતાં એમ કહેવામાં આવ્યું છે કે, જે આઠ કર્મોદ્વારા આત્મા સંસારચક્રમાં ભ્રમણ કરી રહ્યો છે એ આઠ કર્મોથી આત્માને મુક્ત કરવા માટે જે 'ક્રિયા' કરવામાં આવે છે તે 'વિનય' કહેવાય છે. જો કે વિનયના પણ લૌકિક અને લોકોત્તર એવાં બે ભેદ છે પણ અત્રે તો લોકોત્તર વિનય સાથે સંબંધ હોવાથી તેનું જ વર્ણન કરવામાં આવ્યું છે. જે પોતાના આત્માને શુદ્ધ બનાવવા ચાહતો હશે તેનામાં વિનય પણ હશે જ.

વિનયગુણની પ્રાપ્તિ થવાથી આત્માને શો લાભ થાય છે ? તો એને માટે એમ કહેવામાં આવે છે કે, વિનયગુણની પ્રાપ્તિ થવાથી આત્મામાં અનાસાતનાનો ગુણ પ્રગટે છે. અનાસાતના એટલે શું ? એ જાણવા માટે આસાતનાનો અર્થ જાણવો જોઈએ. આસાતનાનો અર્થ જાણવાથી અનાસાતનાનો અર્થ પણ જાણવામાં આવી જશે.

સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રની પ્રાપ્તિમાં જે કાંઈ અવરોધક–બાધક હોય તે આસાતના કહેવાય છે. ઉદાહરણ તરીકે, જે પ્રમાણે લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે માણસ મોઢું ધોવા ચાલ્યો જાય, કે લક્ષ્મીને દંડો મારી પોતાને ત્યાં આવવા ન દે; તે જ પ્રમાણે જે આત્મામાં સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રને આવવા ન દે તે આસાતના દોષ છે. આસાતના દોષ એવો છે કે, જ્યારે આત્મામાં સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી લક્ષ્મી આવવા લાગે છે ત્યારે આ દોષ તેને આવતાં અટકાવે છે. આ રીતે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી લક્ષ્મીને આત્મામાં ન આવવા દેવા માટે આસાતના દોષ દંડા તરીકે કામ કરે છે.

આત્મા, અનાદિકાળથી સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી ઐશ્વર્યનો સ્વામી છે છતાં આત્મા પોતે જ પોતાના આસાતના દોષને કારણે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી ઐશ્વર્યને પ્રાપ્ત કરી શકતો નથી. જે પ્રમાણે કોઈ માણસ, પોતાને ત્યાં આવતી લક્ષ્મીને લાકડી મારી ભગાડી મૂકે કે પોતાના ઘરનું બારણું બંધ કરી દે અને પછી તે એમ કહે કે, મારે ત્યાં લક્ષ્મી આવતી નથી, તો આવી સ્થિતિમાં લક્ષ્મી પોતાને ત્યાં ન આવવામાં દોષ કોનો છે ? તે જુઓ. આ જ પ્રમાણે જ્યારે આત્માની પાસે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી લક્ષ્મી આવે છે ત્યારે આત્મા પોતે જ આસાતનારૂપી બારણું બંધ કરી દે છે અને રત્નત્રયરૂપી લક્ષ્મીને પોતાને ત્યાં આવવા દેતો નથી. આત્માને સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી લક્ષ્મી ત્યારે જ પ્રાપ્ત થઈ શકે કે જ્યારે આત્મામાં વિનય આવે અને વિનયગુણની પ્રાપ્તિદ્વારા અનાસાતના ગુણ પ્રગટે. જ્યાંસુધી આત્મા આસાતનારૂપી બારણું બંધ કરી રાખે છે ત્યાંસુધી આત્મામંદિરમાં સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી લક્ષ્મી પ્રવેશ કરી શકતી નથી.

ઘરનાં બધાં બારીબારણાં બંધ કરી દેવામાં આવે તો હવા કે પ્રકાશ કેવી રીતે આવી શકે ? જો કે, કુદરત તો હવા કે પ્રકાશ આપે છે પણ એ અવસ્થામાં કુદરત પણ હવા કે પ્રકાશ કેવી રીતે આપી શકે ? આ વાતને વૈજ્ઞાનિક દૃષ્ટિએ પણ જુઓ. વૈજ્ઞાનિકોનું કહેવું છે કે, ઘરમાં હવા અને પ્રકાશનું આવવું આવશ્યક છે. આજકાલ તો લોકો મોટાં મોટાં મકાનો બનાવી એવું અભિમાન કરે છે કે અમે આવું મોટું મકાન બનાવ્યું, પણ વૈજ્ઞાનિકોનું કહેવું છે કે, મોટું મકાન બનાવી તમે કુદરતની સાથે લડાઈ કરી છે. ઘણીવાર જ્યારે કુદરતનો કોપ થાય છે ત્યારે એ મોટાં મોટાં મકાનોને છોડી દઈ જંગલમાં જવું પડે છે. આ મોટાં મકાનો સ્વાસ્થ્યને નષ્ટ કરનારાં હોય છે. વૈજ્ઞાનિકોના કથનાનુસાર તમે મોટાં મકાનો બનાવી ગર્વ ન કરો, પણ એમ માનો કે, અમે મોટું મકાન બનાવી કુદરતની સાથે યુદ્ધ કર્યું છે અને એ રીતે કુદરતદ્વારા પ્રાપ્ત થતો લાભ ગુમાવ્યો છે.

આ જ પ્રમાણે શરીર ઉપર ઠાંસીઠાંસીને વધારે કપડાં પહેરીને પણ કુદરતની સાથે વૈર બાંધવામાં આવે છે અને એ રીતે કુદરતદ્વારા પ્રાપ્ત થતો લાભ ગુમાવવામાં આવે છે. આ ઉષ્ણ પ્રદેશમાં ઠાંસીઠાંસીને વધારે કપડાં પહેરવાની આવશ્યકતા નથી; પણ આજકાલ તો શરીરે ત્રણ કપડાંથી ઓછાં કપડાં પહેરવાં એ તો ફેશનથી વિરુદ્ધ માનવામાં આવે છે. પણ તેઓ એટલું જાણતા નથી કે વધારે કપડાં ઠાંસીઠાંસીને પહેરવામાં શરીરસ્વાસ્થ્યને હાનિ થાય છે. શું વધારે કપડાં પહેરીને શરીર-સ્વાસ્થ્યને હાનિ પહોંચાડવી એ પણ 'ફેશન' છે ? આ 'ફેશન' નહિ પણ શરીરને બગાડવાનું એક પ્રકારનું 'લેસન' છે. આ 'ફેશન-લેસન' નો પાઠ ન ભણવામાં કલ્યાણ રહેલું છે.

કહેવાનો આશય એ છે કે, જે પ્રમાણે ઘરનાં બારીબારણાં બંધ કરી દેવાથી ઘરમાં હવા-પ્રકાશ આવી શકતાં નથી તે જ પ્રમાણે આસાતના દોષરૂપી બારણું બંધ કરી દેવાથી આત્મામાં સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી લક્ષ્મી પ્રવેશ કરી શકતી નથી. આત્મામાં સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્ર ત્યારે જ આવી શકે કે જ્યારે અસાતના દોષથી રહિત થઈ આત્મા વિનયશીલ અને અનાસાતનાશીલ બને.

જે પ્રમાણે સોનામાં રત્ન જડવા માટે સોનાને કુંદન બનાવવામાં આવે છે, અર્થાત્ સોનામાં વિકાર હોવાને કારણે જે કડકપણું હોય છે તે કડકપણું અગ્નિદ્વારા દૂર કરી નરમ બનાવવામાં આવે છે, તે જ પ્રમાણે આત્મામાં સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ રત્નત્રયને જડવા માટે આત્માને વિનયશીલ અને અનાસાતનાશીલ બનાવવાની જરૂર રહે છે. જ્યાંસુધી સોનામાં રહેલા વિકારને દૂર કરી સ્વાભાવિક નરમ બનાવવામાં આવતું નથી ત્યાંસુધી સોનામાં રત્નને પકડી શકવાની શકિત આવી શકતી નથી. જો કે, કોઈ મહાપુરુષ જ આત્મામાં સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી ત્રિરત્નને જડે છે. પણ આત્મા એ ત્રિરત્નને ત્યારે જ પકડી શકે છે કે જ્યારે આત્મામાં સ્વાભાવિક નમ્રતા આવે છે. આસાતના દોષને કારણે આત્મામાં અક્કડપણું રહે છે અને જ્યાંસુધી આત્મામાં અક્કડપણું રહે છે ત્યાંસુધી આત્મામાં રત્નત્રયને પકડી શકવાની શકિત આવી શકતી નથી. એટલા માટે આત્માને સર્વપ્રથમ વિનયશીલ અને અનાસાતનાશીલ બનાવવાની આવશ્કતા રહે છે.

અનાસાતનાનો ગુણ પ્રાપ્ત થવાથી આત્માને શો લાભ થાય છે? તો એને માટે કહ્યું છે કે, "અનાસાતનાનો ગુણ પ્રાપ્ત થવાથી આત્મા નરક, તિર્યંચ અને મનુષ્યની દુર્ગતિઓમાંથી બચી જાય છે અને સદ્ગતિને પ્રાપ્ત થાય છે. શાસ્ત્રકારોએ નરક અને તિર્યંચ ગતિને દુર્ગતિ તો કહી જ છે, પણ દેવ અને મનુષ્યગતિમાં પણ દુર્ગતિ કહી છે. આ દુર્ગતિથી આત્મા ત્યારે જ બચી શકે કે જ્યારે આત્મામાં અનાસાતનાનો ગુણ પ્રગટે. આત્મા દરેક ગતિમાં જઈ આવ્યો છે પણ તેનામાં હજીસુધી નમ્રતા આવી નથી અને એ જ કારણે તે સંસારમાં ભ્રમણ કરી રહ્યો છે. આજે પણ પ્રાયઃ એવું જોવામાં આવે છે કે ઘણા લોકો લાકડીની માફક અક્કડ રહે છે. આ અક્કડ માણસના આત્મામાં સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી ત્રિરત્ન કેવી રીતે જડી શકાય? એટલા જ માટે જે પ્રમાણે માતા પોતાના બાળકને હિતશિક્ષા આપે છે તે જ પ્રમાણે શાસ્ત્રકારો આપણને એ હિતશિક્ષા આપે છે કે, "હે! જીવો! તમે અક્કડ ન બનો. અભિમાની ન બનો પણ નમ્ર બનો. તમારામાં જે પ્રમાણે અક્કડ રહેવાની શક્તિ છે તે જ પ્રમાણે નમ્ર બનવાની પણ શક્તિ છે. તો પછી તમે અક્કડ–ફક્કડ બનીને દુર્ગતિમાં ભ્રમણ શા માટે કરો છો? અને વિનમ્ર બની દુર્ગતિના ભ્રમણથી શા માટે બચતા નથી?"

બધા લોકો સદ્ગતિમાં જ જવાની ઇચ્છા રાખે છે પણ આ ઇચ્છાની સાથે લોકો વિનમ્ર બનવાની ઇચ્છા રાખતા નથી. જો કે, વિનમ્રતા ધારણ કરવામાં કોઈનો કોઈ પ્રકારનો પ્રતિબંધ નથી છતાં આત્મા ધર્મના સમયે અક્કડ બની જાય છે. આત્મા કેવી રીતે અક્કડ બની જાય છે એ વાત ભગવાન મહાવીરે સિદ્ધાંતદ્વારા કહી છે.

શ્રી જ્ઞાતાસૂત્રમાં કહેવામાં આવ્યું છે કે, મેઘકુમારે ભગવાન મહાવીરની પાસે દીક્ષા લીધી હતી. મેઘકુમાર સૌથી નાના સાધુ હતા એ કારણે તેમને રાત્રે સુવા માટે સૌથી છેડાનો સંથારો (સુવાની પથારી) મળ્યો હતો. મેઘકુમારની પથારી સાવ છેડે હોવાથી રાતના સમયે તેના સંથારા પાસેથી જ્યારે સાધુઓ બહાર જતાં આવતાં ત્યારે તેને પગની ઠોકર લાગી જતી અને તેથી તેને સુખેથી નિદ્રા આવતી નહી. આ પ્રમાણે સાધુઓની ઠોકર લાગવાથી નિદ્રા ન આવવાને કારણે મેઘકુમાર મનમાં વિચારવા લાગ્યો કે, "આ તો દેખીતું નરકનું દુઃખ ભોગવવું પડે છે! અહીં તો મારી કોઈ કદર પણ કરતું નથી. હું જ્યારે

રાજકુમાર હતો ત્યારે આ સાધુઓ જ મારી કદર કરતા હતા; અને હવે સાધુ થયા બાદ એ લોકો મારી કદર કરતા નથી પણ ઊલટી મારે તેમની ઠોકર ખાવી પડે છે. મારાથી તો આવું સાધુપણું પાળી શકાતું નથી. માટે સવાર થતાં આ સાધુપણું છોડી દઈ હું ઘેર ચાલ્યો જઈશ. પણ એમ ચૂપચાપ ચાલ્યા જવું એ ઠીક ન કહેવાય, એટલા માટે મેં જેમની પાસે દીક્ષા લીધી છે તે ભગવાન મહાવીરની રજા લઈ અને તેમનાં પાત્રો–ઓઘો વગેરે તેમને સોંપી દઈ ઘેર ચાલ્યો જઈશ."

મેઘકુમારે આ પ્રમાણે રાત્રે વિચાર કર્યો અને સવાર પડતાં જ તે ભગવાનની પાસે આવ્યો. ભગવાન તો સર્વજ્ઞ અને સર્વદર્શી હતા, એટલે તેઓ તો બધું જાણતા જ હતા. તેમણે પોતાની પાસે આવેલા મેઘકુમારને કહ્યું કે, "હે! મેઘ! રાતના સમયે સાધુઓની ઠોકરના પરિષહથી ગભરાઈ જઈ તેં સાધુપણાનો ત્યાગ કરી જવાનો વિચાર કર્યો છે અને એટલા જ માટે તું મારી પાસે આવ્યો છે ને?"

મેઘકુમાર કુલીન હતો એટલે તે મનમાં ને મનમાં કહેવા લાગ્યો કે, એ સારું થયું કે હું ભગવાનની પાસે આવ્યો. જો હું ભગવાનની પાસે આવ્યા વિના જ પરબારો ઘેર ચાલ્યો ગયો હોત તો બહુ ખોટું થાત! ભગવાન તો બધી વાતો જાણે છે અને તેમણે મારા કહ્યા પહેલાં જ મારા મનમાં ભાવો કહી દીધાં છે.

આ પ્રમાણે મનમાં વિચાર કરતાં મેઘકુમારે ભગવાનને કહ્યું કે, "હા! ભગવાન! આપની વાત બરાબર છે. મારાથી તે ભૂલ થઈ છે." ભગવાને કહ્યું કે, "હે! મેઘ! આજે તો તું આટલા જ કષ્ટથી ગભરાઈ ગયો છે, પરંતુ આ ભવની પહેલાં તેં કેવાં કેવાં કષ્ટો ભોગવ્યાં છે તેનો તો જરા વિચાર કર. આ ભવની પહેલાંના ભવમાં તું હાથી હતો. એ હાથીના ભવમાં તેં દાવાનળથી બચવા માટે વાળીચોળીને એક મંડલ તૈયાર કર્યું હતું, અને જ્યારે જંગલમાં દાવાનળ લાગવાથી જંગલવાસી બધાં પ્રાણીઓ પોતાના જીવની રક્ષા માટે તારા મંડલમાં આવવા લાગ્યા હતા, ત્યારે તેં એ પ્રાણીઓ, ભૂતો, જીવો, સત્ત્વો ઉપર કરુણા કરી તેઓને જગ્યા આપી હતી; એટલું જ નહિ પણ તને ખંજવાળ આવતાં જ્યારે તેં એક પગ ઊંચો કર્યો હતો ત્યારે એક સસલું તારા પગની ખાલી પડેલી જગ્યાએ બેસી ગયું હતું, તેં તે સસલા ઉપર દયા આણી અઢી દિવસ સુધી પગ ઊંચો રાખ્યો હતો. આ નમ્રતા અને કરુણાને કારણે તને આ ભવ પ્રાપ્ત થયો છે. જ્યારે તું હાથી હતો ત્યારે તેં જીવો ઉપર આટલી બધી નમ્રતા અને કરુણા રાખી હતી, તો હવે આ મનુષ્ય ભવમાં તું સાધારણ કષ્ટથી ગભરાઈ જઈને સાધુપણાનો શું ત્યાગ કરવા તૈયાર થઈ ગયો છે? પૂર્વ ભવનાં કષ્ટોનો વિચાર કરતાં આ કષ્ટો તો બહુ સાધારણ છે. વળી પૂર્વે તો હાથીનો ભવ હતો અને અત્યારે તું મનુષ્યના ભવમાં છો, તો તારે કેટલી બધી સહિષ્ણુતા કેળવવી જોઈએ તેનો પણ વિચાર કર. હે! મેઘ! હાથીના ભવમાં તેં તે જીવો ઉપર કરુણા રાખવાથી અને નમ્ર રહેવાથી તું આ ભવમાં શ્રેણિકનો પુત્ર અને મારો શિષ્ય થઈ શક્યો છે. જ્યારે તેં હાથીના ભવમાં આટલી બધી કષ્ટસહિષ્ણુતા રાખી હતી તો હવે શું થોડી પણ સહનશીલતા રાખી શકતો નથી? કે સાધુઓની ઠોકર ખાવાથી સાધુપણું છોડવા તૈયાર થઈ

ગયો છે? શું સાધુપણું છોડી દેવાથી તું સુખી બની જઈશ? હે! મેઘ! આ બધી વાતોનો તું બરાબર વિચાર કર અને સાધુપણાને છોડી દેવાનો વિચાર છોડી દે."

મેઘકુમાર ભગવાનનાં વચનો સાંભળી પ્રભાવિત થયો અને તે એ નિશ્ચય ઉપર આવ્યો કે, સંયમના પાલન માટે આંખોનું હોવું તો આવશ્યક છે એટલા માટે આંખોની સિવાય મારું આ આખું શરીર સાધુઓની સેવામાં સમર્પિત છે. આ પ્રકારની નમ્રતા ધારણ કરવાને કારણે મેઘકુમાર કાળ પામી વિજય વિમાનમાં ગયો અને ત્યાંથી પાછો મનુષ્ય જન્મને પ્રાપ્ત કરી તે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત બનશે.

કહેવાનો આશય એ છે કે, આત્મામાં આ પ્રકારની કઠોરતા આવી જાય છે, પણ વાસ્તવમાં જેટલી નમ્રતા ધારણ કરવામાં આવે, તેટલો વહેલો આત્મા સુગતિમાં પહોંચે છે. પહેલાંના લોકો ધર્મના કામ માટે કેવા નમ્ર રહેતા હતા અને ધર્મના કામમાં કેવો રસ ધરાવતા હતા અને કેવો ભોગ આપતા હતા તે જુઓ; આજે તો ધર્મના કામમાંથી કેમ છટકી જવું એમાં જ બુદ્ધિમત્તા સમજવામાં આવે છે, પણ વાસ્તવમાં એમાં બુદ્ધિમત્તા નથી. અમે બુદ્ધિમત્તા એમાં માનીએ છીએ કે:—

સર જાવે તો જાવે, મેરા સત્ય ધર્મ નહીં જાવે;
સત્ય કે કારણ રામચંદ્રજી, વનફલ બિન કર ખાવે. મેરા૦

આ વાત તો પૂર્વકાળની છે; પણ મધ્યકાળમાં પણ આવી અનેક ઐતિહાસિક ઘટનાઓ સાંભળવામાં આવે છે કે સત્યધર્મની રક્ષા માટે પ્રાણ સુદ્ધાંની પણ પરવા કરવામાં આવી ન હોય. સત્યધર્મની આવી રક્ષા માટે શીખશિરોમણિ તેગબહાદુરે પ્રાણની પણ પરવા કરી ન હતી.

તેગ બહાદુરની આ વાત ઔરંગઝેબના જમાનાની છે. ઔરંગઝેબને ધર્મનું ઘણું ઝનૂન હતું. તે ગમે તેવી રીતે લોકોને મુસલમાન બનાવવા ચાહતો હતો. એક દિવસ લોકોને મુસલમાન બનાવવાનો ઉપાય તેને સૂઝી આવ્યો. તે ઉપાય એ હતો કે, જો લોકો ઉપર દુઃખ પડે તો લોકો દુઃખથી ગભરાઈ જઈને મુસલમાન ધર્મનો સ્વીકાર કરે. પરંતુ કયું દુઃખ પડવાથી લોકો જલ્દી મુસલમાન થઈ જાય! એ વાતનો વિચાર કરતાં તેને એમ લાગ્યું કે, દુષ્કાળના દુઃખ જેવું બીજું એકેય દુઃખ નથી. જો લોકો ઉપર દુષ્કાળનું દુઃખ પડે તો લોકો જલ્દી મુસલમાન બની જાય! પણ આ વિચારની સાથે જ તેના હૃદયમાં એ પ્રશ્ન પેદા થયો કે, દુષ્કાળ પડવો એ તો કુદરતના હાથની વાત છે, એ મારાથી કેવી રીતે બની શકે?

મુસલમાન ધર્મ એમ કહેતો નથી કે, કોઈને આ પ્રમાણે બળાત્કારથી મુસલમાન બનાવવામાં આવે, કે કોઈના ઉપર જુલ્મ ગુજારવામાં આવે, પણ મનુષ્ય જ્યારે ધર્મઝનૂનથી ઘેરાઈ જાય છે ત્યારે તે ધર્માધર્મનો કે યોગ્યાયોગ્યનો વિચાર સરખો પણ કરતો નથી. આ જ પ્રમાણે રાજાનું એ કર્ત્તવ્ય હોય છે કે, જો દુષ્કાળ પડ્યો હોય તો તેવા સંકટના સમયે પ્રજાને સહાયતા આપવાનાં પ્રયત્નો કરે. પરંતુ ઔરંગઝેબ તો ધર્મઝનૂનને કારણે ઊલટો દુષ્કાળને બોલાવવાનો વિચાર કરી રહ્યો હતો.

ઔરંગઝેબ વિચારવા લાગ્યો કે, જો દુષ્કાળ પડે અને લોકોને અન્ન ન મળે તો લોકો જલ્દી મુસલમાન બની જાય. પણ દુષ્કાળ તો કુદરતનો કોપ થાય ત્યારે જ પડી શકે. એટલા માટે એ ઉપાય કાર્યરૂપમાં કેવી રીતે પરિણીત થઈ શકે તેનો વિચાર કરતાં તેને એવો વિચાર ઉદ્ભવ્યો કે, હું બાદશાહ છું, તો હું પણ બાદશાહીના બળે રાજ્યમાં દુષ્કાળ કેમ પડાવી ન શકું ! આ પ્રમાણે વિચાર કરી તેણે આશરે બે લાખ જેટલા સૈનિકો કાશ્મીરમાં મોકલી દીધા અને ત્યાં ધાન્યપૂર્ણ ખેતરો ઉપર પહેરો ગોઠવી દીધો. જ્યારે ખેડુતો ધાન્યને લણવા માટે ખેતરમાં આવતાં ત્યારે તેમને એમ કહેવામાં આવતું કે, મુસલમાન બનો તો ધાન્યને લણી શકો છો, નહિ તો પાછા ઘરભેગાં થઈ જાઓ. આ પ્રમાણે અન્નના દુઃખથી ગભરાઈ જઈ કેટલાક ખેડુતો મુસલમાન બની ગયા, એ હકીકત બાદશાહને જાણવામાં આવી ત્યારે આ ઉપાય ઠીક અજમાવ્યો એમ કહી તે પ્રસન્ન થયો અને તેથી આ ઉપાય બીજા પ્રાંતમાં પણ અજમાવવો જોઈએ એમ ધારી તેણે પંજાબમાં આ ઉપાયને અજમાવી જોવાનો વિચાર કર્યો.

આ પ્રમાણે વિચાર કરી તેણે આ ઉપાય પંજાબમાં અજમાવવો શરૂ કર્યો. આથી લોકો ત્રાહિ-ત્રાહિ પોકારવા લાગ્યા. આવી કપરી સ્થિતિમાં શું કરવું તે વિષે વિચાર કરવા બધા લોકો એકત્રિત થઈ તેગબહાદુરની પાસે ગયા અને કહેવા લાગ્યા કે, "બાદશાહે આખા પ્રાંતમાં આવો જુલ્મ ગુજારવો શરૂ કર્યો છે તો હવે શું કરવું ?" ગુરુ તેગબહાદુરે કહ્યું કે, "તમે લોકો બાદશાહને એવું કહેણ મોકલાવો કે, અમારા ગુરુ તેગબહાદુર જો મુસલમાન બની જશે તો અમે પણ મુસલમાન બની જઈશું અને જો તે મુસલમાન નહિ બને તો અમે પણ મુસલમાન નહિ બનીએ. એટલા માટે તમે ગુરુ તેગબહાદુરને પકડી પૂછી જુઓ." તેગબહાદુરનું આ કથન સાંભળી, લોકો કહેવા લાગ્યા કે, "બાદશાહને આ પ્રમાણે કહેણ મોકલવાથી તો તમારી ઉપર આપત્તિ આવી પડશે અને તમે પણ સંકટમાં પડી જશો." તેગબહાદુરે ઉત્તર આપ્યો કે, "આપત્તિ માથે પડે કે પ્રાણ પણ જાય તો પણ કાંઈ વાંધો નથી; કારણ કે કષ્ટો સહ્યા વિના ધર્મની રક્ષા થઈ શકતી નથી."

લોકોએ બાદશાહને આ પ્રમાણે કહેવડાવી દીધું. બાદશાહે ગુરુ તેગબહાદુરને બોલાવવા મોકલ્યો. તેગબહાદુર બાદશાહને ત્યાં જવા માટે તૈયાર થયા. તે વખતે તેમના શિષ્યો કહેવા લાગ્યા કે, "તમે અમને અત્રે છોડી જઈને ક્યાં જાઓ છો ? ત્યાં બાદશાહ તમારો પ્રાણ લઈ લેશે." તેગબહાદુરે ઉત્તર આપ્યો કે, "એ વાત તો હું પણ જાણું છું, પરંતુ જો હું મારાં પ્રાણ આપું છું, તો તો બીજાની રક્ષા થાય છે; અને જો હું મારાં પ્રાણ બચાવું છું, તો બીજા લોકો સંકટમાં પડે છે. એટલા માટે મારે મારાં પ્રાણ આપવાં એ જ ઉચિત છે. મારા બલિદાનથી બીજાની રક્ષા થશે; એટલું જ નહિ પણ ધર્મરક્ષા માટે પ્રાણાર્પણ કરવાની લોકોમાં વીરતા પણ પ્રગટ થશે."

આ પ્રમાણે પોતાનાં શિષ્યોને સમજાવી ગુરુ તેગબહાદુર ઔરંગઝેબને મળવા ગયા. ઔરંગઝેબે તેને મુસલમાન બનવા માટે ઘણા સમજાવ્યા અને ઘણું પ્રલોભન પણ આપ્યું, પણ તેગબહાદુરે બાદશાહને એ જ ઉત્તર આપ્યો કે, "તમને તમારો ધર્મ પ્યારો છે અને મને મારો ધર્મ પ્યારો છે. ધર્મપાલન વિષે કોઈ પ્રકારનું દબાણ હોવું ન જોઈએ. તમે તમારો ધર્મ પાળો અને હું મારો ધર્મ પાળું. તમને તમારા ધર્મ વિષે આટલું ઝનૂન છે,

તો શું મારે મારા ધર્મ ઉપર દૃઢ પણ રહેવું ન જોઈએ." બાદશાહે કહ્યું કે, "તમારો ધર્મ ખોટો છે. જો સાચો ધર્મ છે તો તેનો કાંઈ ચમત્કાર બતાવો!" આ સાંભળી તેગબહાદુરે ઉત્તર આપ્યો કે, "ચમત્કાર બતાવવો એ જાદુગરોનું કામ છે. પરમાત્માનો સાચો ભક્ત ચમત્કાર બતાવતો નથી." બાદશાહે કહ્યું કે, "ચમત્કાર બતાવી શકતો નથી તો એમ શા માટે કહેતો નથી કે, હું ચમત્કાર જાણતો જ નથી." તેગબહાદુરે કહ્યું કે, "કુદરતની પ્રત્યેક ચીજમાં ચમત્કાર ભરેલો છે, એ ચમત્કારને જુઓ."

તેગબહાદુરનું આ કથન સાંભળી બાદશાહે કહ્યું કે, "તું જો મુસલમાન ધર્મ સ્વીકારવા ચાહતો નથી તો તારા માટે મૃત્યુને ભેટવા સિવાય બીજો એકેય રસ્તો નથી." તેગબહાદુરે ઉત્તર આપ્યો કે, "મરવા માટે તો હું તૈયાર જ છું. ધર્મની રક્ષાને માટે પ્રાણ આપવો પડે એથી વધારે પ્રસન્નતાની બીજી કઈ વાત હોઈ શકે?" આ સાંભળી, બાદશાહે હુકમ આપ્યો કે, "આ તેગબહાદુરને બજારની વચ્ચોવચ્ચ લઈ જઈ તેનો શિરોચ્છેદ કરી નાંખો કે જેથી આ દૃશ્ય જોનાર ઉપર અસર પડે અને લોકો મુસલમાન બનવા પ્રેરાય."

બાદશાહના હુકમથી સીપાઈઓ તેગબહાદુરને દિલ્હીની બજારની વચોવચ્ચ લઈ ગયા અને ત્યાં તેનો શિરોચ્છેદ કરી નાંખ્યો. શિરોચ્છેદ કર્યા બાદ તેના ગળામાં બાંધેલી એક ચીઠ્ઠી મળી. આ ચીઠ્ઠીમાં એમ લખેલું હતું કે, "શિર તો આપ્યું પણ શિખા ન આપી. અર્થાત્ મસ્તકનું બલિદાન તો આપ્યું પણ હિન્દુધર્મ ન આપ્યો."

આ ઉદાહરણ ઉપરથી તમે તમારા વિષે જુઓ કે, તમે લોકો સત્યધર્મની રક્ષા માટે શું આપો છો? પહેલાંના લોકો તો ધર્મની રક્ષા માટે પ્રાણ સુદ્ધાં અર્પણ કરી દેતા હતા, પણ ધર્મને જવા દેતા ન હતા. પરંતુ તમારા લોકોમાં એવા તો કોઈ નથી ને કે જેઓ થોડાં પૈસાને માટે પણ ધર્મનો ત્યાગ કરી દેતા હોય? મનુષ્યમાં જ્યારે અનીતિનો પ્રવેશ થઈ જાય છે ત્યારે તે મનુષ્યમાંથી ધર્મ ચાલ્યો જાય છે.

ઔરંગઝેબે ધાર્યું તો એમ હતું કે, તેગબહાદુરને મારી નાંખવાથી લોકો જલ્દી મુસલમાન થઈ જશે પણ તેની ધારણા ખોટી પડી. તેગબહાદુરના બલિદાનથી તો લોકોમાં ધર્મરક્ષા કરવાની ઊલટી વીરતા આવી ગઈ. લોકોમાં ધર્મરક્ષા માટે મરી ફીટવાની વીરતા જોઈ અંતે ઔરંગઝેબને લોકોને મુસલમાન બનાવવાનો વિચાર છોડી દેવો પડ્યો.

આ ઉદાહરણ ઉપરથી અત્રે એ કહેવાનું છે કે, આજે ઘણા લોકો નજીવી વાત માટે પણ ધર્મનો ત્યાગ કરવામાં કે ધર્મના સોગંદ ખાવામાં સંકોચ પામતા નથી. ધર્મ એ સોગંદ ખાવાની વસ્તુ નથી. ધર્મનો સંબંધ પ્રાણની સાથે રહેલો છે. જેવો પોતાનો પ્રાણ પ્યારો છે તેવો જ ધર્મ પણ પ્યારો હોવો જોઈએ. જ્યારે ધર્મને પ્રાણસમાન પ્રિય ગણશો ત્યારે ધર્મ ઉપર તમને શ્રદ્ધા છે એમ કહી શકાય. અને જ્યારે તમને ધર્મ ઉપર સાચી શ્રદ્ધા પ્રગટશે ત્યારે ગુરુ અને સહધર્મીની સેવા-સુશ્રૂષા દ્વારા વિનયગુણ અને અનાસાતના ગુણ પણ પ્રગટ્યા વિના નહિ રહે. અનાસાતના ગુણ જ્યારે પ્રગટશે ત્યારે તે ગુણ તમને દુર્ગતિમાં જતાં બચાવશે એટલું જ નહિ પણ સદ્‌ગતિ કે સિદ્ધગતિને પણ પ્રાપ્ત કરાવશે. અનાસાતના ગુણ વિનય હોય તો જ પ્રગટે છે. એટલા માટે તમે સર્વપ્રથમ વિનયગુણને જીવનમાં પ્રગટાવો. વિનયગુણને જીવનમાં અપનાવવામાં તમારું અને બીજાનું કલ્યાણ જ રહેલું છે. વિનયગુણ દ્વારા બીજાનો ઉપકાર કેવી રીતે થાય છે એ વાત હવે મયણરેહાની કથાદ્વારા કહું છું:—

## મયણરેહા ચરિત્ર—૧૯

જાને કી સબ બાત કહી તબ, દોનોં જોડે હાથ;
પ્રભો ! વિઘ્ન કરના નહીં ચાહતી, મૈં હૂં ક્ષત્રિય જાત. ॥ સતી૦ ૩૫ ॥
ઇષ્ટ દેવકા ધ્યાન રહે સદા, યહી મેરી અરદાસ;
દર્શન આપકા ફિર હો જલ્દી, યહ હૈ મનકી આશ. ॥ સતી૦ ૩૬ ॥

યુગબાહુએ યુદ્ધમાં જવા વિષેની જે વાત રાજસભામાં થઈ હતી તે બધી વાત મયણરેહાને કહી. વાત સાંભળી, મયણરેહાએ કહ્યું કે, તમે મોટાભાઈને બદલે યુદ્ધમાં જવાનો ભાર માથે લીધો તે ઠીક જ કર્યું છે. તમે રાષ્ટ્ર અને મોટાભાઈની સેવા કરવા માટે જઈ રહ્યા છો એટલા માટે હું આ કાર્યમાં વિઘ્ન ઊભું કરી જ કેમ શકું ? અને જો વિઘ્ન ઊભું કરું તો પછી હું ક્ષત્રિયકન્યા અને વીરાંગના કેમ કહેવાઉં ? રાષ્ટ્ર અને મોટાભાઈની સેવા કરતાં મસ્તક આપવાનું કાર્ય જો તમે નહિ કરો તો પછી કરશે કોણ ? એટલા માટે આપ આ કાર્યને માટે અવશ્ય પધારો.

આ પ્રમાણે કહી, મયણરેહાએ યુગબાહુની યુદ્ધમાં જવાની સામગ્રી તૈયાર કરી આપી અને પછી વિદાય આપતી વખતે તેણે યુગબાહુને કહ્યું કે, " હે ! પ્રભો ! તમારી પાસે બીજી સામગ્રી રહે કે ન રહે પણ આપ ધર્મ કે ઇશ્વરને હમેશાં યાદ રાખશો. ધર્મ કે ઇશ્વરને કોઈ દિવસ ભૂલી જશો નહિ. યુદ્ધના સમયે સેના ઘણીવાર નિરપરાધીઓને પણ મારી નાંખે છે અને પ્રજાને પણ લૂંટી લે છે. જો તમે સેના ઉપર બરાબર ધ્યાન ન રાખો તો લોકો ઉપર અત્યાચાર થાય એ દેખીતું છે. એટલા માટે લોકો ઉપર કોઈ પ્રકારનો અત્યાચાર ન થાય તે વાતનું આપ ખાસ ધ્યાન રાખશો. બીજું યુદ્ધના સમયે મરણનો ભય ન રાખશો અને તે વખતે પરમાત્માને ભૂલી જશો નહિ. "

જે પ્રમાણે મયણરેહાએ યુગબાહુને કહ્યું તે પ્રમાણે હું પણ તમને એ જ કહું છું કે, પરમાત્મા અને ધર્મને તમે કોઇપણ સમયે ભૂલી જશો નહિ. ભલે મૃત્યુ ગમે તે સમયે આવે પણ પરમાત્માને સદા યાદ રાખજો. સંસારમાં જે જન્મ્યો છે તેને મરવું તો પડે જ છે એટલા માટે મરતી વખતે પરમાત્માને ન ભૂલવામાં જ ભાવિ જીવનનું કલ્યાણ રહેલું છે. ગીતામાં કહ્યું છે કેઃ—

यं यं वाऽपि स्मरन्भावं त्यज्यन्ते कलेवरं।
तं तमैवेति कौन्तेय ! सदा तद्भावभावितः॥

અર્થાત્—હે ! કૌન્તેય ! જે પ્રાણી જે ભાવમાં શરીરનો ત્યાગ કરે છે તે પ્રાણી તે જ ભાવમાં જન્મ લે છે. જો તમે તમારું ભાવિ જીવન સુધારવા ચાહતા હો તો તમે અત્યારથી જ ચેતી જાઓ. જ્યારે આગ લાગે ત્યારે કુવો ખોદવા જવું એ ઠીક નથી એટલા માટે અત્યારથી એ વાતનો અભ્યાસ કરો કે, મરતી વખતે પરમાત્માનું નામ યાદ આવે. સૈનિકોને યુદ્ધમાં જવા પહેલાં કવાયત કરવી પડે છે અને તેથી જ તેઓ યુદ્ધના સમયે કામ કરી શકે છે. આ જ પ્રમાણે તમે પણ આત્માનું કલ્યાણ કરવા માટે અત્યારથી અભ્યાસ કરો. સંવત્સરીનો પવિત્ર દિવસ નજીક આવી રહ્યો છે. તે દિવસે બધાં પાપોથી રહિત થઈ નિષ્પાપ બની જાઓ તો એ પણ

આત્મકલ્યાણ સાધવાનો અભ્યાસ જ છે. મરણકાળને સુધારવો એ મોટો વિજય છે એટલા માટે મરણકાળને સુધારવા માટે અત્યારથી પરમાત્માની પ્રાર્થનાનો અભ્યાસ કરો.

સેના સાથ લે ચલે બાહુજી, નીતિ ધર્મ કે સાથ;
શત્રુ આકર પડે ચરણમેં, નહીં ન્યાયકી ઘાત. ॥ સતી૦ ૩૭ ॥

પરમાત્માને તથા ધર્મને સદા યાદ રાખવાનું કહી મયણરેહાએ યુગબાહુને યુદ્ધમાં જવાની વિદાય આપી. યુગબાહુ પણ સેના વગેરેને સાથે લઈ બહાર નીકળ્યો. તેને સેનાનો સાથ તો હતો પણ તેને સાચો સાથ તો નીતિધર્મનો હતો.

અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થઈ શકે છે કે, શું યુદ્ધમાં પણ ધર્મનો સાથ રહે છે ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, પ્રત્યેક કાર્યમાં ધર્મનો સાથ રહી શકે છે. એટલાં માટે પ્રત્યેક કાર્યમાં ધર્મનો સાથ રાખવો જોઈએ. વ્યાવહારિક કે ધાર્મિક કાર્યોમાં ધર્મનો સાથ તો રહે જ છે. વાસ્તવમાં ધર્મ તો વ્યાવહારિક કાર્યમાં જ રહી શકે છે. અહીં ધર્મસ્થાનમાં તો કેવલ ધર્મની જ શિક્ષા આપવામાં આવે છે. જો કે અહીં પણ ધર્મ કરવામાં આવે છે પણ અત્રે આપવામાં આવેલી ધર્મશિક્ષાને તો કાર્યરૂપમાં વ્યવહારદ્વારા જ પરિણીત કરી શકાય છે.

યુગબાહુ પણ ધર્મને સાથે રાખી આગળ ચાલ્યો. તે એમ વિચારતો હતો કે, હું રાજાઓનું દમન કરવા ચાહતો નથી પણ તેમનામાં જે અન્યાય–અનીતિ વગેરે છે તેનું દમન કરી તેમને ન્યાયનીતિના માર્ગે ચડાવવા ચાહું છું. આ પ્રમાણે કાર્ય તો તેનું તે જ છે પણ ઉદ્દેશમાં અંતર પડી જવાને કારણે પરલોક સંબંધી પરિણામમાં પણ અંતર પડી જાય છે.

જે લોકોએ ઉપદ્રવ મચાવ્યો હતો અને જેઓ મણિરથની આણ માનતા ન હતા તેમણે તથા તેમની પ્રજાએ સાંભળ્યું કે, યુવરાજ યુગબાહુ સેના લઈને આવી રહ્યા છે અને તેમણે સેનાને એવી આજ્ઞા આપી છે કે, તમારે કોઈની પણ કાંઈ હાનિ કરવી નહિ અને કોઈની ઉપર અન્યાય કે અત્યાચાર ગુજારવો નહિ. આ પ્રમાણે સાંભળી વિદ્રોહીઓ વિચારવા લાગ્યા કે, યુવરાજ આવા નીતિનિપુણ અને ધર્મશીલ છે પણ આપણે આપણી મૂર્ખતાથી તેમની વિરુદ્ધ ચાલી રહ્યા છીએ અને વિદ્રોહ મચાવ્યા કરીએ છીએ. જે થયું તે થયું. પણ હવે તો આપણે આ ખોટો માર્ગ છોડી દઈ સન્માર્ગે આવવું જ જોઈએ. આ પ્રમાણે વિચાર કરી તે વિદ્રોહીઓ યુવરાજની સામે આવ્યા. વિદ્રોહીઓને યુવરાજે કહ્યું કે, તમે પ્રજાના રક્ષક છો અને અમે તમારા રક્ષક છીએ પણ અમે તમારું રક્ષણ ત્યારે જ કરી શકીએ કે જ્યારે તમે આ પ્રજાની રક્ષા કરો.

વિદ્રોહી રાજાઓને આ પ્રમાણે ઉપદેશ આપીને અને પ્રજાને સમજાવીને યુગબાહુએ વિદ્રોહી રાજા અને તેની પ્રજા વચ્ચે સ્નેહસંબંધ જોડી દીધો. આ પ્રમાણે યુગબાહુ જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તેણે બધાંને યુદ્ધને બદલે પ્રેમથી જીતી લઈ ઉપદ્રવીઓને પોતાના કાબુમાં લઈ લીધા.

યુગબાહુએ તો કટ્ટર શત્રુઓને પણ પ્રેમદ્વારા જીતી લીધા. વાસ્તવમાં જે પોતે વિનીત હોય છે તે બીજાને પણ વિનીત બનાવી દે છે અને જે અવિનીત હોય છે તે બીજાને પણ અવિનીત બનાવી દે છે. આ નિયમાનુસાર વિનીત યુગબાહુએ અવિનીત શત્રુઓને પણ વિનીત બનાવી દીધા પણ આ બાજુ અવિનીત મણિરથ રાજા અવિનયને કારણે પોતે

પતિત થઈ રહ્યો છે અને બીજાને પણ પતિત કરવાનો પ્રયત્ન કરી રહ્યો છે. યુગબાહુ યુદ્ધમાં લડવા નીકળ્યો ત્યારે મણિરથ મનમાં વિચારવા લાગ્યો કે, હું કેવો બુદ્ધિમાન અને ભાગ્યશાળી છું કે મેં જે પ્રમાણે કરવા ધાર્યું હતું તે જ પ્રમાણે થયું. આખરે મારી ધારણા સફળ થઈ. યુગબાહુ યુદ્ધમાં ગયો તે ઠીક થયું. મયણરેહાને પ્રાપ્ત કરવામાં જે આડખીલીરૂપ હતો તે દૂર થયો. હવે મયણરેહાને પોતાના કાબુમાં લેવી મુશ્કેલ નથી.

આ પ્રમાણે વિચાર કરી મણિરથે દૂતીને પોતાની પાસે બોલાવી અને કહ્યું કે, તું જાણે છે કે, મેં યુગબાહુને શા માટે યુદ્ધમાં મોકલ્યો છે? દૂતીએ જવાબ આપ્યો કે, હું એ અનુમાન તો કરતી હતી કે, તમે યુવરાજને યુદ્ધમાં મોકલ્યા છે તો તેમાં કાંઈ રહસ્ય અવશ્ય હોવું જોઈએ પણ શું રહસ્ય છે એ તો આપ જણાવશો ત્યારે જ ખબર પડશે.

**મનમેં મોદ ધરા રાજાને, ઇચ્છા પૂરૂં ખાસ;**
**દૂતી કો બુલવાય રાયને, ભેદ દિયા પરકાશ. ॥ સતી૦ ૩૮ ॥**

મણિરથે પોતાનો નીચ મનોરથ પ્રકટ કરતાં દૂતીને કહ્યું કે, તેં યુગબાહુની પત્ની મયણરેહાને જોઈ છે? દૂતીએ જવાબ આપ્યો કે, હા, તે તો અપ્સરાને પણ લજાવે એવી રૂપસુંદરી છે. મણિરથે કહ્યું કે, એ જ રૂપસુંદરીનું મારે કામ છે. શું મારું તે કામ તું પાર પાડી શકીશ?

મણિરથનું કથન સાંભળી, દૂતીએ કહ્યું કે, મહારાજ! જો હું ધારું તો આકાશમાંથી તારાને પણ લાવી શકું તો પછી આ તો સાધારણ કામ છે. આ કામ કરવું એ તો મારા માટે ડાબા હાથની વાત છે. તમારી આશાને જરૂર પૂર્ણ કરવામાં હું શક્તિમાન થઈશ.

**બાંયે હાથકા ખેલ હમારા, પૂરણ કરણી આશ;**
**વસ્ત્રાભૂષણ ઔર મીઠાઈ, લે આઈ સતી પાસ. ॥ સતી૦ ૩૯ ॥**

દૂતીના આશાજનક શબ્દો સાંભળી મણિરથે તેને કહ્યું કે, વાસ્તવમાં તું એવી જ છે. તારા માટે કોઈ કાર્ય મુશ્કેલ નથી. હવે કહે કે, આ કાર્યની સિદ્ધિ માટે તારે કઈ કઈ વસ્તુઓની આવશ્યકતા છે? દૂતીએ કહ્યું કે, સ્ત્રીઓને ખાનપાન તથા વસ્ત્રાભૂષણો સાથે જેવો પ્રેમ હોય છે તેવો પ્રેમ બીજી કોઈ વસ્તુ ઉપર હોતો નથી. એમાંય વળી સ્ત્રીઓને વસ્ત્રાભૂષણો તો એટલાં બધાં પ્રિય હોય છે કે સ્ત્રીઓ વસ્ત્રાભૂષણોને માટે પોતાના પતિ–પુત્રને પણ તજી દે છે. એટલા માટે આપ તે વસ્તુઓની વ્યવસ્થા કરાવી આપો અને પછી જુઓ કે, મયણરેહાને હું કેવી રીતે આપની બનાવી આપું છું.

દૂતીનું કથન સાંભળી મણિરથે કહ્યું કે, આપણે ત્યાં એ વસ્તુઓની ક્યાં ખામી છે! આ પ્રમાણે કહી તેણે ખજાનામાંથી સુંદર સુંદર આભૂષણો કાઢી આપ્યાં અને સુંદર વસ્ત્રો તથા પકવાન–મીઠાઈ વગેરે પણ મંગાવી આપ્યાં. વસ્ત્રો જોઈ દૂતીએ કહ્યું કે, હવે કોઈ ચીજની ખામી નથી, આ સામગ્રીથી મયણરેહાને તો શું કોઈ દેવાંગનાને પણ વશ કરી શકાય!

દૂતી વસ્ત્રાભૂષણો તથા મીઠાઈ વગેરે સામગ્રી લઈને મયણરેહાની પાસે ગઈ. મણિરથ તો એમ વિચારતો હતો કે, મયણરેહા હવે વસ્ત્રાભૂષણોમાં લલચાઈ જઈ વશમાં આવી જશે. પરંતુ મયણરેહા તો પતિ અને પરમાત્માનું સ્મરણ કરતી પોતાના દિવસો વ્યતીત કરી રહી હતી. સંસારનો તો એ નિયમ જ છે કે, પાપીજનો પાપકાર્યમાં પ્રવૃત્તિ કરે છે અને ધાર્મિકજનો ધર્મકાર્યમાં પ્રવૃત્તિ કરે છે.

**પતિ ગયે પરદેશ હમારે, જ્યેષ્ઠ શ્રેષ્ઠકા માન;**
**સમઝ ભાવસે લિયા સતીને, ઔર ન મનમેં ધ્યાન. ॥ સતી૦ ૪૦॥**

દૂતી વસ્ત્રાભૂષણો વગેરે સામગ્રી લઈ, મયણરેહાના મહેલમાં આવી અને તેને કહ્યું કે, આ તમારા જેઠે તમને ભેટ મોકલી છે. તમે આ ઘરેણાંને પહેરીને મીઠાઈ-પકવાન ખાઓ અને એ રીતે મારો શ્રમ અને તમારા જેઠની ઈચ્છા સફલ કરો. મયણરેહા વિચારવા લાગી કે, આજ દિવસ સુધી જેઠે આ પ્રકારની ભેટ કોઈ દિવસ મોકલી નથી તો પછી આજે કેમ મોકલી હશે? સંભવ છે કે, પતિ પરદેશ ગયા છે, એટલા માટે જેઠને કદાચ એવો વિચાર આવ્યો હોય કે, યુગબાહુ યુદ્ધમાં ગયો છે એટલે મયણરેહાને કોઈ પ્રકારની ઉદાસીનતા ન આવે અને એ વિચારથી તેમણે આ ભેટ મોકલી હોય! જેઠે મારા માટે પ્રસાદ મોકલ્યો છે એટલા માટે આ પ્રસાદનો સ્વીકાર કરી લેવો એ જ સારું છે.

આ પ્રમાણે વિચાર કરી, તેણે દૂતીને કહ્યું કે, જેઠને મારા પ્રણામ કહેજે અને કહેજે કે, આપે મારા માટે જે પ્રસાદ મોકલ્યો છે અને કૃપા કરી છે તે માટે હું તમારો આભાર માનું છું અને આપે મોકલેલી સામગ્રીને પ્રસાદ માની સ્વીકાર કરું છું.

**દૂતી ખુશ હો ગઈ રાય પે, સુધરા તુમરા કામ;**
**પુનઃ સજાવટ સજકે આઈ, મયણરેહા કે ધામ. ॥ સતી૦ ૪૧॥**

મયણરેહાએ દૂતીએ આપેલી સામગ્રીનો શુભાશયે સ્વીકાર કર્યો. તે વખતે તેના હૃદયમાં એ કલ્પના પણ ન હતી કે, જેઠના મનમાં કોઈ પ્રકારનું પાપ છે! મયણરેહાને સામગ્રીનો સ્વીકાર કરતી જોઈ દૂતી ઘણી પ્રસન્ન થઈ અને મણિરથની પાસે આવી તે કહેવા લાગી કે, આપનું કાર્ય સફળ થયું છે. મયણરેહાએ તે ભેટસામગ્રીનો સ્વીકાર કરી લીધો છે. જો કે, દૂતીએ આ પ્રમાણે કહ્યું પણ મણિરથ બુદ્ધિમાન રાજા હતો એટલે તેણે પુછ્યું કે, મયણરેહાએ ક્યા ભાવે તે ભેટસામગ્રીનો સ્વીકાર કર્યો છે? શું તેં મારો ઉદ્દેશ તેની સામે પ્રકટ કર્યો હતો? દૂતીએ જવાબ આપ્યો કે, શું કદાચ આ પ્રમાણે સ્પષ્ટ વાતો કહેવાય ખરી? તેણીએ તમારી મોકલેલી ભેટસામગ્રીનો સ્વીકાર કરી લીધો એ ઉપરથી જ એ પ્રકટ થાય છે કે, તે આપને ચાહે છે!

મણિરથે દૂતીને કહ્યું કે, આ પ્રમાણે સમજવું એ ઠીક નથી. તું હવે ફરીવાર થોડી બીજી ભેટસામગ્રી લઈને મયણરેહાની પાસે જા તથા કોઈને કોઈ રૂપમાં મારો ભાવ તેની સામે પ્રકટ કરી દે અને જ્યારે તે મારો ભાવ જાણ્યા બાદ ભેટસામગ્રીનો સ્વીકાર કરે તથા મને આદર આપવાનો વિચાર પ્રકટ કરે ત્યારે તું મને કહેજે.

દૂતી પાછી આવી અને ભેટસામગ્રી લઈને મયણરેહાના મહેલમાં ગઈ અને બધી ભેટસામગ્રીને પ્રદર્શિનીની માફક ગોઠવી દઈને કહ્યું કે, આ સામગ્રી આપના જેઠે ફરીવાર મોકલી છે.

દૂતીનું કથન સાંભળી તથા સામગ્રીને જોઈ મયણરેહા વિચારવા લાગી કે, આ સામગ્રી મોકલવામાં તથા લાવવામાં કોઈ પ્રકારનો ભેદ જણાય છે. આ પ્રમાણે વારંવાર જલ્દી ભેટસામગ્રી મોકલવી એ રાજાઓની પ્રથાની વિરુદ્ધ છે. આ સિવાય પહેલાં જે ભેટસામગ્રી મોકલી છે તે પણ એટલી બધી છે કે તે હજી સમાપ્ત થઈ નથી ત્યાં આ બીજી સામગ્રી મોકલી તેનું શું કારણ?

**પતિ નહીં હૈ સાથ હમારે, મુઝે ન રુચતે ભોગ;**
**નિરર્થક યહ કાર્ય તુમ્હારા, નહીં હમારે જોગ. ॥ સતી૦ ૪૨ ॥**

મયણરેહાએ દૂતીને પૂછ્યું કે, તું થોડા દિવસ પહેલાં જ ભેટસામગ્રી લાવી હતી ત્યાં ફરી આજે ભેટસામગ્રી કેમ લઈ આવી? શું તું જાણતી નથી કે, મારો પતિ પરદેશ ગયા છે એટલા માટે મને ભોગસામગ્રી ગમતી નથી? દૂતીએ જવાબ આપ્યો કે, આપના જેઠનો તમારી ઉપર પ્રેમ છે એટલા માટે તમારો સત્કાર કરવા માટે આ સામગ્રી મોકલી છે! મયણરેહાએ કહ્યું કે, જેઠ મારો આ સત્કાર કરી રહ્યા છે કે મને ધિક્કાર આપી રહ્યા છે? જેના પતિ પરદેશ ગયા હોય તે સ્ત્રી જ્યારે પોતાનું જીવન સાધ્વીની માફક વ્યતીત કરે ત્યારે જ તે પોતાના ધર્મની રક્ષા કરી શકે છે; નહિ તો નહિ. મારા પતિ પરદેશ ગયા છે એટલા માટે હું આ પ્રકારની ભોગસામગ્રીનો ઉપયોગ કરતી નથી તો પછી તું આ સામગ્રી નિરર્થક શા માટે લાવી છે?

અહીં મારે વિધવાઓ વિષે થોડું કહેવાનું હતું પણ તે કહેવાનો અત્યારે સમય નથી. લોકો કહે છે કે, યુવકો સ્ત્રીઓને માટે પુનર્વિવાહની હીલચાલ ચલાવે છે. પણ તેઓ આ પ્રમાણે શા માટે કરે છે તેનું કારણ પણ વિચારો. જ્યારે કોઈ વિધવા પોતાના ધર્મ ઉપર સ્થિર રહી શકતી નથી ત્યારે આ પ્રકારનાં અનર્થો ફુટી નીકળે જ છે. જો વિધવાઓ પોતાનો ધર્મ બરાબર પાળે તો પુનર્વિવાહનો પ્રશ્ન જ ઊભો ન થાય! જ્યારે વિધવાઓ પોતાના ધર્મનું પાલન કરતી નથી અને તેમની દ્વારા અનાચાર થાય છે ત્યારે જ આ પ્રકારના પ્રશ્નો ઊભાં થાય છે. જો વિધવાઓ પોતાનો ધર્મ પોતે પાળે તો તેમનું જીવન પવિત્ર રહી શકે અને પુનર્વિવાહનો પ્રશ્ન પણ ઉપસ્થિત ન થાય!

દૂતીએ મયણરેહાને જવાબ આપ્યો કે, જ્યારે તમને ભોગસામગ્રી ગમતી ન હતી તો પહેલાં આપેલી સામગ્રીનો તમે સ્વીકાર શા માટે કર્યો? મયણરેહાએ કહ્યું કે, તે સામગ્રીનો સ્વીકાર મેં એ વિચારથી કર્યો હતો કે, જો હું તેનો સ્વીકાર નહિ કરું તો જેઠને માઠું લાગશે. બાકી ભોગની ઇચ્છાએ મેં એ સામગ્રીનો સ્વીકાર કર્યો ન હતો.

**બાત બોલ જબ બોલી દૂતી, સતીમેં આયા જોશ;**
**ચંડ સ્વરૂપકો ધાર ખડ્ગ લે, છાયા નેત્રમેં રોષ. ॥ સતી૦ ૪૩ ॥**

દૂતીએ વિચાર્યું કે, મયણરેહાને સ્પષ્ટ કહેવાનો આ સમય ઉપયુક્ત છે. આ પ્રમાણે વિચાર કરી દૂતી કહેવા લાગી કે, આપનું એ સદ્ભાગ્ય છે કે, તમારા જેઠ તમને ચાહે છે! જ્યારે તમે મણિરથને આદર આપવા લાગશો ત્યારે તમારું ભાગ્ય એકદમ ચમકી ઊઠશે. વળી, તમે જે યુગબાહુને માટે એમ કહો છો કે, તેઓ પરદેશ ગયા છે એટલે મને ભોગો રુચતાં નથી, પણ તે યુગબાહુ મણિરથની આગળ તુચ્છ છે. જો મણિરથ ચાહે તો યુગબાહુને એક ક્ષણમાં રાજ્ય બહાર કાઢી શકે છે અને તમારી બધી ભોગસામગ્રી પણ લૂંટવી શકે છે. જ્યાંસુધી મણિરથની કૃપા છે ત્યાંસુધી જ તમે ભોગોનો ઉપભોગ કરી શકો છો, નહિ તો એક ક્ષણવારમાં તે તમને આપત્તિમાં નાંખી શકે છે. પરંતુ હવે તો મહારાજા પોતે ચાહે છે અને એવા ચાહે છે કે તેઓ તમારી આજ્ઞામાં રહેવા તથા તમને પટરાણી બનાવવા પણ તૈયાર છે. તમારું આ કેવું સદ્ભાગ્ય છે કે તમને આવો શુભ અવસર મળી રહ્યો છે! મહારાજાએ તમારો પ્રેમ સંપાદન કરવા માટે જ આ બધી ભેટસામગ્રી મોકલાવી છે.

**રે! નિર્લજ્જા! ફિર મત આના, જો પ્યારે હૈં પ્રાણ;**
**દૂતી ડરકે ગઈ રાય પે, છોડો ઉસકા ધ્યાન. ॥ સતી૦ ૪૪ ॥**

દૂતીની વાત સાંભળી મયણરેહા બધી માયાજાળ સમજી ગઈ. આ માયાજાળને તોડી ફાડી નાંખવા માટે સર્વપ્રથમ આ માયાજાળને પાથરનાર દૂતીને ભય બતાવી દૂર કરવી જોઈએ કે જેથી તે ફરી અત્રે આવવાની હિંમત ન કરે. આ પ્રમાણે વિચાર કરી મયણરેહાએ દાસી પાસે તલવાર મંગાવી. દૂતીએ પૂછયું કે, તલવાર શા માટે મંગાવો છો? મયણરેહાએ કહ્યું કે, મેં તલવાર શા માટે મંગાવી છે તે હમણાં જ બતાવું છું. તું પહેલાં તારું માથું સંભારી લે. આ પ્રમાણે કહેતી મયણરેહાએ મ્યાનમાંથી તલવાર કાઢી અને દૂતીને તલવાર બતાવીને કહેવા લાગી કે, તું મને જાણતી નથી કે, હું કોણ છું. હું આ તલવાર દ્વારા તારો શિરોચ્છેદ કરી નાંખીશ. જો તને તારાં પ્રાણ પ્યારાં હોય તો અહીંથી જલ્દી ભાગી જા અને ફરી કોઈ દિવસ પાછી આવતી નહિ. તું મારા પવિત્ર જોડને આ પ્રમાણે દૂષિત બનાવવા ચાહે છે? હું ક્ષત્રિયાણી છું. હું આ પ્રકારની વાત કદાપિ સહી શકું નહિ.

મયણરેહાનું ભયંકર સ્વરૂપ જોઈ તે તો ત્યાંથી જીવ લઈને ભાગી અને મણિરથની પાસે આવી. મણિરથ તેની પ્રતીક્ષા જ કરી રહ્યો હતો. દૂતીને ગભરાએલી આવતી જોઈ મણિરથે તેને પૂછયું કે, શું થયું? દૂતીએ જવાબ આપ્યો કે, તે વિષે વાત જ પૂછો નહિ. હું જીવતી આવી એટલું સારું સમજો. મયણરેહા મારો શિરોચ્છેદ જ કરી નાંખત. હું જીવ લઈને નાસી આવી છું. તે તો સાક્ષાત્ રાક્ષસી છે એટલા માટે હું તો તમને એ જ કહું છું કે, તેનું ધ્યાન છોડી દો, તમને કોઈ પ્રકારની ખામી પણ નથી. તમે જો ચાહો તો બીજી નવી રાણી પણ પરણી લાવી શકો છો પણ તે મયણરેહા તમારા હાથમાં આવી શકે એમ નથી.

દૂતીએ મણિરથને આ પ્રમાણે ઉપદેશ આપ્યો પણ તેની અસર મણિરથ ઉપર કાંઈ ન પડી. ઊલટો તે વધારે ઉત્તેજિત થઈ કહેવા લાગ્યો કે, હું ક્ષત્રિય છું. વાસ્તવિક વાત શું છે તે તું જાણતી નથી પણ હું જાણું છું. ઠીક તું જા અને તારું કામ કર. હું મારું કામ ફોડી લઈશ.

દૂતીને રવાના કરી મણિરથ વિચારવા લાગ્યો કે, મયણરેહા સુંદરી હોવાને સાથે જ વીરાંગના પણ છે. અને તેથી જ તેણીએ દૂતીને આ પ્રમાણે ડરાવી છે. તેણીએ મારી ભેટસામગ્રીનો સ્વીકાર કર્યો હતો એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, તે મને ચાહે છે પણ તે વચમાં દૂતીની આ પ્રકારની દલાલી પસંદ કરતી જણાતી નથી અને તેથી જ તેણીએ દૂતીને તલવારનો ભય બતાવી નસાડી મૂકી છે. જો હું કાર્ય સુધારવા ચાહું તો મારે પોતાએ જ તેની પાસે જવું જોઈએ.

મણિરથે, મયણરેહાના કાર્યનો એવો અર્થ કર્યો કે, તે મને ચાહે તો છે પણ વચમાં કોઈ દલાલને રાખવા ચાહતી નથી. વાસ્તવમાં કામવિકારથી પીડાતી વ્યક્તિને પોતાની જ વાત સૂઝે છે, બીજાની વાત સૂઝતી જ નથી, અને તે પ્રત્યેક વાતનો પોતાને અનુકૂલ જ અર્થ કરે છે. મણિરથે પણ મયણરેહાના કાર્યનો પોતાને અનુકૂલ અર્થ કરી મયણરેહાને ત્યાં જવાનો નિશ્ચય કર્યો. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ શ્રાવણ વદ ૫ ગુરુવાર

### પ્રાર્થના

**શ્રી દઢરથ નૃપતિ પિતા, નન્દા થારી માય;**
**રોમ રોમ પ્રભુ મો ભણી, શીતલ નામ સુહાય.**
**જય જય જિન ત્રિભુવન ધણી.**
—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી શીતલનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં ભક્ત પરમાત્મા પ્રત્યે કહે છે કે, હે ! ત્રિભુવનસ્વામી ! તારો જય-જયકાર થાઓ, કારણ કે તું કરુણાનિધિ છે. જો કે, તારાં ગુણો અનંત છે તેમ છતાં તારા કોઈ એક ગુણને મુખ્ય રાખી, શેષ ગુણોને તે એક જ ગુણમાં સમાવેશ કરી દઉં છું. આમ કરવું એ કાંઈ અનુચિત નથી. જેમકે, હીરાને કાન્તિમાન કહેવામાં આવે છે અને કાન્તિને હીરાનો ગુણ બતાવવામાં આવે છે પણ તેમાં કાન્તિગુણની સાથે બીજા ગુણો પણ છે; છતાં તે ગુણોનો આ એક ગુણમાં જ સમાવેશ કરી દેવામાં આવે છે. હીરામાં જ્યાં કાન્તિનો ગુણ છે ત્યાં સાથે સાથે તેનામાં કઠોરતાનો પણ એવો ગુણ છે કે, હીરાની એક કણી પણ લાકડીમાં ચોડી મોટાં કાચ ઉપર ફેરવવામાં આવે તો તે મોટાં કાચ પણ કપાઈ જાય છે. હીરામાં કઠોરતાનો આવો ગુણ હોવા છતાં તેને કાન્તિમાન પણ કહેવામાં આવે છે અને તેના એક કાન્તિ-ગુણનું વર્ણન કરવામાં બીજાં ગુણોનું પણ વર્ણન થઈ જ જાય છે કારણકે, કોઈ પણ વસ્તુનાં બધાં ગુણોનું વર્ણન એક સાથે થઈ શકતું નથી એટલા માટે કોઈ એક ગુણના વર્ણનદ્વારા બીજાં ગુણોનો પણ તેમાં સમાવેશ કરી દેવામાં આવે છે.

વૈજ્ઞાનિકોનું કથન છે કે, જ્યારે હીરાની એક કણીમાં કે અલ્પ પરમાણુમાં આટલી બધી શક્તિ હોય છે તો મોટા હીરામાં કે અધિક પરમાણુમાં કેટલી બધી શક્તિ હશે ? આ પ્રમાણે હીરામાં બીજાં અનેક ગુણો હોવા છતાં હીરાની કાન્તિનું જ વર્ણન પ્રાયઃ કરવામાં આવે છે. તેજ પ્રમાણે પરમાત્મામાં અનંત ગુણો રહેલાં છે અને કેટલાંક ગુણો આત્મા દ્વારા જાણી શકાય છે, અને તે ગુણોનું વર્ણન કરવામાં આવે તો પાર પણ પામી ન શકાય, છતાં તેમના કોઈ એક ગુણને મુખ્ય રાખી તેની પ્રશંસા કરવામાં આવે છે અને શેષ ગુણોનો તે એક જ ગુણમાં સમાવેશ કરી દેવામાં આવે છે. એટલા જ માટે આ પ્રાર્થનામાં પરમાત્મા વિષે એમ કહેવામાં આવ્યું છે કે. ' હે ! કરુણાનિધાન ! તારો જયજયકાર થાઓ. '

પરમાત્મા જ સાચા કરુણાનિધાન છે. કારણકે પરમાત્માએ પોતાના માટે જે કાંઈ કરવાનું હતું તે બધું કરી લીધું હોવા છતાં જગતના કલ્યાણ માટે તેઓ વિહાર કરતા હતા અને ધર્મોપદેશ પણ આપતા હતા તેમ જ જગજ્જીવો આત્મ કલ્યાણ કરવામાં આળસુ બની ન જાય તે માટે પ્રયત્ન પણ કરતા હતા. આ પ્રમાણે જગજ્જીવોના કલ્યાણ માટે પ્રયત્ન કરવાનું એક માત્ર કારણ તેમની કરુણા જ હતું. કરુણા ભાવના હોવાને કારણે એમ થવું સ્વાભાવિક જ છે. કરુણા ભાવના કેવી હોય છે અને તે કરુણા કેવાં કેવાં કાર્ય કરવા માટે કેવાં કેવાં કષ્ટો સહેવાને વિવશ કરી દે છે એને માટે માતાની કરુણા જુઓ. માતા, પોતાના

બાળકનું પાલન કરુણાપૂર્વક જ કરે છે. આ કરુણા હોવાને કારણે જો બાળક જરાપણ રોવા માંડે છે તો માતા બધું કામ છોડી દઈ તત્ક્ષણ બાળક પાસે જાય છે અને તેને શાન્ત કરે છે. માતાની આ કરુણા ઉપરથી વિચારવાનું અત્રે એ છે કે, જ્યારે અપૂર્ણ કરુણા પણ આવી હોય છે તો પૂર્ણ કરુણા કેવી હશે ? ભગવાનમાં પૂર્ણ કરુણા જ હોય છે એ જ કારણે ભગવાન જગતના જીવોનું કલ્યાણ કરવાનો પ્રયત્ન કરે છે અને તેથી આ પ્રાર્થનામાં એમ કહેવામાં આવ્યું છે કે, " હે ! કરુણાનિધાન ! તારો જયજયકાર થાઓ. "

આવા કરુણાનિધાન પરમાત્માનો આપણી ઉપર અનંત ઉપકાર છે. એ અનંત ઉપકારનો બદલો આપણે કોઈ પણ રીતે વાળી શકીએ એમ નથી. એટલે આપણાથી વધારે કાંઈ થઈ ન શકે તો આપણે પરામાત્માની ભક્તિ તો કરવી જોઈએ. અર્થાત્ ઈશ્વરના પ્રધાન દ્વારા પરમાત્માનું સ્મરણ તો કરવું જ જોઈએ.

શ્રી સ્થાનાંગ સૂત્રમાં પ્રણિધાનનાં અનેક ભેદ બતાવવામાં આવ્યા છે. તેમાં એક ભેદ દુષ્પ્રણિધાન છે અને બીજો સુપ્રણિધાન છે. પ્રણિધાનનો અર્થ ભાવિ લાભને માટે એકાગ્રતાથી મનને કોઈ કામમાં સ્થાપિત કરવું કે પરોવવું એવો થાય છે. જો સારાં કામમાં મનને એકાગ્રતાપૂર્વક સ્થાપિત કરવામાં આવે તો તે સુપ્રણિધાન છે અને ખરાબ કામમાં મનને એકાગ્રતાપૂર્વક પરોવવામાં આવે તો તે દુષ્પ્રણિધાન છે. લોકો પ્રણિધાન તો કરે જ છે પણ વિશેષતઃ દુષ્પ્રણિધાન કરે છે. આ ક્રમને બદલાવી, મન, વચન અને કાયાને સુપ્રણિધાનમાં પરોવો અને એક કવિના કથનાનુસાર એવો નિશ્ચય કરો કે, " હે ! પ્રભો ! મારું મન સુપ્રણિધાનમાં એવું પરોવાઈ જાય કે, મારી જીભદ્વારા હું તારાં જ ગુણગાન કરું ! બીજી કોઈ વાત મારી જીભદ્વારા નીકળે જ નહિ; અર્થાત્ મારાં મન, વચન અને કાયા સુપ્રણિધાનમાં એવાં પરોવાઈ જાય કે, તારું જ હમેશાં સ્મરણ કર્યા કરું ! ! " તમે પણ આ પ્રમાણે મન, વચન અને કાયાને સુપ્રણિધાનમાં પરોવો અને પરમાત્માને હમેશાં ધ્યાનમાં રાખો તો તમે પણ આત્માનું કલ્યાણ કરી શકશો.

અત્રે એ પ્રશ્ન ઊભો થાય છે કે, જે ઈશ્વરનું પ્રણિધાન કરવા માટે કહેવામાં આવે છે તે ઈશ્વર કેવા છે અર્થાત્ તે ઈશ્વરનું સ્વરૂપ શું છે ? જોકે ઈશ્વરના સ્વરૂપ વિષે અનેક મતભેદો છે પરંતુ ઈશ્વર કોને કહેવા એને માટે યોગસૂત્રમાં જે ઈશ્વરસ્વરૂપ બતાવવામાં આવ્યું છે તે બધાં દાર્શનિકોને માન્ય થઈ શકે એવું છે, તે એ છે કે :—

**क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः ।**

અર્થાત્—જે ક્લેશ, કર્મ, વિપાક અને આશય આદિથી રહિત છે તે જ ઈશ્વર છે. ઈશ્વરમાં અજ્ઞાન–અવિદ્યારૂપી ક્લેશ હોતો નથી તેમ તેમનામાં શુભાશુભ કે પાપપુણ્યરૂપી કર્મો પણ હોતાં નથી. જે ક્રિયાદ્વારા શુભાશુભનો બંધ થાય છે તે ક્રિયાનું નામ કર્મ છે. સારી કે ખરાબ ક્રિયા કરવાથી જ શુભ કે અશુભ કર્મ બંધાય છે. જેમકે અન્નપુણ્ય કહેવામાં આવે છે પણ તે પુણ્ય, ક્રિયા કર્યા વિના થતું નથી. જો ક્રિયા કર્યા વિના જ પુણ્ય થવા લાગે તો તો અન્નની કોઠીઓને કોઠીઓ ભરેલી હોય છે એટલે પુણ્ય–પુણ્ય થઈ પડે. પુણ્ય તો ત્યારે જ થાય છે કે જ્યારે દાનની ક્રિયા કરવામાં આવે છે. આ જ પ્રમાણે પાપ પણ ક્રિયા કરવાથી જ થાય છે. આ પ્રમાણે શુભાશુભ ક્રિયાદ્વારા જે બંધ થાય છે તેનું નામ કર્મ છે. ક્રિયા તો આત્મા કરે છે પણ તેમાં જે સંસ્કાર આત્મામાં પડી જાય છે, તે

સંસ્કારનું નામ જ બંધ કે કર્મ છે. જ્યારે કર્મ હોય છે ત્યારે કર્મનો વિપાક પણ હોય જ છે અર્થાત્ કર્મનું ફળ પણ મળે છે. આ કર્મફળને જ વિપાક કહેવામાં આવે છે. કદાચ કર્મ અને વિપાકથી તો છૂટી પણ જવાય પણ આત્મામાં જે સંસ્કાર હોય છે તે સંસ્કારથી છૂટી જવું બહુ જ મુશ્કેલ છે. આત્માની સાથે જે કાર્મણ શરીર વળગેલું છે તે કાર્મણ શરીરથી મોક્ષ થયા પહેલાં છૂટી શકાતું નથી. કાર્મણ શરીર સંસ્કારોનો જ ખજાનો છે. આ પ્રમાણે જે વ્યક્તિ ક્લેશ, કર્મ, વિપાક તથા આશય-સંસ્કારથી રહિત થઈ જાય છે તે જ ઈશ્વર છે.

અત્રે એક બીજો પ્રશ્ન ઊભો થાય છે કે, ઈશ્વરદ્વારા આપણને શી સહાયતા મળે છે કે, જેથી તેમનું પ્રણિધાન કરવું જોઈએ ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, એક દૃષ્ટિએ જોવામાં આવે તો ઈશ્વર કાંઈ સહાયતા આપતા નથી અને બીજી દૃષ્ટિએ જોવામાં આવે તો તે ઘણી જ સહાયતા આપે છે. જે પ્રમાણે મૂળાક્ષર શીખવા માટે क અક્ષરને સામે રાખવામાં આવે છે અને તે क અક્ષરને જોઈ, બીજો क બનાવવામાં આવે છે. જો કે, આ બીજો क બનાવવામાં પહેલાં क અક્ષરે કાંઈ કર્યું નથી પણ તે પહેલો क જોવાથી તમારામાં જે સંસ્કારો આવ્યાં તે સંસ્કારોને લીધે જ તમે બીજો क બનાવી શક્યા છો ! આ પ્રમાણે બીજો क અક્ષર સહાયક થયો છે. જે પ્રમાણે બીજો क અક્ષર બનાવવામાં પહેલો क અક્ષર સહાયક છે અને તે જ क અક્ષરની સહાયતાથી જ બીજો क અક્ષર બનાવવામાં આવ્યો છે તે જ પ્રકારની સહાયતા પણ ઈશ્વર દ્વારા મળે છે. ઈશ્વરમાં જે ગુણો બતાવવામાં આવ્યાં છે તે ગુણો આપણામાં ત્યારે જ આવી શકે કે જ્યારે આપણા હૃદયમાં ઈશ્વરનું પ્રણિધાન કરવામાં આવે અને ઈશ્વરના ગુણોનાં સંસ્કારોને આપણામાં અપનાવવામાં આવે. આ પ્રમાણે ઈશ્વર, ઈશ્વરત્વને પ્રાપ્ત કરવા માટે આદર્શરૂપ છે અને એ રીતે તે ઈશ્વરત્વ પ્રાપ્ત કરવામાં સહાયક પણ છે. અત્રે કારણમાં જ કાર્યનો ઉપચાર કરી ઈશ્વરને કર્ત્તા પણ કહેવામાં આવે છે. એક રીતે તો ઈશ્વર કાંઈ કરતા નથી પણ બીજી દૃષ્ટિએ તે કર્ત્તા પણ છે. જેમકે ઈશ્વરને માટે એમ કહેવામાં આવે છે કેઃ—

**समाहिवरमुत्तमं दिन्तु**
**चन्देसु निम्मलयरा, आइच्चेसु अहियं पयासयरा।**
**सागरवरगंभीरा, सिद्धा सिद्धिं मम दिसन्तु ॥**

અર્થાત્—હે ! ચન્દ્રોથી પણ વધારે નિર્મળ, આદિત્યોથી પણ વધારે પ્રકાશ આપનાર તથા સાગરોથી પણ વધારે ગંભીર એવા હે ! સિદ્ધ ભગવાન ! અમને ઉત્તમ સમાધિ આપો અને સિદ્ધિનો માર્ગ બતાવો.

આ પ્રમાણે જે પરમાત્મા આપણને પરમાત્મા બનવાનો માર્ગ બતાવે છે તે પરમાત્માની, આપણાથી બીજું કાંઈ થઈ ન શકે તો, ભક્તિ તો કરવી જોઈએ. હવે કોઈ એમ કહે કે ઈશ્વર અર્થાત્ તીર્થંકર ભગવાન ૨૪ થયા છે અને તેઓ મોક્ષમાં બીરાજે છે તો પછી અમે તેમની ભક્તિ કેવી રીતે કરી શકીએ ? તો આ કથનનો ઉત્તર એ છે કે, રાજા તો એક જ હોય છે પણ તેના કાર્યકર્ત્તાઓ અનેક હોય છે. રાજા બધી જગ્યાએ સેવા લેવા માટે પહોંચી શકતો નથી પણ તેના સેવકોની સેવા કરવી એ રાજાની સેવા કરવા બરાબર છે. આ જ પ્રમાણે તીર્થંકરોની ગેરહાજરીમાં તીર્થંકરોના ભક્તોની સેવા કરવી અર્થાત્ ઈશ્વરના ભક્તની

સેવાભક્તિ કરવી એ ઈશ્વરની સેવાભક્તિ કરવા બરાબર છે. આ દૃષ્ટિએ જ એમ કહેવામાં આવ્યું છે કે, ગુરુ અને સહધર્મીની સેવા કરવી જોઈએ. જે ઈશ્વરને પોતાનો સ્વામી માનતો નથી અને તેમની આજ્ઞાનુસાર વર્ત્તતો નથી તે ગુરુ પણ થઈ શકતો નથી તેમ સહધર્મી પણ થઈ શકતો નથી; પણ જે પોતાને ઈશ્વરનો સેવક સમજે છે તે જ ગુરુ કે સહધર્મી બની શકે છે. આવા પરમાત્માભક્ત ગુરુ કે સહધર્મીની સેવા કરવી એ ઈશ્વરની જ સેવા કરવા બરાબર છે.

જે પ્રમાણે રાજાએ જેને હાકેમ બનાવ્યો નથી છતાં જે પોતાને હાકેમ કહેવડાવે છે તેવા પુરુષનું તેનું સન્માન કરવું કે તેની આજ્ઞા માનવી તે રાજાનું અપમાન કે રાજાની અવજ્ઞા કરવા બરાબર છે, તે જ પ્રમાણે જે ઈશ્વરની આજ્ઞા માનતો નથી તેને ગુરુ કે સહધર્મી માનીને તેની તે પ્રમાણે સેવા કરવી એ પણ ઈશ્વરની અવજ્ઞા કરવા બરાબર છે. શાસ્ત્રમાં આ જ વાતને દૃષ્ટિમાં રાખીને એમ કહેવામાં આવ્યું છે કે, પાસત્થા અર્થાત્ કુશીલોની સેવા-ભક્તિ કરવાથી કે તેમને માનવાથી ધર્મની અવજ્ઞા કરવાનો દોષ લાગે છે. નિર્યુક્તિમાં કહ્યું છે કેઃ—

**पासत्थं वन्दमाणस्स नैव कित्ती न निज्जरा होई ।**
**होई कायकिलेसो अन्नाणं कम्मं च बंधई ॥**

અર્થાત્—પાસત્થા-કુશીલોને વંદન નમસ્કાર કરવાથી અર્થાત્ જે જ્ઞાન, દર્શન અને ચારિત્રને સ્પર્શતો નથી તેને વંદન નમસ્કાર કરવાથી શોભા વધતી નથી તેમ નિર્જરા પણ થતી નથી, ઊલટો કાયાક્લેશ થાય છે અને અજ્ઞાનકર્મ-મિથ્યાત્વ બંધાય છે. આ પ્રમાણે કુશીલોને વંદન નમસ્કાર કરનાર ઈશ્વરની આજ્ઞાનો લોપ કરે છે અને કુશીલોનું સેવન કરે છે.

આ ઉપરથી કોઈ એમ કહી શકે કે, કુશીલોને વંદન નમસ્કાર ન કરવાથી વાત્સલ્યતા ગુણનો નાશ થાય છે! આ પ્રમાણે કહેનાર હજી વાત્સલ્યતા ગુણનો અર્થ સમજી જ શક્યો નથી એમ સમજવું જોઈએ. માનો કે, એક માણસ લીલોતરી ખાતો નથી અને બીજો માણસ થાળીમાં લીલોતરીનું શાક લઈ ખાવા બેઠો છે. હવે બીજો માણસ પે'લા લીલોતરીનો ત્યાગ કરનાર માણસને કહે કે, 'ચાલો! મારી સાથે ભોજન કરો.' આ સાંભળી પે'લા માણસે ઉત્તર આપ્યો કે, મેં લીલોતરીનો ત્યાગ કર્યો છે એટલે હું તમારી સાથે ભોજન કરવા કેવી રીતે બેસી શકું? કારણ કે તમારી થાળીમાં તો લીલોતરીનું શાક પડેલું છે! જો તમે મને તમારી સાથે ભોજન કરાવવા ચાહતા હો તો થાળીમાંથી લીલોતરીનું શાક કાઢી નાંખો. આ સાંભળી બીજા માણસે જવાબ આપ્યો કે, એમ તો બની શકે નહિ. થાળીમાંથી લીલોતરીનું શાક બહાર કાઢી શકું નહિ અને તમને મારી સાથે જમાડ્યા વગર પણ રહું નહિ. તમારે મારી સાથે જમવું જ પડશે. જો તમે મારી સાથે નહિ જમો તો તમે મારી અવજ્ઞા કરો છો અને મારી સાથે વત્સલતાપૂર્વક વર્ત્તતા નથી એમ કહેવાશે.

આ ઉદાહરણ ઉપરથી તમે એ વિચારો કે, તે લીલોતરીનો ત્યાગ કરનાર માણસ, બીજા માણસને જે કાંઈ કહે છે તે બીજાની અવજ્ઞા કરવા માટે કહે છે કે પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે કહે છે? બીજા માણસને માઠું લાગશે એ ભયથી શું તે માણસે, પોતાની પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થઈ જવું જોઈએ? નહિ. આ જ પ્રમાણે જે ઈશ્વરની આજ્ઞા માનતો નથી તેને માન આપવું એ વત્સલતા નહિ પણ ઈશ્વરની અવજ્ઞા છે. એટલા માટે ઈશ્વરની આજ્ઞાનું જે પાલન કરતો હોય તે ઈશ્વરભક્ત ગુરુ અને સહધર્મીની સેવાભક્તિ કરવી

તે ઈશ્વરની સેવા–ભક્તિ કરવા બરાબર છે. ગુરુ અને સહધર્મીની સેવા–સુશ્રુષા કરવાથી શો લાભ થાય છે એ વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—ચોથો બોલ

ગુરુ અને સહધર્મીની સેવાભક્તિ કરવાથી આત્માને વિનયગુણની પ્રાપ્તિ થાય છે અને તે દ્વારા આસાતના દોષનો નાશ થાય છે. આ પ્રમાણે વિનયગુણદ્વારા આસાતના દોષને દૂર કરી જ્યારે આત્મા અનાસાતનના ગુણને પ્રગટાવે છે, ત્યારે આત્મા નરક અને તિર્યંચની દુર્ગતિઓમાંથી બચી જઈ, દેવ અને મનુષ્ય સંબંધી સુગતિને પ્રાપ્ત થાય છે. મનુષ્ય અને દેવમાં પણ દુર્ગતિ અને સુગતિ એ બે પ્રકારની ગતિઓ હોય છે. જે કોઈ, પુણ્યનો ક્ષય થવાથી પાછો નીચે પડે છે તે દુર્ગતિમાં છે અને જે કોઈ, આત્માનું વધારે કલ્યાણ કરે છે તે સુગતિમાં છે. અર્થાત્ દેવગતિ કે મનુષ્યગતિ પામીને જે કોઈ આત્મકલ્યાણ સાધવાનો પ્રયત્ન કરે છે તે સુગતિમાં છે અને જે આત્માનું અકલ્યાણ કરે છે તે દુર્ગતિમાં છે એમ સમજવું જોઈએ. જો કે, દેવ કે મનુષ્ય ભવ પામીને પણ દુ:ખી રહેવું એ દુર્ગતિ છે અને સુખી થવું એ સુગતિ છે પણ અનાસાતનાદ્વારા પૌદ્ગલિક સુખ મળે એવી ફળાશા કદાપિ કરવી ન જોઈએ. મનુષ્ય કે દેવ થઈને સુખી થવું એ તો પુણ્યથી પણ થઈ શકે છે એટલા માટે શાસ્ત્રકારો એથી પણ આગળ વધીને કહે છે કે, પુણ્યથી તો મનુષ્ય કે દેવ ભવમાં સુખ મળી શકે પણ અનાસાતનાનો ગુણ પ્રગટવાથી તો આત્માને સિદ્ધિરૂપી સુગતિ પ્રાપ્ત થાય છે.

અત્રે મનુષ્યગતિ અને દેવગતિને સુગતિ કહેવામાં આવી છે. આમ કહેવામાં મારી સમજ પ્રમાણે અત્રે કારણમાં કાર્યનો ઉપચાર કરવામાં આવ્યો છે. મનુષ્યગતિ કે દેવગતિ-દ્વારા મોક્ષ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે અને તે મોક્ષના પ્રયત્નની અપેક્ષાએ મનુષ્યગતિ કે દેવગતિને સુગતિ કહેવામાં આવી હોય ! કારણ કે, મનુષ્ય કે દેવનો ભવ પામીને પણ ઘણા દેવો કે મનુષ્યો અકલ્યાણનું કામ કરી બેસે છે અને તે કારણે તેઓ પુણ્યનો ક્ષય થતાં પતિત થઈ જાય છે. આ પ્રમાણે પતિત થતા દેવો કે મનુષ્યોને માટે દેવગતિ કે મનુષ્યગતિ પણ સુગતિ નથી.

જે પરમાત્માનો આરાધક હોય છે તેને માટે ભગવાને કહ્યું છે કે, તે જઘન્ય તો તે જ ભવમાં મોક્ષે જાય છે અને ઉત્કૃષ્ટ ૧૫ ભવે મોક્ષમાં જાય છે; પણ તે નીચે પડતો નથી. જે પ્રમાણે મહેલનું એક એક પગથીયું ચઢી મહેલમાં પહોંચી શકાય છે અને થોડાં પગથીયાં સુધી ચડવાથીએ પણ મહેલમાં પહોંચવાનો માર્ગ કપાય છે, તે જ પ્રમાણે સિદ્ધિ સુગતિને પ્રાપ્ત કરવા માટે આગળ વધતા જવું એ પણ સુગતિના માર્ગે જવા રૂપ મનાય છે.

આત્મા, પ્રશસ્ત વિનયદ્વારા જ સિદ્ધગતિને સાધી શકે છે અને પ્રશસ્ત વિનયદ્વારા જ સકળ કાર્ય સિદ્ધ થઈ શકે છે. વિનયમાં પણ મુક્તિની સિદ્ધિને માટે તો પ્રશસ્ત વિનયની જ આવશ્યકતા રહે છે. જે કોઈ પ્રકારના લોભથી કે લાલસાથી, કીર્તિ કે મોટાઈ પ્રાપ્ત કરવા માટે નમ્રતા ધારણ કરે છે તેની નમ્રતા પ્રશસ્ત વિનીતતા કહી શકાય નહિ. પ્રશસ્ત વિનય તો તે છે કે, જેમાં કોઈ પણ પ્રકારનો જરાપણ લોભ કે એવો બીજો કોઈ

ઉદ્દેશ જ ન હોય ! આ પ્રકારનાં નિર્લોભ વિનયાદિ ગુણો જ પ્રશસ્ત છે અને પ્રશસ્ત વિનયાદિ ગુણો જ મોક્ષનાં સાધક છે. જેનામાં પ્રશસ્ત વિનય હોય છે તે આ કામ મોટું છે કે આ કામ નાનું છે એમ માનતો નથી. તે તો બધાં કાર્યોને સરખાં જ માને છે.

ઘરનાં કામોમાં કયું કામ મોટું છે અને કયું કામ નાનું છે ? જો કમાવવું એ મોટું કામ અને ભોજન બનાવવું એ નાનું કામ એમ જો તમે માનો તો શું એ તમારી ભૂલ નથી ? તમે વ્યાપાર કરી રહ્યા છો, હવે જો ઘેર ભોજન જ બનાવવામાં ન આવ્યું હોય તો તમને કેવી મુશ્કેલી પડે ? કામને નાનું-મોટું પોતાની કલ્પનાથી માની લઈ લોકોએ અનાવશ્યક દુઃખો વહોરી લીધાં છે. સાધુઓને માટે વ્યાખ્યાન આપવાનું કામ મોટું છે કે વૈયાવચ્ચ ( સેવા ) કરવાનું કામ મોટું છે ? કોઈને નાના-મોટા માનવાથી જ વિષમતા પેદા થાય છે. એટલા માટે પોતાનામાં જે શક્તિ હોય તે અનુસાર કાર્ય કરવું જોઈએ અને પરસ્પર સહકાર આપવો જોઈએ. કાર્ય કરવાને માટે નાના-મોટાનો ભેદ ન હોવો જોઈએ.

નાના-મોટાની વિષમતાએ જ સંસારમાં મોટી ગડબડ ઊભી કરી છે. જેમકે ચાર વર્ણોમાં બ્રાહ્મણને તો મોટા માનવામાં આવે છે અને શૂદ્રોને નાના માનવામાં આવે છે. આ નાના-મોટાના ભેદે જ ઘણી વિષમતા પેદા કરેલ છે. વર્ણ તો પહેલાં પણ હતાં પણ ત્યારે નાના-મોટાનો આવો ભેદ ન હતો. આ ભેદ તો પાછળથી પાડવામાં આવ્યો છે. ગ્રંથોમાં કહ્યું છે કે, ભગવાન ઋષભદેવે ત્રણ વર્ણો સ્થાપ્યાં હતાં અને ચોથો વર્ણ ભરત રાજાએ સ્થાપ્યો હતો. ગીતામાં કહ્યું છે કેઃ—

**चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।**
**तस्य कर्त्तारमपि मां विद्ध्यकर्त्तारमव्ययम् ॥ ४-१४ ॥**

અર્થાત્—કૃષ્ણ કહે છે કે, ચારે વર્ણોને મેં બનાવ્યાં છે. આ પ્રમાણે વર્ણોને બનાવનાર ભગવાન ઋષભદેવ, ભરત કે કૃષ્ણ છે. શું તેમણે કોઈ વર્ણને નીચ બનાવ્યા હોય ? નીચ તો તે બનાવે કે જે પોતે નીચ હોય તો પછી શું ભગવાન ઋષભદેવ, ભરત કે શ્રીકૃષ્ણને નીચ કહી શકાય ? કાર્યની દૃષ્ટિએ વર્ણની વ્યવસ્થા કરવામાં આવી છે, કારણ કે વર્ગ કર્યા વિના કાર્ય બરાબર થઈ શકતું નથી. એટલા માટે વર્ગ અને વર્ણની વ્યવસ્થા કરવામાં આવી છે, પણ નાના-મોટાનો ભેદ પાડવામાં આવ્યો નથી.

ચાર વર્ણની માફક સંઘમાં પણ સાધુ-સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એવાં ચાર ભેદ પાડવામાં આવ્યાં છે. આ ચતુર્વિધ સંઘમાંથી કોને નાના અને કોને મોટા માનવામાં આવે ? શું સાધુઓ મોટા અને સાધ્વીઓ નાની છે ? અથવા શું શ્રાવકો મોટા અને શ્રાવિકાઓ નાની છે ? સંઘમાં આ પ્રકારનો ભેદભાવ નથી પણ એ ચારેય શ્રમણસંઘના ભેદ છે. એ વાત ખરી છે કે, આચારધર્મનું પાલન સાધુઓ, શ્રાવકોની અપેક્ષાએ વધારે કરે છે. પણ શ્રદ્ધાની દૃષ્ટિએ તો બધા સમાન જ છે અને બધાં શ્રમણસંઘમાં જ સમ્મિલિત છે. શ્રમણસંઘ અર્થાત્ શ્રમણ ભગવાન મહાવીરનો સંઘ. સંઘના આ ચારેય અંગ બધાં કાર્યોને સિદ્ધ કરી શકે છે, અને ચારેય અંગોના હોવાથી જ બધાં કાર્યો સિદ્ધ થઈ શકે છે એવું ભગવાને કહ્યું છે. જોકે દરેક પોતપોતાનું કામ કરે છે પણ તેમાં પણ બીજાની સહાયતાની આવશ્યકતા રહે જ છે. મસ્તકનું કામ મસ્તક કરે છે અને પગનું કામ પગ કરે છે, પણ મસ્તકે

પગને માટે અને પગે મસ્તકને માટે એમ જ વિચારવું જોઈએ કે, એ મારું જ કામ કરે છે. આ જ પ્રમાણે સંઘમાં નાના-મોટાનો ભેદ માની કુસંપ પેદા કરવો જોઈએ નહિ. સૂત્રમાં કહ્યું છે કે, જે સાધુ ચોથા વ્રતનો ભંગ કરે છે તેને તો આઠમું પ્રાયશ્ચિત્ત આવે છે પણ જે સંઘમાં રહીને સંઘમાં અને કુલમાં રહીને કુલમાં કુસંપ પેદા કરે છે તે તો દશમા પ્રાયશ્ચિત્તનો અપરાધી બને છે. આ પ્રમાણે સંઘમાં કુસંપ પેદા કરવાનો અપરાધ ચોથા વ્રતના ભંગ કરવાના અપરાધથી પણ વધારે મોટો છે; કારણ કે જે ચોથા વ્રતનો ભંગ કરે છે તે તો પોતાની જ હાનિ કરે છે પણ જે સંઘમાં કુસંપ પેદા કરે છે તે સંઘની અને ધર્મની પણ હાનિ કરે છે.

કહેવાનો આશય એ છે કે, જે વિનયની આરાધના કરે છે તે જ આત્મા કલ્યાણ સાધી શકે છે. વાસ્તવમાં તો જે બીજાનું કલ્યાણ કરે છે તે પોતાનું પણ કલ્યાણ કરે છે અને જે બીજાનું કલ્યાણ કરતો નથી તે પોતાનું પણ કલ્યાણ કરતો નથી. જે વિનયી હોય છે તે બીજાને પણ વિનયવંત બનાવે છે અને એ રીતે તે ભગવાનના ધર્મનો પણ પ્રચાર કરે છે. જે ભગવાનના ધર્મને વિનયદ્વારા ફેલાવે છે તે ભગવાનની સમાન જ આદરણીય બની જાય છે. ઉદાહરણ તરીકે, એક માણુસ કોઈ એક ડૂબતા માણુસને બચાવે છે અને એક માણુસ એક નૌકાને બચાવી રહ્યો છે. જો કે, નૌકાને બચાવનારો માણુસ લાકડાંની બનાવેલી નૌકાને જ બચાવી રહ્યો છે પણ વાસ્તવમાં તે માણુસ નૌકાની જ રક્ષા કરી રહ્યો નથી પણ જે લોકો નૌકાના આધારે રહેલા છે તે બધાં લોકોની પણ રક્ષા કરી રહ્યો છે. આ ઉપરથી એમ જ કહી શકાય કે, જે સમદૃષ્ટિની રક્ષાનો પ્રયત્ન કરે છે તે જ મોટો છે.

આ જ પ્રમાણે એક તો તે માણુસ છે કે, જે કેવળ પોતાની જ સારસંભાળ રાખે છે અને બીજો તે માણુસ છે કે, જે સમદૃષ્ટિની સારસંભાળ રાખે છે અને તે માટે તે કડવાં શબ્દો પણ સાંભળી લે છે. આ બંને પ્રકારના માણુસોમાંથી તે જ માણુસ મોટો છે કે, જે સમદૃષ્ટિની સેવા કરે છે. સમદૃષ્ટિની સેવા કરતાં કોઈ કોઈ વાર કડવાં વેણુ પણુ સાંભળવાં પડે છે પરંતુ જેમનામાં સમદૃષ્ટિની સેવા કરવાની ભાવના હોય છે તે માણુસ બીજાનાં કડવાં શબ્દો સાંભળીને પણુ એમ જ વિચારે છે કે, જો મારી નિંદા થવામાં કાંઈ સત્યતા હોય તો મારે નિંદા સાંભળી તેને દૂર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ અને જો નિંદા કરવામાં કાંઈ સત્યતા ન હોય તો એમ સમજવું કે હજી મારાં પૂર્વ કર્મો જે બાકી છે તેને કારણે જ તે મારી નિંદા કરે છે. આવી નિંદાથી મને કાંઈ હાનિ થવાની નથી ઊલટો મને લાભ જ થવાનો છે. આ પ્રમાણે વિચાર કરી વિનયી માણુસ પ્રશસ્ત વિનયધર્મ ઉપર સ્થિર રહે છે.

આ પ્રમાણે વિનયમૂલક ધર્મ સિદ્ધિ પ્રાપ્ત કરવામાં માર્ગદર્શક નીવડે છે. તમે પણ જો એ વિનયમૂલક ધર્મનું પાલન કરવામાં તન-મનથી પ્રવૃત્ત થશો તો તમને પણ અવશ્ય સિદ્ધિ પ્રાપ્ત થશે. તમે જે પરમાત્માનું પ્રાતઃકાલમાં સ્મરણ કરો છો તે મહાપુરુષોએ પણ આ વિનયમૂલક ધર્મદ્વારા જ આત્માનું કલ્યાણ કર્યું હતું. તે મહાપુરુષોએ આત્માનું કલ્યાણ કરવાની સાથે જગતનું કલ્યાણ કરવાનું પણ ધ્યાન રાખ્યું હતું. ગીતામાં પણ કહ્યું છે કેઃ—

न मे पार्थास्ति कर्त्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त्त एव च कर्मणि ॥ ३-२२ ॥

જે મહાપુરુષ હોય છે તેમને માટે કાંઈ કરવાનું બાકી રહેતું નથી છતાં કર્મ કરવાનું

છોડી દેતા નથી. ભગવાન મહાવીરને કાંઈ કરવાનું બાકી રહ્યું ન હતું છતાં તેઓ વિહાર કરતા હતા અને જગતનું કલ્યાણ થાય એવો પ્રયત્ન કરતા હતા. આ પ્રમાણે મોટા માણસો બધું કાર્ય કરી ચૂક્યા હોવા છતાં કાર્ય છોડી દેતા નથી કારણ કે, જો તેઓ કાર્ય કરવાનું છોડી બેસે તો બીજા લોકો પણ કાર્ય કરવાનું છોડી બેસે. સાધારણ જનતા તો મોટા લોકોનું અનુકરણ કરવાનું જાણે છે. જે માર્ગે મોટા લોકોને ચાલતાં દેખે છે તે માર્ગે સાધારણ લોકો પણ ચાલે છે. એટલા માટે તમારે કોઈ પણ સમયે ધર્મકાર્યને છોડી દેવું ન જોઈએ. ધર્મકાર્ય કરતાં રહેવાથી લોકોની સમક્ષ ધર્મકાર્યનો જ આદર્શ રહેશે. જો મોટા માણસો ધર્મ પ્રત્યે પ્રીતિ રાખે તો બીજાઓ પણ ધર્મ પ્રત્યે પ્રીતિભાવ રાખશે. જો સ્ત્રીઓ જ ધર્મનું પાલન કરવાનો દૃઢ નિશ્ચય કરી લે તો તેઓ પણ જગતનું ઘણું કલ્યાણ કરી શકે છે. સતીઓ તો થોડી જ થઈ છે પણ તેમણે જગતનું ઉત્થાન કેટલું બધું કર્યું છે તે જુઓ. જો એક પણ સતી હોય તો અનેકોનું કલ્યાણ કરી શકે છે. આ વાત હવે સતી મયણરેહાના ચરિત્રદ્વારા સમજાવું છું :—

## મયણરેહા ચરિત્ર—૨૦

**મૈં ખુદ જાકર કરું પ્રાર્થના, તબ માનેગી બાત;**
**નીચ બુદ્ધિસે આવે નીચતા, કુ મૌંકા ઉત્પાત. ॥ સતી૦ ૪૫ ॥**
**કામી રાજા સોચે મનમેં, વહ હૈ ચતુર સુજાન;**
**દૂતી કો ક્યોં ભેદ બતાવે, ક્ષત્રિય કા અભિમાન. ॥ સતી૦ ૪૬ ॥**
**અર્દ્ધ નિશા ચલ આયા સતી ઘર, કિયા વચન ઉચ્ચાર;**
**હે ! સુભગે ! મુઝ આદર દેઓ, હોઓ પ્રાણાધાર. ॥ સતી૦ ૪૭ ॥**

મણિરથે દૂતીની વાત માની શાન્ત થઈ જવું જોઈતું હતું. પણ જ્યારે બુદ્ધિનો ઉત્પાત થાય છે ત્યારે ઊલટું જ કાર્ય પોતાના હાથે થઈ જાય છે. દૂતીનું કથન સાંભળી મણિરથ એમ વિચારવા લાગ્યો કે, 'મયણરેહાએ દૂતીને તલવાર બતાવી એ સૂચના આપી છે કે, અમે ક્ષત્રિય છીએ એટલા માટે અમે ચારિત્રની વાત નીચ દૂતીદ્વારા ચલાવી શકીએ નહિ. આ સૂચના ઉપરથી એ પ્રગટ થાય છે કે, જો હું પોતે તેની પાસે જાઉં તો તે મારી સાથે અવશ્ય પ્રેમ કરશે.'

હૃદયમાં દુર્ભાવના પેદા થયે ઊલટી વાતો સૂઝે એ સ્વાભાવિક જ છે, કામવિકારનો પ્રભાવ એવો જ હોય છે. કામવિકાર મોટા મોટા શૂરવીરો તથા વિદ્વાનોને પણ કાયર અને બુદ્ધિહીન બનાવી દે છે. કોઈ કવિએ કહ્યું પણ છે કે :—

**कन्दर्पदर्पदलने विरलाः समर्थाः ।**

અર્થાત્—હાથીને વશ કરવો કે કોઈ બીજાને જીતવો એ તો સરલ પણ હોઈ શકે પરંતુ કામવિકારને જીતવો એ તો બહુ જ મુશ્કેલ છે. કામવિકારને તો કોઈ વીરલા જ જીતી શકે છે.

કામવિકારની સાથે લડતાં મણિરથ પણ હારી ગયો. એમ તો તે વીર હતો પણ કામની સામે તેની વીરતા ચાલી શકી નહિ. કામવિકારથી હારી જવાના કારણે જ તેણે પોતાના વ્હાલા લઘુ બંધુ યુગબાહુને પોતાથી દૂર કર્યો અને હવે મયણરેહાને ત્યાં જવા તૈયાર થયો છે.

મયણરેહાને ત્યાં જવાનો નિશ્ચય કરી મણિરથ અડધી રાતે ઊઠ્યો અને રાજમહેલના ગુપ્ત તથા કઠિન માર્ગે મયણરેહાના મહેલમાં પહોંચી ગયો. મયણરેહા ક્યાં સુવે છે એ વાતની

ખબર તેણે દૂતી પાસેથી પહેલેથી જ મેળવી લીધી હતી. તે મયણુરેહાના શયનાગાર પાસે જઈ બારીએથી મયણુરેહાને કહેવા લાગ્યો કે, " હે ચન્દ્રવદની ! હે કમલાક્ષી ! હે સુભગે ! ઊઠો અને મને આદર આપો."

મયણુરેહા તે વખતે સુતી હતી પણ ચતુર સ્ત્રીઓ એવી બેભાન થઈ પડી રહેતી નથી કે જેથી તેને કોઈ વાતની ખબર પણ ન પડે. મણિરથનો અવાજ સાંભળી મયણુરેહાની આંખ ખુલી ગઈ. તે વિચારવા લાગી કે, અત્યારે કોણ આવ્યું છે ? મયણુરેહાને ઊઠેલી જોઈ મણિરથ પ્રસન્ન થયો અને વિચારવા લાગ્યો કે, મયણુરેહા ઊઠી તો છે. હવે હમણાં તે બારણું ઉઘાડી મને અંદર બોલાવશે. મયણુરેહા જાગી ગઈ હોવા છતાં મણિરથે ફરી કહ્યું કે, " હે ! સુભગે ! બારણું ઉઘાડ અને મને આદર આપી મારી પ્રાણાધાર બન."

મણિરથનું આ કથન સાંભળી મયણુરેહા સમજી ગઈ કે, આ તો જેઠ છે.

**સુનકર સોચે મયણુરેહાજી, ધિક્ ધિક્ મેરા રૂપ;**
**જેષ્ઠ શ્રેષ્ઠ કો ભાન ભુલાયા, પડા મોહકે કૂપ. ॥ સતી૦ ૪૮ ॥**

**કમલ પુષ્પ સમ કહતે નયનકો, મુખકો ચન્દ્ર સમાન;**
**સુંદર રૂપકી નિધિ માન કે, નૃપને ખોયા માન. ॥ સતી૦ ૪૯ ॥**

મયણુરેહા પોતાના મનમાં કહેવા લાગી કે, હું તો એમ સમજતી હતી કે, આ દૂતી જ ખરાબ છે અને તે મારા જેઠને પણ બગાડવા ચાહે છે પણ હવે હું એ જાણી શકી છું કે, જેઠની જ બુદ્ધિ બગડી છે. હું તેમની અનુજવધૂ છું અને તેઓ મારા જેઠ હોવાને કારણે મારા શ્વસુર સમાન છે, છતાં તેમની બુદ્ધિ આ પ્રમાણે બગડી છે; પણ વાસ્તવમાં તેમનો શો દોષ ! દોષ તો મારા રૂપનો જ છે. મારું રૂપ જોવાને કારણે જ તેઓ ભાન ભૂલી ગયા છે. મારા આ રૂપને ધિક્કાર હો કે જેણે મારા જેઠને ભ્રમમાં નાંખી દીધા છે.

આજના લોકો બીજાનાં અવગુણો જુએ છે અને પોતાનાં અવગુણો જોતાં નથી. પણ મયણુરેહા એમ વિચારે છે કે, જેઠની બુદ્ધિ બગડવાનું કારણ મારું રૂપ જ છે. મારા જેઠ મને કમલાક્ષી કહે છે પણ એમ કહેવું એ આ નેત્રોની નિંદા કરવા બરાબર છે. હે ! નેત્રો ! તમે બહુ ખરાબ છો કે તમે મારા જેઠને આવા પતિત બનાવી દીધા છે. જો તમે સારાં હોત તો મારા જેઠમાં આવી દુર્ભાવના ક્યાંથી આવત ? જેઠ જે આંખોની પ્રશંસા કરે છે તે આંખોમાં છે શું ? જો તે આંખોને બહાર કાઢી નાંખવામાં આવે તો તે આંખો કેવી ખરાબ લાગે ?

મહાભારતમાં એક કથા આવી છે. તેમાં કહ્યું છે કે, એક તપસ્વી જંગલમાં રહેતો હતો અને ભિક્ષા માટે નગરમાં આવતો હતો. એક દિવસ તે જે સ્ત્રીને ત્યાં ભિક્ષા લેવા ગયો હતો તે સ્ત્રીની આંખો ઉપર મુગ્ધ બની ગયો અને એ કારણે તેને ત્યાં તે વારંવાર ભિક્ષાર્થે જવા લાગ્યો. તે બાઈ સમજી ગઈ કે, આ તપસ્વી વારંવાર મારે ત્યાં આવે છે તેની પાછળ કાંઈ રહસ્ય રહેલું છે. બાઈએ તપસ્વીને પૂછ્યું કે, શું તમને બીજે ક્યાંય ભિક્ષા મળતી નથી એટલે મારે ત્યાં વારંવાર આવો છો ? આજે તો અસત્યનું સામ્રાજ્ય છવાએલું છે અને અસત્યને પોલીસીનું નામ આપી જાણે તે કાંઈ પાપ જ નથી એવું માનવામાં આવે છે. પણ પહેલાંના લોકો અસત્યને મોટું પાપ સમજતા હતા એ કારણે સ્ત્રીના પ્રશ્નના ઉત્તરમાં તપસ્વીએ સ્પષ્ટ કહી દીધું કે, હું તારાં નેત્રો ઉપર મુગ્ધ છું. એટલા માટે તારાં કમલસમાન નેત્રોને

જોવા માટે હું વારંવાર ભિક્ષાર્થે આવું છું. તપસ્વીનું આ કથન સાંભળી તે સ્ત્રીએ કહ્યું કે, એમ છે? ઠીક, તમે કાલે પાછા આવજો. તપસ્વીએ ઉત્તર આપ્યો કે, હું તો જ્યારે બોલાવ્યા વિના આવું છું તો પછી તમે બોલાવો છો તો શા માટે નહિ આવું?

બીજે દિવસે તે સ્ત્રીએ પોતાનાં નેત્રો બહાર કાઢી એક પાંદડા ઉપર મૂકી દીધાં અને તપસ્વી જ્યારે આવ્યો ત્યારે તેને નેત્રો આપીને કહ્યું કે, આપ જે નેત્રો ઉપર મુગ્ધ થયા હતા તે નેત્રો આપને ભેટમાં ધરું છું. બહાર ખેંચી કાઢવાથી તેનું ખાલી સ્થાન અને નેત્રો પણ ભયંકર લાગતાં હતાં. વાસ્તવમાં જે આંખોને કમલ સમાન માનવામાં આવતી હતી તે આંખો પણ માંસનાં લોચાં સિવાય બીજું શું છે? તે સ્ત્રીએ તપસ્વીને કહ્યું કે, આ આંખોનો અપરાધ છે કે તમારા જેવા એક તપસ્વીને મોહમુગ્ધ બનાવી દીધેલ છે.

સ્ત્રીનું કથન સાંભળી તે તપસ્વી કહેવા લાગ્યો કે, તમે તો મારા આત્માને પવિત્ર કરી દીધો. આ તો મારાથી મોટો અપરાધ થયો હતો. આ પ્રમાણે કહી તે જવા લાગ્યો. પેલી સ્ત્રીએ કહ્યું કે, આ નેત્રો તો સાથે લેતા જાઓ. તપસ્વી તે નેત્રોને લઈને શું કરત? તે તો જંગલમાં ભાગ્યો અને તેણે એવો નિશ્ચય કર્યો કે, હવે પછી હું ગામમાં આવીશ નહિ, અને જંગલમાં જ જો કાંઈ મળી જાય તો ભલે ખાઈ લઈશ, પણ ગામમાં તો જઈશ નહિ.

મયણરેહા પણ આ જ પ્રમાણે પોતાની આંખોને ધિક્કારે છે કે, આ આંખોએ જ મારા જેઠને આ પ્રમાણે પતિત અને દીન બનાવી દીધા છે.

આ પ્રમાણે મયણરેહા પોતાની આંખોની નિંદા કરવા લાગી અને પછી વિચારવા લાગી કે, આ મારું રૂપ તો ખરાબ છે જ પણ શું આ મારા જેઠ સારા છે? શું તેઓ ખરાબ નથી? તેમને કાંઈ વિચાર ન આવ્યો કે પોતાના નાનાભાઈની પત્ની ઉપર કુદૃષ્ટિ ફેંકી અડધી રાત્રે અત્રે આવ્યા છે? આવી દશામાં તેમને સારા કેમ કહી શકાય? હમણાં જ હું તેમની દુર્દશા કરી નાંખું છું અને શોરબકોર કરી પહેરેદારોને બોલાવી તેમની દ્વારા તેમને પકડાવી દઉં છું.

મયણરેહાએ આ પ્રમાણે વિચાર કર્યો પણ આખરે તે શ્રાવિકા હતી એટલા માટે આ પ્રકારનો વિચાર કરતાં કરતાં તેને એ ખ્યાલ આવ્યો કે, આમ કરવામાં હાનિ કોને થવાની છે? આમ કરવાથી તો દરેક રીતે મારી જ નિંદા થશે. લોકો ભેગા થઈ જશે અને ન જાણે કેવી વાતો કરશે? આ પ્રમાણે મારી જ હાનિ થશે. મયણરેહાએ આ પ્રમાણે વિચાર કર્યો. કહેવત પણ છે કે,

બડે ઘરકી બેટિયાં બડી હોતી હૈ;
બિગડી બાત કો સુધાર લેતી હૈ.

આ કહેવત પ્રમાણે મયણરેહાએ પણ પોતાનો પહેલાંનો વિચાર દબાવી દીધો. હવે મયણરેહા મણિરથને કેવો ઉપદેશ આપે છે એ વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.

## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૩ શ્રાવણ વદ ૬ શુક્રવાર

### પ્રાર્થના

**ચેતન જાણ કલ્યાણ કરન કો, આન મિલ્યો અવસર રે;**
**શાસ્ત્ર પ્રમાણ પિછાન પ્રભુગુન, મન ચંચલ થિર કર રે.**
**શ્રેયાંસ જિણંદ સુમર રે. ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી શ્રેયાંસનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં એ વાતની પ્રેરણા કરવામાં આવી છે કે, 'હે! આત્મા! શ્રેયાંસનાથ ભગવાનનું સ્મરણ કર.' એવી પરંપરા ચાલી આવે છે કે, જે ભૂલ કરે છે તેને જ ભૂલ ન કરવાની શિક્ષા આપવામાં આવે છે. આ કથનાનુસાર જો આત્મા પરમાત્માને ભૂલી ગયો ન હોય તો તેને પરમાત્માનું સ્મરણ કરવાની પ્રેરણા આપવાનું કાંઈ કારણ નથી, પરંતુ આત્મા પરમાત્માને ભૂલી જઈ પરપદાર્થોનું સ્મરણ કરવામાં પ્રવૃત્ત થએલો છે, એટલા જ માટે આત્માને પરમાત્માનું સ્મરણ કરવાની પ્રેરણા કરવામાં આવી છે.

આત્માને પરમાત્માનું સ્મરણ કરવાની પ્રેરણા શા માટે આપવામાં આવે છે એ વાત વિસ્તારપૂર્વક કહી શકાય પણ અત્યારે શાસ્ત્રની વાત કહેવાની છે, એટલા માટે આ વાતને સંક્ષેપમાં પતાવવા માટે એટલું જ કહું છું કે, આત્માને ટેવ દુષ્કૃત્યોને સંગ્રહ કરવાની પડી ગઈ છે. એટલે આત્મા દુષ્કૃત્યોનો તો પોતાનામાં સંગ્રહ કરે છે અને સુકૃત્યોનો સંગ્રહ કરતો નથી. જે ચીજને અપ્રકટ રાખવાની હોય છે તેને તો પ્રકટ કરે છે અને જે ચીજ પ્રકટ કરવાની હોય છે તેને છુપાવી રાખે છે. આત્માએ સુકૃત્યોને અપ્રકટ રાખવાં જોઈએ પણ આત્મા આથી વિપરીત દુષ્કૃત્યોને તો અપ્રકટ રાખે છે અને સુકૃત્યોને પ્રકટ કરી દે છે. આત્માની આ કુટેવ ઉપરથી એ સ્પષ્ટ જણાય છે કે, આત્મા પરમાત્માને ભૂલી જઈ પરપદાર્થોનું સ્મરણ કરવામાં પ્રવૃત્ત થયો છે અને એટલા જ માટે આત્માને એવી પ્રેરણા વારંવાર કરવામાં આવે છે કે,

'સુમર રે સુમર રે સુમર રે, શ્રેયાંસ જિણંદ સુમર રે.'

અર્થાત્—હે! આત્મા! તું પરપદાર્થોનું સ્મરણ છોડી દઈ શ્રેયાંસનાથ જિનેન્દ્ર ભગવાનનું સ્મરણ કર, સ્મરણ કર, સ્મરણ કર.

માનો કે, કોઈ માણસ તમારું અહિત કરે છે તેવા માણસને તમે ઘરમાં રહેવા દેશો? અને જે માણસ તમારો હિતચિંતક છે તેને ઘરમાંથી કાઢી મૂકશો? નહિ. જો કોઈ માણસ હિતસ્વી માણસને તો કાઢી મૂકે અને નઠારા માણસને ઘરમાં રહેવા દે તો તે માણસને માટે એમ જ કહી શકાય કે, તે ભાન ભૂલી ગયો છે અને તેથી તેની હાનિ થવી અવશ્યંભાવિ છે. આ જ પ્રમાણે આત્માની સ્થિતિ પણ તે ભાનભૂલેલા માણસ જેવી થઈ રહી છે. આત્મા સુકૃત્યોને તો પોતાનામાં રહેવા દેતો નથી અને દુષ્કૃત્યોને પોતાનામાં સંગ્રહી રાખે છે. આત્માની આ ભૂલ છે. આ ભૂલને દૂર કરવા માટે આત્માએ શું કરવું જોઈએ એને માટે શાસ્ત્રકારોએ ઉપાયો પણ બતાવ્યાં છે. ભૂલને દૂર કરવાનાં ઉપાયો વિષે જ ઉત્તરાધ્યયનના ૨૯ મા અધ્યયનનો વિચાર ચાલી રહ્યો છે:—

આત્મા, પરમાત્માનું સ્મરણ કરવાનું ભૂલી જઈ પરપદાર્થોનું સ્મરણ કરવાની જે ભૂલ કરી રહ્યો છે એ ભૂલને દૂર કરવા માટે શાસ્ત્રકારોએ શ્રી. ઉત્તરાધ્યયનસૂત્રના ૨૯ મા અધ્યયનમાં ૭૩ ઉપાયો બતાવ્યાં છે તેમાંનાં સંવેગ, નિર્વેદ, ધર્મશ્રદ્ધા અને ગુરુસહધર્મીની સેવા એ ચાર ઉપાયો વિષે આગળ વિવેચન કરી દેવામાં આવ્યું છે. હવે પાંચમા બોલ વિષે અત્રે વિચાર કરવાનો છે. આ પાંચમા બોલમાં ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે:-

## સમ્યક્ત્વ પરાક્રમ—પાંચમો બોલ

**( ५ ) आलोयणाए णं भन्ते जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ! ભગવન્ ! આલોચના કરવાથી જીવને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું કે :—

**आलोयणाए णं मायानियाणमिच्छादरिसणसल्लाणं मोक्खमग्गविग्घाणं अणंतसंसारबन्धणाणं उद्धरणं करेइ, उज्जुभावं च जणयइ, उज्जुभावपडिवन्ने य णं जीवे अमाई इत्थीवेयनपुंसगवेयं च न बंधइ, पुव्वबद्धं च णं निज्जरेइ ॥ ५ ॥**

અર્થાત્–ગુરુની સમક્ષ આલોચના કરવાથી જીવ મોક્ષમાર્ગમાં બાધા ઊભી કરનાર અને અનંત સંસારની વૃદ્ધિ કરનાર માયા, મિથ્યાત્વ અને નિદાન એ ત્રણ શલ્યોને હૃદયમાંથી બહાર કાઢી ફેંકી દે છે. આ કારણે હૃદય નિષ્કપટ–સરળ બની જાય છે. આત્મા કપટરહિત બની જવાથી સ્ત્રીવેદ નપુંસકવેદનો બંધ થતો નથી. જો આ વેદનો બંધ થઈ ગયો હોય તો તેની નિર્જરા થઈ જાય છે; એટલા માટે આલોચના કરવામાં કોઈ દિવસ આળસ કરવી ન જોઈએ. ॥૫॥

આલોચના કરવાથી જીવને શો લાભ થાય ? એ વિષે વિચાર કરતાં પહેલાં આલોચના કોણ કરી શકે અને આલોચના એટલે શું એ વિષે સર્વપ્રથમ વિચાર કરવો આવશ્યક છે.

આલોચના કરવાને યોગ્ય તે જ બની શકે છે કે જે વિનીત હોય કારણ કે વિનમ્ર બન્યા વિના આલોચનાનો બોધપાઠ જીવનમાં ઊતરી શકતો નથી. વિનયસમાધિ એ આલોચનાની ભૂમિકા છે. શાસ્ત્રમાં વિનયસમાધિનું વર્ણન કરતાં કહેવામાં આવ્યું છે કે :—

**चउविहा खलु विणयसमाही भवइ तंजहा-अणुसासयंतो सुस्सुसइ सम्मं च पडिवज्जइ वयमाराहयइ न य भवइ अत्तं संपगाहिए ।** —દશવૈકાલિક સૂત્ર

ઉપરના સૂત્રમાં કહેવામાં આવેલી વિનયસમાધિની ચાર વાતોને જીવનમાં અપનાવવાથી જ આલોચનાની ભૂમિકા તૈયાર થાય છે. વિનયસમાધિની જે ચાર વાતો કહેવામાં આવી છે તેમાંની પહેલી વાત એ છે કે, ગુરુનું અનુશાસન માનવું અર્થાત્ ગુરુની શિક્ષાને પ્રસન્નતાપૂર્વક સાંભળવી. બીજી વાત એ છે કે, ગુરુની શિક્ષાનો સમ્યક્પ્રકારે સ્વીકાર કરવો. ત્રીજી વાત એ છે કે, શાસ્ત્ર અને ગુરુનાં વચનોની પૂર્ણ આરાધના કરવી અને ચોથી વાત એ છે કે, નિરભિમાની થવું. જે વ્યક્તિમાં વિનયસમાધિની આ ચાર વાતો હોય છે તે જ વ્યક્તિ આલોચના કરવાને યોગ્ય બની શકે છે. અને જે વિનયશીલ હોય છે તેનામાં ઉપરની ચાર વાતો હોય એ સ્વાભાવિક છે.

હવે આલોચના એટલે શું ! એ વિષે વિચાર કરીએ. આલોચનાનો અર્થ કરતાં કહેવામાં આવ્યું છે કે :—

आसामस्त्येन स्वगताऽकरणीयस्य वागादि योगत्रयेण गुरोः पुरो भावशुद्धया प्रकटनमालोचना ।

'આલોચના' શબ્દ आ + लोचना એ બે શબ્દોના સંયોગથી બનેલો છે. 'આ' ઉપસર્ગ છે અને 'લોચના' 'લોકરી દર્શને' એ ધાતુ ઉપરથી આલોચના શબ્દ બનેલ છે. आ ઉપસર્ગનો અર્થ મર્યાદાપૂર્વક અને 'लोचना'નો 'અર્થ કોઈ કાર્યને વિચારપૂર્વક પ્રકટ કરવું' એવો થાય છે. આ પ્રમાણે આલોચના શબ્દનો સામાન્ય અર્થ એ થાય છે કે, મોહવશાત્ જે અકૃત્ય કાર્યો કરવામાં આવ્યાં હોય તે અકૃત્ય કાર્યોને, કોઈ પ્રકારના દબાણથી નહિ, પણ કેવલ ભાવશુદ્ધિને દૃષ્ટિમાં રાખી ગુરુ સમક્ષ મર્યાદાપૂર્વક પ્રકટ કરવાં; અર્થાત્ મન, વચન અને કાયાથી જે અકૃત્ય કાર્યો કરવામાં આવ્યાં હોય તે અકૃત્ય કાર્યોને મર્યાદાપૂર્વક ગુરુની સમક્ષ પ્રકટ કરવાં તેનું નામ આલોચના છે.

આલોચના શબ્દ વિષે શાસ્ત્રમાં ઘણો વિચાર અને ઊહાપોહ કરવામાં આવ્યો છે અને ઉપર જણાવ્યા મુજબ આલોચના શબ્દમાં 'आ' ઉપસર્ગ છે અને 'लोचना' શબ્દ 'लोकरी दर्शने' એ ધાતુ ઉપરથી બનેલ છે. ધાતુના અનેક અર્થ હોય છે એ કથનાનુસાર 'लोकरी दर्शने' એ ધાતુના પણ અનેક અર્થો થાય છે. શ્રી. આચારાંગ સૂત્રમાં કહ્યું છે કે, ઘણાં ગૃહસ્થો સાધુઓને ભ્રષ્ટ કરવા ચાહે છે અને તે માટે તેઓ સાધુઓને કહે છે કે, આપને ઠંડી લાગી રહી છે એટલે લો, હું તમારા માટે આગ સળગાવી આપું છું; તો હે! સાધુ! આવા સમયે તું આલોચના કર; અર્થાત્ વિચાર કર. આ પ્રમાણે આલોચનાનો એક અર્થ વિચાર કરવો એ પણ થાય છે. આ જ પ્રમાણે શાસ્ત્રમાં અનેક જગ્યાએ આલોચનાનો વિચાર અર્થમાં પ્રયોગ કરવામાં આવ્યો છે. ઉદાહરણ તરીકે, કોઈએ સાધુને એમ કહ્યું કે, અમુક ચીજ હજી તૈયાર નથી એટલા માટે આપ અમુક સમયે આવો. તો આવા અવસરને માટે શાસ્ત્ર કહે છે કે, હે! સાધુ! આલોચના કર, અર્થાત્ વિચાર કર અને તે ગૃહસ્થને એમ કહે કે, સાધુને માટે કોઈ પ્રકારની તૈયારી ન કરો. સાધુને માટે જ તૈયાર કરવામાં આવેલી ચીજ સાધુને કલ્પતી નથી.

આ પ્રમાણે આલોચનાના અનેક અર્થો થાય છે. આલોચનાનાં અનેક અર્થો વિષે જ્યારે ઘણા દિવસો સુધી વિચાર કરવામાં આવે ત્યારે જ આ વિષય બરાબર સ્પષ્ટ થઈ શકે, પણ અત્યારે એટલો સમય નથી એટલા માટે સંક્ષેપમાં એ વિષે એટલું જ કહું છું કે, 'लोकरी दर्शने' એ ધાતુ ઉપરથી 'लोचना' શબ્દ બનેલો છે અને 'लोचना' શબ્દ પહેલાં 'આ' ઉપસર્ગ આવેલો હોવાથી આલોચના શબ્દ બનેલો છે. અને જે મોહવશાત્ અકૃત્ય કાર્યો કરવામાં આવ્યાં છે તે અકૃત્ય કાર્યોને ભાવશુદ્ધિ માટે ગુરુ સમક્ષ મર્યાદાપૂર્વક પ્રકટ કરવાં એવો આલોચના શબ્દનો અર્થ થાય છે.

આ ઉપરથી અત્રે એ પ્રશ્ન ઊભો થાય છે કે, આલોચનાના અર્થમાં અકૃત્ય ક્યાંથી અને કેવીરીતે જોડવામાં આવે છે? એમ શા માટે કહેવામાં આવતું નથી કે જે કાંઈ કરવામાં આવ્યું છે તેને ગુરુની સમક્ષ પ્રગટ કરવું? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જ્યાં પડી જવાનો ભય હોય છે ત્યાં જ સાવધાની રાખવાની જરૂર રહે છે. પોલીસો પણ ચોરોથી બચવા માટે જ રાખવામાં આવે છે. હોસ્પીટલો પણ રોગીઓના રોગનિવારણ માટે જ ખોલવામાં આવે છે અને વૈદ્યની સમક્ષ જ રોગો પ્રગટ કરવામાં આવે છે. આ જ પ્રમાણે જ્યાં

બગડી જવાનો કે પડી જવાનો ભય રહે છે ત્યાં જ સાવધાની રાખવાનું કહેવામાં આવે છે. આ કથનાનુસાર ગુરુઓની સમક્ષ પણ તે જ કાર્યોને પ્રકટ કરવામાં આવે છે કે જે કાર્યો કરવાં ઉચિત ન હોય, છતાં કરી નાંખવામાં આવ્યાં હોય. જે સુકૃત છે તે તો સુકૃત જ છે. સુકૃતનું કાંઈ દુષ્કૃત થઈ શકતું નથી એટલા માટે જો સુકૃતોને ગુરુની સમક્ષ પ્રકટ કરવામાં ન પણ આવે તો પણ કાંઈ વાંધો નથી પરંતુ જો દુષ્કૃતોને પ્રકટ કરવામાં ન આવે તો નુકશાન અવશ્ય થાય છે. એટલા માટે દુષ્કૃતોને ગુરુની સમક્ષ પ્રકટ કરવાની સાવધાની આપવામાં આવી છે.

સંવત્સરી આવી રહી છે. જે પ્રમાણે દિવાળીના દિવસોમાં તમે લોકો તમારું ઘર સાફ કરો છો અને ઘરમાંથી વાળી-ચોળીને કચરો બહાર કાઢી નાંખો છો તે જ પ્રમાણે આ સંવત્સરીના દિવસે તમે તમારા હૃદયનો કચરો બહાર કાઢી ફેંકી દો. આત્મામાં જે પાપ છે તેને બહાર કાઢી પવિત્ર બની જાઓ. જો કે, સંવત્સરી પર્વનો મૂળ ઉદ્દેશ તો આત્માદ્વારા થએલાં પાપોને દૂર કરવાનો છે પરંતુ આજકાલ તો કેટલાકોને સંવત્સરી પર્વ વિઘ્નરૂપ થઈ રહ્યો છે. જે પર્વ અન્તઃકરણનો મેલ દૂર કરી શત્રુઓ સાથે પણ મૈત્રીસંબંધ સ્થાપિત કરવાનો જીવનસંદેશ આપે છે, તે જ પર્વને માટે ક્લેશ પેદા થાય એ ખરેખર દુઃખનો વિષય છે. તમારાથી આ પવિત્ર પર્વ નિમિત્તે જરાપણ ક્લેશ ન થાય તેનું બરાબર ધ્યાન રાખો અને આત્માના દોષોને દૂર કરી પવિત્ર બનો. આ પવિત્ર પર્વનો દિવસ હૃદયપૂર્વક સાચી અને ભાવપૂર્ણ આલોચના કરવાનો છે; માટે આ પર્વનો ઉપયોગ જીવનને પવિત્ર બનાવવામાં કરવો એ જ યોગ્ય છે.

હવે અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, ગુરુની સમક્ષ મર્યાદાપૂર્વક પોતાનાં દુષ્કૃત્યોને પ્રકટ કરવાનું નામ આલોચના છે. પરંતુ દુષ્કૃત્યોને પ્રકટ કરવામાં કેવા પ્રકારની મર્યાદા રાખવી જોઈએ? આ પ્રશ્નના ઉત્તરમાં કહેવામાં આવ્યું છે કે, આલોચના કરવામાં સરળતા રાખવી જોઈએ અર્થાત્ જે વાત જેવા રૂપમાં હોય તેવા જ રૂપમાં પ્રકટ કરી દેવી જોઈએ, તેમાં કોઈ પ્રકારનું અંતર કે કોઈ પ્રકારનું કપટ હોવું ન જોઈએ. સાચી અને શુદ્ધ આલોચના તે જ છે કે જે કપટરહિત કરવામાં આવી હોય. શ્રી નિશીથસૂત્રમાં કહેવામાં આવ્યું છે કે:—

**अपलिउंचियं आलोएज्जा मासियं पलिउंचियं आलोएमाणे विमासियं।**

અર્થાત્—જે અપરાધનો દંડ એક માસ છે તે અપરાધની આલોચના જો કપટરહિત કરવામાં આવે તો તો એક જ માસનો દંડ આવે છે, પરંતુ જો કપટસહિત આલોચના કરવામાં આવે તો બે માસનો દંડ આવે છે. એક માસનો દંડ તો તે અપરાધનો આવે છે અને એક માસનો દંડ કપટનો આવે છે. એટલા માટે આલોચના કરવામાં સરળ અને નિષ્કપટ રહેવાની મર્યાદાનું પાલન કરવું જોઈએ.

સંસારમાં જે કાંઈ વિષમતા જોવામાં આવે છે તે કપટને કારણે પણ જોવામાં આવે છે. આ પ્રમાણે કપટ એ વિષમતાનું કારણ હોવા છતાં આજકાલ લોકોએ કપટને જીવનનું એક આવશ્યક અંગ માની લીધું છે, અને કપટ વિના જીવનનો વ્યવહાર ચાલી શકતો નથી એમ સમજી લીધું છે; એટલું જ નહિ પણ જે નિષ્કપટ હોય છે તેને ભોળા માનવામાં આવે છે અને જે વિશેષ કપટ કરવાની યુક્તિઓ જાણે છે તેને હોશિયાર માનવામાં આવે છે. પરંતુ

શાસ્ત્ર એમ કહે છે કે, કપટ એ મહાન્ પાપ છે. અને જે બીજાને ઠગવાનો પ્રયત્ન કરે છે તે વાસ્તવમાં પોતાના આત્માને જ ઠગે છે.

આલોચના કેવા પ્રકારની હોવી જોઈએ? એના માટે એક પ્રાચીન ગ્રન્થમાં કહેવામાં આવ્યું છે કે :—

**जंपंतो कज्जमकज्जं च उज्जुयं भणइ तं तह आलोएज्जा मायामया-विप्पमुक्को ।**

તમે લોકો અણસમજુને બાલક કહો છો પણ અમે સરળને બાળક કહીએ છીએ. જેને કપટનો ચેપ લાગ્યો નથી તે બાળક પોતાના માબાપને પ્રત્યેક વાત નિષ્કપટ અને સ્પષ્ટરૂપે કહી દે છે. બાળકમાં કોઈ પ્રકારનું કપટ હોતું નથી. એ કારણે તે વાસ્તવિક વાત પ્રકટ કરવામાં કોઈ પ્રકારનો સંકોચ કરતો નથી. એવું સાંભળવામાં પણ આવ્યું છે કે, બાળકોની નિષ્કપટ વાતોદ્વારા કેટલાક અપરાધોનો પણ પત્તો લાગી શકયો છે. ખાચરોદની એક સત્ય ઘટના એવી સાંભળવામાં આવી છે કે, ત્યાં એક ઓસવાલની કન્યાને એક મહેશ્વરી ભાઈએ મારી નાંખી હતી. તે મહેશ્વરી ભાઈનો ઓસવાલ સાથે ઘર જેવો સંબંધ હતો પણ મહેશ્વરીએ ઘરેણાંના લોભમાં પડી જઈ ઓસવાલની કન્યાને મારી નાંખી અને ઘરેણાં ઉતારી લઈ તેને ધાનના ભોંયરામાં છુપાવી દીધી; પરંતુ જ્યારે છોકરીના માતાપિતા તેને શોધવા લાગ્યા ત્યારે પેલો મહેશ્વરી પણ આંસુ સારતો છોકરીને શોધવા લાગ્યો. ઘર-જેવો સંબંધ હોવાને કારણે તથા તેની ચાલાકીને કારણે તેના પ્રતિ કોઈને સંદેહ પણ ન આવ્યો.

છોકરીનો પત્તો મેળવવા માટે પોલીસે ઘણી તપાસ કરી પરંતુ છોકરીનો પત્તો ન લાગ્યો; ત્યારે પોલીસ સુપરિટેન્ડન્ટે છોકરીનો પત્તો લગાવવાનો નિશ્ચય કરી તે મહેશ્વરીને ત્યાં અડ્ડો જમાવ્યો. બીજે દિવસે તે મહેશ્વરીની નાની બેન ત્યાંથી પ્રસાદ લઈને નીકળી. સુપરિટેન્ડન્ટે તે છોકરીને પોતાની પાસે પ્યારપૂર્વક બોલાવી અને પૂછ્યું કે. તું આ શું લઈ જાય છે? છોકરીએ જવાબ આપ્યો કે, હું પ્રસાદ લઈ જાઉં છું. સુપરિટેન્ડન્ટે ફરી પૂછ્યું કે, શેનો પ્રસાદ છે? છોકરીએ કહ્યું કે, મારા ભાઈએ એવી માનતા માની હતી કે, છોકરીને મારી નાંખવામાં મારું નામ નહિ આવે તો હું દેવને પ્રસાદ ચડાવીશ. એ માનતા પૂરી થઈ છે એટલા માટે હું દેવને પ્રસાદ ચડાવવા જાઉં છું.

મહેશ્વરીની નાની બેન કપટયુક્તિ જાણતી ન હતી એ કારણે તેણીએ બધી વાત સ્પષ્ટ કહી દીધી. આ વાતથી ઓસવાલની છોકરીના ખુનનો પત્તો લાગી ગયો; અને મહેશ્વરી પકડાઈ ગયો. આખરે તેના ઉપર મુકદ્દમો ચાલ્યો અને તેને યોગ્ય સજા પણ થઈ.

મહેશ્વરીની નાની બેને સરળતાથી બધી વાત સ્પષ્ટ કહી દીધી એ સારું કર્યું કે ખરાબ કર્યું? આ વાત બીજાની છે એટલા માટે કદાચ તમે તે છોકરીના કાર્યને સારું કહેશો. પણ શું તમે તમારા વિષે એ નહિ જુઓ કે, અમે તો કોઈ વાત છુપાવતા તો નથી ને? કોઈ પ્રકારનું કપટ તો કરતા નથી ને? કદાચિત્ તમે અહિં તો કોઈ વાત કપટ કરીને છુપાવી પણ રાખો પરંતુ શું પરલોકમાં એ વાત છુપાએલી રહી શકશે? જ્યારે પરલોકમાં એ વાત ખુલ્લી થવાની જ છે તો પછી કપટ કરી પાપને શા માટે છુપાવવું જોઈએ? કપટ કરી પાપને છુપાવી રાખવામાં પાપનો વધારો થાય છે એટલા માટે પાપને પ્રકટ કરી તેની સરળતાપૂર્વક આલોચના કરી નાંખવી જોઈએ. એમાં જ કલ્યાણ રહેલું છે.

એક કવિએ કહ્યું છે કે, જે પ્રમાણે બાળક નિષ્કપટભાવે પોતાના પિતાની સમક્ષ બધી વાતો સ્પષ્ટ કહી દે છે તે જ પ્રમાણે ગુરુની સમક્ષ આલોચના કરી બધી વાતો સરળતા અને સ્પષ્ટતાપૂર્વક રજુ કરી દેવી જોઈએ. આલોચના કરવામાં કોઈ પ્રકારનો ક્લેશ હોવો ન જોઈએ. કપટ કરી કોઈ બીજાની આંખમાં તો ધૂળ નાંખી શકાય છે પરંતુ શું પરમાત્માની આંખમાં ધૂળ નાંખી શકાય છે? નહિ. પરમાત્માની આંખમાં ધૂળ નાંખવાનો પ્રયત્ન કરવો એ પોતાને કષ્ટમાં મૂકવા સમાન છે એટલા માટે આલોચના કરવામાં સરળતા અને નિષ્કપટતા રાખવી જોઈએ. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે:—

**माई मिच्छादिट्ठी अमाई सम्मदिट्ठी ।**

અર્થાત્—જ્યાં કપટ છે ત્યાં જ મિથ્યાત્વ છે અને જ્યાં સરળતા છે ત્યાં જ સમકિત છે. લોકો સમકિત તો ચાહે છે પણ સરળતા ચાહતા નથી. આ તો કાર્ય ખોટું કરવું અને ફળ મોટું ચાહવા સમાન છે. એક ભક્તે કહ્યું છે કે :—

મનકો મતો એક હી ભાંતિ,

ચાહત મુનિ મન અગમ સુકૃત ફલ મનસા અઘ ન અઘાતિ મન૦

અર્થાત્—બધાનું મન એ જ ચાહે છે કે, ફલ મોટું જોઈએ. જે ફલની કલ્પના સાધુ પણ કરી શકતા નથી તેવું મોટું ફલ જોઈએ પણ કાર્ય તેવું ન જોઈએ. શાસ્ત્રમાં તીર્થંકર ગોત્ર બાંધવું એ મોટામાં મોટું ફલ કહેવામાં આવ્યું છે. તમને કોઈ એમ કહે કે, તમને આ ફળ મળશે તો શું તમને પ્રસન્નતા નહિ થાય? પરંતુ શું આ ફલ કાંઈ બજારમાં વેચાય છે કે ખરીદી લઈ આવવામાં આવે? મન તો પાપથી બચતું નથી તો પછી એવું મોટું ફલ કેવી રીતે મળી શકે? એટલા માટે મોટા ફલની પ્રાપ્તિ માટે હૃદયમાં સરળતા ધારણ કરવી જોઈએ અને પોતાના અપરાધોને ગુરુ સમક્ષ સરળતાપૂર્વક રજુ કરી દેવા જોઈએ. આ પ્રમાણે સરળતાનો વ્યવહાર કરવાથી જ આત્માનું કલ્યાણ થઈ શકે છે.

હવે કોઈ એમ કહે કે, અમારે સરળતા કેવી રીતે ધારણ કરવી જોઈએ? તો આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, કોઈપણ વાતમાં છળકપટથી કામ લેવું ન જોઈએ; પણ જે વાત જે રૂપમાં હોય તે વાત તે રૂપમાં સ્પષ્ટ કહી દેવી જોઈએ. ઉદાહરણ તરીકે તમારી પાસે દશ રૂપિયા છે. હવે કોઈ બીજો માણસ તમારી પાસે બે રૂપિયા માંગવા આવ્યો. તમે સારી રીતે જાણો છો કે તમારી પાસે દશ રૂપિયા છે છતાં જો તમે માંગનાર માણસને એમ કહો કે, જો મારી પાસે રૂપિયા હોય તો ના થોડી પાડું? આ પ્રમાણે દુર્વ્યવહાર કરવો એ કપટ છે, સરળતા નથી. કપટ કરવું એ પોતાના આત્માનું અપમાન કરવા સમાન છે. જો તમે તે માણસને રૂપિયા આપવા ચાહતા નથી તો તમારે એ સ્પષ્ટ કહી દેવું ઉચિત છે કે મારી પાસે રૂપિયા તો છે પણ હું તમને આપવા ચાહતો નથી. આમ કરવામાં કપટ પણ નથી અને આત્માનું અપમાન કરવાપણું પણ નથી. આ ઉપરથી કદાચ તમે એમ કહો કે, આ પ્રમાણે કરવાથી તો વ્યવહારનો લોપ થાય છે. આ પ્રશ્નના ઉત્તરમાં જ્ઞાનીજનો એમ કહે છે કે, આ પ્રકારનું કપટ કરવાથી તો ધર્મ અને વ્યવહાર બન્નેનો લોપ થાય છે. જો તમે માંગનાર માણસને એમ કહ્યું હોત કે, હું તમને રૂપિયા આપવા ચાહતો નથી તો તમારો વ્યવહાર ઊલટો વધારે સારો થાત પણ કપટ કરવાથી વ્યવહાર સારો રહી શકતો નથી. તમારો સ્પષ્ટ ઉત્તર સાંભળી તે માંગનાર માણસ તમારા વિષે એમ તો કહેશે જ કે, તેણે

મને તો રૂપિયા ન આપ્યા પણ વાત સાચી કહી, ખોટું ન બોલ્યા. આ પ્રમાણે તમારા સત્ય વ્યવહારથી વિશ્વાસ પણ જામશે.

આજકાલ ગ્રામોની અપેક્ષા નગરમાં વધારે કપટ થતું જોવામાં આવે છે. આ પ્રકારનું કપટ દૂર કરી સરળતાપૂર્વક પોતાનાં પાપો પરમાત્માની સાક્ષીએ ગુરુની સમક્ષ પ્રકટ કરવાં જોઈએ. જેમકે એક કવિએ કહ્યું છે કેઃ—

> किं बाललीलाकलितो न बालः, पित्रोः पुरो जल्पति निर्विकल्पः ।
> तथा यथार्थं कथयामि नाथ ! निजाशयं सानुशयस्तवाग्रे ॥

અર્થાત્—હે નાથ ! તારી સમક્ષ વાસ્તવિક વાત પ્રકટ કરવામાં મને સંકોચ શું હોઈ શકે ? અથવા એમ કરવામાં મારી શી વિશેષતા છે ? શું બાળક પોતાના માતપિતાની સમક્ષ બધી વાત કહી દેતો નથી ? ભલે પિતા તે વાતને જાણતા હોય છતાં બાળક પિતાની સમક્ષ બધી વાત કહી જ દે છે. બાળકની માફક હે ! પ્રભો ! જો હું પણ બધી વાતો તારી સમક્ષ સ્પષ્ટ કહી દઉં તો એમાં સંકોચ કે વિશેષતાની કાંઈ વાત નથી. તમે પણ બાળકની જેવા નિષ્કપટ અને સરળ બનો. હૃદયમાં જે કાંટાઓ હોય તેને બહાર કાઢી ફેંકી દો, અને પછી એમ વિચારો કે, જો હું પરમાત્માની સામે પણ સરળ નહિ બનું તો પછી સરળ ક્યાં બનીશ ? પાપોને છુપાવવાથી છૂપી તો શકતાં નથી તો પછી પાપોને છુપાવવાનો પ્રયત્ન કરી અધિક દંડના પાત્ર શા માટે બનવું જોઈએ ? કહેવત પણ છે કે, 'ઉત્તમનો દંડ સાધુસમાગમ, મધ્યમનો દંડ રાજ્ય અને કનિષ્ટનો દંડ યમરાજ.' આ ઉપરથી એમ વિચારો કે, અમે પોતાનાં પાપોને પ્રકટ કરી ઉત્તમ દંડ જ શા માટે ભોગવી ન લઈએ ! જે પાપોને કારણે આજે સાધારણ દંડ સહેતાં દુઃખ લાગે છે તે જ પાપોને છુપાવવાને કારણે આગળ જતાં મોટો દંડ સહેવો પડશે ત્યારે કેટલું બધું દુઃખ સહેવું પડશે ? એટલા માટે મોટા દંડથી બચવા માટે પોતાનાં પાપોને અહીં જ પ્રકટ કરી આલોચના કરી લેવી એજ યોગ્ય છે.

કવિ કહે છે કે, "હે ! પ્રભો ! મારામાં બાળકના જેવી સરળતા હોવી જોઈએ અને તારી સમક્ષ કોઈ પણ વાત પ્રકટ કરવામાં સંકોચ હોવો ન જોઈએ." કવિએ આ પ્રમાણે કહી નિષ્કપટ બની સરળ બનવાનો પોતાના હૃદયનો ભાવ બતાવ્યો છે.

લોકોને માટે સરળતા સરળ અને કપટ કઠિન છે, પણ લોકોએ એથી ઊલટું એમ માની લીધું છે કે, સરળતા રાખવી મુશ્કેલ છે અને કપટ કરવું સરળ છે. આ ખોટી માન્યતાને કારણે જ લોકો સંસારના ચક્રમાં ભમી રહ્યા છે.

કેટલાક લોકો એમ કહે છે કે, આજે કોઈ મહાજ્ઞાની નથી એ દશામાં અમારો નિસ્તાર થાય કેવી રીતે ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, મહાજ્ઞાની પણ તમારામાં શક્તિ હોય તો જ નિસ્તાર કરી શકે છે; તો પછી તમે એ કેમ જોતા નથી કે તમારામાં શક્તિ છે કે નહિ ? તમારો આત્મા સરળ છે કે કપટયુક્ત છે ? એ પહેલાં જુઓ. જો તમારામાં સરળતા હશે તો તમે તમારું કલ્યાણ સ્વયં કરી લેશો પણ જો કપટ હશે તો તમારું કલ્યાણ કોઈ કરી શકશે નહિ; કારણ કે સરળતા ધારણ કરવાથી જ કલ્યાણ થઈ શકે છે, કપટ ધારણ કરવાથી કલ્યાણ કદાપિ થઈ શકતું નથી.

## મયણરેહા ચરિત્ર—૨૧

મણિરથ રાજા મધરાતે મયણરેહાના મહેલે ગયો. શું તેનું આ કાર્ય યોગ્ય હતું? જો કોઈ બીજો માણસ આવું અયોગ્ય કાર્ય કરત તો તે જ મણિરથ તેને દંડ આપત પણ તે પોતે જ અયોગ્ય કાર્ય કરી રહ્યો છે તેનો તેને કાંઈ વિચાર આવતો નથી. વાસ્તવમાં જે મનુષ્ય બીજાને જે અયોગ્ય કાર્યનો દંડ આપે છે તે જ અયોગ્ય કાર્ય પોતે કરી પોતાને સત્તાના બળે દંડથી મુક્ત સમજે છે તે મનુષ્ય પોતાની સત્તાનો દુરુપયોગ કરે છે એમ સમજવું જોઈએ. આવો સત્તાંધ માણસ આખરે પતિત થાય જ છે.

દે ધિક્કાર મૈં કરું ફજીતી, ફિર સોચા દિલ માંય;
અપને કુલકા ગૌરવ રખના, યોં ધીરજ મન ઠાય. ॥ સતી૦ ૫૦ ॥
સોચ સમઝ કર વચન ઉચારે, નરનારી ગુણવાન;
બિના વિચારે વચન ઉચારે, માનવ નહીં હૈવાન, ॥ સતી૦ ૫૧ ॥
શાન્ત શબ્દસે બોલી સતીજી, પ્રજાપિતા સમ રાય;
જ્યેષ્ઠ શ્રેષ્ઠ સુસરા હો મેરે, સોચો મનકે માંય. ॥ સતી૦ ૫૨ ॥
રક્ષક હો ભક્ષક નહીં હોના, વિન્તી લેઓ ધાર;
ઘરે સિધાઓ મન સમઝાઓ, કદી ન લોપું કાર. ॥ સતી૦ ૫૩ ॥

મયણરેહાએ પહેલાં તો એમ જ વિચાર્યું કે, આને ધુત્કારું અને લોકોને બોલાવી બધાની સમક્ષ તેને ધિક્કાર આપી તેની ફજેતી કરું! આ જો કે રાજા છે પણ અત્યારે તો તે ચોર છે. માનવીય સ્વભાવાનુસાર મયણરેહાને આવો પ્રથમ વિચાર આવ્યો પણ વિચારતાં તેને એવો વિચાર આવ્યો કે, આ રાજા છે અને હું તેના જ કુલમાં તેના જ નાનાભાઈ સાથે પરણી છું, વળી હું પોતે પણ કુલવતી છું. જો હું બૂમ પાડી લોકોને એકઠાં કરીશ તો આ તો ભાગી જશે પણ લોકોમાં અનેક પ્રકારના સંદેહો પેદા થવા પામશે. કોઈ કોઈ તો એમ પણ કહેશે કે, પહેલેથી જ કોઈ પ્રકારનો સંકેત કર્યો હશે ત્યારે જ રાજા આવ્યો હશે. આ પ્રમાણે લોકો મારા વિષે તેમજ રાજા વિષે યદ્વાતદ્વા બોલશે અને તેથી અમારી આબરૂ ઉપર પાણી ફરી વળશે. દૂતીને ફટકારી એ તો ઠીક કર્યું પણ આ રાજાને એની માફક ફટકારવો ઉચિત નથી. જો કે, આ રાજા હલકો વિચાર રાખે છે છતાં તે રાજા છે એટલા માટે તેને કોઈ બીજી જ રીતે ફટકારવો જોઈએ.

અહિંના વર્ણનનો સાર માત્ર એ જ છે કે, જે સમજી-વિચારીને વચન બોલે છે તે માનવ છે અને જે સમજ્યા-વિચાર્યા વિના બોલે છે તે હેવાન છે. મનમાં વિચારશક્તિ હોવાના કારણે જ મનુષ્યને મનુષ્ય કહેવામાં આવે છે છતાં જે વિચારશક્તિનો સદુપયોગ કરતો નથી તે પશુ જ છે. જો આકારથી જ કોઈને મનુષ્ય કહેવામાં આવે તો વાંદરાની અને મનુષ્યની આકૃતિ મળતી છે એટલું જ નહિ પણ વાંદરાને તો વધારામાં પુંછડી હોય છે અને એક ડાળ ઉપરથી બીજી ડાળ ઉપર કૂદવાની શક્તિ પણ છે. આ પ્રમાણે મનુષ્ય કરતાં તેનામાં વિશેષતા છે છતાં વાંદરાને મનુષ્ય કહી શકાતો નથી તે એટલા માટે કે તેનામાં હિતાહિતનો વિવેક કરવાની શક્તિ નથી. આજે જો કોઈ મનુષ્યને વાંદરો કહેવામાં આવે તો તેને ખોટું લાગી જાય છે પણ વાંદરાની માફક હિતાહિતનો વિચાર કર્યા વિના જ કામ કરવામાં ખોટું લાગતું નથી.

મયણરેહાએ વિચાર કર્યો કે, દંડ પણ પાત્રની યોગ્યતાનુસાર જ આપવો જોઈએ. દાસીને જે ભય બતાવવામાં આવ્યો તે તેને યોગ્ય હતો પણ આ રાજાને તો તેને યોગ્ય જ દંડ આપવો જોઈએ.

આજે પણ રાજાઓને જો દંડ આપવામાં આવે છે તો તેની યોગ્યતાનુસાર જ દંડ આપવામાં આવે છે. શાસ્ત્રમાં ત્રણ પ્રકારના દંડ કહેવામાં આવ્યા છેઃ—હુંકાર, મક્કાર અને ધિક્કાર-અર્થાત્ એકને માટે હું-થશે એમ કહેવું એ દંડરૂપ થઈ જાય છે. કોઈને માટે 'હવે એમ ન કરવું' એમ કહેવું એ દંડરૂપ થઈ જાય છે અને કોઈ એવા હોય છે કે જ્યારે તેમનો ધિક્કાર કરવામાં આવે છે ત્યારે જ તેમને દંડ આપ્યો કહેવાય છે. કહેવાનો આશય એ છે કે, એક તો ઉપેક્ષાને જ પોતાનો દંડ માની લે છે, બીજો નિષેધને પોતાનો દંડ માની લે છે અને ત્રીજો ધિક્કારને પોતાનો દંડ માની લે છે. ઉત્તમનો દંડ તો ઉપેક્ષા છે, મધ્યમનો દંડ ભવિષ્યને માટે નિષેધ છે અને કનિષ્ટનો દંડ ધિક્કાર છે. એક માણસ તો એવો હોય છે કે જે સમજાવવાથી માર્ગ ઉપર આવી જાય છે અને એક માણસ એવો હોય છે કે, જે પ્રાણ ભલે ચાલ્યા જાય તોપણ માર્ગ ઉપર આવતો નથી.

આખરે મયણરેહા એ નિશ્ચય ઉપર આવી કે, હો-હા કરવાનો વિચાર છોડી રાજાને યોગ્ય શિક્ષા આપવી જોઈએ. આ પ્રમાણે તેણીએ મણિરથને ઉપદેશ આપવા માટે પોતાના મનને શાન્ત કર્યું. બીજાને ઉપદેશ આપ્યા પહેલાં પોતાના મનને શાન્ત કરવાની આવશ્યકતા રહે છે. ભલે ગમે તેવી પરિસ્થિતિ હોય પણ પોતાના સ્વભાવનો કદાપિ ત્યાગ કરી દેવો ન જોઈએ.

મયણરેહા મનને શાન્ત કરી મણિરથ રાજા પ્રત્યે બોલી કે, "ઠીક તમે પધાર્યા છો. પિતાએ પુત્રની ખબર લેવી જ જોઈએ. તમે પ્રજાને માટે પિતાસમાન છો અને આપ મારા જેઠ હોવાને કારણે મારા માટે પણ પિતાસમાન છો એટલે આપે મારી પણ ખબર લેવી જોઈએ પરંતુ મધરાતે તો ત્યારે જ ખબર પૂછવામાં આવે કે જ્યારે માથે કોઈ પ્રકારનું સંકટ કે વિઘ્ન પડયું હોય ! મારા માથે કોઈ પણ પ્રકારનું સંકટ કે વિઘ્ન પડયું નથી તો પછી આપે મધરાતે કેમ પધારવું પડયું ? હું તો આપની કૃપાથી આનંદમાં છું તો પછી આપે આ સમયે આવવાનું કષ્ટ શા માટે લીધું ? કદાચિત્ આપને એ વાતનું સ્મરણ રહ્યું ન હોય કે આ સ્થાન કોનું છે તો હું તમને એ વાતનું સ્મરણ આપું છું કે, હું આપના નાનાભાઈની પત્ની છું અને આપ મારા જેઠ છો. જેઠમાં પણ સામાન્ય જેઠ નહિ પણ શ્રેષ્ઠ જેઠ છો. આ સિવાય મારા પતિ આપને પિતા માને છે એટલા માટે આપ મારા સાસરા પણ છો. હું તમને મારા શ્વસુર માનું છું. આ મહેલમાં હું જ રહું છું."

જોકે, મયણરેહાનાં વચનો કાંઈ કઠોર ન હતાં પણ મણિરથને એ વચનો રુચે એવાં ક્યાં હતાં ! એટલા માટે તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે, આ શું કહે છે ? જ્યારે દષ્ટિભેદ પડી જાય છે ત્યારે આવું બને જ છે. દષ્ટિભેદ પડી જવાથી સારી વસ્તુ પણ ખરાબ અને સાચી વાત પણ ખોટી જણાવવા લાગે છે. ઉદાહરણ તરીકે, કેટલાક લોકો કહે છે કે, વીતરાગનાં વચનોમાં અપૂર્ણતા કેમ છે ? વાસ્તવમાં વીતરાગનાં વચનોમાં કોઈ પ્રકારની અપૂર્ણતા નથી પરંતુ પોતાનામાં અપૂર્ણતા હોવાથી બીજામાં પણ અપૂર્ણતા જોવામાં આવે છે. દષ્ટિભેદ પડી જવાથી સારી વસ્તુ પણ ખરાબ અને ખરાબ વસ્તુ પણ સારી લાગે છે.

આ નિયમાનુસાર હૃદયમાં વિકાર હોવાથી જે પ્રમાણે મણિરથને મયણરેહાની વાત રુચી નહિ તે જ પ્રમાણે જો કોઈને વીતરાગનાં વચનો રુચે નહિ તો તેમાં આશ્ચર્ય જેવું શું છે?

મયણરેહાના કથનના ઉત્તરમાં મણિરથ કહેવા લાગ્યો કે, તું આ પ્રમાણે શું કહે છે? હું તને હૃદયથી ચાહું છું એટલા જ માટે આ સમયે આવ્યો છું. તને મેં પહેલીવાર જે ભેટ મોકલી હતી તેનો તો તેં સ્વીકાર કરી લીધો હતો અને બીજી વાર જ્યારે દાસી સાથે ભેટ મોકલી ત્યારે તેં દાસીને તલવાર બતાવી ડરાવી. દાસી તો એમ સમજી કે, મને તલવારનો ભય બતાવવામાં આવ્યો છે પણ તારા આ કાર્યનું મહત્ત્વ હું સમજી ગયો હતો. હું તારા એ કાર્યનો આશય એવો સમજ્યો હતો કે, તું મને ચાહે તો છે પણ આ દાસીને વચમાં રાખવા ચાહતી નથી એટલા માટે હું પોતે તને મળવા આવ્યો છું અને તારી પાસે કેવળ પ્રેમની ભિક્ષા માગું છું. મણિરથની આ વાત સાંભળી મયણરેહાને ક્રોધ આવવો સ્વાભાવિક હતો. પણ તે ક્રોધ ઉપર વિજય મેળવી શાન્ત રહી અને ધીરેથી તેણીએ મણિરથને કહ્યું કે, આપ રક્ષક થઈ ભક્ષકનું કામ ન કરો. આપનું કર્ત્તવ્ય મારો ધર્મ બચાવવામાં છે કે મારો ધર્મ બગડાવવામાં છે? જો તમારા જ જેવી હું પણ હોત અને એ દશામાં તમે આવ્યા હોત તો તે વાત જુદી હતી પણ હું તો મારા ધર્મનું પાલન કરી રહી છું છતાં આપ આ પ્રકારની વાત કેમ કરી રહ્યા છો? આપને હું મારો એ નિશ્ચય સંભળાવી દઉં છું કે, આપ તો શું પણ કદાચ ઇન્દ્ર કે કોઈ લલિત દેવ પણ આવે તોપણ હું તેને ચાહી શકું નહિ. હું એમને પણ નાકના મેલની માફક ઘૃણાસ્પદ અને ત્યાજ્ય જ માનું. તમે મારા આ નિશ્ચય ઉપરથી સમજી જાઓ અને તમે તમારા મહેલ તરફ ચાલ્યા જાઓ. જે થયું તે થયું પરંતુ હવેથી સાવધાન થઈ જાઓ. હા, તમે એ વાતનો વિશ્વાસ રાખો કે, તમારા આ કાર્યનો ઘટસ્ફોટ મારી દ્વારા કરવામાં નહિ આવે, પણ હવે તમે મનને મારી અહિંથી ચાલ્યા જાઓ.

મયણરેહાએ આ પ્રમાણે મણિરથને કહ્યું. હવે મણિરથ આ કથનનો ઉત્તર શો આપે છે તે વિષે હવે પછી આગળ વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૩ શ્રાવણ વદ ૭ શનિવાર

### પ્રાર્થના

પ્રણમૂં 'વાસુપૂજ્ય' જિનનાયક, સદા સહાયક તૂ મેરો;
વિષમ વાટ ઘાટ ભય થાનક, પરમાશ્રય સરણો તેરો. પ્રણમૂં ॥ ૧ ॥

—વિનયચંદ્ર કુંભટકૃત ચોવિશી.

શ્રી વાસુપૂજ્યનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

જે સત્ય–શીલનો મહિમા શાસ્ત્રમાં બતાવવામાં આવ્યો છે તે જ સત્ય–શીલનો મહિમા આ પ્રાર્થનામાં પણ બતાવવામાં આવ્યો છે. આ ઉપરથી એ પ્રશ્ન ઉપસ્થિત થઈ શકે છે કે, સત્યશીલ મોટું છે કે પરમાત્મા મોટા છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે અભેદ દૃષ્ટિએ વિચાર કરતાં બન્ને એક જ જણાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે:— 'तं सच्चं खु भयवं,' 'शीलं भगवं' અર્થાત્ સત્ય અને શીલ જ ખરેખર પરમાત્મા છે. સત્ય અને શીલનો સ્વીકાર

કરવો એ પરમાત્માને વરવા સમાન છે. જે બ્રહ્મચર્યનો સ્વીકાર કરે છે તે જાણે પરમાત્માને જ વરે છે. પરમાત્માને વરવા માટે જો થોડો ત્યાગ પણ કરવો પડે તો કરવો જોઈએ. પરમાત્માને વરવા માટે કરવામાં આવેલો થોડો પણ ત્યાગ નિરર્થક કે નિષ્ફલ જતો નથી. જો ચિન્તામણિ રત્ન મળતું હોય તો શું તેને માટે તુચ્છ વસ્તુનો ત્યાગ થઈ શકે નહિ? સોનું મળતું હોય તો શું તેને માટે ધૂળનો પણ ત્યાગ થઈ શકે નહિ? આ જ પ્રમાણે પરમાત્માને વરવા માટે અને સત્યશીલનો સ્વીકાર કરવા માટે જો થોડા વિષયભોગોનો ત્યાગ કરવો પડે તો શું તેનો ત્યાગ કરવામાં કોઈ પ્રકારની ખરાબી છે? નહિ. જે લોકોએ પૂર્ણ બ્રહ્મચર્યનો સ્વીકાર કર્યો નથી અને જેમને હજી એમ કરવાનો સુયોગ સાંપડ્યો નથી તેઓએ છેવટે પરસ્ત્રીનો તો ત્યાગ કરવો જોઈએ, એમ કરવાથી ધર્મનું પણ પાલન થશે અને વ્યવહાર પણ સરળ બનશે. એટલા માટે ધાર્મિક અને વ્યાવહારિક કોઈ પણ દૃષ્ટિએ પરસ્ત્રીનો ત્યાગ કરો. હવે શાસ્ત્રની વાત કહું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—પાંચમો બોલ

શાસ્ત્રમાં આલોચના વિષે ઘણો જ વિચાર કરવામાં આવ્યો છે. શ્રી મહાનિશીથ સૂત્રમાં આલોચનાનાં નિક્ષેપ કરી ઘણું સરળ વર્ણન કરવામાં આવ્યું છે. તે વર્ણનનો સારાંશ એ છે કે, નામ આલોચના, સ્થાપના આલોચના, દ્રવ્ય આલોચના અને ભાવ આલોચના એમ ચાર પ્રકારની આલોચના વર્ણવવામાં આવેલ છે. જે કેવળ નામની જ આલોચના હોય અર્થાત્ આલોચનાનું કેવળ નામ જ લેવું તે નામ આલોચના કહેવાય છે. કોઈ જગ્યાએ આલોચનાની સ્થાપના કરવી કે પુસ્તક આદિમાં આલોચનાને લખવું તે સ્થાપના આલોચના છે. ઉપરછલી આલોચના કરવી અર્થાત્ હૃદયથી આલોચના ન કરવી તે દ્રવ્ય આલોચના કહેવાય છે અને ભાવપૂર્વક—અંતઃકરણપૂર્વક જે આલોચના કરવામાં આવે તે ભાવ આલોચના કહેવાય છે.

હમણાં રામજીભાઈને બ્રહ્મચર્ય-સ્વીકારના ઉપલક્ષ્યમાં બાર વ્રતની જે આલોચના કરાવવામાં આવી છે તે કેવળ તેમને જ કરાવવામાં આવી છે કે, તમને પણ કરાવવામાં આવી છે? તેઓ સ્થૂલ હિંસા કરતા નથી કે સ્થૂલ ખોટું બોલતા નથી. તો શું તમે એમ કરો છો? જો કરતા નથી તો પછી આ આલોચના તમારા માટે પણ છે. પરંતુ એ વાતનો હમેશાં ખ્યાલ રાખવો જોઇએ કે, આ આલોચના કેવળ દ્રવ્ય આલોચના જ રહી ન જાય!

અહિં શાસ્ત્રમાં ભાવ આલોચનાનું જ વર્ણન છે. ભાવ આલોચના કોને કહેવી તો એને માટે કહેવામાં આવ્યું છે કે:—

**आलोयइ निन्दइ गरहइ पडिकम्मइ आहारियं तवोकम्मं पायच्छित्तं पडिवज्जइ आराहियं भवइ ।**

જે આલોચના આ પ્રકારની હોય છે તે ભાવ આલોચના છે. સંવત્સરી-પર્વ જીવનને શુદ્ધ બનાવવાનું પર્વ છે. આવું પવિત્ર પર્વ નજદીક આવી રહ્યું છે. આવા પવિત્ર પર્વના દિવસોમાં તો આવી ભાવ આલોચના જ કરવી જોઈએ. તમે પ્રતિક્રમણ કરતી વખતે 'मित्ती मे सव्वभूएसु' અર્થાત્ મારે બધાં પ્રાણીઓ પ્રત્યે મૈત્રીભાવ છે-એવો સૂત્રપાઠ બોલો છો, પણ સૂત્રપાઠને જીવનમાં કેટલો ઉતાર્યો છે તે જુઓ છો? જો આ મૈત્રીભાવનાને કેવળ

મુખાગ્ર કરી બોલી નાંખો અને જીવનમાં ન ઉતારો તો એમ જ કહી શકાય કે તમે હજી ભાવ આલોચના સુધી પહોંચી શક્યા નથી. 'मित्ती मे सव्वभूएसु' એ સૂત્રપાઠને માનનાર વ્યક્તિ કોઈને પોતાનો શત્રુ તો માને જ નહિ તેમ કોઈની સાથે કલેશકંકાસ પણ કરે નહિ; તે બધાં પ્રાણીઓ પ્રત્યે મૈત્રીભાવના જ રાખે.

બધાં પ્રાણીઓને મિત્ર સમાન માનવાં એ કથન સાંભળી કદાચ કોઈ એવો પ્રશ્ન કરે કે, બધાને મિત્ર માનવા તો શું જેમની પાસે રૂપીયા લેણા છે તેમની પાસેથી રૂપિયા ન લેવા? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, પોતાનું લેણું શું મિત્ર પાસેથી લેવામાં આવતું નથી? લેણું વસુલ કરવાની કોઈ ના પાડતું નથી પણ અનીતિ ન કરવાનું કહેવામાં આવે છે. હૃદયમાં કોઈના પ્રતિ વૈરભાવ રાખવો ન જોઈએ. અમારે સાધુઓએ તો ભલે અમારો કોઈ પ્રાણ પણ લઈ લે તો પણ બધાને મિત્ર જ માનવા જોઈએ. ગજસુકુમાર મુનિના મસ્તક ઉપર ધગધગતા અંગારા મૂકવામાં આવ્યા હતા તો પણ તેમણે સોમલને પોતાનો મિત્ર જ માન્યો હતો. સાધુઓએ પ્રત્યેક સમય એ વાતનું ધ્યાન રાખવું જોઈએ કે, અમે કોના શિષ્ય છીએ અને અમારે હૃદયમાં કેવા પ્રકારની મૈત્રીભાવના ધારણ કરવી જોઈએ!

આજે આ જૈન ધર્મમાં કોઈ રાજા રહ્યા નથી પણ તમે જ લોકો રહ્યા છો અને તેથી જ આમાં પોલ ચાલી રહી છે! તમે લોકો જો ધર્મનો વિચાર ન કરો અને અસત્ય વાતને પકડી બેસો, કે ધર્મમાં વધારે ઝંઝટ પેદા કરો, તો એને માટે તમને વધારે શું કહેવું? તમે વધારે કાંઈ કરી ન શકો તો એટલું તો અવશ્ય કરો કે ધર્મને સંસારવ્યવહારમાં ભેળવી ન દો. જો તમે આટલું પણ કરો તો આજે સંઘનાં જે ટૂકડેટૂકડા થઈ રહ્યા છે તે કેમ થાય? ધર્મની રક્ષા કરવાથી સંઘમાં અવશ્ય એકતા અને શાન્તિ સ્થાપિત થશે.

કદાચ કોઈ એમ કહે કે, આપ અહિં વધારે ક્યાં રહેવાના છો? તો પ્રશ્નકારને એ જ ઉત્તર આપી શકાય કે, જો હું શરીરથી અહિં નહિ રહું તો ધર્મથી તો રહીશ. હું પણ અહિં તમારા લોકોમાં ધર્મ હતો તેથીજ આવ્યો છું અને તમે પણ મને એટલા જ માટે લાવ્યા છો. જો તમે જે ધર્મનું પાલન કરો છો તે ધર્મ મારામાં ન હોત અથવા હું જે ધર્મનું પાલન કરું છું તે ધર્મ તમારામાં ન હોત તો તમે મને અહિં લાવત જ શા માટે અને હું પણ આવત શા માટે? આ ધર્મનું કે યશનું શરીર તો રહેવાનું જ છે એટલા માટે હું તમને એ જ કહું છું કે, ધર્મના નામે પરસ્પર કલેશકંકાસ ન કરો; પણ એમ વિચારો કે, અમે ગજસુકુમાર મુનિના શિષ્ય છીએ. જ્યારે તેમણે પોતાના મસ્તક ઉપર ધગધગતા અંગારા મૂકનારને પણ પોતાનો મિત્ર માન્યો હતો તો શું અમે પોતાના સહધર્મીને પણ મિત્ર માની શકીએ નહિ?

જે આલોચના ભાવપૂર્વક કરવામાં આવે તેજ આલોચના સાચી છે. કર્મના ઉદયથી અપરાધ તો થઈ જાય પણ એ અપરાધની નિંદા કરવી અને એમ વિચારવું કે, આ કેસરમાં ધૂળ ક્યાંથી પડી ગઈ? જે પ્રમાણે કેસરમાં જો ધૂળ પડી જાય તો ફ્રાસકો લાગે છે; તે જ પ્રમાણે વ્રતમાં જ્યારે દોષ લાગે ત્યારે પણ ફ્રાસકો લાગવો જોઈએ અને આ કેસરમાં ધૂળ કેવી રીતે પડી ગઈ એમ વિચારવું જોઈએ. અને અપરાધ થયો હોય તેની નિંદા કરવી જોઈએ. આત્મદોષોની નિંદા કરતાં કરતાં જે આલોચના કરવામાં આવે છે તે જ આલોચના સાચી છે.

આત્મનિંદા પણ દ્રવ્યથી નહિ પરંતુ ભાવથી કરવી જોઈએ અને આત્મનિંદાની સાથે ગર્હા પણ કરવી જોઈએ; અર્થાત્ જે અકૃત્ય થયું હોય તેના પ્રતિ ઘૃણા પ્રકટ કરવી જોઈએ અને પછી અકૃત્યના ફલસ્વરૂપ ગુરુ જે પ્રાયશ્ચિત આપે તેનો સ્વીકાર કરવો જોઈએ. આ પ્રમાણે વિધિપૂર્વક આલોચના કરનારને માટે ભગવાન કહે છે કે, આવી વ્યક્તિ જઘન્ય ત્રણ ભવમાં અને ઉત્કૃષ્ટ પંદર ભવમાં અવશ્ય મોક્ષે જાય છે.

શ્રી ભગવતિ સૂત્રમાં કહ્યું છે કે, આલોચનાનો આરાધક જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ પ્રકારનો હોય છે. ઉત્કૃષ્ટ આલોચનાનો આરાધક ત્રણ ભવમાં મોક્ષે જાય જ છે. તમે પણ આ જ પ્રકારની આલોચના કરી આત્માનું કલ્યાણ સાધો. કોઈ પણ પાપને દબાવો કે છુપાવો નહિ પણ સરળતાપૂર્વક તેને પ્રકટ કરી દો. આલોચના કરવામાં સત્યનો જ વ્યવહાર કરો. જે પરમાત્માનો સાચો ભક્ત હશે તે શું અસત્ય બોલે કે દુરાચાર સેવે ખરો ? અને જે અસત્ય બોલે કે દુરાચાર કરે તે પરમાત્માનો ભક્ત કહેવાય ખરો ? નહિ. પરમાત્માની ભક્તિ કરવી કે સત્ય–શીલની આરાધના કરવી એ બન્ને એક જ વાત છે. સત્યની શક્તિ મહાન્ છે. સત્યની શક્તિથી અસિપિંજરમાંથી પણ અખંડ નીકળી શકાય છે. આ પ્રકારના નિષ્કલંક સત્યની આરાધના કરવામાં ભલે પ્રાણ ચાલ્યા જાય પણ સત્યનો લોપ થવા નહિ દઉં એવી દૃઢ ભાવના રાખવી જોઈએ અને પછી આ પ્રકારની દૃઢતા રાખી સત્ય–શીલનું પાલન કરવામાં આવે તો કલ્યાણ તમારા હાથમાં જ છે.

સત્ય–શીલ અને પરમાત્માની પ્રાર્થના વિષે ઉપર વાત કહી દેવામાં આવી છે. હવે એનું ફલ કેવું હોય છે અને એ ફલ કોને પ્રાપ્ત થાય છે એ વિષે અત્રે વિચાર કરવાનો છે.

તાતી તલવારનું ફુલની સમાન કોમળ થઈ જવું, વિષનું અમૃત થઈ જવું તથા ધન-માલ વગેરેની હાનિ કરનાર શત્રુનું પોતાની મેળે નમી જવું, એવું ફળ મળતું હોય તો કોને ખરાબ લાગે ? એ ફળની આશા તો બધા લોકો કરે છે પરંતુ એ ફળની આશા કરવા છતાં કામો કેવાં કરવામાં આવે છે તે તરફ લોકો જોતા નથી; પહેલાના જમાનામાં મુનિઓના ખોળામાં સિંહ અને સર્પ પણ આળોટતા હતા એવું સાંભળવામાં આવે છે. ભગવાનની પરિષદને વિષે શાસ્ત્રમાં કહ્યું છે કે, ભગવાનનો ઉપદેશ સાંભળવાને માટે સિંહ અને બકરી સમાનરૂપે બેસતાં હતાં. કોઈને કોઈ તરફથી કાંઈ ભય ન હતો. આજે જો અહિં સિંહ આવીને બેસે તો તમે લોકો સિંહ આવે તે પહેલાંજ ભાગી જાઓ.

આ પ્રકારની કાયરતા રાખીને પણ તમે એવું ફળ ચાહો છો કે તેવું ફલ મુનિઓની કલ્પનામાં પણ આવ્યું ન હોય ! કાર્ય ના કરવું અને ફળ ચાહવું એ તો એક રીતે જાદુના ફળને ચાહવા સમાન છે. જો તમે જાદુના ફળ જેવું ફળ ચાહતા ન હો તો તમારે સારાં કામો કરવાં જોઈએ અને એવી ભાવના રાખવી જોઈએ કે, ભલે ફળ મળે કે ન મળે પણ મારે તો મારા કર્ત્તવ્યનું પાલન કરવું જ જોઈએ. પણ જે પ્રમાણે ચોર ધંધો કર્યા વિના ધન ચાહે છે તે પ્રમાણે લોકો તે કાર્ય કર્યા વિના જ ફલ ચાહે છે. શું તમે ચોરની આ નીતિને ખરાબ માનો છો ? જો ખરાબ માનો તો કામ કર્યા વિના ફળને ચાહવાની નીતિ શું સારી છે ? જો કાર્ય કરશો તો કાર્યનું ફળ મળશે જ; એટલા માટે ફળની આશા રાખ્યા વિના કાર્ય કરતાં રહેવું જોઈએ.

## મયણરેહા ચરિત્ર—૨૨

મયણરેહાએ મણિરથને વિવેક, નીતિ અને નમ્રતાપૂર્ણ પ્રાર્થના કરી હતી અને પોતાનું ધ્યેય પણ સંભળાવી દીધું હતું તો મયણરેહાની પ્રાર્થના અને તેનું ધ્યેય સાંભળી મણિરથે ચેતી જઈ પાછા ચાલ્યા જવું જોઈતું હતું પણ તેના મનમાં તો બીજો જ વિચારતરંગ ઊઠયો. તે મનમાં વિચારવા લાગ્યો કે, આ કેવી ગુણસુંદરી છે અને તેની ભાષા પણ કેવી મધુર છે. જો આવી ગુણસુંદરી અને મધુરભાષિણીને પોતાની કરી ન શકું તો પછી હું રાજા જ શાનો ?

**ગુણસાગર સુંદરી બિન મેરા, રાજતન્ત્ર બેકાર;**
**બુદ્ધિદાતા બનો સહાયિકા, હોવે હલ્કા ભાર. ॥ સતી૦ ૫૪ ॥**

મણિરથે વિચાર્યું કે, આ યુક્તિપૂર્વક ઉત્તર આપે છે તો મારે પણ યુક્તિથી કામ લેવું જોઈએ. આ પ્રમાણે વિચાર કરી તે મયણરેહાને કહેવા લાગ્યો કે, " હું તારી વાતો સાંભળી વધારે પ્રસન્ન થયો છું. તું એ જાણતી નથી કે, હું તને શા માટે ચાહું છું ? મારા માથે આ રાજ્યનો ઘણો ભાર છે, પણ તું ગુણસાગર હોવાને કારણે રાજ્યભારને વહન કરી શકે એમ છે અને એ રીતે તું મને સહાયતા કરી શકે છે. તારા બુદ્ધિ ચાતુર્યથી હું એ સમજી શકયો છું કે તું રાજ્યકાર્ય ચલાવી શકે એમ છે. તું મારી સહાયિકા બન એ માટે જ હું તને ચાહું છું. તારી સહાયતા મને મળે તો હું આ રાજ્યને સ્વર્ગ સમાન બનાવી દઉં. હું તુચ્છ સંસારસુખનો ઉપભોગ કરવા માટે તને ચાહતો નથી પણ આ રાજ્યને આદર્શ બનાવવા માટે જ ચાહું છું. હું રાજ્ય તથા પ્રજાના હિત માટે જ તને ચાહું છું."

મણિરથના મનમાં તો કોઈ જુદો જ ભાવ છે પણ ઉપરથી તેણે એ ભાવનાને પરોપકારનો પોશાક પહેરાવ્યો છે. આમ કરવું એ તો આજકાલ બુદ્ધિમત્તાનું કામ ગણાય છે.

મયણરેહા મણિરથની વાતો સાંભળી વિચારવા લાગી કે, આને તો મારા કથનનો અર્થ ઉલટો જ કર્યો. તેઓ મારી સહાયતા ચાહે છે પણ વાસ્તવમાં હું તેમના શરીરની સહાયતા કરું કે તેમના ધર્મ અને યશની સહાયતા કરું !

આજે તો પ્રાયઃ હાડની સહાયતા જ કરવામાં આવે છે અને ધર્મની સહાયતા કરવાના સમયે અળગા થઈ જાય છે. આજના લોકોને દૃષ્ટિમાં રાખીને જ જાણે મણિરથની ઘટના બની ન હોય ! આજે પણ ઘણા લોકો એવા હોય છે કે, જેઓ સ્વાર્થ અને વિષયભોગની ભાવના ન છૂટવા છતાં પોતાને પરોપકારી ગણાવવાનો પ્રયત્ન કરે છે પણ આ પ્રકારની માયાજાળમાં મયણરેહા જેવી ચતુર વ્યક્તિ ફસાઈ શકે નહિ.

જ્યાં મોતી પેદા થાય છે ત્યાં માછલી પણ પેદા થાય છે; પણ તમારે કોના જેવું બનવું છે તેનો વિચાર કરો. જો તમારે મોતી જેવું ફળ પેદા કરવું હોય તો તમો મયણરેહા જેવી બુદ્ધિ રાખો.

મણિરથનું કથન સાંભળી મયણરેહાને જો પતિત થવું હોત તો તે એવું બહાનું કાઢી શકતી હતી કે, મારી તો એવી ઇચ્છા ન હતી પણ શું રાજ્યનો સુધાર કરવો અને પ્રજાને સુખ આપવું ખરાબ છે ? મેં રાજ્યનો સુધાર કરવા માટે તથા પ્રજાને સુખ આપવાના ઉદ્દેશથી જ મણિરથની સાથે સંબંધ જોડયો છે. આ પ્રમાણે મયણરેહા મણિરથની સાથે સંબંધ જોડવામાં બહાનું કાઢી શકતી હતી. પણ તે પોતે ચારિત્રશીલા હતી એટલે તેણીએ

એવું બહાનું કાઢયું નહિ. જે પ્રમાણે બાદશાહ આઠમા એડવર્ડે એમ કહ્યું હતું કે, મિસીસ સિમ્પસનની સહાયતા વિના હું રાજ્યકારભાર ચલાવી શકું નહિ તે જ પ્રમાણે મણિરથે પણ મયણુરેહાને કહ્યું કે, તારી સહાયતા વિના હું રાજ્યકારભાર ચલાવી શકું નહિ. પણ મયણુરેહા મણિરથના વાક્ચાતુર્યમાં અને તેના રાજ્ય પ્રલોભનમાં ફસાઇ નહિ.

યુવરાજકી મૈં હૂ રાની, જિસ પે રક્ખા ભાર;
લાલચ છોડો મનકો મોડો, ધર્મસે બેડા પાર. ॥ સતી૦ ૫૫ ॥

મણિરથના કથનના ઉત્તરમાં મયણુરેહાએ કહ્યું કે, તમે એવા ચિત્રકારની માફક ભાન ભૂલી ગયા છો કે જે પ્રમાણે કોઇ ચિત્રકાર દીવાલ ઉપર ચિત્ર તો બનાવવા ચાહે છે પણ તે જે દીવાલ ઉપર ચિત્ર બનાવવા ચાહે છે તેજ દીવાલને ભૂલી ગયો હોય! હું જેમની પત્ની છું તેમને તમે યુવરાજપદ આપ્યું છે અને રાજ્યનો ભાર સોંપ્યો છે. હું તેમની સહાયિકા તો છું જ. જો તમને એ વાતનો વિશ્વાસ હોય કે, મારી બુદ્ધિદ્વારા રાજ્યનો સુધાર થઈ શકે છે તો તમે રાજ્યકાર્યથી નિવૃત્ત થઈ તમારો બધો ભાર યુવરાજને સોંપી દો. હું તેમની સહાયિકા તો છું જ એટલા માટે જો મારી બુદ્ધિની સહાયતાથી રાજ્ય સુધરી શકવાનું હશે તો સુધરશે જ. અને પછી તમે એ જુઓ કે, તમારું અનુમાન સાચું પડયું કે ખોટું? જો તમારું અનુમાન સાચું પડશે તો તો તમને એ વિચારથી પ્રસન્નતા જ થશે કે મેં યોગ્ય પતિ-પત્નીને રાજ્યનો ભાર સોંપ્યો છે. જો તમને રાજ્યની જ ચિન્તા હોય તો પછી તમે તેથી નિવૃત્ત જ કેમ થઈ જતા નથી? વાસ્તવમાં જો તમને રાજ્યની જ ચિન્તા હોત તો તો તમે એ જ કહેત કે, હું રાજ્યકાર્યથી નિવૃત્ત થઇ ધર્મ કરવામાં પ્રવૃત્ત થાઉં છું માટે તમે પતિ-પત્ની સુચારૂરૂપે રાજ્યકારભાર ચલાવો; પણ તમે તો એમ કહો છો કે, આપણે બન્ને સાથે રહીને રાજ્ય ચલાવીએ. તમારા આ કથન ઉપરથી તો એમ જણાય છે કે, તમે જે રાજ્ય મારા પતિને સોંપ્યું છે તે રાજ્ય પાછું લેવા ચાહો છો અને પતિનું સર્વસ્વ નષ્ટ કરવા ચાહો છો.

મયણુરેહાની આ બધી બુદ્ધિમત્તાપૂર્ણ વાતો સાંભળી મણિરથ વિચારવા લાગ્યો કે, આ તો અસાધારણ સ્ત્રી છે. આ પ્રમાણે મયણુરેહાની પ્રશંસા કરતો તે વધારે તેના ઉપર મનોમુગ્ધ બનતો જતો હતો.

મયણુરેહાએ મણિરથને કહ્યું કે, ધર્મથી જ બેડો પાર થાય છે, એટલા માટે તમે બીજી કોઈ ખટપટમાં ન પડતાં ધર્મ કરો અને જો મને યોગ્ય માનતા હો તો તમે રાજ્યથી નિવૃત્ત થઈ રાજ્યનો ભાર અમને સોંપી દો. આપ રાજ્યને ફરી અપનાવવા ચાહો નહિ; વમન કરેલી ચીજને ફરી ખાવા ચાહો નહિ. જે રાજ્ય તમે આપી દીધું છે તે રાજ્યને ફરી પ્રાપ્ત કરવાનો વિચાર કરો નહિ.

મયણુરેહાએ આ પ્રમાણે મણિરથને કહ્યું હવે મણિરથ તેનો શો ઉત્તર આપે છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.

## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ શ્રાવણ વદ ૧૦ મંગળવાર

### પ્રાર્થના

**વિમલ જિનેશ્વર સેવિએ, થારી બુદ્ધિ નિર્મલ હોય જાય રે;**
**જીવા ! વિષયવિકાર વિસારને, તૂ મોહની કર્મ ખપાય રે;**
**જીવા ! વિમલ જિનેશ્વર સેવિએ. ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી વિમલનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં એક સાદી અને સીધી એ વાત કહેવામાં આવી છે કે, મોહકર્મનો ત્યાગ કરો, વિષયકષાયોનું નિવારણ કરો અને વિમલનાથ ભગવાનનું સ્મરણ કરો. વિમલનાથ ભગવાનના શરણે જવાથી તથા તેમની સેવા કરવાથી બુદ્ધિ ઉપરનું આવરણ દૂર થશે અને બુદ્ધિ પ્રકાશિત થશે. જો કે બુદ્ધિનું આવરણ દૂર થવાથી વસ્તુ તો તેવી જ રહેશે પણ વસ્તુને જોવામાં અંતર આવી જશે. હૃદયનું પરિવર્ત્તન થવાથી વસ્તુને જોવામાં ભિન્નતા આવી જાય છે. શાસ્ત્રમાં આ જ વાતને અનેક પ્રકારે કહેવામાં આવી છે અને આ જ વાતનું સમર્થન કરવામાં આવ્યું છે કે, પરમાત્માના શરણે જવાથી બુદ્ધિનો વિકાસ થશે અને બુદ્ધિનો વિકાસ થયે પદાર્થોને જોવામાં ઘણો ચમત્કાર જણાશે.

આ ઉપરથી કોઈ એમ કહે કે, પરમાત્માના શરણે જવાથી બુદ્ધિનો વિકાસ થયે શો ચમત્કાર જોવામાં આવશે ? તે વખતે શું ધૂળનું સોનું અને પત્થરનું રત્ન બની જશે ? આ પ્રશ્નના ઉત્તરમાં શાસ્ત્ર કહે છે કે, પરમાત્માના શરણે જવાથી જે ચમત્કાર જોવામાં આવશે તે ચમત્કાર આથી પણ વધારે ચમત્કૃત હશે ! જે વ્યક્તિ પરમાત્માનો ભક્ત બની પરમાત્માના શરણે જાય છે તે એવો બની જાય છે કેઃ—

**लाभालाभे सुहं दुक्खं जीवियं मरणं तहा ।**
**सम्मं निंदापसंसासु तहा माणावमाणओ ॥ —उ० १९**

અર્થાત્—લાભ-અલાભ, સુખ-દુઃખ, જીવિત-મરણ, નિંદા-પ્રશંસા તથા માન-અપમાનમાં સમાન રહે છે.

એ તો તમે જાણો જ છો કે, લાભ અને અલાભ વચ્ચે કેવું અંતર રહેલું છે ? બન્ને ભિન્ન અને પરસ્પર વિરોધી તત્ત્વ છે પણ જ્યારે પરમાત્માને હૃદયમાં સ્થાન આપી ભક્ત સમદૃષ્ટિ બની જાય છે ત્યારે લાભ અને અલાભ એ બન્ને સમાન જ જોવામાં આવે છે. સંસારમાં લાભ અને અલાભનું એક ચક્કર છે. આત્મા આ ચક્કરમાં ફસાઈ જઈ સંસારમાં જન્મ-મરણ કરે છે; પણ પરમાત્માના શરણે જવાથી જ્યારે બુદ્ધિનો વિકાસ થાય છે ત્યારે લાભ અને અલાભના ચક્કરમાંથી તે નીકળી જાય છે. જ્યાંસુધી આત્મા પરમાત્માના શરણે જઈ સમદૃષ્ટિ બનતો નથી ત્યાંસુધી જો તેને લાખો રૂપિયા મળી જાય તો કેવી પ્રસન્નતા થાય ? અને લાખો રૂપિયા ચાલ્યા જાય તો કેવું દુઃખ થાય ? પરંતુ જે પરમાત્માના શરણે જઈ લાભાલાભને સમાન માને છે તેનું શરીર પણ રહે કે ન રહે, પણ તેને હર્ષ કે શોક થતો નથી. લાભાલાભની માફક જીવન અને મરણમાં પણ કેવું અંતર છે ? સંસારના લોકો

જે કાંઈ પ્રયત્ન કરે છે તે જીવનને માટે જ કરે છે. જો કોઈને એમ કહેવામાં આવે કે, 'તમે મરી જશો' તો આ સાંભળી તેને દુઃખ થશે. જો કે, મરણ આવ્યું નથી પણ મરણ આવવાની વાત સાંભળતાં જ દુઃખ પેદા થાય છે પરંતુ જેમણે પરમાત્માના શરણદ્વારા બુદ્ધિનો વિકાસ કર્યો છે તેઓ મરવામાં તથા જીવવામાં પણ અંતર સમજતા નથી પણ તેઓ એમ માને છે કેઃ—

ચાહત જીવ સબૈ જગજીવન, દેહ સમાન નહીં કુછ પ્યારો;
સંયમવન્ત મુનીશ્વરકો, ઉપસર્ગ હુએ તન નાશનહારો.
તો ચિન્તે હમ આતમરામ, અખંડ અબાધિત જ્ઞાનભંડારો;
દેહ વિનાશક સો હમ તો નહીં, શુદ્ધ ચિદાનંદ રૂપ હમારો.

આ પ્રમાણે જ્ઞાનીજનો મરણની વાત સાંભળવા છતાં પણ પ્રસન્ન થાય છે. એક તો મરવાની વાત સાંભળી દુઃખી થાય છે અને બીજો એ જ મરણની વાત સાંભળી પ્રસન્ન થાય છે તો આ અંતરનું શું કારણ ? આ અંતરનું કારણ વિચારતાં માલુમ પડશે કે, પરમાત્માના શરણે જઈ બુદ્ધિને વિકસિત કરવાનું તથા ન કરવાનું જ આ અંતર છે.

લાભાલાભ અને જીવન-મરણની માફક નિંદા અને પ્રશંસામાં પણ કેવું અંતર છે ? નિંદા અને પ્રશંસા પણ પરસ્પર વિરોધી છે; પણ આત્મા આગળ જ્યાંસુધી નિંદા-પ્રશંસાનું અંતર છે ત્યાંસુધી હજી આત્મા પરમાત્માને ઓળખી શક્યો નથી એમ જ કહી શકાય ! અમને અહીં કોઈ મહારાજ કહી વંદન-નમસ્કાર કરે તો તો અમે પ્રસન્ન થઈએ અને જ્યારે બહાર એમ સાંભળીએ કેઃ—'લમ્બી લકડી લમ્બી ડોર, ઢૂંઢીયા બેટા પક્કા ચોર' તો અમે દુઃખી થઈએ તો અમારા માટે એમ જ કહેવાય કે, અમે પરમાત્માને ઓળખી શક્યા નથી અને પરમાત્માના શરણે ગયા નથી. નિંદાત્મક કે પ્રશંસાત્મક વાત જ્યારે સાંભળવામાં આવે ત્યારે અમારે એમ જ વિચારવું જોઈએ કે, હે ! આત્મન્ ! તું નિંદા-પ્રશંસાના ભેદમાં પડી જઈ ક્યાં સુધી સંસારમાં ભ્રમણ કરતો રહેશે ?

આ ઉપરથી કોઈ એમ કહી શકે કે, આ પ્રકારની વાતની આવશ્યકતા તો સાધુઓને માટે છે પણ અમે તો ગૃહસ્થ છીએ એટલા માટે અમને એવી વાતોથી શું મતલબ ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, ભોજનની આવશ્યકતા કોને નથી ? શું સાધુઓને ભોજનની આવશ્યકતા હોય છે અને ગૃહસ્થોને ભોજનની આવશ્યકતા હોતી નથી ? ભોજનની આવશ્યકતા સાધુ અને ગૃહસ્થ બધાને માટે હોય છે. જે પ્રમાણે ભોજનની આવશ્યકતા બધાને હોય છે તે જ પ્રમાણે પરમાત્માના શરણની આવશ્યકતા પણ બધાને હોવી જોઈએ. હૃદયમાં એ પ્રકારની ભાવના હોવી જોઈએ કે, અન્ન વિના તો કદાચ કામ ચાલી પણ શકે પરંતુ પરમાત્માના શરણે ગયા વિના કામ ચાલી શકતું નથી. હૃદયમાં જ્યારે આવી ઉન્નત ભાવના ભાવવામાં આવે ત્યારે જ નિંદા-પ્રશંસા, લાભાલાભ તથા જીવન-મરણનો ભેદ મટી શકે છે અને પરમાત્માને જાણી શકાય છે.

નિંદા અને પ્રશંસાથી જે હર્ષ કે શોક પેદા થાય છે તે બુદ્ધિના વિકારના કારણે જ થાય છે; પણ બુદ્ધિનો આ વિકાર પરમાત્માની પ્રાર્થનાદ્વારા દૂર થઈ શકે છે. એટલા માટે પરમાત્માનું શરણ જ સારું શરણ છે; એમ માની પરમાત્માનું શરણ સ્વીકારો તો તેમાં કલ્યાણ રહેલું છે. પરમાત્માના શરણે કેવી રીતે જવું એ વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ-પાંચમો બોલ

શાસ્ત્રમાં આલોચનાના અધિકારમાં મર્યાદાપૂર્વક આલોચના કરવાથી જીવને કયા ગુણની પ્રાપ્તિ થાય એ પ્રશ્ન ચાલી રહ્યો છે.

વસ્તુનો ગુણ જાણ્યા વિના વસ્તુ પ્રત્યે રુચિ પેદા થતી નથી. જે વસ્તુ પહેલાં સાધારણ જણાય છે તે જ વસ્તુ તેનો ગુણ જાણ્યા બાદ મહાન્ જણાય છે. પૈતૃકસંપત્તિમાં મળેલા હીરાની કીંમત જ્યાંસુધી જાણવામાં આવતી નથી ત્યાંસુધી તે સાધારણ જણાય છે, પણ તે જ હીરાની કીંમત જ્યારે કોઈ ઝવેરીની પાસે આંકવામાં આવે છે ત્યારે તે કેવો અમૂલ્ય જણાય છે! આ જ પ્રમાણે આલોચનાનું નામ તો ઉપલકદૃષ્ટિએ લેવામાં આવે છે, પણ આલોચનાથી કયા ગુણની પ્રાપ્તિ થાય છે એ વાત તો ભગવાન મહાવીર જેવા જ્ઞાનનિધિ પાસેથી જ જાણી શકાય! ભગવાન મહાવીર સ્વામી આલોચના વિષે જે કાંઈ કહે છે તે સાંભળીને જ્યારે તમને આલોચના મહાન્ જણાવવા લાગે, ત્યારે જ એમ સમજવું જોઈએ કે, 'અમે ભગવાનની વાણી સાંભળી છે.'

આલોચનાનું ફળ બતાવતાં ભગવાને કહ્યું છે કે, "મોક્ષમાર્ગમાં વિઘ્નબાધા ઊભી કરનાર અને અનંત સંસારની વૃદ્ધિ કરનાર એવી માયાનો આલોચનાદ્વારા નાશ થાય છે."

ભગવાને આ ભાવ-આલોચનાનું ફળ બતાવ્યું છે. આલોચના કરવા વિષે તો તમે પણ કહેતા હશો. પરંતુ પહેલાં એ જુઓ કે, તમારા હૃદયમાંથી કપટ નીકળ્યું છે કે નહિ? જો કપટનો ત્યાગ કરી તમે આલોચના કરી હોય તો તો તે આલોચના સાચી આલોચના છે, અન્યથા લોકોને ઠગવા માટે તથા મેં આલોચના કરી છે એમ કહેવડાવવા માટે કરવામાં આવેલી ખોટી આલોચના છે. સાચી આલોચના તો તે જ છે કે, જે માયા-કપટનો ત્યાગ કરવા માટે કરવામાં આવી હોય! જે માયા, મોક્ષમાર્ગમાં વિઘ્નબાધા ઊભી કરે છે અને અનંત સંસારને વધારે છે તે માયાનો ત્યાગ કરવા માટે જ આલોચના કરવી તે સાચી આલોચના છે.

તમારે કોઈ જંગલના વિકટ માર્ગે થઈ ક્યાંય જવાનું હોય અને રસ્તામાં કોઈ વિઘ્નબાધા ઊભી કરે એવો ભય હોય, એવી અવસ્થામાં તમને કોઈ એવો સાથી મળે કે જે વિઘ્નબાધા ઊભી કરનારને ભગાડી દે તો તમે તે સાથીની સહાયતા લો કે નહિ? આ જ પ્રમાણે મોક્ષના માર્ગમાં માયા વિઘ્નબાધા ઊભી કરે છે, માટે એ માયાને દૂર કરવા માટે આલોચનાની સહાયતા લેવી જોઈએ.

માયાનાં અનેક રૂપ છે પણ સંક્ષેપમાં માયાના નીચે પ્રમાણે ચાર ભેદ કરવામાં આવ્યા છે. અનન્તાનુબંધી માયા, અપ્રત્યાખ્યાની માયા, પ્રત્યાખ્યાની માયા અને સંજ્વલનની માયા. અન્ય ધર્મના શાસ્ત્રોમાં પણ માયાના વર્ણનનો ઘણો વિસ્તાર છે અને તેમાં અખિલ બ્રહ્માંડને માયા અને બ્રહ્મથી બનેલું બતાવવામાં આવ્યું છે પણ જૈનશાસ્ત્ર પ્રકૃતિને માયા કહે છે. પ્રકૃતિવિશેષનું નામ માયા છે.

પોતાનામાં કેવા પ્રકારની માયા છે એ વાત તો પોતાની મેળે જ જાણી શકાય છે. ઘણા લોકો પોતાની ખરાબીઓને છુપાવી દઈ, ઉપરથી પોતાની પ્રશંસા કરે છે કે જેથી લોકો પોતાને સારો માને પણ આમ કરવું એ ગૂઢ માયા છે. લોકોને ઠગવાની માયાથી આત્માનું કદાપિ કલ્યાણ થઈ શકતું નથી. ગ્રામોની અપેક્ષા નગરોમાં માયાનું આધિક્ય

જોવામાં આવે છે. માયાની દૃષ્ટિએ એક ગ્રામીણ સારો કહી શકાય કે એક મશહૂર વકીલ બેરીસ્ટર ? ગ્રામીણ ખેડુત જારને જાર જ કહે છે, તે જારને બાજરો કહેતો નથી; પણ વકીલ બેરીસ્ટર લોકો જારને પણ બાજરો સિદ્ધ કરવા જેવો પ્રયત્ન કરે છે. વકીલ લોકો હોય છે કાંઈ અને સિદ્ધ કરે છે બીજું કાંઈ; અને સુલટાનું ઊલટું કરી તેઓ રૂપિયા કમાઈ મોજ માણે છે, પણ તેઓએ એ ભૂલી જવું ન જોઈએ કે, આ પ્રકારની માયા મોક્ષમાર્ગમાં વિઘ્નબાધા ઊભી કરે છે.

પર્યુષણ-પર્વ નજદીક આવી રહ્યું છે. આ પવિત્ર પર્વમાં તો છેવટે માયાનો ત્યાગ કરો. આ પર્વમાં તમારે સાદાઈ ધારણ કરવી જોઈએ કે આડમ્બર વધારવો જોઈએ ? તમે તો મોંઘા કપડાં પહેરો અને તમારા કેટલાક ભાઈઓને ભોજન પણ ન મળે એ કેટલું અનુચિત છે ? એટલા માટે સાદાઈ ધારણ કરો. રામચન્દ્રજી પ્રકટમાં તો પિતાનું વચન પાળવા માટે વનમાં ગયા હતા પણ વાસ્તવમાં તેઓ રાવણદ્વારા પેદા થતાં પાપ અને અન્યાયોને નષ્ટ કરવા માટે વનમાં ગયા હતા. તેઓ પાપનો નાશ કરવા માટે સાદા બનીને ગયા હતા અને વલ્કલ વસ્ત્રો ધારણ કર્યાં હતાં. શું વલ્કલ વસ્ત્રો ખાદીનાં વસ્ત્રો કરતાં સારાં હતાં ? જો નહિ તો પછી રામે તે વસ્ત્રો શા માટે પહેર્યાં હતાં ? શું તેઓ મૂર્ખ હતા ? તેઓ મૂર્ખ ન હતા, પણ તેમણે પાપનો નાશ કરવો હતો; અને સાદાઈને ધારણ કર્યાં વિના પાપ નષ્ટ થઈ શકે એમ ન હતું એટલા માટે તેમણે વલ્કલ વસ્ત્રો પહેર્યાં હતાં. તમે આ પવિત્ર પર્વમાં કાંઈ નહિ તો પાપનો નાશ કરવા માટે છેવટે સાદાઈને તો ધારણ કરો.

માયા બહુ જ ખરાબ છે. માયા તો પાપરૂપી રાક્ષસી છે. જો તમે માયાને જીતવા ચાહતા હો તો સાદાઈને અપનાવો. સાદાઈને અપનાવવાથી તમારો આત્મા પણ પવિત્ર બનશે અને બીજાનું પણ કલ્યાણ થશે.

જે માયાનો ગુલામ હોતો નથી તે પરમાત્માની સામે હૃદય ખોલીને પોતાના અપરાધોને રજુ કરે છે; અર્થાત્ તે સાચી રીતે આલોચના કરે છે. બહેનો ઘરમાંથી વાળતી વખતે ઘરની ચીજોને બહાર ફેંકી દેતી નથી પણ કચરાને ફેંકી દે છે. આ જ પ્રમાણે આ પર્યુષણ પર્વમાં હૃદયના કચરાને-હૃદયની માયાને બહાર કાઢી ફેંકી દો. ઘણા લોકો એવા હોય છે કે, માયારૂપી કચરાને તો હૃદયમાં સંઘરી રાખે છે અને સદ્‌ગુણરૂપી ચીજને બહાર ફેંકી દે છે. આ પદ્ધતિ ખોટી છે એટલા માટે આ પદ્ધતિનો ત્યાગ કરો. જાણી જોઈને કચરાને ઘરમાં કોઈ લાવતું નથી પણ પ્રાકૃતિક રીતે કચરો ઘરમાં આવી જાય છે. કોઈ મકાન મહિનો-બે મહિના સુધી બંધ રહ્યું હોય તોપણ મકાનમાં કચરો પેસી જાય છે. આ જ પ્રમાણે ભલે માનવીય પ્રકૃતિને કારણે આત્મામાં માયા આવી ગઈ હોય તો તે માયાને હૃદયમાંથી દૂર કરવી જોઈએ. જ્યારે હૃદયમાંથી માયાને કાઢવાની તમન્ના પેદા થશે ત્યારે થોડી માયા પણ તે જ પ્રમાણે વધારે જણાશે, કે જે પ્રમાણે કચરો બહાર કાઢવાની તમન્ના રાખનાર સ્ત્રીને થોડો પણ કચરો વધારે જણાય છે ! આ જ ભાવને પ્રકટ કરતાં કોઈ ભક્ત કહે છે કેઃ—

માધવ મો સમ મન્દ ન કોઉ,
યદ્યપિ મીન પતંગ હીનમતિ, મોંહિ ન પૂજે ઓઉ;
મહામોહ સરિતા અપારમેં, સન્તતિ ફિરત વહ્યો;
શ્રી ગુરુ ચરણ શરણ નૌકા તજી, પુનિ પુનિ ફેન ગહ્યો. માધવ૦

मां लक्ष्मीं धारयति-पोषयतीति माधवः । આ વ્યુત્પત્તિ અનુસાર ભક્ત, અનંત જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી લક્ષ્મીના પતિ માધવને સંબોધીને કહે છે કે, " હે ! માધવ ! મારા સમાન પતિત કોણ હશે ? જો કે, માછલી અને પતંગને હીનમતિ કહેવામાં આવે છે પણ હું તો તેનાથી પણ વધારે હીનમતિ છું; કારણ કે આ મહામોહની નદીમાં રખડતાં મને અનંત કાળ થઈ ગયો છતાં હું નદીપાર જઈ શકયો નહિ. મહાપુરુષોએ મને આ મહામોહ-નદીને પાર જવા માટે કહ્યું કે, તું આ નૌકા ઉપર ચડી જા તો તું નદીપાર સહેલાઈથી કરી શકીશ, પણ હું નૌકા ઉપર ચઢ્યો નહિ અને નદીનાં ફીણને વારંવાર પકડવા લાગ્યો. હું એ સારી રીતે જાણું છું કે, આ નૌકા છે અને આ ફીણ છે છતાં મેં નૌકાને પકડી નહિ પણ ફીણને જ પકડ્યા. હવે મારા જેવો બીજો કોણ મૂર્ખ હશે ! "

જે સાચો ભક્ત હશે અને જે માયાને પોતાના હૃદયમાં સ્થાન આપવા ચાહતો નહિ હોય તે જ આ પ્રકારની વાત કહી શકે, બીજો કોઈ કહી શકે નહિ. જે પોતાને પહેલેથી જ નિષ્પાપ સમજી બેઠો છે, અને જે પોતાને મહાજ્ઞાની માને છે તે પંડિત જનના મુખથી આ પ્રકારની વાત નીકળી શકતી જ નથી. ભક્તજનો તો આત્મભાવ પ્રકટ કરતાં ત્યાં સુધી કહે છે કેઃ—

અવગુણ ઢાંકન કાજ કરું, જિનમત ક્રિયા;
તજું ન અવગુણ ચાલ, અનાદિની જે પ્રિયા.

અર્થાત્—" હે ! પ્રભો ! હું અવગુણોને ઢાંકવા માટે તો જિનમતની ક્રિયા કરું છું, પણ અવગુણનો ત્યાગ કરવા માટે હું શ્રમ કરતો નહિ, કે જે મને અનાદિથી પ્રિય છે."

જ્યારે હૃદયમાં આ પ્રકારનો ઉન્નત ભાવ પેદા થાય અને સાચી રીતે ગુરુની સમક્ષ પોતાનાં પાપોની આલોચના કરવામાં આવે તો માયા અવશ્ય નષ્ટ થાય. જો પાપને નષ્ટ કરવાની ભાવના ઉદ્‌ભવે તો—

પાપ પરાલકો પુંજ બન્યો, અતિ માનહુ મેરુ અપારો;
સો તુમ નામ હુતાશન સેતી, સહજ હી પ્રજ્વલત સારો.

અર્થાત્—મેરુ જેવડાં મહાન્ પાપો પણ પરમાત્માનું સાચું શરણ સ્વીકારવાથી અવશ્ય નાશ પામે. કપટ કરવાથી બીજાને પોતાની માયાજાળમાં ફસાવી શકાય છે એવી લોકોની સામાન્ય માન્યતા છે, પરંતુ તેમ કરવાથી પોતે માયાજાળમાં ફસાય છે એ લોકો જોતા નથી. મણિરથે મયણરેહાને ફસાવવા માટે કપટજાળ રચી પણ એ કપટજાળમાં મયણરેહા ફસાઈ નહિ પણ મણિરથ પોતે જ ફસાયો. પોતે ફેલાવેલી કપટજાળમાં મણિરથ કેવીરીતે ફસાયો તે વાત હવે કહું છુંઃ—

## મયણરેહા ચરિત્ર—૨૩

મયણરેહાએ મણિરથને કહ્યું કે, જો તમે મને બુદ્ધિમતી અને રાજકાજ ચલાવવાને યોગ્ય માનતા હોત તો તમે એમજ કહેત કે, હું તમારા બન્ને ઉપર રાજ્યનો કારભાર નાંખું છું; પણ તમે તો એમ કહી રહ્યા છો કે, ' આપણે બન્ને રાજ્યકારભાર ચલાવીએ.' તમારા આ કથન ઉપરથી એ સ્પષ્ટ જણાય છે કે, તમે મારા પતિને સોંપેલું રાજ્ય પાછું લેવા ચાહો છો. આ તમારા હૃદયની દુર્ભાવના છે.

પતિ પ્રેમ કે શુદ્ધ ભાવ કો, દેવ ન સકે ચલાય;
કિસી લોભસે મૈં નહીં લલચું, ચિત્તકો લો સમઝાય. ॥ સતી૦ ૫૬ ॥

મયણરેહાએ મણિરથને કહ્યું કે, આપે મને રાજ્યનું પ્રલોભન આપ્યું પણ હું આ પ્રલોભનમાં ફસાઈ જાઉં એવી નથી. મેં મહાસતીઓનાં ચરિત્રો સાંભળ્યાં છે. મને એવો દઢ વિશ્વાસ છે કે, પતિવ્રતાના પતિપ્રેમને તોડી નાંખવાને કોઈ સમર્થ નથી; એટલું જ નહિ પણ પતિપ્રેમને તોડવાનો પ્રયત્ન કરનાર પોતે જ નષ્ટ થઈ જાય છે. રાવણે સીતાનો પતિપ્રેમ તોડવા ચાહ્યું હતું તો તે પોતેજ નષ્ટ થઈ ગયો. પદ્મોત્તરે દ્રૌપદીના પતિપ્રેમને તોડવાની ઈચ્છા કરી હતી તો તે પણ નષ્ટ થઈ ગયો. આ ચરિત્રો ઉપરથી મને એવો દઢ વિશ્વાસ પેદા થયો છે કે, પતિવ્રતાના પતિપ્રેમને તોડવાને કોઈ સમર્થ નથી.

જ્યારે પતિવ્રતાના પતિપ્રેમને તોડવાને કોઈ સમર્થ નથી તો પછી શું તમારા ઈશ્વર-પ્રેમને તોડવાને કોઈ સમર્થ હોઈ શકે ખરો? પતિવ્રતાઓ કેવી કેવી થઈ ગઈ છે એનું ચરિત્રચિત્રણ કરવું બહુ જ મુશ્કેલ છે. બ્રાહ્મી ઉપર ભરત મુગ્ધ થઈ ગયો હતો પરંતુ તેણીએ તપદ્વારા પોતાનું શરીર સુકવી નાંખ્યું પણ પોતાના બ્રહ્મચર્યને ખંડિત કરવા ન દીધું.

આજે પણ સંસારમાં એવી ઘણી ચરિત્રશીલ બાળાઓ છે કે જેમને આધારે આ પૃથ્વી ટકી રહેલ છે. જે દિવસે આવી સતીઓ નહિ હોય તે દિવસે સૂર્ય, પૃથ્વી અને સમુદ્ર પોતપોતાની મર્યાદાને તજી દેશે. આ અનાદિ સંસારમાં વેશ્યા અને પતિવ્રતા સદાથી છે, પણ વેશ્યા વિના સંસારની કાંઇ હાનિ થાય નહિ; પરંતુ પતિવ્રતા ન હોય તો સંસારમાં ગજબ જ છવાઈ જાય! કહેવત પણ છે કેઃ—

પતિવ્રતા ફાટા લતા, નહીં ગલામેં પોત;
ભરી સભામેં ઐસી દીપે, હીરા કી સી જોત.
અપતિવ્રતા ફાટા લતા, ધન વાકા દીદાર;
કહે કાલૂ કિસ કામકા, વૈશ્યા કા શ્રૃંગાર.

મયણરેહાએ કહ્યું કે, હું રાજ્યના પ્રલોભનમાં ફસાઈ જાઉં એવી નથી. હું પતિવ્રત-ધર્મની આગળ ત્રિલોકના રાજ્યને પણ તુચ્છ સમજું છું એટલા માટે તમે તમારું મન મનાવી પાછા ફરી જાઓ.

પ્રત્યેક વ્યક્તિ પોતાના સ્વભાવાનુસાર જ વસ્તુને ગ્રહણ કરે છે. જેવા વૃક્ષને જેવું અને જેટલું પાણી પાવામાં આવે તે વૃક્ષ તેવો જ રસ આપે છે. આ કથનાનુસાર વાત પણ પોતાની ભાવનાનુસાર સમજવામાં આવે છે. મયણરેહાના શબ્દોએ પણ મણિરથના હૃદયમાં તેની ભાવનાનુસાર જ કામ કર્યું.

મયણરેહાએ મણિરથને કહ્યું કે, મેં આપને જે કાંઈ કહ્યું છે તેમાં કાંઈ વિશેષતાની વાત નથી. સાચા સ્ત્રી-પુરુષોને માટે પર વસ્તુ ઉપર ધ્યાન ન આપવું એ જ ઉચિત છે. સાચા સ્ત્રી-પુરુષો પરધન કે પરસ્ત્રીપુરુષને કદાપિ અપનાવતા નથી.

સંસારમાં જે પરધન કે પરસ્ત્રીપુરુષ એ બન્નેથી બચતો રહે છે તેનું કોઈ કાંઈ બગાડી શકતું નથી. કબીરે કહ્યું પણ છે કેઃ—

એક કનક દૂજી કામિની, યે લમ્બી તરવાર;
ઉઠે થે હરિ ભજનકો, બીચ હિ લીને માર.

નારી પરાઈ કે આપની, ભુગતે નરકે જાય;
આગ આગ સબ એકસી, દેતી હાથ જરાય.
નારી તો હમ ભી કરી, પાયા નહીં વિચાર;
જબ જાના તબ પરિહરી, નારી બડા વિકાર.
નારી નસાવે તીન સુખ, જેહિ નર પાસે હોય;
ભક્તિ મુક્તિ અરુ જ્ઞાનમેં, પૈઠિ સકે નહીં કોય.
એક કનક અરુ કામિની, દોઉ અગ્નિ કી જાલ;
દેખહિ તે પર જલે, પરસિ કરે પૈમાલ.
જહાઁ કામ તહાઁ રામ નહીં, રામ તહાઁ નહીં કામ;
દોઊ કબહૂ ના રહે, રામ કામ ઈકિ ઠામ.

અર્થાત્—કબીર કહે છે કે, કનક–કામિની લાંબી તલવારની સમાન છે કે જે એક ઝાટકાથી શિરોચ્છેદ કરી નાંખે છે અને એ કારણે હરિભજન કરવા માટે ઉડવા છતાં વચ્ચમાં જ મારી નાંખે છે. સ્ત્રી ભલે પોતાની હોય કે પારકી હોય પરંતુ તે હાનિ કરનારી જ છે. જે પ્રમાણે આગ પોતાના ઘરની હોય કે બીજાના ઘરની હોય પણ તે બાળી નાંખે જ છે, તે જ પ્રમાણે પોતાની કે પારકી સ્ત્રી પણ રામથી દૂર રાખે છે. આગળ જતાં કબીર એમ કહે છે કે, જે પ્રમાણે આગ હાથ બાળનારી હોવા છતાં અન્ન પકાવવામાં સહાયક હોવાથી રાખવી પડે છે; તે પ્રમાણે નારીલગ્ન મેં પણ કર્યું હતું, પણ જ્યારે તેનામાં વિકાર જોયો ત્યારે તેનો ત્યાગ કરી નાંખ્યો. જો મેં એનો ત્યાગ કર્યો ન હોત તો એને ત્યાગ કરવાનો ઉપદેશ પણ આપી શકત નહિ. સ્ત્રીના હોવાથી ભક્તિ, મુક્તિ અને જ્ઞાન પ્રાપ્ત થઈ શકતાં નથી. જો કોઈ સ્ત્રી રાખીને પણ ભક્તિ વગેરેનો ઢોંગ બતાવે છે તો તે ઢોંગી છે. કનક અને કામિની એ બન્ને આગની જ્વાલા છે, એટલું જ નહિ અગ્નિની જ્વાલાથી પણ વિશેષ છે. કારણુ કે અગ્નિની જ્વાલા તો સ્પર્શ કરનારને જ બાળે છે પણ કનક–કામિનીની જ્વાલા તો જોનારને પણ બાળે છે. જ્યાં કામ હોય ત્યાં રામ હોઈ શકે નહિ અને જ્યાં રામ હોય ત્યાં કામ હોઈ શકે નહિ. રામ અને કામ બન્ને એક સ્થાને રહી શકે નહિ. ઘણા લોકો હૃદયમાં કામને રાખીને ઉપરથી રામ–રામ કરે છે. આવા ઢોંગી લોકો વિષે મુનિશ્રી મોહનલાલજી ઘણીવાર ગાયા કરે છે કેઃ—

તૂહી તૂહી તૂહી તૂહી રામ એક તૂહી તૂહી રામ
મફ્ત મલીદા ગોરી ગોરી ગોરી મફ્ત મિલે હૈં ગુલામ
હાથમેં માલા ને મૃગછાલા ટીલાં ટપકાં વાહ ગુરુ વાહ. તૂહી૦
દુંખિયા ભુખિયા આય નમે તો, ચલ સીતારામ હટ સીતારામ;
અમીર તવંગર આય નમે તો, સીતારામ હો સીતારામ જય સીતારામ;
રાજા રાણા આય નમે તો, નારાયણ જય નારાયણ હમ નારાયણ;
કાણી કુરૂપી કોઈ નમે તો, નારાયણ છટ નારાયણ ધત નારાયણ;
નાજુક નાજનિ નમન કરે તો, નારાયણ જી નારાયણ હૂં નારાયણ;
ભરભર ખીસા હરહર હીસા, ટીલાં ટપકાં વાહ ગુરુ વાહ. તૂહી૦

આ એક પ્રકારની ધૂર્ત્તતા છે. વાસ્તવમાં રામ અને કામ એક જગ્યાએ રહી શકતાં નથી પણ ઘણા લોકાએ રામના નામથી પણ જનતાને ઠગી લીધી છે. તમે તમારા સાધુ-ઓને માટે એ જ કારણે ગૌરવ માનો છો કે તેઓ કનક–કામિની પોતાની પાસે રાખતા નથી પણ તમે તમારા વિષે પણ જુઓ કે, તમે પારકી સ્ત્રી પ્રત્યે તાકીને જોતા નથી ને ?

**નર નારી વે હી સચ્ચે, પર મનમેં નહીં લાવે;**
**શુદ્ધ પ્રેમકો સાર સમઝ કર, હૃદય પ્રભોકો ધ્યાવે. ॥ સતી૦ ૫૭ ॥**

મયણુરેહાએ મણિરથને કહ્યું કે, સાચા નરનારી તે જ છે કે જે બીજાના ઉપર પોતાનું ચિત્ત ચોડતા નથી. મહાત્મા લોકોને માટે તો બધાંય બીજા છે એટલા માટે બધાંય ત્યાજ્ય છે પણ તમારા માટે પણ તમારી પત્નીની સિવાય બધી સ્ત્રીઓ પર છે; એટલા માટે ધૈર્ય ધારણ કરી તમે પાછા ફરી જાઓ. તમે શાસ્ત્ર જાણવા છતાં આવી ભૂલ કરી રહ્યા છો એ તો ઘણુાજ આશ્ચર્યની વાત છે !

**રાવણુ પદ્મોત્તર કીચકકા, જો લિખ્ખા હૈ હાલ;**
**ઉસકો સોચ સમઝ કર બુદ્ધજન, ફંસતે ન મોહકી જાલ. ॥ સતી૦ ૫૮ ॥**
**વમનપાત્ર સમ પરનારી કા, મનસે તજતે ધ્યાન**
**વે હી નર હૈં ઉત્તમ કુલ કે, જો પાયે ગુરુસે જ્ઞાન. ॥ સતી૦ ૫૯ ॥**

મયણુરેહા કહે છે કે, હે ! પ્રભો ! મારી આંખો ખોલવાને માટે સીતાનું ચરિત્ર છે તો આપની આંખો ખોલવાને માટે પણ રાવણુનું ચરિત્ર છે. તે વીર હતો અને ત્રિખંડ પૃથ્વીનો સ્વામી હતો. જૈનશાસ્ત્રાનુસાર તો તે પ્રતિવાસુદેવ હતો. તેની લંકા પણ સોનાની હતી પણ પરનારીના કારણે તે નષ્ટ થઈ ગયો.

તમે લોકો રાવણુનું નામ તો લેતા નથી પણ રાવણુના જેવાં કામો તો કરતા નથી ને ? એમ થવું ન જોઈએ કે, નામ તો રામનું લેવામાં આવે, અને કામ રાવણુ જેવાં કર-વામાં આવે ! કદાચ કોઈ એમ કહે કે, રાવણુનું નામ લઈ નિંદાને પાત્ર કોણ બને ? પણ આવો વિચાર રાવણુ જેવાં કામ કરતી વખતે રાખો તો કેવું સારું થાય !

મયણુરેહાએ મણિરથને કહ્યું કે, તમે આજે રાવણુ, પદ્મોત્તર અને કીચકનાં ચરિત્રને ભૂલી રહ્યા છો ! તેમનાં ચરિત્રો તે લોકોની નિંદા કરવા માટે લખવામાં આવ્યાં નથી પરંતુ પાછળની પ્રજાની આંખો ખોલવા માટે લખવામાં આવ્યાં છે. તમે એટલો તો વિચાર કરો કે, બીજાનું એઠું કોણ ખાય છે ? બીજાનું એઠું કેવળ કાગડા–કુતરાં જ ખાય છે. મારી જેઠાણીની સાથે તમારું લગ્ન થયું હતું તે વખતે તમે કઈ પ્રતિજ્ઞા લીધી હતી તેનો વિચાર કરો. તમે લગ્ન વખતે એવી પ્રતિજ્ઞા લીધી હતી કે, આ મારી સ્ત્રી સિવાય બીજી સ્ત્રી મારા માટે માતા–બહેન સમાન છે. આ પ્રતિજ્ઞાનુસાર બીજી સ્ત્રીઓની માફક મને પણ તમે વમી દીધી હતી, છતાં આજે તમે કાગડા–કુતરાની માફક વમેલી ચીજ સમાન મને સ્વીકારવા કેમ તૈયાર થયા છો ?

આજે પણ લગ્નના સમયે પતિ–પત્નીને પ્રતિજ્ઞા તો કરાવવામાં આવે છે, પણ શું આ પ્રતિજ્ઞા વિવાહ કરાવનાર ગોરને જાણવાની હોય છે ? આ પ્રમાણે અર્થશૂન્ય ક્રિયા કરવામાં આવે છે. આવી અર્થશૂન્ય ક્રિયાએ જ સંસારને પતિત કર્યો છે. જ્યારે પોતાનીદ્વારા કરવામાં

આવેલી પ્રતિજ્ઞાને સમજવામાં આવે ત્યારે માલુમ પડે કે, અમે પ્રતિજ્ઞા કેવી લીધી હતી અને અમે કાર્યો કેવાં કરી રહ્યા છીએ ?

મયણરેહાએ મણિરથને કહ્યું કે, એઠું ખાવાનું કામ નીચ લોકો કરે છે. તમે નિર્મલ ઉત્તમ કૂળમાં પેદા થઈ એઠાં ઉપર દાનત કેમ બગાડો છો ! હું તમારા ભાઈની પત્ની હોવાથી હું તમારા માટે વમેલી ચીજ જેવી છું. એટલા માટે મારા જેવી વમેલીને અપનાવવાનો વિચાર સરખો પણ ન કરો એમાં જ તમારું કલ્યાણ રહેલું છે.

મયણરેહાએ મણિરથને આ પ્રમાણે ઉપદેશ આપ્યો હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ શ્રાવણ વદ ૧૧ બુધવાર

### પ્રાર્થના

**અનંત જિનેશ્વર નિત નમો, અદ્દભુત જ્યોતિ અલેખ;**
**ના કહિયે ના દેખિયે, જાકે રૂપ ન રેખ. ॥ અનંત૦ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી અનંતનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં ઘણું જ ગાંભીર્ય રહેલું છે. આ ગંભીર વાતને પ્રાર્થનામાં કહેવી એ અગમ્ય વાતને ગમ્ય બનાવવા સમાન છે. પણ ભક્તજનો પરમાત્માની ભક્તિના બળે અગમ્યને પણ ગમ્ય અને કઠિનને પણ સરળ બનાવી કહે છે કે, હે ! પ્રભો ! તારું રૂપ, તારી સત્તા અને તારી શક્તિ અનંત છે. તારા આ અનંત શક્તિસામર્થ્યનું વર્ણન કરવું મારા માટે અસંભવ છે, પણ મને જે સાધનો પ્રાપ્ત થએલાં છે એ સાધનોનો આ બાજુ ઉપયોગ કરી હું મારા કર્ત્તવ્યને બજાવું છું. સ્થૂલદષ્ટિએ જોવામાં આવતાં તારા ગુણો તો શાસ્ત્રમાં વર્ણવવામાં આવેલ છે એટલા માટે એ વિષે વિશેષ કહેવું જ શું ? શ્રી ભગવતી સૂત્રમાં આત્મશક્તિનું જે વિસ્તૃત વર્ણન કરવામાં આવ્યું છે તે પરમાત્માના ગુણો અને શક્તિ ઉપર પણ પ્રકાશ પાડે છે; છતાં હે ! પ્રભો ! તારા બધા ગુણો અને તારી બધી શક્તિઓને કહેવી મારા માટે અસંભવ છે એટલા માટે હું મારા બે હાથ જોડી અને મસ્તક નમાવી તને નમસ્કાર કરું છું.

અત્રે કોઈ એવો પ્રશ્ન કરે કે, પરમાત્માને નમન શા માટે કરવામાં આવે છે તો આ પ્રશ્નના ઉત્તરમાં ભક્તજનો કહે છે કે, પરમાત્માનું સ્વરૂપ જ એવું છે કે, તેમને નમન કર્યા સિવાય બીજો કોઈ માર્ગ જ નથી. સંસાર-વ્યવહારમાં પણ જે વસ્તુ અગાધ જોવામાં આવે છે તેને હાથ જોડવામાં આવે છે; આ જ પ્રમાણે પરમાત્માને પણ નમન કરવામાં આવ્યું છે. કારણ કે પરમાત્માના ગુણો પણ અગાધ છે. અગાધ વસ્તુને જે નમન કરવામાં આવે છે તે એક તો તિરસ્કારરૂપ હોય છે અને બીજું સ્વીકારરૂપ હોય છે. અહિં પરમાત્માને જે નમન કરવામાં આવ્યું છે તે સ્વીકારરૂપ કરવામાં આવ્યું છે. પણ નમન કરી શાનો સ્વીકાર કરવામાં આવ્યો છે ? તો એને માટે કહેવામાં આવ્યું છે કેઃ—

મન બુદ્ધિ વાણી તો ભણી, પહુંચે નહીં લિગાર;
સાખી લોકાલોક કો, નિર્વિકલ્પ નિર્વિકાર.

પરમાત્માનું આવું સ્વરૂપ છે, એ વાતનો અત્રે સ્વીકાર કરવામાં આવ્યો છે. આ ઉપરથી ફરી એ પ્રશ્ન ઊભો થાય છે કે, જેમનું રૂપ આવું છે તે પરમાત્માને કેવી રીતે જાણી શકાય ? એક બાજુ તો પરમાત્માનું રૂપ આવું બતાવવામાં આવે છે અને બીજી બાજુ શાસ્ત્ર એમ કહે છે કે, મન, બુદ્ધિ અને વાણીને એક બાજુ રાખી જે કાંઈ બાકી રહે તે શેષમાં રમણ કરવાથી અનંતનાથ ભગવાન મળી શકે છે. શાસ્ત્ર આગળ જતાં કહે છે કે, ઈન્દ્રિયદ્વારા જે કાંઈ જુઓ છો તે અનંતનાથ ભગવાન નથી. મન તો જે વસ્તુ નથી તેની પણ કલ્પના કરે છે એટલા માટે મન જેની કલ્પના કરે છે તે અનંતનાથ ભગવાન નથી. વળી બુદ્ધિ તો સદા ફુદકા જ માર્યા કરે છે, પણ ઈન્દ્રિય, મન અને બુદ્ધિથી પર જે કાંઈ છે તેમાં રમણ કરવાથી ભગવાન અનંતનાથ દૂર જણાશે નહિ; એટલા માટે પરમાત્માને એવી પ્રાર્થના કરો કે, હે ! પ્રભો ! જ્યારે હું મન, બુદ્ધિ અને ઈન્દ્રિયોને આધારે ન રહેતાં તેથી પર જે વસ્તુ છે તેને પ્રધાનતા આપીશ ત્યારે મારો દિવસ ધન્ય થશે; અને ત્યારે મને એવું ભાન પેદા થશે કેઃ—

આઠ પહર ચૌસઠ ઘડી, મો મન યહી અંદેશ;
યા નગરી પ્રીતમ બસે, મો જાનો પરદેશ.

જે નગરીમાં જ વસે છે તેને માટે જગતભરમાં શોધ કરવામાં આવે તો "કાખમાં છોકરો અને ગામમાં ઢંઢેરો" એ કહેવત ચરિતાર્થ થાય. આ જ પ્રમાણે જે પરમાત્મા પોતાના હૃદયમાં છે તે પરમાત્માને અંદર તપાસવામાં ન આવે અને બહાર શોધવામાં આવે તો ઉપરની કહેવત જ ફલિત થાય. કહ્યું પણ છે કેઃ—

જિસકો તૂં જાતા દેખને કાશી દ્વારકા;
મુકામ હૈ જિસ્મ મેં તેરે ઉસી યારકા.

પરમાત્માની અહિં તહિં તપાસ કરવામાં આવે છે પણ પરમાત્મા તો પોતાની સમીપ જ છે. અને જો તે સમીપ જોવામાં આવી શકે નહિ તો તે બીજે ક્યાંય મળી શકે એમ નથી. પરમાત્મા તમારામાં કેવી રીતે છે તો એને માટે એ જુઓ કે, તમે કોણ છો ? તમે મન, બુદ્ધિ કે ઈન્દ્રિય નથી પણ તેથી પર જે આત્મા છે અને જે આત્મશક્તિના આધારે મન, બુદ્ધિ અને ઈન્દ્રિયો ચાલે છે તે તમે છો. તમે એ આત્માને જુઓ તો પછી ભગવાન અનંતનાથને જોવામાં કોઈ પ્રકારની મુશ્કેલી નહિ પડે !

## સમ્યક્ત્વ પરાક્રમ-પાંચમો બોલ.

આલોચનાના ફલ વિષે ભગવાનને પ્રશ્ન પૂછવામાં આવ્યો છે. આ પ્રશ્ન પૂછવાના બહાને વાસ્તવમાં ભાવ-આલોચનાની વ્યાખ્યા પૂછવામાં આવી છે. જે આલોચનાથી માયા છૂટે તે ભાવ-આલોચના છે.

અનંત સંસારની વૃદ્ધિ કરનાર માયા જ છે, બીજું કોઈ નથી. કેટલાક લોકો એમ કહે છે કે, અમને ઈશ્વર દુઃખ આપે છે અથવા કાળ દુઃખ આપે છે. પરંતુ જ્ઞાનીજનો કહે

છે કે, વાસ્તવમાં દુઃખ આપનાર માયા જ છે. જો આપણા આત્મામાં માયા ન હોય તો એ દશામાં આપણને કોઈ, કોઈ પ્રકારનું દુઃખ આપી શકે નહિ. આલોચનાદ્વારા માયાનું વિમોચન થાય છે, અને માયાનું વિમોચન થયા બાદ કોઈ પ્રકારનું દુઃખ રહેતું નથી.

માયા, ધર્મકરણીનું પણ નિદાન કરાવી દે છે. આ લોક કે પરલોકને માટે પોતાની ધર્મકરણીને વેચી દેવી એ નિદાન છે. માયા આ પ્રકારના સુખને માટે નિદાન કરાવે છે પછી ભલે તે સુખ કે વસ્તુ જોએલી હોય કે ન હોય, અગર કેવળ સાંભળેલી હોય ! કોઈ પણ વસ્તુની કામનાથી પોતાની ધર્મકરણીને વેચી દેવી એ નિદાન છે અને નિદાન આત્માને માટે એક શલ્યની સમાન છે.

કેટલાક લોકો કહે છે કે, ભારત ધાર્મિક ક્ષેત્ર હોવા છતાં દુઃખી કેમ છે ? આ પ્રમાણે કહેનાર લોકોને એ જ ઉત્તર આપી શકાય કે, બીજાની સાથે સંબંધ જોડવાથી જ ભારતવાસીઓ દુઃખી થઈ રહ્યા છે ! ધર્મકરણી કરવાની સાથે લોકો માયાજાળ રચે છે એ જ કારણે તેઓ દુઃખી થાય છે. પહેલાંના લોકો ઇન્દ્રપદને માટે પણ ધર્મકરણીનો વિક્રય કરતા ન હતા, તેમજ વળી ધર્મનો ત્યાગ કરી દેતા ન હતા. પણ આજ કાલ તો બે-ચાર પૈસાને માટે પણ ધર્મને છોડી દેવામાં આવે છે. આ અવસ્થામાં ભારત દુઃખી ન થાય તો સુખી કેવી રીતે થાય ? જો સુખ ચાહતા હો તો માયાનિદાનનો ત્યાગ કરો. જ્યાંસુધી માયાનિદાનનો અન્ત કરવામાં આવતો નથી ત્યાંસુધી બધી ધર્મકરણી પણ વ્યર્થ જાય છે. કહેવાનો આશય એ છે કે, જ્યાંસુધી માયા છૂટતી નથી ત્યાંસુધી ધર્મકરણી પણ મોક્ષસાધક નીવડતી નથી.

શ્રી દશાશ્રુતસ્કંધમાં કહ્યું છે કે, એક વાર રાજા શ્રેણિક અને તેની રાણી ચેલના સારો પોષાક પહેરી ભગવાનના સમવસરણમાં આવ્યા. તે વખતે તેઓ બન્ને એવાં સુંદર લાગતાં હતાં કે, રાજા શ્રેણિકને જોઈ કેટલીક સાધ્વીઓ પોતાના મનમાં કહેવા લાગી કે, આ રાજા કેવો સુંદર છે ! ચેલના રાણીને ધન્ય છે કે, તેને આવો સુંદર અને વીર પતિ મળ્યો છે. અમે પણ સંયમનું પાલન કરીએ છીએ. એ સંયમનું ફલ આવો સુંદર પતિ મળવા સિવાય બીજું શું હોઈ શકે ? એટલા માટે અમે એ જ ચાહિએ છીએ કે, અમારા સંયમના ફલસ્વરૂપ આગામી ભવમાં અમને આવો જ સુંદર પતિ મળે. આ જ પ્રમાણે ચેલના રાણીને જોઈ કેટલાક સાધુઓ પણ જંજાળમાં પડી ગયા. તેઓ મનમાં કહેવા લાગ્યા કે, તપસંયમનું ફળ આવી સુંદરી મળવા સિવાય બીજું શું હોવું જોઈએ ? મોક્ષ વળી કોણે જોયો છે ! એટલા માટે જો તપસંયમનું કાંઈ ફળ પ્રાપ્ત થતું હોય તો અમને આવી જ સુંદરી મળે. આવી સુંદર સ્ત્રી મળવી એ જ મોક્ષ છે.

આ પ્રમાણે કેટલાક સાધુઓએ તથા કેટલીક સાધ્વીઓએ પોતપોતાની ધર્મકરણીનું ફલ ક્રમશઃ ચેલના જેવી સ્ત્રી કે શ્રેણિક જેવા પતિનું ચાહ્યું. સાધુ-સાધ્વીઓના મનના આ ભાવને બીજા કોઈ તો જાણી શક્યા નહિ પણ સર્વજ્ઞ ભગવાનથી છૂપું શું હતું ? ભગવાને વિચાર્યું કે, આ પ્રકારનું નિયાણું કરવું એ સારું નથી. પણ આ સાધુ-સાધ્વીઓએ મોહના પ્રતાપે આવું નિયાણું કર્યું છે; પરંતુ તેઓ કુલીન હોવાથી પોતાનો અપરાધ સ્વીકાર કરી પ્રાયશ્ચિત લેવામાં વિલંબ નહિ કરે. વીતરાગ ભગવાન તો ઉપદેશ આપે છે. કોઈ માની જાય તો ઠીક છે નહિ તો તેઓ કોઈ ઉપર કોઈ પ્રકારનું દબાણ કરતા નથી.

ભગવાને તે સાધુ-સાધ્વીઓને પોતાની પાસે બોલાવ્યા. તેઓ બધા આવી ગયા બાદ ભગવાને તેમને એકદમ એમ ન કહ્યું કે, તમે આ પ્રકારનું નિયાણું કેમ કર્યું? પણ તેમણે તે બધાં સાધુ-સાધ્વીઓને નવ નિયાણાંના ભેદ તથા તેથી પેદા થતી હાનિઓ સમજાવી. ભગવાનનો ઉપદેશ સાંભળી તે બધા સમજી ગયા કે, નિયાણું કરવાથી તો અમારી હાનિ જ થઈ છે. અમે તુચ્છ ચીજને માટે ધર્મકરણીનો વિક્રય કરી નાંખીએ છીએ છતાં નિયાણાના ફલસ્વરૂપ અમને તે ચીજ મળશે જ એ નિશ્ચિત નથી.

તે સાધુ-સાધ્વીઓએ મસ્તક નમાવી ભગવાનને કહ્યું કે, "અમારો ઉદ્ધાર કરો." ભગવાને કહ્યું કે, "હે! શ્રમણ-શ્રમણીઓ! તમે કોઈ પ્રકારનો ભય ન કરો. 'આલોચના, નિંદા અને ગર્હા' કરી થએલી ભૂલનું પ્રાયશ્ચિત કરો તો તમે શુદ્ધ થઈ જશો." તે સાધુ-સાધ્વીઓ ભગવાનની આજ્ઞાનુસાર આલોચના, નિંદા અને ગર્હના કરી પવિત્ર થયા.

તે સાધુ-સાધ્વીઓ તો ભગવાનની વાણી સાંભળી પવિત્ર થયા હતા. આજે પણ સૂત્રના રૂપમાં ભગવાન હયાત છે કે નહિ? તેમની વાણી તો આજે પણ હયાત જ છે. તમે ભગવાનની વાણી સાંભળી પવિત્ર બનો અને અપરાધની આલોચના, નિંદા, તથા ગર્હના કરી શુદ્ધ બનો.

શ્રી બૃહત્ કલ્પસૂત્રમાં કહ્યું છે કે :—

**कयाइं पावाइं जेहिं अट्ठाण वज्जए।**
**तेसिं तित्थयरे वयणेहिं सुद्धिं अम्हाण कीरउ ॥**

આ બૃહત્ કલ્પસૂત્રના ભાષ્યની ગાથા છે. આ ગાથામાં કહ્યું છે કે, આલોચના કરવા માટે મોહકર્મના ઉદયથી જે જે પાપકર્મો અર્થાત્ અનર્થો કર્યાં હોય તે બધાં નિષ્કપટભાવે ગુરુની સમક્ષ પ્રકટ કરી દેવાં. શાસ્ત્રને ધન્ય છે કે, શાસ્ત્રે સાધુ-સાધ્વીઓએ આલોચના કરી જીવનને શુદ્ધ કર્યાનું ચરિત્ર બતાવીને આપણને સાવધાન કર્યા છે. આ ઉપરથી આપણે એમ સમજવું જોઈએ કે, જો કદાચ આપણાથી પણ એવું કોઈ કાર્ય થયું હોય તો ગુરુની સમક્ષ આલોચના કરી એમ કહેવું કે, "હે! ગુરુ! મારાથી આ પ્રકારનો અપરાધ થયો છે તો આપ ભગવાનની વાણી અનુસાર મને શુદ્ધ અને પવિત્ર કરો." આ પ્રમાણે ગુરુને પ્રાર્થના કરવી જોઈએ અને ગુરુ જે દંડ આપે તેનો સ્વીકાર કરવો જોઈએ.

શાસ્ત્રમાં આલોચનાના અનેક ભેદ કરવામાં આવ્યા છે. મૂળ ગુણોની પણ આલોચના થાય છે અને ઉત્તર ગુણોની પણ આલોચના થાય છે. સાધુઓનાં મૂળ ગુણ પાંચ મહાવ્રત છે અને શ્રાવકનાં મૂળ ગુણ પાંચ અણુવ્રત છે. એમાં દોષ લાગે તો મૂળ ગુણમાં દોષ લાગ્યો કહેવાય છે અને તેની આલોચના કરવી એ મૂળ ગુણની આલોચના કહેવાય છે. મૂળ વ્રતમાં દોષ લાગ્યે એવો વિચાર લાવી ગભરાવાની જરૂર નથી કે, મારા વ્રતમાં દોષ લાગ્યો છે. દોષ લાગે છે ત્યારે જ આલોચના કરવામાં આવે છે. જે કપડું મેલું થયું હોય તે જ કપડું ધોવામાં આવે છે. જે કપડું સાફ હોય છે તે કપડાંને ધોવાની આવશ્યકતા રહેતી નથી. આ જ પ્રમાણે દોષ લાગે ત્યારે જ આલોચના કરવામાં આવે છે.

બચપણમાં જ્યારે હું દીક્ષાનો ઉમેદવાર હતો ત્યારે પ્રાયઃ એમ ગાયા કરતો હતો કેઃ—

બાહર ભીતર સમતા રાખો, જૈનમેં ફેન ન ખટસી રે;
કાયર તો કાદામેં ખુંચિયા, શૂરા પાર ઉતરસી રે.

યો ભવ રતન ચિન્તામણિ સરખો, વારંવાર ન મિલસી રે;
ચેત સકે તો ચેતરે જીવડા, એવો જોગ ન મિલસી રે.

અર્થાત્—બહાર અને અંદર સમતા રાખો. બહાર તો કોઈ બીજા કારણે સમતા બતાવી પણ શકાય છે પરંતુ અંદર સમતા રાખવી બહુ જ મુશ્કેલ છે. અમે સાધુઓ જો બહાર સમતા ન રાખી કોઈની સાથે લડીએ તો તમે લોકો જ અમને ઉપાલંભ આપવા લાગો. એટલા માટે અમારે બહારથી તો સમતા રાખવી જ જોઈએ. પણ જે પ્રમાણે બહાર સમતા રાખીએ છીએ તે પ્રમાણે અંદર પણ સમતા રાખવી જોઈએ. સાચી સમતા તો ત્યારે જ કહી શકાય કે, જ્યારે બહાર તેમજ અંદર સમતા રાખી શકાય. જે બહાર તેમજ અંદર સમતા રાખી શકે છે તે જ સાચો વીર છે. દશ લાખ સુભટોને જીતનાર વીરથી પણ તે વીર મોટો છે, કે જે આ પ્રકારની સમતા રાખે છે અને પોતાની ભૂલને પ્રકટ કરી તેની આલોચના કરે છે.

હવે અત્રે એ જોવાનું છે કે, આલોચના કોની પાસે કરવાની કહી છે? આલોચના એક તો ચૌકની કહી છે, બીજી છઃકની કહી છે અને ખાસ સંજોગોમાં અઠકની આલોચના પણ કહી છે. અઠકની આલોચનાથી વધારેનું વિધાન શાસ્ત્રમાં મળતું નથી. ચૌકની આલોચના તે છે કે, જેમાં બે કાન આલોચના કરનારનાં હોય અને બે કાન આલોચના સાંભળનારના હોય. કોઈ પુરુષ જ્યારે આચાર્યની પાસે આલોચના કરે છે ત્યારે બે કાન પોતાના હોય છે અને બે કાન આચાર્યના હોય છે; પણ આલોચના કરનાર કોઈ સ્ત્રી હોય તો બે કાન પે'લી સ્ત્રીના, બે કાન આચાર્યના અને બે કાન સાધ્વીના, કે જે પે'લી સ્ત્રીને આલોચના કરાવવા માટે લાવી છે. આ પ્રકારની આલોચના છઃકની આલોચના કહેવાય છે. જો આચાર્ય સ્થવિર હોય અર્થાત્ વૃદ્ધ હોય તો તો બીજા કોઈ સાધુને પાસે રાખવાની આવશ્યકતા હોતી નથી; પરંતુ જો આચાર્ય તરુણ હોય તો એક સાધુને પાસે રાખવાની જરૂર રહે છે. આ પ્રમાણે બે કાન આલોચના કરનાર સ્ત્રીના, બે કાન સાધ્વીના, બે કાન આચાર્યનાં અને બે કાન સાધુના એમ આલોચના અઠકની પણ થાય છે.

આ પ્રકારની આલોચના અપ્રકટ અપરાધને માટે કરવામાં આવે છે. પણ જે અપરાધ પ્રકટ હોય તેની આલોચના તો પ્રકટમાં જ કરવી જોઈએ. શાસ્ત્રમાં કહ્યું છે કે, દશમા પ્રાયશ્ચિતના અપરાધીએ રાજા–શેઠ વગેરેની પાસે જઈ એમ કહેવું કે, મારાથી અમુક પ્રકારનો અપરાધ થયો છે તેની શુદ્ધિ માટે આલોચના અમુક દિવસે થશે એટલા માટે આપ કૃપા કરી જરૂર પધારશો. આ પ્રમાણે બધા લોકોને કહે અને પછી તેઓના આવી ગયા બાદ પોતાના મસ્તક ઉપર સાફો મૂકી ગૃહસ્થની રીતે એમ પ્રકટ કરે કે, સાધુપણામાં મારાથી આ અપરાધ થયો છે. આ પ્રમાણે પ્રકટમાં આલોચના કરે અને પછી વિધિ અનુસાર શુદ્ધ થાય! આવી રીતે જે દોષ પ્રકટ હોય તેની આલોચના પણ પ્રકટમાં જ હોવી જોઈએ. જો કોઈ શ્રાવિકાને સાધ્વીની પાસે જ આલોચના કરવી હોય તો તે આલોચના ચારકર્ણી થઈ શકે છે. પરંતુ જો ત્યાં સાધુ હોય તો તો સાધુની પાસે જ આલોચના કરવી જોઈએ અને એ દશામાં આલોચના છઃકર્ણી થવી જોઈએ. હા, જો આચાર્ય તરુણ હોય તો એક સાધુને પણ સાથે રાખવો જોઈએ અને એ દશામાં આલોચના આઠકર્ણી થશે.

કહેવાનો આશય એ છે કે, આલોચનામાં સરળતા ધારણ કરવી જોઈએ અને પોતાનામાં કોઈ પ્રકારનું પાપ આવી ગયું હોય તો તેને કાંટાની સમાન માની કાઢી નાંખવું જોઈએ. શરીરમાં જો કોઈ કાંટો લાગ્યો હોય તો તેને બહાર કાઢવો જોઈએ કે અંદર રાખવો જોઈએ ? કાંટાને તો બહાર જ કાઢવામાં આવે છે. આ જ પ્રમાણે માયા શલ્ય, નિદાન શલ્ય અને મિથ્યાદર્શન શલ્ય એ ત્રણેય શલ્ય આત્માને માટે કાંટાની સમાન છે. એ ત્રિવિધ શલ્યને આત્મામાં રહેવા દેવા યોગ્ય કેમ કહી શકાય ? જે પ્રમાણે કોઈ ભાલાની અણી તૂટી જાય અને શરીરમાં પેસી જાય તો તેને તાત્કાલિક બહાર ખેંચી કાઢવામાં આવે છે, તે પ્રમાણે આત્માને માટે ત્રિવિધ શલ્ય કાંટારૂપ હોવાથી એ શલ્યોને બહાર ખેંચી કાઢવાં જોઈએ. આલોચનાદ્વારા એ શલ્યોને બહાર ખેંચી કાઢી શકાય છે. એટલા માટે અકૃત્યોની આલોચના કરવામાં કાયર બનો નહિ. આજે તમે વાણીયા બની જે આઘાત પીઠ ઉપર સહો છો તે જ આઘાત વીર બની છાતી ઉપર સહન કરો અને પોતાનાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરો તો તેમાં કલ્યાણ જ છે.

## મયણુરેહા ચરિત્ર—૨૨

મયણુરેહા ચાહત તો મણિરથની આબરૂના કાંકરા કરી નાંખત. પરંતુ જે આબરૂદાર માણસ હોય છે તે બીજાની આબરૂને બગાડવા ચાહતો નથી. જે બીજાની આબરૂ લે છે તે પોતે પણ આબરૂદાર રહી શકતો નથી. આબરૂદાર બીજાની પણ આબરૂ બચાવે છે પણ પોતાનો ધર્મ રાખીને બચાવે છે. મયણુરેહાએ પણ એમ જ કર્યું.

**બહરા અંધા મૂક પુરુષ સે, પાપી નરકા ભાર;**
**ધરા ન સહતી સમઝો રાજા, મરના હૈ એકાર. ॥ સતી૦ ૬૦ ॥**
**અમૃતમય તવ વચન શ્રવણ કર, ચિત્તમેં પાયા ચેન;**
**એક બાર તુમ પ્રત્યક્ષ હોઓ, યોં બોલા નૃપ બેન. ॥ સતી૦ ૬૧ ॥**

મયણુરેહા મણિરથને ક્ષત્રિયોચિત ઉપદેશ આપતી કહેવા લાગી કે, "હે ! રાજા ! તમે હવે સમજો, તમે રાજા પૃથ્વીનો ભાર ઓછો કરવા માટે જન્મ્યા છો પણ તમારી દ્વારા કેવો ભાર ઓછો થવો જોઈએ તેનો વિચાર કરો. તમે બહેરા, મૂંગા, આંધળા, કોઢી કે રોગી લોકોને પૃથ્વી ઉપર ભારભૂત સમજતા હશો, પરંતુ જ્ઞાનીજનો એવા લોકોને ભારભૂત માનતા નથી પણ એવા લોકોને તો કરુણાપાત્ર માને છે. પૃથ્વી કહે છે કે, તમે સ્વાર્થી લોકો એવા લૂલા-લંગડાં બહેરા-મૂંગા લોકોને ભલે નકામા માનતા હો પણ કરુણાની દૃષ્ટિએ એવા લોકોની પણ આવશ્યકતા છે. શું એવા રોગી માણસોને જોઈ કોઈના મનમાં વિકાર આવી શકે ખરો ? નહિ. રોગી લોકો પૃથ્વી ઉપર ભારભૂત નહિ પણ કરુણાપાત્ર છે. પરંતુ તે લોકો પૃથ્વી ઉપર ભારભૂત છે, કે જેઓ પરદારસેવી છે, નિરપરાધી જીવોની હિંસા કરનારા છે, ખોટું બોલે છે અને બીજાઓની ચીજો ચોરે છે. આવા લોકો જ પૃથ્વી ઉપર ભારભૂત છે. રાજ્ય કોઈ વ્યક્તિને એ કારણે દંડ આપી શકતું નથી કે તે રોગી કે કોઢી છે. પણ એવા લોકોને દંડ આપે છે કે જેઓ પારદારિક છે, હિંસક છે, અસત્યવાદી કે ચોર છે. રાજાઓનો જન્મ આવા ભારભૂત લોકોને ઠેકાણે લાવવા માટે છે; પણ જ્યારે રાજા જ એવા અપરાધો કરવા લાગે તો એ દશામાં બીજાને શું કહી શકાય ? આ તો રક્ષક જ

ભક્ષક થઈ ગયા જેવી વાત થઈ. વેલાની રક્ષા કરવા માટે કરવામાં આવેલી વાડ જ વેલાને ગળી જાય તો પછી વેલાની રક્ષા કેવી રીતે થાય? આ જ પ્રમાણે પ્રજારક્ષક રાજા જ પ્રજાભક્ષક બની જાય તો પછી બીજાનું કહેવું જ શું?"

મયણરેહા રાજા મણિરથને વિશેષ કહે છે કે, "આપ રાજા છો છતાં આજે આપ કુકૃત્ય કરવા માટે તૈયાર થયા છો એ તમારા માટે સર્વથા અનુચિત છે. કદાચ તમે એમ કહો કે, હું તારા વિના રહી શકતો નથી તો એ અવસ્થામાં પણ તમારા માટે મરી જવું એ જ શ્રેયસ્કર છે." રાજીમતીએ પણ રથનેમિને એ જ કહ્યું હતું કેઃ—

**धीरत्थु ते जसोकामी जो तं जीवियकारणा ।**
**वंतं इच्छसि आवेउं सेयं ते मरणं भवे ॥** —દશવૈકાલિક સૂત્ર.

અર્થાત્— હે! અપયશકામી! જો તારાથી રહી શકાતું નથી અને તું વમેલું ફરી ખાવા તૈયાર થયો છે તો તારા માટે મરણ જ શ્રેયસ્કર છે.

વિષયભોગમાં આસક્ત થએલો સાધુ ધર્મને લજ્જિત કરે છે. એટલા માટે વિષયાસક્ત સાધુ જો વિષયભોગથી નિવૃત્ત થઈ શકતો ન હોય તો એવા વિષયાસક્ત સાધુને માટે મરણ શ્રેયસ્કર છે. કોઈ રોગી સાધુને કારણે ધર્મ લજ્જિત થતો નથી. રોગી સાધુની તો ઊલટી સેવા કરવામાં આવે છે. આ જ અધ્યયનના ૭૩ મા બોલમાં વૈયાવચ્ચ વિષે પ્રશ્ન કરવામાં આવ્યો છે કે, વૈયાવચ્ચનું શું ફળ મળે છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, વૈયાવચ્ચ કરનાર તીર્થંકરગોત્ર બાંધે છે. આ પ્રમાણે રોગીની તો સેવા કરવામાં આવે છે. પણ જો કોઈ સાધુ દુરાચારી હોય તો તે ધર્મને લજ્જિત કરનારો હોય છે અને આવા દુરાચારી સાધુને તમે એ જ કહેશો કે, ધર્મને આ પ્રમાણે લજ્જિત કરવાની અપેક્ષાએ તો મરી જવું સારું. આ પ્રકારનો ઉપદેશ સાંભળીને પણ જે પરસ્ત્રીસેવનનું પાપ છોડતો નથી તેને માટે એ જ કહી શકાય કે, તે મહામોહથી ઘેરાએલો છે.

મયણરેહાએ મણિરથને આ પ્રમાણે ખૂબ સમજાવ્યો પણ તેનું સમજાવવું મણિરથને માટે ઊલટું જ સિદ્ધ થયું. એક કવિએ આ વિષે ઠીક જ કહ્યું છે કેઃ—

**पयःपानं भुजङ्गानां केवलं विषवर्द्धनम् ।**

ગાયનું અમૃત જેવું દૂધ પણ જો કોઈ સાપને પીવડાવવામાં આવે તો તેથી તેનું વિષ જ વધવા પામશે. આ કથન અનુસાર મણિરથને માટે મયણરેહાનો ઉપદેશ ઊલટો સિદ્ધ થયો. મયણરેહાનો ઉપદેશ સાંભળી મણિરથ મનમાં વિચારવા લાગ્યો કે, આ કેવી સુંદર સ્ત્રી છે! જો આવી સુંદર સ્ત્રીને પણ મારી ન કરી તો પછી હું ક્ષત્રિય રાજા શાનો? હું આ સ્ત્રીને અપનાવવાની પ્રતિજ્ઞા કરીને આવ્યો છું એટલા માટે ગમે તે ભોગે તેને અપનાવવી જોઈએ. તે અંદર છે અને હું બહાર છું એટલા માટે એક વાર તો મીઠા શબ્દો બોલી દ્વાર ખોલાવી લઉં, પછી તો એ ક્યાં જશે, હું એને પકડી લઈશ.

આ પ્રમાણે વિચાર કરી મણિરથ મયણરેહાને કહેવા લાગ્યો કે, "તારાં અમૃત જેવાં મીઠાં વેણ સાંભળી મને ઘણી જ શાન્તિ થઈ છે. હું સમજી ગયો છું કે, તું પવિત્ર છે પણ એકવાર બહાર નીકળી મને દર્શન તો આપ. હું તારાં દર્શન કરી ચાલ્યો જઈશ."

મયણરેહાના સ્થાને કોઈ બીજી સ્ત્રી હોત તો કદાચ અભિમાનમાં તણાઈ જઈ કમાડ ખોલી દેત, પણ મયણરેહા ચતુર હતી એટલે તે અભિમાનમાં તણાઈ જઈ કમાડ ખોલી દે

એવી ન હતી. જ્યારે પોતાનું હૃદય શુદ્ધ હોય છે ત્યારે ભાવિ વાતની સૂચના પણ મળી જાય છે. મણિરથનું કથન સાંભળી મયણરેહા પણ તેનો આશય સમજી ગઈ કે, મહેલનું દ્વાર ખોલાવીને જબરજસ્તી કરવા ચાહે છે. આ પોતાની મેળે ચાલ્યો જાય એમ જણાતું નથી માટે બીજો કોઈ ઉપાય કરવો જોઈએ.

**અતિ ગૃદ્ધ જબ નૃપ કો દેખા, સાસુ લાઈ બુલાય;**
**યુગબાહુ કા મહલ પુત્ર યહ, માત કહે સમઝાય. ॥ સતી૦ ૬૨ ॥**
**હો અતિ લજ્જિત ચલા રાય, મન ઉલ્ટા કિયા વિચાર;**
**જબલગ બાન્ધવ જીવે તબલગ, હુવે ન મેરા કાર. ॥ સતી૦ ૬૩ ॥**

મયણરેહાએ વિચાર્યું કે, આ એમ સમજશે નહિ. મારા ઉપદેશનાં વચનોએ પણ આને કાંઈ અસર કરી નથી એટલા માટે આને દૂર કરવા માટે અત્યારે સાસુને તેડી લાવવા એ જ યોગ્ય છે. સાસુને બોલાવી લાવવાથી કુળની લાજ પણ બચી જશે અને તે પણ ચાલ્યો જશે.

આ પ્રમાણે વિચાર કરી, મયણરેહા ગુપ્તમાર્ગે પોતાની સાસુના મહેલમાં ગઈ. તેણીએ મહેલમાં જઈ કોઈ પ્રકારનો શોરબકોર ન કર્યો પણ ધીરેથી સાસુને જગાડી. સાસુએ ઊઠીને પૂછયું કે, વહૂ ! તું અત્યારે કેમ આવી ? શું યુગબાહુ નથી એટલે એકલી હોવાને કારણે ડરી ગઈ છો ? સાસુનું આ કથન સાંભળી મયણરેહાએ ધીમેથી કહ્યું કે, આપના પુત્ર અર્થાત્ મારા જેઠ ભૂલથી કે ન જાણે શા કારણે મારા મહેલમાં ચાલ્યા આવ્યા છે ! હું તો શરમને કારણે કાંઈ કહી શકતી નથી એટલા માટે આપ ત્યાં આવીને તેમને ચાલ્યા જવાનું સમજાવો.

મયણરેહાનું આ કથન સાંભળી સાસુને ઘણું જ આશ્ચર્ય થયું. તે કહેવા લાગી કે, શું મણિરથ તારા મહેલમાં આવ્યો છે ? તે મારા પેટમાં જન્મ્યો છે એટલે કાંઈ ખરાબ ભાવનાએ તો નહિ આવ્યો હોય ! હું હમણાં આવું છું અને તેને સમજાવું છું. મયણરેહાએ કહ્યું કે, એ તો હું પણ કહેતી નથી કે તે દુર્ભાવનાથી પ્રેરાઈને આવ્યા છે. સંભવ છે કે તેઓ માર્ગ ભૂલી ગયા હોય !

સાસુ મયણરેહાની સાથે તેના મહેલમાં ગઈ. મયણરેહાના મહેલમાં આવી તેણીએ મણિરથને જોયો તો તેની આંખો લાલચોળ જણાઈ. મણિરથને અસ્વસ્થ ચિત્ત થએલો જોઈ તે વિચારવા લાગી કે, મણિરથ તો આજે આવો બની રહ્યો છે પણ આ કુલવધૂ કેવી પવિત્ર છે ! જો તે ચાહત તો કુલની ફજેતી કરી શકતી હતી; પણ તે મારી પાસે આવી અને મણિરથ મહેલમાં આવ્યાની વાત કેવા વિવેકી શબ્દોમાં કહી. વાસ્તવમાં વધૂ હો તો આવી જ હો ! મણિરથ તો ભાન ભૂલ્યો છે પણ એ પ્રસન્નતાની વાત છે કે, વહૂ બગડી નથી.

સાસુએ મણિરથને કહ્યું કે, બેટા મણિરથ ! આ તારો મહેલ નથી. આ તો યુગબાહુનો મહેલ છે એટલા માટે તારા મહેલમાં જા.

માતાનું આ કથન સાંભળી મણિરથ લજ્જિત થયો. 'હું ભૂલી ગયો કે આ યુગબાહુનો મહેલ છે' એમ કહેતો તે ત્યાંથી ચાલ્યો ગયો. પણ તે ચાલતાં ચાલતાં મનમાં વિચારવા લાગ્યો કે, તેણીએ સરસ યુક્તિ અજમાવી. તે માતુશ્રીને તેડી લાવી અને તેની યુક્તિ સફળ પણ નીવડી. આવી યુક્તિબાજ સ્ત્રીને કોઈપણ ઉપાયે અપનાવવી જોઈએ. પણ જ્યાંસુધી યુગબાહુ જીવિત છે ત્યાંસુધી તેને અપનાવવી મુશ્કેલ છે. આજે ભાઈ અહીં નથી તેથી શું થયું ! તેને તો એવી આશા જ છે કે, મારો પતિ થોડા દિવસોમાં આવશે. જ્યારે ભાઈ

જીવિત જ નહિ રહે ત્યારે તે મારું કહ્યું માન્યા વિના નહિ રહે. તે વખતે મારું કહ્યું નહિ માને તો જશે ક્યાં ?

મણિરથ આ પ્રમાણે વિચાર કરતો મહેલમાં ગયો. આ બાજુ મયણરેહાની સાસુ તેની પ્રશંસા કરતાં કહેવા લાગી કે, હવે મણિરથ ચાલ્યો ગયો છે. હવે તું નિર્વિઘ્ન છે. તું સાચી પતિવ્રતા અને કુલવધૂ છે. એ કારણે જ તેં ધર્મની રક્ષા કરી અને કુલની આબરૂની પણ રક્ષા કરી; હવે આ વાત આપણા છ કાનથી આઠમા કાનમાં ન પહોંચે એ વાતનું ધ્યાન રાખજે. મયણરેહાએ કહ્યું કે, એવું કદાપિ નહિ બને. આ વાત એવી ક્યાં છે કે જે બીજાને કહેવાની હોય ! આ પ્રમાણે કહી મયણરેહા સાસુના પગે પડી. સાસુએ તેને આશીર્વાદ આપ્યા અને પોતાના મહેલમાં ગઈ. મયણરેહા નિર્વિઘ્ન થઈ પોતાના મહેલમાં જ રહી. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ શ્રાવણ વદ ૧૨ ગુરુવારથી ભાદરવા સુદ ૫ ગુરુવાર.*

### પ્રાર્થના

**ધર્મ જિનેશ્વર મુઝ હિયડે બસો, પ્યારા પ્રાણ સમાન;**
**કબહું ન વિસરું હો ચિતારું નહીં, સદા અખંડિત ધ્યાન. ॥ ધર્મ૦ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી ધર્મનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આજે જે સંઘ એકત્રિત થયો છે તે ભગવાન ધર્મનાથના નામે પર્યુષણપર્વને કલ્યાણ સાધવાનો અવસર સમજીને જ એકત્રિત થયો છે; પણ એને માટે આત્માની જ્યોતિને વધારે પ્રજ્વલિત કરવાની આવશ્યકતા રહે છે. આગમાં ઘી ત્યારે જ હોમવામાં આવે છે જ્યારે આગ પ્રજ્વલિત હોય ! જે આગ પ્રજ્વલિત હોતી નથી તેમાં ઘી હોમવાથી શું ફાયદો ? આ જ પ્રમાણે જો તમારો આત્મા જાગ્રત હશે અને તેમાં થોડી પણ ધર્મભાવના હશે તો તો મારા શબ્દો તમારી ધર્મભાવનાને સતેજ કરશે એટલા માટે સાવધાન થઈ તમે તમારી ભાવનાને સતેજ કરો અને આ અપૂર્વ પર્વનો ઉપયોગ આત્મકલ્યાણ સાધવામાં કરો.

ભગવાન ધર્મનાથની પ્રાર્થના કરતાં કહેવામાં આવ્યું છે કે:—

'ધર્મ જિનેશ્વર મુઝ હિયડે બસો, પ્યારા પ્રાણ સમાન.'

અર્થાત્—' હે ! ધર્મનાથ ભગવાન ! મારા હૃદયમંદિર આવીને વસો.' જ્યારે ભક્તે ભગવાનને ભાવપૂર્વક આવું આમંત્રણ આપ્યું છે તો આમંત્રિત ભગવાનના સત્કાર માટે

* નોટ:—પર્યુષણ પર્વ દરમ્યાન પૂજ્યશ્રીએ "સમ્યક્ત્વ–પરાક્રમ" ઉપર વ્યાખ્યાનો ફરમાવેલ નહોતાં, પરંતુ મયણરેહા ઉપર કટકે કટકે વ્યાખ્યાન ચાલુ રાખ્યા હતા. અઠવાડીઆ દરમ્યાનના આ વ્યાખ્યાનો એકત્રિત કરી અત્રે આપેલ છે.

ભક્તે કેવી તૈયારી કરી રાખવી જોઈએ ? તમે લોકો જ્યારે કોઈ મોટા માણસને આમંત્રણ આપો છો ત્યારે તેનો સત્કાર કરવા માટે તમે ઉત્સાહપૂર્વક કેટલી બધી તૈયારીઓ કરો છો ! જ્યારે એક મનુષ્યનો સત્કાર કરવા માટે આટલો બધો ઉત્સાહ રાખવામાં આવે છે ત્યારે ભગવાનને હૃદયમાં વસાવવા માટે ભક્તે સ્વાગત-સત્કારની કેટલી બધી તૈયારીઓ કરવી જોઈએ તેનો વિચાર કરો.

આમંત્રણ આપવા છતાં પણ ભગવાન હૃદયમાં વસવા માટે ન આવે તો એ ભગવાનની ભૂલ કહી શકાય. પરંતુ જો ભગવાન તમારા આમંત્રણનો સ્વીકાર કરી તમારા હૃદયમાં વસવા માટે આવે અને ત્યારે તમે તમારા હૃદયનાં દ્વાર બંધ કરી દો અને ભગવાનને હૃદયમાં વસવા માટે આવવા ન દો તો એ કોની ભૂલ કહેવાય ? ભગવાન તો આમંત્રણ વિના જ હૃદયમાં વસવા માટે આવે છે. જો ભગવાન હૃદયમાં વસવા માટે આવે નહિ તો તે ભગવાન જ નથી; કારણ કે,

सूर्यातिशायिमहिमाऽसि मुनीन्द्र! लोके ।

પરમાત્મા અનન્ત સૂર્યોથી પણ વધારે તેજસ્વી છે, અને પરમાત્માને કોઈ મોટો પાપી બોલાવે તો પણ તે હૃદયમાં વસવા માટે આવે જ છે. તેનું બિરુદ જ એવું છે. સૂર્ય રાજાના મહેલ ઉપર પણ પ્રકાશ આપે છે અને ભંગીના ઝુંપડા ઉપર પણ પ્રકાશ આપે છે. જો તે કોઈકને પ્રકાશ આપે અને કોઈકને પ્રકાશ ન આપે તો તે સૂર્ય જ ન કહેવાય. જ્યારે સૂર્યનો પણ આવો મહિમા છે તો સૂર્યથી પણ અનન્તગુણી મહિમાવાળા પરમાત્મા કોઈ પ્રકારનો ભેદ કે પક્ષપાત કેવી રીતે રાખી શકે! પરમાત્મા કોઈની સાથે ભેદ કે પક્ષપાત રાખતા નથી. તે તો બધાના હૃદયમંદિરમાં વસવા આવે જ છે. પણ સર્વપ્રથમ એ જુઓ કે તમે પરમાત્માને તમારા હૃદયમંદિરમાં વાસ કરવા માટે બોલાવ્યા છે કે નહિ ? જો તમે પરમાત્માને હૃદયમાં વસાવ્યા હોય તો તો—

देवा वि तं नमस्सन्ति जस्स धम्मे सया मणो ।

ભાવાર્થ:—જેમના હૃદયમાં પરમાત્મા વસી જાય છે તેમને દેવો પણ નમસ્કાર કરે છે; પણ પરમાત્મા તમારા હૃદયમાં વસ્યા છે કે નહિ એ વાત તો તમે પોતે જ જાણી શકો છો, અને તેનું લક્ષણ એ છે કે.—

જહાઁ રામ તહાઁ કામ નહીં, જહાઁ કામ તહાઁ નહીં રામ;
દોઊ સાથમેં ના રહે, રામ કામ ઈક ઠામ.

આ કથનાનુસાર જો હૃદયમાં કામવાસનાની-હરામની લાલસા હોય તો એમ સમજો કે, હજી અમારા હૃદયમાં પરમાત્મા વસ્યા નથી. આ પ્રમાણે જ્યાં હરામ હોય છે ત્યાં રામ રહેતા નથી.

સૂર્ય પ્રકાશ તો આપે છે પણ કોઈ માણસ પોતાનાં ઘરનાં દ્વારો બંધ કરી સૂર્યના પ્રકાશને અંદર આવવા ન દે, તો તે માણસ સાથે સૂર્ય એવી તકરાર કરતો નથી કે મારા પ્રકાશને અંદર આવવા કેમ દેતો નથી ? જ્યારે સૂર્ય કોઈ માણસની સાથે તકરાર કરતો નથી તો પછી સૂર્યથી અનન્તગુણી મહિમાવાળા ભગવાન 'મને હૃદયમાં શા માટે વસવા દેતો નથી' એવી તકરાર કેમ કરી શકે ? પણ જે પ્રમાણે સૂર્યના પ્રકાશને અંદર નહિ આવવા દેનાર વ્યક્તિને અંધકારનું કષ્ટ ભોગવવું પડે છે. તે જ પ્રમાણે પરમાત્માને હૃદય-

મંદિરમાં નહિ વસાવનારને પણ સંસારમાં જન્મમરણનું દુઃખ ભોગવવું પડે છે. એટલા માટે પરમાત્માને હૃદયમંદિરમાં વસાવવા માટે કામવિકારને હૃદયમાંથી કાઢી મૂકો અને પરમાત્માને એવી પ્રાર્થના કરો કે :—

કામ ક્રોધ મદ મત્સર લોભથી, કપટી કુટિલ કઠોર;
ઇત્યાદિક અવગુણ કર હૂઁ, ભર્યો ઉદય કર્મ કે જોર.
તેજ પ્રતાપ તુમ્હારો પ્રકટે, મુજ હિવડામેં આય;
તો હૂઁ આતમ ગુણ સમ્હાલને, અનન્ત બલી કહેવાય.

અર્થાત્—હે ! પ્રભો ! મારા હૃદયમાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર આદિનાં સંસ્કારો અનાદિકાળથી છે. આ સંસ્કારો હોવાને કારણે જ હું તને એવી પ્રાર્થના કરું છું. હે ! પ્રભો ! તું મારા હૃદયમાં આવીને વસી જા કે જેથી કામ-ક્રોધાદિનાં સંસ્કારો મટી જાય. જો મારા હૃદયમાં કામ-ક્રોધાદિનાં સંસ્કારો જ ન હોત તો હું તને એ સંસ્કારોને મટાડવાની પ્રાર્થના જ શા માટે કરત ? જ્યાં અંધકારનું કષ્ટ જ નથી ત્યાં સૂર્યની શી આવશ્યકતા હોય ? અંધકાર હોય છે ત્યારે જ સૂર્યની આવશ્યકતા રહે છે. આ જ પ્રમાણે મારામાં કામ-ક્રોધાદિનાં કુસંસ્કારો છે એટલા જ માટે મને તારી સહાયતાની આવશ્યકતા છે. કામ-ક્રોધાદિ હોવાને કારણે જ હે ! પ્રભો ! તને હૃદયમાં વસાવવાની આવશ્યકતા ઊભી થઈ છે. એટલા માટે કામ-ક્રોધાદિનો દ્વેષ ન કરતાં તે કામ-ક્રોધાદિને પણ કારણભાવે હું ઉપકાર કરનાર તરીકે માનું છું અને તારા પ્રત્યે એવી પ્રાર્થના કરું છું કે, "હે ! પ્રભો ! તું તારો પ્રકાશ મારા હૃદયમંદિરમાં આવવા દે કે, જેથી કામ—ક્રોધાદિ અવગુણોનો અંધકાર દૂર ભાગી જાય !"

આત્મામાં કામ—ક્રોધાદિના સંસ્કારો અનાદિકાળથી ભરેલા છે અને જે વસ્તુ સંસ્કાર રૂપે હોય છે તે વસ્તુ, ઇચ્છા ન હોવા છતાં આવી જાય છે. એ જડ ઘાલી બેસેલા કુસંસ્કારોને હૃદયમાંથી બહાર કાઢવા માટે જ ભગવાન ધર્મનાથને હૃદયમાં વસાવવાની આવશ્યકતા રહે છે. ભગવાનને પોતાના હૃદયમાં વસાવવા તો બધાય ચાહે છે. બધા લોકો એ જ ચાહે છે કે, અમારાં હૃદયમાં ભગવાન આવીને વસે. હૃદયમાં ભગવાનને વસાવવા માટે જ તમે લોકો પણ અત્રે આવ્યા છો. આજે તમે લોકો બોલાવ્યા વિના દૂરદૂરથી ચાલીને આવ્યા છો એ ઉપરથી એ સ્પષ્ટ જણાય છે કે, તમારા હૃદયમાં ધર્મની ભાવના છે અને તમે ભગવાનને હૃદયમાં વસાવવા ચાહો છો.

ભગવાનને હૃદયમાં વસાવવા માટે તમે સર્વપ્રથમ તમારા આત્માને જ જુઓ. તમારો આત્મા કાંઈ ઓછી શક્તિવાળો નથી. એ વાત જુદી છે કે, આજે તમારો આત્મા વિકારોથી ભરેલો છે, પણ એ વિકારોને દૂર કરી દેવાથી તમારા આત્મામાં તથા પરમાત્મામાં કોઈ પણ પ્રકારનું અંતર રહેતું નથી. તમે લોકો ઘણીવાર ગાઓ છો કે :—

સિદ્ધા જૈસા જીવ હૈ, જીવ સોઈ સિદ્ધ હોય,
કર્મ મેલકા અન્તરા, બૂઝે વિરલા કોય;
જીવ કર્મ ભિન્ન ભિન્ન કરે, મનુષ્ય જન્મકો પાય,
જ્ઞાનાતમ વૈરાગ્યસે, ધીરજ ધ્યાન લગાય.

આ પ્રાચીન વાત છે અને બધાં શાસ્ત્રોનો સાર પણ આ જ છે. આ કવિતામાં એમ કહ્યું છે કે, જીવ અને શિવમાં કોઈ પ્રકારનું અંતર નથી. શિવ અર્થાત્ સિદ્ધ ક્યાંથી થયા? જીવમાંથી જ સિદ્ધ થવાય છે; તો પછી જીવ અને શિવમાં કર્મ સિવાય બીજું શું અંતર રહ્યું? ચન્દ્ર અને આકાશ એ બેમાંથી મહાન્ કોને કહેવાં? ચન્દ્રને મહાન્ કહેવો કે આકાશને મહાન્ કહેવું? જો આકાશ ન હોય તો ચન્દ્ર ક્યાં રહે? એટલા માટે જો એમ કહેવામાં આવે કે, ચન્દ્ર અને તારાઓ આકાશને આધારે જ છે તો એમાં આશ્ચર્ય જેવું કાંઈ નથી. આ જ પ્રમાણે જીવની રાશિમાંથી જ સિદ્ધ પેદા થાય છે. આ પ્રમાણે સિદ્ધ અને જીવમાં કાંઈ અંતર નથી પરંતુ જે જીવ સિદ્ધ થએલા છે તેઓ સિદ્ધોનું ધ્યાન ધરીને જ સિદ્ધ થયા છે એટલા માટે હું પણ તમને એ જ કહું છું કે, સિદ્ધ ભગવાનનું ધ્યાન ધરી આપણે પણ સિદ્ધ, બુદ્ધ અને મુક્ત બનવું જોઈએ. શ્રી અન્તકૃતદશાંગ સૂત્રમાં પણ એવા જ મહાપુરુષોનું ગુણવર્ણન છે કે જેઓ સિદ્ધોનું ધ્યાન ધરી સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થયા છે. આપણે પણ પરમાત્માને એવી પ્રાર્થના કરવી જોઈએ કે, " હે ! પ્રભો ! હું તારા જ જેવો છું પણ કુસંસ્કારોને કારણે તારાથી જુદો પડી ગયો છું. મારામાં કામ–ક્રોધાદિના સંસ્કારો છે એટલા માટે મેં કામ–ક્રોધ વગેરેને અપનાવી રાખ્યાં છે, અને તે જ કારણે હું સંસારમાં ભટકી રહ્યો છું પણ મને એવો વિશ્વાસ છે કે, જે ભૂમિમાં ખરાબ ચીજ પેદા થાય છે તે જ ભૂમિમાં સારી ચીજ પણ પેદા થઈ શકે છે. આ પ્રમાણે મારામાં જે વિકારી સંસ્કારો છે તે વિકારી સંસ્કારોને પણ બદલાવી શકાય છે."

તમારામાં વિકારી સંસ્કારો છે તેની સાથે થોડા ધાર્મિક સંસ્કારો પણ છે. ધાર્મિક સંસ્કારો હોવાને કારણે જ તમે અહીં આવ્યા છો. પણ તે ધાર્મિક સંસ્કારોને વિકારી સંસ્કારો દબાવી દે છે એ કારણે જ આત્મા ઉન્નત બની શકતો નથી. એટલા માટે તમે એવો નિશ્ચય કરો અને એવી દઢતા ધારણ કરો કે, અમે અમારા ધાર્મિક સંસ્કારોને વિકારી સંસ્કારોથી દબાવા નહિ દઈએ; પણ ઉલટા વિકારી સંસ્કારોને દબાવી ધાર્મિક સંસ્કારોને જાગ્રત કરીશું. આમ કરવાથી વિકારી સંસ્કારો પણ બદલાઈ જશે, દબાઈ જશે કે નીકળી જશે.

સંસ્કારો બદલાય છે એ તો તમે અનુભવથી પણ જાણી શકો છો. ડૉકટરો રોગના સંસ્કારોને દૂર કરી તેના સ્થાને આરોગ્યના સંસ્કારો મૂકે છે. ડૉકટરોનું કહેવું છે કે, મનુષ્યના શરીરમાં બે પ્રકારનાં કીટાણુઓ હોય છે. એક તો આરોગ્યરક્ષક કીટાણુઓ અને બીજાં આરોગ્યભક્ષક કીટાણુઓ હોય છે. ડૉકટરો રોગીઓનાં આરોગ્યરક્ષક કીટાણુઓને સશક્ત બનાવે છે કે જેથી આરોગ્યભક્ષક કીટાણુઓ દબાઈ જાય છે. આ જ પ્રમાણે તમારામાં પણ બન્ને પ્રકારના સંસ્કારો છે. એક સંસ્કાર તો વિકારી હોય છે કે જે સંસ્કારો કામથી કામ અને ક્રોધથી ક્રોધને વધારે છે, અને બીજા સંસ્કારો ધાર્મિક હોય છે કે જેઓ ધર્મ–સંસ્કારોની અભિવૃદ્ધિ કરે છે. ભગવાને વિકારી સંસ્કારોનું મૂળ શોધી કહ્યું છે કે, વિકારી સંસ્કારોને કારણે ગભરાઈ જાઓ નહિ પણ ધાર્મિક સંસ્કારોની અભિવૃદ્ધિદ્વારા તે વિકારી સંસ્કારોને નષ્ટ કરો. વિકારી સંસ્કારોને દૂર કરવા માટે ધાર્મિક સંસ્કારોની અભિવૃદ્ધિ કરો અને ધાર્મિક સંસ્કારોદ્વારા જીવનને શુદ્ધ કરો તો તેમાં કલ્યાણ રહેલું છે. ભગવાને આત્મ-કલ્યાણનો જે આ માર્ગ બતાવ્યો છે તે માર્ગે પ્રયાણ કરવામાં આવે તો તેમાં સ્વ–પરનું કલ્યાણ જ રહેલું છે.

## મયણરેહા ચરિત્ર—૨૩

જૈન-સાહિત્યમાં મયણરેહાનો આદર્શ ઘણો જ ઉચ્ચ છે. જો તમે આ આદર્શને તમારા જીવનમાં થોડો પણ ઉતારો તો આત્માનું કલ્યાણ થઇ જાય.

**લક્ષ્મી સમ નારીકા મુઝકો, જીસસે હૈ અન્તરાય;**
**નાશ કરૂં મૈં ઉસી ભાઈકા, કુમતિ ધરી મન માંય. ॥ સતી૦ ૬૪ ॥**

માતાના કહેવાથી મણિરથ લજ્જિત થઈ પોતાના મહેલમાં ચાલ્યો ગયો પણ તેના હૃદયમાં એજ વિચાર થઇ રહ્યો હતો કે, હું મયણરેહાને કેવી રીતે પ્રાપ્ત કરૂં ? મયણરેહાના કથનનો આશય શો છે તે હું સમજી ગયો છું. તેના કથનનો આશય એ છે કે, જો મારામાં શક્તિ છે તો તે શક્તિને હું મારા પતિને જ સમર્પિત કરીશ; કારણ કે રાજ્યનો સ્વામી તો તે જ છે. વાસ્તવમાં યુગબાહુને રાજ્ય આપી મેં મોટી ભૂલ કરી છે, પણ હજી શું થયું છે ? જ્યારે હું મારા ભાઈને જ મારી નાંખીશ ત્યારે તો તે મને મળશે જ. પછી તો મને સ્વાધીન થયા સિવાય બીજો કોઈ માર્ગ જ રહેશે નહિ; એટલા માટે કોઈપણ ઉપાયે ભાઈને મારી જ નાંખવો જોઈએ.

મણિરથ કહેવા લાગ્યો કે, લક્ષ્મીની પ્રાપ્તિમાં પેદા થતાં વિઘ્નો દૂર કરવાં જ જોઈએ. આ જ પ્રમાણે મયણરેહાની પ્રાપ્તિમાં ભાઇ બાધક થઇ રહ્યો છે. માટે તેને મારી નાંખી મયણરેહાને પ્રાપ્ત કરવી જોઈએ. મેં યુગબાહુને જે ઉદ્દેશથી બહાર મોકલ્યો હતો. તે મારો ઉદ્દેશ પણ પાર ન પડ્યો અને જ્યાંસુધી તે જીવિત છે ત્યાંસુધી મારો તે ઉદ્દેશ પાર પણ નહિ પડે. એટલા માટે ભાઈને જીવિત જ રહેવા દેવો ન જોઈએ.

એક બાજુ મણિરથ આ પ્રમાણે વિચાર કરી રહ્યો હતો ત્યારે બીજી બાજુ મયણરેહા એમ વિચાર કરી રહી હતી કે, મારા આ રૂપને ધિક્કાર છે કે, જે રૂપને કારણે મારા જેઠમાં આ પ્રકારની અપવિત્રતા પ્રવેશ કરી રહી છે. મારું રૂપ ત્યારે જ સારું કહેવાય કે જ્યારે મને જોઈ બીજામાં પવિત્રતા આવે. આ પ્રમાણે તેઓ બન્ને પોતપોતાની ભાવનાનુસાર વિચારી રહ્યા હતા.

ત્રીજી બાજુ યુગબાહુએ બધા વિદ્રોહીઓને જીતી લીધા. તે વિચારતો હતો કે, યુદ્ધ કર્યા વિના જ વિજયલક્ષ્મી પ્રાપ્ત થઈ છે, એ બધો મયણરેહાનો જ પ્રતાપ છે. તે સતીએ મને એમ કહ્યું હતું કે, રાજ્ય તો નહિ રહે પણ ધર્મ સદાય રહેશે, એટલા માટે ધર્મને જવા દેવો ન જોઈએ. રાણીની આ શિક્ષા માનવાને કારણે જ મને આવો અપૂર્વ વિજય મળ્યો છે અને રક્તપાત કર્યા વિના જ વિદ્રોહીઓ સ્વાધીન થઈ ગયા છે.

ધન રહેવા નહિ પામે પણ ધર્મ તો સદા રહેવા પામશે. એટલા માટે ધનને કારણે ધર્મને જવા દેવો ન જોઈએ.

મણિરથ, મયણરેહા અને યુગબાહુ પોતપોતાની ભાવનાનુસાર વિચાર કરતા હતા.

**સબ સે યશ લે યુગબાહુ જી, દેશ સાધ ઘર આયા;**
**મન મેલા મણિરથ યોં બોલા, સુખ દેખ્યા સુખ પાયા. ॥ સતી૦ ૬૫ ॥**

યુગબાહુ રાજા-પ્રજા વગેરે બધાનો યશ મેળવી તથા વિજય પ્રાપ્ત કરી ઘર તરફ રવાના થયો.

અમે પણ તમને એ જ કહીએ છીએ કે, સંવત્સરી પર્વ નજદીક આવી રહ્યું છે. તે દિવસે તમે પણ બધા પાસેથી યશ ગ્રહણ કરો. "હું ચોરાશી લાખ જીવોને ખમાવું છું" એમ કેવળ મોઢેથી જ ન કહો. આ પ્રમાણે કરવાથી યશ મળતો નથી તેમ ક્ષમાપના પણ અપાતી નથી. યશ પ્રાપ્તિ કરવી હોય અને જીવોને ક્ષમાપના આપવી હોય તો જેમની સાથે લડાઈ કરી હોય તેમની સાથે મૈત્રીસંબંધ સ્થાપિત કરો. જેમની પાસેથી કોઈ ચીજ જબરજસ્તી કે અણહક્કની લીધી હોય તે ચીજ પાછી આપી દેવી એ જેમ ધર્મ છે, તે જ પ્રમાણે કોઈને હાનિ પહોંચાડી હોય તો તેની પૂર્તિ કરી દેવી એ ધર્મ છે. કોઈ બીજાનો હક્ક છીનવી લઈ યશને પ્રાપ્ત કરવા ન ચાહો, પણ જેમનો હક્ક હોય તેમને હક્ક સોંપી દઈ યશ લેવો જોઈએ. સંવત્સરીની પહેલાના આ સાત દિવસો સંવત્સરીને દિવસે જે લક્ષ્ય સાધવાનું છે, તેનો અભ્યાસ કરવા માટે જ છે. તમે અત્યારથી જ એવો અભ્યાસ કરો કે તે દિવસે બધાની સાથે મિત્રતા સ્થાપિત થઈ જાય! કોઈના પ્રતિ હૃદયમાં વૈરભાવ ન રહે. એમ થવું ન જોઈએ કે, સંવત્સરીને દિવસે પણ સાસુ-વહૂ વચ્ચે, પિતા-પુત્ર વચ્ચે કે ભાઈ-ભાઈ વચ્ચે લડાઈ ચાલુ રહે. તે પરમ પવિત્ર દિવસે તો બધાની સાથે મિત્રતા થઈ જવી જોઈએ અને પોતાનામાં કોઈપણ પ્રકારનું પાપ રહેવા દેવું ન જોઈએ. જે પોતાનાં પાપોને પ્રકટ કરી પવિત્ર બની જાય છે તે જ પરમાત્માને પ્રિય લાગે છે. જે પોતાનાં પાપોને દબાવી રાખે છે તે ઉલટા પાપોની વધારે વૃદ્ધિ કરે છે; એટલા માટે હૃદયનાં પાપોને દૂર કરી પવિત્ર બનો. તમે આ પ્રમાણે પવિત્રતાનો વ્યાપાર કરી જુઓ તો તમને આખરે જણાશે કે તમે કોઈ પ્રકારની નુકશાનીમાં રહ્યા નથી. શાસ્ત્રનો એ આશીર્વાદ છે કે, જે બીજાનો હક્ક પાછો સોંપી દે છે, બીજાનો હક્ક દબાવતો નથી તે કોઈ દિવસ હાનિમાં રહેતો નથી. એટલા માટે તમે આ વર્ષ તો આ પ્રમાણે કરી જુઓ. જો તમને આ પ્રમાણે કરવામાં લાભ જણાય તો એ ક્રમ સદા ચાલુ રાખજો.

મણિરથે સાંભળ્યું કે, યુગબાહુ ઘેર આવી રહ્યો છે. તે મનમાં તો એમ વિચારતો હતો કે, જેને ઘરમાંથી બહાર કાઢ્યો હતો તે નાગ પાછો આવી રહ્યો છે; છતાં લૌકિક વ્યવહારની દૃષ્ટિએ તે બધાની સાથે યુગબાહુને વધાવવા માટે ગયો. યુગબાહુના પ્રણામના ઉત્તરમાં તે આશીર્વાદ આપી કહેવા લાગ્યો કે, આજે તારું મુખ જોઈ મને ઘણી પ્રસન્નતા થાય છે. કુશલ તો છો ને? યુગબાહુએ ઉત્તર આપ્યો કે, તમારા પ્રતાપ અને આશીર્વાદથી દરેક રીતે કુશળ જ છું અને જ્યાં ગયો ત્યાં બધે ઠેકાણે સારો સત્કાર થયો છે. થોડા વખતમાં જે કાંઈ સારાં કામો થયાં છે તે બધાં આપના પ્રતાપથી જ થયાં છે.

યુગબાહુને પોતાની સાથે લઈ મણિરથ રાજદરબારમાં આવ્યો અને દરબારમાં બેઠો. ત્યાં બીજા ઉમરાવો પણ બેઠા અને યુગબાહુ પણ બેઠો. મણિરથના હૃદયમાં એવો વિચાર થઈ રહ્યો હતો કે, યુગબાહુ જ્યારે પોતાના મહેલમાં જશે અને મયણરેહા તેનો બધો હાલ સંભળાવશે ત્યારે તેના હૃદયમાં વિપરીત ભાવ પેદા થશે અને તે મારાથી વિરુદ્ધ થઈ જશે; એટલા માટે કોઈ એવો ઉપાય કરવો જોઈએ કે, જેથી તેને મયણરેહાની વાર્તા ઉપર વિશ્વાસ જ પેદા ન થાય પણ મારા કથન ઉપર જ વિશ્વાસ રહે અને તે એમ માને કે મારો ભાઈ જ બહુ પવિત્ર છે.

મણિરથ ઉપરથી તો મીઠા શબ્દો કહે છે પણ તેના ભાવ મલિન છે! તે બીજાને ઠગવા માટે નીતિ બતાવે છે; પણ આ પ્રકારની નીતિમાં વિકાર ભરેલો છે. જ્યાં સુધી તે વિકાર દૂર કરવામાં ન આવે ત્યાં સુધી શાન્તિ મળી શકે નહિ.

રાજદરબારમાં બેઠેલો મણિરથ, પોતાનાં પાપોને છુપાવવા માટે, પોતાનાં દુષ્કર્મો દબાવવા માટે જરા ભાઈ પ્રત્યે પોતાનો વિશ્વાસ જમાવવા માટે યુગબાહુ તરફ જોઈ જોઈને હર્ષ પ્રકટ કરવા લાગ્યો તથા કહેવા લાગ્યો કે, આજનો દિવસ કેવો સુદિન છે કે, આજે ઘણા દિવસે ભાઈનું મુખ જોવાને મળ્યું છે. ભાઈના જવા બાદ મને ભોજન પણ ભાવતું ન હતું અને પછી રહી રહીને મને એવો વિચાર આવતો હતો કે, મેં ભાઈને યુદ્ધમાં શા માટે જવા દીધો અને હું શા માટે યુદ્ધમાં ન ગયો ? પણ આજે આનંદનો વિષય છે કે, આજે ભાઈનું મુખ જોયું અને બધી ચિંતાઓ દૂર થઈ.

મણિરથનું આ કથન સાંભળી યુગબાહુ મસ્તક નમાવી કહેવા લાગ્યો કે, આપનો મારા પ્રત્યે ઘણો જ અનુરાગ છે અને મેં જે કાંઈ કર્યું છે તે આપની કૃપાથી જ કર્યું છે.

મણિરથે વિચાર્યું કે, મારે તો મારો ઉદ્દેશ પાર પાડવો છે. તે સામન્તોને કહેવા લાગ્યો કે, હે ! સામન્તો ! ભાઈ તો પોતાના પરાક્રમની વાત નહિ કહે પણ તમે લોકો તો એ સંભળાવો કે ભાઈએ કેવું પરાક્રમ બતાવ્યું હતું ! કે જેથી ભાઈનું પરાક્રમ સાંભળી હું પ્રસન્ન તો થાઉં.

મણિરથનું કથન સાંભળી એક સામન્ત કહેવા લાગ્યો કે, આપના કુલમાં એમના જેવો પુરુષ કોઈક જ જન્મ્યો હશે ! તેમનું પરાક્રમ અને બુદ્ધિબળ વિષે કહેવું જ શું ? તેના બુદ્ધિ કૌશલથી ક્યાંય યુદ્ધ થયું નહિ. જ્યાં યુદ્ધ થવાની ઘણી સંભાવના હતી ત્યાં પણ યુદ્ધ થયું નહિ. તેના મુખાગ્રે જાણે સરસ્વતી બેઠી હોય તેમ તેના મીઠા શબ્દો સાંભળી શત્રુઓ પણ નમ્ર બની જતા હતા અને શરણે આવી જતા હતા.

યોગ્ય સમયે જે શબ્દો નીકળે છે તે શબ્દો હમેશાં નીકળતા નથી. કહેવામાં આવે છે કે, અર્જુને કૃષ્ણને કહ્યું કે, " આપે મને ગીતા સંભળાવી તો ખરી, પણ તે સમય યુદ્ધનો હતો, એટલા માટે હવે ફરીવાર ગીતા સંભળાવો કે જેથી હું બરાબર સમજી શકું ? " કૃષ્ણે ઉત્તર આપ્યો કે, " તે યુદ્ધના સમયે તારામાં કાયરતા આવવી અને એ કાયરતાને દૂર કરવા માટે મારો ઉપદેશ આપવો એ તે જ સમયે શક્ય હતો, બીજા કોઈ સમયે એવું બની શકે નહિ. તે સમયે જે શબ્દો નીકળ્યા હતા તે શબ્દો હવે નીકળી શકે નહિ. " જ્યારે શ્રીકૃષ્ણના પણ યોગ્ય સમયે નીકળેલા શબ્દો સાધારણ સમયમાં પાછા નીકળી શકતા નથી તો પછી બીજાના શબ્દો તો પાછા કેમ નીકળી શકે ?

સામન્તે કહ્યું કે, યુગબાહુના શબ્દો સાંભળી રાજા અને પ્રજા બન્નેને પ્રસન્નતા થતી હતી. તેમણે રાજાઓને એમ સમજાવ્યું કે, " જો હું તમને દુઃખ આપું તો તમને કેવું ખરાબ લાગે ? તો પછી તમે પ્રજાને દુઃખ આપો છો તો શું પ્રજાને દુઃખ લાગતું નહિ હોય ! જે બીજાને દુઃખ આપે છે તે પોતાની સત્તાનો દુરુપયોગ કરે છે એટલા માટે તમે લોકો પ્રજાને આનંદ આપો અને અમે તમને સુખ આપીએ. નિષ્કારણ યુદ્ધ કરી રક્તપાત કરવાથી શો લાભ ? " યુવરાજનાં આ વચનો સાંભળી બધા રાજાઓ વૈર ભૂલી જઈ પ્રેમ કરવા લાગ્યા અને પ્રજા પણ બહુ આનંદિત થઈ.

સામન્તનું કથન સાંભળી મણિરથ કહેવા લાગ્યો કે, યુવરાજે ઘણું સારું કર્યું ! હું કેવો દુર્ભાગી કે હું એ આનંદને લૂંટવામાં ભાગીદાર બની ન શક્યો. તમારા કહેવાથી તો એમ જણાય છે કે, યુવરાજ બહુ જ ભાગ્યશાળી છે.

આ પ્રમાણે કહી મણિરથ યુગબાહુના મસ્તક ઉપર હાથ ફેરવતો કહેવા લાગ્યો કે, "ત્યારે મેં યોગ્યને જ મારો યુવરાજ બનાવ્યો છે એ મારા માટે અધિક હર્ષની વાત છે. મારો આ ભાઈ અનમોલ છે. મેં જે વાતો સાંભળી છે તેથી મને ઘણો જ આનંદ થયો છે. મારા ભાઈએ તે રાજાઓને જે શિક્ષા આપી છે તે શિક્ષા ઉપર મારે પણ વિચાર કરવો જોઈએ. હે! સામન્તો! જ્યારે બહાર આ પ્રમાણે નીતિ બતાવવામાં આવે છે તો મારે પણ વર્તમાન રાજનીતિમાં પરિવર્તન કરવું જોઈએ. હે! ઉપસ્થિત સભાજનો! આજે હું તમારા બધાની સમક્ષ એમ કહું છું કે કે, મારાથી અત્યાર સુધીમાં જે અન્યાય-અનીતિ થયાં છે તે તો થયાં જ છે. પણ હવેથી હું સાવધાન થાઉં છું, અને પરમાત્માને એવી પ્રાર્થના કરું છું કે, હે! પ્રભો! મને રાજસત્તાનો મદ ન આવે મારામાં કોઈ પ્રકારનો અહંકાર ન આવે, પણ એવો ભાવ રહે કે હું પ્રજાનો સેવક રહું. હું રાજા અર્થાત્ પ્રજાનો નાયક છું પણ એટલા માટે નહિ કે, પ્રજાનાં સુખ સાધનો છીનવી લઈ પોતાનાં સુખ સાધનોને વધારું! મારી ભાવના હવે એ જ રહેશે કે, પ્રજામાં કોઈ વસ્ત્રરહિત અને અન્નરહિત ન રહે. બીજા રાજાઓની માફક હું આત્મસ્તુતિ સાંભળી પ્રસન્ન પણ ન થાઉં અને નિંદા સાંભળી ક્રુદ્ધ પણ ન થાઉં; બલ્કે પોતાની નિંદા સાંભળી મારી ભૂલ સુધારું. પ્રજાનાં સુખદુઃખો સાંભળવા માટે મારા હૃદયનું દ્વાર હમેશાં ખુલ્લું રાખું અને પ્રજાનાં દુઃખને હમેશાં મારું જ દુઃખ માનું! હવેથી મારો ખજાનો પ્રજાહિત માટે સદા ખુલ્લો જ રહેશે; પ્રજાના પૈસાથી હવે મોજમઝા માણીશ નહિ."

જો રાજાઓની પાસે રહેનારા લોકો રાજાઓને એમ કહે કે, પ્રજાના પૈસા મોજશોખમાં ઉડાવવા માટે નથી તો રાજાઓનો કેટલો બધો સુધાર થઈ જાય! પણ તે લોકો પોતપોતાનો સ્વાર્થ જ જુએ છે. જો પોતાનો સ્વાર્થ તેઓ ન જુએ તો રામરાજ્યનું સુખ પ્રજાને અત્યારે પણ મળે.

મણિરથ વળી કહેવા લાગ્યો કે, "હે! પ્રભો! મારી એવી ભાવના છે કે, હું ભાઈને દુઃખ આપી પોતે સુખી બનવાની ઇચ્છા કદાપિ ન કરું પણ ભાઈનો સદા રક્ષક બનીને રહું. જે ભાઈએ આ પ્રમાણે મારો હૃદયપલટો કર્યો છે તે ભાઈના સુખમાં જ હું મારું સુખ માનું. ભાઈનું અહિત કરવાની ભાવના મારામાં ન આવે. હું મનુષ્ય છું અને મનુષ્યથી ભૂલ પણ થઈ શકે છે એટલા માટે હું તારા શરણે આવી એ પ્રાર્થના કરું છું કે, મારી એ હૃદયગત ભાવના પૂર્ણ થાય અને મારામાં કોઈ પ્રકારનો વિકાર કોઈ સમયે ન આવે."

ભક્તજનો પણ પરમાત્માની પ્રાર્થના કરે છે કેઃ—"હે! પ્રભો! મને કર્મ ગમે ત્યાં લઈ જાય પણ મારા ઉપર તારી કૃપાદૃષ્ટિ રહ્યા કરે."

પરમાત્માની કૃપાદૃષ્ટિ કેવી રીતે રહ્યા કરે એને માટે ગાંધીજીએ પોતાની આત્મકથામાં લખ્યું છે કે-મારા એક મિત્રે મને વેશ્યાના સ્થાને ધકેલી દીધો. ત્યાં વેશ્યા આવી, પણ તે વખતે ન જાણે કોઈ કારણથી હું પાગલ જેવો બની ગયો કે, જેથી તે વેશ્યાએ મારી ઉપર તિરસ્કાર કરી મને કાઢી મૂક્યો. હું પાગલ થઈ ગયો. એમાં હું પરમાત્માની કૃપા જ માનું છું કે તેમની કૃપા દૃષ્ટિથી જ હું તે વખતે પાગલ બની ગયો અને વેશ્યાના ફંદામાંથી બચી શક્યો.

પરમાત્મા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખનારની રક્ષા થાય જ છે. પ્રબલ ભાવના બધું કરવાને સમર્થ છે. એને માટે હું વિજ્ઞાનની એક સાક્ષી આપું છું. કોઈ માણસ ભલે

રાતના બાર વાગે સુતો હોય પણ જો તે એવો નિશ્ચય કરી સુવે કે મારે રાતના ત્રણ વાગે ઊઠવું જ છે તો એક વાર તેની આંખ ત્રણ વાગે ખુલ્લી થઈ જ જશે. નિષ્કપટ ભાવ અને દૃઢ નિશ્ચયથી એવું બને જ છે. આ જ પ્રમાણે ભક્ત પણ પરમાત્માને કહે છે કે, હે ! પ્રભો ! આવા વિકારના સમયે અમને તારું જ ધ્યાન રહે અને અમે કોઈ વિકારમાં પડી ન જઈએ. સાચા હૃદયથી આ પ્રકારની પ્રાર્થના કરનારની રક્ષા પણ થાય છે અને તેને શાન્તિ પણ મળે છે.

મણિરથના હૃદયમાં એવી ભાવના હતી કે, કોઈ પણ રીતે ભાઈને મારા પ્રતિ અવિશ્વાસ પેદા ન થાય પણ મારા ઉપર પૂર્ણ વિશ્વાસ રહે. પોતાની આ ભાવનાને સફળ કરવા માટે તેણે હૃદયમાં કપટ રાખી આ પ્રકારનો દેખાવ કર્યો. તેના હૃદયમાં તો એવી ભાવના હતી કે, કોઈ પણ રીતે ભાઈને મારી નાંખવો પણ તેણે ઉપરથી આવો પ્રેમભાવ બતાવી રાજસભાને વિસર્જિત કરી.

મયણરેહાએ એમ સાંભળ્યું કે, મારા પતિ વિજયલાભ કરી પાછા ફર્યા છે. એક પતિવ્રતાને આ સમાચાર સાંભળી કેવી પ્રસન્નતા થાય ! એ વાત તો તમે અનુભવથી જાણી શકો છો કે, જ્યારે તમે પરદેશથી પાછા ફરો છો ત્યારે તમારી પત્નીને કેવી પ્રસન્નતા થાય છે ! પણ કેટલીક સ્ત્રીઓ તો એવો વિચાર ધરાવે છે કે, હું અત્યારે શું કરું ! મારા પતિ દેશમાં નથી. નહિ તો અમુકને માટે આમ કરી નાંખત. હવે મારા પતિને આવવા દો તો હું અમુકનું આમ કરી નાંખીશ; પરંતુ મયણરેહા એવો વિચાર ધરાવતી ન હતી. જો તે એવો વિચાર ધરાવતી હોત તો તો તેના હૃદયમાં એવી ભાવના પેદા થાત કે, મારા પતિ વિજયલાભ કરી પાછા ફર્યા છે એટલા માટે હવે હું જેઠની પૂરેપૂરી ફજેતી કરીશ. પરંતુ મયણરેહા સાચી શ્રાવિકા અને ધર્મ નીતિ અનુસાર ચાલનારી હતી. એટલા માટે તેના મનમાં એવી ભાવના ન થઈ. તે વિચારવા લાગી કે જેઠની દાનત બગડી હતી તે તો બગડી હતી, પણ હવે એમ ન થાય કે, એ વાતને લીધે બન્ને ભાઈઓ વચ્ચેનો પ્રેમ નષ્ટ થઈ જાય અને હું ભ્રાતૃપ્રેમને નષ્ટ કરવામાં નિમિત્તભૂત બનું.

**રાય રજા લે આયે મહલમેં, સતી આદર દે બોલી;**
**આજ ભાગ્યકી હુઈ પરીક્ષા, સત્ય બાત મૈં તોલી. ॥ સતી૦ ૬૬ ॥**
**જેઠ બાત નહીં કહી સતીને, મનમેં કિયા વિચાર;**
**અનર્થ હોગા દ્વેષ બઢેગા, સમતા મેં હૈ સાર. ॥ સતી૦ ૬૭ ॥**

મણિરથને પ્રણામ કરી યુગબાહુ મયણરેહાના મહેલમાં આવ્યો. મયણરેહાએ પતિનો સત્કાર કરવાની પહેલેથી તૈયારીઓ કરી રાખી હતી. પતિને જોતાં તે આનંદિત થઇ તેનો યોગ્ય આદરસત્કાર કર્યો અને તેને આસન ઉપર બેસાડ્યા બાદ તે કહેવા લાગી કે, આજે મારા સદ્‌ભાગ્યની પરીક્ષા થઈ છે. આપ વિજયલાભ પ્રાપ્ત કરી આનંદપૂર્વક પાછા પધાર્યા એ જ મારા સદ્‌ભાગ્યનું પ્રમાણ છે. આપનાં દર્શન કરી મને ઘણી જ પ્રસન્નતા થઈ છે."

મયણરેહાએ પતિને આ પ્રકારની વાતો તો કહી પણ મણિરથવાળી ઘટના કહી નહિ. તે એમ વિચારતી હતી કે, જો તે ઘટના પતિને કહીશ તો પતિ તે ઘટના સાંભળી ક્ષત્રિયોચિત સ્વભાવાનુસાર પત્નીના અપમાનને અસહ્ય માની ક્રુદ્ધ થઈ જશે અને એ પ્રમાણે બન્ને ભાઈઓ વચ્ચે દુર્ભાવ પેદા થઈ જશે. આ દુર્ભાવનું પરિણામ ન જાણે કેવું ખરાબ

આવશે! અગ્નિની ચિનગારી તો થોડી હોય છે પણ તે દ્વારા કેવો કેવો અનર્થ થાય છે એ કહી શકાય નહિ. એટલા માટે પતિને એ ઘટનાની વાત કહેવી એ ઠીક નથી. રાજદરબારમાં મણિરથે કહેલી વાતો પણ મયણરેહાએ જાણી લીધી હતી; એટલા માટે મયણરેહાને એ પણ વિચાર આવ્યો કે, સંભવ છે કે, જેઠના મનમાં તે સમયે દુર્ભાવના આવી ન હોય. આવી દશામાં તે પ્રકરણને ફરી શરૂ કરી ઠરી ગએલા અગ્નિને સતેજ કરવાથી શો લાભ! હવે તો સમતા ધારણ કરી મણિરથની ઘટનાને પતિ સમક્ષ રજુ ન કરવી એમાં જ સમયસૂચકતા છે. આ પ્રમાણે પૂર્વાપર વિચાર કરી મયણરેહાએ જેઠની દુર્ભાવના વગેરે વિષે કાંઈ વાત પતિને કહી નહિ.

કદાચિત્ મયણરેહા તમારી સલાહ લેત તો તમે તેને સલાહ પણ આવી જ આપત, પરંતુ સલાહ અનુસાર તમે પોતે પણ ચાલો છો કે નહિ! જે વાતમાં કોઈ પ્રકારનો સાર નથી તે વાતને ચૂંથીને પરસ્પર કલેશ પેદા કરવો શું ઉચિત છે? જો બહેનો આ વાતનું ધ્યાન રાખે તો ઘણી જ શાન્તિ રહે. સ્ત્રીઓ સામાન્ય વાતને પણ ઘણીવાર મોટું રૂપ આપી દે છે; પણ સતી મયણરેહાએ આવી મોટી ઘટના પણ પોતાના પતિને કહી નહિ. એ તેની કેવી ગંભીરતા હતી! સમુદ્રની ગંભીરતા તો પ્રત્યક્ષ જોઈ શકાય છે પણ આવી સતીઓની ગંભીરતાનું માપ કરવું બહુ જ મુશ્કલ છે. તમે લોકો પણ જો આ પ્રકારની કે આથી થોડી પણ ગંભીરતા ધારણ કરો તો કેવી શાન્તિ રહે? તમે ભગવાન મહાવીરના શિષ્ય છો એટલા માટે શું થોડી પણ ગંભીરતા રાખી શકતા નથી? બીજા સ્થાને કદાચિત્ ગંભીરતા રાખી ન શકો તો છેવટે ધર્મસ્થાને તો ગંભીરતા રાખો. જે વ્યક્તિ ગંભીરતા ધારણ કરશે તેને લાભ જ થશે; પછી તે વ્યક્તિ ભલે સ્ત્રી હોય કે પુરુષ હોય! ધર્મસ્થાનમાં તો કલેશની વાતો થવી ન જોઈએ. અહીં તો કલેશની વાતોને નિસ્સહિ-નિસ્સહિ કરી અર્થાત્ તેનો નિષેધ કરી આવવું જોઈએ. નીતિમાં પણ કહ્યું છે કેઃ—

**अन्यस्थाने कृतं पापं धर्मस्थाने विमुच्यते।**
**धर्मस्थाने कृतं पापं वज्रलेपं भविष्यति॥**

અર્થાત્—અન્યસ્થાને કરવામાં આવેલું પાપ ધર્મસ્થાને છોડી દેવામાં આવે છે પણ ધર્મસ્થાનમાં કરવામાં આવેલાં પાપ તો વજ્રલેપ થઈ જાય છે એટલા માટે પરસ્પરનો કલેશ કંકાસ દૂર કરો અને નવો કલેશ પેદા ન કરો. જ્યારે તમે આ પ્રમાણે કરશો ત્યારે તમારું મયણરેહાની કથાનું શ્રવણ સાર્થક નીવડશે.

મયણરેહાની વાત સાંભળી યુગબાહુએ કહ્યું કે, "શું તું મને તારાથી બીલકુલ દૂર રાખવા ચાહે છે? કારણ કે તેં કેવળ મારી જ પ્રશંસા કરી છે. જે વિજય લાભ પ્રાપ્ત થયો છે તે તારી ગુપ્ત શક્તિના પ્રતાપથી જ મળ્યો છે છતાં તું કેવળ મારી જ પ્રશંસા કરે છે એ ઉપરથી તો એ જ પ્રકટ થાય છે કે, તું મને તારાથી પૃથક્ કરવા ચાહે છે. જો તેં મને શક્તિ પ્રદાન કરી ન હોત અને યુદ્ધ થયું હોત તો ન જાણે કેટલો બધો વૈરાનુબંધ બંધાત! શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—वेराणुबंधाणि महाभयाणि। અર્થાત્—વૈરાનુબંધ મહા ભયરૂપ છે. તેં જે મને શિક્ષા આપી હતી તે શિક્ષાનુસાર કામ કરવાથી યુદ્ધ કરવાનો પ્રસંગ જ આવ્યો નહિ એટલા માટે તું જ પ્રશંસાને પાત્ર છે. મે તો પ્રશંસાને યોગ્ય કાંઈ કામ કર્યું નથી."

જો બહેનો ધારે તો ઘણો સુધાર કરી શકે એમ છે. મયણરેહાની આ કથા ઉપરથી બહેનો પોતાનું કર્ત્તવ્ય સમજે અને પુરુષોનો સુધાર કરે તો તેઓનું પણ કલ્યાણ થાય અને પુરુષોનું પણ કલ્યાણ થાય!

યુગબાહુના ઉપલા કથનથી મયણરેહાને અહંકાર આવી શકતો હતો અને પતિનો વિજય તેની સલાહને કેટલેક દરજ્જે આભારી છે એમ પણ કહી ગર્વ કરી શકતી હતી. સંસારમાં અહંકાર એ મોટી આપત્તિનું કારણ છે, ભલે સ્ત્રી હોય, પુરૂષ હોય, ગૃહસ્થ હોય, બધાંને અહંકાર નીચે પાડી દે છે. જે કોઈ અહંકારથી બચતો રહે છે તેજ ઉન્નત રહી શકે છે.

**કેસરી કેસર વિષધર મણિ, જ્યોં લગે ન કિસીકે હાથ;**
**ગૌરવ ઇસમેં હૈ સ્વામીકા, નહીં ગર્વકા સાથ ॥ સતી૦ ૬૮ ॥**
**દૂર નહીં અબ રહૂં નાથસે, નિશ્ચય લીના ધાર;**
**પતિસેવા ઔર ગર્ભપાલના, સુખકા યહ વ્યવહાર. ॥ સતી૦ ૬૯ ॥**
**વસંતઋતુ આઇ સુખદાયી, પશુપક્ષી હર્ષાયે;**
**યુગબાહુજી ઉપવન જાને, નિજ અન્તઃપુર આયે. ॥ સતી૦ ૭૦ ॥**
**મૈં ઇચ્છા કી દાસી, પ્રભુજી રહૂં આપકે સંગ;**
**ચલ આયે દંપતી કાનનમેં, રંગે પ્રેમકે રંગ. ॥ સતી૦ ૭૧ ॥**

વળી મયણરેહા એવો ગર્વ પણ લઇ શકતી હતી કે હું જેઠના પ્રલોભનમાં ફસાઇ નહિ. તે તો મનમાં એમ વિચારતી હતી કે, એમાં કાંઇ મારી વિશેષતા નથી. કેસરી સિંહની મૂછના બાલ કે સાપની મણિ જો કોઈને હાથમાં ન આવે તો એમાં મુંછનાં બાલ કે મણિને માટે ગર્વ કરવા જેવી શી વાત છે; કારણકે એ પ્રતાપ તો તેના સ્વામીનો જ છે. આ જ પ્રમાણે હું પણ મારી વાતની સ્વામિની છું. આવી દશામાં હું આ વાતને કારણે અહંકાર કેવી રીતે કરી શકું? મારે આ વિષે અભિમાન પણ ન કરવું જોઈએ. અને હવે પછી પતિથી પૃથક્ પણ રહેવું ન જોઈએ પણ પતિની સાથે જ રહી પતિની અને ગર્ભની સેવા કરવી જોઈએ.

મયણરેહાને ત્યાં દાસ-દાસીની ખામી ન હતી છતાં તે પોતાના પતિની સેવા પોતાના હાથે જ કરતી હતી અને સાથે સાથે ગર્ભની પણ સેવા કરતી હતી. આજકાલ ગર્ભપાલનની તરફ બહુ જ ઓછું ધ્યાન આપવામાં આવે છે. પુરુષો યોગ્ય વયને પ્રાપ્ત થયાં પહેલાં જ સંતાનના બાપ બની જાય છે. આ જ પ્રમાણે સ્ત્રીઓ પણ યોગ્યતાને ધારણ કર્યા પહેલાં જ સંતાનની માતા બની જાય છે. આ કારણે કેવી કેવી ખરાબીઓ પેદા થવા પામી છે એ કહી ન શકાય! સંતાનને પેદા કરવાં એમાં વિશેષતા નથી; પણ વિશેષતા તો સંતાનનું પાલન-પોષણ તથા રક્ષણ કરવામાં છે. શાસ્ત્રમાં ધારિણી રાણીનું વર્ણન કરતાં એ બતાવવામાં આવ્યું છે કે, ગર્ભનું પાલન કેવી રીતે કરવું જોઈએ અને ધારિણીએ ગર્ભનું પાલન કરવા માટે શું શું કર્યું હતું!

મયણરેહા શ્રાવિકા હતી; એટલા માટે તે ગર્ભની રક્ષા કરવામાં પોતાનું કર્ત્તવ્ય માની સ્વાસ્થ્ય-શાસ્ત્રાનુસાર તે ગર્ભનું પાલન કરતી હતી અને સાથે સાથે તે પતિની સેવા પણ કરતી હતી. આ પ્રમાણે થોડા દિવસો વ્યતીત થયા એટલામાં વસન્તઋતુ આવી. વસન્ત ઋતુ આવવાથી આખું વન સુંદર અને આનંદદાયક જણાવવા લાગ્યું.

ઋતુનું વર્ણન પણ ઘણું મહત્ત્વનું છે પણ અત્યારે ઋતુવર્ણન કરવાનો સમય નથી. કવિઓ તો ઋતુનું વર્ણન કરે જ છે પણ જૈનદષ્ટિએ ઋતુનું વર્ણન કરવું એ જુદી જ વાત છે. વસન્ત ઋતુનો પ્રભાવ વન ઉપર પડે છે અને પશુ–પક્ષીઓ ઉપર પણ પડે છે.

વસન્ત ઋતુ આવવાથી યુગબાહુએ વિચાર્યું કે, પત્નીને ઘરમાં જ ઘેરી રાખવી એ ઠીક નથી. પત્નીને પણ ખુલ્લી હવામાં ફરવા લઈ જવી જોઈએ. સ્ત્રીઓ હમેશાં વનમાં જઈ શકતી નથી પણ તેઓ તો કોઈ અવસરે જ વનમાં જઈ શકે છે, એટલા માટે આ વસંતઋતુના આગમનથી વનમાં જે નૂતન સૌંદર્ય આવ્યું છે તેનો લાભ પત્નીને પણ આપવો જોઈએ. આ વસંતઋતુ વિષયભોગની ઇચ્છા જાગ્રત કરવા માટે કે વિષયભોગની વૃદ્ધિ કરવા માટે જ નથી પણ તે દ્વારા અનેક પ્રકારની શિક્ષા પણ મળે છે.

આ પ્રમાણે વિચાર કરી યુગબાહુએ મયણરેહાને કહ્યું કે, “ ઋતુરાજ વસંત સમય આવ્યો છે. વનમાં કોયલ કૂજી રહી છે. શીતલ અને સુગંધી વાયુ પણ ચાલી રહ્યો છે. આવી સુંદર ઋતુમાં બહાર ફરવા જવાની મારી ઇચ્છા છે પણ તારી સ્વીકૃતિ વિના બહાર ફરવા કેવી રીતે જવું ? માટે બહાર ફરવા જવા વિષે તારો શો વિચાર છે તે હું જાણવા ચાહું છું. ”

શું કોઈ કાર્યના વિષે પત્નીની સ્વીકૃતિ લેવાની આવશ્યકતા છે ? આજે તો સ્ત્રીઓને હલકી અને ઉચ્છૃંખલ સ્વભાવવાળી માનવામાં આવે છે પણ પહેલાંના લોકો સ્ત્રીને એવી માનતા ન હતા. તેઓ તો એમ માનતા હતા કે:— यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता । અર્થાત્–જ્યાં સ્ત્રીઓનું સન્માન થાય છે ત્યાં દેવતાઓ રમે છે. જૈનશાસ્ત્ર તો સ્ત્રીઓને માટે ત્યાં સુધી કહે છે કે, સૌથી મોટું પદ તીર્થંકરનું છે અને સ્ત્રીઓ ભગવાન મલ્લિનાથની માફક તે તીર્થંકરપદને પણ પ્રાપ્ત કરી શકે છે, છતાં તમે લોકો સ્ત્રીઓને તુચ્છ જ માનો છો.

યુગબાહુના કથનના ઉત્તરમાં મયણરેહાએ કહ્યું કે, “ નાથ ! હું તો તમારી ઇચ્છાની દાસી છું. આપની ઇચ્છાને આધીન રહેવું એ પતિવ્રત ધર્મની અનુસાર મારો નિયમ જ છે. આપ મારા સ્વામી છો એટલા માટે આપને આજ્ઞા આપવાનો અધિકાર છે છતાં આપ મારો આદર કરો છો એ આપની કૃપા છે.”

આ પ્રમાણે પતિ–પત્ની વચ્ચે જ્યારે આદરભાવ હોય છે ત્યારે જ દામ્પત્ય જીવન પ્રેમપૂર્ણ રહે છે. જે ઘરમાં દામ્પત્ય પ્રેમ નથી તે ઘર એક રીતે ઘર નહિ પણ નરક છે. સ્વામી રામતીર્થે યુરોપીય લોકોને માટે એમ લખ્યું છે કે, ત્યાંના અનેક લોકો પત્નીના દુઃખથી બચવા માટે જ દારૂ પીએ છે. તેઓ એમ વિચારે છે કે, અમે જેટલીવાર નશામાં રહીશું તેટલી જ વાર પત્નીના દુઃખથી બચતા રહીશું. આ પ્રમાણે જ્યાં દામ્પત્ય પ્રેમ નથી ત્યાં પતિ–પત્નીનું જીવન દુઃખપૂર્ણ હોય છે.

મયણરેહાએ કહ્યું કે, “ આપની ઇચ્છા વનમાં જવાની છે તો સાથે આવવામાં મને કોઈ પણ પ્રકારની આપત્તિ નથી હું તો એ જ ચાહું છું કે, આપ જ્યાં રહો ત્યાં મને સાથે જ રાખો. યુગબાહુએ ઉત્તર આપ્યો કે, “ એ તો હું ચાહતો જ હતો. હું જે ચાહતો હતો તે જ વાત તારા હૃદયમાં આવી માટે હવે ચાલો.

યુગબાહુએ મયણરેહા માટે રથ જોડાવ્યો અને પોતાનાં દાસ–દાસીને સાથે લઈ મયણરેહા સહિત વનમાં આવ્યો અને ત્યાં પડાવ નાંખ્યો.

૩૨

આ જ પ્રમાણે મણિરથ તથા નગરજનો પણ વસન્તોત્સવ ઉજવવા માટે નગર બહાર આવ્યા. વસન્તોત્સવ ઉજવવા તો બધા લોકો આવ્યા છે પણ બધા જુદી જુદી ભાવનાએ આવ્યા છે.

**સાયંકાલકો સબ જન જાતે, અપને અપને ધામ;**
**મણિરથ ભી નિજ મહલમેં આયે, મનમેં સુમરે કામ. ॥ સતી૦ ૭૨ ॥**
**યુગબાહુ કા મન અતિ રંજા, વન ક્રીડા સુખદાય;**
**સુખકારી નિવાસ યહાંકા, ગર્ભવંતી સુખ પાય. ॥ સતી૦ ૭૩ ॥**

વસન્તોત્સવ ઉજવવા માટે જે લોકો નગર બહાર આવ્યા હતા તે બધા ઉત્સવ ઉજવી સાંજે પોતપોતાને ઘેર ગયા. મણિરથ પણ પોતાના મહેલમાં પાછો આવ્યો. યુગબાહુ મનમાં વિચારવા લાગ્યો કે, અમે પરિસ્થિતિને વશ થઈ મહેલમાં રહીએ તો છીએ પણ વાસ્તવમાં મહેલ પ્રકૃતિની સાથે લડાઈ કરવા માટે બનાવવામાં આવેલ છે. અહીં વનમાં પ્રકૃતિનો જેવો અને જેટલો લાભ મળે છે તેવો અને તેટલો લાભ મહેલમાં મળતો નથી; એટલા માટે થોડા દિવસો અહીં વનમાં જ રહી પ્રકૃત્તિનો લાભ લેવો જોઈએ. અહીંનો નિવાસ ગર્ભવતી અને તેના ગર્ભને માટે પણ સુખકારી નીવડશે. આ ઉપવન કેવું સુંદર અને સુખદાયી છે? આવા સુંદર ઉપવનને છોડી દઈ લોકો મહેલોમાં નિવાસ કરે છે એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, લોકો સાચી અને લાભપ્રદ વાતોને તો ભૂલી રહ્યા છે અને કૃત્રિમ મોહક ચીજોને અપનાવી રહ્યા છે.

આજે પણ એવુંજ થઈ રહ્યું છે. વિજ્ઞાનના કથનાનુસાર શરીરને હવાની જેટલી આવશ્યકતા છે તેટલી આવશ્યકતા બીજી કોઈ વસ્તુની નથી. સારી હવા ન મળવાથી શરીરમાં રોગ પેદા થઈ જાય છે અને જો સારી હવા મળતી રહે તો શરીરના રોગો નષ્ટ થઈ જાય છે. શરીર સ્વસ્થ અને નિરોગી રહેવાથી ધર્મની સાધના પણ થઈ શકે છે અને વ્યવહાર પણ સાધી શકાય છે; પરંતુ લોકો એ વાતને ભૂલી રહ્યા છે.

યુગબાહુએ મહણરેહાને કહ્યું કે, "મને અહીંનો પવન સારો લાગે છે અને હું ધારું છું કે. અહીંની હવા તારા શરીર માટે તથા ગર્ભસ્થ બાળક માટે લાભપ્રદ નીવડશે. આ પ્રમાણે અહીંનો નિવાસ બહુ જ લાભપ્રદ જણાય છે. મારી ઇચ્છા એવી છે કે, આપણે બધા પ્રબંધ કરીને અહીં જ રહીએ." પતિના આ કથનના ઉત્તરમાં મયણરેહાએ કહ્યું કે, "આપની જેવી ઇચ્છા હોય તે પ્રમાણે હું કરવા તૈયાર છું. હું તો કેવળ એ જ ચાહું છું કે, જ્યાં આપ રહો ત્યાં જ હું રહું; એટલા માટે જો તમે અત્રે નિવાસ કરવા ચાહો છો તો મને એમાં કાંઈ વાંધો નથી. હું તો આપની ઇચ્છાને જ આધીન છું."

**સબ વિધકી વહાઁ કરી તયારી, નિશિ નિવાસ સુખકાર;**
**મયણરેહા નિજ પતિ સંગ રહ કર, ધરા ધર્મ પર પ્યાર. ॥ સતી૦ ૭૪ ॥**
**નાના વિધિ કી ધર્મભાવના, ધર્મકથા કા સાર;**
**પ્રીતમ સંગ ઇસ વિધિસે કરતી, હોવે બેડા પાર. ॥ સતી૦ ૭૫ ॥**

યુગબાહુએ વનમાં તંબુ તાણી નિવાસ કર્યો. આવા એકાન્ત અને સુખપ્રદ સ્થાને ધર્મ પણ થાય છે અને કર્મ પણ થાય છે; પણ વિવેકી લોકો આવા એકાન્ત સ્થાનનો લાભ લઈ ધર્મની જ સેવા કરે છે.

મયણુરેહા કાંઈ સાધારણુ સ્ત્રી ન હતી તેમ તે વિષયવાસનાના રંગથી રંગાએલી પણ ન હતી. એટલા માટે તે પોતાના પતિને કહેવા લાગી કે, "તમે આ બહારની વસન્તઋતુને જોઈ પ્રસન્ન તો થાઓ છો પણ તમે તમારી આન્તરિક વસન્તઋતુને જોઈ છે કે નહિ? તે આન્તરિક વસન્તઋતુને તો ભૂલી ગયા નથી ને? કારણ કે તેના વિના આ બાહ્ય વસન્ત વ્યર્થ જ છે."

મયણુરેહાના આ કથનના ઉત્તરમાં યુગબાહુએ કહ્યું કે, "આન્તરિક વસન્તઋતુ કેવી હોય છે તે હું જાણતો નથી. હવે તું સંભળાવ તો મને ખબર પડે કે આન્તરિક વસન્તઋતુ કેવા હોય છે!" મયણુરેહાએ જવાબ આપ્યો કે, "કોઈ પણ વાત યથાવસરે જ કહેવામાં આવે છે. કોયલ વસન્તઋતુ આવ્યે જ કૂજે છે. આ જ પ્રમાણે મને પણ આપની સાથે આ વિષે વાતચીત કરવાનો અવસર આજે પ્રાપ્ત થયો છે એટલા માટે હું પણ આપને થોડું કહું છું તે આપ સાંભળો.

મયણુરેહા કહેવા લાગી કે "હે! પ્રભો! મલયાચલનો પવન ચાલ્યા વિના વન ખીલતું નથી. તમે આ ખીલેલું વન જુઓ છો તે બધો આ મલયાચલના પવનનો જ પ્રતાપ છે. આ ઉપરથી આપણે વિચારવું જોઈએ કે, જ્યારે જડ પવનમાં પણ આવી શક્તિ છે તો આપણામાં રહેલા ચૈતન્ય આત્માની કેવી શક્તિ હશે! તમે આ બાહ્ય વસન્તઋતુને આંખદ્વારા જોઈ શકો છો, કોયલ વગેરે પક્ષીઓનો શબ્દ કાનદ્વારા જ સાંભળી શકો છો અને ફુલોની સુગંધ નાકદ્વારા જ સૂંઘી શકો છો. જો આપણુને આંખ, નાક, કાન વગેરે ન હોય તો આ વસન્તઋતુ આપણા માટે તો વ્યર્થ જ ગણાય; એટલા માટે અંતરાત્માને ભૂલી જવો ન જોઈએ. જે પ્રમાણે પવનની કૃપાથી જ વન ખીલે છે તે જ પ્રમાણે આત્માની કૃપાથી જ ઈન્દ્રિયોને શક્તિ મળે છે. એટલા માટે જે પ્રમાણે વનદ્વારા પવનને શ્રેષ્ઠ માનવામાં આવે છે તે જ પ્રમાણે ઈન્દ્રિયો અને શરીરથી આત્માને શ્રેષ્ઠ માનવાની આવશ્યકતા છે. શરીર કે ઈન્દ્રિયોના મમત્વમાં પડી જઈ આત્માને ભૂલી જવો ન જોઈએ. જે કોઈ પત્થર અને હીરાના ભેદને જાણતો ન હોય તો તે બન્નેને સમાન માની શકે છે પણ જ્યારે તે પત્થર અને હીરાના ભેદને સમજવા લાગે છે ત્યારે તે પત્થરનો સંગ્રહ કરતો નથી પણ હીરાનો સંગ્રહ કરે છે. આ જ પ્રમાણે જે આત્મા તથા ઈન્દ્રિયોના ભેદને જાણતો નથી તે ભલે ઈન્દ્રિય તથા શરીરને જ જુએ. પણ જે તેનો ભેદ જાણે છે તે તો આત્માની આગળ શરીર તથા ઈન્દ્રિયોને તુચ્છ જ સમજે છે. એટલા માટે આપણે આત્માને ભૂલી જવો ન જોઈએ પણ તેનો અનુભવ કરવો જોઈએ કે તે કેવો છે? મારા અને તમારા આત્મામાં ઉપરથી તો ભેદ છે પણ મૂળ સ્થિતિમાં જેવો મારો આત્મા છે તેવો જ તમારો આત્મા છે. આપણા બન્ને આત્મામાં મૂળ સ્થિતિની દૃષ્ટિએ કાંઈ ભેદ નથી. આત્મૈક્યને વ્યાપક રૂપ આપી વસંતોત્સવ ઉજવવામાં જ પોતાનું કલ્યાણ થઈ શકે છે." મયણુરેહા અને યુગબાહુ તો આ પ્રમાણે ધર્મચર્ચા કરી રહ્યા છે. બીજી બાજુ મણિરથ પોતાના મહેલમાં બીજું જ કાંઈ વિચારી રહ્યો છે. તે એમ વિચાર કરી રહ્યો છે કે યુગબાહુનું વનમાં જઈ વસવું એ મારા ભાગ્યથી જ બન્યું છે. હું પણ વસન્તોત્સવ ઉજવવા વનમાં ગયો હતો પણ મયણુરેહા વિના મારું ચિત્ત કયાંય ચોંટયું નહિ. મયણુરેહા વિના મને બધું સૂનું લાગ્યું; કારણ કે, તેણીએ મારું ચિત્ત ચોરી લીધું છે. આવી દશામાં મને સારું લાગે

ક્યાંથી ? આજે મયણરેહા વનમાં જ યુગબાહુની સાથે છે. એકલો યુગબાહુ મારું શું કરી શકે ? હું સો બસો માણસોને પણ ગણકારું એવો નથી તો પછી એકલા યુગબાહુનું મારી સામે શું ચાલે એમ છે ? તે આજે મારા ભાગ્યથી જ મયણરેહાની સાથે વનમાં રહ્યો છે. હું સમજું છું કે આજે મારા ભાગ્યમાં મયણરેહાની પ્રાપ્તિ લખી છે.

કામવિકાર શું અનર્થ કરાવતો નથી! બીજાને જીતવા તો સરલ છે પણ કામવિકારને જીતવો બહુ જ મુશ્કેલ છે. આ જ કારણે કામને શેતાન પણ કહેવામાં આવે છે.

મણિરથ પોતાના મનમાં કહેવા લાગ્યો કે, આજનો સમય મારા માટે મારી વીરતા બતાવવાનો છે. આ કામને બરાબર કરવા માટે મારે સાવધાન થવું જોઈએ અને આ કાર્યને મારા જ હાથે કરવું જોઈએ. આ પ્રમાણે વિચાર કરી તેણે પોતાના નોકરને ઘોડો લાવવાની આજ્ઞા આપી. નોકરે પૂછ્યું કે, મહારાજ! આ રાતના સમયે આપ ક્યાં પધારશો ? નોકરના આ પ્રશ્નના ઉત્તરમાં મણિરથે કહ્યું કે, રાજ્યચર્યાને તું શું જાણે ? રાજ્યચર્યા કરવા માટે રાતે પણ બહાર જવું જોઈએ.

નોકર તો મહારાજાનો ઉત્તર સાંભળી ચુપચાપ ચાલ્યો ગયો. નોકરના ચાલ્યા ગયા બાદ મણિરથે પોતાની તલવારની ધારને વિષનો પારો ચડાવ્યો કે જેથી તલવારનો સ્પર્શ થતાં જ કામ ખતમ થઈ જાય!

મણિરથે તલવારની ધાર ઉપર વિષનો પારો ચડાવ્યો પરંતુ તેણે જે વિષનો પારો ચડાવ્યો તે વિષ કરતાં તેના પોતાનામાં કામનું વિષ વિશેષ ચડેલું હતું. બીજા પ્રકારનાં વિષને ઉતારવાનો પ્રયત્ન તો ડૉક્ટર વગેરે પણ કરી શકે છે પરંતુ કામવિષને ઉતારવાનો પ્રયત્ન કરવો બહુ જ મુશ્કેલ છે. કારણ કે કામનું વિષ બહુ જ ભયંકર છે.

તમે લોકો મણિરથની નિંદા કરવા લાગશો ? પણ જે કામવિષને કારણે તમે મણિરથની નિંદા કરો છો તે કામવિષ તમારામાં તો નથી ને ? કામવિષ ચડ્યા બાદ કેવો અનર્થ થાય છે ? કહ્યું પણ છે કે :—

કામી શું ન કરે કુકર્મ રે, કામી શું ન કરે;
સુત પિત માત ભગિની સંહારેં, સ્વારથ માટે ભાઈને મારે,
પ્રભુથી દિલ ન ડરે. કામી શું ન કરે.　　કામી૦

કામ મોટો શેતાન છે. ઇશ્વરના માર્ગનું ઉલ્લંઘન કામી પુરુષ જ કરે છે. અત્યારે તો તમે પણ કામની નિંદા કરવા લાગશો પણ બહાર નીકળ્યા બાદ તમારી ઉપર કામવિકાર ચડી ન બેસે તેનું ધ્યાન રાખો. તમારાથી વધારે કાંઈ ન બને તો છેવટે પરસ્ત્રીથી તો બચો. જો તમે પરસ્ત્રીનો ત્યાગ કરી દેશો તો તો તમે કામવિષથી ઘણા બચી જશો; અને એ અવસ્થામાં તમારા માટે અગ્નિ પણ શીતલ બની જશે અને વિષ પણ અમૃત બની જશે. શીયળનો આવો મહિમા જાણી શીયળને જીવનમાં સ્થાન આપો અને છેવટે પરસ્ત્રીને માતાસમાન માની સ્વસ્ત્રીમાં સંતોષ રાખો.

હવે મણિરથ ઘોડા ઉપર બેસી કેવી રીતે વનમાં જાય છે અને શું કરે છે તેનો વિચાર આગળ ઉપર કરવામાં આવશે.

## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૩ ભાદરવા વદ ૨ બુધવાર*

### પ્રાર્થના

શ્રી આદીશ્વર સ્વામી હો, પ્રણમૂં સિરનામી તુમ ભણી,
પ્રભુ અંતરયામી આપ, મો પર મ્હેર કરી જે હો;
મેરી જે ચિંતા મન તણી, મારા કાટ પુરાકૃત પાપ. ॥ શ્રી૦ ॥ ૧ ॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી ઋષભદેવ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્માની પ્રાર્થના કરવાથી આત્મામાં જે ઉલ્લાસ પેદા થાય છે એ ઉલ્લાસને કારણે આત્મા પોતાના સ્વરૂપમાં સ્થિર થાય છે. જે પ્રાર્થનાદ્વારા આવો આત્મલાભ થાય છે એ પ્રાર્થના વિષે કહેવું જ શું ? જે પ્રમાણે કોઈ જંગલમાં દાવાનલ લાગ્યો હોય ત્યારે વનવાસી પ્રાણીઓ સુરક્ષિત શાન્તિદાયક સ્થાન જ ચાહશે, અને તેવા સમયે વનવાસી પ્રાણીઓ માટે શાન્તિદાયક સ્થાનની પ્રાર્થના કરવી સ્વાભાવિક છે; અત્રે એ ભૂલી જવું ન જોઈએ કે, આ પ્રકારની પ્રાર્થના કરવાનું તેમને દાવાનલે જ શીખડાવ્યું છે. જો તે જંગલમાં દાવાનલ જ લાગ્યો ન હોત તો વનવાસી પ્રાણીઓ તે વનને છોડી શાન્તિદાયક સ્થાને જવાની ઇચ્છા પણ ન કરત.

પરમાત્માની પ્રાર્થના કરવા વિષે આત્માની પણ બરાબર આ જ સ્થિતિ છે. સંસાર અને સિદ્ધિસ્થાન એ બે સ્થાનોમાં સિદ્ધિસ્થાન તો શાન્તિદાયક છે પણ સંસાર એવો છે કે :—

अलित्तो णं लोए भन्ते ! पलित्तो णं लोए भन्ते ! ।

અર્થાત્—આ સંસાર બળી રહ્યો છે, આ સંસાર પ્રજ્વલી રહ્યો છે. જ્યારે આત્માને એમ ભાન થાય છે કે, આ સંસાર આવો છે ત્યારે તે શાન્તિદાયક સિદ્ધિસ્થાન માટે જ પ્રાર્થના કરે છે અને તેને જ ચાહે છે. આ પ્રમાણે સિદ્ધિસ્થાન ત્યારે જ ચાહવામાં આવે છે કે જ્યારે સંસારમાં દાવાનલ લાગ્યો છે એવું જાણવામાં આવે છે.

આપણે ભગવાન ઋષભદેવનું જે સ્મરણ કરીએ છીએ તેમાં દુઃખ નિમિત્તભૂત છે. સુખના સમયમાં ભગવાનનું સ્મરણ કરવાની જરૂર જણાતી ન હતી; પરંતુ દુઃખથી ગભરામણ થાય છે ત્યારે તેમનું સ્મરણ કરવામાં આવે છે. કારણ કે, દુઃખથી બચવાનો એક માત્ર ઉપાય તેમનું શરણ જ છે. કેટલાક લોકો કહે છે કે ધર્મની આવશ્યકતા નથી પણ જે ધર્મનું સ્વરૂપ સમજ્યો છે તે ધર્મની આવશ્યકતા સ્વીકારે જ છે. સંસારમાં દુઃખોથી બચવા માટે તથા શાન્તિ પ્રાપ્ત કરવા માટે ધર્મની આવશ્યકતા છે જ. જો સંસારમાં ચોરીની ઉપાધિ ન હોય અને બધા લોકો પ્રામાણિકતાનો વ્યવહાર કરતા હોય તો એ અવસ્થામાં રાજ્ય-વ્યવસ્થાની પણ આવશ્યકતા ન રહે. પણ જ્યારે ચોરી વગેરેની ઉપાધિ છે ત્યારે રાજ્ય-વ્યવસ્થાની પણ

*નોટ :—પર્યુષણ બાદ પૂજ્યશ્રીએ અઠ્ઠાઈનો તપ કરેલ તેથી ભાદરવા વદી ૧ સુધી ત્યાંસુધી વ્યાખ્યાનો ફરમાવેલ નહોતાં.

આવશ્યકતા છે જ. રાજ્ય વ્યવસ્થા જે શાન્તિ આપે છે તે તો કૃત્રિમ શાન્તિ છે. સાચી શાન્તિનો માર્ગ તો ભગવાન તીર્થંકરોએ જ શોધ્યો છે. જો આપણે સાંસારિક દુઃખોમાંથી મુક્ત થઈ સાચી શાન્તિ ચાહતા હોઈએ તો આપણે ભગવાન તીર્થંકરે શાન્તિનો જે માર્ગ બતાવ્યો છે તે માર્ગે પ્રયાણ કરવું જોઈએ. તીર્થંકર ભગવાને શાન્તિનો જે માર્ગ બતાવ્યો છે તે માર્ગ હવે શાસ્ત્રદ્વારા બતાવું છું :—

## સમ્યક્ત્વ પરાક્રમ—પાંચમો બોલ

આજે ઘણા દિવસો બાદ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯ મા અધ્યયનની વાત કહું છું. આ અધ્યયન વિષે જેમ જેમ વિશેષ વિચાર કરવામાં આવે છે તેમ તેમ તેની ગંભીરતા જણાતી જાય છે. આ શાસ્ત્રનો વિચાર એવો ગહન છે કે, તેને વર્ણવવાને જીભ સમર્થ નથી અને શાસ્ત્ર વિચારની ગંભીરતા જોઈ જીભ મૂંગી બની જાય છે. છતાં બાળક જે પ્રમાણે ચંદ્રમાને પકડી શકતો નથી છતાં પકડવાની ઇચ્છા રાખે છે એ ન્યાયે હું પણ પરમાત્માના શરણે જઈ શાસ્ત્રના ગંભીર વિચારને કહેવાની બાલચેષ્ટા કરું છું.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯ મા અધ્યયનના પાંચમા બોલ–આલોચનાના ફળ વિષે ઘણા દિવસો પહેલાં વિચાર કર્યો હતો. આજે પુનઃ આલોચનાના ફળ વિષે થોડો વિચાર કરું છું. આ પાંચમા બોલમાં ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે, આલોચના કરવાથી જીવને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કે, આલોચનાદ્વારા સરળતા પ્રાપ્ત થાય છે. ભગવાને આ ઉત્તરદ્વારા જાણે આપણને એવો બોધ આપ્યો છે કે, સાચી આલોચના તે જ છે કે, જે સરળતાપૂર્વક કરવામાં આવે; અથવા જે સરળતા પ્રગટ કરાવે તે જ સાચી આલોચના છે. શાસ્ત્ર કહે છે કે, જે અપરાધનો દંડ એક માસનો હોય છે તે અપરાધની આલોચના જો નિષ્કપટભાવે કરવામાં આવે તો એક જ માસનો દંડ આપવામાં આવે છે, પણ જો કપટસહિત આલોચના કરવામાં આવે તો બે માસનો દંડ આવે છે. અર્થાત્ એક માસનો દંડ તો તે અપરાધનો હોય છે અને એક માસનો વિશેષ દંડ કપટ રાખવા માટે હોય છે. આ પ્રમાણે કહી શાસ્ત્રકારોએ માયા–કપટને મહાન્ અપરાધ ગણ્યો છે અને એટલા જ માટે ભગવાને કહ્યું છે કે, સરળતાપૂર્વક આલોચના કરશે તેનામાં માયા–કપટ રહેવા નહિ પામે.

સંસારમાં ભ્રમણ કરાવનાર માયા, કપટ કે અવિદ્યા જ છે. સંસારનું બીજ કપટ જ છે. ભગવાન કહે છે કે, કપટ અર્થાત્ માયાના પ્રતાપથી જ જીવને સ્ત્રીવેદ કે નપુંસકવેદનો બંધ થાય છે. પણ જે કપટ રહિત થઈ આલોચના કરે છે અને સરળતા ધારણ કરે છે તેને સ્ત્રીવેદ કે નપુંસક વેદનો બંધ થશે નહિ અને જો પૂર્વમાં કદાચ સ્ત્રીવેદ કે નપુંસકવેદનો બંધ થયો હશે તો તેની પણ નિર્જરા થઈ જાય છે.

કેટલાક લોકો કહે છે કે, કરેલાં કર્મને ભોગવવાં જ પડે છે. આ વાત સાચી પણ છે. પરંતુ શાસ્ત્ર સાથે સાથે એમ પણ કહે છે કે, સરળતા ધારણ કરવાથી કરેલાં કર્મોની નિર્જરા થઈ જાય છે. જો કર્મોની નિર્જરા થઈ શકતી ન હોય તો પછી મોક્ષનો ઉપદેશ જ વ્યર્થ જાય!

નિષ્કપટ થઈ પોતાનાં પાપોની આલોચના કરવાથી શું ફળ મળે છે? એને માટે ટીકાકાર સંગ્રહરૂપે જે કહે છે. તેનો ભાવાર્થ એવો છે કે, આલોચના કરવાથી સ્ત્રીવેદ કે નપુંસક-

વેદનો બંધ થતો નથી એટલું જ નહિ પણ પહેલાં બાંધવામાં આવેલ સ્ત્રીવેદ કે નપુંસકવેદનાં કર્મોની નિર્જરા થાય છે અને સાથે સાથે મોક્ષનાં વિઘાતક બીજાં કર્મો પણ નાશ પામે છે. આ પ્રમાણે સરળતાપૂર્વક આલોચના કરવાનું ફળ મોટું હોવાથી સરળતાનું મહત્ત્વ ઘણું છે, અને જો સરળતાપૂર્વક પરમાત્માને વંદન કરવામાં આવે તો આત્માને પરમાત્માભાવ પણ પ્રાપ્ત થાય છે. અરીસામાં જ્યારે મોઢું જોવું હોય ત્યારે અરીસા અને મોઢા વચ્ચે કોઈ પ્રકારનું અંતર રાખવામાં આવતું નથી. જો અરીસો અને મોઢા વચ્ચે જરા પણ અંતરપટ રાખવામાં આવે તો એ દશામાં અરીસામાં મોઢું જોઈ શકાતું નથી. આ જ પ્રમાણે આલોચના કરવામાં જો વચમાં થોડુંક પણ કપટનું અંતર રાખવામાં આવે તો તે આલોચના થશે નહિ પણ એક પ્રકારનો ઢોંગ થશે, એટલું જ નહિ પણ આલોચનાથી પેદા થતો લાભ પણ પ્રાપ્ત થશે નહિ. એટલા માટે આલોચના કપટભાવ-રહિત કરવી જોઈએ.

સંસારમાં જે કાંઈ આવિષ્કાર જોવામાં આવે છે તે બધા દુઃખને કારણે જ પેદા થએલા છે. જો લજ્જાનું દુઃખ ન હોત તો કપડાંનો આવિષ્કાર શા માટે થાત? ભૂખનું દુઃખ ન હોત તો ભોજનનો આવિષ્કાર પણ શા માટે પેદા થાત? આ વ્યાવહારિક ઉદાહરણોની માફક જો આત્મામાં કોઈ પ્રકારની ખામી ન હોત તો આલોચના પણ શા માટે અને કોની કરવામાં આવત? પરંતુ આત્મામાં કોઈ પ્રકારની ખામી રહેલી છે એ કારણે જ આલોચના કરવાની આવશ્યકતા રહે છે. આત્મામાં ખામી હોવી તે છદ્મસ્થ આત્માનો સ્વભાવ છે. પરંતુ શાસ્ત્રકાર કહે છે કે, તે ખામીને દબાવી ન રાખો પણ સરળતાપૂર્વક તેને બહાર કાઢવાનો પ્રયત્ન કરો. આ પ્રમાણે ખામીને દૂર કરવાનો પ્રયત્ન કરવાથી આત્મામાં બીજી જે ખામીઓ હશે તે પણ દૂર થઈ જશે, અને આત્માના અધ્યવસાયોમાં એવી ઉજ્જવલતા આવશે કે જેથી બધાં કર્મો નષ્ટ થઈ જશે. પોતાની ખામીઓ દૂર થવાથી પોતાના આત્માને તો લાભ થાય છે પણ સાથે સાથે બીજાઓના આત્માને પણ લાભ પહોંચે છે. પોતાના આત્માને લાભ થવાથી બીજાના આત્માને કેવી રીતે લાભ થાય છે એ વાત એક દૃષ્ટાન્તદ્વારા સમજાવું છું:—

કોઈ ધનિક શેઠના પુત્રને કોઈ ભયંકર રોગ પેદા થયો. શેઠે પુત્રના રોગોને મટાડવા માટે અનેક વૈદ્યોને બોલાવ્યા. વૈદ્યોએ કહ્યું કે, આ રોગને મટાડવા માટે કરોડ દવાઓની આવશ્યકતા છે. આ કરોડ દવાઓનો ખર્ચ પણ કરોડો રૂપિયાનો થશે. શેઠે કહ્યું કે, એ તો ઠીક છે, પરંતુ દવા થોડી થોડી હોવા છતાં કરોડ દવાઓનું વજન કેટલું બધું થશે? વૈદ્યોએ ઉત્તર આપ્યો કે વજન તો અવશ્ય વધારે થશે પણ એ દવાથી બીજાને પણ લાભ પહોંચશે. તમારા પુત્રનો રોગ તો નાશ પામશે પણ સાથે સાથે એ રોગથી બીજા દુઃખી લોકોનો રોગ પણ નાશ પામશે. આ પ્રમાણે આ દવાથી તમારા પુત્રની સાથે બીજા રોગીઓને પણ લાભ પહોંચશે. અમારી સમજ પ્રમાણે તમારા પુત્રને આ જે રોગ આવ્યો છે તે માનો કે બીજા રોગીઓના રોગ જવાના કારણે આવ્યો છે. શેઠે વૈદ્યોના આ કથનને ઉચિત માન્યું અને તીજોરીમાંથી રૂપિયા કાઢી દવાઓનો સંગ્રહ કરાવ્યો. એ દવાઓમાંથી વૈદ્યોએ અમુક ખાસ દવા તૈયાર કરી કે જે દવાના સેવનથી શેઠનો છોકરો રોગ મુક્ત થઈ ગયો. શેઠે પછી એવી જાહેરાત કરાવી કે, અમુક રોગની દવા અમારી પાસે છે એટલા માટે જે વ્યક્તિને તે રોગ હોય તે વ્યક્તિ અમારી પાસેથી દવા લઈ જઈ શકે છે. આ જાહેરાતથી અનેક રોગીઓ શેઠને ત્યાંથી તે દવા લેવા લાગ્યા, અને દવાના સેવનથી રોગમુક્ત થવા લાગ્યા.

ઉપરના ઉદાહરણ ઉપરથી તમે એમ વિચારો કે શેઠના છોકરાને તે રોગ થયો તે સારૂં થયું કે ખરાબ ? વાસ્તવમાં આ વિષે એકાન્ત રૂપે કાંઈપણ કહી શકાય નહિ પણ જે લોકો તે દવાના સેવનથી રોગમુક્ત થયા હતા તે લોકો એમ જ કહેતા હતા કે, અમારા ભાગ્યથી જ શેઠના છોકરાને રોગ થયો હતો. તે લોકોનું આ કથન સાંભળી શેઠ શું કહી શકે ?

આ જ પ્રમાણે આત્માને કોઈ પ્રકારની ખામીનો રોગ પેદા થયો છે. ભગવાન મહાવીર મહાવૈદ્ય સમાન છે એટલે તેઓ આ રોગની અકસીર દવા તરીકે આલોચનાને બતાવી એમ કહે છે કે, “ હે શ્રમણ–શ્રમણીઓ ! આ દવા એવી અકસીર છે કે તમે લોકો રોગમુક્ત થઈ જશો એટલું જ નહિ પણ તમારી સાથે બીજા લોકો પણ રોગમુક્ત થઈ જશે. હું તમારી સામે નિર્ગ્રન્થ પ્રવચન રૂપી જે દવા મૂકું છું તે દવાના સેવનથી તમારો રોગ પણ નષ્ટ થશે અને સાથે સાથે બીજા લોકોનો રોગ પણ નષ્ટ થશે.” આ પ્રમાણે ભગવાને આપણને નિર્ગ્રન્થ પ્રવચનરૂપી દવા બતાવી છે પણ જો કોઈ આ દવા જ ન લે તો એ દશામાં રોગ કેવી રીતે નાશ પામે ? ભગવાન તો ત્રિલોકીનાથ છે, એટલા માટે તેઓ તો નારકીના જીવો સુધીનું દુઃખ મટાડવા ચાહે છે, અને એ કારણે તેમણે બધાનું કલ્યાણ થાય એવી નિર્ગ્રન્થ પ્રવચનરૂપી દવા બતાવી છે. આ દવાને બીજા લે કે ન લે પણ આપણે. અર્થાત્ સાધુ–સાધ્વી શ્રાવક–શ્રાવિકાએ તો ભગવાને બતાવેલી આ દવા લેવી જ જોઈએ. જો આપણે આ દવાનું બરાબર નિયમિત સેવન કરીએ અને દવાના સેવનથી આપણો રોગ નાશ પામે તો એ દશામાં બીજાઓને પણ આ દવા ઉપર વિશ્વાસ પેદા થશે અને તેઓ પણ આ દવાનું સેવન કરી ભવભ્રમણનો રોગ મટાડી આત્મ કલ્યાણ સાધી શકશે. આ પ્રમાણે આલોચનાથી પોતાને તો લાભ થાય જ છે પણ સાથે સાથે બીજાઓને પણ લાભ પહોંચે છે.

આલોચના શા માટે કરવી જોઈએ અને આલોચના કરવાથી શું હાનિ થાય છે તથા આલોચના કરવાથી કયા ફળની પ્રાપ્તિ થાય છે ? આ બધી વાતોનો સંગ્રહ કરી ટીકાકાર એક ગાથામાં કહે છે કેઃ—

**उद्धियदंडो साहू अचिरं जे सासयं ठाणं ।**
**सोवि अणुद्धे दंडो संसारे पवडओ होति ॥**

અર્થાત્—સાધુઓને માટે એ ઉચિત છે કે, તેઓ પોતાના આત્મામાં પાપરૂપી શલ્ય હોય તો તે શલ્યને બહાર ખેંચી કાઢે; પછી ભલે તે મિથ્યાત્વશલ્ય હોય, નિદાનશલ્ય હોય કે કષાયશલ્ય હોય. આ ત્રિવિધ શલ્યમાંથી કોઈપણ શલ્ય ઘૂસી ગએલ હોય તો બહાર કાઢી નિઃશલ્ય થઈ જવું જોઈએ. આ પ્રમાણે નિઃશલ્ય થવાથી થોડા જ વખતમાં શાશ્વતસ્થાન અર્થાત્ મોક્ષ પ્રાપ્ત થાય છે. આથી વિરુદ્ધ જો કોઈ સાધુ નિઃશલ્ય ન થાય પણ પોતાનામાં પાપને રહેવા દે અને પોતાનામાંથી દંડને બહાર કાઢે નહિ તો તે સાધુ અનન્ત સંસારની વૃદ્ધિ કરે છે. એટલા માટે આ સંસારમાંથી જે બહાર નીકળવા ચાહે છે તેમણે પોતાનાં પાપોને પ્રગટ કરી નિષ્કપટ ભાવે આલોચના કરવી જ જોઈએ.

પાંચમા બોલનું વર્ણન આજે સમાપ્ત થયું છે. આ પાંચમા બોલનું વર્ણન સાંભળી હવે આપણે શું કરવું જોઈએ એ વિષે વિચાર કરવાની આવશ્યકતા છે. ભગવાન કહે છે કે “ હું તો બધાંય જીવોનું કલ્યાણ ચાહું છું પણ પોતાનું કલ્યાણ પોતાના હાથમાં જ છે. ”

જેમકે સૂર્ય તો પ્રકાશ આપે છે અને સ્પષ્ટ કરી દે છે કે, આ સાપ છે અને આ ફુલની માળા છે. આ પ્રમાણે સૂર્યદ્વારા સાપ અને ફુલની માળાનું સ્પષ્ટીકરણ કરવા છતાં જો કોઈ માણુસ સાપને ફુલની માળા સમજી પકડે તો એમાં સૂર્યનો શો દોષ ? આ જ પ્રમાણે શાસ્ત્ર એમ સ્પષ્ટ કહે છે કે, પોતાનામાંથી પાપને બહાર કાઢી મૂકો. પાપને બહાર કાઢવાનો આત્માને આ અપૂર્વ અવસર મળ્યો છે. જો આત્મા આ સમયે પણ પોતાનાં પાપોને બહાર નહિ કાઢે તો પછી ક્યારે કાઢશે ? શાસ્ત્ર આ પ્રમાણે સ્પષ્ટ કહેતું હોવા છતાં જો કોઈ પોતાનાં પાપોને બહાર ન કાઢે તો એમાં શાસ્ત્ર શું કરી શકે ? કોઈ વ્યક્તિ ઉપરથી તો પવિત્રતાનો ઢોંગ કરે અને અંદરથી પાપને દબાવી કે છુપાવી રાખે તો એમાં શાસ્ત્ર શું કરે ?

પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજ ઘણીવાર કહ્યા કરતા હતા કે, આજકાલ સાધુઓમાં એ ખરાબી પેસી ગઈ છે કે, તેઓ ઉપરથી તો સાફ રહે છે પણ અંદરથી પોલ રાખે છે. આ પ્રકારની પદ્ધતિથી સાધુઓની તથા સમાજની ઘણી હાનિ થઈ છે. આજે પણ એવું જોવામાં આવે છે કે, કેટલાક સાધુઓ ઉપરથી તો સાધુતાનો સુંદર સ્વાંગ રાખે છે પણ અંદરથી પોલ ચલાવે છે. દેશનેતાઓ, સમાજ સેવકો, જાતિસેવકો વગેરેમાં કેટલાક લોકો એવા જોવામાં આવે છે કે, જેઓ બહારથી કાંઈ બીજું જ બતાવે છે અને અંદરથી કાંઈ બીજું જ કરે છે. આજે તો ધર્મ માર્ગમાં પણ આવું જ થઈ રહ્યું છે.

જે કાળમાં આવું અંધેર ચાલે છે તે કાળને શાસ્ત્રકારો વિષમકાળ કહે છે. જે કાળમાં પાપ તો થતાં હોય પણ તે પાપોને ન છૂપાવતાં પ્રગટ કરવામાં આવે અને તેને બહાર કાઢવાની ભાવના રાખવામાં આવે, તે કાળમાં ગમે તેટલાં પાપો થતાં હોય છતાં તે કાળને કલ્યાણનો જ કાળ કહેવામાં આવ્યો છે. આજના કાળમાં જ અપરાધો થાય છે એવું કાંઈ નથી. પૂર્વકાળમાં પણ અપરાધો થતા હતા. પરંતુ વર્ત્તમાનકાળ અને પૂર્વકાળમાં એ અન્તર છે કે, પૂર્વકાળમાં અપરાધોને અપરાધ જ માનવામાં આવતાં હતાં, અને તેને છુપાવવામાં આવતા ન હતા; ત્યારે વર્ત્તમાન કાળમાં અપરાધને પ્રગટ કરવાની પદ્ધતિ બહુ જ ઓછી જોવામાં આવે છે, અને પાપ કે અપરાધને અપરાધ માનનારા લોકો પણ બહુ જ ઓછા નીકળે છે. દેશમાં ચારે બાજુ ફેલાએલા આ રોગને કારણે જ આજે વિદેશીઓ ભારતીય લોકો ઉપર ઓછો વિશ્વાસ રાખે છે. ઈતિહાસ જોવાથી એવું જાણવામાં આવે છે કે, ભારતમાં એવા કેટલાક લોકો પણ થયા છે કે જેમણે સ્વાર્થની પૂર્ત્તિ કરવા માટે દેશદ્રોહ પણ કર્યો હોય ! આમ થવામાં શાસ્ત્રોને દોષપાત્ર ગણી શકાય નહિ. શાસ્ત્રો તો સ્પષ્ટરૂપે કહે છે કે, સરળ બનો, કપટ ન કરો, અપરાધના પાપ કરતાં કપટનું પાપ વધારે છે.

સરળતા ધારણ કરવાથી અને અપરાધને અપરાધ માનવાથી કેવો લાભ થાય છે એનાં ઉદાહરણો શાસ્ત્રમાં તથા ઇતિહાસમાં નોંધાએલાં છે. એમાં સતી ચંદનબાળા અને મૃગાવતીનું ઉદાહરણ બહુ બોધદાયક છે.

સતી ચંદનબાળાને* મહાન્ સતી માનવામાં આવી છે. તે બધી સતીઓમાં મોટી સતી હતી. આ જ પ્રમાણે મૃગાવતીને× પણ મોટી સતી માનવામાં આવી છે. એ બન્ને સતીઓમાં પારસ્પરિક પ્રેમ પણ સારો હતો, છતાં એક દિવસ જ્યારે અજાણતાં

* જુઓ આ જ પ્રકાશક તરફથી પ્રસિદ્ધ થએલ "બ્રહ્મચારિણી-મહાસતી ચંદનબાળા"

× સંસારપક્ષે મૃગાવતી એ ચંદનબાળાનાં માસી થતાં હતાં.

સતી મૃગાવતી અકાળમાં સ્થાન બહાર રહી ગઈ ત્યારે સતી ચંદનબાલાએ મૃગાવતીને કહ્યું કે, આપ જેવી મોટી સતીને અકાળમાં બહાર રહેવું શોભતું નથી. આ પ્રમાણે ચંદનબાળાએ મૃગાવતીને મીઠો ઉપાલંભ આપ્યો. મૃગાવતી વિચારવા લાગી કે, આજે હું ઉપાલંભને પાત્ર બની ! જો કે, મૃગાવતી એમ કહી શકતી હતી કે, 'હું જાણી જોઈને બહાર રહી ન હતી' પણ તેનામાં એવો વિનય હતો, એવી નમ્રતા હતી કે તેનાથી એમ કહી શકાયું નહિ. તે વિનયપૂર્વક ઊભી રહી વિચારવા લાગી કે, મારામાં કેવું અજ્ઞાન છે કે મારા કારણે મારી ગોરાણીને આવું કષ્ટ થયું ? મારી અપૂર્ણતા અને મારી અજ્ઞાનતાને કારણે જ આમ થયું છે. જો મારામાં અપૂર્ણતા ન હોત તો આમ થાત જ શા માટે ?

આ પ્રમાણે પોતાના અજ્ઞાન વિષે વિચાર કરતાં કરતાં તેમણે અખિલ સંસારનો વિચાર કરી નાંખ્યો કે, અજ્ઞાને શું શું નથી કર્યું ? અજ્ઞાને મને સંસારમાં કેટલું બધું ભ્રમણ કરાવ્યું છે. આ પ્રમાણે અજ્ઞાનની નિંદા અને પોતાની ભૂલનો પશ્ચાત્તાપ કરવાને કારણે તેનામાં ઉજ્જવલ ભાવ પ્રકટ થઈ ગયા, કે જેથી તેનામાં અજ્ઞાન ન રહ્યું અને કેવલજ્ઞાન પ્રગટ થયું. કેવલજ્ઞાન પ્રગટ થવા છતાં સતી મૃગાવતી ઊભાં જ રહ્યાં. એટલામાં તેમણે પોતાના જ્ઞાનથી ત્યાં જોયું કે, એક કાળો સાપ જ્યાં ચંદનબાલા હાથને તકીયો બનાવી સૂતાં છે તે બાજુ જઈ રહ્યો છે. જો તે હાથને દૂર કરવામાં ન આવે તો સાપ કરડે એવો દરેક જાતનો સંભવ છે. સાપ કરડે તો કેટલો બધો અનર્થ થાય ? આ પ્રમાણે વિચાર કરી, મૃગાવતીએ સર્પના માર્ગને રુંધતો ચંદનબાલાનો હાથ દૂર કર્યો. હાથને દૂર કરતાં જ ચંદનબાલાની આંખ ઊઘડી ગઈ અને તેણીએ પૂછ્યું કે, મારો હાથ કોણે ખસેડયો ? મૃગાવતીએ ઉત્તર આપ્યો કે, ક્ષમા કરો. આપનો હાથ મેં દૂર કર્યો છે. ચંદનબાલાએ ફરી પૂછ્યું કે શા માટે હાથને દૂર કર્યો ? મૃગાવતીએ જવાબ આપ્યો કે, કારણવશાત્ આપનો હાથ દૂર કરવા જતાં આપની આંખ ઊઘડી ગઈ. આપ મારો એ અપરાધ માફ કરો. ચંદનબાલાએ પૂછ્યું કે, તું હજીસુધી જાગી રહી છે મૃગાવતીએ ઉત્તર આપ્યો કે, નિદ્રા લેવાની હવે આવશ્યકતા જ રહી નથી. ચંદનબાલાએ પૂછ્યું કે, પણ હાથને દૂર કરવાનું શું કારણ ? મૃગાવતીએ કહ્યું કે, આ બાજુએથી એક કાળો સાપ આવી રહ્યો હતો. તે સર્પના માર્ગમાં આપનો હાથ પડ્યો હતો એટલે સાપ આપના હાથને કરડે એવો સંભવ હતો એ કારણે મેં આપનો હાથ દૂર કર્યો હતો. ચંદનબાલા કહેવા લાગી કે, આ અંધારી રાતમાં તમે કાળા સાપને કેવી રીતે જોઈ શકયા ? અંધારી રાત્રે કાળા સાપને જોઈ શકવો એ ચર્મચક્ષુનો વિષય નથી. શું તમને કેવલજ્ઞાન થયું છે ? મૃગાવતીએ ઉત્તર આપ્યો કે, એ બધો આપનો જ પ્રતાપ છે.

મૃગાવતીમાં કેટલો બધો વિનય અને કેવો ઉજ્જ્વલ ભાવ હતો ! પરિશ્રમ તો આજે પણ કરવામાં આવે છે પરંતુ ઊલટો પરિશ્રમ કરવામાં આવે છે; અર્થાત્ પોતાના અપરાધોને છુપાવવા માટે પરિશ્રમ કરવામાં આવે છે. સતી મૃગાવતી જાણી જોઈને સ્થાન બહાર રહી ન હતી પરંતુ અજાણતાં સ્થાનબહાર રહી હતી છતાં તેમનામાં કેટલી બધી સરળતા હતી કે તેમણે પોતાને જ અપરાધી માની.

સતી મૃગાવતીને કેવલજ્ઞાન થયું છે એ જાણી સતી ચંદનબાલા એવો પશ્ચાત્તાપ કરવા લાગી કે, મેં આવી સતીને ઉપાલંભ આપ્યો અને કેવલીની પણ આશાતના કરી એ મારાથી અપરાધ થયો છે. હું મારા પોતાના અપરાધને તો જોતી નથી અને બીજાને ઉપાલંભ

આપું છું. આ પ્રમાણે પશ્ચાત્તાપ કરતી સતી ચંદનબાલા મૃગાવતીને કહેવા લાગી કે, મેં આપની અવજ્ઞા કરી છે અને મારા કારણે આપને કષ્ટ થયું છે. મારો આ અપરાધ આપ ક્ષમા કરો. જ્યારે હું મારા પોતાના અપરાધને જોઈ શકતી નથી ત્યારે હું બીજાને ઉપાલંભ કેવી રીતે આપી શકું ? મૃગાવતીએ કહ્યું કે, આપે મને ઉપાલંભ આપ્યો એનો જ આ બધો પ્રતાપ છે. વળી ભલે અનંતજ્ઞાન પ્રગટ થઈ જાય તો પણ ગુરૂ ગોરાણીનો વિનય તો કરવો જ જોઈએ. એટલા માટે આપ કોઈ પ્રકારનો પશ્ચાત્તાપ ન કરો પણ મારા કારણે આપને કષ્ટ થયું છે એ બદલ આપ મને ક્ષમા આપો.

ચંદનબાલા વિચારવા લાગ્યાં કે, આ પ્રકારનો ઉપાલંભ ન જાણે મેં કોને કોને આપ્યો હશે ? અજ્ઞાનવશાત્ મારાથી આવા અનેક અપરાધો થયા હશે ? મેં મારો અપરાધ તો જોયો નહિ અને બીજાને જ ઉપાલંભ આપવામાં હું રહી. આ પ્રમાણે ચંદનબાલા આત્મનિંદા કરવા લાગી. આત્મનિંદા કરતાં કરતાં તેમને પણ કેવલજ્ઞાન પ્રગટયું.

કહેવાનો આશય એ છે કે, સરળતા ધારણ કરવાથી અને પોતાનાં પાપો વિષે ઊંડો વિચાર કરવાથી આત્મા નવાં કર્મો તો બાંધતો નથી પણ પૂર્વ કર્મો પણ નષ્ટ કરી દે છે. ભગવાને કહ્યું છે કે, આલોચના કરવાથી સ્ત્રીવેદ અને નપુંસકવેદનો બંધ થતો નથી અને જો પહેલાં તે વેદનો બંધ થયો હોય તો તે કર્મો પણ નિર્જરી જાય છે. છતાં આપણે એમ વિચારવું ન જોઈએ કે, આલોચના કરવાથી અમને પુરુષવેદનો બંધ થાય. પણ એમ વિચારવું જોઈએ કે, અમારાં બધાં કર્મો નિઃશેષ થઈ જાય.

## મયણરેહા ચરિત્ર—૨૪

**પાપમતિ મણિરથ મન સોચે, મયણરેહા કા બોલ;**
**યુગબાહુ કો જો નહીં મારું, તો લગે નહીં સંજોગ. ॥ સતી૦ ૭૬ ॥**
**યુગબાહુ નારી સહ બનમેં, સુન કર હર્ષ ભરાય;**
**ખડ્ગ હાથ લે અશ્વારૂઢ હો, મણિરથ ચલ કર આય. ॥ સતી૦ ૭૭ ॥**
**પહરેદાર તકરાર કરે જબ, ભાઇ પે કહલાય;**
**દૂત તુમ્હારે મુઝે રોકતે, મૈં મિલનેકો આય. ॥ સતી૦ ૭૮ ॥**

મણિરથ યુગબાહુ વિષે વિચારવા લાગ્યો કે, તે ભાઇ શું છે, માનો કે, તે તો મારો વૈરી છે. એ વૈરી ભાઈને કોઈપણ ઉપાયે દૂર કરવો જોઈએ. જ્યાંસુધી એને દૂર નહિ કરું ત્યાંસુધી મયણરેહાને મારી કરી શકાય એમ નથી, પોતાના કાર્યમાં ઊભી થતી બાધાને દૂર કરવી અને બાધકને મારી નાંખવો એ તો રાજાઓનો ધર્મ છે.

ઘણા રાજાઓ આ જ પ્રમાણે વિચારે છે, અને તેઓ એવો વિચાર ધરાવે છે કે, અમે કહીએ તે જ પૂર્વદશા અને અમે કરીએ તે જ ન્યાય. આવા લોકો જ જગતમાં પાપ ફેલાવે છે અને જ્યારે પાપ વધી પડે છે ત્યારે તે પાપને દૂર કરવા માટે કોઈને કોઈ મહાપુરુષ પેદા થાય જ છે.

મણિરથના જે દોષ જોવામાં આવે છે તે દોષ વાસ્તવમાં રાજાનો છે કે કામનો છે ? મણિરથ પહેલાં સ્વચ્છ હૃદયનો હતો પણ કામવાસનાના પ્રતાપે જ તે આવો બની ગયો હતો. જે કામનો પ્રભાવ આવો છે, તે કામને શું તમે છોડશો નહિ ? આપણે તો ધર્મની દૃષ્ટિએ નિર્ણય કરવાનો છે, એટલા માટે આપણે એ જ કહી શકીએ કે, મણિરથનો દોષ

નથી પરંતુ કામનો જ દોષ છે. કામને આધીન થવાથી જ તેણે તલવાર ઉપર વિષનો પારો ચડાવ્યો અને ભાઇને મારી નાંખવા માટે પણ તે તૈયાર થયો. મણિરથે તલવાર ઉપર વિષ ચડાવ્યું પણ વાસ્તવમાં કામનું જેવું વિષ હોય છે તેવું વિષ બીજું એકેય નથી. આપણા હૃદયમાં જો કામનું વિષ હોય તો તે વિષ બહાર કાઢી નાખવું જોઈએ. જો સ્થૂલ વિષ હોય તો તેને પણ બહાર કાઢવું અને સૂક્ષ્મ વિષ હોય તો તેને પણ બહાર કાઢવું. સ્થૂલ પાપ તો દૃષ્ટિમાં પણ આવે છે પરંતુ સૂક્ષ્મ પાપનું દૃષ્ટિમાં આવવું બહુ જ મુશ્કેલ છે. તમે ગૃહસ્થ છો એટલા માટે તમારાથી વધારે કાંઈ બની ન શકે તો પરસ્ત્રીના પાપથી તો બચો. પરસ્ત્રીના પાપથી બચશો તો તમે કામના વિષથી પણ બચી જશો,

વિષમ વિષધર જાનો સદાહી, પરનારીકા રૂપ,
અન્ય જહરકી મિલે ઔષધિ, યહ હૈ જહર અનૂપ;
વિરત રહો પરનારીસે સબ, યહ સુખ ક્ષણભંગૂર,
કરુણા મૈત્રી પ્રજ્ઞા વધૂસે, ભોગો સુખ ભરપૂર.
નિર્મલ દીપ વિવેક તભી તક, ફૈલાતા હૈ પ્રકાશ;
મૃગનયની કે નયન બાણસે, બિંધા ન હૃદયાકાશ.

મયણરેહાનું રૂપ, રૂપ છે કે વિષ? મણિરથને માટે મયણરેહાનું રૂપ તો વિષ જ હતું. જે પ્રમાણે રાવણને માટે સીતાનું રૂપ અને પદ્મોત્તરને માટે દ્રૌપદીનું રૂપ વિષ સમાન નીવડયું હતું, તે જ પ્રમાણે મણિરથને માટે મયણરેહાનું રૂપ વિષ સમાન નીવડયું હતું.

મણિરથે તલવાર ઉપર વિષનો પારો ચડાવ્યો પણ તે એટલું જોતો નથી કે, મારા હૃદયમાં કેવું વિષ ભરેલું છે અને તે વિષ મને કેવી રીતે પ્રભાવિત કરી રહ્યું છે? આ ઉપરથી અત્રે વિચારવાનું એ પ્રાપ્ત થાય છે કે, દ્રવ્ય વિષનો તો ઉપાય પણ હોઈ શકે છે, પરંતુ કામરૂપી ભાવવિષ એવું છે કે તેનો ઉપાય મળવો બહુ જ મુશ્કેલ છે. એટલા જ માટે જ્ઞાનીજનો કહે છે કે, તમે ગૃહસ્થ છો માટે જો તમો પરસ્ત્રીના પાપથી પણ બચતા રહો તો જાણે તમે મોટા વિષથી બચ્યા છો. જ્ઞાનીજનોની આપણા ઉપર કેવી કરુણા છે કે તેમણે આપણને ભાવવિષથી બચવાનો ઉપદેશ આપ્યો છે. જો કોઈ માણસ તલવાર ઉપર ચડાવવામાં આવેલા વિષને અમૃત બનાવી દે તો તેને કેટલો બધો પુરસ્કાર આપવામાં આવે? તો પછી જેઓ ભાવવિષને મટાડવાનો ઉપાય બતાવે છે તે જ્ઞાનીજનોનો આપણા ઉપર કેટલો બધો ઉપકાર છે? દ્રવ્ય વિષને તો ઔષધથી પણ ઉતારી શકાય છે, તે એટલે સુધી કે, મહાન્ વિષધર સાપનું વિષ પણ ઔષધદ્વારા ઉતારી શકાય છે. પણ હૃદયમાં પરનારીનું જે વિષ ચડે છે તે વિષ તો વિષનું પણ વિષ છે. પરનારીનું વિષ ધર્મસ્થાનમાં પણ ચડી શકે છે. એટલા માટે આ પ્રકારના વિષના સંસર્ગથી સદા બચતા રહેવું જોઈએ. આ વિષ સંસર્ગથી પણ ચડે છે અને જોવાથી પણ ચડે છે, માટે વિષ ચડવાનાં કારણ તરફ દૃષ્ટિ પણ કરવી ન જોઈએ. મણિરથે મયણરેહા તરફ દૃષ્ટિપાત ન કર્યો હોત તો તેના ઉપર કામનું જે વિષ ચડયું હતું તે વિષ કદાચ જ ચડત! હૃદયમાં રહેલા બંધુપ્રેમને આ કામવિષે ભસ્મ કરી નાંખ્યો હતો, અને મણિરથના હૃદયઘરમાં વિવેકનો દીપક ઓલવાઈ જવાથી અજ્ઞાન-અંધકાર ફેલાઈ ગયો હતો. દીપક ત્યાંસુધી જ

બળતો રહે છે જ્યાંસુધી તેને પવનનો સપાટો લાગતો નથી. મયણુરેહાના મોહનો પવન લાગવાથી મણિરથના હૃદયનો વિવેક–દીપક બુઝાઈ ગયો હતો, અને એ કારણે જ તે પોતાના પ્રિય ભાઈને પણ શત્રુ માનવા લાગ્યો અને તેની હત્યા કરવા માટે પણ તૈયાર થઈ ગયો. કામીજનોમાં આ પ્રકારનું વિષ હોવું સ્વાભાવિક છે. કામીજનોએ પોતાની ખરાબ આદતોને લોકનિંદાથી બચાવવા માટે શ્રીકૃષ્ણ જેવા મહાપુરુષને પણ કામવિષયીયુક્ત બતાવવાનો પ્રયત્ન કર્યો છે, પણ શ્રીકૃષ્ણ તો મહાપુરુષ હતા એટલા માટે તેમનામાં આ પ્રકારનું વિષ કેમ હોઈ શકે?

મણિરથ વિષયવિષમાં મસ્ત થઈ, ઘોડા ઉપર બેસી જ્યાં યુગબાહુ વનમાં નિવાસ કરી રહ્યો છે ત્યાં ગયો. તે સીધો યુગબાહુની પાસે જવા ચાહતો હતો પરંતુ યુગબાહુના પહેરેદારોએ તેને રોકી લીધો. મણિરથ પહેરેદારોને કહેવા લાગ્યો કે, હું તમારો અને યુગબાહુનો સ્વામી છું. તમે મને શામાટે રોકો છો? પહેરેદારોએ ઉત્તર આપ્યો કે અમારા સ્વામી આ પ્રમાણે રાતના સમયે ભટકતા ફરતા નથી. અમે તમને રાતના સમયે અંદર આવવા દઈ શકીએ નહિ. આ સાંભળી મણિરથ તે લોકોને કહેવા લાગ્યો કે, તમે લોકો લુચ્ચા છો અને તેથી જ તમે લોકોએ મારા ભાઇને વનમાં લાવી મૂકયો છે. રાજકુટુંબને અને વિશેષતઃ યુવરાજને રાતના સમયે વનમાં રહેવા દેવો એ શું અનુચિત નથી? હું મારા ભાઇને તેડવા માટે આવ્યો છું એટલા માટે મને અંદર આવવા દો.

મણિરથના આ કથનના ઉત્તરમાં પહેરેદારોએ કહ્યું કે, અમે અમારા જીવનના ભોગે પણ તમારા ભાઇની રક્ષા કરીશું. અમે તમારા ભાઇને જરાપણ આંચ આવવા નહિ દઇએ એટલા માટે આપ એમના વિષે જરાપણ ચિન્તા ન કરો. આપ અત્યારે તો અહીં આવ્યા છો પણ યુદ્ધના સમયે આપ કયાં ગયા હતા? તે વખતે તો અમે લોકોએ જ તમારા ભાઈની રક્ષા કરી હતીને? આપ તે વખતે તો આવ્યા નહિ અને આજે અહીં આવી આ પ્રમાણે કહો છો. તમારા આજના કથન ઉપરથી તો એમ જણાય છે કે, આપના મનમાં કોઇ પ્રકારની દુર્ભાવના છે. ગમે તે થાય પણ અમે આપને રાતના સમયે યુવરાજની સમીપ જવા નહિ દઇએ.

આ પ્રમાણે તે પહેરેદારોએ મણિરથને અંદર જતાં રોકયો. રાજાએ વિચાર્યું કે, અહીં તો કોઇ ઉપાયથી જ કામ લેવું ઠીક છે. તેણે પહેરેદારોને કહ્યું કે, તમે યુવરાજના જ નોકર છો ને? આટલી બધી તકરાર કરવાને બદલે કોઇ માણસને યુવરાજની પાસે મોકલી શા માટે પુછાવી લેતા નથી કે તમારો ભાઇ તમને કોઈ આવશ્યક કામને માટે મળવા આવેલ છે તો તેમને અંદર આવવા દઈએ કે નહિ? આ પ્રમાણે યુવરાજને પુછાવી લેવાથી તકરાર કરવાનુ કોઈ કારણ નહિ રહે; પછી તો તે જેમ કહે તે પ્રમાણે કરવું એ તમારું કર્ત્તવ્ય છે.

મણિરથનું આ કથન સાંભળી પહેરેદારોએ યુવરાજને પુછાવી લેવાની વાત કબુલી. તે લોકોએ એક દૂતને બોલાવ્યો. મણિરથે તે દૂતને કહ્યું કે, તમે યુવરાજની પાસે જઈ એમ કહો કે, તમારો ભાઇ મણિરથ તમને મળવા આવેલ છે અને આવશ્યક કામને અંગે તમને ખાસ મળવા ચાહે છે પણ તમારા પહેરેદારો અંદર આવતાં અટકાવે છે એટલા માટે તમારા ભાઈને અંદર આવવાની પહેરેદારોને રજા આપો.

હવે દૂત યુવરાજની પાસે કેવી રીતે જાય છે અને પછી શું થાય છે તે વિષે હવે પછી આગળ વિચાર કરવામાં આવશે.

## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૩ ભાદરવા વદ ૫ શનિવાર

### પ્રાર્થના

શ્રી અભિનંદન દુઃખનિકન્દન, વંદન પૂજન જોગજી;
આશા પૂરો ચિંતા ચૂરો, આપો સુખ આરોગજી. ॥ શ્રી૦ ૧ ॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવિશી.

શ્રી અભિનંદનનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

ભગવાન અભિનંદનનાથનું ગુણવાચક નામ દુઃખનિકંદન છે. આ પ્રાર્થનામાં ભગવાનને દુઃખનિકંદન કહી જે ભાવો પ્રકટ કરવામાં આવ્યા છે તે ભાવો પ્રાર્થનાદ્વારા સ્પષ્ટ જ છે. છતાં હું એ વિષે થોડામાં કહું છું.

સંસારમાં દુઃખ કોઈને સારું લાગતું નથી. બધા લોકો દુઃખથી ગભરાય છે અને પોતાનાં દુઃખને દૂર કરવા ચાહે છે. સંસારમાં બધાં પ્રાણીઓ સુખની જ ઇચ્છા કરે છે અને દુઃખને કોઈ ચાહતું નથી. આમ હોવા છતાં પણ દુઃખ તો વારંવાર આવી જ જાય છે અને તેથી દુઃખને નષ્ટ કરવા માટે કવિ આ પ્રાર્થનામાં એમ કહે છે કે, જો તમે દુઃખને નષ્ટ કરવા ચાહતા હો તો તમે ભગવાન અભિનંદનનાથની પ્રાર્થના કરો, કારણ કે, ભગવાન અભિનંદનનાથ દુઃખનિકંદન છે. આ વાત દષ્ટિમાં રાખી પ્રાર્થના કરનાર ભક્ત એમ કહે છે કે, "હે! ભગવાન અભિનંદનનાથ! મારા માટે તું જ વંદનીય તથા પૂજનીય છે કારણ કે તું જ દુઃખનિકંદન છે. હે! પ્રભો! હું દુઃખોને દૂર કરવા માટે ઉપાયો કરી કરીને થાકી ગયો પણ મારું દુઃખ નષ્ટ ન થયું, બલ્કે જેમ જેમ દુઃખને દૂર કરવાનો પ્રયત્ન કરતો ગયો તેમ તેમ મારું દુઃખ વધતું ગયું. આવી સ્થિતિમાં મને એક સદ્‌ગુરુ મળી ગયા, તેમણે મને સદ્‌બોધ આપ્યો કે, જો તું દુઃખને નષ્ટ કરવા ચાહતો હો તો ભગવાન અભિનંદનનાથના શરણે જા, કારણ કે, તેઓ દુઃખનિકન્દન છે. સદ્‌ગુરુનો સદ્‌બોધ સાંભળી હે! પ્રભો! હું તારા શરણે આવ્યો છું તો શરણાગતનું દુઃખ દૂર કર."

ભગવાન અભિનંદનનાથના શરણે જવાથી કેવી રીતે દુઃખો નષ્ટ થઈ જાય છે એ વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

### સમ્યક્ત્વ પરાક્રમ—છઠ્ઠો બોલ

શાસ્ત્રમાં ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯ મા અધ્યયનનો આલોચના વિષે જે પાંચમો બોલ ચાલી રહ્યો હતો તે વિષે આગળ કહી દેવામાં આવ્યું છે. શાસ્ત્રમાં શિષ્યે ભગવાનને પ્રશ્નો પૂછ્યા છે અને ભગવાને પ્રશ્નોના ઉત્તર આપ્યા છે. જો કે આ પ્રશ્નોત્તરી ગુરુશિષ્ય વચ્ચે થઈ છે પરંતુ આ પ્રશ્નોત્તરી સકળ સંસારને માટે હિતકારી છે, એટલા માટે આ પ્રશ્નોત્તરી ઉપર ધ્યાન આપવું આવશ્યક છે.

આલોચના કરવી ત્યારે જ સફળ થાય છે કે જ્યારે આત્મનિંદા કરવામાં આવે. આત્મ-

નિંદાપૂર્વક જ આલોચના થવી જોઈએ. એટલા માટે શિષ્યે ભગવાનને આલોચના બાદ આત્મનિંદા વિષે પ્રશ્ન પૂછ્યો છે કેઃ—

## છઠ્ઠો બોલ

### (૬) निंदणयाए णं भंते ! जीवे किं जणयइ ?

અર્થાત્—હે ! પૂજ્ય ! આત્મનિંદાથી જીવ શું પામે છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કેઃ—

**निंदणयाए णं पच्छाणुतावं जणेइ, पच्छाणुतावेणं विरज्जमाणे करणगुणसेढिं पडिवज्जइ करणगुणसेढिपडिवन्ने य अणगारे मोहणिज्जं कम्मं उग्घाएइ ॥ ६ ॥**

અર્થાત્—આત્મદોષોની નિંદા પશ્ચાત્તાપની ભઠ્ઠીને જગાવે છે અને પશ્ચાત્તાપની ભઠ્ઠીમાં દોષોને બાળી વૈરાગ્ય પામે છે. આવો વિરક્ત પુરુષ અપૂર્વ કરણની શ્રેણિ ( ક્ષપક શ્રેણિ ) પ્રાપ્ત કરે છે અને તે શ્રેણિ પ્રાપ્ત કરનાર અનગાર મોહનીય કર્મોને ખપાવે છે.

આલોચના વિષે પ્રશ્નોત્તર કર્યા બાદ નિંદા વિષે પ્રશ્નોત્તર શા માટે કરવામાં આવે છે ? આને માટે ટીકાકાર કહે છે કે, આલોચના કર્યા બાદ આત્મનિંદા કરવી જ જોઈએ. કારણ કે આત્મનિંદા કરવાથી જ આલોચના સફળ થાય છે. સાચી વાત તે જ માનવામાં આવે છે કે જે કસોટીની પરીક્ષામાં પણ સાચી નીકળે. જે પ્રમાણે સોનાને ત્યારેજ સાચું માનવામાં આવે છે કે જે ताप, कष, छेद આદિની કસોટીમાંથી શુદ્ધ નીકળે છે. તે જ પ્રમાણે આલોચના પણ તે જ સાચી માનવામાં આવે છે કે જે આલોચના આત્મનિંદાપૂર્વક કરવામાં આવે છે.

જ્ઞાનીજનો કહે છે કે, બીજાની નિંદા કરવામાં જે શક્તિ ખર્ચવામાં આવે છે તે શક્તિ પોતાના આત્માની નિંદા કરવામાં જ કેમ ખર્ચવામાં આવતી નથી ? જો આત્મનિંદા કર્યા વિના જ આલોચના કરવામાં આવે તો તે આલોચના કેવળ ઢોંગ સિવાય બીજું કાંઈ નથી. આ પ્રકારની આલોચનામાં પોલ રહી જાય છે અને તે પોલ કોઈને કોઈ દિવસે ખુલ્લી થયા વગર રહેતી નથી. એટલા માટે આલોચના કરવાની સાથે આત્મનિંદા પણ કરો. આ ઉપરથી અત્રે એવો પ્રશ્ન ઉપસ્થિત થઈ શકે છે કે, જ્યારે આત્માએ કોઈ પ્રકારનાં દુષ્કૃત્યો કર્યાં હોય ત્યારે તો આત્મનિંદા કરવી ઠીક પણ ગણી શકાય, પરંતુ જો દુષ્કૃત્યો કર્યાં જ ન હોય તો એ દશામાં આત્મનિંદા કરવાની શી આવશ્યક્તા છે ? આ પ્રશ્નનો ઉત્તર આપતાં ટીકાકાર કહે છે કે, કોઈ પ્રકારનો અપરાધ કે કોઈ પ્રકારનું દુષ્કૃત્ય કર્યું ન હોય એવો તો કોઈ પૂર્ણ આત્મા જ હોઈ શકે. છદ્મસ્થ વ્યક્તિદ્વારા તો કોઈને કોઈ રૂપમાં અપરાધ થાય જ છે અને તેથી એ અપરાધોને છુપાવી ન રાખતાં તેની આત્મનિંદાપૂર્વક આલોચના કરવી જોઈએ. અત્રે નિંદા કરવાનો સંબંધ આત્મનિંદા કરવા સાથે છે, પરનિંદા કરવાના અર્થમાં નિંદા શબ્દનો અત્રે ઉપયોગ કરવામાં આવ્યો નથી.

શિષ્યે ભગવાનને એવો પ્રશ્ન પૂછ્યો છે કે, આત્મનિંદા કરવાથી જીવને શું ફળ મળે છે ? કોઈ પણ વાતનો નિર્ણય તેના ફળ ઉપરથી જ થાય છે. આંબાનું કે એરંડાનું વૃક્ષ તેના ફળ ઉપરથી જ જાણી શકાય છે, એટલા માટે આત્મનિંદા કરવાથી શું ફળ મળે છે એ જોવું અત્રે આવશ્યક છે. ફળ જોવાથી એ માલુમ પડી જશે કે, આત્મનિંદા કરવી સારી છે કે નહિ ? શિષ્યે ભગવાનને એટલા જ માટે એવો પ્રશ્ન પૂછ્યો છે કે, આત્મનિંદા કરવાથી શું ફળ મળે

છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે આત્મનિંદા કરવાથી 'મેં આ ખરાબ કામ કર્યું છે' એવો પશ્ચાત્તાપ થાય છે.

પશ્ચાત્તાપ કરવામાં આત્માને એવો ડર લાગે છે કે, હું જો પશ્ચાત્તાપ કરીશ તો લોકોની સામે હું હલકો ગણાઈશ; પરંતુ આ પ્રકારનો વિચાર આવે તો એમ સમજવું કે, આ મારા પતનનું કારણ છે. જ્યારે હૃદયપૂર્વક આત્મનિંદા કરવામાં આવશે ત્યારે "મેં અમુક દુષ્કૃત્ય કર્યું છે અથવા મેં અમુક દુષ્કૃત્યને છુપાવ્યું છે" એવો વિચાર આવ્યા વગર પણ રહેશે નહિ. આ પ્રમાણે કરવાથી પોતામાં આત્મદોષોને પ્રકટ કરવાની શક્તિ પ્રગટે છે અને પોતાનાં પાપોને છુપાવી રાખવાની જે ખામી હોય છે તે ખામી પણ દૂર થાય છે.

આત્મામાં કેવા પ્રકારની ખામી રહેલી છે એ જોવા માટે જે પ્રમાણે અરીસામાં તમે તમારું મોઢું જુઓ છો તે પ્રમાણે તમારા આત્માને જુઓ. અરીસામાં પોતાનું જ મોઢું જોવામાં ભૂલ થતી નથી પરંતુ નિંદા કરવામાં એ ભૂલ થઈ જાય છે કે, આત્મા પોતાની નિંદા ન કરતાં બીજાની નિંદા કરવા લાગે છે. પોતાનામાં જ્યારે નિંદા કરવાની પ્રવૃત્તિ ચાલુ છે તો એ પ્રવૃત્તિનો ઉપયોગ પોતાની જ આત્મનિંદા કરવામાં શા માટે કરવો ન જોઈએ? જ્યારે દુર્ગુણો જ જોવા છે ત્યારે પોતાના જ દુર્ગુણો શા માટે જોવા ન જોઈએ અને પોતાન જ દુર્ગુણોની નિંદા શા માટે કરવી ન જોઈએ? આત્માની ખામી દૂર કરવા માટે આપણી સામે કયો આદર્શ છે એ બતાવવા માટે કહેવામાં આવ્યું છે કે:—

**मनस्यन्यद्वचस्यन्यत्कार्यमन्यद् दुरात्मनाम् ।**
**मनस्येकं वचस्येकं कायस्येकं महात्मनाम् ॥**

અર્થાત્-દુરાત્માઓ મનની, વચનની અને કાર્યની પ્રવૃત્તિ જૂદી જૂદી રાખે છે, અર્થાત્ તેઓ મનમાં જુદું રાખે છે, વચનમાં જૂદું રાખે છે અને કાર્ય કરવામાં પણ જૂદું રાખે છે. પણ મહાત્માઓ તો મનની, વચનની અને કાર્યની એક સરખી જ પ્રવૃત્તિ રાખે છે.

આત્મનિંદા કરવા માટે ઉપરનાં નીતિ વચનોને આદર્શ માની એમ વિચારો કે, હું જીભદ્વારા જે કાંઈ બોલું છું તે મારું બોલવું મારા કાર્ય અનુસાર છે કે નહિ? હું બોલું છું જુદું અને કરું છું જુદું એમ તો મારાથી બનતું નથી ને? આ ગણનામાં કોઈ પ્રકારની ભૂલ થતી નથી. તમે પાંચ અને પાંચ દશ જ કહો છો, નવ કે અગ્યાર કહેતા નથી. જો આ પ્રમાણે અખિલ સંસારમાં સત્યનો વ્યવહાર થાય તો કોઈ પ્રકારનો ઝગડો જ રહેવા ન પામે. પણ બને છે એવું કે, જ્યારે કોઈને ઠગવાનું હોય છે ત્યારે આ પ્રકારના સત્યનો વ્યવહાર કરવામાં આવતો નથી, પણ બોલવામાં બીજું અને કરવામાં જુદું આવે છે. સાપને બે જીભ હોય છે એટલા માટે બે જીભવાળાઓને સાપ કહેવામાં આવે છે અને તેમને ઝેરી માનવામાં આવે છે. પણ એક જીભવાળાને મનુષ્ય કહેવામાં આવે છે. આ પ્રમાણે જીભદ્વારા જે કાંઈ કહેવામાં આવે છે તે પ્રમાણે કાર્ય થતું નથી. કેવળ વાણીવિલાસ અને સક્રિય કાર્ય વચ્ચે ઘણું અંતર રહેલું છે. જે વ્યક્તિ વાણી અને કાર્ય વચ્ચેનું અંતર સમજતો હશે તે વ્યક્તિ આત્મસુધાર કરવા માટે આત્મનિંદા જ કરશે; તે બીજાની નિંદા કરવાની ખટપટમાં પડશે નહિ.

વાણી અને કાર્યની તુલના કરવાની સાથે મન અને કાર્યની તુલના કરો અને સાથે સાથે મન તથા વચનની પણ તુલના કરો. મનના ભાવને તો જુદાં રાખવાં અને કાર્ય જુદું કરવું એ તો શ્રી સ્થાનાંગ સૂત્રમાં કહ્યું છે તેમ વિષના ઘડાને અમૃતના ઢાંકણાથી ઢાંકવા સમાન

છે. આમ કરવું એ તો લોકોને ઠગવા સમાન છે. મન તથા વચનમાં જુદું રાખવું અને કાર્યમાં જુદું રાખવું એ આત્માની મોટી ખામી છે. જો આત્માનું કલ્યાણ કરવું હોય તો આ ખામીને દૂર કરવી જ જોઈએ.

વાસ્તવમાં હોવું તો એમ જોઈએ કે, મન, વચન તથા કાર્યની પ્રવૃત્તિમાં કોઈ પ્રકારનું અંતર ન રહે. પરંતુ આજકાલ તો એવી વાત શીખડાવવામાં આવે છે કે, કાર્યથી ભલે ગમે તેવાં પાપ કરવામાં આવે પણ વાણીમાં સફાઈ રાખો અને જો બીજાને છેતરવાની આ 'કળા' આવડી જાય તો તમે મોજ માણી શકો છો. પરંતુ ખરી રીતે જોતાં આમ કરવામાં મોજ નથી પણ આત્માનું પતન છે. જ્ઞાનીજનોનું કથન છે કે બોલવું કાંઈ, કરવું કાંઈ અને મનમાં રાખવું કાંઈ એ બધી પ્રવૃત્તિઓ આત્માને પતિત કરનારી છે. જો તમે આત્માનું ઉત્થાન કરવા ચાહતા હો તો તમે ઉપરની નીતિનો ત્યાગ કરો.

ધૃતરાષ્ટ્રે અન્ત સમયે કુન્તીની સમક્ષ જે આલોચના કરી પોતાનાં પાપોની શુદ્ધિ કરી હતી તે આલોચના વિષે વિચાર કરવાથી કોઈ જુદો જ વિચાર આવે છે. પોતાનાં પાપોની આલોચના કરતાં ધૃતરાષ્ટ્રે સંજયને કહ્યું કે, "આપણે વનમાં ફરી રહ્યા હતા ત્યારે આપણને એવો અંધારો કુવો જોવામાં આવ્યો હતો, કે જે ઉપરથી તો ઘાસથી ઢંકાએલો હતો. હવે હું એ અંધારા કુવાને ખરાબ કહું ? કે મને પોતાને ખરાબ કહું ? મારો જન્મારો તો આ અંધારા કુવાની માફક લોકોને ભ્રમમાં નાંખવામાં જ વીત્યો છે. હું ઉપરથી તો પાંડવોનું ભલું ચાહતો હતો અને તેમને શાસ્ત્રવિધિથી આશીર્વાદ પણ આપતો હતો પરંતુ હૃદયથી તો પાંડવોનો નાશ થાય અને મારા પુત્રો રાજ્ય કરે એજ ચાહતો હતો."

ધૃતરાષ્ટ્રની માફક તમે તો એમ કરતા નથી ને ? ધૃતરાષ્ટ્રની આ કૂટનીતિએ કેટલી હાનિ કરી હતી એ તો બધાને જ્ઞાત છે. તેની આ કૂટનીતિને કારણે જ મહાભારત યુદ્ધ થયું હતું, કે જેમાં અઢાર અક્ષોહિણી સેના નાશ પામી હતી, અનેક બાળાઓ વિધવા થઈ હતી, અનેક બાળકો અનાથ થયાં હતાં, વ્યાપાર ઉપર પાણી ફરી વળ્યું હતું અને ચારે બાજુ ચોરાદિનો ઉપદ્રવ ફેલાવા પામ્યો હતો. ધૃતરાષ્ટ્ર કહેતો હતો કે, "આ બધા અનર્થો મારી કલુષિતબુદ્ધિના પરિણામે જ થયા હતા. જો મારી બુદ્ધિ આવી કલુષિત ન હોત તો આવો અનર્થ ન થાત ! સાધારણ વ્યક્તિના પાપનું પરિણામ તો તે જ વ્યક્તિ ભોગવે છે પણ મહાન્ વ્યક્તિના પાપનું પરિણામ આખા સમાજ અને દેશને ભોગવવું પડે છે. આ નિયમાનુસાર મારા પાપનું પરિણામ પણ બધાને ભોગવવું પડયું છે. મારા હૃદયમાં હમેશાં એ જ કૂટનીતિ રહી હતી કે, કોઈ પણ રીતે પાંડવો નાશ પામે અને મારા પુત્રો નિષ્કંટક રાજ્ય કરે. પાંડવોની અભિવૃદ્ધિ હું જોઈ શકતો નહતો. મેં પાંડવોને જે કાંઈ આપ્યું હતું તે બહુ જ થોડું હતું, છતાં પાંડવોએ પોતાના પરાક્રમથી લોકમતને પોતાના અનુકૂલ બનાવી મેં જે કાંઈ થોડું આપ્યું હતું, તેમાં ઘણો વધારો કરી લીધો હતો. પાંડવોની આ અભિવૃદ્ધિથી મારે પ્રસન્ન થવું જોઈતું હતું પણ મારા હૃદયમાં દ્વેષાગ્નિ ભભૂકી રહ્યો હતો એટલે હું તેમનો અભ્યુદય જોઈ શકતો ન હતો. જે મારા પુત્રોને હું રાજ્ય અપાવવા માટે પાંડવોનો નાશ ચાહતો હતો, તે મારા પુત્રો પણ એવા હતા કે, તેઓએ રાજ્યને માટે ભીમને વિષ આપ્યું હતું અને પાંડવોને બાળી નાંખવા માટે લાક્ષાગૃહ બનાવ્યું હતું. મારા પુત્રોની આ માયાજાળ ફેલાવવા માટે મેં તેમની થોડી નિંદા કરી હતી, પણ કાર્યરૂપે ઉપરથી પાંડવોનો

નાશ થાય એ જ મારી ભાવના રહેતી હતી. આ પ્રમાણે હું હૃદયથી પાંડવોનું અહિત જ ચાહતો હતો, પણ ભીષ્મ, દ્રોણાચાર્ય તથા બીજા સજ્જનોની સમક્ષ મારી નિંદા ન થાય અને હું હલકો ન ગણાઉં તે માટે હું કપટ ક્રિયા કરતો હતો. જો મેં આ કપટ ક્રિયા કરી ન હોત પણ નિષ્કપટતાનો વ્યવહાર કર્યો હોત તો આજે મારે પુત્રનાશનું દુઃખ જોવું ન પડત."

ધૃતરાષ્ટ્રનો આ પ્રમાણેનો પશ્ચાત્તાપ અને આ પશ્ચાત્તાપનું વિવરણ ગ્રન્થોમાં સુરક્ષિત રહેવું એ જગતના હિત માટે ઉપયોગી જણાય છે. ધૃતરાષ્ટ્ર કહે છે કે, "જો મને પહેલાંથી એ માલુમ હોત કે, આ પ્રકારની કપટ ક્રિયાનું આવું પરિણામ આવશે તો મારી દ્વારા આવું ભયંકર પાપ ન થાત! હે! દુર્યોધન! મારા જ પાપને કારણે ભીમે તારું નિધન કર્યું છે. નિષ્પાપા પતિવ્રતા ગાંધારીએ મને વારંવાર એમ કહ્યું હતું કે, દુર્યોધનનો ત્યાગ કરી દો. જ્યારે જુગાર રમવાનું શરૂ થયું ત્યારે આ ગાંધારીએ મને ઉગ્રતાપૂર્વક કહ્યું હતું કે, આ પાપી દુર્યોધનનો ત્યાગ કરી દો, નહિ તો તેના કારણે કદાચ કુલનો સંહાર પણ થઈ જશે. પણ પુત્ર સ્નેહને આધીન થઈ મેં તેના આ કથનને માન્યું નહિ. પુત્ર પ્રત્યે અનુચિત સ્નેહ-મોહ રાખવાને કારણે જ આજે કુલનો સંહાર થયો છે અને પુત્ર વિયોગનું દુઃખ જોવું પડે છે."

આ વાતને કહેવાનો ઉદ્દેશ એ છે કે, પાપ દબાવી રાખવાથી અન્તે તેનું કેવું ખરાબ પરિણામ આવે છે, આ વાતને દૃષ્ટિમાં રાખી પાપને દબાવી રાખવું ન જોઈએ પણ તાત્કાલિક પ્રગટ કરી દેવું જોઈએ.

સિખ નિજ અર્ગન હોતે ચાહ ચલી, ખર કૂકન કી ધિક્કાર ઉસે,
જિન ખાય કે અમૃત વાંછ રહી, લીદ પશુવન કી ધિક્કાર ઉસે.
જિન પાય કે રાજકી આશ રહી, ચક્કી ચાટન કી ધિક્કાર ઉસે,
જિન પાય કે જ્ઞાન કો આશ રહી, જગ વિષયન કી ધિક્કાર ઉસે.

આ કવિતામાં જે શબ્દો કહેવામાં આવ્યા છે તે શબ્દો બીજાને બોધક છે. પરન્તુ આ ઉપરથી આપણે એ વિચારવાનું છે કે, સારાં વાજીંત્રનો અવાજ શ્રુતિગોચર થતો હોય તો એ વાજીંત્રનો અવાજ સાંભળવો છોડી દઈ ગધેડાના કર્કશ અવાજને સાંભળવાની જે ઇચ્છા રાખે છે તેને ધિક્કાર આપ્યા સિવાય બીજું શું કહી શકાય? આ જ પ્રમાણે જે પોતાનાંમાં પાપને દબાવે છે અથવા સુકૃત કરવાની શક્તિ અને સુકૃત કરવાનો અવસર પ્રાપ્ત હોવા છતાં જે દુષ્કૃત્યો કરે છે તેને ધિક્કાર આપ્યા સિવાય વધારે શું કહી શકાય? વળી જે પોતાના આત્માની નિંદા તો કરતો નથી અને બીજાની નિંદા કરવા માટે દોડે છે તો તેને પણ ધિક્કાર આપ્યા સિવાય વધારે શું કહી શકાય? તેજ રીતે કોઈ વ્યક્તિ અમૃત સમાન ભોજન મળવા છતાં તેનો ત્યાગ કરી ગધેડાની લાદ ખાવા દોડે તો તેને ધિક્કાર આપ્યા સિવાય બીજું શું કહી શકાય? ટૂંકામાં પોતાના માટે દરેકે એ જોવું જોઈએ કે, આત્મનિંદા અમૃતની સમાન છે અને બીજાની નિંદા કરવી એ ગધેડાની લાદ સમાન છે. તમારી સામે આત્મનિંદારૂપી અમૃતમય ભોજન હોવા છતાં તમે પરનિંદારૂપી ગધેડાની લાદ ખાવા શા માટે દોડો છો? પોતાના આત્માને જોવો નહિ અને બીજાની નિંદા કરવી એ મહાન્ ભૂલ છે.

કવિ વિશેષમાં કહે છે કે, કોઈ માણસને ચક્રવર્તીની કૃપાથી રાજ્ય મળી ગયું હોય છતાં જો તે માણસ ચક્કી ચાટવાની ઇચ્છા કરે તો તેને ધિક્કાર આપ્યા સિવાય વધારે શું કહી શકાય; કારણ કે ચક્કી ચાટવાનો સ્વભાવ તો કુતરાઓનો છે. કવિના આ કથન ઉપરથી તમે તમારા આત્મા વિષે જુઓ કે, ક્યાંય તમારા આત્માથી પણ એવી ભૂલ થતી નથી ને? તમને ન જાણે કયા પુણ્યના પ્રતાપથી ચિન્તામણિ, કામધેનુ કે કલ્પવૃક્ષથી વધારે મૂલ્યવાન્ આ મનુષ્ય શરીર મળ્યું છે! જો ચિન્તામણિ, કામધેનુ કે કલ્પવૃક્ષ મળી જાય પણ આ મનુષ્ય શરીર ન મળે તો આ ચીજો શા કામની? આવો મનુષ્ય જન્મ પામવા છતાં જો આત્મનિંદા કરવાને બદલે બીજાની નિંદા કરવામાં પ્રવૃત્ત થાઓ તો, આમ કરવું એ રાજ્ય મળવા છતાં ચક્કી ચાટવા જેવું કૃત્ય છે કે નહિ?

આત્મનિંદાદ્વારા દરેક પ્રકારનો સુધાર થઈ શકે છે. પાપ ખરાબ છે એટલા માટે પાપની નિંદા કરવામાં આવે છે પણ જે પાપને તમે ખરાબ માનો છો અને જે પાપ ખરાબ છે અથવા જે પાપને કારણે તમે બીજાની નિંદા કરો છો તે પાપ તમારામાં તો નથીને? ઉદાહરણ તરીકે, હરામખોરી કરવી ખરાબ છે, એ કારણે તમે બીજાને હરામખોર કહી ધિક્કારો છો. હરામખોરી પાપ છે ત્યારે જ તેની નિંદા કરવામાં આવે છે, પણ જે વ્યક્તિ બીજાને હરામખોર કહે છે તે વ્યક્તિએ પોતાએ પણ જોવું જોઈએ કે, મારામાં તો હરામખોરી નથીને? જો પોતાનામાં હરામખોરી હોય તો પોતાની હરામખોરીને ન જોતાં બીજાને હરામખોર કેમ કહી શકાય? કદાચિત્ બીજાની નિંદા કરી તમે તમારા મિત્રો સમક્ષ ભલે સારા કહેવાઓ પણ જ્ઞાનીજનો તો વાસ્તવિક વાત સિવાય બીજી વાતને સારી માનતા નથી એટલા માટે જ્ઞાનીઓની સમક્ષ તમે બીજાની નિંદા કરી સારા બની શકો નહિ.

અન્તમાં કવિ એ જ કહે છે કે, જે વ્યક્તિ પોતે ખરાબ હોવા છતાં બીજાની નિંદા કરી પોતાને સારો બતાવવાની ચેષ્ટા કરે છે એવી વ્યક્તિને ધિક્કાર આપ્યા સિવાય બીજું શું કહી શકાય? જે પોતાને જ્ઞાની કહેવડાવીને પણ વિષયોની આશા રાખે છે તે તો અજ્ઞાનીઓથી પણ ખરાબ છે.

ઉપર કહેલી વાતોને બરાબર સમજવાથી આત્મનિંદાની ભાવના જાગૃત થશે અને જ્યારે આત્મનિંદાની ભાવના જાગૃત થશે ત્યારે પાપને માટે પશ્ચાત્તાપ પણ થશે. ભક્તજનો આત્મનિંદા કરવામાં કોઈ પ્રકારનો સંકોચ કરતા નથી પણ તેઓ તો આત્મનિંદા કરતાં સ્પષ્ટ કહે છે કેઃ—

હે! પ્રભુ! હે! પ્રભુ! શું કહું, દીનાનાથ દયાળ;
હું તો દોષ અનન્તનું, ભાજન છું કરુણાળ.

અર્થાત્—હે! પ્રભો! હું મારા દોષોને ક્યાંસુધી વર્ણવું! મેં અજાણતાં તો ઘણા દોષો કર્યા છે તેની વાત તો જુદી છે પરંતુ મેં જાણતાં જે દોષો કર્યા છે અને જે દોષોની હું નિંદા કરું છું તે જ દોષો હું પાછો કરવા લાગું છું. હું બીજાનાં પાપો જોવા તો તત્પર રહું છું પરંતુ મારાં પોતાનાં પહાડ જેવડાં મોટાં પાપોને જોવાની દરકાર પણ કરતો નથી આ મારી કેવી ખરાબ સ્થિતિ છે?

જો રાજનીતિ, ધર્મ કે સામાજિક વ્યવહારમાં પોતાના દોષોને જોવાની પદ્ધતિ સ્વીકારવામાં આવે તો આત્માનું કેટલું કલ્યાણ થઈ જાય? પરંતુ અત્યારે બને છે એવું કે, મેજીસ્ટ્રેટ દોઢ

રૂપિયાની ચોરી કરનારને તો દંડ આપે છે પણ પોતે હજારો રૂપિયા ચોરીથી હજમ કરી જાય છે તેને જોતો પણ નથી. જે દોઢ રૂપિયાની ચોરીને કારણે બીજાને દંડ આપે છે તે જો પોતાના વિષે વિચાર કરે તો તેને માલુમ પડે કે, તેનું કામ કેટલું બધું અનુચિત છે. જ્યારે પોતાના કામની અનુચિતતા જણાય છે ત્યારે પશ્ચાતાપ થયા વગર રહેતો નથી.

ભક્તજન પોતાના દોષોને પરમાત્માની સમક્ષ નગ્ન સ્વરૂપમાં પ્રગટ કરી દે છે અને કહે છે કે, હે! પ્રભો! હું અનંત પાપોનું ભાજન છું. આ પ્રમાણે પોતાનાં પાપોને પ્રગટ કરી દેવાથી આત્મા પાપના ભારથી હલકો બની જાય છે અને જ્યારે આત્મા આત્મનિંદા દ્વારા નિષ્પાપ બની જાય છે ત્યારે તેને અપૂર્વ આનંદ આવે છે. પરંતુ જો પાપને દબાવવામાં આવે તો તેનું પરિણામ પણ ભયંકર આવે છે. દબાવેલા પાપનું પરિણામ કેવું ભયંકર આવે છે એ વાત તમે ધૃતરાષ્ટ્રની આલોચના ઉપરથી જાણી શક્યા હશો. અને વિશેષમાં મયણરેહા અને મણિરથની ચરિત્ર કથા ઉપરથી સમજાવું છું:—

## મયણરેહા ચરિત્ર—૨૫

મયણરેહા ને કહા પતિસે, ભાઈ પ્રેમ મતિ જાનો;
અકાલમેં યહ આયા ચલકર, નિશ્ચય દગા પિછાનો. ॥ સતી૦ ૭૯ ॥
રે રે પ્રિયા ભાઈ હૈ મેરા, મત શંકો નાદાન;
ભાઈ વિનયસે મુઝે રેંકતી, રહા ન તુમકો ભાન. ॥ સતી૦ ૮૦ ॥
બીતી બાત સુનાઈ સતીને, સુનકર આયા રોષ;
તો ડર નહીં હૈ ઉસ પાપીકા, દેખન દો મુઝ જોષ. ॥ સતી૦ ૮૧ ॥

રાજા મણિરથનો સંદેશો લઈને દૂત યુગબાહુ પાસે ગયો, અને કહેવા લાગ્યો કે મહારાજા મણિરથ ઘોડા ઉપર સ્વાર થઈ અને હાથમાં તલ્વાર લઈ આવ્યા છે. તેઓ આવશ્યક કાર્યને અંગે તમારી પાસે આવવા ચાહે છે તો અંદર આવવા દેવા વિષે પહેરેદારોને શી આજ્ઞા આપો છો?

દૂતનું આ કથન સાંભળી મયણરેહા આશ્ચર્ય અને શંકાપૂર્વક વિચારવા લાગી, અને પોતાના મનમાં કહેવા લાગી કે, મણિરથ રાતના અકાળ સમયે આવ્યો છે એટલે તેના હૃદયમાં જરૂર કપટ જણાય છે, માટે પહેલાંની બધી વાતોથી પતિને પરિચિત કરી દેવા જોઈએ. અત્યાર સુધી તો મણિરથને લગતી કોઈ વાત મેં પતિને કહી નથી, પરંતુ અત્યારે એ બધી વાતો કહેવાનો અવસર સાંપડ્યો છે, તો બધી વાતો કહી દેવી જોઈએ. યથાવસરે કહેવાની વાત ન કહેવી એ હાનિકારક છે. કહેવત પણ છે કે:

સો હી સયાનો જો અવસર સાધે.

યુગબાહુ દૂતને ઉત્તર આપે તે પહેલાં જ મયણરેહાએ યુગબાહુને કહ્યું કે, "નાથ! આપના મોટાભાઈ અત્યારે રાતના સમયે આવ્યા છે તે અનુચિત છે. રાજાઓ અકાલચારી હોતા નથી; અને રાજા અત્યારે અકાળે આવ્યા છે એટલા માટે મને તેમના પ્રત્યે આશંકા આવે છે. માટે આપ અત્યારે તેમને મળો નહિ તેમ તેમને અહીં એ લાવો પણ નહિ."

મયણરેહાનું આ કથન સાંભળી યુગબાહુ કહેવા લાગ્યો કે, "આખરે સ્ત્રી તો સ્ત્રી જ રહી. સ્ત્રીઓ ભલે ગમે તેવી હોય પણ આખરે સ્ત્રીની બુદ્ધિ તો ઝાંપા જ સુધી પહોંચે. તું એટલું પણ વિચારતી નથી કે, અમે બન્ને ભાઈઓ એક જ માતાના ઉદરથી જન્મ્યા છીએ

અને સાથે જ ઉછર્યા છીએ. આજે તું ભાન ભૂલી ગઈ જણાય છે કે જેથી તું આ પ્રમાણે કહી રહી છે! આજે તારી બુદ્ધિ આવી કેમ થઈ ગઈ છે? ભાઈની વિરુદ્ધ તારાં આ વચનો હું સહી શકું નહિ."

યુગબાહુના આ કથનના ઉત્તરમાં મયણરેહાએ કહ્યું કે, "નાથ! મેં આપને જે કાંઈ કહ્યું છે તે નિષ્કારણ કહ્યું નથી. તમારો ભાઈ ભાઈ વચ્ચે પ્રેમ હતો પણ એ ભ્રાતૃપ્રેમમાં હું બાધક નીવડી છું એટલા માટે ભાઈના હૃદયમાં હવે તે પ્રેમ રહ્યો નથી પણ ઉલટા ભાઈ તમારા વૈરી બની ગયા છે." યુગબાહુએ કહ્યું કે, "તું ભ્રાતૃપ્રેમમાં બાધક કેવી રીતે નીવડી છો? હું સારી રીતે જાણું છું કે, તારું ચારિત્ર સારું છે તો પછી તું ભાઈ-ભાઈના પ્રેમમાં બાધક શી રીતે નીવડી શકે?"

મયણરેહાએ વિચાર્યું કે, આ સમયે પણ જો બધી વાતો નહિ કહું તો ઠીક નહિ. તેથી તેણીએ યુગબાહુને કહ્યું કે, "એક દિવસ તમારા ભાઈએ મને ક્યાંય અજાણતાં જોઈ લીધી હતી. મને જોતાં જ તમારા ભાઈના મનમાં દુર્ભાવના પેદા થઈ અને તમારા ભાઈનો પ્રેમ તે જ સમયે નષ્ટ થઈ ગયો, એટલું જ નહિ આપને મારાથી દૂર કરવા માટે જ આપને તેણે યુદ્ધમાં મોકલ્યા હતા. આ પ્રમાણે તમારા ભ્રાતૃપ્રેમમાં બાધક નીવડવાનો બધો અપરાધ મારો જ છે."

મયણરેહાનું કથન સાંભળી, યુગબાહુએ કહ્યું કે, "મોટાભાઈને તો ઘણી રાણીઓ છે અને તેઓ ચાહે તો હજી પણ મોટા મોટા રાજાઓ પોતાની કન્યા તેમને આપવા માટે તૈયાર છે. છતાં તેમના હૃદયમાં આવી દુર્ભાવના પેદા થવાનું શું કારણ?" મયણરેહાએ કહ્યું કે, "એ તો ઠીક છે. પણ જેમની આદત એઠાં ખાવાની પડી હોય છે તેઓ તો સારું ભોજન મળવા છતાં પણ એઠું જ ખાવા ચાહે છે. આ નિયમાનુસાર તમારા મોટાભાઈ પણ મારા ઉપર લલચાયા છે. તેણે તમારા ગયા બાદ મારા માટે એવી એવી ચીજો મોકલી હતી કે તેવી ચીજો પહેલાં કોઈ દિવસ જોવામાં પણ આવી ન હતી. આ ચીજો મોકલવાનું કારણ તો પહેલાં હું સમજી શકી નહિ એટલા માટે મેં તે ચીજો રાખી લીધી પણ થોડા દિવસ બાદ ફરી તેણે તેવી ચીજો મોકલી અને દાસીદ્વારા પોતાનો હૃદયગત ભાવ પણ કહેડાવ્યો ત્યારે હું તેમની બદદાનત સમજી ગઈ. મેં તે દાસીને ખૂબ ધમકાવી અને પાછી કોઈ દિવસ ન આવવાની શરતે ડરાવી હાંકી કાઢી. થોડા દિવસ બાદ તમારા મોટાભાઈ રાતના સમયે મારા શયનાગારની પાસે આવ્યા; પરંતુ તે સમયે મેં તેમને નરમ ગરમ શબ્દોમાં કહ્યું એટલે તેઓ પાછા ચાલ્યા ગયા. આ પ્રમાણે આપના ભાઈના હૃદયમાં આપના પ્રતિ પ્રેમભાવ રહ્યો નથી પણ તે આપના શત્રુ બની ગયા છે. એટલા માટે હું આપને એ જ કહું છું કે, આપ તેમને આ સમયે મળો નહિ. તેઓ હાથમાં તલવાર લઈ આવ્યા છે એટલા માટે મને અનર્થની સંભાવના જણાય છે."

યુગબાહુએ મયણરેહાની વાત માનવી ઠીક છે કે નહિ? જો ઠીક હોય તો તમને તમારી પત્ની કોઈ વાત કહે તો તે વાતને તમે માનશો કે નહિ? આજકાલ તો પત્નીની ઉચિત વાતને પ્રાયઃ માનવામાં આવતી નથી ઉલટી તેની ઉપેક્ષા કરવામાં આવે છે; તેનું કારણ એ જ છે કે, આજે આધ્યાત્મિક અને માનસિક કુજોડ વિવાહ કરી દેવામાં આવે છે. જ્યાંસુધી પતિ-પત્ની આધ્યાત્મિક વિચાર વિનિમય કરવાને યોગ્ય ન હોય ત્યાંસુધી તેમનો સંબંધ કુજોડ જ

કહેવાય. આજે લગ્નની જવાબદારીને સમજવામાં આવતી નથી માટે જ આમ બને છે. જે પત્ની તમારા માટે પોતાનું જીવન પણ ન્યોચ્છાવર કરી દે છે તે પત્નીની વાત વિષે કાંઈ વિચાર પણ ન કરવો અને તેના કથનની સર્વથા ઉપેક્ષા કરવી ખચિત જ અનુચિત છે. સહધર્મિણીની વાતની ઉપેક્ષા કરી તમે પોતાને મોટા માનતા હો, પણ આખરે તે ઉપેક્ષાનું કદાચ્ પરિણામ સારું આવતું નથી. કહ્યું પણ છે કેઃ—

કરત પ્રપંચ ઈન પંચન કે વશ, પરદારરત ભયો અન્ત હૈ બુરાઈકો,
પરધન હરે પર જીવનકી કરે ઘાત, મદ માંસ ભક્ષે લવલેશ ન ભલાઈકો;
હોયગો હિસાબ જબ મુખસે ન આવે, જવાબ સુંદર કહત લેખો લેગો રાઈરાઈકે
યહાં તો કિયા વિલાસ જમકી ન તો હૂં ત્રાસ વહાઁ તો નહીં જો કુછ રાજ
પોપાબાઈ કો.

આ કથનને દૃષ્ટિમાં રાખી આત્માનું હિત થાય તેવું કાર્ય કરો તો તેમાં કલ્યાણ જ રહેલું છે.

## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ ભાદરવા વદ ૭ રવિવાર

### પ્રાર્થના

સુમતિ જિનેશ્વર સાહિબાજી, 'મેઘરથ' નૃપનો નંદ;
'સુમંગલા' માતા તણો, તનય સદા સુખકંદ.
પ્રભુ ત્રિભુવન તિલોજી ॥ ૧ ॥
—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી સુમતિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્માની પ્રાર્થના કરવામાં ભક્તના ભાવો કેવા હોવા જોઈએ એ આ પ્રાર્થનામાં કહેવામાં આવ્યું છે. મને જ્યારે બોલવાનો સમય સાંપડે છે ત્યારે પરમાત્માની પ્રાર્થના વિષે જ બોલું એમ મારો આત્મા ચાહે છે. આ વાત મારા માટે કાંઈ અભિમાનને લગતી નથી પરંતુ આત્મસુધાર કરવાની દૃષ્ટિએ મારે પ્રાર્થના વિષે બોલતા જ રહેવું જોઈએ એમ મારો આત્મા મને વારંવાર પ્રેરિત કર્યા કરે છે. મેં ઘરબારનો ત્યાગ પણ આ જ માટે કર્યો છે. પરમાત્મા પ્રત્યે મારી એ જ પ્રાર્થના છે કે, હું મારા આ લક્ષ્યને કદાપિ ભૂલી ન જાઉં! પ્રાર્થના વિષે હું તમને સંભળાવ્યા કરું છું પણ હું જે કાંઈ સંભળાવું છું તેને માટે હું પોતે પરમાત્માની આગળ જવાબદાર છું. એટલા માટે તમને લોકોને જે કાંઈ સંભળાવું છું તે માટે મારે એ સાવધાની રાખવી જોઈએ કે હું તેમની વિરુદ્ધ કાંઈ ન કરું!

'હે! પ્રભો! મારી આશા પૂરી કરો' એમ આ પ્રાર્થનામાં કહેવામાં આવ્યું છે. પણ પરમાત્મા પાસે આપણે કઈ આશા પૂરી કરાવવી જોઈએ એ વિષે અત્રે વિચાર કરવાનો છે. જે પરમાત્મા ત્રિલોકીનાથ છે તેમની પાસેથી શું માંગવું એ વિષે વિચાર કરી લેવો આવશ્યક છે. શું તેમની પાસે તુચ્છ વસ્તુ માંગવી ઉચિત કહી શકાય? કોઈ રાજા હોય અને તેની

પાસે કોઈ વ્યક્તિ રોટીની કે દાળીયાની માગણી કરે તો શું તેનું આ કાર્ય ઠીક કહેવાશે ? આ જોઈને રાજાની પાસે ઉભા રહેલા પ્રધાન વગેરે લોકોને હાંસી આવશે અને તેઓ એમ કહેશે કે; તે કેવો અભાગો છે કે તેણે રાજાની પાસે પણ રોટી કે દાળીયા જેવી તુચ્છ વસ્તુની માંગણી કરી !

જ્યારે રાજા પાસે કોઈ ચીજ માંગવામાં પણ આ પ્રકારનો વિચાર રાખવો આવશ્યક માનવામાં આવે છે, ત્યારે પરમાત્મા પાસે કઈ વસ્તુની યાચના કરવી જોઈએ તેનો કેટલો બધો વિચાર કરવો આવશ્યક છે ? શું ત્રિલોકીનાથ પરમાત્મા પાસે કોઈ તુચ્છ વસ્તુની માગણી કરવી ઉચિત કહી શકાય ? પરમાત્મા પાસે તુચ્છ વસ્તુની માગણી કરવી એ વાત તો પરમાત્માને હજી ઓળખી શક્યા નથી એમ બતાવે છે.

પરમાત્માને ઓળખ્યા બાદ, આત્માની સ્થિતિ જુદા જ પ્રકારની થઈ જાય છે, અને તેનામાં માગણવૃત્તિ રહેવા જ પામતી નથી. એટલા માટે પરમાત્મા પાસે તુચ્છ વસ્તુની માગણી ન કરતાં એવી વસ્તુ માગવી જોઈએ કે, "હે ! પ્રભો ! હું કામનાને આધીન થઈ સંસારમાં ભ્રમણ કરી રહ્યો છું અને તુચ્છ ચીજને માગતો ફરી રહ્યો છું. હું તારા જેવો હોવા છતાં ભીખારી બની રહ્યો છું એ મારી કેવી ભૂલ છે ! મારી આ ભૂલ દૂર થાય એ જ હું તારી પાસેથી ચાહું છું."

જે પરમાત્માને ઓળખતો થશે અને પોતાની ભૂલને સમજતો થશે તે પરમાત્માની પાસે સુમતિ સિવાય બીજું કાંઈ માગી શકે નહિ. આત્મામાં જે દુર્વાસના છે તે કુમતિ છે. આ કુમતિનો નાશ થવાથી સુમતિ અર્થાત્ સદ્વાસનાનું આધિપત્ય આત્મા ઉપર થશે અને આત્મામાં જે માગણવૃત્તિ છે તે વૃત્તિનો પણ નાશ થશે. એટલા માટે પરમાત્માની પાસે સુમતિ સિવાય બીજું કાંઈ ન માગવું એ જ ઇષ્ટ છે.

અત્રે એક પ્રશ્ન ઊભો થાય છે કે જે પરમાત્માની પાસે સુમતિની યાચના કરવાની છે તે પરમાત્માને ઓળખવા કેવી રીતે ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, પરમાત્માદ્વારા પ્રરૂપિત શાસ્ત્રો જોઈ પરમાત્માને ઓળખવા જોઈએ. જે પ્રમાણે મુહમ્મદ સાહેબના ભક્તો કુરાને શરીફને જોઈ મુહમ્મદ સાહેબને ઓળખે છે અને વેદોને જોઈ બ્રહ્માના ભક્તો બ્રહ્માને ઓળખે છે, તે જ પ્રમાણે ભગવાન વીતરાગદ્વારા પ્રરૂપિત શાસ્ત્રો જોઈ વીતરાગને ઓળખવા જોઈએ. એટલા માટે હવે જે શાસ્ત્રો ઉપરથી ભગવાનને ઓળખવામાં આવે છે તે જૈનશાસ્ત્રો શું કહે છે એ બતાવવા માટે જ તમારી સામે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રનું ૨૯ મું અધ્યયન કહેવામાં આવે છે.

## સમ્યક્ત્વ પરાક્રમ—છઠ્ઠો બોલ

આ બોલમાં આત્મનિંદા કરવાથી શો લાભ પ્રાપ્ત થાય છે ? એવો પ્રશ્ન ભગવાનને પૂછવામાં આવ્યો છે. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે આત્મનિંદા કરવાનું ફલ તો પ્રત્યક્ષ જ છે. જે આત્મનિંદા કરે છે તે "મારાથી આ કામ સારૂં ન થયું અથવા મારાથી આ પ્રકારનો અપરાધ થઈ ગયો" એવો પશ્ચાત્તાપ કરે છે.

આત્મનિંદાની ખરી ઓળખાણ પશ્ચાત્તાપ જ છે. જ્યારે પશ્ચાત્તાપ થાય ત્યારે સમજવું કે, હવે હૃદયપૂર્વક આત્મનિંદા કરવામાં આવી છે. જેમને દુષ્કૃત્યો પ્રત્યે રાગ હશે તેમને

પશ્ચાત્તાપ ન થાય એ સ્વાભાવિક છે, અને જેમને પશ્ચાત્તાપ થતો નથી તે લોકોએ ખરી રીતે આત્મનિંદા કરી નથી એમ કહી શકાય. પશ્ચાત્તાપ કરવાથી શું થાય? તો એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, પશ્ચાત્તાપ થવાથી વૈરાગ્ય પેદા થાય છે, અને જ્યારે વૈરાગ્ય પેદા થાય છે ત્યારે હૃદયમાં સાંસારિક પદાર્થોનું મહત્ત્વ રહેતું નથી. સાંસારિક પદાર્થો પ્રત્યે મમત્વભાવ ન રહેવો એ પશ્ચાત્તાપનું લક્ષણ છે, અને ત્યારે સમજવું કે હૃદયમાં સાચો પશ્ચાત્તાપ થયો છે.

જે વસ્તુને એકવાર હૃદયપૂર્વક ખરાબ માની લેવામાં આવે છે તે વસ્તુ પ્રતિ ફરીવાર રુચિ પેદા થતી નથી. ઉદાહરણ તરીકે, તમારી સામે ભાતભાતનું સારું ભોજન આવ્યું; પણ ત્યારે કોઈ માણસે તમને એમ કહ્યું કે, આ ભોજનમાં તો વિષ છે તો શું એ દશામાં તમને એ ભોજન પ્રતિ રુચિ પેદા થશે? આ જ પ્રમાણે જ્યારે ખરી હકીકત સમજાય અને વિવેક જાગ્રત થાય ત્યારે સંસારના કોઈપણ પદાર્થો ઉપર રુચિ પેદા થઈ શકતી નથી. જ્યાં સુધી વિવેક જાગ્રત થતો નથી ત્યાં સુધી જ સાંસારિક પદાર્થો પ્રત્યે રુચિ રહે છે. વિવેક પેદા થયે સાંસારિક પદાર્થો દુઃખરૂપ જણાવા લાગે છે. કહ્યું પણ છે કેઃ—दुःखमेव सर्वं विवेकिनः અર્થાત્—વિવેકી જનોને સંસારના બધા પદાર્થો દુઃખરૂપ જણાય છે.

આ ઉપરથી કોઈ એવો પ્રશ્ન કરી શકે કે, સાંસારિક પદાર્થો દુઃખરૂપ છે એ પ્રત્યક્ષ પ્રમાણ કે અનુમાન પ્રમાણથી જાણી શકાતું નથી, તો એ દશામાં એ કેમ માની શકાય કે, સંસારના પદાર્થો દુઃખરૂપ છે?

આ કથનનો ઉત્તર એ છે કે, સંસારના જે પદાર્થો એક સ્થાને સુખદાયક છે તે જ પદાર્થો બીજે સ્થાને દુઃખદાયક લાગે છે. આ વાત ઉપર વિવેકપૂર્વક વિચાર કરવામાં આવે તો આત્માને સાંસારિક પદાર્થો પ્રત્યે વૈરાગ્ય પેદા થયા વિના નહિ રહે. સંસારના પદાર્થો એક સ્થાને સુખદાયી અને બીજા સ્થાને દુઃખદાયી કેવી રીતે બને છે એને માટે એ જુઓ કે, જે બારીક ઊનની શાલ બહુ જ ઊંચી માનવામાં આવે છે તે જ બારીક ઊનનો એક નાનકડો તાણો પણ જો આંખમાં પડી જાય તો કેવું લાગે? જે ઊનનો તાણો શરીર ઉપર સુખદાયક જણાતો હતો, તે જ ઊનનો તાણો આંખમાં પડી જવાથી કેવો દુઃખદાયક જણાય છે? આ જ પ્રમાણે સંસારની બધી વસ્તુઓ જો એક સ્થાને સુખદાયી લાગે છે તો બીજા સ્થાને તે જ વસ્તુઓ દુઃખદાયી લાગે છે. આ જ કારણે એમ કહેવામાં આવે છે કે, સાંસારિક પદાર્થો દુઃખરૂપ છે, સુખરૂપ નથી. જો કે સાંસારિક પદાર્થો વાસ્તવમાં સુખદાયી હોત તો તે પદાર્થો કોઈ પણ સમયે અને કોઈ પણ દશામાં દુઃખદાયી બની શકત નહિ; પણ આ પ્રમાણે બનતું નથી એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, સાંસારિક પદાર્થો સુખદાયક નથી પણ દુઃખદાયક છે.

સંસારના પદાર્થોમાં સુખ નથી તો અત્રે એ પ્રશ્ન ઊભો થાય છે કે, સુખ શું છે, ક્યાં છે અને તે કેવી રીતે પ્રાપ્ત થઈ શકે છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, સુખ તે છે કે જે કોઈ દિવસ દુઃખરૂપ ન થાય. જેમાંથી કોઈ પણ સમયે દુઃખ ન આવે તે જ સુખદાયી કહી શકાય અને તે જ સાચું સુખ છે. જે કોઈક દિવસ તો સુખરૂપ લાગે અને કોઈક દિવસ દુઃખરૂપ લાગે તે વાસ્તવમાં સુખ નથી. ઉદાહરણ તરીકે, ભૂખ લાગી હોય ત્યારે

લાડુ મીઠા અને પ્યારા લાગે છે પણ ભૂખ શાન્ત થયા બાદ જો કોઈ લાડુ ખાવા આપે તો એમ જ કહેવામાં આવે છે કે, દુઃખ ન આપો. જે લાડુઓ ભૂખ લાગી હતી ત્યારે સુખરૂપ લાગતા હતા, તે જ લાડુઓ ભૂખ શાન્ત પડયા બાદ દુઃખરૂપ કેમ જણાવા લાગ્યા? અને જ્યારે તે દુઃખરૂપ જણાવા લાગ્યા ત્યારે તે લાડુઓને સુખરૂપ કેમ કહી શકાય? આ ઉદાહરણ ઉપરથી વિશેષ વિચાર કરી એમ માનવું જોઈએ કે, વિષયજન્ય સુખ એ સુખ નથી પણ સુખનો આભાસ છે.

માનો કે, એક માણસ ભોજન કરવા બેઠો છે. તેની સામે પ્રિય અને મિષ્ટ પકવાનોનો થાળ મૂકવામાં આવ્યો છે અને તેની સુંદર પત્ની તેના ઉપર પંખો ઢોળી રહી છે. એટલામાં જ તેના મુનીમે આવીને કહ્યું કે, દેશાવરમાં આપનો પુત્ર મરણ પામ્યો. આ દુઃખદ સમાચાર સાંભળી તેને તે ભોજન વિષ જેવું જણાય અને આંખોમાંથી આંસુ નીકળે એ સ્વાભાવિક છે. હવે જરા વિચાર કરો કે, જો તે ભોજન કે સ્ત્રીમાં સુખ છે, તો પછી તેને તે બધાં દુઃખરૂપ કેમ જણાવા લાગ્યાં? અને જ્યારે દુઃખરૂપ જણાવા લાગ્યાં ત્યારે તેમનામાં સુખ છે એમ કેમ કહી શકાય?

આ પ્રમાણે સંસારના કોઈપણ પદાર્થમાં સુખ નથી. સાંસારિક પદાર્થોમાં જે સુખ જણાય છે તે વિકારી સુખ છે. અવિકારી સુખ નથી. અવિકારી સુખ તો સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રમાં જ છે. આ સુખ ત્યારે જ પ્રાપ્ત થઈ શકે છે કે જ્યારે સાંસારિક પદાર્થો પ્રત્યે વૈરાગ્ય પેદા થાય! આ સુખ પ્રાપ્ત થયા બાદ કોઈ પ્રકારનું દુઃખ રહેવા પામતું જ નથી. એટલા માટે સાચી રીતે આત્મનિંદા કરો, જેથી પશ્ચાત્તાપ થશે અને પશ્ચાત્તાપ કરવાથી વૈરાગ્ય પેદા થશે અને વૈરાગ્યથી સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપી સાચું સુખ પ્રાપ્ત થશે.

સમ્યગ્જ્ઞાનનો અર્થ તો વસ્તુ જેવી હોય તેવી તેને જોવી કે માનવી એ છે. જે હિંસા છે તેને હિંસા માનવી અને જે અહિંસા છે તેને અહિંસા માનવી. સમ્યગ્જ્ઞાનને પ્રાપ્ત કરવા માટે હિંસા અને અહિંસાનાં રૂપો તથા એ બન્નેના ભેદો સમજવા જોઈએ. એમ કરવાથી જ હિંસાને હિંસા અને અહિંસાને અહિંસા માની શકાય છે. આ બન્નેમાંથી અહિંસા વિષે થોડું કહું છું.

કેટલાક લોકોનું કહેવું છે કે, હિંસા ન કરવી તે અહિંસા છે. આમ કહેનાર લોકો રક્ષાને અહિંસામાં માનતા નથી. પણ આ તેમની ભૂલ છે. જો હિંસા ન કરવી તેને જ અહિંસા કહેવામાં આવે તો એ દશામાં અહિંસા મરેલી કહેવાશે. આ પ્રકારની મરેલી અહિંસાદ્વારા શું કામ થઈ શકે? અહિંસા તે છે કે જે હિંસાનો વિરોધ કરે. શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્રમાં અહિંસાનાં જે સાઠ નામો બતાવવામાં આવ્યાં છે તેમાં ક્ષમા, રક્ષા, સત્ય, શીલ આદિને પણ અહિંસાનાં નામ તરીકે બતાવવામાં આવ્યાં છે. વ્યાકરણની દૃષ્ટિએ પણ વિચાર કરવાથી એ જ સિદ્ધ થાય છે કે, જે હિંસાનો વિરોધ કરે તે અહિંસા છે.

અહિંસા શબ્દ અ તથા હિંસા એ બે શબ્દોના સંયોગથી બનેલો છે. વ્યાકરણના નિયમાનુસાર અહીં નઞ્ સમાસ કરવામાં આવ્યો છે. જ્યાં નઞ્ સમાસ કરવામાં આવે છે ત્યાં ક્યાંય ક્યાંય પૂર્વ પદાર્થને પ્રધાન બનાવવામાં આવે છે પણ અહિંસા શબ્દમાં પૂર્વ પદાર્થની પ્રધાનતા થઈ શકતી નથી. જેમકે અમક્ષિકં શબ્દમાં પૂર્વ પદાર્થ પ્રધાન છે. પૂર્વ પદાર્થનું પ્રાધાન્ય હોવાને કારણે આ શબ્દમાં માખીનો અભાવ પ્રકટ થાય છે. જો અહિંસાને માટે

પણ આ જ પ્રમાણે પૂર્વ પદાર્થને પ્રધાનતા આપવામાં આવે તો હિંસાના અભાવને અહિંસા કહેવામાં આવે પણ આ અભાવથી કોઈ પણ વસ્તુની સિદ્ધિ થતી નથી એટલા માટે અહિંસા શબ્દને પૂર્વ પદાર્થ પ્રધાન માની શકાય નહિ.

નઞ્ સમાસમાં કોઈ ઠેકાણે ઉત્તર પદાર્થ પ્રધાન થાય છે. જેમકે अराजपुरुष આ શબ્દમાં ઉત્તર પદાર્થ પ્રધાન છે. અને આ કારણે अराजपुरुष કહેવાથી એ જાણી શકાય છે કે રાજપુરુષથી તે ભિન્ન માણસ છે; અર્થાત્ તે એવો માણસ જણાય છે કે તે રાજપુરુષ નથી પણ કોઈ બીજો જ માણસ છે. જો અહિંસા શબ્દને પણ ઉત્તર પદાર્થ પ્રધાન માનવામાં આવે તો એક હિંસાથી બીજી હિંસાનો તે પ્રમાણે બોધ થશે, કે જે પ્રમાણે 'અરાજપુરુષ' કહેવાથી એક પુરુષથી ભિન્ન બીજા પુરુષનો બોધ થાય છે. અહિંસામાં ઉત્તર પદાર્થને પ્રધાન માની એક હિંસાથી બીજી હિંસાને માનવી તે ઠીક નથી. કારણ કે તે ભલે એક હિંસા હોય કે બીજી હિંસા હોય પણ જે હિંસા છે તે કલ્યાણ કરનારી હોઈ શકે નહિ. શાસ્ત્રકાર અહિંસાને જ કલ્યાણ કરનારી માને છે એટલા માટે અહિંસા શબ્દનો 'બીજા પ્રકારની હિંસા' એવો અર્થ માની શકાય નહિ; અને આ કારણે અહિંસા શબ્દમાં ઉત્તર પદાર્થને પ્રધાનતા પણ આપી શકાતી નથી.

નઞ્ સમાસમાં કોઈ ઠેકાણે અન્ય પદાર્થની પ્રધાનતા પણ હોય છે. જેમકે अगोष्पद શબ્દમાં અન્ય પદાર્થની પ્રધાનતા છે. अगोष्पद કહેવાથી એવું માનવામાં આવે છે કે; જ્યાં ગાયનો પગ નથી એવું વન કે એવો દેશ. આ પ્રમાણે अगोष्पद શબ્દમાં અન્ય પદાર્થની પ્રધાનતા છે. જો અહિંસામાં પણ અન્ય પદાર્થની પ્રધાનતા માનવામાં આવે તો અહિંસાનો અર્થ એવો માણસ થશે કે જેમાં હિંસા નથી, અથવા જે માણસમાં હિંસા નથી તે માણસને અહિંસા કહેવામાં આવશે. પરંતુ માણસ દ્રવ્ય છે, ક્રિયાવિશેષ નથી અને અહિંસા તો ક્રિયાવિશેષ છે. અહિંસા વ્રતરૂપ છે પરંતુ માણસ વ્રતરૂપ થઈ શકે નહિ એટલા માટે અહિંસા શબ્દમાં અન્ય પુરુષની પ્રધાનતા માનવી એ પણ ઠીક નથી.

નઞ્ સમાસમાં કોઈ ઠેકાણે ઉત્તર પદાર્થનો વિરોધી એવો અર્થ થાય છે. જેમકે अमित्र શબ્દમાં ઉત્તર પદાર્થનો વિરોધી અર્થ છે. अमित्र શબ્દ કહેવાથી એ જ અર્થ માનવામાં આવે કે તે મિત્ર નથી પણ શત્રુ છે; અર્થાત્ મિત્રનો વિરોધી શત્રુ એવો અર્થ કરવામાં આવશે. અહિંસા શબ્દનો અર્થ પણ આ જ પ્રમાણે ઉત્તર પદાર્થનો વિરોધી કરવો જોઈએ; અર્થાત્ એમ માનવું જોઈએ કે, જે હિંસાનો વિરોધ કરે તે અહિંસા. આ પ્રમાણે અહિંસાનો અર્થ કરવાથી ઉપર કહેલા દોષોમાંથી કોઈ પણ દોષ આવતો નથી એટલા માટે અહિંસા શબ્દનો અર્થ હિંસા વિરોધી રક્ષા અર્થ કરવો એ જ ઠીક યુક્તિસંગત અને શાસ્ત્રાનુકૂલ જણાય છે. વિદ્વાનોએ નઞ્ના ૭ અર્થો બતાવ્યા છે. તેમનું કહેવું છે કે :—

तत्सादृश्यमभावश्च तदन्यत्वं तदल्पता ।
अप्राशस्त्यं विरोधश्च नञर्थाः षट् प्रकीर्त्तिताः ॥

અર્થાત્—નઞ્ના ૭ અર્થો થાય છે. એક અર્થ तत्सादृश्य અર્થાત્ 'તેના જ જેવો' અર્થ બતાવવો થાય છે. જેમકે अब्राह्मण કહેવાનો અર્થ બ્રાહ્મણના સદૃશ ક્ષત્રિયાદિ અર્થ થાય છે; પણ પત્થરાદિ એવો તેનો અર્થ થઈ શકતો નથી.

નઞ્નો બીજો અર્થ ' अभाव ' થાય છે. જેમકે अमक्षिका કહેવાનો અર્થ 'માખી નથી' એવો થાય છે અર્થાત્ अमक्षिका કહેવાથી માખીનો અભાવ એવો અર્થ થાય છે.

નઞ્નો ત્રીજો અર્થ तदन्यत्वं અર્થાત્ 'તેનાથી બીજું' એવો થાય છે. જેમકે अनश्व કહેવાથી ઘોડાથી ભિન્ન ગધેડા વગેરેનો બોધ થાય છે.

નઞ્નો ચોથો અર્થ तदल्पता અર્થાત્ થોડાપણું બતાવવાનો છે. જેમકે अनूदरा कन्या અનૂદરા કન્યાનો અર્થ 'પેટ વિનાની કન્યા' એવો થાય છે; પણ પેટ વિનાનો કોઈ પણ મનુષ્ય હોઈ શકતો જ નથી એટલા માટે અનૂદરા કન્યા કહેવાનો અર્થ એવો છે કે, જેનું પેટ નાનું છે એવી કન્યા. અનૂદરા શબ્દ પેટનો અભાવ બતાવતો નથી પણ ઉદરની અલ્પતા બતાવે છે.

નઞ્નો પાંચમો અર્થ અપ્રાશસ્ત બતાવવો એ થાય છે. અર્થાત્ અપ્રશસ્તતા બતાવવી એવો પણ નઞ્નો અર્થ થાય છે. જેમકે, કોઈએ કહ્યું કે, अपशवोऽन्योंऽगोऽश्वेभ्य; અર્થાત્ ગાય અને ઘોડાની સિવાય જાનવર અપશુ છે. આ કથનનો અર્થ એવો થતો નથી કે, ગાય અને ઘોડાની સિવાયના જાનવરોમાં પશુત્વનો અભાવ છે. પરંતુ તેનો એવો અર્થ છે કે, બીજાં જાનવરો ઉત્તમ પશુ નથી. ગાય અને ઘોડા સિવાયનાં બીજાં પશુઓ ઉત્તમ પશુ નથી. આ જ કહેનારનો અભિપ્રાય છે.

નઞ્નો છઠ્ઠો અર્થ વિરોધી વસ્તુને બતાવવી એ થાય છે. જેમકે अधर्म શબ્દ કહેવાથી ધર્મનો અભાવ જાણી શકાતો નથી. પરંતુ ધર્મનો વિરોધી અધર્મ અર્થાત્ પાપ એવો જ અર્થ સમજવામાં આવે છે.

અહિંસાનો અર્થ પણ આ જ નિયમાનુસાર થશે અને એટલા માટે અહિંસાનો અર્થ હિંસાનો વિરોધી અર્થાત્ રક્ષા જ થશે. આ જ વાતને દૃષ્ટિમાં રાખી શાસ્ત્રકારોએ રક્ષાને અહિંસાનો પર્યાયવાચી શબ્દ બનાવ્યો છે. આમ હોવા છતાં કેટલાક લોકો અહિંસાનો અર્થ હિંસા ન કરવી એ જ કહે છે. તેઓ રક્ષાને અહિંસામાં માનતા નથીએ તે લોકોની ભૂલ છે. હિંસાનો વિરોધી અર્થ રક્ષા છે. રક્ષાને અહિંસામાં જ માનવામાં આવી છે અને શાસ્ત્રોમાં રક્ષા કરવાનાં એવાં એવાં ઉદાહરણો આપ્યાં છે કે જેને જોઈ આશ્ચર્યચકિત થઈ જવાય છે. જેમકે, મેઘરથ રાજાદ્વારા કબુતરની રક્ષા કરવાનો દાખલો અભૂતપૂર્વ છે. મેઘરથ રાજાએ પોતાનું શરીર આપી દેવાનો તો સ્વીકાર કરી લીધો, પણ શરણાગત કબુતરને આપી દેવાનું કબુલ્યું નહિ. અહિંસા આવી જીવંત હોય છે. મૃત અહિંસા કામની હોતી નથી. આજે અહિંસાને કાયરતાનો પોશાક પહેરાવવામાં આવે છે. પણ જે હિંસાનો વિરોધ કરતી નથી તે અહિંસા જ નથી. અહિંસા હમેશાં જીવંત જ હોવી જોઈએ. જીવંત અહિંસાને જો જીવનમાં સ્થાન આપવામાં આવે તો કલ્યાણ થયા વગર રહે નહિ.

## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૩ ભાદરવા વદ ૯ મંગળવાર



### પ્રાર્થના

**પદ્મપ્રભુ પાવન નામ તિહારો, પતિત ઉધારનહારો;**
**જદપિ ધીવર ભીલ કસાઈ, અતિ પાપીષ્ટ જમારો;**
**તદપિ જીવહિંસા તજ પ્રભુ ભજ, પાવૈ ભવનિધિ પારો. ॥ પદ્મ૦ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી પદ્મપ્રભુ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

ભક્તજનો પરમાત્માની પ્રાર્થના અનેક ભાવોથી કરે છે. આ પ્રાર્થનામાં પરમાત્માના નામનો મહિમા બતાવતા કહેવામાં આવ્યું છે કે, પરમાત્માનું નામ પતિતપાવન છે, અર્થાત્ પરમાત્માનું નામ પતિતને પણ પાવન બનાવે છે.

જે પોતાને પાવન બનાવવા ચાહતો હોય તેને માટે એ આવશ્યક છે કે તે પોતાની પતિતાવસ્થાને જુએ અને એમ માને કે, મારાં આ દુર્ગુણો જ મને પરમાત્માના શરણે જવા માટે પ્રેરિત કર્યા કરે છે.

જે પ્રમાણે, રોગી હોય છે તે જ ડૉકટરના શરણે જાય છે અને આ રીતે રોગ જ ડૉકટરના શરણે જવાની પ્રેરણા કરે છે, તે જ પ્રમાણે પતિતાવસ્થા પણ પરમાત્માના શરણે જવાની પ્રેરણા કરે છે. જો કે, પતિતાવસ્થા પૂર્વના અશુભ કર્મોને કારણે પ્રાપ્ત થએલી હોય છે પણ જ્યારે આત્મા પોતાની આ પતિતાવસ્થાને ઓળખે છે ત્યારે તે પરમાત્માના શરણે અવશ્ય જાય છે.

પતિતાવસ્થામાંથી મુક્ત થવા માટે તથા પરમાત્માના શરણે જવા માટે સર્વ પ્રથમ પરમાત્માના નામનો આશ્રય લેવામાં આવે છે. ભક્તજનોને પરમાત્માના નામ ઉપર એટલો બધો વિશ્વાસ હોય છે કે, તેઓ ત્યાંસુધી કહે છે કે, જ્યાં પરમાત્માનું નામ નથી ત્યાં કાંઈ પણ નથી. નામનું મહત્ત્વ બતાવવા માટે ભક્તજનો કહે છે કે, માનો કે એક છોકરાની એક કન્યા સાથે સગાઈ થઈ છે. છોકરાએ કન્યાને જોઈ નથી અને કન્યાએ છોકરાને જોયો નથી. પણ બન્નેએ એક બીજાનું કેવળ નામ જ સાંભળ્યું છે. અનાયાસે બન્ને જણા એક દિવસે એક બાગમાં એકત્રિત થઈ ગયા. બન્ને જણા એક બીજાને જાણતા ન હતા. આ પ્રમાણે તેઓ બન્ને આકૃતિથી એક બીજાને મળી શકયા પણ એક બીજાનું નામ જાણતા નહોતા એ કારણે તેઓમાં પારસ્પરિક પ્રેમભાવ જોવામાં આવતો નહોતો. અને તેથી બન્ને જણા સાધારણ રીતે જ એક બીજાને જુએ છે. એટલામાં જ કોઈ વ્યક્તિએ પેલા છોકરાને કહ્યું કે, આ કન્યા તે જ છે કે જેની સાથે તારી સગાઈ કરવામાં આવી છે. આ જ પ્રમાણે કન્યાને પણ કોઈએ કહ્યું કે, આ તારો વર છે. આ સાંભળી તે બન્ને એક બીજાને જે દૃષ્ટિએ જોતા હતા, તે દૃષ્ટિમાં અંતર આવી જશે કે નહિ? પહેલાં તો તેઓ એક બીજાને સાધારણ દૃષ્ટિએ જ જોતા હતા, પણ નામ જાણ્યા બાદ તેઓ એક બીજાને વિશેષ દૃષ્ટિએ જોવા લાગશે. આ અંતર પડી જવાનું કારણ નામ જ છે. નામ જાણી લેવાને કારણે તેઓ બન્નેમાં પ્રીતિ સંબંધ વિશેષ ગાઢ થયો છે.

ભક્તજનો આ પ્રમાણે લૌકિક ઉદાહરણ આપી કહે છે કે, આ જ પ્રમાણે પરમાત્માને રૂપથી જોયા ન પણ હોય તોપણ જો તેમના પ્રત્યે પ્રેમભાવ અને સાચી પ્રીતિ હોય તો તેમનું નામ સાંભળી હૃદયમાં બીજો જ ભાવ જાગૃત થશે. એમ તો આપણા કાને અનેક જણાનાં નામો સાંભળવામાં આવે છે પણ પ્રેમીનું નામ સાંભળવાથી હૃદયમાં જે ભાવ પેદા થાય છે તે ભાવ કોઈ બીજાનું નામ સાંભળવાથી પેદા થતો નથી. ઉદાહરણ તરીકે રેલ્વે તો હમેશાં આવતી-જતી રહે છે, પણ જ્યારે રેલ્વેમાં જવાનું હોય છે કે રેલ્વેમાં તમારો કોઈ સ્નેહીજન નીકળવાનો હોય છે ત્યારે રેલ્વે તમને કેવી સારી લાગે છે ? આ દશામાં રેલ્વે પ્રત્યે જેવો પ્રેમ હોય છે તેવો પ્રેમ બીજા સમયે હોતો નથી. પરમાત્માના નામ વિષે પણ આજ વાત લાગુ પડે છે. પરમાત્મા પ્રત્યે હૃદયમાં પ્રીતિ હોવાથી તેમનું નામ લેવાથી કે સાંભળવાથી હૃદયમાં અપૂર્વ ઉમળકો આવશે તથા મનમાં પણ પ્રસન્નતા અનુભવાશે. આ પ્રમાણે પરમાત્માના નામનું શરણ લેવાથી આત્મા પાવન બની જશે. ખરેખર ! પરમાત્માનું નામ લેવાથી આત્માને કોઈ અપૂર્વ આનંદ મળે છે.

અત્રે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જ્યારે પરમાત્માના નામનો આવો મહિમા છે તો પછી લોકો પરમાત્માનું નામ શા માટે લેતા નથી ? પરમાત્માનું નામ લેવામાં લોકોને મુશ્કેલી જેવું શું જણાય છે ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, પોતાના અન્તરાત્મામાં એવાં ક્યાં પાપો છે કે જેને લીધે પરમાત્માનું નામ લેવામાં મુશ્કેલી જણાય છે. આ મુશ્કેલી જાણવા માટે પોતાના આત્માની આલોચના કરવાની આવશ્યકતા છે. આત્મામાં જે પાપો ભર્યાં હોય તે પાપોની આલોચના કરો અને તે પાપો કરવા માટે આત્મનિંદા કરી પશ્ચાત્તાપ કરો. આ પ્રમાણે કરવાથી પરમાત્માનું નામ સ્મરણ કરવામાં જે અન્તરાય હશે તે પણ દૂર થઈ જશે.

## સમ્યક્‌ત્વ પરાક્રમ-છઠ્ઠો બોલ

પાપનો પશ્ચાત્તાપ કરવાથી હૃદયમાં પાપ કર્મો પ્રત્યે વૈરાગ્ય પેદા થાય છે અને જ્યારે વૈરાગ્ય પેદા થાય છે ત્યારે આત્મા અપૂર્વકરણ ગુણશ્રેણિને પ્રાપ્ત થાય છે.

અપૂર્વકરણ ગુણશ્રેણિ કેવી રીતે પ્રાપ્ત થાય છે એને તો આધ્યાત્મિકતાના રહસ્યનો જાણકાર જ જાણી શકે, બીજો કોઈ જાણી શકે નહિ. જે પ્રમાણે આપણા પેટમાં અન્ન જાય છે, પણ પેટમાં અન્નની ક્રિયા કેવી રીતે થાય છે, અન્ન કેવી રીતે પરિપક્વ થાય છે, રસભાગ તથા ખલભાગ કેવી રીતે જુદા જુદા થઈ જાય છે તથા નાક, કાન, આંખ વગેરેને કેવી રીતે તેનો ભાગ પહોંચે છે એ આપણે જોઈ શકતા નથી. વૈદ્યકની સહાયતાથી થોડું જાણીએ છીએ પણ પ્રત્યક્ષ તો કાંઈ જોઈ શકતા નથી. આ જ પ્રમાણે આપણે એ પણ જોઈ શકતા નથી કે, આત્માને કર્મો શું કરે છે ? પણ જ્ઞાનીઓ તો બધુંય જાણે જ છે. કર્મ આત્મામાં શું કરે છે તે બાબત તમે તો જ્ઞાનીઓ ઉપર વિશ્વાસ રાખીને જ માની શકો છો. જેમકે હકીમે કોઈને દવા આપીને કહ્યું કે, આ દવા તમારો રોગ મટાડી દેશે. હકીમે તે દવા જે માણસને આપી તે માણસ હકીમના કથન ઉપર વિશ્વાસ રાખીને જ દવા લે છે. તે દવા લેનાર માણસ પોતે એ જોઈ શકતો નથી કે, દવા પેટમાં જઈ શું ક્રિયા કરે છે પણ હકીમ ઉપર શ્રદ્ધા હોવાને કારણે તે દવા લે છે. આ જ પ્રમાણે આત્મામાં કર્મો કેવી ક્રિયા કરે છે અને તે કર્મો કેવી રીતે નષ્ટ થાય છે એ વાત આપણે જોઈ શકતા નથી પણ જ્ઞાની લોકો તો એ વાત જાણે જ

છે કે, કર્મો આત્મામાં કેવા પ્રકારની ક્રિયા કરે છે, તમે દવાદ્વારા થનારી ક્રિયા તો જોઈ શકત નથી પરંતુ દવાના ફલ સ્વરૂપે આવતું પરિણામ જોઈ શકો છો. આ જ પ્રમાણે આત્મામાં કર્મો જે કાંઈ કરે છે તે તો તમે જોઈ શકતા નથી પણ કર્મના ફલને તો તમે જોઈ શકો છો તેમ અનુભવી પણ શકો છો.

આ પ્રમાણે આપણે જ્ઞાનીજનોના વચન ઉપર વિશ્વાસ રાખી એમ માનીએ છીએ કે આત્મામાં કર્મો આ પ્રકારની ક્રિયા કરે છે. જે જ્ઞાનીઓ આપણને કર્મોના ફલનું પરિણામ કેવું દુઃખદ આવે છે તે જણાવે છે, તે જ જ્ઞાનીઓ આપણને એમ કહે છે કે, પશ્ચાત્તાપ કરવાથી આત્માને અપૂર્વકરણ ગુણશ્રેણિ પ્રાપ્ત થાય છે. જે પ્રમાણે દવા રોગોને ખેંચીને ભસ્મ કરી નાંખે છે તે જ પ્રમાણે અપૂર્વકરણ ગુણશ્રેણિ પૂર્વ પાપોને ખેંચી કાઢી ભસ્મ કરી નાંખે છે; અર્થાત્ મોહનીય કર્મોનો નાશ કરી નાંખે છે. જ્યારે મોહનીય કર્મનો નાશ થઈ જાય છે ત્યારે જે પ્રમાણે સેનાપતિ માર્યો જવાથી સેના ભાગી જાય છે તે પ્રમાણે બીજાં કર્મો પણ ભાગી જાય છે. અથવા જે પ્રમાણે સૂર્યોદય થવાથી તારાઓનો પ્રકાશ છુપાઈ જાય છે અને ચન્દ્રનું તેજ ફીકકું પડી જાય છે તે જ પ્રમાણે પશ્ચાત્તાપથી પ્રાપ્ત થતી અપૂર્વકરણ ગુણશ્રેણિદ્વારા મોહનીય કર્મો નષ્ટ થઈ જાય છે અને મોહનીયકર્મો નષ્ટ થઈ જતાં બીજાં કર્મો પણ નષ્ટ થઈ જાય છે.

પશ્ચાત્તાપનું ફલ બતાવતાં ટીકાકાર એક સંગ્રહગાથામાં એમ કહે છે કે :—

**उरीमठीई दलियं हिट्ठिमठाणेसु कुणई गुणसेढिं ।**
**गुण संकम्म करई पुण असुहाजो सुहम्मि पक्खिवई ॥**

અપૂર્વ કરણગુણશ્રેણિ ઉપરના સ્થાનનાં કર્મપુદ્ગલોને ખેંચીને અધઃસ્થાને લઈ આવે છે. જેમકે, કોઈ માણસ કોઈ વ્યક્તિને પકડવા માગતો હતો પણ તે પકડી શકાતો ન હતો. તે વ્યક્તિનું પકડી ન શકાવું તે ઉપરીતન સ્થાન છે. પણ જે વ્યક્તિ હાથમાં આવતી નથી તે વ્યક્તિને જો કોઈ ત્રીજો માણસ પકડી લે અને પછી પેલા પકડનાર માણસને સોંપી દે તો એ અવસ્થામાં તે વ્યક્તિ પકડાઈ જશે. આ અધઃસ્થાન છે. આ જ પ્રમાણે જે કર્મો ઉદયમાં આવતાં ન હતાં તે કર્મોને કરણગુણશ્રેણિ પકડીને ઉદયમાં લાવે છે અને તે કર્મોમાં ગુણસંક્રમણ કરી દે છે. જેમકે કોઈએ લોઢાને ઊંચે લટકાવેલું છે તે કારણે તે લોઢું તમારા હાથમાં આવતું ન હતું; પણ કોઈએ તે લોઢાને ખેંચીને તમારા હાથમાં આપી દીધું અને તમે તે લોઢાને પારસમણિનો સ્પર્શ કરાવ્યો એટલે તે લોઢું સોનું બની ગયું. આ જ પ્રમાણે કરણગુણશ્રેણિ જે કર્મો ઉદયમાં આવતાં ન હતાં તે કર્મોને ઉદયમાં આણી તેનામાં ગુણસંક્રમણ કરી દે છે; અર્થાત્ પાપને પણ પુણ્ય બનાવી દે છે. તમારા હાથમાં લોઢું હોય અને તેને સોનું બનાવવાનો સુયોગ સાંપડે તો શું તમે એ અવસરને જવા દેશો ? આવા અવસરને કોણ જવા દે ? લોઢું સોનું બની જાય તો પણ તે આત્માને શાન્તિ આપી શકે નહિ પરંતુ પશ્ચાત્તાપ એવો હોય છે કે, જે લોઢાને પણ સોનું બનાવી દે છે અને એવું સોનું બનાવે છે કે જેથી આત્માને અપૂર્વ શાન્તિ મળે છે.

જે પશ્ચાત્તાપ પાપને પણ ભસ્મીભૂત કરી નાંખે છે, તે પશ્ચાત્તાપ કરવાનો અવસર મળે છતાં જો પશ્ચાત્તાપ કરવાને બદલે પાપોને વધારે છુપાવવામાં આવે તો એવી વ્યક્તિને માટે એક ભક્તે ઠીક જ કહ્યું છે કે :—

અવગુણ ઢાંકન કાજ કહૂં, જિનમતક્રિયા;
તજૂં ન અવગુણ ચાલ, અનાદિની જે પ્રિયા.

અર્થાત્—હે ! પ્રભો ! હું અવગુણોને ઢાંકવા માટે જિનમતની ક્રિયા કરું છું અને આ પ્રમાણે જે અવગુણોને છુપાવું છું તે અવગુણો હું છોડી દેતો નથી. આ મારી કેવી ઊલટી ક્રિયા છે.

જે આત્મા મહામતિ હોય છે તેનો વિચાર કોઈ જુદા જ પ્રકારનો હોય છે. વિચારશીલ વ્યક્તિનો વિચાર કેવા પ્રકારનો હોય છે એ બતાવવા માટે દ્રૌપદી અને યુધિષ્ઠિર વચ્ચે જે વાત થઈ હતી તે વાત તમને હું સંભળાવું છું :—

દ્રૌપદી બુદ્ધિમતી હતી. તેને સમજાવવી એ સરળ ન હતું. કારણ કે, તે કોઈ પણ વાતને સહજ રીતે માની લેતી ન હતી પણ તેની વિરૂદ્ધ પોતાની દલીલો પણ કરતી હતી. ભીમ અને અર્જુન યુધિષ્ઠિરને એમ કહ્યા કરતા હતા કે, અમે તો આપની આજ્ઞાના જ આધીન છીએ એટલે અમે તો આપની આજ્ઞાને શિરોધાર્ય કરીશું જ, પણ આપ દ્રૌપદીને આ વાત બરાબર સમજાવો. આ પ્રમાણે દ્રૌપદીના ગળે કોઈ વાત ઊતરાવવી બહુ જ મુશ્કેલ માનવામાં આવતું હતું.

એક દિવસ દ્રૌપદી હાથ જોડી વિનયપૂર્વક ધર્મરાજની પાસે આવીને બેઠી. ધર્મરાજે તેને પૂછ્યું કે, " દેવી ! તું સ્વસ્થ તો છો ને ?" દ્રૌપદીએ કહ્યું કે, " મહારાજ ! હું એ જાણતી નથી કે, હૃદયનાં ભાવ તો જુદા રાખું અને ઉપરથી બીજી વાત કહું ! મારા હૃદયમાં તો જ્વાળા બળી રહી છે એવી દશામાં હું કેવી રીતે કહી શકું કે, હું સ્વસ્થ છું. " ધર્મરાજે કહ્યું કે, " તારું કહેવું બરાબર છે. તારા હૃદયમાં જે જ્વાળા બળી રહી છે તેનું કારણ હું જ છું. મારા જ અપરાધને કારણે તમારે બધાને વનવાસ ભોગવવો પડે છે."

દ્રૌપદીએ યુધિષ્ઠિરને કહ્યું કે, મારા હૃદયમાં એક સંદેહ પેદા થયો છે. એ સન્દેહને આપ દૂર કરો એમ હું ચાહું છું. યુધિષ્ઠિરે કહ્યું કે, શું સંદેહ છે તે કહો. દ્રૌપદીએ કહ્યું કે, જે વખતે દુષ્ટ દુઃશાસને મને નગ્ન કરવાનો પ્રયત્ન કર્યો હતો તે વખતે મારા શરીર ઉપરનાં વસ્ત્રો વધી ગયાં હતાં અને તે ચીર ખેંચતાં થાકી ગયો હતો છતાં મને નગ્ન કરી શક્યો ન હતો. આ ઘટના ઉપરથી ધૃતરાષ્ટ્રના હૃદયનો પલટો થયો હતો અને તેમણે મને વચન માંગવા માટે પણ કહ્યું હતું. તે વખતે મેં વચન માંગ્યું હતું કે મારા પતિને ગુલામીમાંથી મુક્ત કરવામાં આવે. તેમણે મારા વચનને માન્ય રાખી તમને બધાને ગુલામીમાંથી મુક્ત કરી દીધા હતા અને રાજપાટ પણ પાછું સોંપી દીધું હતું. આ પ્રમાણે તે ઘટના સમાપ્ત થઈ ગઈ હતી છતાં તમે બીજીવાર જુગાર શામાટે ખેલ્યો ? અને જુગાર રમી પાછા બંધનમાં શા માટે પડ્યા હતા ?

દ્રૌપદીના આ પ્રશ્નના ઉત્તરમાં યુધિષ્ઠિરે કહ્યું કે, હું પહેલાં જુગાર રમ્યો હતો તે તો મારી ભૂલ હતી પણ બીજીવાર હું જુગાર રમ્યો તેમાં મારી ભૂલ ન હતી, પણ પહેલાં જે ભૂલ કરી હતી તે ભૂલના પાપનું પ્રાયશ્ચિત હતું. મારી એવી ઈચ્છા હતી કે, મેં પહેલાં જે ભૂલ કરી છે તે ભૂલનો પશ્ચાત્તાપ મારે કરવો જ જોઇએ. એ ભૂલનો દંડ મારે ભોગવવો જ જોઈએ. મારી એવી ઈચ્છા ન હતી કે, હું તે ભૂલના દંડથી છૂટી જાઉં ! મેં પહેલાં જે ભૂલ કરી હતી તે ભૂલનો દંડ મને તાત્કાલિક મળી રહ્યો હતો; પરન્તુ તારા વરદાનથી એ

દંડ માફ થયો હતો. ભૂલ કરીને તારા વરદાનના કારણે દંડથી છૂટી જવું એ કાંઈ સારી વાત ન હતી. જે પોતે તો પાપ કરે છે, પણ પત્નીના પુણ્યદ્વારા પાપના દંડથી બચે છે તે ધર્મને જાણતો નથી. વળી કાકાએ તને જે વરદાન આપ્યું હતું તે વરદાન હૃદયપલટાને કારણે નહિ પણ ભયને કારણે આપ્યું હતું. જો એમ ન હોત પણ હૃદયપલટાને કારણે વરદાન આપ્યું હોત તો તેઓ આપણને બીજીવાર પણ વનમાં જવા દેત નહિ. ખરી રીતે તેમના હૃદયનો પલટો થયો ન હતો પરંતુ આથી વિરુદ્ધ તેમના હૃદયમાં એવી ભાવના હતી કે, કોઈપણ ઉપાયે પાંડવો દૂર જાય અને મારા પુત્રો નિષ્કંટક થઈ રાજ્ય કરે. હૃદયમાં આવી ખરાબ ભાવના હોવા છતાં લોકોમાં પોતાની નિંદા ન થાય એ ભયને કારણે જ કાકાએ મીઠાં વચનો બોલી તને વરદાન આપ્યું હતું; એટલા માટે મેં એવો વિચાર કર્યો કે, મેં જે અપરાધ કર્યો છે તે અપરાધના દંડથી મારે બચી જવું એ ઉચિત નથી. મારે મારી ભૂલનો દંડ ભોગવવો જ જોઈએ. હું મનમાં એમ વિચારતો હતો કે, હું દુર્યોધનને એમ કહું કે તારે જે કાંઈ કરવું હોય તે કર પણ હું પત્નીના મળેલા વરદાનથી વનવાસથી બચવા ચાહતો નથી. હું આ પ્રમાણે વિચાર કરી જ રહ્યો હતો એટલામાં જ દુર્યોધનનો માણસ મારી પાસે ફરીવાર આવ્યો અને મને કહ્યું કે, તમને દુર્યોધન પાછા જુગાર રમવા બોલાવે છે। દુર્યોધનનો આ સંદેશ સાંભળી હું પ્રસન્ન થયો અને મનમાં એવો નિશ્ચય કર્યો કે આ વખતે ફરી બધું હારી જવું એ જ ઠીક છે, કે જેથી હું વનમાં જઈ શકું અને પત્નીના વરદાનથી મળેલી વનવાસમુક્તિથી પણ બચી શકું; પછી ભલે મારા ભાઈઓ મારા નિશ્ચયને અનુસરે કે ન અનુસરે પણ મારે તો વનમાં જવું જ જોઈએ. આ પ્રમાણે નિશ્ચય કરી હું જુગાર રમ્યો અને તેમાં હારી ગયો. મનમાં કરેલા નિશ્ચયને પાર ઉતારવા માટે જ બીજીવાર હું જુગાર રમ્યો હતો.

યુધિષ્ઠિરનું આ કથન સાંભળી દ્રૌપદી કહેવા લાગી કે, આ તો તમે કોઈ નવીન જ વાત સંભળાવી. તમે ફરીવાર જુગાર શા માટે રમ્યા હતા તે વાત તો તમારી દ્વારા જાણી. પણ એક બીજી વાત તમને હું એ પૂછવા ચાહું છું કે, જ્યારે ગંધર્વદ્વારા દુર્યોધન પકડાઈ ગયો હતો ત્યારે આપે ભીમ અને અર્જુનને મોકલી તેને શા માટે છોડાવ્યો હતો ?

યુધિષ્ઠિરે જવાબ આપતાં દ્રૌપદીને કહ્યું કે, દેવી ! હું જે કુલમાં ઉત્પન્ન થયો છું તેજ કુલના માણસને જે વનમાં હું રહેતો હોઉં તે જ વનમાં મારવામાં આવે એ મારાથી કેમ જોઈ કે સહી શકાય ? તું તો પાછળથી આવી છે, પણ મારામાં કુલના સંસ્કારો તો પહેલેથી જ છે. અમે અને કૌરવો પરસ્પર ભલે લડી મરીએ પણ અમારો ભાઈ બીજાના હાથે માર ખાય એ બની શકે નહિ. આ જ કારણે દુર્યોધનને ગંધર્વના સકંજામાંથી છોડાવવા માટે મને કશો પશ્ચાત્તાપ થતો નથી, ઊલટો મને આનંદ થાય છે કે, મેં દયાભાવથી પ્રેરાઈને દુર્યોધનને શત્રુના હાથમાંથી છોડાવ્યો છે.

ધર્મરાજનું આ કથન સાંભળી દ્રૌપદી કહેવા લાગી કે, આપ આ સમયે જે દુઃખ ભોગવી રહ્યા છો તે દુઃખ પણ એ દયાનું જ પરિણામ છે ને ? આપે તેને બચાવ્યો પણ તે દુષ્ટ તો એ વાતનો ઉપકાર માનતો નથીને ? તે તો ઊલટો આપણને કષ્ટ આપવાનો જ પ્રયત્ન કરે છે.

યુધિષ્ઠિરે કહ્યું કે દેવી ! આપણે જ્યારે વનમાં ચાલીએ છીએ ત્યારે આપણા પગની નીચે ફુલ પણ આવી જાય છે. જો કે આપણે તે ફુલને કચડી નાંખી તેનો અપરાધ કરીએ છીએ છતાં તે પોતાનો સ્વભાવ છોડી દેતું નથી. જ્યારે ફુલ પણ પોતાનો સ્વભાવ છોડતું નથી તો પછી દુર્યોધનનું કાર્ય જોઈ હું મારો સ્વભાવ કેવી રીતે છોડી શકું ? દુર્યોધન ભલે આપણા પ્રત્યે ગમે તેવો વ્યવહાર કરે પણ હું મારા ક્ષમાબળનો ત્યાગ કરી શકું નહિ. જે પ્રમાણે ભીમને ગદાનું અને અર્જુનને ગાંડીવનું બળ છે, તે જ પ્રમાણે મારામાં ક્ષમાનું બળ છે. જો કે, ગાંડીવ અને ગદાનો પ્રયોગ જેવો પ્રત્યક્ષ જોવામાં આવે છે તેવો પ્રત્યક્ષ પ્રયોગ ક્ષમાનો જોવામાં આવતો નથી, તેમ તેનું તાત્કાલિક ફળ પરિણામ પણ જોવામાં આવતું નથી. પરંતુ મારી ક્ષમા ઉપર મને વિશ્વાસ છે અને હું એમ વિશ્વાસપૂર્વક માનું છું કે, જે પ્રમાણે ઊધઈ વૃક્ષને ખોખલું બનાવી દે છે, તે જ પ્રમાણે મારી ક્ષમાએ પણ દુર્યોધનને ખોખલો બનાવી દીધો છે. જે પ્રમાણે વૃક્ષ ખોખલું બન્યા બાદ, વૃક્ષ ભલે પવનથી પડે કે વરસાદ કે વાવાઝોડાથી પડે, પણ વૃક્ષને ખોખલું બનાવનાર તો ઊધઈ જ છે. તે જ પ્રમાણે હવે દુર્યોધન ભલે ગદાથી પડે કે ગાંડીવથી પડે પણ તેને ખોખલો બનાવનાર તો મારી ક્ષમા જ છે. જો મારી ક્ષમા દુર્યોધનને ખોખલો ન બનાવે તો તેના ઉપર ગદા કે ગાંડીવનો પ્રભાવ પણ કાંઈ પડી શકે નહિ.

યુધિષ્ઠિરનું આ કથન સાંભળી દ્રૌપદીએ કહ્યું કે, આ ધર્મનો કાંટો તો અદ્‌ભુત છે. તમારા કહેવા ઉપરથી તો એમ જણાય છે કે, તમે જે કાંઈ કરો છો તે આ ધર્મના કાંટે તોળીને જ કરો છો. દ્રૌપદીના કથનના ઉત્તરમાં ધર્મરાજે કહ્યું કે, સામાન્ય ચીજોને તોળવાના કાંટામાં તો થોડું ઘણું અંતર પણ રહે છે, પણ જવાહિર કે હીરા માણેકને તોળવાના કાંટામાં કોઈ પ્રકારનું અંતર હોતું નથી. તે પ્રમાણે ધર્મનો કાંટો કાંઈ પણ અંતર રાખ્યા વિના બરાબર નિર્ણય આપી દે છે. હું મારા આ ધર્મના ત્રાજવામાં કોઈ પ્રકારનું અંતર આવવા દેતો નથી. હું, મારી ઉપર અપકાર કરનારનો પણ ઉપકાર જ કરીશ અને તેનું કારણ એજ છે કે, મારો ધર્મનો કાંટો મને એમ કરવાને માટે બાધ્ય કરે છે.

તમારે પણ યુધિષ્ઠિરના જેવી ક્ષમા રાખવી જોઈએ કે નહિ ? તમે આજે જો એવી ક્ષમાને વ્યવહારમાં લાવી શકતા નથી તો છેવટે શ્રદ્ધામાં તો એવી ક્ષમા રાખો. શ્રદ્ધામાં આ પ્રકારની ક્ષમા રાખવી એ તો સમદૃષ્ટિનો સ્વાભાવિક ગુણ હોવો જોઈએ. જે બધાં ઉપર સમભાવ રાખે તે જ સમદૃષ્ટિ કહેવાય છે. સમભાવ રાખનારમાં આવી જ ક્ષમાની આવશ્યકતા રહે છે. આજે તમારા લોકોના વ્યવહારમાં આ પ્રકારની ક્ષમા મળવી મુશ્કેલ જણાય છે. પરંતુ યુધિષ્ઠિર જેવાઓનાં ચરિત્રોમાં તો એવી ક્ષમા મળે જ છે.

## મયણરેહા ચરિત્ર—૨૬

આપણા જૈન સાહિત્યમાં આથી પણ વિશેષ ક્ષમાનાં ઉદાહરણો મળી આવે છે. ક્ષમાનો આદર્શ બતાવવા માટે હું તમને મયણરેહાની કથા સંભળાવી રહ્યો છું. આ કથા ઉપરથી તમને જણાશે કે, આપણા સાહિત્યમાં ક્ષમાનાં કેવાં કેવાં ઉદાહરણો મળી આવે છે !

બહુત વિનયસે કહા સતીને, ભવિતવ્યતા બલવાન;
માની નહીં યુગબાહુજીને, છોડા સતીને ધ્યાન. ॥ સતી૦ ૮૨ ॥

મયણરેહાએ નમ્રતાપૂર્વક યુગબાહુને કહ્યું કે, તમે તો સરળ હોવાને કારણે એમ જ

માની રહ્યા છો કે, મારા ભાઈ આવ્યા છે, પણ તમારે એ ભૂલી જવું ન જોઈએ કે, વિષય-લોલુપ વ્યક્તિની દૃષ્ટિ જુદા જ પ્રકારની હોય છે. આ જ પ્રમાણે તમારા ભાઈમાં પણ ભ્રાતૃત્વની દૃષ્ટિ રહી નથી પરંતુ આપના પ્રતિ જુદા જ પ્રકારની દૃષ્ટિ રહેલી છે. જો તમને મારા કથન ઉપર વિશ્વાસ ન હોય તો આપ અત્યારે એમ કહેવડાવી જુઓ કે, આપ આ સમયે પાછા મહેલે પધારો; હું આ સમયે તમને મળી શકું એમ નથી. આમ કહેવડાવી દેવાથી આપને તેમના હૃદયનાં ભાવોનો ઘણોખરો ખ્યાલ આવી જશે.

મયણરેહાએ આ પ્રમાણે યુગબાહુને ઘણું કહ્યું પણ ભવિતવ્યતાને વશ થઈ યુગબાહુએ તેની વાત માની નહિ પણ ઊલટું તેમણે એમ કહ્યું કે, મારાથી મારા મોટાભાઈનો આવો અવિનય થઈ શકે નહિ. તેઓ તો મને મળવા માટે ખાસ આવેલા છે. એવી દશામાં હું તેમને મળવાની ના કેમ પાડી શકું? હા, તારા કથનને દૃષ્ટિમાં રાખી હું સાવધાની અવશ્ય રાખીશ અને તેની દૃષ્ટિ કેવી છે તે પણ જાણવાનો પ્રયત્ન કરીશ. સતીએ કહ્યું કે, તમારા ભાઈ ચતુર છે અને કુટીલ છે. તમે તેની વાતોમાં સપડાઈ જશો અને એ કારણે તમે સાવધાની રાખી શકશો નહિ. યુગબાહુએ કહ્યું કે, નહિ, એમ નહિ બને. તેનો તું વિશ્વાસ રાખ.

યુગબાહુએ જ્યારે માન્યું નહિ ત્યારે મયણરેહાએ વિચાર્યું કે, હવે તેમને વધારે કહેવું વ્યર્થ છે. આ પ્રમાણે વિચાર કરી તે પડદા પાછળ ચાલી ગઈ.

યુગબાહુએ પહેરેદારોએ મોકલેલ દૂતને કહ્યું કે, ભાઈ મળવા ચાહે છે તો તેમને આવવા દો. દૂતે પહેરેદારો પાસે જઈ કહ્યું કે, યુવરાજે આજ્ઞા આપી છે કે, મહારાજાને આવવા દો. દૂતનું કથન સાંભળી પહેરેદારોએ મણિરથને કહ્યું કે, હવે આપ અંદર જઈ શકો છો. કર્ત્તવ્યને વશ થઈ અમારાથી જે કાંઈ અવિનય-અપરાધ થયો હોય તો માફ કરશો. મણિરથે ઉત્તર આપ્યો કે, નહિ, આમાં તમારો કાંઈ અપરાધ થયો નથી. આજ્ઞા વિના અંદર કોઈને જવા ન દેવા એ તો તમારું કર્ત્તવ્ય જ હતું. આવી દશામાં કર્ત્તવ્ય પાલનની દૃષ્ટિએ તમારો કાંઈ અપરાધ કહી શકાય નહિ. પહેરેદારોએ કહ્યું કે, યુવરાજે અમને એવી આજ્ઞા આપી છે કે અંદર કોઈ આજ્ઞા વિના આવવા દેવા નહિ; પણ યુવરાજે આપને અંદર આવવાની આજ્ઞા આપી છે એ ઉપરથી તેમનો આપના પ્રત્યે કેવો પ્રેમ ભાવ છે તે પણ જણાઈ આવે છે. મણિરથ પહેરેદારોને આ પ્રમાણે વિચિત્ર વાર્તાલાપથી સંતુષ્ઠ કરી અંદર આવ્યો.

**ગયા સામને ભાઈ લેને, સતી પરદે કે માંય;**
**મણિરથ આયા વચન સુનાયા, ક્યોં આયે તુમ રાય. ॥ સતી૦ ૮૩ ॥**
**પ્રાણ પિયારા ભાઈ હમારા, વનમેં કિયા નિવાસ;**
**સુન કે ચૈને ન હુઆ, દૌડતે મૈં આયા તુમ પાસ. ॥ સતી૦ ૮૪ ॥**
**યોગ્ય સ્થાન યહ નહીં તુમ્હારે, વૈરી જીત ઘર આયે;**
**ઐસે સમયમેં છલિયા છલતે, દિલ મેરા ગભરાયે. ॥ સતી૦ ૮૫ ॥**
**સ્થાન ભ્રષ્ટ નહીં રહે રાજવી, નીતિ ધર્મકા નેમ;**
**તુમરે ખાતિર કિલ્લા બનાયા, જિસમેં પાઓ ક્ષેમ. ॥ સતી૦ ૮૬ ॥**

મણિરથ અંદર આવ્યો. યુગબાહુ તેની સામે ગયો અને પોતાના નિવાસમાં પલંગ ઉપર તેને બેસાડ્યો અને પોતે તેની સામે બેઠો. બન્ને એક બીજાની સામું જોતાં એમ વિચારવા લાગ્યા કે, તે કાંઈક કહે કે આ કાંઈક કહે. પણ જ્યારે મણિરથ કાંઈ પણ બોલ્યો નહિ

ત્યારે યુગબાહુએ તેને કહ્યું કે, આપે અહીં આવવાનું અત્યારે કષ્ટ કેમ લીધું ? યુગબાહુનો આ પ્રશ્ન સાંભળી મણિરથ બોલ્યો કે, હું અત્રે શા માટે આવ્યો છું એ વાત કહેવા ચાહતો જ હતો, એટલામાં જ તેં વાત પૂછી. આ સંસારમાં તારા જેવો બીજો કોઈ મને પ્રિય લાગતો નથી. મેં સાંભળ્યું કે, તેં આજે વનમાં નિવાસ કર્યો છે. આ સાંભળી મારાથી ન રહેવાયું અને હું એકલો જ હાથમાં તલવાર લઈ અહીં દોડતો આવ્યો છું. મેં આ ખુલી તરવાર હાથમાં શા માટે ધારણ કરી છે તેનું કારણ તું જાણતો નથી પણ હું જાણું છું. હું તારાથી અવસ્થામાં મોટો છું અને મને અનુભવ પણ તારાથી વિશેષ છે. કોઈ શત્રુ રસ્તામાં સામે મળી જાય એટલા જ માટે મેં આ ખુલી તરવાર હાથમાં ધારણ કરી છે. તેં રાજાને આજ્ઞાધીન કર્યા છે. તે રાજાઓએ ઉપરથી તો પ્રસન્નતા પ્રકટ કરેલ છે પણ તેમના હૃદયમાં કેવો ભાવ છે એ કોણ જાણે છે ? તે રાજાઓ હૃદયમાં તો અવશ્ય વૈરભાવ રાખતા હશે. એટલા માટે વૈરનો બદલો લેવા માટે તેઓ ન જાણે ક્યારે આપણી ઉપર આક્રમણ કરી બેસે ! તેઓ કદાચ આક્રમણ કરી બેસે તો એ આક્રમણનો પ્રતિકાર કરવા માટે મેં આ ખુલી તલવાર હાથમાં ધારણ કરી છે. આ સમયે અત્રે આવવાનું એક કારણ તો આ છે. બીજું કારણ એ છે કે, આપણે રાજા છીએ. રાજાઓનું નિવાસસ્થાન કિલ્લામાં પ્રાયઃ હોય છે. વનમાં રાજાઓ નિવાસ કરીને રહેતા નથી. શત્રુઓ ગમે તેટલું પ્રબલ આક્રમણ કરે પણ તેઓ એકદમ કિલ્લામાં ઘુસી શકતા નથી. કિલ્લા બનાવવાનો ઉદ્દેશ પણ શત્રુઓથી સુરક્ષિત રહેવાનો છે અને મેં આ જ ઉદ્દેશથી કિલ્લાને વધારે સુરક્ષિત બનાવ્યો છે. આવી દશામાં તું સુરક્ષિત સ્થાનનો ત્યાગ કરી અહીં વિકટ વનમાં રહે એ ઉચિત કેમ કહી શકાય ? હું અત્યારે તારા ક્ષેમ માટે જ આવ્યો છું. મને એવો ભય લાગ્યો કે ક્યાંય શત્રુઓ તરફથી આપત્તિ આવી ન પડે !

શું મણિરથ વાસ્તવમાં યુગબાહુનું ક્ષેમ કરવા માટે આવ્યો છે ? જેમનામાં કામના છે તે બીજાનું ક્ષેમકુશળ કેમ ચાહી શકે ? ભલે ધનની હોય, કે સ્ત્રીની કામના હોય, પણ હૃદયમાં કોઈ પ્રકારની કામના હોય છે ત્યારે ઉપરથી કાંઈ જુદું જ બોલવામાં આવે છે અને હૃદયથી જુદું જ કરવામાં આવે છે. જેમના હૃદયમાં કોઈ પ્રકારની કામના હોય છે તેની ભાષા પણ બે પ્રકારની હોય છે અને દૃષ્ટિ પણ બે પ્રકારની હોય છે; અર્થાત્ હૃદયમાં કાંઈ જુદું જ હોય છે અને પ્રકટમાં કાંઈ જુદું જ જોવામાં આવે છે.

મણિરથનું કથન સાંભળી યુગબાહુ વિચારવા લાગ્યો કે, વાસ્તવમાં પ્રિયાએ જે કાંઈ કહ્યું હતું તે ઠીક જ જણાય છે. આ પ્રમાણે વિચાર કરી તે મણિરથને કહેવા લાગ્યો કે :—

**તુમ તજકે ક્યોં આયે રાજા, જો ઐસા થા ધ્યાન;**
**ભાઈ રક્ષા કર્ત્તવ્ય મેરા, મૈં ક્ષત્રિય બલવાન. ॥ સતી૦ ૮૭ ॥**
**મૈં ભી તો હૂઁ ભાઈ તુમ્હારા, યહ ક્યોં ભૂલો ભાન;**
**ધ્યાન રહા નહીં ભાઈ હમારા, તુમ મેં ઉલકે પ્રાણ. ॥ સતી૦ ૮૮ ॥**

ભાઈ ! આપણી રક્ષા કિલ્લામાં રહેવાથી જ થઈ શકે છે એમ તમે કહો છો તો પછી આપે જ મને કિલ્લાની બહાર સીમા ઉપર શા માટે મોકલ્યો હતો ? આ જ પ્રમાણે જ્યારે બહાર વનમાં રહેવું ઠીક નથી એમ તમે કહો છો તો તમે જ શા માટે કિલ્લાનો ત્યાગ કરી રાતના સમયે એકલા અહીં આવ્યા ?

યુગબાહુના આ કથનના ઉત્તરમાં મણિરથે કહ્યું કે, હું કિલ્લાની બહાર તારી રક્ષા કરવા

માટે જ આવ્યો છું. હું વીર છું એટલા માટે મને ભય લાગતો નથી. યુગબાહુએ કહ્યું કે, આપ વીર છો. તો હું પણ આપનો ભાઈ જ છું. શું હું વીર નથી અને મને ભય લાગે છે? તમે હૃદયમાં બીજી કોઈ વાત રાખી બહારથી કોઈ બીજી વાત ન કહો.

મણિરથ ખોટો હતો. તે હૃદયમાં જુદો ભાવ રાખી ઉપરથી જુદો ભાવ બતાવતો હતો. એટલા માટે યુગબાહુની વાત સાંભળી તે પોતાના મનમાં વિચારવા લાગ્યો કે, કદાચ આ મારી વાતો જાણી ગયો હોય! આ પ્રમાણે વિચાર કરી તેણે યુગબાહુને કહ્યું કે, એમ છે તો એમ સમજી લો કે મારાથી ભૂલ થઈ છે. તારા સ્નેહમાં પડી જવાથી એ વાત જ યાદ ન રહી. યુગબાહુએ કહ્યું કે, એ તો ઠીક છે, પણ જે વાતની શિક્ષા બીજાને આપવામાં આવે છે તે શિક્ષાનું પાલન પોતાએ તો કરવું જોઈએ ને? હું તમારો જ ભાઈ છું અને પોતાના બળથી જ સુરક્ષિત છું. મારી રક્ષા કરવા માટે કોઈ બીજાને આ પ્રકારનું કષ્ટ સહેવું પડે એ હું ચાહતો નથી. હું પોતે મારી રક્ષા કરવા માટે સમર્થ છું.

મણિરથે કહ્યું કે, ખેર! મારાથી એ ભૂલ થઈ કે હું પૂર્વાપરનો વિચાર કર્યા વિના અહીં દોડતો ચાલ્યો આવ્યો. હું ઉતાવળમાં અહીં આવ્યો છું એટલે મને ખૂબ તરસ લાગી છે માટે મને થોડું પાણી આપ કે જેથી પાણી પીને હું ચાલ્યો જાઉં!

યુગબાહુએ વિચાર્યું કે, મોટા ભાઈ પાણી પીવા માટે માંગે છે. માંગવા છતાં પણ તેને પાણી પીવા ન આપવું અનુચિત છે. હું એ તો સમજી ગયો છું કે, ભાઈના હૃદયમાં કોઈ જુદી જ ભાવના છે છતાં તેને પાણી તો મારે પાવું જ જોઈએ.

હવે યુગબાહુ કેવી રીતે પાણી લેવા ઊઠે છે અને ત્યારે શું થાય છે તે વિષે હવે પછી આગળ વિચાર કરવામાં આવશે.

## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૩ ભાદરવા વદ ૧૦ બુધવાર

### પ્રાર્થના

'પ્રતિષ્ટસેન' નરેશ્વર કો સુત, 'પૃથ્વી' તુમ મહતારી;
સુગણ સ્નેહી સાહબ સાચો, સેવકને સુખકારી.
શ્રી જિનરાજ સુપાર્શ્વ, પૂરો આશ હમારી. ॥ ૧ ॥
—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી સુપાર્શ્વનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં ભક્તે કહ્યું છે કે, "હે! પ્રભો! અમારી આશા પૂરી કર." આ પ્રમાણે ભક્તજનો ભગવાનની પાસે સકળ આશા પૂરી કરવાનો વિશ્વાસ રાખે છે. જેમને જેમની ઉપર પૂર્ણ વિશ્વાસ હોય છે તે તેની પાસેથી સકળ આશા પૂર્ણ કરવા જ ચાહે છે. આ જગતનો વ્યવહાર છે, પરંતુ ભગવાન તો કામનાતીત છે એટલા માટે તેમની પાસે કઈ વાતની કામના કરી શકાય અને ભક્તજનો કઈ વાતની કામના કરે છે એ અત્રે જોવાનું છે. આ

પ્રાર્થનામાં ભક્ત એવી કામના પ્રકટ કરે છે કે, " હે ! પ્રભો ! તારી પાસે હું એવી આશા પૂરી કરાવવા ચાહું છું કે જે આશા બીજો કોઈ પૂર્ણ કરી શકતો નથી. સંસારમાં જે આશા કોઈ પૂરી કરી શકતું નથી તે આશા હે ! પ્રભો ! તું પૂરી કર. અત્યાર સુધી મેં પૌદ્ગલિક આશા તો ખૂબ જ કરી છે અને એ આશાની પૂર્તિ કરવા માટે અનેકોનું મેં શરણ પણ લીધું છે; પરંતુ એથી મને આત્મશાન્તિ મળી નથી. એટલા માટે હવે હું તારા શરણે આવ્યો છું. હે ! પ્રભો ! તું મારી એ આશા પૂરી કર કે, મારામાં અયાચક ભાવ આવે અને મારે કોઈ બીજાની પાસે કોઈ પ્રકારની આશા કરવી ન પડે. સંસારમાં જેમની પાસે કોઈ પ્રકારની આશા રાખવામાં આવે છે તે લોકો પોતે દાતા બને છે અને મને યાચક બનાવે છે; પણ હે ! પ્રભો ! તું જે આશા પૂરી કરે છે તે એવી હોય છે કે જેથી કોઈની પાસે ફરી આશા કરવાની આવશ્યકતા રહેતી જ નથી અને પરિણામે પોતાનામાં અયાચક ભાવ આવી જાય છે. જે પ્રમાણે સાકરની પુતળી સાગરની પાસે પાણી માંગવા જતાં તેનામાં જ મળી જાય છે, તે જ પ્રમાણે હે ! પ્રભો ! હું પણ તારી પાસે મારી આશા પૂર્ણ કરાવવા માટે આવ્યો છું. બીજા ઘણા લોકો પાસે હું આશા પૂર્ણ કરવા માટે ગયો છું પણ તેમનાથી મારી આશા પૂર્ણ થઈ શકી નથી. એટલા માટે હવે હું તારા શરણે આવ્યો છું. તું મારી આશા પૂર્ણ કર."

જગત શિરોમણિ ભક્તિ તિહારી, કલ્પવૃક્ષ સમ જાનૂં;
પૂરણ બ્રહ્મ પ્રભો પરમેશ્વર, ભવ ભવ તુમને પિછાનૂં.

ભક્ત કહે છે કે, હે ! પ્રભો ! તારી ભક્તિ કલ્પવૃક્ષની સમાન છે. કલ્પવૃક્ષ પ્રાપ્ત થવાથી કઈ ચીજની ઊણપ રહી શકે ? કોઈ માણસ કલ્પવૃક્ષની નીચે બેસી તેનો ઉપયોગ ઊલટો કરે, અર્થાત્ તે એમ ચાહે કે, સાપ કે સિંહ આવીને મને કરડે કે ખાઈ જાય. તો શું કલ્પવૃક્ષનો આ પ્રમાણે ઉપયોગ કરનારે કલ્પવૃક્ષનું મહત્ત્વ જાણ્યું છે એમ કહી શકાય ? આ જ પ્રમાણે પરમાત્મા પાસે કોઈ વિષયવાસનાની આશા કરે, તો શું તે પરમાત્માને ઓળખી શકયો છે એમ કહી શકાય ? જ્યારે પરમાત્મા પાસે એવી આશા પૂર્ણ કરવાની ભાવના હૃદયમાં પ્રગટે કે મારામાં અયાચકપણું આવે, ત્યારે જ પરમાત્માને ઓળખી શકયા છે એમ કહી શકાય.

## સમ્યક્ત્વ પરાક્રમ—સાતમો બોલ

શાસ્ત્રમાં નિંદા વિષે જે પ્રશ્નોત્તર ચાલી રહ્યો હતો તે નિંદાનો બોલ પૂરો થયો. આત્મનિંદા ગર્હાપૂર્વક કરવી જોઈએ એટલા માટે હવે ગર્હા વિષે વિચાર કરવામાં આવે છે. ગર્હા વિષે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે :—

### સાતમો બોલ.

**(૭) गरहणयाए णं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ! ભગવન્ ! બીજાની સામે પોતાનાં દોષો પ્રકટ કરવાથી જીવને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કે:—

**गरहणयाए अपुरेकारं जणयइ, अपुरेकारगए णं जीवे अप्पसत्थेहिंतो जोगेहिंतो नियत्तेइ, पसत्थे य पडिवज्जइ, पसत्थजोगपडिवन्ने य णं अणगारे अणंतघाई पज्जवे खवेइ ॥ ७ ॥**

અર્થાત્–બીજાની સમક્ષ પોતાના દોષો પ્રકટ કરવાથી જીવ અન્યદ્વારા સન્માન પામતો નથી. કદાચ જો તેને ખરાબ ભાવ પણ પેદા થઈ જાય તો પણ તે અપમાનના ભયથી તે ખરાબ વિચારોને હૃદયમાંથી બહાર કાઢી નાંખે છે અર્થાત્ તે શુભ પરિણામવાળો થઈ જાય છે. પ્રશસ્ત પરિણામોથી જ્ઞાનાવરણીયાદિ કર્મોનો ક્ષય કરી તે અનન્ત સુખસ્વરૂપ મોક્ષને પામે છે.

ભગવાનને શિષ્યે એવો પ્રશ્ન પૂછ્યો કે, હે ! ભગવન્ ! ગર્હા–પોતાના દોષોને પ્રકટ કરવાથી જીવને શો લાભ થાય છે ? ભગવાને આ પ્રશ્નના ઉત્તરમાં જે કાંઈ કહ્યું છે તે વિષે વિચાર કરીએ તે પહેલાં એ જોવું આવશ્યક છે કે, ગર્હા એટલે શું ? નિંદા તથા ગર્હા વચ્ચે શું અંતર છે ? આ વાતનો ખુલાસો કરતાં ટીકાકાર કહે છે કે, આ જગતમાં અનેક લોકો એવા હોય છે કે જેઓ પોતાના આત્માને નીચ માને છે અને એમ કહે છે કેઃ—

જેતી વસ્તુ જગતમેં, નીચ નીચ તે નીચ;
તિન તે મૈં હૂઁ અધમ, અતિ ફંસ્યો મોહ કે બીચ.

અર્થાત્–સંસારમાં નીચમાં નીચ ગણાતી જેટલી વસ્તુઓ છે તેમાં મારો આત્મા સૌથી નીચ છે.

**पापोहं पापकर्मोहं पापात्मा पापसंभवः ।**

અર્થાત્–હે ! પ્રભો ! હું પાપી છું, પાપકર્મા છું અને જે પાપોને હું વારંવાર ધિક્કારું છું તે જ પાપો હું પાછો કરનારો છું. આથી વધારે પતિતાવસ્થા બીજી કઈ હોઈ શકે ?

આ સંસારમાં પોતાના વિષે આ પ્રમાણે અનુભવ કરનાર મહાત્માઓ પણ હોય છે. તેઓ એમ વિચારે છે કે, મારાં પાપ દોષો હું કે પરમાત્મા જાણીએ ત્યાંસુધી જ સીમિત રાખવાં ન જોઈએ, પણ બીજા લોકોની સમક્ષ પણ મારે મારાં પાપ દોષો પ્રકટ કરવાં જોઈએઃ આ પ્રમાણે વિચાર કરી પોતાનાં દોષોને ગુરુ આદિ બીજાઓની સામે પ્રકટ કરવાં તેનું નામ ગર્હા છે. અર્થાત્ નિંદા અને ગર્હા વચ્ચે એ અંતર રહેલું છે કે, આત્મનિંદા તે છે કે પોતાનાં આત્મદોષોની નિંદા પોતે કરી હોય, એ આત્મનિંદાને કોઈ બીજો છદ્મસ્થ જાણી શકે અથવા ન પણ જાણી શકે. પરંતુ ગર્હા તો તે છે કે જે બીજાને માલુમ કરવા માટે પોતાનાં દોષો બીજાની સમક્ષ પ્રકટ કરવામાં આવે.

આ હકીકત જોતાં ગર્હાનું ફલ નિંદાના ફલથી વધારે હોવું જોઈએ અને જો વધારે ફળ ન હોય તો પછી ગર્હા કરવાથી શો લાભ ? કારણ કે, ફળ જોયા વિના તો મન્દ વ્યક્તિ પણ કોઈ કાર્યમાં પ્રવૃત્તિ કરતી નથી એટલા માટે ગર્હાનું ફળ નિંદાના ફળ કરતાં વધારે હોવું જોઈએ.

આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન ફરમાવે છે કે, ગર્હા કરવાથી અપુરસ્કાર ભાવ પેદા થાય છે. કોઈ વ્યક્તિની પ્રશંસા થવી અર્થાત્ આ સારો માણસ છે, આ ગુણવાન માણસ છે વગેરે કહેવું એ પુરસ્કાર ભાવ છે. અપુરસ્કારમાં આ પ્રકારના પુરસ્કારનો અભાવ હોય છે. अपुरस्कार શબ્દમાં અ સમાસ અભાવસૂચક છે. ગર્હા કરવાથી અપુરસ્કાર ભાવ પ્રગટે છે. સર્વ પ્રથમ તો એવો ભય રહેતો હતો કે, જો કોઈ મારા અપરાધને જાણી લેશે તો તે મને હલકો માની મારી નિંદા કરશે. પણ જ્યારે ગર્હા કરવાનો વિચાર પેદા થાય છે ત્યારે એવો હૃદયભાવ જાગ્રત થાય છે કે, લોકો મને પ્રશંસનીય ન માને પણ નિન્દનીય માને. આ ફલની પ્રાપ્તિને માટે જ ગર્હા કરવામાં આવે છે; અર્થાત્ ગર્હા એટલા માટે કરવામાં આવે છે કે, લોકોની દૃષ્ટિએ પોતાને નિન્દનીય માનવામાં આવે.

આ ઉપરથી કોઈ એમ કહે કે, આ તો ગર્હાનું ઉલટું ફળ મળ્યું ? ગર્હા કરવાથી તો વધારે નિંદા થઈ ? જ્યારે ગર્હા કરવાથી નિંદા થાય છે અને શાસ્ત્રકાર પણ ગર્હાનું ફલ અપુરસ્કાર બતાવે છે ત્યારે ગર્હા કરવાથી તો વધારે હાનિ થઈ ! પોતાને અપમાનથી બચાવવા માટે તો મોટાં મોટાં પાપો કરવામાં આવે છે તો પછી વધારે નિંદા કરાવવા માટે ગર્હા શા માટે કરવામાં આવે છે ?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, વાસ્તવમાં નિંદા ન થાય એટલા જ માટે મોટાં મોટાં પાપો કરવામાં આવે છે, અને હું તો ત્યાં સુધી એમ માનું છું કે, જે કેટલાએક મતમતાંતરો ચાલી રહ્યા છે તે બધા મતમતાંતરો પોતાનાં પાપ કર્મોને પુણ્ય બતાવવા માટે, કે પોતાની નિંદા ન થાય એટલા જ માટે ચલાવવામાં આવ્યા છે; અર્થાત્ પોતાનાં પાપોને દબાવવા માટે, કે તેમને પુણ્ય બતાવવા માટે જ મતમતાંતરો ચલાવવામાં આવ્યાં છે. અમુક વાત ખોટી છે એ જાણવા છતાં તે વાતને માનવી અને લોકોમાં સારા ગણાઈએ એ ઉદ્દેશથી પાપને ધર્મનું રૂપ આપવામાં આવે છે તથા તેને જ સિદ્ધાન્ત બનાવી લેવામાં આવે છે. આજે એવું પણ જોવામાં આવે છે કે, લોકો પોતાને સારા બતાવવા માટે અને પોતાની ગરીબાઈને દબાવવા માટે નકલી મોતી કે રોલ્ડગોલ્ડની માળા પહેરે છે. આ પદ્ધતિથી એ સ્પષ્ટ જણાય છે કે, લોકો સન્માન ચાહે છે આ પ્રકારની સન્માનની ભાવનાથી જ પાપને પુણ્ય બનાવવાની તથા પાપને પણ ધાર્મિક સિદ્ધાન્તમાં સ્થાપિત કરવાની ચેષ્ટા કરવામાં આવે છે. પરંતુ ગર્હા કરનાર વ્યક્તિ આ પ્રકારની ભાવનાનો ત્યાગ કરી દે છે અને અપુરસ્કાર ભાવને ધારણ છે. જે કોઈ સન્માન ચાહતો ન હોય પણ અપમાન ચાહતો હોય તે જ ગર્હા કરી શકે છે.

પ્રાયઃ એવું જોવામાં આવે છે કે, લોકો નિન્દાનાં કામો તો કરી બેસે છે પણ નિન્દા સાંભળવાથી ડરે છે અને નિન્દા સાંભળવાને તૈયાર હોતા નથી. શાસ્ત્ર એમ કહે છે કે, જ્યારે કોઈ વ્યક્તિને એવી ભાવના થાય કે, મેં જે નિન્દિત કાર્યો કર્યા છે તેને લીધે મારી થતી નિંદાને હું સાંભળી લઉં, ત્યારે તે વ્યક્તિ ગર્હા—આત્મદોષોનું પ્રકટીકરણ કર્યા વગર રહેતી નથી; અને જ્યારે આ પ્રમાણે તે વ્યક્તિ શુદ્ધ ભાવે ગર્હા કરે છે ત્યારે ગર્હાથી પેદા થતા અપુરસ્કાર ભાવદ્વારા અપ્રશસ્ત યોગથી તે નિવૃત્ત થાય છે.

શૂળીએ ચડી, શસ્ત્રાઘાત સહી કે વિષપાન કરી મરી જવું તો સરળ હોઈ શકે, પરંતુ પોતાની નિંદા સાંભળવી એ તો તેથી પણ મુશ્કેલ છે. પોતાની નિંદા સાંભળવાથી અશુભ યોગનું આવવું બહુ જ સંભવિત છે. પરંતુ જે પોતાની નિંદા સાંભળી લે છે અને જે કાર્યને કારણે પોતાની નિંદા થાય છે તે નિન્દનીય કાર્ય ફરીવાર કરતો નથી, તે પોતાનામાં અશુભ યોગને આવવા દેતો નથી અને પરિણામે તે અપ્રશસ્ત યોગમાંથી નીકળી પ્રશસ્ત યોગમાં દાખલ થઈ જાય છે.

સંસારમાં એવા લોકો બહુ જ ઓછા હોય છે કે જેઓ પોતાની નિંદા સાંભળવાને માટે તૈયાર હોય છે. સંસારમાં પ્રાયઃ એવા જ લોકો જોવામાં આવે છે કે જેઓની એવી ભાવના હોય છે કે પોતે ખરાબ કૃત્યો કરે તેમ છતાં તેઓને કોઈ ખરાબ ન કહે. આ દુર્ભાવના આત્માને માટે વિષસમાન છે. આ વિષથી આત્મામાં વધારે ખરાબી આવી જાય છે. આથી વિરુદ્ધ જેઓ એવી હૃદયગત ભાવના રાખે છે કે, મારે પ્રશંસા ન જોઈએ પણ

નિન્દા જ જોઈએ, તેઓ ગર્હા–આત્મદોષોનું પ્રકટીકરણ કર્યા વગર રહેતા નથી. જેઓ ગર્હા કરે છે તેઓમાં અપુરસ્કારભાવ આવે છે અને જ્યારે આત્મામાં અપુરસ્કારભાવ આવે છે ત્યારે આત્માનાં પાપો પણ નાશ પામે છે. આ પ્રમાણે આત્મા જ્યારે અપુરસ્કારભાવને અપનાવે છે ત્યારે તે અપ્રશસ્ત યોગમાંથી નીકળી પ્રશસ્ત યોગને પ્રાપ્ત થાય છે.

અપ્રશસ્ત યોગમાંથી નીકળી પ્રશસ્ત યોગમાં દાખલ થવું એ કેવી વસ્તુ છે? ધૂળના તો કોઈ રૂપીયા બનાવી શકે છે પરંતુ અપ્રશસ્તને પ્રશસ્ત બનાવવું એ તો એથી પણ વધારે મુશ્કેલ છે. તમે લોકોએ બાજીગરોને ધૂળમાંથી રૂપિયા બનાવતાં જોયા હશે. આ તો કેવળ હાથની ચાલાકી છે. જો તે બાજીગરો વાસ્તવમાં ધૂળમાંથી રૂપિયા બનાવી શકતા હોય તો તેઓ એક એક પૈસા માટે ભીખ માંગતા શા માટે ફરે? વસ્તુસ્થિતિ આમ સ્પષ્ટ હોવા છતાં ઘણા લોકો આવી વાતોને ચમત્કારી માને છે અને એમ કહે છે કે, સંસારમાં ચમત્કારને જ નમસ્કાર કરવામાં આવે છે. આ ભાવના હોવાને કારણે લોકો, ઢોંગને પણ ચમત્કાર માનવા લાગે છે અને આ પ્રકારના ઢોંગની પાછળ લોકો વિશેષતઃ સ્ત્રીઓ દોડવા માંડે છે. ઢોંગની પાછળ આ પ્રમાણે અંધ થઈ દોડવાનો અર્થ એ થયો કે, હજી પરમાત્મા પ્રત્યે પૂર્ણ અને દૃઢ વિશ્વાસ પેદા થયો નથી. જો પરમાત્મા પ્રત્યે પૂર્ણ વિશ્વાસ પેદા થયો હોય તો આમ બને કેમ?

કહેવાનો આશય એ છે કે, લોકો આ પ્રમાણે બહારના ઢોંગમાં તો પડી જાય છે પરંતુ પોતાના આત્માને જોતા નથી કે અમારા આત્મામાં શું છે? ભક્તજનો આ વાતને દૃષ્ટિમાં રાખીને જ એમ કહે છે કેઃ—

રે ચેતન પોતે તૂ પાપી, પરના છિદ્ર ચિતારે તૂ

ભક્તજનોએ પોતાના આત્માને એવી ચેતવણી આપી છે કે, હે! આત્મન્! તારાં પાપોનો પાર નથી, છતાં તું પોતાનાં પાપોને ન જોતાં બીજાની વાતોમાં શા માટે પડી રહ્યો છે? પોતાના પાત્રમાં મલિન પાણી છે તેને તો જોતો નથી અને તે મલિન પાણીને શુદ્ધ કરતો નથી, ત્યારે બીજાને એમ કહેતો ફરે છે કે, હું તમારા પાણીને શુદ્ધ કરી આપું. તો તેનું આ કથન શું યુક્તિસંગત કહી શકાય? ભક્તજનો તો પોતાનું જ સર્વ પ્રથમ જુએ છે અને એટલા માટે તેઓ એમ કહે છે કેઃ—

મો સમ પતિત ન ઔર ગુંસાઈ.
અવગુણ મોસો અજહૂં ન છૂટે, ભલી તજી અબ તાઈ.　　મો સમ૦
મોહ્યો જેહિ કનક કામિની, તે મમતા મોહ બઢાઈ.　　મો સમ૦
રસના સ્વાદ મીન જ્યોં ઉલઝી, સુલઝત નહીં સુલઝાઈ.　　મો સમ૦

અર્થાત્—હે! પ્રભો! મારા જેવો પતિત બીજો કોણ હશે? હું ગુણોને તો છોડી દઉં છું પણ અવગુણોને તો હજી છોડી શક્યો નથી.

ભક્તજનોની માફક જેમનામાં આવી ભાવના હશે તે પોતાનાં પાપોને અવશ્ય નષ્ટ કરી નાંખશે. વાસ્તવમાં જેમનામાં આ પ્રકારની ઉચ્ચ ભાવના છે તે ભાગ્યશાળી છે. શાસ્ત્રકારો આવા ભાગ્યશાળીને એટલા જ માટે એમ કહે છે કે, પુરસ્કાર ભાવનામાંથી નીકળી અપુરસ્કાર ભાવનામાં આવવા માટે ગર્હા કરો અને ગર્હાદ્વારા અપુરસ્કાર ભાવનામાં આવો.

ભક્તજન કહે છે કે, હે! પ્રભો! હું સારી રીતે એ જાણું છું કે, સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્ર અથવા સાધુપણું સારું છે અને ક્રોધ કરવો ખરાબ છે. પણ હું સાધુપણું તો લેતો નથી અને ક્રોધને મારતો નથી. આ મારી કેવી વિપરીત દશા છે! આવી દશામાં મારા જેવો બીજો કોણ પતિત હોઈ શકે?

તમે લોકો સાધુપણું ગ્રહણ કરી ન શકો તો ક્રોધને તો મારો. શ્રી. ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે:—

कोहं असच्चं कुविज्जा धारिज्जा पियमप्पियं।

અર્થાત્—ક્રોધને ખોટો કરો અર્થાત્ ક્રોધને પી જાઓ અને અપ્રિયને પણ પ્રિય ધારણ કરો. ક્રોધને કેવી રીતે ખોટો કરવો તેને માટે એક દૃષ્ટાન્ત આપવામાં આવ્યું છે. તેમાં કહ્યું છે કે, એક ક્ષત્રિયે બીજા કોઈ ક્ષત્રિયને મારી નાંખ્યો. જે ક્ષત્રિયને મારી નાંખવામાં આવ્યો હતો તેની પત્ની ગર્ભવતી હતી. ગર્ભસ્થિત તે બાળક સંસ્કારી હતો એટલા માટે જન્મ્યા બાદ તે મોટો થતાં એવો વીર નીકળ્યો કે, તે રાજાનો પણ સન્માનનીય બની ગયો. એકવાર તે કોઈ યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરીને આવ્યો એટલે રાજા અને પ્રજાનું અપૂર્વ સન્માન પામી તે ઘેર પાછો ફર્યો. પોતે ઘેર આવતાં રસ્તામાં એમ વિચારતો જતો હતો કે, મને બધાએ તો સન્માન આપ્યું પણ હું પોતાને સાચો સન્માનનીય ત્યારે જ માનું કે જ્યારે મારી માતા પણ મારા કાર્યને સારું માને અને મને આશીર્વાદ આપે. મને જે સન્માન મળી રહ્યું છે તે માતાની કૃપાથી જ મળી રહ્યું છે.

આ પ્રમાણે વિચાર કરતો તે પોતાની માતાની પાસે ગયો. પણ તેની માતાએ તેની સામું જોઈ મુખ ફેરવી લીધું. આ દૃશ્ય જોઈ તે વિચારવા લાગ્યો કે, મને ધિક્કાર છે કે, મારી માતાએ મારી તરફથી મુખ ફેરવી લીધું! મારી માતા મારા પ્રત્યે સંતુષ્ઠ જણાતા નથી ત્યારે જ મારી તરફથી તેણે મુખ ફેરવી લીધું છે! આ પ્રમાણે વિચાર કરતાં તેણે પોતાની માને કહ્યું કે, માતાજી! આ બાળકનો એવો શો અપરાધ થયો છે કે જે કારણે આપે મારા પ્રત્યે મુખ ફેરવી લીધું! પુત્રના આ પ્રશ્નના ઉત્તરમાં માતાએ કહ્યું કે, હે! પુત્ર! તારો સાચો શત્રુ તો હજી જીવિત છે ત્યાંસુધી બીજાને જીતી લેવાથી મને પ્રસન્નતા શી રીતે થાય! પુત્રે કહ્યું કે, આપનું કહેવું બરાબર છે, પણ એવો કોણ છે કે જે મારો સાચો શત્રુ છે? માતાએ કહ્યું કે, બાપને મારનાર કરતાં બીજો મોટો શત્રુ કોણ હોઈ શકે? પુત્રે ઉત્તર આપ્યો કે, વાસ્તવમાં એવું કૃત્ય કરનાર મહાન્ અપરાધી છે. તમે મને એ બતાવો કે, મારા બાપને કોણે મારી નાંખ્યા છે? માતાએ કહ્યું કે, તારા બાપને અમુક માણસે મારી નાંખ્યો છે. પુત્રે કહ્યું કે, જો એમ હતું તો આપે તે વાત અત્યારસુધી મને શા માટે કહી નહિ? માતાએ ઉત્તર આપ્યો કે, જ્યાંસુધી તારો પરાક્રમ પૂર્ણતાને પ્રાપ્ત થયો ન હતો ત્યાંસુધી હું તને શત્રુ કેવી રીતે બતાવી શકું? પુત્રે કહ્યું કે, આપે એ પણ ઠીક કર્યું. હવે હું જઈને તે શત્રુને વશમાં લાવું છું અને જ્યાંસુધી તે શત્રુને વશ નહિ કરું ત્યાંસુધી હું અન્નજલ નહિ લઉં!

પુત્ર, જે માણસે તેના બાપને માર્યો હતો તે માણસને ત્યાં જવા લાગ્યો. તે માણસે પણ સાંભળ્યું કે, તે મને મારવા આવી રહ્યો છે! તે માણસે વિચાર્યું કે, તે વીર છે અને ક્રુદ્ધ થઈને આવી રહ્યો છે એટલા માટે તે મને અવશ્ય મારી નાંખશે. આ વખતે તેના શરણે ગયા વિના હું જીવિત રહી શકીશ નહિ. આ પ્રમાણે વિચાર કરી, તે માણસ તે

ક્ષત્રિય પુત્રની સામે આવ્યો અને તેના પગમાં પડી ગયો. તે ક્ષત્રિય કુમારે તેને કહ્યું કે, તું મારો શત્રુ છે છતાં તું મારા પગે પડી રહ્યો છે? તે માણસે કહ્યું કે, તમારા પિતાનો હું અવશ્ય ઘાતક છું છતાં હું તમારે શરણે આવ્યો છું.

ક્ષત્રિયો શરણાગતોને મારતા નથી. મેવાડમાં એવી કિંવદન્તિ પ્રચલિત છે કે, બાદશાહ રાણાનો શત્રુ હતો; પણ જ્યારે રાણો બાદશાહને મારવા લાગ્યો ત્યારે બાદશાહે રાણાને કહ્યું કે, હું તમારી ગાય છું. બાદશાહના મુખેથી આ શબ્દો સાંભળી રાણાએ તેને છોડી મૂક્યો. બીજા લોકોએ રાણાને એમ કહ્યું કે, તમે આ ઠીક કરી રહ્યા નથી. પણ રાણાએ તે લોકોને એ જ ઉત્તર આપ્યો કે, શત્રૂઓને મારનારા લોકો તો ઘણા હશે. પણ શરણાગતોને પ્રાણદાન આપનાર લોકો બહુ જ ઓછા છે. શરણાગતોની રક્ષા કરવી એ ક્ષત્રિયોનું કર્ત્તવ્ય છે. હું આ કર્ત્તવ્યની ઉપેક્ષા કરી શકું નહિ.

તે ક્ષત્રિય કુમારને પિતાઘાતક ક્ષત્રિયે કહ્યું કે, હું તમારા શરણે આવ્યો છું. આ સાંભળી તે ક્ષત્રિય કુમાર તેને મારી ન શક્યો એટલે તેને બાંધીને પોતાની માતાની પાસે લાવ્યો અને માતાને કહ્યું કે, આ મારો શત્રુ છે. બોલો! તેને શો દંડ આપું! પુત્રનું પરાક્રમ જોઈ મા ઘણી પ્રસન્ન થઈ અને કહેવા લાગી કે, એને જ પૂછી જોવું જોઈએ કે તેને શો દંડ આપવો ઉચિત છે? આ પ્રમાણે કહી માતાએ તે પતિઘાતક ક્ષત્રિયને પૂછ્યું કે, બોલ, તને શો દંડ આપવો જોઈએ? તે માણસે ઉત્તર આપ્યો કે, મા! શરણાગતને જે દંડ આપવો ઉચિત હોય તે દંડ મને આપો.

તે માણસનો આ ઉત્તર સાંભળી તે પુત્રની માતાએ પોતાના પુત્રને કહ્યું કે, બેટા! હવે તેને માર નહિ. તેણે મને મા કહી છે અને એ કારણે તે મારો પુત્ર અને તારો ભાઈ છે. તે શરણે આવ્યો છે. એટલા માટે તેને છોડી દે અને હમણાં હું ભોજન બનાવું છું તે ભોજન તમે બન્ને ભાઈઓ સાથે બેસીને જમો. પુત્રે કહ્યું કે, એ તો ઠીક, પરંતુ તમે મને ઉત્તેજિત કરી ક્રુદ્ધ બનાવ્યો છે. હવે હું મારા એ ક્રોધને સફળ કેવી રીતે કરું? માતાએ ઉત્તર આપ્યો કે, ક્રોધને સફળ કરવો એમાં કાંઈ વીરતા નથી પણ ક્રોધને જીતવામાં જ સાચી વીરતા રહેલી છે. બીજાને જીતવામાં સાચી વીરતા નથી. સાચી વીરતા તો ક્રોધ જીતવામાં છે; એટલા માટે તું ક્રોધને જીત. ક્ષત્રિયકુમારે તે ક્ષત્રિય શત્રુને કહ્યું કે, માતા આ પ્રમાણે કહે છે એટલા માટે હું તને છોડી મૂકું છું અને તને અભયદાન આપું છું.

જે પોતે નિર્ભય હોય છે તે જ બીજાને અભયદાન આપી શકે છે. જો કે, દાનોમાં અભયદાનને શ્રેષ્ઠ માનવામાં આવ્યું છે, પણ અભયદાન તે જ આપી શકે છે કે જે પોતે નિર્ભય હોય છે. જે પોતે જ ભયથી કાંપે છે તે બીજાને અભયદાન ક્યાંથી આપી શકે? તમે લોકો પોતે તો ભયથી કાંપો છો અને બકરાંને અભયદાન આપવા માટે દોડો છો. એમાં કરુણાભાવ છે પણ પૂર્ણ અભયદાન નથી. તમે અભયદાન આપવાને યોગ્ય ત્યારે જ બની શકો કે જ્યારે તમે પોતે નિર્ભય બનો. માટે અભયદાન આપતાં પહેલાં તમે પોતે નિર્ભય બનો.

ક્ષત્રિયકુમારની માતાએ ભોજન બનાવ્યું. ક્ષત્રિયકુમારે અને તેના બાપને મારનાર ક્ષત્રિયે સાથે બેસીને ભોજન કર્યું. જો ક્ષત્રિયકુમાર તે ક્ષત્રિયને મારી નાંખત તો વધારે વૈર બંધાત પણ ક્રોધ ઉપર વિજય મેળવવાથી બન્ને ભાઈઓ બની ગયા.

પ્રવચનને તમે માતા માનો છો એટલા માટે જે પ્રમાણે તે ક્ષત્રિયકુમારે માતાનું કહેવું માન્યું હતું તે જ પ્રમાણે તમે પણ તમે પ્રવચન માતાનું કથન માનશો કે નહિ?

પ્રવચન માતાનું એમ કહેવું છે કે, ક્રોધને જીતી લો અને નિર્ભય બનો. કોઈ છરી લઈને તમને મારવા આવે તો પણ તમે ભય પામો નહિ. કામદેવ શ્રાવક ઉપર પિશાચે તલવારનો ઘા કરવા ચાહ્યું હતું છતાં કામદેવ નિર્ભય રહ્યા હતા. કદાચ તમે પોતાને ધનવાન કહી છટકી જવા ચાહતા હો તો તે કામદેવ પણ કાંઈ ગરીબ ન હતો, પણ અઢાર કરોડ સોનામહોરોનો સ્વામી હતો, અને તેને ત્યાં સાઠ હજાર ગાયો હતી; છતાં તે નિર્ભય રહ્યો. આ જ પ્રમાણે તમે પણ નિર્ભય રહો તો એ દશામાં તલવાર, વિષ કે અગ્નિ વગેરે કોઈ પણ વસ્તુ તમારું કાંઈ બગાડી શકે નહિ. વાસ્તવમાં બીજી કોઈ વસ્તુ તમારી હાનિ કરતી નથી પણ તમારામાં જે ભય છે તે ભય જ તમારી હાનિ કરે છે. તમારામાં રહેલો ભય દૂર કરો તો તમારામાં ઘણી શક્તિ આવી જાય!

કહેવાનો આશય એ છે કે, ક્રોધને જીતો અને ક્ષમાને ધારણ કરો. સાધારણ રીતે તો બધા લોકો ક્ષમાશીલ રહે છે પણ જ્યારે ક્રોધ આવે ત્યારે ક્ષમા રાખો તો તમે ક્રોધને જીતી શકયા છો એમ કહી શકાય! કહેવત પણ છે કે:—

જી જી કર બતલાવતાં, કાના ક્રોધ ન આય;
આડા ટેઢા બોલતાં, ખબર ખમાની થાય.

જે નિન્દાના ભયથી ડરતો નથી તે જ ક્રોધને જીતી શકે છે. ભક્ત તુકારામે કહ્યું છે કે,

'તુકા મ્હણે ઝણુ અવહેલતિ મઝ તરી કેસીરાજ રખવિતિ'

અર્થાત્—હે! પ્રભો! જ્યારે મારામાં પોતાની નિંદા સહેવાની શક્તિ આવી જાય ત્યારે જ હું તારો સાચો ભક્ત છું. આ પ્રમાણે વિચાર કરી ભક્તજનો નિન્દાથી ભય પામતા નથી પણ નિન્દાને સહન કરવા માટે પોતે સશક્ત અને સહનશીલ બને છે. હા, તેઓ નવાં નિન્દનીય કાર્યો કરતાં નથી પણ પહેલાં નિન્દાનાં જે કામો થઈ ગયાં હોય છે તે નિન્દનીય કામોને પ્રકટ કરવાને કારણે જે નિંદા થાય છે તે નિન્દાથી તેઓ ગભરાતા નથી. જે આ પ્રમાણે નિન્દાથી ગભરાતા નથી પણ નિન્દાનાં કામથી ગભરાય છે તે જ અશુભ યોગમાંથી નીકળી શુભયોગમાં પ્રવૃત્ત થઈ શકે છે.

## મયણરેહા ચરિત્ર—૨૭

યુગબાહુએ મણિરથને કહ્યું કે, જો આપણી રક્ષા કિલ્લામાં રહેવાથી જ થઈ શકતી હોય એમ તમે માનો છો તો પછી મને સીમા બહાર શા માટે મોકલ્યો હતો? અને આપ અત્યારે રાતના સમયે કિલ્લાને છોડી વનમાં શા માટે આવ્યા? આ વખતે તો હું આપના મહેલની પાસે જ છું છતાં આપ આવ્યા છો એ વાત જ એમ સૂચવે છે કે, આપની દૃષ્ટિએ હું કાયર છું.

યુગબાહુનું આ કથન સાંભળી મણિરથે વિચાર્યું કે, મારે તો આને કોઈપણ રીતે મારવો છે. એવી દશામાં તેની સાથે કોઈ પ્રકારનો વાદવિવાદ કરવાથી શો લાભ?

**ઈસ પ્રપંચસે ભાઈ તુમ્હારા, મન મેલા દર્શાય;**
**વેરી એક ન રહા રાજમેં, જૂઠી તર્ક ઉઠાય. ॥ સતી૦ ૮૯ ॥**
**જૂઠા પ્રપંચી જબ તુમ માનો, પાની દેઓ પિલાય;**
**મૈં જાતા હૂં મેરે ધામકો, દિલકો લો સમઝાય. ॥ સતી૦ ૯૦ ॥**

જલ લેને ઉઠે બાહુજી, વિનયભાવ કો લાય;
નિર્દય મણિરથ ખડ્ગ નિકાલા, મસ્તક દિયા લગાય ॥ સતી૦ ૯૧ ॥
વિષમિશ્રિત થી ખડ્ગધાર, વહ સિર પર ચમકી આય;
શૈલ શિખર સમ ગિરે બાહુજી, દિલમેં બહુ અકુલાય. ॥ સતી૦ ૯૨ ॥
એક બાર જબ કામદેવને, મન ફૈલાયા જહેર;
સબ અનર્થ તબ હોતે ઉસસે, બંધતે મહાન્ વેર. ॥ સતી૦ ૯૩ ॥
સંગ મેં રહતે હસતે રમતે, ખાતે ભ્રમતે એક;
દોય દેહ પર એક હૃદય હો, રહતે ધરતે ટેક. ॥ સતી૦ ૯૪ ॥
એક સહોદર ભાઈ-ભાઈમેં, કામ કરાતા વૈર;
પ્રાણહરણ કી બુદ્ધિ દેતા, કામ નહીં યહ જહર. ॥ સતી૦ ૯૫ ॥

મણિરથે વિચાર્યું કે, જ્યારે આનો નાશ જ કરવો છે ત્યારે તેની આગળ હાર માની લેવામાં કે નમ્રતા બતાવવામાં વાંધો શું છે? આ પ્રમાણે વિચાર કરી તેણે યુગબાહુને કહ્યું કે "તું મને ખોટો અને પ્રપંચી જ માનતો હો તો પછી મારે કાંઈ કહેવાનું જ રહેતું નથી; મને થોડું પાણી આપ કે જેથી પાણી પીને હું ઘેર જાઉં. તને અહીં જ રહેવું સારું લાગે છે તો તમે અહીં આનંદથી રહો. જેમ તમને ગમે તેમ કરો."

મણિરથના કથનના ઉત્તરમાં યુગબાહુએ કહ્યું કે, "મેં આપની અવજ્ઞા કરી છે તે મારો અપરાધ થયો છે. આપ મારો અપરાધ માફ કરો."

આ પ્રમાણે કહી યુગબાહુ નિઃશંકભાવે પાણી લેવા માટે ઉઠયો અને જેવો તે પાણી લાવવા માટે વાંસે ફર્યો કે તરત જ મણિરથે તેના મસ્તક ઉપર તલવારનો ઘા કર્યો, અને લોહીથી ખરડાએલી તલવાર હાથમાં લઈને ભાગ્યો. તલવારની ધારને વિષનો પારો ચડાવ્યો હતો એટલે તલવારનો ઘા પડતાં જ યુગબાહુના શરીરમાં વિષ ફેલાઈ ગયું, અને યુગબાહુ તડફડીયાં મારતો પૃથ્વી ઉપર ઢળી પડયો અને કહેવા લાગ્યો કે, "હાય! આ દુષ્ટે મારી સાથે આવો વિશ્વાસઘાત કર્યો! મયણરેહાએ મને પહેલેથી કહ્યું જ હતું કે તે દુષ્ટ એવો છે; પણ મેં તેનું કથન માન્યું નહિ તેનું જ આ દુષ્પરિણામ આવ્યું છે. તે દુષ્ટે મને તો માર્યો જ છે પણ તે મારી પત્ની અને મારા પુત્ર પ્રત્યે ન જાણે કેવો વ્યવહાર કરશે? મને એવો તો દૃઢ વિશ્વાસ છે કે, મારી પત્ની સતી છે એટલા માટે મારી પત્ની તેના હાથમાં સપડાઈ જઈ સતીત્વ ગુમાવી દે એમ નથી. વળી મારો પુત્ર પણ એવો છે, કે તે તેની માતાનું અપમાન સહી શકે એમ નથી. એટલા માટે દુષ્ટ મણિરથના હાથે એ બન્ને જણાની ન જાણે કેવી દશા થશે? હે! દુષ્ટ! જો તારે આમ જ કરવું હતું તો મને પહેલેથી સાવધાન કરી દેવો હતો, તો તને ખબર પડત કે વીરતા કેવી હોય છે! જો હું પહેલેથી સાવધાન હોત તો હું નિઃશસ્ત્ર હોવા છતાં તારા માટે પૂરતો હતો; પણ તેં મારી પાસે પાણી માગી આવો વિશ્વાસઘાત કર્યો તેથી શું થાય?"

આજનાં યુદ્ધો પણ ક્ષાત્રધર્મથી વિરુદ્ધ થયા કરે છે. લોકો ઘરમાં શાન્તિથી બેઠા હોય ત્યારે બોંબગોળા ફેંકી તેમને તારાજ કરી નાંખવાં એમાં શું ક્ષત્રિયત્વ છે? નહિ. એ સાચી વીરતા નથી. મણિરથે જે કાંઈ કર્યું તેમાં વીરતા નહિ પણ કાયરતા જ છે. તમે મણિરથ પ્રત્યે ઘૃણાની દૃષ્ટિએ જોતા હશો. પણ વિચાર કરો કે મણિરથમાં આ પ્રકારનું વિષ આવ્યું ક્યાંથી? મણિરથ અને યુગબાહુ સહોદર ભાઈ હતા. બન્ને એક જ માતાની કુક્ષીએ જન્મ્યા

હતા. બન્ને સાથે જ ખાતાં-પીતા—રમતા હતા. બન્ને એક બીજાને ચાહતા હતા અને તે કારણે જ મણિરથે યુગબાહુને યુવરાજ પણ બનાવ્યો હતો. આ બધું હોવા છતાં જ્યારે તેની આંખમાં મયણરેહાના રૂપનું કામવિષ ચડ્યું ત્યારે એ કામવિષને કારણે તેની તલવારમાં પણ વિષ આવ્યું અને આ બધી અનર્થ પરંપરા ઊભી થઈ. એટલા માટે મણિરથની નિંદા કરવાને બદલે કામવિષની નિંદા કરો. જે કામવિષને કારણે આટલો બધો અનર્થ થયો તે કામવિષને તમે તમારા હૃદયમાં સંઘરશો? નહિ. વાસ્તવમાં કામવિષ હલાહલ વિષ કરતાં પણ વધારે ભયંકર અને હાનિકર છે.

હા! હા! અકારજ હુઆ સતીજી, મનમેં અતિ દુઃખ પાય;
મૂર્છા આઇ ચેતકો પાઈ, પંખિણી સમ કુરલાય ॥ સતો૦ ૯૬ ॥
સામંતગણ જબ ભેદ કો પાયે, માર માર કર ધાયે;
નિર્લજ તો કો લાજ ન આઇ, યોં કહ રોષ ભરાયે. ॥ સતી૦ ૯૭ ॥
ભાઈઘાતક તૂં હૈ રાજા, નહીં તજને કે યોગ્ય;
કરો ઈષ્ટ કો યાદ હમારે, હોઓ ખડ્ગ કે ભોગ. ॥ સતી૦ ૯૮ ॥
પત્ની-પુત્રકા ક્યા હાલ હોગા, યોં સોચે દિલ માંય;
અશક્તતાસે ઉઠા ન જાતા, બાહૂજી ઘબરાય. ॥ સતી૦ ૯૯ ॥
અંતિમ અવસર જાન સતીને, પ્રભુકા કર સન્માન;
સામન્તોસે બોલી રાની, મત લો ઈસકા પ્રાણ. ॥ સતી૦ ૧૦૦ ॥
રક્ત રક્તસે શુદ્ધ ન હોતા, શાન્તિ લેઓ ધાર;
અલ્પ સમય કી સ્વામી સેવા, જિસસે સુધરે કાર. ॥ સતી૦ ૧૦૧ ॥
સતી બોધસે સામન્ત સમઝે, દીના રાજા છોડ;
પતિ ગોદમેં લિયા સતીને, યોં બોલી કર જોડ. ॥ સતી૦ ૧૦૨ ॥

તલવારના ઘાથી પતિને આ પ્રમાણે નીચે ઢળી પડતાં જોઈ મયણરેહા પણ મૂર્છા ખાઈ નીચે પડી ગઈ. પણ તે તરત સાવધાન થઈ પતિની પાસે આવી. સન્માન પામવાની તથા પોતાની પ્રશંસા કરાવવાની ઇચ્છા તો બધા રાખે છે પણ મયણરેહા સતી હતી એ કારણે તે એવી ઇચ્છા રાખતી ન હતી. હવે તે પોતાની કેવી રીતે નિન્દા કરાવે છે અને કેવી રીતે તે પોતાના પતિનો ક્રોધ ઉતારી પતિનું મરણ સુધારે છે તેનો વિચાર આગળ કરવામાં આવ્યો છે. આ ઉપરથી અત્રે એ વિચાર કરવો પ્રાપ્ત થાય છે કે, મરણને કેવી રીતે સુધારવું? કારણ કે જેમનું મરણ સુધર્યું છે તેમનું બધું સુધર્યું છે, અને જેમનું મરણ સુધર્યું નથી તેનું કાંઈ સુધર્યું નથી. એટલા માટે "મરણ કેવી રીતે સુધરે" તેનો વિચાર કરો તો તેમાં કલ્યાણ જ છે.

## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ ભાદરવા વદ ૧૩ શનિવાર



### પ્રાર્થના

શ્રી 'દઢરથ' નૃપતિપિતા, 'નન્દા' થારી માય;
રોમ રોમ પ્રભુ મો ભણી, શીતલનાથ સુહાય.
જયજય જિન ત્રિભુવન ધણી. ॥ ૧ ॥
—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી શીતલનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં વર્ણવવામાં આવેલા ભાવો સ્પષ્ટ છે. આ પ્રાર્થનામાં એમ કહેવામાં આવ્યું છે કે, હે ! પ્રભો ! મને એવી શીતલતા આપો કે જેથી વિષયકષાયાદિનો તાપ મને સતાવી ન શકે.

ભગવાન શીતલનાથ અને આત્મા વચ્ચે કાંઈ અંતર કે કોઈ પ્રકારનો ભેદ નથી. કેવલ ઉપાધિકૃત ભેદ છે. આ ઉપાધિકૃત ભેદને મટાડવા માટે જ ભગવાન શીતલનાથની પ્રાર્થના કરવામાં આવે છે. આત્માએ એમ સમજવું જોઈએ કે, મારામાં વિકાર છે એ કારણે જ હું શીતલનાથ ભગવાનથી દૂર જઈ પડ્યો છું; એટલા માટે એ પૃથક્તાને દૂર કરવા માટે મારે શીતલનાથ ભગવાનની પ્રાર્થના કરવી અને તેમના શરણે જવું ઉચિત છે.

શીતલનો અર્થ શાન્ત થાય છે. પુરુષાર્થહીન કે આળસુને શાન્ત કહી શકાય નહિ. પણ આત્મામાં જે માનસિક, વાચિક અને કાયિક ઉપાધિ છે એ ઉપાધિથી મુક્ત થએલાને જ મુક્ત–શાન્ત કહી શકાય. ઉપાધિ મુક્ત થવામાં જ સાચી શાન્તિ રહેલી છે અને આ પ્રકારની શાન્તિ પ્રાપ્ત કરવા માટે જ શીતલનાથ ભગવાનની પ્રાર્થના કરવામાં આવે છે. આ પ્રાર્થનામાં એ સ્પષ્ટ કહેવામાં આવ્યું છે કેઃ—

શીતલ ચન્દનની પરે, જપતાં નિશદિન જાપ;
વિષય કષાયથી ઊપની, મેટો ભવદુઃખ તાપ. જય જય૦

કોઈ આગથી દાઝી જાય છે તો તેને શીતલ ચંદનદ્વારા થોડી શાન્તિ મળે છે. આ પ્રમાણે એક પુદ્ગલ તો તાપ આપે છે અને બીજું પુદ્ગલ શાન્તિ આપે છે. પણ હે ! પ્રભો ! આપનું નામ જ એવું છે કે તે હમેશાં શાન્તિ જ આપે છે. આત્માને તમારા નામથી હમેશાં શાન્તિ જ મળે છે. આત્માને જે દાહ પેદા થાય છે તે વિષયકષાયથી જ પેદા થાય છે. મોહની સંગતિ કરનાર કોઈનો જય ચાહું તો તો મારા આત્માને વધારે સંતાપ થાય છે, પણ તેં રાગદ્વેષને જીતી લીધા છે એટલા માટે તારું નામ સ્મરણ કરવાથી વિષયકષાયની શાન્તિ થઈ જાય છે.

### સમ્યક્ત્વ પરાક્રમ–સાતમો બોલ.

શાસ્ત્રમાં ગર્હા વિષે વિચાર ચાલી રહ્યો છે. આત્મદોષોને ગુરુ વગેરેની સમક્ષ પ્રકટ કરવાનું નામ ગર્હા છે. ગર્હા કેવા પ્રકારની હોવી જોઈએ એની વ્યાખ્યા શ્રી. સ્થાનાંગ સૂત્રમાં કરવામાં આવી છે. ગર્હાનું સ્વરૂપ બતાવતાં શ્રી સ્થાનાંગ સૂત્રના બીજા ઠાણામાં બે પ્રકારની

ગર્હા બતાવવામાં આવી છે અને ત્રીજા ઠાણામાં ત્રણ પ્રકારની ગર્હા બતાવવામાં આવી છે. બીજા ઠાણામાં કહ્યું છે કેઃ—

**दुविहे गरहा पन्नते तंजहा मणसा वेगे गरहई वयसा वेगे गरहई अहवा दुविहे गरहा पन्नत्ते तंजहा दीहमद्धमेगे गरहई रहसमद्धमेगे गरहई।**

અર્થાત્—ગર્હા બે પ્રકારની છે. એક તો મનથી ગર્હા કરવામાં આવે અને બીજી વચનથી ગર્હા કરવામાં આવે. પણ બન્નેને સાથે કરી જે ગર્હા કરવામાં આવે તે પૂર્ણ ગર્હા છે. અન્યથા ગર્હાના ચાર ભાંગા થઈ જાય છે. પહેલો ભાંગો એ છે કે, મનથી તો ગર્હા કરે પણ વચનથી ગર્હા ન કરે; બીજો ભાંગો એ છે કે, વચનથી તો ગર્હા કરે પણ મનથી ગર્હા ન કરે; ત્રીજો ભાંગો એ છે કે, મનથી પણ ગર્હા કરે અને વચનથી પણ ગર્હા કરે અને ચોથો ભાંગો શૂન્ય છે, અર્થાત્ મનથી પણ ગર્હા ન કરે અને વચનથી પણ ગર્હા ન કરે.

કોઈ કોઈવાર એવું બને છે કે, વચનથી તો ગર્હા થતી નથી પણ મનથી ગર્હા થઈ જાય છે. જેમકે પ્રસન્નચંદ્ર રાજર્ષિ નીચી સ્થિતિએ જવાને યોગ્ય વિચાર કરી રહ્યા હતા, એટલામાં તેમનો હાથ તેમના મસ્તક ઉપર પડ્યો અને મસ્તક ઉપર મુકુટ પ્રાપ્ત ન થવાથી, તેમણે મનથી એવી ગર્હા કરી કે જેથી તેઓ કેવલી થઈ ગયા. આ પ્રમાણે એક ગર્હા તો એવી હોય છે કે જે મનથી તો થાય છે પણ વચનથી થતી નથી. બીજી ગર્હા એવી હોય છે કે જે વચનથી તો કરવામાં આવે છે પણ મનથી કરવામાં આવતી નથી. આ પ્રકારની ગર્હા દ્રવ્ય ગર્હા કહેવાય છે. વચનથી તો ગર્હા ન થાય પણ મનથી જે ગર્હા થાય તે ગર્હા તો ઠીક છે. પરંતુ મનથી ગર્હા ન કરવી અને વચનથી કેવલ એમ કહેવું કે, 'મારાથી અમુક ખરાબ કામ થઈ ગયું છે' એ કેવલ દંભ છે. મનમાં જુદાં ભાવ રાખવાં અને વચનથી ગર્હા કરવી એ કેવળ દ્રવ્ય ગર્હા છે, કે જે બીજા લોકોને ઠગવા માટે કરવામાં આવે છે. દ્રવ્ય ગર્હા બીજાઓને ઠગવા માટે કેવી રીતે કરવામાં આવે છે એ સમજાવવા માટે શાસ્ત્રકારોએ અનેક ઉદાહરણો પણ આપ્યાં છે.

માનો કે, કોઈ એક પુરુષ મરણ પામ્યો છે. તે પુરુષનો કોઈ બીજી સ્ત્રી સાથે અનુચિત સંબંધ હતો. જ્યારે તે પુરુષની લાશ તે સ્ત્રીના ઘર આગળથી નીકળી ત્યારે તે સ્ત્રીને રોવું હતું પણ જો તે સાધારણ રીતે રોવા લાગે તો લોકોમાં એની નિંદા થવાનો ભય રહે કે, આ સ્ત્રી તે પુરુષને માટે શા માટે રોઈ? અને તે સ્ત્રીનો આ મૃત પુરુષ સાથે શો સંબંધ હતો? પોતાને આ રીતે નિન્દાની દૃષ્ટિએ જોવામાં ન આવે અને તે પુરુષને માટે રુદન પણ કરી લેવામાં આવે, એ વિચારથી તે સ્ત્રીએ પોતાનાં હાથનાં કડાં નીચે ફેંકી દીધાં અને પછી એમ કહીને રોવા લાગી કે, મારાં કડાં ખોવાઈ ગયાં! વાસ્તવમાં તે સ્ત્રીને પોતાના યારને માટે રોવું હતું પણ તે કડાંનું બહાનું કાઢી રોવા લાગી. આવી દશામાં તેનું રુદન કડાં માટે છે એમ કેમ કહી શકાય? કડાં તો રોવાનું કેવળ બહાનું હતું.

આ પ્રમાણે અંદર તો બીજા ભાવો રાખવાં અને વચનદ્વારા પ્રકટમાં એમ કહેવું કે, 'અમુક ખરાબ કામ મારાથી થઈ ગયું છે એનું મને દુઃખ થાય છે' આ પ્રમાણે કહેવું એને જ્ઞાનીજનો દ્રવ્ય ગર્હા કહે છે. આવી દ્રવ્ય ગર્હા ઢોંગરૂપ છે અને લોકોને ઠગવા માટે

કરવામાં આવે છે. આ દ્રવ્ય ગર્હા કેવળ વચનથી જ કરવામાં આવે છે. આ દ્રવ્ય ગર્હા બીજા ભંગમાં છે.

ત્રીજા પ્રકારની ગર્હા એવી છે કે ગર્હા મનથી પણ કરવામાં આવે છે અને વચનથી પણ કરવામાં આવે છે અને ચોથી ગર્હા શૂન્યરૂપ છે અર્થાત્ તે ગર્હા મનથી પણ કરવામાં આવતી નથી તેમ વચનથી પણ કરવામાં આવતી નથી.

આ પ્રમાણે શ્રી સ્થાનાંગ સૂત્રના બીજા ઠાણામાં ગર્હાના બે ભેદ કરવામાં આવ્યા છે. એક તો તે ગર્હા કે જે મનથી કરવામાં આવે અને બીજી તે ગર્હા કે જે વચનથી કરવામાં આવે. અથવા એક ગર્હા તો તે છે કે જે દીર્ઘ કાલના કાર્યની ગર્હા ન કરતાં સમીપના કાર્યની ગર્હા કરવામાં આવે અને બીજી ગર્હા તે છે કે જે સમીપના કાર્યની ગર્હા ન કરતાં દીર્ઘકાલના કાર્ય માટે કરવામાં આવે; અથવા દીર્ઘ કાર્યની ગર્હા કરવામાં આવે અને લઘુ કાર્યની ગર્હા કરવામાં ન આવે. કયાં કાર્યો દીર્ઘ છે અને કયાં કાર્યો લઘુ છે એની વ્યાખ્યા કરવી મુશ્કેલ છે. આ વાતને વિશેષ સ્પષ્ટરૂપે તો તે જ કહી શકે કે જેમને આ વાતનો અનુભવ હોય. પણ વાસ્તવમાં ગર્હા બધાં કાર્યોની અને બધાં પાપોની કરવી જોઈએ, પછી ભલે તે પાપ દીર્ઘકાલનું હોય કે સમીપનું હોય, મોટું પાપ હોય કે નાનું પાપ હોય!

ત્રીજા ઠાણામાં ગર્હાનાં ત્રણ ભેદ બતાવતાં કહેવામાં આવ્યું છે કે:—

**तिविहे गरहा पन्नत्ते तंजहा मणसा वयसा कायसा ।**

અર્થાત્—ગર્હા ત્રણ પ્રકારની છે. એક મનથી ગર્હા કરવી, બીજી વચનથી ગર્હા કરવી અને ત્રીજી કાયાથી ગર્હા કરવી. અથવા મનદ્વારા કરવામાં આવેલાં કાર્યોની ગર્હા કરવી, વચનદ્વારા કરવામાં આવેલાં કાર્યોની ગર્હા કરવી અને કાયાદ્વારા કરવામાં આવેલાં કાર્યોની ગર્હા કરવી. જો કે, ગર્હાનાં આ ત્રણ ભેદ બતાવવામાં આવ્યા છે પણ પૂર્ણ ગર્હા તો તે જ છે કે જે મન, વચન અને કાયા એ ત્રણેયદ્વારા કરવામાં આવે. કારણ કે ગર્હા કરવાનો ઉદ્દેશ એ છે કે:—

**पावाणं कम्माणं अकरणयाए ।**

અર્થાત્—પાપકર્મોને ફરીવાર ન કરવા એ ગર્હા કરવાનો ઉદ્દેશ છે. એટલા જ માટે પાપને પ્રકટ કરવામાં આવે છે, કે જેથી, પાપને કારણે પોતાની નિંદા થાય અને ભવિષ્યમાં એવાં પાપ કર્મો કરવામાં ન આવે. ગર્હા કરવાનો ઉદ્દેશ આ જ છે. આ ઉદ્દેશની પૂર્તિ પણ ત્યારે જ થાય છે કે જ્યારે મન, વચન અને કાયા એ ત્રણેય યોગથી ગર્હા કરવામાં આવે!

કહેવાનો આશય એ છે કે, ભવિષ્યમાં પાપ કર્મો ફરીવાર ન થાય એ માટે મન, વચન અને કાયા એ ત્રણેય યોગથી ગર્હા કરવી જોઈએ.

આ ઉપરથી કોઈ એમ કહે કે, પાપકર્મોની ગર્હા મનથી જ કરી લેવામાં આવે તો પછી ગુરુ આદિની સમક્ષ ગર્હા કરવાની શી આવશ્યકતા છે? આ પ્રમાણે કહેનારાઓને એ જ કહી શકાય કે, જો તમે શાસ્ત્રવચનને પ્રમાણ માનતા હો તો શાસ્ત્ર ઉપર વિશ્વાસ રાખી જે પ્રમાણે શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે તે રીતે ગર્હા કરવી જોઈએ. શાસ્ત્રવચન ઉપર વિશ્વાસ ન હોય તો તો તેમને કાંઈ કહેવું જ નકામું છે. શાસ્ત્રમાં નિન્દા અને ગર્હા વચ્ચે ઘણું જ અંતર બતાવવામાં આવ્યું છે. ગર્હા લઘુતા બતાવવા માટે કરવામાં આવે છે. કોઈ

માણસ ઉપરથી તો લઘુતા બતાવે અને હૃદયથી પાપનો ત્યાગ ન કરે તો એ લઘુતા નહિ પણ એક પ્રકારનો દંભ છે. સાચી લઘુતા હોય તો ગર્હા કરીને એમ વિચારવામાં આવે કે; મારા આત્માએ કેવાં નીચ કામો કર્યાં છે? જો એમ ન હોય તો મારા આત્માદ્વારા પાછાં આવાં નીચ કામો કેમ થાય?

કોઈ માણસને બેસવા માટે હાથી મળે છતાં જો તે ગધેડા ઉપર બેસે તો તેને મૂર્ખ જ કહેવામાં આવશે. આ જ પ્રમાણે આત્માએ એમ વિચારવું જોઈએ કે, હે! આત્મા! તને હાથી ઉપર બેસવા સમાન શરીર મળ્યું છે છતાં ગધેડા ઉપર બેસવા જેવું નીચ કૃત્ય શા માટે કરે છે? આ પ્રમાણે વિચાર કરવાથી સાચી ગર્હા કરવાની ભાવના પેદા થશે અને ત્યારે આત્મામાં લઘુતા પણ આવશે. આત્મામાં જેમ જેમ લઘુતા આવશે તેમ તેમ આત્મા પરમાત્માની સમીપ જતો જશે.

મારા જોવામાં જે ગ્રન્થો આવ્યાં છે તે ગ્રન્થોમાં પ્રાયઃ એ જ કહેવામાં આવ્યું છે કે, "આત્માનું મૂળ સ્વરૂપ કેવું છે છતાં તે કેવી સ્થિતિમાં પડી રહ્યો છે? આત્માને કેવી સામગ્રી પ્રાપ્ત થએલી છે છતાં આત્મા પ્રાપ્ત સામગ્રીનો ઉપયોગ કેવી રીતે કરી રહ્યો છે?" આત્માનું આ કાર્ય એના જેવું છે કે, માનો કે, કોઈ રાજાએ પ્રસન્ન થઈ કોઈને ઉચ્ચ કોટીની ગજવેલની તલવાર આપી. પણ જેને તે તલવાર આપવામાં આવી હતી તે એવો મૂર્ખ નીકળ્યો કે, તે તલવારદ્વારા ઘાસ કાપવા લાગ્યો. તો શું તેનું આ કાર્ય તલવારનો દુરૂપયોગ કરવા જેવું કહી ન શકાય? આ જ પ્રમાણે આત્માને આ મનુષ્ય શરીર એવું મળ્યું છે કે, જેને કારણે તેને ઈશ્વરનો પ્રતિનિધિ માનવામાં આવે છે. તીર્થંકર–અવતાર વગેરે જે બધાં મહાન્ પુરુષો થયા છે તે બધાં આ મનુષ્ય શરીરમાં જ થયા છે. આત્માને આવું શરીર મળ્યું છે છતાં જો આત્મા આ પ્રકારના શરીરનો વિષયકષાયમાં દુરુપયોગ કરે તો આત્માને આખરે પશ્ચાત્તાપ કરવો પડે એ સ્વાભાવિક છે. જે મનુષ્યજન્મનું માહાત્મ્ય સમજતો હશે અને જે આત્મકલ્યાણ સાધવા ચાહતો હશે તે હૃદયપૂર્વક ગર્હા કર્યા વગર રહેતો નથી.

મારી એવી ધારણા છે કે, જો મનુષ્ય સવારથી સાંજ સુધીનાં કામોને પોતાના કોઈ વિશ્વસ્ત માણસ આગળ પ્રકટ કર્યા કરે તો, તેના વિચાર અને કાર્યમાં ઘણી જ પ્રશસ્તતા આવી જાય! ગૃહસ્થોને જો કોઈ બીજો ન મળે તો, પતિ–પત્ની પરસ્પર એકબીજાનાં કૃત્યો પ્રકટ કરે તો તેમને અવશ્ય લાભ થાય. કારણકે પોતાનાં કૃત્યોને પ્રકટ કરવાથી વિચારોની આપ–લે થાય છે અને પરિણામે દોષોની શુદ્ધિ થવાથી જીવન શુદ્ધ બને છે.

ગર્હા જીવનને શુદ્ધ બનાવવાની ચાવી છે. ભગવાને ગર્હાનું એ ફળ બતાવ્યું છે કે, ગર્હા કરવાથી આત્મા પવિત્ર બને છે. ગર્હા કરવાથી આત્મા પતિત થતો નથી પણ ઉન્નત જ થાય છે. શરીરના મોહમાં પડી આત્મા ઘણીવાર પતિત બની જાય છે એટલા માટે આત્માને શરીરના મોહમાં ફસાવી નીચે પાડવો ઉચિત નથી. આત્મા અને શરીર ભિન્ન ભિન્ન છે. આત્મા અમર અને અવિનાશી છે જ્યારે શરીર વિનાશી છે. ગીતામાં પણ કહ્યું છે કે :–

न जायते म्रियते वा कदाचित् नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥

અર્થાત્—શરીર જ જન્મે છે કે મરે છે પણ આત્મા જન્મતો કે મરતો નથી. આત્મા તો અજર-અમર છે.

જૈનશાસ્ત્રની દૃષ્ટિએ પણ આત્મા અનન્ત કાળથી છે. અનન્તકાળ વ્યતીત થવા છતાં પણ આત્મા તો જેવો ને તેવો જ છે. આ આત્મા નરકમાં ન જાણે કેટલીવાર તેત્રીસ સાગરની સ્થિતિ ભોગવી આવ્યો. છતાં તે જેવો ને તેવો જ રહ્યો છે. ગીતા કહે છે કે, આત્માનો નાશ થતો નથી. આત્મા એવી જ્યોતિ છે કે જે કોઈ દિવસ બુઝાતી નથી. આ જ્યોતિનો નાશ પણ કોઈ દિવસ થતો નથી. આ આત્મા અજન્મા છે, નિત્ય છે અને શાશ્વત છે. ઘણી વસ્તુઓ એવી હોય છે કે, જે નિત્ય હોવા છતાં આજે તો તે કોઈ રૂપમાં હોય છે તો કાલે બીજા રૂપમાં હોય છે. પણ શુદ્ધ સંગ્રહનયની દૃષ્ટિએ આત્મા જ એવો છે કે, જે હમેશાં એક સ્વભાવમાં રહે છે. આ પ્રમાણે આત્મા શાશ્વત છે; સાથે પુરાતન અર્થાત્ સનાતન છે.

આવા સનાતન આત્માને સામાન્ય વાત માટે પતિત કરવો એ કેવી ભૂલ છે! જ્યારે આત્માને પોતાની ભૂલનું ભાન થશે ત્યારે તે હૃદયપૂર્વક ગર્હા કરશે. સાચી ગર્હા કરવાથી આત્મોન્નતિ થાય જ છે કારણકે ગર્હા એ આત્મોન્નતિ અને આત્મશુદ્ધિનું પ્રધાનકારણ છે. સાચી ગર્હા કરનાર વ્યક્તિ આત્માને કોઈ દિવસ પતિત થવા દેતો નથી. ગમે તેટલું સંકટ માથે પડે છતાં આત્માને પતિત થવા ન દેવો એમાં જ સાચી ગર્હાનું પરિણામ રહેલું છું.

રાજા હરિશ્ચંદ્રનું રાજપાટ વગેરે ચાલ્યું ગયું હતું. તેણે એ બધી ચીજોને તો પ્રસન્નતાપૂર્વક જવા દીધી પણ આત્મા પતિત ન થાય એ દૃષ્ટિએ સત્યને જવા ન દીધું. આખરે તેની ઉપર એટલું બધું સંકટ આવી પડયું કે, એક બાજુ તો મૃત પુત્ર સામે પડ્યો છે અને બીજી બાજુ તેની પત્ની એમ કહી રહી છે કે, આ પુત્રનો આપ અગ્નિસંસ્કાર કરો એ આપનું કર્ત્તવ્ય છે. આ તમારો પુત્ર છે તો આપ તેનો અગ્નિસંસ્કાર નહિ કરો તો કોણ અગ્નિસંસ્કાર કરશે? પત્નીએ આ પ્રમાણે કહ્યું છતાં હરિશ્ચંદ્રે એ જ ઉત્તર આપ્યો કે, મારી પાસે એનો અગ્નિસંસ્કાર કરવાની સામગ્રી નથી. તારાએ કહ્યું કે, અગ્નિસંસ્કાર માટે બીજી શી સામગ્રી જોઈએ? લાકડાં તો સામે પડ્યાં જ છે તો પછી અગ્નિસંસ્કાર કરવામાં શા કારણે વિલંબ કરો છો?

હરિશ્ચંદ્રે ઉત્તર આપ્યો કે, એ તો ઠીક છે, પણ આ લાકડાં મારાં નથી પણ સ્વામીનાં છે; અને સ્વામીની એવી આજ્ઞા છે કે, જે એક ટકો કર આપે તેને લાકડાં આપવાં. આ પ્રમાણે આ લાકડાં મફતમાં મળી શકતાં નથી. આ સાંભળી તારાએ કહ્યું કે, આપનું કહેવું બરાબર છે, પણ આપ એક ટકાનો કર કોની પાસે માંગી રહ્યા છો? શું હું આપની પત્ની નથી? મારી પાસે અત્યારે એક ટકો પણ નથી. રાજાએ ઉત્તર આપ્યો કે, રાણી! તું પુત્રવિયોગને કારણે મોહમાં પડી રહી છો અને આપણા ધ્યેયને પણ ભૂલી રહી છો! તું એટલો તો વિચાર કર કે તું કોણ છો? તું એક રાજ્યની મહારાણી છો, છતાં બીજાના ઘરની દાસી કેવળ એક સત્યના પાલન માટે જ બની છો! આ જ પ્રમાણે તું મને સ્વામી કહે છે, પણ હું તને પૂછું છું કે તું મારા હાડને સ્વામી કહે છે કે મારા આત્માને સ્વામી કહે છે? તને એ વાતની તો ખબર છે કે, જે એક દિવસ રાજા હતો અને તે જ્યાં દૃષ્ટિપાત કરતો હતો

ત્યાં લક્ષ્મી લીલાલહેર કરતી હતી તે રાજા બીજાના ઘરનો દીન સેવક સત્યને માટે જ બન્યો છે. જે સત્યના પાલન માટે મેં તથા તેં આટલું બધું કષ્ટ સહન કર્યું છે તે સત્યનો શું આજે આમ પરિત્યાગ કરી દેવો ઉચિત છે ? જો હું કર લીધા વિના સ્વામીની આજ્ઞા વિરુદ્ધ લાકડાં આપી દઉં અને પુત્રનો અગ્નિસંસ્કાર કરી દઉં તો સત્યનો નાશ થશે કે નહિ ?

રાજા હરિશ્ચંદ્રનો આ સત્યાગ્રહ સાચી ગર્હાનું સ્વરૂપ સ્પષ્ટ કરે છે. તમે પણ એમ વિચારો કે, અમારે સત્યના પાલન માટે કેટલો ત્યાગ કેળવવો જોઈએ ! નાશવંત શરીરને માટે તો થોડોઘણો ત્યાગ કરવામાં આવે છે પણ અજરઅમર આત્મા માટે થોડો પણ ત્યાગ ન કરવો એ કેવી ભૂલ કહેવાય ?

હરિશ્ચંદ્રનું કથન સાંભળી રાણીએ કહ્યું કે, વાસ્તવમાં આપનું કહેવું બરાબર છે. સત્યનો ત્યાગ કરવો કદાપિ ઉચિત નથી, પણ પુત્રના શબને આમ પડતું મૂકી રાખવું અને તેનો અગ્નિસંસ્કાર ન કરવો એ પણ શું ઉચિત છે ? રાજાએ ઉત્તર આપ્યો કે, જે થવાનું હશે તે થશે પણ શબના અગ્નિસંસ્કાર કરવા માટે સત્યને જવા દેવું એ ઉચિત નથી. સત્ય બધાં કરતાં શ્રેષ્ઠ છે એટલા માટે સર્વપ્રથમ સત્યની જ રક્ષા કરવી જોઈએ.

કેટલાક લોકો એમ કહે છે કે, શું કરીએ ! અમુક કારણ એવું આવી ગયું કે જેથી તે સમયે સત્યનું પાલન કરવું બહુ જ મુશ્કેલ હતું. તે સમયે કોઈપણ રીતે કાર્ય કરવું પડયું. આ પ્રમાણે કહી કેટલાક લોકો સત્યની ઉપેક્ષા કરે છે પણ જ્ઞાનીજનો કહે છે કે, સત્ય ઉપર વિશ્વાસ રાખો તો તમારામાં અલૌકિક શક્તિ આવશે અને એ દશામાં તમારું કોઈ પણ કાર્ય અટકી પડશે નહિ. શાસ્ત્રમાં કહ્યું જ છે કેઃ—

**देवा वि तं नमस्सन्ति जस्स धम्मे सया मणो ।**

જો તમે સત્યનું પાલન કરતા રહો તો તમારી સેવામાં દેવો પણ ઉપસ્થિત રહેશે. પણ આજે તો એમ કહેવામાં આવે છે કેઃ—

દેવ ગયા દ્વારકા, પીર ગયા મક્કા,
અંગ્રેજો કે રાજ્યમેં, ઢેઢ મારે ધક્કા.

અર્થાત્—આજકાલ કલિયુગ ચાલી રહ્યો છે એટલા માટે આજકાલ દેવો ન જાણે ક્યાં ચાલ્યા ગયા છે ! પણ દેવોને જોવા કરતાં પહેલાં તમારા આત્માને શા માટે જોતા નથી ? દેવો તમારા હૃદયનાં ભાવો જોઈને જ આવી શકે છે. જો તમારામાં ધર્મ હશે તો દેવો પોતાની મેળે આવશે; એટલા માટે ધર્મને અપનાવો અને હૃદયમાં ધર્મને સ્થાન આપો.

રાણીએ રાજાને કહ્યું કે, પુત્રના શબનો અગ્નિસંસ્કાર કરવાનો એક ઉપાય છે. એ ઉપાયથી પુત્રનો અગ્નિસંસ્કાર પણ થઈ શકશે અને સત્યની રક્ષા પણ થઈ શકશે. રાણીના કથનના ઉત્તરમાં રાજાએ કહ્યું કે, એવો શો ઉપાય છે ? રાણીએ કહ્યું કે, મેં જે સાડી પહેરેલી છે તેમાંથી અડધી સાડીથી હું મારી લજ્જાની રક્ષા કરીશ અને અડધી સાડી આપને કર પેટે આપું છું. આપ તે અડધી સાડી લઈ પુત્રનો અગ્નિ સંસ્કાર કરો. રાજાએ કહ્યું કે, એ ઠીક ઉપાય છે. આ ઉપાયથી તો બન્ને કાર્ય સાધી શકાય છે.

રાણી આ વિચારથી પ્રસન્ન થતી હતી કે, આ ઉપાયથી મારું અને મારા પતિનું સત્ય

પણ બચી જશે અને પુત્રનો અગ્નિ સંસ્કાર પણ થઈ જશે. રાણીમાં ત્યારે એવો વીર રસ આવ્યો કે તેણીએ તરત જ પોતાની અડધી સાડી ફાડી આપવાની તૈયારી કરી.

રાણી તારા તો સત્યધર્મની રક્ષા માટે પોતાની અડધી સાડી ફાડી આપવા માટે તૈયાર થઈ છે પણ તમારાથી ધર્મની રક્ષા માટે અને અહિંસાના પાલન માટે ચરબીવાળાં વસ્ત્રો પણ તજી શકાતાં નથી. તમને ગરીબો ઉપર એટલી દયા પણ આવતી નથી કે, ચરબીવાળાં વસ્ત્રો પહેરવાથી તેમને કેટલું બધું દુઃખ સહેવું પડે છે! એવું જાણવામાં આવ્યું છે કે, યન્ત્રવાદી લોકો ગરીબ મજુરોના હિતનું ધ્યાન રાખતા નથી અને થોડું ધ્યાન આપે છે તો પોતાના સ્વાર્થ પૂરતું ધ્યાન આપે છે. અર્થાત પોતાના સ્વાર્થનું પોષણ થાય તેવી રીતે વેંત રાખી તે લોકો ગરીબોના હિતનું ધ્યાન રાખે છે. ગરીબો ઉપર દયા રાખી તેઓ તેમના હિત માટે કાંઈ કરતા નથી. યંત્રવાદી લોકોમાં ગરીબો પ્રત્યે સાચી દયા પ્રાયઃ હોતી નથી. આવી દશામાં તમે ચરબી લાગેલાં મીલનાં કપડાં પહેરી ગરીબોનું દુઃખ શા માટે વધારો છો? તમે એકવાર મીલનાં કપડાં અને ખાદીનાં કપડાંની તુલના કરી જુઓ તો તમને જણાશે કે, ચરબી લાગેલાં મીલના કપડાંમાં અને ખાદીનાં કપડામાં કેટલું બધું અંતર રહેલું છે? આ અંતર જાણી લીધા બાદ તમને અહિંસાની દૃષ્ટિએ, ધર્મની દૃષ્ટિએ અને આર્થિક દૃષ્ટિએ ખાદીને જ અપનાવવાની ઈચ્છા થશે.

ગાંધીજીએ ગરીબો ઉપર દયા કરવા માટે જ અધિક વસ્ત્રો પહેરવાનો ત્યાગ કરી પોતાનાં વસ્ત્રોની મર્યાદા બાંધી લીધી છે અને મર્યાદિત વસ્ત્રોથી જ પોતાનું કામ ચલાવે છે. વાસ્તવમાં આ ઉષ્ણ દેશમાં થોડાં જ વસ્ત્રોની આવશ્યકતા રહે છે; વધારે વસ્ત્રોની આવશ્યકતા રહેતી નથી. વસ્ત્રોની પ્રધાન આવશ્યકતા કેવળ લજ્જાની રક્ષા માટે જ છે. જો તમે કપડાંનો ઉપયોગ કેવળ લજ્જાની રક્ષા માટે જ કરો તો તેથી તમને પણ ઘણો લાભ થશે અને સાથે સાથે બીજાઓને પણ ઘણો લાભ થશે. જો કે, આ દેશમાં થોડાં જ વસ્ત્રોદ્વારા કામ ચાલી શકે છે, છતાં અહીંના લોકો ઉપરાઉપર ઓછામાં ઓછા ત્રણ કપડાં પહેરવાં તો આવશ્યક માને છે અને ત્રણ કપડાંથી ઓછાં ન પહેરવાં તેવી ફેશન થઈ પડી છે. પછી ભલેને ઢાંસીઢાંસીને કપડાં પહેરવાથી શરીરમાંથી પેદા થતો પરસેવો, અંદર જ સુકાઈ જઈને, શરીરને હાનિ કરે. પણ ત્રણ વસ્ત્રોથી ઓછાં કપડાં પહેરવાં ફેશનથી વિરુદ્ધ માનવામાં આવે છે. તમારે વિચારવું જોઈએ કે, તમારા ગુરુઓ કેવી રીતે રહે છે! અમે તમારી વચ્ચે બેઠેલા છીએ એટલા માટે અમારે લજ્જાની રક્ષા કરવા માટે વસ્ત્રો ઓઢવા પડે છે. પણ જો અમે જંગલમાં જઈ એકાંતમાં બેસીએ તો અમને વસ્ત્રોની આવશ્કતા જ ન રહે! તમે લોકો આવા ત્યાગી ગુરુના શિષ્ય-ઉપાસક હોવા છતાં ચરબી લાગેલાં વસ્ત્રોનો પણ ત્યાગ કરી ન શકો તો એ કેટલું બધું અનુચિત કહેવાય!

રાણીએ વીરતાના આવેશમાં પોતાની અડધી સાડી ફાડી નાંખી. રાણીએ પોતાની સાડી શું ફાડી? માનો કે તેણીએ પોતાનાં કષ્ટોને ફાડી નાંખ્યાં!! અને તેની સાડીનાં તાર શું તૂટયાં! જાણે કે અન્તરાય જ તૂટી ગઈ!!

રાણીને આ પ્રમાણે સાડી ફાડતી જોઈ રાજા એ વિચારથી દુઃખી થયો કે, આખરે મારી પત્નીને એકની એક સાડી હતી તે પણ ફાડી દેવી પડી, પણ પાછો તેને એ વિચાર

આવતાં જ પ્રસન્નતા થઈ કે, આમ કરવાથી અમારા સત્યની રક્ષા થઈ છે. આખરે રાજા-રાણીનું કષ્ટ દૂર થયું અને તેમના સત્યની પણ રક્ષા થઈ.

કહેવાનો આશય એ છે કે, સંકટો માથે પડવા છતાં પણ આત્માને પતિત થવા ન દેવો એવી સત્યધર્મની જેમનામાં દઢતા હોય તે જ સાચી ગર્હા કરી શકે છે.

## મયણરેહા ચરિત્ર—૨૮

જે, આત્માને અમર માને છે તે જ ગર્હા કરી પોતાનો મરણકાળ સુધારી શકે છે. આજે તો એવી પ્રથા પ્રાય : પ્રચલિત થઈ રહી છે કે, કોઈનું મૃત્યુ થઈ જવાથી તેને માટે રુદન કરવું અને છાતી કૂટવામાં આવે છે પણ આમ મૃત્યુ બાદ છાતી કૂટવાથી કે રુદન કરવાથી પોતાનાં સંસ્કાર ખરાબ કરવામાં આવે છે અને મરનારનાં પણ સંસ્કાર ખરાબ કરવામાં આવે છે. એટલા માટે અહીં જો કોઈના મૃત્યુ બાદ છાતી વગેરે કૂટવાની કે છાજીયાં લેવાની પ્રથા હોય તો તે પ્રથાને સર્વથા બંધ કરી દેવી જોઈએ, અથવા આમ બની ન શકે તો છેવટે આ પ્રથાને મર્યાદિત તો કરી નાંખવી જોઈએ. આમ કરવાથી પણ ઘણોખરો સુધાર થઈ શકે છે.

મયણરેહા પોતાના પતિના મરણસમયે રોઈ નહિ પણ તે પોતાના પતિને સાવધાન કરવા માટે કહેવા લાગી કે :—

ચાલ: હિરદે રાખી જો હો કે, ભવિયણ મંગલીક શરણા ચાર.—એ રાગ.

**સુસ્વર કરિ કહે કન્થને હો કે પ્રીતમ, સુનો વચન ધર ધ્યાન;**
**અન્ત સમય હવે આવિયો હો કે પ્રીતમ, ધરો ધર્મમેં ધ્યાન.**
**હિરદે રાખજો હો કે પ્રીતમ, મંગલિક શરણા ચાર. ટેર ૧.**

**અરિહન્ત સિદ્ધ સાહૂ તણો હો કે પ્રીતમ, કેવલિ ભાષિત ધર્મ;**
**યે ચારોં જપતા થકાં હો કે પ્રીતમ, ટૂટે આઠોં કર્મ. હિરદે૦ ૨.**

**આઈ વિપત્તિ ટાલવા હો કે પ્રીતમ, ચિત્ત સમાધિ ધાર;**
**કોપ કષાય નિવારદો હો કે પ્રીતમ, જીમ ઉતરો ભવપાર. હિરદે૦ ૩.**

**મુજ પર કે બાન્ધવ પરે હો કે પ્રીતમ, રાગ દ્વેષ પરિહાર;**
**સમ પરિણામ જ રાખજો હો કે પ્રીતમ, જીમ ઉતરો ભવપાર. હિરદે૦ ૪.**

**જે કિધા તે ભોગવો હો કે પ્રીતમ, નિમિત્ત અન્ય જન હોય;**
**નિશ્ચય દુઃખ આતમ દિયો હો કે પ્રીતમ, નિમિત્ત ભાઈને જોય. હિરદે૦ ૫.**

**તેથી હિત ધર વિનવૂં હો કે પ્રીતમ, ધર્મ કર્યે સુખ હોય;**
**પાપ અઠારહ પરિહરો હો કે પ્રીતમ, પુનરપિ વૈર ન હોય. હિરદે૦ ૬.**

**સભી જીવકો ખીમાયલો હો કે પ્રીતમ, જો કિયા અપરાધ;**
**તેહના કિયા તુમ ખમો હો કે પ્રીતમ, મૈત્રીભાવ અરાધ. હિરદે૦ ૭.**

મયણરેહાએ પહેલાં જે કાંઈ કહ્યું હતું તે તો ક્ષેત્રની શુદ્ધિને માટે હતું. તેણીએ સર્વ પ્રથમ યુગબાહુને ઉપદેશ સાંભળવાને યોગ્ય બનાવ્યો અને તેમનો બધો ક્રોધ શાન્ત કર્યો. યુગબાહુ જાણે એમ વિચાર કરી રહ્યો હતો કે, " આવી પતિવ્રતા સ્ત્રી કોઈક જ હોય છે. હૃદયમાં જુદાં જુદાં ભાવ રાખી બીજાને ખરાબ કહેનારી તો ઘણી સ્ત્રીઓ હશે, પણ આ

મારી પત્ની તો એમ કહી રહી છે કે, 'તલવાર મારનાર બીજું કોઈ નથી પણ હું પોતે જ છું. મારે જ કારણે તમારી ઉપર તલવારનો ઘા પડ્યો છે.'" આ પ્રકારનાં વિચારોથી અને મયણરેહાનાં વચનોથી યુગબાહુનો હૃદયપલટો થયો અને તે મયણરેહાનો ઉપદેશ સાંભળવા લાગ્યો તથા ઉપદેશને હૃદયમાં સ્થાન આપવા લાગ્યો.

મયણરેહા ઉપદેશ આપતાં પતિને કહેવા લાગી કે, "નાથ! આપણને આપણો આત્મા જ દુઃખ આપે છે; બીજો કોઈ આપણને દુઃખ આપી શકતું નથી. બીજાઓ તો નિમિત્ત માત્ર છે. ઉપાદાન બગડી જવાથી નિમિત્ત પણ પ્રતિકૂલ ફળ આપે છે. એટલા માટે આપણે ઉપાદાનને જ સુધારવું જોઈએ અને નિમિત્તને દોષ આપવો ન જોઈએ. આપણે ઉપાદાનને સુધારવા માટે અઢાર પાપોનો ત્યાગ કરવો જોઈએ. અઢાર પાપોનો ત્યાગ કરવાથી આત્મામાં મૈત્રીભાવના પેદા થશે એટલા માટે તમારે પણ અઢાર પાપોનો ત્યાગ કરી હૃદયમાં મૈત્રી-ભાવનાને સ્થાન આપવું જોઈએ."

તમે લોકો 'मित्ती मे सव्वभूएसु' નો સૂત્રપાઠ તો બોલો છો. પણ તે સાચી રીતે બોલો છો કે કેવળ ઉપરથી બોલો છો? જો સાચી રીતે તે પાઠ બોલતા હો તો એમ વિચારો કે, મિત્રનું મિત્ર પ્રત્યે શું કર્ત્તવ્ય હોવું જોઈએ? તમે વિશ્વમૈત્રીનો આ પાઠ બોલો છો, અને તેથી તમે જેમના ઉપર મુકદ્દમો કર્યો હોય તેમને પણ તમે મિત્ર માની ખમાવ્યા છે. પણ શું તમે તેમને હૃદયથી મિત્ર માની તેમના ઉપરનો મુકદ્દમો પાછો ખેંચી લીધો છે? પહેલાંના લોકો ગધેડા ઉપર ચડવું અને કોર્ટે ચડવું એ બન્નેને સમાન માનતા હતા. આજે તો સામાન્ય વાત માટે પણ કોર્ટે ચડવામાં આવે છે. કોર્ટે ચડવામાં કેટલો બધો ખર્ચો થાય છે તથા અમલદાર અને વકીલ લોકોની કેટલી બધી ખુશામત કરવી પડે છે એ તો તમે લોકો જાણો જ છો. જો આટલો ખર્ચ અને આટલી ખુશામત ધર્મને માટે કરવામાં આવે તો પોતાનું તથા બીજાનું કેવું કલ્યાણ થાય!

જ્યારે તમારામાં મૈત્રીભાવના હશે ત્યારે તમે ફરીયાદ કરશો કોની ઉપર! અને જ્યારે તમારે કોઈની ઉપર ફરીયાદ કરવી નહિ પડે ત્યારે તમારે કોર્ટે પણ ચડવું નહિ પડે. વાસ્તવમાં કોર્ટે ચડવામાં લાભ નહિ પણ હાનિ જ રહેલી છે.

કહેવાનો આશય એ છે કે, મૈત્રી પાઠને ઉપરથી બોલવો ન જોઈએ, પણ જીવનમાં ઊતારવો જોઈએ. આ ઉપરથી કદાચ તમે એમ કહો કે, સંસારનાં બધાં જીવો પ્રત્યે મૈત્રીભાવ કેમ રાખી શકાય? કારણ કે સંસારમાં સિંહ-વાઘ-સાપ વગેરે હિંસક જીવો પણ હોય છે. આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જો તમે મૈત્રીભાવનાનો અભ્યાસ કરો તો તે સિંહ, સાપ, વાઘ વગેરે હિંસક જીવો પણ તમારા માટે હિંસક નહિ રહે! તમે એ તો કદાચ સાંભળ્યું કે જોયું હશે કે, કોઈએ સિંહને પાસે બેસાડ્યો હોય અથવા સાપને ગળામાં માળાની માફક પહેર્યો હોય! વિચાર કરો કે, આનું કારણ શું છે? મૈત્રીભાવના પોતે ધારણ કરવાથી બીજામાં પણ મૈત્રીભાવના આવી જાય છે. તમને સિંહ હિંસક જણાય છે તેનું કારણ એ છે કે, તમારામાં ક્રૂરતાની ભાવના છે. તમારામાં રહેલી તે ક્રૂરતાની ભાવના જ સિંહ કે સાપને હિંસક બનાવે છે. જો તમે મૈત્રીભાવનાને ધારણ કરશો તો મૈત્રીભાવનાનો પ્રભાવ હિંસક પ્રાણીઓ ઉપર પણ પડ્યા વગર રહેશે નહિ.

મયણરેહાએ યુગબાહુને કહ્યું કે, " તમે પ્રાણી માત્ર ઉપર મૈત્રીભાવના ધારણ કરો. તમારી દ્વારા રાજ્યકાર્ય કરતા બીજાની હાનિ પણ થઈ હશે અને આ જ પ્રમાણે બીજાઓએ પણ તમારો અપરાધ કર્યો હશે. તમે જેમનો અપરાધ કર્યો છે તે લોકો પાસે ક્ષમા માંગો અને જેમણે તમારો અપરાધ કર્યો છે તે લોકોને ક્ષમા આપો. આ પ્રમાણે ક્ષમાનું આદાન-પ્રદાન કરવાથી તમારામાં મૈત્રીભાવના પ્રગટશે અને મૈત્રીભાવના જીતવામાં પ્રગટ થતાં જ તમારામાંથી અઢાર પાપો નીકળી જશે. "

મયણરેહાનું આ કથન સાંભળી યુગબાહુ વિચારવા લાગ્યો કે, આ મને કેવી સારી શિક્ષા આપી રહી છે ? મને મોટા ભાઈ પ્રત્યે ક્રોધ આવી રહ્યો હતો અને આ જ પ્રમાણે પુત્ર-પત્નીના ભવિષ્યને માટે ચિંતા કરી રહ્યો હતો પણ મારા આત્માની ચિંતા કરતો ન હતો. મારા આત્માની શી દશા થશે તેનો હું વિચાર સરખો પણ કરતો ન હતો, આવી દશામાં મારી પત્નીએ મને આત્માનું કલ્યાણ કરવા માટે મને ઘણી જ ઉત્તમ શિક્ષા આપી છે.

**દેવ અરિહન્ત ગુરુ નિગ્રન્થ હો કે પ્રીતમ, કેવલિભાષિત ધર્મ;**
**તત્ત્વ તીન આરાધજો હો કે પ્રીતમ, સમકિતનો એક મર્મ. હિરદે૦ ૮.**

**ધન કુટુમ્બ મિત્રાદિનો હો કે પ્રીતમ, બન્ધન મન મત રાખ;**
**દુઃખ આયા નિજ જીવને હો કે પ્રીતમ, શરણાગતને સાખ. હિરદે૦ ૯.**

**મૃત્યુ માર્ગ પહુંચાવતાં હો કે પ્રીતમ, દેવ જપો અરિહન્ત;**
**સમાધિ સમ્બલને હો કે પ્રીતમ, પહુંચો મોક્ષ મહન્ત. હિરદે૦ ૧૦.**

**રક્ત માંસ કરકે ભરયો હો કે પ્રીતમ, દેહ પિંજરો એહ;**
**નષ્ટ દેખ ભય મત કરો હો કે પ્રીતમ, જ્ઞાન ભાવના લેહ. હિરદે૦ ૧૧.**

**મૃત્યુ મહોત્સવ જાનજો હો કે પ્રીતમ, ભય ન રખો લવલેશ;**
**તૃણ કુટિસમ તન છોડકે હો કે પ્રીતમ, રત્ન ઘર કરો પ્રવેશ. હિરદે૦ ૧૨.**

**કર્મ વૈરી દુઃખ પીંજરે હો કે પ્રીતમ, નાખ્યો ચેતન રાય;**
**મૃત્યુરાજ શરણ બિના હો કે પ્રીતમ, બન્ધન નાય છુડાય. હિરદે૦ ૧૩.**

**કલ્પવૃક્ષ મૃત્યુ થકી હો કે પ્રીતમ, જો સુખ સાધે નાય;**
**દુર્બુદ્ધિ તે આત્મા હો કે પ્રીતમ, ભવ ભવમેં દુઃખ પાય. હિરદે૦ ૧૪.**

**મૃત્યુ સમજો વેદના હો કે પ્રીતમ, જ્ઞાની મોહ નશાય;**
**આત્મિક અર્થકો સાધકે હો કે પ્રીતમ, સ્વર્ગ મોક્ષમેં જાય. હિરદે૦ ૧૫.**

મયણરેહા યુગબાહુને કહેવા લાગી કે, હે નાથ ! આપ અરિહન્ત દેવ, નિર્ગ્રન્થ ગુરુ અને કેવલિ ભાષિત અહિંસામય ધર્મ એ ત્રણેયને તમારા હૃદયમાં સ્થાન આપો. આ બધાં ધર્મોનો સાર છે.

પૂજ્યશ્રી શ્રી લાલજી મહારાજ કહ્યા કરતા હતા કે, ત્રાજવામાં એક લાકડાની દાંડી હોય છે અને બે પલ્લાં હોય છે. જો લાકડાની દાંડી બરાબર ન હોય તો, પલ્લાં ગમે તેવાં સારાં હોય તો પણ તોલ બરાબર થઈ શકતો નથી. હવે કોઈ એમ કહેતું નથી કે, ધર્મ હિંસામય હોય છે અર્થાત્ હિંસામાં કોઈ ધર્મ બતાવતું નથી. તેમ રાગી કે દ્વેષીને પણ કોઈ દેવ કહેતું નથી. પરંતુ વચમાં લાકડાની દાંડી સમાન જે ગુરુઓ હોય છે, તેઓ જો બરાબર ન હોય તો, દેવ કે ધર્મ વિષે તેઓ ગેરસમજુતી ઊભી કરે છે. મયણરેહા કહે છે કે, " દેવ,

ગુરુ અને ધર્મ એ ત્રણેયને તમારા હૃદયમાં સ્થાન આપો અને તેમના ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખો. તમે મરણકાળ નજદીક આવ્યો છે એમ જાણી જીવનની આશા અને મરણનો ભય પણ છોડી દો. દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણેયનું શરણ સ્વીકારો, કારણ કે તેમનું શરણ જ તમારા માટે પરલોકના માર્ગનું ભાતું છે.

"નાથ ! તમે એમ વિચારો છો કે, મારું મૃત્યુ નજદીક આવ્યું છે. પણ તમે જરા એ વિષે વિચાર કરો કે, વાસ્તવમાં મૃત્યુ કોનું થવાનું છે ? શરીરનું મૃત્યુ થવાનું છે કે આત્માનું ? આ શરીર રક્ત-માંસ-હાડકાં વગેરેનું બનેલું છે. જો શરીરમાંથી લોહી-માંસ વગેરે જુદું કરી શરીરને જોવામાં આવે તો શરીર પ્રત્યે ઘૃણા પેદા થશે. આવા શરીરમાં રહેલો આત્મા એમ માને કે, 'હું શરીર જ છું' તો એ આત્માની ભૂલ છે. આત્મા તો અમર છે અને દેહ તો નશ્વર છે. તમે તમારામાં એવી જ્ઞાનભાવના રાખો કે, આત્મા અવિનાશી છે અને આ શરીર વિનાશી છે. આવી જ્ઞાનભાવના પેદા કરી શરીર પ્રત્યેના મમત્વનો ત્યાગ કરી દો. જ્ઞાનીજનો દેહ પ્રત્યે મમત્વ રાખતા નથી કારણ કે તેઓ સારી રીતે જાણે છે કે, દેહ અને દેહી એક નથી પણ ભિન્ન ભિન્ન છે. એટલા માટે તમે પણ એમ માનો કે, હે ! આત્મા ! તું રક્ત-માંસ વગેરેથી બનેલો નથી પણ રક્ત-માંસથી બનેલા શરીરથી ભિન્ન છે અને અમર છે.

"નાથ ! આપ આને મૃત્યુ માનો છો પણ હું તો કહું છું કે, આ મૃત્યુ નહિ પણ એક મહોત્સવ છે. જ્ઞાનીજનો મૃત્યુને પણ મહોત્સવનું કારણ માને છે. તેઓ એમ કહે છે કે, આત્મા આ શરીરરૂપી પીંજરાને ત્યાગ કરી દે છે એ તો સારું જ છે. આત્મા શરીરથી છૂટે છે એ તો ઉત્સવની વાત છે. ઘાસની ઝુંપડીમાં રહેનારને કોઈ રાજા એમ કહે કે, મારા મહેલમાં આવીને રહે તો શું તેને ઘાસની ઝુંપડીનો ત્યાગ કરવામાં કોઈ પ્રકારનું દુઃખ થશે ? તે માણસ ઘાસની ઝુંપડીને રોતો રોતો તજશે નહિ, પણ પ્રસન્નતાપૂર્વક તજશે. આ જ પ્રમાણે આ શરીરનો ત્યાગ કરી બીજા શરીરમાં જવું અથવા આ શરીરથી સર્વથા મુક્ત થઈ જવું એ તો પ્રસન્નતાની વાત છે. એટલા માટે તમે મૃત્યુને કારણે દુઃખ ન પામો પણ પ્રસન્નતા અનુભવો. તમારા માટે તો વિશેષ પ્રસન્નતાની વાત તો એ છે કે, તમારા ભાઈએ તમારા ઉપર તલવારનો ઘા એવો ન કર્યો કે જેથી ધડથી શરીર જુદું થઈ જાય પણ એવી રીતે ઘા કર્યો કે, આપને આટલો સમય મળી ગયો કે જે સમયમાં તમે પરલોકનું ભાતું બાંધી લીધું. જો તમારા ભાઈએ તલવારના એક ઝાટકાથી શિરચ્છેદ કરી નાખ્યો હોત તો પરલોકનું ભાતું બાંધવાનો તમને વખત કેમ મળત ! એટલા માટે તમને જે અમૂલ્ય સમય મળ્યો છે તે સમયનો સદુપયોગ કરવા માટે આપ મારી વાત ઉપર ધ્યાન આપો અને મારી વાતને હૃદયમાં ઉતારો."

મયણરેહા યુગબાહુને જે ઉપદેશ આપી રહી છે તે ઉપદેશને તમે પણ હૃદયમાં સ્થાન આપો અને મરણને સુધારવાનો પ્રયત્ન કરો તેમાં કલ્યાણ જ રહેલું છે.

# વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૩ ભાદરવા વદ ૧૪ રવિવાર

## પ્રાર્થના

ચેતન ભજ કલ્યાણ કરન કો, આન મિલ્યો અવસર રે;
શાસ્ત્ર પ્રમાણ પિછાન પ્રભુ ગુન, મન ચંચલ થિર કર રે.
શ્રેયાંસ જિણંદ સુમર રે ॥ ૧ ॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી શ્રેયાંસનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં ઘણાં જ ઉજ્જવલ ભાવ પ્રકટ કરવામાં આવ્યાં છે. આ ઉજ્જવલ ભાવોને સ્પષ્ટ રીતે વ્યક્ત કરવાં એ અપૂર્ણ વ્યક્તિને માટે સંભવિત નથી. સાચી વાત તો એ છે કે, પરમાત્માની સાચી પ્રાર્થના મૂક હોય છે. હૃદયથી કરવામાં આવેલી તે પ્રાર્થના કોઈને સમજાવવાની આવશ્યકતા રહેતી નથી; પણ મારે વ્યાખ્યાન આપવાનું કામ કરવાનું હોય છે અને તે વિષે થોડું કહેવાનું હોય છે, એટલા માટે તમને લોકોને હું એ જ કહું છું કે, તમે લોકો પરમાત્માની પ્રાર્થનાના રસિક બનો. પરમાત્માની પ્રાર્થનાના રસિક બનવાથી આત્માની ઉપાધિ મટી જશે અને આત્માને અપૂર્વ શાન્તિ મળશે. આ પ્રાર્થનામાં કહ્યું છે કેઃ—

'સુમર રે સુમર રે સુમર રે શ્રેયાંસ જિનેન્દ્ર સુમર રે.'

આ વાત કોણ કોને કહે છે? આ વાત બીજું કોઈ કહેતું નથી, પણ આત્મા જ આત્માને કહે છે કે, હે! આત્મન્! તું ભગવાન શ્રેયાંસનાથનું સ્મરણ કર. કારણકે આત્માનો ઉદ્ધાર આત્માદ્વારા જ થઈ શકે છે. આ વાતને જૈનશાસ્ત્રો કહે છે તેમ અન્ય ગ્રન્થો પણ કહે છે. ગીતામાં પણ કહ્યું છે કેઃ—

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥

'આત્માદ્વારા આત્માનો ઉદ્ધાર કરો' એ જ ઉપદેશ બધા મહાત્માઓએ આપેલ છે. આ કથનાનુસાર પરમાત્માને સ્મરણ કરવાની જે પ્રેરણા કરવામાં આવી છે તે વિષે પણ એ જ સમજવું જોઈએ કે, આ પ્રેરણા અમારો આત્મા પોતાના માટે જ કરે છે.

તમારી દૃષ્ટિએ જો આત્મા, સાંસારિક અન્ય પદાર્થોની અપેક્ષાએ, અધિક પ્રિય હોય તો તમે આત્માનો ઉદ્ધાર કરવા માટે પરમાત્માનું સ્મરણ કરો. મારા-તારાનો ભેદભાવ પરમાત્માની પ્રાર્થનામાં રાખો નહિ. જો તમે અભેદભાવે પરમાત્માની પ્રાર્થના કરશો તો તમારું કલ્યાણ તમારા હાથમાં જ રહેલું છે.

## સમ્યક્ત્વ પરાક્રમ—આઠમો બોલ.

શાસ્ત્રની જે વાત ચાલી રહી છે તેનો વિષય પણ આ જ છે માત્ર તેનાં શબ્દો જુદાં છે, અર્થાત્ પરમાત્માનું સ્મરણ કરો એ જ વાત શાસ્ત્રમાં બીજાં શબ્દોમાં કહેવામાં આવી છે. કાલે ગર્હાની વ્યાખ્યા કહી દેવામાં આવી છે. ગર્હાનો વિષય એવો ગંભીર છે કે તેની

વિસ્તૃત વ્યાખ્યા કરવામાં મહિનાઓ અને વર્ષો પણ વ્યતીત થઈ શકે છે પણ બીજાં પણ કામો હોવાથી ગર્હાના વિષયને સંક્ષેપમાં સમાપ્ત કરવામાં આવ્યો છે. મેં ગર્હા વિષે જે કાંઈ કહ્યું છે તેનો સાર એ જ છે કે, જે પ્રમાણે બાળક પોતાના પિતાની સમક્ષ બધી વાતો નિઃસંકોચભાવે કહી દે છે તે જ પ્રમાણે ગુરુ આદિની સમક્ષ પોતાનાં બધાં પાપો સરળતાપૂર્વક કહી દેવાં એ સાચી ગર્હા છે. સાચી ગર્હા કરવાથી અહંકાર ઉપર વિજય મેળવી શકાય છે. અહંકારને તે જ જીતી શકે છે કે જે પોતાનાં દોષોને જુએ છે અને પોતાનાં દોષોને ગુરુ વગેરેની સમક્ષ પ્રકટ કરે છે. આ પ્રમાણે જે અહંકાર ઉપર વિજય મેળવે છે તે આત્માનું કલ્યાણ સાધી શકે છે.

શાસ્ત્ર કહે છે કે, સાચી ગર્હા તે જ કરી શકે છે કે જેનામાં સમભાવ હોય ! એટલા માટે ભગવાનને સમભાવ વિષે હવે એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કેઃ—

## આઠમો બોલ

## (૮) सामाइएणं भंते ! जीवे किं जणयइ ?

અર્થાત્—હે ભગવન્! સામાયિક કરવાથી જીવને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કેઃ—

## सामाइएणं सावज्जजोगविरइं जणयइ ॥ ८ ॥

અર્થાત્—સામાયિક કરવાથી સાવદ્યયોગથી નિવૃત્તિ પેદા થાય છે.

અત્રે સામાયિકના ફળને સંક્ષેપમાં બતાવવામાં આવ્યું છે પણ એ ફળનો વિસ્તૃત અર્થ અન્ય ગ્રન્થોમાં ઘણો બતાવવામાં આવ્યો છે. વિશેષાવશ્યક ભાષ્યમાં સામાયિક વિષે બાર હજાર શ્લોકો લખવામાં આવ્યાં છે.

સામાયિક સમસ્ત ધર્મક્રિયાઓને માટે આધારભૂત છે. જે પ્રમાણે આકાશ બધાને આધારભૂત છે, પછી ભલે કોઈ ઘર બનાવી ઘરાકાશ કહેવામાં આવે કે મઠ બનાવી મઠાકાશ કહેવામાં આવે, પણ આકાશ તો બધાને માટે આધારભૂત છે. તે જ પ્રમાણે સામાયિક પણ બધાં ધાર્મિક ગુણોને માટે આધારભૂત છે. સામાયિક આધાર છે અને બીજાં ગુણો આધેય છે. આધાર વિના આધેય ટકી શકતું નથી. એટલા માટે સામાયિક વિના બીજાં ગુણો પણ ટકી શકતાં નથી. જેમકે પૃથ્વીના આધાર વિના કોઈ વસ્તુ ટકી શકતી નથી અને આકાશના આધાર વિના પૃથ્વી ટકી શકતી નથી, તે જ પ્રમાણે સામાયિકના આધાર વિના બીજાં ગુણો પણ ટકી શકતાં નથી.

समं અને आय એ બે શબ્દોના સંયોગથી સામાયિક શબ્દ બન્યો છે, અર્થાત્ સમભાવનું આવવું તે સામાયિક છે. જે પ્રમાણે પોતાના આત્માને જોવામાં આવે છે તે જ પ્રમાણે બીજાના આત્માને પણ જોવો એ સમભાવ છે. આ પ્રકારનો સમભાવ એકદમ આવી શકતો નથી પણ અભ્યાસ કરતાં રહેવાથી સમભાવને જીવનમાં ઊતારવો મુશ્કેલ નથી.

આ ઉપરથી કોઈ એમ કહી શકે કે, "આવા સમભાવને લઈ બેસીએ તો તો અમારું પેટ પણ ભરાય નહિ અને અમારે ભૂખ્યા મરવું પડે ! અમારી સમજમાં તો સંસારવ્યવહારનાં કામો ચલાવવા માટે છલ-કપટ કરવું આવશ્યક છે અને જેનામાં જેટલું બળ હોય તેણે તેટલું

વધારે છલ-કપટ કરવું જોઈએ. જો આમ કરવામાં ન આવે પણ સમભાવને ધારણ કરી બેસી જવામાં આવે તો જીવન જ કષ્ટમય બની જાય !"

આ કથનના ઉત્તરમાં જ્ઞાનીજનો કહે છે કે, સમભાવ ધારણ કરવાથી જીવન કષ્ટમય થતું જ નથી. જે કષ્ટ પેદા થાય છે તે વિષમભાવથી જ પેદા થાય છે. ઘણા લોકો એમ માને છે કે, 'બળીયાના બે ભાગ' વાળી નીતિ રાખવાથી જ જીવનવ્યવહાર ચાલી શકે છે. પણ જ્ઞાનીજનો આથી વિરુદ્ધ એમ કહે છે કે, સમભાવ ધારણ કરવાથી જ જીવનવ્યવહાર બરાબર ચાલી શકે છે.

આ પ્રમાણે બન્ને પ્રકારના લોકો પોતપોતાની માન્યતાનુસાર આ વિષે કહે છે અને એ રીતે આ વિષય તકરારનો વિષય થઈ પડે છે. પણ આ વિષે વિચાર કરતાં એ જ માલુમ પડે છે કે, જ્ઞાનીઓનું કથન જ બરાબર છે.

આ વાતનો નિર્ણય કરવા માટે તમે વિચાર કરો કે, દુનિયાનું કામ ભણેલા લોકોથી ચાલે છે કે અભણ લોકોથી ચાલે છે? જો ભણેલા લોકો દ્વારા જ કામ ચાલતું હોય તો પછી દુનિયામાં ભણેલા લોકો વધારે છે કે અભણ લોકો વધારે છે? અને જો બધા લોકો શિક્ષિત બની જાય તો દુનિયાનું કામ ઠીક ચાલી શકે? જો નહિ તો શું ભણવું ખરાબ છે? દુનિયામાં અભણ લોકો વધારે છે અને અભણ લોકો દ્વારા જ કામ ચાલી શકે છે એવો વિચાર કરી શું ભણવાનો ત્યાગ કરી દેવામાં આવે છે? દુનિયામાં ગરીબ લોકો વધારે છે એ વિચારથી શું કોઈ પોતાની પાસેનું ધન ફેંકી દે છે? રોગીઓ વધારે છે એમ જાણી શું કોઈ રોગી બનવા ચાહે છે?

જે પ્રમાણે દુનિયામાં રોગીઓ વધારે હોવા છતાં મને રોગ પેદા થાય એમ કોઈ ચાહતું નથી અને કદાચ જો રોગ પેદા થઈ જાય તો તેને મટાડવાનો પ્રયત્ન કરવામાં આવે છે, તે જ પ્રમાણે દુનિયામાં વિષમભાવ પણ છે. પરંતુ વિષમભાવ સારો છે કે ખરાબ? જે પ્રમાણે રોગ ખરાબ છે તે જ પ્રમાણે વિષમભાવ પણ ખરાબ છે. વિષમભાવ રોગની સમાન છે અને સમભાવ એ નિરોગની સમાન છે એટલા માટે વિષમભાવરૂપી રોગને સમભાવથી જ મટાડવો ઉચિત છે.

જે લોકો એમ કહે છે કે, સમભાવથી કામ ચાલી શકતું નથી તે લોકોએ એમ વિચારવું જોઈએ કે, જ્યારે તેઓ નાના બાળકો હતાં અને પોતાની મેળે ખાઈ-પી કે ચાલી શકતાં ન હતાં ત્યારે તમારા માતાપિતાએ તમને આત્મતુલ્ય માની રક્ષા કરી ન હોત તો શું તમે આજે હોત? આ પ્રમાણે તમારું જીવન સમભાવની કૃપાથી જ ટકી શક્યું છે. આવી દશામાં તમે કૃતઘ્ન બની એમ શા માટે કહો છો કે, સમભાવથી કામ ચાલી શકતું નથી અને વિષમભાવથી કામ ચાલી શકે છે?

ભલે કોઈનો ગમે તેટલો ક્રૂર સ્વભાવ હોય પણ તેનામાં કોઈને કોઈ રૂપમાં સમભાવ હોય જ છે અને સમભાવ હોવાથી જ તેનું તથા તેની જાતિનું અસ્તિત્વ પણ છે. ઉદાહરણ તરીકે સિંહણનો ક્રૂર સ્વભાવ હોય છે એમ કહેવામાં આવે છે. પણ શું તે પોતાનાં બચ્ચાંને મારે છે? શું તે પોતાનાં બચ્ચાંઓ ઉપર સમભાવ રાખતી નથી? જો તે સમભાવ ન રાખે પણ તે બચ્ચાંઓની સાથે પણ ક્રૂરતાનો વ્યવહાર કરે તો આજે શું તેની જાતિનું પણ અસ્તિત્વ રહે ખરું? આ પ્રમાણે સંસારમાં સમભાવનું અસ્તિત્વ છે અને સમભાવ હોવાને કારણે જ

આ સંસાર ચાલી રહ્યો છે ! પ્રત્યેક પ્રાણીમાં વધતાં ઓછાં પ્રમાણમાં સમભાવ હોય જ છે; પણ જ્ઞાનીજનો એ સમભાવ ઉપર જ્ઞાનનો કળશ ચઢાવવા ચાહે છે અને કહે છે કે, જ્ઞાનપૂર્વક જે સમભાવ હોય છે તે જ સામાયિક છે.

તમે લોકો સામાયિકમાં બેસો છો પણ તે વખતે તમને બધાં ઉપર સમભાવ રહે છે કે નહિ? તમે સામાયિકમાં બેઠા હો ત્યારે જો કોઈ વ્યક્તિ તમારાં કાનનાં મોતી કાઢીને લઈ જાય તો શું હો-હા કરશો? તે સમયે તમારે એવો વિચાર કરવો જોઈએ કે, તે વ્યક્તિ દુઃખી હશે અથવા તેને તે વસ્તુની આવશ્યકતા હશે એટલા માટે તે લઈ ગયો હશે ! આ પ્રમાણે વિચાર કરી તે મોતી લઈ જનાર ઉપર ક્રોધ ન આવે ત્યારે એમ સમજવું કે, મારામાં સમભાવ છે અને મારી સામાયિક સાચી સામાયિક છે. સાચી સામાયિક તો ત્યારે જ કહેવાય કે જ્યારે કોઈ માણુસ તમારા શરીર ઉપર આઘાત કરે છતાં મનમાં વિષમતા ન આવે પણ સમભાવ જ રહે. કદાચિત્ તમે આ સ્થિતિએ પહોંચી ન શકો તોપણ તમારું લક્ષ્ય તો સમભાવનું જ હોવું જોઈએ. જે પ્રમાણે સૈનિકો તીર કે બંદુકનું નિશાન એક સાથે તાકવાનું શીખી લેતા નથી પણ પોતાનું લક્ષ્ય બરાબર સંધાય તે માટે અભ્યાસ કરે છે તે જ પ્રમાણે જીવનસિદ્ધિનું લક્ષ્ય સાધવા માટે સમભાવનો અભ્યાસ કરતાં રહેવું જોઈએ. સૈનિકો અભ્યાસ કરવા છતાં ઘણીવાર નીશાન ચૂકી જાય છે છતાં તેમનું લક્ષ્ય તો નીશાન તાકવાનું જ હોય છે; તે જ પ્રમાણે એકદમ એવા સમભાવને જીવનમાં ઉતારી ન શકાય તો પણ લક્ષ્ય તો એવા સમભાવને જીવનમાં ઉતારવાનું જ રાખવું જોઈએ અને તેનો અભ્યાસ કરતાં રહેવું જોઈએ. અભ્યાસ કરતાં રહેવાથી તમારાથી કોઈ દિવસ પૂર્ણ સામાયિક પણ થઈ શકશે અને એવા સમભાવને જીવનમાં પણ ઊતારી શકશો. સામાયિક કરતી વખતે તમારે એટલો સમભાવ તો કેળવી લેવો જોઈએ કે, તમે જ્યારે સામાયિકમાં બેઠા હો ત્યારે કોઈ તમને ગાળો ભાંડે તો પણ તેના ઉપર સમભાવ રાખી શકો. જો તમારામાં એટલો સમભાવ આવી જાય તો તમારે એમ માનવું કે, હવે મારી સામાયિકનું નીશાન થોડા ઘણા અંશમાં લાગી રહ્યું છે. આથી વિરુદ્ધ મુહપત્તિ બાંધતાં બાંધતાં કાન ઉપર આંકાં પડી જાય અને સામાયિક કરતાં કરતાં વર્ષો પસાર થઈ જાય છતાં જો સામાયિકમાં તમે બેઠા હો ત્યારે કોઈ ગાળો ભાંડે અને તમે સમભાવ રાખી ન શકો તો એમ સમજવું કે, તમારું લક્ષ્ય બીજું છે અને તીર તમે બીજે ક્યાંય મારી રહ્યા છો ! આગળ જે વાત કહેવામાં આવી છે તે મુખ્યતયા દેશવિરતિ સામાયિકને લક્ષ્યમાં રાખીને કહેવામાં આવી છે. એથી વિશેષ રૂપથી સર્વવિરતિ માટે પણ સમજી લેવું જોઈએ.

સામાયિક અથવા સમભાવનું શું ફળ મળે છે? તો એને માટે ભગવાને કહ્યું છે કે, સામાયિકથી સમભાવની પ્રાપ્તિ થાય છે અને તેથી સાવદ્યયોગથી નિવૃત્તિ થાય છે. મન, વચન અને કાયાના યોગથી જે પાપ થાય છે તે સાવદ્યયોગ છે. આ સાવદ્યયોગ સામાયિકદ્વારા દૂર થઈ જાય છે.

સામાયિકનું ફળ બતાવવા માટે અનુયોગદ્વાર સૂત્રમાં તથા બીજી જગ્યાએ પણ એમ કહ્યું છે કે:—

**जस्स सामाणियो अप्पा, संजमे नियमे तवे ।**
**तस्स सामाइयं होइ, इइ केवलिभासियं ॥**

जो समो सव्वभूएसु, तसेसु थावरेसु य ।
तस्स सामाइयं होइ, इइ केवलिभासियं ॥

આ ગાથાઓનો ભાવાર્થ એ છે કે, જે સમભાવથી વર્તે છે તેનાં જ તપ-નિયમ સંયમ વગેરે સફળ છે. સમભાવ વિના તપ-નિયમાદિ સફળ થતાં નથી. જો તપ કર્યું અને બીજાને કષ્ટ આપ્યું, સંયમ લીધો અને બીજાઓ ઉપર હકુમત ચલાવી તો એ સમભાવરહિત તપ-સંયમ છે. તપસંયમની સાચી સફળતા ત્યારે જ મળે છે કે જ્યારે તપસંયમની સાથે સમભાવ હોય.

સામાયિકમાં હો ત્યારે બીજો કોઈ આક્રમણ કરે તો પણ આક્રમણકારી ઉપર ક્રોધ આવવો ન જોઈએ. જ્યારે ક્રોધ ન આવે ત્યારે એમ સમજવું કે, હું ભગવાનના કથનાનુસાર સમભાવનું પાલન કરી રહ્યો છું. આથી વિરુદ્ધ જો તે વખતે ક્રોધ આવે તો જ્ઞાનીઓ કહે છે કે, હજી તારામાં સંયમ આવ્યો નથી કારણ કે, તારામાં સમભાવ નથી. સંયમ તો સમભાવ-પૂર્વક જ હોય છે. સંયમ સમભાવ વિના ટકી શકતો નથી. આ પ્રમાણે સામાયિક કરતી વખતે ક્રોધ પણ કરવો ન જોઈએ, તેમ પ્રતિષ્ઠા મળતાં અભિમાન પણ કરવું ન જોઈએ. તે સમયે જો કોઈ નમસ્કાર કરે તો એમ વિચારવું જોઈએ કે તે મને નમસ્કાર કરી રહ્યો નથી પણ મારા સમભાવને નમસ્કાર કરી રહ્યો છે. એટલા માટે મારે તો સમભાવની જ રક્ષા કરવી જોઈએ. અહંભાવ એ સમભાવથી વિરુદ્ધ છે એટલા માટે અહંભાવ રાખવો જ ન જોઈએ. જો મનમાં અહંભાવ આવે તો એમ સમજવું કે હજી મારામાં સમભાવ આવ્યો નથી.

કહેવાનો આશય એ છે કે, પ્રત્યેક કાર્યમાં સામાયિકની આવશ્યકતા છે અર્થાત્ સમભાવ રાખવાની આવશ્યકતા છે. સમભાવ રાખ્યા વિના કોઈ પણ કાર્યમાં અને કોઈ પણ સ્થાને શાન્તિ મળી શકતી નથી; પછી ભલે તે કાર્ય રાજનૈતિક હોય કે સામાજિક હોય. બધાં કાર્યોમાં શાન્તિ ત્યારે જ મળી શકે છે કે જ્યારે સામાયિક હોય ! જેનામાં સમભાવ હોય છે તેનું હૃદય માતાના હૃદય જેવું બની જાય છે. સામાયિક કરવાથી અર્થાત્ સમભાવ ધારણ કરવાથી-જીવને શો લાભ થાય છે એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું જ છે કે, સમભાવ ધારણ કરવાથી અર્થાત્ સામાયિકથી સાવદ્યયોગની નિવૃત્તિ થાય છે અને જે સામાયિકથી સાવદ્ય યોગની નિવૃત્તિ થાય છે તે જ સામાયિક સાચી અને સફળ છે.

અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, સામાયિક કરવાથી જે સાવદ્ય યોગની નિવૃત્તિ થાય છે તે સાવદ્ય યોગ શું છે ? તો એને માટે કહ્યું છે કેઃ—

कम्मं सावज्जं जं गरहिया त्ति कोहाईओ व चत्तारि ।
सह तेहिं जो होउ जोगो पच्चक्खाणं भवइ तस्स ॥

આ ગાથામાં સાવદ્ય યોગની વ્યાખ્યા કરવામાં આવી છે. આ ગાથાનો ભાવાર્થ એ છે કે, નિન્દનીય કર્મને સાવદ્ય કહેવામાં આવે છે અથવા ક્રોધ, માન, માયા અને લોભને સાવદ્ય યોગ કહેવામાં આવે છે; કારણ કે, સમસ્ત નિન્દનીય કર્મો એ કષાયને આધીન જ થઈને કરવામાં આવે છે. નિન્દનીય કર્મોનું કારણ કષાય છે એટલા માટે તેનામાં કાર્યનો ઉપચાર કરી તે કષાયને પણ સાવદ્ય કહેવામાં આવેલ છે. આ સાવદ્યની સાથે જે વ્યાપાર-પ્રવૃત્તિ કરવામાં

આવે છે તે સાવદ્ય યોગ કહેવાય છે. તે સાવદ્યયોગનો નિષેધ કરવો તે સાવદ્યયોગનું પ્રત્યાખ્યાન કહેવામાં આવે છે.

આ ગાથામાં જે 'સાવજ્જ' શબ્દ આવ્યો છે તેનો 'સાવર્જ્ય' પણ અર્થ થાય છે અને 'સાવદ્ય' એવો પણ અર્થ થાય છે. જે કર્મ પાપયુક્ત હોય છે તે 'સાવદ્ય' કહેવાય છે અને જે કાર્ય ગર્હિત કે નિન્દિત હોય છે તે 'સાવર્જ્ય' કહેવાય છે. આર્યની વ્યાખ્યા કરતાં એકવાર મેં કહ્યું હતું કે :—

आरात सकलहेयधर्मेभ्य इति आर्य: ।

અર્થાત્—જે સકલ હેયધર્મોનો અર્થાત્ પાપ કર્મોનો ત્યાગ કરે છે તે આર્ય છે. જે કર્મો આર્યોદ્વારા તજી દેવામાં આવ્યાં છે અથવા જે નિન્દિત કાર્યો છે તે સાવદ્ય કાર્ય છે. શ્રેષ્ઠ લોકો નિન્દિત કાર્યો કદાપિ કરતાં નથી. જે કાર્યોથી દુનિયાનું ભલું થાય તે શ્રેષ્ઠ કાર્યો છે અને જે કાર્યોથી દુનિયાનું અહિત થાય તે નિન્દિત કાર્યો છે. જેમકે દુનિયાનાં બધા લોકો જુગાર રમવા લાગે તો શું દુનિયાના લોકોને હાનિ નહિ થાય? પ્રકટરૂપે તો જુગારમાં થોડો આરંભ દેખાય છે પણ વાસ્તવમાં જુગાર રમવો તે દુનિયાના લોકોને માટે અહિતકર છે. એટલા જ માટે શાસ્ત્રમાં તેને મહાપ્રમાદ માનવામાં આવ્યો છે. આ જ પ્રમાણે બધા લોકો ચોરી કરવા લાગે તો દુનિયાનું કામ કેવી રીતે ચાલી શકે? તો તો સંસારમાં દુઃખ જ છવાઈ જાય. એટલા જ માટે આવાં કામોને નિન્દિત માનવામાં આવ્યાં છે. આ જ પ્રકારનાં બીજાં કામો પણ સાવર્જ્ય કામો છે. નિંદ્ય કામો ત્યાજ્ય જ છે. એટલા માટે નિન્દિત કામોનો ત્યાગ કરી અનિન્દિત કામો કરો તો તમે સમભાવની રક્ષા કરી શકશો અને આત્મકલ્યાણ સાધી શકશો. સમભાવની રક્ષા કરવાથી સાવદ્યયોગની નિવૃત્તિ થાય જ છે એટલા માટે સાવદ્ય યોગની નિવૃત્તિ કરો અને સમભાવની રક્ષા કરો તો તેમાં કલ્યાણ જ રહેલું છે.

## મયણરેહા ચરિત્ર—૨૯

મયણરેહાએ પણ પોતાના પતિને અન્તિમ સમયે સમભાવનો જે ઉપદેશ આપ્યો હતો તેમાંથી થોડો ગઈ કાલે તમોને જણાવેલ હતો હવે વિશેષ ઉપદેશ કેવો આપ્યો હતો તે જુઓ :—

કાચા ઘટકો અગ્નિમેં હો કે પ્રીતમ, પાકાં નીર રહાય;
મરણ તાપ સમ સેવતાં હો કે પ્રીતમ, સુખ ભાજન જીવ થાય. હિરદે૦ ૧૬
ઘણાં વરસ તપસ્યાં કરી હો કે પ્રીતમ, જો સુખ તપસી પાય;
સમાધિ મરણ આરાધતાં હો કે પ્રીતમ, અલ્પ કાલમેં આય. હિરદે૦ ૧૭
પાપ સકલ ત્યાગો તુમ હો કે પ્રીતમ, આહાર ચાર પરિહાર;
છેલા શ્વાસ લગ છોડ જ્યોં હો કે પ્રીતમ, ઝીણી દેહ નિઃસાર. હિરદે૦ ૧૮
વાલો સજ્જન જો હુવે હો કે પ્રીતમ, ખર્ચી બાંધે સાથ;
આપ પરલોક પધારતાં હો કે પ્રીતમ, એ મુઝ હાથનો ભાત. હિરદે૦ ૧૯
એહ સકલ ઉપદેશને હો કે ભવિયન, શીર પર લીઓ ચઢાય;
'તહત' કરીને શ્રદ્ધિયો હો કે ભવિયન, યુગબાહુ હુલસાય. હિરદે૦ ૨૦
શુભ લેશ્યા શુભ ધ્યાનથી હો કે ભવિયન, કાલ કર્યો તિણવાર;
સ્વર્ગ પાંચવેં સુર થયો હો કે ભવિયન, સામાનિક પદ ધાર. હિરદે૦ ૨૧

દુઃખને પણ સુખ કેવી રીતે બનાવી શકાય છે એ વાત મયણરેહાના આ ઉપદેશમાં બતાવવામાં આવી છે. સંસારની બીજી ચીજોનો પ્રભાવ પડે છે પણ વાણીનો પ્રભાવ તો ઘણો પડે છે. હૃદય અને વાણીનાં ભાવો જો એક હોય તો વાણીનો પ્રભાવ પડ્યા વગર રહેતો જ નથી.

મયણરેહા કહે છે કે, જ્ઞાનીજનો મૃત્યુથી ગભરાઈ જતા નથી પણ તેઓ મૃત્યુને પણ મહોત્સવ માને છે. મૃત્યુથી તો અજ્ઞાનીજનો ગભરાય છે. જ્ઞાનીજનો તો એમ કહે છે કે, બધી વસ્તુઓ મૃત્યુ પછી જ સારી લાગે છે. કલ્યાણનો માર્ગ મૃત્યુ જ છે. કલ્પવૃક્ષની તો કલ્પના જ કરી શકાય છે, પણ મૃત્યુ તો પ્રત્યક્ષ જ કલ્પવૃક્ષ છે. મૃત્યુથી તો જેવું ચાહો તેવું ફળ મેળવી શકો છો; કારણકે મૃત્યુ સમયે જેવાં ભાવ રાખવામાં આવે છે તે ભાવ પ્રમાણે ફળ મળે જ છે.

ગીતામાં પણ કહ્યું છે કે, મૃત્યુના સમયે જે ભાવને રાખી આત્મા કલેવરનો ત્યાગ કરે છે, મર્યા બાદ આત્મા તે જ ભાવોને પ્રાપ્ત કરે છે. મયણરેહા પણ તેના પતિને એ જ કહે છે કે, "મૃત્યુને કલ્પવૃક્ષ સમાન માની જો તમે તમારાં ભાવોને સારાં રાખો તો તમને સારું ફળ અવશ્ય મળશે. વીર લોકો મૃત્યુ સાથે સંગ્રામ ખેલે છે. તમે વીર છો એટલા માટે તમારે મૃત્યુ સાથે સંગ્રામ ખેલતાં ભય રાખવો ન જોઈએ. આત્મા કર્મને વશ થઈ શરીરમાં ફસાઈ રહ્યો છે. આ શરીર આત્માને માટે જેલ સમાન છે. આત્માને આ જેલમાંથી છોડાવનાર મૃત્યુ જ છે. જે પ્રમાણે કાચા ઘડાને આગમાં પકાવ્યા બાદ જ તેમાં પાણી રહી શકે છે તે જ પ્રમાણે મૃત્યુનો તાપ સહ્યા બાદ જ આત્મા સુખ પામી શકે છે. અનેક વરસો સુધી તપશ્ચર્યા કર્યા બાદ જે સુખ તપસ્વી પ્રાપ્ત કરી શકે છે તે સુખ સમાધિમરણદ્વારા સહજ રીતે જ પ્રાપ્ત કરી શકાય છે. એટલા માટે હે! પ્રભો! તમે ભાઈ ઉપર કે મારી ઉપર જરા પણ રાગદ્વેષ ન રાખો પણ રાગદ્વેષ અને અઢાર પાપોનો અન્તસમય સુધી ત્યાગ કરી દો. આ જ પ્રમાણે અન્તિમ શ્વાસ સુધી ચારેય પ્રકારનાં આહારનો પણ ત્યાગ કરી દો. રાગદ્વેષ વગેરેનો ત્યાગ કરી દેવાથી તમારો આત્મા પવિત્ર રહેશે. જે પોતાનો સ્નેહી હોય છે તે પ્રવાસના સમયે માર્ગમાં ખાવા માટે ભાતું બાંધી આપે છે, તે જ પ્રમાણે હું પણ આપને આ પરલોકની યાત્રા કરતી વખતે આ લોકોત્તર ભાતું બાંધી આપું છું. તમે મારા આ કથનને પ્રવાસમાર્ગમાં ખાવાનું ભાતું સમજો. હવે તમે બધા જીવોની ક્ષમાપના માંગો અને જીવનની આશા તથા મરણના ભયથી મુક્ત થઈ જાઓ."

યુગબાહુએ મયણરેહાનો આ ઉપદેશ ધ્યાનપૂર્વક સાંભળ્યો અને હાથ જોડી તથા મસ્તક ઉપર હાથ મૂકી એ ઉપદેશનો સ્વીકાર કર્યો. અને તે ઉપદેશ પ્રમાણે તેણે શુભ લેશ્યા અને શુભ ધ્યાનમાં પ્રાણો છોડ્યાં. અને શુભ લેશ્યા તથા શુભ ધ્યાનના પરિણામે તે પાંચમા દેવલોકમાં સામાનિક પદવીધારી દેવ થયો.

યુગબાહુનું મૃત્યુ થયા બાદ મયણરેહા વિચારવા લાગી કે, મારે હવે શું કરવું જોઈએ! છદ્મસ્થભાવે આ પ્રમાણે વિચાર કરતાં મયણરેહા ઉદાસીન થઈ ગઈ, છતાં તે સાહસહીન ન બની.

સુખમય પ્રાણકો મૈંને સમઝે, આજ હુએ દુઃખદાય;
કહાં લે જાઉં કૈસે બચાઉં, યોં સોચે મન માંય. ॥ સતી૦ ૧૦૩ ॥

જિસકે ખાતિર સુન્દરતા થી, ઉનકે લૂટે પ્રાણ,
ઐસી અપરાધિન સુન્દરતા, રે મન! તજ દે ધ્યાન. ॥ સતી૦ ૧૦૪ ॥

ગર્ભ રક્ષાકા ધર્મ કરારા, નહીં તો તજતી પ્રાણ;
જંગલ જાઉં કષ્ટ ઉઠાઉં, મનમેં લાઈ જ્ઞાન. ॥ સતી૦ ૧૦૫ ॥

જો મૈં વનમેં નહીં જાઉં તો, પુત્ર તણો સંહાર;
નિશ્ચય કરસી પાપ આત્મા, બાન્ધવ મારણહાર. ॥ સતી૦ ૧૦૬ ॥

મયણરેહા બીજાને જ ઉપદેશ આપવામાં કુશળ ન હતી. તેમ તેનામાં કેવલ 'परोपदेशे पाण्डित्यं' જ ન હતું; પણ તે ઉપદેશ પ્રમાણે જ આચરણ કરનારી હતી. એટલા માટે પતિના મૃત્યુ બાદ તે પોતાને માટે વિચારવા લાગી કે, "હે! પ્રાણો! અત્યારસુધી હું તમને સુખદાયક સમજતી હતી પણ આજે તમે મારા માટે દુઃખદાયક થઈ પડયાં છો! જો તમે પતિનાં પ્રાણોની માફક ચાલ્યાં ગયાં હોત તો તેમાં કાંઈ વાંધો ન હતો, પણ અત્યારે તમારી રક્ષા કરવી મારા માટે મુશ્કેલ કામ થઈ પડયું છે. આ જ પ્રમાણે હે! સુંદરતા! તું કેવી નઠારી નીકળી! તું જેને માટે હતી તેનાં જ પ્રાણ તેં નષ્ટ કરાવ્યાં! તારા કારણે જ મારા જેઠની દાનત બગડી અને પરિણામે મારા પતિદેવની હત્યા થઈ. એટલા માટે હે સુંદરતા! તું સુંદર નહિ પણ પાપી છો. આવી દશામાં પ્રાણ અને સુંદરતાની રક્ષા કરવાની શી આવશ્યકતા છે?"

આ પ્રમાણે વિચાર કરતી મયણરેહા કહેવા લાગી કે, "હું આ બધું કરી તો રહી છું પણ વાસ્તવમાં હું અત્યારે તેમ કરવાને સ્વતંત્ર નથી. જો સ્વતંત્ર હોત તો પતિદેવની સાથે જ સંથારો કરી લેત; પણ મારા પેટમાં ગર્ભ છે. એટલા માટે હું કાંઈ પણ કરવાને સ્વતંત્ર નથી. હવે અત્યારે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, જો ગર્ભની રક્ષાને માટે અહીં રહું છું અને પ્રાણને બચાવું છું તો મારું શીલ જાય છે; અને જો શીલને બચાવવા માટે પ્રાણને નષ્ટ કરું છું તો ગર્ભ નાશ પામે છે. આવી દશામાં મારે શું કરવું જોઈએ? પુત્ર અને શીલ બન્નેની રક્ષા કરવા માટે શું મારે મરી જવું જોઈએ? પણ મરી જવામાં એ બાધા આવે છે કે, ગર્ભની રક્ષા થતી નથી અને શાસ્ત્ર એમ કહે છે કે, ગર્ભ ઉપર કરુણા કરવાનો અને રક્ષા કરવાનો ભાર માતા ઉપર છે. આવી દશામાં મારે શું કરવું જોઈએ?" આ પ્રમાણે વિચાર કરતાં તેને એક ઉપાય સૂઝી આવ્યો કે, જેથી શીલની પણ રક્ષા થાય, ગર્ભની પણ રક્ષા થાય અને પ્રાણની પણ રક્ષા થાય. એ માટે જંગલમાં ચાલ્યા જવું એ જ યોગ્ય છે: જંગલમાં ચાલ્યા જવાથી શીલ, ગર્ભ અને પ્રાણની રક્ષા થઈ શકશે. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.

## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ આસો શુદ ૨ બુધવાર



### પ્રાર્થના

**વિમલ જિનેશ્વર સેવિએ, થારી બુદ્ધિ નિર્મલ હોય જાય રે;**
**જીવા ! વિષયકષાય વિસારને, તૂ મોહની કર્મ ખપાય રે.**
**જીવા ! વિમલ જિનેશ્વર સેવિએ. ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી વિમલનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

શાસ્ત્રીય દૃષ્ટિએ આ આત્માનો પરંપરાગત કેવો અને કેટલો વિકાસ થયો છે એ વાત આ પ્રાર્થનામાં બતાવવામાં આવી છે. આજના વૈજ્ઞાનિકોનું પણ એવું કથન છે કે, એક પરમાણુ પણ વિકાસ પામતો અને ઉન્નત થતો થતો મહાનતાને પ્રાપ્ત કરી શકે છે. તે લોકોનું આ કથન જો કે જડને માટે છે અને તેઓ જે કાંઈ કહે છે તે જડની દૃષ્ટિએ કહે છે, પણ જ્ઞાનીજનો ચૈતન્ય આત્મા માટે એમ કહે છે કે, આપણો આત્મા કેવી કેવી સૂક્ષ્મ સ્થિતિમાં રહીને આવ્યો છે અને એક એક સ્થિતિમાં કેટલા કાળ સુધી રહ્યો છે તેનો હિસાબ કરવો મુશ્કેલ છે. પરંતુ આત્મા તે સ્થિતિથી વિકાસ પામતો પામતો આજે કઈ સ્થિતિએ પહોંચ્યો છે ? આજે આત્માને મનુષ્યજન્મ, આર્યક્ષેત્ર, આર્યકુલ, પંચેન્દ્રિયપૂર્ણ શરીર અને શ્રાવક કુળમાં જન્મવાને લીધે સદ્ધર્મની પ્રાપ્તિ પણ થઈ છે. આત્માનો આ કેટલો બધો વિકાસ છે ? આત્માએ વિકાસ કરતાં કરતાં આ પ્રમાણે જે સ્થિતિ પ્રાપ્ત કરેલ છે તે સ્થિતિનો દુરુપયોગ ન થાય એટલા માટે જ્ઞાનીજનો આત્માને કહે છે કે, “ હે આત્મા ! તું કઈ સ્થિતિએથી વિકાસ પામતો પામતો આ સ્થિતિને પ્રાપ્ત થએલ છો ? આ સ્થિતિને પ્રાપ્ત કરીને હવે તું પાછો નીચે પડી ન જાય તે માટે સાવધાની રાખ અને ક્ષયોપશમના પ્રભાવથી તને જે બુદ્ધિ પ્રાપ્ત થએલ છે તે બુદ્ધિને ઉદયભાવમાં જ ન પાડતાં તેનો સદુપયોગ કર. ક્ષયોપશમના પ્રભાવથી તને જે ઇન્દ્રિયો પ્રાપ્ત થએલ છે તે ઇન્દ્રિયોનો પણ ખરાબ કામોમાં ઉપયોગ ન કરતાં એવાં કામોમાં ઉપયોગ કર કે જેથી તું વધારે ઉન્નતિ સાધી શકે. ઉદાહરણ તરીકે તને આ સુંદર આંખો પ્રાપ્ત થએલ છે. આ આંખોનો ઉપયોગ સાધુદર્શન અને શાસ્ત્રસ્વાધ્યાયમાં પણ કરી શકાય છે. પણ જો આ આંખોનો ઉપયોગ સાધુદર્શન કે શાસ્ત્રસ્વાધ્યાયમાં ન કરતાં વેશ્યાને જોવામાં કે એવો બીજો દુરુપયોગ કરવામાં આવે તો એ ક્ષયોપશમથી પ્રાપ્ત થએલી ઇન્દ્રિયોને ઉદયભાવમાં પાડવા સમાન છે. ક્ષયોપશમથી પ્રાપ્ત થએલી ઇન્દ્રિયોનો અને આત્માએ જે વિકાસ સાધ્યો છે તેનો સદુપયોગ એ જ છે કે, વિષયકષાયથી નિવૃત્ત થવું. વિષયકષાય મોહથી પેદા થાય છે એટલા માટે મોહથી નિવૃત્ત થવું એ જ આત્માએ જે વિકાસ સાધ્યો છે તેનો સદુપયોગ છે. હવે શાસ્ત્રની વાત કહું છું.

## સમ્યક્ત્વ પરાક્રમ—આઠમો બોલ

શાસ્ત્રમાં જે વાતો કહેવામાં આવી છે તેમાં ઘણું જ રહસ્ય ભરેલું છે. અત્યારે શાસ્ત્રમાં સામાયિક વિષે પ્રકરણ ચાલી રહ્યું છે. સામાયિકનું ફળ બતાવતાં ભગવાને ફરમાવ્યું છે કે, સામાયિકથી જીવ સાવદ્યયોગથી નિવૃત્ત થાય છે.

સાવદ્યયોગથી નિવર્ત્તવા માટે આત્માને કોઈ અવલંબનની આવશ્યકતા રહે છે. કોઈ એક વસ્તુથી નિવૃત્ત થવા માટે કોઈ બીજી વસ્તુને સામે ઉપસ્થિત કરવી આવશ્યક છે અને બીજી વસ્તુ સામે ઉપસ્થિત થયા વિના કોઈ એક વસ્તુથી નિવૃત્ત થવું મુશ્કેલ છે. ઉદાહરણ તરીકે તમે લોકો શાકાહારી છો એ કારણે તમે માંસાહારથી બચેલા છો. પણ જો તમારી સામે શાકાહાર ન હોત તો શું તમે માંસાહારથી બચી શકત ખરા ? આ પ્રમાણે એક વસ્તુ સામે ઉપસ્થિત થયા વિના બીજી વસ્તુ છોડી શકાતી નથી. જો કે, ઉપદેશ તો નિરાહારી બની જવાનો આપવામાં આવે, પણ એકદમ નિરાહારી બની શકાતું નથી. એટલા માટે સર્વપ્રથમ માંસાહારથી બચવું આવશ્યક છે. હવે માંસાહારથી ત્યારે જ બચીશકાય છે કે, જ્યારે શાકાહારની વસ્તુ સામે ઉપસ્થિત કરવામાં આવે. આ પ્રમાણે માંસાહારનો ત્યાગ કરવા માટે શાકાહારની વસ્તુ સામે ઉપસ્થિત કરવી આવશ્યક થઈ પડે છે. શાકાહારનું અવલંબન લેવું એ પણ માંસાહાર છોડવાનો અને ધીરે ધીરે નિરાહારી બનવાનો એક માર્ગ છે. મહારંભી કપડાંનો ત્યાગ કરવા માટે અલ્પારંભી કપડાંનું અવલંબન લેવામાં આવે જ છે. આ જ પ્રમાણે જ્યારે સાવદ્ય યોગથી નિવૃત્ત થવું હોય તો નિર્વદ્ય યોગનું અવલંબન લેવું આવશ્યક થઈ પડે છે. પરમાત્માની પ્રાર્થના કરવી એ નિર્વદ્ય કાર્ય છે. આ નિર્વદ્ય કાર્ય સાવદ્ય યોગનો ત્યાગ કરવા માટે અવલંબનરૂપ છે.

સાવદ્ય યોગથી નિવૃત્ત થવાની ઇચ્છા રાખનારે એમ વિચારવું જોઈએ કે, મને આ સાવદ્ય યોગથી નિવૃત્ત થવાનો ઉપદેશ કોણે આપ્યો છે ? જો ભગવાન તીર્થંકરે સાવદ્ય યોગથી નિવૃત્ત થવાનો ઉપદેશ આપ્યો ન હોત તો સાવદ્ય યોગથી નિવૃત્ત થવાની વાત પણ કાને પડત કે નહિ એ કોણ જાણે! એટલા માટે જેમણે સાવદ્ય યોગથી નિવૃત્ત થવા માટે ઉપદેશ આપ્યો છે તે ચોવીશ તીર્થંકરની પ્રાર્થના સ્તુતિ કરવી આવશ્યક છે. સાવદ્યયોગથી નિવૃત્ત થવા માટે આ એક અવલંબનરૂપ છે; એટલા માટે હવે ચોવીશ તીર્થંકરની સ્તુતિ કરવાથી શો લાભ થાય એ વિષે ભગવાનને પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે :—

### નવમો બોલ

**(૯) चउव्वीसत्थएणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—ચોવીશ જિનસંસ્તવ કરવાથી જીવને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે :—

**चउव्वीसत्थएणं दंसणविसोहिं जणयइ ॥ ९ ॥**

અર્થાત્—ચોવીશ જિનસંસ્તવ કરવાથી દર્શનની વિશુદ્ધિ થાય છે.

ભગવાન ઋષભદેવથી લઈ ભગવાન મહાવીર સુધીનાં ચોવીશ તીર્થંકરોનું સંસ્તવન કરવું, તેમની પ્રાર્થના કરવી, તથા તેમની ભક્તિ કરવી એ ચતુર્વિંશતિ જિનસંસ્તવ છે. આ ચોવીશ

તીર્થંકરોની સ્તુતિ કરવાથી જીવને શો લાભ થાય છે એવો પ્રશ્ન ભગવાનને પૂછવામાં આવ્યો છે। આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કે, ચોવીશ તીર્થંકરોની સ્તુતિ કરવાથી દર્શનની વિશુદ્ધિ થાય છે.

ચોવીશ તીર્થંકરોનાં સ્તવનનાં અનેક ભેદ છે. નામસ્તવન, સ્થાપનાસ્તવન, દ્રવ્યસ્તવન, ભાવસ્તવન, કાલસ્તવન, ક્ષેત્રસ્તવન, વગેરે. આ બધાં ભેદોનો સ્ફોટ કરવા માટે થોડું કહેવું આવશ્યક છે.

નામસ્તવનનાં પણ બે ભેદ છે. એક ભેદ નામસ્તવન અને બીજું અભેદ નામસ્તવન. ભગવાન ઋષભદેવને ઋષભદેવ કહેવા અને ભગવાન મહાવીરને મહાવીર કહેવા એ તો અભેદ નામ છે. આ પ્રકારના અભેદ નામનું સ્તવન કરવું એ અભેદ નામસ્તવન છે. ત્યારે કોઈ એક જીવ કે કોઈ એક અજીવ, અથવા કોઈ જીવાજીવને કે અનેક જીવ કે અનેક અજીવને તીર્થંકરનું નામ આપવું એ ભેદ નામ છે. ભેદ નામમાં અને અભેદ નામમાં ઘણું જ અંતર રહેલું છે. અભેદ નામથી તો તે જ વસ્તુને સંબોધન કરવામાં આવે છે પણ ભેદ નામથી તો કોઈપણ વસ્તુને કોઈ પણ નામથી સંબોધન કરી શકાય છે. જેમકે રૂપિયાને રૂપિયો કહેવો એ તો અભેદ નામ છે, પણ કોઈ છોકરાને રૂપિયાનું નામ આપવું એ ભેદ નામ છે. ભેદ નામથી ભેદના જેવું કામ થાય છે અને અભેદ નામથી અભેદના જેવું કામ થાય છે. ભેદ નામથી અર્થક્રિયાની સિદ્ધિ થતી નથી અને અભેદ નામથી અર્થક્રિયાની સિદ્ધિ થાય છે. એટલા માટે ભેદ નામથી કાર્ય સિદ્ધ થતું નથી. જે પ્રમાણે થાળીમાં ભોજનના નામે પત્થર જેવી કોઈ બીજી વસ્તુ મૂકવામાં આવે તો તે બીજી વસ્તુથી ભૂખ મટી શકતી નથી કારણ કે, આ ભોજન નામ અભેદ નથી પણ ભેદનામ છે. ભેદનામવાળા ભોજનથી ભૂખ મટી શકતી નથી. આ પ્રકારના ભેદનામથી અર્થક્રિયાની સિદ્ધિ થઈ શકતી નથી. અર્થક્રિયાની સિદ્ધિ તો અભેદ નામથી જ થઈ શકે છે. આ નામસ્તવનની વાત થઈ.

આ જ પ્રમાણે કોઈ ચોવીશ તીર્થંકરોનું નામ લખી તે નામોની સ્થાપના કરે કે મૂર્ત્તિની સ્થાપના કરે તો અમે તેને ભેદનિક્ષેપથી તો માનીએ પણ અભેદ નિક્ષેપથી તેને માની શકીએ નહિ; તેમ આ પ્રકારની નામસ્થાપનાને વંદન પણ કરી શકીએ નહિ. વંદન તો અમે અભેદ નિક્ષેપને જ કરી શકીએ. અમે ભેદને પણ માનીએ તો છીએ પણ અર્થસિદ્ધિ કરવા માટે નમસ્કાર તો અભેદને જ કરી શકીએ.

હવે દ્રવ્ય તીર્થંકરની વાત. જે ચોવીશ તીર્થંકરો થયા છે તે તીર્થંકરો જ્યાંસુધી કેવળી થયા ન હતા પણ રાજ્યાવસ્થામાં હતા ત્યાંસુધી તેઓ દ્રવ્ય તીર્થંકર હતા. આવા દ્રવ્ય તીર્થંકરોનું સ્તવન કરવું એ દ્રવ્ય સ્તવન છે. અમે દ્રવ્ય તીર્થંકરને નમસ્કાર કરતા નથી તેમ તેમનું સ્તવન કરતા નથી પણ જ્યારે તેમનામાં તીર્થંકરને યોગ્ય ગુણો પ્રગટે છે ત્યારે જ તેમને નમસ્કાર કે તેમનું સ્તવન કરીએ છીએ.

તીર્થંકરોને નમસ્કાર કે તેમનું સ્તવન શા માટે કરવામાં આવે છે તો એને માટે તમે લોકો પ્રતિક્રમણમાં બોલો જ છો કેઃ—

**लोगस्स उज्जोयगरे, धम्मतित्थयरे जिणे ।**
**अरिहन्ते कित्तइस्सं, चउविसं पि केवली ॥**

અર્થાત્—જે ચોવીશ તીર્થંકર ભગવાન લોકનો ઉદ્યોત કરનાર છે તેમનું હું સંસ્તવન કરું છું. આમ વસ્તુ હોવા છતાં જ્યાંસુધી પ્રકાશ હોતો નથી ત્યાંસુધી તે વસ્તુ જોવામાં આવી શકતી નથી. પ્રકાશ હોય તો જ વસ્તુ પ્રત્યક્ષ જોવામાં આવે છે. આ જ પ્રમાણે ભગવાન તીર્થંકર પંચાસ્તિકાયને પ્રકાશિત કરનાર છે. આપણે પંચાસ્તિકાયને ભગવાનના જ્ઞાનપ્રકાશથી જ જાણી શકીએ છીએ.

શ્રી ભગવતી સૂત્રમાં મંડૂક શ્રાવકનો અધિકાર આવે છે. તેમાં કહ્યું છે કે, મંડૂક શ્રાવકને કાલોદધિએ એમ પૂછ્યું હતું કે, તમારા ભગવાન મહાવીર પંચાસ્તિકાયનું પ્રતિપાદન કરે છે, તેમાં ચારને અરૂપી અને પુદ્ગલોને રૂપી કહ્યાં છે. પણ શું તમે અરૂપીને જોઈ શકો છો ? મંડૂક શ્રાવકે આ પ્રશ્નના ઉત્તરમાં એમ કહ્યું હતું કે, અમે અરૂપીને જોઈ શકતા નથી. આ ઉપરથી કાલોદધિએ કહ્યું કે, જે વસ્તુને તમે જાણી કે જોઈ શકતા નથી તે વસ્તુ ઉપર પણ શ્રદ્ધા કરવી અને તેને પણ માનવી એ કેવળ પાખંડ નહિ તો બીજું શું છે ? કાલોદધિના આ કથનના ઉત્તરમાં મંડૂકે તેને કહ્યું કે, હે ! દેવાનુપ્રિય ! તમારા આ કથનનો અર્થ તો એ થયો કે, જે વસ્તુ જોઈ શકાય તેને તો માનવી, પણ જે વસ્તુ જોઈ શકાય નહિ તે વસ્તુને ન માનવી. પણ હું તમને પૂછું છું કે, પવન, ગંધ અને શબ્દને તમે આંખોદ્વારા જોઈ શકો છો ? સમુદ્રના એક કિનારે ઊભા રહી બીજા કિનારાને જોઈ શકો છો ? જો નહિ તો પછી શું પવન, ગંધ, શબ્દ કે સમુદ્રના બીજા કિનારાને માનવાં ન જોઈએ ? કારણ કે તમારું તો એવું કહેવું છે કે જે વસ્તુ જોવામાં આવતી નથી તે વસ્તુને ન માનવી.

મંડૂકનું આ કથન સાંભળી કાલોદધિ પ્રભાવિત થયો. તે વિચારવા લાગ્યો કે, જ્યારે ભગવાન મહાવીરના શિષ્યો આવા હોય છે તો પછી ભગવાન મહાવીર કેવા હશે ?

મંડૂક શ્રાવક જ્યારે ભગવાન મહાવીરની પાસે આવ્યો ત્યારે ભગવાન મહાવીરે મંડૂકને કહ્યું કે, હે ! મંડૂક ! તેં કાલોદધિને આ પ્રકારનો ઉત્તર આપ્યો હતો ? મંડૂકે જવાબ આપ્યો કે, 'હા, ભગવન્ ! મેં જે ઉત્તર આપ્યો હતો તે આપ આપના જ્ઞાનથી જાણો જ છો.' ભગવાને કહ્યું કે, હે ! મંડૂક ! તેં કાલોદધિને બરાબર ઉત્તર આપ્યો હતો. જો તું એમ કહેત કે, હું ધર્માસ્તિકાયને જોઉં છું તો તો તું અનન્ત અરિહન્તોની અવહેલના કરત; પણ તેં જે ઉત્તર આપ્યો છે તે બરાબર છે.

વ્યવહારમાં પણ અનુમાનને પ્રમાણ માનવું પડે છે. અનુમાનને પ્રમાણ માન્યા વિના વ્યવહારમાં પણ કામ ચાલી શકતું નથી. આવી દશામાં ધર્મમાં અનુમાનને પ્રમાણ શા માટે માનવામાં ન આવે ? તમે નદીને જોઈને એમ માનો જ છો કે, આ નદી છે તો તેનું ઉદ્ગમસ્થળ ક્યાંય હશે જ. જો કે, નદીના ઉદ્ગમસ્થળને તમે જોઈ રહ્યા નથી છતાં નદી જોઈને તેના ઉદ્ગમસ્થળને પણ માનો જ છો. આ પ્રમાણે એક અંગને જોઈ બીજું અંગ પણ માનવું જ પડે છે. આ જ પ્રમાણે ભગવાન તીર્થંકરે જે કાંઈ કહ્યું છે તેને પણ માનવું જોઈએ અને ભગવાન તીર્થંકરે પ્રત્યેક વાતને પોતાના જ્ઞાનપ્રકાશદ્વારા બતાવી છે એટલા જ માટે એમ કહેવામાં આવ્યું છે કે, જે ત્રિલોકનો ઉદ્યોત કરનાર છે તે તીર્થંકર ભગવાનને હું નમસ્કાર કરું છું. આ જ પ્રમાણે જે અરિહન્ત ભગવાન ધર્મને સ્થાપિત કરે છે તેમને પણ હું નમસ્કાર કરું છું. તે અરિહન્ત ભગવાન્ ચોવીશ છે અને સંપૂર્ણ જ્ઞાનના ધારક છે.

ચોવીશ તીર્થંકરોનું સ્તવન તો તમે પણ કરતા હશો, પણ સ્તવનના ગુણને જાણી તમે પ્રાર્થના કરો તો તમને કોઈ પ્રકારની શંકા જ રહે નહિ. ભગવાને, ચોવીશ તીર્થંકરોનું સ્તવન કરવાનું ફળ બતાવતાં ફરમાવ્યું છે કે ચોવીશ તીર્થંકરોનું સ્તવન કરવાથી દર્શનની વિશુદ્ધિ થાય છે. આ ઉત્તરનો આશય એ છે કે, ચોવીશ જિન ભગવાનનું સ્તવન કરવાથી સ્તવન કરનારનું સમકિત એવું નિર્મલ થઈ જાય છે કે તે દેવથી વિચલિત થઈ શકતો નથી; અર્થાત્ તેનું દર્શન ઘણું વિશુદ્ધ થઈ જાય છે. દર્શનની વિશુદ્ધિ કરવા માટે ચોવીશ તીર્થંકરોનું સ્તવન હમેશાં કરતાં રહેવું જોઈએ. કદાચિત્ તમે તેનું ફળ તત્કાળ કે પ્રત્યક્ષ જોઈ શકતા ન પણ હો, તોપણ ચોવીશ તીર્થંકરોનું સ્તવન તે જ પ્રમાણે કરતાં રહેવું જોઈએ, કે જે પ્રમાણે દવાનું ફળ પ્રત્યક્ષ જોઈ શકાતું ન હોય તો પણ દવા લેવામાં આવે છે અને દવા લેતાં રહેવાથી આગળ જતાં દવા પોતાનો ગુણ બતાવે જ છે. આ જ પ્રમાણે ભગવાનના કથન ઉપર વિશ્વાસ રાખી ચોવીશ તીર્થંકરોનું સ્તવન કરતાં રહેશો તો તમને વિશુદ્ધ દર્શનની પ્રાપ્તિ અવશ્ય થશે અર્થાત્ મોહ–મિથ્યાત્વ સર્વથા નષ્ટ થઈ જશે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**' सद्धा परम दुल्लहा '**

અર્થાત્—શ્રદ્ધા બહુ જ દુર્લભ છે. આ કથન એવી શ્રદ્ધા માટે કહેવામાં આવ્યું છે કે જે શ્રદ્ધા 'જીવિત' હોય ! જે પ્રમાણે મુડદાલ માણસ કામનો ગણવામાં આવતો નથી તે જ પ્રમાણે મરેલી શ્રદ્ધા પણ કામની ગણવામાં આવતી નથી. જો કોઈ માણસમાં મુડદાલપણું આવતું હોય એમ લાગે તો તે માણસને દવા આપી સ્વસ્થ કરવામાં આવે છે તે જ પ્રમાણે તમારી શ્રદ્ધા જે મુડદાલ બની રહી છે તેને પણ ચોવીશ જિન ભગવાનની સ્તુતિદ્વારા જીવિત બનાવો. આમ કરવાથી શ્રદ્ધાના અર્થગુણની પ્રાપ્તિ થશે; એટલા માટે ચોવીશ તીર્થંકરોનું સ્તવન કરવામાં વીરતા અને ધીરતા રાખો અને ઉદાસીનતાનો ત્યાગ કરી રચનાત્મક કાર્ય કરો.

કાલે યુધિષ્ઠિરની જે વાત કહેવામાં આવી હતી તે વાત તમે સાંભળી જ છે. યુધિષ્ઠિરમાં ઉદાસીનતા આવી ગઈ હતી. જો તેમનામાં તે ઉદાસીનતા રહેવા પામત તો અર્થક્રિયાની સિદ્ધિ થઈ શકત નહિ; પણ ભીષ્મે તે વખતે તેમને કહ્યું કે, આ સમય ઉદાસીનતાને દૂર કરી અર્થક્રિયાને સિદ્ધ કરવાનો છે; એટલા માટે તમે ગભરાઈ જાઓ નહિં. તમે અનેક જણાંને માર્યા તો છે પણ એથી કાંઈ ગભરાઈ જવાની જરૂર નથી કારણ કે હવે તમારી ઉપર અર્થક્રિયાને સિદ્ધ કરવાની જવાબદારી આવી પડી છે. જે હારી ગયો કે માર્યો ગયો છે તે તો ગયો જ છે પણ જે જીત્યો છે કે જે જીવિત છે તેના ઉપર ઘણી જવાબદારી આવી પડે છે. જે લોકો મરી ગયા તેઓ તો મરી ગયા પણ તેમની પાછળ જે લોકો બચ્યા છે તેમની રક્ષા કરવાનો ભાર જીતનાર ઉપર આવી પડે છે. જો વિજયી વ્યક્તિ મરણ પામેલા લોકોની પાછળ રહેલા લોકોની સારસંભાળ રાખે નહિ તો તે પતિત બની જાય છે. તમે પણ વિજયી થયા છો એટલા માટે તમારી ઉપર પણ બચેલા લોકોની સારસંભાળ રાખવાનો ભાર આવી પડ્યો છે. તમે તમારી ઉપર અખિલ ભારતવર્ષનો ભાર સમજો; એટલા માટે તમારા જે શત્રુઓ માર્યા ગયા છે તેમનાં સ્ત્રી–બાળકો પ્રતિ વૈરભાવ ન રાખતાં તેમને એવી શાન્તિ આપો કે જેથી તે લોકો દુર્યોધનને ભૂલી જાય !

હે ! યુધિષ્ઠિર ! રાજા જો ચાહે તો પોતાનું પણ કલ્યાણ કરી શકે છે અને બીજાનું પણ કલ્યાણ કરી શકે છે; આ જ પ્રમાણે તે સ્વ-પરનું અકલ્યાણ પણ કરી શકે છે. પરંતુ એવા રાજાઓ બહુ ઓછા હોય છે કે જેઓ પોતાનું અને બીજાઓનું કલ્યાણ કરે. વિશેષ પ્રમાણમાં તો એવા રાજાઓ હોય છે કે જેઓ પ્રજાને ઊલટી એવી શિક્ષા આપે છે કે જેથી પ્રજા વધારે નિર્બળ બની જાય છે; અને રાજાના અનુચિત કામની વિરુદ્ધ કાંઈ કહેવાનું સાહસ પણ કરી શકતી નથી. જે રાજા એવો વિચારશીલ હશે કે મારે પણ આખરે મરણને આધીન થવાનું છે એટલા માટે હું પોતાનું પણ કલ્યાણ કરી લઉં અને બીજાનું પણ કલ્યાણ કરી લઉં તે જ રાજા પ્રજાને સારી શિક્ષા અપાવશે, પણ પ્રજામાં નિર્બળતા આવે એવી શિક્ષા કદાપિ અપાવશે નહિ.

હે ! યુધિષ્ઠિર ! અમારી ઉપર દુર્યોધનની કુશિક્ષાનો કેવો પ્રભાવ હતો તે વાત અમને હવે જાણવામાં આવે છે ! અમે તેના પાપને જોતા અને જાણતા હતા છતાં અમારામાં એ શક્તિ ન હતી કે અમે તેની વિરુદ્ધ કાંઈ બોલીએ. આમ થવાનું પ્રધાન કારણ એ જ હતું કે, રાજાની વિરુદ્ધ કાંઈ ન કહેવું એવી નિર્બળતા પેદા કરનારી અમને શિક્ષા મળી હતી.

તમે લોકો પણ विरुद्धरज्जाइकम्मे એ પાઠનો શો અર્થ કરો છો ? કદાચ તમે આ પાઠનો એવો અર્થ કરતા હો કે, "રાજાની વિરુદ્ધ કાંઈ ન કરવું" તો તો તમારે ધર્મનો ત્યાગ કરી દેવા માટે તૈયાર રહેવું પડશે. જેમકે માનો કે, રાજાએ એવો નિયમ બનાવ્યો હોય કે, બધાં લોકોએ દારૂ પીવો. શું રાજાએ બનાવેલ આ નિયમને તમે માનશો ? જો એમ કહો કે, રાજાની એવી આજ્ઞા માનવી ન જોઈએ તો જે કામ દારૂ પીવા કરતાં વિશેષ ખરાબ કહી શકાય એવાં કામો માટે રાજાની વિરુદ્ધ કાંઈ ન બોલવું એમ કહેવું એ કેમ ઉચિત કહી શકાય ? વાસ્તવમાં આ સૂત્રપાઠનો એવો અર્થ નથી કે, રાજાની વિરુદ્ધ ન બોલવું કે રાજાની વિરુદ્ધ કામ ન કરવું; પણ તે પાઠનો એવો અર્થ છે કે, રાજ્ય અર્થાત્ સુવ્યવસ્થાની વિરુદ્ધ કામ ન કરવું. રાજાની વિરુદ્ધ ન બોલવું એવો આ સૂત્રપાઠનો તમે અર્થ માની બેઠા છો એ કારણે જ તમારામાં કાયરતા આવી ગઈ છે.

ભીષ્મ કહે છે કે, હે યુધિષ્ઠિર ! જે વખતે કૃષ્ણાનાં વસ્ત્રો ખેંચવામાં આવતાં હતાં તે વખતે શું અમારું એ કર્ત્તવ્ય ન હતું કે, અમે એ કાર્યની વિરુદ્ધ કાંઈ બોલીએ ? પણ અમે બધા લોકો જોતા રહ્યા અને અમારી સામે જ કૃષ્ણાનાં વસ્ત્રો ખેંચાતાં રહ્યાં. જો કે, તે સમયે અમારે તે પાપકાર્યનો વિરોધ કરવો જોઈતો હતો પણ અમે પ્રકટ રીતે કાંઈ બોલી શક્યા નહિ. અમારામાં એ કેવી કાયરતા હતી ? અમને દુર્યોધન તરફથી એ જ શિક્ષા મળી હતી કે, રાજાની વિરુદ્ધ કાંઈ ન બોલવું અને આ શિક્ષાના કારણે જ ત્યાં ઉપસ્થિત બધા લોકોમાં કાયરતા આવી ગઈ હતી. બધા લોકો એમ જ કહેતા હતા કે, જો કે આ અનુચિત કામ થાય છે પણ દુર્યોધનની વિરુદ્ધ કેવીરીતે બોલી શકીએ ! આ અમારા માટે કેવી લજ્જાની વાત હતી ! એક કવિએ કહ્યું છે કે:—

क्षीरनीरविवेके हंस ! आलस्यं त्वमेव तनुषेचेत ।
विश्वस्मिन्नधुनान्यः कुलव्रतं पालयिष्यतिकः ॥

પક્ષીઓના એક ટોળામાં એક રાજહંસ પણ હતો. એક પુરુષે એ પક્ષીઓના ટોળા સામે દૂધ અને પાણીનો એક પ્યાલો મૂક્યો. જ્યારે બીજા પક્ષીઓ એ પ્યાલામાં ચાંચ

મારતાં ત્યારે રાજહંસ પણ ચાંચ મારતો પણ બીજાં પક્ષીઓ ચૂપ બેસી રહ્યા ત્યારે રાજહંસ પણ ચૂપ બેસી રહ્યો. આ દૃશ્ય જોઈ કવિ કહે છે કે, હે! રાજહંસ! જો તું દૂધ અને પાણીને જુદાં કરવાના સમયે પણ ચૂપ બેસી રહીશ તો તારા આ કુલવ્રતનું પાલન કોણ કરશે?

કવિના આ કથન ઉપરથી તમે લોકો પણ તમારા વિષે એમ વિચારો કે, જો કે ધર્મ કેવળ મારો જ નથી પણ બધાંનો છે, પરંતુ બધા લોકો ભલે ધર્મકાર્ય કરે કે ન કરે કિન્તુ મારે તો ધર્મકાર્ય કરવા માટે સદા તૈયાર રહેવું જ જોઈએ. ફારસી કહેવત પ્રમાણે મનુષ્યને આ કુદરતનો બાદશાહ માનવામાં આવે છે એટલા માટે શું મનુષ્યનું કોઈ કાર્ય અનુચિત હોવું જોઈએ?

ભીષ્મ કહે છે કે, હે! યુધિષ્ઠિર! તમારા રાજ્યમાં આ પ્રમાણે પ્રજાને નિર્બલ બનાવનારી શિક્ષા હોવી ન જોઈએ પણ એવી શિક્ષા હોવી જોઈએ કે જેથી પ્રજામાં રાજાની વિરુદ્ધ પોકાર કરવાની શક્તિ હોય અને રાજા પ્રજાનો પોકાર સાંભળવા તૈયાર રહે. આ જ પ્રમાણે સત્તાનો દુરુપયોગ થવો ન જોઈએ પણ સત્તાનો સદુપયોગ થવો જોઈએ. જો રાજ્યમાં આટલો સુધાર ન થાય તો પછી તમારામાં અને દુર્યોધનમાં કાંઈ અંતર ન રહે!

ભીષ્મના આ કથન ઉપર તમે પણ વિચાર કરો. ભગવાન મહાવીરે જે શિક્ષા આપી છે તે કાયરતા લાવવા માટે નહિ પણ વીરતા પ્રગટાવવા માટે આપી છે. તમે લોકો એ વીરશિક્ષાનો ઊલટો અર્થ કરી તમારામાં કાયરતા ધારણ ન કરો. વસ્તુનો ઊલટો ઉપયોગ કરી કાયર બનો નહિ. કોઈ વીરના હાથમાં તલવાર હોય છે ત્યારે તે તલવાર દ્વારા પોતાની પણ રક્ષા કરે છે અને બીજાની પણ રક્ષા કરે છે પણ જો કોઈ કાયરના હાથમાં તલવાર હોય છે તો તે જ તલવારદ્વારા તે પોતાની પણ હાનિ કરે છે અને તલવારનું પણ અપમાન કરાવે છે. આ જ પ્રમાણે તમને આ વીરધર્મ મળ્યો છે. તમે આ વીરધર્મનો ઊલટો અર્થ કરી કાયરતા ધારણ ન કરો. વીરધર્મનો દુરુપયોગ ન થાય એ વાતનું હમેશાં ધ્યાન રાખો.

## મયણરેહા ચરિત્ર—૩૦

આ વીરધર્મને જે જાણે છે અને સમજે છે તેનામાં કાયરતા હોતી નથી પણ વીરતા હોય છે. જે ધર્મને જાણે છે અને તેના મહત્ત્વને સમજે છે તે ધર્મનો દુરુપયોગ કદાપિ કરતો નથી પણ મયણરેહાની માફક સદુપયોગ જ કરે છે. મયણરેહા ધર્મનો સદુપયોગ કેવી રીતે કરી રહી છે તે તેની કથા ઉપરથી જુઓઃ—

**શીલપુત્રકી રક્ષા જહાઁ હો, વહ વન હૈ સુખદાય;**
**મહલ ભયંકર દુઃખકા સાગર, જિસમેં કુમતિ છાય. ॥ સતી૦ ૧૦૭ ॥**
**અન્ત્યેષ્ટિમેં સભી લગે હૈં, સન્ધિ મિલી ચિત્ત ચાય;**
**અન્તિમ સેવા હુઈ નાથકી, અબ ચલના સુખદાય. ॥ સતી૦ ૧૦૮ ॥**
**શીલપુત્રકી જિસસે રક્ષા, વહ દુઃખ ભી સુખદાય;**
**વીરભાવના મનમેં લા કે, ચલી સતી વનમાંય. ॥ સતી૦ ૧૦૯ ॥**

સતી મયણરેહાએ એવો વિચાર કર્યો કે, સર્વપ્રથમ મારે શીલની રક્ષા કરવી જોઈએ અને પછી પુત્ર તથા ગર્ભની રક્ષા કરવી જોઈએ. એ બધાની રક્ષા કરવાનો ઉપાય વનવાસ

છે. મહેલને ધિક્કાર છે કે ત્યાં બધાની રક્ષા થઈ શકતી નથી. મહેલમાં રહેતાં જેઠની દાનત બગડી અને પરિણામે પતિનો ઘાત થયો. મહેલનું વાતાવરણ આ પ્રમાણે કલુષિત છે. સ્વચ્છ અને પવિત્ર વાતાવરણ તો વનનું જ છે એટલા માટે વનમાં જવું એ જ યોગ્ય છે.

તમે લોકો જે ઘર બનાવો છો તે સારાં કાર્ય કરવા માટે બનાવો છો કે ખરાબ કામ કરવા માટે ? તમે કહો તો એમ છો કે, અમે સારાં કામ કરવા માટે જ ઘર બનાવીએ છીએ પણ આ પ્રમાણે કહીને ઘરમાં બેઠાં બેઠાં ખોટું તો બોલતાં નથી ને ? ઘરમાં કોઈ પરસ્ત્રીનું પાપ તો થવા દેતા નથી ને ? જ્ઞાનીજનો કહે છે કે, ઘર તો તે જ સારું કહી શકાય કે, જ્યાં સત્યની રક્ષા થતી હોય અને અસત્ય કે વિશ્વાસઘાતનો વ્યવહાર થતો ન હોય ! આ જ પ્રમાણે જ્યાં પરસ્ત્રીને માતા માનવામાં આવે તે જ ઘર પવિત્ર છે. જ્યાં પવિત્રતાનો વાસ છે તે જ સાચું ઘર છે અને જ્યાં પવિત્રતાનો વાસ નથી તે ઘર નહિ પણ નાશનો માર્ગ છે. જે ઘરમાં પવિત્રતા નથી તે ઘરમાં શાન્તિનો વાસ ક્યાંથી હોય ! કારણ કે, જ્યાં પવિત્રતા હોય છે ત્યાં જ શાન્તિનો વાસ હોય છે.

મયણરેહા વિચારવા લાગી કે, વનનું જીવન પવિત્ર છે એટલા માટે વનમાં જવું એ જ યોગ્ય છે. પણ વનમાં હું જાઉં કેવી રીતે ? દરવાજા ઉપર પહેરેદારો છે. અને જો હું મારા પુત્ર ચન્દ્રયશ કુમારને કહીને વનમાં જવા ચાહું તો તે પણ મને જવા દેશે નહિ. રાજકુટુંબના લોકોને એમ તો સુખી માનવામાં આવે છે પણ રાજકુટુંબની સ્ત્રીઓને માટે તો એવી પરતંત્રતા રહે છે કે તેમણે ફરજીયાત જેલ જ ભોગવવી પડે છે, અને કેદીઓના જેવું જીવન વ્યતીત કરવું પડે છે.

યુગબાહુના પુત્ર ચન્દ્રયશકુમારે પણ એમ સાંભળ્યું કે, મારા પિતા મણિરથના હાથે માર્યા ગયા છે અને તેથી તે પણ દોડતો દોડતો પોતાના પિતાની પાસે આવ્યો અને પોતાની સાથે વૈદ્યો વગેરેને પણ બોલાવતો લાવ્યો, પણ યુગબાહુ તો મરી ચૂકયો હતો. એટલા માટે તે પિતાની અન્ત્યેષ્ઠિમાં લાગી ગયો. બીજા લોકો પણ યુગબાહુના શબની અન્ત્યેષ્ઠિમાં લાગી ગયા. મયણરેહાએ જોયું કે, અત્યારે કોઈ તો અન્ત્યેષ્ઠિ ક્રિયામાં લાગ્યા છે અને કોઈ રોવામાં પડ્યા છે. આ મને એક સન્ધિ મળી છે. જો હું આ સન્ધિનો ઉપયોગ ન કરતાં રોવા માટે બેસી જાઉં તો પછી મને પુનઃ આવો અવસર મળી શકે નહિ અને પરિણામે મારે કષ્ટમાં પડવું પડે. એટલા માટે મને આ જે અવસર મળ્યો છે તેનો મારે ઉપયોગ કરી લેવો જોઈએ અને મારે અહીંથી ભાગી જવું જોઈએ.

આ પ્રમાણે વિચાર કરી, જે સમયે બીજા લોકો રોવા-કૂટવામાં તથા અન્ત્યેષ્ઠિ ક્રિયા કરવામાં રોકાએલા હતા તે સમયે મયણરેહા પોતાના શરીર ઉપરથી આભૂષણો ઊતારી નાંખી અને દાસીનો વેશ પહેરી વનમાં જવા નીકળી પડી. તેની સાથે રક્ષા કરવા માટે કોઈ સહાયક ન હતો, તેમ તેની પાસે ખાવાનું પણ કાંઈ સાધન ન હતું, પરંતુ તે શીલની રક્ષા કરવા માટે વનમાં જવા ચાલી નીકળી. જે ધર્મને જાણે છે તેનામાં આ પ્રકારની વીરતા હોવી સ્વાભાવિક છે. મયણરેહા પણ ધર્મની જાણકાર હતી, એટલા માટે તે વીરતાને ધારણ કરી રોવા-કૂટવા ન બેઠી પણ શીલની રક્ષા કરવા માટે વનમાં જવા નીકળી પડી. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.

## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૩ આસો શુદ ૩ ગુરુવાર

### પ્રાર્થના

અનંત જિનેશ્વર નિત નમો, અદ્ભુત જ્યોતિ અલેખ;
ના કહિયે ના દેખિયે, જાકે રૂપ ન રેખ. ॥ અનંત૦ ૧ ॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી અનંતનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્માનું અનન્તસ્વરૂપ જાણવા તથા જોવાના કાર્યમાં મહાન્ જ્ઞાનીજનો પણ થાકી ગયા છે તો પછી સાધારણ માણસો પરમાત્માના સ્વરૂપને જોઈ કે જાણી જ કેમ શકે? જ્ઞાનીજનો પણ પરમાત્માના સ્વરૂપને અગમ્ય જાણી એમ કહે છે કે, "હે! પ્રભો! તારું અગમ્ય સ્વરૂપ અમારી સમજમાં આવતું નથી એટલા માટે અમે તને નમસ્કાર કરીને જ સંતોષ માનીએ છીએ."

આ ઉપરથી કોઈ એમ કહી શકે કે, જેમનું સ્વરૂપ જ સમજમાં આવતું નથી તેમને નમન કરવું શું ઉચિત છે? અને નમન કરવાથી શું કાંઈ લાભ મળશે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, તમારી પાસે કોઈ રત્ન એવું હોય કે, જેની કીંમત કોઈ પણ ઝવેરી આંકી ન શકે. બધા ઝવેરીઓ એમ કહે કે, આ રત્ન એવું છે કે, જેની કીંમત આંકવામાં અમે અસમર્થ છીએ. ઝવેરીનું આ કથન સાંભળી તે રત્ન તમને વધારે પ્રિય લાગશે કે અપ્રિય લાગશે? વાસ્તવમાં તે રત્ન તમને વધારે પ્રિય લાગશે. આ જ પ્રમાણે જે પરમાત્માનું સ્વરૂપ જાણવામાં જ્ઞાનીજનો પણ થાકી ગયા છે અને નેતિ નેતિ કહી પરમાત્માના સ્વરૂપ જાણવા વિષે સંતોષ માને છે તે પરમાત્માને નમસ્કાર કરવામાં પ્રસન્નતા કેમ થવી ન જોઈએ? પરમાત્માનું સ્વરૂપ જાણવામાં કેવા પ્રકારની અસમર્થતા રહે છે એને માટે આ પ્રાર્થનામાં કહ્યું છે કેઃ—

મન બુદ્ધિ વાણી તો ભણી પહુંચે નહીં લગાર;
સાખી લોકાલોકનો નિર્વિકલ્પ નિર્વિકાર.

પરમાત્માનું સ્વરૂપ આવું અગમ્ય છે. આવી અગમ્ય વસ્તુ કોઈ પ્રકારની કીંમત આપ્યા વિના પ્રાપ્ત થતી હોત તો તે વસ્તુ કોને પ્રિય નહિ લાગે? આ વસ્તુ પ્રત્યે જેમને જેટલો વધારે પ્રેમ હશે તેને તેટલો વધારે લાભ થશે. જેમના હૃદયમાં પરમાત્મા પ્રત્યે વધારે પ્રેમ હશે તેના સદ્ભાગ્ય વિષે વિશેષ કહેવું જ શું?

## સમ્યક્ત્વ પરાક્રમ—દશમો બોલ

હવે શાસ્ત્રની વાત કહું છું. શાસ્ત્રમાં હવે વન્દનાનું પ્રકરણ છે. જે પરમાત્માનું સ્વરૂપ આવું અગમ્ય છે તેમને વંદના કરવી જ જોઈએ. વંદનનો અર્થ નમન થાય છે. પહેલાં

ચોવીશ તીર્થંકરોના સ્તવન વિષે વાત કહી દેવામાં આવી છે. હવે વંદના વિષે વાત કહેવામાં આવે છે. વંદના વિષે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે:—

(१०) वंदणएणं भन्ते ! जीवे किं जणयइ ।

અર્થાત્—હે ! ભગવાન ! વંદના કરવાથી જીવને શો લાભ પ્રાપ્ત થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કે:—

**वंदणएणं नीयागोयं कम्मं खवेइ, उच्चागोयं निबंधइ, सोहग्गं च णं अप्पडिहयं आणाफलं निव्वत्तेइ, दाहिणभावं च णं जणेइ ॥ १० ॥**

અર્થાત્—ગુરુ મહારાજની ભક્તિપૂર્વક વંદના કરવાથી જીવ નીચ ગોત્રનો બંધ બાંધતો નથી અને જો પહેલાં નીચ ગોત્રનો બંધ થઈ ગયો હોય તો તેનો ક્ષય કરે છે. અને સુભગ, સુસ્વર, ઉચ્ચ ગોત્ર વગેરેને બાંધે છે. તેની બધા આજ્ઞા માને છે અને દાક્ષિણ્યને પ્રાપ્ત થાય છે.

ચોવીસ તીર્થંકરોની પ્રાર્થના કરવા વિષે વાત આગળ કહી દેવામાં આવી છે. જેમની પ્રાર્થના કરવામાં આવે છે અને જેમનું સ્તવન કરવામાં આવે છે તે તીર્થંકર ભગવાનને વંદન–નમસ્કાર પણ કરવાં જ જોઈએ એટલા માટે હવે વંદના વિષે વાત કહેવામાં આવે છે. કદાચિત્ કોઈ પ્રાર્થના ન પણ કરી શકે પરંતુ તીર્થંકરોની વંદના તો બધાંય કરી શકે છે એટલા માટે શાસ્ત્રમાં વંદનાના ફળ વિષે પ્રશ્ન પૂછવામાં આવ્યો છે.

વંદનાનો અર્થ શો છે તો એને માટે કહ્યું છે કે, वदी अभिवादन स्तुत्यौ इति वन्दन।

વદી ધાતુ ઉપરથી વંદન શબ્દ બન્યો છે. આ વંદન શબ્દનો અર્થ અભિવાદન કરવું એ પણ થાય છે અને સ્તુતિ કરવી એવો અર્થ પણ થાય છે. વંદના ક્યારે કરવી જોઈએ તો એને માટે એવો ક્રમ બતાવવામાં આવ્યો છે કે, પહેલાં સામાયિક કરવી જોઈએ અર્થાત્ પહેલાં સામાયિક આવશ્યક છે, ત્યારબાદ ચોવીશ જિનસ્તવન આવશ્યક છે અને પછી વંદન આવશ્યક છે. વંદના કરવાની પણ વિધિ છે. વંદના કઈ વિધિએ કરવી જોઈએ એ વિષે શાસ્ત્રકારોએ ઘણો જ પ્રકાશ ફેંક્યો છે. આજે તો વંદના કરવાની વિધિમાં ઊણપ જોવામાં આવે છે, પણ શાસ્ત્રના વર્ણન ઉપરથી એવું જાણવામાં આવે છે કે, પહેલાં વિધિપૂર્વક જ વંદના કરવામાં આવતી હતી અને આ જ કારણે ભગવાનને વંદનાના ફળ વિષે પ્રશ્ન પૂછવામાં આવ્યો છે. ભગવાને વંદના આવશ્યકનું મહત્ત્વ ઘણું જ બતાવ્યું છે. વંદનાના ૨૫ આવશ્યકો બતાવવામાં આવ્યાં છે. આ ૨૫ આવશ્યકોની રક્ષા કરવાથી જ પૂર્ણ વંદના થાય છે. તે ૨૫ આવશ્યકો કયાં છે તો એને માટે કહ્યું છે કે:—

**दुओ णय आहाजायं कीयकम्मं बारसावस्सयं होई ।**
**चउ सीरं त्ति गुत्तं च दुप्पवेसं एग निक्खमणं ॥**

વંદનાના પચ્ચીશ આવશ્યકો કયા કયા છે? તો એને માટે કહ્યું છે કે, બે વાર નમન કીર્તિકર્મ અર્થાત્ વંદના આવશ્યક, એક યથાજાત આવશ્યક, બાર આવર્તન આવશ્યક, ચાર મસ્તક નમનનાં આવશ્યક, ત્રણ ગુપ્તિનું ધારણ કરવું તે આવશ્યક, બે વાર ગુરુના અભિ-

ગ્રહમાં પ્રવેશ કરવો તે આવશ્યક અને એકવાર ગુરુના અભિગ્રહમાંથી બહાર નીકળવાનો આવશ્યક. આ પચ્ચીશ આવશ્યકો હોય તો જ પૂર્ણ વંદના થાય છે.

આ પચ્ચીશ આવશ્યકોનો અર્થ શો છે તે અત્રે જોવાનું છે. ગુરુથી સાધ્વી કે સ્ત્રીને માટે સીત્તાવીશ હાથ દૂર રહેવું અને પુરુષ કે શિષ્યને માટે સાડા ત્રણ હાથ દૂર રહેવું એ ગુરુના અભિગ્રહનું ક્ષેત્ર છે. જો સ્થાનનો સંકોચ ન હોય તો ગુરુથી પુરુષ કે શિષ્ય સાડાત્રણ હાથ દૂર રહી અને સાધ્વી કે સ્ત્રી સીત્તાવીશ હાથ દૂર રહી વિનીતભાવે નીચી દૃષ્ટિ કરી, હાથમાં ઓઘો અને મુખ ઉપર મુહપત્તિ બાંધી ગુરુને નમન કરતાં 'ખમાસણા' નો એવો પાઠ બોલે છે કે:—

**इच्छामि खमासमणो वंदिउं**

અર્થાત્—હે! ક્ષમાશ્રમણ! હું આપને વંદન કરવાની ઇચ્છા કરું છું.

આ કથન ઉપરથી કોઈ એમ કહે કે, વંદન કરવાની જ્યારે ઇચ્છા જ છે ત્યારે આ પ્રમાણે કહેવાની શી આવશ્યકતા છે! આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, આ પ્રમાણે કહેનાર વ્યક્તિએ ગુરુના અભિગ્રહમાં પ્રવેશ કરવો છે એટલા માટે તે ગુરુની સ્વીકૃતિ ચાહે છે. જો કે અભિગ્રહનાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એવાં ભેદ છે. અહીં તે બધાં ભેદોનું વર્ણન કરવામાં આવતું નથી પણ એ વિષે એટલું જ કહેવામાં આવે છે કે, ગુરુના ક્ષેત્ર અભિગ્રહમાં પ્રવેશ કરવો છે એટલા માટે ગુરુની સ્વીકૃતિ લેવામાં આવે છે. ગુરુને ઇચ્છાપૂર્વક નમન કરવું જોઈએ. નમન કરવામાં ઉદ્દંડતા ધારણ કરવી ન જોઈએ અને એટલા જ માટે આચાર્ય પાસે તેમના ક્ષેત્ર અભિગ્રહમાં પ્રવેશ કરવાની સ્વીકૃતિ લેવી જોઈએ. જો આચાર્ય અભિગ્રહમાં પ્રવેશ કરવાની સ્વીકૃતિ આપવા ચાહતા હશે તો તેઓ छंदेणं કહેશે અર્થાત્ જેવી તમારી ઇચ્છા એમ કહેશે અને જો તેઓ અભિગ્રહમાં પ્રવેશ કરવાની સ્વીકૃતિ આપવા ચાહતા નહિ હોય તો તેઓ तिविहेणं કહેશે અર્થાત્ મન, વચન, કાયાથી ત્યાંથી જ નમન કરી લો એમ કહેશે.

જો આચાર્ય छंदेणं કહી અભિગ્રહમાં પ્રવેશ કરવાની સ્વીકૃતિ આપે તો તે વખતે બાળકની માફક કે દીક્ષા લીધી તે વખતની જેમ નમ્ર બની, હાથમાં ઓઘો રાખી અને મુખ ઉપર મુખવસ્ત્રિકા બાંધી અભિગ્રહમાં निस्सही निस्सही એમ કહેતાં અર્થાત્ હું મન, વચન અને કાયાથી સાવદ્યયોગનો ત્યાગ કરું છું એમ કહેતાં ગુરુના અભિગ્રહમાં પ્રવેશ કરવો અને પછી ગુરુના ચરણ પાસે જઈ બાર પ્રકારનું આવર્ત્તન કરવું. આવર્ત્તન કરતી વખતે अहो कायं कायसंफासियं એમ બોલતા જવું જોઈએ. अहो कायं काय એમાં ૭ અક્ષર છે. આ ૭ અક્ષરોમાંથી બે બે અક્ષરોનું એક એક આવર્ત્તન થાય છે. આ પ્રમાણે अहो कायं काय એ ૭ અક્ષરોનાં ત્રણ આવર્ત્તન થયાં. બે બે અક્ષરોનું એક એક આવર્ત્તન થાય છે. अहो कायं काय એમ બોલતાં બોલતાં આવર્ત્તન કરે અને संफासियं કહેતાં પોતાના હાથ અને મસ્તકદ્વારા ગુરુના ચરણનો સ્પર્શ કરે.

अहो कायं कायसंफासियं નો એવો અર્થ છે કે, હે! ગુરુ! આપની નીચી કાયા–ચરણને મારી ઉંચી કાયા–મસ્તકદ્વારા સ્પર્શ કરું છું.

આવર્ત્તન અને ચરણુસ્પર્શ કર્યા બાદ એમ બોલવું જોઈએ કે :—खमणिज्जो मे! किलामो अप्पकिलंताणं बहु सुभेणं मे दिवसो वइक्कन्तो

અર્થાત્—હે ! પૂજ્ય ! મારી ઊંચી કાયાદ્વારા આપની નીચી કાયાનો સ્પર્શ કરતી વખતે આપને જે કાંઈ કલેશ થયો હોય તે મારો અપરાધ આપ ક્ષમા કરો.

આ કેવી સૂચના આપવામાં આવી છે ? જ્યારે ગુરુના ચરણુસ્પર્શ કરવામાં પણ ગુરુને કિલામના ન થાય એવી સૂક્ષ્મ વસ્તુનું પણ ધ્યાન રાખવામાં આવે છે તો પછી બીજી કોઈ પ્રકારની કિલામના ન થાય તેને માટે કેટલું બધું ધ્યાન રાખવામાં આવતું હશે? જે કુટુંબમાં નકામી એક કોડી પણ ખર્ચવામાં આવતી નથી તે કુટુંબમાં રૂપિયા–પૈસા તો ખોટાં કેમ ખરચાય ! અને જે કુટુંબમાં નકામી એક કોડી પણ ખર્ચવામાં આવતી હશે તે કુટુંબમાં કોઈવાર રૂપિયા–પૈસા પણ નકામાં ખરચાતાં હશે ! આ જ પ્રમાણે જ્યાં ચરણુસ્પર્શ કરતી વખતે પણ કિલામના ન થાય તેનું ધ્યાન રાખવામાં આવે છે અને આવી સૂક્ષ્મ વાતને માટે પણ ક્ષમા માંગવામાં આવે છે ત્યાં બીજી વાતોનું ધ્યાન કેમ રાખવામાં આવતું નહિ હોય ! પણ આનો અર્થ એવો નથી કે, ગુરુને કિલામના થશે એ વિચારથી ગુરુને ચરણ-સ્પર્શ જ કરવામાં ન આવે ! નકામી કોડી પણ ખરચવી નહિ એ ઠીક છે પણ આવશ્યકતા હોવા છતાં ખર્ચ ન કરવો એ કૃપણતા છે. આ જ પ્રમાણે ગુરુને કિલામના ન થાય તેનું ધ્યાન રાખવું એ તો ઠીક છે પરંતુ ગુરુને કિલામના થશે એ વિચારથી ગુરુનાં ચરણનો સ્પર્શ જ ન કરવો એ અનુચિત છે. ગુરુને કિલામના થાય એવી રીતે ગુરુનાં ચરણુસ્પર્શ કરવાં એ જો કે અનુચિત છે છતાં ચરણુસ્પર્શ કરવામાં આવે છે અને તેમ કરવા જતાં કોઈ અંશમાં ગુરુની કિલામના થઈ જવી શકય અને સંભવિત છે એટલા માટે એમ કહેવામાં આવ્યું છે કે, હે ! ગુરુ ! આપનાં ચરણુસ્પર્શ કરવામાં આપની જે કાંઈ કિલામના થઈ હોય તેને આપ ક્ષમા કરો. આપ તો ક્ષમાસાગર છો, એટલે મારો અપરાધ આપ ક્ષમા કરો.

अहो कायं कायसंफासियं આ શબ્દોનો હ્રસ્વ–દીર્ઘ રીતિથી ઉચ્ચારણ કરી ચરણુસ્પર્શ કરવો અને પછી ક્ષમાપના માંગી તથા ગુરુને હાથ જોડી નમસ્કાર કરી એમ બોલવું જોઈએ કેઃ-

**बहु सुभेणं मे दिवसो वईकन्तो जत्ता मे ! जवणी जं च मे !**

આ પાઠમાં દેવસી, રાયસી, પાખી, ચોમાસી કે સંવત્સરીનો જે દિવસ હોય તે દિવસ બોલવો જોઈએ. આ પાઠનો એવો અર્થ છે કે, હે ! ગુરુ ! દિવસ, રાત્રી, પાખી, ચોમાસું કે સંવત્સરીનો કાળ આનંદપૂર્વક તો વ્યતીત થયો ! આ પ્રમાણે ગુરુને કુશળ પ્રશ્ન પૂછવો પછી जत्ता मे ! એમ કહી પહેલું આવર્ત્તન, जवणी એમ કહી બીજું આવર્ત્તન અને जं च मे ! એમ કહી ત્રીજું આવર્ત્તન કરવું જોઈએ.

આ ત્રણ આવર્ત્તનમાં ઉચ્ચારણ કરવામાં આવેલાં અક્ષરોમાંથી जत्ता मे ! નો અર્થ એ છે કે, હે ! ગુરુ ! મૂળગુણ અને ઉત્તરગુણરૂપી આપની સંયમયાત્રા તો આનંદપૂર્વક ચાલે છે ને ! जवणी નો અર્થ એ થાય છે કે, હે ! ગુરુ ! આપ ઇન્દ્રિયો અને નોન્દ્રિયનું દમન તો બરાબર કરો છો, અને जं च मे નો અર્થ એ છે કે, હે ! ગુરુ ! હું આપની સંયમયાત્રા, આપનું ઇન્દ્રિયદમન તથા આપની યત્નાનો સ્વીકાર કરું છું.

ગુરુને આવર્ત્તન શા માટે કરવામાં આવે છે અને શા માટે કરવું જોઈએ એ વિષે નિર્ણય કરવા માટે, વરકન્યા અગ્નિની પ્રદક્ષિણા શા માટે કરે છે એ વિષે વિચાર કરવાની

આવશ્યક્તા છે. વરકન્યા જ્યાંસુધી અગ્નિની પ્રદક્ષિણા કરતા નથી ત્યાંસુધી તો તેઓ કુંવારાં માનવામાં આવે છે પણ જ્યારે અગ્નિની પ્રદક્ષિણા કરી લે છે ત્યારે તેઓ વિવાહિત માનવામાં આવે છે. અગ્નિની પ્રદક્ષિણા કર્યા બાદ આર્ય બાળા પ્રાણની આહુતિ તો આપી દે છે પણ નિયમનો ભંગ કરતી નથી. જ્યારે સ્ત્રીઓ મર્યાદાનું આટલું બધું ધ્યાન રાખે છે ત્યારે પુરુષોએ શું મર્યાદાનું પાલન કરવું ન જોઈએ !

જે પ્રમાણે પતિ-પત્ની અગ્નિની પ્રદક્ષિણા કરી એક બીજાના ધર્મને સ્વીકારે છે તે જ પ્રમાણે શિષ્ય પણ આવર્ત્તનદ્વારા ગુરુના ધર્મનો વીરતાપૂર્વક સ્વીકાર કરે છે. ગુરુના ધર્મનો સ્વીકાર કર્યા પછી જો તે શિષ્ય ગુરુના ધર્મથી વિરુદ્ધ ન જાય તો જ તેનું આવર્ત્તન અને તેની વંદના સાચાં છે.

કહેવાનો આશય એ છે કે, ગુરુના અભિગ્રહમાં પ્રવેશ કરતી વખતે બે વાર મસ્તક નમાવવું તે બે આવશ્યક થયાં પછી દીક્ષિતની માફક નમ્ર બની જવું એ એક આવશ્યક થયો; પછી બાર આવર્ત્તન કરવાં એ બાર આવશ્યક આ પ્રમાણે ઉપરનાં આવશ્યકો મેળવતાં પંદર આવશ્યકો થયાં. ચાર વાર મસ્તક નમાવવાનાં ચાર આવશ્યક થયાં. ત્રણ ગુપ્તિનાં ત્રણ આવશ્યક થયાં અને બે આવશ્યક પ્રવેશ કરતી વખતના અને એક આવશ્યક બહાર નીકળતી વખતનો. આ પ્રમાણે બધાં મળી પચ્ચીશ આવશ્યકો થયાં.

ત્રણ ગુપ્તિનો એ અર્થ છે કે, મન, વચન અને કાયાને એકાગ્ર કરી ગુરુને વંદના કરવી. ગુરુને વંદના કરતી વખતે એમ વિચારવું જોઈએ કે, અનેક જન્મજન્માંતરોમાં ભમ્યા બાદ મને જે મન મળ્યું છે તે મન પ્રાપ્ત થવાની સાર્થકતા ગુરુને વંદન કરવાથી જ થઈ શકે. એટલા માટે એ મનને ખરાબ કામોમાં પરોવવું ન જોઈએ. જેમકે, કોઈ માણસને કીમતી મોતી મળ્યું હોય તો શું તે મોતીને શેર મીઠાઈને માટે આપી દેશે ? જો નહિ તો પછી જે મન અનેક જન્મજન્માંતરો કર્યા બાદ મળ્યું છે તે મનને ખરાબ કામોમાં પરોવવું એ ઉચિત કેમ કહી શકાય ? જે મન અનેક મુશ્કેલીઓ સહ્યા બાદ મળ્યું છે તેની કીંમત સમજી તથા મનને એકાગ્ર કરી ગુરુને વંદના કરવામાં આવે ત્યારે જ મનનું પ્રાપ્ત થવું સફળ માની શકાય. જે વંદનાનું ફળ એવું કહેવામાં આવ્યું છે કે, જો નીચ ગોત્ર બંધાઈ ગયું હોય તો તો તેનો ક્ષય થઈ ઉચ્ચ ગોત્ર બંધાય છે તે વંદના કરતી વખતે પણ જો મન એકાગ્ર ન થાય તો પછી કયા કામ માટે મન એકાગ્ર થશે ! પણ લોકો સત્કાર્ય માટે મનને એકાગ્ર કરતા નથી એ જ અધોગતિનું કારણ છે.

મનને એકાગ્ર કરવું એ મનની ગુપ્તિ છે; પછી વચનથી બહુ માનપૂર્વક શ્રેષ્ઠ અલંકાર બોલતાં ગુરુને વંદના કરવી એ વચનગુપ્તિ છે અને કાયાનો સંકોચ કરી અને શુદ્ધ તથા સરળ ભાવ ધારણ કરી ગુરુને વંદના કરવી એ કાયાની ગુપ્તિ છે.

આ બધાં પચ્ચીશ આવશ્યકો થયાં. આ આવશ્યકોની રક્ષા કરીને અને વંદનાનાં ૩૨ દોષો ટાળીને જે ગુરુને વંદના કરે છે તેની જ વંદના સાચી છે.

આજે આ પ્રકારની વંદનાની વિધિ બહુ જ ઓછી જોવામાં આવે છે એટલા માટે વંદનાવિધિ જાણવાનો અને વિધિપૂર્વક વંદના કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. આ પ્રમાણે વિધિપૂર્વક કરવામાં આવેલી થોડી પણ વંદના વધારે લાભદાયક નીવડે છે. જે લોકો શુદ્ધની

શિક્ષા મેળવેલા હોય છે તેવા કેળવાએલા યોદ્ધાઓ થોડા હોવા છતાં વિજય પ્રાપ્ત કરી લે છે અને જેઓ બીનકેળવાએલા યોદ્ધાઓ હોય છે તેઓ વધારે હોવા છતાં હારી જાય છે. આ જ પ્રમાણે વિધિરહિત વિશેષ વંદના કરતાં વિધિપૂર્વકની થોડી વંદના લાભદાયક નીવડે છે; એટલા માટે વંદનાની વિધિ શીખવાની આવશ્યકતા છે. પહેલાંના લોકો વિધિપૂર્વક જ વંદના કરતા હતા. તમે પણ વંદનાવિધિ શીખ્યા બાદ વિધિપૂર્વક વંદના કરો તો તેમાં કલ્યાણ છે.

વિધિપૂર્વક વંદના કરવાથી શું ફળ મળે છે ? એ પ્રશ્નના જવાબમાં ભગવાને ફરમાવ્યું છે કે, વિધિપૂર્વક વંદના કરવાથી જીવ નીચ ગોત્રને ખપાવી ઉચ્ચ ગોત્રને બાંધે છે. ભગવાને જે ઉત્તર આપ્યો છે તે ઉપરથી અત્રે એ જોવાનું છે કે, ઉચ્ચ ગોત્ર અને નીચ ગોત્ર કોને કહેવામાં આવે છે ? આજકાલ નીચગોત્ર અને ઉચ્ચગોત્રનો અર્થ સમજવામાં ભૂલ થતી હોવાને કારણે અનેક લોકો ભ્રમમાં પડી ગયા છે. વીરમગામમાં મને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો કે, શાસ્ત્રમાં ઊંચ અને નીચ ગોત્રનું નામ આવે છે ? મેં કહ્યું કે, હા. શાસ્ત્રમાં ઊંચ નીચ ગોત્રનું નામ આવે છે. આ ઉપરથી પ્રશ્નકારે ફરી પૂછ્યું કે, જ્યારે શાસ્ત્રમાં પણ ઊંચ અને નીચ ગોત્રનું નામ આવેલ છે ત્યારે ઉચ્ચ ગોત્ર ઉચ્ચ રહેશે અને નીચગોત્ર નીચ રહેશે. મેં જવાબમાં કહ્યું કે, તમે આ પ્રમાણે તો કહો છો પણ શાસ્ત્રમાં ક્યાંય એવું આવ્યું હોય તો બતાવો કે, કોઈને અડકવું નહિ ! આ સિવાય નીચગોત્રને ખપાવવામાં આવે છે કે રાખવામાં આવે છે ! જ્યારે નીચગોત્રને ખપાવવામાં આવે છે ત્યારે નીચગોત્ર જ રહી શકે છે એમ કેમ કહી શકાય ? નીચગોત્રવાળો ઉચ્ચ ગોત્રવાળો પણ બની શકે છે.

ગોત્ર કોને કહેવાય તો એના વિષે કહ્યું છે કેઃ—

**गां वाणीं त्रायते रक्षते इति गोत्रः**

**गो** શબ્દના અનેક અર્થ થાય છે. અહીં **गो** શબ્દનો મતલબ વાણી થાય છે અને **त्र** નો અર્થ તે વાણીનું પાલન કરવું એવો થાય છે. **गोत्र**ના—વાણીનું પાલન કરવું—એ અર્થ પ્રમાણે જે શ્રેષ્ઠ પુરુષોની વાણીનું પાલન કરે છે તે ઉચ્ચ ગોત્રવાળો છે અને જે નીચની વાણીનું પાલન કરે છે તે નીચ ગોત્રવાળો છે.

આજે તો એમ કહેવામાં આવે છે કે, નીચ ગોત્રવાળાને મુક્તિ મળી શકતી નથી પણ આ કથન ઠીક નથી. જો નીચ ગોત્રમાં ઉત્પન્ન થઈને પણ કોઈ ઉચ્ચની વાણીનું પાલન કરે છે તો તે મુક્તિ પ્રાપ્ત કરી શકે છે. ગોત્ર બે પ્રકારનાં હોય છે. એક તો જન્મજાત ગોત્ર અને બીજું કર્મજાત ગોત્ર. જન્મજાત ગોત્રને કર્મદ્વારા બદલી શકાય છે. જેમકે શ્રી. ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કેઃ—

**सोवागकुलसंभूओ, गुणुत्तरधरो मुणी ।**
**हरिएसबलो नाम, आसी भिक्खू जिइन्दिओ ॥** उ० १२-१

આ કથન ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે, ચાંડાલ કુલમાં ઉત્પન્ન હોવા છતાં જે મહાપુરુષોની વાણીનું પાલન કરે છે તે ઉચ્ચ ગોત્રવાળો છે અને જે બ્રાહ્મણ કુલમાં ઉત્પન્ન થઈને પણ નીચ વાણીનું પાલન કરે છે તે નીચ ગોત્રવાળો બની જાય છે. મહાભારતમાં પણ કહ્યું છે કે, બ્રાહ્મણકુલમાં જન્મેલી વ્યક્તિ પણ ચાંડાલ બની શકે છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, ઉચ્ચતા કે નીચતા જન્મજાત જ હોતી નથી પણ કર્મજાત પણ હોય છે.

વંદનાનું ફલ બતાવતાં ભગવાને કહ્યું છે કે, વંદના નીચ ગોત્રને ખપાવે છે અને ઉચ્ચ ગોત્રને બંધાવે છે. આ પ્રશ્નનો ઉકેલ કરવાની આવશ્યકતા છે અને તેની સાથે જ એવો પ્રયત્ન કરવાની જરૂર છે કે જેથી પૂર્ણ વંદના થઈ શકે. હું તમને લોકોને તો આ વાત સંભળાવું છું પણ મને એવો વિચાર થાય છે કે, કયાંય હું એવો રહી ન જાઉં કે જે પ્રમાણે કડછી બીજાની થાળીમાં તો પીરસી દે છે પણ પોતે કાંઈ રસ લેતી નથી. હું પણ કડછીની માફક કોરો રહી ન જાઉં એટલા માટે હું મારા આત્માને એ જ કહું છું કે, હે! આત્મન્! તું એવો પ્રયત્ન કર કે જેથી તું પૂર્ણ વંદના કરી શકે. જો મારાથી પૂર્ણ નિયમોનું પાલન થતું હોય તો તે મારે જોઈએ જ શું? પણ હું મારા વિષે એવો અનુભવ કરું છું કે, મારાથી હજી વંદનાનાં પૂર્ણ નિયમોનું પાલન થતું નથી. એટલા માટે હું મારા આત્માને એ જ કહું છું કે, હે! આત્મા! તું એવો પ્રયત્ન કર કે જેથી તું પૂર્ણ વંદના કરી શકે.

તમારે પણ એમ વિચારવું ન જોઈએ કે, અમે ઉચ્ચ કુળમાં જન્મી ચૂકયા છીએ એટલે અમારે હવે કાંઈ કરવાની આવશ્યકતા જ નથી. પણ તમારે એમ વિચારવું જોઈએ કે, અમે મહાપુરુષોની વાણીનું જેટલા અંશમાં પાલન કરીએ છીએ તેટલા અંશમાં તો ઉચ્ચ ગોત્રના છીએ અને જેટલા અંશમાં સદ્‌વાણીનું પાલન કરતા નથી તેટલા અંશમાં નીચ ગોત્રના છીએ. આ પ્રમાણે વિચાર કરશો ત્યારે જ તમે તમારી અપૂર્ણતાને જોઈ શકશો અને પરિણામે એ અપૂર્ણતાને દૂર કરવાનો પ્રયત્ન કરી આત્માનું કલ્યાણ કરી શકશો.

## મયણરેહા ચરિત્ર—૩૧

મયણરેહા એમ વિચારે છે કે, મારે ગર્ભ અને પુત્રની રક્ષા તો કરવી છે પણ પ્રધાનતઃ મારે મારા શીલની રક્ષા કરવાની છે. મારું પ્રધાન લક્ષ્ય શીલની રક્ષા કરવા ઉપર છે.

સીતાને જો કોઈ એમ કહેત કે, તમે શીલનો ત્યાગ કરી દો તો તો યુદ્ધ અટકી જશે અને અનેક જણની રક્ષા થશે પણ જો તમે શીલનો ત્યાગ નહિ કરો તો અનેક જણાનો યુદ્ધમાં સંહાર થશે. આ સાંભળી સીતા શું ઉત્તર આપશે? તે તો એ જ કહેશે કે, બન્નેની રક્ષા થાય અર્થાત્ શીલની પણ રક્ષા થાય અને લોકોનો સંહાર થતો પણ અટકી જાય તો તો ઠીક છે નહિ તો હું શીલની રક્ષા સર્વ પ્રથમ કરીશ. આ પ્રમાણે સીતાએ શીલને જ મહત્ત્વ આપ્યું છે. મયણરેહા પણ આ જ પ્રમાણે શીલને જ મહત્ત્વ આપી રહી છે અને એમ કહી રહી છે કે, જો પુત્ર, ગર્ભ તથા શીલની રક્ષા થઈ શકે તો તો ઠીક છે નહિ તો મારું પ્રધાન લક્ષ્ય શીલની રક્ષા કરવાનું છે. શીલની રક્ષા કરવા માટે મારે અહીંથી ભાગી જવું એ જ યોગ્ય છે. આ પ્રમાણે વિચાર કરી, જ્યારે બધા લોકો યુગબાહુની અન્ત્યેષ્ઠિ ક્રિયા કરવામાં રોકાએલા હતા ત્યારે પોતાના શરીરનાં બધાં આભૂષણો તથા રાજસી વસ્ત્રો ઊતારી નાંખી અને દાસીનો વેશ પહેરી વનમાં જવા માટે નીકળી પડી.

ઘરેણાંને કારણે જ વિશેષ ભય રહે છે. ઘરેણાંને કારણે મૃત્યુ સુદ્ધાં થઈ જાય છે. જેમકે હમણાં બીકાનેરમાં એવી ઘટના બનેલી સાંભળવામાં આવી છે કે ત્યાં જેઠમલજી સેઠિયાના પુત્રને કોઈ બદમાશે ઘરેણાંના લોભમાં મારી નાંખ્યો. આ જ પ્રમાણે ઘણાં

બાળકોને ઘરેણાંને કારણે મારી નાંખવામાં આવે છે. જે ઘરેણાંને કારણે બાળકોની ઘાત સુદ્ધાં થઈ જાય છે તે ઘરેણાં બાળકોને પહેરાવવાં તે તો બાળકની ઘાત કરવામાં સહાયક થવા જેવું છે.

**દ્રવ્ય ભાવસે પૂર્વ દિશામેં, વેગ ગતિસે જાય;**
**સિંહ શબ્દ જબ સુના કાનમેં, મનમેં ડર નહીં પાય. ॥ સતી૦ ૧૧૦ ॥**
**પીછેસે જબ મનમેં આયા, જેઠ કા ક્રૂર વિચાર;**
**ઉત્પથ પથસે ચલી સતીજી, મનમેં સમતા ધાર. ॥ સતી૦ ૧૧૧ ॥**

મયણરેહા વનમાં જવા માટે નીકળી પડી; પણ બહાર નીકળતાં જ તેના મનમાં એવો પ્રશ્ન ઊભો થયો કે, હું કયાં જાઉં ? આ પ્રશ્ન મનમાં ઉદ્‌ભવતાં જ તેણીએ પરમાત્માનું સ્મરણ કર્યું. આત્મા જ્યારે કોઈ અસમંજસમાં પડી જાય છે ત્યારે એકાગ્રતાપૂર્વક પરમાત્માનું ધ્યાન ધરવાથી તેને તેનો અન્તરાત્મા કોઈ ને કોઈ માર્ગની સૂચના આપી જ દે છે. આ જ પ્રમાણે મયણરેહાના અન્તરાત્માએ પણ એવી સૂચના આપી કે, તારા માટે પૂર્વ દિશામાં જવું ઠીક પડશે. આ સૂચના મળતાં મયણરેહા વિચારવા લાગી કે, પૂર્વ દિશાના પણ દ્રવ્ય અને ભાવ એવા બે ભેદ છે. મારે કઈ પૂર્વ દિશામાં જવું જોઈએ ? આ પ્રશ્નનો ઉકેલ કરવા માટે વિચારતાં વિચારતાં મયણરેહાના મનમાં એવો વિચાર આવ્યો કે, હું અહિંસા-સત્ય વગેરેની રક્ષા કરવા માટે જઈ રહી છું. એ તો ભાવ પૂર્વદિશા તરફ જવા સમાન છે; એટલા માટે આ ભાવ પૂર્વદિશા તરફ જવાની સાથે જ મારે દ્રવ્ય પૂર્વદિશા તરફ પણ જવું જોઈએ.

પૂર્વદિશા શ્રેષ્ટ માનવામાં આવે છે. પ્રતિક્રમણને માટે પણ એમજ કહેવામાં આવ્યું છે કે, બને ત્યાં સુધી તો પૂર્વદિશા તરફ જ મુખ રાખવું અને જો પૂર્વ દિશા ન મળે તો ઉત્તરદિશા તરફ મુખ રાખવું.

મયણરેહા પૂર્વ દિશા તરફ ચાલી. તે વનમાં ગઈ. ત્યાં તેણીએ સિંહની ભયંકર ગર્જના સાંભળી પણ તે ગર્જના સાંભળી તેણીને કાંઈપણ ભય ન થયો. તે કહેવા લાગી કે, હે ! સિંહ ! તને ક્રૂર સ્વભાવવાળો કહેવામાં આવે છે પણ જો હું તારી અને નગરના લોકોની તુલના કરું તો તારી અપેક્ષા કોઈ કોઈ નગરજનો વધારે ક્રૂર નીકળશે. તું તો આ સ્થૂલ શરીરને જ ખાઈ જાય છે પણ નગરના લોકો તો સત્ય, શીલ આદિ આત્માના ગુણોને પણ ખાઈ જાય છે. તું જો મારાં આ શરીરને ખાઈ જાય તો તેનો કાંઈ વાંધો નથી પણ મારા આત્માનાં સત્ય-શીલાદિ ગુણોને તો તું ખાઈ શકવાનો નથી.

આ પ્રમાણે વિચાર કરતી મયણરેહા સિંહની ગર્જના જે બાજુથી આવી હતી તે બાજુ ચાલવા માંડી. યોગસૂત્રમાં કહ્યું છે કેઃ—

**अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः ।**

અર્થાત્—જેનામાં અહિંસા હોય છે તેની આગળ વેરભાવ તો ટકી જ શકતો નથી.

હવે મયણરેહા કેવી રીતે આગળ જાય છે અને ત્યાં શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.

— ❖ —

## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ આસો સુદ ૪ શુક્રવાર



### પ્રાર્થના

ધર્મ જિનેશ્વર મુજ હિયડે વસો, પ્યારા પ્રાણ સમાન;
કબ હું ન વિસરૂં ચિતારૂં નહીં, સદા અખંડિત ધ્યાન.
ધરમ જિનેશ્વર મુજ હિયડે બસો. ॥ ૧ ॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી ધર્મનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

જ્ઞાનીજનોએ પરમાત્માને ભેટવા માટે પરમાત્માની પ્રાર્થના કરવાનો સરળ માર્ગ બતાવ્યો છે, પણ પરમાત્માની જે પ્રાર્થના કરવામાં આવે તે અન્તઃકરણપૂર્વક કરવી જોઈએ. કેવલ લોકોને બતાવવા માટે ઉપરછલી પ્રાર્થના કરવી ન જોઈએ. અન્તઃકરણપૂર્વક કરવામાં આવેલી પ્રાર્થના કેવી હોય છે અને પરમાત્માની પ્રાર્થનામાં મન કેવી રીતે એકાગ્ર રહેવું જોઈએ એના માટે જ્ઞાનીજનોએ અનેક નૈસર્ગિક ઉદાહરણો આપ્યાં છે. આ પ્રાર્થનામાં પણ એવાં ઉદાહરણો આપવામાં આવ્યાં છે.

આ પ્રાર્થનામાં એમ કહેવામાં આવ્યું છે કે, દુનિયામાં એવું પ્રત્યક્ષ જોવામાં આવે છે કે, જેના પ્રત્યે પ્રીતિ હોય છે તે તેના પ્રત્યે પોતાનું મન એકાગ્ર રાખે છે. ઉદાહરણ તરીકે પનીહારીની પ્રીતિ ઘડા પ્રત્યે હોય છે એટલા માટે તે ઘડા પ્રત્યે પોતાનું મન કેવું એકાગ્ર રાખે છે ? નટ વાંસ ઉપર ચઢી જે ભાવ બતાવે છે તે મનને કેવી રીતે એકાગ્ર રાખીને બતાવે છે ? આ જ પ્રમાણે પતિવ્રતા સ્ત્રી પોતાના પતિ પ્રત્યે મનને કેવું એકાગ્ર રાખે છે ? આ જ વાત પશુ–પક્ષીઓમાં પણ જોવામાં આવે છે. આ ઉદાહરણો આપી જ્ઞાનીજનો કહે છે કે, હે ! મનુષ્ય ! જ્યારે આ બધા પોતાના પ્રેમી પ્રત્યે આ પ્રમાણે મનને એકાગ્ર રાખે છે તો તારે પરમાત્માની પ્રાર્થના કરવામાં મનને કેટલું બધું એકાગ્ર રાખવું જોઈએ તેનો વિચાર કર. તું પોતાને પરમાત્માનો ભક્ત તો કહેવડાવે છે, પણ તારામાં પરમાત્મા પ્રત્યે કેવી ભક્તિ છે તેનો વિચાર કર. જે પરમાત્માનો સાચો ભક્ત હોય છે તે પોતાના મુખે એમ કહેતો નથી કે, ' ભક્ત છું ' પણ તે તો એમ જ કહે છે કે, મારી સ્થિતિ બહુ જ ખરાબ થઈ ગઇ છે; મારું આચરણ અને મારા મનની સ્થિતિ મને એવું દુઃખ આપે છે કે તે વિષે હું કાંઇ કહી શકતો નથી. હે ! પ્રભો ! પનીહારીનું મન ઘડા પ્રત્યે જેટલું એકાગ્ર હોય છે અને બે પૈસા માટે ખેલ કરનાર નટનું મન વાસ ઉપર જેટલું એકાગ્ર હોય છે તેટલું મારું મન તારી પ્રાર્થના કરવામાં એકાગ્ર રહેતું નથી. આથી વિશેષ મારી ખરાબ સ્થિતિનું વર્ણન હું શું કરું ?

જેઓ સાચા ભક્ત હોય છે તેઓ આ પ્રમાણે પોતાના વિષે પશ્ચાતાપ કરે છે અને જ્યારે આવા ભક્તો પણ પશ્ચાતાપ કરે છે ત્યારે આપણા માટે કહેવું જ શું ? આપણે એમ કહી જ કેમ શકીએ કે, ' અમે પરમાત્માના ભક્ત છીએ, ' પરમાત્માના સાચા ભક્ત બનવા

અહંકારનો ત્યાગ કરી લઘુતા ધારણ કરવી જોઈએ. આત્માને પતિત કરનાર અહંકાર જ છે. કેટલાક લોકોએ તો ત્યાંસુધી કહ્યું છે કે, અહંકારથી બુદ્ધિ અહંકારમય બની જાય છે અને અહંકારમય બુદ્ધિ આત્માને પતિત કરી દે છે. અહંકાર બુદ્ધિ આત્માના હિતની કોઈ વાત ખ્યાલમાં રાખતી નથી; એટલું જ નહિ પણ સીધી વાતને વિપરીત બતાવે છે અને વિપરીત વાતને સીધી સમજે છે. જેમકે કેટલાક લોકો એવો પ્રશ્ન કરે છે કે, જે ભગવાન વીતરાગ છે તે કર્ત્તા કેવી રીતે હોઈ શકે! પરંતુ વાસ્તવમાં પરમાત્મા કર્ત્તા પણ છે અને કર્ત્તા પણ નથી. આત્માને જ ઈશ્વર કહેવામાં આવે છે. આ આત્મા જ કર્ત્તા છે અને એટલા જ માટે શાસ્ત્રમાં એમ કહ્યું છે કેઃ—

**अप्पा कत्ता विकत्ता य दुहाण य सुहाण य।**

આ પ્રમાણે આત્માને કર્ત્તા કહ્યો છે અને આત્માને જ ઈશ્વર પણ કહ્યો છે. આવી દશામાં જો ઈશ્વરને કર્ત્તા કહેવામાં આવે તો શું ખોટું છે? આ વાત જૈનશાસ્ત્રને માટે અસમ્મત નથી. પણ જે એમ કહેવામાં આવે છે કે, એક પરમાત્મા નામનો પુરુષ વિશેષ કર્ત્તા છે એ વાત જૈનશાસ્ત્રને માન્ય નથી. આનું કારણ એ છે કે, જો કોઈ તટસ્થ ઈશ્વર જ કર્ત્તા છે તો તો સંસારમાં કોઈ પ્રકારનું દુઃખ હોવું જ ન જોઈએ. પણ એવું જોવામાં આવતું નથી. એટલા માટે એમ જ માનવું ઠીક લાગે છે કે, આત્મા કર્ત્તા છે અને આત્માને જ ઈશ્વર કહેવામાં આવે છે. આ જ વાતને દ્રષ્ટિમાં રાખી ગીતામાં પણ એમ કહેવામાં આવ્યું છે કેઃ—

**उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत्**

આ પ્રમાણે કોઈ પુરુષવિશેષને ઈશ્વર માની તેને કર્ત્તા કહેવામાં આવ્યો નથી પણ આત્માને જ કર્ત્તા કહેવામાં આવ્યો છે.

કહેવાનો આશય એ છે કે, બુદ્ધિ અહંકારમય થઈ જવાને કારણે આ પ્રકારનાં કુતર્કો સુઝે છે. જ્ઞાનીજનો કહે છે કે, આ પ્રકારના અહંકારને દૂર કરો અને અહંકારને જીતી તથા લઘુતા ધારણ કરી સત્કાર્ય કરતા રહો. આ પ્રમાણે કરવાથી આત્માનો ઉદ્ધાર થશે જ.

## સમ્યક્ત્વ પરાક્રમ—દશમો બોલ

શાસ્ત્રમાં જે વંદનાની વાત ચાલી રહી છે તે પણ અહંકારને જીતવા માટે જ છે. વંદનાનો અર્થ નમનભાવને ધારણ કરવો તે છે. અને જે નમનભાવને ધારણ કરે છે તે જ અહંકારને જીતી શકે છે, પણ તે વંદના સાંસારિક પદાર્થની સ્વાર્થભાવનાથી હોવી ન જોઈએ. સાંસારિક પદાર્થના સ્વાર્થ માટે તો બધાય લોકો નમનભાવ ધારણ કરે છે. શું, વ્યાપારી પોતાના ગ્રાહકને નમન કરતો નથી? મેં બચપણમાં આ સ્થિતિનો અનુભવ કર્યો છે કે, વ્યાપારી ગ્રાહકને કેવી રીતે નમન કરે છે. હું જ્યારે નાનો હતો અને દુકાન ઉપર બેસતો હતો ત્યારે મને આ સ્થિતિનો અનુભવ થયો છે કે ગ્રાહકની કેટલી બધી પ્રશંસા અને તેનો આદર કરવામાં આવે છે! પણ તે બધો નમનભાવ તેની ગાંઠમાંથી પૈસા કાઢવા માટે હોય છે. આ પ્રમાણે સ્વાર્થને માટે તો વંદના કરવામાં આવે જ છે. પણ અહીં જે વંદનાની ચર્ચા ચાલે છે તે વંદના એવી હોવી ન જોઈએ પણ ગુણોની વંદના હોવી જોઈએ. ગુણોને જોઈ તે ગુણોની પ્રાપ્તિ માટે કરવામાં આવેલી વંદના સાચી વંદના છે. આ પ્રકારની વંદનાથી જ અહંકારને જીતી શકાય છે અને પરમાત્માને ભેટી શકાય છે.

આજે વંદના કરવામાં પણ પક્ષપાત કરવામાં આવે છે; અર્થાત્ એમ કહેવામાં આવે છે કે, તેઓ મારા છે એટલા માટે તેમને વંદના કરું છું અને તેઓ મારા નથી એટલા માટે તેમને વંદના કરતો નથી. આ પ્રકારનો પક્ષપાત વંદના કરવામાં પણ ચલાવવામાં આવે છે. છદ્મસ્થની સમીપ પક્ષપાત તો હોય છે, પણ તે પક્ષપાત મારા-તારાનો ન હોવો જોઈએ, પણ ગુણોને માટે હોવો જોઈએ કે તેનામાં વંદન કરવાને યોગ્ય ગુણો છે કે નહિ !

શાસ્ત્ર કહે છે કે, તમે વંદના તેને જ કરો કે જેનામાં સંયમાદિ ગુણો છે. જેનામાં એ ગુણો નથી તે પાસત્થાદિને શાસ્ત્રે વંદના ન કરવાનું વિધાન કર્યું છે. શાસ્ત્રને પાસત્થા-કુશીલા કે સ્વચ્છન્દાદિ લોકો પ્રત્યે કોઈ પ્રકારનો દ્વેષ નથી પણ શાસ્ત્રે પાસત્થા-કુશીલા વગેરેને વંદના શા માટે કરવી ન જોઈએ તેનો ખુલાસો આપી તે પાસત્થા આદિ લોકોને પણ સાવધાન કર્યા છે અને વંદન કરનારને પણ આવી સૂચના આપી છે કે, એવા પાસત્થા લોકોને વંદના કરવી તે તેઓને વધારે પતિત કરવા સમાન છે. જો તમે તે પાસત્થાદિને વંદના કરો તો તેઓ એમ વિચારશે કે, લોકો અમને વંદના તો કરે જ છે, એટલા માટે જો અમે સંયમાદિનું પાલન ન કરીએ તો એમાં અમારી કાંઈ હાનિ નથી. આ પ્રમાણે વિચારવાને કારણે તે લોકો વધારે પતિત થઈ જાય છે અને આ પ્રમાણે તે લોકોને વંદન-નમસ્કાર કરવાં તે તેમને વધારે પતિત કરવા સમાન છે. વંદના ગુણોને માટે જ કરવામાં આવે છે એટલા માટે જેમનામાં સંયમાદિ ગુણો હોય તેમને જ વંદના કરવી ઘટે; પણ જેમણે સંયમાદિ ગુણોનો સ્વીકાર તો કર્યો છે પરંતુ તે ગુણોને જીવનમાં ઉતારતા નથી તે પાસત્થાદિને વંદના કરવી તે તો પોતાને અને તે પાસત્થાદિને વધારે પતિત કરવા સમાન છે. સંબોધસત્તરીમાં કહ્યું છે કે :—

**पासत्थं वन्दमाणस्स नैव कित्ती न निज्जरा होई।**
**होई कायाकिलेसो अणाणं कम्मं बंधई ॥**

અર્થાત્—જે જ્ઞાન, દર્શન અને ચારિત્ર આદિ ગુણોને ધારણ તો કરે છે પણ તે ગુણોનું પાલન કરતો નથી તે પાસત્થા કહેવાય છે. આવા પાસત્થાઓને તથા આ જ પ્રકારના કુશીલ તેમજ સ્વચ્છન્દી લોકોને વંદના કરવી અનુચિત છે. કેટલાક લોકો કહે છે કે, આપણે તો કોઈના પ્રત્યે રાગદ્વેષ રાખવો ન જોઈએ અને બધાને વંદના કરવી જોઈએ પણ આમ કહેવું એ ઠીક નથી. જો રાગદ્વેષ ન હોય તો વંદના કર્યા વિના જ મોક્ષ પ્રાપ્ત થઈ જશે. પરંતુ જ્યારે તે વંદના કરે છે ત્યારે તેણે એ વિચારવું જોઈએ કે, પોતે કોને અને શા માટે વંદના કરે છે ? જે રાજપુરુષાદિને વંદના કરે છે તે તો તેની સત્તાને કારણે વંદન કરે છે, પણ પાસત્થાદિ કે જેમનામાં વંદના કરવાને યોગ્ય ગુણો નથી તેમને વંદના શા માટે કરે છે ? અહીં જે વંદનાનું પ્રકરણ ચાલી રહ્યું છે તે વંદના જેમનામાં સંયમાદિ ગુણો નથી તેમને કરવી અનુચિત છે. શા માટે અનુચિત છે એ બતાવવા માટે આ ગાથામાં કહ્યું છે કે, પાસત્થાને વંદના કરવાથી કીર્ત્તિ પણ મળતી નથી. કોઈ કહે કે, કીર્ત્તિ ન મળે તો કાંઈ નહિ પણ નિર્જરા તો થશે. પરંતુ આ ગાથામાં આગળ જતાં કહ્યું છે કે, પાસત્થાદિને વંદના કરવાથી કીર્ત્તિ પણ મળતી નથી તેમ નિર્જરા પણ થતી નથી. કોઈ કહે કે, નિર્જરા ન થાય તો કાંઈ નહિ પણ વંદના કરવાથી આપણને તો કાંઈ ગેરલાભ થતો નથીને ? તો આ પ્રશ્નના ઉત્તરમાં આ ગાથામાં કહ્યું છે કે, પાસત્થાઓને વંદના કરવાથી કાયાને નકામો

ક્લેશ થાય છે. કોઈ વળી એમ કહે કે, કાયાને કલેશ તો થયા જ કરે છે પણ પાસત્થાને વંદન કરવાથી બીજો તો કાંઈ ગેરલાભ થતો નથી ને ? તો આ કથનના ઉત્તરમાં આ ગાથામાં આગળ જતાં કહ્યું છે કે, પાસત્થાને વંદન કરવાથી કાયાને કલેશ થાય છે એટલું જ નહિ પણ પાસત્થાને જે વંદન કરે છે તેને અનાજ્ઞા કર્મ બંધાય છે અર્થાત્ ભગવાનની આજ્ઞા વિરુદ્ધ કાર્ય કરવાનું પાપ બંધાય છે.

માનો કે, એક ચંપાના ફુલની માળા અશુચિમાં પડી ગઈ છે. જો કે, ચંપાના ફુલની માલા તમારી દ્રષ્ટિએ સારી છે; પણ જે ચંપાના ફુલની માલા અશુચિમાં પડી ગઈ છે તે ધારણ કરવા યોગ્ય નથી. આ જ પ્રમાણે જે લોકો પાસત્થાપણાના અશુચિભાવમાં પડી ગયા છે, તેમના પ્રત્યે બુદ્ધિમાન લોકો કોઈ પ્રકારનો દ્વેષ પણ કરતા નથી તેમ જે વંદના ગુણીજનોને કરવામાં આવે છે તે વંદના પણ તેમને કરતા નથી. નિશીથસૂત્રમાં પણ કહ્યું છે કેઃ—

**जे भिक्खू पासत्थं वन्दइ वन्दतं वा साइज्जइ एवं कुसीलं उसन्नं अहाछन्दं संसत्तं ।**

આ પ્રમાણે પાસત્થાદિને વંદન–નમસ્કાર કરવાનો ઘણો જ નિષેધ કરવામાં આવ્યો છે. જો કે, વંદના કરવાથી ઘણો લાભ થાય છે પણ ગુણરહિતને વંદના કરવાથી લાભ થવાને બદલે ઊલટી હાનિ થાય છે. વંદનાનાં જે ૩૨ દોષો બતાવવામાં આવ્યાં છે તે દોષોને વર્ણવવાનો અત્યારે સમય નથી. એટલા માટે ટૂંકામાં હું એટલું જ કહું છું કે, પચ્ચીશ આવશ્યક સહિત અને બત્રીશ દોષ રહિત વંદના કરવાનું ફળ નીચગોત્રને ખપાવવાનું અને ઉચ્ચ ગોત્રને બાંધવાનું મળે છે.

કાલે ગોત્રની વ્યાખ્યા કરવામાં આવી છે. જે શ્રેષ્ઠની વાણીનું આચરણ કરે છે તે ઊંચ ગોત્રનો છે અને જે નીચની વાણીનું આચરણ કરે છે તે નીચ ગોત્રનો છે. જેમકે, કોઈ કોઈના કુલમાં એવી પરંપરા હોય છે કે અમુક પ્રસંગ ઉપર દારૂ હોવો જ જોઈએ. આવા નીચ સંસ્કારનું આચરણ કરવું એ નીચગોત્ર હોવાનું કારણ છે. આ જ પ્રમાણે કોઈના કુલમાં એવાં સંસ્કાર હોય છે કે અમુક પ્રસંગ ઉપર અમુક સારું કામ હોવું જ જોઈએ. આ ઉચ્ચ કે શ્રેષ્ઠની વાણીનું આચરણ છે. આ પ્રમાણે જે જેવાઓની વાણીનું પાલન કરે છે તેના કુલમાં સંસ્કાર પણ પ્રાયઃ તેવા જ બની જાય છે અને તે વાણીના પાલન કરવાના આધારે જ તેઓ ઉચ્ચ ગોત્ર કે નીચગોત્રના માની શકાય છે. ઉચ્ચગોત્રવાળા કુલનાં સંસ્કાર એવાં હોય છે કે જેથી આત્મા વિશેષ ઉન્નત બને છે, અવનત બનતો નથી. કોઈ કુલનાં એવાં સંસ્કાર હોય છે કે તેને સારી વાત પણ રુચતી નથી અને પાપકૃત્યો પ્રત્યે ઘૃણા પણ થતી નથી; અને કોઈ કુલનાં સંસ્કાર એવાં હોય છે કે, ભલે ગમે તે થાય પણ તેઓ પાપકાર્યમાં પ્રવૃત્ત જ થતા નથી. ઉદાહરણ તરીકે તમારી સામે કોઈ લાખો રૂપિયા મૂકે તોપણ તમે બકરાના ગળા ઉપર છરી ફેરવવા તૈયાર થઈ શકો નહિ. આ ઉચ્ચ ગોત્ર અને કુલનાં સારાં સંસ્કારનું જ કારણ છે. કોઈ કોઈવાર એવું પણ બને છે કે, ઉચ્ચ ગોત્રવાળાઓમાં પણ નીચ વાત પ્રવેશ કરી જાય છે. જેમકે તમે લોકો બકરાંને તો મારી ન જ શકો, પણ શું જેવી ઘૃણા બકરાંને મારવા પ્રત્યે છે તેવી જ ઘૃણા અસત્ય બોલવા પ્રત્યે કે વ્યભિચાર કરવા પ્રત્યે છે ?

પ્રાચીન સમયમાં વ્યભિચારને હિંસાથી પણ ખરાબ માનવામાં આવતો હતો; પણ આજકાલ વ્યભિચાર પ્રત્યે બહુ ઓછી ઘૃણા જોવામાં આવે છે. પૂર્વકાળમાં વ્યભિચારને હિંસાથી પણ ખરાબ માનવામાં આવતો હતો તેનું પ્રમાણ એ છે કે, મહાશતક શ્રાવકની સ્ત્રી રેવતી હિંસાનું ક્રૂર કામ કરતી હતી છતાં મહાશતકે તેને પોતાના ઘરમાંથી બહાર કાઢી મૂકી ન હતી. મહાશતકે તેને બહાર શા માટે કાઢી મૂકી ન હતી તેનું કારણ મને એ જ જણાય છે કે, મહાશતક એમ વિચારતો હતો કે રેવતીનું ખાનપાન તો ખરાબ છે પણ તે મારા પ્રત્યે અનુરાગ ધરાવે છે અને વ્યભિચારથી બચેલી છે. જો હું તેને ઘરમાંથી કાઢી મૂકીશ તો તે વધારે બગડી જશે અને વ્યભિચારાદિમાં પડી જવાનો સંભવ છે. આ પ્રમાણે વિચાર કરી તેણે પોતે તો માંસભક્ષણને આદર ન આપ્યો પણ રેવતી વ્યભિચારમાં પડી ન જાય એ વિચારથી તેણે તેને ઘરમાંથી કાઢી ન મૂકી. આ પ્રમાણે પહેલાંના સમયમાં વ્યભિચારને હિંસાથી પણ વધારે ખરાબ માનવામાં આવતો હતો.

કહેવાનો આશય એ છે કે, વંદનાથી નીચ ગોત્રનો ક્ષય થાય છે અને ઉચ્ચ ગોત્રનો બંધ થાય છે. કેટલાક લોકો કહે છે કે કરેલાં કર્મો તો ભોગવવાં જ પડે છે. પણ જો કરેલાં કર્મો પણ બદલી કે ખપાવી ન શકાતાં હોત તો એ દશામાં ભગવાન વંદનાનું ફળ એ ન બતાવત કે, વંદનાથી નીચ ગોત્રનો ક્ષય અને ઉચ્ચ ગોત્રનો બંધ થાય છે. ભગવાને વંદનાનું આ ફળ બતાવ્યું છે એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, કરેલાં કર્મો પણ બદલી શકાય છે અને તે કર્મોની પણ નિર્જરા કરી શકાય છે. વંદના કરવાથી અર્થાત્ નમ્રતા ધારણ કરવાથી પણ કર્મો ખપે છે.

વંદનાનું એક ફળ તો એ મળે છે કે, નીચ ગોત્રનો ક્ષય અને ઉચ્ચ ગોત્રનો બંધ થાય છે. બીજું ફળ એ મળે છે કે, સૌભાગ્ય પ્રાપ્ત થાય છે. ત્રીજું ફળ એ મળે છે કે, તે કોઈથી પરાજિત થતો નથી પણ અપ્રતિહત થાય છે. ચોથું ફળ એ મળે છે કે, તેની આજ્ઞાનુસાર કાર્ય થાય છે અર્થાત્ તેની આજ્ઞાને કોઈ લોપ કરતું નથી. અને પાંચમું ફળ એ મળે છે કે, તેનામાં દાક્ષિણ્ય ગુણ આવે છે અર્થાત્ હોશીયારી અને સર્વપ્રિયતા પ્રાપ્ત થાય છે.

વિધિપૂર્વક ગુરુને વંદન કરવાનું ફળ આવું મળે છે, પણ આજના લોકોએ વંદનાને પણ પોતાનો સ્વાર્થ સાધવાનું એક સાધન બનાવી લીધું છે અને એટલા માટે ગમે તેને વંદના કરી લેવામાં આવે છે. પરંતુ પૂર્વ સમયમાં આમ બનતું ન હતું. પૂર્વ સમયમાં જેમનામાં ગુણો જોવામાં આવતાં ન હતાં તેમને કદાપિ વંદના કરવામાં આવતી ન હતી. ભલે મસ્તકને કાપી નાંખવામાં આવે પણ જેમનામાં ગુણો જોવામાં આવતાં નહિ તેમને મસ્તક કદાપિ નમાવવામાં આવતું નહિ. ધર્મને માટે પણ આ નિયમનું પાલન કરવામાં આવતું હતું અને વ્યવહારમાં પણ આ જ નિયમનું પાલન કરવામાં આવતું હતું. જેમકે કહેવામાં આવે છે કે, રાણા પ્રતાપને મોગલ સમ્રાટ અકબરે એમ કહેવડાવ્યું હતું કે, જો રાણા મારી આગળ મસ્તક નમાવે તો હું તેને મેવાડના રાજ્ય સિવાય બીજું રાજ્ય પણ આપીશ. પણ રાણાએ એવો પ્રત્યુત્તર આપ્યો કે, હું કોઈ ધર્માં જાણીને તેને નમન કરું એ વાત જુદી છે પણ લોભને વશ થઈ કોઈને કદાપિ નમન કરી શકું નહિ. એમ કરવાથી તો મારી માતાને જ

કલંક લાગે છે. રાણા પ્રતાપમાં આ પ્રકારની દઢતા હતી. આ દઢતાને કારણે જ તેને જંગલમાં અહીંતહીં ભટકવું પડ્યું અને સંકટમાં રહેવું પડ્યું. રાણાએ કુલધર્મની રક્ષા માટે આ બધાં કષ્ટો સહન કરવાનું તો મંજુર કર્યું, પરંતુ બાદશાહને મસ્તક નમાવવાનું મંજુર ન કર્યું.

ધર્મમાર્ગમાં પણ જો આ પ્રકારની દઢતા હોય અને જેમનામાં સંયમાદિ ગુણો છે તેમને વિધિપૂર્વક વંદના કરવામાં આવે તો ભગવાને વન્દનાનું જે ફળ બતાવ્યું છે તે ફળ અવશ્ય પ્રાપ્ત થાય. દઢતા ધારણ કર્યા વિના ફળ મળતું નથી. કામદેવ અને અરણકને પિશાચે કેવાં કેવાં કષ્ટો આપ્યાં છતાં તેઓએ પિશાચની આગળ મસ્તક ન નમાવ્યું. તે ધર્મદઢતા હોવાનું જ કારણ છે. જો દઢતા રાખવામાં આવે તો દેવ પોતે આવીને આપણને નમન કરે. કામદેવને પહેલાં દેવે કષ્ટો આપ્યાં હતાં પણ આખરે તે દેવ જ દઢધર્મી કામદેવની આગળ નમ્યો કે નહિ? તમે પણ એવી ધર્મદઢતા ધારણ કરો. ઢીલા ન બનો. ઢીલા બની જવાથી કામ ચાલી શકતું નથી. ધર્મમાં અટલ શ્રદ્ધા અને દઢતા ધારણ કરવાથી જ કલ્યાણ થઈ શકે છે.

## મયણરેહા ચરિત્ર—૩૨

મયણરેહામાં કેવી દઢતા હતી એ જાણવા માટે તમે તેની ચારિત્રકથા સાંભળી જ રહ્યા છો. વનમાં સિંહની ગર્જના સાંભળી તે ગભરાઈ નહિ પણ એમ વિચારવા લાગી કે, જો કે સિંહ આ સ્થૂલ શરીરને જ નષ્ટ કરે છે પણ આત્માનાં ગુણોને નષ્ટ કરી શકતો નથી. મને એવો વિશ્વાસ છે કે, જો મારા હૃદયમાં સિંહ પ્રત્યે વેરભાવ નહિ હોય તો તે મારા સ્થૂલ શરીરને પણ નષ્ટ કરી શકશે નહિ; કારણ કે જ્યારે મારામાં તેના પ્રત્યે વેરભાવ નથી તો પછી તેનામાં મારા પ્રત્યે વેરભાવ હોઈ શકે નહિ!

મેં કાલે તમને યોગશાસ્ત્રનું એક સૂત્ર સંભળાવ્યું હતું કે, अहिंसा प्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः—અર્થાત્ જેમનામાં અહિંસા છે તેની આગળ વેરભાવ ટકી જ શકતો નથી. આ વાતને સિદ્ધ કરવા માટે અનેક પ્રમાણો અને ઉદાહરણો મળી આવે છે. અને એવું સાંભળવામાં આવે છે કે એક મનુષ્યે સિંહના પગમાંથી કાંટો કાઢ્યો હતો. આ પ્રમાણે જેના પોતાના હૃદયમાં વેરભાવ હોતો નથી તેના પ્રત્યે બીજાના હૃદયમાં પણ વેરભાવ ટકી શકતો નથી.

વિષયી મનુષ્ય ઔર સિંહ આદિકા, મનસે કિયા વિચાર;
સ્થુલ શરીર કે યે હૈ નાશક, શીલ ન નાશે લિગાર. ॥ સતી૦ ॥ ૧૧૨ ॥

ભૌતિક પિંડે મુઝે ન શ્રદ્ધા, ધર્મ પરમ સુખદાય;
ઉસકે ખાતિર ઇસિકો તજ દૂં, યહી મર્મ મન લાય. ॥ સતી૦ ॥ ૧૧૩ ॥

સાગારી અનશન સતી કીનો, સમરે શ્રી નવકાર;
સિંહ સામને ચલી સતીજી, ધીરજ મનમેં ધાર. ॥ સતી૦ ॥ ૧૧૪ ॥

મૃગસમ મૃગપતિ હુઆ સતીકો, હુઆ ન દુઃખ લિગાર;
અનશન પાલી વનફળ ખાયે, લીની ક્ષુધા નિવાર. ॥ સતી૦ ॥ ૧૧૫ ॥

આ કેવો આદર્શ છે! આજનો સમાજ આ પ્રકારના મહાન્ આદર્શને અપનાવી શકતો નથી અને એ કારણે સમાજને આવા આદર્શ પ્રત્યે પ્રેમ પેદા થતો નથી. જો કે મોટું ફળ પણ ફળ જ હોય છે પણ તે મોટું ફળ બકરીના મોઢામાં સમાતું નથી, એટલા માટે બકરી તેને ખાઈ શકતી નથી. આ જ પ્રમાણે આજના સમાજની દશા બકરીના મોઢા જેવી થઈ રહી છે. આવી દશામાં સમાજ આ પ્રકારના આદર્શરૂપી મોટા ફળને કેવી રીતે ખાઈ શકે?

લોકો સિંહને હિંસક કહે છે. પણ મનુષ્ય હિંસક છે કે સિંહ હિંસક છે એનો તો વિચાર કરવામાં આવે ત્યારે જ ખબર પડે. જે જ્ઞાન, દર્શન અને ચારિત્રને નષ્ટ કરે છે તે વધારે ક્રૂર છે કે જે આ સ્થૂલ શરીરને નષ્ટ કરે છે તે વધારે ક્રૂર છે? સ્થૂલ શરીર નષ્ટ થવાના સમયે જો એવો વિચાર કરવામાં આવે કે, આ સ્થૂલ શરીર નષ્ટ થવાથી મારા આત્માની કાંઈ હાનિ થવાની નથી અને આ પ્રમાણે વિચાર કરી દઢતા ધારણ કરવામાં આવે તો આત્માની કાંઈ હાનિ થઈ શકતી નથી, ઊલટું આત્માનું કલ્યાણ થાય છે. જેમકે સુકૌશલ મુનિના શરીરને સિંહણે નષ્ટ કરી નાંખ્યું હતું પણ તેઓ આત્મકલ્યાણનો વિચાર કરી ધીર રહ્યા તો શું તેમના આત્માની કાંઈ હાનિ થઈ? નહિ. આ પ્રમાણે સ્થૂલ શરીરને નષ્ટ કરનાર સિંહની અપેક્ષા તે મનુષ્યો વધારે ક્રૂર છે કે જેઓ જ્ઞાન, દર્શન અને ચારિત્રને નષ્ટ કરે છે.

સિંહને જોઈ મયણરેહાએ સાગારી અનશન કર્યું અને બધાં પ્રાણીઓ પ્રત્યે મૈત્રીભાવ ધારણ કર્યો. તેના મનમાં ભય ન હતો તેમ ક્રોધ પણ ન હતો; પણ તેના હૃદયમાં સિંહ પ્રત્યે પણ પોતાના વહાલા પુત્ર ચન્દ્રયશ જેવો પ્રેમભાવ હતો. આ પ્રમાણે વિચાર કરી તે સિંહની સામે ચાલી. તેના હૃદયમાં સિંહ પ્રત્યે જરાપણ વેરભાવ ન હતો; એટલા માટે તે મૃગપતિ પણ તે સતીને માટે મૃગ સમાન બની ગયો.

સિંહના ઉપસર્ગમાંથી નીકળી સતીએ અનશન પાળ્યું અને પછી વિચારવા લાગી કે હવે મારે મારી ક્ષુધા મટાડવી જોઈએ. મારે શરીરનો ઘાત તો કરવો નથી અને શીલની રક્ષા કરવી જ છે. શીલની રક્ષા કરવી એ મુખ્ય ધ્યેય છે એટલા માટે હું શરીરની અપેક્ષા શીલને જ મહત્ત્વ આપું છું. પણ હવે તો હું ઉપસર્ગમાંથી નીકળી ગઈ છું એટલા માટે મારે ક્ષુધાને શાન્ત કરવી જોઈએ. અહીં ક્ષુધાને શાન્ત કરવા માટે આ વૃક્ષોમાં લાગેલાં વનફળો તૈયાર જ છે; એટલા માટે આ વનફળોદ્વારા મારે ક્ષુધાને શાન્ત કરવી જોઈએ.

વનફળનું મહત્ત્વ કેવું હોય છે એ તો રામ કે રાણા પ્રતાપ જેવા જાણતા હતા. જે વખતે લક્ષ્મણ વનમાંથી વનફળો લાવતા હશે અને સીતા તે ફળોનો સંસ્કાર કરતી હશે તે વખતે તે વનફળો તેમને કેવાં સારાં લાગતાં હશે? વનફળોનું મહત્ત્વ તો જેમણે વનમાં વનફળોનો સ્વાદ ચાખ્યો હોય તે જ જાણી શકે!

મયણરેહાએ વનફળદ્વારા પોતાની ક્ષુધા શાન્ત કરી. તે વિચારવા લાગી કે, મને આજે એ વાતનો સાક્ષાત્ અનુભવ તો થયો કે, નિર્વૈર થઈ જવાથી સિંહ પણ નિર્વૈર બની જાય છે. મારા પ્રત્યે સિંહ તો નિર્વૈર થઈ ગયો પણ હું મારા જેઠને નિર્વૈર કરી ન શકી એ મારી અપૂર્ણતા છે. મારે એ અપૂર્ણતા દૂર કરવી જ જોઈએ અને તેમાં જ મારું કલ્યાણ રહેલું છે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ આસો શુદ ૫ શનિવાર



### પ્રાર્થના

'વિશ્વસેન' નૃપ 'અચલા' પટરાનીજી, તસુ સુત કુલ શણગાર હો સુભાગી,
જન્મતાં શાન્તિ કરી નિજ દેશમેં, મૃગી માર નિવાર હો સુભાગી;
શાન્તિ જિનેશ્વર સાહબ સોલમા. ॥ ૧ ॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી શાન્તિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

જગતમાં ઉપાધિ અને અશાન્તિ ફેલાએલી છે છતાં બધાં લોકો શાન્તિ ચાહે છે. શાન્તિ ચાહવા છતાં શાન્તિ પ્રાપ્ત થતી નથી એ જ સંસારની વિચિત્રતા છે. સંસારની આ વિચિત્ર સ્થિતિ જોઈને જ્ઞાનીજનોએ આત્મસ્વરૂપનો અનુભવ કરી એમ કહ્યું છે કે, હે ! જગજીવો ! તમે શાન્તિ ચાહો છો છતાં શાન્તિ મળતી નથી તેનું શું કારણ છે ? એની સર્વપ્રથમ તપાસ કરો. સાથે સાથે પરમાત્માને એવી પ્રાર્થના કરો કે, હે ! પ્રભો ! અમે શાન્તિ ચાહિએ છીએ છતાં અમને શાન્તિને બદલે અશાન્તિ પ્રાપ્ત થાય છે, એટલા માટે તું અમને એવી શક્તિ પ્રદાન કર કે જેથી અમારામાં અશાન્તિ રહે જ નહિ. આ પ્રમાણે પરમાત્માની પ્રાર્થના કરવાથી તમારા હૃદયમાં છુપાએલી જે શાન્તિ છે તે શાન્તિ એવા રૂપમાં પ્રકટ થશે કે જેથી તમારામાં કોઈ પ્રકારની ઉપાધિ કે અશાન્તિ રહેવા પામશે જ નહિ.

વાસ્તવમાં આત્મા અમૃત છે છતાં તેને વિકારવિષને કારણે અશાન્તિ રહી છે. એટલા માટે જે વિકારવિષને કારણે આત્મામાં રહેલી શાન્તિ, અશાન્તિમાં પરિણમી ગઈ છે, તે વિકારવિષને પરમાત્માની પ્રાર્થનાદ્વારા દૂર કરો તો તમારામાં પૂર્ણ શાન્તિનો સંચાર થશે અને અશાન્તિ અદૃશ્ય થઈ જશે. શાન્તિનાથ ભગવાન યથાનામ તથાગુણ એ લોકોક્તિ અનુસાર શાન્તિ આપનાર જ છે. આત્મામાં રહેલી શાન્તિને પ્રકટાવનાર શાન્તિનાથ ભગવાન જ છે. શાન્તિનાથ ભગવાન શાન્તિ આપે છે પણ તેઓ કોને શાન્તિ આપે છે ? તો એને માટે આ જ પ્રાર્થનામાં કહ્યું છે કે:—

તન મન વચન હો શુદ્ધ કરી ધ્યાવતા પૂરે સઘળી હામ હો સુભાગી૦

કોઈ કહે કે, સાયકલદ્વારા કોઈ સ્થાને જલ્દી પહોંચી શકાય છે. તેનું આ કથન ઠીક છે. પરંતુ સાયકલદ્વારા જલ્દી તે જ પહોંચી શકે છે કે જે સાયકલ ઉપર બેસવાનું અને સાયકલ ચલાવવાનું જાણતો હોય છે. કોઈ માણસ સાયકલ ચલાવવાનું તો જાણતો ન હોય અને સાયકલ ચલાવવાનો પ્રયત્ન કરતાં પડી જાય અને તેના હાથ-પગ તૂટી જાય, છતાં તે એમ કહેવા લાગે કે, સાયકલદ્વારા જલ્દી પહોંચી શકાય છે, તો શું તેનું આ કથન ખોટું નહિ તો ઠીક કહી શકાય ખરું ? તેને તો એમ જ કહી શકાય કે, સાયકલદ્વારા જલ્દી પહોંચી શકાય છે એ કથન તો ઠીક છે, પરંતુ પહેલાં પોતાને સાયકલ ચલાવતાં આવડે છે કે નહિ તે જોઈ લેવું જરૂરી છે. જો સાયકલ બરાબર ચલાવતાં આવડતી ન હોય તો સાયકલદ્વારા નિયત સ્થાને જલ્દી કેમ પહોંચી શકાય ?

પરમાત્મા માટે પણ આ જ વાત લાગુ પડે છે. પરમાત્મા શાન્તિ આપે છે. પણ ક્યારે ? પરમાત્મા ત્યારે જ શાન્તિ આપે છે જ્યારે પોતાના મન, વચન તથા કાયાને શુદ્ધ કરી તેની પ્રાર્થના કરવામાં આવે ! મન, વચન તથા કાયાને શુદ્ધ કરી પરમાત્માની પ્રાર્થના કરવાથી શાન્તિ અવશ્ય પ્રાપ્ત થાય જ છે. એટલા માટે શાન્તિ પ્રાપ્ત કરવા સર્વપ્રથમ મન, વચન તથા કાયાને શુદ્ધ કરવાની આવશ્યકતા રહે છે. પરમાત્મા તો નિમિત્ત કારણ છે. ઉપાદાન કારણ તો આત્મા જ છે. જ્યારે ઉપાદાન આત્મા સારો હશે ત્યારે નિમિત્ત પરમાત્માદ્વારા શાન્તિ પણ અવશ્ય પ્રાપ્ત થશે.

## સમ્યક્ત્વ પરાક્રમ— દશમો બોલ

મન, વચન તથા કાયાને શુદ્ધ કેવીરીતે કરી શકાય છે એ બતાવવા માટે તમારી સામે વંદનાનું પ્રકરણ ચાલી જ રહ્યું છે. વંદનાદ્વારા આત્માનાં અનેક વિકારો દૂર થઈ જાય છે અને વિકારો દૂર થઈ જવાથી મન, વચન, કાયા શુદ્ધ થાય છે અને આત્માને શાન્તિ પ્રાપ્ત થાય છે; એટલા માટે જો તમે આત્માને પૂર્ણ શાન્તિ પ્રાપ્ત કરાવવા ચાહતા હો અને સુભાગી બનવા ચાહતા હો, તો ગુરુને વિધિપૂર્વક વંદના કરી એમ માનો કે, આ બધો ગુરુના ચરણોનો જ પ્રતાપ છે. તમે વ્યવહારમાં તો એમ કહો જ છો કે, બધો ગુરુનો જ પ્રતાપ છે. પણ આ જ પ્રમાણે હૃદયથી પણ કહો અને સાથે સાથે વિધિપૂર્વક ગુરુને વંદના પણ કરો. સાધારણરીતે તો સાધુજનો પ્રત્યેક વાત ઉપદેશરૂપે જ કહે છે. આદેશરૂપે કોઈ વાત કહેતા નથી. છતાં આજે તમને જે કાંઈ શુભ પ્રાપ્ત થએલ છે તે કોઈ મહાત્માની કૃપાથી જ પ્રાપ્ત થએલ છે. આ વાતને ધ્યાનમાં રાખી ગુરુને વિધિપૂર્વક વંદના કરો તો આત્માને પૂર્ણ શાન્તિ પ્રાપ્ત થશે અને આત્મકલ્યાણ પણ થશે.

ગુરુને વિધિપૂર્વક વંદન કરવા માટે હૃદયનાં ભાવો શુદ્ધ રાખવાં જોઈએ પણ કોઈ કોઈવાર હૃદયનાં શુદ્ધ ભાવો નીકળી જાય છે અને તેને સ્થાને અશુદ્ધ ભાવો આવી જાય છે. એ અશુદ્ધ ભાવોને બહાર કાઢી આત્મામાં પાછા શુદ્ધ ભાવો લાવવા માટે પ્રતિક્રમણ કરવાનું બતાવવામાં આવ્યું છે. એટલા માટે હવે પ્રતિક્રમણના સંબંધમાં ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કેઃ—

## અગીઆરમો બોલ.

### (११) पडिक्कमणेणं भंते ! जीवे किं जणयइ ?

અર્થાત્—હે ! ભગવાન ! પ્રતિક્રમણ કરવાથી જીવને શો લાભ પ્રાપ્ત થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કેઃ—

**पडिक्कमणेणं वयच्छिद्दाइं पिहेइ, पिहियवयच्छिद्दे पुण जीवे निरुद्धासवे असबलचरित्ते अट्ठसु पवयणमायासु उवउत्ते उपुहत्ते ( अप्पमत्ते ) सुप्पणिहिए विरहइ ॥ ११ ॥**

અર્થાત્—પ્રતિક્રમણ ( વ્રતમાં લાગેલાં દોષોની નિવૃત્તિ ) કરવાથી અહિંસાદિ વ્રતોનાં અતિચારો ( દોષો ) રોકાય છે, અને વ્રતનાં દોષોને રોકનારો જીવ આશ્રવને અટકાવતો તથા

નિર્મળ ચારિત્રને પાળતો આઠ પ્રવચનમાતા ( પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ ) રૂપ સંયમમાં ઉપયુક્ત, અપ્રમત્ત અને સુપ્રણીહિત થઈ વિહરે છે અને નિજસ્વરૂપને પ્રાપ્ત કરે છે.

પ્રતિક્રમણ કરવાથી જીવને શો લાભ થાય છે? એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને સંક્ષેપમાં કહ્યું છે કે, પ્રતિક્રમણ કરવું જ જોઈએ. શા માટે પ્રતિક્રમણ કરવું જોઈએ અને પ્રતિક્રમણ કરવાથી શો લાભ પ્રાપ્ત થાય છે એ વિષે હમણાં ઉહાપોહ ન કરતાં એટલું જ કહું છું કે, ભગવાને કહ્યું છે કે, પ્રથમ અને અન્તિમ તીર્થંકરના સાધુઓએ પ્રતિક્રમણ કરવું જ જોઈએ. વચ્ચેના બાવીશ તીર્થંકરોના સાધુઓ ઋજુ-સરળ સ્વભાવવાળા હોય છે. આ કારણે જો તેમને દોષ લાગે છે તો તો તેઓ પ્રતિક્રમણ કરે છે અને દોષ લાગતો નથી તો તેઓ પ્રતિક્રમણ કરતા નથી; પણ પ્રથમ અને અન્તિમ તીર્થંકરોના સાધુઓએ તો પ્રતિક્રમણ કરવું જ જોઈએ.

હવે પ્રતિક્રમણ એટલે શું? એ વિષે વિચાર કરીએ. અન્ય લોકો જે પ્રમાણે સંધ્યા-વન્દનાદિ કરે છે તે જ પ્રમાણે આપણે ત્યાં પ્રતિક્રમણ છે; પણ સંધ્યા-વંદન અને પ્રતિક્રમણમાં ભેદ છે. પ્રતિક્રમણ કોને કહેવાય અને પ્રતિક્રમણ કરવાનો શો ઉદ્દેશ છે એના માટે કહ્યું છે કેઃ—

**स्वस्थानात् परस्थानं प्रमादस्य वशाद् गतं**
**तत्रैव क्रमणं भूयः प्रतिक्रमणमुच्यते ।**
**क्षायोपशमिकाद् भावादोदार्यकस्य वशं गतः**
**तत्रापि च स एवार्थः प्रतिकूलं गमात्स्मृतः ॥**

જે સ્થાનેથી સ્ખલિત થયા હોઈએ તે સ્થાને પાછા આવવું તેનું નામ પ્રતિક્રમણ છે. જે આત્મા સ્વસ્થાનનો ત્યાગ કરી પ્રમાદવશાત્ પરસ્થાનમાં ચાલ્યો ગયો હોય તેને પાછો સ્વસ્થાને લાવવો તેનું નામ પ્રતિક્રમણ છે. જેમકે, કોઈ બાળક પોતાનું ઘર છોડી બીજાને ઘેર ચાલ્યું જાય તો તેને પાછું પોતાના ઘેર લઈ આવવામાં આવે છે, તે જ પ્રમાણે જે આત્મા પોતાના સ્થાનેથી બીજા સ્થાને ચાલ્યો ગયો હોય તેને જ પ્રતિક્રમણદ્વારા પોતાના સ્થાને લાવવામાં આવે છે.

ઘરમાંથી ચાલી ગએલી ઇષ્ટ વસ્તુને પોતાના ઘેર પાછી લાવવાનો પ્રયત્ન પ્રાયઃ આખી દુનિયા કરે જ છે. તમે લોકો તીજોરીમાંથી રૂપિયા કાઢી આપો છો પણ તમારો પ્રયત્ન તો એ જ રહે છે કે જે રૂપિયા આપ્યા છે તે રૂપિયા વ્યાજસહિત પાછા આવે. રૂપિયા પાછા આવશે એ આશાને તમે છોડી દેતા નથી. જે રૂપિયાની આશા છોડી દેવામાં આવે છે તે રૂપિયાને જુગારમાં લગાવ્યાં છે એમ માનવામાં આવે છે. જેમાં લગાવેલાં રૂપિયા પાછાં આવતાં નથી તે જુગાર છે, વ્યાપાર નથી. વ્યાપાર તો તે જ માનવામાં આવે છે કે, જેમાં લગાવેલાં રૂપિયા વ્યાજસહિત પાછા આવે. આ પ્રમાણે અમારી જે ઇષ્ટ વસ્તુ અમારે ત્યાંથી ગઈ છે તે ઇષ્ટ વસ્તુ પાછી આવે એમ બધા ચાહે છે અને અખિલ સંસાર આ પ્રયત્ન પાછળ પડેલો જોવામાં આવે છે.

પરસ્થાને ચાલ્યા ગએલા આત્માને પ્રતિક્રમણદ્વારા સ્વસ્થાને લાવવામાં આવે છે. પ્રતિક્રમણદ્વારા આત્માને પાછો સ્વસ્થાને લાવવાથી આત્માનાં ભાવો અપૂર્વ થઈ જાય છે. આત્માનાં ભાવો ક્ષાયોપશમિક, ઔપશમિક કે ક્ષાયિક હોય છે. આ ભાવોમાંથી ખસી જઈ ઉદયભાવમાં આત્માનું જવું એ સ્વસ્થાનેથી પરસ્થાને જવા સમાન છે. આ પરસ્થાનેથી આત્માને પાછો સ્વસ્થાને લાવવો એ પ્રતિક્રમણ છે.

આત્માને જે ઇન્દ્રિયો પ્રાપ્ત થએલ છે તે ક્ષયોપશમ ભાવના પ્રતાપે જ પ્રાપ્ત થએલ છે, પણ આત્મા ક્ષાયોપશમિક ભાવથી પ્રાપ્ત થએલ ઇન્દ્રિયોને ઉદયભાવમાં નાંખવા માટે તૈયાર થઈ જાય છે. આત્માને આ પ્રમાણે ન કરવા માટે ઉપદેશ આપનાર લોકો બહુ જ ઓછા છે; છતાં જેઓ આવો ઉપદેશ આપનાર છે તેમના ઉપદેશને આત્મા બહુ જ ઓછા પ્રમાણમાં સાંભળે છે અને નૃત્યગાન વગેરે જોવામાં તથા સાંભળવામાં આનંદ માને છે. આવા સમયે આત્માએ એમ વિચારવું જોઈએ કે, મને જે ઇન્દ્રિયો મળી છે તે ઉદયભાવથી મળી નથી પણ ક્ષયોપશમ ભાવથી મળી છે. એવી અવસ્થામાં હું એ ઇન્દ્રિયોને ઉદયભાવમાં નાંખી હું પોતે પણ ઉદયભાવમાં શા માટે પડી રહ્યો છું?

મૃગને શો ઉપદેશ આપી શકાય? તેને બચાવવાનો પ્રયત્ન કરવાથી તો તે ભાગે છે; પણ વાજાંનો અવાજ સાંભળી તે મસ્ત બની જાય છે અને પાસે આવે છે. મૃગ એટલું જાણતો નથી કે આ રાગની પાછળ બાણ છે. આ જ પ્રમાણે આત્મા પણ વિષયાદિમાં પડી રહ્યો છે પણ તે એટલું વિચારતો નથી કે આ વિષયોની પાછળ મોહનું કેવું તીક્ષ્ણ બાણ છે! આ વાતને સમજીને જે આત્મા ઉદયભાવમાં ચાલ્યો ગયો હોય તે આત્માને ઉદય-ભાવમાંથી પાછો સ્વસ્થાને અર્થાત્ ક્ષયોપશમાદિ ભાવોમાં લાવવો એ પ્રતિક્રમણ છે.

આત્મા વિષયાદિમાં કેવી રીતે પડી રહ્યો છે અને કેવી રીતે ક્ષયોપશમભાવથી મળેલી ઇન્દ્રિયોને ઉદય ભાવમાં નાંખી રહ્યો છે એ વાતને સમજવા માટે એ જુઓ કે, હીરાની કાન્તિ મોટી છે કે આંખની જ્યોતિ મોટી છે? ન જાણે કેટલાં ક્ષયોપશમ ભાવને કારણે આત્માને આંખો મળી છે! પણ આ પ્રમાણે મહાકષ્ટે મળેલી આંખો આત્માને કેવી રીતે ઉદયભાવમાં નાંખી દે છે એને માટે રાવણ અને મણિરથનાં ઉદાહરણો તમારી સામે જ છે. રાવણ અને મણિરથની આંખોએ જ તેમને ભ્રમમાં પાડયા હતા. આ તો મોટા લોકોનાં ઉદાહરણો છે. નાના લોકોની તો કાંઈ ગણતરી જ નથી. આ ઉદાહરણો ઉપરથી આપણે એ વિચારી શકીએ છીએ કે રાવણ અને મણિરથની જ માફક અનેક નાના લોકો આંખના કારણે ભ્રમમાં પડતા હશે! એટલા માટે એ વાતનું હમેશાં ધ્યાન રાખવું જોઈએ કે, આંખોને એવી જગ્યાએ દૃષ્ટિપાત કરવા દેવો ન જોઈએ કે જે જગ્યા ઉદયભાવની હોય!

જે આંખો ક્ષયોપશમ ભાવથી પ્રાપ્ત થએલી છે તે આંખો જો ઉદયભાવમાં જાય તો એને માટે કોને ઉપાલંભ આપી શકાય? આંખોને કારણે પતંગ દીપક ઉપર પડી ભસ્મીભૂત થઈ જાય છે. પતંગને તો એ વાતનું ભાન હોતું નથી એથી જ તે દીપકની સાથે પ્રેમ કરે છે. પરંતુ તમને તો જ્ઞાન છે. પતંગને આંખો તો મળી છે પણ તે આંખોનો ઉપયોગ કેવી રીતે કરવો જોઈએ તેનું તેને જ્ઞાન નથી, પણ તમારી આંખોની પાછળ તો મહાન્ શક્તિ રહેલી છે, કે જે શક્તિ આંખોનો ઉપયોગ કેવી રીતે કરવો જોઈએ એ બતાવી શકે છે. પતંગ તો ચાર ઇન્દ્રિયવાળું પ્રાણી છે, પણ તમને તો પાંચ ઇન્દ્રિયો છે. પંચેન્દ્રિ-યમાં પણ સંજ્ઞી પંચેન્દ્રિય છો. સંજ્ઞી પંચેન્દ્રિયમાં મનુષ્યજન્મ, આર્યક્ષેત્ર અને શ્રાવકકુલમાં જન્મ મળેલ છે. એટલા માટે તમને તો એ વાતનું ભાન હોવું જ જોઈએ કે આંખોનો સદુપયોગ કેવી રીતે કરી શકાય! આમ હોવા છતાં તમારી આંખો ક્યાં ક્યાં ભટકી રહી છે તે જુઓ. આંખોની ચંચલતા માટે કેવળ આંખોને ઉપાલંભ આપીને જ રહી ન જાઓ,

પણ આંખોની ચંચલતા દૂર કરવા માટે હૃદયપૂર્વક પ્રતિક્રમણ કરો, અને આંખો જે ભાવથી પ્રાપ્ત થઈ છે તે જ ભાવમાં આંખોનો ઉપયોગ કરો. તમે પ્રતિક્રમણ તો કરતા હશો પણ તે પ્રતિક્રમણ કેવળ વ્યવહાર સાધવા માટે જ રહી ન જાય તેની સાવચેતી રાખો. જો પ્રતિક્રમણ આત્માની શુદ્ધિ કરવા માટે કરશો તો પ્રતિક્રમણ અવશ્ય અપૂર્વ લાભદાયક નીવડશે.

આ તો ચક્ષુની વાત થઈ. આ જ પ્રમાણે શ્રોત્રેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય વગેરે ઇન્દ્રિયો પણ તમને ક્ષયોપશમ ભાવથી જ મળી છે. આ સિવાય તમને મન પણ મળેલ છે અને બુદ્ધિ પણ મળેલ છે. આ બધી ઇન્દ્રિયો તથા મન-બુદ્ધિ વગેરેનો ઉપયોગ કેવી રીતે કરવો જોઈએ તેનો વિચાર કરો. તમે વ્યવહારમાં તો નાકને માટે એવો વિચાર રાખતા હશો કે અમુક કામ કરવાથી અમારું નાક કપાઈ જશે, પણ જ્ઞાનીજનો કહે છે કે, વ્યવહારની માફક જ નિશ્ચયને માટે પણ આ જ વાતનો વિચાર રાખો કે નાક કપાવવા જેવાં ખરાબ કામો ન થાય અને કદાચ ખરાબ કામો થઈ ગયાં હોય તો તે કામોનો પશ્ચાત્તાપ કરી પ્રતિક્રમણ કરી લેવું જોઈએ, અને એ રીતે પ્રતિક્રમણદ્વારા પરસ્થાને ગએલા આત્માને સ્વસ્થાને લાવવો જોઈએ.

જે વસ્તુ સુગંધી અને સ્વાદિષ્ટ હોય તે વસ્તુ તમને સારી લાગે છે. પણ કોઈ વસ્તુનો ઉપયોગ કર્યા પહેલાં એ જોવું આવશ્યક છે કે, તે વસ્તુ શરીરને ટકાવવા માટે આવશ્યક છે કે, કેવળ જીભના સ્વાદને પોષવા માટે જ તે વસ્તુનો ઉપયોગ કરવામાં આવે છે? જે પદાર્થો જોવામાં અને સ્વાદમાં પ્રિય લાગે છે તે પદાર્થોનો તમે ઉપયોગ તો કરો છો, પણ જો પદાર્થનાં ગુણોનો વિચાર કરી પદાર્થોનો ઉપયોગ કરો તો તમને કોઈની દવા લેવાની આવશ્યકતા જ રહે નહિ. પરંતુ તમે એવી ચીજોનાં ગુણો ઉપર વિચાર કરતા નથી અને પછી કહો છો કે, અમારા ઘરમાં દવા છે, માટે જો તે ચીજ નુકશાન કરશે તો દવાનું સેવન કરી સારા થઈ જઈશું. આ પ્રમાણે દવાનો આધાર રાખી વસ્તુનાં ગુણનો વિચાર કરતા નથી પરંતુ જો વસ્તુનો ઉપયોગ કર્યા પહેલાં તમે વસ્તુના ગુણદોષ ઉપર વિચાર કરો તો તમે પાપથી બચી શકો અને રોગથી પણ ઘણા બચી શકો.

કોઈપણ વસ્તુને કેવળ સ્વાદની દૃષ્ટિએ જ ન અપનાવો, પણ તે વસ્તુને સારાસારનો વિચાર કરી અપનાવો. માછલીને કાંટામાં લાગેલું માંસ સારું લાગે છે, પરંતુ વાસ્તવમાં તે માંસ તેના ખાવાની વસ્તુ છે કે તેના મરવાનો ઉપાય છે? તમે તે માછલીને ઉપદેશ આપવા માટે તો તૈયાર થઈ જશો પણ તેનામાં ઉપદેશને ગ્રહણ કરવાની શક્તિ જ નથી. પરંતુ તમે તો જાણવા છતાં માછલીના જેવું વગર વિચાર્યું કામ કરો છો અને સ્વાદને વશ થઈ એવી ચીજોનો ઉપયોગ કરો છો કે જેથી આ લોક પણ બગડે છે અને પરલોક પણ બગડે છે.

તમે લોકો ઘણાખરા ચા પીઓ છો. ચા પીવાથી કેટલી બધી શરીરને હાનિ થાય છે એ જાણતા હોવા છતાં તમે ચાને પ્રિય માની પીઓ છો. વળી આજકાલ તો ચાદ્વારા સત્કાર કરવામાં આવે છે અને જો કોઈ ચાનો સત્કાર સ્વીકારતો નથી તો એ સત્કાર કરનારને માટે અપમાનની વાત માનવામાં આવે છે. આ પ્રકારનાં હાનિકર કેટકેટલાં ખાનપાન અપનાવી લેવામાં આવ્યાં છે તેનો વિચાર કરો. કોઈ બીજા દેશનો આચાર કે આહાર આપણા દેશને માટે કેટલો બધો હાનિપ્રદ છે તેનો ખ્યાલ રાખો. ચા કોઈ બીજા દેશને માટે લાભપ્રદ હશે પણ આ ભારત જેવા ગરમ

દેશમાં ચા જેવી ગરમ વસ્તુ પેટમાં નાંખવી એ જાણીજોઈને શરીરના સ્વાસ્થ્યને હાનિ કરવા સમાન અને રોગને નોતરવા સમાન છે. જે ચા આ પ્રકારની હાનિ કરનારી છે તે ચાને જીભના સ્વાદને પોષવા માટે પીવામાં આવે છે કે બીજા કોઈ કારણે? ચાની માફક સોડા લેમન, બીડી-સીગરેટ વગેરે હાનિપ્રદ ચીજોને કેવળ જીભના સ્વાદ માટે કેટલી બધી અપનાવવામાં આવે છે તેનો વિચાર કરો. બીડી-સીગરેટમાં એવો શો સ્વાદ છે કે તે પીવામાં આવે છે? પેટમાં પેસી જતો ધુમાડો શું કાંઈ સ્વાદ આપે છે? જો કે બીડી-સીગરેટ કાંઈ સ્વાદ આપતી નથી છતાં નાનાંનાનાં બાળકો સુદ્ધાં બીડી પીએ છે. તે બાળકોને તેમના વડિલો જ કોઈને કોઈ રૂપમાં બીડી પીતાં શીખડાવે છે. વડિલો જે બીડી પીને ફેંકી દે છે તે જ બીડીનાં ઠોઠાંને બાળકો પીવા લાગે છે અને આ પ્રમાણે તે બાળકો બીડી પીતાં શીખી જાય છે.

આ પ્રમાણે કેવળ શોખ માટે આવી હાનિપ્રદ ચીજોનો ઉપયોગ કરવામાં આવે છે કે જેથી ઇહલોકની પણ હાનિ થાય છે અને પરલોકની પણ હાનિ થાય છે. પહેલાં આ પ્રકારનાં પાપ થતાં ન હતાં એટલા માટે કન્દમૂલ તથા રાત્રિભોજન વગેરેનો ત્યાગ કરવા માટે ઉપદેશ આપવામાં આવતો હતો. પણ હવે તો ઘણા નવાં પાપો પેદા થવા પામ્યાં છે. આવી દશામાં પહેલાં કયા પાપનો ત્યાગ કરાવવો જોઈએ? માનો કે એક માણસ બીડી પીએ છે અને બીજો માણસ કન્દમૂળનું શાક ખાય છે. જો કે ત્યાગ તો બન્નેયનો કરાવવો જોઈએ. પણ પહેલાં કઈ ચીજનો ત્યાગ કરાવવો ઉચિત કહેવાય? મારી સમજમાં બીડી પીવી એ અનર્થાદંડનું પાપ છે. આ પ્રમાણે ક્ષયોપશમભાવથી મળેલી રસેન્દ્રિયને ધૂમ્રપાનદ્વારા ઉદયભાવમાં નાંખવામાં આવે છે. આ પ્રમાણે કરનાર લોકો પોતે પણ પાપાત્મા બને છે અને બીજાઓને પણ પાપાત્મા બનાવે છે.

સ્પર્શેન્દ્રિયનો પણ આ જ પ્રમાણે દુરુપયોગ થઈ રહ્યો છે. ક્ષયોપશમભાવથી મળેલી સ્પર્શેન્દ્રિયને પણ ઉદયભાવમાં કેવી રીતે નાંખવામાં આવે છે તેનો વિચાર કરવામાં આવે તો ખબર પડે. કોઈ વસ્તુ જ્યારે સર્વપ્રથમ સામે આવે છે ત્યારે તો ખરાબ લાગે છે પણ જ્યારે તેનો એક વાર ઉપયોગ કરી લેવામાં આવે છે ત્યારે વસ્તુ ખરાબ લાગતી નથી. જો કોઈ વસ્તુને જોઈને પહેલેથી જ તેનો ઉપયોગ કરવામાં ન આવે તો તો તે વસ્તુથી બચી શકાય છે, પણ તે વસ્તુનો એકવાર ઉપયોગ કર્યા બાદ તે વસ્તુનો ત્યાગ કરવો મુશ્કેલ બને છે. ઉદાહરણ તરીકે જો ચરબીનાં વસ્ત્રોને પહેલેથી જ પહેરવામાં ન આવે તો તે વસ્ત્રોથી બચી શકાય છે, પણ તે વસ્ત્રોનો એકવાર ઉપયોગ કર્યા બાદ તેનો ત્યાગ કરવો મુશ્કેલ થઈ પડે છે. આ ચરબીનાં વસ્ત્રો પહેરવાથી કેવું અને કેટલું બધું પાપ થાય છે એ વાતનો પ્રતિક્રમણ કરતી વખતે શાંત ચિત્તે વિચાર કરવામાં આવે તો એ વસ્ત્રોનો ત્યાગ કરવાનું જરૂર મન થાય!

કહેવાનો આશય એ છે કે, ઇન્દ્રિયો અને મન જે ઉદયભાવના કામમાં પડી રહ્યાં છે તેમને ઉદયભાવના કામમાંથી દૂર કરી આત્માના ગુણોમાં સ્થાપિત કરવાનું નામ પ્રતિક્રમણ છે. તમે પ્રત્યેક પદાર્થ વિષે પ્રતિક્રમણપૂર્વક વિચાર કરો કે, "હું જે જે પદાર્થનો પાંચ ઇન્દ્રિયો દ્વારા ઉપભોગ કરું છું પણ વાસ્તવમાં તે પદાર્થ મારા માટે લાભપ્રદ છે કે હાનિપ્રદ છે?"

પ્રત્યેક પદાર્થનો ઉપભોગ કરતી વખતે આ પ્રકારનો વિવેક કરવાની આવશ્યકતા છે. પણ તમે તો પેટને એક પ્રકારનું 'લેટરબોક્સ' જ બનાવી લીધું છે, અર્થાત્ જે પ્રમાણે લેટરબોક્સનું ખાતું કાગળપત્ર નાંખવા માટે હમેશાં ખુલ્લું જ રહે છે તે જ પ્રમાણે તમારું પેટ પણ પદાર્થો નાંખવા માટે સદા ખુલ્લું જ રહે છે. આ પદ્ધતિથી કેવી અને કેટલી હાનિ થાય છે તેનો વિચાર કરો અને આત્માને ઉદયભાવમાંથી બહાર કાઢી તેને પોતાના ગુણમાં સ્થાપિત કરો તો તેમાં કલ્યાણ જ રહેલું છે.

## મયણરેહા ચરિત્ર—૩૩

સતી મયણરેહા પણ કેવા પ્રકારનું પ્રતિક્રમણ કરી રહી છે તે તમે તેની ચરિત્રકથા દ્વારા સાંભળી જ રહ્યા છો.

**સંધ્યા સમય એક કેલિગૃહમેં, સતીને લીના વાસ;**
**માર્ગશ્રમસે સોઈ અકેલી, ધર ઈશ્વરકા ધ્યાસ. ॥ સતી૦ ૧૧૬ ॥**

**દિનપતિ જબ અસ્તાચલ પહુંચે, તબ પહુંચા વનમાંય;**
**સિંહ શબ્દ ઘનઘોર ભયંકર, કાયર જન કંપાય. ॥ સતી૦ ૧૧૭ ॥**

મૂળસ્થાનેથી પતિત થએલા આત્માને મૂળસ્થાન ઉપર પાછો લાવવો અર્થાત્ અશુભ યોગમાં ગએલા આત્માને શુભયોગમાં પાછો સ્થાપિત કરવો એ પ્રતિક્રમણ છે. આ પ્રતિક્રમણ કેવું લાભદાયક છે એ કહી શકાય એમ નથી. જો મયણરેહા પ્રતિક્રમણ ન કરત તો તે વનમાં જઈ શકત નહિ. તેણીને લાગ્યું કે, આત્માને માટે આ મહેલ શુભસ્થાન નથી પણ વન જ શુભસ્થાન છે. જે ઘરની હવા બગડી ગએલી હોય છે તે ઘરનો ત્યાગ કરી દેવામાં આવે છે, તે જ પ્રમાણે મહેલની હવા બગડી ગઈ છે માટે જંગલમાં જવું એ જ યોગ્ય છે. જંગલની હવા પવિત્ર હોય છે. નગરની હવા બગડી ગઈ હોય એવું તો સાંભળવામાં આવે છે, પણ જંગલની હવા બગડી ગઈ હોય એવું સાંભળવામાં આવ્યું નથી. માનવસમાજને માટે જંગલ પ્રત્યેક દૃષ્ટિએ ઉન્નતિનું મૂળ છે પણ આજે તો જંગલને કાપી નાંખી ઉન્નતિના મૂળને જ કાપી નાંખવામાં આવ્યું છે. જ્યારે જંગલ હતું ત્યારે વરસાદ પણ ખૂબ વરસતો હતો અને વરસાદ હોવાને કારણે દુષ્કાલાદિનો ભય પણ ઓછો રહેતો હતો, પણ આજે તો જંગલને પ્રતિદિન કાપવામાં જ આવે છે.

સાંભળ્યું છે કે, અમેરિકાના કોઈ ગામમાં દુષ્કાળ વારંવાર પડતો હતો. ત્યાંના લોકોએ આને માટે એક ઈન્જીનીયરની સલાહ લીધી. તે ઈન્જીનીયરે કહ્યું કે, આ દુષ્કાળના દુઃખને મટાડી તો શકાય છે, પણ એ દુઃખને દૂર કરવામાં આટલો આટલો ખર્ચ થશે. ત્યાંના લોકોએ તે ખર્ચ આપવાનું મંજુર કર્યું. તે ઈન્જીનીયરે તે ગામમાં ચારે બાજુ એવાં સારાં વૃક્ષોનું આરોપણ કર્યું કે જે વૃક્ષો વરસાદના પાણીનું આકર્ષણ કરતાં હતાં. આ પ્રમાણે તે ગામમાં વૃક્ષારોપણ કરવાથી ત્યાં દુષ્કાળ મટી ગયો અને નિયમિતરૂપે વરસાદ પડવા લાગ્યો. આ વસ્તુનો પરિક્રમ છે.

તમે લોકો દ્રવ્ય પરિક્રમ તો કરતા હશો પરંતુ ભાવ પરિક્રમ કર્યા વિના દ્રવ્ય પરિક્રમ વ્યર્થ જાય છે. મયણરેહા ભાવ પરિક્રમ કરવા ચાહતી હતી અને એટલા જ માટે તેણીએ વનનો આશ્રય લીધો. આજે તો વનને ભકભકદેવી 'સ્વાહા' કરી ગઈ છે અને એ કારણે

ઉન્નતિની જડ જ નષ્ટ થઈ ગઈ છે. અર્થાત્ આજકાલ જંગલો કારખાનાંઓને કારણે નષ્ટ ભ્રષ્ટ થઈ રહ્યા છે. મયણુરેહાના સમયમાં જંગલો હતાં. એટલે તે જંગલમાં ચાલી ગઈ. જંગલમાં તેની સિવાય કેવળ જંગલી પશુ-પક્ષીઓ જ હતાં. જે મનુષ્ય પોતાની ચીજથી સંતુષ્ટ રહેતો નથી અને બીજાની ચીજ ઝુંટવી લેવા માટે તૈયાર રહે છે તે મનુષ્ય પણ જંગલી જ છે.

મયણુરેહા આખો દિવસ ચાલ્યા બાદ સંધ્યાના સમયે એક કેલિગૃહ-વૃક્ષઘટામાં પહોંચી. લોકો રાતને નિરર્થક સમજે છે પણ રાત્રી નિરર્થક નથી. શહેરના લોકો તો એમ વિચારે છે કે રાત્રી ન હોય તો સારું કે જેથી અમે વેપાર કરતા જ રહીએ, પણ જીવનને માટે વિશ્રાન્તિ હોવી આવશ્યક છે.

કેલિગૃહમાં પહોંચ્યા બાદ સતીએ વિચાર્યું કે સૂર્ય અસ્તાચલની બાજુ જઈ રહ્યો છે. આ પ્રતિક્રમણનો સમય છે. આખા દિવસમાં મારું મન શુભયોગથી ક્યાં ક્યાં પતિત થયું છે તેનું પ્રતિક્રમણ કરવું જોઈએ. આ પ્રમાણે વિચાર કરી મયણુરેહાએ કેવી રીતે પ્રતિક્રમણ કર્યું હશે તેનો ઇતિહાસ તો મળતો નથી. પરંતુ તે સતીએ પ્રતિક્રમણ કર્યું હશે એ વાત આથી સ્પષ્ટ છે કે, તે રાતના સમયે પણ તે ઘનઘોર જંગલમાં એકલી જ રહી હતી. જે પ્રતિક્રમણ કરે છે તેના મનમાં દઢતા રહે છે અને જેના મનમાં દઢતા હોય છે તે જ રાતના સમયે વનમાં રહી શકે છે.

મયણુરેહા પોતાના મનને એકાગ્ર કરી શાન્ત ચિત્તે પ્રતિક્રમણ કરી શાન્તિથી સુઈ ગઈ. પહેલાં તો તે સુતી વખતે સુંદર ગીતો સાંભળ્યા કરતી હતી; પણ આજે તો જંગલમાં જંગલી પશુઓના ભયંકર શબ્દો સાંભળી રહી છે. તે શબ્દો સાંભળી તે વિચારવા લાગી કે, ગાયનથી તો ખરાબ શબ્દો પણ નીકળી શકે છે, પણ આ જંગલી જાનવરોનાં શબ્દોમાં કોઈ પ્રકારની ખરાબી હોતી નથી. મારા જેઠ હમેશાં ગીતવાદ્ય સાંભળ્યા બાદ જ સુવે છે અને ગીતવાદ્ય સાંભળતાં જ ઉઠે છે. પણ આ સંગીત સાંભળવાથી તેમને વિકાર જ પેદા થયો. જો ગાયનમાં ખરાબી ન હોત તો આમ કેમ બનત? આ જંગલી જાનવરોનાં શબ્દોમાં એ પ્રકારનો કાંઈ વિકાર નથી; બલકે હું તો એમ માનું છું કે, આ સંધ્યા સમય હોવાને કારણે તે પશુ-પક્ષીઓ પણ પોતાના આખા દિવસના કાર્યને માટે દ્રવ્ય પ્રતિક્રમણ કરે છે અને સવારે રાત્રીનાં કાર્યને માટે પાછા પ્રતિક્રમણ કરે છે. સંધ્યાસમયે અને પ્રાતઃકાલે પક્ષીઓ એવી રીતે બોલે છે કે જાણે તેઓ પ્રતિક્રમણ કરતાં ન હોય !

તમને પાપ જંગલમાં જણાય છે કે નગરમાં ? નગરને માટે તો એમ કહેવામાં આવે છે કે નગરમાં કોઈ વાતનો કાંઈ ડર નથી. નગરની રક્ષા કરવા માટે પોલીસો છે; પણ ચોરી-જારી વગેરેનાં પાપો જંગલમાં થાય છે કે નગરમાં થાય છે ? આ બધી વાતોનો વિચાર કરવાથી જંગલ-જીવનની અને નગર-જીવનની પવિત્રતા કે અપવિત્રતાનું અંતર જણાઈ આવશે.

મયણુરેહા તે કેલિગૃહમાં આનંદપૂર્વક સુઈ ગઈ. તે આખો દિવસ ચાલેલી હોવાથી થાકી ગઈ હતી તેથી શ્રમને લીધે તેને ઊંઘ પણ ઘસઘસાટ આવી ગઈ.

જે લોકો શ્રમ કરે છે તેમનું શરીર-સ્વાસ્થ્ય પણ સારું રહે છે. જે સ્ત્રીઓ હીસ્ટીરીયાના રોગથી પીડાય છે તે સ્ત્રીઓના રોગનું મૂળ કારણ પણ આળસ જ છે. શ્રમ વિનાનું જીવન રોગમય બની જાય છે.

મયણરેહા પ્રતિક્રમણ કરી આનંદપૂર્વક સુઈ ગઈ. તમે પણ તેની માફક પ્રતિક્રમણ કરો તો તેમાં કલ્યાણ જ છે.

## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૩ આસો શુદ ૬ રવિવાર

### પ્રાર્થના

**કુન્થુ જિનરાજ તૂ ઐસો, નહિ કોઇ દેવ તો જૈસો;**
**ત્રિલોકીનાથ તૂં કહીએ, હમારી બાંહ દઢ ગહિએ. ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી,

**શ્રી** કુન્થુનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આત્મા અને પરમાત્મા વચ્ચે શો સંબંધ છે એ આ પ્રાર્થનામાં બતાવવામાં આવ્યું છે. સંસારમાં એવો દુરાત્મા કોણ હશે કે જેને પરમાત્મા સાથેનો પોતાનો સંબંધ સારો લાગતો ન હોય ? પરમાત્મા સાથે પોતાનો સંબંધ તો બધા રાખવા ચાહે છે, પણ એ સંબંધ જાળવવાનો અર્થાત્ ઇષ્ટ સાથે સંબંધ રાખવાનો એ નિયમ છે કે અનિષ્ટ સાથેનો સંબંધ તોડવો પડે છે. અનિષ્ટનો ત્યાગ કર્યા વિના ઇષ્ટ વસ્તુ સાથેનો સંબંધ ટકી શકતો નથી. આ જ વાત પરમાત્મા સાથે સંબંધ જાળવવા માટે લાગુ પડે છે. પરમાત્મા સાથેનો સંબંધ ટકાવવા માટે પણ એ વાતોનો ત્યાગ કરવો આવશ્યક થઈ પડે છે કે જે વાતો પરમાત્મા સાથેનો સંબંધ ટકાવી રાખવામાં બાધક હોય છે.

આ પ્રાર્થનામાં ભક્તજનો કહે છે કે, હે ! પ્રભો ! હું આ સંસારસાગરમાં ડૂબી રહ્યો છું તો તું મારો હાથ પકડી મને આ સંસારસાગરમાંથી બહાર કાઢ. તારા સિવાય મને આ સંસારસાગરમાંથી કોણ બહાર કાઢી શકે એમ છે ?

જે પ્રમાણે ભક્તજનો પરમાત્મા પ્રત્યે સાચા હૃદયથી આ પ્રમાણે પ્રાર્થના કરે છે તે જ પ્રમાણે સાચા હૃદયથી પરમાત્માની પ્રાર્થના કરવાથી આત્માનો પરમાત્મા સાથે સંબંધ જોડાય છે. આત્મા અને પરમાત્મા વચ્ચે એમ તો સંબંધ છે જ, પરંતુ વિકારને કારણે એ સંબંધમાં ભેદ પડી રહ્યો છે. કેવળ ઉપાધિને કારણે જ આત્મા અને પરમાત્મા વચ્ચે ભેદ છે. આ સિવાય બીજો કોઈ ભેદ નથી. જે આ ભેદને સમજ્યો હશે તે તો આ ભેદને દૂર કરવા માટે પ્રયત્ન કરશે અને જે આ ભેદને જાણતો નહિ હોય તેના હાથમાં પરમાત્મારૂપી માખણ આવી શકે નહિ; તેના હાથમાં કેવળ છાશની જેવી બીજી જ વસ્તુ આવી શકે. એટલા માટે આત્મા અને પરમાત્મા વચ્ચે પડી ગએલા મૂળ ભેદને સમજીને તે ભેદને દૂર કરવા માટે અને પરમાત્મા સાથે પોતાનો સંબંધ સ્થાપિત કરવા માટે સાચા હૃદયથી પરમાત્માની પ્રાર્થના કરો તો તેમાં કલ્યાણ જ છે.

## સમ્યક્ત્વ પરાક્રમ—અગીયારમો બોલ

જૈનશાસ્ત્રો પરમાત્મા સાથે સંબંધ જોડવાની વાત કહીને જ રહી જતાં નથી પણ એને માટે ક્રિયાત્મક કાર્ય કરવાનો પણ ઉપદેશ આપે છે. પરમાત્મા સાથે સંબંધ જોડાય એટલા માટે જ પ્રતિક્રમણ કરવાનો ઉપદેશ આપવામાં આવે છે. પ્રતિક્રમણ કરવાથી જીવને શું ફળ મળે છે એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, પ્રતિક્રમણ કરવાથી વ્રતમાં પડેલાં છિદ્રો ઢંકાય છે. જે વ્રતોનો સ્વીકાર કરવામાં આવ્યો છે તે વ્રતોમાં અતિચારરૂપી જે છિદ્રો પડી જાય છે તે છિદ્રો પ્રતિક્રમણદ્વારા ઢંકાઈ જાય છે.

प्रतिक्रमण શબ્દ प्रति અને क्रमण એ બે શબ્દોના સંયોગથી બન્યો છે. જેનો અર્થ એવો થાય છે કે, પરસ્થાને ગએલા આત્માને સ્વસ્થાને લાવવો. સ્વીકાર કરેલાં વ્રતોમાં દોષ આવવો તે આત્માનું પોતાના સ્થાનથી પતિત થવું છે. તે પતિત સ્થાનેથી આત્માને બહાર કાઢી પાછો પોતાના સ્થાને અર્થાત્ વ્રતપાલનમાં સ્થિર કરવો તેનું નામ પ્રતિક્રમણ છે.

આત્મા જ્યારે વ્રતોનો સ્વીકાર કરે છે ત્યારે તો સાવધાનીથી સ્વીકાર કરે છે, પરંતુ પછી સ્વભાવને કારણે કે છદ્મસ્થતાને કારણે વ્રતોનું પાલન કરવામાં કોઈ ને કોઈ પ્રકારની ભૂલ થવાનો સંભવ છે. ભગવાને આ વાતને પોતાના જ્ઞાનથી જાણીને એવી આજ્ઞા આપી છે કે, મારા શાસનના સાધુ-સાધ્વીઓએ પ્રતિક્રમણ અવશ્ય કરવું જ જોઈએ; કારણ કે આ કાળમાં સાધુ-સાધ્વીઓને વ્રતોમાં કોઈ દોષ ન લાગે એ સંભવિત નથી એટલા માટે પ્રતિક્રમણ નિયમિતરૂપે કરવું જ જોઈએ.

પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજ ઘણીવાર કહેતા હતા કે, જો પાકા મકાનને થોડા દિવસ સુધી સંભાળવામાં ન આવે અને જ્યારે તે મકાનમાં કોઈ પ્રકારનું છિદ્ર પડેલું જોવામાં આવે ત્યારે તે છિદ્રને ઢાંકી દેવામાં આવે તો તુરતમાં પડી જવાનો કે બીજું નુકશાન થઈ જવાનો ભય રહેતો નથી, પણ જે મકાન કાચું હોય છે તે મકાનને તો બરાબર સંભાળવું જ પડે છે અને તે મકાનમાં જો નાનકડું પણ છિદ્ર જોવામાં આવે કે તુરત જ તે છિદ્રને ઢાંકી દેવું પડે છે. જો એમ કરવામાં ન આવે તો તે કાચું મકાન બહુ જલ્દી પડી જવાનો ભય રહે છે. આ જ પ્રમાણે વચ્ચેના બાવીશ તીર્થંકરોના શાસનના સાધુઓનાં વ્રતો તો પાકાં મકાનની જેવાં હોય છે. તેથી જ્યારે તેઓ પોતાનાં વ્રતોમાં છિદ્ર જુએ ત્યારે તો પ્રતિક્રમણ કરે છે અને છિદ્ર ન જુએ તો પ્રતિક્રમણ કરતા નથી. પરંતુ ચોવીશમા તીર્થંકરના શાસનના સાધુઓનાં વ્રતો તો કાચા મકાનની જેવાં હોય છે; એટલા માટે ચોવીશમા તીર્થંકરના શાસનના સાધુઓએ પોતાનાં વ્રતોની સંભાળ નિયમિતરૂપે રાખવી જ જોઈએ અને પ્રતિક્રમણદ્વારા વ્રતોમાં જે છિદ્રો પડી ગયાં હોય તે છિદ્રોને સાંધવાં પણ જોઈએ.

તમે લોકો જો કોઈ કપડામાં કાણું પડી ગએલું જુઓ તો તે કાણાને સાંધીને બંધ કરો છો. તો પછી વ્રતોમાં જે છિદ્રો પડી જાય તે છિદ્રોને બંધ કરવામાં શું કોઈ બુદ્ધિમાન્ વિલંબ કરી શકે ખરો ? જે બુદ્ધિમાન્ હશે અને જે પોતાના આત્માનું કલ્યાણ કરવા ચાહતો હશે તે પોતાનાં વ્રતોમાં પડેલાં છિદ્રોને પ્રતિક્રમણદ્વારા તત્કાલ બંધ કરશે. વહાણમાં જો કાણું પડી ગયું હોય અને એ કાણાં વાટે વહાણમાં પાણી આવતું હોય તો શું બુદ્ધિમાન્

માણુસ તે વહાણુના છિદ્રને રહેવા દેશે ? જો તે છિદ્રને બંધ કરવામાં ન આવે તો છિદ્રવાટે વહાણુમાં પાણી ભરાઈ જશે અને પરિણામે તે વહાણ ડૂબી જશે. આ જ પ્રમાણે જો વ્રતોમાં લાગેલાં દોષરૂપી છિદ્રોને બંધ કરવામાં ન આવે તો વ્રતોમાં આશ્રવરૂપી પાણી ભરાઈ જશે અને પરિણામે વ્રતરૂપી વહાણ ડૂબી જશે. એટલા માટે જે પ્રમાણે મકાનમાં પાણી ન ટપકે તેની બરાબર સંભાળ રાખવામાં આવે છે તે જ પ્રમાણે પોતાનાં વ્રતોની પણ બરાબર સંભાળ રાખવી જોઈએ અને વ્રતોમાં જો કોઈ દોષરૂપી છિદ્ર જણાય તો એ છિદ્રને તત્કાળ બંધ કરી દેવું જોઈએ.

મલ્લ કુસ્તી લડ્યા બાદ અને વીરયોદ્ધો યુદ્ધ કર્યા બાદ સંધ્યા સમયે પોતાની સુશ્રૂષા કરનારને એ બતાવી દે છે કે આજે આખા દિવસમાં મને અમુક જગ્યાએ ચોટ લાગી છે એટલે મને ત્યાં દર્દ થાય છે. જ્યારે મલ્લ કે યોદ્ધો પોતાનું દર્દ બતાવી દે છે ત્યારે સુશ્રૂષા કરનાર સેવક દવાદ્વારા કે માલીશદ્વારા એ દર્દને મટાડી દે છે, કે જેથી બીજે દિવસે મલ્લ કુસ્તી કરવા માટે અને વીરયોદ્ધો યુદ્ધ કરવા માટે તૈયાર થઈ થઈ જાય છે. પણ જો મલ્લ કે વીરયોદ્ધો પોતાનું દર્દ સુશ્રૂષા કરનાર સેવકની આગળ પ્રકટ ન કરે પણ છુપાવે તો તેનું દર્દ દૂર થઈ શકે નહિ અને પરિણામે મલ્લ કુસ્તી કરી શકે નહિ કે વીરયોદ્ધો યુદ્ધ કરી શકે નહિ. આ જ પ્રમાણે જે સાધુઓ દેવસી-રાયસી પ્રતિક્રમણમાં પોતાનાં વ્રતોની સારણા-વારણા કરી લે છે અને પોતાનાં વ્રતોમાં જે દોષો લાગ્યા હોય તે દોષોને પ્રતિક્રમણદ્વારા દૂર કરી નાંખે છે તે સાધુઓ કર્મોને નિશ્ચિતરૂપે જીતી લે છે.

કહેવાનો આશય એ છે કે, પ્રતિક્રમણદ્વારા આશ્રવરૂપી પાણી આવવાનું છિદ્ર ઢંકાઈ જાય છે કે જેથી પ્રતિક્રમણ કરનાર નિરુદ્ધઆશ્રવ બની જાય છે. નિરુદ્ધઆશ્રવ બની જવાથી તેનું ચારિત્ર પણ અસબલ અર્થાત્ નિર્મળ રહે છે. સબલનો અર્થ ખરાબ થાય છે. કોઈ વસ્તુમાં ડાઘ લાગી જવાથી વસ્તુમાં ખરાબી આવે છે તે સબલ કહેવાય છે. જે વસ્તુને ડાઘ લાગી જાય છે તે વસ્તુ સારી માનવામાં આવતી નથી. જે વસ્તુમાં કોઈ પ્રકારનો ડાઘ ન હોય તે વસ્તુ સારી કહેવાય છે. વ્રતોમાં જે ડાઘ લાગ્યો હોય તે ડાઘ પ્રતિક્રમણદ્વારા ધોવાઈ જાય છે અને એ કારણે ચારિત્ર નિર્મળ રહે છે.

પ્રતિક્રમણ કરનાર નિરુદ્ધાશ્રવ થવાથી અસબલ ચરિત્રવાળો બનશે અને અસબલ ચરિત્રવાળો બનવાથી તે આઠ પ્રવચનમાતાનું પાલન કરવામાં આરૂઢ થશે. ભગવાને જે આઠ પ્રવચનમાતા કહી છે તે આત્માને માટે માતા સમાન છે. પ્રવચનોની ઉત્પત્તિ ભગવાનથી જ થઈ છે. ભગવાનના મુખથી નીકળેલાં ( પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ ) આઠ પ્રવચનો આત્માને માટે માતાની સમાન છે. આ આઠ પ્રવચનોમાં જ બાર અંગોનો સમાવેશ થઈ જાય છે. જો કે આ આઠ પ્રવચનોની વાત સાધુઓને લક્ષ્ય કરીને કહેવામાં આવી છે પણ આ પ્રવચનો વાસ્તવમાં બધાને માટે હિતકારી છે.

ઈર્યા સમિતિ, ભાષા સમિતિ, એષણા સમિતિ, આદાનભંડોપકરણ નિક્ષેપણ સમિતિ, ઉચ્ચારપાસવણ જલ્લખેલસિંઘાણપરિસ્થાપનિકા સમિતિ આ પાંચ સમિતિઓ છે. અને મનગુપ્તિ, વચનગુપ્તિ તથા કાયાગુપ્તિ એ ત્રણ ગુપ્તિઓ છે. આ પ્રમાણે આ આઠ પ્રવચનમાતામાં

બધાંય સદ્દગુણોનો સમાવેશ થઈ જાય છે. આ આઠ પ્રવચનો સાધુઓ માટે જેમ હિતકારી છે તેમ ગૃહસ્થોને માટે પણ હિતકારી છે.

ઈર્યા સમિતિનો અર્થ મર્યાદાપૂર્વક ગમન કરવું એવો થાય છે. મર્યાદાપૂર્વક ગમન કેવી રીતે કરવું એનો શાસ્ત્રમાં ઘણો જ સુંદર ખુલાસો કરવામાં આવ્યો છે. જો કે આ સમિતિ પ્રધાનતઃ સાધુઓ માટે કહેવામાં આવી છે પણ જો તમે લોકો પણ આ સમિતિનો અભ્યાસ કરો તો તમને પણ ઘણો લાભ થઈ શકે એમ છે. એક તો અહીંતહીં જોતાં ચાલવું અને એક નાસિકા ઉપર બરાબર દૃષ્ટિને સ્થિર કરીને ચાલવું એમાં ઘણું જ અંતર રહેલું છે. દૃષ્ટિને એકાગ્ર રાખીને ચાલવું એ પણ યોગક્રિયાનો અભ્યાસ છે. આ અભ્યાસ કેવો હોય છે એ વાત તો અનુભવ કરવાથી જ જાણી શકાય છે. ચાલવાની ક્રિયા જાણવાથી પણ નિશ્ચય અને વ્યવહાર બન્નેયમાં ઘણો લાભ થાય છે અને ચાલવાની ક્રિયા ન જાણવાને કારણે નિશ્ચય અને વ્યવહાર બન્નેયમાં હાનિ થાય છે. અમેરિકાના લોકોનું તો ત્યાં સુધી કહેવું છે કે, જેવો પ્રાણાયામ ચાલતી વખતે થઈ શકે છે તેવો પ્રાણાયામ બીજા સમયમાં થઈ શકતો નથી. આમ હોવા છતાં આપણા લોકો ચાલવાની ક્રિયા જાણતા નથી. શાસ્ત્રમાં સાધુઓ માટે કહ્યું છે કે, ચાલતી વખતે મનગુપ્તિ અને વચનગુપ્તિનું પણ પાલન કરવું તથા ચાલતી વખતે સ્વાધ્યાય વગેરે કોઈપણ વાત તરફ ધ્યાન ન આપતાં એ વાતનું ખાસ ધ્યાન રાખવું કે, મારો પગ કયાં પડી રહ્યો છે અને મારા પગ દ્વારા કોઈ જીવને આઘાત તો પહોંચતો નથીને ? આ વાતનું ધ્યાન રાખવાથી ઈર્યાવહી પ્રતિક્રમણ કરતી વખતે થએલા પાપનું પ્રક્ષાલન થઈ શકે છે.

શાસ્ત્ર કહે છે કે, ચાલવામાં કોઈ બીજાની ગતિ કદાપિ ન રોકાય તેનો ખ્યાલ રાખવો. જ્યારે કીડીની ગતિનો ભંગ કરવાનો પણ નિષેધ કરવામાં આવ્યો છે તો પછી મનુષ્ય જે પંચેન્દ્રિય છે તેની ગતિનો ભંગ કરી તેને પરતંત્રતામાં નાંખવો એ કેવું પાપ છે ? જો આત્મા અસબલ ચરિત્રવાળો હશે તો તે ઈર્યાસમિતિનું બરાબર પાલન કરી શકશે. અસબલ ચરિત્રવાન્ થવા માટે ઈર્યાસમિતિનું પાલન કરવું આવશ્યક છે.

મુનિએ ઈર્યાસમિતિની માફક ભાષાસમિતિનું પણ ઘણું ધ્યાન રાખવું જોઈએ. વાતચીત કાંઈ કીડી, માખી કે બીજાં જાનવરોની સાથે કરવામાં આવતી નથી. વાતચીત તો મનુષ્યોની સાથે જ કરવામાં આવે છે. તેથી વાતચીત કરવામાં ભય, હાંસી, ક્રોધ અથવા બીજા કોઈ કારણે કઠોર ભાષા બોલવી ન જોઈએ.

સાધુઓ માટે તો કઠોર ભાષા બોલવાનો નિષેધ કરવામાં આવ્યો છે. તો શું તમારે કઠોર ભાષા બોલવી જોઈએ ? કઠોર ભાષા બોલવાથી તમને પણ નિશ્ચય અને વ્યવહારમાં હાનિ જ થાય છે. આમ હોવા છતાં આજે ભાષાનો ઘણો દુરુપયોગ થતો જોવામાં આવે છે. કાયરજનો જીભનો જેવો દુરુપયોગ કરે છે તેવો દુરુપયોગ વીરલોકો કરતા નથી. કુતરાઓ ભસ્યા કરે છે પણ વીર સિંહ ભસતો નથી. એ વાત બીજી છે કે, સિંહ ગર્જે છે પણ તે પોતે જ ગર્જે છે, બીજા કોઈને જોઈ ગર્જતો નથી. જે પ્રમાણે કુતરાઓ પોતાની વાણીનો દુરુપયોગ કરે છે તે જ પ્રમાણે કાયરજનો પણ વાણીનો દુરુપયોગ કર્યા કરે છે. તમારે

વાણીનો આ પ્રમાણે દુરુપયોગ કરવો ન જોઈએ. પોતાની જીભદ્વારા કેવી વાણી નીકળી રહી છે એ વાતનું ધ્યાન આજે બહુ જ ઓછું રાખવામાં આવે છે. ઉચિત તો એ છે કે, બોલતાં પહેલાં પ્રત્યેક વાત ઉપર વિવેકપૂર્વક વિચાર કરવામાં આવે. મારા બોલવામાં અસત્ય, ભય કે ક્રોધ તો નથીને? એ વાત હમેશાં બોલતી વખતે ધ્યાનમાં રાખવી જોઇએ. तं सच्चं खु भयवं અર્થાત્ સત્ય એ જ ભગવાન છે એ સિદ્ધાન્તનું બોલતી વખતે ધ્યાન રાખવામાં આવે તો વાણી સાર્થક નીવડે છે.

શાસ્ત્ર કહે છે કે, વચનને ગુપ્ત રાખવું અને બોલવાની આવશ્યકતા જ હોય તો ક્રોધ કે ભય વગેરે કોઈ પણ કારણે અસત્ય કે કઠોર ભાષા ન બોલવી. શાસ્ત્ર કહે છે કે ક્રોધને વશ થઈ બોલવામાં આવેલું સત્ય પણ અસત્ય જ છે; કારણ કે જે ક્રોધને વશ થઈ બોલી રહ્યો છે તે સ્વતંત્રતાથી બોલી રહ્યો નથી પણ પરતંત્રતાથી બોલી રહ્યો છે. વાણી તે જ ઠીક હોઈ શકે કે જે સ્વતંત્રરૂપે બોલવામાં આવે! એટલા માટે ભાષાસમિતિનું હમેશાં ધ્યાન રાખવું જોઈએ. કોઈક કવિએ જીભ વિષે વર્ણન કરતાં કહ્યું છે કે:—

જીભ જોગ અરુ ભોગ જીભ હી રોગ બુલાવે;
જીભ્યાસે યશ હોય જીભસે આદર પાવે.
જીભ કરે ફજીત જીભ જૂતા દિલાવે;
જીભ નરક લે જાય જીભ વૈકુંઠ પઠાવે.
અદલ તરાજૂ જીભ હૈ ગુણ અવગુણ દોઉ તોલિયે;
વૈતાલ કહે વિક્રમ સુનો જીભ સમ્હાલ કર બોલિયે.

આ પ્રમાણે જીભદ્વારા સારું-નરસું બન્ને થાય છે માટે બોલવામાં વિવેક રાખવો જોઈએ. જો બોલવામાં વિવેક રહી ન શકે તો એ દશામાં મૌન રહેવું એ જ સારું છે. કહ્યું પણ છે કે, मौनं मूर्खस्य भूषणम् અર્થાત્ મૂર્ખને માટે મૌન એ જ ભૂષણ છે.

કેટલાક લોકો વાણીનો એવો દુરુપયોગ કરે છે કે જેને કારણે તેમની પોતાની પણ અપ્રતિષ્ઠા થાય છે અને બીજાને પણ ખરાબ લાગે છે; માટે વાણી બોલવામાં ઘણો જ વિવેક રાખવો જોઈએ. વાણીનું ઘણું જ મહત્ત્વ છે. ઉપનિષત્‌માં કહ્યું છે કે, ભોજનનો સારભાગ વાણીને જ મળે છે. આ પ્રમાણે વાણીમાં શરીરની પ્રધાનશક્તિ રહે છે. વાણીની જેટલી રક્ષા કરવામાં આવે તેટલો લાભ જ છે. તમે થોડી વાર બોલો છો તેટલા સમયમાં તમને કેટલો શ્રમ લાગે છે! તેનું કારણ એ જ છે કે, બોલવાથી શરીરની પ્રધાન શક્તિ ખરચાય છે. વૈજ્ઞાનિકોનું કથન છે કે જીભમાં તોપ કરતાં પણ વધારે શક્તિ છે. એટલા માટે જીભનો ઉપયોગ કરવામાં વિવેક રાખવાની અતિ આવશ્યકતા છે.

આ જ પ્રમાણે એષણા તેમ જ આદાનભંડોપકરણ નિક્ષેપણ સમિતિમાં પણ ધ્યાન રાખવાની આવશ્યકતા છે. તે જ રીતે પાંચમી સમિતિમાં પણ વિવેક રાખવો જોઈએ. કોઈ પણ ચીજને એવી જગ્યાએ રાખવી કે ફેંકવી જોઈએ કે જેથી જોનારને ઘૃણા ન થાય કે ગંદકી ન થાય. અહીં એવું જોવામાં આવે છે કે, વર્ષાને કારણે જે પાણી ખાડા ખાબોચીયામાં ભરાઈ જાય છે અને પરિણામે તેમાં કીડા પડી જાય છે, તે કીડાઓને જોઈને

એકત્રિત કરી સુરક્ષિત જગ્યાએ મૂકી દે છે. સ્ત્રીઓની આ દયા સારી છે. પણ જે સ્ત્રીઓ આવા જીવો ઉપર પણ આ પ્રકારની દયા રાખે છે તે સ્ત્રીઓએ પોતાના ઘરમાં કેવી રીતે વર્તવું જોઈએ અને કેટલી બધી સફાઈ રાખવી જોઈએ ? જો તે સ્ત્રીઓ પોતાના ઘરમાં ગંદકી રાખે તો તેઓ દયાનો પણ ઉપહાસ કરાવે છે. લોકો એમ જ કહેશે કે, આ જૈનોની કેવી દયા છે કે તેઓ ઘરમાં તો ગંદકી રાખે છે અને બહાર આ પ્રમાણે જીવ બચાવે છે. અહીં-જામનગરમાં લોકોના ઘરમાં એવી ગંદકી જોવામાં આવે છે કે વાત જ પૂછોમા. શાસ્ત્રમાં આ પ્રકારની ગંદકી રાખવાનું ક્યાંય લખ્યું નથી પરંતુ શાસ્ત્ર તો શૌચ્ય-સ્વચ્છતા-પવિત્રતાને જ પ્રધાનતા આપે છે. કેવળ નહાવું-ધોવું કે પાણી ઢોળવું એનું જ નામ શૌચ્ય નથી, પણ—શૌચ્યાત્ સ્વાઙ્ગજુગુપ્સા પરૈરસંસર્ગઃ અર્થાત્—આ શરીરની અશુચિનો વિચાર કરવાથી પોતાનાં અંગ ઉપર જુગુપ્સા અને બીજાનાં અંગ ઉપર અસંગ પેદા થશે. અર્થાત્ આત્માની શુદ્ધિ એ જ સાચી શુચિ છે.

કહેવાનો આશય એ છે કે શૌચ્યનું હમેશાં ધ્યાન રાખવું જોઈએ. શૌચ્યનું ધ્યાન રાખવાથી પાંચમી સમિતિનું બરાબર પાલન થઈ શકે છે. ત્રણ ગુપ્તિઓનું પણ બરાબર પાલન કરવું જોઈએ. જે અસખલ ચરિત્રવાન હોય છે તે ભગવાનદ્વારા પ્રરૂપિત આઠ પ્રવચનોનું પાલન કરી મોક્ષને પ્રાપ્ત કરી શકે છે.

## મયણુરેહા ચરિત્ર—૩૪

મયણુરેહાએ ભગવાનનું શરણુ લીધું તો તેને કેવી શાન્તિ મળી તે જુઓ. તે ઘોર જંગલમાં જવા છતાં એમ જ કહે છે કે, હે આત્મન્ તારો રક્ષક પરમાત્મા છે એટલા માટે તારે કોઈપણ રીતે ગભરાવાની જરૂર નથી. આ પ્રમાણે વિચાર કરવાથી તે ભયંકર જંગલમાં પણ ગભરાઈ નહિ, અને ચાર માંગલિકનું શરણુ લઈ નિર્ભયતાપૂર્વક સુઈ ગઈ.

જે સાચા હૃદયથી ચાર માંગલિકનું શરણુ સ્વીકારે છે તેને રાજ્ય, દેવ વગેરે કોઈપણ કાંઈ કરી શકતું નથી. મયણુરેહાએ ચાર માંગલિકનું જ શરણુ લીધું હતું એટલા જ માટે તે એમ કહી રહી છે કે, માંગલિકનું શરણુ સ્વીકારવાથી મને કોઈ પ્રકારનો ભય નથી. જે જે અરિહન્તો અને સિદ્ધો થયા છે તે બધા માંગલિકનું શરણુ લેવાથી જ થયા છે. ચાર માંગલિકનું શરણુ લેવાને કારણે જ સાધુઓ સિંહની માફક વિચરે છે.

નવકારમંત્રનો જાપ લોકોને બતાવવા માટે કરવો એ કાંઈ વિશેષતાની વાત નથી. વિશેષતાની વાત તો ત્યારે કહેવાય કે જ્યારે નવકારમંત્ર ઉપર વિશ્વાસ રાખવામાં આવે અને મુશ્કેલીના સમયે પણ તેના ઉપર વિશ્વાસ રાખી દૃઢ રહેવામાં આવે. શરીર નષ્ટ થવાના સમયે પણ જે પુરુષ નવકારમંત્રનું શરણુ છોડતો નથી તે જ સાચો વીર છે.

મયણુરેહા પંચ પરમેષ્ઠિનું શરણુ સ્વીકારી સુઈ ગઈ. અર્ધ રાત્રી પસાર થતાં મયણુરેહાને પ્રસવવેદના પેદા થઈ.

પરમેષ્ઠિ કા ધ્યાન ધરે, સતી મનમેં ચેત અપાર;
મધ્ય રાત્રિ મેં પ્રસવ વેદના, પુત્ર હુઆ તમ હાર. ॥ સતી૦ ૧૧૮ ॥
શીતલ પવન તબ કરે સહાયતા, પક્ષી મંગલ ગાય;
દિનપતિને પ્રકાશ દિખાયા, લાલ રંગ ફેલાય. ॥ સતી૦ ૧૧૯ ॥

મયણરેહા સૂર્યનાં મહત્ત્વને સમજતી હતી; એટલા માટે તે એમ વિચારવા લાગી કે, હે ! મન ! તું એ વિચારથી ઉદાસ ન થા કે આ વનમાં તારું કોઈ સહાયક નથી ! સૂર્ય અહીં પણ તારી સહાયતા કરવા માટે હાજર છે.

આ પ્રમાણે મયણરેહા ઉદાસ ન થઈ પણ ઊલટી આનંદિત થઈ. તે પુત્રને જોઈ મનમાં વિચારવા લાગી કે, આ સમય મારા માટે સ્વાવલંબી બનવાનો છે. શીલની રક્ષાનો ભાર હોવાની સાથે જ આ નવજાત પુત્રની રક્ષા કરવાનો ભાર પણ હવે મારી જ ઉપર છે. એક રાજકુટુંબની સ્ત્રીને માટે આ કેવો મુશ્કેલીનો સમય છે. આવા મુશ્કેલીના સમયે પણ મયણરેહા રોઈ નહિ કે ધૈર્ય પણ હારી નહિ. આજે તો કોઈનું મૃત્યુ થતાં રોવાની પ્રથાનું પાલન કરવામાં આવે છે. આ કેવી ભયંકર પ્રથા છે !

રતલામના શેઠ અમરચંદજી પીત્તલિયા વિષે એમ સાંભળ્યું છે કે, યુવાન વયના તેમના એક ભાઈ જાવરામાં રહેતા હતા. તે ભાઈને બગીની ચોટ લાગતાં પડી ગયા અને તે મૃત્યુ પામ્યા. ભાઈનું આવું દુઃખદ મૃત્યુ થઈ જવા છતાં તેઓ રોયા ન હતા એટલું જ નહિ પણ તેમણે સ્મશાનમાં પણ ધર્મનો ઉપદેશ આપી બધાને ધૈર્ય આપ્યું હતું. આ તેમનું કેવું ધૈર્ય કહેવાય ! આ પ્રકારનું ધૈર્ય ધારણ કરવું એનું કારણ ધર્મજ્ઞાનજ છે. તમે લોકો પણ ધર્મતત્ત્વ સમજી આવું ધૈર્ય ધારણ કરો અને રોવાની કુપ્રથાનો ત્યાગ કરો તો તેમાં કલ્યાણ જ.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ આસો સુદ ૮ મંગળવાર

### પ્રાર્થના

**અરહનાથ અવિનાશી, શિવ-સુખ લીધો;**
**વિમલ વિજ્ઞાન-વિલાસી, સાહબ સીધો.**
**તૂ ચેતન ભજ અરહનાથને, તે પ્રભુ ત્રિભુવન રાયા;**
**તાત 'સુદર્શન' 'દેવી' માતા, તેહનો નંદ કહાયા. ॥ સાહબ૦ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી અરહનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે. પ્રાર્થનામાં ભક્તજનો અનેક પ્રકારનાં ભાવો પ્રકટ કરે છે પણ એ બધાનો સાર માત્ર એ જ છે કે, આત્મા અને પરમાત્મા વચ્ચે એકતા સધાય. 'શુદ્ધ સંગ્રહનયની દૃષ્ટિએ તો આત્મા અને પરમાત્મા વચ્ચે કોઈ પ્રકારનો ભેદ નથી. પણ આત્મા મોહમાં પડી જઈ પરમાત્માથી ભિન્ન થઈ રહ્યો છે. જો આત્માનો મોહ મટી જાય તો આત્મા 'પુષ્કલ સમત્થાઇ મેઘ'ની સમાન સમર્થ બની જાય; પણ આત્મા મોહવમળમાં પડી જઈ ગોથાં ખાઈ રહ્યો છે. આત્માને મોહવમળમાંથી બહાર કાઢવા માટે જ પરમાત્માની પ્રાર્થના કરવામાં આવે છે. તમે તમારા વિષે જુઓ કે, તમે પરમાત્માની પ્રાર્થના મોહ દૂર કરવા માટે કરો છો કે મોહ વધારવા માટે ? જો મોહ દૂર કરવા માટે તમે પરમાત્માની પ્રાર્થના કરો છો તો પરમાત્મા તમારાથી દૂર નથી. હવે હું શાસ્ત્રની વાત કહું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—અગીયારમો બોલ.

શાસ્ત્રમાં પ્રતિક્રમણનું પ્રકરણ ચાલી રહ્યું છે. પ્રતિક્રમણના ફળ વિષે થોડું વર્ણન તો આગળ કરી દેવામાં આવ્યું છે. અને થોડું તે વિષે વર્ણન કરવું બાકી છે. પ્રતિક્રમણ કરવાથી જીવને શો લાભ પ્રાપ્ત થાય છે? એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, પ્રતિક્રમણ કરવાથી વ્રતોનાં છિદ્રો બંધ થઈ જાય છે, કે જેથી આત્મામાં આશ્રવનું આવવું અટકાઈ જાય છે અને પરિણામે આત્મા નિરુધ્ધાશ્રવ બની જાય છે. નિરુદ્ધઆશ્રવ થવાથી આત્મા પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ આઠ પ્રવચનોનું પાલન કરવામાં દત્તચિત્ત બને છે અને આઠ પ્રવચનોનું પાલન કરવામાં દત્તચિત્ત થવાથી સંયમયોગદ્વારા આત્માની અભિન્નતા પેદા થાય છે, અર્થાત્ આત્મા સંયમના યોગથી જે ભિન્ન પડી રહ્યો છે તે ભિન્નતા રહેતી નથી. પાણી જ્યાંસુધી સમુદ્રથી જુદું રહે છે ત્યાંસુધી તો તેનામાં અને સમુદ્રમાં જુદાઈ જણાય છે, પણ જ્યારે તે પાણી સમુદ્રમાં મળી જાય છે ત્યારે તે જુદાઈ રહેવા પામતી નથી. જ્યાંસુધી પાણી સમુદ્રમાં મળતું નથી ત્યાંસુધી પાણી સમુદ્રથી જુદું જણાય છે, તેનું કારણ વચ્ચે પાત્રનું હોવું તે છે. જ્યાંસુધી પાણી પાત્રમાં છે ત્યાંસુધી તે સમુદ્રમાં મળી શકતું નથી અને એ જ કારણે સમુદ્રથી તે પાત્રનું પાણી ભિન્ન જણાય છે. જો વચ્ચે પાત્ર ન હોય તો સમુદ્રના પાણીમાં અને ઘડાના પાણીમાં કાંઈ અંતર ન રહે. આ જ પ્રમાણે મોહને કારણે આત્મા પણ સંયમયોગથી ભિન્ન પડી રહ્યો છે. એમ તો સંયમયોગથી આત્માની કાંઈ ભિન્નતા નથી પણ ભિન્નતા પડી રહી છે અને તે ભિન્નતાનું કારણ મોહ છે. આત્મા સંયમયોગથી ભિન્ન કેવી રીતે પડી રહ્યો છે એને માટે શ્રી સૂયગડાંગ સૂત્રમાં કહ્યું છે કે:—

**जेसिं कुले समुप्पन्ने जेहिं वासं वसे नरे।**
**मम्माइं लुप्पइ बाले अन्नमन्नेणं जीविणो ॥**

આ ગાથાનો એવો અર્થ છે કે, આત્મા જેની સાથે રહે છે અને જે કુળમાં ઉત્પન્ન થાય છે, તેવો જ પોતાને પણ માની લે છે. જેમકે નીચ મનાતા લોકો પણ પોતાની જાતિમાં કેવા રચ્યાપચ્યા રહે છે! જે પ્રાણીઓને નીચ માનવામાં આવે છે તેઓ પણ પોતાની જાતિમાં રચ્યાપચ્યા રહે છે, એ ઉપરથી એ સ્પષ્ટ જણાય છે કે આત્મા જેની સાથે રહે છે અથવા જે કુલમાં જન્મે છે તેવો જ પોતાને પણ માની બેસે છે. આમ માની બેસવાનું કારણ મોહ છે. આત્મામાં મમત્વ અને અજ્ઞાન છે, એ જ કારણે આમ બને છે. પણ આત્માએ એ વાતનો વિચાર કરવો જોઈએ કે શું હું રક્તમાંસ છું? આત્મા આ વાતનો વિચાર કરતો નથી, એ જ કારણે તે સંયમયોગથી જુદો પડી રહ્યો છે. જ્યારે આત્મા આઠ પ્રવચનોનું પાલન કરતો ભાવ પ્રતિક્રમણ કરે છે ત્યારે તેની સંયમયોગથી ભિન્નતા મટી જાય છે અને એકતા થઈ જાય છે.

આ તો નિશ્ચયની વાત થઈ કે ભાવ પ્રતિક્રમણથી આત્માની સંયમયોગથી જે જુદાઈ હોય છે તે મટી જાય છે. પણ આ નિશ્ચયની વાત વ્યવહારમાં કેવી રીતે જાણી શકાય? જૈન સિદ્ધાન્તમાં એવી વિશેષતાઓ ભરેલી છે કે તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. કેટલાક લોકો તો કેવળ નિશ્ચયને જ એવા રૂપમાં પકડે છે કે તેઓ વ્યવહારની બાજુ જોતા જ નથી અને કેટલાક લોકો કેવળ વ્યવહારમાં જ રહી જાય છે અને નિશ્ચયને જોતા જ નથી. પરંતુ જૈન

સિદ્ધાન્ત નિશ્ચય અને વ્યવહાર બન્નેયને એક સાથે રાખે છે. એટલા જ માટે અત્રે એ જોવાનું છે કે, ભાવ પ્રતિક્રમણથી આત્માની સંયમયોગની સાથે અભિન્નતા થાય છે એ નિશ્ચયની વાતને વ્યવહારમાં કેવી રીતે જાણી શકાય? આ પ્રશ્નના ઉત્તરમાં શાસ્ત્ર કહે છે કે, જ્યારે ભાવ પ્રતિક્રમણ થશે ત્યારે ઈન્દ્રિયો સુપ્રણિહિત હશે અર્થાત્ ઇન્દ્રિયોમાં અંદર અને બહાર એવી શાન્તિ હશે કે જેથી જોનારના હૃદયમાં પણ સમાધિ પેદા થશે. આ પ્રમાણે ભાવ પ્રતિક્રમણની આ બાહ્ય પરીક્ષા હોવાથી ભાવ પ્રતિક્રમણને નામે થતી ઠગાઈ અટકી જાય છે. ઘણા લોકો એવા હોય છે કે જે પ્રમાણે બગલો એક પગ ધીરેથી મૂક્યા બાદ બીજો પગ ઉપાડે છે પરંતુ તેના હૃદયમાં બીજો જ ભાવ રહે છે, તે જ પ્રમાણે લોકોને સંયમયોગ બતાવવા માટે બહાર કોઈ બીજું જ રૂપ બતાવે છે અને એ રીતે તેઓ ઠગાઈ ચલાવે છે. પરંતુ શાસ્ત્ર વ્યવહારની એ પરીક્ષા બતાવે છે કે, જેમની સંયમયોગની સાથે અભિન્નતા હોય તેમની ઇન્દ્રિયો સુપ્રણિહિત હોવી જોઈએ, અર્થાત્ તેમની ઇન્દ્રિયોમાં અંદર અને બહાર એવી શાન્તિ હશે કે જેથી જોનારના હૃદયમાં સમાધિ પેદા થશે.

સાધારણરીતે સંસારમાં સારો પક્ષ પણ ચાલે છે અને ખરાબ પક્ષ પણ ચાલે છે; અર્થાત્ સંસારમાં સંયમયોગને પ્રવર્ત્તનારા પણ હોય છે અને સંયમયોગમાં પ્રવર્ત્તવાના નામે ઠગાઈ કરનારા પણ હોય છે. પરંતુ શાસ્ત્ર એ બન્નેની સ્પષ્ટ પરીક્ષા બતાવીને કહે છે કે, જેનો આત્મા સંયમયોગમાં વર્તતો હશે તેની ઈન્દ્રિયોનું સુપ્રણિધાન હોવું જ જોઈએ. આ સિવાય સંયમયોગમાં પ્રવર્ત્તનારની સાક્ષી પ્રકૃતિ પણ આપે છે. જેમકે તમે તો કોઈ જગ્યાને માટે એ જાણી શકવાને અસમર્થ પણ નીવડી શકો કે, અમુક જગ્યાએ ઢોળાવ છે કે નહિ? પણ પાણી તો ઢોળાવવાળી જગ્યાની તપાસ તાત્કાલિક કરી લે છે અને જે જગ્યાએ ઢોળાવ હોય છે તે જગ્યા તરફ પોતે ઢળી જાય છે. આ જ પ્રમાણે શાસ્ત્રદ્વારા બતાવવામાં આવેલી પરીક્ષાદ્વારા તમે તો કદાચ સંયમયોગમાં પ્રવર્ત્તનારની પરીક્ષા કરવામાં અસમર્થ પણ નીવડી શકો, પરંતુ પ્રકૃતિ તો એ બતાવી જ આપે છે કે, એ સંયમયોગમાં પ્રવર્ત્તનાર છે કે નહિ? તમે એ તો સાંભળ્યું જ હશે કે, પ્રાચીન કાળમાં મુનિઓના ખોળામાં સિંહો પણ આળોટતા હતા. સિંહો કપટી લોકોના ખોળામાં આળોટતા નથી. પણ તેમના જ ખોળામાં આળોટે છે કે જેમનો આત્મા સંયમયોગમાં પ્રવર્તે છે અને જેમની ઈન્દ્રિયો સુપ્રણિહિત હોય છે. જે લોકો સંયમયોગમાં પ્રવર્ત્તે છે તેમના ખોળામાં સિંહ, સાપ વગેરે ક્રોધી જીવો પણ નિર્ભ્રાન્ત થઈ આળોટે છે. આ સંયમયોગમાં પ્રવર્ત્તનારની પરીક્ષા છે. જે સંયમયોગમાં પ્રવર્ત્તતો હશે તેની પરીક્ષા આ પ્રમાણે પ્રકૃતિ પણ બતાવી આપે છે.

જેમની ઈન્દ્રિયો સુપ્રણિહિત નથી અર્થાત્ વિષયવાસના તરફ દોડયા કરે છે છતાં જે પોતાને સંયમયોગમાં પ્રવર્ત્તનાર તરીકે ઓળખાવે છે તે ઠગ અને પાખંડી છે. ગીતામાં પણ કહ્યું છે કેઃ—

> **कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।**
> **इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥**

જેના હૃદયમાં તો વિકારો ભરેલાં છે અને જેની ઈન્દ્રિયો વિષયવાસના તરફ દોડયા કરે છે તે ભલે ઉપરથી પોતાને સંયમી બતાવતો હોય પણ વાસ્તવમાં તે મિથ્યાચારી પાખંડી છે.

આ પ્રમાણે સંયમયોગમાં પ્રવર્ત્તતાં ન હોવા છતાં જે પોતાને સંયમયોગમાં પ્રવર્ત્તનાર તરીકે ઓળખાવે છે તેની નિંદા બધાએ કરી છે. તે જ પ્રમાણે જે સંયમયોગમાં પ્રવર્ત્તે છે તે મહાત્માઓની પ્રશંસા પણ બધાએ કરી છે. એવા મહાત્માઓને ધન્ય છે કે, જેઓ સંયમ યોગમાં પ્રવર્તે છે. એવા મહાત્માઓનો સત્સંગ પણ સદ્દભાગ્યે જ મળે છે. મહાપુરૂષોનો સત્સંગ થવો એ પણ મોટું સદ્દભાગ્ય જ છે.

આ ઉપરથી આપણે એ વિચાર કરવાની જરૂર છે કે, આપણે શું કરવું ? કરવાનું એ જ છે કે, તમે જે દેવસી, રાયસી, પાક્ષિક, ચાતુર્માસિક કે સંવત્સરીનું પ્રતિક્રમણ કરો છો તેમાં એ જુઓ કે, અમારો આત્મા વ્રતોમાંથી ક્યાં ક્યાં લપસ્યો છે ? અને જ્યાં જ્યાં આત્મા લપસ્યો હોય તે જગ્યાએથી આત્માને પાછો ઠેકાણે લાવો. શાસ્ત્ર કહે છે કે, જે પુરુષ જે યોગમાં પ્રવર્ત્તવા ચાહે તે પુરુષ તે યોગમાં પોતાના આત્માને સંભાળીને રાખે. જે સંયમ-યોગમાં વર્ત્તવાની ઇચ્છા રાખતો હશે તે પોતાના આત્માની સંભાળ બરાબર કરતો રહેશે જ.

શાસ્ત્રની આ વાતને દૃષ્ટિમાં રાખી આપણા આત્માને સંયમયોગમાં પ્રવર્ત્તિત કરવાનો પ્રયત્ન કરવો જોઈએ અને આત્મા વ્રતમાંથી જે સ્થાને લપસ્યો હોય તે સ્થાનેથી આત્માને પાછો યથાસ્થાને લાવવો જોઈએ. જે માણસ ચાલે છે તેનો પગ પણ કોઈવાર લપસે છે. એકવાર માણસનો પગ લપસે છે તો તે સાવધાન પણ બને છે; પણ તે સાવધાન તે જ જગ્યાએ રહે છે કે જ્યાં તેનો પગ લપસે છે.

આ જ પ્રમાણે પ્રતિક્રમણ કરવું એ પણ લપસેલા આત્માને સાવધાન કરવા બરાબર છે. પ્રતિક્રમણ કરવું એ એક પ્રકારે આત્મારૂપી ઘડિયાળને ચાવી આપવા સમાન છે. કોઈ ઘડિયાળ તેને ચાવી આપીએ એટલો જ સમય ચાલે અને ચાવી આપવી બંધ કરતાં જ ઘડિયાળ ચાલતી બંધ થઈ જાય તો તે ઘડિયાળ ખોટી છે એમ જ કહેવાશે. સારી ઘડિયાળ તો તે જ કહેવાય કે, જે એકવાર ચાવી આપ્યા બાદ નિયમિત સમય સુધી તો ચાલે. આ જ પ્રમાણે એકવાર પ્રતિક્રમણરૂપી ચાવી આપ્યા બાદ આત્માએ પણ નિયમિત સમય સુધી તો સાવધાન રહેવું જ જોઈએ. જો પ્રતિક્રમણ કરતી વખતે આત્મા શુભયોગથી ન લપસે અને પ્રતિક્રમણ કરવું બંધ કરતાં જ આત્મા શુભયોગથી લપસી જાય તો એ ખોટી ઘડિયાળ જેવો જ વ્યવહાર કહેવાય !

## મયણરેહા ચરિત્ર—૩૫

**સાવધાન હો મનમેં સોચે, શુદ્ધ કરું મુઝ કાય;**
**સાડી ફાડ એક ઝોલી કરલી, લાલ કો લિયા સુલાય. ॥ સતી० ૧૨૧ ॥**
**વનદેવી વનદેવ તુમ્હારી, શરણ રહે યહ બાલ;**
**મન રખવાલા મેલ સતીજી, આઇ સરોવર પાલ. ॥ સતી० ૧૨૨ ॥**

મયણરેહાએ મધ્યરાત્રિના સમયે ઘોર વનમાં પુત્રને જન્મ આપ્યો. જો કે, મયણરેહાનો આ પુત્ર ચરમશરીરી અને પ્રત્યેક બુદ્ધ હોવાના કારણે પુણ્યાત્મા હતો, પરંતુ આવા પુણ્યાત્માનો પણ જન્મ વનમાં થયો. જેનો જન્મ વનમાં થયો છે, જેના જન્મસમયે માતાની પાસે બીજું કોઈ નહતું અને જેનો જન્મ આવા કઠિન અવસરે થયો હતો તેને તમારી દૃષ્ટિએ પુણ્યાત્મા કહેવો કે પાપાત્મા ? મયણરેહા તે સમયે જે

સ્થિતિમાં હતી તે સ્થિતિ જો નીચ પ્રકૃતિની સાથે હોત તો તો દુઃખદાયિની થઈ જાત, પણ ઊંચી પ્રકૃતિવાળા માટે તે સ્થિતિ પણ દુઃખદાયિની થઈ શકે નહિ. માનો કે એક માણસના હાથમાં તો સોનાનાં કડાં છે, બીજાના હાથમાં લોઢાનાં કડાં છે અને ત્રીજાના હાથમાં કાંઈ નથી અને સાધુઓની માફક તેનાં હાથ ખાલી છે. લોકોની દૃષ્ટિએ તો તે માણસ પુણ્યવાન માનવામાં આવશે કે જેના હાથમાં સોનાના કડાં છે, અને તે માણસને પણ પુણ્યવાન જ માનવામાં આવશે કે જેના હાથમાં લોઢાનાં કડાં છે, જો કે, તેને ઓછો પુણ્યવાન માનવામાં આવશે. હવે જેના હાથમાં કાંઈ નથી અને જે સોનાનો પણ ત્યાગી છે અને લોઢાનો પણ ત્યાગી છે તેને શું પાપાત્મા માનવો જોઈએ ? વાસ્તવમાં તો તે ત્યાગી મહાન્ પુણ્યવાન છે. આ જ પ્રમાણે જો તે સ્થિતિ મયણરેહા માતાને માટે દુઃખદાયિની હોત તો તો જુદી વાત છે. પણ જે પુત્રના જન્મવાથી માતામાં એવી વીરતા આવી અને એવા જંગલમાં પણ અને એવી વિકટ સ્થિતિમાં પણ દુઃખનો અનુભવ કરતી નથી પરંતુ આનંદ માને છે તે પુત્રને અવશ્ય પુણ્યાત્મા જ કહી શકાય.

જૈનધર્મ વીરતા શીખડાવે છે, કાયરતા શીખડાવતો નથી. જે સ્થિતિમાં મયણરેહા હતી તે સ્થિતિમાં જો કોઈ ધર્મને ન જાણનારી સ્ત્રી હોત તો સંભવીત છે કે તે મરી જાત; પણ મયણરેહા એવી વિકટ પરિસ્થિતિમાં પણ ગભરાઈ નહિ એ ધર્મનો જ પ્રતાપ છે. તે એમ વિચારતી હતી કે, મારે દુઃખ કરવાનું શું કારણ છે ! મારા માટે તો એ પ્રસન્નતાની વાત છે કે, મારા શીલની રક્ષા થઈ છે, અને મારા પુત્રની પણ રક્ષા થઈ છે. વળી અહીં સૂર્ય અને પવન પણ મારી સહાયતા કરી રહ્યા છે. આવી દશામાં હું મહેલને યાદ કરી શામાટે દુઃખ પામું ? મહેલમાં તો કોઈ કોઈવાર પિશાચતા પણ જન્મે છે. જેમકે મારા જેઠના હૃદયમાં પિશાચતાએ જન્મ ધારણ કર્યો અને એટલા માટે રાજમહેલમાંથી નીકળી હું વનમાં આ સ્થિતિને પામી. એથી મને જરાપણ દુઃખ થતું નથી, ઊલટો આનંદ થાય છે.

મયણરેહા પોતાના પુત્રને જોઈ પ્રસન્ન થતી વિચારવા લાગી કે, જો કે આ પુત્ર વનમાં જન્મ્યો છે છતાં તે પુણ્યવાન્ છે. પુણ્યાત્મા હોવાને કારણે જ તેના જન્મ વખતે મારામાં આવી દૃઢતા આવી છે.

મયણરેહા બાળકને જોઈ પ્રસન્ન થઈ અને તેને છાતીસરસો ચાંપ્યો, પછી તે વિચારવા લાગી કે, મારે આ પ્રમાણે અશુચિમાં જ પડી રહેવું ન જોઈએ પણ શુદ્ધ થવું જોઈએ.

જૈનશાસ્ત્રમાં કહ્યું છે કે, રાજા પરદેશીના હાથ લોહીથી જ ભર્યાં રહેતાં હતાં. માનો કે એક માણસના હાથ આ પ્રમાણે લોહીથી ખરડાએલાં છે અને બીજો માણસ પોતાનાં હાથ પાણીથી ધોઈ નાંખે છે. આ બન્ને માણસોમાંથી પાપી કોણ કહેવાશે ? જેણે પાણીથી હાથ ધોઈ નાંખ્યાં છે તેને માટે પાણીનો આરંભ તો થયો, પણ હાથ ધોઈ નાંખવાને કારણે એ તો માનવું જ પડશે કે, તેને હિંસા પ્રત્યે ઘૃણા છે; પરંતુ જે હાથ પણ ધોતો નથી અને લોહીથી હાથ ખરડાએલાં જ રાખે છે તેને માટે એ જ માનવામાં આવશે કે, તેને હિંસા પ્રત્યે ઘૃણા નથી. આ જ પ્રમાણે મયણરેહાને પુત્ર પ્રત્યે સ્નેહ તો છે, પણ સાથે સાથે તે એમ પણ માને છે કે, અશુચિમાં પડી રહેવું એ ઠીક નથી. આ પ્રમાણે પુત્રસ્નેહ હોવાછતાં તે અશુચિમાં પડી રહેવાનું સારૂં માનતી ન હતી. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, ધર્મ

અશુચિમાં પડી રહેવાનું કહેતો નથી. વાસ્તવમાં શાસ્ત્રમાં એવું ક્યાંય કહ્યું નથી કે ગંદા રહેવું, છતાં જે લોકો શાસ્ત્રના નામે ગંદા રહે છે તેઓ શાસ્ત્ર ઉપર કલંક ચડાવે છે.

મયણરેહા વિચારવા લાગી કે, મારે અશુચિમાંથી નીકળી શુદ્ધ થવું આવશ્યક છે. પણ આ બાળકનું શું કરવું ? કેટલાક કહે છે કે, મયણરેહા પોતાના બાળકને એક શિલા ઉપર સુવડાવી ચાલી ગઈ, પણ આ કાર્ય માતૃધર્મની વિરૂદ્ધ છે એટલું જ નહિ પણ આ કથનની પુષ્ટિ પણ મળતી નથી. આથી વિરૂદ્ધ આ વિષે હું જે કાંઈ કહેવા ચાહું છું તે સંસ્કૃત સાહિત્યથી અનુમોદિત છે.

મયણરેહા વિચારવા લાગી કે, પુત્રની રક્ષા કરવી પણ આવશ્યક છે અને અશુચિમાંથી નીકળી શુદ્ધ થવું એ પણ આવશ્યક છે. આ પ્રમાણે વિચાર કરતી મયણરેહા અસમંજસમાં પડી ગઈ. पक्षिच्छेदो हि पाण्डित्यं એ કહેવત અનુસાર બે વાતો સામે ઉપસ્થિત થતાં જે કોઈ એક વાતનો નિર્ણય કરી નાંખે છે તે જ પંડિત છે. મયણરેહાએ એવો નિર્ણય કર્યો કે આવા પવિત્રાત્માને અશુચિમાં જ રાખી મૂકવો અને પોતાએ પણ અશુચિમાં રહેવું એ અનુચિત છે. માટે સાડી ફાડી, તેની ઝોળી બનાવી બાળકને વૃક્ષ ઉપર ઝોળી બાંધી સુવડાવી દેવો, કે જેથી કોઈ હિંસક જાનવર તેને કાંઈ ઈજા કરી ન શકે. આ પ્રમાણે વિચાર કરી મયણરેહાએ પોતાની સાડી ફાડી અને પછી વૃક્ષની એવી ડાળીની તપાસ કરી કે જે ડાળી ઉપર બાંધેલી ઝોળીમાં સુતેલા બાળકને કોઈ હિંસક જાનવર કાંઈ ઈજા કરી ન શકે. તે વખતે મયણરેહાએ એવું વૃક્ષ તપાસવાનું અને તે ઉપર ઝોળી બાંધવાનું કેવું સાહસ કર્યું હતું ? જો તે રોઈને બેસી જાત તો શું આ પ્રકારનું સાહસ કરી શકત ? રોઈને બેસી જવાથી તો તેની શક્તિનો જ હ્રાસ થાત. આ વાતનો વિચાર કરી તમે પણ કોઈ વાત માટે રૂદન કરી તમારી શક્તિને નષ્ટ ન કરો અને હિંમત હારી ન જાઓ. જો મયણરેહા હિંમત હારી જાત તો તે બાળકની રક્ષા માટે આ પ્રકારનો પ્રયત્ન કરી શકત નહિ. રક્ષાનું કામ શક્તિ વિના થઈ શકતું નથી. અને રોઈને બેસી જવાથી શક્તિનો નાશ થઈ જાય છે. કેટલાક લોકો કહે છે કે પરમાત્મા રક્ષા કરશે. જો પરમાત્માના નામે બ્રહ્મચર્યનું પાલન કરવા માટે કહેવામાં આવે તો એ તો તમારાથી બનતું નથી, પણ રક્ષા કરવાના સમયે પરમાત્માનાં વિશ્વાસે રહી અકર્મણ્ય બની જાય છે. આ પદ્ધતિ અનુચિત છે.

મયણરેહાએ એક ઊંચા વૃક્ષની ડાળીએ અડધી સાડીના કપડાંની ઝોળી બાંધી તેમાં બાળકને સુવડાવ્યો અને ઝોળીને એક હીંચકો મારી કહેવા લાગી કે, "હે ! વનદેવ ! અને હે ! વનદેવી ! તમે સુઈ જશો નહિ. આ બાળકની રક્ષા કરજો. આ બાળક પુણ્યાત્મા અને પ્રભાવશાળી છે, એટલા માટે જો તમારામાં શક્તિ હોય તો તેની રક્ષા કરજો. મેં મારી શક્તિ અનુસાર તેની રક્ષા કરવાનો પ્રયત્ન કર્યો છે. હવે તમે તેની રક્ષા કરજો."

જો મયણરેહા પોતાની શક્તિનો ઉપયોગ જ ન કરત તો શું તે આ પ્રમાણે વનદેવ કે વનદેવીને કહી શકત ખરી ? પોતાની શક્તિનો ઉપયોગ ન કરતાં બધાં કામો દેવના જ ભરોસે મૂકી દેવાં એ અનુચિત છે. જ્યારે પોતાની જ શક્તિનો ઉપયોગ કરવામાં આવતો નથી તો પછી સહાયતા માટે દેવની શક્તિ કેવી રીતે આવી શકે ? તમે તમારી શક્તિનો ઉપયોગ કરો; પછી જો દેવને તમારી સહાયતા કરવી હશે તો કરશે પણ સર્વથા દેવના ભરોસે રહેવું એ અનુચિત છે. શાસ્ત્રમાં કહ્યું છે કે :—

**देवा वि तं नमंस्सन्ति जस्स धम्मे सया मणो ।**

અર્થાત્—જેમનામાં ધર્મ છે તેમને દેવો પણ નમસ્કાર કરે છે. આ કથનાનુસાર જેનામાં ધર્મ છે તે પોતાની શક્તિના આધારે જ રહે છે, તે બીજાનો આધાર લેતો નથી.

બાળકને ઝોળીમાં સુવડાવીને અને વનદેવીને રક્ષા કરવાનું કહીને મયણરેહા સરોવર બાજુ ચાલી. તે જતાં જતાં બાળકની તરફ દૃષ્ટિ ફેંકતી અને એમ કહેતી જતી હતી કે, "હું આ બાળકની રક્ષા જ ચાહું છું, છતાં મારે કર્ત્તવ્યવશ સરોવર ઉપર જવું પડે છે. હે ! પ્રભો ! હું આ બાળકની રક્ષા જ ચાહું છું." આ પ્રમાણે કહેતી મયણરેહા સરોવર ઉપર જલ્દી જવા ચાલી.

**સ્નાન શુદ્ધિ સે કરે ચિત્ત, તો પુત્ર પ્રેમ કે માંય;**
**મસ્ત હાથી એક સતી પર દૌડા, વહ દૌડી સાહસ લાય. ॥ સતી૦ ૧૨૩ ॥**
**પીછા નહીં છોડા ઉસ કરિને, દીની ગગન ઉછાલ;**
**સ્મરણ કરતાં મૂર્છા આઈ, દુઃખસે હુઈ બેહાલ. ॥ સતી૦ ૧૨૪ ॥**
**નીચે પડતાં વીદ્યાધરને, ઝેલી કરુણા લાય;**
**શીતલ જલ ઉપચાર કરીને, મૂર્છા દીની ભગાય. ॥ સતી૦ ૧૨૫ ॥**

મયણરેહા સરોવર ઉપર ગઈ. તેણી જલ્દી જલ્દી સ્નાન કરીને પોતાના વસ્ત્રોને ધોઈ રહી હતી, એટલામાં જ એક દુર્ઘટના એવી બની કે, તે જ સરોવર ઉપર એક મસ્ત હાથી આવી ચડયો. એક તો તે હાથી હતો, બીજું તે જંગલી અને મસ્ત હતો. ત્રીજું તે હાથીએ સરોવર ઉપર કોઈ માનવપ્રાણીને કદાચ જ જોયું હશે. એટલે તે હાથી મયણરેહાને જોતાં જ ક્રુદ્ધ થઈ ઉઠયો અને કાળસ્વરૂપ ધારણ કરી સતીની તરફ દોડયો. સતીએ પણ હાથીને પોતાની તરફ દોડતો આવતો જોયો, એટલે તે સાવધાન થઈ ગઈ. તેણીએ વિચાર્યું કે, આ હાથીની સામેથી કોઈપણ ઉપાયે હઠી જવું એ જ શ્રેયસ્કર છે. અહીં રોવાથી કાંઈ ચાલી શકવાનું નથી. અહીં તો હિંમત ધારણ કરી પોતાની રક્ષા કરવાનો પ્રયત્ન કરવો જરૂરી છે. આ પ્રમાણે વિચાર કરી મયણરેહા ત્યાંથી ભાગી. તે હાથી પણ તેની પાછળ દોડયો. મયણરેહા આગળ આગળ દોડતી જતી હતી અને પાછળ પાછળ તે હાથી પણ જે પ્રમાણે પુરુષની પાછળ છાયા દોડે છે તે પ્રમાણે દોડતો જતો હતો. હાથીને આ પ્રમાણે પાછળ આવતો જોઈ મયણરેહા વિચારવા લાગી કે, હવે હું આ પ્રમાણે ક્યાંસુધી ભાગી જઈશ ? આ હાથી તો કાળની માફક પાછળ જ દોડતો આવી રહ્યો છે. અને મને તો એમ લાગે છે કે, જો કાળ છોડે તો આ હાથી મને છોડે. કાળ તો મારી પાછળ અનાદિકાળથી પડયો જ છે. મારા પતિને પણ કાળ જ લઈ ગયો છે અને હવે સંભવ છે કે, તે કાળ જ મને લઈ જવા માટે આ રૂપમાં આવ્યો હોય. એટલા માટે હવે ભાગવું વ્યર્થ જણાય છે.

મયણરેહાએ આ પ્રમાણે વિચાર કરી પરમાત્માનું ધ્યાન ધર્યું અને પરમેષ્ઠિનું શરણ લીધું. એટલામાં જ તે હાથી પણ ત્યાં આવી પહોંચ્યો અને પોતાની સૂંઢમાં મયણરેહાને પકડી ઊંચે ઉછાળી. ઊંચે ઉછળેલી મયણરેહા વિચારવા લાગી કે, આ હાથી તો મને કોઈ બીજી જ વાત શીખડાવે છે. તે કહે છે કે, તું ઉર્ધ્વગામી છો. આ વાત શીખડાવવા માટે જ જાણે આ હાથીએ મને ઊંચે ઉછાળી છે. જ્યારે આ હાથી મને આ પ્રકારની ઉર્ધ્વગામી થવાની શિક્ષા આપે છે ત્યારે હું અધોગતિનો વિચાર કેમ કરી શકું ! કાળને

પ્રાપ્ત થતાં આત્મા ઊંચી સ્થિતિમાં જાય છે અને નીચી સ્થિતિમાં પણ જાય છે. કાળને પ્રાપ્ત થયા બાદ જ સ્વર્ગ, નરક કે મોક્ષ મળી શકે છે. હવે જ્યારે મારો કાળ સારા કામમાં લાગી શકે છે તો પછી હું તેને ખરાબ કામમાં શા માટે લગાવું ? આ પ્રમાણે વિચાર કરી તેણે નવકારમંત્રનું ધ્યાન ધર્યું. જો કે મયણરેહાના હૃદયમાં દઢતા હતી છતાં હાથીએ તેને જોરથી પકડી ઉછાળી હતી એટલે તેને મૂર્છા આવી ગઈ છતાં તે એમ જ વિચારતી હતી કે હું નવકારમંત્રના રક્ષારૂપી પીંજરામાં ઘુસી ગઈ છું, એટલા માટે હવે મને કોઈપણ પ્રકારનો ભય નથી.

જો કે, હાથીએ મયણરેહાને એવી રીતે ઊંચે ઉછાળી હતી કે, જેથી નીચે પડતાં બચવું મુશ્કેલ હતું. પરંતુ ચરિત્રકથા આગળ ચાલવાની હશે એટલા માટે કહો, કે કાલલબ્ધિના પ્રતાપે કહો, કે એક વિદ્યાધરે મયણરેહાને નીચે પડતી જોઈ. મયણરેહાને નીચે પડતી જોઈ વિદ્યાધર વિચારવા લાગ્યો કે, જો કે હું મુનિદર્શન કરવા માટે જઈ રહ્યો છું પરંતુ આ નીચે પડતી સ્ત્રીની રક્ષા મારે પહેલાં કરવી જોઈએ. હું આ વાતની શિક્ષા લેવા માટે જ મુનિની પાસે જઈ રહ્યો છું. આ પ્રમાણે કરુણા લાવી તે વિદ્યાધરે પોતાનું વિમાન નીચું કરી મયણરેહાને પડતાં ઝીલી લીધી.

પ્રાચીન સમયમાં વિદ્યાના બળે વિમાનો આકાશમાં ચાલતાં હતાં. વિમાન તો આજે પણ તમે આકાશમાં ચાલતાં જુઓ છો પણ આ વિમાનો ભૌતિક શક્તિથી ચાલનારાં છે. પહેલાં જે વિદ્યાના બળે વિમાનો આકાશમાં ચાલતાં હતાં તે વિદ્યા આજે જાણે ભારતમાંથી ચાલી ગઈ છે. ભારતમાં પહેલાં જે વિમાનો ચાલતાં હતાં તે આત્મિક વિદ્યાથી ચાલતાં હતાં. આજે લોકોને ભૌતિક વિદ્યાની આગળ આત્મિક વિદ્યા ઉપર વિશ્વાસ રહ્યો નથી. પહેલાંના લોકો આત્મિક વિદ્યાના ઉપાર્જન માટે પોતાના સર્વસ્વનો ત્યાગ કરી દેતા હતા; પણ આજે આત્મિક વિદ્યાનું ઉપાર્જન કરવા માટે થોડો પણ ત્યાગ કરવાની ભાવના લુપ્ત થઈ ગઈ છે અને પરિણામે તે આત્મિક વિદ્યા પણ લુપ્ત થઈ ગઈ છે.

તે વિદ્યાધરે કરુણા કરી મયણરેહાને પોતાના વિમાનમાં ઝીલી લીધી, અને તેને ઝીલ્યા બાદ તેની રક્ષા કરવાનો ભાર પોતાની ઉપર છે એમ તે માનવા લાગ્યો.

આજે જે દયા કરવામાં આવે છે તે એક રીતે પાંગળી દયા કરવામાં આવે છે. બકરાંઓને છોડાવી તો લે છે, પણ છોડાવ્યા બાદ તે બકરાંઓ ક્યાં જાય છે, તેમની કેવી દશા થાય છે તેનો વિચાર બહુ ઓછો રાખવામાં આવે છે. જીવોને છોડાવવાં એ જ કરુણા નથી પણ છોડાવ્યા બાદ જીવોની રક્ષા માટે વ્યવસ્થા કરવી એ પણ કરુણા જ છે.

મયણરેહાને વિદ્યાધરે નીચે પડતાં ઝીલી તો લીધી પણ ઊંચેથી નીચે પડતાં તેને મૂર્છા આવી ગઈ. મયણરેહાને મૂર્ચ્છિત થયેલી જોઈ વિદ્યાધર વિચાર કરવા લાગ્યો કે, યથાશક્તિ પ્રયત્ન કરી તેને સ્વસ્થ કરવી જોઈએ. આ પ્રમાણે વિચાર કરી તે વિદ્યાધરે પાણી વગેરેના શીતલ ઉપચાર દ્વારા તે સતીની મૂર્છા ઊતારી.

દેખ રૂપ સતીકા વિદ્યાધર, ભૂલા ભાન વિશેષ;
રૂપ રાશિ મુઝ આઇ હાથમેં, વિલસું સુખ વિશેષ. ॥ સતી૦ ૧૨૬ ॥

મૂર્છા ઊતરી જતાં સતીએ આંખો ખોલી. સતીનાં કમળનેત્રો જોઈ તે વિદ્યાધર સતી ઉપર મુગ્ધ થતો પ્રસન્ન થયો અને મનમાં કહેવા લાગ્યો કે, મને મુનિદર્શન કરવા માટે

જવાનો લાભ તો માર્ગમાં જ મળી ગયો. મને આવી સુંદરી પ્રાપ્ત થઈ એથી વિશેષ બીજો લાભ શું હોઈ શકે ?

તે વિદ્યાધરનું નામ પણ મણિરથ હતું. મણિરથ વિદ્યાધર કહેવા લાગ્યો કે, મને આ સુંદર સ્ત્રી મળી છે. આ પ્રમાણે તેની દાનત બગડી પણ સતી તેની બગડેલી દાનત જાણવા છતાં ગભરાઈ નહિ. હવે આગળ શું બને છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૩ આસો શુદ ૧૦ ગુરુવાર

### પ્રાર્થના

શ્રી મુનિસુવ્રત સાહબા, દીનદયાલ દેવ તણા દેવ કે;
તરણ તારણ પ્રભુ તો ભણી, ઉજ્જ્વલ ચિત્ત સમરૂં નિત્યમેવ કે.
શ્રી મુનિસુવ્રત સાહબા. ॥ ૧ ॥
—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી મુનિસુવ્રતનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનાની કડીઓ સરળ અને બોધપ્રદ છે. આ કડીઓમાં સંક્ષેપમાં એ બતાવવામાં આવ્યું છે કે, પરમાત્માની સાથે આત્માની એકતા કેવી રીતે સાધી શકાય ? આ જે વાત કહેવામાં આવી છે તે વાતને કેવળ કથનરૂપે જ ન રાખતાં ક્રિયાત્મક રૂપ આપવું જોઈએ, અર્થાત્ પોતાનાં પૂર્વકૃત્યોને માટે પશ્ચાત્તાપ કરી આત્મશુદ્ધિ કરવી જોઈએ. પરમાત્માની સાથે એકતા સાધવા માટે આત્માનાં દુષ્કૃત્યોનો પશ્ચાત્તાપ કરી આત્મશુદ્ધિ હોવી આવશ્યક છે. એમ હોય તો પછી પરમાત્મા સાથે એકતા સાધવી સરળ છે. જે પ્રમાણે કોઈના શરીર ઉપર અશુચિ લાગેલી હોય તો તેને રાજાને મળવામાં સંકોચ થાય છે અને તેના શરીર ઉપર અશુચિ હોવાને કારણે રાજા પણ તેને મળી શકતો નથી, તે જ પ્રમાણે જ્યાંસુધી આત્મશુદ્ધિ થતી નથી ત્યાંસુધી પરમાત્માનો ભેટો પણ થઈ શકતો નથી. જે પ્રમાણે રાજાને મળવા માટે શરીર ઉપર લાગેલી અશુચિ સાફ કરવી આવશ્યક છે, તે જ પ્રમાણે પરમાત્માને મળવા માટે આત્મશુદ્ધિ કરવી પણ આવશ્યક છે. એટલા જ માટે આ પ્રાર્થનામાં એમ કહેવામાં આવ્યું છે કેઃ—

ઉજ્જવલ ચિત્ત સમરું નિતમેવ કી. શ્રી મુનિ૦

અર્થાત્—ચિત્તને ઉજ્જવલ કરી તથા આત્માની શુદ્ધિ કરી પરમાત્માનું સ્મરણ કરવાથી જ પરમાત્માનો ભેટો થઈ શકે છે એટલા માટે આત્માને શુદ્ધ કરવાની આવશ્યકતા છે. આત્માની શુદ્ધિ કેવી રીતે કરી શકાય એ વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું.

### સમ્યક્ત્વ પરાક્રમ—બારમો બોલ

આત્મશુદ્ધિ અર્થે પ્રતિક્રમણ વિષે વાત કહી દેવામાં આવી છે. પ્રતિક્રમણ બાદ કાયોત્સર્ગ કરવામાં આવે છે. પ્રતિક્રમણ કરતાં પોતાનાં દોષો જોઈને વર્ણસંરોહણ અર્થાત કાયોત્સર્ગ કરવામાં આવે છે. એટલે કે પ્રતિક્રમણ કરતી વખતે વ્રતોમાં આવેલાં અતિચારો

રૂપી ઘાવ જોઈ તેને બંધ કરવા માટે તે ઉપર કાયોત્સર્ગરૂપી દવા લગાવવામાં આવે છે. જે પ્રમાણે મેલાં કપડાંને ધોઈને તેનો મેલ કાઢી નાંખવામાં આવે છે તે જ પ્રમાણે આત્માના વ્રતરૂપી વસ્ત્ર ઉપર અતિચારરૂપી જે મેલ ચડ્યો છે તે મેલને સાફ કરવા માટે કાયોત્સર્ગરૂપી પાણીમાં ધોવામાં આવે છે. આનું નામ જ કાયોત્સર્ગ છે. કાયોત્સર્ગનો એ અર્થ નથી કે, કોઈપણ રીતે શરીરને નષ્ટ કરી નાંખવામાં આવે પણ શરીર ઉપર જે મમત્વભાવ છે તે મમત્વભાવને દૂર કરવાનું નામ જ કાયોત્સર્ગ છે. હવે આ વાત શાસ્ત્રદ્વારા સમજાવું છું.

## બારમો બોલ

ભગવાનને કાયોત્સર્ગ વિષે એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે :—

**( १२ ) काउस्सग्गेणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ! ભગવાન ! કાયોત્સર્ગ કરવાથી જીવને શો લાભ પ્રાપ્ત થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કે :—

**काउस्सग्गेणं तीयपडुप्पन्नं पायच्छित्तं विसोहेइ, विसुद्धपायच्छित्ते य जीवे निव्वुजहियए ओहरियभरुव्व भारवहे पसत्थधम्मज्झाणोवगए सुहं सुहेणं विहरइ ॥ १२ ॥**

અર્થાત્—કાયોત્સર્ગ કરવાથી ભૂતકાળનાં અને વર્તમાનકાળનાં અતિચારોને પ્રાયશ્ચિત્તદ્વારા વિશુદ્ધ કરે છે અને એ રીતે વિશુદ્ધ થએલો જીવ જે પ્રમાણે માથે ઉપાડેલો બોજો ઉતરી જવાથી ( ભારવહ ) મજૂર સુખી થાય છે તે પ્રમાણે અતિચારરૂપી બોજો ઉતરી જવાથી ઉત્તમ ( પ્રશસ્ત ) ધર્મધ્યાનનાં લીન થતો આ લોકમાં તથા પરલોકમાં સુખી થાય છે અને યથાક્રમે મોક્ષસુખ પામે છે.

કાયોત્સર્ગ કરવાથી જીવને શો લાભ પ્રાપ્ત થાય છે એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને જે ઉપર ફરમાવ્યું છે તે વિષે વિચાર કરતાં પહેલાં કાયોત્સર્ગ એટલે શું તે વિષે વિચાર કરીએ. ટીકાકાર કાયોત્સર્ગનો સ્પષ્ટાર્થ કરતાં લખે છે કે, કાયાનો ઉત્સર્ગ અર્થાત્ કાયાનો ત્યાગ કરવો તેનું નામ કાયોત્સર્ગ છે. કાયાનો ઉત્સર્ગ કે ત્યાગ કરવાનો એ અર્થ નથી કે, શસ્ત્રાઘાતદ્વારા, વિષપાનદ્વારા કે અગ્નિ કે પાણીમાં કૂદીને મરી જવું કે શરીરનો ત્યાગ કરી નાંખવો; પણ આગમમાં જે રીતિ બતાવવામાં આવી છે તે રીતિએ કાયાનો ત્યાગ કરવો એનું નામ કાયોત્સર્ગ છે. કાયોત્સર્ગ વિષે શાસ્ત્રમાં ઘણો જ ખુલાસો કરવામાં આવ્યો છે. એ બધા ખુલાસાઓને સ્પષ્ટ રીતે કહેવાનો તો અત્યારે સમય નથી છતાં કાયોત્સર્ગ વિષે અત્રે થોડો ખુલાસો કરું છું.

કાયાનો ત્યાગ બે રીતે થાય છે. એક તો યાવજ્જીવ માટે અને બીજો પરિમિત સમયને માટે. યાવજ્જીવને માટે કરવામાં આવતા કાયોત્સર્ગના બે ભેદ છે. એક યાવજ્જીવ કાયોત્સર્ગ ઉપસર્ગ ઉપસ્થિત થતાં કરવામાં આવે છે અને બીજો નિરુપસર્ગ યાવજ્જીવ કાયોત્સર્ગ કરવામાં આવે છે. ઉપસર્ગ ઉપસ્થિત થતાં યાવજ્જીવને માટે જે કાયોત્સર્ગ કરવામાં આવે છે તેમાં તો એવી ભાવના રહે છે કે, જો હું ઉપસર્ગને કારણે મરી ગયો તો તો મારો યાવજ્જીવ કાયોત્સર્ગ છે અને જો જીવિત બચી ગયો તો જ્યાંસુધી ઉપસર્ગ રહે ત્યાંસુધીને

માટે જ એ કાયોત્સર્ગ છે. પરંતુ નિરુપસર્ગ યાવજ્જીવ કાયોત્સર્ગમાં એવો કોઈ આગાર રહેતો નથી. નિરુપસર્ગ યાવજ્જીવ કાયોત્સર્ગમાં પાદોગમન સંથારો તો એવો હોય છે કે, એ સંથારો ધારણ કરનાર મહાત્મા પોતાના શરીરને જેવી રીતે વૃક્ષ ઉપરથી કાપી નાંખવામાં આવેલી ડાળી નિશ્ચેષ્ટ થઈ પડી રહે છે અને સુકાઈ જાય છે તેવી જ રીતે સુકવી નાંખે છે. જેઓ આ પ્રકારનો સંથારો કરી શકતા નથી તેમને માટે ઇંગિતમરણ સંથારો બતાવવામાં આવ્યું છે. જેઓ ઇંગિતમરણ સંથારો પણ કરી શકતા નથી તેમને માટે ચઉવિહાર કે તિવિહારના ત્યાગરૂપ યાવજ્જીવ કાયોત્સર્ગ બતાવવામાં આવ્યો છે; પણ આ પ્રકારના બધા નિરુપસર્ગ યાવજ્જીવ કાયોત્સર્ગ ત્યારે જ કરવામાં આવે છે કે, જ્યારે મરણકાળ સમીપ હોય એમ લાગે છે. મરણકાળ સમીપ ન હોય તો આ પ્રકારનો કાયોત્સર્ગ અર્થાત્ સંથારો કરી શકાતો નથી. એમ તો કાયોત્સર્ગ અર્થાત્ સંથારો કરવો સારો છે પણ જ્યાંસુધી મરણકાળ સમીપ નથી અથવા સંથારો કરવાનું કોઈ કારણ નથી ત્યાંસુધી આવો કાયોત્સર્ગ અર્થાત્ સંથારો કરવાનું કહેવામાં આવ્યું નથી. એટલા માટે યથાસમય પ્રાપ્ત થતાં સંથારો કરવો એ જ ઠીક હોઈ શકે.

જ્યારે સિંહ વગેરેનો કોઈ ઉપસર્ગ પ્રાણઘાતક હોય છે ત્યારે પણ સંથારો કરવામાં આવે છે; પણ તે સંથારો એવા રૂપમાં કરવામાં આવે છે કે, જો આ ઉપસર્ગમાં મારો પ્રાણ ચાલ્યો જાય તો તો યાવજ્જીવને માટે મારો કાયોત્સર્ગ છે અને જો હું આ ઉપસર્ગમાંથી બચી જાઉં તો મારો આ કાયોત્સર્ગ યાવજ્જીવને માટે નથી.

આ ઉપરથી કોઈ એવો પ્રશ્ન કરી શકે કે, આ કાયોત્સર્ગ તો 'वृद्धा नारी पतिव्रता' ના જેવો ત્યાગ થયો; અર્થાત્ ઉપસર્ગ પડે તો તો ત્યાગ છે અને ઉપસર્ગથી બચી જવાય તો ત્યાગ નથી એ શું કાંઈ ત્યાગ છે ? આ પ્રશ્નના ઉત્તરમાં કહેવાનું એ છે કે, ઉપસર્ગના સમયે આ પ્રકારનો ત્યાગ કરવાથી ઉપસર્ગના કારણ પ્રતિ ક્રોધનું ઉત્તેજન થતું નથી. કાયોત્સર્ગ કર્યા બાદ ઉપસર્ગના કારણ પ્રતિ એવો ક્રોધ પેદા થતો નથી કે 'મેં એનું શું બગાડયું છે કે તે મને ઉપસર્ગ આપી રહ્યો છે !' આ પ્રમાણે ઉપસર્ગ વખતે જડ કે ચૈતન્ય ઉપસર્ગ આપનાર પ્રત્યે ક્રોધ પેદા થતો નથી અને જ્યારે ઉપસર્ગ કરનાર પ્રત્યે શાન્ત રહેવાય ત્યારે જ કાયોત્સર્ગ ઠીક કહી શકાય. જો કાયોત્સર્ગ કરવા છતાં ઉપસર્ગ કરનાર પ્રત્યે ક્રોધ પેદા થાય તો તે કાયોત્સર્ગ નથી.

સુદર્શન શ્રાવકને અર્જુનમાલી જે વખતે મારવા માટે આવ્યો હતો તે વખતે સુદર્શનને અર્જુનમાલી ઉપર ક્રોધ આવવો સંભવિત હતો. પણ સુદર્શને અર્જુન ઉપર ક્રોધ ન કર્યો પણ તેણે ઊલટું એમ માન્યું, કે આ અર્જુન તો મારો મિત્ર છે કે જે મારામાં ક્રોધ છે કે નહિ તેની પરીક્ષા કરી રહ્યો છે. આ મારો મિત્ર હું ભગવાનનો સાચો ભક્ત છું કે નહિ તેની પરીક્ષા લઈ રહ્યો છે. એટલા માટે હે ! પ્રભો ! હું તને એ જ પ્રાર્થના કરું છું કે, આ અર્જુન મિત્ર ઉપર મને કદાપિ ક્રોધ ન આવે !

ઉપસર્ગ વખતે કાયોત્સર્ગ કરવાનું મહત્ત્વ એ છે કે, સુદર્શનને અર્જુનમાલી ઉપર તે વખતે ક્રોધ ન આવ્યો. આ ઉપરથી કોઈ એમ કહે કે, જો આ જ ઉદ્દેશથી ઉપસર્ગ વખતે કાયોત્સર્ગ કરવામાં આવે છે તો પછી યાવજ્જીવ કાયોત્સર્ગ શા માટે કરવામાં આવે ?

મર્યાદિત સમય માટે જ કાયોત્સર્ગ શા માટે કરવામાં ન આવે ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, વખતે ઉપસર્ગમાં જ મરણ થઈ જાય ! એ વાતને દૃષ્ટિમાં રાખીને જ યાવજ્જીવને માટે કાયોત્સર્ગ કરવામાં આવે છે. આ ઉપરથી કોઈ ફરી એમ કહી શકે કે, જો એમ જ છે તો પછી તે કાયોત્સર્ગ યાવજ્જીવનને માટે જ શા માટે રાખવામાં આવતો નથી ? ઉપસર્ગથી બચ્યા બાદ તે ત્યાગ શા માટે માનવામાં આવતો નથી ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, મરણકાળ સમીપ ન હોવા છતાં કાયોત્સર્ગ કરી લેવો એ કાયોત્સર્ગ આત્મહત્યાની સીમામાં દાખલ થઈ શકે છે. આ પ્રકારની આત્મહત્યા પણ ન થાય અને ઉપસર્ગમાંથી બચ્યા બાદ કરવામાં આવેલો કાયોત્સર્ગ પણ ન તૂટે એ જ ઉદ્દેશથી ઉપસર્ગ વખતે યાવજ્જીવનનો કાયોત્સર્ગ કરવા છતાં એવી છૂટ ( આગાર ) રાખવામાં આવે છે કે, જો હું આ ઉપસર્ગમાંથી બચી જાઉં તો મને ત્યાગ નથી. ઉપસર્ગમાંથી બચ્યા બાદ શરીરની સંભાળ રાખવી જ પડે છે એટલા માટે મર્યાદિત ત્યાગ કરવામાં આવે છે. આ પ્રકારનો મર્યાદિત ત્યાગ સાધુઓ સાધુઓની રીતિએ કરે છે અને શ્રાવકો શ્રાવકોની રીતિએ કરે છે.

સુતી વખતે પણ આ પ્રકારનો સંથારો કરવાની એવી પદ્ધતિ છે કે, જો સુતાં સુતાં જ મારો મરણકાળ આવી જાય તો મારો યાવજ્જીવન સંથારો છે. આ પ્રમાણે સુતી વખતે સંથારો કરવાની પદ્ધતિ છે; પણ આ પ્રકારના સંથારામાં ભાવનાની પ્રબલતા હોવી આવશ્યક છે; પછી મન સાંસારિક કામોમાં હોવું ન જોઈએ. કદાચ એમ કહે કે, સંસ્કારથી સ્વપ્નો તો આવતાં જ હશે ને ! પણ આ પ્રકારનો સંથારો કર્યા બાદ સ્વપ્ન આવે તો સ્વપ્ન માટે પણ પ્રાયશ્ચિત લેવું જોઈએ અને તેનું પ્રતિક્રમણ કરવું જોઈએ. પરંતુ બને ત્યાં સુધી મનમાં સુતી વખતે કોઈ વાતનો સંસ્કાર પણ રહેવા દેવો ન જોઈએ.

કાયોત્સર્ગ કરવાથી જીવને શો લાભ પ્રાપ્ત થાય છે ? એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, કાયોત્સર્ગ કરવાથી અતીતકાલ અને વર્તમાનકાળનાં પાપોના પ્રાયશ્ચિત્તની વિશુદ્ધિ થાય છે. આ ઉપરથી એવો પ્રશ્ન ઉપસ્થિત થઈ શકે છે કે, અતીતકાલના પ્રાયશ્ચિત્તની વિશુદ્ધિ તો ઠીક પણ ભૂતકાળની વિશુદ્ધિમાં વર્તમાન કાળના પ્રાયશ્ચિત્તથી વિશુદ્ધિ કેવી રીતે થાય ? આ પ્રશ્નનો ખુલાસો કરવા માટે ટીકાકાર કહે છે કે, જે સમીપનો અતીતકાળ છે તેને વર્તમાનકાળ જ કહેવામાં આવે છે. અતીતકાળનો મતલબ દૂરના કાળ સાથે અને વર્તમાન કાળનો મતલબ સમીપના ભૂતકાળ સાથે છે. જેમકે દિવસના ચાર પ્રહર હોય છે. તમે સંધ્યા સમયે પ્રતિક્રમણ કરો છો. તે સમય આખો દિવસ જ ભૂતકાળ છે પણ દિવસનો ચોથો પ્રહર નજદીકનો ભૂતકાળ છે અર્થાત્ આસન્ન ભૂતકાળ છે. આ આસન્ન ભૂતકાળને જ અહિં વર્તમાન કહેવામાં આવ્યો છે.

ભગવાને જે ઉત્તર આપ્યો છે તે વિષે બીજો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, ભગવાને કહ્યું છે કે, કાયોત્સર્ગથી પ્રાયશ્ચિત્તની વિશુદ્ધિ થાય છે પણ જે પાપને છેદે તે જ પ્રાયશ્ચિત્ત કહેવાય છે અને આ પ્રમાણે પ્રાયશ્ચિત્તનો અર્થ વિશુદ્ધિ, તોપછી પ્રાયશ્ચિત્તની પાછી વિશુદ્ધિ કેમ કરવામાં આવે છે ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, અહિં પ્રાયશ્ચિત્ત શબ્દનો પ્રયોગ વ્રતના અતિચારોને માટે કરવામાં આવ્યો છે. પ્રાયશ્ચિત કરવાને યોગ્ય જે વ્રતોના અતિચારો છે તે અતિચારોની કાયોત્સર્ગ કરવાથી વિશુદ્ધિ થાય છે.

કેટલાક લોકો કહે છે કે, જે પાપ કર્યું હોય તેનું ફળ તો ભોગવવું જ પડે છે. પણ જ્યારે બધી ચીજોની વિશુદ્ધિ થઈ શકે છે તો પછી પાપની વિશુદ્ધિ શા માટે ન થાય ? જ્યારે સંસારની બધી ચીજોની વિશુદ્ધિ થઈ શકે છે તો પછી અતિચારથી અશુદ્ધ થએલા આત્માની વિશુદ્ધિ શા માટે થઈ શકે નહિ ?

સંસારમાં જેટલી વસ્તુઓ છે તે બધી વસ્તુઓને શુદ્ધ કરી શકાય છે અને બીજા લોકોએ આ પ્રકારની શુદ્ધિ કરી લાભ પણ પ્રાપ્ત કર્યો છે, પરંતુ હિન્દુ લોકોએ આ શુદ્ધિને અપનાવી નહિ એથી જ હિન્દુ જાતિને હાનિ થઈ છે. હિન્દુ જાતિએ એમ માની લીધું કે, એકવાર જે અશુદ્ધ થઈ ગયો છે તે ફરી શુદ્ધ થઈ શકતો નથી. સોનું પણ અશુદ્ધ હોય છે પણ તેને પાછું શુદ્ધ કરવામાં આવે છે. જો કોઈ ચોકસી અશુદ્ધ સોનાને શુદ્ધ કરવાને બદલે ફેંકી દે અને એમ માને કે, જે એકવાર અશુદ્ધ થઈ ગયું હોય તેની પાછી શુદ્ધિ થઈ શકતી નથી તો તે ચોકસીનું દિવાળું નીકળશે કે નહિ ? આ જ પ્રમાણે જે જાતિ કોઈ માણસને એક વાર અશુદ્ધ થવાને કારણે જાતિમાંથી બહાર કાઢી મૂકે છે અને પછી એમ માને છે કે, જે એકવાર અશુદ્ધ થઈ ગયો હોય તેની પાછી શુદ્ધિ થઈ શકતી નથી તો તે જાતિનું પણ દિવાળું નીકળશે કે નહિ ? કરેલાં પાપોની વિશુદ્ધિ થઈ જ શકતી નથી એમ માનવું એ ભૂલ છે. પાપોની વિશુદ્ધિ અવશ્ય થઈ શકે છે. જો પાપોની વિશુદ્ધિ થઈ શકતી ન હોય તો પછી સામાયિક–પ્રતિક્રમણ કરવું પણ વ્યર્થ જાય ! પાપોની શુદ્ધિ થાય છે પણ જેવું પાપ હોય તેવી શુદ્ધિ, અર્થાત્ પાપ પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરવાથી શુદ્ધિ થાય છે. જ્યાંસુધી કોઈ કપડાં ઉપર અશુચિ લાગી જાય ત્યાંસુધી તે કપડાં પ્રત્યે ઘૃણા રહે છે, પણ તે કપડાંને ધોઈ નાંખી સાફ કર્યાં બાદ તે કપડાં પાછાં પહેરવામાં આવે જ છે, તે જ પ્રમાણે પોતાનાં પાપોને કાયોત્સર્ગદ્વારા ધોઈ નાંખવાથી આત્મા પણ નિષ્પાપ થઈ જાય છે.

વ્રતોમાં અતિચાર લાગવાથી જે પાપ આત્માને માટે બોજારૂપ છે તે પાપના બોજાથી આત્મા કાયોત્સર્ગદ્વારા નિવૃત્ત થઈ જાય છે. અને આત્મા પાપથી હલકો થઈ જાય છે, અને જો કાયોત્સર્ગ કરવા છતાં આત્મા પાપથી હલકો ન થાય તો એમ સમજવું કે કાયોત્સર્ગ કરવામાં કોઈ ખામી રહી ગએલી છે. દવા લેવા છતાં જો રોગ નાબૂદ ન થાય તો એમ જ કહેવામાં આવે છે કે, કાં તો દવામાં ખામી છે અને કાં દવા લેનારમાં ખામી છે. આ જ પ્રમાણે કાયોત્સર્ગ કરવાથી આત્મા જો પાપરૂપી બોજાથી હલકો ન થાય તો એમ જ સમજવું જોઈએ કે આત્માએ કાયોત્સર્ગ બરાબર કર્યો નથી.

કાયોત્સર્ગ કરવાથી આત્મા પાપના બોજાથી હલકો થઈ જાય છે અને જે પ્રમાણે મજૂરના માથા ઉપરનો ભાર કોઈ ઉપાડી લે તો તેને કેટલો બધો આનંદ થાય છે, તે જ પ્રમાણે આત્માને પણ આનંદ થાય છે. શ્રી સ્થાનાંગસૂત્રના ચોથા ઠાણામાં આત્માને માટે ચાર વિશ્રાન્તિસ્થળો બતાવવામાં આવ્યાં છે. તેનો સાર માત્ર એ જ છે કે, જે પ્રમાણે માથા ઉપરથી બોજો ઉતરી જવાથી શાન્તિ મળે છે, તે જ પ્રમાણે આત્મા ઉપર જે પાપનો બોજો હોય છે તે બોજો કાયોત્સર્ગદ્વારા ઊતરી જાય છે કે જેથી આત્માને શાન્તિ મળે છે અને એ રીતે આત્મા સ્વસ્થ થવાથી સુખરૂપે વિચરે છે એટલું જ નહિ પણ તે શાન્ત થયેલો આત્મા પછી પ્રશસ્ત ધર્મધ્યાનમાં તલ્લીન રહે છે.

કહેવાનો આશય એ છે કે, કાયોત્સર્ગ કરવાથી આત્મા પાપના બોજાથી હલકો થઈ જાય છે. આ પ્રમાણે આત્મા નિષ્પાપ બનવાથી પ્રશસ્ત ધર્મધ્યાનમાં તલ્લીન રહે છે અને એ રીતે તે મુક્તિની સમીપ જાય છે. આવો નિષ્પાપ થયેલો આત્મા કોઈ દિવસ દુઃખી થતો નથી પણ સુખી જ રહે છે. આત્માએ સુખી થવા માટે પોતાની ઉપર પાપનો જે બોજો હોય તે બોજાને કાયોત્સર્ગદ્વારા ઉતારી નાંખવો જોઈએ. દુનિયાની એવી પદ્ધતિ થઈ રહી છે કે, લોકો ધન-પુત્ર વગેરેમાં અર્થાત્ જેમના ઉપર પાપનો ભાર છે તેમને તો સુખી માને છે અને જેઓ પાપના ભારથી હલકા બન્યા છે તેમને દુઃખી માને છે પણ આ એક પ્રકારનો ભ્રમ છે. વાસ્તવમાં સુખી તે જ છે કે, જેના માથા ઉપરથી પાપનો બોજો ઊતરી ગયો છે અને એ રીતે જે હલકો થઈ ગયો છે.

આજે વિજયાદશમી છે. આ પર્વને લૌકિક પક્ષવાળાઓ પોતાના પક્ષમાં લઈ ગયા છે અને લોકોત્તર પક્ષવાળાઓ આને લોકોત્તર વિજયનો દિવસ માને છે. આ પ્રમાણે વિજયાદશમી ઉપર સંસારની ભાવનાનાં અનેક પડ લાગેલાં છે. કોઈ વિજયાદશમીને રામના વિજયનો દિવસ માને છે. કોઈ કહે છે કે, દેવીએ નવ દિવસ સુધી સંગ્રામ કરી દશમા દિવસે વિજય પ્રાપ્ત કર્યો હતો એટલા માટે વિજયાદશમી કહેવામાં આવે છે. કોઈ કહે છે કે વિજયાદશમી ઉપર ખેતરનો પાક પાકી જાય છે એટલા માટે ખેડુતોના ઉત્સવનો આ દિવસ છે. બ્રાહ્મણો કહે છે કે, આ સરસ્વતીનો દિવસ છે. આ દિવસે મુહૂર્ત જોયા વિના જ ભણવાનો પ્રારંભ કરી શકાય છે. ક્ષત્રિયો કહે છે કે, આ વિજયનો દિવસ છે એટલા માટે અમારા માટે આજે સીમાનું ઉલ્લંઘન કરવું આવશ્યક છે. શુદ્ર લોકો પણ આ તહેવારને ઊજવે છે.

કહેવાનો આશય એ છે કે, આ પ્રમાણે ભિન્ન ભિન્ન લોકો આ તહેવારને ભિન્નભિન્ન રીતિએ ઉજવે છે; પણ અમે તો એમ કહીએ છીએ કે, આજનો દિવસ તો આત્મકલ્યાણ સાધવાનો છે. આજે આપણે આત્માનો વિજય પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. સાચી વિજયાદશમી તો જૈન જ મનાવી શકે છે. જૈનનો અર્થ જ વિજેતા છે. જે વિજેતા હોય તે જ વિજયાદશમી ઉજવી શકે. તમારા હૃદયમાં એક રાક્ષસ પેદા થઈ રહ્યો છે તેને જીતો. તે રાક્ષસને જીતવો એ જ વિજયાદશમી ઉજવવા સમાન છે. તમારા હૃદયમાં જે કામરૂપી રાક્ષસ પેદા થયો છે તેને જીતો તો તે જ તમારી સાચી વિજયાદશમી છે. આ વિજયાદશમીને દિવસે તમારાથી વધારે કાંઈ ન થાય અને તમે સમ્પૂર્ણ શીલવ્રતનો સ્વીકાર કરી ન શકો તો છેવટ પરસ્ત્રીનું પાપ તો છોડો. આ પાપનો ત્યાગ કરવામાં જ સાચો વિજય રહેલો છે. આ વિજયાદશમીનો ઉત્સવ તો બધા ઉજવે છે પણ સાચી વિજયાદશમી તો તે જ ઉજવે છે કે, જે હૃદયમાં પેદા થએલ કામરૂપી રાક્ષસ ઉપર વિજય મેળવે છે. આ કામપિશાચ ઉપર વિજય મેળવો તો આ વિજયાદશમીનો દિવસ તમે સારી રીતે ઊજવ્યો છે એમ કહી શકાય.

કામપિશાચ ઉપર વિજય મેળવવા માટે હું સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા બધાને આ વાત કહું છું. કામ ઉપર વિજય મેળવવાની સાચી જવાબદારી તો સાધુઓ ઉપર જ છે. સાધુઓએ તે કામપિશાચ ઉપર વિજય મેળવવા માટે સાધુતાનાં કેસરીયાં ધારણ કર્યા છે. વિજય તો કેસરીયાં પહેરવાની સાથે વીરતા બતાવવામાં આવે ત્યારે જ પ્રાપ્ત થઈ શકે છે.

આ જ પ્રમાણે સાધુવેશ ધારણ કરવો તે કેસરીયાં ધારણ કરવા બરાબર છે, પણ કેવળ સાધુવેશનાં કેસરીયાં ધારણ કરવા માત્રથી કાંઈ કામપિશાચ ઉપર વિજય મેળવી શકાતો નથી. વિજય પ્રાપ્ત કરવા માટે તો સાધુતાનું અખંડ પાલન કરી કામપિશાચને પરાજિત કરવો જોઈએ. કામપિશાચને પરાજિત કરવામાં જ સાધુતાનો વિજય છે; એટલા માટે સાધુઓએ એ વાતનું હમેશાં ધ્યાન રાખવું જોઈએ કે, 'અમે કામપિશાચથી હારી ન જઈએ.'

પહેલાં વીરલોકો યુદ્ધ કરવા માટે જતા હતા ત્યારે તેમની માતાઓ વીરતાનો ઉપદેશ આપતી હતી અને વિજય પ્રાપ્ત કરવા માટે પ્રોત્સાહિત કરતી હતી. વીરપુત્રો માતાના ઉપદેશને દૃષ્ટિમાં રાખતા હતા અને એક વચનને માટે કાં તો તેઓ વિજય પ્રાપ્ત કરી ઘેર આવતા હતા અથવા રણક્ષેત્રમાં જ પ્રાણાર્પણ કરી દેતા હતા. હાડા સીસોદિયાનું વૈર પ્રસિદ્ધ છે. એમ કહેવામાં આવે છે કે, એકવાર રાણાએ બૂંદી જીતવાની પ્રતિજ્ઞા કરી પરંતુ તે બૂંદીનગરને જીતી શક્યો નહિ એટલે પોતાની પ્રતિજ્ઞા પૂરી કરવા માટે તે નકલી બૂંદી બનાવી તેને જીતવા લાગ્યો. એટલામાં જ આ વાતની ખબર કોઈ હાડાને પડી. તે હાડો કહેવા લાગ્યો કે, મારા જીવિત રહેતાં રાણા આ નકલી બૂંદીને પણ કેવી રીતે જીતી શકે? આ પ્રમાણે વિચાર કરી તેણે એકલાએ જ રાણાનો સામનો કર્યો. રાણાના માણસોએ તે હાડાને ઘેરી લીધો. આ વાતની ખબર હાડાની માને પડી. તેણીએ કહ્યું કે, મારો પુત્ર કદાપિ હારી શકે નહિ. તેણે મારાં આ સ્તનોનું દૂધ પીધું છે. આ પ્રમાણે કહી તેણીએ પોતાનાં સ્તનોમાંથી દૂધ કાઢી શિલા ઉપર ફેંક્યું તો શિલા ફાટી ગઈ. તે કહેવા લાગી કે, મારું આવું દૂધ પીનાર મારો પુત્ર કદાપિ હારી શકે નહિ. થોડા જ સમય બાદ તેને ખબર મળી કે હાડો પડી ગયો છે પણ સાથે રાણાને પણ પાડતો ગયો છે.

કહેવાનો આશય એ છે કે, આ પ્રમાણે વીરમાતા પોતાના પુત્રને યુદ્ધને માટે પ્રોત્સાહન કરતી હતી. જે પ્રમાણે તે વીરોને તેમની માતા તરફથી આવું પ્રોત્સાહન મળતું હતું તે જ પ્રમાણે અમ લોકોને પણ પ્રોત્સાહન મળે તો અમે પણ વિજય પ્રાપ્ત કરી શકીએ. આ સતિઓ અમને એવું જ પ્રોત્સાહન આપનારી છે.

સતિઓની માફક શ્રાવકો વિના પણ અમારું કામ ચાલી શકતું નથી. લડનારા સૈનિકો તો હોય પણ તેમને જો ખોરાક ન મળે તો તેઓ શું કરી શકે? તે જ પ્રમાણે જો અમને સાધુઓને શ્રાવકો આહાર ન વહોરાવે તો અમે શું કરી શકીએ? જો તમે લોકો અણુવ્રત ન પાળો અને અમને અમારા કલ્પ અનુસાર આહાર ન મળે તો અમારો જીવનવ્યવહાર કેમ ચાલી શકે? અણુવ્રત વિના મહાવ્રતનું પાલન થઈ શકતું નથી એટલા માટે અમે સાધુઓ તમારી સહાયતા મળવાથી જ વિજય પ્રાપ્ત કરી શકીએ છીએ. જ્યારે શ્રાવકોમાં કાયરતા આવી જાય છે ત્યારે સાધુઓમાં કાયરતા આવી જવી સ્વાભાવિક છે. જો શ્રાવકોમાં કાયરતા ન આવે તો સાધુઓમાં કાયરતા આવવાનું કાંઈ કારણ જ નથી. પણ તમારે તો સાધુઓ પાસેથી મંત્રજંત્ર જોઈએ! જ્યારે તમારામાં આ પ્રકારની કાયરતા આવી જાય છે ત્યારે સાધુઓમાં કાયરતા આવવી સ્વાભાવિક છે. તમે સાધુઓને બીજી સહાયતા ન કરી શકો તો છેવટે તેમની પાસે મંત્રજંત્રની વાત ન કરી તેમની સંયમયાત્રામાં સહાયતા કરો. તમે સાધુઓ પાસે સંસારની કામના પૂર્ણ કરાવવા ચાહો નહિ. તમે જો આ વાત ઉપર દૃઢ રહેશો તો

સાધુઓને પ્રોત્સાહન કરવા માટે કહેવામાં આવેલો એક શબ્દ પણ સાર્થક થશે. આ સમાજને માટે કેવળ સાધુઓ જ આધારરૂપ છે. બીજા સમાજમાં તો બીજા પણ અનેક આધાર છે. જો સાધુઓ જ બગડી જશે તો પછી કોનો આધાર રહેશે ! એટલા માટે તમારા તરફથી એવું કોઈ કાર્ય થવું ન જોઈએ કે જેથી સાધુઓના આચારવિચારમાં કાયરતા અને શિથિલતા આવે.

શ્રાવકોની માફક અમને શ્રાવિકાઓની સહાયતાની પણ આવશ્યકતા રહે છે. સાધુઓને શ્રાવિકાઓની સહાયતાની પણ આવશ્યક્તા રહે છે એ વાતને દૃષ્ટિમાં રાખીને જ ભગવાને શ્રાવિકાઓની ગણના પણ ચતુર્વિધ સંઘમાં કરી છે. ભગવાને કહ્યું છે કેઃ—

**चउविहे समणसंघे पण्णत्ते तंजहा समणो वा समणिओ वा सावयो वा सावियाओ वा ।**

આ પ્રમાણે શ્રાવિકાઓને પણ તીર્થમાં સ્થાન આપવામાં આવેલું છે. ભગવાને જ્યારે તીર્થની સ્થાપના કરી ત્યારથી શ્રાવક અને શ્રાવિકાઓ બંનેને તીર્થમાં સ્થાન આપવામાં આવેલ છે. તીર્થનો અર્થ એ છે કે, પોતે તરે અને બીજાને પણ તારે; પણ જ્યારે તીર્થ જ અહીં તહીં ભટકશે તો પછી તે બીજાને શું તારશે ? જો શ્રાવિકાઓ શુદ્ધ રહે અને તેમના હાથનો આહાર અમને મળે તો અમારો સંયમ પણ શુદ્ધ રહે. પણ શ્રાવિકા કહેવડાવીને પણ જે સ્વપતિસંતોષ આદિ વ્રતોનું પાલન કરતી નથી તેના હાથનો આહાર ખાવાથી તે આહાર પણ અમારા સંયમમાં ઉપાધિ અને બાધા ઊભી કરશે. એક ભાઈ કહેતા હતાં કે, ચંદનબાલાના હાથે અડદના બાકળા જો ભગવાન મહાવીરને ન મળ્યા હોત તો ભગવાન મહાવીર હોત કે ન હોત ? હવે જરા વિચાર કરો કે, તે બાકળામાં શક્તિ હતી કે, ચંદનબાલાના ચારિત્રમાં શક્તિ હતી ! અડદના બાકળાની કાંઈ કીંમત નથી પણ સાચી કીંમત તો ચારિત્રની જ છે. શુદ્ધ ચારિત્રવાળાના હાથે આહાર મળવાથી અમારો સંયમ પણ નિર્મળ રહે છે. એટલા જ માટે હું શ્રાવિકાઓને એ જ કહું છું કે, તમે તમારું ચારિત્ર ઉજ્જવલ રાખો કે જેથી તમારું કલ્યાણ થાય અને તમારા હાથનો આહાર ખાવાથી અમારો સંયમ પણ નિર્મલ રહે.

કહેવાનો આશય એ છે કે, એમ તો સાધુ સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચાર ભેદ છે પણ સંઘ કહેવામાં તો એ ચારેયનો સમાવેશ થઈ જાય છે. જૈન સિદ્ધાન્તો એવાં છે કે, તે કોઈને કોઈ રૂપમાં બધાયમાં મળે છે. આજકાલ બોલવામાં જૈન અને જૈનેતર એવા ભેદથી બોલવામાં આવે છે પણ હું કહું છું કે, આ પ્રકારનો ભેદ પાડવો એ ઠીક નથી. એવો કોઈપણ માણસ નહિ નીકળે કે જેને પોતાના હૃદયની વાસના ઉપર વિજય પ્રાપ્ત કરવો સારો લાગતો ન હોય ! આવી દશામાં કોઇને અજૈન કહી પોતાથી જુદો શા માટે કરવામાં આવે ! સાધારણ દૃષ્ટિએ જોવામાં આવે તો જૈનોની સંખ્યા ઓછી છે પણ જો શરીરની ગણતરી કરવામાં આવે તો જૈનોની સંખ્યા ઓછી ન કહેવાય. આંખ અને કાનની લંબાઈ કે પહોળાઈ વધારે હોતી નથી પણ જો આંખ કાન ન હોય તો કેવી વીંટંબણા ઊભી થાય ! આ જ પ્રમાણે જૈન કહેનારાઓની સંખ્યા ભલે ઓછી કહેવાય પણ જૈન સિદ્ધાન્તની સહાયતા લીધા વિના કોઈનું જીવન નભી શકતું નથી. એટલા માટે કોઈને પોતાથી

પૃથક્ કરવાને બદલે દરેકે પોતાના કર્ત્તવ્યનો વિચાર કરવો જોઈએ અને પોતાના હૃદયમાં જે કામપિશાચ છે તેના ઉપર કાયોત્સર્ગદ્વારા વિજય પ્રાપ્ત કરવો જોઈએ. આ પ્રકારનો વિજય મેળવી વિજયાદશમીનો ઉત્સવ ઉજવવામાં આવે તો તેમાં કલ્યાણ છે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ આસો સુદ ૧૧ શુક્રવાર



### પ્રાર્થના

**'વિજયસેન' નૃપ 'વિપ્રા' રાણી, નમિનાથ જિન જાયો;**
**ચૌસઠ ઈન્દ્ર કિયો મિલ ઉત્સવ, સુર-નર આનંદ પાયો.**
**સુજ્ઞાની જીવા, ભજ લોરે, જિન ઈક્વીશમા. ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી નેમિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

ભગવાનની પાસે ભક્તજન કઈ વસ્તુને પ્રકટ કરાવવાની આશા કરે છે ? કોઇ વસ્તુ નવી તો પ્રકટ થતી નથી. વસ્તુ તો વસ્તુરૂપે હયાત જ હોય છે, કેવળ વ્યવસ્થામાં ભેદ હોય છે; અર્થાત્ વસ્તુ ઉપર આવરણ હોય છે. આવરણ દૂર થઇ જાય તો વસ્તુ તૈયાર જ હોય છે. આત્મામાં પરમાત્મ ગુણ તો હયાત જ છે; પણ કેવળ તેના ઉપર કર્મનું આવરણ આવી ગયું છે એટલે પરમાત્મ ગુણ ઢંકાઈ ગયો છે. એ આવરણ દૂર થઈ જાય અને પરમાત્મ ગુણ પ્રગટે એ જ ભક્તો ભગવાન પાસે આશા કરે છે. તે પરમાત્મ ગુણને પ્રકટાવવાનો સરળ ઉપાય પરમાત્માની પ્રાર્થના છે. આ ઉપાયને સાચા હૃદયથી કરવામાં આવે તો તે વસ્તુ અવશ્ય પ્રગટ થાય જ છે. સાચા હૃદયથી પરમાત્માની પ્રાર્થના કરવાથી, પરમાત્મગુણ પ્રકટ થવામાં જે વિઘ્ન બાધા કે અંતરાય આડી આવે છે, તે અંતરાય દૂર થઈ જાય છે. આત્માએ પોતાનું સ્વરૂપ તેમજ પરમાત્મગુણને પ્રકટાવવાનો ઉપાય અવશ્ય કરવો જોઈએ. આ પ્રકારનો ઉપાય કરવો એ જ સાચો પુરુષાર્થ અને મોક્ષપ્રાપ્તિનો ઉપાય છે. મોક્ષનો અર્થ એ જ છે કે, આત્માનો ગુણ પ્રકટ થવામાં જે વિઘ્ન, અન્તરાય કે આવરણ હોય તે દૂર થઈ જાય. આત્મગુણ પ્રકટ થવાના અન્તરાયો દૂર થવા એ જ મોક્ષ છે. આ પ્રમાણે મોક્ષને પ્રાપ્ત કરવાનો ઉપાય જો આ મનુષ્યજન્મમાં નહિ કરવામાં આવે તો ક્યાં કરવામાં આવશે ? આ મનુષ્યજન્મ નકામો ચાલ્યો ન જાય તે માટે જ તમને એવી સૂચના આપવામાં આવે છે કેઃ—

સુજ્ઞાની જીવા ભજ લોરે જિન ઈકવીસવોં.

અર્થાત્—હે સુજ્ઞાની ભાઇઓ ! જો તમે તમારું કલ્યાણ કરવા ચાહતા હો તો પરમાત્માને ભજી લો. આ પ્રમાણે સૂચના આપવાની સાથે એમ પણ કહેવામાં આવ્યું છે કેઃ—

તૂ સો પ્રભૂ પ્રભૂ સો તૂ હૈ દ્વૈત કલ્પના મેટો;
શુદ્ધ ચૈતન્ય આનંદ વિનયચંદ પરમાત્મ પદ ભેટો. રે સુજ્ઞાની૦

અર્થાત્—તારામાં અને પરમાત્મામાં બીજો કાંઈ ભેદ નથી. જો ભેદ છે તો કેવળ એ જ ભેદ છે કે, તું પ્રકૃતિજન્ય સુખદુઃખને પોતાનું માની બેઠો છે. અવિદ્યાને કારણે જ તું આ પ્રમાણે માની રહ્યો છે. આ અવિદ્યા મટી જાય અને જો તું પ્રકૃતિજન્ય સુખદુઃખને પોતાનું માનવાનું છોડી દે તો તારા અને પરમાત્મા વચ્ચેનો ભેદ મટી જાય અને તું તથા પરમાત્મા એક થઈ જાઓ. તું જે વસ્તુને કારણે પરમાત્માને નમન કરે છે તે વસ્તુ તારી પાસે જ છે છતાં જો તું તે વસ્તુને પ્રકટ ન કરે તો એ તારું દુર્ભાગ્ય જ છે.

## સમ્યક્ત્વ પરાક્રમ—બારમો બોલ

આત્મામાં છુપાએલી તે વસ્તુને પ્રકટ કરવા માટે જ શાસ્ત્રકારો કાયોત્સર્ગનો ઉપદેશ આપે છે. ભગવાન કહે છે કે, કાયોત્સર્ગ કરવાથી આત્મા પાપના બોજાથી મુક્ત થઈ સુખને પામે છે અને પ્રશસ્ત-ઉત્તમ ધર્મધ્યાનમાં લાગી મુક્તિની સમીપ જાય છે. જે કાયાના મમત્વભાવનો ત્યાગ કરે છે અને આ પ્રમાણે કાયોત્સર્ગ કરે છે તેને પછી કોઈ પ્રકારનું દુઃખ રહેતું નથી, સુખ જ પ્રાપ્ત થાય છે. તારામાં અને પરમાત્મામાં જે ભેદ છે તે ભેદ કાયોત્સર્ગદ્વારા મટી જાય છે. વ્યતિરેકથી આ કથનનો એવો અર્થ પણ થઈ શકે છે કે, આત્મા અને પરમાત્મા વચ્ચે ભિન્નતા પાડનાર આ શરીર જ છે. દાખલા તરીકે પાણીને આગ ઉપર મૂકવાથી પાણી ઊકળે છે અને ઊકળવાથી સનસન એવો અવાજ કરે છે. આવો અવાજ કરતાં તે પાણી જાણે એમ કહે છે કે, મારામાં અગ્નિને બુઝાવવાની શક્તિ છે પણ મારા અને આ અગ્નિ વચ્ચે આ પાત્ર આવી ગયું છે. હું આ પાત્રમાં બંધ છું એ જ કારણે આ અગ્નિ મને ઉકાળી રહી છે અને મારે ઉકળવું પડે છે. આ જ પ્રમાણે આત્મા તો વાસ્તવમાં સુખરૂપ જ છે પરંતુ આ શરીરની સાથે તે બંધાએલો હોવાને કારણે તે દુઃખ પામી રહ્યો છે. કાયોત્સર્ગદ્વારા જ્યારે આ શરીરનો મમત્વભાવ તજી દેવામાં આવે છે ત્યારે આત્મામાં કોઈ પ્રકારનું દુઃખ રહેવા પામતું નથી.

કાયોત્સર્ગ કરવાથી આત્મા સુખપૂર્વક વિચરે છે અને પ્રત્યાખ્યાન કરવાને યોગ્ય બને છે. પ્રત્યાખ્યાન તે જ કરી શકે છે કે જે કાયોત્સર્ગ કરે છે એટલા માટે શાસ્ત્રમાં હવે પ્રત્યાખ્યાન વિષે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કેઃ—

## તેરમો બોલ

**(१३) पच्चक्खाणेणं भंते ! जीवे किं जणयई ?**

અર્થાત્—હે ! ભગવાન ! પ્રત્યાખ્યાન કરવાથી જીવને શો લાભ પ્રાપ્ત થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કેઃ—

**पच्चक्खाणेणं आसवदाराइं निरुंभई, पच्चक्खाणेणं इच्छानिरोहं जणयइ, इच्छानिरोहं गए णं जीवे सव्वदव्वेसु विणीयतण्हे सीईभूए विहरइ ॥ १३ ॥**

અર્થાત્—મૂળ ગુણ તથા ઉત્તર ગુણોને ધારણ કરવાં તે પ્રત્યાખ્યાન છે. આ પ્રત્યાખ્યાન કરવાથી, હિંસાદિ આશ્રવ દ્વારો બંધ થાય છે અને ઇચ્છાનો નિરોધ થાય છે. ઇચ્છાનો નિરોધ થવાથી જીવ બધાં દ્રવ્યોની તૃષ્ણાથી રહિત થાય છે અને એ રીતે જીવ શાન્તચિત્ત સુખપૂર્વક વિહરે છે. ૧૩.

ભગવાને જે ઉત્તર આપ્યો છે તેના અર્થ વિષે વિચાર કરતાં પહેલાં કાયોત્સર્ગ કર્યો છે છતાં પ્રત્યાખ્યાન કરવાની શા માટે જરૂર છે ? તે વિષે વિચાર કરવો આવશ્યક છે. શરીર પ્રત્યે જે મમત્વભાવ હોય છે તે મમત્વભાવનો ત્યાગ કરવા માટે કાયોત્સર્ગ કરવામાં આવે છે. બીજા લોકોને મરવાનો જે ભય હોય છે તે મરણભયને કાયોત્સર્ગદ્વારા દૂર કરવામાં આવે છે. કાયોત્સર્ગ કરવાથી જીવ जीव आस मरणभय विप्पमुक्का અર્થાત્ જીવનની આશા અને મરણના ભયથી મુક્ત થઈ જાય છે. કાયોત્સર્ગથી તો અતીત પાપોની શુદ્ધિ થાય છે અને પ્રત્યાખ્યાનથી ભવિષ્યનાં પાપો રોકાય છે. આ પ્રમાણે કાયોત્સર્ગ ભૂતકાળનાં પાપોની શુદ્ધિ કરે છે પણ ભવિષ્યમાં થનારાં પાપોને રોકવા માટે પ્રત્યાખ્યાન કરવાની જરૂર રહે છે. એટલા માટે કાયોત્સર્ગ કરનારે પ્રત્યાખ્યાન કરવાં જ જોઈએ.

પ્રત્યાખ્યાન કરવાથી જીવને શો લાભ પ્રાપ્ત થાય છે ? એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, પ્રત્યાખ્યાન મૂળ ગુણ અને ઉત્તર ગુણને ધારણ કરવા માટે કરવામાં આવે છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ મૂળ ગુણો છે, અને નવકારસી વગેરે ઉત્તર ગુણ છે. અર્થાત્ સાધુઓને માટે પાંચ મહાવ્રતો મૂળ ગુણ છે અને નવકારસી વગેરે ઉત્તર ગુણ છે. આ જ પ્રમાણે શ્રાવકોને માટે પાંચ અણુવ્રતો મૂળ ગુણ છે અને સાત શિક્ષાવ્રતો ઉત્તર ગુણ છે. સ્થૂલ હિંસા ન કરવી, સ્થૂલ ખોટું ન બોલવું, સ્થૂલ ચોરી ન કરવી, પરસ્ત્રી ગમન ન કરવું અને પરિગ્રહની મર્યાદા કરવી; એ પાંચ અણુવ્રતો શ્રાવકોને માટે મૂળ ગુણો છે અને બાકીનાં સાત વ્રતો ઉત્તર ગુણો છે. આ ઉત્તર ગુણ રૂપે કહેવાતાં સાત શિક્ષા વ્રતો મૂળ ગુણોને માટે વાડરૂપે છે. પણ વાડ તે જ ખેતરની આસપાસ લગાવવામાં આવે છે, જે ખેતરમાં કાંઈક હોય છે. જે ખેતરમાં કાંઈ હોતું જ નથી તે ખેતરની આસપાસ વાડ લગાડવી વ્યર્થ માનવામાં આવે છે. કોઈ શ્રાવકમાં ઉત્તર ગુણ ન હોય પરંતુ મૂળ ગુણ હોય, તો તેને શાસ્ત્ર તેટલો અનુચિત માનતો નથી જેટલો અનુચિત મૂળ ગુણ ન હોવાથી માને છે. મૂળ ગુણમાં કશી પણ સાવધાની રાખે નહિ અને કેવળ ઉત્તર ગુણોને જ વળગવું તે એક પ્રકારનો ઢોંગ છે. ઉદાહરણ તરીકે કોઈ માણસ વ્યવહારમાં તો હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર અને બીજાનું ધન હરણ કરે છે, અને અહીં આવી સામાયિક કરવા માટે બેસી જાય છે, તો તેનું આ કાર્ય ઠીક કહી શકાય નહિ. એટલું જ નહિ આ પ્રમાણે કરનાર વ્યક્તિ ધર્મને અને ગુરુને પણ લજાવે છે. આથી વિરુદ્ધ કોઈ માણસ સામાયિક તો કરતો નથી, તેમ તે સ્થૂલ હિંસા પણ કરતો નથી, પણ દુ:ખી જીવો ઉપર દયા કરે છે, સત્ય બોલે છે, પ્રામાણિકતા રાખે છે અને આ જ પ્રમાણે બીજાં મૂળગુણોનું પાલન કરે છે તો તે ઘરમાં બેઠા બેઠા પણ સાધુઓને શોભિત કરે છે. આ પ્રમાણે ઉત્તરગુણોને માટે મૂળ ગુણોનું હોવું આવશ્યક છે અને મૂળ ગુણો હોવાથી ઉત્તર ગુણોને અપનાવવાની ઇચ્છા સ્વતઃ પેદા થશે. જેનામાં મૂળ ગુણો હશે તે વ્યક્તિ પોતાનાં મૂળ ગુણોનો વિકાસ કરવા માટે ઉત્તરગુણોને પણ અપનાવશે જ. આ પ્રમાણે મૂળ ગુણોની સાથે જ ઉત્તરગુણોની શોભા છે. પ્રત્યાખ્યાન કરવાથી મૂળ ગુણો અને ઉત્તર ગુણોને ધારણ કરી શકાય છે.

પ્રત્યાખ્યાન કરવાથી જીવને શું ફળ મળે છે ? એવો પ્રશ્ન ભગવાનને પૂછવામાં આવ્યો છે, વાસ્તવમાં પ્રત્યેક કાર્યનું ફળ જાણવું આવશ્યક છે. ફળ જોયા-જાણ્યા વિના કોઈ પણ

કાર્યમાં પ્રવૃત્તિ થઈ શકતી નથી. આ કથનાનુસાર પ્રત્યાખ્યાન કરવાથી શું ફળ મળે છે એ જાણવું પણ આવશ્યક છે. પ્રત્યાખ્યાનના ફળ વિષે પૂછાએલા પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, પ્રત્યાખ્યાન કરવાથી આશ્રવદ્વારોનો નિરોધ થાય છે.

હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહ; એ પાંચ આશ્રવો છે. પ્રત્યાખ્યાન આ પાંચ આશ્રવોને અટકાવે છે. જે હિંસાનો ત્યાગ કરશે તે કોઈ જીવને મારશે નહિ તેમ દુઃખ પણ આપશે નહિ. તે પોતે તો કષ્ટો સહી લેશે પણ બીજાને કષ્ટો આપશે નહિ. જે અસત્યનો ત્યાગ કરશે તે કોઈની સાથે ખોટું બોલશે નહિ. જે ચોરીનો ત્યાગ કરશે તે કોઈની પણ ચીજને ચોરશે નહિ. જે મૈથુનનો ત્યાગ કરશે અથવા પરસ્ત્રીનો ત્યાગ કરશે તે મૈથુનમાં કે વ્યભિચારમાં કદાપિ પડશે નહિ.

સુદર્શન શેઠને અભયા રાણીએ કેટલો ભય અને કેટલું પ્રલોભન આપ્યું હતું, છતાં તેણે વ્યભિચાર સેવ્યો ન હતો. તેનું કારણ એ જ હતું કે, તે પરસ્ત્રીનો ત્યાગી હતો. આ જ પ્રમાણે પરિગ્રહનો ત્યાગી કે પરિગ્રહનું પરિમાણ કરનાર બીજાઓનાં દ્રવ્યો ઉપર મન કરશે નહિ અને ધન આવવાથી પ્રસન્નતા અને ધન જવાથી દુઃખ કરશે નહિ. પરંતુ જેણે પરિગ્રહનો સર્વથા ત્યાગ કરી નાંખ્યો હશે તે તો કોઈ પ્રકારનો પરિગ્રહ રાખશે નહિ. આ પ્રમાણે પ્રત્યાખ્યાન કરવાથી ઈચ્છાનો નિરોધ થઈ જશે. પ્રત્યાખ્યાનનું મહત્ત્વ જ એવું છે કે, પ્રત્યાખ્યાન કરનારને પોતાના ત્યાગના બહારની અમૂલ્ય વસ્તુ પણ મળે તોપણ તે વસ્તુને લેવા માટે તૈયાર થઈ શકે નહિ અને તે વસ્તુનો સ્વીકાર કરી શકે નહિ. જેમકે અરણક શ્રાવકને કોઈ દેવે માટીના બે ગોળાઓ આપ્યા હતા કે જેમાંથી કુંડલની બે જોડ નીકળી હતી. તે કુંડલો કેવાં કીંમતી હશે ? છતાં તેણે તે કુંડલોને પોતાની પાસે રાખ્યાં નહિ પણ રાજાઓને ભેટમાં આપી દીધાં; કારણકે તે કુંડલની જોડ તેના ત્યાગના બહારની વસ્તુ હતી. તેણે પરિગ્રહની મર્યાદા કરી લીધી હતી. જે પરિગ્રહનું પરિમાણ કરી ચૂકયો હશે તે ચિન્તામણિ કે કલ્પવૃક્ષ મળવા છતાં તેને પણ લેશે નહિ; કારણ કે એ અમૂલ્ય ચીજો તેના ત્યાગને તોડનારી છે. આવી અમૂલ્ય ચીજોને પણ ન લેવી એ પ્રત્યાખ્યાનનો જ પ્રતાપ છે.

ઈચ્છાનું પરિમાણ જો બધા લોકો કરી લે તો સંસારમાં કોઈ પ્રકારની અશાન્તિ જ ન રહે. આજે સંસારમાં જે અશાન્તિ ફેલાઈ રહી છે તે આ વ્રતના અભાવે જ ફેલાઈ રહી છે. અને આ વ્રત ન હોવાને કારણે જ બોલ્શેવિઝમ સામ્યવાદ પેદા થયો છે. સામ્યવાદ આજકાલ ભારતમાં પણ ફેલાએલો સાંભળવામાં આવે છે. ધનિકો પૂંજીને દબાવીને બેસી જાય અને ગરીબો દુઃખ પામે ત્યારે ગરીબોને ધનિકો પ્રત્યે દ્વેષ પેદા થાય એ સ્વાભાવિક છે. ગરીબોના હૃદયમાં એવી ભાવના પેદા થઈ શકે કે, અમે તો દુઃખ પામી રહ્યા છીએ અને આ લોકો ધનને દબાવીને બેસી ગયા છે ! તમે પોતે તો ઠાંસી ઠાંસીને પેટ ભરો અને વધે તો ફેંકી દો પણ સામે બીજો માણસ ભૂખ્યો મરે તેની ખબર ન લો. આ જ પ્રમાણે તમારી પાસે તો અનાવશ્યક વસ્ત્રો ટ્રંકમાં ભર્યા રહે અને બીજો માણસ ઠંડીથી મરતો હોય છતાં તેને કપડાં ન આપો ત્યારે આવા દુઃખી માણસોમાં તમારા પ્રત્યે દ્વેષભાવના પેદા થાય અને દ્વેષભાવનાને વશ થઈ તમારું ધન લૂંટી લેવા તૈયાર થાય એ દેખીતું છે. કદાચ તમે એમ કહો કે, એ કંગાલ લોકો અમારું શું કરી શકે ? પણ એમ માનવું એ ભૂલભરેલું છે,

તે કંગાલ લોકો થોડા નથી. વળી તમારી પાસે જે ધન છે તે ધન પણ તેમની પાસેથી મળેલું છે; એટલા માટે એમ વિચારવું જોઈએ કે, જ્યારે વસ્તુ ભેદ કરતી નથી તો પછી હું જ ભેદ શા માટે કરું ? વસ્તુ તો કોઈ પ્રકારનો ભેદ કરતી જ નથી. જે ભોજન તમારી ભૂખ શાન્ત કરી શકે છે શું તે ભોજન બીજાની ભૂખ શાન્ત કરી શકે નહિ ? જ્યારે વસ્તુ ભેદ કરતી નથી તો પછી તમે શા માટે ભેદ કરો છો. પહેલાંના જમાનામાં તો એવા એવા લોકો થઈ ગયા છે કે, જેમણે પોતે ભૂખ્યા રહીને પણ બીજાને ખાવાનું આપ્યું હોય ! તમે તેમના જેવા થઈ શકતા ન હો તો તમારી પાસે જે વસ્તુ અધિક હોય તે વસ્તુને દબાવીને રાખી મૂકો નહિ. તૃષ્ણાને આધીન થઈ બીજાઓનાં દુઃખોની ઉપેક્ષા તો ન કરો. તૃષ્ણાની પૂર્તિ કોઈથી થઈ શકી નથી અને થઈ શકવાની નથી; એટલા માટે ઇચ્છાનો નિરોધ કરી તૃષ્ણાને રોકો. આ વિષે જૈનશાસ્ત્ર જે વાત કહે છે તે જ વાત મહાભારતમાં પણ કહેવામાં આવી છે. મહાભારતમાં કહ્યું છે કેઃ—

यच्च कामसुखं लोके यच्च दिव्यं महत्सुखं ।
तृष्णाक्षय सुखस्यैते नार्हन्ति षोडशीं कलाम् ॥

આ શ્લોકનો એવો મતલબ છે કે, આ લોકમાં કોઈને ભલે ચક્રવર્તિના જેવું સુખ પ્રાપ્ત થાય અને દેવસંબંધી દિવ્ય સુખ પણ મળી જાય. આ બન્ને સુખોને ત્રાજવાના એક છાબડામાં મૂકવામાં આવે અને બીજા છાબડામાં ઇચ્છાનિરોધના સુખને મૂકવામાં આવે તો તે બન્ને સુખો ઇચ્છા નિરોધના સુખના સોળમી કળાને પણ પ્રાપ્ત કરી શકતાં નથી અર્થાત્ તે દિવ્ય સુખો ઇચ્છાનિરોધના સુખના સોળમા ભાગની સમાન પણ હોઈ શકતાં નથી.

જો કે, તૃષ્ણાવિજયનું સુખ આવું જ છે છતાં સંસારના લોકો તૃષ્ણામાં જ સુખ માને છે; પણ તૃષ્ણાથી કોઈને સુખ મળ્યું જ નથી તેમ મળી શકતું પણ નથી. જ્ઞાનીજનો કહે છે કે, તૃષ્ણાથી કદાપિ સુખ મળી શકતું નથી એટલા માટે જો સુખ પ્રાપ્ત કરવા ચાહતા હો તો તૃષ્ણાને જીતો.

તમે જે ચીજની કલ્પના કરો છો તે તૃષ્ણાને માટે જ છે અને જે ચીજમાં સુખ માનો છો તે પણ તૃષ્ણાનું પોષણ કરવા માટે જ છે. કોઈપણ ચીજમાં જો કોઈ સુખ માને છે તો તે તૃષ્ણા જ સુખ માને છે, તમે સુખ માનતા નથી. ઉદાહરણ તરીક, કાનમાં પહેરેલાં મોતીને તમે જોઈ શકતા નથી તેમ ચાખી કે સૂંઘી શકતા નથી છતાં મોતી પહેરીને કાનને દુઃખ આપવું એ કેવળ તૃષ્ણાના કારણે નહિ તો બીજા ક્યા કારણે ? જે વસ્તુનો કોઈ સ્વાદ આવતો નથી તેમ તેનાથી ભૂખ-તરસ મટતી નથી તે વસ્તુને પહેરવી એ શું સુખરૂપ છે કે દુઃખરૂપ ? જો તે સુખરૂપ છે તો તે તમારા માટે સુખરૂપ છે કે તૃષ્ણાને માટે સુખરૂપ છે ? અર્થાત્ આત્માને માટે સુખરૂપ છે કે તૃષ્ણાને માટે ? તમે ધનને સાચવીને રાખો છો પણ કોના માટે ? એટલા જ માટે કે, હું આ રૂપિયા દ્વારા અમુક કામ કરીશ ! આ વાતને દૃષ્ટિમાં રાખીને જ શ્રી ઉતરાધ્યયન સૂત્રમાં કહેવામાં આવ્યું છે કેઃ—

इमं च मे अत्थि इमं च नत्थि, इमं च मे किच्च मिमं अकिच्चं ।
तमेवमेवं लालप्पमाणं; हारा हरंतीति कहं पमाए ॥

અર્થાત્—આ મારું છે અને આ મારું નથી એ પ્રકારની તૃષ્ણા રહ્યા જ કરે છે. આ છે અને આ નથી એ પ્રશ્નનો શું કોઈ દિવસ ઉકેલ થઈ શકે ? એક વસ્તુ હોવાની સાથે બીજી વસ્તુ હોવાની આવશ્યકતા ઊભી જ રહે છે. સાંભળ્યું છે કે, કોઈ એક માણસે લીલામમાંથી પલંગ સસ્તો મળવાથી ખરીદ્યો. તે પલંગ સારો હતો; એટલા માટે તેણે તેની પાછળ સાઠ હજાર રૂપિયાનો સામાન નવો ખરીદ્યો, છતાં અમુક બાકી છે એવી આવશ્યકતા ઊભી જ રહી; ત્યારે તે માણસે વિચાર્યું કે, જે પલંગની પાછળ આટલો બધો ખરચો કરવો પડે છે તે પલંગને જ શા માટે કાઢી નાંખવામાં ન આવે?

આખરે જ્યારે તેણે પલંગ કાઢી નાંખ્યો ત્યારે તેને સંતોષ થયો. આ પ્રમાણે એક વસ્તુ હોવાથી બીજી વસ્તુની તૃષ્ણા પેદા થાય છે અને એ રીતે દુઃખ ચાલુ જ રહે છે. આમ હોવા છતાં તૃષ્ણાનો ત્યાગ કરી સુખી થવાને બદલે ઘણા લોકો તૃષ્ણામાં જ સુખ માને છે પણ વાસ્તવમાં તૃષ્ણાથી સુખનો માર્ગ બંધ થઈ જાય છે. તૃષ્ણા હોવાથી સુખ તો મળતું જ નથી. જ્યારે કોઈ વસ્તુની ઇચ્છા હોતી નથી ત્યારે તે વસ્તુમાં ગતિ થાય છે અને તે વસ્તુ પાસે આવે છે. પરંતુ જ્યારે તૃષ્ણા પેદા થાય છે ત્યારે તે વસ્તુ દુર દુર ચાલી જાય છે.

કહેવાનો આશય એ છે કે, તૃષ્ણામાં સુખ નથી પરંતુ તૃષ્ણાને જીતવામાં જ સુખ છે. હિંસા, અસત્ય વગેરે પાપો પણ તૃષ્ણાથી જ થાય છે. તૃષ્ણાને મટાડવાથી એ પાપો પણ રોકાઈ જાય છે. આ પાપોનું રોકાવવું એ જ આશ્રવનો નિરોધ છે. આશ્રવનો નિરોધ કરવાથી શું ફળ મળે છે એ આગળ બતાવવામાં આવ્યું છે. અહીં તો અત્યારે એટલું જ કહું છું કે, તૃષ્ણાને જીતવા માટે બધી જરૂરીયાતોને ઓછી કરી નાંખવી જોઈએ. જરૂરીયાતોને જેટલી ઓછી કરવામાં આવશે તેટલી તૃષ્ણા ઓછી થતી જશે. જો તમે એકદમ આ પ્રમાણે કરી ન શકો તો આવશ્યક ચીજો સિવાય બીજી ચીજોની તૃષ્ણાને અટકાવો તોપણ ઘણો લાભ થશે. આવશ્યક ચીજોની તૃષ્ણાથી જેટલી હાનિ થાય છે તેથી વિશેષ હાનિ અનાવશ્યક ચીજોની તૃષ્ણાથી થાય છે. પહેલાં ચૌદ નિયમો ચિંતવવાનો જે ઉપદેશ આપવામાં આવતો હતો તેનો ઉદ્દેશ એ જ હતો કે, આવશ્યકતા સિવાયની વસ્તુઓથી તૃષ્ણાને રોકવી અને આવશ્યકતાઓને પણ ઓછી કરવી. આમ કરવાથી આત્માને અનુપમ સુખ મળે છે અને તૃષ્ણા ઉપર પણ ક્રમશઃ વિજય મેળવી શકાય છે. એટલા માટે તમે તમારી આવશ્યકતાઓને ઓછી કરો. આવશ્યકતાઓને જેટલી ઓછી કરશો, તેટલો તૃષ્ણા ઉપર વધારે વિજય મેળવી શકશો અને પરિણામે સુખ પ્રાપ્ત કરી શકશો. આથી વિરુદ્ધ આવશ્યકતાઓને જેટલી વધારવામાં આવશે, તૃષ્ણા પણ તેટલી જ વધવા પામશે અને પરિણામે તૃષ્ણા વધવાથી દુઃખ પણ વધવા પામશે. એટલા માટે જો સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો તમારી આવશ્યકતાઓને ઓછી કરો અને તૃષ્ણાને જીતો. તૃષ્ણાને જીતવામાં જ સુખ રહેલું છે.

## મયણરેહા ચરિત્ર—૩૬

**એકાકી જબ દેખા પુરૂષ કો, બોલી ધીરજ ધાર;**
**બાંધવ તુમને કરી સહાયતા, મુઝ પર હૈ ઉપકાર. ॥ સતી૦ ૧૨૭ ॥**

ભાઈ ભાઈ તુમ કિસકો કહતી, મૈં હૂં મણિરથ રાય;
રત્નવહા નગરીકા સ્વામી, હોઓ તુમ સુખદાય. ॥ સતી૦ ૧૨૮ ॥
મુઝે માનનેસે સુન પ્યારી, ભય હોવે સબ દૂર;
અપૂર્વ અવસર મિલા આજ યહ, ભોગો સુખ ભરપૂર. ॥ સતી૦ ૧૨૯ ॥

મયણરેહાની મૂર્છા દૂર થઈ. પોતાની પાસે એકલા પુરુષને જોઈ તે વિચારવા લાગી કે, 'ક્યાંય નવો ભય પેદા ન થાય! જો આ પુરુષ ભ્રાતૃભાવથી મારો રક્ષક થઈ જાય તો મારો બધો ભય દૂર થઈ જાય!'

એકાન્તવાસ ભયંકર હોય છે પણ જો એકાન્તવાસની સાથે જ્ઞાનભાવ હોય તો તે એકાન્તવાસ પણ લાભપ્રદ નીવડે છે. એકાન્ત સ્થાન હોવાને કારણે જ રથનેમિ ભગવતી રાજીમતિ ઉપર મુગ્ધ બન્યો હતો. લોકો સ્ત્રીઓને તુચ્છ કહી તેમની નિંદા કરે છે અને સ્ત્રીઓ પણ એમ કહે છે કે, શાસ્ત્ર લખવાનું કામ પુરુષોના હાથમાં હોવાથી પુરુષોએ પોતાને પ્રધાન અને સ્ત્રીઓને તુચ્છ બતાવી છે, પણ વીતરાગની વાણીમાં સ્ત્રી અને પુરુષ બન્નેને સમાન જ માનવામાં આવ્યા છે. વીતરાગના શાસ્ત્રમાં આવેલું રાજીમતિનું ઉદાહરણ એ વાતને સ્પષ્ટ કરે છે કે, વીતરાગની સમીપ સ્ત્રીપુરુષ સમાન જ છે. શાસ્ત્ર સ્પષ્ટ કહે છે કે, તે વખતે રથનેમિ પતિત થઈ રહ્યા હતા પણ રાજીમતિએ જ તેમને સ્થિર કર્યા હતા. શાસ્ત્રનું આ ઉદાહરણ એમ બતાવે છે કે, વીતરાગની આગળ સ્ત્રી અને પુરુષનાં અધિકારો સમાન છે.

મયણરેહાએ વિચાર્યું કે, એકાન્તમાં પુરુષને સાથે રહેવું એ સારું નથી; પણ જો સાથે રહેવું જ પડે તો જ્ઞાનભાવનાની સાથે રહેવું જોઈએ કે જેથી કોઈ પ્રકારનો ભય ન રહે. એટલા માટે મારે આને ભાઈ બનાવી લેવો જોઈએ. આ પ્રમાણે વિચાર કરી, તેણીએ મણિરથ વિદ્યાધરને કહ્યું કે, "ભાઈ! તમે મારી ઉપર ખૂબ ઉપકાર કર્યો છે. મને તમારા વિમાનમાં ઝીલીને જીવિતદાન આપ્યું છે. હું મૂર્છિત થઈ ગઈ હતી. હું ક્યાં પડત એની મને કાંઈ ખબર નહોતી. મારું એવું અનુમાન છે કે, હું તળાવમાં જ પડી મરી જાત; પણ તમે મને ઝીલીને પ્રાણદાન આપ્યું છે. જ્યારે થોડું કપડું આપનાર પણ ભાઈ માનવામાં આવે છે તો તમે તો મને જીવતદાન આપ્યું છે. એ શું ભાઇનો સંબંધ બતાવવા માટે ઓછું છે!"

મયણરેહાનું આ કથન સાંભળી મણિરથ વિદ્યાધર વિચારવા લાગ્યો કે, આ તો મને ભાઈ કહી મારા મનોરથને જ વિફલ કરી રહી છે. મણિરથમાં આ પ્રકારનો વિચાર આવવો એ તૃષ્ણાનું જ કારણ છે. મણિરથ રાજા છે. તેને પત્નીઓ પણ છે છતાં તેના હૃદયમાં પરસ્ત્રીની તૃષ્ણા જન્મી છે એ કારણે જ તે મયણરેહાને માટે આ પ્રકારનો વિચાર કરી રહ્યો છે. પરસ્ત્રીની તૃષ્ણાથી ઘણા પુરુષો પોતાનું સર્વસ્વ નષ્ટ કરી નાંખે છે. રાવણ અને પ્રદ્યોત્તરને પરસ્ત્રીની તૃષ્ણાએ જ નષ્ટ કરી નાંખ્યા હતા. મયણરેહા મણિરથને ભાઈ બનાવી શું ખરાબ કરતી હતી? મયણરેહા જેવી સતી સ્ત્રી કોઇને પોતાનો ભાઈ બનાવે એ શું કાંઈ ઓછી વાત છે? પણ પરસ્ત્રીની તૃષ્ણાને કારણે મણિરથને મયણરેહાના ભાઈ બનવું ગમ્યું નહિ.

તમારી દૃષ્ટિએ મયણરેહા અને મણિરથ વિદ્યાધર એ બન્નેમાં કોણ મોટું છે? એક બાજુ તો મણિરથ બધાં સાધનોથી સંપન્ન છે અને બીજી બાજુ મયણરેહા એકલી અને

અસહાય છે. આ બન્નેમાંથી કોણ મોટું છે? જો મયણરેહાને મોટી માનતા હો તો શા કારણે મોટી માનો છો? જો તેના સતીત્વ અને તેના તૃષ્ણાવિજયને કારણે જ તેને મોટી માનતા હો તો તે વાતને તમે પોતે શા માટે અપનાવતા નથી?

મણિરથ મયણરેહાને કહેવા લાગ્યો કે, "તું ભાઈ ભાઈ કોને કહે છે? હું મણિરથ રાજા રત્નવહા નગરીનો સ્વામી છું. મેં તને દયાને કારણે ઝીલી નથી પણ મેં તને ઝીલીને મારા જેવા વીરને ભોગવવા યોગ્ય એક સામગ્રી પ્રાપ્ત કરી છે."

પુરુષો સ્ત્રીઓને પોતાના ભોગની એક સામગ્રી માને છે. આ પ્રકારની પુરુષોની માન્યતાને કારણે કેટલી બધી ખરાબી પેદા થવા પામી છે એ વાત કહેવી બહુ જ મુશ્કેલ છે. મહાભારતનું જે ભયંકર યુદ્ધ થયું હતું તે આ જ ભાવનાને કારણે થયું હતું. દુર્યોધને દ્રૌપદીને પોતાના ભોગની એક સામગ્રી માની હતી એ જ કારણે મહાભારત યુદ્ધ થયું હતું. દુર્યોધન એમ કહેતો હતો કે, હું જુગારમાં યુધિષ્ઠિરને જીત્યો છું એટલા માટે યુધિષ્ઠિરની સાથે જ દ્રૌપદી પણ જીતાઈ ગઈ છે. આથી વિરુદ્ધ દ્રૌપદીનો એવો પક્ષ હતો કે, હું સ્વતંત્ર છું અને યુધિષ્ઠિર પણ સ્વતંત્ર છે. તેઓ મને જુગારમાં હારી શકે નહિ. છતાં જો તેઓ મને હારી ગયા છે તો હું એ પૂછવા ચાહું છું કે, યુધિષ્ઠિરે પહેલાં પોતાને હાર્યા છે કે મને હાર્યા છે? જો તેઓ પહેલાં પોતાને હારી ગયા હોય તો તેમને મને જુગારમાં હારી જવાનો અધિકાર રહેતો નથી. દ્રૌપદીએ આવો પ્રશ્ન કર્યો પણ તેના પ્રશ્નનો કોઈએ કાંઈ ઉત્તર આપ્યો નહિ, તેમ દુર્યોધનના કાર્યને પ્રકટરૂપે કોઈએ અનુચિત પણ બતાવ્યું નહિ. બધા લોકો ચૂપ બેસી રહ્યા. જો કોઈ ત્યારે બોલ્યું હતું તો તે માત્ર દુર્યોધનનો ભાઈ વિકર્ણ જ બોલ્યો હતો, પણ તેનું કહ્યું કોઈએ માન્યું નહિ.

આ પ્રમાણે સ્ત્રીઓને પોતાના ભોગની એક સામગ્રી માનવાને કારણે જ મહાભારતનું યુદ્ધ થયું હતું. મણિરથ વિદ્યાધર પણ મયણરેહાને પોતાના ભોગની એક સામગ્રી માની એમ કહી રહ્યો છે કે, મને તું ભાઈ ન કહે. હવે મયણરેહા તેને કેવી રીતે સમજાવે છે તેનો વિચાર હવે પછી આગળ કરવામાં આવશે.



## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૩ આસો શુદ ૧૨ શનિવાર



### પ્રાર્થના

'સમુદ્રવિજય' સુત શ્રી નેમીશ્વર, જાદવ કુલકો ટીકો;
રતન કુખ ધારણી 'શિવાદે' તેહનો નન્દન નીકો.
શ્રી જિન મોહનગારો છે, જીવન પ્રાણ હમારો છે. ॥ ૧ ॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી અરિષ્ટનેમી ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

ભગવાન અરિષ્ટનેમીએ જે તત્ત્વ પ્રાપ્ત કર્યું હતું તે તત્ત્વદ્વારા તેમણે પોતાના આત્મા ઉપરનાં આવરણોને દૂર કરી સિદ્ધત્વ અને મોક્ષસુખ પ્રાપ્ત કર્યાં જ હતાં પણ તેમનું એવું

કહેવું હતું કે, સિદ્ધત્વ અને મોક્ષસુખ પ્રાપ્ત કરવા માટે બધા આત્માઓ સ્વતંત્ર છે. કેવળ તેમાં યોગ્યતાની આવશ્યકતા છે. યોગ્યતા પ્રાપ્ત થતાં બધા આત્માઓ મોક્ષસુખ પ્રાપ્ત કરી શકે છે. આવી યોગ્યતા મનુષ્યોને પ્રાપ્ત છે. હે ! મનુષ્યો ! તમારો આત્મા ઘણો વિકાસ કરી ચૂકયો છે અને તેથી જ તમને મનુષ્યજન્મ પ્રાપ્ત થઈ શકયો છે. એટલા માટે હવે તમારા આત્મા ઉપરનાં આવરણો દૂર કરો. આવરણો દૂર થતાં જ મારામાં અને તમારામાં કોઈ પ્રકારનો ભેદ રહેશે નહિ. આવરણોને દૂર કરવાથી બધા આત્માઓ મારા જેવા બની શકે છે. આ વિષે કોઈ પ્રકારનો ભેદ નથી. આના માટે તમારી સામે રાજીમતિનું ઉદાહરણ ઉપસ્થિત છે. રાજીમતિ સ્ત્રી હતી છતાં તેણે મોક્ષ પ્રાપ્ત કર્યો હતો. પ્રત્યેક મનુષ્ય પોતાના આત્માનાં આવરણોને દૂર કરી સિદ્ધત્વ અને મોક્ષસુખને પ્રાપ્ત કરી શકે છે.

આજકાલ વિજ્ઞાનનો યુગ ચાલે છે એટલા માટે લોકો વિજ્ઞાનની વાત ઉપર વધારે વિશ્વાસ કરે છે. વૈજ્ઞાનિકોનું એમ કહેવું છે કે, આત્મા કે પરલોક નથી. પણ હમણાં થોડા દિવસો પહેલાં વર્ત્તમાનપત્રોમાં એક ખબર એવી પ્રસિદ્ધ થઈ છે કે તે ઉપરથી પૂર્વજન્મનો સંબંધ કેવો હોય છે તે જાણી શકાય છે. તે ખબર આ પ્રમાણે છે. સુરતમાં વીરચંદભાઇ નામના એક ઝવેરીની દુકાને એક બકરી આવીને બેસતી. તે બકરીએ વીરચંદભાઈ પ્રત્યે જે પૂર્વ પ્રેમ પ્રકટ કર્યો છે તે ઉપરથી સિદ્ધ થાય છે, કે પૂર્વજન્મ પણ છે અને તેનો પ્રેમસંબંધ આગામી ભવમાં પણ રહે છે. જે વીરચંદભાઈની દુકાને તે બકરી બેસતી તે વીરચંદભાઈ જ્યારે બીમાર થયા ત્યારે તે બકરી તેમના ઘેર જતી અને બહુ ઉદાસ થઈ રોયા કરતી. પણ જ્યારે વીરચંદભાઈ મૃત્યુ પામ્યા ત્યારે તે બકરી પણ એવી રોઈ કે જાણે કોઈ પોતાના સંબંધીને માટે રોતું હોય ! પછી જ્યારે તેમના શબને સ્મશાનમાં લઈ જવામાં આવ્યું ત્યારે બકરી પણ શબની સાથે બે માઈલ ચાલીને સ્મશાનમાં ગઈ અને જ્યારે શબનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો ત્યારે તે ચિતાની સમીપ ઊભી રહી ખૂબ રોઈ. જ્યારે શબનો અગ્નિસંસ્કાર કરવા માટે ગએલા લોકો મોટરલોરીમાં બેસીને પાછા ઘેર આવવા લાગ્યા ત્યારે તે બકરી પણ મોટરલોરીમાં પોતાની મેળે જ કૂદીને બેસી ગઈ અને ઘેર ચાલી ગઈ. આ ખબરની સાથે વર્ત્તમાનપત્રોમાં એમ પણ લખ્યું છે કે, વીરચંદભાઇના ઘરના લોકોએ તે બકરીને પોતાને ત્યાં રાખી છે.

આ ખબર કહેવાનો અભિપ્રાય એ છે કે, જે લોકો એમ કહે છે કે, પરલોક નથી તે લોકોને એમ પૂછવું જોઈએ કે, જો પરલોક નથી તો તે બકરીએ વીરચંદભાઈ પ્રત્યે જે પ્રેમ બતાવ્યો તેનું શું કારણ ? આજના લોકો વિજ્ઞાન ઉપર તો વિશ્વાસ કરે છે અને શાસ્ત્રની વાત ઉપર ઓછો વિશ્વાસ કરે છે. પણ હું તો કહું છું કે, સત્ય કદાપિ છૂપું રહી શકતું નથી. સત્ય તો કોઈ ને કોઈ રૂપમાં પ્રકટ થાય જ છે.

આ ઘટના ઉપરથી એ વિચારવું જોઈએ કે, જ્યારે બકરીમાં પણ પૂર્વ સંસ્કારને કારણે આટલો પ્રેમ હતો તો મનુષ્યમાં કેવો પ્રેમ હોઈ શકે અને આ કથનાનુસાર ભગવાન અરિષ્ટનેમિ તથા રાજીમતિમાં પૂર્વ સંબંધને કારણે પ્રેમ હોય તો તેમાં આશ્ચર્ય શું ? જ્યારે બકરીને પણ પોતાના પૂર્વ સંબંધનો આટલો વિચાર રહ્યો તો મનુષ્યમાં પૂર્વ સંબંધનો વિચાર કેવો અને કેટલો રહેવો જોઈએ ? પણ મનુષ્ય પોતાની ચારિત્રહીનતાને કારણે પતિત થઈ

રહ્યો છે, નહિ તો પૂર્વ સંબંધને કારણે જ્યારે બકરીને મનુષ્ય પ્રત્યે આટલો પ્રેમ છે તો મનુષ્યને પરમાત્મા પ્રત્યે કેવો પ્રેમ હોવો જોઈએ ? પરંતુ મનુષ્યને ચારિત્રહીનતા પતિત કરી રહી છે. આ ચારિત્રહીનતાને દૂર કરવી જોઈએ. ચારિત્રહીનતાને દૂર કરવા માટે જ શાસ્ત્રમાં પ્રત્યાખ્યાનની વાત કહેવામાં આવી છે.

## સમ્યક્ત્વ પરાક્રમ—તેરમો બોલ.

પ્રત્યાખ્યાનનું ફળ બતાવતાં ભગવાને કહ્યું છે કે, પ્રત્યાખ્યાન કરવાથી આશ્રવનો નિરોધ થાય છે. ભગવાનના આ ઉત્તરથી એ સ્પષ્ટ જણાય છે કે, ભગવાને પણ મૂળ ગુણ ઉપર વધારે ભાર મૂક્યો છે; કારણકે આશ્રવનો નિરોધ મૂળગુણથી જ થાય છે. હિંસાનો નિરોધ અહિંસાથી થાય છે. અસત્યનો નિરોધ સત્યથી જ થાય છે. આ જ પ્રમાણે બીજાં આશ્રવોનો નિરોધ પણ મૂળગુણોથી જ થાય છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, ભગવાને મૂળગુણરૂપ પ્રત્યાખ્યાન ઉપર વધારે ભાર આપ્યો છે; કારણ કે મૂળ ગુણો જ આશ્રવદ્વારોનો નિરોધ કરી શકે છે. ભગવાને કહ્યું છે કે, પ્રત્યાખ્યાન કરવાથી આશ્રવદ્વારોનો નિરોધ થાય છે, કે જેથી જીવ મોક્ષની સમીપ જાય છે. ભગવાનના આ કથન ઉપરથી એ પ્રકટ થાય છે કે, પ્રત્યાખ્યાન આશ્રવદ્વારોનો નિરોધ કરવાની સાથે જ પૂર્વકર્મોને પણ નષ્ટ કરે છે. આ કથનનું પ્રમાણ એ છે કે, પ્રત્યાખ્યાનને મોક્ષનું અંગ માનવામાં આવ્યું છે. આ વિષે ટીકાકાર કહે છે કેઃ—

**पच्चक्खाणे मिणं सेविऊण भावेण जिणवरुद्दिहं ।**
**पत्ताणंता जीवा सासय सोक्खं लहु मोक्खं ॥**

અર્થાત્—મૂળગુણ અને ઉત્તરગુણરૂપ જે પ્રત્યાખ્યાન છે તેનું ભાવપૂર્વક સેવન કરવું જોઈએ. એમ થવું ન જોઈએ કે "હંસનો ભાગ કાગડો ખાઈ જાય." એ લોકોક્તિ પ્રમાણે પ્રત્યાખ્યાન પણ બીજા કાર્ય માટે કરવામાં આવે ! જો મોક્ષને માટે પ્રત્યાખ્યાન કરવાં હોય તો ભાવપૂર્વક કરવાં જોઈએ. અને જે પ્રત્યાખ્યાન મોક્ષને માટે કરવામાં આવે છે તે પ્રત્યાખ્યાન જ આત્માને માટે લાભપ્રદ નીવડી શકે છે તથા તે જ પ્રત્યાખ્યાન દ્વારા આશ્રવોનો નિરોધ થઈ શકે છે. ઘણા લોકો પ્રત્યાખ્યાન કરી આ લોકનો સ્વાર્થ સાધવા ચાહે છે. આવાં પ્રત્યાખ્યાન મોક્ષને માટે સાધક નીવડતાં નથી. મોક્ષને માટે તો તે જ પ્રત્યાખ્યાન સાધક નીવડી શકે, કે જે વીતરાગ ભગવાનદ્વારા ઉપદિષ્ટ હોય અને જે ભાવપૂર્વક કરવામાં આવેલાં હોય. જેમના રાગ અને દ્વેષ નષ્ટ થઈ ચૂક્યા છે તે વીતરાગ ભગવાન જે પ્રત્યાખ્યાનનો ઉપદેશ આપે છે તે પ્રત્યાખ્યાન મોક્ષને માટે જ હોઈ શકે. ભગવાન વીતરાગ દ્વારા ઉપદિષ્ટ તે પ્રત્યાખ્યાનના આધારે અનંત જીવો મોક્ષ પામ્યા છે, પામે છે તથા પામશે અને શાશ્વત સુખ પ્રાપ્ત કર્યું છે, કરે છે અને કરશે.

આ પ્રમાણે પ્રત્યાખ્યાનને મોક્ષનું એક અંગ માનવામાં આવ્યું છે. આ ઉપરથી પ્રકટ થાય છે કે, પ્રત્યાખ્યાન આશ્રવોનો નિરોધ કરવાની સાથે જ પૂર્વ પાપોને પણ નષ્ટ કરે છે. આ સિવાય પૂર્ણ પ્રત્યાખ્યાન કરનારને ચારિત્રશીલ કહેવામાં આવે છે. ચારિત્રનો અર્થ પૂર્વ કર્મોને નષ્ટ કરવાં એવો થાય છે. આ કથન ઉપરથી પણ એ સ્પષ્ટ જણાય છે કે, પ્રત્યાખ્યાન આશ્રવદ્વારોનો નિરોધ કરવાની સાથે જ પૂર્વ કર્મોને પણ નષ્ટ કરે છે.

પ્રત્યાખ્યાનથી જીવને શો લાભ પ્રાપ્ત થાય છે ? એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, પ્રત્યાખ્યાન દ્વારા આશ્રવદ્વાર બંધ થાય છે અને ઇચ્છાનો નિરોધ થાય છે. ઇચ્છાનો નિરોધ પ્રત્યાખ્યાન કરવાથી થાય છે એટલા માટે રાગદ્વેષ પણ થતો નથી. ઇચ્છાનો નિરોધ પ્રત્યાખ્યાનદ્વારા કેવી રીતે થાય છે એ વાત એક ઉદાહરણદ્વારા સમજાવું છું.

માનો કે, કોઈ માણસે કેરી ખાવાનાં પ્રત્યાખ્યાન કર્યાં. કેરી ખાવાનો ત્યાગ કર્યા બાદ જગતમાં કેરી છે કે નહિ, કેરીનો પાક આ વર્ષે કેવો થયો છે, કેરીઓ શા ભાવે વેચાય છે તે વાતનો તે કાંઈ વિચાર સરખો પણ કરતો નથી. જે માણસ કેરી ખાવાનો ત્યાગ કરી ચૂક્યો છે તે માણસ કેરીના ભાવ-તાલની શામાટે ચિંતા કરે ? કેરી પ્રત્યે તેની કાંઈ રુચિ કે ઇચ્છા જ પેદા થતી નથી. આ પ્રમાણે પ્રત્યાખ્યાન કરનારની ઇચ્છાનો નિરોધ થાય છે. સંસારનાં બધા કાંટાઓને કોઈ વીણી શકતું નથી પણ જે માણસ પોતાના પગમાં મજબૂત જોડા પહેરી લે છે તેને માટે તો જાણે આ જગતમાં કાંટા જ નથી. આ જ પ્રમાણે સંસારની બધી વસ્તુઓ નષ્ટ થઈ શકતી નથી, પણ જે પ્રત્યાખ્યાની હોય છે તેની ઇચ્છા જે વસ્તુનાં પ્રત્યાખ્યાન લીધાં હોય છે તે વસ્તુ પ્રત્યે જતી જ નથી. આ પ્રમાણે પ્રત્યાખ્યાન દ્વારા ઇચ્છાનો નિરોધ થાય છે.

કેટલાક લોકો કહે છે કે, પ્રત્યાખ્યાનમાં શું છે ? પણ પ્રત્યાખ્યાનમાં કાંઈ છે કે નહિ તે વાત તો ગાંધીજીને પૂછવાથી માલુમ પડે. જો પ્રત્યાખ્યાન લીધાં ન હોત તો ગાંધીજી મહાત્મા થઈ શકત કે નહિ એ એક પ્રશ્ન છે. તેમણે પ્રત્યાખ્યાન લીધાં હતાં એ જ કારણે તેઓ વિલાયતમાં બીમારી હોવા છતાં માંસ-મદિરા વગેરેના પાપથી બચી શક્યા હતા.

આ પ્રમાણે પ્રત્યાખ્યાનથી ઇચ્છાનો નિરોધ થાય છે. ઇચ્છાના નિરોધથી આત્માને ઘણો લાભ પહોંચે છે. પ્રત્યાખ્યાન કરવામાં પણ વિવેક રાખવાની અતિ આવશ્યકતા રહે છે. એમ થવું ન જોઈએ કે બકરી કાઢતાં ઊંટ પેસી જાય ! અર્થાત્ નાનાં પાપોનાં તો પ્રત્યાખ્યાન કરવામાં આવે અને મોટાં પાપોને અપનાવવામાં આવે ! એટલા માટે પ્રત્યાખ્યાન કરવામાં વિવેક રાખવો જોઈએ. અવિવેકપૂર્વક પ્રત્યાખ્યાન કરવાથી લાભ થવાને બદલે વધારે હાનિ થાય છે. પ્રત્યાખ્યાન તે જ ઠીક છે, કે જે ઇચ્છાનો નિરોધ કરવા માટે કરવામાં આવતાં હોય!

ઇચ્છાનો નિરોધ થવાથી શો લાભ મળે છે ? તો એને માટે ભગવાને કહ્યું છે કે, ઇચ્છાનો નિરોધ થવાથી જીવને કોઈપણ દ્રવ્યની તૃષ્ણા કે લાલસા રહેતી નથી. તૃષ્ણા જીવને માટે વૈતરણી નદીની સમાન દુઃખદાયક છે; એટલા માટે તૃષ્ણાને જીતો. તૃષ્ણાને જીતવા માટે ભગવાને માર્ગ બતાવ્યો જ છે કે, ઇચ્છાનો નિરોધ કરો અને ઇચ્છાનો નિરોધ કરવા માટે પ્રત્યાખ્યાન કરો. ઇચ્છાનો નિરોધ એ તૃષ્ણાને જીતવાનો અમોઘ ઉપાય છે. આ પ્રમાણે પ્રત્યાખ્યાન કરવાથી ઇચ્છાનો નિરોધ થાય છે, ઇચ્છાનો નિરોધ થવાથી તૃષ્ણા મટી જાય છે, તૃષ્ણા મટી જવાથી સંતાપ શમી જાય છે અને સંતાપ શમી જવાથી જીવને સુખશાન્તિ પ્રાપ્ત થાય છે. ભગવાને આ પ્રમાણે જગજ્જીવોને સુખશાન્તિનો માર્ગ બતાવ્યો છે.

કેટલાક લોકો પૂછે છે કે, પ્રત્યાખ્યાન કરવાથી આત્મા સંતાપથી કેવી રીતે બચી શકે ? આ પ્રશ્નના ઉત્તરમાં હું એટલું જ કહું છું કે, પ્રત્યાખ્યાન એક એવી દિવ્ય ઔષધી છે કે

તે આત્માના સંતાપનું શમન તાત્કાલિક કરી શકે છે. પ્રત્યાખ્યાનદ્વારા આત્માના સંતાપનું શમન કેવી રીતે થાય છે, એ વાત પણ એક ઉદાહરણદ્વારા સમજાવું છું:—

માનો કે, એક માણસે પરસ્ત્રીનો ત્યાગ કર્યો. પરસ્ત્રીનો ત્યાગ કરવાથી તે પરસ્ત્રીના સંતાપથી બચતો રહેશે. આથી વિરૂદ્ધ જે પરસ્ત્રીનો ત્યાગી નથી તેને પરસ્ત્રી મળે કે ન મળે, છતાં તેના મનને પરસ્ત્રી વિષયક સંતાપ બાળ્યા કરે છે. તેને પરસ્ત્રી મળે કે ન મળે પણ પરસ્ત્રીનો ત્યાગ ન કરવાથી તેને પરસ્ત્રી વિષયક સંતાપ તો મળે જ છે. રાવણને સીતા ન મળી, પણ સંતાપ તો તેને મળ્યો જ. કામની દશ દશાનું જે વર્ણન કરવામાં આવ્યું છે તે ઉપરથી જાણી શકાય છે કે, રાવણને કેવો સંતાપ થતો હતો? પરસ્ત્રીનો ત્યાગ ન હોવાથી પરસ્ત્રી તરફનો સંતાપ એવો હોય છે, કે જેથી કુળ, પરિવાર, રાજ્ય, દેશ વગેરેને નષ્ટ કરી નાંખે છે. જો પરસ્ત્રીનાં પ્રત્યાખ્યાન હોય તો આમ બને જ કેમ? આ પ્રમાણે પ્રત્યાખ્યાનથી આ લોકના સંતાપથી પણ બચી જવાય છે અને પરલોકના સંતાપથી પણ બચી જવાય છે. પ્રત્યાખ્યાન ન કરવાથી આ લોકનો સંતાપ પણ રહે છે અને પરલોકનો સંતાપ પણ રહે છે. આ સંતાપથી બચવા માટે અને સુખી થવા માટે પ્રત્યાખ્યાન કરવાં આવશ્યક છે. પ્રત્યાખ્યાન ન કરવાથી કેવા પ્રકારનું દુઃખ થાય છે અને પરસ્ત્રીનાં પ્રત્યાખ્યાન ન હોવાથી કેવી કઢંગી સ્થિતિ થાય છે એને માટે નાથદ્વારાના મહન્તનું ઉદાહરણ સામે જ છે. પ્રત્યાખ્યાન ન કરવાથી આ લોકના વ્યવહારની પણ હાનિ છે અને પરલોકની પણ હાનિ છે. એટલા માટે જો સુખી થવું હોય અને દરેક પ્રકારના સંતાપથી બચવું હોય તો પ્રત્યાખ્યાન કરવાં જોઈએ. પ્રત્યાખ્યાન કરવાથી આત્મા પાપથી બચી જાય છે અને સુખશાન્તિને પામે છે.



## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૩ આસો સુદ ૧૩ રવિવાર

### પ્રાર્થના

'અશ્વસેન' નૃપ કુલ તિલોરે, 'વામા' દેવી કો નન્દ;
ચિન્તામણિ ચિત્તમેં બસે રે, દૂર ટલે દુઃખ દ્વંદ;
જીવ રે તૂં પાર્શ્વ જિનેશ્વર વંદ. ॥ ૧ ॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી પાર્શ્વનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં બતાવવામાં આવેલા ભાવો અપૂર્વ છે. આ ભાવોને કોઈ યોગીશ્વર જ સંપૂર્ણ રીતે વર્ણવી શકે. જે જીવ એવો સમર્થ નથી તે તો કેવળ મનોરથરૂપી વાતો જ કરી શકે છે, પણ તે પ્રાર્થનામાં પ્રકટ કરવામાં આવેલા ભાવોનું પૂર્ણ રહસ્ય બતાવી શકતો નથી. હું અપૂર્ણ છું એટલા માટે આ પ્રાર્થનામાં બતાવવામાં આવેલ ભાવોનું રહસ્ય હું પૂરી રીતે કહી શકું નહિ. પણ જ્યારે વ્યાખ્યાન આપવું પડે છે ત્યારે અપૂર્ણતાનુસાર વાત પણ કહેવી જ પડે છે. આ સિવાય અપૂર્ણતામાં પૂર્ણતાનું ધ્યાન કરવાથી જ પૂર્ણતા આવે છે. એટલા માટે અપૂર્ણ હોવા છતાં આ પ્રાર્થનાના ભાવોને કહેવા કે સાંભળવા વ્યર્થ જતા નથી.

આ પ્રાર્થનામાં કહેવામાં આવ્યું છે કે, હે ! જીવ ! ભગવાન પ્રાર્શ્વનાથને વંદન કર. આ ઉપરથી એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, ભગવાન પાર્શ્વનાથને વંદના કરવાથી શો લાભ ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, આત્માને અનેક વિઘ્નો–અંતરાયો સતાવી રહ્યાં છે. જે પ્રમાણે ધન હોવા છતાં જો તે તીજોરીમાં બંધ હોય તો તે પ્રાપ્ત કરવા માટે ચાવીની શોધ કરવી પડે છે, તે જ પ્રમાણે ભગવાન પાર્શ્વનાથને વંદના કરવી એ કાંઈ મુશ્કેલ નથી, પણ વંદના કરવામાં જે વિઘ્નો–અંતરાયો આવે છે તે અંતરાયોને દૂર કરવા આવશ્યક છે અને આ કાર્ય ભગવાન પાર્શ્વનાથને વંદન કરવાથી જ થઈ શકે છે. એટલા જ માટે ભગવાન પાર્શ્વનાથને વંદન કરવાનું કહેવામાં આવ્યું છે. ભગવાન પાર્શ્વનાથને વંદન કરવાથી તે અંતરાયો દૂર થઈ જશે અને ભગવાન પાર્શ્વનાથનો ભેટો થઈ શકશે.

જ્ઞાનીજનો કહે છે કે, આત્મા ઘણે ભાગે વિઘ્નો–અંતરાયો પોતાની મેળે જ ઉભાં કરે છે. જે પ્રમાણે કોઈ માણસ કોઈ મકાનમાં ભૂતની કલ્પના કરી પોતાની કલ્પનાથી દુઃખ પામે છે, તે જ પ્રમાણે આત્માએ પણ સુખદુઃખની કલ્પના કરી પોતાના માટે દુઃખ પેદા કરી લીધું છે. જે પ્રમાણે ભૂતની કલ્પનાથી દુ.ખી માણસ પોતાનો વહેમ દૂર કરીને જ સુખી થઈ શકે છે, તે જ પ્રમાણે આત્મા પણ સુખદુઃખની કલ્પના દૂર કરવાથી જ સુખી થઈ શકે છે અને એ દશામાં આત્મા અને ભગવાન પાર્શ્વનાથ વચ્ચે કોઈ પ્રકારનો ભેદ રહી શકતો નથી. જે પ્રમાણે મૃગજળ દૂરથી પાણીથી ભરેલું સરોવર જણાય છે પણ તેની સમીપ જતાં પાણી મળતું નથી, તે જ પ્રમાણે આત્માએ જે ભ્રમ પેદા કર્યો છે તે સુખદુઃખના ભ્રમને દૂર કરવામાં આવે તો તેને કોઈ પ્રકારનું દુઃખ રહી શકે નહિ. ભગવાન પાર્શ્વનાથને વંદન કરવાથી સુખદુઃખની બધી કલ્પનાઓ ભાગી જાય છે અને એ રીતે આત્મા સુખી થાય છે.

આત્મા હજી ઘણી નીચી ભૂમિ ઉપર છે. એટલા જ માટે આ સુખ છે અને આ દુઃખ છે એવી કલ્પના કરે છે. આત્મા નીચી ભૂમિકા ઉપર હોવાને કારણે જ આ પ્રકારની કલ્પના કરવાનો અભ્યાસી થઈ રહ્યો છે, અને આધ્યાત્મિકતાથી દૂર ભાગી રહ્યો છે. જે સમયે ભૌતિકવાદનો જ પવન ચાલી રહ્યો હોય ત્યારે આધ્યાત્મિકતાની વાત કેવી રીતે રૂચી શકે ? પણ ભૌતિકવાદના અભ્યાસી થવું એ સારું છે એ આત્માનો ભ્રમ જ છે. આ ભ્રમ મટે ત્યારે જ આત્મા સુખી થઈ શકે છે; અને આત્માને આધ્યાત્મિક વિદ્યા પ્રત્યે રુચિ પેદા થઈ શકે છે. વાસ્તવમાં આધ્યાત્મિક વિદ્યા એજ સાચી વિદ્યા છે. ગીતામાં પણ કહ્યું છે કે, બધી વિદ્યાઓમાં આધ્યાત્મિક વિદ્યા શ્રેષ્ઠ છે. આધ્યાત્મિક વિદ્યા એ ઇશ્વરનું રૂપ છે; પણ આત્મા ભ્રમમાં પડી રહ્યો છે એટલા માટે તેને આ આધ્યાત્મિક વિદ્યા રુચતી નથી. આત્માને આ વિદ્યા રુચતી નથી એ કારણે જ આત્માને કષ્ટો સહેવાં પડે છે. આત્માને કષ્ટમુક્ત થવા માટે આ વિદ્યાના શરણે આવવું જ પડશે. આત્માને આધ્યાત્મિક વિદ્યા પ્રત્યે જે અરુચિ છે તે અરુચિ મટી જાય એટલા જ માટે એમ કહેવામાં આવ્યું છે કે, " હે ! આત્મન્ ! પરમાત્મા પાર્શ્વનાથને વંદન કર. " તમે લોકો ભગવાન પાર્શ્વનાથને વંદન તો કરો છો પણ સાંસારિક કામના અને વહેમને વધારવા માટે પાર્શ્વનાથ ભગવાનને વંદના ન કરો પણ સંસારની કામના અને વહેમને નષ્ટ કરવા માટે જ વંદના કરો. પ્રકાશની આવશ્યકતા

અંધકારને નષ્ટ કરવા માટે હોય છે પણ અંધકારને વધારવા માટે પ્રકાશને ચાહવામાં આવતો નથી; આ જ પ્રમાણે ભગવાન પાર્શ્વનાથની પ્રાર્થના સાંસારિક કામના નષ્ટ કરવા માટે કરવી જોઈએ. જે પ્રમાણે પ્રકાશદ્વારા અંધકાર અદૃશ્ય થઈ જાય છે તે જ પ્રમાણે ભગવાન પાર્શ્વનાથની પ્રાર્થનાના પ્રકાશદ્વારા હૃદયનો અજ્ઞાન-અંધકાર અદૃશ્ય થઈ જવો જોઈએ.

## સમ્યક્ત્વ પરાક્રમ—ચૌદમો બોલ

પરમાત્માની પ્રાર્થના હૃદયનું અજ્ઞાન દૂર કરવા માટે જ કરવી જોઈએ. આ જ વાત શાસ્ત્રકારો પણ કહે છે. શાસ્ત્રમાં પણ સ્તુતિ-પ્રાર્થના કરવા વિષે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે,

### ચૌદમો બોલ

### (१४) थवथुइमंगलेणं भंते ! जीवे किं जणयइ ?

અર્થાત્—હે ! ભગવાન ! સ્તવ અને સ્તુતિ મંગલથી જીવને શો લાભ પ્રાપ્ત થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કે:—

**थवथुइमंगलेणं नाणदंसणचरित्तबोहिलाभं जणेइ, नाणदंसणचरित्तबोहिलाभसंपन्ने य णं जीवे अंतकिरियं कप्पविमाणोववत्तियं आराहणं आराहेइ ॥ १४ ॥**

અર્થાત્—એક શ્લોકથી લઈ સાત શ્લોકોમાં જે પરમાત્માની પ્રાર્થના કરવામાં આવે છે તેને સ્તુતિ તથા શક્રેન્દ્રસ્તવ વગેરેને સ્તવ કહેવામાં આવે છે. આ સ્તવસ્તુતિરૂપ મંગલ કરવાથી જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી બોધનો લાભ પ્રાપ્ત થાય છે. બોધનો લાભ પ્રાપ્ત થવાથી જીવ કલ્પવાસી દેવ થાય છે અને પછી જ્ઞાન, દર્શન અને ચારિત્રનું આરાધન-સેવન કરી મોક્ષને પામે છે. ૧૪.

સ્તવસ્તુતિમંગળ કરવાથી જીવને શો લાભ પ્રાપ્ત થાય છે ? એ વિષે વિચાર કરતાં પહેલાં સ્તવસ્તુતિમંગળનો અર્થ શો છે તે વિષે વિચાર કરવો આવશ્યક જણાય છે.

થવ નો અર્થ સ્તવ અને થુઈ નો અર્થ સ્તુતિ થાય છે. સ્તવમાં તો એવો નિયમ હોય છે કે, સ્તવ અમુક પ્રકારનો જ હોવો જોઈએ, પણ સ્તુતિને માટે એવો કોઈ નિયમ જ હોતો નથી. સ્તુતિ તો કરનાર જેમ ચાહે તેમ કરી શકે છે. જેમકે ભગવાનનો સ્તવ કરતાં કહેવામાં આવ્યું છે કે :—

**नमोत्थुणं, अरिहंताणं, भगवन्ताणं, आइगराणं, तित्थयराणं, सयंसंबुद्धाणं, पुरिसोत्तमाणं, पुरिससिंहाणं पुरिसवरपुंडरियाणं, पुरिसवरगंधहत्थीणं, लोगुत्तमाणं, लोगनाहाणं, लोगहियाणं, लोगपईवाणं, लोगपज्जोयगराणं, अभयदयाणं, चक्खुदयाणं, मग्गदयाणं, सरणदयाणं, जीवदयाणं, बोहिदयाणं, धम्मदयाणं, धम्मदेसियाणं, धम्मनायगाणं, धम्मसारहीणं, धम्मवरचाउरंतचक्कवट्टीणं, दीवो ताणं, सरणगईपईट्ठा, अप्पडिहय वरनाणदंसणधराणं, वियट्टछउमाणं, जिणाणं, जावयाणं, तिन्नाणं, तारयाणं, बुद्धाणं, बोहियाणं, मुत्ताणं, मोयगाणं, सव्वन्नूणं, सव्वदरिसिणं, सिवमयलमरुयमणंतमक्खयमव्वाबाहमपुणरावित्तिसिद्धिगईनामधेयंठाणंसंपत्ताणं नमो जिणाणं जियभयाणं ॥**

આ શક્રસ્તવ છે. આનું નામ શક્રસ્તવ એટલા માટે છે કે શક્રેન્દ્ર આ જ સ્તવદ્વારા ભગવાનની પ્રાર્થના કરે છે. આપણામાં આજે પામરદશા આવી રહી છે એ જ કારણે આપણા આગળ આવી ઉત્તમ વસ્તુનો પણ આદર થતો નથી. શક્રેન્દ્ર જે પ્રાર્થના કરતા હતા તે જ પ્રાર્થના આપણને મળી છે એટલા માટે આ પ્રાર્થના બોલતી વખતે આપણને કેવી પ્રસન્નતા થવી જોઈએ ? જે શબ્દો શક્રેન્દ્રના મુખમાંથી નીકળ્યા હતા તે જ શબ્દો મારા મુખમાંથી નીકળી રહ્યા છે એ વિચારથી પ્રાર્થના કરતી વખતે આપણામાં કેવો ઉત્સાહ હોવો જોઈએ ? પણ આજે તો એવી દશા થઈ રહી છે કે, જાણે મહારાણા પ્રતાપનું ભાલું તો પડયું છે પણ તેને કોઈ ઉપાડનાર નથી. તે જ પ્રમાણે શક્રેન્દ્રદ્વારા કહેવામાં આવેલી પ્રાર્થના તો છે પણ તે પ્રાર્થનાના બોલવામાં જે ઉત્સાહ જોઈએ તે ઉત્સાહ બહુ જ ઓછા લોકોમાં છે.

કદાચ કોઈ એમ કહે કે, શક્રેન્દ્રનું કરેલું સ્તવન અમને શા માટે આપવામાં આવ્યું ! તો આ પ્રશ્નના ઉત્તરમાં શાસ્ત્ર એમ કહે છે કે, શ્રાવકનું પદ તો શક્રેન્દ્રથી પણ ચઢીયાતું છે અને સાધુ-સાધ્વીઓને તો શક્રેન્દ્ર નમન પણ કરે છે, તો પછી શક્રેન્દ્રનું સ્તવન તેમને ન આપવામાં આવે તો કોને આપવામાં આવે ? આ ઉપરથી વળી એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જ્યારે શક્રેન્દ્ર કરતાં શ્રાવક-સાધુ વગેરેનું પદ ચડિયાતું છે, તો પછી સાધુ-શ્રાવકનું સ્તવન ઇન્દ્રને આપવું જોઈએ. શક્રેન્દ્ર જ્યારે અમારાથી ઉતરતા છે તો તેમનું કરેલું સ્તવન અમને શા માટે આપવામાં આવે છે ? કારણ કે મોટાઓની ચીજ નાનાઓને આપવામાં આવે છે !

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, શક્રેન્દ્ર એક જ છે અને મનુષ્યો ઘણાં છે. આ જ કારણે તેમનું કરેલું સ્તવન આપણને આપવામાં આવે છે, કારણ તેમનું સ્તવન વ્યવસ્થિત છે. જો મનુષ્યનું કરેલું સ્તવન શક્રેન્દ્રને આપવામાં આવત તો એવો ઝગડો પેદા થાત કે, આ મારું સ્તવન છે. આ જ પ્રમાણે જો મનુષ્યનું બનાવેલું સ્તવન મનુષ્યને આપવામાં આવત તો એ દશામાં પણ આ જ પ્રકારનો ઝગડો પેદા થાત. એટલા માટે આપણને શક્રેન્દ્રનું સ્તવન આપવામાં આવે છે. આ સિવાય મનુષ્યમાં ઈહલૌકિક ભાવના પણ હોય છે અને એ કારણે મનુષ્યના પ્રાયઃ પ્રત્યેક કાર્યમાં ઈહલૌકિક ભાવના વળગેલી રહે છે. આ કથનાનુસાર મનુષ્યના બનાવેલા સ્તવમાં ઈહલૌકિક ભાવના પણ આવી શકે અને તેથી મનુષ્યનો બનાવેલો સ્તવ શક્રસ્તવની માફક બધાં દુઃખોને નષ્ટ કરનાર થઈ શકે નહિ. ઉદાહરણ તરીકે મનુષ્યના બનાવેલા સર્પમંત્રથી સાપ જ ઉતરે છે અને વીંછીના મંત્રથી વીંછી જ ઉતરે છે. એક જ મંત્રથી બધાં દુઃખો નષ્ટ થતાં નથી; પણ આ શક્રસ્તવન એવો છે કે, જેથી બધાં દુઃખો નષ્ટ થઈ જાય છે.

આ શક્રસ્તવમાં એમ કહેવામાં આવ્યું છે કે, હું અરિહન્ત ભગવાનને નમસ્કાર કરું છું. આ સ્તવમાં આગળ જતાં એમ કહેવામાં આવ્યું છે કે, એ અરિહંત ભગવાન કેવા છે. પણ આ સ્તવના પ્રારંભ ઉપરથી એવો પ્રશ્ન પેદા થાય છે કે જ્યારે 'અરિહન્ત' એવું પદ આપવામાં આવ્યું છે તો પછી 'ભગવન્ત' કહેવાની શી જરૂર રહી ! આ પ્રશ્નનો ઉકેલ કરવા માટે શ્રી રાયપસેણીય સૂત્રની ટીકામાં શ્રી મલયગિરિ આચાર્યે કહ્યું છે કે, અરિહન્ત નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર નિક્ષેપથી થાય છે. આ સ્તવન ભાવ-અરિહન્તને જ કરવાનું છે, એટલા જ માટે અરિહન્તની સાથે ભગવંત વિશેષણ પણ આપવામાં આવ્યું છે.

તમારા માટે પણ એ જ ઉચિત છે કે, નામ, સ્થાપના તથા દ્રવ્યને છોડી દઈ ભાવ-અરિહન્તનું સ્તવ કરો. ભાવ-અરિહન્તનું સ્તવન કરવાથી શો લાભ મળે છે એ તો ભગવાને બતાવ્યું જ છે.

માનો કે, કોઈ માણસને લાખ રૂપિયા મળ્યા અને કોઈ માણસને બુદ્ધિ મળી. આ બન્નેમાંથી કોણ મોટો કહેવાશે? આજે તો એવી કહેવત પ્રચલિત છે કે, બુદ્ધિમાન્ લખપતિને ત્યાં વિદ્વાનો પાણી ભરે છે. અર્થાત્ લખપતિને ત્યાં વિદ્વાનો પણ નોકરી કરે છે. પરંતુ નોકરી કરવાને કારણે વિદ્વાનોની બુદ્ધિનો અનાદર થઈ શકે નહિ. કોઈ અજ્ઞાની જો વસ્તુનો અનાદર કરે તો એથી કાંઈ વસ્તુનું મહત્ત્વ ઓછું થતું નથી. કોઈ વાંદરાઓના ટોળામાં કોઈ માણસ એક મુઠ્ઠી બોર અને એક મુઠ્ઠી હીરાની ફેંકે તો વાંદરાઓ હીરા નહિ લે પણ બોર જ લેશે. વાંદરાઓ હીરાનું મહત્ત્વ જાણતા નથી એટલા માટે હીરા લેતા નથી. પણ એ કારણે હીરાનું મહત્ત્વ અને તેની કિંમત કાંઈ ઓછી થઈ જતી નથી. આ જ પ્રમાણે જે લોકો સંસારની કામનામાં ફસાએલા છે તેઓ સ્તવદ્વારા પણ સંસારની જ કામના પૂરી કરાવવા ચાહે છે. આ પ્રમાણે તે લોકો ભાવ સ્તવનું મહત્ત્વ જાણતા નથી, એ કારણે ભાવ સ્તવનું મહત્ત્વ કાંઈ ઓછું થઈ શકતું નથી.

અત્રે એક પ્રશ્ન પેદા થાય છે કે, સ્તવની સાથે જ સ્તુતિ શબ્દનો સંબંધ શા માટે જોડવામાં આવ્યો છે? જ્યારે સ્તવન કરવામાં આવે છે તો તેની સાથે સ્તુતિ કરવાની શી જરૂર છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, બધા લોકો સ્તવ કરી શકતા નથી; પણ કલ્યાણ તો બધા લોકો કરવા ચાહે છે. જ્ઞાનીજનો તો બધાનું કલ્યાણ ચાહે છે એટલા માટે તેમણે સ્તુતિ વિષે પણ પૂછ્યું છે.

સ્તવ તો શક્રેન્દ્રદ્વારા કરવામાં આવે છે, પણ સ્તુતિ તો એક શ્લોકથી લઈ સાત શ્લોક સુધીમાં અને સંસ્કૃત-પ્રાકૃત બાલભાષા વગેરે કોઈ પણ ભાષામાં કરી શકાય છે. શાસ્ત્ર તો બધાયનું કલ્યાણ ચાહે છે; અને કલ્યાણનો માર્ગ તો બધાને શક્તિ પ્રમાણે બતાવે છે. એટલા જ માટે સ્તવની સાથે સ્તુતિ પણ કહી છે. અર્થાત્ એમ કહ્યું છે કે, જો શક્તિ હોય તો તો સ્તવ કરો, નહિ તો સ્તુતિ કરો. જેવી શક્તિ હોય તેમ કરો, પણ જે કાંઈ કરો તે ભાવપૂર્વક કરો. ભાવથી કરવામાં આવેલી સ્તુતિ કે સ્તવમાં ત્રુટિ પણ રહી જાય તો પણ કલ્યાણ છે. આ વિષે એક કથા પણ પ્રસિદ્ધ છે. આ કથા નીચે પ્રમાણે છે:—

કોઈ રાજાએ એક ચોરને શૂળીની સજા આપી. તેણે બીજા લોકો ઉપર અપરાધના દંડનો આતંક જમાવવા માટે નગરજનોને પણ શૂળી ચડાવવાના સ્થાને બોલાવ્યા અને બધા લોકોને એવી આજ્ઞા આપી દીધી કે, આ ચોરને કોઈ માણસ કોઈ પ્રકારની સહાયતા ન આપે. ચોરને શૂળીએ ચડાવવામાં આવ્યો એટલે બધા લોકો સ્વસ્થાને ચાલ્યા ગયા. ચોરને જે જગ્યાએ શૂળીએ ચડાવવામાં આવ્યો હતો તે જગ્યાથી જે લોકો નીકળતા હતા તે બધા લોકો તે ચોરની નિંદા કરતા જતા હતા. તે જ જગ્યાએથી એક શ્રાવક પણ પસાર થયો. તે પેલા ચોરને જોઈ પોતાના મનમાં કહેવા લાગ્યો કે, મારે આ ચોરની નિંદા કરવી ન જોઈએ પણ ચોરીની નિંદા કરવી જોઈએ. જે ચોરી કરી દંડ ભોગવે છે તે ચોર તો કરુણાપાત્ર છે.

કેટલાક લોકો કોઈ દુઃખીને જોઈ એમ કહે છે કે, આ દુઃખી તો પોતાના કર્મથી દુઃખ ભોગવે છે તો એના ઉપર કરુણા કેવી? પણ વાસ્તવમાં કરુણાને પાત્ર તો દુઃખી જ છે. બીજાના દુઃખને પોતાનું દુઃખ માનવું એનું જ નામ કરુણા છે.

તે શ્રાવકને ચોર ઉપર અનુકંપા આવી. તે શૂળી પાસે જઈ ચોરને કહેવા લાગ્યો કે, "ભાઈ! મને તારી ઉપર ઘણી કરુણા આવે છે પણ હું તારી સહાયતા શું કરી શકું?" શેઠનું આ કથન સાંભળી ચોર પ્રસન્ન થયો અને મનમાં કહેવા લાગ્યો કે, ઘણા લોકો આ રસ્તેથી નીકળ્યા પણ આના જેવો કોઈ દયાળુ નીકળ્યો નહિ.

આવા દુઃખી માણસને જોઈ તમને તેના ઉપર કરુણા પેદા થશે કે નહિ? આવી દુઃખદ અવસ્થા ન જાણે આ આત્માએ કેટલીવાર ભોગવી હશે! આ રીતે આ આત્મા જે આજે બીજા ઉપર કરુણા બતાવી રહ્યો છે તે પોતે પણ ઘણીવાર કરૂણાપાત્ર બન્યો હશે. આમ હોવા છતાં આજકાલ લોકોમાંથી કરૂણાભાવના નીકળી રહી છે. કરુણા નીકળી જવાનું ખાસ કારણ સ્વાર્થભાવના જ છે. જ્યારે સ્વાર્થભાવના હૃદયમાં ઘર કરી બેસે છે ત્યારે કરુણામૂર્તિ માતામાં પણ ભેદભાવ આવી જાય છે અને તેમનામાંથી પણ કરુણા નીકળી જાય છે. જ્યારે માતાને માટે પણ આવું બને છે ત્યારે સ્વાર્થભાવનાને કારણે બીજાઓમાં પણ દુઃખીજનો પ્રત્યે અનુકંપા ન રહે તો એમાં આશ્ચર્ય શું?

શેઠના મીઠા બોલ સાંભળી ચોરને ઘણી જ પ્રસન્નતા થઈ. શેઠે તે ચોરને કહ્યું કે, "મારાથી તારી કોઈ સેવા થઈ શકતી હોય તો મને કહે." ચોરે કહ્યું કે, "તમને બીજું તો શું કહું પણ અત્યારે મને બહુ જ તરસ લાગી છે એટલા માટે થોડું પાણી પીવા આપો." શેઠે કહ્યું કે, બહુ સારું. હમણાં જ હું પીવા માટે પાણી લઈ આવું છું. રાજા તરફથી મને જે દંડ મળવો હશે તે મળશે પણ હું પાણી લઈ આવું એટલા સમયમાં કદાચ તું મૃત્યુ પામે તો ન જાણે કઈ ગતિમાં જા. એટલા માટે તું મારો થોડો ઉપદેશ સાંભળી ધ્યાનમાં રાખ તો તારું કલ્યાણ થઈ જાય."

ચોરે શેઠની વાત માનવાનો સ્વીકાર કર્યો. શેઠે તેને નવકારમન્ત્ર સંભળાવ્યો અને તેને કહ્યું કે, "હું પાણી લઈને પાછો આવું ત્યાંસુધી આ મંત્રનો જાપ કરતો રહેજે." ચોરે નવકારમંત્ર કોઈ દિવસ સાંભળ્યો નહતો અને આ વખતે તો તે મહાન્ દુઃખમાં હતો એ કારણે તેને નવકારમંત્ર યાદ ન રહ્યો. તે નવકારમંત્રના સ્થાને એમ કહેવા લાગ્યો કેઃ—

"આનૂ તાનૂ કછૂ ન જાનૂં, શેઠ વચન પરમાનૂ."

તેણે નવકારમંત્રને આ પ્રમાણે જપ્યો. આ સ્તવ નહિ તો સ્તુતિ તો થઈ. તે ચોર એમ તો મરીને ન જાણે કઈ ગતિમાં જાત પણ સ્તુતિના પ્રભાવથી મરીને તે દેવ થયો. આ સ્તુતિનો જ પ્રતાપ છે.

કહેવાનો આશય એ છે કે, નિયમિત શબ્દોમાં કે પંક્તિબદ્ધ જે હોય તે તો સ્તવ છે. અને જેને માટે કોઈ નિયમ વિશેષ નથી પણ હૃદયના ભાવો જેમ ચાહે તેમ પ્રકટ કરવામાં આવે તેનું નામ સ્તુતિ છે. તમે જો સ્તવ કરી ન શકો તો સ્તુતિ કરો, પણ જે કાંઈ કરો તે ભાવપૂર્વક જ કરો. ભાવપૂર્વક કરવામાં આવેલી સ્તુતિ પણ આત્માનું કલ્યાણ કરે છે.

## મયણરેહા ચરિત્ર—૩૭

ભાઈ ભાવ તુમ મુઝ પર રાખો, તથા પુત્રી લો જાન;
પ્રાણદાન કે દાતા મેરે, વિન્તી કરે સુજાન. ॥ સતી૦ ૧૩૦ ॥
વૈતાઢય ગિરિકી દો શ્રેણીકા, મૈં સ્વામી સુખકાર,
ભાગ્યયોગસેં તુઝે મિલા હૂં, પટરાની પદ ધાર. ॥ સતી૦ ૧૩૧ ॥

આ કથા પણ સ્તુતિનું માહાત્મ્ય બતાવનારી છે. વિદ્યાધરના મનમાં જે પાપબુદ્ધિ પેદા થઈ હતી તેને કારણે બીજી કોઈ સ્ત્રી તો વિદ્યાધરને ગાળો ભાંડવા લાગત પણ મયણરેહાની ભાવના કેવી ઉચ્ચ છે, કે તે પોતાના શરીરને માટે એમ વિચારે છે કે, આ મારું શરીર જ એવું ખરાબ છે કે, જેને કારણે મારા જેઠની દાનત બગડી, સ્વામીના મસ્તક ઉપર તલવાર પડી, અને અહિં આ ભાઈ બગડી રહ્યો છે! તે બગડે તો ભલે બગડે પણ મારે તો બગડવું ન જોઈએ; કારણ કે પ્રત્યેક આત્મા ધર્મને માટે સ્વતંત્ર છે.

મયણરેહાએ મણિરથ વિદ્યાધરને કહ્યું કે, તમે મારા પ્રાણરક્ષક અને એ રીતે મને જીવિતદાન આપનાર છો. એટલા માટે તમારો મારી ઉપર ઘણો જ ઉપકાર છે. માતા તો નાના શરીરને જ જન્મ આપે છે અને પિતા નાના શરીરને જ પાળે છે; એટલા જ કારણે તેમને માતા પિતા કહેવામાં આવે છે. ત્યારે તમેં તો આવડા મોટા શરીરની રક્ષા કરી છે; એટલા માટે તમે મારા પિતા કે ભાઈ બનો તો તેમાં શું વાંધો છે? વાસ્તવમાં તમે મારી ઉપર જે ઉપકાર કર્યો છે તેને કારણે તમે મારા ભાઈ અને પિતાથી પણ વધારે છો.

મયણરેહાના આ કથનનો પ્રભાવ મણિરથ વિદ્યાધર ઉપર કાંઈ ના પડ્યો; પણ મયણરેહાના મુખેથી પોતાને માટે પિતા કે ભ્રાતા શબ્દ સાંભળી તે વધારે ક્રોધિત થયો. આ ઉપરથી કોઈ એમ કહી શકે કે, શુદ્ધ હૃદયથી કહેવામાં આવેલી વાતનો પ્રભાવ બીજા ઉપર પડે જ છે એમ કહેવામાં આવે છે. તો શું મયણરેહાની વાત શુદ્ધ હૃદયની ન હતી કે જેથી તેની વાતનો પ્રભાવ મણિરથ વિદ્યાધર ઉપર ન પડ્યો? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, શું કોઈ કોઈવાર મોટા મોટા પ્રયોગો પણ અસફલ થતા નથી? મોટા મોટા પ્રયોગો પણ નિષ્ફળ થતાં જોવામાં આવે છે, એવી દશામાં જો મયણરેહાની વાતનો તેની ઉપર પ્રભાવ ન પડ્યો હોય તો એમ કેમ કહી શકાય કે, તેની વાત શુદ્ધ હૃદયની ન હતી? કોઈ કોઈ વાર અસત્યનો પણ પ્રભાવ એવો હોય છે કે તેની સામે થોડો વખતને માટે સત્ય પણ ટકી શકતું નથી, પણ આખરે સત્યનો જ વિજય થાય છે અને શુદ્ધ હૃદયથી કરવામાં આવેલી વાતનો જ પ્રભાવ પડે છે.

મણિરથ કહેવા લાગ્યો કે, "હું કોણ છું તે તું જાણ અને ભાઈ-ભાઈ કહેવાનું છોડી દે. હું વૈતાઢય પર્વતની બે શ્રેણિઓનો રાજા છું. મારા રાજ્યમાં ૧૧૦ નગરો છે અને તે નગરો પણ ગંધર્વનાં નગરો છે. ગંધર્વોમાં સૌથી મોટો રાજા હું જ છું. તને તો હું સદ્‌ભાગ્યે જ મળી ગયો છું એટલા માટે તું બીજી વાતોને છોડી દે અને મારી પટરાણી બન."

સતી સોચે મણિરથ સે છૂટી, જંગલ ભાગી આય;
દુઃખ દાવાનલસે તો છૂટી, પડી કૂપમેં આય. ॥ સતી૦ ૧૩૨ ॥
મૃગી સમાન મૈં હુઈ અભાગન, દુઃખ પારધી લાર;
જ્યોં ભાગૂં ત્યોં આગે આતા, છોડે નહીં શિગાર. ॥ સતી૦ ૧૩૩ ॥

મણિરથ વિદ્યાધર ઉપર પોતાના કથનનો કાંઈ પ્રભાવ ન પડેલો જોઈ સતી વિચારવા લાગી કે, હું કેવી અભાગણ છું કે, હું દુઃખદાવાનલમાંથી બચીને ભાગી તો અહિં આવીને કૂવામાં પડી. હું દુઃખમાંથી બચવા બીજે જાઉં છું તો મારા માટે દુઃખ તૈયાર જ હોય છે. અત્યારે મારી દશા હરિણીની જેવી થઈ રહી છે કે હરિણી જાળમાંથી નીકળી ભાગવા જાય છે ત્યાં તેની પાછળ પારધી પડયો જ છે. આ જ પ્રમાણે હું એક મણિરથના પંજામાંથી માંડમાંડ છૂટી ત્યાં તો આ બીજો મણિરથ મને દુઃખ આપવા માટે તૈયાર ઊભો જ છે.

દૂજા મણિરથ પ્રગટ હુઆ હૈ, રે મન ધીરજ ધાર;
પતિ પ્રાણ પહેલેને લીના, દૂજા મમ સંહાર. ॥ સતી૦ ૧૩૪ ॥
પ્રાણ જાય પણ શીલ ન જાયે, યહ સચ્ચા નિરધાર;
ભૌતિક તન યહ નાશવાન હૈ, શીલ સદા સુખકાર. ॥ સતી૦ ૧૩૫ ॥

સતી વિચારે છે કે, હું મણિરથના પંજામાંથી છૂટીને ભાગી તો આ બીજા મણિરથના પંજામાં ફસાઇ ગઈ. પણ આવા મુશ્કેલીના સમયે હિંમત હારી મારે ગભરાઈ જવું ન જોઈએ. તે મણિરથે તો આ શરીરના લોભે પતિનો પ્રાણ લીધો હતો, તે જ પ્રમાણે આ મણિરથ પણ મને પોતાની પટરાણી બનાવવા ચાહે છે એટલે તે હવે મારા પ્રાણ લેશે! આથી વિશેષ તે શું કરી શકે એમ છે? એટલા માટે હે! મન! તું ગભરાઈ જા નહિ પણ ધીરજ રાખ. હું મારા જે પ્રાણોને અપરાધી માનતી હતી તે પ્રાણોને જો દંડ મળે તો એ કાંઈ અનુચિત નથી. અત્યાર સુધી હું પ્રાણોની રક્ષા એટલા માટે કરતી હતી કે, મારા પેટમાં પુત્ર હતો. હવે તો તે પુત્રથી પણ મારો છૂટકારો થઈ ગયો છે, એટલા માટે હવે હું પ્રાણના ભોગે પણ શીલની રક્ષા કરીશ. શીલની આગળ હું પ્રાણોને તુચ્છ સમજું છું.

સત્યશીલની રક્ષા પ્રાણના જોખમે થાય છે. આ જ પ્રમાણે પરમાત્માનો ભેટો પણ પ્રાણાર્પણ કરવાની શક્તિ હોય તો જ થઈ શકે છે. જ્યારે મમતા મોહ રૂપી મસ્તકને પૃથક્ કરી દેવામાં આવશે ત્યારે જ પરમાત્માનો ભેટો થઈ શકશે; એટલા માટે મમતા-મોહનો ત્યાગ કરી સત્ય અને શીલની રક્ષા કરો તો તેમાં કલ્યાણ જ રહેલું છે.

મણિરથ વિદ્યાધર જાણે કૃપાદૃષ્ટિ બતાવી મયણરેહાને પોતાની પટરાણી બનાવવા ચાહતો હતો; પણ મયણરેહાએ તેને કહ્યું કે, હું હજી પ્રસૂતા છું, મારા પતિને મર્યા હજી વધારે સમય થયો નથી અને મારો પુત્ર ઝોળીમાં ઝાડ ઉપર લટકે છે પણ મયણરેહાના આ કથનને મણિરથે ધ્યાનમાં લીધું નહિ. તે તો પોતાની જ વાતો કહેવા લાગ્યો કે, એ બધી વાતોની કાંઈ ચિન્તા કરવાની જરૂર નથી. તું તો મારી સાથે ચાલ. હું તને કોઈ પ્રકારનું કષ્ટ થવા દઈશ નહિ.

મયણરેહા આર્યબાલા અને વીરાંગના હતી એટલે તે મણિરથનું કથન સાંભળી પોતાના મનમાં કહેવા લાગી કે, આ મારા શરીરે ખરેખર અનેક લોકોને ભ્રમમાં પાડ્યા છે.

ધન તન લાજ કો દેતે ગુણીજન, એક પ્રાણ કે કાજ;
પ્રાણ ત્યાગ કે રખે ધર્મકો, યહ સચ્ચા હૈ કાજ. ॥ સતી૦ ૧૩૬ ॥
નાશવાનસે અવિનાશીકા, બદલા કરના આજ;
અપૂર્વ અવસર મિલા આજ યહ, સિદ્ધ કરું નિજ કાજ. ॥ સતી૦ ૧૩૭ ॥
કર વિવેક બોલી મણિરથસે, કહાં જાતે થે રાય;
કિસ કારણસે પીછે ફિરતે, કહો મુઝે સમઝાય. ॥ સતી૦ ૧૩૮ ॥

મયણરેહા પોતાના મનમાં કહે છે કે, પ્રાણ ભલે ચાલ્યા જાય પણ હું શીલને જવા નહિ દઉં. પ્રત્યેક વ્રતનું પાલન દઢતા રાખવાથી જ થઈ શકે છે. પ્રાણ ભૌતિક વસ્તુ છે અને શીલ આધ્યાત્મિક વસ્તુ છે; એટલા માટે પ્રાણની સાથે શીલનો બદલો કરી નાંખું તો તેમાં શું ખોટું છે ? મેં જે વાતને માટે પતિને સાવધાન કર્યા હતા તે જ વાત મારી સામે ઉપસ્થિત થઈ છે. એટલા માટે મારે પણ મારું કાર્ય સિદ્ધ કરી લેવું જોઈએ. હું બાળપણથી એ સાંભળતી આવી છું કે, ધન આપીને તનને રાખવું; અર્થાત્ તન અને ધન એ બન્નેય ઉપર સંકટ આવી પડે તો તનની રક્ષા માટે ધનનો ત્યાગ કરી દેવો ઉચિત છે; પણ જો લાજ જતી હોય તો તન અને ધન એ બન્ને આપીને લાજની રક્ષા કરવી જોઈએ. પણ જ્યારે ધર્મ ઉપર કોઈ પ્રકારનું સંકટ આવી પડે તો તે વખતે તન, ધન અને લાજ એ ત્રણેયનો ભોગ આપીને ધર્મની રક્ષા કરવી જોઈએ.

જૈન શાસ્ત્રોમાં તથા અન્ય ગ્રન્થોમાં એવા લોકોનાં અનેક ઉદાહરણો જોવામાં આવે છે કે, જેમણે સર્વસ્વનો ત્યાગ કરી ધર્મની રક્ષા કરી હોય. હરિશ્ચન્દ્રનું તન–ધન તો ગયું જ હતું તથા લાજ જવાનો પણ સમય આવ્યો હતો. પણ તે એમ કહેતો હતો કે, તન, ધન અને લાજ એ બધું ભલે ચાલ્યું જાય પણ હું મારા સત્યધર્મને જવા દઈ શકું નહિ. સીતા ઉપર પણ કેવું સંકટ આવી પડ્યું હતું ! છતાં તેણે પોતાનો ધર્મ છોડ્યો નહિ. રામે પણ લક્ષ્મણને કહ્યું હતું કે, 'હે ! લક્ષ્મણ ! હું તમને અને સીતા વગેરેને તો છોડી શકું છું પણ ધર્મને છોડી શકું એમ નથી.'

મયણરેહા કહે છે કે, મારી સામે આવા પૂર્વના મહાપુરૂષોનો આદર્શ છે. આવી દશામાં મારે કોઈપણ રીતે ગભરાઈ જવાની જરૂર નથી; પણ મારે તો એમ માનીને પ્રસન્ન થવું જોઈએ કે, મને આ નાશવાન શરીરના બદલામાં અવિનાશી ધર્મની પ્રાપ્તિ થશે. જો આમ થાય તો ખરેખર એમાં મારું સદ્ભાગ્ય જ છે. એટલા માટે મારે એવી દઢતા રાખવી જોઈએ અને એવો નિશ્ચય કરવો જોઈએ કે, ભલે પ્રાણ ચાલ્યા જાય તોપણ હું શીલને કદાપિ જવા દઈશ નહિ. આ વિદ્યાધર ભાઈ કે પિતા કહેવાથી ચીડાય છે એટલે તેને બીજા શબ્દથી સંબોધન કરવું જોઈએ કે જેથી તે શાન્ત થઈ જાય અને મારી વાત સાંભળે.

આ પ્રમાણે વિચાર કરી મયણરેહાએ વિદ્યાધરને કહ્યું કે, તમે ભાઈ કે પિતા કહેવાથી નારાજ થાઓ છો એટલા માટે હવે હું તમને રાજા કહું છું અને પૂછું છું કે, "હે ! રાજન્ ! આપ આ બાજુ ક્યાં જઈ રહ્યા હતા અને હવે પાછા શામાટે ફરી રહ્યા છો ?"

મયણરેહાના મુખેથી પોતાના માટે બોલાએલો 'રાજા' શબ્દ સાંભળી મણિરથ વિદ્યાધર પોતાના મનમાં એમ વિચારતો પ્રસન્ન થવા લાગ્યો કે, હવે આ મારા પ્રત્યે આકર્ષાઈ છે અને પ્રેમ કરવા લાગી છે એટલા જ માટે તે આ પ્રમાણે સીધી રીતે બોલે છે.

**મણિચૂડ હૈં પિતા હમારે, લીના સંજમ ભાર;**
**વંદન કરને કો મૈં જાતા, મિલ ગઈ તુમ સમ નાર. ॥ સતી૦ ૧૩૯ ॥**
**મહલમેં રખકર તુમકો પ્યારી, દર્શન કા નિરધાર;**
**ચાર જ્ઞાનકે હૈં વે ધારક, સુવિહિત ગુણ કે ધાર. ॥ સતી૦ ૧૪૦ ॥**

મણિરથ મયણરેહાને કહેવા લાગ્યો કે, "હે ! પ્યારી ! હું ક્યાં જવા ચાહતો હતો અને હવે શામાટે પાછો ફરી રહ્યો છું તે સાંભળ. મારા પિતા મણિચૂડ બધું રાજપાટ મને સોંપી

દઈ સંયમી બન્યા છે. આજે સાંભળ્યું છે કે તેઓ 'સુવિહિત સંયમી' થયા છે અને મારા ભાઈ કહેતા હતા કે તેમને ચાર જ્ઞાન પણ પ્રાપ્ત થઈ ચૂક્યાં છે. આ સાંભળી હું તેમના દર્શન કરવા માટે જ જઈ રહ્યો હતો એટલામાં જ તું મળી ગઈ. જો કે મેં તારો ઉપચાર કર્યો છે છતાં હજી તારું શરીર અસ્વસ્થ જ છે એટલા માટે મેં એમ વિચાર્યું કે, તને મહેલમાં છોડીને જાઉં કે જેથી તારો ત્યાં ઉપચાર થાય અને તું સ્વાસ્થ્ય લાભ પ્રાપ્ત કરે. તને મહેલમાં મૂકીને હું પિતાનાં દર્શન કરવા જવા ચાહું છું. તને મહેલમાં પહોંચાડવાના ઉદ્દેશથી જ વિમાનને પાછું ફેરવ્યું છે."

મણિરથના મુખેથી આ બધા સમાચાર સાંભળી મયણરેહાને થોડી ધીરજ મળી. તે વિચારવા લાગી કે, આ વિદ્યાધરે જે કાંઈ કહ્યું છે તે ઉપરથી એમ પ્રકટ થાય છે કે, તે કુળવાન છે. જેમના પિતા સુવિહિત અણગાર છે તે નિશ્ચયથી કુળવાન હોવો જ જોઈએ. આ પ્રમાણે વિચાર કરી મયણરેહા તે જ પ્રમાણે પ્રસન્ન અને નિર્ભય થઈ કે જે પ્રમાણે રાજીમતિ રથનેમિને કુળવાન જાણીને પ્રસન્ન અને નિર્ભય થઈ હતી.

**સુના નામ જબ મુનિકા મુખસે, ચિત્તમેં પાઇ ચૈન;**
**મુનિ પુત્ર તુમ હો મહારાયા, સુનો હમારે બૈન. ॥ સતી૦ ૧૪૧ ॥**

મયણરેહા કહેવા લાગી કે, "આપે આ તો અપૂર્વ વાત કહી. આપના પિતાએ સંયમ ધારણ કર્યો છે, અને તેઓ ચાર જ્ઞાનના ધારક અને સુવિહિત અણગાર છે એ જાણી મને ઘણી જ પ્રસન્નતા થઈ છે અને મારું હૃદય ઉલ્લસિત થયું છે."

**દર્શનકા દો દાન રાયજી, તુમ મેરે આધાર;**
**મુનિ દર્શનસે વંચિત રહ કર, જીવનસે નહીં પ્યાર. ॥ સતી૦ ૧૪૨ ॥**
**બિન પ્રસન્ન પ્રમદા નહીં હોતી, વાંછિત ફલ દાતાર;**
**મુનિ દર્શનકા યોગ દિલા કર, કર લૂંગા ઘર નાર. ॥ સતી૦ ૧૪૩ ॥**

મયણરેહાએ મણિરથ વિદ્યાધરને કહ્યું કે, "મહારાજ ! હું આપની પાસે એક ઇચ્છા પૂરી કરાવવા ચાહું છું." મયણરેહાનું આ કથન સાંભળી મણિરથ એ વિચારથી પ્રસન્ન થયો કે, હવે આ મારા પ્રત્યે આકર્ષિત થયેલી જણાય છે અને જ્યારે તે મારીદ્વારા પોતાની કોઈ ઇચ્છા પૂર્ણ કરાવવા ચાહે છે એટલે હવે તે નિશ્ચયરૂપે મારી બની જશે એમ લાગે છે. સ્ત્રીઓનો એવો સ્વભાવ હોય છે કે, પોતાની ઇચ્છા પૂર્ણ થયા બાદ જ તેઓ પોતાનું હૃદય કોઈ પુરુષને સોંપવા ચાહે છે. આ પ્રમાણે વિચાર કરી તેણે મયણરેહાને કહ્યું કે, "તમારી ઇચ્છા શું છે તે નિઃસંકોચપણે કહો." મયણરેહાએ કહ્યું કે "મારી એ જ ઇચ્છા છે કે, તમે મને મુનિદર્શનનું દાન આપો. મારા માટે તમે જ આધાર છો એટલા માટે તમે મારી આ ઇચ્છાને પૂર્ણ કરો." મયણરેહાનું આ કથન સાંભળી મણિરથ એ વિચારથી વિશેષ પ્રસન્ન થયો કે, હવે તો આ મને જ આધારરૂપે માની રહી છે; એટલા માટે જો તેની આ ઇચ્છા પૂર્ણ કરવામાં આવે તો તેમાં શો વાંધો છે? મણિરથ આ પ્રમાણે વિચાર કરી રહ્યો હતો એટલામાં મયણરેહાએ તેને એમ કહ્યું કે, "આપ મને આ દાન આપો. જો તમે મને મુનિદર્શનનું દાન નહિ આપો તો હું એ પણ તમારી આગળ સ્પષ્ટ કહી દેવું ઉચિત સમજું છું કે, મુનિદર્શન વિના હું મારું જીવન નિઃશેષ કરી નાંખવા ચાહું છું."

મયણરેહાનું આ કથન સાંભળી મણિરથ વિચારવા લાગ્યો કે, સદ્ભાગ્યે આ હવે પોતાની મેળે જ મારી બની રહી છે. ઇચ્છા પૂર્ણ થયા વિના સ્ત્રીઓ પ્રસન્ન પણ થતી નથી એટલા માટે તેને પ્રસન્ન કરવા માટે તેની એ ઇચ્છાની પૂર્તિ કરી દેવી જોઈએ. મારી પાસે વિમાન છે એટલે થોડી જ વારમાં મુનિદર્શન કરાવીને મહેલમાં લઈ જઈશ અને તેને પટરાણી બનાવી તેની સાથે આનંદ કરીશ.

મયણરેહા તો એમ વિચાર કરી રહી હતી કે, આ એકવાર મુનિની પાસે લઈ જાય તો તે તેની સામે સુધરી જશે. અને મણિરથ એમ વિચાર કરી રહ્યો હતો કે, આની ઇચ્છા પૂરી કરી દઉં તો પછી મારું ભાગ્ય જ ખુલ્લી જશે. આ પ્રમાણે બન્ને વિચાર કરી રહ્યા છે પણ ભાવનાનું અંતર હોવાથી તેમના વિચારોમાં પણ અંતર પડી ગયું છે. જો ભાવનાનું પરિવર્તન કરી નાંખવામાં આવે તો મણિરથના વિચારો પણ મયણરેહાના વિચારો સાથે મેળ ખાઈ જાય !

**મુનિદર્શન કો ચલા રાય તબ, સતી મન હર્ષ અપાર;**
**વિરુદ્ધ ભાવકો ધરે રાયજી, સુધરે મેરા કાર. ॥ સતી૦ ૧૪૪ ॥**
**કૃષિ સૂખતે જલધારાસે, કૃષક મન હર્ષાય;**
**મીન કે મરતે સરવર ભરતે, મહિમા કહી ન જાય. ॥ સતી૦ ૧૪૫ ॥**
**રોમ રોમ શીતલતા છાઈ, મુનિદર્શન જબ પાય;**
**કરી વંદના મેટી ભરમના, બૈઠી શીષ નમાય. ॥ સતી૦ ૧૪૬ ॥**

મણિરથે મયણરેહાને કહ્યું કે, "તારું કહેવું હું શા માટે નહિ માનું ? જો હું તારું કહેવું નહિ માનું અને તારી ઇચ્છા પૂર્ણ નહિ કરું તો પછી કોનું કહેવું માનીશ ? લ્યો ચાલો ! હમણાં જ મુનિદર્શન કરાવી આપું છું."

મયણરેહાને આ પ્રમાણે કહી મણિરથ વિદ્યાધરે પોતાનું વિમાન પાછું ફેરવ્યું અને મુનિદર્શન કરવા માટે ચાલ્યો. મયણરેહાને મુનિદર્શન કરવા જતાં, જે પ્રમાણે ક્ષુધાપીડિત માણસને ભોજન કરવાનું કહેવામાં આવે અને તેને આનંદ થાય તે જ પ્રમાણે તેને આનંદ થઈ રહ્યો હતો. જે પ્રમાણે ખેડુતને ખેતી સુકાઈ ગઈ હોય અને વરસાદ પડે તો જેવો આનંદ થાય છે તે પ્રમાણે મુનિદર્શન કરવા જતાં મયણરેહાને તેવો આનંદ થવા લાગ્યો.

ખેતી સુકાઈ ગઈ હોય તે વખતે વરસાદ પડે તો ખેડુતને કેવો આનંદ થાય છે એ વાત તો ખેડુત જ જાણે છે, તમે લોકો તેમાં શું જાણો ! કારણ કે તમે લોકો તો ખેતીને પાપ તથા ખેતી કરનારને મહાપાપી માની બેઠા છો. તમે લોકો ખેતી કરવામાં પાપ અને ખેતી કરનારને મહાપાપી માનો છો. પણ ખેતીથી ઉત્પન્ન થતું અન્ન ખાવામાં પણ પાપ માનવામાં આવે તો કેવી વિટંબણા ઉભી થાય ! તમે લોકોએ કૂડ-કપટ, દગો-ફટકો વગેરે કરવામાં તો અલ્પ પાપ માની લીધાં છે અને ખેતી કરવામાં મહાપાપ માની લીધું છે. પરંતુ એ તમારી ભૂલ છે. ખેતીમાં કરવામાં આવતા આરંભને તો અમે પણ આરંભ જ કહીએ છીએ. ખેતી કરવી એમાં કૂડ-કપટ વગેરેના જેવું પાપ નથી. જો તમે ખેડુતના હૃદયની સાથે વ્યાપારીના હૃદયની સમતુલના કરો તો તમને જણાશે કે, અલ્પપાપી કોણ છે અને મહાપાપી કોણ છે ? તમે લોકો વ્યાપારમાં તો છળકપટ વગેરેનો પણ આશ્રય લેતા હશો પણ ખેડુતો તો કેવળ પ્રકૃતિનો જ આશ્રય લે છે. જો પ્રકૃતિદ્વારા વરસાદ વરસે તો તો

તેઓ એમ માને છે કે, અમારું જીવન ધન્ય છે. અને જો વરસાદ ન વરસે તો તેઓ પોતાને દુઃખી માને છે.

જે ખેતીના આધારે જીવે છે તે ખેતી સુકાઈ જતી હોય તેવા સમયે વરસાદ વરસે તો ખેડુતને કેટલો બધો આનંદ થાય! અને તળાવ સુકાઈ જતું હોય અને માછલીઓ તરફડીયાં મારી મરી જતી હોય ત્યારે વરસાદ વરસે અને તળાવ પાણીથી ભરાઈ જાય તો માછલીઓને કેટલો આનંદ થાય! મયણરેહાને પણ મુનિદર્શન કરવા જતી વખતે તેવો જ આનંદ થયો.

આનંદિત તો મણિરથ પણ હતો પણ તેની ભાવના મયણરેહાની ભાવનાથી વિપરીત હતી. આ બન્નેની ભાવનામાં શુભ અને અશુભ લેશ્યાનું જ અંતર હતું.

બન્ને પોતપોતાના વિચારથી પ્રસન્ન થતા હતા એટલામાં જ જ્યાં મુનિ હતા ત્યાં વિમાન જઈ પહોંચ્યું. દુઃખમાં પડેલી મયણરેહાને મુનિદર્શન કરવાથી ઘણો જ આનંદ થયો. દુઃખની પછી સુખની વસ્તુ જેવો આનંદ આપે છે તેવો આનંદ તે જ વસ્તુ સુખના સમયે આપતી નથી.

વિમાનમાંથી ઉતરી મયણરેહા મુનિની સન્મુખ આવી, અને મુનિને વિધિપૂર્વક વંદના કરી. વંદના કરતાં જ તેના હૃદયના બધા સંતાપો શાન્ત થઈ ગયા. મુનિવંદન કરી તે વિચારવા લાગી કે, હવે શું છે! હવે તો મારાં બધાં દુઃખો જ ચાલ્યાં ગયાં છે! હવે તો મને કલ્પવૃક્ષ જ મળી ગયું આ કલ્પવૃક્ષ પાસેથી હું એ જ ચાહું છું કે, આ મારા ભાઈની ભાવના વિશુદ્ધ થઈ જાય. વિદ્યાધરે પણ મુનિને વંદના કરી પણ તેના હૃદયમાં એવી ભાવના હતી કે હું અહિંથી જલ્દી જાઉં અને આ સ્ત્રીને મારી પત્ની બનાવું.

મયણરેહા મનમાં કહેવા લાગી કે, આજનો દિવસ ધન્ય છે કે આજે મને મુનિદર્શન થયા. મુનિને દર્શન અને વંદન કર્યા બાદ મયણરેહા ત્યાં જ બેસી ગઈ. તેના હૃદયમાં તે વખતે કોઈ પણ પ્રકારનો ભય ન હતો. તે નિઃશંક હતી. તે મુનિ ચાર જ્ઞાનના ધારક હતા; એટલા માટે તેઓ શું કહે છે તેનો વિચાર હવે પછી આગળ કરવામાં આવશે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ આસો વદ ૨ ગુરૂવાર



### પ્રાર્થના

શ્રી જિન અજિત નમું જયકારી, તું દેવન કો દેવજી;
'જિતશત્રુ' રાજા ને 'વિજયા' રાણી કો, આતમજાત ત્વમેવજી.
શ્રી જિન અજિત નમો જયકારી. ॥૧॥
—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી અજિતનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે. 'હું કોઈથી પરાજિત ન થાઉં' એ એક વાત આત્માએ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. જે કોઈથી પણ પરાજિત ન થાય તેનું નામ અજિત છે. આ સંસારમાં હાર-

જિતનો ક્રમ ચાલ્યા જ કરે છે પણ સાચી જિત કઈ છે એ વાત ભગવાન અજિતનાથ ઉપરથી જુઓ. આ આત્મા અજિતનાથની માફક અજિત થઈ શકે છે. આત્માને પરાજિત કરનાર કોઈ નથી પણ આત્મા સ્વતઃ પરાજિત થઈ રહ્યો છે. જે આત્મા પોતાનામાંથી રાગદ્વેષને કાઢી નાંખે તો તે આત્મા અજિત જ છે.

## સમ્યક્ત્વ પરાક્રમ—ચૌદમો બોલ.

ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯ મા અધ્યયનમાં આ વિષે ઘણા જ ઉદાર ભાવો બતાવવામાં આવ્યા છે. જો કે શાસ્ત્રમાં એ ઉદાર ભાવોની વિસ્તૃત વ્યાખ્યા કરવામાં આવી છે, પણ એ વિસ્તૃત વ્યાખ્યાને કહેવાનો અત્યારે એટલો સમય નથી છતાં એ ઉદાર ભાવોમાંથી એક એક ભાવની ચર્ચા તમારી સામે કરી જ રહ્યો છું. અત્યારે સ્તુતિસ્તવમંગલનું પ્રકરણ ચાલી રહ્યું છે.

थवथुईमंगलं અર્થાત્ સ્તવસ્તુતિમંગલ વિષે વ્યાકરણની દૃષ્ટિએ એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, थुई 'સ્તુતિ' સ્તપ્રત્યયાન્ત છે. એટલા માટે 'સ્તુતિ' શબ્દ પહેલાં આવવો જોઈએ અને थव 'સ્તવ' શબ્દ બાદ આવવો જોઈએ. પણ શાસ્ત્રમાં આ ક્રમથી વિપરીત ક્રમ શા માટે રાખવામાં આવ્યો છે? આ પ્રશ્નનું સમાધાન કરવા માટે ટીકાકાર એમ કહે છે કે, એ આર્ષવચન છે. આર્ષવચનમાં વ્યાકરણના નિયમોનું પાલન ન થવું એ કાંઈ અનુચિત નથી. આર્ષવચન ઉપર વ્યાકરણના નિયમોનો પ્રભાવ પડતો નથી પણ અર્થ કરવામાં આ ક્રમનો વિચાર રાખવો જોઈએ.

સ્તવ અને સ્તુતિ મંગલ કરવાથી જીવને શો લાભ થાય છે? તો એને માટે ભગવાને કહ્યું છે કે, એ ભાવ મંગલ છે. આ ઉપરથી એમ સમજવું જોઈએ કે, સ્તવ અને સ્તુતિ ભાવમંગળને માટે કરવાં જોઈએ. સંસારની કોઈ કામનાને માટે કરવામાં આવેલ સ્તવ કે સ્તુતિ ભાવમંગલ નથી. મંગલભાવની સ્તુતિ કે સ્તવ સમદૃષ્ટિ જ કરી શકે છે.

સ્તવ અને સ્તુતિરૂપ ભાવમંગળ કરવાથી જીવને શો લાભ પ્રાપ્ત થાય છે? એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, સ્તવસ્તુતિરૂપ ભાવમંગળ કરવાથી જીવને જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી બોધિનો લાભ પ્રાપ્ત થાય છે. જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ જૈનધર્મનો સાર છે. જો તમોને જૈનધર્મના સારભૂત જ્ઞાન, દર્શન અને ચારિત્રની ઈચ્છા હોય તો શાસ્ત્ર કહે છે કે, સ્તવ અને સ્તુતિરૂપ ભાવમંગળ કરો. શાસ્ત્રના આ કથનને દૃષ્ટિમાં રાખીને તમને વારંવાર એમ કહેવામાં આવે છે કે, આ કલિયુગમાં પરમાત્માની પ્રાર્થનાનું શરણ લો. જો કે, હું જે પ્રાર્થના બોલું છું તે પ્રાર્થના બાલભાષામાં કહેવામાં આવી છે, એટલે તે પ્રાર્થનાનો સમાવેશ સ્તુતિમાં થાય છે; અને આ પ્રકારની સ્તુતિનું ફળ બતાવતાં ભગવાને એમ કહ્યું જ છે કે, સ્તુતિથી જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી બોધિનો લાભ પ્રાપ્ત થાય છે અર્થાત્ સમસ્ત જૈનધર્મનો બોધ મળે છે.

આ ઉપરથી કોઈ એમ કહી શકે કે, શું સ્તુતિ કરવા માત્રથી જૈનધર્મનો બોધ થઈ જાય ખરો? આ તો થોડું કાર્ય કરવાથી મહાન્ લાભ થાય છે? તો આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, મહાપુરુષો થોડામાં જ બહુ પ્રસન્ન થઈ જાય છે. તમે એ સાંભળ્યું જ હશે કે,

દેવો પણ સામાન્ય પ્રાર્થનાથી પ્રસન્ન થઈ જાય છે અને રાજાઓને માટે પણ એવું સાંભળવામાં આવે છે કે, સામાન્ય કાર્યના બદલામાં તેઓ ઘણો પુરસ્કાર આપી દે છે. આવી દશામાં જો ભાવમંગળને માટે સ્તવ–સ્તુતિ કરવામાં આવે અને તેના ફળસ્વરૂપ જૈનધર્મનો બોધ થાય તો તેમાં આશ્ચર્ય શું ?

સાચા હૃદયથી જે પ્રાર્થના કરે છે તે પ્રાર્થના કરનાર, જેની પ્રાર્થના કરે છે તેના સર્વસ્વનો અધિકારી બની જાય છે. એકાગ્ર ચિત્તે ધ્યેયને પહોંચવાનું ધ્યાન કરવાથી ધ્યેયને પહોંચી શકાય છે તે જ પ્રમાણે પરમાત્માની સાચા હૃદયથી પ્રાર્થના કરવાથી પરમાત્મામય બની શકાય છે.

ભગવાન કહે છે કે, સ્તવ સ્તુતિરૂપ ભાવમંગલ કરવાથી જીવ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી બોધિનો લાભ પ્રાપ્ત કરે છે. આ રત્નત્રયરૂપ બોધિ પ્રાપ્ત થવાથી જીવ અન્તક્રિયા કરી શકે છે. અન્તક્રિયાનો સામાન્ય અર્થ અન્તિમ ક્રિયા એવો થાય છે. અન્તિમ ક્રિયા એટલે જે ક્રિયાની બાદ બીજી કોઈ ક્રિયા કરવી ન પડે તે ક્રિયા. અથવા જે ક્રિયાથી ભવનો અન્ત થઈ જાય અને પછી ભવ ધારણ કરવો ન પડે તે ક્રિયાને પણ અન્તક્રિયા કહેવામાં આવે છે.

સંસારમાં વારંવાર જન્મવું–મરવું તે ભવ કહેવાય છે. આ પ્રકારના ભવનો અન્ત થઈ જવો તે અન્તક્રિયા કહેવાય છે. આ પ્રમાણે સ્તવ અને સ્તુતિ મંગલનું ફળ તે જ ભવે મોક્ષે જવું તે છે. કદાચિત્ તે જ ભવમાં મોક્ષે ન જવાય તો ભગવાન કહે છે કે, એ દશામાં તે જીવ કલ્પવિમાનમાં કે અનુત્તર વિમાન, નવ ગ્રૈવેયક વગેરેમાં જાય છે. સ્તવ અને સ્તુતિ મંગલ કરવાથી જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ બોધિનો લાભ પ્રાપ્ત થવા છતાં કોઈ કોઈવાર હૃદયના ભાવો બરાબર રહેતા નથી; એટલા માટે તે જ ભવમાં મોક્ષે જઈ શકતો નથી. છતાં તે વિશ્રાન્તિ લઈ મોક્ષે જાય છે અને વિશ્રાન્તિ લેવા માટે તે શ્રેષ્ઠ વિમાનમાં જ જન્મ લે છે.

ઉદાહરણ તરીકે કોઈ રેલ્વેના ફર્સ્ટ ક્લાસના મુસાફરને જો ક્યાંય વિશ્રામ લેવો હોય તો તેને ધર્મશાળા કે સાધારણ મુસાફરખાનામાં વિશ્રામ લેવાની આવશ્યકતા રહેતી નથી. કારણ કે તેને ફર્સ્ટક્લાસનો વેટીંગ રૂમ Waiting Room વિશ્રામ કરવા માટે મળે છે. વ્યવહારના આ ઉદાહરણ પ્રમાણે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ બોધિને પ્રાપ્ત કરનાર મોક્ષના પથિકને જો વિશ્રામ લેવો પડે છે તો તે કલ્પવિમાનાદિમાં જન્મ ધારણ કરી વિશ્રામ લે છે અને પછી મોક્ષે જાય છે. અન્તક્રિયા કરનાર સર્વપ્રથમ તો તે જ ભવે મોક્ષમાં જાય છે પણ કદાચ તે જ ભવમાં મોક્ષે ન જાય પણ રોકાઈને મોક્ષે જવું પડે તો તે દશામાં તે સારી સ્થિતિમાં જ રોકાય છે. અર્થાત્ કલ્પવિમાન–અનુત્તર વિમાન કે નવ ગ્રૈવેયક વગેરેમાં જ રોકાય છે; અને ત્યાંથી ચવીને મનુષ્ય ભવમાં જ આવે છે અને જ્ઞાન, દર્શન અને ચારિત્રની શ્રેષ્ઠ આરાધના કરી મોક્ષે જાય છે.

સ્તવસ્તુતિરૂપ ભાવમંગલ કરવાનું આવું શ્રેષ્ઠ ફળ મળે છે. માટે પરમાત્માની પ્રાર્થના પ્રત્યેક સમયે કરતાં રહેવું જોઈએ. ભલે મુખથી પરમાત્માનું નામ લેવામાં આવે કે ન આવે પણ હૃદયથી તો તેમનું જ ધ્યાન ધરવું જોઈએ. કેટલાક લોકો 'મુખમેં રામ અને બગલમેં છૂરી' એવો દુર્વ્યવહાર કરે છે અને પછી રામનામ લેવાનું કે પ્રાર્થના કરવાનું ફળ અમને

ન મળ્યું એમ કહે છે. પણ આ પ્રમાણે ખોટી પ્રાર્થના કરનારાઓએ સમજવું જોઈએ કે, તુચ્છ ભાવનાપૂર્વક કરવામાં આવેલી પ્રાર્થના કે સ્તુતિથી ઈષ્ટસિદ્ધિ સાધી શકાતી નથી. સાચા હૃદયથી જ કરવામાં આવેલી પ્રાર્થના કે સ્તુતિ ફળદાયિની નીવડે છે. એટલા માટે સાચા હૃદયથી નિષ્કપટભાવે પ્રાર્થના કે સ્તુતિ કરવી જોઈએ. પરમાત્માની પ્રાર્થના કેવી રીતે કરવી જોઈએ તો એને માટે કહ્યું છે કે :—

'ધર્મ જિનેશ્વર મુઝ હિયડે બસો, પ્યારા પ્રાણ સમાન,
કબહૂં ન વિસરું ચિતારું નહીં, સદા અખંડિત ધ્યાન;
જ્યોં પનિહારી કુંભ ન વીસરે, નટવો વૃત્ત નિદાન,
પલક ન વીસરે પદમણિ પિયુ ભણી, ચકવી ન વીસરે ભાણ.'

પનિહારીઓ માથા ઉપર બેડું મૂકી વાતો કરતી ચાલે છે, પણ શું વાતો કરતાં પોતાનાં બેડાંને ભૂલી જાય છે? નટ વાંસ ઉપર ખેલ કરે છે, પણ શું તે પોતાના શરીરનું સમતોલપણું રાખવાનું ભૂલી જાય છે? પતિવ્રતા સ્ત્રી બીજા કામમાં પ્રવૃત્ત હોવા છતાં અથવા કષ્ટોમાં પડવા છતાં શું તે પોતાના પતિને ભૂલી જાય છે? સીતા, દ્રૌપદી, દમયન્તી વગેરે સતીઓ મહાન્ કષ્ટોમાં પડવા છતાં પોતાના પતિને ભૂલી ગઈ ન હતી! સાચી સ્ત્રીઓ પોતાના પતિને કદાપિ ભૂલી જતી નથી તેમ બીજા કોઈ પુરુષને પોતાના હૃદયમાં સ્થાન પણ આપતી નથી; આ જ પ્રમાણે સાચો પતિ પણ પરસ્ત્રીને પોતાના હૃદયમાં સ્થાન આપતો નથી.

સાંભળ્યું છે કે, ગાંધીજીએ પોતાની પત્ની કસ્તુરબાને તેમની બીમારીના સમયે એવો પત્ર લખ્યો હતો કે, 'હું કાર્યમાં બહુ જ પ્રવૃત્ત હોવાને કારણે તમારી પાસે તમારી બીમારીના સમયે પણ ઉપસ્થિત થઈ શકતો નથી, પણ હું તમને એવો વિશ્વાસ આપું છું કે, તમે કદાચ મૃત્યુ પામશો તો હું બીજી પત્ની કદાપિ કરીશ નહિ. આ પ્રમાણે હું તમારા મરણનું સ્વાગત કરીશ અને મારામાં પણ કોઈ પ્રકારની ઉદાસીનતાને આવવા નહિ દઉં.'

આજે તમારી સમક્ષ આવો ઉચ્ચ આદર્શ છે છતાં તમારામાં કેવી કાયરતા આવી રહી છે. જેનામાં કાયરતા હોય છે તે કોઈ પણ નિયમનું પાલન કરી શકતો નથી અને કોઈ નિશ્ચય ઉપર દૃઢ રહી શકતો નથી. કાયરોના હાથમાં કાંઈ રહેતું નથી અને રહી પણ શકતું નથી. કાયરોમાં વ્યાવહારિક સત્તા પણ રહેતી નથી. આજે સ્વરાજ્યની માંગણી કરવામાં આવે છે પણ જેનામાં કાયરતા હોય છે તેના હાથમાં સ્વરાજ્ય કોણ આપશે અને કોણ રહેવા દેશે? આ જ પ્રમાણે ભગવાનની ભક્તિ પણ કાયરોમાં અને ગુલામોમાં કેવી રીતે ટકી શકે?

આજે લોકો પોતાના સંતાનોમાં જાણી જોઈને કાયરતા ભરે છે. બાળકોને બાળપણમાં જ દબાવવામાં આવે છે, કે જેથી તેઓ દબાતાં રહે. પણ આ કારણે તેમનામાં કેવી કાયરતા આવવા પામે છે એ જોતા નથી. આ જ પ્રમાણે પુરુષો સ્ત્રીઓને પણ દબાવે છે અને તેમને કાયર બનાવે છે. જ્યારે માતામાં કાયરતા હશે તો બાળકોમાં કાયરતા આવે એ સ્વભાવિક છે. જે માતાપિતામાં વીરતા હોય છે, તેના જ સંતાનો વીર બને છે. સિંહણ જ સિંહને જન્મ આપે છે. આ જ પ્રમાણે વીરમાતા જ વીરપુત્રને જન્મ આપે છે, અને કાયરમાતા કાયરપુત્રને જન્મ આપે છે.

કાયરતાની સાથે આજ નગરજનોમાં એવાં કુસંસ્કાર પેસી રહ્યાં છે, કે તેની વાત જ પૂછો મા. જેવાં કુસંસ્કારો નગરોમાં જોવામાં આવે છે તેવાં કુસંસ્કારો ગ્રામોમાં ક્વચિત જ જોવામાં આવે છે. ગ્રામોમાં જેવી પવિત્રતા જોવામાં આવે છે તેવી પવિત્રતા શહેરોમાં ભાગ્યે જ જોવામાં આવે છે. પતિવ્રતા કેવળ એક જ પતિનું ચિત્ત પ્રસન્ન રાખવા ચાહે છે અને વેશ્યા અનેક પુરુષોનાં ચિત્તને પ્રસન્ન રાખવા ચાહે છે. આ બન્નેમાંથી તમારી દૃષ્ટિએ કોણ મોટું છે? તમે કહેવામાં તો પતિવ્રતા સ્ત્રીને જ મોટી કહેશો પણ જે પ્રમાણે કહો છો તે પ્રમાણે આચરણમાં મૂકો છો કે નહિ તે જુઓ. તમે પતિવ્રતાને મોટી એટલા માટે માનો છો કે તે પતિવ્રતનું બરાબર પાલન કરે છે; તો એ જ વાત તમે તમારા માટે શા માટે અપનાવતા નથી? પતિવ્રતા સ્ત્રીમાં સીનેમાની નટી જેવાં નાચનખરાં જોવામાં આવતાં નથી પણ સંસારને ટકાવવાની અને ગ્રાહસ્થ્ય જીવનને સુખી બનાવવાની જે શક્તિ પતિવ્રતામાં હોય છે તે શક્તિ વેશ્યા કે સીનેમાની નટીમાં હોતી નથી.

કહેવાનો આશય એ છે કે, જે પ્રમાણે પતિવ્રતાના હૃદયમાં પ્રત્યેક સમય પતિનું જ ધ્યાન રહે છે, તે જ પ્રમાણે તમારા હૃદયમાં પણ પ્રતિસમય પરમાત્માનું જ ધ્યાન હોવું જોઈએ. એમ થવું ન જોઈએ કે, અમુક આ પ્રમાણે કરતો નથી તો હું તેમ શા માટે કરું? તમારા કાનમાં કીંમતી મોતી છે અને બીજાના કાનમાં એવું કીંમતી મોતી નથી છતાં તમે તમારા કાનનું મોતી ફેંકી દેતા નથી પણ એ મોતી કાનમાં પહેરેલું હોવાને કારણે પોતાને સદ્ભાગી માનો છો. વ્યવહારમાં આ પ્રમાણે વિચાર રાખો છો તો પછી ધર્મના કાર્યમાં એવો વિચાર કેમ રાખતા નથી. બીજા કોઈ ધર્મ કરે કે ન કરે પણ હું તો ધર્મનું પાલન કરીશ જ. જૈન સિદ્ધાન્ત પ્રમાણે પ્રત્યેક આત્મા ધર્મ કરવા માટે સ્વતંત્ર છે. એટલા માટે બીજા કોઈ ધર્મકાર્ય કરે કે ન કરે તોપણ પોતાએ તો ધર્મકાર્ય કરવું જ જોઈએ. જે પ્રમાણે લોકો બીજાઓની પાસે મોતી ન હોવા છતાં પોતે તો મોતી પહેરે છે અને પોતાને સદ્ભાગી માને છે, તે જ પ્રમાણે સદ્ગુણોને માટે એવો ખ્યાલ રાખવો જોઈએ કે, બીજા લોકો સદ્ગુણોને અપનાવે કે ન અપનાવે પણ હું તો સદ્ગુણોને અપનાવીશ. સદ્ગુણોને અપનાવવાથી લાભ અવશ્ય થાય છે. સદ્ગુણોનો લાભ કોઈ દિવસ મળ્યા વગર રહેતો નથી. એટલા માટે સદ્ગુણોને ધારણ કરી પરમાત્માની પ્રાર્થના કરો તો તેમાં તમારું કલ્યાણ જ રહેલું છે. ધર્મ એ સમાજગત નહિ પણ વ્યક્તિગત છે. એટલા માટે જે ધર્મનું પાલન કરશે તેને જ લાભ થશે. માટે જો તમે કલ્યાણ ચાહતા હો તો તમે સદ્ગુણોને ધારણ કરો અને પરમાત્માની પ્રાર્થના કરો. ધર્મ સદાસર્વદા કલ્યાણકર જ છે. એટલા માટે ધર્મને જીવનમાં સ્થાન આપો તો તેમાં કલ્યાણ જ રહેલું છે.

## મયણરેહા ચરિત્ર—૩૮

જ્ઞાનભાવસે મુનિને જાના, સતીકા શુદ્ધ વિચાર;
અમૃતધારા ધર્મદેશના, બરસાઈ સુખકાર. ॥ સતી૦ ૧૪૭ ॥

રવિકી રશ્મિસે તમ નહીં રહતા, મુનિ ઉપદેશસે પાસ;
બોધ હુઆ મણિરથ રાજાકો, હિરદા હો ગયા સાફ. ॥ સતી૦ ૧૪૮ ॥

જે પ્રમાણે મહાન્ રોગીને મહાવૈદ્યની પાસે લઈ જવામાં આવે અથવા લોઢાને પારસમણિની પાસે મૂકવામાં આવે તે જ પ્રમાણે મયણરેહા મણિરથ વિદ્યાધરને મુનિની પાસે લઈ ગઈ. કોઈ મહાવૈદ્યની પાસે લઈ જવામાં આવેલો રોગી નિરોગ થઈ જાય છે, અને લોઢામાં જો કોઈ બીજો વિકાર ન હોય તો તે પારસનો સ્પર્શ થતાં સોનું બની જ જાય છે, તે જ પ્રમાણે મયણરેહા મણિરથ વિદ્યાધરને ગમે તે રીતે મુનિને પાસે લઈ ગઈ. શાસ્ત્રમાં તથારૂપ શ્રમણ નિર્ગ્રન્થનો ઘણો મહિમા બતાવવામાં આવેલ છે. શાસ્ત્રના આ કથનના પ્રમાણરુપે આ ઘટના સિદ્ધ થાય એવી છે.

મુનિને વંદના કરી મયણરેહા મુનિની પાસે બેસી ગઈ. મયણરેહાને જોઈ અને જ્ઞાનદ્વારા તેના ભાવ જાણી તે મુનિ પોતાના મનમાં કહેવા લાગ્યા કે, આ સતી કેવી છે! એમ તો મુનિ નિસ્પૃહ હતા એટલા માટે તેઓ કોઈ ઇન્દ્રાણીના વિષે પણ વિશેષરૂપે કાંઈ વિચાર કરી શકતા ન હતા, પણ મયણરેહા સતી હતી એટલા માટે તેના વિષે મુનિને એ વિચાર આવ્યો કે, આ સતી કેવી છે!

મયણરેહા તો જેમ તેમ કરી મણિરથને મુનિની પાસે લઈ ગઈ હતી પણ તમે લોકો પણ તમારા કોઈ મિત્રને સાધુઓની પાસે લઈ જઈ સુધારો છો કે નહિ? કોઈ દિવસ મિત્રને સુધારવા માટે પ્રયત્ન પણ કરો છો કે નહિ? કેટલાક લોકો કહે છે કે, તે સુધરી શકે એમ નથી એટલા માટે તેને સાધુઓની પાસે શું લઈ આવીએ. પણ તમે એ શી રીતે જાણી શકયા કે, તે સુધરી શકે એમ નથી? કોને ખબર છે કે તે તમારાથી જલ્દી સુધરી જશે અને આત્માનું કલ્યાણ કરી લેશે? તમે લોકો જો તમારા એક એક મિત્રને પણ સુધારો તો પણ ઘણો સુધારો થઈ શકે. જો તમારી જ માફક મયણરેહા પણ એમ વિચારત કે, આ સુધરી શકે એમ નથી અને એ વિચારથી તે મણિરથને મુનિની પાસે લઈ ન જાત તો મણિરથની શી દશા થાત અને મયણરેહાને માટે પણ કેવું પરિણામ આવત એ કહી શકાય નહિ. પરંતુ તેણીએ આવો કાંઈ વિચાર ન કર્યો અને મણિરથને મુનિની પાસે સમજાવી-બુઝાવીને લઈ જ ગઈ. મુનિએ વિચાર્યું કે, આ સતી કેવી છે કે તે આ પતિત થતા મણિરથને મારી પાસે લઈ આવી છે. આ સતીએ આ કાર્ય એવું કર્યું છે કે જેથી તે પોતે પણ બચી જશે અને આ પતિત થતા મણિરથની પણ રક્ષા થઈ જશે.

આ પ્રમાણે વિચાર કરી તે મુનિએ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને દૃષ્ટિમાં રાખીને ઉપદેશ આપ્યો. મુનિઓ જે ઉપદેશ આપે છે તે આદેશરૂપ હોતો નથી પણ ઉપદેશરૂપ હોય છે. તેઓ પ્રાયઃ એમ કહેતા નથી કે, તું આમ કર, કારણ કે એમ કહેવાથી જો કોઈ ન માને તો એ દશામાં દ્વેષ પેદા થવાનો સંભવ છે. આ જ પ્રમાણે તે મુનિએ સામુચ્ચયરૂપે એમ કહ્યું કે, હે! પુરુષો! આજે તમારી કેવી દશા થઈ રહી છે તેનો વિચાર કરો. તમે લોકો તે સ્ત્રીઓથી પણ પતિત થઈ રહ્યા છો કે જે સ્ત્રીઓને તમે તમારાથી હલકી માનો છો. તમારામાં સ્ત્રીઓ જેટલી પણ દૃઢતા નથી.

મુનિનો આ ઉપદેશ મણિરથે સાંભળ્યો. મુનિનાં આ વચનો સાંભળી તે ઘણો જ પ્રભાવિત થયો અને પોતાના કાર્યને માટે પશ્ચાતાપ કરવા લાગ્યો. કહેવત પણ છે કે, જે વીર હોય છે તેની જ ઉપર વચનનો પ્રભાવ પડે છે.

તે મુનિ એક તો ચાર જ્ઞાનના ધારક હતા, બીજું તેઓ પોતાના પુત્રને સુધારવા માટે જ ઉપદેશ આપી રહ્યા હતા, અને ત્રીજું તે ઉપદેશને યોગ્ય પ્રસંગ પણ હતો; એટલા માટે જે પ્રમાણે સૂર્યનાં કિરણોથી અંધકાર અદૃશ્ય થઈ જાય છે તે જ પ્રમાણે મુનિના ઉપદેશથી મણિરથના હૃદયનું પાપ પણ સાફ થઈ ગયું. તે મનમાં વિચારવા લાગ્યો કે, હું કેવો પતિત થઈ રહ્યો હતો! આ સતી ભૂચર છે અને હું ખેચર છું. છતાં હું તેની સાથે ભ્રષ્ટ થવા ચાહતો હતો! મારામાં એટલી પણ દૃઢતા ન રહી. આ સતી તો પોતાના વિચાર ઉપર દૃઢ રહી પણ મારામાં તેના જેટલી દૃઢતા પણ ન રહી. તે મને ભાઈ કહેતી હતી પણ મને તેના ભાઈ બનવાનું રુચતું ન હતું. હું તો તેનો પતિ બનવા ચાહતો હતો. હું કેવા ઉંડા ખાડામાં પડી રહ્યો હતો પણ આ સતીની કૃપાથી એ ખાડામાં પડતાં હું બચી ગયો.

આ પ્રમાણે વિચાર કરી મણિરથ વિદ્યાધર તે મુનિની સામે હાથ જોડી ઉભો રહ્યો અને કહેવા લાગ્યો કે, હે! પ્રભો! મારા મનમાં જે દુર્ભાવના આવી તેને માટે હું પશ્ચત્તાપ કરું છું અને હવે તમને એવી પ્રાર્થના કરૂં છું કે, આપ મને એવી પ્રતિજ્ઞા આપો કે,

**"મારા માટે મારી વિવાહિત સ્ત્રી સિવાય સંસારની બધી સ્ત્રીઓ માતા અને બહેનની સમાન છે."**

મણિરથની આ પ્રાર્થના સાંભળી તે મુનિએ તેને પરસ્ત્રી માત્રનો ત્યાગ કરાવ્યો. મુનિ પાસેથી પરસ્ત્રીનો ત્યાગ લઈ મણિરથ મયણરેહાના પગમાં પડી કહેવા લાગ્યો કે, "હે! સતી! આપ મારો અપરાધ ક્ષમા કરો."

**સરળ ભાવસે સતીસે બોલા, માફ કરો અપરાધ;**
**મુનિ ઉપદેશસે બોધ હુઆ હૈ, મિટા મેરા વિષયવાદ. ॥ સતી૦ ૧૪૯ ॥**
**પ્રાણદાન ઔર મુનિદર્શન કે, તુમ દાતા હો વીર;**
**ક્યા તારીફ કરું મેં મુખસે, સુખદાતા બડવીર. ॥ સતી૦ ૧૫૦ ॥**

રાજા મણિરથનું હૃદય શુદ્ધ થયું. તેણે મુનિને વંદન–નમન કર્યા અને પછી સતીના પગે પડી તથા હાથ જોડી કહેવા લાગ્યો કે, "હે! બ્હેન! તમે મારો અપરાધ માફ કરો. મારા જેવો બીજો કોણ પાપી હશે અને તમારા જેવા બીજા કોણ ઉપકારી હશે! તમે મારા જેવા પાપીને પણ આ મહામુનિ પાસે લાવીને સુધારી દીધો. હું તો પાપના ખાડામાં પડી રહ્યો હતો પણ તમે મારો હાથ પકડી મને આ ખાડામાંથી પડતાં બચાવી લીધો છે. મારી ઉપર આપનો આ કેટલો બધો ઉપકાર છે!"

આજે પ્રાતઃકાલે ધ્યાનમાં ભાવના ભાવતાં મને એવો વિચાર આવ્યો કે, આપણે જ્યારે રસ્તા ઉપર ચાલીએ છીએ ત્યારે સામેથી મોટર આવતી હોય તો એક બાજુ ખસી જઈએ છીએ અને એથી મોટરથી બચી જઈએ છીએ. આ પ્રમાણે મોટરથી બચી જવામાં પૃથ્વીનો પણ કાંઈ ઉપકાર છે કે નહિ? જો પૃથ્વીનો ઉપકાર ન હોય તો શું આપણે બચી શકીએ? જો બચવા માટે જગ્યા જ ન હોય તો કેવી રીતે બચી શકીએ? આ પ્રમાણે મોટરથી બચવા માટે જમીનનો પણ ઉપકાર છે; પણ શું આપણે જમીનનો ઉપકાર માનીએ છીએ? વાસ્તવમાં લોકો સાદી વસ્તુનો ઉપકાર માનતા નથી. જે વસ્તુ સહજ રીતે મળે છે તેનો ઉપકાર માનવામાં આવતો નથી, પરંતુ જેવો અને જેટલો ઉપકાર સાદી વસ્તુનો હોય છે તેવો અને તેટલો ઉપકાર કૃત્રિમ વસ્તુનો હોતો નથી.

પૃથ્વીની માફક ધર્મનો પણ ઉપકાર છે કે નહિ? આપણી ઉપર ધર્મનો પણ મહાન્ ઉપકાર છે. તમને જે તન-ધન પ્રાપ્ત થએલ છે તે ધર્મના પ્રતાપેજ પ્રાપ્ત થએલ છે, છતાં શું તમે ધર્મને માટે તમારાં તન-ધન સમર્પણ કરવા માટે તૈયાર થાઓ છો?

મણિરથ વિદ્યાધર મયણરેહાને કહેવા લાગ્યો કે, તમે મારી ઉપર ઘણો જ ઉપકાર કર્યો છે. તમે મારાં બધાં અપરાધોને ક્ષમા કરો. આ પ્રમાણે કહેતો મણિરથ મયણરેહાના પગે પાછો પડયો અને માફી માંગવા લાગ્યો. આ વખતે મયણરેહા તેને ઉપાલંભ આપી શકતી હતી પણ તેણે મણિરથને કાંઈ ઉપાલંભ ન આપ્યો પણ એમ કહ્યું કે, " હે! ભાઈ! તમે આ પ્રમાણે પગે શા માટે પડી રહ્યા છો? વાસ્તવમાં તમારો મારી ઉપર ઉપકાર છે. તમારો પહેલો ઉપકાર એ છે કે, તમે મને પ્રાણદાન આપ્યું અને બીજો ઉપકાર એ છે કે, તમે જ મને મુનિદર્શનનો લાભ આપ્યો. આ પ્રમાણે મારી ઉપર તમારો ઘણો ઉપકાર છે. પોતાના ઉપકારી દ્વારા જો કોઈ ભૂલ પણ થઈ જતી હોય તો તે ભૂલ ક્ષમ્ય માનવામાં આવે છે. એટલા માટે તમે કોઈ પ્રકારનો સંતાપ ન કરો. તમે વીર છો. વીર પુરૂષ જ પોતાનાં મનના મેલને આ પ્રમાણે સાફ કરી શકે છે. કાયરોમાં આ પ્રમાણે મનના મેલને સાફ કરવાની ક્ષમતા જ હોતી નથી."

હૃદયમાં સ્ત્રીઓ પ્રત્યે જે મોહભાવ ઉત્પન્ન થઈ જાય છે તે મોહભાવને દૂર કરવો કેટલો બધો મુશ્કેલ છે એ વાતને બતાવતાં એક કવિ કહે છે કેઃ-

**उपनिषदः परिपीता गीतापहृतं मतिपथं नियता ।**
**तदपि न हा! विधुवदना मानससदनात् बहिर्याति ॥**

કવિ કહે છે કે, હું શું કહું? હું સમજું છું કે, હૃદયમાં ભોંકાયેલાં સ્ત્રીઓનાં ચંચળ નેત્રોને બહાર કાઢી નાખનાર જ સાચો વીર છે. હું ઉપનિષદ્‌ને પણ ઘૂંટીને પી ગયો અને ગીતા મારા હૃદયની પેટીમાં બંધ કરી લીધી પણ એ બન્ને હૃદયમાં ભોંકાયેલાં સ્ત્રીઓનાં વિકારી નેત્રોને કાઢવા માટે સમર્થ થયાં નહિ.

મયણરેહા કહે છે કે, " હે! વીર! તમે મુનિનો ઉપદેશ સાંભળી તમારા હૃદયમાં રહેલો વિકાર બહાર કાઢી ફેંકી દીધો એ જ તમારી સાચી વીરતા છે."

કેટલાક લોકો કહે છે કે, વૃદ્ધાવસ્થામાં શીલવ્રત ધારણ કરવાનું શું મહત્ત્વ છે? પણ આમ કહેવું એ ભૂલ છે. વિકાર તો વૃદ્ધાવસ્થામાં પણ હોય છે. એક કવિ કહે છે કે, કામદેવ તો મરેલાને પણ મારે છે. આ પ્રમાણે કામદેવ વૃદ્ધાવસ્થામાં પણ છેડો છોડતો નથી. વિકાર તો વૃદ્ધને પણ થાય છે એટલા માટે જે વૃદ્ધ હોવા છતાં વિકારોનો ત્યાગ કરે છે તે પણ વીર છે. તમે લોકો શીલવ્રત ધારણ કરી ન શકો તો છેવટે પરસ્ત્રીનો તો ત્યાગ કરો. એમ કરો તો પણ તેમાં કલ્યાણ જ છે.

મયણરેહાએ મણિરથ વિદ્યાધર ઉપર ધર્મપ્રેમનો વરસાદ વરસાવ્યો અને તેને ધૈર્ય આપ્યું; પછી તે પોતાના મનમાં વિચારવા લાગી કે, આ મહાત્માના પ્રતાપે હું મહાન્ સંકટમાંથી બચી છું. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ આસો વદ ૩ શુક્રવાર

### પ્રાર્થના

આજ મ્હારા સંભવ જિનકે, હિતચિત્તસું ગુણ ગાસ્યાં;
મધુર મધુર સ્વર રાગ અલાપી, ગહરે શબ્દ ગૂંજાસ્યાં. ॥ આજ૦ ૧ ॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી સંભવનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

ભક્તજનો, પરમાત્માની ભક્તિરસમાં તલ્લીન થઈ પરમાત્માને એમ કહે છે કે, હે! પ્રભો! હું બીજું તો શું કરી શકું! હું તો કેવળ તારાં ગુણગાન જ કરી શકું કે:—

મધુર મધુર સુર રાગ અલાપી ગહરે શબ્દ ગૂંજયાસાં રાજ. આજ૦

હે! પ્રભો! મારી જીભમાં જેટલી શક્તિ છે તે બધી શક્તિનો સંચય કરી હું તારા જ ગુણગાન કરીશ. તારા ગુણગાન કરવામાં હું કોઈ દિવસ તૃપ્તિ માનીશ નહિ.

## સમ્યક્ત્વ પરાક્રમ—ચૌદમો બોલ

હવે આ જ વાત શાસ્ત્રદ્વારા કહું છું. સ્તવ અને સ્તુતિરૂપ મંગલથી જીવને શો લાભ થાય છે એવો પ્રશ્ન ભગવાનને પૂછવામાં આવ્યો છે. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, સ્તવ અને સ્તુતિ મંગલ કરવાથી જીવને જ્ઞાન દર્શન અને ચારિત્રરૂપ બોધિનો લાભ પ્રાપ્ત થાય છે.

જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી બોધિની પ્રાપ્તિ થવી એ સંપૂર્ણ જૈનધર્મની પ્રાપ્તિ થવા બરાબર છે. સ્તવ અને સ્તુતિમંગલ કરવાથી સંપૂર્ણ જૈનધર્મની પ્રાપ્તિનો લાભ થાય છે. કહ્યું પણ છે કે:—

भत्तिए जिनवराणं परमाय खिणदोसाणं ।
आरुग्गबोहिलाभं समाहिमरणं च पावेंति ॥

અર્થાત્—જેમનાં રાગદ્વેષ ક્ષય પામ્યાં છે તે જિનવરોની પરમભક્તિ કરવાથી જીવ સંશયાદિ દોષરહિત સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રને પ્રાપ્ત કરે છે અને છેવટે સમાધિ મરણને પામે છે. જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ બોધિથી સંપન્ન થએલો જીવ અન્તક્રિયાના ફળને પ્રાપ્ત કરે છે.

અન્તક્રિયાનો અર્થ બતાવતાં કહેવામાં આવ્યું છે કે, જે ક્રિયાદ્વારા ભવ કે કર્મો નષ્ટ થાય છે તે ક્રિયાને અન્તક્રિયા કહેવામાં આવે છે. 'આ પ્રમાણે અન્તક્રિયા કરે છે' એમ કહેવાનો અર્થ એ થયો કે, સ્તવ અને સ્તુતિરૂપ ભાવ મંગલ કરનાર જીવ, જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ બોધિનો લાભ પ્રાપ્ત કરી મુક્ત થાય છે. મુક્તિનું કારણ અન્તક્રિયા જ છે અને એ ક્રિયા મુક્તિનો હેતુ છે એટલા માટે તે ક્રિયાને અન્તક્રિયા કહેવામાં આવે છે.

જો કોઈને તે જ ભવમાં અન્તક્રિયા પ્રાપ્ત ન થાય તો એવો જીવ કલ્પવિમાનમાં ઉત્પન્ન થાય છે. કલ્પનો મતલબ બાર દેવલોક અને વિમાનનો મતલબ નવ ગ્રૈવેયક અને પાંચ

અનુત્તર વિમાન સાથે છે. તે જ ભવમાં મુક્તિ પ્રાપ્ત કરી ન શકનાર એવી આરાધનાનો આરાધક થાય છે કે, જેથી તે કલ્પવિમાનમાં ઉત્પન્ન થાય છે.

શાસ્ત્રકારોએ સામગ્રીના ભેદથી ચાર પ્રકારની અન્તક્રિયા બતાવી છે. જેમકે શ્રી સ્થાનાંગ સૂત્રમાં કહ્યું છે કેઃ—

**चत्तारि अन्तकिरियाओ पण्णत्ता तंजहा–तं खलु इमा पढमा अन्तकिरिया अप्पकम्मपचायया वि भवई से णं मुंडे भवित्ता आगाराओ अणगारियं पव्वइए संजम बहुले संवरबहुले समाहिबहुले लूहे तीरट्ठी उवहाणवं दुक्खक्खवे तवस्सी तस्स णं णो तहप्पगारे तवे भवई णो तहप्पगारा वेयणा भवई तहप्पगारे पुरिसजाए दीहेणं परियावेणं सिज्झई बुज्झई मुच्चई परिणिव्वाई सव्व दुक्खाणमंतं करेई जहा से भरहे राया चाउरंतं चक्कवट्टी पढमा अन्तकिरिया ।**

અર્થાત્—અન્તક્રિયા એક જ હોવા છતાં સામગ્રીના ભેદથી અંન્તક્રિયાના ચાર ભેદ પાડવામાં આવ્યા છે. તે ચાર પ્રકારની અન્તક્રિયામાંથી પહેલી અન્તક્રિયાનું સ્વરૂપ બતાવતાં કહેવામાં આવ્યું છે કે, આ સંસારમાં કોઈ કોઈ પુરુષો એવા હોય છે કે, જેઓ દેવલોકાદિ ગમન કરી અલ્પકર્મી થઈને, અર્થાત્ અનેક કર્મોનો ઉચ્છેદ કર્યા બાદ, મનુષ્ય લોકમાં આવે છે એવો પણ સંભવ છે. મનુષ્ય લોકમાં મુંડ થાય છે, અર્થાત્ દ્રવ્યથી ઘરબાર છોડી કેશલુંચન કરીને અને ભાવથી અવિવેકરૂપ રાગદ્વેષથી નીકળી અનગાર–સાધુ–પ્રવ્રજિત થાય છે.આ પ્રમાણે પ્રવ્રજ્યા લઈ તે પૃથ્વીકાયાદિની રક્ષા કરતો સારો સંયમવાન્ બને છે, અને પૂરેપૂરો સંયમી થઈ આશ્રવને રોકવા માટે કે ઈન્દ્રિયો તથા કષાયોનું દમન કરવા માટે સંવરને અનેક પ્રકારે ધારણ કરે છે. તેમજ સમભાવને તથા જ્ઞાનાદિને પેદા કરનારી સમાધિને ધારણ કરી તે શાન્તિરૂપ કે જ્ઞાનાદિરૂપ સમાધિથી સમાધિવાન બને છે. વળી તે શરીર અને મનથી રુક્ષવૃત્તિવાળો બને છે અર્થાત્ કોઈ વસ્તુ પ્રત્યે સ્નેહભાવ રાખતો નથી. તે કર્મોને નષ્ટ કરવા માટે પ્રયત્નશીલ અને સતત જાગ્રત રહે છે. આ પ્રમાણે તે આ સંસારસમુદ્રને પાર કરતો કિનારે પહોંચે છે અને તપમાં ઉદ્યત રહી દુઃખનો નાશ કરે છે. તે શુભ ધ્યાનરૂપ તપનો તપસ્વી હોવાને કારણે તપસ્વી કહેવાય છે. આવા તપસ્વી પુરુષનું તપ સંતાપ પેદા કરે એવું ઘોર હોતું નથી. તેને દેવાદિનો ઉપસર્ગ પણ થતો નથી. લઘુકર્મી હોવાને કારણે તે પુરુષ દીર્ઘ કાળ સુધી પ્રવ્રજ્યાનું બરાબર પાલન કરી सिज्झई અર્થાત્ મોહકર્મને નષ્ટ કરી સિદ્ધ ગતિને યોગ્ય બને છે, बुज्झई અર્થાત્ કેવલજ્ઞાનને પ્રાપ્ત કરી તત્ત્વબોધ પામે છે, मुच्चई અર્થાત્ ભવમાં રખડાવનાર કર્મોને નષ્ટ કરી મુક્ત થાય છે અને परिनिव्वाई અર્થાત્ સમસ્ત ઉપાધિમાંથી છૂટકારો પામી શાન્ત થઈ જાય છે. આવો સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થએલો પુરુષ બધાં દુઃખોનો અન્ત આણે છે અર્થાત્ બધાં દુઃખોથી રહિત થઈ જાય છે.

પ્રથમ અન્તક્રિયા માટે શાસ્ત્રકારોએ ભરત ચક્રવર્તીનું ઉદાહરણ આપેલ છે. તેઓ કહે છે કે, પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવાનના સૌથી મોટા પુત્ર ભરત ચક્રવર્તી પૂર્વભવમાં લઘુકર્મી થઈ સર્વાર્થસિદ્ધ વિમાનમાં ગયા હતા અને પછી ત્યાંથી ચવીને મનુષ્યલોકમાં ભરત ચક્રવર્તી થયા અને કેવલજ્ઞાન પ્રાપ્ત કરી એક લાખ પૂર્વ સુધી સંયમ પાળી સિદ્ધિ ગતિને પામ્યા. આ પહેલી અન્તક્રિયાનું સ્વરૂપ થયું.

બીજી અન્તક્રિયા અને પહેલી અન્તક્રિયામાં એ ભેદ છે કે, બીજી અન્તક્રિયામાં તપ અને વેદના પ્રબલ હોય છે પણ પ્રવ્રજ્યા ઓછી હોય છે અને અલ્પ પ્રવ્રજ્યામાં જ મોક્ષ પ્રાપ્ત થઈ જાય છે. જેમકે ગજસુકુમાર મુનિએ આ અન્તક્રિયા કરી હતી.

ત્રીજી અન્તક્રિયા અને બીજી અન્તક્રિયામાં એ અંતર હોય છે કે, ત્રીજી અન્તક્રિયામાં લાંબા સમય સુધી પ્રવ્રજ્યા પાળી ઘણું કષ્ટ પણ સહીને મોક્ષે જવાય છે. જેમકે સનત્કુમાર ચક્રવર્તીને લાંબા કાળ સુધી સંયમનું પાલન કર્યા બાદ મોક્ષ મળ્યો હતો. સનત્કુમાર ચક્રવર્તીની મોક્ષપ્રાપ્તિ વિષે કેટલાક આચાર્યોમાં મતભેદ છે. કોઈ આચાર્ય એમ કહે છે કે, તેઓ મોક્ષે ગયા છે અને કોઈ એમ કહે છે કે, તેઓ દેવગતિમાં ગયા છે.

ચોથી અન્તક્રિયા પહેલી અન્તક્રિયા જેવી જ હોય છે. કેવળ તેમાં એ જ અંતર છે કે, ચોથી અન્તક્રિયામાં અલ્પકાળની અને અલ્પ કષ્ટની પ્રવ્રજ્યાથી જ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. જેમકે મરુદેવી માતાને હાથીના હોદ્દા ઉપર બેઠાં બેઠાં મોક્ષ મળી ગયો હતો.

માતા મરૂદેવીનું જે ઉદાહરણ આપવામાં આવ્યું છે તે વિષે એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, પહેલાં જે મુંડ થવું વગેરે ગુણો કહેવામાં આવ્યાં છે તે ગુણો મરૂદેવીમાં ક્યાં હતાં? આ પ્રશ્નનો ઉત્તર ટીકાકાર એમ આપે છે કે, અહીં દૃષ્ટાન્ત અને દાર્ષ્ટાન્તિકમાં સંપૂર્ણ સહધર્મ જોવો ન જોઈએ.

ભગવાને ઉત્તરાધ્યયન સૂત્રના પાઠમાં જે ઉત્તર આપ્યો છે તેમાં એવો પાઠ આવ્યો છે કેઃ-

**अंतकिरियं कप्पविमाणोववत्तियं आराहणं आराहेइ।**

આ પાઠનો અર્થ કેટલાક આચાર્યો એમ કરે છે કે, 'अन्तकिरिया' શબ્દોમાંનો अ અક્ષર પ્રશ્લેષ થઈ अअन्तकिरिया એવો શબ્દ થઈ જાય છે કે જેનો એવો અર્થ થાય છે કે, તે જ ભવમાં મોક્ષે જતો નથી પરંતુ પરંપરાએ મોક્ષ પ્રાપ્ત કરે છે. આ કથનનો એવો અર્થ થયો કે, જ્ઞાન દર્શન અને ચારિત્રની જે આરાધનાથી દેવલોક કે વિમાનમાં ઉત્પન્ન થાય છે, તે આરાધના કરી કલ્પ કે અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થાય છે અને પછી તે પરંપરાએ મોક્ષે જાય છે.

કહેવાનો આશય એ છે કે, સ્તવ અને સ્તુતિ મંગલથી સંપૂર્ણ જૈન ધર્મની પ્રાપ્તિ થાય છે, પછી ભલે મોક્ષે તે જ ભવે જાય કે પરંપરાએ જાય, પરંતુ જે ધર્મથી મોક્ષ પ્રાપ્ત થાય છે તે સંપૂર્ણ જૈન ધર્મની પ્રાપ્તિ તો સ્તવ અને સ્તુતિ મંગલથી જ થાય છે. એટલા માટે એકાન્તભાવે સ્તવ અને સ્તુતિ રૂપ મંગલ કરતાં રહેવું જોઈએ. જો મોટી સ્તુતિ કે સ્તવ કરી શકાય તો તો ઠીક જ છે, નહિ તો પરમાત્માની સ્તુતિરૂપે કહેવામાં આવેલા એ શબ્દો પણ પર્યાપ્ત છે. વાસ્તવમાં મહાપુરૂષોને પોતાનાં ભાવો સમર્પી દેવાં જોઈએ. જેમકે ચન્દનબાળાએ ભગવાન મહાવીરને અડદનાં બાકળાં આપ્યાં હતાં. અત્રે વિચારવા જેવી વાત એ છે કે, તે અડદનાં બાકળાંની કીંમત હતી કે ભાવની કીંમત હતી? વાસ્તવમાં અડદનાં બાકળાંની કીંમત ન હતી પણ ભાવની જ કીંમત હતી, એટલા માટે તમે પણ ભગવાનને તમારાં ભાવો સમર્પી દો. તમને દરેક પ્રકારની સામગ્રી પ્રાપ્ત થઈ છે છતાં તમે તમારાં ભાવોને ભગવાનને શા માટે સમર્પતાં નથી?

ઘણા લોકો એમ કહે છે કે, અત્યારે ધર્મ કરણી કરીને શું કરીએ? કારણ કે અત્યારે મોક્ષ તો મળતો નથી, કેવળ સ્વર્ગ જ મળે છે અને સ્વર્ગ તો વધારે ધર્મકરણી કરો કે થોડી

ધર્મકરણી કરો તો પણ મળી જ જશે. આમ કહેનારને જ્ઞાનીજનો કહે છે કે, આ પ્રમાણે સમજીને ધર્મકરણી કરવામાં આળસ કરવી એ ભૂલ છે. ધર્મકરણી કરતી વખતે આ જ ભવમાં મોક્ષ મળશે એમ માનવું એ જ ઠીક છે. ભલે આ જ ભવમાં મોક્ષ ન પણ મળે તોપણ ધર્મ-કરણી કરવાથી તમે મોક્ષના પથિક તો બનશો જ. એટલા માટે ધર્મકરણી કરવામાં આળસ કરવી ન જોઈએ. શાસ્ત્ર કહે છે કે, જો જીવ આરાધક હોય તો તે આ જ ભવમાં મોક્ષ નહિ જાય તો પંદરમાં ભવે તો અવશ્ય મોક્ષે જશે જ. એટલા માટે આરાધક થવામાં પ્રમાદ કરવો એ ઠીક નથી. તમને જે સામગ્રી મળી છે તેનો ધર્મકરણી કરવામાં ઉપયોગ કરવો એ જ આરાધક થવાનો માર્ગ છે. પરમાત્માની ભક્તિ કરવી, સ્તુતિ કરવી એ સરળમાં સરળ કામ છે. જો તમે આ સરળ કામ પણ નહિ કરો તો બીજાં કામો કેમ કરી શકશો ?

આ સંસારમાં એક તો શુદ્ધતા છે અને બીજી અશુદ્ધતા છે. આપણા માટે ઉચિત તો એ છે કે, આપણે અશુદ્ધતામાંથી નીકળી શુદ્ધતામાં પ્રવેશ કરીએ. માનો કે, તમારા ગામમાં બે તળાવ છે. એક તળાવનું પાણી મલિન છે અને બીજા તળાવનું પાણી નિર્મળ છે. તો આ બન્ને તળાવમાંથી તમે કયા તળાવમાં સ્નાન કરવા ચાહશો ? આ વિષે તો તમે નિર્મળ તળાવમાં સ્નાન કરવાની જ વાત કરશો અને આ વિષે કાંઈ ભૂલ કરતાં નથી. હવે આ જ પ્રમાણે તમારા હૃદય અને આત્મા વિષે પણ જુઓ. તમે તમારા હૃદયમાં શુદ્ધ વિચારો લાવીને પણ તેમાં આત્માને સ્નાન કરાવી શકો છો અને અશુદ્ધ વિચારો લાવીને પણ તેમાં આત્માને સ્નાન કરાવી શકો છો. તો પછી તમે તમારા હૃદયમાં નિર્મલ વિચારો લાવીને તેમાં આત્માને સ્નાન કરાવો તો તેમાં તમને શી હાનિ થવાની છે ? શું એમ કરતાં કોઈ ધર્મશાસ્ત્ર નિષેધ કરે છે ? ચિત્તશુદ્ધિ માટે તો બધા લોકો કહે છે; તો પછી ચિત્તને શુદ્ધ કરી તેમાં આત્માને સ્નાન શા માટે કરાવતા નથી ? અને તે શુદ્ધ ચિત્તદ્વારા પરમાત્માની સ્તુતિ શા માટે કરતા નથી ? ભગવાને કહ્યું છે કે, સ્તવ અને સ્તુતિ રૂપ ભાવમંગલ કરવાથી જીવ આરાધક થાય છે અને મોક્ષને પ્રાપ્ત કરે છે. ભગવાનના આ કથન ઉપર વિશ્વાસ રાખી સ્તવ અને સ્તુતિરૂપ મંગલનો અભ્યાસ કરી જુઓ તો સ્તવસ્તુતિમંગલ કરવાથી કેવો લાભ થાય છે તે જાણી શકાશે.

મને નવકારમંત્ર ઉપર બચપણથી જ વિશ્વાસ હતો. મારી ઉપર કોઈ પ્રકારનું સંકટ આવી પડ્યું છે એમ મને જણાતું ત્યારે હું નવકારમંત્રનું સ્મરણ કરી તેનું શરણુ લેતો હતો. નવકારમંત્રનું શરણ લેવાથી મારું સંકટ મટી પણ જતું હતું. લોકો કહે છે કે, બાળકો નવકારમંત્રમાં શું સમજે ? પણ શાસ્ત્ર કહે છે કે, ગર્ભમાં રહેલું બાળક પણ શ્રદ્ધાવાન્ હોય છે. જ્યારે ગર્ભમાં રહેલું બાળક પણ શ્રદ્ધાવાન્ હોય છે ત્યારે હરતું-ફરતું બાળક શ્રદ્ધાવાન્ કેમ હોઈ શકે નહિ ? ગાંધીજીએ પોતાની આત્મકથામાં લખ્યું છે કે, મારી રંભા ધાયે પરમાત્માના નામના વિશ્વાસનો જેવો પ્રભાવ મારી ઉપર મારા બાળપણમાં જ પાડ્યો હતો તેવો પ્રભાવ અનેક ગ્રન્થો વાંચવા છતાં પણ પડી શકે નહિ.

આ પ્રમાણે બાળકો ઉપર પણ પરમાત્માના નામની અસર પડે છે અને તેઓ પણ પરમાત્માના નામ ઉપર વિશ્વાસ કરે છે; કેવળ તેમને વિશ્વાસ કરાવવાની આવશ્યકતા રહે છે. આમ હોવા છતાં શું તમે તમારા બાળકોને માટે એવો પ્રયત્ન કરો છો કે તેઓ

પરમાત્માના નામ ઉપર વિશ્વાસ કરે ? તમે બાળકોને ફેશનેબલ કપડાં તો પહેરાવો છો પણ તે ફેશનેબલ કપડાંથી તેમના આત્માનું કલ્યાણ થઈ શકતું નથી. આત્માનું કલ્યાણ તો ધર્મ ઉપર શ્રદ્ધા કરવાથી જ થઈ શકે છે. તમે તમારાં સંતાનોને ધનમાલ વગેરેનો વારસો તો આપો છો, પણ સાથે સાથે તમે તમારા ધર્મનો વારસો પણ આપો. આમ કરવામાં જ તેમનું પણ કલ્યાણ છે અને તમારું પણ કલ્યાણ છે.

## મયણરેહા ચરિત્ર—૩૯

મુનિ ઉપદેશે ભાઈ પ્રેમસે, મુઝે આયા વૈરાગ્ય;
સબ સાવજકો ત્યાગ કર, કબ લૂં સંયમ મહાભાગ. ॥ સતી૦ ૧૫૧ ॥
પુત્ર યાદ જબ આયા સતીકો, મુનિસે પૂછે બાત;
મહાભાગ તુમ મુઝે બતાઓ, પુત્ર તણા વૃત્તાન્ત. ॥ સતી૦ ૧૫૨ ॥
લાભ જાન મુનિવર યોં બોલે, આગમધર અણગાર;
ચિન્તા તજ દો બાઈ પુત્રકી, ધર્મ બડા રખવાર. ॥ સતી૦ ૧૫૩ ॥

મુનિના ઉપદેશથી મણિરથ વિદ્યાધર સુધરી ગયો. તેણે પોતાનો નિશ્ચય મુનિની સામે પ્રકટ કર્યો કે, હવે મારા માટે પરસ્ત્રી માતા કે બહેનની સમાન છે. મણિરથનો નિશ્ચય સાંભળી મયણરેહાએ તેથી આગળ વધવાનો વિચાર કર્યો અને પછી કહ્યું કે, તમે જે પ્રતિજ્ઞા કરી છે તે ઉચિત જ છે. તમે મુનિના પુત્ર છો, વીર છો અને ક્ષત્રિય છો એટલા માટે તમે આ પ્રકારની પ્રતિજ્ઞા કરો એ યોગ્ય જ છે. આ મુનિવરની તો હું શું પ્રશંસા કરું ? તેમના ઉપદેશથી તમારો જે સુધાર થયો છે તે સુધારને જોઈ હું પણ એવો નિશ્ચય કરું છું કે, જો મને સાધ્વીનો યોગ મળે તો હું પણ સંયમનો સ્વીકાર કરી સંયમપૂર્ણ જીવન વ્યતીત કરું !

મયણરેહાનો આ નિશ્ચય સાંભળી મણિરથ દિઙ્મૂઢ થઈ ગયો અને પોતાના મનમાં કહેવા લાગ્યો કે, આ સતીના ત્યાગની સામે મારો ત્યાગ કાંઈ વિસાતમાં નથી. આ પ્રમાણે કહી તે મયણરેહાની પ્રશંસા કરવા લાગ્યો.

મયણરેહા સંયમને સ્વીકારવાનો વિચાર કરી રહી છે. એટલામાં જ પોતાનો પુત્ર કે જેને પોતે જંગલમાં વૃક્ષ ઉપર ઝોળામાં ટાંગી આવી છે તે યાદ આવ્યો.

પુત્રનું સ્મરણ થતાં તેણીએ મુનિને કહ્યું કે, હે ! મહાત્મા ! હું વનમાં પુત્રને જન્મ આપી મારી અડધી સાડીની ઝોળી બનાવી તેને વૃક્ષ ઉપર ટાંગીને સરોવર ઉપર શુદ્ધ થવા માટે ગઈ હતી, પણ એટલામાં આ એવી ઘટના બની ગઈ કે, જેને પ્રતાપે મને આપના દર્શન થઈ શક્યા. હું એ જાણવા ચાહું છું કે, મારા એ પુત્રનું શું થયું ? જો તમારા જ્ઞાન-ધ્યાનમાં કોઈ પ્રકારનું વિઘ્ન આવતું ન હોય તો કૃપા કરીને મને એ બતાવો કે, મારા તે પુત્રની શી દશા થઈ ?

સાધારણ રીતે તો સાધુઓ આ પ્રકારની વાતો વિષે કાંઈ કહી શકે નહિ, પણ તે મુનિ આગમવિહારી હતા. આગમવિહારી મુનિ પોતાના જ્ઞાનમાં જેવું જુએ છે તેવું કહે છે. તેમને માટે નિયમો બંધનકર્તા હોતાં નથી. સાધારણ સાધુઓ આ પ્રકારની વાતો વિષે કાંઈ પણ કહી શકે નહિ; પણ તે મુનિ તો આગમવિહારી હતા એટલા માટે તેમણે આ

સંબંધી વાત પ્રકટ કરવામાં લાભ સમજીને કહ્યું કે, બાઈ ! તમે પુત્ર વિષે કાંઈ ચિન્તા ન કરો: તમારા પુત્રની રક્ષા કરનાર તેનો ધર્મ છે. તમારો એક પુત્ર તો ચન્દ્રયશ છે અને બીજો પુત્ર તે છે કે જેને તમે જન્મ આપી ઝોળીમાં વૃક્ષની ડાળી ઉપર સુવાડી આવ્યા છો. તમારા એ બન્ને પુત્રોનો પૂર્વ વૃત્તાન્ત હું તમને સંભળાવું છું તે તમે સાંભળો:—

**સુનો પૂર્વભવ દોનોં પુત્ર કે, ચરમ શરીરી જીવ;**
**દીક્ષિત હોકર કેવલ પાકર, પાવેંગે સુખ શિવ. ॥ સતી૦ ૧૫૪ ॥**
**જંબૂદ્વીપ કે પૂર્વ વિદેહમેં, પુકખલવઇ સુખકાર;**
**મણિતોરણપુર ચક્રી રાજા, અમિત યશ ગુણ ધાર. ॥ સતી૦ ૧૫૫ ॥**
**પુષ્પશિખર અરુ રત્નશિખર, યહ દો પુત્રોં કી જોડ;**
**ચારણ મુનિસે શિક્ષા પાકર, લી દીક્ષા ઘર કોડ. ॥ સતી૦ ૧૫૬ ॥**
**સ્વર્ગ બારહવેં દોનોં પહુંચે, ધર્મ સદા સુખદાય;**
**ધાતકી ખંડ કે ભરતક્ષેત્રમેં, દોનોં ઉપને આય. ॥ સતી૦ ૧૫૭ ॥**
**હરિસેન વસુદેવી રાની, સમુદ્રદત્તા નામ;**
**યુગ્મ પુત્ર વે દોનોં જન્મે, નામ સુના સુખધામ. ॥ સતી૦ ૧૫૮ ॥**
**સમુદ્રદત્ત હુએ યુવરાજા, સાગરદત્ત તસ ભ્રાત;**
**સ્થવિર સમીપે સંયમ લે કે, કિયા મુક્તિકા સાથ. ॥ સતી૦ ૧૫૯ ॥**
**વિદ્યુતસે દોનોં મુનિવરજી, તીજે દિન કરકાલ;**
**મહાશુક્રમેં હુએ દેવતા, ધર્મતત્ત્વ કે પાલ. ॥ સતી૦ ૧૬૦ ॥**

મયણરેહા તો સમીપની વાત જ જાણવા ચાહતી હતી પણ મુનિ તો તેનાં પુત્રોના પૂર્વભવનું વૃત્તાન્ત પણ કહી રહ્યા છે. મયણરેહા તો ચર્મચક્ષુથી જ જોતી હતી, પણ મુનિ તો દિવ્ય દૃષ્ટિથી જોઈ બધું વૃત્તાન્ત કહી રહ્યા છે. તમે દિવ્ય દૃષ્ટિથી જોઈ શકતા ન હો તો કાંઈ નહિ પણ જે દિવ્ય દૃષ્ટિથી જોઈને વાત કહે છે તેની વાત ઉપર તો શ્રદ્ધા કરવી જોઈએ.

મુનિ કહેવા લાગ્યા કે, હે ! બાઈ ! તું તો તારા એક જ પુત્રની વાત પૂછે છે પણ હું તને બન્ને પુત્રોના પૂર્વભવનું વૃત્તાન્ત કહું છું. તારા બન્ને પુત્રોમાં ભાઈ–ભાઈનો જે સંબંધ છે તે સંબંધ આ જ ભવનો નથી પણ પૂર્વના અનેક ભવથી તે બન્નેમાં ભાઈ–ભાઈ તરીકેનો સંબંધ ચાલ્યો આવે છે. આ બન્ને ભાઇઓ, પહેલાં જંબૂદ્વીપના પૂર્વ વિદેહમાં પુષ્પકલાવતીના મણિતોરણપુર નગરના ચક્રવર્તી રાજા અમિતયશના પુષ્પશિખર અને રત્નશિખર નામના બે પુત્રો હતા અને એ રીતે ત્યાં એ બન્ને ભાઈ–ભાઈ હતા. આ બન્ને ભાઈઓએ ત્યાં એક ચારણ મુનિના ઉપદેશથી દીક્ષા લીધી હતી, અને તેઓ સંયમનું પાલન કરી તથા શરીર તજી બારમા દેવલોકને પ્રાપ્ત થયા. દેવલોકની સ્થિતિ ભોગવીને તે બન્ને ભાઈઓ ધાતકીખંડના ભરતક્ષેત્રમાં હરિસેન વાસુદેવની રાણી સમુદ્રદત્તાની કુક્ષીએ યુગલરૂપે જન્મ્યા. ત્યારે એકનું નામ સમુદ્રદત્ત હતું અને બીજાનું નામ સાગરદત્ત હતું. સમુદ્રદત્ત મોટો હતો એટલા માટે તે યુવરાજ થયો. ત્યાં એક સ્થવિર મુનિના ઉપદેશથી બન્ને ભાઈઓએ સંયમ લીધો.

તે બન્ને ભાઈઓએ ત્યાં એક સ્થવિરની પાસે દીક્ષા લીધી. દીક્ષા લઈને બન્ને ભાઈઓ વનમાં કાયોત્સર્ગ ધારણ કરી ધ્યાનમાં ઊભા હતા એટલામાં તેમના ઉપર વિજળી પડી કે જેથી તે બન્ને ભાઈઓ સંયમ લીધો તેના ત્રીજા જ દિવસે કાળધર્મને પામ્યા.

આ ઉપરથી કોઈ એમ કહી શકે કે, તેમણે સંયમ ધારણ કર્યો અને તેનું ફળ એ આવ્યું કે, તેઓ વિજળી પડવાથી મરણ પામ્યા! આ પ્રકારનો વિચાર અજ્ઞાનીઓને થાય છે. જ્ઞાનીઓને આ પ્રકારનો વિચાર થતો નથી. જ્ઞાનીઓ તો એમ વિચારે છે કે, આત્મા અમર છે અને આત્માએ જે કાંઈ કર્યું છે તેનું ફળ તેણે ભોગવવું જ જોઈએ. કોઈ વિષમ સ્થિતિને જોઈ ગભરાઈ જવું ન જોઈએ. આજે ધર્મનું ફળ વણિકબુદ્ધિએ જોવામાં આવે છે અને એમ ચાહવામાં આવે છે કે, મેં આટલો ધર્મ કર્યો છે તો તેનો લાભ આટલો મને મળવો જોઈએ. આ પ્રમાણે ધર્મનું ફળ વણિકબુદ્ધિએ ચાહવામાં આવે છે, પણ ધર્મનું ફળ ચર્મચક્ષુથી જોઈ શકાતું નથી. સૂક્ષ્મધર્મનું ફળ સ્થૂલ ચર્મચક્ષુથી કેમ જોઈ શકાય? ચર્મ-ચક્ષુથી ધર્મનું ફળ લોકોનાં જોવામાં આવતું નથી એ કારણે અનેક લોકો ધર્મથી વિમુખ થતાં જોવામાં આવે છે.

તે મુનિ કહે છે કે, બાઈ! તારા બન્ને પુત્રો ઉપર વિજળી પડવાથી તેઓ કાળધર્મને પામ્યા અને મહાશુક્ર નામના દેવલોકમાં દેવ થયા. તેમના સંયમમાં જરાપણ વિઘ્ન આવ્યું ન હતું એ કારણે તે બન્ને દેવ થયા.

ગિરિ ગિરનારે નેમપ્રભુકો, ઉપના કેવલજ્ઞાન;
સમવશરણમેં દોનોં દેવને, પ્રશ્ન કિયા ધર ધ્યાન. ॥ સતી૦ ૧૬૧ ॥

દોનોં દેવ તુમ ચરમ શરીરી, પ્રભુ કીના નિરધાર;
સંયમ લેકે મોક્ષ પાવોગે, ઉતરોગે ભવપાર. ॥ સતી૦ ૧૬૨ ॥

સુદર્શન પુરકા યુવરાજા, યુગબાહૂ તસ નામ;
મયણરેહા કા પુત્ર દૂસરા, નમી નામ ગુણધામ. ॥ સતી૦ ૧૬૩ ॥

મયણરેહા તુમ માતા હોગી, શીલ આદિ ગુણ ધાર;
દોનોં બાંધવ મોક્ષ પાયેંગે, હો કે કેવલ ધાર. ॥ સતી૦ ૧૬૪ ॥

જે સમયે ભગવાન અરિષ્ટનેમિને કેવલ જ્ઞાન પ્રગટ્યું હતું અને તેઓ ગિરનાર પર્વત ઉપર સમવશરણમાં બિરાજેલા હતા, તે સમયે તે બન્ને દેવ ભાઈઓ ભગવાનની સેવામાં ઉપસ્થિત થયા હતા, અને ભગવાનને વંદન કરી તેમને પ્રશ્ન પૂછ્યો હતો કે, હે! ભગવાન! અમે બન્ને ભાઈઓ ભવી છીએ કે અભવી? યાવત્ અમે ચરમશરીરી છીએ કે અચરમ શરીરી? ભગવાન અરિષ્ટનેમીએ આ પ્રશ્નના ઉત્તરમાં કહ્યું કે, હે! દેવો! સંયમની સેવા કરવાથી તમે બન્ને ભાઈઓનો આત્મા ઘણો જ શુદ્ધ છે એટલા માટે તમે ભવી છો, એટલું જ નહિ પણ યાવત્ ચરમશરીરી છો. તમે બન્ને ભાઈઓ યુગબાહુની પત્ની મયણ-રેહાની કુક્ષીએ જન્મ ધારણ કરશો અને કેવલ જ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષે જશો. આ સાંભળી બન્ને ભાઈઓ બહુ પ્રસન્ન થયા અને પ્રસન્ન થતાં ભગવાનને વંદન કરી સાતમા સ્વર્ગે પાછા ચાલ્યા ગયા.

મુનિનું આ કથન સાંભળી મયણરેહા ઘણી પ્રસન્ન થઈ અને કહેવા લાગી કે, " હે! મુનિરાજ! આપની કૃપાથી હું એ જાણી શકી કે, સ્ત્રીઓની કુક્ષિને કેવા કેવા મહાત્માઓ સુશોભિત કરે છે?" મયણરેહાના આ કથનના ઉત્તરમાં મુનિએ કહ્યું કે, " હે! બાઈ! માતાનો પણ સંતાન ઉપર કાંઈ ઓછો ઉપકાર નથી. માતાનો સંતાન ઉપર એવો ઉપકાર હોય છે

કે, જે ઉપકારથી સંતાનો ઋણમુક્ત થઈ જ શકતાં નથી. જો સંતાનો ઋણમુક્ત થવા ચાહે તો તેઓ માતાપિતાને ધર્મમાં સ્થિર કરીને જ થઈ શકે છે. માતાનો સંતાન ઉપર અનંત ઉપકાર છે તે માતાનું ઋણ ધર્મ ઉપર સ્થિર કર્યા સિવાય કેવી રીતે ચૂકવી શકાય? એવા પુત્રો બહુ જ ઓછા નીકળે છે કે, જેઓ માતાપિતાને ધર્મ ઉપર સ્થિર કરી માતાપિતાના ઋણથી મુક્ત થાય છે."

પોતાનાં પુત્રોનું પૂર્વભવસંબંધી વૃત્તાન્ત જાણી મયણરેહાને ઘણો જ હર્ષ થયો. પછી તે મુનિને કહેવા લાગી કે, "મુનિવર! આપે મારાં પુત્રોનાં પૂર્વભવનું વૃત્તાન્ત તો સંભળાવ્યું, પણ પુત્રવિષયક બીજાં સમાચાર સાંભળવાની હજી મારી ઈચ્છા છે તો કૃપા કરીને આપ એ બતાવો કે, હું જે પુત્રને વૃક્ષ ઉપર ઝોળીમાં સુવડાવીને આવી છું તે પુત્રની શી દશા છે?"

લઘુ પુત્રકી કહૂં કહાની, સુનો ધ્યાન મન લાય;
પુણ્યવાન જન જહાં વિરાજે, આનન્દરંગ વધાય. ॥ સતી૦ ૧૬૫ ॥
ચીર ફાડકે વૃક્ષ ડાલ મેં, ઝોલી પુત્ર સુલાય;
પુત્ર હીન મિથિલેશ્વર રાજા, અશ્વ પે આયા ધાય. ॥ સતી૦ ૧૬૬ ॥

મુનિ કહેવા લાગ્યા કે, "હે! સતી! તમે જે પુત્રના સમાચાર પૂછો છો તે પુત્રના હાલ સાંભળો. તમે તે પુત્રની કશી ચિન્તા ન કરો. તે પુત્રનો રક્ષક ધર્મ છે અને તેની જ માફક બધાનો રક્ષક પણ ધર્મ જ છે. તમે પુત્રને વૃક્ષ ઉપર ઝોળી બાંધી અને તેમાં પુત્રને સુંવડાવી સરોવર ઉપર ગયા હતા, તે જ વખતે મિથિલાનો રાજા પોતાના સાથીઓની સાથે ઘોડા ઉપર બેસી જંગલમાં ફરવા માટે નીકળ્યો હતો. તે નિઃસંતાન હતો અને પ્રયત્ન કરવા છતાં તેને ત્યાં પુત્રરત્નની પ્રાપ્તિ થઈ ન હતી. ન જાણે કોઈ કારણે તે રાજાનો ઘોડો બધાં સાથીઓને છોડી રાજાને લઈ જંગલની બીજી બાજુ ભાગ્યો. રાજા ઘોડાની લગામ જેમ જેમ ખેંચતો હતો તેમ તેમ ઘોડો આગળ ભાગ્યો જતો હતો. આ પ્રમાણે ભાગતો ભાગતો તે ઘોડો તે જ વૃક્ષની નીચે આવી અટકયો કે જે વૃક્ષની ડાળીએ તમે પુત્રને ઝોળીમાં નાંખી સુવડાવ્યો હતો. વૃક્ષની પાસેથી પસાર થતાં રાજાની દૃષ્ટિ વૃક્ષ ઉપર પડી. રાજાએ વિચાર્યું કે, આ શું છે? રાજાને જાણવાનું કૌતુક થયું કે એ ઝોળીમાં શું છે તે જોવું જોઈએ! આ પ્રમાણે વિચાર કરી રાજા ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને ઝોળીને વૃક્ષ ઉપરથી નીચે ઉતારીને જોયું તો તેમાં એક બાળક સુતેલું હતું."

મુનિએ મયણરેહાના પુત્રવિષયક આ બધાં સમાચાર આપ્યા. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.

## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૩ આસો વદ ૪ શનિવાર

### પ્રાર્થના

શ્રી અભિનન્દન દુઃખનિકન્દન, વંદન પૂજન જોગજી;
આશા પૂરો ચિંતા ચૂરો, આપો સુખ આરોગજી. ॥ શ્રી૦ ॥ ૧ ॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી અભિનંદનનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં પરમાત્માને 'દુઃખનિકન્દન' કહી સંબોધવામાં આવ્યા છે અને એમ કહેવામાં આવ્યું છે કે, હે ! પ્રભો ! આ સંસારના દુઃખ નષ્ટ કરનાર તારા સિવાય બીજું કોઈ નથી; એટલા માટે હું તારી પ્રાર્થના કરું છું. જેની પાસેથી જે વસ્તુ મળે છે તેની પાસે તે જ વસ્તુની પ્રાર્થના કરવામાં આવે છે આ કથનાનુસાર ભક્ત કહે છે કે, 'હે ! પ્રભો ! તું દુઃખનિકન્દન છો અને મારે દુઃખ નષ્ટ કરવું છે એટલા માટે હું તારા શરણે આવી તને એવી પ્રાર્થના કરું છું કે તું મારું દુઃખ નષ્ટ કર.'

આપણા આત્માને જ્યારે એ વાતનો પૂરેપૂરો નિશ્ચય થઈ જશે કે, 'પરમાત્મા દુઃખનિકન્દન છે' ત્યારે આપણે પરમાત્મા સિવાય બીજા કોઈની પ્રાર્થના કરીશું નહિ. કારણ કે, આપણે દુઃખ નષ્ટ કરવા માટે જ પ્રાર્થના કરીએ છીએ. જ્યારે આપણને એ વાતની ખાત્રી થઈ જશે કે, આપણું દુઃખ નષ્ટ કરવા માટે પરમાત્મા સિવાય બીજું કોઈ સમર્થ નથી, ત્યારે આપણે પરમાત્મા સિવાય બીજાની પ્રાર્થના શા માટે કરશું ?

જ્યારે ભૂખ લાગી હોય ત્યારે જ ભોજન પ્રિય લાગે છે અને જ્યારે તરસ લાગી હોય ત્યારે પાણી પ્રિય લાગે છે; એટલા માટે જો ભૂખ લાગી હોય ત્યારે કોઈ ઠંડુ પાણી લાવીને આપે અને તરસ લાગી હોય ત્યારે મિષ્ટ ભોજન આપે તો સારું લાગતું નથી. આ જ પ્રમાણે જ્યારે આપણને દુઃખનાં નાશ કરનાર શ્રી અભિનંદન ભગવાન છે એવો વિશ્વાસ થયો હોય તો પછી તેમનું શરણ છોડીને બીજે આપણું ધ્યાન ન રહેવું જોઈએ. પરમાત્મા પ્રત્યે એવો વિશ્વાસ રાખો કે, પરમાત્મા એકાન્તિક અને આત્યન્તિક રીતે દુઃખનાશક છે. જો આવા વિશ્વાસપૂર્વક પરમાત્માની પ્રાર્થના કરશો તો તમે અવશ્ય દુઃખમુક્ત થઈ શકશો. પરમાત્માની પ્રાર્થના ક્યારે કરવી જોઈએ એને માટે હવે શાસ્ત્રની વાત કહું છું.

## સમ્યક્ત્વ પરાક્રમ—પંદરમો બોલ

સ્તવ-સ્તુતિમંગલ કર્યા બાદ સ્વાધ્યાય કરવામાં આવે છે. પણ સ્વાધ્યાય યથાકાલે થવો જોઈએ. કારણ કે અકાળમાં સ્વાધ્યાય કરવાનો પ્રતિબંધ છે. એટલા માટે હવે ભગવાનને કાળપ્રતિલેખન વિષે પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે:—

### પંદરમો બોલ

(૧૫) कालपडिलेहणयाए णं भंते ! जीवे किं जणयई ?

અર્થાત્—હે ! ભગવાન ! સ્વાધ્યાયાદિકાળના પ્રતિલેખનથી જીવને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કે:—

**कालपडिलेहणयाए णं नाणावरणिज्जं कम्मं खवेइ ॥ १५ ॥**

અર્થાત્—કાળમાં સ્વાધ્યાય કરવાથી જ્ઞાનાવરણીયાદિ કર્મોનો ક્ષય કરી જીવ મોક્ષપદને પ્રાપ્ત કરે છે. ભગવાને આ જે ઉત્તર આપ્યો છે તે વિષે વિચાર કરતાં પહેલાં કાળ કોને કહેવાય તે વિષે સર્વ પ્રથમ વિચાર કરીએ.

કાળ એક જગપ્રસિદ્ધ વસ્તુ છે; પણ કાળને સમજનાર અને કાળનું મહત્ત્વ સમજી તેનો લાભ લેનાર બહુ જ ઓછા લોકો હશે. કાળનું જ્ઞાન લેવા માટે તથા કાળનો લાભ મેળવવા માટે જ વ્યવહારમાં જ્યોતિષ બનેલ છે. કાળને સમજવા માટે જ ઘડિયાળ તથા એવાં બીજાં સાધનો નીકળ્યાં છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, ષટ્દ્રવ્યોમાં કાળ પણ એક દ્રવ્ય છે. પણ કાળ સ્વતંત્ર દ્રવ્ય નથી પણ ઔપચારિક દ્રવ્ય છે. પંચાસ્તિકાયની ષટ્ગુણહાનિવૃદ્ધિના માપને કાળ કહેવામાં આવે છે; એટલા જ માટે કાળ એ કોઈ સ્વતંત્ર દ્રવ્ય નહિ પણ ઔપચારિક દ્રવ્ય છે.

કાળની વ્યુત્પત્તિ ત્રણ પ્રકારે થાય છે. ભાવસાધનઘઅન્તથી, કર્મસાધનઘઅન્તથી અને કરણસાધનઘઅન્તથી. ભાવસાધનઘઅન્તથી કાળની વ્યુત્પત્તિ કરતાં કહેવામાં આવ્યું છે કે, कलनं कालः અર્થાત્ ગણતરીને કાળ કહેવામાં આવે છે. કર્મસાધનઘઅન્તની દૃષ્ટિએ કાળની એવી વ્યુત્પત્તિ કરવામાં આવે છે કે, कल्यते यः स कालः અર્થાત્ જેની ગણતરી કરવામાં આવે છે તે કાળ છે. અને કરણસાધનઘઅન્તની દૃષ્ટિએ કાલની એવી વ્યુત્પત્તિ કરવામાં આવે છે કે, कल्यतेऽनेन इति कालः અર્થાત્ જેનીદ્વારા ગણતરી કરવામાં આવે છે તે કાલ છે. આ પ્રમાણે ભિન્નભિન્ન રીતિએ કાલની વ્યુત્પત્તિ કરવામાં આવે છે. આ બધી વ્યુત્પત્તિઓનો સંગ્રહ કરતાં એક ગાથામાં કહેવામાં આવ્યું છે કે:—

**कलणं पज्जायाणं कलिज्जए तेण वा जओ वत्थु ।**
**कलयंति तयं तम्मि व समयाइ कलासमूहो वा ॥**

આ ગાથાનો ભાવાર્થ એ છે કે, આ નવું છે, આ જુનું છે વગેરે વ્યવહારનું નામ પણ કાલ જ છે. સમય, ઘડી, દિન, પક્ષ, માસ, ઋતુ, અને સંવત્સર વગેરે વ્યવહારનું કારણ કાલ છે. આ એક માસનો છે, આ બે માસનો છે, આ શરદઋતુનો છે વગેરે વ્યવહાર જેનીદ્વારા કરવામાં આવે છે તેનું નામ કાલ છે. જ્ઞાનીજનો જેને સમય વગેરે કહે છે તેનું નામ પણ કાલ છે. સમય કલા વગેરે કે જેનો કાલથી ભાગ થઈ શકતો નથી તે સમયાદિકલનો સમૂહ પણ કાલ કહેવાય છે.

બીજા દર્શનકારોએ કાળને ઘણું જ મહત્ત્વ આપ્યું છે અને કાલને ઈશ્વર સમાન માન્યો છે. તેમનું કહેવું છે કે, સકળ સંસાર કાલના ગાલમાં સમાએલો છે. કાલ જ બધાંને સર્જે છે. આ પ્રમાણે બીજા દર્શનકારો કાલને આટલું મહત્ત્વ આપે છે. પણ જૈનશાસ્ત્ર અનેકાન્તિક છે એટલા માટે એકાંશે આ પ્રમાણે પણ માને છે, અને બીજી રીતે એમ કહે છે કે, તે પ્રમાણે નથી; પણ ગણતરીને કે જેની દ્વારા ગણતરી કરવામાં આવે છે તેને કે જેની ગણતરી કરવામાં આવે છે તેને કાલ કહેવામાં આવે છે. કાલ દ્રવ્યરૂપે પણ છે અને પર્યાયરૂપે

પણ છે. કાલની પર્યાય-સમય વગેરે કે જે કાળનો એક ભાગ છે અને બીજો ભાગ થઈ શકતો નથી તે પણ કાલ જ કહેવાય છે. અથવા જે દ્વારા વસ્તુનું જ્ઞાન થાય તેનું નામ પણ કાલ છે.

કાલની સહાયતા વિના વસ્તુનું જ્ઞાન થતું નથી. વસ્તુને ગ્રહણ કરવામાં કાલનો વિચાર કરવામાં જ આવે છે. આ જ પ્રમાણે વિવાહ-સંબંધ વગેરેમાં પણ કાલની જ સહાયતા લેવામાં આવે છે. આ પ્રમાણે સમસ્ત વસ્તુનું માપ કાલદ્વારા જ કરવામાં આવે છે.

કાલ તો પ્રવર્તી જ રહ્યો છે પણ ભગવાનને જે પ્રશ્ન પૂછવામાં આવ્યો છે તે પ્રશ્ન એ છે કે, કાલનું પ્રતિલેખન અર્થાત્ કાલનો વિચાર કરવાથી શો લાભ થાય છે ? આ પ્રશ્ન ઉપરથી એ સ્પષ્ટ જણાય છે કે, કાલનો વિચાર કરવો આવશ્યક છે. કાલનું પ્રતિલેખન ન કરવાથી ઘણો અનર્થ થાય છે. કાલ કેવો હોય અને વ્યવહાર કેવો કરવામાં આવે એ વાતનું ધ્યાન ન રાખવાથી ઘણી હાનિ થાય છે. કાલથી વિપરીત વ્યવહાર કરવાથી હાનિ થવી સ્વાભાવિક છે.

કેટલાક લોકો કોઈ કાર્ય બગડી જવાથી તેનો બધો દોષ કાલ ઉપર ઢોળી દે છે. પણ આ તેમની ભૂલ છે. કારણકે તેમાં ખરાબ કાર્ય કરનારનો દોષ છે, કાળનો કાંઈ દોષ નથી. કાળ ખરાબ હોય તો તેનો સુધાર પણ કરી શકાય છે. જો કાળનો સુધાર થઈ શકતો ન હોત તો શાસ્ત્રમાં ઉપક્રમ અને તેનાં દ્રવ્ય, ક્ષેત્ર, કાલ તથા ભાવ એ ચાર ભેદ બતાવવામાં ન આવત. કાલનો પણ ઉપક્રમ થાય છે; પછી ભલે તે ઉપક્રમ પરિક્રમના રૂપમાં કરવામાં આવે, અર્થાત્ સુધારના રૂપમાં કરવામાં આવે કે વસ્તુ વિનાશના રૂપમાં કરવામાં આવે; પણ કાલનો ઉપક્રમ અવશ્ય થાય છે. જો કે કાલનો પણ પ્રભાવ પડે છે પરંતુ ઉદ્યોગ કરવાથી કાલમાં પણ સુધાર કરી શકાય છે.

આ કાલમાં કયું કામ કરવું જોઈએ અને કયું કામ ન કરવું જોઈએ એનો વિચાર કરવો પણ આવશ્યક છે. કાળને દૃષ્ટિમાં રાખીને રહેણી-કરણી, ખાન-પાન વગેરેમાં પણ પરિવર્તન કરવું આવશ્યક થઈ પડે છે. જો કાલને દૃષ્ટિ સમક્ષ રાખી પરિવર્તન કરવામાં ન આવે તો દુઃખ પેદા થાય જ છે. કાલ તો પોતાના ધર્માનુસાર કામ કરતો જ રહે છે. જે કાલનો વિચાર રાખતો નથી અને અકાળે કામ કરે છે તે અવશ્ય દુઃખી થાય છે. આ વાતને દૃષ્ટિમાં રાખીને ભગવાનને એવો પ્રશ્ન કરવામાં આવ્યો છે કે, હે ! ભગવાન્ ! કાલનું પ્રતિલેખન કરવાથી જીવને શો લાભ થાય છે ? શાસ્ત્રકારો કહે છે કેઃ—

**काले कालं समायरे ।**

અર્થાત્—જે કાલમાં જે કાર્ય થાય છે તે કાર્યમાં તે જ કાર્ય કરવું જોઈએ. સ્વાધ્યાય કરતી વખતે સંધ્યા વગેરેનું ધ્યાન રાખવું જોઈએ અને એ જોવું જોઈએ કે, આ કાલ સ્વાધ્યાય કરવાનો છે કે પ્રતિક્રમણ કરવાનો છે ? આ પ્રમાણે જોઈ જે કાલ જે કાર્ય માટે નિયત થએલો હોય તે કાલમાં તે જ કાર્ય કરવું જોઈએ. એમ થવું ન જોઈએ કે, સ્વાધ્યાયના કાલમાં પ્રતિક્રમણ કરવામાં આવે અને પ્રતિક્રમણના કાલમાં સ્વાધ્યાય કરવામાં આવે ! પ્રત્યેક કાર્ય યથાકાળે જ કરવું જોઈએ; અકાળે કોઈ કાર્ય કરવું ન જોઈએ. અકાળે કાર્ય કરવાથી દોષ આવે છે. શાસ્ત્રકાર પણ અકાળે કોઈ કાર્ય ન કરવાનું કહે છે.

શાસ્ત્રમાં સંવત્સરી-પાખી વગેરે કયે દિવસે કરવી જોઈએ, એ વિષે વિચાર કરવામાં આવ્યો છે. આ ઉપરથી કોઈ એવો પ્રશ્ન કરી શકે કે, સંવત્સરી કે પાખી કયા પ્રમાણુ અનુસાર કરવી જોઈએ ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, સંવત્સરી આદિ આગમાનુસાર કરવી જોઈએ; પણ આગમમાં જ્યોતિષ સંબંધી જે વાત આવી છે તે વાતના આધારે કોઈ ઠીક પંચાંગ નીકળી શકે એ અસંભવિત છે એમ મારું માનવું છે. આ ઉપરથી ફરી એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, વર્ત્તમાનમાં જે અંગોપાંગો છે તેના આધારે જો કોઈ પંચાંગ બની શકતું ન હોય તો શું કરવું જોઈએ ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, વર્ત્તમાનમાં જે અંગોપાંગો વિદ્યમાન છે તેના આધારે મારી માન્યતા પ્રમાણે પંચાંગ બની શકે નહિ. એટલા માટે જો કોઈ સૂત્રનું નામ લઈ એમ કહે કે, અમે પાખી-સંવત્સરીની આરાધના સૂત્રમાં બતાવવામાં આવેલ તિથિ આદિના આધારે કરીએ છીએ તો સૂત્રના આધારે તેમનું તીથિ નિર્ણય કરવાનું કહેવું ખોટું છે; કારણ કે, વર્ત્તમાનમાં સૂત્રોદ્વારા એ નિર્ણય થઈ શકતો નથી કે કયા પ્રકારે કે કઈ રીતિએ જ્યોતિષ સંબંધી ગણના કરવી જોઈએ, કે તીથિ માનવી જોઈએ ! અત્યારે જે લૌકિક અને જિતવ્યવહાર પ્રમાણે પાખી-સંવત્સરી વગેરે કરવામાં આવે છે તે ઠીક અને એક રીતે સૂત્રસહમત છે. આ જ પ્રમાણે પાખી-સંવત્સરી વગેરે કરવી ઉચિત છે.

શાસ્ત્રમાં પાંચ પ્રકારનાં વ્યવહારો બતાવવામાં આવ્યાં છે. આગમવ્યવહાર, સૂત્રવ્યવહાર, આણાવ્યવહાર, ધારણાવ્યવહાર અને જિતવ્યવહાર. જ્યારે આગમવ્યવહાર વગેરે ઓછાં થતાં જાય છે અને ઓછાં થઈ જાય છે, ત્યારે પાંચ આચાર્યો મળીને જે નિયમો બનાવે છે તે જિતવ્યવહાર કહેવાય છે. સંવત્સરી-પાખી વગેરે તે જિતવ્યવહાર અનુસાર જ કરવી જોઈએ; પણ આગમને નામે એ વાતને લઈ ચોળીને ચીકણું કરવું તે ઉચિત નથી. પાખી કે સંવત્સરીને દિવસે તો પોતાનાં પાપોની જ આલોચના કરવાની હોય છે. તો પછી આ વાતને લઈ કોઈ પ્રકારનો નકામો ઝગડો ઊભો કરવો તેને ઉચિત કેમ કહી શકાય ?

ટીકાકાર કહે છે કે, કાલ પ્રમાણે જ વસ્તુ ગ્રહણ થઈ શકે છે અને વસ્તુને કાલ પ્રમાણે જ ગ્રહણ કરવી જોઈએ. ઉદાહરણ તરીકે, સાધુઓ દિવસ છતાં જ ભોજન કરી શકે છે, રાતના સમયે ભોજન કરી શકતા નથી. પણ દિવસ કેટલો મોટો હોય છે અને ક્યાંથી ક્યાં સુધી દિવસ માનવો જોઈએ એનો કાંઈ નિર્ણય થઈ શકતો નથી. એટલા માટે એમ જ કહેવામાં આવે છે કે, કાલાનુસાર જેટલા મુહૂર્તનો દિવસ હોય તે તદનુસાર દિવસની મર્યાદામાં જ સાધુ ભોજન કરી શકે છે; કારણકે દિવસ મોટો પણ થાય છે અને નાનો પણ થાય છે. આવી દશામાં એ કેવી રીતે નિર્ણય કરી શકાય કે, આ સમયથી આ સમય સુધી કે આટલા કાલને દિવસ માનવો જોઈએ ! માનો કે, એક માણસ ચૌવિહારનો ત્યાગી છે. રાત્રે તે ખાતોપીતો નથી. તે ભારતમાંથી કાર્યવશ અમેરિકામાં ગયો. ભારતમાં જે સમયે દિવસ હોય છે તે સમયે અમેરિકામાં રાત્રિ હોય છે એમ સંભળાય છે, અને જે સમયે ત્યાં રાત્રિ હોય છે તે સમયે અહીં દિવસ હોય છે. આવી દશામાં તે ચૌવિહારનું પાલન કઈ જગ્યાના દિવસ અનુસાર કરશે ? આવા માણસને માટે એમ જ કહેવામાં આવશે કે, તે જ્યાંસુધી અમેરિકામાં રહે ત્યાંસુધી તે ત્યાંના દિવસ પ્રમાણે જ ચૌવિહાર કરે. આ ઉપરથી અત્રે વિચારવાનું એ પ્રાપ્ત થાય છે કે, જ્યારે આ વાતને માનવામાં આવે છે ત્યારે સંવત્સરી

પાખી વગેરેને લૌકિક અને જિતવ્યવહાર પ્રમાણે ન માનતાં આગમને નામે ઝગડો કરવો એ કેવી રીતે ઉચિત કહી શકાય ?

સાધુ-સંમેલનના સમયે સંવત્સરી-પાખી વગેરેનો પ્રશ્ન સામે આવ્યો હતો ત્યારે બધાએ મળીને એવો નિર્ણય કરવામાં આવ્યો હતો કે, આ વિષય કૉન્ફરન્સને સોંપી દેવામાં આવે અને કૉન્ફરન્સ જે કાંઈ નક્કી કરે તે પ્રમાણે સંવત્સરી-પાખી વગેરે માનવામાં આવે। આ ઠરાવ પ્રમાણે સાધુઓએ પોતપોતનાં હસ્તાક્ષર કરી આ વિષય કૉન્ફરન્સને સોંપી દીધો છે. તો પછી હવે કોઈ સાધુની આ ઠરાવની વિરુદ્ધ કોઈ વાત કરવી ઉચિત કેમ કહી શકાય? એમ તો પ્રત્યેકનું મસ્તક અને પ્રત્યેકનો વિચાર જુદાં જુદાં હોય છે. જો પ્રત્યેક વ્યક્તિ પોતપોતાનાં વિચારોની વાત કરવા લાગે અને જે વાત નક્કી કરી છે તેની વિરુદ્ધ મત પ્રકટ કરે તો કામ કેવી રીતે ચાલી શકે? શાસ્ત્રમાં જિતવ્યવહારને જ માન્ય બતાવવામાં આવેલ છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં કહેવામાં આવ્યું છે કે :—

**धम्मं जियं च ववहारं, बुद्धेहायरियं सया।**
**तमायरन्तो ववहारं, गरहं नाभिगच्छई ॥**

અર્થાત્—ધર્મને માટે આચાર્યોએ મળીને જે જિતાચાર બનાવ્યો છે તે જ જિતાચાર પ્રમાણે વ્યવહાર કરનાર કોઈ દિવસ નિંદાપાત્ર બનતો નથી; પણ આરાધક જ બને છે.

આ કથનાનુસાર પાંચ મહાપુરુષો મળીને નિસ્પૃહતાપૂર્વક વિચાર કરી જે નિયમ-નિર્ણય કરે તે જિતવ્યવહાર કહેવાય છે; અને તે જિતવ્યવહાર પ્રમાણે ચાલવું ઉચિત છે. આજકાલના લોકોની બુદ્ધિમાં ઉત્પાત રહે છે એટલા માટે સંવત્સરી વગેરેના નામે નકામો કલેશ પેદા કરવામાં આવે છે. બુદ્ધિમાન લોકોએ આ પ્રકારના કંકાસથી બચવું જોઈએ.

કાલપ્રતિલેખન કરવાથી જીવને શો લાભ થાય છે, એવો ભગવાનને પ્રશ્ન પૂછવામાં આવ્યો છે. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, કાલપ્રતિલેખન કરવાથી જીવનાં જ્ઞાનાવરણીયાદિ કર્મોની નિર્જરા થાય છે.

ભગવાને કાલપ્રતિલેખનનો આ કેવો મોટો લાભ બતાવ્યો છે ? એટલા માટે કાલપ્રતિલેખન કરવું જોઈએ અને કાલનો વિચાર કરી જે કાલમાં જે કામ કરવા યોગ્ય હોય તે કાલમાં તે કામ કરવું જોઈએ. કાલાનુસાર કામ કરવાથી આત્માનું કલ્યાણ થાય છે. એટલા માટે તમે પ્રત્યેક કામ કાલાનુસાર જ કરો તો તેમાં તમારું કલ્યાણ જ રહેલું છે.

## મયણરેહા ચરિત્ર—૪૦

**સુંદર સુતકો પાય રાયજી, આનંદ અંગ ન સમાય;**
**પટરાની કે મહલ પધારે, યોં બોલે હર્ષાય. ॥ સતી૦ ૧૬૭ ॥**

મિથિલાના રાજા પદ્મરથે વૃક્ષ ઉપરથી ઝોળી ઊતારીને તેમાં જોયું તો દેવકુમાર જેવું સુંદર બાળક જોયું. તે દેવકુમાર જેવા સુંદર બાળકને જોઈ ઘણો જ પ્રસન્ન થયો. તે બાળક એક તો મયણરેહાનું હતું, બીજું તે ચરમ-શરીરી હતું અને ત્રીજું તે ક્ષત્રિય બાળક હતું, એટલા માટે તે બાળક સ્વાભાવિક રીતે સુંદર હતું. તેનાં શારીરિક લક્ષણો પણ ઘણાં સારાં હતાં. રાજા પદ્મરથ સામુદ્રિક શાસ્ત્રનો જાણકાર હોવાથી તે બાળકનાં સુલક્ષણો જોઈ સાશ્ચર્ય વિચાર કરવા લાગ્યો કે, શું બધાં સુલક્ષણો આ બાળકમાં જ એકઠાં મળી આવ્યાં છે ?

આ બાળક કોનું હશે ? પણ મારે આ પ્રકારના પ્રશ્નમાં શામાટે પડવું જોઈએ ? મારે કોઈ સંતાન નથી. સંતાન ન હોવાને કારણે મારું રાજ્ય પણ સૂનું દેખાય છે ! મારાં સદ્ભાગ્યે જ આ બાળક મારા હાથમાં આવ્યું છે અને આ ઘોડો જ મને અહીં સુધી ખેંચી લાવ્યો છે. હું આ ઘોડાની લગામ જેમ તાણતો હતો તેમ તે વધારે જોર કરતો હતો પણ અહીં આવતાં જ મારા મનમાં લગામ ઢીલી કરી દેવાની ઇચ્છા થઈ અને લગામ ઢીલી કરતાં જ ઘોડો અટકી ગયો. આ ઉપરથી એમ જણાય છે કે, આ બાળકને પ્રાપ્ત કરવા પાછળ ઘણું રહસ્ય રહેલું છે. નિમિત્તને જોઈ ઉપાદાન જાણી શકાય છે. જે પ્રમાણે ધુમાડો જોવાથી અગ્નિનું અનુમાન થાય છે તે જ પ્રમાણે આ બધાં નિમિત્તોને જોવાથી આ બાળકની પ્રાપ્તિ પાછળ કોઈ ઊંડું રહસ્ય રહેલું છે એવું અનુમાન કરી શકાય છે. વળી આની પાછળ કોઈ પૂર્વ કારણ હોવું જ જોઈએ અને આ બાળકની સાથે મારો કોઈ ગાઢ સંબંધ પણ અવશ્ય હોવો જોઈએ.

રાજા વિચારવા લાગ્યો કે, આ બાળક તો પટરાણીને સોંપવા યોગ્ય છે. એટલા માટે ગમે તે રીતે આ બાળકને મહેલમાં લઈ જવું જોઈએ અને પટરાણીને સોંપવું જોઈએ. આ પ્રમાણે વિચાર કરી રાજાએ તે બાળકને સાવચેતીપૂર્વક પોતાના હાથમાં ઉપાડયું અને કોઈને ખબર પણ ન પડે અને બાળકને પણ કષ્ટ ન થાય એ રીતે ઘોડા ઉપર બેસી રાજા રાજમહેલમાં આવ્યો.

રે સુનો પ્રિયા હમારી, લીજે સુંદર લાલ કો; ટેર  
**નાથ લાલસે કામ ન મેરે, મૈં હૂં અભાગા નાર;**  
**પુત્ર લાલ બિન હીરે લાલ, સબ મેરે હૈં બેકાર. ॥ સુનો૦ ૧ ॥**  
**ધીરજ ધરકે મેરી પ્યારી, નિરખો નજર લગાય;**  
**અજબ ગજબ કા યહ તો લાલ હૈ, ચિન્તા દેવે મિટાય. ॥ સુનો૦ ૨ ॥**

તે વખતે રાણી, પુત્ર ન હોવાને કારણે, સંતાન વિષે ચિન્તા કરી રહી હતી. તે એમ વિચાર કરી રહી હતી કે, રાજા મારા પ્રત્યે ઘણો પ્રેમભાવ રાખે છે અને મારો આટલો બધો આદર કરે છે પણ હું એવી અભાગી છું કે, મેં રાજાને એકપણ રત્ન આપ્યું નહિ. હું આ દુઃખ કોને કહું ? રાણી આ પ્રમાણે ચિન્તા કરી રહી હતી એટલામાં જ રાજા રાણીની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે, " પ્રિયે ! અહીં આવ તો ! હું તારા માટે એક લાલ લાવ્યો છું ! " રાણી તે વખતે ઉદાસ હતી. એટલે તેણીએ વિચાર્યું કે, હું મારું ઉદાસ મુખ રાજાને કેવી રીતે બતાવું ! આ પ્રમાણે વિચાર કરી તેણે મુખ ફેરવી રાજાને કહ્યું કે, " મહારાજ ! મારે તો પુત્રલાલ જોઈએ, આ હીરા-લાલ વગેરે પત્થરનાં ટૂકડાં હવે મને પસંદ નથી. તમે મને એવાં પત્થરનાં ટૂકડાં ઘણાં આપ્યાં છે પણ એથી મને સંતોષ થયો નથી. હવે મને એવાં કીંમતી પત્થરોની આવશ્યકતા નથી. મારે તો પુત્રલાલની આવશ્યકતા છે. "

રાણીનું કથન સાંભળી રાજા સમજી ગયો કે, રાણી પુત્ર માટે તલસે છે. આ સમયે હું તેને જ યોગ્ય વસ્તુ લાવ્યો છું પણ તે તો એમ જ સમજી રહી છે કે, હું હીરા-લાલ વગેરે લાવ્યો છું. પણ હું લાલ પત્થર—નહિ પણ પુત્રલાલ લાવ્યો છું એ વાત તે જાણતી નથી. એટલા જ માટે તે આમ કહી રહી છે. આ પ્રમાણે વિચાર કરી રાજાએ રાણીને કહ્યું

કે, " પ્રિયે ! જો તો ખરી કે હું કેવો લાલ લાવ્યો છું ? તું આ લાલને જોશે તો તારી બધી ચિન્તા દૂર થઈ જશે. "

રાજાના કથન ઉપરથી રાણી એમ સમજી કે, રાજા કોઈ ચિન્તામણિ રત્ન લાવ્યા હશે પણ મને તો એથી સંતોષ થઈ શકે એમ નથી. આ પ્રમાણે વિચાર કરી તેણે રાજાને કહ્યું કે, " તમે ચિન્તામણિ રત્ન લાવ્યા હશો પણ મારે ચિન્તામણિ રત્ન પણ ન જોઈએ. ચિન્તામણિ રત્ન તો જેની મને ચિન્તા નથી એવી વસ્તુ આપી શકે છે. મને તો પુત્રની ચિંતા છે અને આ ચિન્તાને પુત્ર જ મટાડી શકે એમ છે; બીજું કોઈ એ ચિન્તાને મટાડી શકે એમ નથી. "

**બહુત લાલ બહુ મોલા લાકે, મુઝકો સોંપા રાય;**
**પુત્રરત્ન બિન ઈસ દુભગે કા, દુઃખડા નહીં નસાય. ॥ સુનો૦ ૩ ॥**
**નારિ હૃદયમેં પુત્ર વ્યથાકી, ચિન્તા અપરંપાર;**
**નર નહીં જાને સુનો નાથ મમ, લાલ ખજાને ડાલ. ॥ સુનો૦ ૪ ॥**
**જીવ રહિત મૈં લાલ ન લૂંગી, લીની પ્રીતમ ધાર;**
**માફ કરો અપરાધ હમારા, મૈં હૂં દુઃખ દાતાર. ॥ સુનો૦ ૫ ॥**

" હે ! પ્રભો ! આપે મને અત્યાર સુધી ઘણાં કીંમતી કીંમતી હીરા-લાલ આપ્યાં છે. હું એમ સમજતી હતી કે, મારી ઉપર આપનો જે ઉપકાર ચડી રહ્યો છે તેનો બદલો પુત્રરત્ન આપીને ચૂકવી આપીશ; પણ હું અભાગી એવી છું કે એમ કરી ન શકી. મને એ જ વાતનું દુઃખ છે. એ દુઃખને હીરા કે લાલ દૂર કરી શકે નહિ. આપને સ્ત્રીહૃદયનો પરિચય નથી. સંતાન ન હોવાથી સ્ત્રીઓને કેવો સંતાપ રહે છે તેને આપ શું જાણો ? એને તો સ્ત્રીઓ જ જાણે છે. મને હવે પત્થરનાં લાલ લલચાવી શકે એમ નથી. મારે તો પુત્રલાલ જોઈએ. "

રાણીએ કહ્યું કે, " મહારાજ ! મારો અપરાધ માફ કરો; પણ હું નિર્જીવ લાલને લેવા ચાહતી નથી; બલ્કે હું તો એમ વિચારી રહી છું કે, મારી પાસે જે હીરા-લાલ છે તે પણ તમને પાછાં સોંપી દઉં. મારે હવે આવાં લાલ ન જોઈએ; પણ મારે તો પુત્રલાલ જોઈએ. "

**યોં મત બોલો પ્રાણ પ્યારી, યહ જીવિત હૈ લાલ;**
**સુન કે દૌડી પ્રેમ કી જોડી, દુઃખકો દીના ટાલ. ॥ સુનો૦ ૬ ॥**

રાણીનું આ પ્રમાણે કથન સાંભળી રાજા વિચારવા લાગ્યો કે, " પ્રિયે ! તું આ લાલને જો તો ખરી કે આ લાલ કેવો છે ? આ જડ લાલ નથી પણ ચૈતન્ય લાલ છે ! "

રાજાનું આ કથન સાંભળી રાણી વિચારવા લાગી કે, મારા પતિ અસત્ય બોલે એવા નથી. આ પ્રમાણે વિચાર કરી તે રાજાની પાસે ગઈ. તેણે રાજાના ખોળામાં બાળક જોયું. બાળકને જોતાં જ તે દિઙ્મૂઢ થઈ ગઈ. તે કહેવા લાગી કે, " આ બાળક કોનું છે ? તમે આ બાળકને ક્યાંથી લાવ્યા છો ? હું સો ભવ સુધી તપ કરૂં છતાં આવા બાળકને પ્રાપ્ત કરી શકું કે કેમ એમાં મને સંદેહ છે ! આ બાળકને મારી કઈ બહેને જન્મ આપ્યો છે ? "

આ પ્રમાણે પુત્રનાં સમાચાર સંભળાવીને તે મુનિએ મયણરેહાને કહ્યું છે કે, " આ પ્રમાણે તમારા બાળકને તે રાજા લઈ ગયો છે. " ધર્મકરણી કરનાર આત્માનું અપમાન થઈ શકતું નથી. ગીતામાં પણ કહ્યું છે કેઃ—

**न हि कल्याणकृतः कश्चित् दुर्गतिं तात गच्छति ।**

અર્થાત્—કલ્યાણ કરનાર કોઈ દિવસ દુર્ગતિને પામતો નથી. વાસ્તવમાં ધર્મકરણી કોઈ દિવસ વ્યર્થ જતી નથી. એટલા માટે ધર્મકરણી કરો તો તેમાં સ્વપરનું કલ્યાણ જ રહેલું છે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ આસો વદ ૫ રવિવાર



### પ્રાર્થના

**સુમતિ જિનેશ્વર સાહિબાજી, 'મેઘરથ' નૃપનો નંદ;**
**'સુમંગલા' માતા તણો, તનય સદા સુખકંદ.**
**પ્રભુ ત્રિભુવન તિલોજી. ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી સુમતિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

ભક્તજનો જે મહાન્ વસ્તુની પ્રાપ્તિની ઇચ્છા રાખે છે તે મહાન વસ્તુ સન્મતિ છે. ભક્તો પરમાત્મા પાસે એ જ ચાહે છે કે, હે! પ્રભો! મારામાં દુર્મતિ પેદા ન થાય પણ સન્મતિ પેદા થાય. જો આપણને સન્મતિની આવશ્યકતા હોય તો આપણે સન્મતિદાતા સુમતિનાથ ભગવાનના શરણે જવું જોઈએ. હે! સુમતિનાથ ભગવાન! તું જ વાસ્તવમાં સન્મતિદાતા છો અને એટલા જ માટે હું તને પ્રાર્થના કરું છું કે 'તું મને સન્મતિ આપ.' હવે આ જ વાત હું શાસ્ત્રદ્વારા કહું છું.

## સમ્યક્ત્વ પરાક્રમ—સોલમો બોલ.

શાસ્ત્રમાં કાલપ્રતિલેખન વિષે કાલે વિચાર કરવામાં આવ્યો છે. કાલપ્રતિલેખન કરવામાં ત્રુટી રહી ગઈ હોય અર્થાત્ અકાળે સ્વાધ્યાયદિ કરવામાં આવ્યો હોય તો પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ એટલા માટે આજે પ્રાયશ્ચિત્ત વિષે વિચાર કરવામાં આવે છે. પ્રાયશ્ચિત્ત કરવા વિષે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે:—

### સોલમો બોલ

**(१६) पायच्छित्तकरणेणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે! ભગવાન! પ્રાયશ્ચિત્ત કરવાથી જીવને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે:—

**पायच्छित्तकरणेणं पावकम्मविसोहिं जणेइ, निरइयारे यावि भवइ, सम्मं च णं पायच्छित्तं पडिवज्जमाणे मग्गं च मग्गफलं च विसोहेइ, आयारं आयारफलं च आराहेइ ॥ १६ ॥**

અર્થાત્—પ્રાયશ્ચિત કરવાથી પાપની વિશુદ્ધિ થાય છે અને વ્રતનાં અતિચારોથી રહિત થવાય છે, અને શુદ્ધ મનથી પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરીને જીવ કલ્યાણના માર્ગ અને તેના ફળની વિશુદ્ધિ કરે છે તથા ક્રમથી ચારિત્ર અને તેના ફળ ( મોક્ષ )ને આરાધી શકે છે.

સન્મતિની પ્રાપ્તિ કરવી કે પાપનું છેદન કરવું એ એક જ વાત છે. ભલે તેમાં શાબ્દિક અંતર હોય પણ વસ્તુતઃ તેમાં અંતર નથી. પ્રાયશ્ચિત્તનો અર્થ પાપનું છેદન કરવું કે ચિત્તની શુદ્ધિ કરવી એવો થાય છે. પાપનું છેદન કે ચિત્તશુદ્ધિ કરવી અને સન્મતિને પ્રાપ્ત કરવી એ અર્થતઃ એક જ વાત છે.

પ્રાયશ્ચિત્તના પ્રશ્ન પહેલાં કાલપ્રતિલેખનનો પ્રશ્ન આવ્યો છે. સ્વાધ્યાયાદિ માટે કાલનું પ્રતિલેખન ન કરવાથી કે સ્વાધ્યાય ન કરવાથી અથવા અકાળે પણ સ્વાધ્યાયાદિ કરવાથી પ્રાયશ્ચિત્ત આવે છે.

જે કોઈ વ્યક્તિ કામ કરે છે તેના જ કામમાં ગુણ કે દોષ પણ હોઈ શકે, પરંતુ જે માણસ કામ કરતો નથી તેના કામમાં ગુણ દોષ ક્યાંથી હોઈ શકે ? જે ઘોડા ઉપર ચડે છે તે જ કોઈવાર પડી પણ જાય છે, પરંતુ જે ઘોડા ઉપર ચડતો જ નથી તેને માટે પડવાનો પ્રશ્ન જ રહેતો નથી. આ જ પ્રમાણે જે સ્વાધ્યાય કરે છે તેનાથી જ અતિચાર થઈ જવો સંભવિત છે. આ અતિચારોને દૂર કરવા માટે જ પ્રાયશ્ચિત્તનું વિધાન કરવામાં આવેલ છે.

પ્રાયશ્ચિત્ત શબ્દની વ્યુત્પત્તિ અનેક વિધિએ કરવામાં આવે છે. આ બધી વ્યુત્પત્તિઓને કહેવાનો તો સમય નથી એટલા માટે સંક્ષેપમાં તે વિષે એટલું જ કહું છું કેઃ—

પ્રાયશ્ચિત્ત શબ્દ પ્રાયઃ અને ચિત્ત એ બે શબ્દો મળીને બનેલો છે. આ પ્રાયશ્ચિત્ત શબ્દનો અર્થ કરતાં ટીકાકાર કહે છે કેઃ—

**प्रायः पापं विजानीयात् चित्तं तस्य विशोधनम् ।**

પ્રાયઃ નો અર્થ પાપ છે. અત્યન્તપ્રકારે આત્માનું અતિચાર કે દોષોમાં ગમન કરવાનું નામ પાપ છે, અને चित्तशुद्धौ ધાતુ ઉપરથી ચિત્ત શબ્દ બન્યો છે જેનો અર્થ વિશોધન થાય છે. આ પ્રમાણે જે અનુષ્ઠાન કે વ્રતથી પાપનું વિશોધન થાય તેનું નામ પ્રાયશ્ચિત્ત છે. આ પ્રાયશ્ચિત્ત વિષે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે, પ્રાયશ્ચિત્ત કરવાથી જીવને શો લાભ થાય છે ?

પ્રાયશ્ચિત્તનાં નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર ભેદ છે. નામ પ્રાયશ્ચિત્ત અને સ્થાપના પ્રાયશ્ચિત્ત તો કેવલ ઉચ્ચાર કે કથનરૂપ જ છે. દ્રવ્ય પ્રાયશ્ચિત્ત લોકરંજનને માટે કરવામાં આવે છે અર્થાત્ દ્રવ્ય પ્રાયશ્ચિત લોકોને બતાવવા માટે જ કરવામાં આવે છે. ત્યારે હૃદયનાં પાપને નષ્ટ કરવાની ભાવનાએ જે વ્રત કે અનુષ્ઠાન કરવામાં આવે છે તે ભાવ પ્રાયશ્ચિત છે.

પ્રાયઃ શબ્દનો અર્થ વિશેષ પણ થાય છે. આ ઉપરથી એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, વિશેષ પાપ કોનું કહેવું જોઈએ ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, સૂક્ષ્મ અર્થાત્ જેનો પ્રતિકાર કરી ન શકાય તે અપ્રતિકારી પાપનું પ્રાયશ્ચિત્ત થતું નથી પણ જે પ્રતિકારી પાપ હોય છે અર્થાત્ જે પાપનો પ્રતિકાર કરવો શક્ય અને જે કાર્ય શાસ્ત્રથી નિષિદ્ધ હોય તે જ પાપકાર્યનું પ્રાયશ્ચિત્ત થાય છે. અહીં વિશેષ શબ્દથી તે જ પાપને ગ્રહણ કરવાનો સંકેત કરવામાં આવ્યો છે. ઉદાહરણ તરીકે, એક પ્રાણાતિપાત તો એવો હોય છે કે, જેનો

પ્રતિકાર કરી શકાતો નથી. જેમકે શાસ્ત્રવિધિની દૃષ્ટિએ એક જગ્યાએથી પગ ઉપાડી બીજે જગ્યાએ પગ મૂકતાં પણ હિંસા થાય છે. પણ આ પ્રકારની હિંસાનો પ્રતિકાર થઈ શકતો નથી. જો કે પગ ઉપાડવામાં તથા મૂકવામાં હિંસા તો થાય છે પણ તે હિંસા એવી છે કે તેનો પ્રતિકાર થઈ શકતો નથી, પણ તે હિંસા શરીરની સાથે લાગેલી જ છે એટલા માટે આ પ્રકારની હિંસાનું પ્રાયશ્ચિત્ત પણ નથી. હિંસા એક તો શાસ્ત્રદ્વારા નિષિદ્ધ હોય છે, અને બીજી શરીરની સાથે જ વળગેલી હોય છે, અર્થાત્ જ્યાંસુધી શરીર હોય છે ત્યાંસુધી હાલવા-ચાલવાની હિંસા વળગેલી જ હોય છે. આ પ્રમાણે આ બન્ને પ્રકારની હિંસામાંથી શાસ્ત્રનિષિદ્ધ હિંસાનો તો પ્રતિકાર થઈ શકે છે, પણ શરીર સાથે વળગેલી હિંસાનો પ્રતિકાર થઈ શકતો નથી. એટલા માટે શરીરની સાથે વળગેલી હિંસાનું પ્રાયશ્ચિત્ત પણ નથી.

શાસ્ત્રમાં જે પાપોનું વર્ણન છે તે પાપો કરવાનાં બે કારણો હોય છે. એક તો कप्पिया પાપ હોય છે અને બીજું दप्पिया પાપ હોય છે. અર્થાત્ એક પાપ તો એવું હોય છે કે જે લાચારીથી કરવામાં આવે છે અને બીજું પાપ અહંકારથી કરવામાં આવે છે. ભલે લાચારીથી પાપ કરવામાં આવે કે અહંકારથી પાપ કરવામાં આવે પણ પાપ તો બન્નેય છે. કોઈ પણ પ્રકારનું પાપ હોય, પણ જે પાપ કહેવામાં આવે છે તે પાપ તો છે જ. આ પ્રકારના પાપ માટે ભાવ પ્રાયશ્ચિત્ત કરવાથી જીવને શો લાભ પ્રાપ્ત થાય છે? એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, ભાવ પ્રાયશ્ચિત્ત દ્વારા જીવ પાપકર્મની વિશુદ્ધિ કરે છે.

ભગવાને જે ઉત્તર આપ્યો છે તે ઉપરથી પણ એ વાત સ્પષ્ટ થાય છે કે, 'પાય' કે, 'પ્રાયઃ' નો અર્થ પાપ છે અને પ્રાયશ્ચિત્તનો અર્થ પાપનું વિશોધન એવો થાય છે. પ્રાયશ્ચિત્ત કરવાથી પાપનું વિશોધન થાય છે અને જીવ નિરતિચાર બને છે. જ્ઞાન, દર્શન અને ચારિત્રની મર્યાદાનું ઉલ્લંઘન થવું તેનું નામ અતિચાર છે. પ્રાયશ્ચિત્તથી તે અતિચાર મટી જાય છે અને જીવ નિરતિચાર બને છે.

ભગવાને જે ઉત્તર આપ્યો છે તેમાં એવો પાઠ આવ્યો છે કે, सम्मं च णं पायच्छित्तं पडिवज्जमाणे मग्गं मग्गफलं च विसोहेइ । આ પાઠનો અર્થ એ છે કે, આગમોક્ત વિધિથી પ્રાયશ્ચિત્ત કરનાર જીવ કલ્યાણમાર્ગ અને તેના ફલનું વિશોધન કરે છે.

સમ્યગ્દર્શન માર્ગ છે અને જ્ઞાનાદિ ગુણો તેનું ફળ છે. પ્રાયશ્ચિત્તથી આ માર્ગ અને તેના ફળની વિશુદ્ધિ થાય છે, પણ આ ઉપરથી પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, જ્ઞાનથી સમકિત થાય છે કે, સમકિતથી જ્ઞાન થાય છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, નિશ્ચયમાં તો દર્શનથી જ્ઞાન થાય છે પણ વ્યવહારમાં જ્ઞાનથી દર્શન અર્થાત્ સમકિત થાય છે. અત્રે નિશ્ચયને દૃષ્ટિમાં રાખીને કહેવામાં આવ્યું છે કે, માર્ગ તો દર્શન છે અને તેનું ફળ જ્ઞાન છે. કારણ કે દર્શન વિનાનું જ્ઞાન પ્રમાણ માનવામાં આવતું નથી. જે જ્ઞાનની સાથે પૂર્ણ સમકિત હોય તે જ જ્ઞાન છે, બાકી અજ્ઞાન છે.

ભગવાને જે ઉત્તર આપ્યો છે તેમાં એવો પાઠ પણ છે કે, आयारं आयारफलं च आराहेइ આ પાઠનો અર્થ એ છે કે, તે જીવ આચાર અને તેના ફલનો પણ આરાધક બને છે. આચાર અર્થાત્ સંયમનું ફળ મોક્ષ છે. આ પ્રમાણે ભાવ પ્રાયશ્ચિત્ત કરનાર દર્શનની પણ વિશુદ્ધિ કરે છે, જ્ઞાનની પણ વિશુદ્ધિ કરે છે અને આચાર તથા તેના ફળ મોક્ષનો પણ આરાધક બને છે.

પ્રાયશ્ચિત્ત શબ્દ એવો વિશાળ છે કે તે શબ્દને બધા દર્શનકારોએ સ્વીકાર્યો છે. જૈનશાસ્ત્ર પ્રાયશ્ચિત્તથી જ્ઞાન, દર્શન અને ચારિત્રની વિશુદ્ધિ બતાવે છે. આ પ્રાયશ્ચિત્તને શ્રી સ્થાનાંગ સૂત્રના ત્રીજા ઠાણામાં ત્રણ પ્રકારનું, આઠમા ઠાણામાં આઠ પ્રકારનું, નવમા ઠાણામાં નવ પ્રકારનું અને દશમા ઠાણામાં દશ પ્રકારનું બતાવવામાં આવેલ છે. એ બધાંનો સાર એ જ છે કે, પ્રાયશ્ચિત્ત કરવાથી દર્શનની વિશુદ્ધિ થાય છે એટલા માટે પ્રાયશ્ચિત્ત કરવું. બીજા દાર્શનિકોએ પણ પ્રાયશ્ચિત્તનો સ્વીકાર કર્યો છે. પાપથી વિશુદ્ધ થવા માટે બધા દાર્શનિકો કહે છે અને આ પ્રમાણે બધાએ પ્રાયશ્ચિત્તનો સ્વીકાર કર્યો છે. પણ જૈનશાસ્ત્ર કહે છે કે, પ્રાયશ્ચિત્તદ્વારા પાપનું વિશોધન કરો. પાપના સંતાપથી બચતાં રહેવાની ઇચ્છા કરવી અને પાપનો ત્યાગ ન કરવો તે પ્રાયશ્ચિત્ત નથી. પાપના પરિણામથી, અર્થાત્ પાપના દંડથી ગભરાઈ જવું ન જોઈએ પણ પાપથી ડરવું જોઈએ.

કેટલાક દર્શનકારો કહે છે કે, પાપ તો થયાં જ કરે છે. પાપથી તો બચી શકાય નહિ, પણ પાપના પરિણામથી બચવા માટે ઇશ્વરની પ્રાર્થના કરવી જોઈએ. પરંતુ જૈન-દર્શન કહે છે કે, પાપના પરિણામથી બચવું ન જોઈએ. બીજા દર્શનકારો આ વાતને કેવી રીતે કહે છે, અને તેમની આ વાત કેવી રીતે ઠીક નથી એ વાત હું અત્યારના યુગ પ્રવર્ત્તક મનાતા ગાંધીજીની આત્મકથાનું ઉદાહરણ આપી બતાવું છું.

ગાંધીજી જ્યારે વિલાયત જતા હતા ત્યારે રાજકોટમાં તેમની માતાના આગ્રહથી આપણી સંપ્રદાયના બેચરજી સ્વામી નામના જૈન સાધુ પાસે તેમણે દારૂ, માંસ અને પરસ્ત્રીનો ત્યાગ સ્વીકાર્યો હતો. આ ત્યાગ સ્વીકારવાથી ગાંધીજી વિલાયતમાં દારૂ, માંસ, પરસ્ત્રી વગેરેથી બચી શક્યા હતા. વિલાયતથી ભારતમાં પાછા ફર્યા બાદ તેઓ પાછા દક્ષિણ આફ્રીકામાં ગયા હતા. ત્યાંનો અનુભવ લખતાં તેઓ કહે છે કેઃ—

કોટ્સ નામના ખ્રીસ્તીએ મને ઇસાઈ ધર્મના સંબંધમાં ઘણી દલીલો કરી અને મેં પણ તેની સાથે ઘણી દલીલો કરી પણ તેની સમજમાં મારી દલીલો આવી નહિ, કારણ કે, તેને તો મારા ધર્મ ઉપર અશ્રદ્ધા જ હતી. તે તો મને અજ્ઞાનકૂપમાંથી બહાર કાઢવાની આશા રાખતો હતો. તેનું કહેવું એમ હતું કે, બીજા ધર્મમાં થોડું ઘણું સત્ય ભલે હોય પણ પૂર્ણ સત્યરૂપ ઇસાઈ ધર્મનો સ્વીકાર કર્યા વિના તમને મોક્ષ મળી શકે નહિ. ઇસુની કૃપાદૃષ્ટિ વિના પાપ પણ ધોઈ શકાતાં નથી અને બધાં પુણ્યકાર્યો પણ નિરર્થક જાય છે. જ્યારે હું કોટ્સની દલીલોથી પ્રભાવિત ન થયો ત્યારે મને એવા ખ્રીસ્તીઓની સાથે પરિચય કરાવ્યો કે જેમને તે વધારે ધર્મચુસ્ત માનતો હતો.

તેણે મને જેમની સાથે પરિચય કરાવ્યો તેમાં એક પ્લીમથ બ્રધરનનું કુટુંબ હતું. પ્લીમથ બ્રધરન નામનો એક ખ્રીસ્તી સમ્પ્રદાય છે. કોટ્સે કેટલાંક પરિચયો કરાવ્યાં તે મને બહુ સારા લાગ્યા. તેમના પરિચયથી મને લાગ્યું કે, તે લોકો ઇશ્વરથી ડરતા હતા; પણ આ કુટુંબે મારી સાથે એવી દલીલ કરી કે, તમે અમારા ધર્મની ખૂબી સમજી શકતા નથી. તમારા બોલવા ઉપરથી અમે જોઈએ છીએ કે, તમારે હંમેશાં ક્ષણે ક્ષણે પોતાની ભૂલનો વિચાર કરવો પડે છે અને તેનો સુધાર કરવો પડે છે અને જો ભૂલ ન સુધરે તો તમારે પશ્ચાત્તાપ કે પ્રાયશ્ચિત્ત કરવાં પડે છે. આ ક્રિયાકાંડથી તમે ક્યારે છૂટી શકો અને તમને શાન્તિ ક્યારે મળી શકે ! આપણે પાપી છીએ એ તો તમે માનો જ છો. હવે અમારા

લોકોની માન્યતા કેવી પરિપૂર્ણ છે તે જુઓ. આપણો પ્રયત્ન વ્યર્થ છે. છતાં આપણને મુક્તિ તો જોઈએ જ. પાપનો બોજો આપણે કેવી રીતે ઉપાડી શકીએ ! એટલા માટે આપણે તે પાપના બોજાને ઈસુ ઉપર મૂકી દઈએ છીએ. ઈસુ ઈશ્વરનો એક માત્ર નિષ્પાપ પુત્ર છે. ઈશ્વરનું ઈસુને વરદાન છે કે, જે ઈસુને માને છે તેનું પાપ ઈશ્વર ધોઈ નાંખે છે. ઈશ્વરની આ અગાધ ઉદારતા છે. ઈસુની મુક્તિની યોજનાનો અમે સ્વીકાર કર્યો છે એટલા માટે અમને અમારાં પાપ લાગતાં નથી. પાપ તો થાય જ છે. આ જગતમાં પાપ વિના કેવી રીતે રહી શકાય ? એટલા જ માટે ઈસુએ આખા જગતનાં પાપ એક જ વાર પ્રાયશ્ચિત્ત કરી ધોઈ નાંખ્યાં છે. ઈસુના આ મહાબલિદાનનો જેઓ સ્વીકાર કરે છે તેઓ તેમની ઉપર વિશ્વાસ કરી શાન્તિ પ્રાપ્ત કરી શકે છે. ક્યાં તો તમારી અશાન્તિ અને ક્યાં અમારી શાન્તિ !

મને આ દલીલ ગળે ઊતરી નહિ. મેં તેમને નમ્રતાપૂર્વક જવાબ આપ્યો કે, જો સર્વમાન્ય ખ્રીસ્તી ધર્મ આ જ હોય તો મારે તે ન જોઈએ. હું પાપના પરિણામથી મુક્તિ ચાહતો નથી, પણ પાપવૃત્તિ અને પાપકર્મથી મુક્તિ ચાહું છું.

ગાંધીજીએ પોતાની આત્મકથામાં આ આશયનું લખ્યું છે. આ લખાણનો સરળ અર્થ એ છે કે, ગાંધીજી એમ કહેતા હતા કે, પાપના પરિણામથી બચવું ન જોઈએ પણ પાપ-વૃત્તિથી બચવું જોઈએ. પાપવૃત્તિથી બચવામાં આવે તો જ મુક્તિ મળી શકે. ત્યારે તેમના ખ્રીસ્તી મિત્રો એમ કહેતા હતા કે, પાપનો ભાર બધો ઈસુ ઉપર જ મૂકી દેવો જોઈએ; અને ઈસુ ઉપર વિશ્વાસ રાખવાથી ઈસુ આપણાં બધાં પાપો ધોઈ નાંખે છે. ગાંધીજીએ આ દલીલના જવાબમાં એમ કહ્યું હતું કે, અપરાધ તો કરવો અને તેનો દંડ ન ભોગવવો, એ ઉચિત કેમ કહેવાય ? હું તો પાપના દંડથી બચવા ચાહતો નથી પણ પાપની વૃત્તિથી બચવા ચાહું છું.

આ પ્રમાણે બીજા લોકો પાપથી તો બચવા ચાહે છે, પરંતુ જૈનધર્મ કહે છે કે, પાપના પરિણામથી બચવા ન ચાહો પણ પાપની વૃત્તિથી બચવા ચાહો અને તેને જ માટે પ્રાયશ્ચિત્ત કરો.

નરકમાં પણ સમદૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ એવા બે પ્રકારના જીવો હોય છે. જેઓ સમદૃષ્ટિ હોય છે તેઓ પાપને ખરાબ માને છે પણ નરકને ખરાબ માનતા નથી અને જેઓ મિથ્યાદૃષ્ટિ હોય છે તેઓ નરકને ખરાબ માની ગાળો ભાંડે છે. સમદૃષ્ટિ તો પાપને ખરાબ માને છે, અને પાપને નષ્ટ કરવા માટે પ્રાયશ્ચિત્ત પણ કરે છે; પરંતુ મિથ્યાદૃષ્ટિ નરકને ખરાબ માને છે અને તેને ગાળો ભાંડી વધારે પાપકર્મો બાંધે છે. જૈનશાસ્ત્ર કહે છે કે, પાપના પરિણામથી બચવા ન ચાહો પણ પાપની વૃત્તિથી બચો.

આ કથનને દૃષ્ટિમાં રાખી તમારે શું કરવું જોઈએ તેનો વિચાર કરો. આ કથનને દૃષ્ટિમાં રાખી પાપ કરવાની વૃત્તિથી બચવું જોઈએ. અને જો પાપ થઈ ગયું હોય તો તેના પરિણામથી બચવું ન જોઈએ પણ પરિણામ ભોગવવા માટે તૈયાર રહેવું જોઈએ અને એમ સમજવું જોઈએ કે, મારે જે દુઃખ ભોગવવું પડે છે તે મારા પાપનું પરિણામ જ છે; પછી ભલે તે પાપ આ જન્મનું હોય, કે બીજા કોઈ જન્મનું હોય ! શ્રી ભગવતીસૂત્રમાં આ વિષે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કેઃ

से नूनं भन्ते ! सकडा कम्मं वेदयन्ति परकडा वेदयन्ति ।

અર્થાત્—હે ! ભગવાન ! જીવ પોતાનાં કરેલાં કર્મોથી દુઃખ પામે છે કે, બીજાનાં કરેલાં કર્મોથી દુઃખ પામે છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કેઃ—

**गोयमा ! सकडा कम्मं वेदयन्ति नो परकडा ।**

અર્થાત્—હે ગૌતમ ! જીવ પોતાનાં કર્મોને જ ભોગવે છે, બીજાનાં કરેલાં કર્મોને વેદતો નથી.

જો કે ભગવાને આ પ્રમાણે કહ્યું પણ આજે તો એવું જોવામાં આવે છે કે, લોકો થાંભલા સાથે ભટકાય તો તેઓ થાંભલાને જ દોષ આપવા લાગે છે પણ પોતાની અસાવધાનીને જોતા નથી. આ જ પ્રમાણે અજ્ઞાનીઓ પોતાનાં પાપકર્મોને તો જોતાં નથી અને બીજાને જ દોષ આપવા લાગે છે પરંતુ જ્ઞાનીજનો તો પોતાનાં પાપોને જ જુએ છે અને તે પાપોનું પ્રાયશ્ચિત કરે છે. તમે પણ તમારાં પાપોને જુઓ અને તેનું પ્રાયશ્ચિત કરો તો તેમાં કલ્યાણ જ છે.

## મયણરેહા ચરિત્ર—૪૧

મુનિએ મયણરેહાને કહ્યું કે, તારો પુત્ર સુકૃતિવાન છે એટલા માટે તેને ક્યાંય કષ્ટ પડશે નહિ. કહ્યું પણ છે કે :—

**भीमं वनं भवति तस्य पुरं प्रधानं, सर्वो जनः सुजनतामुपयाति तस्य ।**
**कृत्स्ना च भूर्भवति सन्निधिरत्नपूर्णा यस्यास्ति पूर्वसुकृतं विपुलं नरस्य ॥**

અર્થાત્—જે પુરુષે પૂર્વમાં ઘણાં સુકૃતો કરેલાં હોય છે તેને માટે ભયંકર વન પણ મનોહર નગર જેવું બની જાય છે અને દુર્જન લોકો પણ તેને માટે સજ્જન બની જાય છે. આ જ પ્રમાણે જે પૃથ્વી ઉપર કાંકરા-પત્થર પડેલાં હોય છે તે જ પૃથ્વી ઉપર તેને ચિન્તામણિ રત્નો પ્રાપ્ત થાય છે.

જે વ્યક્તિ પૂર્વસુકૃતોથી સુકૃતિવાન હોય છે તેને માટે આ પ્રમાણે કહેવામાં આવ્યું છે. જો આ વાતને ઊલટી કરવામાં આવે તો જે વાત સુકૃતિઓને માટે ઉપર કહેવામાં આવી છે તેથી વિરુદ્ધ દુષ્કૃતિઓને લાગુ પડે છે. અર્થાત્ દુષ્કૃતિઓને માટે મનોહર નગર પણ ભયંકર જંગલ બની જાય છે તથા સજ્જનો પણ તેની દૃષ્ટિએ દુર્જનો બની જાય છે, અને ચિન્તામણિ રત્નો તેને માટે પત્થરસમાન બની જાય છે.

આ પ્રમાણે સારું કે ખરાબ પોતાનાં કૃત્યોનું જ પરિણામ છે. એટલા જ માટે શાસ્ત્રમાં એમ કહેવામાં આવ્યું છે કે :—

**अप्पा कत्ता विकत्ता य दुहाण य सुहाण य ।**

અર્થાત્—આત્મા જ સુખ અને દુઃખનો કર્તા અને ભોક્તા છે. શાસ્ત્રના આ કથનને દૃષ્ટિમાં રાખી દુષ્કૃત્યોથી બચવાનો અને સુકૃત્યો કરવાનો પ્રયત્ન કરો. કોઈ બીજાને દુઃખ આપનાર તરીકે ન માનતાં એમ માનો કે એ દુઃખ મેં જ પેદા કર્યું છે અને એ દુઃખથી મારા પાપનું પ્રાયશ્ચિત થઈ રહ્યું છે. આ પ્રમાણે વિચાર કરશો તો તમારાં દુઃખો મટી જશે અને ભવિષ્યમાં પાપ નહિ થાય.

મુનિ કહે છે કે, " હે ! સતી ! તારો પુત્ર સુકૃત લઈને આવ્યો છે." મુનિનું આ કથન સાંભળી મયણરેહાએ પૂછયું કે, " ભગવાન ! જ્યારે રાજાએ મારા બાળકને પોતાની રાણીને સોંપ્યું ત્યારે રાણીએ શું કહ્યું ?"

**અહો અનુપમ પુત્રરત્ન યહ, કહાંસે લાયે નાથ ?**
**જલ્દી રખ દો ગોદમેં મેરી, યહ દુઃખિયા કા સાથ. ॥ સુન૦ ૭ ॥**
**હર્ષ ભરાઈ હિયે લગાઈ, ચુંબન સે સુખ પાય;**
**અંધકારમય મેરે મહલમેં, જોતી દીવી લગાય. ॥ સુન૦ ૮ ॥**
**પુત્રરત્ન યહ કહાંસે લાયે, મુઝે કહો સમઝાય;**
**અશ્વકે દ્વારા વનમેં પહુંચા, વૃક્ષ દૃષ્ટિ ઠહરાય. ॥ સુન૦ ૯ ॥**
**કલ્પવૃક્ષ સમ ઉસ વૃક્ષસે, મુઝકો મિલ ગયા બાલ;**
**કયા મહિમા મૈં ગાઉં ઈસકી, ગુણ સંપન્ન યહ લાલ. ॥ સુન૦ ૧૦ ॥**

મયણરેહાના પ્રશ્નના ઉત્તરમાં મુનિ કહેવા લાગ્યા કે, " પદ્મરથ રાજાએ રાણીના ખોળામાં બાળક મૂકયું. બાળકને જોઈ રાણી ઘણી જ પ્રસન્ન થઈ અને માતાના જેવા સ્નેહથી તેને છાતી સરસો ચાંપી ચુંબન કરવા લાગી અને કહેવા લાગી કે, રાજન્ ! આપ આ પુત્રરત્નને કયાંથી લાવ્યા છો ! આપ રાજા છો એટલા માટે કોઈનું આ સુંદર બાળક ઝૂંટવીને તો લઈ આવ્યા નથીને ?"

રાણીના પ્રશ્નના ઉત્તરમાં રાજાએ કહ્યું કે, " હું આ પુત્ર કોઈની પાસેથી ઝૂંટવીને લાવ્યો નથી પણ આપણા સુકૃતના પ્રતાપે જ આ બાળક મળેલ છે. હું હમેશાંની માફક આજે ઘોડા ઉપર બેસી જંગલમાં ક્રીડા કરવા ગયો હતો, પણ ન જાણે કોઈની પ્રેરણાથી કે પોતાની મેળે મારો ઘોડો મને જંગલમાં સુદૂર લઈ ગયો." આ પ્રમાણે કહી રાજાએ જંગલમાં વૃક્ષ ઉપર ઝોળીનું જોવું તથા પુત્રનાં લક્ષણો જોઈ બાળકને લઈ આવવું આદિ સર્વ વૃત્તાન્ત રાણીને કહી સંભળાવ્યું. અન્તમાં તે રાણીને કહેવા લાગ્યો કે, " મારા માટે તો તે વૃક્ષ કલ્પવૃક્ષ સમાન નીવડયું અને આ બાળક તે કલ્પવૃક્ષનું જ સુંદર ફળ છે. મને આ ફળ કલ્પવૃક્ષ પાસેથી જ મળ્યું છે. મેં આ બાળકનાં લક્ષણો જોયાં છે. તેનાં લક્ષણો ઉપરથી તે મહાગુણવાન્ થશે એમ લાગે છે."

**મેરી ખાતિર કિસ સુભગેને, વનમેં રખા નિદાન;**
**પુત્રવતી મૈં આજ બની હું, યત્ન કરુંગી મહાન. ॥ સુન૦ ૧૧ ॥**
**ગુપ્ત ગર્ભ થા પટરાની કે, જન્મા સુન્દર લાલ;**
**ફૈલી બાત યહ સારે રાજ્યમેં, સબ જન મંગલમાલ. ॥ સુન૦ ૧૨ ॥**

રાજાનું કથન સાંભળી રાણી કહેવા લાગી કે, " હે ! પ્રભો ! મને એ વાતનું ઘણું આશ્ચર્ય થાય છે કે, આ બાળકને કઈ સુભગા સ્ત્રીએ જન્મ આપી વૃક્ષ ઉપર ઝોળી બાંધી તેમાં સુવડાવ્યો હશે ? તમે આ બાળકને અહીં લાવ્યા તે તો સારું કર્યું પણ કયાંય તેની માતાને પોતાના બાળકને માટે દુઃખ તો થતું નહિ હોયને ? એક માતાને પોતાનું બાળક ન મળે તો કેટલું દુઃખ થાય એ હું મારા અનુભવ ઉપરથી જાણી શકું છું. આ ભાગ્યશાળી બાળકની માતા કેવી હશે ? મને એમ જણાય છે કે, આ બાળક પૂર્ણ ભાગ્યશાળી છે ત્યારે જ તમને પ્રાપ્ત થયો છે–કારણ કે, તેની માતા તેને જન્મ આપી વૃક્ષ ઉપર ઝોળીમાં સુવડાવી કયાંય ચાલી ગઈ એ ઉપરથી એ સ્પષ્ટ જણાય છે કે, તેની માતા કોઈ મહાન્ સંકટમાં પડેલી

હશે ! જો એમ ન હોય તો તે પોતાના બાળકને એકલું આ પ્રમાણે મૂકીને જાય જ શા માટે ? તમે આ બાળકને લઈ આવ્યા તે ઠીક જ કર્યું છે. આ બાળકદ્વારા મને વંધ્યાને પુત્રવતી બનાવી છે. આ બાળકદ્વારા હું મારી સંતાન સંબંધી હોંસ પૂર્ણ કરી શકીશ. હું તમારી સામે પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, આ બાળકને હું બીજાનું નહિ પણ મારું પોતાનું જ માનીશ અને તેની સારસંભાળ આત્મજાતની માફક કરીશ. ”

રાણીનું કથન સાંભળી રાજાએ કહ્યું કે, “ બસ ઠીક છે. મને પણ રાજ્યના ભવિષ્ય વિષે પુત્ર ન હોવાને કારણે ચિન્તા રહેતી હતી. આ બાળકને કારણે મારી તે ચિંતા પણ દૂર થઈ ગઈ છે. આ પુત્ર મારા રાજ્યને માટે પણ આધારભૂત છે. આ પુત્રનાં લક્ષણો ઉપરથી જાણી શકાય છે કે, આ બાળક આપણા માટે, પ્રજા માટે, તેમજ રાજ્ય માટે કલ્યાણકારી સિદ્ધ થશે. એટલા માટે આ બાળકની સારસંભાળ રાખવામાં ખાસ ધ્યાન રાખવું. સાથે સાથે એ વાત પણ પ્રગટ થવા ન દેવી કે આ બાળક મારું નથી, પણ બીજાનું છે. આમ કહેવાથી આ બાળકના હૃદયમાં આપણા માટે એવી ભાવના પેદા થશે કે, આ મારા સાચા જન્મદાતા નથી પણ રક્ષણકર્ત્તા જ છે. આ પ્રકારની ભાવના બાળકમાં પેદા થવાથી અહિત થવાની આશંકા રહે છે એટલા માટે જો કોઈ પૂછે તો તેને એ જ કહેવું કે તે મારું જ બાળક છે. કદાચ કોઈ કહે કે, આપને ગર્ભ ક્યાં રહ્યો હતો ? તો તેને એવો જવાબ આપવો કે, ‘ રાજચર્યાને દૃષ્ટિમાં રાખીને મેં કોઈને ગર્ભ રહ્યાની જાણ થવા દીધી ન હતી; પણ હું ગર્ભવતી હતી અને મારા પેટમાં ગુપ્ત ગર્ભ હતો. ”

રાજાનું કથન સાંભળી રાણીએ કહ્યું કે, “ તો પછી મારે પ્રસૂતિમાં બેસવું જોઈએ અને પ્રસૂતા હોવાનો સ્વાંગ સજી પ્રસૂતિ-સંબંધી બધી વ્યવસ્થા કરવી જોઈએ. આને લગતી બધી વ્યવસ્થા કર્યા બાદ જ હું એમ કહી શકું કે, આ બાળકને મેં જન્મ આપ્યો છે. ” રાજાએ કહ્યું કે, “ તમે કહો છો તે પ્રમાણે અવશ્ય કરવું જોઈએ; કારણકે જ્યારે આ બાળકને આપણો પુત્ર બનાવવો છે તો તેને માટે આ બધું કરવું પણ આવશ્યક છે. ”

રાણીએ પ્રસૂતિ સંબંધી બધી વ્યવસ્થા કરી દાસીદ્વારા એ સમાચાર આખા નગરમાં પ્રસિદ્ધ કરાવી દીધા કે, રાણીએ પુત્રને જન્મ આપ્યો છે. આ આનંદદાયક સમાચાર સાંભળી પ્રજાને ઘણો જ હર્ષ થયો. સ્ત્રી-પુરુષો શુભ વધાઈ લઈને રાજાની પાસે આવવા લાગ્યા અને વધાઈની ભેટ તરીકે રાજાએ તેમને સન્માન-પુરસ્કાર આપ્યો.

આ પ્રમાણે બધાં સમાચાર સંભળાવી તે મુનિએ મયણરેહાને કહ્યું કે, “ સતી ! આ પ્રમાણે તારા પુત્રને કારણે મિથિલામાં આનંદ છવાઈ રહ્યો છે.”

**વૈરી રાય તક જબ પહુંચેગી, પુત્રરત્નકી બાત;**
**નત મસ્તક તબ વે સબ હોંગે, તજ કે મનકી ઘાત. ॥ સુનો૦ ૧૩ ॥**

**ગુણ સંપન્ન તબ નામ પુત્રકા, નમિ યહ દેગા રાય;**
**સુન કે સતીજી સાતા પાઈ, મુનિગણ સુખસે ગાય. ॥ સુનો૦ ૧૪ ॥**

મુનિ કહેવા લાગ્યા કે, “ હે ! સતી ! મેં તમારા પુત્રનાં ભૂતકાળ અને વર્ત્તમાનકાળ સંબંધી હાલ તો સંભળાવ્યાં, પણ હવે તેના ભવિષ્યની વાત પણ સાંભળી લો. પદ્મરથ રાજાને ત્યાં તમારો પુત્ર પહોંચ્યો અને લોકોમાં એ પ્રસિદ્ધ થયું કે, પદ્મરથ રાજાને ત્યાં પુત્ર થયો

છે ત્યારે પદ્મરથના તે વૈરી રાજાઓને પણ એ વાત જાણવામાં આવશે, કે જેઓ એમ વિચારતા હતા કે, પદ્મરથને પુત્ર નથી એટલા માટે તેના મૃત્યુ બાદ તેનું રાજ્ય અમે લઈ લઈશું, તે વૈરી શત્રુ રાજાઓ પણ પદ્મરથને પુત્ર થયો છે એ સમાચાર સાંભળી પદ્મરથને નમન કરશે, અને તે વૈરી શત્રુઓને નમન કરતાં જોઈ પદ્મરથને એવો વિચાર થશે કે, જે વૈરી રાજાઓ મારી આગળ મસ્તક નમાવતા ન હતા, તેઓ આજે પોતાની મેળે આવી મને માથું નમાવે છે તે આ બાળકનો જ પ્રતાપ છે. આ પ્રમાણે પ્રસન્ન થતો રાજા રાણીના મહેલમાં જશે. રાણી રાજાને પ્રસન્ન થવાનું કારણ પૂછશે એટલે જવાબમાં રાજા કહેશે કે, આ બાળકના કારણે આપણા માટે બધે ઠેકાણે આનંદ જ પ્રવર્ત્તી રહેલ છે. જે રાજાઓ મારી સાથે શત્રુતા રાખતા હતા અને મને કોઈ દિવસ નમતા ન હતા તે શત્રુ રાજાઓ પણ પુત્રજન્મના ઉપલક્ષ્યમાં ભેટ લઈને આવ્યા છે અને વૈરને ભૂલી જઈ મને માથું નમાવી રહ્યા છે. આ બધો આ બાળકનો જ પ્રતાપ છે., રાજાનું આ કથન સાંભળી રાણી પણ ખૂબ પ્રસન્ન થતી રાજાને કહેશે કે, જો એમ જ છે તો આ બાળકનું નામ નમિકુંવર પાડવું જોઈએ. રાજા પણ રાણીની આ વાતનો સ્વીકાર કરશે અને તારા બાળકનું નામ નમિકુંવર પાડશે. ”

મુનિનું આ કથન સાંભળી મયણરેહા ઘણી જ પ્રસન્ન થઈ. તે પોતાના મનમાં કહેવા લાગી કે, મારો પુત્ર સુકૃતિ છે, એટલા જ માટે તેનો જીવનરથ સન્માર્ગે ચાલી રહ્યો છે. મનમાં આ પ્રમાણે વિચાર કરતી મયણરેહાએ મુનિને કહ્યું કે, “ મહારાજ ! એ બધો આપનો જ પ્રતાપ છે. આપનો મારી ઉપર ઘણો જ ઉપકાર છે. આપના જ્ઞાનના પ્રભાવથી જ હું મારા પુત્રોનો ભૂતકાળ તથા ભવિષ્યકાળ જાણી શકી છું. હવે મારું મન પણ આ સંસારનો ત્યાગ કરી સંયમપૂર્ણ જીવન વ્યતીત કરવા ચાહે છે. મહારાજ ! મારી આ ભાવના ક્યારે પૂર્ણ થશે ? ”

મયણરેહાએ મુનિને આ પ્રમાણે કહ્યું. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી યથાવસરે વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૩ આસો વદ ૭ મંગળવાર

### પ્રાર્થના

**પદ્મપ્રભુ પાવન નામ તિહારો, પતિત ઉધારનહારો;**
**જદપિ ધીવર ભીલ કસાઇ, અતિ પાપીષ્ટ જમારો;**
**તદપિ જીવહિંસા તજ પ્રભુ ભજ, પાવૈં ભવનિધિ પારો. ॥ પદ્મ૦ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

**શ્રી** પદ્મપ્રભુ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં પરમાત્માના નામસ્મરણનો મહિમા બતાવવામાં આવ્યો છે. જે પરમાત્માનું નામસ્મરણ હૃદયપૂર્વક કરે છે તેને નામ અને નામી વચ્ચેનો ભેદ જણાતો નથી.

નામમાં જે શક્તિ હોય છે તે નામીની જ શક્તિ હોય છે. જે નામ અને નામીને અભેદ કરી પરમાત્માનું નામ જપે છે તેનામાં અપૂર્વ શક્તિનો સંચાર થાય છે.

તમે લોકો પરમાત્માનું નામસ્મરણ તો કરો જ છો પણ આ નામસ્મરણની સાથે જો પરમાત્માના સ્વરૂપને હૃદયમાં સ્થિર કરવામાં આવે, અર્થાત્ નામ અને નામીને અભેદ કરી દેવામાં આવે તો પછી હૃદયમાં પાપ ટકી જ કેમ શકે ? પરમાત્માનું નામ લેવા છતાં જો હૃદયમાં પાપ રહે તો એ દશામાં એ જ કહી શકાય કે, નામ અને નામીને હજી અભેદ કરવામાં આવ્યા નથી. પરમાત્માનું સ્મરણ કરવાની સાથે તેમનું સ્વરૂપ હૃદયમાં સ્થિર કરવાથી હૃદયમાં કોઈ પ્રકારનું પાપ ટકી શકતું નથી, તેમ કોઈ પ્રકારનું દુઃખ પણ રહી શકતું નથી.

આ ઉપરથી કોઈ એમ કહે કે, નામ અને નામીને અભેદ કરી પરમાત્માનું નામસ્મરણ કરવાથી શું પાપ અને દુઃખ નષ્ટ થઈ જાય છે ? અને જો એમ થાય છે તો શું નરકાદિમાં જે જીવો દુઃખ ભોગવી રહ્યા છે તે જીવો પરમાત્માનું નામ જપવાથી દુઃખમુક્ત થઈ શકે છે ? નરકની વાત તો દૂર રહી પણ વર્ત્તમાનમાં જે લોકો દુઃખી જોવામાં આવે છે તે લોકોનું દુઃખ મટાડવા માટે પરમાત્માનું જ નામસ્મરણ કરવું અને દવા વગેરેનું સેવન કરવું છોડી દેવું શું ઉચિત છે ? શું પરમાત્માનું નામસ્મરણ કરવાથી તે દુઃખી લોકોનું દુઃખ મટી જશે ?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જ્ઞાનીજનો પરમાત્માના નામસ્મરણ દ્વારા પાપના પરિણામથી બચવા ચાહતા નથી પણ પાપથી બચવા ચાહે છે. તેઓ કહે છે કે, 'હે ! પ્રભો ! અમે તારું નામસ્મરણ એટલા માટે કરીએ છીએ કે અમને પાપનું ફળ ભોગવવામાં દુઃખ જણાય નહિ અને તે વખતે હાય-વોય કરીએ નહિ, પરંતુ પ્રસન્નતાપૂર્વક પાપના પરિણામને ભોગવીએ અને તે વખતે હાય-વોય કરી વિશેષ પાપ ન બાંધીએ.'

નરકમાં જે સમદષ્ટિ જીવો હોય છે તેઓ પરમાત્માના નામનો આશ્રય લઈ નરકના દુઃખથી બચવા ચાહતા નથી પણ તેઓ એમ ચાહે છે કે, "હે ! પ્રભો ! અમે પોતાનાં પાપના પરિણામને ભોગવતાં ગભરાઈ જઈએ નહિ, પણ ધૈર્યપૂર્વક પાપના ફળને ભોગવીએ."

તમે લોકો પરમાત્માના નામનો આશ્રય કષ્ટોને મટાડવા માટે લેવા ચાહો છો, પરંતુ પહેલાંના લોકો તો પરમાત્માના નામનું જ શરણ લેતા હતા, પણ તેઓ એટલા માટે શરણ લેતા ન હતા કે અમે કષ્ટોથી બચી જઈએ પણ તેઓ એટલા માટે પરમાત્માનું શરણ લેતા હતા કે, અમે કષ્ટોથી ગભરાઈએ નહિ. આ પ્રમાણે પહેલાંના લોકો પરમાત્માના નામનું શરણ કષ્ટસહન કરવાની ક્ષમતા પ્રાપ્ત કરવા માટે જ લેતા હતા. જેમકે ગજસુકુમાર મુનિના મસ્તક ઉપર ધગધગતાં અંગારાં મૂકવામાં આવ્યાં હતાં. તે વખતે ગજસુકુમાર મુનિએ પરમાત્માના નામનું શરણ લઈ એવી ઇચ્છા કરી ન હતી કે, મસ્તક ઉપર મૂકવામાં આવેલાં અંગારા શીતલ થઈ જાય પણ તેમણે એવી જ ઇચ્છા કરી હતી કે, મારા હૃદયમાં સોમલ પ્રતિ કોઈપ્રકારનો દુર્ભાવ ન આવે. સુદર્શન શેઠને ફાંસીને માંચડે ચડાવવામાં આવ્યા હતા, તે વખતે તેમણે પણ એવો વિચાર સરખો પણ કર્યો ન હતો કે, હે ! પ્રભો ! હું આ શૂળીથી બચી જાઉં, પણ તેમણે એવો જ વિચાર કર્યો હતો કે, હે ! પ્રભો ! અભયા પ્રતિ મારામાં દુર્ભાવ પેદા ન થાય અને હું અભયાનું ખરાબ થાય એવી ઇચ્છા પણ ન કરું.

આ પ્રમાણે પહેલાં દુઃખથી બચવા માટે પરમાત્માનું નામસ્મરણ કરવામાં આવતું ન હતું પણ દુઃખોને સહેવાની ક્ષમતા પ્રાપ્ત કરવા માટે જ પરમાત્માનું નામસ્મરણ કરવામાં આવતું હતું. આમ કરતાં અર્થાત્ પરમાત્માનું સ્મરણ કરતાં જો વર્તમાનમાં કષ્ટો મટવાનાં હશે તો મટી જશે. જેમકે સુદર્શનને શૂળીનું પણ સિંહાસન બની ગયું હતું. તમે લોકો પણ પરમાત્માના નામસ્મરણદ્વારા અમારાં કષ્ટો મટી જાય એમ ન ચાહો પણ અમારામાં કષ્ટોને સહન કરવાની ક્ષમતા આવે એમ ચાહો. જો આ પ્રમાણે કષ્ટોને સહન કરવાની ક્ષમતા પ્રાપ્ત કરવા માટે પરમાત્માનું નામસ્મરણ કરશો તો પાપનું પરિણામ ભોગવી પાપમુક્ત થઈ શકશો અને એ રીતે આત્મકલ્યાણ પણ સાધી શકશો. હવે આ જ વાત શાસ્ત્રદ્વારા કહું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—સત્તરમો બોલ

શાસ્ત્રમાં પ્રાયશ્ચિત્ત વિષે આગળ વિચાર કરવામાં આવ્યો છે. હવે ક્ષમાપના વિષે વિચાર કરવામાં આવે છે. પ્રાયશ્ચિત્ત અને ક્ષમાપના વચ્ચે શો સંબંધ છે તેનો ખુલાસો કરતાં ટીકાકાર કહે છે કે, જ્યારે પ્રાયશ્ચિત્તદ્વારા પાપનું છેદન કરી નાંખવામાં આવે છે ત્યારે ચિત્ત સમતોલ બની જાય છે અને તે વખતની ચિત્તની સમતોલ અવસ્થામાં એવો વિચાર થાય છે કે, મેં અમુકનો અમુક અપરાધ કર્યો છે અને અમુકનું અમુકરીતે મન દુભવ્યું છે એટલા માટે હું તેમની ક્ષમાપના માંગી નિર્વૈર બનું. આ પ્રમાણે વિચાર પેદા થવાથી ક્ષમાપના માંગવાનો નિશ્ચય થાય છે. એટલા જ માટે પ્રાયશ્ચિત્ત બાદ ક્ષમાપના અર્થાત્ ક્ષમા માંગવા વિષે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કેઃ

### સતરમો બોલ.

**(१७) खमावणयाए णं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ! ભગવાન ! ક્ષમા માંગવાથી જીવને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે:—

**खमावणयाए णं पल्हायणभावं जणयइ, पल्हायणभावमुवगए य सव्वपाणभूयजीवसत्तेसु मेत्तीभावमुप्पाएइ, मेत्तीभावमुवगए यावि जीवे भावविसोहिं काऊण निब्भए भवइ ॥ १७ ॥**

અર્થાત્—ક્ષમા માંગવાથી ચિત્તમાં પ્રસન્નતા થાય છે અને ચિત્તમાં પ્રસન્નતા થવાથી જીવ જગતના સર્વ પ્રાણી, ભૂત, જીવ અને સત્ત્વ એ ચારે પ્રકારનાં જીવોમાં મિત્રભાવ ઉત્પન્ન કરી શકે છે અને તે મિત્રભાવને પામી પોતાના ભાવની વિશુદ્ધિ કરી આખરે નિર્ભય બને છે.

સર્વપ્રથમ ક્ષમાપના એટલે શું ? એ વિષે વિચાર કરીએ. કોઈના પ્રત્યે દ્વેષ થયો હોય વૈમનસ્ય થયું હોય કે કોઈના ચિત્તને દુઃખ થયું હોય તો તેને દૂર કરવા માટે અને તેના હૃદયને શાન્તિ આપવા માટે જે ક્રિયાનું અવલંબન લેવામાં આવે છે તે ક્રિયાનું નામ ક્ષમાપના છે. આ પ્રમાણે ક્ષમાપના તે જ આપી શકે છે અને તે જ માંગી શકે છે કે જેણે પ્રાયશ્ચિત્ત દ્વારા પોતાના મનને શાન્ત કર્યું હોય ! આ પ્રમાણે બીજાના મનને જે દ્વારા શાન્તિ આપવામાં આવે છે તે ક્ષમાપના વિષે જ ભગવાનને એવો પ્રશ્ન કરવામાં આવ્યો છે કે, હે ! ભગવાન્ !

ક્ષમાપના કરવાથી જીવને શો લાભ પ્રાપ્ત થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, હે! શિષ્ય! ક્ષમાપના કરવાથી પ્રાણી, ભૂત, જીવ અને સત્ત્વો પ્રત્યે મૈત્રીભાવના પેદા થાય છે.

જે પ્રાણ ધારણ કરે છે તે 'પ્રાણી' કહેવાય છે. જે ભૂતકાળમાં પણ હતો તે 'ભૂત' કહેવાય છે. જે ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન એ ત્રણેય કાળમાં જીવિત છે તે 'જીવ' કહેવાય છે. અને જે પોતાની જ સત્તાથી જીવિત છે તે 'સત્ત્વ' કહેવાય છે. 'પ્રાણી' શબ્દદ્વારા બેન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિય જીવોનો બોધ કરવામાં આવ્યો છે. 'ભૂત' શબ્દદ્વારા વનસ્પતિ વગેરેનો બોધ થાય છે. 'સત્ત્વ' શબ્દદ્વારા પૃથ્વી, પાણી, વાયુ અને અગ્નિ કાયિક જીવોનો બોધ થાય છે. અને 'જીવ' કહેવાથી પંચેન્દ્રિયનો બોધ થાય છે. ભેદવિચારથી આવો બોધ થાય છે.

ભગવાને કહ્યું છે કે, જે કોઈ બધાને ખમાવે છે તે પ્રાણી, ભૂત, જીવ અને સત્ત્વોની સાથે મૈત્રીભાવના પેદા કરે છે.

આપણે ત્યાં તો ચોરાસી લાખ જીવયોનીને ખમાવવાની પરંપરા ચાલુ છે; પરંતુ જ્યાં વિરોધ પેદા થયો હોય ત્યાં ક્ષમાપના માંગવી એ જ સાચી ક્ષમા છે. બીજાના હૃદયને દુઃખ આપ્યું હોય કે બીજાના હૃદયમાં કલુષતા પેદા કરી હોય તથા બીજા તરફથી આપણા હૃદયમાં પણ વિરોધ કે કલુષતા પેદા થયાં હોય તો એ વિરોધ અને કલુષતાને ક્ષમાના આદાનપ્રદાનદ્વારા શાન્ત કરી નાંખવાં એ જ સાચી ક્ષમાપના છે. એકેન્દ્રિય જીવ, બેન્દ્રિય જીવ વગેરે જીવો તરફથી તમને કોઈ પ્રકારનો સંતાપ થયો હોય તો તે સંતાપને ભૂલી જવો અને એ કારણે હૃદયમાં કોઈ પ્રકારની કલુષતાને રહેવા ન દેવી. પોતાના હૃદયને નિર્વૈર બનાવી દેવું એ જ ક્ષમાપનાનો ઉદ્દેશ છે. વિશ્વના બધાં જીવો પ્રત્યે નિર્વૈરભાવ રાખવો અને વિશ્વમૈત્રી પ્રગટાવવી એ ક્ષમાપનાનો મહાન્ આદર્શ અને ઉદ્દેશ છે. બધાં જીવો તો દૂર રહ્યાં પણ મનુષ્યોનો સંસર્ગ વિશેષ રહે છે અને તેથી મનુષ્ય-મનુષ્ય વચ્ચે પરસ્પર કલુષતા થવી વધારે સંભવિત છે. એટલા માટે મનુષ્યો પ્રત્યે નિર્વૈરભાવ પ્રગટાવવા સર્વપ્રથમ પોતાના ઘરના લોકોની સાથે કલુષતા થઈ હોય અથવા તેમની દ્વારા કલુષતા થઈ હોય તો એ કલુષતાને હૃદયમાંથી કાઢી નાંખી ક્ષમાધારણ કરવી જોઈએ અને એ રીતે હૃદય શુદ્ધ કરી ધીરેધીરે વિશ્વમૈત્રી પ્રગટાવવી જોઈએ. આ પ્રમાણે વિશ્વના પ્રત્યેક જીવ પ્રત્યે ક્ષમાનું આદાન પ્રદાન કરવાથી ચિત્તમાં પ્રસન્નતા થાય છે અને ચિત્તની પ્રસન્નતાથી ભાવની વિશુદ્ધિ થાય છે. જો બીજા પ્રાણીઓને તમારા તરફથી આઘાત પહોંચ્યો હોય તો તમારે હૃદયપૂર્વક ક્ષમા માંગવી અને બીજા દ્વારા તમને આઘાત થયો હોય તો ઉદારતાપૂર્વક ક્ષમા આપવી તેનું નામ ક્ષમાપના છે.

તમે ક્ષમાપના તો પ્રાયઃ હમેશાં કરો છો પણ સર્વપ્રથમ એ જુઓ કે, તમે જે ક્ષમાપના કરો છો તે સાચી રીતે કરો છો કે કેવળ પ્રથાનું પાલન કરવા માટે જ કરો છો? એમ તો બનતું નથી ને કે પ્રતિક્રમણ કરીને ઉપાશ્રયમાં તો ભાઈની સાથે ક્ષમાપનાનો વ્યવહાર કરો પણ ઉપાશ્રયમાંથી બહાર નીકળ્યા બાદ કોર્ટમાં ભાઈ ઉપર કરેલો કેસ ચાલુ રાખો, અર્થાત્ પહેલાંનો જેવો વૈરભાવ ચાલુ જ રાખો? જો આ જ પ્રમાણે તમે બહારથી ક્ષમાભાવ બતાવો અને અંદરથી વૈરભાવ ચાલુ રાખો તો એ સાચી ક્ષમાપના નથી. જો સાચી રીતે

ક્ષમાપના કરવામાં આવે તો પરસ્પરનો ઝગડો આગળ ચાલી જ ન શકે. જે સાચા હૃદયપૂર્વક ક્ષમાપના કરતો હશે તે તો એમ જ કહેશે કે, હવે મારા અને તમારા વચ્ચે કેસ ચાલી શકે નહિ. હવે જો તમારી ઈચ્છા હોય તો મારું દેણું આપી જજો, નહિ તો જેવી તમારી ઈચ્છા. આપના પ્રતિ હવે મારે કોઈ પ્રકારનો વૈરભાવ નથી. હવે તો તમારી સાથે મારે મૈત્રીભાવ છે. આ પ્રમાણે સાચો સમદૃષ્ટિ તો આ રીતે જ ક્ષમાપના કરી શકે છે.

તમે તો ગૃહસ્થ છો. એટલા માટે તમારામાં ખટપટ તો થઈ જતી જ હશે. પણ અમારામાં-સાધુઓમાં પણ ખટપટ ઘણીવાર થઈ જાય છે. જ્યાં બે બંગડીઓ હોય ત્યાં અવાજ થયા વગર રહેતો નથી. આ કથનાનુસાર સાધુ-સાધુઓમાં પણ કોઈ કોઈવાર ખટપટ થઈ જાય છે. પણ સાધુઓને માટે શાસ્ત્ર કહે છે કે, જો તમારે કોઈની સાથે ખટપટ-બોલચાલ-અણબનાવ વગેરે કાંઈ થઈ ગયું હોય તો જ્યાંસુધી તેને ખમાવી ન લો ત્યાંસુધી બીજું કામ ન કરો. આને માટે શાસ્ત્રમાં કહ્યું છે કે:—

**भिक्खय अहिगरणं कट्टु अवि ओस्मिता नो से कप्पइ गांहावई कुलं भत्ताय वा पाणाय वा निक्खमित्ते वा पविसिते वा बहिया विहारभूमि वा अविहारभूमि वा निकखमित्ते वा पविसिते वा।**

આ સૂત્રપાઠનો ભાવાર્થ એ છે કે, જો સાધુ-સાધુ વચ્ચે અણબનાવ થઈ ગયો હોય તો, હે સાધુઓ! પહેલાં એ અણબનાવને દૂર કરી ક્ષમાપના કરો. જ્યાં સુધી તમે તમારો અપરાધ ખમાવી ન લો ત્યાંસુધી કોઈને ત્યાં આહારપાણી લેવા ન જાઓ, બહાર જંગલ પણ ન જાઓ અને સ્વાધ્યાય પણ ન કરો.

આ પ્રમાણે શાસ્ત્રની એ આજ્ઞા છે કે, જો સાધુ-સાધુ વચ્ચે પરસ્પર કોઈ પ્રકારનો અણબનાવ થઈ ગયો હોય તો તે જ વખતે ક્ષમાપના કરી લેવી જોઈએ, અને જ્યાંસુધી ક્ષમાપના કરવામાં ન આવે ત્યાંસુધી આહારપાણી માટે ક્યાંય જઈ શકે નહિ એટલું જ નહિ પણ સ્વાધ્યાય પણ કરી શકે નહિ; તેમ જંગલ જવું આવશ્યક માનવામાં આવ્યું છે પણ ખમાવ્યા વિના જંગલ પણ જઈ શકે નહિ. સર્વ પ્રથમ પોતાના આત્મામાં બીજા તરફથી જે અસમાધિ ઉત્પન્ન થઈ છે તેને દૂર કરો અને ત્યારબાદ બીજાં કામો કરો. અસમાધિ દૂર ન થાય ત્યાંસુધી બીજાં કામો ન કરો.

તમારા ઘેર આગ લાગી હોય તો તે વખતે તમે આગને બુઝાવવાનો પહેલાં પ્રયત્ન કરશો કે હું પહેલાં ભોજન કરી લઉં અને પછી આગને બુઝાવું એમ કહેશો! તમે બધાં કામોને તાત્કાલિક છોડી દઈ સર્વપ્રથમ આગને બુઝાવવાનો જ પ્રયત્ન કરશો. આ જ પ્રમાણે શાસ્ત્ર કહે છે કે, હે! સાધુઓ! તમારામાં જે ભાવ આગ લાગી રહી છે તેને સૌથી પહેલાં શાન્ત કરો અને ત્યારબાદ બીજાં કામ કરો.

કદાચિત્ કોઈ એમ કહે કે, હું તો તેને ખમાવું છું પણ તે મને ક્ષમા આપતો નથી એવી દશામાં હું શું કરું? તો આ પ્રશ્નના ઉત્તરમાં શાસ્ત્ર કહે છે કે:—

**भिक्खू य अहिगरणं कट्टु तं अहिगरणं विवसमित्ता विओसइयपाहुडे इच्छाय परो आढाइज्जा इच्छाय परो न आढाइज्जा इच्छाय परो अब्भुट्ठेज्जा इच्छाय परो न अब्भुट्ठेज्जा इच्छाय परो वन्देज्जा इच्छाय परो न वन्देज्जा इच्छाय परो संभुंजेज्जा इच्छाय परो न संभुंजेज्जा इच्छाय परो संवसिज्जा**

**इच्छाय परो न संवसिज्जा इच्छाय परो उवसमिज्जा इच्छाय परो न उवसमिज्जा। जो उवसम्मइ तस्स अत्थि आराहणा जो न उवसम्मइ तस्स नत्थि तस्स आराहणा तम्हा अपणाचेव उवसम्मियेव्वं स किमाहु भन्ते! उवसमं उवसमसारं सामण्णं ।** —બૃહદ્કલ્પસૂત્ર

આ સૂત્રપાઠનો ભાવાર્થ એ છે કે, જેની સાથે તારે બોલચાલ થઈ છે તે બીજો જો તેની ઇચ્છા હોય તો તારો આદર કરે અને ઇચ્છા ન હોય તો આદર ન કરે, તેની ઇચ્છા હોય તો તને વંદન કરે અને ઇચ્છા ન હોય તો વંદન ન કરે. તેની ઇચ્છા હોય તો તારી સાથે ભોજન કરે અને તેની ઇચ્છા ન હોય તો તારી સાથે ભોજન ન કરે, તેની ઇચ્છા હોય તો તે તારી સાથે રહે અને તેની ઇચ્છા ન હોય તો તારી સાથે ન રહે, તેની ઇચ્છા હોય તો તે ઉપશાન્ત થાય અને તેની ઇચ્છા ન હોય તો તે ઉપશાન્ત ન થાય. તું તેનાં આ કૃત્યોને જો નહિ પણ તું તારા તરફથી તો તેને ખમાવી લે. તું તો તારું જો. બીજો ખમાવે છે કે નહિ તે ન જો. પણ તું તો તારો અપરાધ ખમાવી લે અને તું તેને પણ ક્ષમા આપી દે. તે ભલે તારો અપરાધ માફ કરે કે ન કરે અને તારી ક્ષમા માંગે કે ન માંગે પણ તું તો તારા તરફથી તેની ક્ષમા માંગી લે અને તેને ક્ષમા આપી પણ દે.

આ કથન સાંભળી શિષ્યે ભગવાનને પૂછ્યું કે, ભગવન્! આમ શામાટે કરવું જોઈએ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું કે, શ્રામણ્યનો સાર ઉપશાન્તપણું છે એટલા માટે તું ઉપશાન્ત થઈ જા.

શાસ્ત્ર આ પ્રમાણે કહી એમ પણ કહે છે કે, તું તેને ખમાવે અને તે તને ન ખમાવે તો તું તેની નિંદા પણ ન કર. જો તું ખમાવીને પાછી તેની નિંદા કરે તો તેં વાસ્તવમાં તેને ખમાવ્યો નથી. તે ખમાવતો નથી તો તેનાં કર્મો ભારી થશે પણ તું તો તારા તરફથી ક્ષમાપના કરી ઉપશાન્ત થઈ જા. જો તું હૃદયપૂર્વક બીજાને ખમાવે તો તું આરાધક જ છે.

કહેવાનો આશય એ છે કે, કોઈ બીજો ખમાવે કે ન ખમાવે પણ પોતાએ તો બીજાને ખમાવી લેવું જ જોઈએ. જે આ પ્રમાણે બીજાને ખમાવે છે તે પોતાના હૃદયમાંથી કલુષતાને દૂર કરે છે અને કલુષતા હૃદયમાંથી દૂર થઈ જવાથી તેના ચિત્તને પ્રસન્નતા પ્રાપ્ત થાય છે. યોગસૂત્રમાં કહ્યું છે કેઃ—भावना तच्चित्तप्रसादनम् । અર્થાત્—ભાવનાથી ચિત્તને પ્રસન્નતા પ્રાપ્ત થાય છે. જે ભાવનાથી ચિત્તને પ્રસન્નતા પ્રાપ્ત થાય છે તે ભાવના ચાર છે. કરુણા ભાવના, મધ્યસ્થ ભાવના, પ્રમોદ ભાવના અને મૈત્રી ભાવના. આ ભાવનાને હૃદયપૂર્વક ભાવવાથી ચિત્તને પ્રસન્નતા પ્રાપ્ત થાય છે. ક્ષમાપના કરવાથી મૈત્રી ભાવના પ્રગટે છે. બીજાની સાથે વૈરવિરોધ કે કલેશકંકાસ થયો હોય તો તેને ક્ષમાપના આપી મૈત્રીભાવનાને હૃદયમાં પ્રગટાવવી જોઈએ. કેવળ ઉપરથી ક્ષમાપના કરવામાં આવે અને તેને મૈત્રીભાવનાનું નામ આપવામાં આવે તો તે મૈત્રીભાવના નથી.

ભગવાન કહે છે કે, ક્ષમાપના કરવાથી હૃદયનો પશ્ચાત્તાપ અને કલેશકંકાસ મટી જાય છે અને હૃદયમાં પ્રસન્નતા તથા પ્રાણીમાત્ર પ્રત્યે મૈત્રીભાવના પેદા થાય છે. આ પ્રમાણે ક્ષમાપના દ્વારા હૃદયમાં પ્રસન્નતા અને મૈત્રીભાવના પ્રગટવાને પરિણામે કોઈપણ પ્રકારનો ભય રહેવા પામતો નથી અર્થાત્ નિર્ભયતા પ્રાપ્ત થાય છે.

ભગવાને ક્ષમાપનાનું ફળ આ પ્રમાણે બતાવ્યું છે; પણ આ ફળ તેમને પ્રાપ્ત થાય છે કે જેઓ સાચા હૃદયથી ક્ષમા માંગે છે અને ક્ષમા આપે છે. કેવળ પ્રથાનું પાલન કરવા માટે ક્ષમા માંગવી તથા આપવી એ બીજી વાત છે અને હૃદયપૂર્વક ક્ષમા માંગવી તથા આપવી એ બીજી વાત છે. હૃદયપૂર્વક ક્ષમા કેવી રીતે માંગવામાં તથા આપવામાં આવે છે એને માટે એક પ્રસિદ્ધ ઉદાહરણ અત્રે આપવું ઉપયુક્ત જણાય છે:—

સોળ દેશોના રાજા ઉદાયનની એક સ્વર્ણગુટિકા નામની દાસીને ઉજ્જૈનનો રાજા ચંડપ્રદ્યોત ચોરીને ઉપાડી ગયો. દાસી ચોરાઈ ગઈ છે એ વાત ઉદાયન રાજાના જાણવામાં આવી છતાં શ્રાવક હોવાને કારણે ઉદાયન રાજાએ ચંડપ્રદ્યોતને એકદમ દંડ આપવાની વ્યવસ્થા ન કરી. પણ તેણે ચંડપ્રદ્યોતને દાસી પાછી મોકલી આપવાનું કહેવરાવ્યું. ઉદાયનના આ સંદેશના ઉત્તરમાં ચંડપ્રદ્યોતે અભિમાનને વશ થઈ એમ કહેવરાવ્યું કે, "અમે રાજાઓ રત્નભોક્તા છીએ એટલા માટે જે સારાં સારાં રત્નો હોય તે રત્નોને પ્રાપ્ત કરવાનો અમને અધિકાર છે. અમે દાસી રત્નને અમારા બળે લઈ આવ્યા છીએ. ક્ષત્રિયો કોઈ વસ્તુ માંગવાનું જાણતા નથી. અમે તો અમારા બળે દાસીરત્નને ઉપાડી લાવ્યા છીએ. એટલા માટે અમે દાસીરત્નને પાછી મોકલી શકીએ નહિ. જો ઉદાયન રાજામાં શક્તિ હોય તો તે પોતાના બળે અમારી પાસેથી દાસીને પાછી લઈ જાય. માંગવાથી દાસી પાછી મળી શકે એમ નથી."

આ પ્રમાણે ચન્ડપ્રદ્યોતે પોતાના સૈન્યબળના અભિમાનમાં મસ્ત બની આવો ઉત્તર આપ્યો. ઉદાયને ચંડપ્રદ્યોતનો આ ઉત્તર સાંભળીને કહ્યું કે, ચોરી કરવી એ શું ક્ષત્રિયપણું છે! અને માંગવું એ શું ક્ષત્રિયપણું નથી! તેણે મને કાયર માની લીધો હશે પણ હવે હું જોઉં છું કે, તે દાસીને પાછી કેવી રીતે સોંપતો નથી! આ પ્રમાણે કહી ઉદાયન રાજાએ ચંડપ્રદ્યોતની સાથે યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો.

નિશ્ચય કર્યા પ્રમાણે ઉદાયન રાજાએ ઉજ્જૈન ઉપર ચડાઈ કરી અને યુદ્ધદ્વારા ઉજ્જૈનને જીતી લઈ ચંડપ્રદ્યોતને કેદ કરી લીધો. ઉદાયન રાજા વિજય મેળવી પોતાના દેશમાં પાછો જઈ રહ્યો હતો તેટલામાં સંવત્સરી-પર્વ નજદીક આવતાં પર્વ ઊજવવા માટે દર્શાણપુર-વર્તમાનમાં મંદસૌર-નગરમાં રોકાયો. ઉદાયન રાજાએ પોતાની સેનાને બોલાવીને કહ્યું કે, કાલે મારું મહાપર્વ છે એટલા માટે હું તે પર્વની આરાધના કરીશ અને બધા પ્રાણીઓ પ્રત્યે મૈત્રીભાવ ધારણ કરીશ, એટલા માટે કાલે કોઈ જીવને કોઈ પ્રકારનું કષ્ટ ન થાય તેનો ખ્યાલ રાખવો. આ પ્રમાણે સેનાને કહી તેણે પોતાનાં રસોયાઓને બોલાવી ચંડપ્રદ્યોત તરફ સંકેત કરી કહ્યું કે, જો કે તે રાજા અત્યારે મારા કબજામાં છે છતાં તે રાજા છે એટલા માટે કાલે તેની આજ્ઞાનુસાર ભોજનની વ્યવસ્થા કરવી અને તેને કોઈ પ્રકારનું કષ્ટ ન થાય તેનું ધ્યાન રાખવું. હું કાલે સંવત્સરી પર્વની આરાધના કરવાનો છું.

ચંડપ્રદ્યોતને એ વાતની ખબર હતી કે, ઉદાયન રાજા સંવત્સરીને દિવસે બધાં જીવો પ્રત્યે મૈત્રીભાવ ધારણ કરી બધાં પાસે ક્ષમા માંગે છે અને ઉદારભાવે ક્ષમા આપે છે. આમ હોવાથી મારા માટે કાલનો દિવસ બંધનથી મુક્ત થવાનો છે. આ પ્રમાણે વિચાર કરી ચંડપ્રદ્યોતે ઉદાયનને કહ્યું કે, કાલે તો હું પણ તમારી સાથે સંવત્સરી મહાપર્વની આરાધના કરીશ, અને તમારી સાથે હું પણ કાલે પૌષધ કરીશ. ઉદાયને કહ્યું કે, તમે કોઈ દિવસ પૌષધ

કર્યો નથી એટલા માટે તમને કષ્ટ થશે. બળાત્કારપૂર્વક કોઈની પાસે ધર્મ કરાવવો એ ધર્મ કહી શકાય નહિ; એટલા માટે પૌષધ કરવા વિષે તમે પૂરેપૂરો વિચાર કરી લો. ચંડપ્રદ્યોતે જવાબ આપ્યો કે, જ્યારે આપ પૌષધ કરશો તો શું હું પૌષધ કરી નહિ શકું ? હું પણ તમારી સાથે પૌષધ કરીશ. ઉદાયને કહ્યું કે, ઠીક જેવી તમારી ઇચ્છા.

ઉદાયન અને ચંડપ્રદ્યોતે એક જ જગ્યાએ અને એક જ વિધિએ પૌષધ વ્રતનો સ્વીકાર કર્યો પણ બન્નેનાં ભાવ જુદાં જુદાં હતાં. સંધ્યાસમયે ઉદાયને પ્રતિક્રમણ કર્યું અને બધાં જીવોને ખમાવ્યા. ચંડપ્રદ્યોતે પણ તે જ પ્રમાણે કર્યું. ઉદાયને બધાં જીવોને ખમાવ્યા ત્યારે ચંડપ્રદ્યોત પાસે જ હતો એટલા માટે ઉદાયને તેને કહ્યું કે, આ સંસાર બહુ જ મુશ્કેલ છે, અને સામાન્ય વાતમાં પણ ક્લેશકંકાસ થઈ જાય છે. તમારી સાથે જે યુદ્ધ થયું તે પણ સામાન્ય વાત માટે થયું હતું. હું એમ ચાહતો હતો કે કોઇપણ ઉપાયે યુદ્ધ ન થાય પણ તમે જે ઉત્તર આપ્યો તે ઉપરથી રાજકર્ત્તવ્યે મને યુદ્ધ કરવા માટે વિવશ કર્યો. મારા માટે ક્ષાત્રધર્મ અને રાજનીતિનું પાલન કરવું આવશ્યક હતું એટલા માટે તમારી સાથે યુદ્ધ કરવું પડયું અને તમને કષ્ટ આપવું પડયું. સંસારના પ્રપંચને કારણે જ તમને કષ્ટ આપવું પડયું છે પણ હવે હું આપને એ કષ્ટ આપવા માટે ખમાવું છું.

જો કે, જે અપરાધ હતો તે ચંડપ્રદ્યોતનો જ હતો છતાં ઉદાયને તેની ક્ષમા માંગી. જૈન ધર્મ કહે છે કે, તું તો તારો અપરાધ જો, બીજાના અપરાધને જો નહિ. જો તું બીજાનાં અપરાધને જોશે તો પછી તું ક્ષમા બીજાને આપી પણ નહિ શકે તેમ ક્ષમા માંગી પણ નહિ શકે. એટલા માટે પોતાનાં જ અપરાધોને જો અને તે માટે ક્ષમા માંગ. ચંડપ્રદ્યોતે ઉદાયનનો કેવો અપરાધ કર્યો હતો ? કોઈએ તમારો પણ અપરાધ કર્યો હશે પણ તે અપરાધ ચંડપ્રદ્યોતના જેવો તો નહિ હોય ! છતાં તમે સામાન્ય અપરાધને માટે પણ ક્ષમા આપી શકતાં નથી ? તમે બીજાનાં અપરાધોને ન જુઓ પણ પોતાનાં જ અપરાધોને જુઓ અને બધાં પાસે ક્ષમા માંગી બધાં જીવો પ્રત્યે મૈત્રીભાવ સ્થાપિત કરો.

ઉદાયને કહ્યું કે, મેં તમને કેદ કર્યા તથા તમારું રાજપાટ છીનવી લીધું એ મારા અપરાધની તમે માફી આપો.

આનું નામ ક્ષમાપના છે. આ પ્રકારની સાચી ક્ષમાપના જ હૃદયને પ્રસન્નતા આપે છે. ઉદાયનના મનમાં એવું અભિમાન આવવું સ્વાભાવિક હતું કે, માલવાનરેશને જીતી કેદ કરીને લાવ્યો છું. પણ તેણે આ વાતનું અભિમાન ન કર્યું પરંતુ તેણે આ વાતને તો પશ્ચાત્તાપનું કારણ બનાવ્યું.

ચંડપ્રદ્યોતને એ વાતની પહેલેથી ખબર પડી ગઈ હતી કે, સંવત્સરીનો દિવસ જ બંધનમાંથી મુક્ત થવાનો છે. એટલા માટે તેણે ઉદાયનના કથનના ઉત્તરમાં કહ્યું કે, " મહારાજ ! આ પ્રમાણે મને ખમાવવાથી શાન્તિ કેવી રીતે મળી શકે ? આખરે હું પણ ક્ષત્રિય રાજા છું. અત્યારે તો હું રાજ્યપદથી પદભ્રષ્ટ થઈ કેદીજીવન વ્યતીત કરી રહ્યો છું. આવી અવસ્થામાં મારા હૃદયમાં કેવાં ભાવ હશે ! કોઈ પદભ્રષ્ટ રાજા, કેદ કરનારને આવી અવસ્થામાં કેવી રીતે ક્ષમા આપી શકે ! કારણ કે તેનું હૃદય તો સંતાપથી બળી રહ્યું હોય છે ! એટલા માટે કેવળ ઉપરથી ક્ષમાપના કરવી એ તો એક પ્રકારનો દંભ જ કહેવાય ! હું આ પ્રકારનો દંભ કરી શકું નહિ. "

ચંડપ્રદ્યોતની આ વાત ઉપરથી ઉદાયનને ક્રોધ આવી શકતો હતો પણ ઉદાયને પોતાના મનમાં કહ્યું કે, આનું કહેવું ઠીક છે. તેણે ચંડપ્રદ્યોતને કહ્યું કે, " હું તમારા અભિપ્રાયને સમજું છું. વાસ્તવમાં તમે તમારા રાજપાટથી પદભ્રષ્ટ થઈ ગયા છો અને મારી કેદ ભોગવી રહ્યા છો એ કારણે તમારા હૃદયમાં શાન્તિ ક્યાંથી હોય ? આ સમયે હું તમારું બીજું તો શું કરી શકું પણ તમને એવો વિશ્વાસ આપું છું કે, મેં તમારી પાસેથી જે કાંઈ જીતી લીધું છે તે બધું તમને પાછું સોંપી દઈશ અને થોડું વધારે પણ આપીશ એટલું જ નહિ પણ પહેલાંની માફક તમને સન્માન પણ આપીશ, લ્યો, હવે મારો અપરાધ માફ કરો. "

ઉદાયનની આ ઉદારતાને કારણે ચંડપ્રદ્યોતની આંખોમાં આંસુઓ આવી ગયાં. તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે, આ કેવો ઉદાર છે ! ઉદાયનની આ પ્રકારની ઉદારતાનું મહત્ત્વ તો ચંડપ્રદ્યોત જ જાણતો હતો. તે વખતે ચંડપ્રદ્યોતને ઉદાયન કેવો પ્રિય લાગતો હશે તે તો તે જ જાણે ! સીતાને રામ અને દમયન્તીને નળ કેવા પ્રિય લાગતા હતા તે વાત તો સીતા અને દમયન્તી જ જાણતી હતી.

ઉદાયન આ પ્રકારની ઉદારતા બતાવી નિર્ભય થયો. લોકો એમ સમજે છે કે, જે વિજયી બને છે તે નિર્ભય થઈ જાય છે અને જે પરાજય પામે છે તે ભયગ્રસ્ત રહે છે. પણ વાસ્તવમાં એમ નથી. પરંતુ જે વિજયી હોય છે તે પરાજિતથી વધારે ભયગ્રસ્ત રહે છે કારણ કે વિજયીને મનમાં એવો સદા ભય રહ્યા કરે છે કે, ક્યાંય પરાજિત થએલો શત્રુ વૈર લેવા માટે ચઢી ન આવે !

માનો કે, એક રાજાએ કોઈ માણસને કેદ કર્યો. હવે તે કેદી વધારે ભયમાં છે કે રાજા વધારે ભયમાં છે તેનો વિચાર કરો. રાજાને હમેશાં એવો ભય રહ્યા જ કરે છે કે, આ કેદી ક્યાંય છૂટી ન જાય અને તે વૈરની વસુલાત ન લે. આ પ્રમાણે કેદીની અપેક્ષાએ કેદમાં નાંખનાર વધારે ભયમાં છે.

તમે ધનવાન છો અને અમારી પાસે ધન નથી. હવે જરા વિચાર કરો કે, ભય કોને વધારે હોય છે ? તમને ભય હોય છે કે અમને ભય હોય છે ? ધન હોવાને કારણે તમને દિવસ-રાત ભય લાગ્યા જ કરે છે. જ્યારે તમે ધનનો ત્યાગ કરો ત્યારે જ તે ભય મટી શકે છે !

ચંડપ્રદ્યોતને આશ્વાસન આપી ઉદાયન નિર્ભય થયો. ઉદાયનની આ ઉદારતા જોઈ ચંડપ્રદ્યોતની આંખોમાંથી આંસુ નીકળી પડયાં અને તે કહેવા લાગ્યો કે, મેં આપનો અપરાધ કર્યો અને ઉપરથી ઉદ્દંડતાપૂર્વક જવાબ આપ્યો એ કારણે આપને આટલું બધું કષ્ટ સહેવું પડયું છતાં તમારામાં કેવી ઉદારતા છે ! હું આપની આ ઉદારતાથી એવો પ્રભાવિત થયો છું કે હવે જો તમે મને કાંઈ પણ ન આપો તો પણ હું આપના પ્રત્યે મારા હૃદયમાં વૈરવિરોધ રાખી શકું નહિ.

સંવત્સરીના બીજા દિવસે ઉદાયને ચંડપ્રદ્યોતને મુક્ત કરતાં કહ્યું કે, આ સંવત્સરી મહાપર્વનો જ પ્રભાવ છે કે, મારા હૃદયને તમે જાણી શકયા અને તમારા હૃદયને હું જાણી શકયો. જો સંવત્સરી પર્વનો સુયોગ સાંપડયો ન હોત તો હું તમારું હૃદય જાણી ન શકત અને તમે મારૂં હૃદય જાણી શકત નહિ.

ચંડપ્રદ્યોતને સાથે લઈ ઉદાયન પોતાના દેશમાં આવ્યો અને ત્યાં તેની સાથે પોતાની કન્યાનો વિવાહ કરાવી આપ્યો અને કન્યાદાનમાં જીતેલું રાજ્ય તથા પોતાનું થોડું બીજું પણ આપ્યું.

ક્ષમાપના આ પ્રકારની હોય છે. ક્ષમા આગળ વૈરવિરોધ કે કલેશકંકાસ વગેરે ટકી જ શકતાં નથી. ક્ષમાપના તો તમે પણ કરો છો પરંતુ જેની સાથે ક્ષમાપના કરો છો તેના પ્રતિ વૈરવિરોધ તો રાખતા નથી ને? સાચા હૃદયપૂર્વક કરવામાં આવેલી ક્ષમાપનાથી વૈરવિરોધ ટકી જ શકતો નથી. જ્યાં સાચી ક્ષમા હોય છે ત્યાં વૈરવિરોધ હોઈ જ શકે નહિ. ભગવાન કહે છે કે, જે સાચી ક્ષમાપના કરે છે તે જ મારો આરાધક છે; એટલા માટે સાચા આરાધક બનવા માટે સાચી ક્ષમાપના કરો. જો તમે સાચી ક્ષમાપના હૃદયપૂર્વક કરશો તો તમારું કલ્યાણ થયા વગર રહેશે નહિ.

## મયણરેહા ચરિત્ર—૪૨

પુત્રના સુખદ સમાચાર સાંભળી મયણરેહાના હૃદયને શાન્તિ થઈ. તે મુનિની સામે શાન્તિપૂર્વક બેઠી હતી એટલામાં જ એક નવીન ઘટના બની.

**ઘનનન ઘનનન ઘંટા બજતે, આયા દેવ વિમાન;**
**તેજપુંજ એક દેવ ઉસીસે, નિકલા મહા ગુણવાન. ॥ સતી૦ ૧૬૮ ॥**
**પ્રથમ વંદના સતી કો કરકે, મુનિ કે વન્દે પાય;**
**વિસ્મય પાયા વિદ્યાધર તબ, મુનિજી ભેદ બતાય. ॥ સતી૦ ૧૬૯ ॥**

પુત્રના સમાચાર સાંભળી પ્રસન્ન થતી મયણરેહા એમ વિચારતી હતી કે, મારે એ વાતનું અભિમાન કરવું ન જોઈએ કે, પુત્રનું પાલન હું જ કરું છું. મારે એમ સમજવું જોઈએ કે, પુત્રનું પુણ્ય તેની સાથે લાગેલું છે અને તેથી જ તેની રક્ષા થાય છે. જો પુત્રની સાથે તેનું પુણ્ય લાગેલું ન હોય તો માતા ગમે તેટલો પ્રયત્ન કરે તો પણ પુત્રની રક્ષા કરી શકે નહિ.

એ તો પ્રત્યક્ષ જોવામાં આવે છે કે, મોટા મોટા રાજા-મહારાજાઓનાં સંતાનો કે જેમની સાર સંભાળ માટે દરેક પ્રકારનાં સાધનો હાજર હોય છે, તેઓ પણ મરી જાય છે તેનું શું કારણ? દરેક પ્રકારનાં સાધનો હાજર હોવા છતાં સંતાનો મરી જાય છે, એ ઉપરથી એ વાત સ્પષ્ટ જાણી શકાય છે કે, પ્રત્યેક વ્યક્તિની સાથે કોઈ અદૃશ્ય શક્તિ લાગેલી હોય છે, અને તે પુણ્યની અદૃશ્ય શક્તિ જ બધાની રક્ષા કરે છે. આ વાત કોઈના ગળે ઉતરે કે ન ઉતરે પણ આ વાત સાચી છે એ તો પ્રત્યક્ષ જણાય છે.

મયણરેહાએ પોતાના પતિ યુગબાહુને ધર્મની જે સહાયતા આપી હતી તે સહાયતાના પ્રતાપે તે મરીને પાંચમા દેવલોકમાં ઉત્પન્ન થયો. પોતાની ઋદ્ધિ જોઈ તે દેવ વિચારવા લાગ્યો કે, હું ક્યાંથી ક્યાં આવી ગયો? મને એવો ખ્યાલ આવે છે કે, મારા મસ્તક ઉપર તલવાર પડી હતી કે જેથી હું મારી પત્નીના ખોળામાં માથું મૂકી તરફડી રહ્યો હતો અને ક્રોધ કરી રહ્યો હતો, છતાં હું અહીં ક્યાંથી આવી ગયો?

આ પ્રમાણે વિચાર કરતાં દેવે પોતાના જ્ઞાનનો ઉપયોગ કરી જોયું તો તેને માલુમ પડ્યું કે, હું મયણરેહાની સહાયતાથી જ અહીં ઉત્પન્ન થયો છું. તે વિચારવા લાગ્યો કે, મયણરેહાએ મારી તો રક્ષા કરી પણ ક્યાંય તે પોતે તો સંકટમાં પડી ગઈ નથી ને? આ

વિચાર આવતાં જ તેણે પોતાના જ્ઞાનનો ઉપયોગ કર્યો તો તેને માલુમ પડયું કે, મયણુરેહા અત્યારે મુનિની પાસે બેઠી છે. તેણે વિચાર્યું કે સર્વપ્રથમ મારે મારી ઉપર ઉપકાર કરી મારો ઉદ્ધાર કરનાર મયણુરેહાને નમન કરવું જોઈએ અને ત્યારબાદ દેવ વ્યવહારમાં પ્રવૃત્ત થવું જોઈએ. આ પ્રમાણે વિચાર કરી તે વિમાનમાં બેસી ચાલ્યો. તેના વિમાનનો ધનનન ધનનન અવાજ સાંભળી મુનિની પાસે બેઠેલા બધા લોકો આશ્ચર્ય કરવા લાગ્યા કે, આ શું છે ? એટલામાં તો વિમાન ત્યાં આવી પહોંચ્યું અને બધાંની દેખતાં જ તે વિમાનમાંથી તે દેવ બહાર આવ્યો અને તે સતીને નમન કરવા લાગ્યો.

જે દેવોની સહાયતા કરે છે, તેની સહાયતા દેવ પણ કરે છે. ગીતામાં કહ્યું છે કેઃ—

**देवान्भावयतानेन ते देवा भावयन्तु वः ।**
**परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥**

આ શ્લોકનો અર્થ એ છે કે, જે સાચા યજ્ઞદ્વારા દેવોને પ્રસન્ન કરે છે તેની દેવો રક્ષા કરે છે. દેવો મનુષ્યની સહાયતા કરે છે અને મનુષ્યો દેવોની સહાયતા કરે છે. આ પ્રમાણે એક બીજાની સહાયતા કરે છે.

યજ્ઞનો અર્થ કેવળ અગ્નિમાં ઘી હોમવું એ જ નથી; પણ इदं न मम આ પ્રમાણે કહી વસ્તુઓ પ્રત્યેનું મમત્વ દૂર કરી નાંખવું તેનું નામ જ યજ્ઞ છે. ગીતામાં કહ્યું છે કેઃ—

**द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे ।**
**स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥**

અર્થાત્—જેઓ દ્રવ્યયજ્ઞ, તપોયજ્ઞ, યોગયજ્ઞ, સ્વાધ્યાયયજ્ઞ, જ્ઞાનયજ્ઞ વગેરે અનેક પ્રકારનાં યજ્ઞોદ્વારા દેવોને સંતુષ્ટ કરે છે તેની દેવો પણ સહાયતા કરે છે.

કદાચ તમે એમ કહો કે, શું અમે લોકો પણ દેવોની સહાયતા કરી શકીએ ? તો આનો ઉત્તર એ છે કે, જો તમે દેવોની સહાયતા કરી શકતા ન હો તો શાસ્ત્રમાં એમ કહેવામાં ન આવત કેઃ—

**देवा वि तं नमंसन्ति जस्स धम्मे सया मणो ।**

અર્થાત્—જેમનું મન ધર્મમાં સદા અનુરક્ત છે તેમને દેવો પણ નમસ્કાર કરે છે.

નમસ્કાર તેને જ કરવામાં આવે છે કે જે સહાયતા આપે છે. જો તમે દેવોની સહાયતા કરી ન શકો તો દેવો તમને નમસ્કાર કરવા માટે શા માટે તૈયાર થાય ? દેવો જે આનંદ ભોગવી રહ્યા છે તે તમારા ધર્મને કારણે જ. જો તમે ધર્મ બંધ કરી દો તો દેવોનું પણ દિવાળું નીકળી જાય !

સાચા યજ્ઞદ્વારા જે દેવોની સહાયતા કરે છે, તેની દેવો પણ સહાયતા કરે છે. જે યજ્ઞદ્વારા દેવોની આરાધના કરે છે, તેની દેવો પણ આરાધના કરે છે. આમ હોવા છતાં આજકાલ તો દેવોની આરાધના કરવા માટે બે ચાર પૈસાનું નારીયેળ ચડાવવામાં આવે છે. પણ શું દેવોને આવી સામાન્ય ચીજની કાંઈ ખામી હોય છે, કે તેમને આવી ચીજ ચડાવીને તેમની આરાધના કરવામાં આવે છે ! દેવોની સાચી આરાધના આ પ્રમાણે થઈ શકે નહિ પણ તેમને ધર્મની સહાયતા આપવાથી જ તેમની સાચી આરાધના થઈ શકે છે.

મયણુરેહાએ યુગબાહુને મૃત્યુ સમયે ધર્મની જે સહાયતા આપી હતી તેના પ્રભાવથી જ યુગબાહુ દેવ થયો અને વિમાનદ્વારા મયણુરેહા પાસે આવી તેને નમન કરવા લાગ્યો. જો

મયણરેહા ધર્મને જાણતી ન હોત અને તેનામાં ધર્મદૃઢતા ન હોત તો તે દેવને જોઈ ભય પામત. પણ તે ધર્મને જાણતી હતી એટલા માટે તે દેવને જોઈ કોઈપણ પ્રકારનો ભય પામી નહિ. જે ધર્મને જાણે છે તે દેવને જોઈ ભય પામતો નથી પછી ભલેને તે દેવ વિરુદ્ધ રૂપ ધારણ કરીને કેમ આવ્યો ન હોય! કામદેવ શ્રાવકની સામે દેવ પિશાચનું રૂપ ધારણ કરીને આવ્યો હતો છતાં તે ભય પામ્યો ન હતો. તેનું કારણ એ જ હતું કે, તે ધર્મતત્ત્વને જાણતો હતો. જેનામાં ધર્મ હોય છે તેને કોઈ પ્રકારનો ભય રહેતો નથી. ભય તો તેનામાં જ હોય છે, કે જેનામાં પાપ ભરેલું હોય છે.

તે દેવે વિમાનમાંથી ઊતરી સર્વપ્રથમ મયણરેહાને નમન કર્યું અને પછી મુનિને નમન કર્યું. તે વખતે મુનિ ધ્યાનમાં હતા. મયણરેહાને દેવ વંદન કરી રહ્યો છે એ દૃશ્ય જોઈ ત્યાં ઉપસ્થિત લોકો આશ્ચર્ય પામવા લાગ્યા. તે વિદ્યાધર પણ પોતાના મનમાં કહેવા લાગ્યો કે, મેં ભૂલ કરી તે તો ઠીક પણ દેવો પણ ભૂલ કરે છે! આ દેવ મુનિને પ્રથમ વંદન કરવાને બદલે મયણરેહાને વંદન કરી રહ્યો છે! વાસ્તવમાં સ્ત્રીરૂપની મોહિની દેવોને પણ ભૂલથાપ ખવડાવી દે છે!

કોઈ વાતનું રહસ્ય માલુમ ન હોવાને કારણે કોઈ કોઈ વખતે વિપરીત ભાવ પણ પેદા થઈ જાય છે! આ કથનાનુસાર ત્યાં ઉપસ્થિત લોકોના હૃદયમાં પણ અનેક પ્રકારનાં વિચારતરંગો ઉઠવા લાગ્યાં. બધા લોકો એમ જ કહેવા લાગ્યા કે આ દેવ આ મયણરેહાના રૂપ ઉપર મુગ્ધ થઈ ગયો છે, એટલા જ કારણે તે તેને પ્રથમ વંદન કરી રહ્યો છે!

તે મહાત્માએ જ્ઞાનદ્વારા જોયું અને વિચાર્યું કે, રહસ્ય ન જાણવાને કારણે આ દેવ ઉપર કલંક ચડાવવામાં આવે છે એટલા માટે રહસ્યને પ્રકટ કરી આ દેવ ઉપર ચડાવવામાં આવેલું કલંક દૂર કરવું જોઈએ.

હવે તે મહાત્મા આ સંબંધમાં રહસ્ય કેવીરીતે પ્રકટ કરે છે અને આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.

---

## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૩ આસો વદ ૮ બુધવાર

### પ્રાર્થના

'પ્રતિષ્ઠસેન' નરેશ્વર કો સુત, 'પૃથ્વી' તુમ મહતારી;
સુગુણ સનેહી સાહબ સાચો, સેવકને સુખકારી.
શ્રી જિનરાજ સુપાર્શ્વ પૂરો આશ હમારી. ॥ ૧ ॥
—વિનયચંદ્રજી કૃત ચોવીશી

શ્રી સુપાર્શ્વનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

ભક્તજનો પ્રાર્થના કરતાં ભગવાનને એમ કહે છે કે, 'હે! પ્રભો! અમારી આશા પૂર્ણ કરો.' જે ભક્તજનો પરમાત્મા પાસે પોતાની આશાને પૂર્ણ કરાવવા ચાહે છે તે આશા કઈ છે તે વિષે તેઓએ સર્વપ્રથમ વિચાર કરવો આવશ્યક છે. જગતમાં એટલી આશાઓ

છે કે જેનો પાર પામી શકાતો નથી. આશા–તૃષ્ણા કેવી અનન્ત છે એને માટે શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે કે:—

**इच्छा हु आगाससमा अणन्तिया ।**

અર્થાત્—ઇચ્છા–તૃષ્ણા આકાશની સમાન અનંત છે. તૃષ્ણાનો અન્ત જ નથી. આ પ્રકારની તૃષ્ણાને જીતી લેવાથી સ્વર્ગનું સુખ પણ તુચ્છ જણાય છે. આ અપૂર્વ સુખને પ્રાપ્ત કરવા માટે પરમાત્મા પ્રત્યે એ જ પ્રાર્થના કરવી જોઈએ કે, હે! પ્રભો! મારી તૃષ્ણાને નષ્ટ કરો. હું તમારી પાસે એ જ આશા પૂર્ણ કરાવવા ચાહું છું કે તમે મારામાં રહેલી આશા–તૃષ્ણાને નષ્ટ કરો.

આ પ્રમાણે આશા–તૃષ્ણાને નષ્ટ કરવા માટે જ પરમાત્માની પ્રાર્થના કરવી જોઈએ. પરમાત્મા પાસે આ પ્રકારની આશા પૂર્ણ કરાવવાને બદલે જો તમે સંસારનાં પદાર્થો–ધન–પુત્ર–સ્ત્રી વગેરેની આશા પૂર્ણ કરાવવા ચાહશો તો સંસારનાં તે પદાર્થો તમને લાત મારીને ચાલ્યા જશે અને તમારી આશા પહેલાંની માફક જ અધૂરી રહેશે. આથી વિરૂદ્ધ જો તમે પરમાત્મા પાસે આશા–તૃષ્ણાને નષ્ટ કરવાની આશા પૂર્ણ કરાવવા ચાહશો તો એ દશામાં જો ધન–પુત્રાદિ પ્રાપ્ત થવાનાં હશે તો તે પ્રાપ્ત થશે, પણ તમારી તરફથી તો પરમાત્મા પાસે એવી આશા પૂર્ણ કરાવવા તમે ન ચાહો. તમે તો પરમાત્મા પાસે એ જ આશા પૂર્ણ કરાવવા ચાહો કે, મારામાં કોઈ પ્રકારની આશા–તૃષ્ણા જ રહેવા ન પામે.

કહેવાનો આશય એ છે કે, સાંસારિક પદાર્થોની આશાપૂર્તિ કરાવવા માટે પરમાત્માની પ્રાર્થના કરવી ન જોઈએ, પણ સાંસારિક પદાર્થોની આશા નષ્ટ કરવા માટે જ પરમાત્માની પ્રાર્થના કરવી જોઈએ. આ પ્રકારની પ્રાર્થના કરતાં જો સાંસારિક પદાર્થો પ્રાપ્ત થવાનાં હશે તો પ્રાપ્ત થશે. શાસ્ત્રમાં કહ્યું છે કે, ચાર અંગનાં આરાધકને દશ બોલની સગવડતા પ્રાપ્ત થાય છે. શાસ્ત્રના આ કથનાનુસાર જો સાંસારિક પદાર્થો પ્રાપ્ત થવાનાં હશે તો પ્રાપ્ત થશે પણ તે પદાર્થોની પ્રાપ્તિ માટે પરમાત્માની પ્રાર્થના ન કરો. જો તમે નિષ્કામભાવે પરમાત્માની પ્રાર્થના કરશો તો આત્માના કલ્યાણની સાથે બીજાઓનું પણ કલ્યાણ સાધી શકાય.

## સમ્યક્ત્વ પરાક્રમ—અઢારમો બોલ

સ્વ–પરનું કલ્યાણ કેવી રીતે સાધી શકાય એને માટે શાસ્ત્રમાં અનેક ઉપાયો બતાવવામાં આવ્યાં છે. કાલે ક્ષમાપનાને કલ્યાણ સાધવાના એક ઉપાય તરીકે ગણી તે વિષે વિચાર કરવામાં આવ્યો હતો. હવે સ્વાધ્યાયને કલ્યાણના સોપાન તરીકે ગણી તે વિષે વિચાર કરવામાં આવે છે. સ્વાધ્યાયના ફલ વિષે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે :—

### અઢારમો બોલ.

**(૧૮) सज्झाएणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ! ભગવન્ ! સ્વાધ્યાય કરવાથી જીવને શો લાભ પ્રાપ્ત થાય છે ! આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે :—

**सज्झाएणं नाणावरणिज्जं कम्मं खवेइ ॥ १८ ॥**

અર્થાત્—સ્વાધ્યાય કરવાથી જીવ જ્ઞાનાવરણીયાદિ કર્મોને ખપાવે છે.

સ્વાધ્યાય વિષે વિશેષ વિચાર કરીએ તે પહેલાં ક્ષમાપના અને સ્વાધ્યાય વચ્ચે પારસ્પરિક શો સંબંધ છે તે વિષે વિચાર કરવો આવશ્યક છે. ક્ષમાપના અને સ્વાધ્યાય વચ્ચેનો પારસ્પરિક સંબંધ બતાવતાં ટીકાકાર કહે છે કે, સ્વાધ્યાય કરવા માટે સર્વ પ્રથમ ચિત્તનાં વિકારોને દૂર કરવાં આવશ્યક છે. દુનિયામાં એ કહેવત પ્રચલિત છે કે, પ્રત્યેક શુભ કાર્યમાં સ્વચ્છ થઈને પ્રવૃત્ત થવું. અને તેથી શુદ્ધ થઈને સ્વાધ્યાય કરવો જોઈએ પણ એ શુદ્ધતા બાહ્ય નહિ પણ આન્તરિક હોવી જોઈએ. દુનિયામાં કેવળ બાહ્ય સ્વચ્છતા જ જોવામાં આવે છે અને આન્તરિક સ્વચ્છતા જોવામાં આવતી નથી. પણ વાસ્તવમાં આન્તરિક સ્વચ્છતાની જ આવશ્યકતા છે. આ આન્તરિક સ્વચ્છતા ક્ષમાપના દ્વારા થાય છે. ક્ષમાપના આન્તરિક મેલને દૂર કરી અંતરને સ્વચ્છ બનાવવાનું એક સુંદરમાં સુંદર સાધન છે. ક્ષમાપનાદ્વારા આન્તરિક શુદ્ધિ કર્યા બાદ નકામા બેસી રહેવું ન જોઈએ, પણ સ્વાધ્યાય કરવો જોઈએ. આ સ્વાધ્યાય કરવાથી જીવને શો લાભ થાય છે એ વિષે ભગવાનને પ્રશ્ન પૂછવામાં આવ્યો છે. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, હે શિષ્ય! સ્વાધ્યાય કરવાથી જ્ઞાનાવરણીયાદિ કર્મોનો ક્ષય થાય છે.

હવે સ્વાધ્યાય એટલે શું એ વિષે વિચાર કરીએ સુ + અધ્યાય અર્થાત્ સુષ્ઠુ અધ્યાયને સ્વાધ્યાય કહેવામાં આવે છે. અધ્યાયનો અર્થ પઠન-પાઠન થાય છે. પણ પઠન-પાઠન તો કામશાસ્ત્ર વગેરેનું પણ થાય છે. અહીં એ પ્રકારના પઠન-પાઠનની વાત નથી. એટલા માટે એ વાતનો નિષેધ કરવા માટે અધ્યાય શબ્દની સાથે સુ ઉપસર્ગ લગાડવામાં આવ્યો છે. સુ ઉપસર્ગનો અર્થ સુષ્ઠુ કે શ્રેષ્ઠ થાય છે. આ પ્રમાણે સ્વાધ્યાયનો અર્થ શ્રેષ્ઠ પઠન-પાઠન થાય છે. જૈનશાસ્ત્રાનુસાર વીતરાગદ્વારા કથિત શાસ્ત્રનું-આગમનું પઠન-પાઠન એ સ્વાધ્યાય છે. દ્વાદશાંગીરૂપ જિનવાણીનું પઠન-પાઠન કરવું એ સ્વાધ્યાય છે. બીજાનાં ગ્રન્થો કે શાસ્ત્રોનું પઠન-પાઠન કરવામાં તો કોઈ વાર છેતરાઈ જવાનું પણ બની શકે, પરંતુ વીતરાગદ્વારા કથિત શાસ્ત્રનું પઠનપાઠન કરવામાં કોઈપણ રીતે છેતરાઈ જવાનું નથી; કારણ કે જિનવાણીનું પઠન-પાઠન કરવાથી આત્માનું કલ્યાણ જ થાય છે, અકલ્યાણ થતું નથી.

શાસ્ત્રકારોએ સ્વાધ્યાયનાં પાંચ ભેદ બતાવ્યાં છે. વાચના, પૃચ્છના, પર્યટના, અનુપ્રેક્ષા અને ધર્મકથા એ પાંચ સ્વાધ્યાયનાં ભેદો છે. સૂત્ર જેવું છે તેને તે જ પ્રમાણે ભણવું એ વાચના છે; પણ આ સૂત્રવાચના ગુરુમુખે જ લેવી જોઈએ. જો ગુરુમુખે વાચના લેવામાં ન આવે તો પ્રાયશ્ચિત આવે છે. જે વાચના ગુરુમુખે લેવામાં આવે તે વાચના સ્વાધ્યાયનો પહેલો ભેદ છે. સ્વાધ્યાયનો બીજો ભેદ પૃચ્છના છે; અર્થાત્ જે કાંઈ વાચના ગુરુમુખે લેવામાં આવી હોય તેના સંબંધમાં પૂછપરછ કરવી તેનું નામ પૃચ્છના છે. જે પ્રમાણે જાનવર જોયા-તપાસ્યા વિના ઘાસ ખાઈ જાય છે તે જ પ્રમાણે જોયા-તપાસ્યા વિના સૂત્ર વાંચવું ન જોઈએ પણ તે વિષે હૃદયમાં તર્કવિતર્ક કે પૂછપરછ કરવી જોઈએ. આમ કરવાથી હૃદયમાં કોઈ ને કોઈ પ્રકારની શંકા ઉદ્‌ભવશે જ. હૃદયમાં ઉદ્‌ભવેલી તે શંકાને શંકાના રૂપમાં જ રહેવા દેવી ન જોઈએ પણ તે શંકાને દૂર કરવા માટે પૂછપરછ કરવી જોઈએ. આ પ્રકારની પૂછપરછ કરવાનું નામ પૃચ્છના છે.

જે સૂત્રવાચના ગુરુમુખે લેવામાં આવી છે અને તે વાચના વિષે પૂછપરછ કરી હૃદયની શંકાને દૂર કરવામાં આવી છે તે સૂત્રવાચના ભૂલાઈ ન જવાય તે માટે તેનું પરિવર્ત્તન કરતાં રહેવું જોઈએ. સૂત્રવાચનાનું પરાવર્ત્તન કરવું એ સ્વાધ્યાયનો ત્રીજો ભેદ છે. સ્વાધ્યાયનો ચોથો ભેદ અનુપ્રેક્ષા છે. અનુપ્રેક્ષાનો અર્થ તત્ત્વનો વિચાર કરવો એ થાય છે. સૂત્રવાચના વિષે તાત્ત્વિક વિચાર કરવો એ અનુપ્રેક્ષા છે. આ પ્રમાણે સૂત્રવાચના, પૃચ્છના, પર્યટના અને અનુપ્રેક્ષા કર્યા બાદ ધર્મકથા કરવાનું કહેવામાં આવ્યું છે. ધર્મકથા એ સ્વાધ્યાયનો પાંચમો ભેદ છે.

સ્વાધ્યાયનો સ્પષ્ટાર્થ કરતાં ટીકાકાર કહે છે કેઃ—

**यत् खलु वाचनादेरासेवनमत्र भवति विधिपूर्वकम् ।**
**धर्मकथान्तं क्रमशः तत्स्वाध्यायो विनिर्दिष्टः ।**

અર્થાત્—વાચના, પૃચ્છનાથી લઈ ધર્મકથા સુધીનું વિધિપૂર્વક આ સેવન કરવાનું નામ સ્વાધ્યાય છે.

વિધિપૂર્વક વાચના વગેરેનું આસેવન કરવું તેને ટીકાકાર સ્વાધ્યાય કહે છે. તો સ્વાધ્યાયનો વિધિ શો છે ? તે જાણવું જોઈએ; પણ તે પહેલાં બીજાં ગ્રન્થોમાં સ્વાધ્યાયનું મહત્ત્વ કેવું બતાવવામાં આવ્યું છે તે જોઈએ. યોગસૂત્રમાં સ્વાધ્યાયનું મહત્ત્વ બતાવતાં કહેવામાં આવ્યું છે કેઃ—

**स्वाध्यायादिष्टदेवतासंप्रयोगः ।**

અર્થાત્—સ્વાધ્યાયથી ઇષ્ટ દેવતાનો સંપ્રયોગ થાય છે. સ્વાધ્યાય કરવાથી ઈષ્ટ દેવતાની કૃપા થાય છે. મૂળસૂત્રમાં તો આટલું જ કહેવામાં આવ્યું છે પણ ભાષ્યકાર તો તેથી પણ આગળ વધીને કહે છે કે, સ્વાધ્યાય કરનાર વ્યક્તિનું દર્શન કરવા માટે દેવતાઓ પણ દોડતા આવે છે અને સ્વાધ્યાય કરનારની ભાવના કેવી રીતે પૂર્ણ થાય એ વાતનું ધ્યાન રાખે છે.

સ્વાધ્યાયનો વિધિ શો છે ? અને સ્વાધ્યાય કયા ઉદ્દેશે કરવો જોઈએ ? એને માટે એ જુઓ કે જે પ્રમાણે ખેડુત ખેતરમાં બીજારોપણ કરે છે. તે બીજને કેવળ ફેંકી દેવા માટે આરોપણ કરતો નથી પણ એક બીજમાંથી વધારે દાણા પેદા કરવા માટે બીજારોપણ કરે છે; તે જ પ્રમાણે સ્વાધ્યાય કરનારે પણ એ વાતનો સદા વિચાર રાખવો જોઈએ કે, હું સ્વાધ્યાય કરી હૃદયક્ષેત્રમાં જે બીજનું આરોપણ કરી રહ્યો છું તે બીજારોપણ વિશેષ ફળની પ્રાપ્તિ માટે કરી રહ્યો છું. એટલા માટે હું જેમતેમ બોલવારૂપ સ્વાધ્યાય ન કરું પણ સ્વાધ્યાયદ્વારા જે વાત ગ્રહણ કરવામાં આવી છે તે વાત પ્રમાણે વ્યવહાર કરું ! આ પ્રમાણે સક્રિય સ્વાધ્યાય કરવાથી જ સ્વાધ્યાયનું ફળ પ્રાપ્ત થાય છે. સ્વાધ્યાયનું ફળ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થવો તે છે.

સ્વાધ્યાય વિષે બીજું ઉદાહરણ એ આપવામાં આવે છે કે, વૃક્ષના મૂળને ફળની પ્રાપ્તિ માટે જ સીંચવામાં આવે છે; આ જ પ્રમાણે જ્ઞાનાવરણીય કર્મને નષ્ટ કરવા રૂપ ફળને પ્રાપ્ત કરવા માટે જ સ્વાધ્યાય કરવામાં આવે છે. એટલા માટે સ્વાધ્યાય કરવામાં એ વાતનું હમેશાં ધ્યાન રાખો કે, "હું વૃક્ષને જળસિંચન તો કરું છું પણ એમ ન થાય કે મને ફળ ન મળે ! હું બીજાને સંભળાવવા માટે સ્વાધ્યાય કરું અને લોકો પણ મારી પ્રશંસા કરે પણ હું પોતે

એમ જ રહી ન જાઉં ! મારાથી એમ થવું ન જોઈએ કે, મૂળને સીંચવા છતાં મને ફળ ન મળે ! મારે એ વાતનું હમેશાં ખ્યાલ રાખવો જોઈએ કે, હું શાસ્ત્રનો સ્વાધ્યાય કરી જે ધર્મરૂપી કલ્પવૃક્ષને સીંચું છું તેનું ફળ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થવો એ છે, અને તેથી એ ફળ મારે પ્રાપ્ત કરવાનું છે એ વાતનું ધ્યાન રાખીને જ મારે સ્વાધ્યાય કરવો જોઈએ."

અરીસા ઉપરના મેલને એટલા જ માટે સાફ કરવામાં આવે છે કે તે અરીસામાં મોઢું જોઈ શકાય ! જે અરીસામાં મોઢું બરાબર જોઈ શકાય છે તે અરીસો સાફ છે એમ કહેવાય છે. આ જ પ્રમાણે જે સ્વાધ્યાયદ્વારા જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થાય તે જ ખરો સ્વાધ્યાય છે એમ કહી શકાય !

પહેલાં જ્યારે વિદ્યાર્થિઓ ગુરુકુલમાંથી વિદ્યાધ્યયન કરી ગુરુની વિદાય લેતા હતા ત્યારે ગુરુ તેમને એ શિક્ષા આપતા હતા કે, "હે ! શિષ્યો ! સ્વાધ્યાય કરવામાં પ્રમાદ ન કરજો. સ્વાધ્યાય કરવાથી જે હિતકારી વસ્તુ જણાય તેનો સ્વીકાર કરવો અને જે અહિતકારી વસ્તુ જણાય તેનો ત્યાગ કરી દેવો. સ્વાધ્યાય કરવાથી ધર્મનું સ્વરૂપ પણ જાણવામાં આવે છે અને પાપનું સ્વરૂપ પણ જાણવામાં આવે છે. આ બન્નેમાંથી ધર્મનો તો સ્વીકાર કરવો અને પાપનો ત્યાગ કરવો. દીપકના પ્રકાશદ્વારા સારી વસ્તુ પણ જોઈ શકાય છે અને સાપ-વીંછી વગેરે પણ જોઈ શકાય છે. પણ સારી વસ્તુને જોઈ તેને ગ્રહણ કરવામાં આવે છે અને ખરાબ વસ્તુને જોઈ તેને છોડી દેવામાં આવે છે. દીપકના પ્રકાશદ્વારા જો સાપ જોવામાં આવે તો સાપથી દૂર ભાગી જવામાં આવે છે, અને સારી વસ્તુ જોવામાં આવે તો તેને ગ્રહણ કરવામાં આવે છે. આ જ પ્રમાણે સ્વાધ્યાયથી સારી વાતો પણ જાણવાની મળે છે અને ખરાબ વાતો પણ જાણવાની મળે છે. આ બન્ને સારી-ખરાબ વાતોમાંથી હે ! શિષ્યો ! સારી વાતને ગ્રહણ કરો અને ખરાબ વાતનો ત્યાગ કરો."

તમે પણ વ્યાખ્યાન સાંભળો છો પણ વ્યાખ્યાન સાંભળી જે વસ્તુ લાભપ્રદ જણાય તેને અપનાવો તો જ વ્યાખ્યાન શ્રવણ સ્વાધ્યાયરૂપ કહી શકાય. વ્યાખ્યાન સાંભળી વાહ-વાહ કરવામાં જ રહી જાઓ અને કાંઈપણ જીવનમાં અપનાવો નહિ તો તમને વ્યાખ્યાન-શ્રવણથી શો લાભ થાય ?

તમારા ઘરમાં તમારા પૂર્વજોએ સંપત્તિ દાટી છે એ વાતની તમને ખબર હોય પણ જ્યારે સંપત્તિ તમને જોઈતી હોય ત્યારે તમને તે સંપત્તિ તપાસ કરવા છતાં હાથ લાગતી ન હોય. એટલામાં જ કોઈ સિદ્ધ યોગી આવીને તમને તે સંપત્તિ બતાવી આપે તો તમને કેવી પ્રસન્નતા થાય ? આ જ પ્રમાણે આ શરીરમાં અનંતગુણવાળો આત્મા બીરાજમાન છે. એ આત્માનું કોઈ દર્શન કરાવી આપે તો શું એ કારણે તમને પ્રસન્નતા નહિ થાય ? સ્વાધ્યાય કરવાથી જ્ઞાનાવરણીય કર્મ નષ્ટ થાય છે અને જ્ઞાનાવરણીય કર્મ નષ્ટ થવાથી આત્માનું દર્શન કરી શકાય છે. એટલા માટે સ્વાધ્યાયદ્વારા જ્ઞાનાવરણીય કર્મને નષ્ટ કરી આત્માનું દર્શન કરો. જ્ઞાનીજનો કહે છે કે, આત્મા અનંતગુણવાળો અને અનંતશક્તિવાળો છે. આત્માનાં આ ગુણો આ મનુષ્ય શરીરદ્વારા જ પ્રકટ કરી શકાય છે; એટલા માટે તમે તે ગુણોને અને આત્માની તે શક્તિને પ્રકટાવવાનો પ્રયત્ન કરો. કેવળ શરીર જોઈને જ રહી ન જાઓ. સાંભળ્યું છે કે, અમેરીકામાં મનુષ્યની આકૃતિ જેવી માછલી પણ હોય છે પણ

તમે મનુષ્ય છો, માછલી નથી, એ વાતની ખબર તો તમે જીવનમાં મનુષ્યતા પ્રગટાવો ત્યારે જ પડી શકે. જીવનમાં મનુષ્યતા પ્રગટાવવા માટે તથા તમે મનુષ્ય છો એ વાતને સિદ્ધ કરવા માટે તમારે એમ વિચારવું જોઈએ કે, હે ! આત્મા ! તને આ મનુષ્યશરીર મળ્યું છે અને આવા ધર્મગુરુનો સુયોગ પણ સાંપડયો છે. છતાં જો તું તારી શક્તિને અત્યારે પ્રકટ નહિ કરે તો પછી કયારે પ્રકટ કરીશ ? આ પ્રમાણે વિચાર કરી સ્વાધ્યાય દ્વારા જ્ઞાનાવરણીય કર્મ નષ્ટ કરી આત્માના સ્વરૂપને જાણો અને આત્મશક્તિને પ્રકટ કરો.

તપસ્વી મુનિ રઘુનાથજી મહારાજ ફક્કડ સાધુ હતા. તેઓ જોધપુરમાં હતા ત્યારે જોધપુરના સીંધીજી તેમની પ્રશંસા સાંભળી તેમના દર્શન કરવા માટે ગયા. રઘુનાથજી મહારાજે સીંધીજીને પૂછ્યું કે, તમે કાંઈ ધર્મધ્યાન કરો છો કે નહિ ? સીંધીજીએ ઉત્તર આપ્યો કે, મહારાજ ! પહેલાં ધર્મધ્યાન ઘણું કર્યું છે તેના ફળ સ્વરૂપે સીંધી જેવા ઉત્તમકુળમાં જન્મ થયો છે, પગમાં સોનાનું કડું પહેરવા મળ્યું છે, જાગીર મળી છે, હવેલી છે અને સારાકુળની કન્યાઓ પણ મળી છે. એટલા માટે હવે પૂર્વમાં જે કાંઈ કર્યું છે તેનું ફળ ભોગવીએ કે નવું કરવા બેસીએ ? તપસ્વીજીએ ઉત્તર આપ્યો કે, સીંધીજી એ તો બધું ઠીક છે કે તમે પૂર્વે જે કાંઈ ધર્મધ્યાન કર્યું છે તેનું ફળ ભોગવી રહ્યા છો. પણ જો ભવિષ્યને માટે ધર્મધ્યાન કરવામાં ન આવે અને એ કારણે મરીને કુતરાનો જન્મ ધારણ કરવો પડે તો શું તમને હવેલીમાં આવવા દેશે ? સીંધીજીએ ઉત્તર આપ્યો કે, મહારાજ ! તે અવસ્થામાં તો હવેલીમાં આવવા ન દે ! રઘુનાથજી મહારાજે ત્યારે કહ્યું કે, અમે એટલા જ માટે તમને કહીએ છીએ કે ભવિષ્યને માટે પણ ધર્મધ્યાન કરો. અમે પણ તમને એ જ કહીએ છીએ કે, " તમને આ ઉત્તમ મનુષ્યજન્મ, ઉત્તમ જૈનધર્મ, ઉત્તમ ધર્મક્ષેત્ર વગેરેનો સુયોગ સાંપડયો છે તો આ અમૂલ્ય તકનો લાભ લઈ આત્મકલ્યાણ સાધો તો તેમાં કલ્યાણ રહેલું છે. બીજા લોકો આત્મકલ્યાણ સાધે કે ન સાધે તે ઉપર ધ્યાન ન આપતાં તમે તમારું આત્મકલ્યાણ સાધવામાં પ્રયત્નશીલ રહો. "

કહેવાનો આશય એ છે કે, સ્વાધ્યાયનું ફળ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થવો એ છે. કોઈ એમ કહે કે, અમને શાસ્ત્ર વાંચતાં આવડતું નથી તેથી અમે શાસ્ત્રનો સ્વાધ્યાય કેવીરીતે કરી શકીએ ? આ પ્રમાણે કહેનાર લોકોને એ જ કહી શકાય કે, તમને શાસ્ત્ર વાંચતાં આવડતું નથી તો નવકારમંત્ર તો આવડે છે ને ? તો તમે નવકારમંત્રનો જાપ તથા તેનું આવર્ત્તન વગેરે કરો. આ પ્રમાણે નવકારમંત્રનું આવર્ત્તન કરવું એ પણ સ્વાધ્યાય જ છે. બીજા લોકોનું એમ કહેવું છે કે, વેદાધ્યયન કે ૐકારનો જાપ કરવો તે સ્વાધ્યાય છે. આ જ પ્રમાણે તમે પણ એમ માનો કે દ્વાદશાંગીરૂપ જિનવાણીનું પઠનપાઠન કરવું કે નવકારમંત્રનો જાપ કરવો એ પણ સ્વાધ્યાય છે. તમે જો શાસ્ત્રનો સ્વાધ્યાય કરી ન શકો તો નવકારમંત્રને જપવા રૂપ સ્વાધ્યાય કરો તોપણ તેમાં કલ્યાણ જ છે.

શાસ્ત્રમાં સ્વાધ્યાયને નંદનવન સમાન કહેવામાં આવ્યું છે. જે સ્વાધ્યાયદ્વારા નંદનવન જેવો આનંદ લેતો હશે તે બીજી ઝંઝટોમાં ધ્યાન નહિ આપે. મનુષ્ય જ્યારે મુંઝાય છે ત્યારે તે મુંઝવણને દૂર કરવા માટે બાગનું શરણ લે છે. આ જ પ્રમાણે જે સંસારનાં પ્રપંચોથી મુંઝાતો હશે તે પણ સ્વાધ્યાયનું જ શરણ લેશે અને પછી બીજા પ્રપંચોમાં પડશે નહિ.

તમે લોકો વ્યર્થનાં પ્રપંચોમાં પડવાનું છોડી દઈ સ્વાધ્યાયનો આનંદ લો તો તમને માલુમ પડશે કે, સ્વાધ્યાયમાં કેવું સુખ રહેલું છે! પુરુષોની અપેક્ષા બહેનોએ આ વાત ઉપર વિશેષ ધ્યાન આપવું જોઈએ કારણ કે તેમનો સ્વભાવ વ્યર્થનાં પ્રપંચોમાં વધારે પડવાનો હોય એમ જોવામાં આવે છે. બહેનો જો નકામાં પ્રપંચોમાં પડવાનું છોડી દે તો તેઓ પુરૂષોનો પણ સુધાર કરી શકે છે. એટલા માટે બહેનો સાંસારિક પ્રપંચોમાં ન પડતાં પરમાત્માના ભજનરૂપ સ્વાધ્યાયથી આત્માને આનંદિત કરે તો તેઓ પોતાનું અને બીજાનું અકલ્યાણ થતું ઘણું અટકાવી શકે છે. આત્માનું કલ્યાણ કેવીરીતે સાધી શકાય તે માટે આપણી સામે મયણરેહાનો ઉચ્ચ આદર્શ છે. આ આદર્શને દૃષ્ટિ સમક્ષ રાખી જો ધર્મનું આચરણ કરવામાં આવે તો અવશ્ય કલ્યાણ સાધી શકાય.

## મયણરેહા ચરિત્ર—૪૩

**ભાઈ માર કે મણિરથ રાજા, મહલ કો ચલા સતાબ;**
**પાપકર્મ સે મનમેં ધુજા, યોં બોલા તબ સાફ. ॥ સતી૦ ૧૭૦ ॥**
**હા! હા! કુમતિ ઘેરા મુઝકો, ભાઈ કે લીને પ્રાણ;**
**અપર પાપી કો દંડકા દાતા, મૈં અપરાધી મહાન્. ॥ સતી૦ ૧૭૧ ॥**
**ધિક્ ધિક્ હૈ ઈસ ખડ્ગભુજા કો, કુલકા કીના છેદ;**
**શિરકો છેદૂં દુઃખકો ભેદૂં, યોં કરતા મન ખેદ. ॥ સતી૦ ૧૭૨ ॥**

મયણરેહામાં કેવી ગંભીરતા હતી કે, તેણે પોતાના પુત્ર વિષે તો મુનિને પ્રશ્નો પૂછ્યા પણ મણિરથ વિષે એવો પ્રશ્ન ન કર્યો કે, મારા પતિને માર્યા બાદ મણિરથનું શું થયું? દુનિયામાં પ્રાયઃ એવું જોવામાં આવે છે કે, લોકો ખરાબ વાતને પહેલાં સાંભળવા ચાહે છે. એક બાજુ પ્રેમની વાત હોય અને બીજી બાજુ ક્રોધકલેશની વાત હોય તો ક્રોધ-કલેશની વાતો પહેલાં પૂછશે. પણ મયણરેહા એવી ગંભીર હતી કે, તેણે મણિરથ વિષે મુનિને કાંઈ ન પૂછ્યું. મયણરેહાએ તો મણિરથ વિષે કાંઈ ન પૂછ્યું પણ મુનિદ્વારા તેની વાત પણ જાણવામાં આવી ગઈ.

વિમાનમાંથી બહાર નીકળી દેવ મયણરેહાને વંદન કરવા લાગ્યો. મયણરેહા વિચારવા લાગી કે, આ દેવ મને વંદન કરી રહ્યો છે તેનું શું કારણ? આ તો મારી ઉપર એક પ્રકારનો ભાર વધારી રહ્યો છે. હજી તો એક ભાઈનો હમણાં સુધારો થયો જ છે ત્યાં આ બીજો કયા અભિપ્રાયે મને વંદન કરી રહ્યો છે?

મયણરેહાને એવું અભિમાન થઈ શકતું હતું કે, દેવે મુનિ વગેરે કોઈને પહેલાં વંદના ન કરી પણ સર્વપ્રથમ મને જ વંદના કરી; પણ મયણરેહા આવી તુચ્છ વાતને માટે અભિમાન કરે એવી ન હતી. તે તો એમ જ વિચારતી હતી કે, આ દેવ મને વંદના કરે છે તેનું શું કારણ હશે? આ જ પ્રમાણે ત્યાં ઉપસ્થિત વિદ્યાધર વગેરે લોકો પણ પોતાના મનમાં કહેવા લાગ્યા કે, આ દેવ કેવો મહામુગ્ધ બન્યો છે કે તે મુનિ સામે બેઠા છે છતાં તેમને પહેલાં વંદના ન કરતાં આ સ્ત્રીના રૂપમાં મુગ્ધ બની તેને વંદના કરી રહ્યો છે!

મુનિએ વિચાર્યું કે, લોકો વાસ્તવિક વાતથી અજ્ઞાત હોવાને કારણે હૃદયમાં અનેક પ્રકારનાં ખોટાં તર્કવિતર્કો કરે છે. અજ્ઞાનને કારણે આ પ્રકારનાં ખોટાં તર્કવિતર્કો પેદા થવાં

સ્વાભાવિક છે એટલા માટે વાસ્તવિક વાતને પ્રકટ કરી આ લોકોના હૃદયમાં જે સંદેહ પેદા થયો છે તે સંદેહને દૂર કરવો જોઈએ.

આ પ્રમાણે વિચાર કરી તે મુનિ કહેવા લાગ્યા કે, હે! સભાજનો! સાંભળો. તમે લોકો આ દેવે મયણરેહાને પહેલાં નમન કર્યું એ વાતઉપર આશ્ચર્ય અને ખોટાં તર્કવિતર્કો કરી રહ્યા છો. પરંતુ આ દેવ આ સતીના ગુણો અને પોતાની ઉપર કરેલા ઉપકારને કારણે જ આ સતીને નમન કરી રહ્યો છે. મુનિનું આ કથન સાંભળી લોકોનું આશ્ચર્ય વિશેષ વધવા પામ્યું કે, સતીએ આ દેવનો શો ઉપકાર કર્યો હશે? લોકોના આ સંદેહને દૂર કરવા માટે મુનિએ કહ્યું કે, આ દેવ પૂર્વભવમાં આ સતિનો પતિ હતો. આ પ્રમાણે કહી મુનિએ મણિરથ દ્વારા યુગબાહુ માર્યા જવાની અને મયણરેહા દ્વારા યુગબાહુને ઉપદેશ અપાયાની તથા યુગબાહુનાં ભાવો બદલી જવાની બધી વાતો આદિથી અંત સુધીની લોકોને કહી સંભળાવી. આ બધી વાતો સંભળાવીને મુનિએ કહ્યું કે, આ દેવ જો તે જ ભાવમાં મૃત્યુ પામત તો નરકમાં જાત, પણ આ સતિએ ઉપદેશદ્વારા તેનાં ભાવોની શુદ્ધિ કરાવી કે જેથી તે નરકમાં જતો બચી ગયો અને દેવ થયો. આ મહાન્ ઉપકારને કારણે જ આ દેવે સર્વપ્રથમ આ સતીને વંદન કર્યું છે.

મયણરેહા, મુનિનું આ કથન સાંભળી વિચારવા લાગી કે, મારાં શબ્દોનો પ્રતિઘોષ અહીંસુધી સંભળાય છે! વાસ્તવમાં સત્યનાં શબ્દો આખા બ્રહ્માંડમાં ફેલાઈ જાય છે. આ જ પ્રમાણે વિદ્યાધર વગેરે ત્યાં ઉપસ્થિત લોકો પણ વિચારવા લાગ્યા કે, આ સતી કેવી છે? વિદ્યાધર પોતાના મનમાં કહેવા લાગ્યો કે, મેં આવી સતી ઉપર પણ કુદૃષ્ટિ કરી. એ તો આ સતીએ જ મને બચાવી લીધો નહિ તો ન જાણે મારી કેવી અવગતિ થાત!

મુનિદ્વારા કહેવામાં આવેલી બધી ઘટના સાંભળી ઉપસ્થિત લોકોએ મુનિને પૂછ્યું કે, પોતાના ભાઈને મારનાર તે મણિરથનું શું થયું? લોકોદ્વારા મુનિને પૂછવામાં આવેલો આ પ્રશ્ન સાંભળી મયણરેહા વિચારવા લાગી કે, મારા જેઠનું કલ્યાણ થયું હોય તો સારું! હું તો એ જ ચાહું છું કે, મારા જેઠનું પણ કલ્યાણ થાય. તેમનામાં કુમતિએ પ્રવેશ કર્યો હતો એ કારણે જ તેમનો આટલો બધો અનર્થ થયો. તેમની દુર્મતિ મટી જાય એ જ હું ચાહું છું.

બીજાનું ભલું ચાહવાથી પોતાનું પણ ભલું થાય છે અને બીજાનું ખરાબ ચાહવાથી પોતાનું પણ ખરાબ થાય છે.

લોકોનો આ પ્રશ્ન સાંભળી મુનિ કહેવા લાગ્યા કે, "યુગબાહુને મારીને નાસતા જતાં મણિરથ યુગબાહુના સૈનિકોદ્વારા પકડાઈ ગયો. તે સૈનિકો મણિરથને મારી જ નાંખત પણ આ સતીએ તેને બચાવ્યો અને છોડી મૂકયો. સતીની આ ઉદારતાનો પ્રભાવ મણિરથ ઉપર ઘણો જ પડ્યો અને તે સૈનિકોના પંજામાંથી છૂટીને મહેલ તરફ જતાં પોતાના મનમાં કહેવા લાગ્યો કે, મારા જેવા પાપીને કોણ છોડી દે? પણ આ સતીમાં કેવી ઉદારતા છે કે તેણે પોતાના પતિના ઘાતકને પણ છોડી મૂકયો. હાય! તે સતી તો આવી ઉદાર છે અને હું કેવો અધમ છું! મેં કેવું ભયંકર દુષ્કૃત્ય કર્યું છે! મેં મારા પ્રિય ભાઈને પણ મારી નાખ્યો. આથી વિશેષ બીજો ભયંકર અપરાધ શું હોઈ શકે! હું બીજાઓને તો સામાન્ય અપરાધનો પણ દંડ આપું છું અને મેં આવો ભયંકર અપરાધ કર્યો છે તો શું

એ અપરાધનો દંડ મને મળવો ન જોઈએ ? આ મારી તલવાર અને મારા હાથને ધિક્કાર છે કે જે તલવાર અને હાથદ્વારા મેં ભાઈનું ખૂન કર્યું છે ! મારા આ દુષ્કૃત્યનો દંડ મારે આ તલવારદ્વારા મારા પોતાના મસ્તકનો ઉચ્છેદ કરી ભોગવવો જોઈએ. "

મણિરથ આ પ્રમાણે પશ્ચાત્તાપ કરવા લાગ્યો. પહેલાં પાપ કર્યું હોય પણ પછી જો તે પાપનો પશ્ચાત્તાપ કરવામાં આવે તો એ પશ્ચાત્તાપ નકામો જતો નથી. જેમકે પહેલાં કંદમૂળ ખાધા હોય અને પછી ખીર ખાધી હોય તો કંદમૂળનો ઓડકાર આવવા છતાં ખીર ખાધેલી નકામી જતી નથી, પણ તેનો પણ ઓડકાર આવ્યા વગર રહેતો નથી તે જ પ્રમાણે પાપ કર્યું હોય તો પણ પશ્ચાત્તાપ, પ્રાયશ્ચિત્ત, ક્ષમાપના અને સ્વાધ્યાય વગેરે કરવામાં આવે તો તે વ્યર્થ જતાં નથી પણ તે કલ્યાણ જ કરે છે.

મણિરથ પોતાનાં પાપનો પશ્ચાત્તાપ કરી રહ્યો છે. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ આસો વદ ૯ ગુરુવાર



### પ્રાર્થના

**જય જય જગત શિરોમણિ, હું સેવક ને તૂં ધણી,**
**અબ તૌસું ગાઢી બણી, પ્રભુ આશા પૂરો હમ તણી;**
**મુઝ મ્હેર કરો, ચંદ્રપ્રભુ ! જગજીવન અંતર જામી,**
**ભવ દુઃખ હરો, સુનિયે અરજ હમારી ત્રિભુવન સ્વામી. ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી ચન્દ્રપ્રભુ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્માને જગતશિરોમણિ માની તેમની પ્રાર્થના કરવી જોઈએ. કોઈ વસ્તુ જો પૂર્ણરૂપે જોવામાં આવતી ન હોય પણ તેનું એક અંગ જોવામાં આવતું હોય તો તે એક અંગ ઉપરથી વસ્તુને સંપૂર્ણરીતે જાણી શકાય છે. આ જ પ્રમાણે પરમાત્મા જોવામાં આવતા ન હોય તોપણ તેમના ચરણરૂપ આ જગત તો જોવામાં આવે જ છે. આ જગત ઉપરથી જગત શિરોમણિ પરમાત્માને પણ જાણી શકાય છે એટલા માટે પરમાત્માને જગતશિરોમણિ માની તેમની પ્રાર્થના કરવી જોઈએ.

### સમ્યક્ત્વ પરાક્રમ—ઓગણીશમો બોલ

પરમાત્માની પ્રાર્થના કરવાનું એક સાધન સ્વાધ્યાય પણ છે. કાલે સ્વાધ્યાય વિષે વિચાર કરતાં તેનાં પાંચ ભેદ બતાવવામાં આવ્યાં છે. હવે શાસ્ત્રકાર સ્વાધ્યાયના પ્રત્યેક ભેદ વિષે વિચાર કરે છે. સ્વાધ્યાય કરવાથી જીવને શો લાભ પ્રાપ્ત થાય છે એ વિષે સમુચ્ચયરૂપે તો વિચાર કરી લેવામાં આવ્યો છે પણ આ પ્રમાણે સામાન્યરીતે કહેવામાં આવેલી વાત કોઈ કોઈવાર સાધારણ લોકોની સમજમાં આવતી નથી; એટલા માટે સ્વાધ્યાયના પ્રત્યેક

ભેદ વિષે વિશેષરૂપે વિચાર કરવામાં આવ્યો છે. જેમકે મનુષ્ય કહેવાથી તેમાં બધાં મનુષ્યોનો સમાવેશ થઈ જાય છે પછી ભલે તે મનુષ્યોમાં રાજા-રંક, ગરીબ કે તવંગર અને બ્રાહ્મણ શૂદ્ર વગેરે ભેદ હોય; પણ સાધારણ લોકો મનુષ્ય કહેવામાત્રથી મનુષ્યના ભેદો સમજી શકતા નથી એટલા માટે તેમને મનુષ્યનાં ભેદો સમજાવવા માટે બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરેનો ભેદ સ્પષ્ટ કરી સમજાવવામાં આવે છે. આ જ પ્રમાણે સ્વાધ્યાય વિષે સમુચ્ચયરૂપે વાત કહી દેવામાં આવી છે પણ એ સમુચ્ચયરૂપે કહેવામાં આવેલી વાત સાધારણ લોકોની સમજમાં આવી શકતી નથી એ વિચારથી સ્વાધ્યાયનાં ભેદ પાડી પ્રત્યેક ભેદ વિષે ભગવાનને પ્રશ્ન પૂછવામાં આવ્યાં છે. સ્વાધ્યાયનો પહેલો ભેદ વાચના છે એટલા માટે સર્વપ્રથમ વાચના વિષે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કેઃ—

## ઓગણીશમો બોલ.

**(१९) वायणाए णं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ! ભગવન્ ! વાચનાથી જીવને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કેઃ—

**वायणया णं निज्जरं जणेइ सुअस्स य अणासायणाए (अणुसज्जणाए) वट्टइ, सुअस्स य अणासायणाए (अणुसज्जणाए) वट्टमाणे तित्थधम्मं अवलंबइ, तित्थधम्ममवलंबमाणे महानिज्जरे महापज्जवसाणे हवइ ॥ १९ ॥**

અર્થાત્—શાસ્ત્રવાચન કરવાથી કર્મની નિર્જરા થાય છે. સૂત્રપ્રેમ થવાથી જ્ઞાનમાં વૃદ્ધિ થાય છે અને તેવા સૂત્રપ્રેમથી તીર્થંકરોનાં ધર્મનું અવલંબન મળે છે અને તે તીર્થધર્મના અવલંબન વડે કર્મની મહાન્ નિર્જરા કરી નિષ્કર્મી બને છે.

વાચના વિષે વિશેષ વિચાર કરીએ તે પહેલાં વાચના એટલે શું તે વિષે વિચાર કરીએ. વાચના લેવાને યોગ્ય શિષ્યને ગુરુ સિદ્ધાન્તનું જે વાચન કરાવે છે તે વાચના કહેવાય છે. વાચનાનો અર્થ સરળ કરવા માટે ટીકાકાર કહે છે કે, ગુરુ ઉપદેશક કે પ્રયોજક થઈ શિષ્યને જે શાસ્ત્ર ભણાવે છે તે શાસ્ત્ર ભણાવવાની ક્રિયાને વાચના કહેવામાં આવે છે.

વાચના લેનાર શિષ્યે તો સારા થવું જ જોઈએ પણ વાચના આપનાર ગુરુમાં કયા ગુણો હોવાં જોઈએ તે વિષે વિચાર કરવો પણ આવશ્યક છે. જો વાચના આપનાર સારા હોય તો વાચના લેનાર અને વાચના આપનાર બન્નેને સારો લાભ પ્રાપ્ત થાય છે. ભગવાનને વાચના વિષે એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે, હે ! ભગવાન ! વાચના આપનારને શો લાભ મળે છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને પહેલી વાત તો એ કહી છે કે, વાચના આપનારનાં કર્મોની નિર્જરા થાય છે.

સામાન્યરીતે તો નિર્જરા મન, વચન અને કાયા એ ત્રણેય દ્વારા થાય છે પણ અહીં મનદ્વારા નિર્જરા થવાની પ્રધાનતા જણાય છે; કારણ કે વાચના આપવામાં મનને એકાગ્ર રાખવાનું હોય છે. કહ્યું છે કેઃ—

मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।

અર્થાત્—મન જ બંધ અને મોક્ષનું કારણ છે. આ પ્રમાણે મનને બંધમોક્ષનું કારણ બતાવી વાચના આપનારને એવી સૂચના આપવામાં આવી છે કે, સૂત્રની વાચના આપનારે એમ માનવું ન જોઈએ કે, હું શિષ્યને ભણાવું છું પણ એમ સમજવું જોઈએ કે હું સૂત્રની વાચના આપી મારાં કર્મોની નિર્જરા કરી રહ્યો છું. આ પ્રમાણે માની શિષ્યને સૂત્રવાચના આપવાથી વાચના આપનાર ગુરુને ઘણો જ આનંદ મળે છે, એટલું જ નહિ તેનામાં કાયરતા આવતી નથી તેમ તેના ઉત્સાહનો ભંગ પણ થતો નથી. કારણ કે તે સૂત્રવાચના આપવાના કાર્યને બીજાનું કામ સમજતો નથી પણ પોતાનું જ કામ સમજે છે. અને પોતાના કામમાં જેવો આનંદ અને જેવો ઉત્સાહ રહે છે તેવો આનંદ અને ઉત્સાહ બીજાના કામમાં રહેતો નથી. ઉદાહરણ તરીકે એક કામ તો તમારો નોકર કરે છે અને બીજું કામ તમારો પુત્ર કરે છે. આ બન્નેમાંથી તમારા પુત્રના મનમાં કામ કરતી વખતે જેવો ઉત્સાહ હોય તેવો ઉત્સાહ નોકરના મનમાં કામ કરતી વખતે ન હોય એ દેખીતું છે. આમ થવાનું કારણ ભાવનાની ભિન્નતા છે. નોકરની ભાવના તો એવી હોય છે કે, આ કામ બીજાનું છે અને પુત્રની ભાવના એવી હોય છે કે, આ કામ મારું જ છે. આ પ્રમાણે ભાવનાના અંતરથી ઉત્સાહમાં પણ અંતર આવી જાય છે. ઉત્સાહ હોવાથી કામ સારું થાય છે અને ઉત્સાહ ન હોવાથી કામ સારું થતું નથી.

કહેવાનો આશય એ છે કે, જે પ્રમાણે બીજાનાં કામો પોતાનાં જ માનવાથી કામ કરવામાં અધિક ઉત્સાહ રહે છે તે જ પ્રમાણે વાચના આપવાના કાર્યને પોતાનું જ માનવાથી આત્મામાં ઉત્સાહ આવે છે. એટલા માટે વાચના આપવાના કાર્યને પોતાનું જ માનવાનું કહેવામાં આવ્યું છે.

સદ્ગુરુ જેવી શિક્ષા આપી શકે છે તેવી શિક્ષા ભાડુતી શિક્ષક આપી શકતા નથી. સદ્ગુરુની શિક્ષા જેવી હૃદયંગમ હોય છે તેવી ભાડુતી શિક્ષકની શિક્ષા હૃદયંગમ હોતી નથી. વૈજ્ઞાનિકોનું કહેવું છે કે, નાની ઉંમરના બાળકના હૃદયમાં માતાપિતાની શિક્ષાનાં જેવાં સંસ્કારો પડે છે તેવાં શિક્ષાના સંસ્કારો મોટા થતાં પડતાં નથી. માતાપિતા સંસ્કારી હોય તો બાળકોને બાળવયમાં શિક્ષાનાં સારાં સંસ્કારો પાડી શકે છે. આ જ પ્રમાણે ગુરુ સંસ્કારી હોય અને તે એમ માનતા હોય કે શિષ્યને વાચના આપવી એ મારું જ કામ છે અને શિષ્ય તો મારાં કર્મોની નિર્જરા કરવાનું એક સાધન છે એટલા માટે તેનો ઉલ્ટો મારી ઉપર ઉપકાર છે તો એવા સંસ્કારી ગુરુદ્વારા આપવામાં આવેલી વાચના પણ શિષ્યના હૃદયમાં સ્થાન પામ્યા વગર રહેતી નથી. આ પ્રમાણે સમજીને શિષ્યને શિક્ષા આપનાર મહાત્મા ધન્યવાદને પાત્ર છે.

ભગવાને કહ્યું છે કે, વાચના આપવાથી એક તો કર્મોની નિર્જરા થાય છે અને સાથે સાથે સૂત્રની અનાસાતના અને અનુસૃજના થાય છે અર્થાત્ સૂત્રની પરંપરા ચાલે છે. જો સૂત્રનો જાણકાર સૂત્રનું જ્ઞાન બીજાને ન આપે તો સૂત્રજ્ઞાનનો વિચ્છેદ થઈ જાય પરંતુ જો એકબીજાને સૂત્રની વાચના આપવામાં આવતી હોય તો સૂત્રની પરંપરા ચાલતી રહે. જો કોઈ સૂત્રનો જાણકાર હોવા છતાં બીજાને સૂત્રની વાચના આપતો નથી તો તે સૂત્રની આસાતના કરે છે. એટલા માટે સૂત્રવાચના બીજાને આપતાં રહેવાથી સૂત્રની અનાસાતના પણ થાય છે અને વાચના આપનારદ્વારા સૂત્રની સૃજના પણ થાય છે. જો ખેડુત બીજનું

આરોપણ કરવાને બદલે બીજને પણ ખાઈ જાય તો અન્નની પરંપરા આગળ કેવીરીતે ચાલી શકે ? તે જ પ્રમાણે જો સૂત્રનો જાણકાર બીજાને સૂત્રજ્ઞાન ન આપે તો સૂત્રજ્ઞાનની પરંપરા કેવીરીતે ચાલી શકે ? જે પ્રમાણે ખેડુત અન્નમાંથી બીજને જુદાં રાખી મૂકે છે અને શેષ અન્ન ખાય છે તે જ પ્રમાણે સૂત્રનો પોતે લાભ લઈને તેની વાચના બીજાને પણ આપવી જોઈએ કે જેથી સૂત્રની પરંપરા બરાબર ચાલતી રહે.

ભગવાન વિશેષમાં કહે છે કે, સૂત્રવાચના આપીને જે સૂત્રની અનાસાતના કરે છે અને સૂત્રની સૃજના કરે છે તે તીર્થધર્મનું પાલન કરે છે. અહીં તીર્થધર્મનો મતલબ ગણધરના આચાર સાથે છે. સૂત્ર કહેનાર તો તીર્થંકર હોય છે પણ તે સૂત્રના રચનાર અને તેની પરંપરા ચલાવનાર તો ગણધર હોય છે. જે પ્રમાણે ગણધર સૂત્રોની પરંપરા ચલાવે છે તે જ પ્રમાણે જે વાચના આપી સૂત્રની પરંપરા ચલાવે છે તે પણ ગણધરના આચારનું અવલંબન કરે છે અર્થાત્ તે ગણધરનું કાર્ય કરે છે.

ગણધરોએ સૂત્રની રચના કરી પણ જો તેઓ સૂત્રને પોતાની પાસે જ રાખી લેત અને બીજાને સૂત્રની વાચના ન આપત તો શું આજે સૂત્ર હોત ? પણ ગણધરો કેવા ઉદાર હતા કે તેમણે પોતે જે સૂત્રો રચ્યાં તે સૂત્રોને પોતાની પાસે રાખ્યાં નહિ પણ શિષ્યોને તેની વાચના આપી. ગણધરોદ્વારા ચલાવવામાં આવેલી સૂત્રવાચનાની પદ્ધતિનું પાલન આચાર્યો પણ કરતા રહ્યા અને એ જ કારણે આજે સૂત્રો આપણને મળી રહ્યાં છે. હવે જો આ પદ્ધતિનું આગળ પાલન કરવામાં ન આવે તો સૂત્રનો વિચ્છેદ થઈ જાય એટલા માટે આપણી પાસે જે સૂત્રો છે તેની વાચના બીજા યોગ્ય શિષ્યને પણ આપવી જોઈએ. સૂત્રની વાચના આપવી એ પણ તીર્થધર્મ છે અર્થાત્ વાચના આપવી એ ગણધરના ધર્મનું અવલંબન લેવા બરાબર છે.

માનો કે, એક નવી મોટર તૈયાર કરાવવામાં આવી છે, પણ તે મોટરને ચલાવનાર કોઈ ડ્રાયવર નથી. જો મોટરને ચલાવી ન શકનાર તેને ચલાવવાનો પ્રયત્ન કરે તો તે કોઈ ખાડામાં મોટરને પાડી દે એવો સંભવ છે; એટલા માટે મોટર ચલાવી ન જાણનારને સરકાર મોટર ચલાવવાની આજ્ઞા પણ આપતી નથી. મોટરનું તો હું એક દૃષ્ટાન્ત આપી રહ્યો છું. મારી માન્યતાનુસાર તો મોટરથી હાનિ થઈ છે, લાભ થયો નથી. આ દૃષ્ટાન્તદ્વારા હું એ બતાવવા ચાહું છું કે, જે પ્રમાણે ડ્રાયવર હોય તો જ મોટરનો ઉપયોગ થઈ શકે છે અને ડ્રાયવર વિના મોટર નકામી થઈ પડે છે તે જ પ્રમાણે શાસ્ત્રરૂપી મોટરને ચલાવનાર અર્થાત્ વાચના આપનાર કુશળ અને સંસ્કારી ગુરુ ન હોય તો શાસ્ત્રરૂપી મોટર ખાડામાં પડી જાય અને તેનું પરિણામ ભયંકર આવે એ સ્વાભાવિક છે. એટલા માટે જે પ્રમાણે ડ્રાયવર મોટર ચલાવતી વખતે સાવધાની રાખે છે તે જ પ્રમાણે સૂત્રની વાચના આપનાર ગુરુએ પણ સૂત્રવાચના આપતી વખતે પૂરેપૂરી સાવધાની રાખવી જોઈએ. જો કુશળ ડ્રાયવરની માફક વાચના આપનાર ગુરુ કુશળ અને સંસ્કારી હોય તો શાસ્ત્રરૂપી મોટર બરાબર ચાલી શકે છે.

કહેવાનો આશય એ છે કે, જે પ્રમાણે ડ્રાયવરને મોટર બનાવવાનો સહાયક કહેવામાં આવે છે તે જ પ્રમાણે સૂત્રની વાચના આપનાર પણ ગણધરના ધર્મનું અવલંબન લેનારો છે અર્થાત્ સૂત્રની વાચના આપનાર પણ તીર્થધર્મનું અવલંબન લેનારો કહેવાય છે.

ભગવાન વળી કહે છે કે, તીર્થધર્મનું અવલંબન આપનારને મહાન્ નિર્જરા થાય છે. જે બીજાં મહાન્ તપથી પણ નિર્જરા થઈ શકતી નથી તે નિર્જરા સ્વાધ્યાય અર્થાત્ વાચનારૂપ તપથી થઈ શકે છે. વાચના આપવી અને સ્વાધ્યાય કરવો એ પણ એક પ્રકારનું તપ જ છે. જે મહાનિર્જરા કરે છે તે મોક્ષ પ્રાપ્ત કરે છે. મહાનિર્જરા કરવી એ મોક્ષ પ્રાપ્તિનો એક માર્ગ છે. વાચના આપનારે વાચના આવતી વખતે એ વાતનું સતત્ ધ્યાન રાખવું જોઈએ કે, હું સૂત્રની વાચના આપી મહાનિર્જરાનું કામ કરી રહ્યો છું અને મોક્ષ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરી રહ્યો છું એટલા માટે સૂત્રવાચના આપવાના કાર્યને મારું પોતાનું જ સમજવું જોઈએ.

વાચના આપનારે, વાચના આપતી વખતે કેટલી સાવધાની રાખવી જોઈએ અને શું સમજવું જોઈએ તે વિષે આગળ કહી દેવામાં આવ્યું છે પણ વાચના લેનારે પણ વાચના લેતી વખતે કેવી સાવધાની રાખવી જોઈએ અને ત્યારે તેનું કર્તવ્ય શું છે તેને માટે કહેવામાં આવ્યું છે કે :—

**पर्यस्तिकामवष्टम्भं तथा पादप्रसारणम् ।**
**वर्जयेद्विकथां हास्यमधीयन् गुरुसन्निधं ॥**

વાચના આપનાર ગુરુની પાસે વાચના લેનાર શિષ્યે કેવી સાવધાની રાખવી જોઈએ એ આ ગાથામાં કહેવામાં આવ્યું છે. આમાં કહ્યું છે કે, વાચના આપનાર ગુરુની સામે શિષ્યે અક્કડ કે હાથ બંધ કરી બેસવું ન જોઈએ, તેમ પગને ફેલાવવા ન જોઈએ કે વિકથા કે હાંસી કે મશ્કરી કરવી ન જોઈએ. આ બધાં અવગુણોને વાચના લેનાર શિષ્યે છોડી દેવાં જોઈએ.

આપણે ત્યાં સૂત્રની વાચના લેવા–દેવામાં ઘણું જ અંતર આવી રહ્યું છે. જેમકે આજકાલ કેટલાક લોકો એમ માને છે કે, સિદ્ધાન્તની વાચના આપતી વખતે પાસે ઘીનો દીવો હોવો જ જોઈએ, પણ જ્યારે સિદ્ધાન્ત પાસેથી ભાવપ્રકાશ લેવાનો છે તો પછી ત્યાં દ્રવ્ય પ્રકાશની શી આવશ્યકતા છે.? આ સિવાય ઘીનો દીવો કરવો એ સાવદ્ય છે અને શાસ્ત્ર નિર્વદ્ય છે. આવી દશામાં નિર્વદ્ય શાસ્ત્રની વાચના લેતી વખતે સાવદ્ય દીપકની શી આવશ્યકતા છે.? શાસ્ત્ર ભાવ વસ્તુ છે એટલા માટે તેની ભાવપૂજા જ હોઈ શકે, તેની દ્રવ્ય પૂજાની આવશ્યકતા નથી.

શાસ્ત્ર સાંભળતી વખતે કેવી સાવધાની રાખવી જોઈએ તેનો વિચાર કરો. પ્રાયઃ એવું જોવામાં આવે છે કે શાસ્ત્ર વંચાતું હોય ત્યારે કેટલાક લોકો બે હાંથ બંધ કરીને એવી રીતે બેસી જાય છે કે જાણે શાસ્ત્ર શ્રવણ કરવું એ કાંઈ કામ જ ન હોય! આવા લોકોનાં હૃદયમાં શાસ્ત્રનું રહસ્ય ક્યાંથી ઊતરે? શાસ્ત્ર એક સાવધાનીપૂર્વક સાંભળે છે અને એક બેદરકારીથી સાંભળે છે. એ બન્નેના શાસ્ત્ર શ્રવણમાં કેવું અંતર છે એ વાત બકરી અને ભેંશના પાણી પીવાના દૃષ્ટાંત ઉપરથી સમજો. પાણી તો બકરી પણ પીએ છે અને ભેંશ પણ પીએ છે. પણ બન્નેના પાણી પીવામાં કેટલું બધું અંતર છે! ભેંશ નિર્મલ પાણીને પણ ગંદું કરીને પીએ છે જ્યારે બકરી નિર્મળ પાણીને જ પીએ છે. તે ગંદું પાણી પીતી નથી. શાસ્ત્રનું શ્રવણ કરનારા પણ બે પ્રકારના હોય છે. કેટલાક લોકો તો બકરીની માફક નિર્મલ શાસ્ત્રશ્રવણનું રસપાન કરે છે અને કેટલાક લોકો ભેંશની માફક શાસ્ત્રશ્રવણને મેલું કરીને

રસપાન કરે છે. જે લોકો શાસ્ત્રનું શ્રવણ સાવધાનીપૂર્વક કરે છે તેઓ મહાન્ નિર્જરાનું કામ કરે છે. એટલા માટે શાસ્ત્ર સાંભળવામાં પૂરેપૂરી સાવધાની રાખવી જોઈએ.

## મયણરેહા ચરિત્ર—૪૪

**વીરસિંહ એક વીર પુરુષને, મયણરેહા નહીં પાઈ;**
**મહલમેં પહુંચી હોગી રાની, સોચ ચલા દિલ માંઇ. ॥ સતી૦ ૧૭૩ ॥**
**રાસ્તેમેં મણિરથ રાજા કે, ઉસને સુન લિયે બેન;**
**ધીરજ દેતા યોં વહ કહતા, તજ દો નૃપ કુચેન. ॥ સતી૦ ૧૭૪ ॥**
**આત્મઘાત સે સુનો રાજવી, નહીં જાતા તુજ પાપ;**
**ચન્દ્રયશસે માફી માંગો, મનકો રકખો સાફ. ॥ સતી૦ ૧૭૫ ॥**

તે મુનિ, ઉપસ્થિત લોકોને કહી રહ્યા છે કે, યુગબાહુના સૈનિકોના પંજામાંથી છૂટીને જતાં મણિરથને ઘણો પશ્ચાત્તાપ થવા લાગ્યો. તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે, હાય! મારા હૃદયમાં એવો મોહ આવ્યો કે મેં મોહને વશ થઈ મારા ભાઈની પણ હત્યા કરી નાંખી. જે મારી તલવારે અને જે મારા હાથે મારા ભાઈની હત્યા કરી છે તે તલવાર અને હાથને ધિક્કાર છે! હવે એ હત્યાના પ્રાયશ્ચિત્તરૂપે મારે પોતે પણ આ તલવારદ્વારા મરી જવું જોઈએ. એ મહાન્ અપરાધનો આ જ દંડ હોઈ શકે!

એક બાજુ મણિરથ આ પ્રમાણે પશ્ચાત્તાપ કરતો બડબડાટ કરી રહ્યો છે ત્યારે બીજી બાજુ યુગબાહુ જે સ્થાને રહેતો હતો તે સ્થાને નિયુક્ત કરવામાં આવેલો વીરસિંહ નામનો એક સૈનિક એમ વિચારી રહ્યો છે કે, આ બધું તો થયું પણ અત્યારે યુવરાણી ઉપર મહાન્ સંકટ છે માટે તેની પાસે જઈ તેને ધૈર્ય આપું! આ પ્રમાણે વિચાર કરી તે, મયણરેહા જ્યાં રહેતી હતી ત્યાં આવ્યો. પણ તેણે મયણરેહાને ત્યાં જોઈ નહિ એટલે તે વિચારવા લાગ્યો કે, આ શું! અહીં તો કોઈ નથી. કોઈ દાસી પણ જોવામાં આવતી નથી. માલુમ પડે છે કે, યુવરાજના શબને સ્મશાનમાં લઈ ગયા બાદ યુવરાણી પણ રાજમહેલમાં ચાલી ગઈ હશે! તેને માટે રાજમહેલમાં ચાલ્યા જવું એ જ ઉચિત હતું. એટલા માટે રાજમહેલમાં જઈને જોઉં કે ત્યાં યુવરાણી છે કે નહિ અને જો તે ત્યાં હોય તો તેને ધૈર્ય આપું!

આ પ્રમાણે વિચાર કરી વીરસિંહ રાજમહેલ તરફ ચાલ્યો. યોગાનુયોગે તે પણ તે જ રસ્તે ચાલ્યો જે રસ્તે મણિરથ જઈ રહ્યો હતો. માર્ગમાં મણિરથ બડબડાટ કરી રહ્યો હતો કે, મારે આ તલવારદ્વારા મરી જવું જોઈએ! મેં બહુ જ ભયંકર પાપ કરેલ છે. મણિરથનો આ બડબડાટ વીરસિંહે સાંભળ્યો અને તેણે જોયું કે, મણિરથ અત્યારે ખરાબ દશામાં છે. તે અત્યારે કિંકર્ત્તવ્ય વિમૂઢ થઈ રહ્યો છે. અત્યારે તેને બહુ જ પશ્ચાત્તાપ થઈ રહ્યો છે એટલા માટે તેને આ વખતે સાન્ત્વના આપવું જોઈએ.

વીરસિંહ વીર હતો. આજે પ્રાયઃ એવું જોવામાં આવે છે કે, લોકો અશક્તો ઉપર તો તૂટી પડે છે અને સશક્તોથી ડરતાં રહે છે. વીર લોકો આ પ્રમાણે કરતા નથી. તેઓને કદાચ સામે થવું પડે છે તો તેઓ સસક્તોની સામે જ થાય છે અને અશક્તો ઉપર તો દયા જ કરે છે.

વીરસિંહે જોયું કે, મણિરથ આત્મહત્યાની તૈયારી કરી રહ્યો છે એટલા માટે અત્યારે તેની સહાયતા કરવી જોઈએ. આ પ્રમાણે વિચાર કરી, તેણે મણિરથને કહ્યું કે, મહારાજ!

આ પ્રમાણે આત્મહત્યા કરવાથી પાપ મટી શકતું નથી. વીરસિંહનો અવાજ સાંભળી મણિરથે કહ્યું કે, કોણ છે ? વીરસિંહે ઉત્તર આપ્યો કે, એ તો હું વીરસિંહ છું. મણિરથ કહેવા લાગ્યો કે, વીરસિંહ ! મને તારી સાક્ષીએ મરવા દે અને એ રીતે મારા પાપનું પ્રાયશ્ચિત્ત કરવા દે. વીરસિંહે મણિરથનો હાથ પકડીને કહ્યું કે, મહારાજ ! આ પ્રમાણે આત્મહત્યા કરવાથી કાંઈ થતું નથી. આપ મારી વિનંતિ સાંભળો. મણિરથે ઉત્તર આપ્યો કે, તું મને પાપનું પ્રાયશ્ચિત્ત કરતાં અટકાવ નહિ. હું હવે કોઈની વિનંતી સાંભળવાને યોગ્ય રહ્યો નથી. હું મહાન્ પાપી છું એટલા માટે મને મરી જવા દે.

વીરસિંહ કહેવા લાગ્યો કે, મહારાજ ! આપે પાપ કર્યું છે એ તો ઠીક પરંતુ પાપ કરવા છતાં તમારામાં જે હજી મનુષ્યતા રહેલી છે તેનો બરાબર ઉપયોગ કરો. દુરુપયોગ ન કરો તો પાપનું પણ પ્રક્ષાલન થઈ શકે છે. પાપ તો આત્માએ કર્યું છે અને એ પાપનો દંડ શરીર હત્યા કરી શરીરને આપો એ અનુચિત છે. આત્માનું પાપ આત્મા જ દૂર કરી શકે. આ પ્રમાણે આત્મહત્યાદ્વારા શરીરને નષ્ટ કરવાથી પાપ દૂર થઈ શકતું નથી. હું તમને પાપથી મુક્ત થવાનો અને તે માટે પ્રાયશ્ચિત કરવાનો બીજો માર્ગ બતાવું છું. આપ તે માર્ગને અવશ્ય અપનાવો. તે માર્ગ કલ્યાણનો માર્ગ છે. યુગબાહુ તો મરી ગયો છે પણ તેનો પુત્ર ચન્દ્રયશ તો છે. હવે તમે ચન્દ્રયશના અપરાધી છો. એટલા માટે તમે ચન્દ્રયશની હૃદયપૂર્વક ક્ષમા માંગો. ક્ષમા માંગવાથી તમારું પાપ હળવું થશે. આત્મહત્યા કરીને મરી જવું એ તો કાયરતાનું કામ છે અને ક્ષમા માંગવી એ વીરતાનું કામ છે. તમે કાયરતાનું કામ છોડી દઈ વીરતાનું કામ કરો અને ચન્દ્રયશ પાસે પોતાના અપરાધની ક્ષમા માંગો.

**મૈં પાપી અબ ચન્દ્રયશ કે, કૈસે સન્મુખ જાઉં;**
**આણુનાશ સે દૂજા મારગ, દિખે ન સત્ય સુનાઉં. ॥ સતી૰ ૧૭૬ ॥**
**ચન્દ્રયશ ઉદાર કુંવર હૈ, કર દેગા વહ માફ;**
**ઇસ પદ કે નહીં યોગ્ય રહા મૈં, છોડ દેઓ મુઝે સાફ. ॥ સતી૰ ૧૭૭ ॥**

મણિરથ કહેવા લાગ્યો કે, વીરસિંહ ! તમે ઠીક કહો છો પણ મારું પાપ મને દબાવી રહ્યું છે. હું ચન્દ્રયશને મારું આ પાપી મુખ કેવી રીતે બતાવું અને તેની સામે કેવી રીતે જાઉં ! હું તેને એ કેવી રીતે કહી શકું કે, મેં તારા પિતાની હત્યા કરી છે તે મારા અપરાધને માફ કર ! મારું આ કથન સાંભળી તે શું કહેશે ? તે મારા કાળા મુખને જોશે પણ નહિ ! હું તેને મારું કલંકિત મુખ કેવી રીતે બતાવી શકું !

કૃષ્ણલેશ્યા કેવી કાળી હોય છે એને માટે કહ્યું છે કે, કાળીમાં કાળી વસ્તુથી પણ અનંતગુણો કાળો રંગ કૃષ્ણલેશ્યાનો હોય છે. કૃષ્ણલેશ્યાની સમાન બીજી કોઈ ચીજ કાળી હોતી નથી. કૃષ્ણલેશ્યા આત્માનો એક ભાવ છે. લોકો કાળું મુખ કરતાં તો ડરે છે પણ કૃષ્ણલેશ્યાથી આત્મા કેવો કાળો થાય છે તે જોતા નથી.

મણિરથ વીરસિંહને કહેવા લાગ્યો કે, ચન્દ્રયશ મારા કાળા મુખને જોશે પણ નહિ એટલા માટે મને મરી જવા જ દે.

મણિરથના હાથમાંથી તલવાર ઝૂંટવી લઈ વીરસિંહે તેને કહ્યું કે, આપ કોઈ પ્રકારની ચિન્તા ન કરો. ચન્દ્રયશ ઉદાર છે. તે એવો નથી કે તમે ક્ષમા માંગો અને તે સામો ઉપાલંભ આપે. તે તો તમને ઉદારચિત્તે ક્ષમા આપશે એટલું જ નહિ તમને પિતાની માફક

હોતી નથી તે વસ્તુ માટે કોઈ પ્રાર્થના કરતું નથી અને તે વસ્તુને બહારથી કોઈ લાવી પણ શકતું નથી. પ્રાર્થના તે જ વસ્તુને માટે કરવામાં આવે છે કે, જે વસ્તુનું અસ્તિત્વ હોય છે. આ જ પ્રમાણે આત્મામાં પરમાત્મિક ગુણ રહેલો છે, પણ તે ગુણ આવરણોને કારણે દબાઈ ગયો છે. આ ગુણને પ્રગટાવવા માટે કર્માવરણોને દૂર કરવાની આવશ્યકતા રહે છે અને કર્માવરણોને દૂર કરવા માટે જ પરમાત્માની પ્રાર્થના કરવામાં આવે છે. પરમાત્માની પ્રાર્થનાદ્વારા કર્માવરણોને દૂર કર્યા બાદ જે કાંઈ બાકી રહે તે જ પરમાત્માનું સ્વરૂપ છે. હવે આ જ વાત શાસ્ત્રદ્વારા કહું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—વીશમો બોલ

આત્મા ઉપરનાં કારણોને દૂર કરવાનો એક ઉપાય સ્વાધ્યાય કરવો એ પણ છે. સ્વાધ્યાયનાં ભેદોમાંથી 'વાચના' વિષે કાલે કહી દેવામાં આવ્યું છે. વાચના બાદ પ્રતિપ્રચ્છનાનો પ્રશ્ન આવે છે. આગમનું જે પઠન-પાઠન કરવામાં આવ્યું હોય તેને તે જ રૂપમાં ન રાખતાં તેના સંબંધમાં વિચાર વિનિમય કરવો અને જે શંકા હૃદયમાં ઉદ્ભવી હોય તે વિષે પૂછપરછ કરવી તેનું નામ પ્રતિપ્રચ્છના છે. પ્રતિપ્રચ્છનાનો પ્રશ્ન કરી એવી સૂચના આપવામાં આવી છે કે, જે કથનમાં કોઈ પ્રકારની ગડબડ હોય છે અથવા જે પોતાના કથનનું પૂર્ણ રહસ્ય જાણતો નથી તેને એવો ભય સદા રહ્યા કરે છે કે, જો મારા કથન વિષે કોઈ વ્યક્તિ કોઈ પ્રકારનો પ્રશ્ન કરશે તો હું શું જવાબ આપીશ ? આ પ્રમાણે જે કથનમાં કોઈ પ્રકારની પોલ કે ગડબડ હોય છે તેના કથન વિષે કોઈ પ્રકારની પૂછપરછ કરવામાં આવે તો ભય રહે છે, પણ જૈનશાસ્ત્રમાં કોઈ પ્રકારની પોલ કે ગડબડ નથી એ બતાવવા માટે જ એમ કહેવામાં આવ્યું છે કે, જે સૂત્રની વાચના લેવામાં આવી છે તે વિષે પ્રતિપ્રચ્છના અર્થાત્ પૂછપરછ કે વિચાર વિનિમય કરો.

કોઈ માણસ કોઈને ખોટું સોનું આપે તો તે સોનું આપનાર સોનું લેનારને એમ જ કહેશે કે, આ સોનું કોઈને બતાવશો નહિ પણ ચૂપચાપ ઘેર જ લઈ જશો. પણ જો કોઈને સાચું સોનું આપવામાં આવ્યું હોય તો તે એમ જ કહેશે કે, આ સોનું છે, આ સોનું સાચું છે કે ખોટું તેની તમે ગમે ત્યાં ખાત્રી કરાવી લેશો. આ જ પ્રમાણે જો જૈનસિદ્ધાન્તમાં કોઈ પ્રકારની પોલ કે ગડબડ હોત તો એ દશામાં વિચાર વિનિમય કે પૂછપરછ કરવા વિષે કહેવામાં આવત નહિ, પણ જૈનસિદ્ધાન્તમાં કોઈ પ્રકારની પોલ કે ગડબડ નથી એટલા જ માટે એમ કહેવામાં આવ્યું છે કે, સૂત્રવાચના જે લેવામાં આવી છે તે વિષે જે કાંઈ પૂછવાનું હોય તે પૂછો, અને આ પ્રમાણે કહેવાની સાથે જ પ્રતિપ્રચ્છના કરવાથી અર્થાત્ પૂછપરછ કે વિચાર વિનિમય કરવાથી ઘણો લાભ થાય છે એ પણ બતાવવામાં આવ્યું છે. જે સૂત્રવાચના લેવામાં આવી છે તે વિષે પૂછપરછ-પ્રતિપ્રચ્છના કરવાથી શો લાભ થાય છે એ વિષે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે:—

**(૨૦) पडिपुच्छणयाए णं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ! ભગવાન્ ! પ્રતિપ્રચ્છનાથી અર્થાત્ શાસ્ત્ર ચર્ચાથી જીવને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે :—

**पडिपुच्छणयाए णं सुत्तत्थतदुभयाइं विसोहेइ कंखामोहणिज्जं कम्मं वुच्छिंदइ ॥ २० ॥**

અર્થાત્—પ્રતિપ્રચ્છનાથી–શાસ્ત્રચર્ચાથી સૂત્ર, અર્થ અને સૂત્રાર્થનું વિશોધન થાય છે અને તેથી જીવ કાંક્ષામોહનીય કર્મને છેદી નાંખે છે.

ગુરુ પાસે શાસ્ત્રની જે વાચના લેવામાં આવી હોય તેના સંબંધમાં ગુરુને વારંવાર પૂછપરછ કરવી, કે તે વિષે શાસ્ત્રચર્ચા કે વિચાર વિનિમય કરવો તેનું નામ પ્રતિપ્રચ્છના છે. શાસ્ત્ર અને ગુરુનું કહેવું છે કે જે સૂત્રવાચના લેવામાં આવી છે તેનાં સંબંધમાં પૂછપરછ કરવી જોઈએ. આ પ્રમાણે પ્રતિપ્રચ્છના કે શાસ્ત્રચર્ચા કરવાથી શો લાભ પ્રાપ્ત થાય છે? એ પ્રશ્નના જવાબમાં ભગવાને કહ્યું છે કે, પ્રતિપ્રચ્છના કરવાથી સૂત્ર, અર્થ અને સૂત્રાર્થની વિશુદ્ધિ થાય છે. જે કોઈ પ્રતિપ્રચ્છના કે શાસ્ત્રચર્ચા કરે છે તે સૂત્ર અને તેના અર્થ વિષે થોડું જાણતો જ હોય છે. જો તે બીલકુલ સૂત્ર કે તેના અર્થ વિષે જાણતો જ ન હોય તો તે પ્રતિ-પ્રચ્છના કે શાસ્ત્રચર્ચા શું કરી શકે? તેથી જો તે સૂત્ર કે તેના અર્થ વિષે થોડું જાણતો હોય તો જ તે વિષે પૂછપરછ કરી શકે છે અને ગુરુને વારંવાર તે વિષે પૂછપરછ કરવાથી તે સૂત્ર અને તેના અર્થ વિષે જે કાંઈ જાણે છે તેની વિશુદ્ધિ કરી શકે છે.

અર્થ વિનાનું સૂત્ર અને સૂત્ર વિનાનો અર્થ વ્યર્થ માનવામાં આવે છે. સૂત્રનું મહત્ત્વ અર્થથી છે અને અર્થનું મહત્ત્વ સૂત્રથી છે. સૂત્ર તો ઉચ્ચારણરૂપ હોય છે અને અર્થ તે ઉચ્ચારણરૂપ સૂત્રમાં રહેલી વિશેષ વસ્તુને પ્રકટ કરે છે, અર્થાત્ સૂત્રના મહત્ત્વને બહાર લાવે છે.

સૂત્ર કોને કહેવાય તો એને માટે ટીકાકાર કહે છે કે, જે થોડાં અક્ષરોમાં ઘણું અર્થગાંભીર્ય સમાવવામાં આવે તે અર્થગાંભીર્યવાળાં થોડાં અક્ષરોને સૂત્ર કહેવામાં આવે છે. સૂત્ર અર્થની રક્ષા કરવા માટે જ હોય છે. વસ્તુ પાત્ર હોય તો જ ટકી શકે છે. જો સાધન કે પાત્ર ન હોય તો વસ્તુ ટકી ન શકે. તિજોરી તો હોય પણ ધન ન હોય તો તિજોરી શા કામની? આ જ પ્રમાણે ધન હોય પણ તિજોરી ન હોય તો ધનની રક્ષા કેવી રીતે થાય? આ જ પ્રમાણે અર્થ ન હોય તો સૂત્ર શા કામનાં અને સૂત્ર ન હોય તો અર્થ શા કામનાં? સૂત્ર અર્થની અને અર્થ સૂત્રની રક્ષા કરે છે. સૂત્રથી જ અર્થની રક્ષા થાય છે અને અર્થ હોવાથી જ સૂત્રનું મહત્ત્વ છે. આ પ્રમાણે સૂત્ર અને અર્થ એ બન્નેયની આવશ્યકતા છે.

શરીર તો હોય પણ આત્મા ન હોય તો શરીર શા કામનું? શું મૃત શરીરને પણ કોઈ દવા આપે છે? આ જ પ્રમાણે શું શરીર રહિત આત્માને પણ દવા આપી શકાય? જીવનો આધાર શરીર છે અને શરીરની સ્થિતિ જીવથી છે. જે પ્રમાણે શરીર અને જીવ એ બન્નેયની આવશ્યકતા છે તે જ પ્રમાણે સૂત્ર અને અર્થ એ બન્નેયની પણ આવશ્યકતા છે. જે પ્રમાણે શરીરનું મહત્ત્વ તેનામાં રહેલા જીવને લીધે જ છે તે જ પ્રમાણે સૂત્રનું મહત્ત્વ પણ અર્થ હોવાને લીધે જ છે, અન્યથા સૂત્ર વ્યર્થ છે. ભગવાને કહ્યું છે કે, પ્રતિપ્રચ્છના કરવાથી સૂત્ર અને તેના અર્થની વિશુદ્ધિ થાય છે.

ધનની રક્ષા માટે તિજોરીનું મજબૂતપણું અને જીવને આધાર આપવા માટે શરીરની સ્વસ્થતા હોવી આવશ્યક માનવામાં આવે છે. તે જ પ્રમાણે શાસ્ત્ર કહે છે કે, સૂત્ર અને અર્થ વિષે પ્રતિપ્રચ્છના કરી તેને બરાબર સમજી લેવાં આવશ્યક છે. વળી સૂત્ર અને

અર્થ, હીનાક્ષરાદિ દોષોથી રહિત હોવાં જોઈએ. સૂત્ર હીનાક્ષર કે નિરર્થક શબ્દોવાળાં હોતાં નથી. હીનાક્ષર કે નિરર્થક શબ્દો હોવાં એ સૂત્રનાં દોષો છે. સૂત્રનો પ્રત્યેક અક્ષર સાર્થક અને શુદ્ધ હોવો જોઈએ.

કહેવાનો આશય એ છે કે, જે પ્રમાણે શરીરની વારંવાર સારસંભાળ લેવામાં આવે છે તે જ પ્રમાણે સૂત્રવાચના વિષે પણ વારંવાર પૂછપરછ કરવી જોઈએ અને જે સૂત્રની વાચના લેવામાં આવી હોય તેની પણ સંભાળ રાખવી જોઈએ. સૂત્રની બરાબર સંભાળ રાખવાથી અને સૂત્રની જે વાચના લેવામાં આવી હોય તે વિષે વારંવાર પૂછપરછ કરવાથી સૂત્ર અને અર્થની વિશુદ્ધિ થાય છે અને સાથેસાથે કાંક્ષા મોહનીય કર્મનો નાશ પણ થાય છે.

અહીં કાંક્ષાનો મતલબ સંદેહ છે. ' આ તત્ત્વ આવું છે અથવા આવું નથી, આ સાચું છે આ ખોટું છે ' એ પ્રકારનો સંદેહ પેદા થવો એ મોહનો પ્રતાપ છે. અનવિગ્રહી મિથ્યાત્વ એવું હોય છે કે જે જીવને માલુમ પડવા દેતું નથી પણ જ્ઞાનીજનો કહે છે કે, એ મોહનો જ પ્રતાપ છે. વારંવાર પૂછપરછ કરવાથી કાંક્ષા મોહનીય કર્મ નષ્ટ થાય છે અને ' આ તત્ત્વ આવું જ છે અથવા આ વાત આવી જ છે ' એવી દઢતા પેદા થાય છે.

કોઈ વાતનો નિશ્ચય ન થવાથી ઘણી જ હાનિ થાય છે, અને નિશ્ચય થવાથી ઘણો લાભ થાય છે. માનો કે માણસો જંગલમાં જઈ રહ્યા છે. તેઓએ જંગલમાં છીપનો ટૂકડો જોયો. છીપને જોઈ એકે ચાંદી છે એમ માન્યું. ત્યારે બીજાએ કહ્યું કે, જંગલમાં ચાંદી ક્યાંથી હોય ? એ તો છીપ હોવી જોઈએ. આ પ્રમાણે બન્નેના અક્ષર અને અર્થમાં ભેદ પડી ગયો. વાત સંદિગ્ધ જ રહી, અને આ ચાંદી છે કે છીપ એ વાતનો કાંઈ નિશ્ચય ન થયો. આ નિશ્ચય ન થવાને કારણે તે બન્નેય તો સંદેહમાં રહ્યા પણ બીજા કોઈ પૂછશે કે ત્યાં ચાંદી છે કે છીપ છે તો તેઓ તે વિષે કશું નિશ્ચયાત્મક કહી શકશે નહિ ! જો તેઓએ નિશ્ચય કરી લીધો હોત તો તેઓ પોતે પણ સંદેહમાં ન રહેત અને બીજાને પણ સંદેહમાં પાડત નહિ.

કોઈપણ વાતમાં સંદેહ રાખવાથી અને નિશ્ચય કરી ન લેવાથી વિચારમાં આવું અંતર પડી જાય છે. બધી વિદ્યાઓમાં આ જ વાત લાગુ પડે છે. ભણેલા અને ગણેલામાં કેવું અંતર હોય છે એ તો તમે જાણો જ છો. એ તો કહેવત જ છે કે તે ભણ્યો પણ ગણ્યો નહિ. સૂત્રની વાચના ભણવા તથા ગણવા વિષે પણ આવું જ અંતર પડી જાય છે. એક માણસે સૂત્ર તો વાંચ્યું છે પણ સૂત્ર વિષે પેદા થએલ સંદેહને તેણે દૂર કર્યો નથી, અને બીજા માણસે સૂત્રવાચના લઈ પોતાનો સંદેહ દૂર કર્યો છે. એક માણસ સૂત્રને વાંચી સંદિગ્ધ રહે છે અને બીજો માણસ સૂત્રને વાંચી સૂત્ર અને અર્થ વિષે પૂછપરછ કરી નિઃસંદિગ્ધ બની જાય છે. એ રીતે બન્ને વચ્ચે ઘણું અંતર છે.

બીજા લોકો તો પોતાના સિદ્ધાન્તની વાત કદાચ ગુપચૂપ બતાવતાં હશે પણ જૈનશાસ્ત્ર કહે છે કે, સૂત્રસિદ્ધાન્તની વાત ગુપચૂપ બતાવવી એ ઠીક નથી. માટે તમને જે કાંઈ બતાવવામાં આવ્યું છે તેના સંબંધમાં વારંવાર પૂછપરછ કરો અને જે શંકા પેદા થાય તેનું સમાધાન કરો. ઘણીવાર અનુચિત શંકાઓ પણ પેદા થાય છે પણ શંકા પેદા થવા છતાં શંકામાં જ પડયા રહેવું એ ઠીક નથી. શંકાઓને મટાડવાનો પ્રયત્ન કરવો જોઈએ. એટલા માટે સૂત્રની જે વાચનાલેવામાં આવી હોય તેના સંબંધમાં વારંવાર પૂછપરછ કરવી જોઈએ. જ્યારે કોઈને કોઈ

વાત પૂછવામાં આવે છે ત્યારે તે વાત કોઈ વિશેષ જાણકારને જ પૂછવામાં આવે છે; એટલા માટે પોતાથી વિશેષ જાણકાર જે કાંઈ કહે તે ઉપર વિશ્વાસ રાખી તેમની પાસે શંકાનું સમાધાન કરવું જોઈએ. વિશેષ જાણકારના કથન ઉપર વિશ્વાસ રાખવામાં આવે જ છે. જે પ્રમાણે શરીર વિષે તમે ડૉકટરને જ પૂછશો અને ડૉકટર શરીરને રોગી કહેશે તો તેના કથન ઉપર તમો વિશ્વાસ કરશો અને તેની સલાહ માનશો; તે જ પ્રમાણે પોતાથી વિશેષ જાણકાર અર્થાત્ વિશેષ જ્ઞાનીના કથન ઉપર વિશ્વાસ કરવામાં જ આવે છે. વસ્તુના પરીક્ષક બધા લોકો હોતાં નથી, પણ થોડાં જ હોય છે; પરંતુ જે લોકો વસ્તુના પરીક્ષક નથી તેઓ વસ્તુપરીક્ષકના કથન ઉપર વિશ્વાસ રાખીને જ વસ્તુને ગ્રહણ કરે છે. રત્નના પરીક્ષક બધાં લોકો હોતા નથી પણ રત્નનો સંગ્રહ કરવા કોણ ચાહતું નથી ? અમે રત્નનો સંગ્રહ કરીએ એમ બધાં લોકો ચાહે જ છે, પણ તેઓ પોતે રત્નના પરીક્ષક ન હોવાને કારણે રત્નપરીક્ષકના કથન ઉપર તેમણે વિશ્વાસ રાખવો જ પડે છે.

જ્યારે બધાં કાર્યોમાં પોતાથી વિશેષ જાણકારના કથન ઉપર વિશ્વાસ કરવામાં આવે છે ત્યારે ધર્મની વાત ઉપર પણ વિશ્વાસ કરવામાં કેમ ન આવે ? ધર્મની વાતમાં પણ પોતાથી વિશેષ જ્ઞાનીના કથન ઉપર વિશ્વાસ રાખવાની આવશ્યકતા છે. પણ ધર્મની વાતમાં પ્રાયઃ એમ બને છે કે, શંકા હોવા છતાં પૂછપરછ કરવામાં આવતી નથી અને હૃદયમાં શંકાને સ્થાન આપવામાં આવે છે. કેટલાક લોકો તો ત્યાંસુધી કહે છે કે, આપણે તો સામે જે કાંઈ આવે તે ખાઈ જવું જોઈએ. આ પ્રમાણે પશુની માફક જોયા વિચાર્યા વિના કોઈ વસ્તુને ખાવા માંડવી એ અનુચિત છે. ખાવામાં કોઈવાર સારી વસ્તુને બદલે ખરાબ વસ્તુ આવી જાય તો કેટલી બધી હાનિ થાય ? આ પ્રમાણે ગમે તે વાતને વિચાર્યા વિના માની લેવી એ હાનિકારક છે. કોઈને પૂછપરછ કર્યા વિના ગમે તેને સાધુ માની લેવો એ પણ હાનિકારક છે. નવો સાધુ કોઈ આવે તો તેને પૂછવું જોઈએ કે આપ કોણ છો, ક્યાંથી આવ્યા છો, તમારો આચાર શો છે અને આપનો ઉદ્દેશ શો છે ? આ પ્રમાણે પૂછપરછ કરવી એ કર્ત્તવ્ય છે. પ્રતિપ્રચ્છનાના પ્રશ્નદ્વારા તો જૈનશાસ્ત્ર એ વાતની ભલામણ કરે છે કે, કોઈ વાતને વગર વિચાર્યે માની લેવી ન જોઈએ પણ તે વિષે પૂરતી પૂછપરછ કરી યોગ્ય લાગે તો જ તે વાત માનવી જોઈએ.

પ્રતિપ્રચ્છનાનો અર્થ એ નથી કે, હમેશાં શંકાશીલ જ રહેવું. એનો મતલબ એ છે કે, જે શંકા પેદા થઈ હોય તે શંકાને મટાડવા માટે વારંવાર પૂછપરછ કરવી જોઈએ અને એ રીતે હૃદયની શંકાનું સમાધાન કરવું જોઈએ. આ પ્રમાણે વિચાર વિનિમય કે શાસ્ત્રચર્ચા કરી હૃદયની શંકાનું સમાધાન કરવામાં આવે તો તો પ્રતિપ્રચ્છના કરી છે એમ કહી શકાય. પણ જો એમ કરવામાં ન આવે તો અર્થાત્ હૃદયની શંકાનું સમાધાન કરવામાં ન આવે તો એમ જ કહી શકાય કે કાં તો પૂછનારના પૂછવામાં કે બતાવનારના બતાવવામાં કાંઈ ખામી છે અથવા બન્નેના સમજવામાં ખામી છે. જેમકે કોઈ રોગીને ડૉકટરે દવા આપી છતાં તે રોગીનો રોગ દૂર ન થયો તો એમ જ કહેવાય કે, કાં તો દવા આપનારમાં કાંઈ ખામી છે, કે દવા લેનારે દવાનું બરાબર સેવન કર્યું નથી; અથવા જે દવા આપવામાં આવી છે તે દવા જ બરાબર નથી. આ જ પ્રમાણે પ્રતિપ્રચ્છનાનું ફળ શંકા-કાંક્ષાથી નિવૃત્ત

થવાનું છે અને જો શંકા-કાંક્ષાથી રહિત થવાય તો જ સાચી પ્રતિપ્રચ્છના કરી છે એમ કહી શકાય !

આત્મા મહાન્ છે. કર્મરહિત થવાથી આ જ આત્મા પરમાત્મા બનશે. એટલા માટે આત્માને શંકાશીલ ન બનાવતાં તેને પૂછપરછ-શાસ્ત્રચર્ચા કરી નિઃશંક બનાવવો જોઈએ. જિજ્ઞાસા કરી શંકાનું સમાધાન કરવું એ ખરાબ નથી, પણ કેવળ કુતૂહલવૃત્તિથી શંકાઓ કરી આત્માને શંકાશીલ બનાવવો એ ખરાબ જ છે.

જિજ્ઞાસાપૂર્વક સંશય કરવો એ એક રીતે સારું છે અને કુતૂહલવૃત્તિથી સંશય કરવો એ ખરાબ છે. કહ્યું છે કેઃ—संशयात्मा विनश्यति અર્થાત્ સંશયાત્મા 'અતો ભ્રષ્ટસ્તતો ભ્રષ્ટ' જેમ વિનાશને પામે છે. શાસ્ત્રમાં ગૌતમ સ્વામીને માટે અનેક જગ્યાએ એમ કહેવામાં આવ્યું છે કેઃ—जायसंसए અર્થાત્ ગૌતમ સ્વામીને સંશય પેદા થયો. આવી દશામાં સંશય કરવો એ સારું છે કે ખરાબ ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, શંકાને શંકારૂપે રહેવા દેવી એ તો દોષ છે, પણ શંકા કરી તેનું સમાધાન કરવું એ ગુણ છે. છદ્મસ્થને માટે જાણકારી પ્રાપ્ત કરવા અર્થે શંકા કરવી આવશ્યક છે. શંકા કર્યા વિના અધિક જ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી. જિજ્ઞાસા કરવી એ જ્ઞાનોપાર્જન કરવાનું એક કારણ છે. આજે જે વિજ્ઞાનનું આધિપત્ય જોવામાં આવે છે તે વિજ્ઞાનનો આવિષ્કાર પણ શંકા-જિજ્ઞાસાથી જ થયો છે. આમ કરવાથી આમ થશે અથવા આમ નહિ થાય એવી જિજ્ઞાસા કરવાને કારણે જ આજે જે ચીજો જોવામાં આવે છે તેનો આવિષ્કાર થયો છે. પણ વ્યર્થની શંકાઓ કરવી કે શંકાશીલ થઈને રહેવું એમાં લાભને બદલે હાનિ જ રહેલી છે. એટલા માટે હૃદયમાં જે શંકા હોય તે શંકાને શાસ્ત્રચર્ચા કે પૂછપરછ દ્વારા દૂર કરવી જોઈએ. આ પ્રમાણે પ્રતિપ્રચ્છના કે શાસ્ત્રચર્ચા કરવાથી હૃદયની શંકાઓનું સમાધાન થાય છે અને આત્મા નિઃશંક બને છે, અને આત્મા નિઃશંક બનવાથી આત્માનું કલ્યાણ થાય છે.

## મયણરેહા ચરિત્ર—૪૫

આત્મા જ્યારે કોઈ વસ્તુને પ્રાપ્ત કરવાનો દૃઢ નિશ્ચય કરે છે ત્યારે તે વસ્તુ ન જાણે ગમે ત્યાંથી આવી જ પડે છે. મણિરથ મરવા ચાહતો હતો પણ તેને મરવાનું સાધન મળતું ન હતું, પણ તે વખતે તેણે મરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો એટલે ન જાણે ગમે ત્યાંથી તેને મૃત્યુનું કારણ મળી જ ગયું.

**યોં કહ નૃપ જબ ચલા વેગસે, તમ છાયા ઘનઘોર;**
**આનોં પાપકી દૂજી છાયા, રાય ચલા ચિત્ત ચોર. ॥ સતી૦ ૧૭૮ ॥**
**મહા નાગને ડંક દિયા વહાઁ, પડા ધરણી પર આય;**
**દુર્બુદ્ધિ થી આનેસે નૃપ, નીચ ભાવના માંય. ॥ સતી૦ ૧૭૯ ॥**
**પ્યારી-પ્યારી મયણરેહા, તુમ હો મહાન્ ચતુર સુજાન;**
**સામંતોસે મુઝે બચાયા, અબ રખો મુજ માન. ॥ સતી૦ ૧૮૦ ॥**
**ચન્દ્રયશ જો વિઘ્ન કરે તો, ઉસકા લૂંગા પ્રાન;**
**તેરે ખાતિર હૈ સુન પ્યારી ! કાર્ય ન કોઈ મહાન. ॥ સતી૦ ૧૮૧ ॥**
**વૈરી સાંપને વિઘ્ન કિયા હૈ, મમ અરુ તેરે બીચ;**
**મિથ્યા મોહકો ધરતા રાજા, પહુંચા નરક કે બીચ. ॥ સતી૦ ૧૮૨ ॥**

**ધૂમપ્રભા મેં પહુંચા રાજા, કરણી કા ફલ પાયા;**
**મુનિ કહતે સુન રાય વિદ્યાધર, પાપ મહા દુઃખદાયા. ॥ સતી૦ ૧૮૩ ॥**

વીરસિંહના ગયા બાદ મણિરથ બીજા માર્ગે ચાલતો થયો. તે જેમ જેમ આગળ ચાલતો જતો હતો તેમ તેમ અંધકાર પણ વધતો જતો હતો. જાણે મણિરથનું પાપ જ તેને માટે અંધકાર ફેલાવતું જતું હોય નહિ? મણિરથ તે વખતે પાપનો પશ્ચાત્તાપ કરી રહ્યો હતો છતાં તેનાં પાપ બહુ જ હોવાને કારણે તેને દબાવી રહ્યાં હતાં અને તે કારણે તેને માટે રાત્રી પણ ઘોર-ભયંકર અંધકારમય બની રહી હતી. તે વખતે તેનામાં સારી ભાવના હતી એ કારણે તે એમ વિચારતો હતો કે, મને જીવિત રહેવાનો અધિકાર જ નથી એટલા માટે મારે મરી જવું જોઈએ. પણ હું મરૂં કેવી રીતે? મારી પાસે અત્યારે મરવાનું કોઈ સાધન પણ નથી. મને કોઈ મરવાનું સાધન મળી જાય તો સારૂં! આ પ્રમાણે તે જાણે મૃત્યુને આમંત્રણ આપી રહ્યો હતો. વાસ્તવમાં આત્માની સ્વીકૃતિ વિના કાંઈ પણ થઈ શકતું નથી. આત્મા કોઈ ને કોઈ પ્રકારે સ્વીકૃતિ આપે છે ત્યારે જ મૃત્યુ પણ આવે છે.

મણિરથ તે અંધારી રાત્રીએ ઠોકર ખાતો ખાતો જઈ રહ્યો હતો એટલામાં ચાલતાં ચાલતાં તેનો પગ એક કાળા ભુજંગ ઉપર પડયો કે જેથી તે ભુજંગે ક્રુદ્ધ થઈ તેના પગને ડંખ માર્યો. તે સાપ એવો ઝેરી હતો કે તેને ડંખ મારતાં જ મણિરથ મૂર્છિત થઈ પૃથ્વી ઉપર ઢળી પડયો. સાપે ડંખ માર્યો તે પહેલાં તો મણિરથને પોતાનાં દુષ્કૃત્યોને માટે પશ્ચાત્તાપ થઈ રહ્યો હતો, પણ સાપ કરડયા બાદ તેની મતિ બદલાઈ ગઈ, કારણ કે તેનો મરણ કાળ નજીદીક આવ્યો હતો અને તેને દુર્ગતિમાં જવાનું હતું એ કારણે તેની મતિ સારી કેવી રીતે રહી શકે? મરણ સમયે જેવી મતિ હોય છે તેવી જ ગતિ મરનારને મળે છે. એટલા માટે જેવી ગતિ મળવાની હોય છે તેવી જ મતિ મરણસમયે થઈ જાય છે. આ નિયમાનુસાર મણિરથની ભાવના પણ બદલાઈ ગઈ. તેનામાં પહેલાંની જેવી ભાવના ન રહી અને તે દુર્ભાવનાને વશ થઈ અત્યારે એમ કહેવા લાગ્યો કે, "યુગબાહુને મારી નાંખ્યો એને માટે મારે પશ્ચાત્તાપ શા કારણે કરવો જોઈએ? મેં તેને મારીને અનુચિત શું કર્યું છે? ક્ષત્રિયોનો તો એ ધર્મ જ છે કે, તે પોતાના સુખમાં આવતી વિઘ્નબાધાને દૂર કરે. યુગબાહુ પણ મારા સુખમાં બાધક હતો એટલા માટે મેં તેને મારી નાંખ્યો તો એમાં મેં ખરાબ શું કર્યું? અને જ્યારે મેં કાંઈ ખરાબ કામ જ કર્યું નથી તો પછી તેનો પશ્ચાત્તાપ પણ શા માટે કરવો જોઈએ? મયણરેહા કાંઈ સાધારણ સ્ત્રી નથી. તે સ્ત્રી જાણે જગતનો સાર કાઢી બતાવવામાં આવી ન હોય એવી તો રૂપસુંદરી અને બુદ્ધિમતી છે; આવી બુદ્ધિમતી અને રૂપસુંદરી મયણરેહાને પ્રાપ્ત કરવા માટે મેં યુગબાહુને મારી નાંખ્યો એ ઠીક જ કર્યું છે! મયણરેહા પણ કેવી ચતુર છે! યુગબાહુના મૃત્યુ બાદ જાણે તે મારી જ થઈ ગઈ છે! અને તે જ કારણે તેણે મને સૈનિકોના પંજામાંથી છોડાવ્યો. જો મને તેણે છોડાવ્યો ન હોત તો સૈનિકો મને જીવતો જ ન છોડત! મને આ રીતે સૈનિકોના પંજામાંથી છોડાવવાનું કારણ હું એ સમજું છું કે તેણે એમ વિચાર્યું હશે કે, મારો પતિ તો મરી ગયો છે એટલા માટે હવે તો રાજા જ મારા માટે આધાર છે. આ પ્રમાણે વિચાર કરીને જ તેણે મને બચાવી લીધો છે. જો તેને મારા પ્રત્યે સ્નેહ ન હોત તો મને કરાલ કાલના પંજામાંથી છોડાવત જ શા

માટે? અને પોતાના પતિના મૃત્યુનો બદલો શા માટે લેત નહિ? પણ તે મને ચાહે છે એટલા જ માટે તેણે મને બચાવ્યો છે. પણ હાય! મયણુરેહા! તું અત્યારે ક્યાં છે? પ્યારી! તું મને અત્યારે કેમ બચાવતી નથી?"

પાપનું ફળ ભોગવવું જ પડે છે અને એટલા જ માટે તમને એમ વારંવાર કહેવામાં આવે છે કે, પાપ ન કરો. એમ કરવું ન જોઈએ કે અહીં તો સામાયિકાદિ ધર્મક્રિયા કરો અને ઘેર જઈ પાછા અસત્યાચરણ કરો. વ્યવહારમાં તો તમે અસત્યાચરણ ચાલુ રાખો અને ધર્મસ્થાનમાં ધર્મક્રિયા કરવાથી પાપ ધોવાઈ જશે એમ માની ધર્મક્રિયા કરો તો એ તો એના જેવી વાત થઈ કહેવાય કે, ગમે તેટલું પાપ કરવામાં આવે પણ ગંગાસ્નાન કરવાથી અમારું પાપ ધોવાઈ જશે. ગંગાસ્નાન કરવાથી પાપ ધોવાઈ જશે એમ સમજીને જેમ વધારે પાપ કરવામાં આવે છે તે પ્રમાણે તમે ન કરો. પશ્ચાત્તાપથી પાપનું પ્રક્ષાલન ત્યારે જ થાય છે કે જ્યારે પુનઃ પાપ કરવાની ભાવના ન જ રહે.

પૃથ્વી ઉપર ઢળી પડેલો મણિરથ કહેવા લાગ્યો કે, "પ્યારી મયણરેહા! તું અત્યારે ક્યાં છે? મને સાપે ડંખ માર્યો છે છતાં તું મને કેમ બચાવતી નથી? તું ચતુર છે એટલા માટે તું દવાદિનો ઉપચાર કરવાનું તો જાણતી જ હશે! તું મને બચાવી લે. મને બચાવવામાં તું કોઈ વાતનો સંકોચ ન કર. તું એવો વિચાર ન કર કે, પતિ તો મૃત્યુ પામેલ છે પણ હજી પુત્ર તો જીવિત છે! તે મને દુષ્પ્રેમમાં કેવી રીતે પડવા દેશે? પહેલી વાત તો એ છે કે, તે મારા અને તારા પ્રેમમાં કોઈ પ્રકારની વિઘ્નબાધા ઊભી કરશે નહિ. આપણે શું ખરાબ કામ કરીએ છીએ કે તે આપણા કામમાં વિઘ્નબાધા ઊભી કરશે? આપણું આ કામ કાંઈ ખરાબ નથી પણ સારૂં છે. આપણને જે પ્રિય હોય તે જ માર્ગ સારો અને તે જ કામ સારું છે. આમ હોવા છતાં જો ચન્દ્રયશ કોઈ પ્રકારની વિઘ્નબાધા ઊભી કરશે તો જે પ્રમાણે મેં યુગબાહુને મારી નાંખ્યો અને મારો કાંટાળો રસ્તો સાફ કર્યો તે જ પ્રમાણે તેને પણ મારી નાંખી મારો રસ્તો સાફ કરી નાંખીશ."

મણિરથ આ પ્રકારની ખરાબ ભાવના ભાવવા લાગ્યો. જો કે મયણરેહાએ તેને બીજા જ કારણે બચાવ્યો હતો પણ મણિરથની દૃષ્ટિ પાપની હતી એટલા માટે તે તો એમ જ માનતો હતો કે, મયણરેહા મને ચાહે છે અને એ જ કારણે મને બચાવ્યો છે. જ્યારે આંખ ઉપર જે રંગના ચશ્માં પહેરવામાં આવે છે ત્યારે બધી ચીજો તે જ રંગની જણાય છે. આ જ પ્રમાણે મણિરથની આંખોમાં પાપ ભરેલું હતું એટલા માટે તેને બધે ઠેકાણે પાપની વાતો જોવામાં આવતી હતી. અમે તમને એટલા જ માટે એમ કહીએ છીએ કે, આત્મા ઉપર જે આવરણો આવી ગયાં છે તે આવરણોને દૂર કરો કે જેથી વસ્તુ જેવી હોય તેવી જ જોવામાં આવે! અમે તમને જે ઉપદેશ આપીએ છીએ તે પણ એટલા જ માટે આપીએ છીએ કે, વસ્તુ અને તમારી વચ્ચે કોઈ પ્રકારનું અંતર ન રહે; અને વસ્તુ જેવી હોય તેવા જ રૂપમાં જોઈ શકો.

મણિરથે આંખો ઉપર પાપનાં ચશ્માં પહેરેલાં હતાં એટલે તે પાપની જ ભાવના કરવા લાગ્યો. યુગબાહુ પણ મર્યો હતો પણ તેના મૃત્યુ સમયે કેવી ઉન્નત ભાવના હતી! અને અત્યારે મણિરથ પણ મરી રહ્યો છે! પણ તેના મરણ સમયે તે કેવી ખરાબ

ભાવના ભાવી રહ્યો છે. હવે તમે કોની ભાવનાનું અનુકરણ કરશો તેનો વિચાર કરો. મૃત્યુ સમયે સદ્‌ભાવના રહે તે માટે પહેલેથી પ્રયત્ન કરવો આવશ્યક છે; અને એટલા જ માટે અમે તમને કહીએ છીએ કે, મૃત્યુ સમયે સદ્‌ભાવના રહે તે માટે પરસ્ત્રી સંગનો ત્યાગ કરો. જો તમે પરસ્ત્રી સંગનો ત્યાગ ન કરો તો મૃત્યુ સમયે પણ પરસ્ત્રીની ભાવના રહે એવો સંભવ છે. મણિરથને પોતાની રાણી મૃત્યુ સમયે યાદ ન આવી પણ મયણરેહા જ યાદ આવી અને તેનું કારણ એ જ હતું કે, તેની ભાવના મયણરેહામાં હતી. એમ તો મયણરેહા સતી હતી એટલા માટે મૃત્યુ સમયે તે સતીનું સ્મરણ લાભપ્રદ થઇ શકત, પણ નિમિત્ત ત્યારે જ લાભ આપે છે, કે જ્યારે ઉપાદાન સારું હોય છે. મયણરેહા નિમિત્ત હતી અને મણિરથનો આત્મા ઉપાદાન હતો. જ્યારે ઉપાદાન જ ખરાબ હોય છે ત્યારે નિમિત્ત લાભ કેવી રીતે આપી શકે? ભગવાન મહાવીર બધાને માટે કલ્યાણકારી હતા પણ તે જ ભગવાન મહાવીર ગોશાળો અને જમાલી માટે કેવા થઈ ગયા હતા! આનું કારણ એ જ છે કે તેમનું ઉપાદાન ખરાબ હતું. દવા સારી હોય તો પણ તે લાભ ત્યારે જ કરે છે, કે જ્યારે ઉપાદાન સારું હોય છે. જેનું ઉપાદાન જ ખરાબ હોય છે તેને જો દવાથી લાભ ન થાય તો તેને માટે દવાનો શો દોષ આપી શકાય? દવા તો નિમિત્ત કારણ છે. ઉપાદાન સારું હોય તો જ નિમિત્ત સહાયભૂત થાય છે.

મણિરથ આ પ્રકારની દુર્ભાવના કરતો અને ખરાબ સંકલ્પ વિકલ્પ કરતો સર્પ વિષથી મરણ પામ્યો.

આ પ્રમાણે મણિરથનું વૃત્તાન્ત કહી મુનિ આગળ કહેવા લાગ્યા કે, તે મણિરથ મરીને ધૂમપ્રભા નામના ચોથા નરકમાં ઉત્પન્ન થયો અને ત્યાં દશ સાગરોપમનું આયુષ્ય પામ્યો.

કથાકાર કહે છે કે, મણિરથ અને યુગબાહુ એક જ સમયમાં થોડા જ અંતરની સાથે મરણ પામ્યા હતા છતાં એક તો પાંચમા દેવલોકમાં દશ સાગરોપમનું આયુષ્ય પામ્યો અને બીજો ચોથા નરકમાં દશ સાગરોપમનું આયુષ્ય પામ્યો. આ અંતરનું કારણ પોતાની ભાવનાનું અંતર હતું. આત્મા પોતે જ પોતાની મેળે જ સ્વર્ગ કે નરકને પામે છે. એટલા માટે જ શાસ્ત્રમાં એમ કહેવામાં આવ્યું છે કે—

**अप्पा नई वेयरणी, अप्पा मे कूडसामली ।**
**अप्पा कामदुहा धेणू, अप्पा मे नन्दणं वणं ॥**

અર્થાત્—આ આત્મા પોતે જ વૈતરણી નદી અને કૂટશાલ્મલી વૃક્ષ જેવો દુઃખદાયી તથા કામદુધા ગાય અને નંદનવન સમાન સુખદાયી છે.

મુનિ કહે છે કે, મણિરથ પોતાના પાપના પરિણામે મરીને નરકમાં ગયો. મુનિનું આ કથન સાંભળી મણિપ્રભ વિદ્યાધર વિચારવા લાગ્યો કે, એ બહુ સારૂં થયું કે, આ સતી મને અહીં લઈ આવી અને મને નરકમાં પડતાં બચાવી લીધો; નહિ તો મારે પણ નરકમાં જવું પડત.

હવે મુનિ આ વિષે આગળ શું કહે છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે; પણ તમારે આ કથા ઉપરથી એ શિક્ષા લેવી જોઈએ કે અમે આ પરસ્ત્રીના લોભમાં કદાપિ ન પડીએ. આ ધર્મકથાને ભૂતકાળની કથા માનવી ન જોઈએ પણ એમ સમજવું જોઈએ

કે આ વર્તમાનની જ કથા છે. સૂર્ય પ્રાચીન છે પણ શું તે લાભ આપતો નથી અને તે જ્યારે ઉગે છે ત્યારે તેને નૂતન માનતા નથી? આ જ પ્રમાણે આ ધર્મકથાને પ્રાચીન માની તેની ઉપેક્ષા ન કરો પણ આ કથાને જીવન સુધાર માટે બોધપ્રદ માની તેની શિક્ષાને જીવનમાં સ્થાન આપો તો તેમાં તમારું કલ્યાણ જ રહેલું છે. મયણરેહા કલ્યાણમૂર્ત્તિ હતી એટલા માટે તે કલ્યાણમૂર્ત્તિના કલ્યાણમાર્ગે જો તમે ચાલશો તો તમારૂં પણ કલ્યાણ જ થશે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૩ આસો વદ ૧૧ શનિવાર

### પ્રાર્થના

**શ્રી દઢરથ નૃપતિ પિતા, નન્દા થારી માય;**
**રોમ રોમ પ્રભુ મો ભણી, શીતલ નામ સુહાય.**
**જય જય જિન ત્રિભુવન ધણી ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી શીતલનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્માની પ્રાર્થના કરતાં ભક્તજનોએ આ પ્રાર્થનામાં કહ્યું છે કે, હે પ્રભો! તારો જયજયકાર થાઓ. આ પ્રમાણે પરમાત્માનો જયજયકાર કરવા પાછળ શું રહસ્ય રહેલું છે એ વાતને તો કોઈ પૂર્ણ જ્ઞાની જ પૂર્ણ રીતે સમજાવી શકે છતાં આ વિષે હું મારી બુદ્ધિ અનુસાર થોડું કહું છું.

આ જીવ અનાદિ કાળથી જય ચાહે છે. પણ અજ્ઞાનને વશ થઈ જયને પ્રાપ્ત કરવા માટે ઘણીવાર અયોગ્ય કામો કરતો રહ્યો છે તેથી તેનો જય થયો નથી. એનું કારણ શોધતાં એ જણાય છે કે તે પુદ્‌ગલો દ્વારા પોતાનો જય કરાવવા ચાહે છે, અને એ કારણે જ તેનો જય થયો નથી. સાચો જય પ્રાપ્ત કરવા માટે આ આત્માએ પુદ્‌ગલોની સહાયતા છોડી દઈ પરમાત્માનો જય કરાવવામાં જ આત્મશક્તિનો ઉપયોગ કરવો જોઈએ. આમ કરવાથી પરમાત્માના જયની સાથે આત્માનો પણ વિજય થશે. જે પ્રમાણે સૂર્યનો ભક્ત સૂર્યનો જય મનાવવામાં પોતાનો જ વિજય સમજે છે, કારણ કે સૂર્યદ્વારા તેને પ્રકાશ મળે છે, તે જ પ્રમાણે હે આત્મા! અનન્ત સૂર્યથી પણ વધારે મહિમાવાળા એવા ભગવાન શીતલનાથનો જો તું જય ચાહીશ તો તેમના વિજયની સાથે તારો પણ અવશ્ય વિજય થશે, આત્માનો જય પરમાત્માનો જય મનાવવાથી જ થઈ શકે છે પણ આત્મા અજ્ઞાનને વશ થઈ પુદ્‌ગલોદ્વારા પોતાનો જય કરવા ચાહે છે અને પરમાત્માનો વિજય કરવાનું તે ભૂલી જાય છે. આત્માની આ ભૂલને દૂર કરવા માટે જ શાસ્ત્રનો ઉપદેશ આપવામાં આવે છે.

## સમ્યક્‌ત્વ પરાક્રમ—એકવીશમો બોલ

શાસ્ત્રમાં પ્રતિપ્રચ્છનાના ( શાસ્ત્રચર્ચાના ) પ્રશ્ન વિષે આગળ વિચાર કરી લેવામાં આવ્યો છે. હવે પરાવર્ત્તના-પરિવર્ત્તના ( સુત્રશાસ્ત્રની આવૃત્તિ ) વિષે વિચાર કરવામાં આવે છે. પરાવર્ત્તના-પરિવર્ત્તના વિષે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કેઃ—

# એકવીશમો બોલ

## ( ૨૧ ) परियट्टणयाए णं भंते ! जीवे किं जणेइ ।

અર્થાત્—હે ભગવન્ ! સુત્ર સિદ્ધાન્તની પરાવર્ત્તના (આવૃત્તિ) કરવાથી જીવને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે:—

**परियट्टणयाए णं वंजणाइं जणेइ वंजणलद्धिं च उप्पाएइ ॥ २१ ॥**

અર્થાત્—વારંવાર સૂત્રોને ફેરવવાથી ( સૂત્રની આવૃત્તિ કરવાથી ) વિસરેલા વ્યંજન (અક્ષરો) યાદ થાય છે અને તેથી જીવાત્માને અક્ષરલબ્ધિ અને પદાનુસારી લબ્ધિ પ્રકટ થાય છે.

સૂત્રવાચના લીધા બાદ પ્રતિપ્રચ્છના (શાસ્ત્રચર્ચા) દ્વારા સૂત્ર અને અર્થને અસંદિગ્ધ કરી લેવામાં આવ્યાં. જો સૂત્ર અને અર્થની બરાબર આવૃત્તિ કરવામાં ન આવે અર્થાત સૂત્ર અને અર્થને બરાબર ફેરવવામાં ન આવે તો સૂત્ર અને અર્થ વિસ્મૃત થઈ જાય. એટલા માટે સૂત્ર અને અર્થની આવૃત્તિ કરતાં રહેવું જોઈએ. સૂત્ર અને અર્થની આવૃત્તિ કરવાથી અર્થાત્ તેને બરાબર ફેરવવાથી જીવાત્માને શો લાભ થાય છે ? એવો પ્રશ્ન ભગવાનને પૂછવામાં આવ્યો છે.

આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, સૂત્ર અને અર્થની પરાવર્ત્તના ( આવૃત્તિ ) કરવાથી વ્યંજનોનો લાભ થાય છે અર્થાત વિસ્મૃત થએલાં વ્યંજનો યાદ આવી જાય છે અને સાથે સાથે પદાનુસારી લબ્ધિ પણ પ્રાપ્ત થાય છે.

જે પ્રમાણે દીપક વસ્તુને પ્રકાશિત કરે છે તે જ પ્રમાણે વ્યંજન પણ ભાવને પ્રકાશિત કરે છે. વ્યંજન વ્યંજક અર્થાત્ પ્રકાશક છે. જે પ્રમાણે અંધારામાં મૂકેલી વસ્તુ પ્રકાશ વિના જોઈ શકાતી નથી તે જ પ્રમાણે આત્માને વ્યંજનોનું જ્ઞાન ન હોય તો તે જ્ઞાનને પામી શકતો નથી. વ્યંજનોનું જ્ઞાન હોવાથી આત્મા અનેક વાતોને જાણી શકે છે. એ કહેવત તો પ્રચલિત જ છે કે, ભણેલાગણેલાને ચાર આંખો હોય છે, અર્થાત્ બે ચર્મચક્ષુઓ તો હોય જ છે પણ ભણવા-ગણવાથી હૃદયનાં ચક્ષુઓ પણ ખુલ્લાં થઈ જાય છે. હિન્દુશાસ્ત્રોમાં મહાદેવને ત્ર્યંબક અર્થાત્ ત્રણ આંખવાળા કહેવામાં આવ્યા છે. બે આંખો તો બધાંયને હોય છે પણ જેને ત્રીજી આંખ હોય છે તે મહાદેવ થઈ જાય છે. મહાદેવને ત્રણ આંખો હોવાની કલ્પના કેમ કરવામાં આવી છે એ કહેવું જરાં મુશ્કેલીભર્યું છે. પણ એ તો કહેવું સુગમ છે કે, હૃદયની આંખોને બંધ રાખનાર મૂર્ખ છે અને જે હૃદયચક્ષુઓને ખુલ્લી રાખે છે તે મહાદેવ થઈ જાય છે. હૃદયની આંખો ખુલ્લી હોવા છતાં જો ખરાબ કામો કરવામાં આવે તો તો હૃદયની આંખો ખુલ્લી કેમ કહેવાય ? માનો કે, તે તો દેખતો છતાં આંધળો છે પણ જો હૃદયચક્ષુઓને ખુલ્લી રાખી સત્કાર્યમાં પ્રવૃત્તિ કરવામાં આવે તો તો શિવ અર્થાત્ કલ્યાણકારી થઈ જાય છે.

ભગવાન કહે છે કે, સૂત્રસિદ્ધાન્તની પરાવર્ત્તના કે આવૃત્તિ કરતાં રહેવાથી વિસ્મૃત થએલાં વ્યંજનો યાદ આવી જાય છે એટલું જ નહિ પણ વ્યંજનની લબ્ધિ પણ ઉત્પન્ન થાય છે. અક્ષરોનું મિલન થવાથી શબ્દ થાય છે અને શબ્દોનું મિલન થવાથી વાક્ય બને છે. સૂત્રસિદ્ધાન્તની આવૃત્તિ કરતાં રહેવાથી એવી પદાનુસારિણી લબ્ધિ પ્રાપ્ત થાય છે કે જેથી એક અક્ષર બોલવાથી પૂરો શબ્દ, અને એક શબ્દ બોલવાથી પૂરું વાક્ય, અને એક વાક્ય

બોલવાથી બીજું વાક્ય બની શકે છે કે જાણી શકાય છે; અર્થાત્ એક પદને સાંભળી બીજું પદ બનાવવાની શક્તિ આવી જાય છે. આ પ્રકારની શક્તિ પદાનુસારિણી લબ્ધિથી જ પ્રાપ્ત થઈ શકે છે અને આ લબ્ધિ સૂત્રસિદ્ધાન્તની આવૃતિ કરતાં રહેવાથી ઉત્પન્ન થાય છે.

પઠન–પાઠનની પરાવર્ત્તના કે આવૃત્તિ ન કરવાથી કેવી હાનિ થાય છે? એને માટે બાળપણમાં સાંભળેલી એક કહેવત યાદ આવી જાય છે. એ કહેવતમાં ગુરુ શિષ્યને પૂછે છે કે:—

પાન સડે ઘોડા અડે, વિદ્યા બીસર જાય;
તાવા પર રોટી જલે, કહો ચેલા કિણ કાય.

આ પ્રશ્નના ઉત્તરમાં શિષ્યે સંક્ષેપમાં એવો જવાબ આપ્યો કે, 'ન ફેરવવાથી,' અર્થાત્ પાનને જો ફેરવવામાં ન આવે તો પાન સડી જાય છે, ઘોડાને જો ફેરવવામાં ન આવે તો ઘોડો અડીયલ બની જાય છે, વિદ્યાને જો ફેરવવામાં ન આવે અર્થાત્ તેની આવૃત્તિ કરવામાં ન આવે તો તે વિદ્યા વિસ્મૃત થઈ જાય છે, અને તવા ઉપર મૂકવામાં આવેલી રોટલીને ફેરવવામાં ન આવે તો તે રોટલી બળી જાય છે. આ પ્રમાણે બધી વસ્તુઓને ફેરવવાની જરૂર રહે છે. વાસ્તવમાં આ અખિલ સંસાર જ પરિવર્ત્તનશીલ છે. જો સંસારનું પરિવર્ત્તન થતું ન હોય તો આ સંસાર જ ન રહે. બાળક જન્મ ધારણ કર્યા બાદ જો બાળક જ રહે, અર્થાત્ તેની ઉંમરમાં જો કાંઈ પરિવર્ત્તન ન થાય તો જીવનની મર્યાદા સચવાય નહિ. એટલા માટે દરેક વસ્તુમાં પરિવર્ત્તન થતું જ રહેવું જોઈએ. આ જ પ્રમાણે સૂત્રની પરિવર્ત્તના અર્થાત્ આવૃત્તિ પણ કરતાં રહેવું જોઈએ. સૂત્રનું પરિવર્ત્તન અથવા સૂત્રની આવૃત્તિ કરતાં રહેવાથી વ્યંજનોની પ્રાપ્તિ થાય છે, વિસ્મૃત થએલાં વ્યંજનો યાદ આવે છે અને પદાનુસારિણી લબ્ધિ પણ પ્રાપ્ત થાય છે. પદાનુસારિણી લબ્ધિ ઉત્પન્ન થવાથી અક્ષરથી શબ્દ, શબ્દથી વાક્ય અને એક વાક્યથી બીજા વાક્યને બનાવવાની શક્તિ આવે છે. એક વાક્યને સાંભળી બીજું વાક્ય કેવી રીતે બનાવવામાં આવે છે અને એક પદને સાંભળી બીજું પદ કેવી રીતે બનાવવામાં આવે છે એ વાત એક ઉદાહરણદ્વારા સમજાવું છું:-

એકવાર ભોજરાજાએ એક આશ્ચર્યકારક ઘટના જોઈ. તેણે જોયું કે, એક બ્રાહ્મણને ત્યાં તેના પિતા વગેરેનું શ્રાદ્ધ હોવાને કારણે તેણે શ્રાદ્ધ કરવાની ભોજનસામગ્રી તૈયાર કરાવી. તે બ્રાહ્મણની એવી માન્યતા હતી કે, પૂર્વજો કાગડા બનીને આવે છે એટલા માટે તે કાગડાઓને ભોજન ખવરાવી રહ્યો હતો. કાગડાઓ ભોજન ખાવા લાગ્યા. તે બ્રાહ્મણની સ્ત્રી ભોજનની સામગ્રીને બચાવવા ચાહતી હતી એટલા માટે કાગડાઓને જોઈ ભય પ્રકટ કરવા લાગી. તે બ્રાહ્મણપત્ની ભોજનસામગ્રી બચાવવા માટે જ કાગડાઓથી જાણે ડરતી હોય એમ ભય પ્રકટ કરવા લાગી.

રાજાએ તે બ્રાહ્મણપત્નીને આ પ્રમાણે કાગડાઓથી ડરતી જોઈ, તેથી તે વિચારવા લાગ્યો કે, જે સ્ત્રી દિવસમાં પણ કાગડાઓથી ડરે છે તે સ્ત્રીનું ચરિત્ર કેવું છે તે જોવું જોઈએ. આ પ્રમાણે વિચાર કરી તે રાજા છૂપાવેશમાં તે સ્ત્રીના ચરિત્ર વિષે પત્તો મેળવવા લાગ્યો.

તે બ્રાહ્મણ જ્યારે કાગડાઓને ભોજન ખવરાવી રહ્યો હતો ત્યારે તેની પત્ની કહેવા લાગી કે, હું કાગડાઓથી ડરું છું અને આ પ્રમાણે કહી તે કાંપવા લાગી. સ્ત્રીને કાંપતી જોઈ તેનો પતિ કહેવા લાગ્યો કે, જો તું ડરતી જ હો તો હું કાગડાઓને ખવરાવવાનું જ બંધ કરી દઉં છું. આ પ્રમાણે બ્રાહ્મણપત્નીની ઈચ્છા પાર પડી. અર્થાત્ ભોજનસામગ્રીને બચાવવાની તેણે જે યુક્તિ કરી હતી તે યુક્તિ સાર્થક થઈ.

રાતના સમયે તે સ્ત્રી બચેલી ભોજન સામગ્રીને એક ડબરામાં મૂકી અને તે ડબરાને માથા ઉપર મૂકી ચાલવા લાગી. તેનો કોઈ જારપતિ નદીને પેલે પાર રહેતો હતો. તે સ્ત્રી પોતાના જાર પતિ પાસે જવા ચાહતી હતી પણ માર્ગમાં નદી આવતી હતી અને નદીમાં ગ્રાહ-મગર વગેરે જન્તુઓ રહેતાં હતાં. તે સ્ત્રીએ પેલી ભોજનસામગ્રી એક બાજુ નદીમાં ફેંકી કે જેથી ગ્રાહ મગર વગેરે જન્તુઓ તે ભોજન સામગ્રી ખાવામાં લાગી ગયાં અને તે સ્ત્રી નદીની પેલે પાર ચાલી ગઈ, અને ત્યાં પોતાના જાર પતિની પાસે પોતાનો મનોરથ પૂર્ણ કરી પાછી આવી ગઈ. છૂપાવેશમાં ભોજરાજાએ આ બધી ઘટના જોઈ. રાજા વિચારવા લાગ્યો કે, હું તો આ ઘટનાને જાણી ગયો છું પણ આ પ્રકારની ઘટના બને છે એ વાત લોકો જાણે છે કે નહિ એ વાતનો પત્તો લગાવવો જોઈએ. આ પ્રમાણે વિચાર કરી તેણે પોતાના પંડિતોની સભામાં કહ્યું કેઃ—

**दिवा काकस्य भयात्**

અર્થાત્—'દિવસના સમયે કાગડાઓથી ડરે છે.' આ પ્રમાણે કહી તેણે પંડિતોને કહ્યું કે, હવે આગળ શું હોવું જોઈએ તે તમે લોકો કહો. બીજા પંડિતો તો ચૂપ રહ્યા પણ કવિ કાલિદાસે કહ્યું કે :—

**रात्रिं तरति निर्मलजलं**

અર્થાત્—'તે જ રાતના સમયે જળમાં તરે છે.' આ સાંભળી રાજાએ કાલિદાસને આગળ કહ્યું કે :—

**तत्र वसन्ति ग्राहादयो**

અર્થાત્—'જલમાં તો ગ્રાહાદિ જંતુઓ વસે છે.' આ પ્રશ્નના ઉત્તરમાં કાલિદાસે કહ્યું કે:-

**मर्म जानन्ति सासनीन्द्रिका**

અર્થાત્—જે દિવસે કાગડાથી ડરે છે અને રાત્રે નદીને પાર કરે છે તે સ્ત્રી ગ્રાહ-મગરાદિ જંતુઓથી કેવી રીતે બચી શકાય તેનો મર્મ પણ જાણે છે.

કાલીદાસે જે પ્રમાણે એક પદ સાંભળીને બીજું પદ બનાવી દીધું તે જ પ્રમાણે એક પદ સાંભળી બીજા પદને બનાવવાની શક્તિ પદાનુસારિણી લબ્ધિ ઉત્પન્ન થવાથી જ પ્રાપ્ત થાય છે. પદાનુસારિણી લબ્ધિ વિદ્યાની આવૃત્તિ કરતાં રહેવાથી જ પ્રાપ્ત થાય છે, આળસ કરવાથી પ્રાપ્ત થઈ શકતી નથી.

શાસ્ત્ર કહે છે કે, હે ! મુનિઓ ! જો તમે સૂત્રની પરાવર્ત્તના અર્થાત્ આવૃત્તિ કરતાં રહેશો તો તમને પદાનુસારિણી લબ્ધિ પ્રાપ્ત થશે. જે પ્રમાણે શસ્ત્રને ઘસતાં રહેવાથી શસ્ત્ર તીક્ષ્ણ રહે છે, તે જ પ્રમાણે સૂત્રવિદ્યાની આવૃત્તિ કરતાં રહેવાથી તમારી વિદ્યા પણ તીક્ષ્ણ થશે.

## સમ્યક્‌ત્વ પરાક્રમ—બાવીશમો બોલ

સૂત્રની પરાવર્તના—આવૃત્તિ કર્યા બાદ સૂત્રની અનુપ્રેક્ષા કરવા વિષેનો પ્રશ્ન આવે છે. સૂત્રની આવૃત્તિ કરનારે અનુપ્રેક્ષા કરવી જ જોઈએ. અનુપ્રેક્ષાનો અર્થ સૂત્ર અને અર્થ વિષે વિચાર કરી તેમાંથી તત્ત્વોની શોધ કરવી એ છે. કેવળ સૂત્રોને વાંચી કે ભણી લેવાથી કાંઈ થતું નથી. કેટલાક વિદ્વાનો એવા જોવામાં અને સાંભળવામાં આવે છે કે જેમનું ભાષણ સાંભળી ચકિત થઈ જવાય છે. પણ જો તેમનું આચરણ જોવામાં આવે તો આશ્ચર્યપૂર્વક એ જ કહેવું પડે છે કે, જેમનું ભાષણ આવું ચમત્કારી છે તેમનું આચરણ આ કેવું છે? આચરણમાં અને ભાષણમાં આ પ્રકારનું અંતર હોવાનું કારણ એ જ છે કે, તેમને ખરી પદ્ધતિથી શિક્ષા આપવામાં આવી નથી અથવા તેમણે શિક્ષાની ખરી પદ્ધતિને અપનાવી નથી. એટલા જ માટે જૈનશાસ્ત્ર એમ કહે છે કે, જે સૂત્રવાચના લેવામાં આવી છે તેના વિષે પૂછપરછ કરો, તેની બરાબર પુનરાવૃત્તિ કરો, અને તે ઉપરથી એકાગ્રતાપૂર્વક તત્ત્વચિંતન કરો અર્થાત્ સૂત્રાર્થનો મનનપૂર્વક વિચાર કરો. જો સૂત્રાર્થનો મનનપૂર્વક વિચાર કરવામાં આવે તો ઘણો જ આનંદ આવે છે. આ પ્રમાણે અનુપ્રેક્ષા કરવામાં ઘણો જ આનંદ રહેલો છે. તે આનંદનું વર્ણન કરી શકાય નહિ. તે આનંદને તો તે જ જાણી શકે છે કે, જે તે આનંદનો અનુભવ કરે છે. જે અનુપ્રેક્ષા કરવામાં અવર્ણનીય આનંદ રહેલો છે તે અનુપ્રેક્ષા વિષે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે :—

### બાવીસમો બોલ.

**(૨૨) अणुप्पेहाए णं भंते! जीवे किं जणेइ?**

અર્થાત્—હે! ભગવાન્! અનુપ્રેક્ષા (સૂત્રાર્થની ચિંતવના) કરવાથી જીવને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે :—

**अणुप्पेहाए णं आउयवज्जाओ सत्त कम्मपयडीओ धणियबंधणबद्धाओ सिढिलबंधणबद्धाओ पकरेइ, दीहकालठिइयाओ हस्सकालठिइयाओ पकरेइ, तिव्वाणुभावाओ मंदाणुभावाओ पकरेइ, बहुप्पएसग्गाओ अप्पपएसग्गाओ पकरेइ, आउयं च णं कम्मं सिय बंधइ सिय नो बंधइ असायावेयणिज्जं च णं कम्मं नो भुज्जो भुज्जो उवचिणइ, अणाइयं च णं अणवयग्गं दीहमद्धं चाउरंत संसारकंतारं खिप्पामेव वीइवयइ ॥ २२ ॥**

અર્થાત્—સૂત્રના અર્થનું પુનઃ પુનઃ મનન કરવું તે અનુપ્રેક્ષા છે. અનુપ્રેક્ષા સ્વાધ્યાય તપનો એક ભેદ છે; એટલા માટે આયુષ્ય કર્મની સિવાયનાં સાત કર્મોના ગાઢ બંધનોથી બંધાએલી પ્રકૃતિઓને તે શિથિલ કરે છે. કર્મપ્રકૃતિ લાંબા કાળની સ્થિતિવાળી હોય તો ટૂંકાકાળની સ્થિતિવાળી બનાવે છે. તીવ્ર રસવાળી હોય તો મંદ રસવાળી બનાવે છે. બહુ પ્રદેશવાળી હોય તો અલ્પપ્રદેશવાળી બનાવે છે. કદાચ આયુષ્યકર્મ બંધાય અગર ન પણ બંધાય. (જો પહેલાં આયુષ્ય ન બંધાયું હોય તો બંધાય.) અસાતા વેદનીય કર્મ ન બંધાય. અને તે જીવાત્મા અનાદિ, અનંત અને દીર્ઘકાલે એવા આ ચતુર્ગતિરૂપ અપાર સંસાર અરણ્યને જલ્દી ઓળંગી જાય છે.

અનુપ્રેક્ષા ( સૂત્રાર્થની ચિંતવના ) કરવાથી લાભ થાય છે એ વાત પ્રસિદ્ધ છે. પણ શિષ્યને ગુરુના મુખેથી વાત સાંભળવામાં આનંદ આવે છે એટલા જ માટે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે, અનુપ્રેક્ષા કરવાથી જીવને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને જે કહ્યું છે તે વિષે વિશેષ વિચાર કરવાનો અત્યારે સમય નથી, એટલા માટે અત્યારે સંક્ષેપમાં એટલું જ કહું છું કે, અનુપ્રેક્ષા કરવાથી જીવને પ્રસન્નતા થાય છે અને તેથી તેને ઘણો લાભ થાય છે. અનુપ્રેક્ષા કરવાથી બહિરંગ આનંદ પણ થાય છે, પરંતુ શાસ્ત્ર બહિરંગ આનંદને લાભરૂપે માનતા નથી પણ અન્તરંગ આનંદને જ લાભરૂપે માને છે, અને જે અન્તરંગ આનંદ હોય છે તેને સાચો આનંદ માને છે. લોકો બહિરંગ આનંદમાં અન્તરંગ આનંદને ભૂલી રહ્યા છે પણ શાસ્ત્ર એવા પ્રકારની ભૂલ કેવી રીતે કરી શકે ? વાસ્તવમાં આત્માને તો અન્તરંગ આનંદ અને અન્તરંગ લાભની જ આવશ્યકતા છે.

અનુપ્રેક્ષા કરવાથી બુદ્ધિમાં અથવા વિવેકમાં જાગૃતિ આવે છે. તમે બુદ્ધિને મોટી માનો છો કે સંસારનાં પદાર્થોને મોટાં માનો છો ? બાળપણમાં અમને એમ પૂછવામાં આવતું હતું કે, બુદ્ધિ મોટી કે ભેંશ ? હું આ પ્રશ્નનો જવાબ એવો આપતો કે, ભેંશ મોટી નહિ પણ બુદ્ધિ મોટી છે. જ્યારે ફરીવાર એમ પૂછવામાં આવતું કે, ભેંશ શા માટે મોટી નથી અને બુદ્ધિ શા માટે મોટી છે ? તો હું આનો એવો ઉત્તર આપતો કે, એક બુદ્ધિમાન ઘણી ભેંશોને ચરાવી શકે છે પણ બુદ્ધિહીનને એક જ ભેંશ મારી શકે છે.

આ પ્રમાણે બીજાં પદાર્થો કરતાં બુદ્ધિ મોટી છે. રેલ્વે, તાર, વાયુયાન વગેરેનો બુદ્ધિદ્વારા જ આવિષ્કાર થયો છે. અન્તરંગ અને બહિરંગ વસ્તુમાં પણ આવું જ અંતર સમજો. અન્તરંગ વસ્તુ બુદ્ધિની સમાન છે અને બહિરંગ વસ્તુ ભેંશની સમાન છે. આમ હોવા છતાં તમે કોને ચાહો છો ? બાહ્ય વસ્તુને ચાહો છો કે, અન્તરંગ વસ્તુને ચાહો છો ? ક્યાંય બાહ્ય વસ્તુને માટે તમે બુદ્ધિના દુશ્મન તો બની જતા નથીને ? જો તમે બુદ્ધિના દુશ્મન બનતા ન હો તો એ દશામાં કોઈ પ્રકારનો ઉપદેશ આપવાની આવશ્યકતા જ ન રહે. જ્યાં રોગ જ ન હોય ત્યાં ડૉકટરની શી જરૂર હોય ! અને જ્યાં કલેશ કંકાસ જ ન હોય ત્યાં વકીલની શી જરૂર હોય ! આ જ પ્રમાણે જો તમે બુદ્ધિના દુશ્મન બનતા ન હો તો અમારે કોઈ પ્રકારનો ઉપદેશ જ શા માટે આપવો પડે ! લોકોને ઉપદેશ એટલા જ માટે આપવો પડે છે કે, તેઓ બુદ્ધિના દુશ્મન બની ખાનપાન, પહેરવેશ વગેરે કાર્યોમાં બાહ્ય પદાર્થોને મહત્ત્વ આપે છે, અને વિવેકબુદ્ધિ રાખતા નથી. જો લોકો વિવેકબુદ્ધિ રાખતા હોય તો તેમને ઉપદેશ આપવાની પણ આવશ્યકતા ન રહે.

તમે લોકો શરીર ઉપર પાંચ છ કપડાં પહેરો છો. પણ શું તમારૂં શરીર એટલા બધાં કપડાં પહેરવાં ચાહે છે ? વિવેકબુદ્ધિ તો કહે છે કે, શરીરને એટલાં બધાં કપડાંની આવશ્યકતા નથી છતાં લોકો વધારે કપડાં પહેરે છે એ બુદ્ધિના દુશ્મન બનવા જેવું કામ છે કે નહિ ? આ જ પ્રમાણે બીજાં પણ એવાં અનેક કામો કરવામાં આવે છે કે, જે કામો કરવામાં બુદ્ધિની હીનતા ઉપર પોતાના શરીરની, સ્વાસ્થ્યની, ધનની અને ધર્મની હાનિ રહેલી છે. છતાં લોકો આ વાતનો વિચાર કરતા નથી. અનુપ્રેક્ષા કરવાથી વિવેકબુદ્ધિ જાગ્રત થાય છે અને વિવેક બુદ્ધિની જાગૃતિને કારણે એવી હાનિપ્રદ વસ્તુઓને છોડવાનો વિચાર પેદા થાય છે. સૂત્રાર્થની ચિંતવના અર્થાત્ અનુપ્રેક્ષા કરવાથી વિવેકબુદ્ધિ જાગ્રત થાય છે. અનુપ્રેક્ષાનો

વિચાર ઘણો લાંબો છે એટલા માટે તે વિષે સંક્ષેપમાં એટલું જ કહું છું કે સૂત્રાર્થની ચિંતવનારૂપ અનુપ્રેક્ષા કરી વિવેકબુદ્ધિને જાગ્રતકરો તો આત્મકલ્યાણ સાધવાનો માર્ગ ઘણો જ સરળ બની જશે.

## મયણરેહા ચરિત્ર—૪૬

મુનિ કહે છે કે, મણિરથ દુર્ભાવનાને કારણે મરીને નરકમાં ગયો. તેને કોઈ બીજાએ નરકમાં મોકલ્યો ન હતો પણ તે પોતે જ પોતાની કરણીથી નરકમાં ગયો હતો.

મણિરથ પોતાની જ કરણીથી નરકમાં ગયો એ તો તમે સાંભળ્યું પણ આ ઉપરથી તમે એ વાતનો વિચાર કરો કે, તમારે શું કરવું જોઈએ? શું તમે નરકમાં જવા ચાહો છો? હું નરકમાં જવા ચાહું છું એમ તો કોઈ કહેશે નહિ પણ જ્યાંસુધી નરકમાં જવાને યોગ્ય કાર્યો છોડી દેવામાં ન આવે ત્યાંસુધી નરકમાં જતાં બચી શકતો નથી. મુનિએ ઉપસ્થિત લોકોને કહ્યું કે, પરસ્ત્રીને અપનાવવાનું પાપ આવું ભયંકર હોય છે એટલા માટે આ પાપનો ત્યાગ કરો.

**સામન્ત જબ બાત સુનાઈ, ચન્દ્રયશ ઘબરાયા;**
**આશ્વાસન સે ધીરજ ધારી, નૃપ શબકો વહ પાયા. ॥ સતી૦ ૧૮૪ ॥**
**શેષ શોક સે કી અન્ત્યેષ્ઠિ, માતા કો નહીં પાય;**
**અતિ વિલાપસે રાજા રોયા, સામન્ત ભી ગભરાય. ॥ સતી૦ ૧૮૫ ॥**
**યોગ્ય પુરુષને ધૈર્ય દિયા, તબ નૃપ પદ બૈઠે આય;**
**ચન્દ્રયશ મહારાજ હુએ પર, માત પિતા મન લાય. ॥ સતી૦ ૧૮૬ ॥**

ઉપસ્થિત લોકોએ મુનિને ફરીવાર પૂછ્યું કે, મણિરથ તો મરી ગયો પણ વીરસિંહ જે ચન્દ્રયશને બોલાવવા માટે ગયો હતો તેનું શું થયું? તે આપ કહો. મુનિ કહેવા લાગ્યા કે, જ્યારે વીરસિંહ ચન્દ્રયશની પાસે ગયો ત્યારે ચન્દ્રયશ પોતાના પિતાની અન્ત્યેષ્ઠિની તૈયારીમાં પડ્યો હતો. વીરસિંહે ચન્દ્રયશની પાસે જઈને 'મહારાજ!' એમ કહ્યું. વીરસિંહનું આ કથન સાંભળી ચન્દ્રયશ કહેવા લાગ્યો કે, તમે મહારાજ કોને કહો છો? મહારાજ તો રાજમહેલમાં હશે. વીરસિંહે કહ્યું કે, તેઓ મહેલમાં નથી, પણ પોતાના ભાઈને મારી નાંખવાને કારણે પશ્ચાત્તાપ કરી રહ્યા છે. તેમણે તમારા પિતાની હત્યા તો કરી નાંખી પણ અત્યારે તેમનો પશ્ચાત્તાપ જોતાં મને એમ લાગે છે કે, હવે તેમનામાં પાપ રહ્યું નથી. તેઓ મરવા માટે પણ તૈયાર થઈ ગયા હતા. જુઓ! આ તલવારને હું તેમના હાથમાંથી ઝૂંટવીને લાવ્યો છું.

વીરસિંહનું આ કથન સાંભળી ચન્દ્રયશ કહેવા લાગ્યો કે, એમ છે? હું તો પિતાની હત્યાનો તેમની પાસે બદલો લેવા ચાહતો હતો. વીરસિંહે કહ્યું કે, બદલો લેવાથી તો વધારે વૈર જ બંધાશે. બદલો લેવાથી અને તેમને મારી નાંખવાથી જે કામ થઈ શકતું ન હતું તે કામ અત્યારે થઈ રહ્યું છે. વાસ્તવમાં તેમને પશ્ચાત્તાપ થઈ રહ્યો છે. જે થયું તે થયું. હવે હું તો એમ કહું છું કે, આપ ત્યાં પધારીને તેમને બચાવો, નહિ તો તે મરી જશે. તેમને ક્ષમા આપો અને પગે પડી તેમને અત્રે લાવો. આ સાંભળી ચન્દ્રયશ કહેવા લાગ્યો કે, શું હું પિતાને મારનાર એવા પાપીને પગે પડી શકું? મારાથી એ કેમ બની શકે? વીરસિંહે કહ્યું કે, જ્યાંસુધી તેમને પશ્ચાત્તાપ થયો ન હતો ત્યાંસુધી જ તે પાપી હતા.

પશ્ચાત્તાપ થયા બાદ પાપ રહેવા પામતું નથી. જો તમારા હૃદયમાં એવી ભાવના હોય કે, મણિરથ મરી જાય તો સારું કે જેથી હું રાજા બની જાઉં તો તો તે વાત જુદી છે, નહિ તો તમારા કુલની રક્ષાર્થે તમારે તેમની પાસે જવું જોઈએ અને તેમને બચાવવા જોઈએ !

આ પ્રમાણે વીરસિંહે ચન્દ્રયશને ખૂબ સમજાવ્યો. ચન્દ્રયશ વીરસિંહના સમજાવવાથી સમજી ગયો. તે કેટલાક વિશ્વાસપાત્ર સૈનિકોને સાથે લઈ વીરસિંહની સાથે તે જ સ્થાને જલ્દી આવ્યો કે જ્યાં મણિરથને વીરસિંહ મળ્યો હતો. તે તો તે સ્થાને આવ્યો પણ ત્યાં મણિરથ ન હતો. તપાસ કરતાં તેનું શબ થોડે દૂર મળ્યું. મણિરથના શબને જોઈ વીરસિંહ ચન્દ્રયશને કહેવા લાગ્યો કે, આપે તેના પ્રત્યે વૈરભાવ ન રાખ્યો તો કેવું પરિણામ આવ્યું તે તો તમે જોઈ જ રહ્યા છો !

ચન્દ્રયશ કહેવા લાગ્યો કે, આ તો ઠીક ! પણ આજની આ રાત કેવી છે કે, પિતા પણ માર્યા ગયા અને પિતૃવ્ય અર્થાત્ પિતાના મોટા ભાઈ પણ મરી ગયા. અને કુટુંબનો હ્રાસ થઈ રહ્યો છે. આ પ્રમાણે કહી ચન્દ્રયશ રોવા લાગ્યો અને દુઃખ પામવા લાગ્યો. વીરસિંહે કહ્યું કે, એ તમારા હાથની વાત નથી. જો તેઓ જીવિત હોત તો તો તેમને બચાવવાનો પ્રયત્ન કરવો એ તમારું કર્ત્તવ્ય હતું પણ જ્યારે એ મરણ પામ્યા છે ત્યારે રોવું કે દુઃખ પામવું નકામું છે.

વીરસિંહના સમજાવવાથી ચન્દ્રયશનું દુઃખ તો ઓછું થયું પણ તેને એ વિચારથી ક્રોધ આવ્યો કે, આ પાપીએ જ મારા પિતાની હત્યા કરી છે અને આ જ મારા પિતાનો ઘાતક છે. આવી દશામાં તેની અન્ત્યેષ્ઠિ મારા હાથે કેવીરીતે કરી શકું ? આ પ્રમાણે ક્રોધ આવવાથી ચન્દ્રયશ મણિરથના શબને મૂકીને ચાલવા તૈયાર થયો, ત્યારે વીરસિંહે તથા બીજા સામંતોએ કહ્યું કે, આપ મહારાજ થવાના છો એટલા માટે આપે દરેક કામ વિચારપૂર્વક કરવાં જોઈએ. એમ થવું ન જોઈએ કે આપ કોઈ નિંદાત્મક કામ ઉતાવળથી અત્યારે કરી બેસો અને પછી તેનો પશ્ચાત્તાપ કરવો પડે ! જો કે, મણિરથ તમારા પિતાનો ઘાતક છે, પણ આખરે તો તમારા પિતાના મોટાભાઈ છે એટલા માટે તેની અન્ત્યેષ્ઠિ તમારે કરવીજ જોઈએ. જો તમે અન્ત્યેષ્ઠિ નહિ કરો અને તેના શબને કાગડા-સમડી વગેરે પક્ષીઓ ફોલી ખાશે તો લોકો તમારા વિષે શું કહેશે ? તમે હમણાં જ એમ કહીને દુઃખ પામતા હતા કે, મારું આખું જ ઘર જ ખાલી થઈ ગયું અને તેને માટે દુઃખ પ્રકટ કરતા હતા. ત્યારે તરત જ તમારામાં આ બીજો વિચાર ક્યાંથી આવી ગયો ? મરેલા ઉપર વૈર રાખવું ન જોઈએ, વૈર તો જીવતા ઉપર જ રાખવામાં આવે છે. એટલા માટે મણિરથ ઉપર હવે વૈરભાવ ન રાખતાં જે પ્રમાણે તમારા પિતાના શબની અન્ત્યેષ્ઠિ કરવાના છો તે જ પ્રમાણે આ મણિરથના શબની પણ તમારે અન્ત્યેષ્ઠિ કરવી જોઈએ.

વીરસિંહે તથા સામન્તોએ આ પ્રમાણે શબ્દોનાં બાણદ્વારા ચન્દ્રયશને વિવશ કરી દીધો. ચન્દ્રયશે વીરસિંહના કથનનો સ્વીકાર કર્યો અને મણિરથના શબને ઉપડાવી જ્યાં યુગબાહુનું શબ હતું ત્યાં લાવ્યો અને પછી બન્નેનાં શબની અન્ત્યેષ્ઠિ એક સાથે જ કરી.

પિતાની અને પિતૃવ્યની અન્ત્યેષ્ઠિ કર્યા બાદ ચન્દ્રયશ વિચારવા લાગ્યો કે, હવે માતાની પાસે જવું જોઈએ અને માતા જેમ કહે તેમ કરવું જોઈએ. આ પ્રમાણે વિચાર કરી તે

મહેલમાં ગયો પણ ત્યાં માતાને ન જોઈ. તપાસ કરવા છતાં પણ જ્યારે મયણરેહાનો પત્તો ન લાગ્યો ત્યારે તેને ઘણું જ દુઃખ થયું. ચન્દ્રયશને દુઃખી થતો જોઈ સામન્તોએ કહ્યું કે, મહારાજ ! આ પ્રમાણે ગભરાઈ જવાનું કાંઈ કારણ નથી. તમારી માતા ધીર વીર છે તથા ધર્મની જાણકાર છે એટલા માટે તેણે યોગ્ય માર્ગ જ લીધો હશે. આપ તેમના વિષે કોઈ પ્રકારની ચિંતા ન કરો. તમે એમ ન સમજો કે માતાની રક્ષા હું જ કરી શકું છું. જો તમે જ રક્ષક હોત તો તો તમે તમારા પિતાની રક્ષા કેમ કરી ન શકયા ? પ્રત્યેક આત્માં પોતાનો રક્ષક કે ભક્ષક છે એટલા માટે તમે માતાની ચિંતા છોડી દઈ રાજ્યગાદી ઉપર બેસો.

સામંતોનું આ કથન સાંભળી ચન્દ્રયશ કહેવા લાગ્યો કે, હું એ રાજગાદી ઉપર કેવી રીતે બેસી શકું કે જે રાજ્યગાદી ઉપર બેસવાને કારણે મારા પિતૃવ્ય અર્થાત્ મારા પિતાના મોટાભાઈ વિવેકહીન થઈ ગયા અને પોતાના ભાઈને જ મારી નાંખ્યો. હું તો આ રાજ્યગાદી ઉપર બેસતાં પણ ડરું છું. આ પ્રમાણે કહી ચન્દ્રયશે રાજ્યગાદી ઉપર બેસવાનો નકાર ભણી દીધો; ત્યારે સામંતોએ તેને સમજાવ્યો કે, એમાં ગાદીનો શો અપરાધ છે. ગાદી ઉપર બેસી જે પ્રમાણે ખરાબ ભાવના કરી શકો છો તે જ પ્રમાણે સારી ભાવના પણ કરી શકો છો. સત્તાનો જેમ દુરુપયોગ કરી શકાય છે તેમ સત્તાનો સદુપયોગ પણ કરી શકાય છે. માટે તમે ગાદી ઉપર બીરાજો. રાજા વિના એક દિવસ પણ કામ ચાલી શકતું નથી. દુષ્કાળ પડે તો પ્રજા જેમ તેમ કરીને એક વરસ પણ કાઢી શકે છે, પણ જો રાજકીય વ્યવસ્થા એક દિવસને માટે પણ ન હોય તો ગજબ જ થઈ જાય ! બીજું તો ઠીક પણ સાધુજનો પણ વ્યાખ્યાન આપી ન શકે !

ધર્મકાર્યને માટે પણ રાજકીય સુવ્યવસ્થાનું હોવું આવશ્યક છે. એટલા જ માટે શ્રી સ્થાનાંગ સૂત્રમાં પાંચ જણાને ઉપકારી બતાવતાં રાજાને પણ ઉપકારી બતાવ્યો છે. રાજા પણ ધર્મનો સહાયક છે અને ધર્મને માટે રાજકીય સુવ્યવસ્થાનું હોવું આવશ્યક છે. ભગવાન ઋષભદેવે આયુષ્યના ૬૩ ભાગ રાજકીય વ્યવસ્થામાં લગાવ્યાં હતાં અને પછી સંયમનો ઉપદેશ આપ્યો હતો. જે પ્રમાણે ખેતરની શુદ્ધિ કર્યા વિના બીજારોપણ કરવું વ્યર્થ છે, તે જ પ્રમાણે જ્યાંસુધી રાજકીય સુવ્યવસ્થા ન હોય ત્યાંસુધી ધર્મનો ઉપદેશ પણ એક રીતે નકામો જ જાય છે.

સામંતોએ ચન્દ્રયશને કહ્યું કે, આપ વીરતાની મોટી મોટી વાતો કરતા હતા પણ કર્ત્તવ્ય બજાવવાંના સમયે કાયરતા કેમ બતાવી રહ્યા છો ? તમારે રાજગાદી ઉપર બેસવું જ પડશે.

ચન્દ્રયશ બુદ્ધિમાન હતો પરંતુ દુઃખને કારણે તે ગાદી ઉપર બેસવાની ના પાડતો હતો. સામંતોના સમજાવવાથી તેનું દુઃખ ઓછું થયું અને તે રાજગાદી ઉપર બેઠો. રાજગાદી ઉપર બેઠયા બાદ તેણે વિચાર કર્યો કે, સર્વપ્રથમ માતાનો પત્તો લગાવવો જોઈએ. મારી ઉપર માતાપિતાનું ઋણ છે. એ ઋણથી કોઈ પણ રીતે મુક્ત થવાનો મારે પ્રયત્ન કરવો જોઈએ. હવે ચન્દ્રયશ માતાને શોધવા માટે કેવો પ્રયત્ન કરે છે તે વિષે હવે પછી આગળ વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૩ આસો વદ ૧૨ રવિવાર

### પ્રાર્થના

**ચેતન ભજ કલ્યાણ કરનકો, આન મિલ્યો અવસર રે;**
**શાસ્ત્રપ્રમાણ પિછાન પ્રભુગુણ, મન ચંચલ થિર કર રે.**
**શ્રેયાંસ જિણંદ સુમર રે. ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી શ્રેયાંસનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં આત્માને એવી પ્રેરણા કરવામાં આવી છે કે, હે આત્મા ! તું બીજી બધી ધાંધલોને છોડી દઈ તારા ચિત્તને પરમાત્માનું સ્મરણ કરવામાં અનન્યભાવે પરોવી દે. પોતાના ચિત્તને પરમાત્માનું સ્મરણ કરવામાં કેવીરીતે પરોવવું એ વાત આ પ્રાર્થનાની કડીઓમાં સમજાવવામાં આવી છે. આ વિષે આ પ્રાર્થનામાં જે કાંઈ કહેવામાં આવ્યું છે તેનો સાર માત્ર એ જ છે કે, પરમાત્માનું સ્મરણ અનન્યભાવે કરો. પોતાના ચિત્તને પરમાત્માના સ્મરણ સિવાય બીજે ક્યાંય ન પરોવવું એનું નામ અનન્યભાવ છે. જે પરમાત્માનું અનન્યભાવે સ્મરણ કરે છે તે તન્મય કે તદાકાર બની જાય છે અર્થાત્ પરમાત્મામય બની જાય છે. જો પરમાત્મામય બનવું હોય તો પરમાત્માનું સ્મરણ અનન્યભાવે કરવું જોઈએ. પરમાત્માનું સ્મરણ અનન્યભાવે કેવીરીતે કરી શકાય એ બતાવવા માટે જ તમારી સામે શાસ્ત્રની વાત કહેવામાં આવે છે.

## સમ્યક્ત્વ પરાક્રમ—બાવીશમો બોલ—ચાલુ.

શાસ્ત્રકારોએ પરમાત્મા અને આત્માની એકતા સાધવાનાં અનેક ઉપાયો બતાવ્યાં છે. તેમાંનો એક ઉપાય અનુપ્રેક્ષા અર્થાત્ સૂત્રાર્થનું ચિંતવન કરવું એ પણ છે. સૂત્રાર્થનું ચિંતવન કરવાથી અર્થાત્ અનુપ્રેક્ષા કરવાથી જીવને શો લાભ થાય છે એ વિષે શાસ્ત્રમાં પ્રશ્ન ચાલી રહ્યો છે. હવે એ અનુપ્રેક્ષાના પ્રશ્ન વિષે વિશેષ વિચાર કરીએ.

સાધારણ રીતે અનુપ્રેક્ષાનાં અનેક અર્થો થાય છે, પણ અહીં સ્વાધ્યાય સાથે સંબંધ હોવાથી અહીં અનુપ્રેક્ષાનો અર્થ સૂત્ર અને તેના અર્થનો તત્ત્વવિચાર કરવો એવો થાય છે. સૂત્રાર્થનું ચિંતવન કરવાથી અર્થાત્ અનુપ્રેક્ષા કરવાથી જીવને શો લાભ થાય છે એવો ભગવાનને પ્રશ્ન પૂછવામાં આવ્યો છે. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, અનુપ્રેક્ષા કરવાથી અધ્યવસાયની વિશુદ્ધિ થાય છે, અને તેથી આયુષ્ય કર્મની સિવાય શેષ સાત કર્મો જે ગાઢ બંધાએલાં હોય તો તે ગાઢ બંધનો શિથિલ થઈ જાય છે. કદાચિત્ નિકાચિત કર્મનું બંધન હોય તો તે પણ શિથિલ થઈ જાય છે.

ટીકાકાર કહે છે કે, અનુપ્રેક્ષા નિકાચિત કર્મને પણ અપવર્ત્તનકરણને યોગ્ય બનાવી દે છે. કારણ કે, અનુપ્રેક્ષા એ સ્વાધ્યાયનું એક અંગ છે અને સ્વાધ્યાય એ આભ્યન્તર તપ છે.

તપ નિકાચિત કર્મના બંધનને પણ શિથિલ કરવામાં સમર્થ છે. આ કારણે અનુપ્રેક્ષા નિકાચિત કર્મને પણ એવી રીતે શિથિલ કરી નાંખે છે કે જેથી તે કર્મ અપવર્ત્તનકરણને યોગ્ય બની શકે. આ રીતે અનુપ્રેક્ષાથી ગાઢ બંધનો પણ શિથિલ થઈ જાય છે અને દીર્ઘકાળની સ્થિતિવાળાં કર્મોને પણ અલ્પકાળની સ્થિતિવાળાં કરી દે છે.

ટીકાકાર કહે છે કે, દેવ, મનુષ્ય અને તિર્યંચની દીર્ઘ આયુષ્યની સ્થિતિ સિવાય બીજી બધી દીર્ઘ સ્થિતિ અશુભ છે. દેવ, મનુષ્ય અને તિર્યંચના આયુષ્ય સિવાય બીજાં બધાં કર્મોની સ્થિતિ અશુભ જ કહેવામાં આવી છે. આ વાતનું પ્રમાણ આપતાં તેઓ કહે છે કેઃ-

**सव्वांसि पि थिन्तिओ सुभासुभाणं पि होन्ति ।**
**असुभभाओ मनुस्सा तिरच्छदेवाउयं च मोत्तूण सेसाओ ॥**

અર્થાત્—દીર્ઘકાલની બધી સ્થિતિઓ અશુભ છે. કેવલ મનુષ્ય, દેવ અને તિર્યંચના આયુષ્યની દીર્ઘકાલની સ્થિતિ જ અશુભ નથી.

ટીકાકાર દેવ, મનુષ્ય અને તિર્યંચના આયુષ્ય સિવાય બીજી બધી સ્થિતિને અશુભમાં માને છે. એટલા માટે અહીં જે દીર્ઘકાળની સ્થિતિને અલ્પકાળની કરવાનું કહેવામાં આવ્યું છે તે અશુભ સ્થિતિની અપેક્ષાએ છે.

ગુરુ કહે છે કે, હે શિષ્ય ! અનુપ્રેક્ષાથી શુભ અધ્યવસાય થાય છે. સૂત્રાર્થનું ચિન્તવન કરવાથી એવો શુભ અધ્યવસાય થાય છે કે તે આયુષ્ય કર્મ સિવાયનાં સાત કર્મોનાં ગાઢ બંધનોને ઢીલાં કરે છે. આ જ પ્રમાણે તે સાત કર્મની પ્રકૃતિ લાંબા કાળની હોય તો તેને અલ્પ કાળની બનાવી દે છે, અર્થાત્ લાંબા કાળે ભોગવી શકાય એવાં કર્મોને અલ્પ કાળમાં ભોગવવા યોગ્ય બનાવી દે છે. વળી અનુપ્રેક્ષા તીવ્ર અનુભાગને મન્દ અનુભાગ બનાવી દે છે અર્થાત્ તીવ્ર રસવાળાં કર્મોને મન્દ રસવાળાં કરી દે છે. તીવ્ર અનુભાગનો મતલબ અશુભ અનુભાગ છે. અનુપ્રેક્ષા દ્વારા તીવ્ર રસ આપનાર કર્મો મન્દ રસ આપનાર બની જાય છે. પણ આ વાત અશુભ પ્રકૃતિને માટે જ સમજવી જોઈએ. શુભ અનુભાગ હોય તો શુભ અનુભાગની વૃદ્ધિ થાય છે અને અશુભ અનુભાગ હોય તો અશુભ અનુભાગની વૃદ્ધિ થાય છે. એટલા માટે અનુપ્રેક્ષા તીવ્ર અનુભાગને મન્દ અનુભાગ બનાવી દે છે. કારણ કે અનુપ્રેક્ષા શુભ છે. શુભથી શુભની વૃદ્ધિ થાય છે અને અશુભથી અશુભની વૃદ્ધિ થાય છે. અહીં અશુભ પ્રકૃતિને માટે ઉપર પ્રમાણે સમજવું. અનુપ્રેક્ષાથી બીજો શો લાભ થાય છે? તો એને માટે ભગવાને કહ્યું છે કે, અનુપ્રેક્ષા બહુ પ્રદેશવાળી કર્મપ્રકૃતિને અલ્પ પ્રદેશવાળી બનાવી દે છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે, અનુપ્રેક્ષાથી એવો શુભ અધ્યવસાય પેદા થાય છે કે તે કર્મની પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશ એ ચારેયના અશુભ બંધનોને શુભમાં પરિણત કરી નાંખે છે.

અહીં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, અહીં આયુષ્ય કર્મને કેમ છોડી દેવામાં આવ્યું? શુભ પરિણામથી શુભ આયુષ્યનો બંધ થાય છે અને મુનિઓ જે અનુપ્રેક્ષા કરે છે તે શુભ પરિણામવાળી જ હોય છે. એવી દશામાં અહીં આયુષ્યનો નિષેધ શા માટે કરવામાં આવ્યો?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, અનુપ્રેક્ષાથી આયુષ્યકર્મનો બંધ કદાચિત્ થાય છે અને કદાચિત્ થતો નથી. કારણ કે, આયુષ્યકર્મ એક ભવમાં એક જ વાર બંધાય છે અને તે પણ અન્તર્મુહૂર્ત કાલમાં બંધાય છે. જો અનુપ્રેક્ષા કરનાર સંસારમાં રહે છે તો તે અશુભ આયુષ્ય કર્મને તે બાંધતો નથી અને જો તે મોક્ષમાં જાય છે તો તે આયુષ્ય કર્મને સર્વથા બાંધતો નથી. આ પ્રમાણે અનુપ્રેક્ષા કરનારનો કદાચિત્ આયુષ્યનો બંધ થાય છે અને કદાચિત્ થતો પણ નથી. એટલા જ માટે અત્રે આયુષ્યકર્મને છોડી દેવામાં આવ્યું છે.

અનુપ્રેક્ષાથી બીજો શો લાભ થાય છે? તો એને માટે કહ્યું છે કે, અનુપ્રેક્ષા કરનાર અસાતાવેદનીય કર્મનો વારંવાર ઉપચય કરતો નથી; અર્થાત્ અસાતાવેદનીય કર્મને વારંવાર બાંધતો નથી. અત્રે મૂલપાઠમાં **च** અક્ષર પણ આવે છે, જે એ વાતનો દ્યોતક છે કે અસાતાવેદનીય કર્મની માફક બીજી અશુભ પ્રકૃતિ અનુપ્રેક્ષા કરનાર વારંવાર બાંધતો નથી.

અત્રે એક બીજો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે અહીં 'વારંવાર' શબ્દનો ઉપયોગ શા માટે કરવામાં આવ્યો છે?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, અહીં 'વારંવાર' શબ્દનો ઉપયોગ કરવાનો એ આશય હોય એમ લાગે છે કે, છઠ્ઠા પ્રમત્ત ગુણસ્થાને પ્રવર્તતો જીવ કદાચિત્ અસાતાવેદનીય કર્મને બાંધે છે, પરંતુ તે વારંવાર બાંધતો નથી. આ જ ઉદ્દેશથી એમ કહ્યું છે કે, વારંવાર અસાતાવેદનીય કર્મને બાંધતો નથી. વળી અહીં પાઈટીકા અનુસાર એવો પાઠાન્તર પણ છે કે :—

**सायावेयणिज्जं च णं कम्मं भुज्जो भुज्जो उवचुणोति ।**

અર્થાત્—અનુપ્રેક્ષા કરનાર સાતાવેદનીય કર્મને વારંવાર બાંધે છે. આ પાઠાન્તર પણ ઠીક હોય એમ લાગે છે. કારણ કે, અહીં પ્રમત્ત ગુણસ્થાનનો પ્રશ્ન નથી, અહીં તો અનુપ્રેક્ષારૂપ અભ્યન્તર તપનો જ વિષય છે. અનુપ્રેક્ષારૂપ અભ્યન્તર તપથી શુભ પ્રકૃતિનો બંધ થવો એ જ સંભવિત છે એટલા માટે આ પાઠાન્તર પણ ઠીક જણાય છે.

આ પ્રમાણે અનુપ્રેક્ષાથી કર્મની અશુભ પ્રકૃતિ નષ્ટ થાય છે, અને અશુભ પ્રકૃતિ નષ્ટ થયા બાદ જે શુભ પ્રકૃતિ શેષ રહે છે તે સંસારનાં બંધનમાં પાડનારી તે પ્રમાણે હોતી નથી જે પ્રમાણે અશુભ પ્રકૃતિ સંસારનાં બંધનમાં પાડનારી હોય છે. ઉદાહરણ તરીકે વજનની દૃષ્ટિએ તો લોઢાની બેડી અને સોનાની બેડી સમાન જ છે. પણ લોઢાની બેડી તોડી શકાતી નથી, અને સોનાની બેડીને જ્યારે ચાહિએ ત્યારે તોડી શકાય છે. લોઢાની બેડીવાળો ઇચ્છા પ્રમાણે કોઈ જગ્યાએ જઈ શકતો નથી પણ સોનાની બેડીવાળો જ્યાં ચાહે ત્યાં જઈ શકે છે અને સન્માન પ્રાપ્ત કરી શકે છે. શુભ પ્રકૃતિ અને અશુભ પ્રકૃતિમાં પણ આવું જ અંતર છે. શુભ પ્રકૃતિવાળો સંસારમાંથી નીકળવાનો ઉપાય કરી શકે છે પરંતુ અશુભ પ્રકૃતિવાળો તેમ કરી શકતો નથી.

શાસ્ત્ર કહે છે કે, શુભ પ્રકૃતિવાળો જીવ આ અનાદિ સંસારમાંથી નીકળી શકે છે. જીવ અને આ સંસારનો સંબંધ ક્યારથી છે તેની કાંઈ આદિ નથી. કેટલાક લોકો કહે છે કે, "જીવ મોક્ષે તો જાય છે પણ ત્યાંથી પાછો મોહના પ્રતાપે તે સંસારમાં જન્મ લે છે. જે પ્રમાણે પાણી નિર્મળમાંથી મલિન અને મલિનમાંથી નિર્મળ થઈ જાય છે તે જ પ્રમાણે જીવ પણ મોક્ષે જાય છે અને સંસારમાં આવે છે તથા સંસારમાં આવે છે અને પાછો મોક્ષે જાય

છે. આત્મા મોક્ષે તો જાય છે પણ જ્યારે તે પોતાના શાસનની ઉન્નતિ અને બીજાના શાસનની અવનતિ જુએ છે ત્યારે તેને રાગ થાય છે અને જ્યારે તે પોતાના શાસનની અવનતિ તથા બીજાના શાસનની ઉન્નતિ જુએ છે ત્યારે તેને દ્વેષ થાય છે. આ કારણે તે જીવ મોક્ષમાંથી પાછો સંસારમાં આવે છે." આ પ્રમાણે જે કેટલાક લોકો કહે છે તે કથન ઘણું અજ્ઞાનયુક્ત છે. જે આત્મા રાગદ્વેષથી મુક્ત થઈ મોક્ષે ગયો છે તેને પાછો રાગદ્વેષ થઈ શકે નહિ અને તે કારણે તે સંસારમાં પણ આવી શકે નહિ. જો મોક્ષમાં ગએલો કર્મરજરહિત આત્મા પણ કર્મરજસહિત થઈને સંસારમાં પાછો આવે તો તો આ સંસારની અને જીવની સંગતિ ક્યારથી છે તેની આદિ થઈ જશે; અને એમ કહી શકાશે કે, જીવ અમુક સમયથી કર્મરજસહિત થયો છે; પણ આમ માનવું એ ભૂલભરેલું અને ભ્રામક છે. કારણ કે જે જીવ કર્મરજરહિત છે તે જીવ પાછો કર્મરજસહિત થઈ શકે નહિ. આત્મા મોક્ષે જઈને પાછો સંસારમાં આવે એમ કહેવું એ ખોટું અને યુક્તિસંગત નથી.

હવે અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જ્યારે જીવ અને કર્મનો અનાદિ સંબંધ છે તો આ અનાદિ સંબંધ કેવીરીતે તોડી શકાય અને જીવ કર્મરજરહિત બની શકે?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જીવ અને કર્મનો સંબંધ પ્રવાહરૂપે તો અનાદિ છે અને એકરૂપે અનાદિ નથી. જે પ્રમાણે ગંગાનદીના કિનારે ઉભા રહી ચાર દિવસ પહેલાં જે જલધારા જોવામાં આવી હતી તે જ જલધારા ચાર દિવસ બાદ પણ જોવામાં આવે તો તે જલધારા પહેલાંના જેવી જ જણાશે. પણ વાસ્તવમાં ચાર દિવસ પહેલાં જે ધારા જોવામાં આવી હતી તે જલધારા તો ક્યારની ચાલી ગઈ છે. પાણીની ધારા ઉપરાઉપરી આવે છે તેથી જલ-ધારાનો સંબંધ તૂટેલો જણાતો નથી પણ એમ જણાય છે કે આ તે જ જલધારા છે જે ધારા ચાર દિવસ પહેલાં જોવામાં આવી હતી; પરંતુ વાસ્તવમાં તે ધારા પહેલાંની નથી; છતાં ઉપચારરૂપે તે પે'લી ધારાને માટે એમ કહેવામાં આવે છે કે, આ તે જ જલધારા છે. નિશ્ચયમાં જે જલધારા પહેલાં જોવામાં આવી હતી તે ધારા ચાલી ગઈ છે. આ ધારા તો બીજી જ છે. આ જ પ્રમાણે આત્માની સાથે પણ જે કર્મો પહેલાં લાગેલાં હતાં તે કર્મો તો ક્યારનાં ભોગવાઈ ચૂક્યાં છે પણ કર્મો ઉપરાઉપરી આવતાં જાય છે એ કારણે જ એમ કહેવામાં આવે છે કે, જીવ અને કર્મનો સંબંધ અનાદિ છે. શાસ્ત્ર કહે છે કે, કર્મની આદિ પણ છે અને તેનો અંત પણ છે પરંતુ જીવની સાથે કર્મો એકની પછી એક એમ ઉપરાઉપરી આવતાં જાય છે, એ જ કારણે કર્મ અને જીવનો સંબંધ અનાદિ કહેવામાં આવે છે.

હવે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જ્યારે કર્મો ઉપરાઉપરી આવતાં જાય છે તોપછી જીવ કર્મરહિત કેવીરીતે થઈ શકે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, કર્મપ્રવાહને રોકી દેવાથી જીવ કર્મરહિત થઈ જાય છે. જે પ્રમાણે નદીમાં ઉપરવાસથી આવતાં પાણીને રોકી દેવામાં આવે તો ધારા તૂટી જાય છે તે જ પ્રમાણે કર્મપ્રવાહને રોકી દેવાથી અને નવાં કર્મોને આવવાં ન દેવાથી જીવ કર્મરહિત થઈ શકે છે.

દૂધ અને ઘી એક સાથે જ હોય છે. ઘી પહેલાં છે કે દૂધ પહેલાં છે એમ દૂધ કે ઘી વિષે કહી શકાતું નથી પણ દૂધ અને ઘી બન્ને સાથે જ છે એમ જ કહેવાય છે. છતાં ક્રીયાદ્વારા દૂધ અને ઘીને પૃથક્ કરી દેવામાં આવે છે. આ જ પ્રમાણે આત્મા પહેલાં છે કે કર્મો

પહેલાં છે એમ કહી શકાતું નથી, પણ આત્માની સાથે જ કર્મો છે અને અનાદિ કાલથી આત્મા કર્મની સાથે તથા કર્મ આત્માની સાથે છે એમ કહેવાય છે. છતાં જે પ્રમાણે ક્રીયાદ્વારા દૂધમાંથી ઘી કાઢી શકાય છે તે જ પ્રમાણે પુરુષાર્થદ્વારા આત્મા અને કર્મને પણ પૃથક્ કરી શકાય છે. સોનું અને માટીની ઉત્પત્તિ સાથે જ થાય છે. છતાં પ્રયત્નદ્વારા સોનું અને માટીને પૃથક્ કરી દેવામાં આવે છે. અરણીના લાકડાની સાથે જ આગની ઉત્પત્તિ થાય છે છતાં તે લાકડાને ઘસીને તેમાંથી આગ બહાર કાઢવામાં આવે છે. આ જ પ્રમાણે જીવ અને કર્મના સંયોગની આદિ નથી પણ પ્રયત્નદ્વારા જીવ અને કર્મને પૃથક્ કરી શકાય છે.

શાસ્ત્રકારો કર્મને જ દુઃખ કહે છે. શ્રી ભગવતીસૂત્રમાં ગૌતમ સ્વામીએ ભગવાનને એવો પ્રશ્ન પૂછ્યો છે કે, દુઃખી જીવ દુઃખને સ્પર્શે છે કે અદુઃખી જીવ દુઃખને સ્પર્શે છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, દુઃખીજીવ જ દુઃખને સ્પર્શે છે પણ દુઃખરહિત જીવ દુઃખને સ્પર્શતો નથી. અહીં દુઃખનો મતલબ કર્મથી છે; અર્થાત્ જેનામાં કર્મ છે તે જ કર્મને બાંધે છે પછી ભલે તે કર્મ શુભ હોય કે અશુભ હોય! શુભ કે અશુભ બન્નેય પ્રકારનાં કર્મો આત્મા ઉપર આવરણ નાંખનારાં છે અને તે શુભાશુભ બન્નેય કર્મો દુઃખરૂપ જ છે એટલા માટે કર્મને દુઃખરૂપ માની આત્માને કર્મરહિત કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

લોકો એમ માને છે કે, અમને અમુકે દુઃખ આપ્યું છે કે અમુકે માર માર્યો છે. પણ જ્ઞાનીજનો કહે છે કે, કારણ વિના કાર્ય થતું નથી. આ પ્રમાણે કહેવાની સાથે જ જ્ઞાનીજનો એમ કહે છે કે, તમે દુઃખ આપવાના કે માર મારવાના કાર્ય માટે બાહ્ય કારણ તો જુઓ છો, પણ તેના આંતરિક કારણને જોતા નથી. તમે એમ તો કહો છો કે, અમને રોગ થયો છે પણ એ કેમ જોતા નથી કે, એ રોગ આવ્યો ક્યાંથી? જો કે, રોગનાં કીટાણુઓ વાયુમાં પણ હોઈ શકે છે પણ જો તમે સાવધાની રાખો અને રહેણીકહેણી તથા ખાનપાન વગેરેમાં ધ્યાન રાખો તો રોગ જ કેમ થાય? તમે જાણો છો કે અમુક ચીજ હાનિ કરનારી છે છતાં તે ચીજને ખાવી એ શું રોગ કે દુઃખને આમંત્રણ આપવા સમાન નથી? એટલા માટે જો ખાનપાન વગેરેમાં સાવધાની રાખવામાં આવે તો રોગ જ પેદા કેમ થાય? આ જ વાત પ્રત્યેક કાર્યને માટે લાગુ પાડો અને કર્મને માટે પણ એ જુઓ કે, જો સાવધાની રાખવામાં આવે અને પ્રયત્ન કરવામાં આવે તો કર્મો આવે ક્યાંથી અને આત્માને દુઃખ પણ કેમ થાય? આત્માને દુઃખ ન થાય એટલા જ માટે મેં હમણાં પ્રાર્થના કરતાં એ માર્ગ બતાવ્યો છે કે:—

> શ્વાસોશ્વાસ વિલાસ ભજનકો, દૃઢ વિશ્વાસ પકડ રે;
> અજપાભ્યાસ પ્રકાશ હિયે બિચ, સો સુમરણ જિનવર રે.

ભક્ત કહે છે કે, દુઃખથી બચવા માટે પરમાત્માનું ભજન કરો. કોઈ એમ કહે કે, મને તો સમય જ મળતો નથી તો પછી હું પરમાત્માનું ભજન કેવી રીતે કરું? આ પ્રમાણે કહેનારને ભક્ત કહે છે કે, પરમાત્માનું ભજન કરવા માટે જો તને સમય મળતો નથી તો કાંઈ હરકત નહિ. કારણ કે એને માટે ખાસ સમયની આવશ્યકતા નથી. પરમાત્માનું ભજન કેવીરીતે કરવું જોઈએ એ શીખવા માટે તો સમયની આવશ્યકતા રહે છે. પણ પરમાત્માનું સ્મરણ કરવા માટે ખાસ સમયની આવશ્યકતા રહેતી નથી. શ્વાસોચ્છ્વાસની માફક

તેનો પણ અભ્યાસ પડી જાય છે. જ્યારે પરમાત્માનું સ્મરણ કરવાનો અભ્યાસ શ્વાસોચ્છ્વાસ લેવા—મૂકવાના અભ્યાસ જેવો પડી જાય ત્યારે સમજવું કે, પરમાત્માનું ભજન સ્વભાવતઃ થઈ રહ્યું છે.

શાસ્ત્રમાં કેટલાંક એવાં ઉપાયો પણ બતાવવામાં આવ્યાં છે કે, પરમાત્માનું નામ ન લેવા છતાં પરમાત્માનું ભજન કરી શકાય ! અજપાભ્યાસ થઈ જવાથી પરમાત્માનું નામ લેવાની પણ આવશ્યકતા રહેતી નથી. પરમાત્માનું નામ ન લેવા છતાં પરમાત્માનું સ્મરણ થાય એ ઉપાયોમાં એક ઉપાય એ છે કે, પ્રમાણિકતાપૂર્વક પોતાના કર્ત્તવ્યનું પાલન કરવું. પ્રામાણિકતાપૂર્વક કર્ત્તવ્યનું પાલન કરવાથી પરમાત્માનું નામ ન લેવા છતાં સ્વભાવતઃ પરમાત્માનું સ્મરણ થઈ જાય છે. માનો કે, તમે કોઈના નોકર છો. તમારા શેઠ હમેશાં તમારી સાથે રહેતા નથી; છતાં તમારે એમ માનવું જોઈએ કે, મારા શેઠ મારી સાથે જ છે એટલા માટે મારે મારું કામ પ્રામાણિકતાપૂર્વક કરવું જોઇએ. મારું કામ ભલે શેઠ કદાચ જોતા ન હોય પણ પરમાત્મા તો મારું કામ જુએ જ છે. એટલા માટે મારે મારા કામમાં અપ્રામાણિકતાનો વ્યવહાર કરવો ન જોઈએ. આ પ્રમાણે પોતાના કર્ત્તવ્યનું પાલન કરવામાં પ્રામાણિકતા રાખવી એ પરમાત્માનું નામ લીધા વિના પરમાત્માનું સ્મરણ કરવાનો અને સુખી થવાનો એક સરળ ઉપાય છે. જો તમને પરમાત્માનું ભજન કરવાનો જુદો સમય મળતો ન હોય તો આ પ્રમાણે પરમાત્માનું સ્મરણ કરો. કોઈપણ કાર્ય કરતી વખતે એમ સમજો કે, પરમાત્મા અમારું કાર્ય જોઈ રહ્યા છે. આ પ્રમાણે સમજીને પ્રામાણિકતાપૂર્વક કાર્ય કરો તો એ પણ પરમાત્માનું સ્મરણ જ છે. પણ લોકો પ્રાયઃ એવું કરતાં જોવામાં આવે છે કે, ઉપરથી તો પરમાત્માનું નામસ્મરણ કરે છે પણ કાર્ય કરતી વખતે જાણે પરમાત્માને ભૂલી જાય છે. પણ વાસ્તવમાં આ સાચું પરમાત્માનું નામસ્મરણ નથી. જો પરમાત્માને દૃષ્ટિ સમક્ષ રાખી પ્રામાણિકતાપૂર્વક કર્ત્તવ્યનું પાલન કરવામાં આવે તો તેમાં સ્વ-પરનું કલ્યાણ જ રહેલું છે.

## મયણરેહા ચરિત્ર—૪૭

**રૈયત કી કરુણા નૃપ લાયા, સેવા ભાવ મન ધાર;**
**શોકરહિત હો રાજ્ય ચલાતા, ચન્દ્રયશ સુખકાર. ॥ સતી૦ ૧૮૭ ॥**
**માતાપિતાકા ઋણ હૈ ભારી, મૈંને નહીં ચુકાયા;**
**રાજકાજ યહ પીડા દેતા, ચન્દ્રયશ ઘબરાયા. ॥ સતી૦ ૧૮૮ ॥**
**શોધ કરને કો ભેજે નૃપને, સુભટ મહા બડ્વીર;**
**પતા નહીં પાયા માતા કા, આ કે બંધાઇ ધીર. ॥ સતી૦ ૧૮૯ ॥**

ઉપસ્થિત લોકોને મુનીએ ચન્દ્રયશનું વિશેષ વૃત્તાંત સંભળાવતાં કહ્યું કે, રાજા બન્યા બાદ ચન્દ્રયશ વિચારવા લાગ્યો કે, આ રાજમુકુટ તો મારા માટે એક સંકટ સમાન છે. આ રાજમુકુટને કારણે મારા માથા ઉપર એક મોટી જવાબદારી આવી પડી છે. આ રાજમુકુટે જ મારા પિતાની હત્યા કરાવી છે, માતાનો વિયોગ કરાવ્યો છે અને પિતૃવ્યને પણ માર્યો છે. આ રાજમુકુટ મારા માટે પણ એવો વિનાશકારક ન નીવડે તેની મારે સાવધાની રાખવી જોઈએ. પ્રજાને સુખ આપવું એ જ મારો ઉદ્દેશ હોવો જોઈએ. પ્રજાને લીધે જ રાજા સુખી છે, અને પ્રજા દુઃખી હોય તો રાજા પણ દુઃખી છે એમ સમજવું જોઈએ. રાજ્યના

ભંડારમાં જે ધન આવે છે તે ધનને રાજાએ પોતાનું ધન ન માનતાં પ્રજાનું ધન છે એમ માનવું જોઈએ. તે ધન પ્રજાનું હોવાથી તે ધનનો ઉપયોગ પણ પ્રજાના હિત માટે જ કરવો જોઈએ. જો હું તે ધનને પ્રજાનું કલ્યાણ કરવામાં વાપરું નહિ અને મોજશોખ માણવામાં જ ઉડાવું તો એ મારી હરામખોરી જ કહેવાય ! હું રાજા છું, રાજમુકુટ ધારણ કરું છું અને રાજસી વસ્ત્રો પહેરું છું; પણ જો હું પ્રજાની રક્ષા ન કરું તો મને એ અધિકાર કેમ હોઈ શકે કે, હું રાજમુકુટ ધારણ કરું અને રાજસી વસ્ત્રો પહેરી રાજ્ય ચલાવું !

જે વ્યક્તિ પાપને રોકી શકે છે તે વ્યક્તિ જો પાપને રોકે નહિ તો તે પોતે પણ પાપનો ભાગી બની જાય છે. જૈનશાસ્ત્ર પાપ કરનારને, પાપ કરાવનારને અને પાપને અનુમોદનારને પણ પાપી માને છે. આમ હોવા છતાં લોકો કેવળ પોતાનો જ સ્વાર્થ જુએ છે, અને બીજાનું કશું જોતા પણ નથી. પોતાને થોડું કષ્ટ પડે છે ત્યાં તો લોકો બરાડા પાડવા માંડે છે પણ આખા શહેર કે દેશને કષ્ટ પડતું હોય તો તેઓ તે તરફ જોતા પણ નથી. આ શું ઉચિત છે ? પોતાનું જ સંભાળવું અને દેશ પ્રત્યે ધ્યાન પણ ન આપવું એ શું અપરાધ નથી ?

જાપાનને માટે એમ સાંભળ્યું છે કે, ત્યાં વ્યક્તિગત પાપ તો છે પણ સમાજ અને રાષ્ટ્રને માટે તો બધા લોકો પોતાના પ્રાણ સુદ્ધાં આપવા તૈયાર રહે છે. સાંભળ્યું છે કે, જાપાનમાં એક વૃદ્ધ સ્ત્રી રહેતી હતી. તેને એકનો એક જ પુત્ર હતો; બીજું કાંઈ સંતાન ન હતું. જાપાન ઉપર જ્યારે બીજા દેશે આક્રમણ કર્યું ત્યારે ત્યાં સૈન્યમાં ભરતી થવા લાગી. તે વૃદ્ધ સ્ત્રીના પુત્રે સૈન્યમાં દાખલ થવા માટે પોતાનું નામ લખાવ્યું. જાપાનમાં એવો રીવાજ છે કે, સેનામાં યુદ્ધ માટે સૈનિકોની ભરતી કર્યા પહેલાં એ વાતનું ધ્યાન રાખવામાં આવે છે કે, સેનામાં દાખલ થનારના ઘરમાં કોણ કોણ છે અને તેના ઘરની વ્યવસ્થા કેવી છે વગેરે બાબતોનું ધ્યાન રાખવામાં આવે છે. તે છોકરા વિષે પણ તપાસ કરવામાં આવી તો માલુમ પડ્યું કે, તે છોકરાની માતા છે પણ તે વૃદ્ધા છે અને તે વૃદ્ધમાતાની સેવા કરનાર તરીકે આ છોકરા સિવાય બીજું કોઈ નથી. આ કારણને લીધે તે છોકરાને સૈન્યમાં દાખલ કરવામાં ન આવ્યો. છોકરાએ જ્યારે સરદારને પૂછ્યું કે, મને સૈન્યમાં શા માટે દાખલ કરવામાં આવતો નથી ? તો સરદારે તેને જવાબ આપ્યો કે, તમારા ઘરમાં તમારી એકલી માતા છે તેની તમે સેવા કરો. જો તમે યુદ્ધમાં ચાલ્યા જાઓ તો તમારી માતાની સેવા કોણ કરશે ?

છોકરો ઘેર આવી માને કહેવા લાગ્યો કે, માતા ! હવે તો મારા માટે તમારી સેવા કરવાનું જ કાર્ય રહ્યું ! માતાએ પૂછ્યું કે, એમ કેમ ? તું તો રાષ્ટ્રની સેવા માટે યુદ્ધમાં જવાનું કહેતો હતો ને ? છોકરાએ જવાબ આપ્યો કે, મને સૈન્યમાં દાખલ કરવામાં ન આવ્યો ! માતાએ પૂછ્યું કે, શા માટે ? છોકરાએ જવાબ આપ્યો કે, તમારા કારણે ! તમારી સેવા મારા સિવાય બીજું કોણ કરશે એ વિચારથી જ મને સૈન્યમાં દાખલ કરવામાં ન આવ્યો.

પુત્રનું આ કથન સાંભળી વૃદ્ધ માતાએ વિચાર્યું કે, આ પુત્ર દ્વારા થઈ શકતી રાષ્ટ્ર-સેવામાં હું બાધક થઈ રહી છું. પુત્રની આ બાધાને દૂર કરી દેવી જોઈએ. આ પ્રમાણે

વિચાર કરી જે સમયે પુત્ર બહાર ગયો હતો ત્યારે વૃદ્ધ માતાએ આત્મહત્યા કરી નાંખી; અને મરતાં પહેલાં એક પત્ર સેનામાં દાખલ કરનાર અધિકારીના નામે લખી મૂકતી ગઈ. તે પત્રમાં લખ્યું હતું કે, મારો પુત્ર દેશની સેવા માટે સેનામાં દાખલ થવા ચાહતો હતો પણ હું તેના કાર્યમાં બાધક થઈ રહી હતી. હું બાધક થઈને જીવિત રહેવા ચાહતી નથી એટલા માટે મૃત્યુને ભેટીને પુત્રની દેશ-સેવાની બાધાને દૂર કરું છું. હવે મારા પુત્રને સેનામાં દાખલ કરવામાં કોઈ પ્રકારનો વાંધો નથી. મારા પુત્રને સેનામાં જરૂર દાખલ કરવામાં આવે એ જ મારી આંતરિક ઇચ્છા છે.

આ પ્રમાણે વૃદ્ધ માતાએ રાષ્ટ્રની સેવામાં પુત્ર ભાગ લઈ શકે એ માટે પોતાના પ્રાણ પણ અર્પી દીધાં. પુત્ર પણ એવો નીકળ્યો કે, માતાનો અગ્નિસંસ્કાર પણ ન કર્યો અને યુદ્ધમાં ચાલ્યો ગયો.

જાપાનના લોકો સ્વદેશ માટે આ પ્રમાણે આત્મભોગ આપે છે, પણ અહીંના લોકો કેવળ પોતાનો સ્વાર્થ જુએ છે. જો પાડોશી દુઃખી હોય તો તેની પણ ઉપેક્ષા કરવામાં આવે છે. વાસ્તવમાં વ્યક્તિના લાભાલાભને જ જોવું ન જોઈએ પણ વ્યક્તિના લાભાલાભની ઉપેક્ષા કરી સમૂહના લાભાલાભનો વિચાર કરવો જોઈએ. કારણકે જો વ્યક્તિની હાનિ થાય તો તેની એકજની હાનિ થાય છે પણ સમાજની હાનિ થાય તો અનેકની હાની થાય છે. એટલા માટે વ્યક્તિગત હાનિ-લાભને વધારે ભાર ન આપતાં સમષ્ટિગત હાનિ-લાભનો વિચાર કરવો જોઈએ.

રાજગાદી ઉપર બેઠયા બાદ ચન્દ્રયશે વિચાર્યું કે, માતાનો પત્તો લગાવવો એ મારું પહેલું કર્ત્તવ્ય છે. આ પ્રમાણે વિચાર કરી તેણે માતાની તપાસ કરવા માટે ચારેય બાજુ અનેક માણસોને મોકલ્યા. તે માણસોએ મયણરેહાની ખૂબ તપાસ કરી પણ ક્યાંય મયણરેહાનો પત્તો લાગ્યો નહિ. માતાનો પત્તો ન લાગવાથી ચન્દ્રયશને ઘણું દુઃખ થયું; ત્યારે બુદ્ધિમાન રાજ્યકર્મચારીઓએ તેમને ધૈર્ય આપ્યું. આ પ્રમાણે ધૈર્ય ધારણ કરી ચન્દ્રયશ ન્યાયનીતિપૂર્વક રાજ્ય ચલાવવા લાગ્યો.

**પતિકો સહાય દિયા જો સતીને, બ્રહ્મ લોકમેં દેવ;**
**કરણી ફલ પાયા વહ ભાયા, આજ બજાતા સેવ. ॥ સતી૦ ૧૯૦ ॥**
**જિસ પ્રતાપસે દેવ હુઆ હૈ, પ્રથમ કિયા પ્રણામ;**
**મનકી શંકા મેટો રાજા, યહ હૈ ધર્મકા કામ. ॥ સતી૦ ૧૯૧ ॥**

ઉપર જણાવ્યા મુજબ ચંન્દ્રયશનું વૃત્તાંત સંભળાવ્યા બાદ મયણરેહાના પતિ યુગબાહુ, કે જે મરીને પાંચમાં દેવલોકમાં ઉત્પન્ન થયો હતો તે દેવ, મયણરેહાનો ઉપકાર માનવા આવેલ હતો તે મૂળ બાબત સંબંધી મુનિ, ઉપસ્થિત લોકોને કહે છે કે, આ દેવ આ સતીનો પૂર્વભવમાં પતિ હતો. આ સતીએ તેને એવી સહાયતા આપી હતી, કે જેને કારણે તે દેવ થયો છે અને નરકમાં જતાં બચી ગયો છે. આ ઉપકારને કારણે જ આ દેવે સર્વપ્રથમ આ સતીને નમન કર્યું છે. આ સતીએ જે સહાયતા આપી તેના પ્રતાપે જ આ પાંચમાં દેવલોકમાં સામાનિક દેવોનો રાજા થયો છે. જ્યારે આ દેવગતિમાં ઉત્પન્ન થયો ત્યારે સામાનિક દેવોએ તેની પાસે આવી નમન કર્યું અને પછી પૂછ્યું કે, આપે એવી શું કરણી કરી છે, કે જેથી

આપ અમારા સ્વામી થયા છો? ત્યારે આ દેવે કહ્યું કે, મને મારી પત્નીએ મૃત્યુસમયે ધર્મસહાયતા આપી હતી અને તેના જ પ્રતાપે હું અહીં જન્મ્યો છું. મારી ધર્મપત્નીએ મારાં બધાં દોષો ધોઈ નાંખ્યાં અને મારા આત્માને એવો યોગ્ય બનાવી દીધો, કે જેથી હું અહીં આવી શક્યો.

મુનિએ કહ્યું કે, આ દેવે આ પ્રમાણે બીજા દેવોને કહીને એવો વિચાર કર્યો કે, જે સતીની કૃપાથી હું નરકમાં જતો બચી શક્યો છું અને અહીં જન્મ્યો છું તે સતીની મારે સર્વપ્રથમ ખબર લેવી જોઈએ, કે તે કાંઈ સંકટમાં તો પડી નથીને? આ પ્રમાણે વિચાર કરી તેણે પોતાના જ્ઞાનદ્વારા જાણી લીધું કે, તે સતી તો મને સહાયતા આપવા માટે જ રોકાએલ હતી. પછી તો તે પોતાના શીલની રક્ષા કરવા માટે જંગલમાં ચાલી ગઈ હતી. જંગલમાં પણ તેને માથે અનેક કષ્ટો પડ્યાં છતાં તેણે પોતાના શીલને નષ્ટ થવા દીધું નહિ અને અત્યારે તે શીલની રક્ષા કરતી મુનિની સેવામાં બેઠેલી છે. મારે સર્વપ્રથમ તે સતીને વંદના કરવી જોઈએ. તે સતીને વંદન કરવાના નિમિત્તે મને મુનિનાં દર્શન પણ થઈ જશે. આ પ્રમાણે વિચાર કરી આ દેવ દેવલોકનો પ્રેમ છોડી અહીં આવ્યો છે. જો આ દેવ આ સતીને વંદન કરવા ન આવત તો તો કૃતઘ્ન કહેવાત. ધર્મ, સ્ત્રી કે પુરુષ વચ્ચે કોઈ પ્રકારનો ભેદ પાડતો નથી, પણ ધર્મ તો જે પાળે તેનો જ છે. આ દેવ આ સતીને સાધ્વીની માફક માની નમન કરી રહ્યો છે. તેણે મને પછી નમન કર્યું તો એમાં કાંઈ વાંધો નથી. આ સતીને નમન કરવું એ નિશ્ચયની દૃષ્ટિએ મુનિને જ નમન કરવા બરાબર છેઃ કારણકે આ સતીના હૃદયમાં હું નહિ પણ કોઈ બીજા મુનિ હતા, ત્યારે જ તો તે પોતાના પતિને ઉપદેશ આપવામાં અને પતિની સહાયતા કરવામાં સમર્થ થઈ. આ કારણે આ સતીને કરવામાં આવેલું નમન પરંપરાએ મુનિને જ નમન કરવામાં આવ્યું છે; એટલા માટે આ દેવે પહેલાં આ સતીને અને પછી મને નમન કર્યું એમાં કાંઈ વાંધો નથી. આ સતી પણ પોતાના મનમાં એ જ વિચારે છે કે, આ બધો મુનિનો જ પ્રતાપ છે.

મયણરેહાએ મુનિની વાણી કેવી રીતે સાંભળી અને હૃદયમાં તે વાણીને કેવી રીતે ધારણ કરી હશે તે વાત કહેવી મુશ્કેલ છે. જે મુનિનો ઉપદેશ મયણરેહાએ સાંભળ્યો હશે તે ઉપદેશ પણ કેવો બોધપ્રદ હશે? તમે પણ અમારાદ્વારા સંભળાવવામાં આવેલ ભગવાન મહાવીરના ઉપદેશને હૃદયમાં સ્થાન આપો, અને ભગવાનના ઉપદેશને હૃદયમાં સ્થાન આપી દીપોત્સવી ઊજવો. તમે જો દીપાવલિને ઊજવવા ચાહતા હો તો દેવોએ જે પ્રમાણે ભગવાન મહાવીરનું ભજન કરી તેમનો નિર્વાણોત્સવ ઊજવ્યો હતો, તે પ્રમાણે તમે પણ ભગવાન મહાવીરના ઉપદેશામૃતને જીવનમાં ધારણ કરી ઉજવો, તો તેમાં કલ્યાણ રહેલું છે.

ઘણા લોકોએ આ દીપોત્સવી પર્વને મોજશોખનું પર્વ માની લીધું છે. પરંતુ આ પર્વ મોજશોખનું નહિ પણ સાદાઈ અને સંયમનું પર્વ છે. એટલા માટે ફેશનનો ત્યાગ કરી સાદાઈને ધારણ કરો અને સાદા બની પર્વને ઉજવો તો તેમાં પર્વનું માહાત્મ્ય છે. પ્રત્યેક પર્વ, વિસ્મૃત થએલાં આદર્શોનું અનુકરણ કરવાનું અને સત્સંસ્કારોને સીંચવાનું માર્ગસૂચન કરે છે. એટલા માટે આ દીપાવલિ પર્વના ઉપલક્ષ્યમાં સાદાઈ-સંયમ-સત્ય વગેરે સત્સંસ્કારોનું સીંચન કરવું જોઈએ, અને ફેશન, અસત્ય વગેરેનો ત્યાગ કરવો જોઈએ.

જે પોતાના દેશના વેશને છોડી દઈ બીજા દેશના વેશની નકલ કરે છે તે સંસ્કારહીન માનવામાં આવે છે. તમે તમારાં પૂર્વજોનાં સંસ્કારો અને તેમની સંસ્કૃતિનું ધ્યાન રાખો. તમે વધારે કાંઈ ન કરી શકો તો ચરખીવાળાં કપડાંનો તો ત્યાગ કરો. જો તમે આટલી પણ સાદાઈને ધારણ કરશો તો તમારો કલ્યાણનો માર્ગ સરળ બની શકશે.

મુનિએ મણિપ્રભા વિદ્યાધર વગેરેને સંબોધીને કહ્યું કે, આ પ્રમાણે આ સતીએ આ દેવ ઉપર જે ઉપકાર કર્યો છે તે ઉપકારને કારણે જ આ દેવે પહેલાં આ સતીને નમન કર્યું છે. એટલા માટે તમે તેના વિષે કાંઈ ઊંધો વિચાર ન કરો પણ એમ વિચારો કે, જે સદ્ભાવનાને કારણે આ દેવ નરકમાં જતાં બચી ગયો અને દેવ થયો તે સદ્ભાવના કેવી કલ્યાણકારી હશે! આ સદ્ભાવનાનો વિચાર કરી તમે પણ જીવનમાં સદ્ભાવનાને પ્રગટાવો તો તેમાં કલ્યાણ જ છે.

મુનિએ આ પ્રમાણે ઉપસ્થિત લોકોને કહ્યું. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.

## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૪ કારતક શુદ ૧ ગુરુવાર

### પ્રાર્થના

**વિમલ જિનેશ્વર સેવિએ, થારી બુદ્ધિ નિર્મલ હોય જાય રે;**
**જીવા! વિષયવિકાર વિસારને, તૂ મોહની કર્મ ખપાય રે.**
**જીવા! વિમલ જિનેશ્વર સેવિએ. ॥૧॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી વિમલનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં પરમાત્માના નામની વિશેષતા બતાવવામાં આવી છે. આ પ્રાર્થનામાં એમ કહેવામાં આવ્યું છે કે, જો પરમાત્માના નામનો આશ્રય લેવામાં આવે અને પરમાત્માના નામનો તાત્ત્વિકદષ્ટિએ વિચાર કરવામાં આવે તો થોડામાં ઘણો લાભ થઈ શકે છે. વિમલનો અર્થ નિર્મલ થાય છે. પરમાત્માના નામનો આશ્રય લઈ નિર્મલતા પ્રાપ્ત કરવી જોઈએ. પણ અત્રે વિચારવાનું એ પ્રાપ્ત થાય છે કે, પરમાત્માના નામથી કઈ ચીજને નિર્મલ બનાવવી જોઈએ? કારણ કે દુનિયામાં અનેક પ્રકારની ચીજો છે અને અનેક પ્રકારની ચીજોને શુદ્ધ કરી નિર્મલ બનાવવામાં આવે છે.

જ્ઞાનીજનો કહે છે કે, સર્વપ્રથમ તું તારા નિકટસ્થ આત્માની શુદ્ધિ કરી તેને નિર્મલ કર. બીજાને શુદ્ધ કરવામાં કે નિર્મલ બનાવવામાં તું શું પડ્યો છે? સંસારની બીજી વસ્તુઓની અપેક્ષાએ આ શરીર નિકટ છે; પણ જેનું પોતાનું શરીર જ મલિન છે, નિર્મલ નથી, તે બીજાના શરીરને નિર્મલ કેવી રીતે બનાવશે? શરીરથી નિકટ બુદ્ધિ છે અને બુદ્ધિથી નિકટ આત્મા છે. આવી દશામાં આત્માને ભૂલી જઈ બીજી વસ્તુઓને શુદ્ધ કરવામાં પ્રવૃત્ત થવું એ શું ઉચિત છે?

જ્ઞાનીજનો કહે છે કે, સર્વપ્રથમ તું તારી બુદ્ધિને નિર્મલ કર. બુદ્ધિને નિર્મલ બનાવવાથી જે વસ્તુ જેવી છે તે વસ્તુ તેવી જ જણાવા લાગશે. બુદ્ધિ નિર્મલ થવાથી તું વસ્તુના સ્વરૂપને જાણી શકીશ અને તેથી વિષયવિકારના ફંદામાંથી છૂટી જઈ મોહનીય કર્મને નષ્ટ કરી શકીશ એટલા માટે સર્વપ્રથમ બુદ્ધિને નિર્મલ કર અને બુદ્ધિને નિર્મલ બનાવવા માટે ભગવાન વિમલનાથના શરણે જા.

ભગવાન વિમલનાથના શરણે જવાથી અને તેમનું સ્મરણ કરવાથી બુદ્ધિ નિર્મલ થાય છે. પણ ભગવાન વિમલનાથનું સ્મરણ અને શરણ સંસારની કામનાને પૂર્ણ કરવા માટે હોવું ન જોઈએ. આજકાલ ઘણા લોકો સંસારની કામનાને કારણે ધર્મકાર્યમાં પણ ગડબડમાં પડી જાય છે. સાંસારિક કામનામાં લોકો પડી જવાને કારણે ધર્મના નામે પણ ઘણો ઢોંગ ચાલવા લાગ્યો છે. એટલા માટે આવા સમયમાં સાવધાની રાખવાની આવશ્યકતા રહે છે. જ્યારે કોઈ વિષમ પરિસ્થિતિ સામે ઉપસ્થિત થાય છે ત્યારે વિશેષ સાવધાની રાખવામાં આવે છે. આ જ પ્રમાણે જ્યારે ધર્મના નામે પણ ઢોંગ ચલાવવામાં આવે છે ત્યારે જ્ઞાનીજનો વિશેષ સાવધાન થઈ એમ વિચારે છે કે, આ વખતે ભગવાન વિમલનાથના શરણે જવું જોઈએ અને તેમનું જ સ્મરણ કરવું જોઈએ. ભગવાન વિમલનાથનું સ્મરણ સાંસારિક કામનાની પૂર્તિ માટે નહિ પણ બુદ્ધિને નિર્મળ કરવા માટે જ કરવું જોઈએ.

આ પ્રમાણે વિચાર કરી જ્ઞાનીજનો બુદ્ધિને નિર્મલ બનાવવા માટે જ પરમાત્માના શરણે જાય છે. તેઓ એમ વિચારે છે કે, બુદ્ધિ નિર્મલ થઈ જવાથી બધાં પદાર્થો વાસ્તવિક સ્વરૂપમાં જોઈ શકાશે અને તેથી આત્માનું કલ્યાણ પણ સરળતાથી સાધી શકાશે. આ પ્રમાણે વિચાર કરી જે મહાત્માઓ સંસારની કોઈપણ કામનાને પૂર્ણ કરવા માટે નહિ પણ બુદ્ધિને નિર્મલ કરવા માટે જ પરમાત્માનું શરણ સ્વીકારે છે અને તેમનું સ્મરણ કરે છે તે મહાત્માઓ ધન્યવાદને પાત્ર છે.

## સમ્યક્ત્વ પરાક્રમ—બાવીશમો બોલ-ચાલુ

શાસ્ત્રમાં અનુપ્રેક્ષાના ફળ વિષે વિચાર ચાલી રહ્યો છે. અનુપ્રેક્ષાનાં બીજાં ફળ વિષે ભગવાને જે ફરમાવ્યું છે તે વિષે આગળ કહી દેવામાં આવ્યું છે. હવે અનુપ્રેક્ષાનું અંતિમ ફળ બતાવતાં ભગવાન કહે છે કે, અનુપ્રેક્ષા કરવાથી જીવાત્મા અનાદિ અનંત દીર્ઘ માર્ગવાળા એવા અપાર ચતુર્ગતિરૂપ સંસાર-અરણ્યને શીઘ્રતાથી પાર જઈ શકે છે.

જેનો છેડો જોવામાં આવતો હોય તેને પાર કરવું તો મુશ્કેલ નથી, પણ જે અપાર હોય છે અર્થાત્ જેનો છેડો જોવામાં આવતો ન હોય તેને પાર જવું બહુ જ મુશ્કેલ છે. હવે જે વસ્તુ તે અપારને પણ પાર કરાવી દે છે તે વસ્તુ કેવી હશે તેનો વિચાર કરો. સંસારને જે અપાર કહેવામાં આવ્યો છે તે અહીં પ્રવાહની અપેક્ષાએ કહેવામાં આવેલ છે. આ અપાર સંસાર અનાદિ છે. દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરક એ ચાર ગતિઓ આ અપાર સંસારનાં ચાર કિનારાઓ છે. આ ચાર ગતિરૂપ કિનારાથી સંસારનો અન્ત તો મળે છે. પણ આ સંસારાટવીનો માર્ગ એવો લાંબો છે કે, જેને કારણે જીવો ભ્રમથી ભૂલા પડી જાય છે અને તેથી તેમને સંસારાટવીમાંથી બહાર નીકળવું મુશ્કેલ થઈ જાય છે. પણ અનુપ્રેક્ષાથી જીવ આ સંસારાટવીને પણ પાર કરી શકે છે.

માનો કે, કોઈ એક નગરમાં જવાનો માર્ગ વિકટ અને દુર્ગમ છે. જો કે તે માર્ગ વચ્ચે વિશ્રામસ્થળો છે. એટલે જો એક વિશ્રામસ્થળથી બીજા વિશ્રામસ્થળે અને બીજા વિશ્રામસ્થળેથી ત્રીજા વિશ્રામસ્થળે એમ જો આગળ વધવામાં આવે તો તો વિકટ અને દુર્ગમ માર્ગને પણ પાર કરી શકે છે. પણ જો માર્ગની વચ્ચે જ ભૂલા પડી જવામાં આવે અને હવે ક્યાં જવું એવા ભ્રમમાં પડી જવામાં આવે તો નગરમાં જવું તેને માટે મુશ્કેલ છે, અને એ કારણે તેને માટે નગરમાં જવાનો માર્ગ વિકટ અને દુર્ગમ જ છે. આ જ પ્રમાણે આ સંસાર પણ અપાર છે. જો કે તેને ચાર ગતિરૂપ ચાર કિનારા છે. અને આ સંસારને પાર પણ કરી શકાય છે. પણ જેઓ ભ્રમમાં પડી જઈ એક ગતિમાંથી બીજી ગતિમાં જ પડ્યો રહે છે તેને માટે આ સંસાર અપાર જ છે. નરકગતિનો પાર આવે છે. મનુષ્યગતિનો પણ પાર છે. વનસ્પતિનો પણ દીર્ઘકાલની સ્થિતિ હોવા છતાં પણ પાર છે. દેવગતિની સ્થિતિનો પણ પાર છે. અને તિર્યંચગતિનો પણ પાર છે. આ પ્રમાણે દેવ, મનુષ્ય, નરક અને તિર્યંચ એ ચારેય ગતિ આ સંસારનાં કિનારાંઓ તો છે પણ તેનો માર્ગ લાંબો છે એ કારણે જીવ પાછાં તેમાં પડી જાય છે અને સંસારમાં જ ગોથાં ખાય છે. આ પ્રમાણે આ સંસાર અપાર કહેવામાં આવે છે. અનુપ્રેક્ષાથી આ અપાર સંસારને શીઘ્રતાથી પાર કરી શકાય છે.

કોઈ માણસ અપાર સમુદ્રમાં પડી ગયો છે. એટલામાં જ તેને કોઈ નૌકા મળી જાય અને તે નૌકાનો માલિક સમુદ્રમાં પડેલા માણસને કહે કે, આ નૌકા ઉપર જલ્દી ચડી જા. તો શું સમુદ્રમાં પડેલો માણસ નૌકા ઉપર ચડી જવામાં વિલંબ કરશે ખરો ? જો તે માણસ વિચારશીલ હશે તો તે એટલો વિચાર તો અવશ્ય કરશે કે, જે માણસ મને નૌકામાં ચડી જવાનું કહી રહ્યો છે તે માણસ રાગદ્વેષથી ભરેલો તો નથી ને ? અને મને કોઈ રાગદ્વેષથી નૌકા ઉપર ચડી જવાનું તો કહેતો નથી ને ? આ પ્રમાણે વિચાર કર્યા બાદ જો તેને એ ખાત્રી થાય કે, તે માણસ નિઃસ્પૃહ છે અને નિઃસ્પૃહતાથી જ નૌકા ઉપર ચડી જવાનું કહે છે, તો કોઈ બુદ્ધિમાન નૌકા ઉપર ચડી જવામાં વિલંબ કરશે નહિ. બુદ્ધિમાન માણસ આવા સમયમાં નૌકાનું શરણ લીધા વિના રહી શકતો નથી. આ જ પ્રમાણે આ અનાદિ સંસાર પણ અપાર છે. આ અપાર સમુદ્રને પાર કરવા માટે અનુપ્રેક્ષા એક નૌકા સમાન છે. શું આ સંસારને પાર કરવા માટે આ અનુપ્રેક્ષારૂપી નૌકાનું શરણ લેવું ન જોઈએ ?

અનુપ્રેક્ષા આવી જીવનસાધક છે છતાં સાંસારિક લોકોની દશા કોઈ વિચિત્ર જ જોવામાં આવે છે. લોકો બીજાં સામાન્ય કામોમાં તો સમયને વ્યર્થ નષ્ટ કરે છે પણ આ અનુપ્રેક્ષારૂપી નૌકાને અપનાવતા નથી.

'તે પુરુષ આવો છે, તે સ્ત્રી આવી છે અને અમુક આવો છે' વગેરે અનેક પ્રકારની કુથલી લોકો કર્યા કરે છે પણ તેઓ એમ વિચારતા નથી કે, બીજો માણસ ગમે તેવો હોય અથવા બીજી સ્ત્રી ગમે તેવી હોય પણ તેમની નિંદા કરવાથી મને શો લાભ ? મારે બીજાની નિંદામાં પડવું એ ઠીક છે ? કે હું પોતે કેવો છું એ જોવું ઠીક છે ? મારામાં કેટલાં વિકારો ભર્યા છે તે હું પોતે ન જોઉં તો બીજાનાં વિકારોની ટીકા હું કેવીરીતે કરી શકું ? એટલા માટે બીજાનાં વિકારો જોવામાં પડવું ન જોઈએ પણ પોતાનાં વિકારોને જ દૂર કરવાં જોઈએ.

બુદ્ધિમાન લોકો બીજાની નિંદાની વાતોમાં પડતા નથી, પણ પરમાત્માના શરણે જઈ પોતાની બુદ્ધિને નિર્મલ બનાવે છે અને પોતાનાં અવગુણોને જોઈ એમ કહે છે કેઃ—

હે ! પ્રભુ મેરા હી સબ દોષ,
શીલસિન્ધુ કૃપાલુનાથ અનાથ આરતપોષ. હે પ્રભુ૦

અર્થાત્—હે ! પ્રભો ! બધો દોષ મારો જ છે. બીજા કોઈનો દોષ નથી. ભક્તજનો આ પ્રમાણે પોતાનો જ દોષ માને છે. આ જ પ્રમાણે જો તમે પણ પરમાત્માના શરણે જઈ પોતાની બુદ્ધિને નિર્મલ બનાવો તો તમને પણ એ જ માલુમ પડશે કે બધો દોષ મારો જ છે. તમારો કોઈ પાડોશી દુઃખી હોય તો તેમાં તમારો દોષ છે કે નહિ ? પાડોશી દુઃખી રહે એમાં તમારું પાપ પણ કારણભૂત થઈ શકે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, ઇષ્ટ ગંધ, ઇષ્ટ રૂપ વગેરે પુણ્યના પ્રભાવથી જ પ્રાપ્ત થાય છે. તમે ઇષ્ટ ગંધ વગેરેને તો ચાહો છો છતાં ભાવ વસ્તુને કેમ જોતા નથી ? તમે એમ શા માટે માનતા નથી કે, જો મારું પુણ્ય સારું હોત તો મને પાડોશી દુઃખી કેમ મળત ? એટલા માટે પાડોશી દુઃખી છે એ મારો જ દોષ છે. તમારું પુણ્ય તથા તમારું પાપ દૂર દૂર સુધી કામ કરે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, લવણસમુદ્રની વેળાઓ ૧૬ હજાર ઠગમાણની ઉપર ચડે છે. જો તે વેળાઓને દબાવી દેવામાં ન આવે તો તે ગજબ જ કરી નાંખે ! પણ ૪૨ હજાર દેવો જંબૂદ્વીપ તરફથી, ૬૦ હજાર દેવો ઉપરથી અને ૭૨ હજાર દેવો ધાત્રીખંડ તરફથી તે સમુદ્રવેળાને દબાવી રાખે છે. આ સંબંધમાં ગૌતમ સ્વામીએ ભગવાનને એવો પ્રશ્ન પૂછ્યો છે કે, હે ! ભગવન્ ! શું તે સમુદ્રવેલા તે દેવોના દબાવવાથી દબાઈ જાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, દેવો તો પોતાનું કર્ત્તવ્ય બજાવે છે, પણ વાસ્તવમાં તે સમુદ્રવેલા દેવોથી દબાતી નથી પણ જંબૂદ્વીપ અને ધાત્રીખંડમાં જે અરિહન્તો, ચક્રવર્તી, વાસુદેવ, બલદેવ, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, સમદૃષ્ટિ વગેરે છે તેમની પુણ્ય કરણીથી દબાઈ રહી છે. આ પ્રમાણે તમારું પુણ્ય ત્યાં પણ કામ કરે છે. એટલા માટે એમ માનવું જોઈએ કે મારી પુણ્ય કરણીના ફલનો પ્રભાવ બીજી જગ્યાએ અને બીજા ઉપર પણ પડે છે, અને મારે ખરાબ કરણી કરવી ન જોઈએ. પણ સારી કરણી કરતાં રહેવું જોઈએ. બીજાનાં વિકારોને ન જોતાં પોતાનાં વિકારોને જોવાં જોઈએ અને બીજાની નિંદાનો ત્યાગ કરી અનુપ્રેક્ષા કરવી જોઈએ, કે જેથી આ વિકટ સંસારને પાર કરી શકાય.

કોઈ વ્યક્તિ જો શાસ્ત્રની અનુપ્રેક્ષા કરી શકે તો તો સારું જ છે, પણ જો કોઈ શાસ્ત્ર જાણતું ન હોય તો તેણે પરમાત્માના નામનું સ્મરણ કરવારૂપ અનુપ્રેક્ષા કરવી જોઈએ. જે કાંઈ કરવામાં આવે તે શુદ્ધ હૃદયથી જ કરવું જોઈએ. એમ થવું ન જોઈએ કેઃ—

વેશ વચન વિરાગ મન અઘ, અવગુણી કો કોષ;
પ્રભુ પ્રીતિ પ્રતીતિ પોલી, કપટ કરતબ ઠોસ. હે પ્રભુ૦

અર્થાત્—વેશમાં અને વચનમાં વૈરાગ્ય રાખવામાં આવે અને મનમાં પાપ રાખવામાં આવે તો આ પ્રકારની અનુપ્રેક્ષા કામની રહેતી નથી. પરમાત્માના વચન ઉપર વિશ્વાસ કરવામાં ન આવે અને કૂડકપટ ઉપર વિશ્વાસ રાખવામાં આવે તો એ અનુપ્રેક્ષા નહિ પણ કપટ છે. અનુપ્રેક્ષા કરવામાં કોઈ પ્રકારની દુર્ભાવના કે સાંસારિક કામભાવના રાખવી ન જોઈએ. સંસારમાં રહીને સદ્વિચાર કરનાર વ્યક્તિ તો સંસારનો ઉપકાર કરે છે, પણ હિમાલયની ગુફામાં બેસીને પણ જો તે ખરાબ વિચાર કરે તો તે પોતાનું અહિત કરે જ

છે પણ સાથેસાથે સંસારનું પણ અહિત કરે છે. એટલા માટે બીજાની નિંદા કરવી છોડી દઈ પોતાના આત્માનાં વિકારોને જુઓ અને પરમાત્માની પ્રાર્થનાદ્વારા પોતાના આત્માનાં વિકારોને દૂર કરી તેને નિર્મલ બનાવો તો એમાં કલ્યાણ છે.

કહેવાનો આશય એ છે કે, અનુપ્રેક્ષાથી આત્મા ચતુર્ગતિરૂપ સંસારને પાર કરી શકે છે એટલા માટે ચિત્તને અનુપ્રેક્ષા કરવામાં પરોવો. તમે કદાચ એમ કહો કે, ચિત્ત તો ચંચલ છે એટલા માટે અમે ચિત્તને અનુપ્રેક્ષામાં કેવી રીતે પરોવી શકીએ ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, ચિત્ત તો ચંચલ છે, ચંચલ હતું અને ચંચલ રહેશે, પણ યોગની ક્રિયાદ્વારા એ ચંચલ ચિત્તને પણ સ્થિર કરી શકાય છે. એટલા માટે યોગની ક્રિયાદ્વારા ચિત્તને સ્થિર કરી અનુપ્રેક્ષા કરી શકો તો તો સારું જ છે. જો તેમ કરી ન શકો તો એટલું તો અવશ્ય કરો કે, ચિત્તને ખરાબ વાતોમાં જવા ન દો. જો ચિત્તને આટલું પણ કાબુમાં રાખવાની સાવધાની રાખશો તો પણ ઘણું કલ્યાણ કરી શકશો. જ્યારે બાળકને પગ આવી જાય અને ચાલતાં શીખી જાય ત્યારે તેને એક જગ્યાએ બેસી રહેવાનું કહેવામાં આવે તો તે એક જગ્યાએ બેસી રહેતો નથી પણ અહીં તહીં હરતો-ફરતો રહે છે. એટલા માટે તે બાળક કોઈ ખાડામાં કે નીચે પડી ન જાય તેની ખાસ સાવધાની રાખવામાં આવે છે. આ જ પ્રમાણે મનને પણ એક નાના બાળક જેવું માનો. આ મનને યોગક્રિયા વિના રોકી શકાતું નથી માટે એ મન ઉપર સદ્‌ગુરુના વચનોનો પહેરો મૂકો, કે જેથી મન ખરાબ કામોમાં ચાલ્યું ન જાય ! બાળક જો સારી સંગતિમાં જતું હોય તો એ દશામાં અટકાવવામાં આવતું નથી પણ જો ખરાબ લોકોની સંગતિમાં જતું હોય તો તેને રોકવામાં આવે છે; તે જ પ્રમાણે આ મન પણ ખરાબ સંગતિમાં ચાલ્યું ન જાય તેની ખાસ સાવધાની રાખવી જોઈએ. આ મન કેટલાં બધાં કષ્ટો સહ્યા બાદ મળ્યું છે અને તેમાં પણ સમદૃષ્ટિ અને શ્રાવકના મનનું કેટલું બધું મહત્ત્વ છે તેનો વિચાર કરો. મહામુશ્કેલીએ મળેલું આવું મન જો ખરાબ કામમાં ચાલ્યું જાય તો કેટલી ચિંતા થવી જોઈએ ? કોઈ મોટા માણસનો છોકરો જો ખરાબ સંગતિમાં પડી જાય તો તેને માટે કેટલી બધી ચિંતા થાય છે ? આ જ પ્રમાણે તમારું મન પણ કોઈ ખરાબ કામમાં ચાલ્યું ન જાય તેનું તમે ખાસ ધ્યાન રાખો. જો મનને બરાબર કાબુમાં રાખશો તો આત્મકલ્યાણ સાધવામાં વાર નહિ લાગે.

## મયણરેહા ચરિત્ર—૪૮

મુનિ દર્શનકા ફલ અતિ મોટા, પ્રત્યક્ષ દેખા આજ;
ઈસ ભવકે મહાદુ:ખસે છુટા, સુધરે મેરે કાજ. ॥ સતી૦ ૧૯૨ ॥

કર વંદન મુનિજી કો રાજા, સતી કે લાગા પાય;
ભૂરિ પ્રશંસા કરકે બોલા, આશીર્વાદ દો માય. ॥ સતી૦ ૧૯૩ ॥

મતવાલે હાથી કો સુધારે, મહાવતજી બલવાન;
મુઝ કો તુમને શુદ્ધ કિયા હૈ, યહ ઉપકાર મહાન. ॥ સતી૦ ૧૯૪ ॥

મણિપ્રભા વિદ્યાધર વિચારવા લાગ્યો કે, મહાત્માઓનું દર્શન કેવું સફળ અને ઉપકારક હોય છે એ મેં આજે પ્રત્યક્ષ જ જોયું. જો હું આ સતીના કહેવાથી અહીં આવત નહિ અને આ સતીને બલાત્કારપૂર્વક મારે ઘેર લઈ ગયો હોત તો આ દેવ પણ મારા ઘેર આવત

અને સતીને કષ્ટ આપવાને કારણે હું આ દેવનો કોપભાજન બની જાત! એ દશામાં આ દેવ દ્વારા ન જાણે મારે કેવો દંડ ભોગવવો પડત! પણ હું આ સતીના કથનને માની અહીં આવ્યો અને મુનિના ઉપદેશથી આ સતીને પોતાની માતા-બહેન સમાન માનવા લાગ્યો તો હું પણ નિર્ભય થઈ ગયો. આ પ્રમાણે આ મહાત્માના દર્શન કરવાને કારણે આ ભવમાં પણ દેવના કોપથી બચી ગયો છું અને આ સતીની સાથે અનુચિત વ્યવહાર કરવાને કારણે પરલોકમાં મારે જે મહાન્ દંડ ભોગવવો પડત તે મહાન્ દંડથી પણ બચી ગયો છું; કારણ કે આત્માને તેની ભાવના પ્રમાણે જ ફળ મળે છે. આ દેવે પૂર્વભવમાં મરતી વખતે સારી ભાવના કરી હતી તો તે દેવ થયો અને મણિરથને માટે હમણા જ મેં મુનિ પાસેથી સાંભળ્યું કે, તેણે મરતી વખતે ખરાબ ભાવના કરી એટલે તે નરકમાં ગયો છે. મારે પણ પાપભાવનાને કારણે નરકમાં જવું પડત પણ આ મુનિના દર્શન કરવાથી હું નરકમાં જતાં બચી ગયો.

આ પ્રમાણે વિચાર કરતો મણિપ્રભ વિદ્યાધર જવા માટે તૈયાર થયો. તેણે મુનિને વંદન કર્યું અને પછી સતીના પગે પડી કહેવા લાગ્યો કે, "હે માતા! હું તમારી પ્રશંસા ક્યા શબ્દોમાં કરૂં? હું વિષયાધીન બની ગયો હતો અને મારે ન જાણે કઈ ખરાબ ગતિનો અનુભવ કરવો પડત. પણ તમે તમારા વિચારમાં દૃઢ રહ્યા તો તમે મને પણ બચાવી લીધો. તમે મને સદ્બોધ આપી આ મુનિની પાસે લઈ આવ્યા અને મુનિના દર્શન અને ઉપદેશથી હું નરકમાં જતાં બચી ગયો. આ તમારો મારી ઉપર અનંત ઉપકાર છે. તમે મારી માતાની સમાન રક્ષા કરનારા છો. માતા તો નાના બાળકને જ જન્મ આપે છે અને નાના બાળકની જ રક્ષા કરે છે પણ આપે તો મારા જેવા મોટાને બચાવ્યો છે અને મારી રક્ષા કરી છે એટલા માટે તમે મારી પરમ માતા છો. હવે મારું મન કોઈ પણ સમયે કોઈ પણ ખરાબ કામમાં પ્રવૃત્ત ન થાય એ જ હું આપની પાસે આશીર્વાદ માંગું છું."

તે વિદ્યાધર સતીની પાસે આવા આશીર્વાદની યાચના કરે છે તો શું તમે એવા આશીર્વાદની યાચના નહિ કરો? શું તમે પરસ્ત્રીને માતા-બહેન સમાન નહિ માનો અને સાદાઈને નહિ અપનાવો? તમને રેશમી કપડાંનો ત્યાગ કરવાની જે વાત કહેવામાં આવી છે તે વાત ઉપર તમે લોકોએ વિચાર કર્યો જ હશે. રેશમી કપડાંને માટે કેવા પ્રકારની હિંસા થાય છે તેનો વિચાર કરો. આ સિવાય દેશની સ્થિતિને ધ્યાનમાં લઈ રેશમી કપડાંનો ત્યાગ કરવો આવશ્યક છે. તમે શ્રાવક છો એટલા માટે તમારે પ્રત્યેક વાતનો ઊંડો વિચાર કરવો જોઈએ. આનંદ શ્રાવક બાર કરોડ સોનામહોરોનો સ્વામી હતો. છતાં તેણે પોતાને માટે એક સુતરાઉ કપડાં પહેરવાનું પ્રતિજ્ઞામાં બાકી રાખ્યું હતું. શું તેને રેશમી કપડાં મળી શકતાં ન હતાં કે તેણે સુતરાઉ કપડાં જ પહેરવાનું રાખ્યું? તેને રેશમી કપડાં મળી શકતાં હતાં છતાં તે પાપમાં પડ્યો નહિ તો તમે પાપમાં શા માટે પડો છો?

મણિપ્રભ વિદ્યાધરે સતીને વિશેષ કહ્યું કે, "આપનો મારી ઉપર ઘણો ઉપકાર છે. હવે હું આપની પાસે એ જ આશીર્વાદ માંગું છું કે, મારામાં હવે કોઈ દિવસ દુર્ભાવના ન આવે. માતા પોતાના પુત્ર ઉપર જેટલો ઉપકાર કરે છે તેથી વિશેષ તમે મારી ઉપર ઉપકાર કર્યો છે. જે પ્રમાણે બળવાન માવત મદોન્મત્ત હાથીને અંકુશદ્વારા ઠેકાણે લાવે છે તે જ પ્રમાણે તમે પણ મને સદ્બોધના અંકુશદ્વારા ઠેકાણે લાવ્યા છો, એટલા માટે તમારો જેટલો ઉપકાર માનું તેટલો થોડો જ છે."

**કહે સતી સુન ભાઈ હમારે, કિયા મહા ઉપકાર;**
**આશીર્વાદ ભી તુમ મુઝ દેઓ, મૈં હૂં યાચનહાર. ॥ સતી૦ ૧૯૫ ॥**
**પ્રેમાલાપ દોનોં મેં હોતે, દેવ કહે સમઝાય;**
**સબ મિલ કર ગુણ ગાવો મુનિકે, દીયા જ્ઞાનકા સહાય. ॥ સતી૦ ૧૯૬ ॥**

મણિપ્રભ વિદ્યાધરના કથનના ઉત્તરમાં સતીએ કહ્યું કે, "ભાઈ! તમે આ ઊલટું શું કહી રહ્યા છો? તમે મને આશીર્વાદ આપો, કે હું તમને આશીર્વાદ આપું! આશીર્વાદ તો તમે જ આપી શકો; કારણ કે તમે મારી ઉપર ઘણો જ ઉપકાર કર્યો છે. જ્યારે હું હાથીદ્વારા ઊંચે ફેંકાએલી હતી ત્યારે જો તમે મને ઝીલી લીધી ન હોત તો મારા આ શરીરનો પત્તો પણ લાગત નહિ. મારી રક્ષા તમે જ કરી છે અને અહીં મુનિના દર્શન કરાવવા માટે તમે જ મને લાવ્યા છો. આ પ્રમાણે તમે મારા સાચા ઉપકારી અને સાચા ભાઈ છો. એટલા માટે આશીર્વાદ આપવાને યોગ્ય તમે જ છો, હું નથી. હું તમારી પાસે એ જ આશીર્વાદ માંગું છું કે, મારામાં ધર્મભાવના જ રહે. તમે ક્ષત્રીયરાજા છો. દૃઢ પ્રતિજ્ઞા અને શુદ્ધ ભાવનાશીલ છો, એટલા માટે તમારો આપેલો આશીર્વાદ મારા માટે શ્રેષ્ઠ ફળદાયક સિદ્ધ થશે."

સતીના કથનના ઉત્તરમાં મણિપ્રભે કહ્યું કે, "માતા! તમે આ શું કરી રહ્યા છો? તમે તો મારી માતા છો. તમારી કૃપાથી જ હું આજે ધર્મના મર્મને સમજી શકયો છું અને પુરુષોમાં જેવી નીચભાવના હોય છે તેવી નીચ ભાવના સ્ત્રીઓમાં હોતી નથી એ પણ હું જાણી શકયો છું. આ સંસાર પણ તમારા જેવી સતીઓના પ્રતાપથી જ ચાલી રહ્યો છે એ પણ તમારી કૃપાથી જ હું જાણી શકયો છું. તમે તો મારી માતા છો. આશીર્વાદ તો માતા જ આપે છે. ક્યાંય પુત્ર માતાને આશીર્વાદ આપતો નથી. એટલા માટે તમે મને આશીર્વાદ આપો એ જ હું ચાહું છું."

આ પ્રમાણે સતી મણિપ્રભને અને મણિપ્રભ સતીને એમ પરસ્પર આશીર્વાદ આપવા માટે કહેવા લાગ્યા. બન્ને જણા એકબીજાને મોટા માની પ્રેમાલાપ કરવા લાગ્યા. આ પ્રેમાલાપનો અન્ત ન આવતો જોઈ દેવે ફેંસલો આપતાં કહ્યું કે, "તમે એકબીજા ઉપર પ્રશંસાનો ભાર મૂકો છો અને તમારા બન્નેમાંથી કોઈ પણ એ ભારનો સ્વીકાર કરવા તૈયાર થતું નથી; પણ આ પ્રમાણે એકબીજા ઉપર પ્રશંસાનો ભાર ન લાદતાં તમે એ જુઓ કે, જો આ મુનિ ન હોત તો તમારા બન્નેની કેવી ગતિ થાત? એટલા માટે આ મહાત્માનો જ સાચો અને મોટો ઉપકાર છે. આ સતીએ મારો જે ઉપકાર કર્યો છે તે પણ મહાત્માની કૃપાથી જ કર્યો છે અને તમારી ઉપર પણ જે ઉપકાર કર્યો છે તે પણ મહાત્માની કૃપાથી જ કર્યો છે એટલા માટે આ મહાત્માનો ઉપકાર માનો."

દેવનું આ કથન સાંભળી સતી અને વિદ્યાધર બન્ને મુનિને માટે એમ કહેવા લાગ્યા કે, આ મુનિના પ્રતાપથી જ જીવનશુદ્ધિ થઈ છે. પારસની કૃપાથી જ લોઢામાં સોનાનો ગુણ આવે છે. લોઢું તો પારસને છેદવા જાય છે પણ પારસ એ વાતને ખ્યાલમાં લેતું નથી અને તે લોઢાને સોનું બનાવી દે છે. આ મુનિ પારસથી અનંતગુણા મહિમાવાળા છે માટે તેમનો જ ઉપકાર માનવો જોઈએ.

આ પ્રમાણે દેવના કથનને ઠીક માની વિદ્યાધરે અને સતિએ મુનિનો ઉપકાર માની તેને વંદન કર્યું અને પછી તે વિદ્યાધર સ્વસ્થાને જવા માટે તૈયાર થયો. મયણરેહા અને દેવે તે વિદ્યાધરને પ્રેમપૂર્વક વિદાય આપી, અને જ્યાંસુધી વિદ્યાધરનું વિમાન દેખાતું રહ્યું ત્યાંસુધી દેવ અને મયણરેહા તેની તરફ જ જોતાં ઉભાં રહ્યા. સતી પોતાના મનમાં વિચારવા લાગી કે, આ વિદ્યાધરે જ્યારે મને નીચે પડતાં ઝીલી લીધી હતી ત્યારે તેની કેવી ભાવના હતી? અને પછી તેની કેવી ભાવના થઈ ગઈ અને હવે તે કેવી ભાવના લઈને જઈ રહ્યો છે?

**પ્રેમભાવ સે મણિપ્રભ નૃપ કો, પહોંચાયાં નિજ ધામ;**
**દેવ સતીસે નમકે બોલા, કહો યોગ્ય મમ કામ. ॥ સતી૦ ૧૯૭ ॥**
**ભવસાગર સેં પાર ઉતારે, મહાસતી સહવાસ;**
**ઉનકી શરણ મેં મુઝ કો સોંપો, યહ વિનતી હૈ ખાસ. ॥ સતી૦ ૧૯૮ ॥**

વિદ્યાધરને પ્રેમપૂર્વક વિદાય આપી દેવે સતીને કહ્યું કે, જો કે મને જે કાંઈ પ્રાપ્ત થયું છે તે બધું આપની કૃપાથી જ પ્રાપ્ત થએલ છે, છતાં તમે મને કોઈ એવું કામ કહો કે જેથી મને સંતોષ થાય. દેવનું આ કથન સાંભળી મયણરેહા સાંસારિક સુખની ચીજો દેવ પાસે માંગી શકતી હતી પણ તેણે એવી કોઈ ચીજ માંગી નહિ પણ એમ કહ્યું કે, હવે મને આ સંસાર સારો લાગતો નથી. આ સંસાર મને તારી શકે એમ નથી પણ સતીઓની સંગતિ જ મને તારી શકે અને મારો ઉદ્ધાર કરી શકે એમ છે, એટલા માટે તમે મને સતીઓની સંગતિ થાય એવી જગ્યાએ લઈ જાઓ. કારણકે હવે હું સંયમ ધારણ કરવા ચાહું છું.

તે સમય કેવો હશે, કે જ્યારે મોટી મોટી રાણીઓ પણ સતીઓની સેવા ચાહતી હશે! અને તે સતીઓનો ચારિત્રવ્યવહાર પણ કેવો સંયમશીલ રહેતો હશે, કે જેમનો પ્રભાવ આટલો બધો પડતો હતો! વળી તે સતી પણ કેવી ચારિત્રશીલા કે જેણે દેવની પાસે સાંસારિક કોઈ પણ વસ્તુ માંગી નહિ પણ મને કોઈ સુચરિત્રા સતીઓની સેવામાં પહોંચાડી દો એવી માંગણી કરી. સતીએ તો દેવની પાસે આવી માંગણી કરી પણ તમે કેવી ચીજ માંગો છો? દેવ કે પરમાત્મા પાસે તુચ્છ ચીજ માંગવી એમાં બુદ્ધિમત્તા નહિ પણ વિવેકહીનતા જ છે. કોઈ ચક્રવર્તી સંતુષ્ઠ થાય તો તેની પાસે તુચ્છ વસ્તુ માંગવી ઉચિત છે? તેની પાસે તો એવી જ ચીજ માંગવી જોઈએ, કે જેથી કોઈ પ્રકારનું દુઃખ જ રહેવા પામે નહિ. આ જ પ્રમાણે પરમાત્મા પાસે સાંસારિક તુચ્છ વસ્તુની માંગણી ન કરતાં પોતાનામાં સાંસારિક કામના જ રહેવા ન પામે એવી માંગણી કરવી જોઈએ.

મયણરેહા કેવળ બીજાને ઉપદેશ આપવામાં ન રહી પણ તેણે ઉપદેશને સક્રિય રૂપ આપી આત્મકલ્યાણ સાધવાનો પણ વિચાર કર્યો અને એટલા જ માટે તેણે દેવને કહ્યું કે, મને સતીઓની સેવામાં પહોંચાડી આપો. કારણ કે હું તેમની પાસે સંયમ ધારણ કરવા ચાહું છું.

**પુત્ર સ્નેહસે મન વ્યાકુલ હૈ, દિખલાઓ દીદાર;**
**મિથિલાપુરીમેં મુઝકો રખ દો, માનૂંગી ઉપકાર. ॥ સતી૦ ૧૯૯ ॥**
**મુનિ વંદન કર બૈઠ વિમાને, મિથિલાપુરીકો જાય;**
**પૂર્વકથા કો કહે પ્રેમસે, મનમેં હર્ષ ન માય. ॥ સતી૦ ૨૦૦ ॥**

મયણરેહાએ દેવને સતીસાધ્વીની પાસે જઈ જવાનું તો કહ્યું પણ હૃદયમાં માતૃસ્નેહનો

ઊભરો આવતાં તેણે દેવને એમ પણ કહ્યું કે, મને હવે સંસારથી વિરક્તિ તો પેદા થઈ છે, પણ મારું મન એકવાર તે પુત્રને જોવા અવશ્ય લલચાય છે કે જે પુત્રને હું વનમાં જન્મ આપી વૃક્ષ ઉપર ઝોળીમાં સુવડાવી ટાંગી આવી હતી અને જેને મિથિલાપુરીનો રાજા પોતાને ત્યાં લઈ ગયો છે તેને હું જોવા ચાહું છું. પુત્ર વિષેના બધા સમાચાર મને મુનિદ્વારા જાણવામાં આવ્યાં છે. હું એકવાર તે પુત્રને જોવા ચાહું છું એટલા માટે મને મિથિલાનગરીમાં લઈ જાઓ. હું તમારો ઉપકાર માનીશ. મિથિલાપુરી મોટી નગરી છે. ત્યાં સતી–સાધ્વીનો પણ સુયોગ સાંપડશે એટલા માટે મને ત્યાં પહોંચાડી દો.

માતૃપ્રેમ કેવો અદ્ભુત હોય છે એ વાત તો જાણનાર જ જાણે છે. નેપોલીયન બોનાપાર્ટ એમ કહેતો હતો કે, એક બાજું સંસારનાં બધાં સુખો મૂકું અને બીજી બાજુ માતૃપ્રેમને મૂકું તો માતૃપ્રેમ વધી જાય. માતા તો તમને પણ હશે. શું તમને આ પ્રકારના માતૃસ્નેહનો પરિચય છે ? અને તમે તે માતૃસ્નેહનો બદલો આપવાનો પ્રયત્ન કરો છો ?

સતીનું કથન સાંભળી દેવ તેની ધર્મભાવનાથી પ્રસન્ન થયો, અને પછી તે દેવ અને સતી મુનિને વંદન કરી વિમાનમાં બેસી મિથિલાપુરી તરફ રવાના થયા. બન્ને માર્ગમાં પૂર્વની વાતો કરતા જતા હતા. બન્ને જણા મિથિલાપુરી નગરી તરફ જઈ રહ્યા છે. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૪ કારતક સુદ ૨ શુક્રવાર

### પ્રાર્થના

**અનંત જિનેશ્વર નિત નમો, અદ્ભૂત જ્યોતિ અલેખ;**
**ના કહિયે ના દેખિયે, જાકે રૂપ ન રેખ. ॥ અનંત૦ ॥૧॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી અનંતનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્માની પ્રાર્થના કરવા માટે આત્માએ સર્વપ્રથમ પરમાત્માનું સ્વરૂપ સમજવું જોઈએ. પરમાત્માનું સ્વરૂપ સમજીને કરવામાં આવેલી પ્રાર્થના જ ભાવપ્રાર્થના છે પણ કોઈના દબાણથી કે પરંપરાનું પાલન કરવા માટે કરવામાં આવેલી પ્રાર્થના દ્રવ્ય પ્રાર્થના છે. જ્ઞાનીજનોની દૃષ્ટિએ તો ભાવ પ્રાર્થના કે પૂર્ણ પ્રાર્થના તો તે જ છે, કે જે પ્રાર્થના પરમાત્માનું સ્વરૂપ સમજીને કરવામાં આવી હોય !

આ ઉપરથી કોઈ એમ કહે કે, બધા લોકો પરમાત્માનું સ્વરૂપ જાણવા ચાહે છે પણ પરમાત્માનું સ્વરૂપ સમજવું સરળ નથી, એટલા માટે અમે પરમાત્માની પ્રાર્થના બીજાની પાસે સાંભળીને જ કરીએ છીએ ! આ પ્રમાણે કોઈ કહે તો તેમને જ્ઞાનીજનો કહે છે કે, પરમાત્માનું સ્વરૂપ જાણવું જેવું કઠિન માનવામાં આવે છે તેવું પરમાત્માનું સ્વરૂપ જાણવું કઠિન નથી પણ સરળ છે. છતાં સંસારના લોકોની એવી પદ્ધતિ થઈ ગઈ છે કે, સરળ કામને

તો તેઓ કઠિન માને છે અને કઠિન કામને સરળ માને છે. આ પ્રમાણે વિપરીત માનવાનું કારણ તેમની બુદ્ધિનો વિકાર છે. બુદ્ધિના વિકારથી જ જગતના લોકોએ સરળ કામને મુશ્કેલ અને મુશ્કેલ કામને સરળ માની લીધું છે. ઉદાહરણ તરીકે પાંચ અને પાંચ દશ ગણવામાં કાંઈ મુશ્કેલી નથી. પાંચ અને પાંચ દશ થાય એ વાત કહેવી સરળ છે. આ વાત ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે, સત્ય કહેવું સરળ છે. છતાં લોકો સત્ય વાતને તો કઠિન માને છે અને જે અસત્ય-કપટ વગેરે કઠિન છે તેને સરળ માને છે. આ પ્રમાણે સરળને કઠિન અને કઠિનને સરળ માનવાનું કારણ બુદ્ધિનો વિકાર છે. આ બુદ્ધિ-વિકારને કારણે જ પરમાત્માનું સ્વરૂપ જાણવા વિષે પણ આત્મદ્વારા આવી જ ભૂલ થઈ રહી છે ! પરમાત્માસ્વરૂપને જાણવાની વાતને લોકોએ એવી ચકડોળે ચડાવી છે કે જાણે આ વાત એક વિવાદની વસ્તુ ન હોય ? વાસ્તવમાં આ વિવાદ કરવાનો વિષય નથી પણ સાક્ષાત્કાર કરવાનો વિષય છે. પરમાત્માનું સ્વરૂપ જાણવું એ લોકો ધારે છે એવું કઠિન નથી, પણ સત્ય સમાન સરળ છે. જે પ્રમાણે સત્ય બોલવું સરળ છે પણ તે માટે ખોટું બોલવાની ટેવને બદલવાની જરૂર રહે છે, તે જ પ્રમાણે પરમાત્માનું સ્વરૂપ જાણવું સરળ છે. કેવળ સંસારનાં પદાર્થોમાં સ્નેહબંધન છે તે સ્નેહબંધનને તોડવાની કે બદલવાની આવશ્યકતા છે. આત્માએ પોતાનાં સંસ્કારોને કારણે જે ખરાબ વાત પકડી રાખી છે તે ખરાબ વાત હવે છોડવી તેને મુશ્કેલ જણાય છે અને આ કારણે જ આત્મા પરમાત્માનું સ્વરૂપ જાણવું પણ મુશ્કેલ માની રહ્યો છે.

વિચાર કરવાથી એ વાત માલુમ પડશે કે, પરમાત્માના સ્વરૂપને જાણવું સરળ છે અને સંસારનાં પદાર્થોને પકડી રાખવાં મુશ્કેલ છે. રાવણને માટે સીતાનો ત્યાગ કરવો સરળ હતો, કે તેને પોતાને ત્યાં રાખવી સરળ હતું ? વાસ્તવમાં રાવણને માટે સીતાનો ત્યાગ કરવો સરળ હતો. અને જો તેણે સીતાનો ત્યાગ કરી દીધો હોત તો તેની હાનિ પણ ન થાત પરંતુ રાવણ સીતાનો ત્યાગ કરવો બહુ જ કઠિન માનતો હતો. આ જ કારણે તેણે સીતાનો ત્યાગ કર્યો નહિ અને આખરે તેનો વિનાશ થયો. આ જ પ્રમાણે જીવાત્માએ પણ અનેક ખોટી વાતો પકડી રાખી છે. જો તે ખોટી વાતોનો ત્યાગ કરી દે તો તેને માટે પરમાત્માનું સ્વરૂપ જાણવું બહુ જ સરળ થઈ જાય. પણ તે ખોટી વાતોનો ત્યાગ કરવો મુશ્કેલ માની રહ્યો છે, એટલા જ માટે પરમાત્માનું સ્વરૂપ જાણવું પણ તેને માટે મુશ્કેલ થઈ રહ્યું છે !

આ પ્રાર્થનામાં ભક્તજનોએ પોતાની આ વિષે જે ભૂલ થાય છે તે ભૂલનું જ વર્ણન કરેલ છે. તેઓ કહે છે કે, હે પ્રભો ! બીજી વાતોનો અનુભવ કરવામાં તો કોઈ પ્રકારનું કષ્ટ પણ થઈ શકે છે, પણ તારી કહેલી વાતનો અનુભવ કરવામાં કોઈ પણ પ્રકારનું કષ્ટ થતું નથી. વાસ્તવમાં જે વસ્તુ દૂર હોય છે તે વસ્તુનો અનુભવ કરવામાં જ કષ્ટ જણાય છે પણ જે વસ્તુ સમીપમાં હોય છે તે વસ્તુનો અનુભવ કરવામાં કોઈ પ્રકારનું કષ્ટ હોઈ જ શકે નહિ. તારું સ્વરૂપ પણ મારી સમીપ જ છે; એટલા માટે તારું સ્વરૂપ સમજવામાં વાર લાગી શકે નહિ તેમ કોઈ પ્રકારનું કષ્ટ પણ સહેવું પડે નહિ. પણ મેં જે ખરાબ આદતોને પકડી રાખી છે તે ખરાબ આદતોને છોડી દેવી મારા માટે મુશ્કેલ છે, અને તેથી જ તારું સ્વરૂપ જાણવું પણ મુશ્કેલ જણાય છે.

મન બુદ્ધિ વાણી તો ભણી પહુંચે નહીં લિગાર;
સાખી લોકાલોક કો નિર્વિકલ્પ નિર્વિકાર.

અર્થાત્—હે પ્રભો! તારું સ્વરૂપ એવું અદ્ભુત છે કે જ્યાં મારું મન પહોંચી શકતું નથી, અને વાણી તારું વર્ણન કરી શકતી નથી. તારું સ્વરૂપ આવું હોવા છતાં પણ તે મારા સમીપ જ છે એટલા માટે તારા એવા સ્વરૂપને જાણવું જરાપણ મુશ્કેલ નથી. તારું સ્વરૂપ જાણવા માટે આંખનો ઉપયોગ કરવાની આવશ્યકતા નથી તેમ વાણીદ્વારા તારાં સ્વરૂપ વિષે કાંઈ કહેવાની પણ આવશ્યકતા નથી. પરંતુ મારી બુદ્ધિ ફૂદકા મારી રહી છે એ કારણે સમીપ રહેલા તારા સ્વરૂપને પણ જાણવું મુશ્કેલ થઈ રહ્યું છે. હે! પ્રભો! મન, વાણી કે આંખો કરે પણ શું? તારે જો રૂપ હોય તો આંખો તેને જોઈ શકે, તને જોયો હોય તો વાણી કાંઈક કહી શકે અને તારા માટે કોઈ પ્રકારની કલ્પના થઈ શકતી હોય તો મન કોઈ પ્રકારની કલ્પના કરે પણ તું તો મન, બુદ્ધિ આંખો અને વાણીથી પર છે એ કારણે તારા સ્વરૂપ વિષે આંખો, મન, વાણી વગેરે પણ શું કરી શકે?

જેમાં કોઈ પ્રકારનું રૂપ જ નથી તે વસ્તુમાં કોઈ પ્રકારનો વિકાર પણ હોઈ શકે નહિ. શ્રી આચારાંગ સૂત્રમાં કહ્યું છે કેઃ—

**तक्का जत्थ न विज्जइ मई तत्थ न गाहईया सव्वे सरा निअट्टऽन्ति अप्पइट्ठाणस्स खेयन्ने से।**

અર્થાત્—જ્યાં તર્કને સ્થાન નથી, જ્યાં મતિની કલ્પના વિકલ્પના થઈ શકતી નથી અને જેનું વર્ણન કરવામાં કોઈ સ્વર સમર્થ નથી તે તારું સ્વરૂપ છે.

શાસ્ત્ર કહે છે કે, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ બધાં બાહ્ય સ્થૂલ પદાર્થોમાં જ હોય છે. પરંતુ લોકોએ જેનામાં રૂપ, રસ, ગંધ અને સ્પર્શાદિ હોય છે તે પદાર્થોને તત્સ્વરૂપ માની લીધાં છે, અને તેથી આ કારણે જ ભૂલ થઈ રહી છે. પરમાત્માના સ્વરૂપમાં વર્ણ નથી, ગંધ નથી, રસ નથી અને સ્પર્શ પણ નથી. આવા અરૂપી પરમાત્માને ચર્મ-ચક્ષુથી જોઈ શકાય ખરા! ચર્મચક્ષુ તો તે વસ્તુને જ જોઈ શકે છે કે જે વસ્તુમાં વર્ણાદિ હોય. પણ જેને કાંઈ વર્ણ જ નથી તે પરમાત્માના રૂપને આંખો કેવી રીતે જોઈ શકે?

કેટલાક લોકો કહે છે કે, અમે પરમાત્મા ઉપર રૂપ ચડાવીએ છીએ પણ જે પરમાત્મા સ્પર્શમાં જ આવતા નથી તે પરમાત્મા ઉપર રૂપ કેવી રીતે ચડાવી શકાય? પરમાત્માનું સ્વરૂપ તો એવું છે કે તે વર્ણ, ગંધ, રસ, સ્પર્શ વગેરેથી પર છે. પરમાત્માનું રૂપ આવું છે એ વાત પ્રાયઃ બધાં દાર્શનિકોએ માની છે. વસ્તુનું વર્ણન કરવામાં તો શંકરાચાર્ય પણ આમ જ કહે છે, અને પરમાત્માનું સ્વરૂપ બતાવવામાં તેઓ પણ એ જ કહે છે કેઃ—

**न शुक्लं न कृष्णं न रक्तं न पीतं न पीनं न कुब्जं न ह्रस्वं न दीर्घम्।**
**अरूपं तथा ज्योतिराकारकत्वात्तदेको विशिष्टः शिवः केवलोऽहम्॥**

પરમાત્માની પ્રાર્થના કરતાં શંકરાચાર્યે કહ્યું છે કે, પરમાત્મા સફેદ પણ નથી, કૃષ્ણ પણ નથી, લાલ પણ નથી, પીળા પણ નથી અને લીલા પણ નથી. આ પ્રમાણે પાંચેય વર્ણોમાંથી પરમાત્મા કોઈ પણ વર્ણનો નથી. તે કુબડો પણ નથી, પાતળો પણ નથી. જાડો પણ નથી, નાનો પણ નથી અને મોટો પણ નથી. અર્થાત્ કોઈ પ્રકારનું રૂપ જ નથી.

શ્રી આચારાંગ સૂત્રમાં પણ પરમાત્માના સ્વરૂપ વિષે આ જ વાત કહેવામાં આવી છે. જે આચારાંગસૂત્રનો પાઠ આગળ કહેવામાં આવ્યો છે તેની જ આગળ એમ કહેવામાં આવ્યું છે કે :—

**न दीहे न हस्से न वट्टे न तंसे न चउरंसे न परिमंडले न किण्हे न नीले न लोहिए न हलिद्दे न सुकिल्ले न सुरभिगंधे न तित्ते न कडुए न कसाए न अंबिले न महुरे न कक्खडे न मउए न गुरुए न लहुए न उण्हे, न निद्धे न लुक्खे न काउ न रूहे न संगे न इत्थी न पुरिसे न अन्नहा परिन्ने सन्ने उवमा न विज्जए अरूवी सत्ता अपयस्स पयं नत्थि।**

આ પ્રમાણે શ્રી આચારાંગસૂત્રમાં પણ એવું જ બતાવવામાં આવ્યું છે કે, જેવું શંકરાચાર્યે પરમાત્માનું સ્વરૂપ બતાવ્યું છે. શંકરાચાર્ય તો પાછળ થયા છે અને શ્રી આચારાંગ સૂત્ર તેમની પહેલાંનું છે. એટલા માટે પરમાત્માના સ્વરૂપ વિષે કોઈ પ્રકારની ભૂલમાં ન ન પડો. પરમાત્માને ચર્મચક્ષુદ્વારા જોવાની ઇચ્છા કરવી એ ભૂલ છે. જ્યારે તે પરમાત્મ મોટો પણ નથી, નાનો પણ નથી અને તેને કાંઈ વર્ણ પણ નથી તો પછી તેને ચર્મચક્ષુ દ્વારા કેવી રીતે જોઈ શકાય ? પરમાત્માનું સ્વરૂપ આવું છે છતાં તેને જાણવા વિષે કેવા પ્રકારની ભૂલ થઈ રહી છે તે જુઓ. આત્મા દૂરની વસ્તુને તો પકડવા દોડે છે અને નજદીકની વસ્તુને ભૂલી રહ્યો છે. આત્માએ પોતાની આ ભૂલને દૂર કરવાની આવશ્યકતા છે. જ્ઞાની જનો કહે છે કે, હે આત્મા! થોડા વખતને માટે વિકારોને દૂર કરી પરમાત્મ સ્વરૂપને જાણવાનો પ્રયત્ન કર, પછી જો કે કેવો આનંદ આવે છે ?

પરમાત્માનું સ્વરૂપ જાણવાથી આત્માને અપૂર્વ આનંદ આવે છે. છતાં આત્મા ભ્રમમાં પડી જઈ અપાત્રરમણીય થઈ રહ્યો છે. જો આત્મા થોડા વખતને માટે પણ પોતાનાં વિકારોને દૂર કરી પરમાત્મસ્વરૂપને જાણવાનો પ્રયત્ન કરે તો તેને ઘણોજ આનંદ પ્રાપ્ત થાય. પણ પરમાત્માનું સ્વરૂપ ત્યારે જ જાણી શકાય છે, કે જ્યારે વિકારોને દૂર કરવામાં આવે અને મનને એકાગ્ર કરવામાં આવે! લક્ષ્ય ત્યારે જ વેધી શકાય છે, કે જ્યારે બાણુ લક્ષ્યને બરાબર સાંધવામાં આવે અને મનને એકાગ્ર કરવામાં આવે! આ જ પ્રમાણે મનને એકાગ્ર કરી પરમાત્માનું સ્વરૂપ જાણવાનો જ્યારે તમે પ્રયત્ન કરશો ત્યારે પરમાત્માનું સ્વરૂપ જાણી શકશો અને એ દશામાં તમે અપૂર્વ આનંદને પ્રાપ્ત કરી શકશો.

પરમાત્માનું સ્વરૂપ જાણવા માટે સર્વ પ્રથમ તમારા વિષે એવો વિચાર કરો કે, તમે કોણ છો ? તમે માતાના ઉદરમાંથી જ આવ્યા નથી પણ પરલોકમાંથી આવ્યા છો અને પરલોકમાં જવાના છો. આ પ્રમાણે તમારો આત્મા અવિનાશી છે. આ પ્રમાણે બધા આસ્તિકો માને છે. આત્માનો નાશ પણ કેવી રીતે થાય ? જે વસ્તુમાં રૂપ, રસ, ગંધ, સ્પર્શાદિ છે તેનો નાશ થઈ શકે છે. આત્માનું સ્વરૂપ જાણ્યા બાદ પરમાત્માનું સ્વરૂપ જાણવામાં વાર લાગતી નથી.

આ ઉપરથી કોઈ એમ કહે કે, આત્મા જ્યારે અરૂપી છે તો પછી તે વર્ણ, ગંધ, રસ, સ્પર્શ વગેરેમાં શા માટે ફસાઈ રહ્યો છે ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, આત્મા પોતાના ખ્યાસથી વર્ણાદિમાં બંધાઈ રહ્યો છે. તે પોતે વર્ણવાળો નથી છતાં વર્ણવાળો બની રહ્યો

છે. તથા તે રૂપ, રસ, ગંધ અને સ્પર્શવાળો નથી છતાં પોતે રૂપ, રસ, ગંધ અને સ્પર્શવાળો બની રહ્યો છે. આમ બનવાનું કારણ એ જ છે કે, તે ધ્યાસમાં પડેલો છે. આત્મા પોતાના ધ્યાસથી જ એવો થઈ રહ્યો છે. આ ધ્યાસને મટાડવો એનું જ નામ મુક્તિ છે. અને ધ્યાસને મટાડી મુક્તિ પ્રાપ્ત કરવા માટે જ ઉપદેશ આપવામાં આવે છે. જો આત્માને આ ધ્યાસ ન હોય તો પછી મુક્તિની કોઈ આવશ્કતા જ ન રહે; પછી તો આત્મા મુક્ત જ છે. ધ્યાસ જ આત્માને બંધનનો બદ્ધ કરે છે અને ધ્યાસને દૂર કરવાથી જ આત્માને બંધનમાંથી મુક્તિ મળે છે. આત્મા ધ્યાસના બંધનમાંથી કેવી રીતે મુક્ત થઈ શકે એ બતાવવા માટે જ તમને લોકોને શાસ્ત્રનો ઉપદેશ આપવામાં આવે છે.

## સમ્યક્ત્વ પરાક્રમ—ત્રેવીશમો બોલ

શાસ્ત્રમાં અનુપ્રેક્ષા વિષે વિચાર કરી લેવામાં આવ્યો છે. હવે અનુપ્રેક્ષા બાદ ધર્મકથાના પ્રશ્ન વિષે વિચાર કરવામાં આવે છે. અનુપ્રેક્ષા કરનાર જ ધર્મકથાનો ઉપદેશ આપી શકે છે. લોકો સમજે છે કે ધર્મોપદેશ આપવો સરળ છે પણ વાસ્તવમાં ધર્મોપદેશ આપવો બહુ જ મુશ્કેલ છે. ધર્મોપદેશદ્વારા લોકોને સન્માર્ગ ઉપર પણ લાવી શકાય છે અને ઉન્માર્ગે પણ લઈ જઈ શકાય છે. ગાંધીજીનો એક લેખ પ્રકાશિત થયો હતો. તેમાં તેમણે હિન્દુધર્મનો ઉપદેશ કોણ આપી શકે ? તે બાબતમાં તેમના વિચાર દર્શાવ્યા હતા. શાસ્ત્રમાં પણ ધર્મનો ઉપદેશ કોણ આપી શકે છે ? તે વાત બતાવવામાં આવી છે. ગાંધીજીએ જે કાંઈ કહ્યું છે તે કહેવા પહેલાં શાસ્ત્રની વાત કહું છું કે, આ સંબંધમાં શાસ્ત્ર શું કહે છે ! શ્રી સૂયગડાંગ સૂત્રના અગિયારમા અધ્યયનમાં કહ્યું છે કેઃ—

आयगुत्ते सया दन्ते छिन्नसोए अणासवे ।
ते सुद्धधम्ममाक्खंति पडिपुण्णं महेसियं ॥

ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે, હે ભગવાન ! જે સમયમાં વીતરાગ હોતા નથી તે સમયમાં તેમના માર્ગનો ઉપદેશ કોણ આપી શકે છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને એમ કહ્યું છે કે, જે પોતાના આત્માને ગુપ્ત રાખતો હોય, ક્ષમાવાન હોય, ઇન્દ્રિયોનું દમન કરનાર હોય અને નિરાશ્રવી હોય તે જ વીતરાગના માર્ગનો ઉપદેશ આપી શકે છે, જે હિંસા કરતો ન હોય, ખોટું બોલતો ન હોય, કોઈની તણખલા જેવી તુચ્છ વસ્તુ પણ આજ્ઞા વિના લેતો ન હોય, સ્ત્રી માત્રને માતા સમાન માનતો હોય અને જે પોતાની પાસેનાં ધર્મોપકરણ તથા પોતાના શરીર ઉપર પણ મમત્વ રાખતો ન હોય તે જ વ્યક્તિ શુદ્ધ ધર્મનો ઉપદેશ આપી શકે છે.

આજે ધર્મમાં જે દોષો બતાવવામાં આવે છે તે દોષો ધર્મનાં નહિ પણ ધર્મોપદેશ આપનારનાં દોષ છે. ધર્મમાં તો કોઈ પણ વિકાર નથી પણ અનધિકારી લોકો ધર્મનો ઉપદેશ દેવા લાગ્યા છે એ જ કારણે ધર્મમાં વિકાર જણાય છે. જે અનધિકારી લોકો હોય છે તેઓ ધર્મનું શુદ્ધ સ્વરૂપ બતાવી શકતા નથી. ધર્મનું શુદ્ધ સ્વરૂપ તો તે જ બતાવી શકે છે, જે ભગવાને બતાવેલાં ગુણોથી યુક્ત ધર્મોપદેશક હોય. ગુણરહિત ધર્મોપદેશક શુદ્ધ ધર્મનો ઉપદેશ આપી શકતો નથી.

ધર્મનો ઉપદેશ કોણ આપી શકે છે એ વિષે ભગવાન મહાવીર શું કહે છે તે

કહી દેવામાં આવ્યું હવે ગાંધીજી આ વિષે શું કહે છે તે જોઈએ. ગાંધીજીએ પોતાના લેખમાં લખ્યું હતું કે, હિન્દુધર્મનો ઉપદેશ ન તો મોટા મોટા વિદ્વાનો જ આપી શકે છે તેમ ન શંકરાચાર્ય જ આપી શકે છે; પણ હિન્દુધર્મનો ઉપદેશ તે જ આપી શકે છે, કે જે હિંસા કરતો ન હોય, ખોટું બોલતો ન હોય તથા ચોરી, મૈથુન, પરિગ્રહ વગેરે દુર્ગુણોથી બચેલો હોય.

આ પ્રમાણે ધર્મકથાનો ઉપદેશ આપવો એ કાંઈ સરળ કામ નથી. પણ આજે તો ધર્મપદેશકો બોલવામાં જ રહે છે પછી ભલે તેઓ ધર્મોપદેશ આપવાના અધિકારી હોય કે ન હોય ? શાસ્ત્ર કહે છે કે, ધર્મકથાનો ઉપદેશ આપ્યા પહેલાં વાચના, પૃચ્છના, પરાવર્ત્તના અને અનુપ્રેક્ષા એ ચાર વાતોને સિદ્ધ કરનાર વ્યક્તિ જ ધર્મકથાનો ઉપદેશ આપી શકે છે. વાચના, પૃચ્છના, પરાવર્ત્તના અને અનુપ્રેક્ષા એ ચાર વાતોને સિદ્ધ કરવામાં ન આવે અને ધર્મોપદેશ આપવા લાગે તો તે ધર્મોપદેશ લોકોના હૃદય ઉપર સારી અસર કરવાને બદલે વિરુદ્ધ અસર પણ કરી શકે છે. શાસ્ત્રમાં ધર્મકથાનો પ્રશ્ન આ ચાર વાતો બાદ એ જ કારણે લેવામાં આવ્યો છે કે, જેનામાં આ ચાર વાતો ( વાચના, પૃચ્છના, પરાવર્ત્તના અને અનુપ્રેક્ષા ) હોય તે જ ધર્મકથા કરી શકે । આ ધર્મકથા વિષે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કેઃ—

## ત્રેવીશમો બોલ

### (२३) धम्मकहाए णं भंते ! जीवे किं जणेइ ?

અર્થાત્–હે ! ભગવન્ ! ધર્મકથા કરવાથી જીવને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કેઃ—

**धम्मकहाए णं निज्जरं जणयइ, धम्मकहाए णं पवयणं पभावेइ, पवयणपभावेणं जीवे आगमेसस्स भद्दत्ताए कम्मं निबंधइ ॥ २३ ॥**

અર્થાત્—ધર્મકથાથી નિર્જરા થાય છે અને જિનેશ્વરોનાં પ્રવચનોની પ્રભાવના થાય છે. એવાં પ્રવચનોના પ્રભાવથી ભવિષ્યકાળમાં તે જીવ શુભ ( ભદ્ર ) કર્મને બાંધે છે.

ધર્મકથા કરવાથી જીવને શો લાભ થાય છે એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને પહેલી વાત તો એ કહી છે કે, ધર્મકથા કરનારનાં કર્મોની નિર્જરા થાય છે. ધર્મકથા કરનારે કોઈ પ્રકારના પ્રલોભનમાં ન પડતાં એમ માનવું જોઈએ કે, હું તો ધર્મકથાદ્વારા મારા પોતાનાં કર્મોની નિર્જરા કરી રહ્યો છું.

સ્ત્રીઓ પોતાના ઘરનો કચરો સાફ કરે છે તેના બદલામાં શું તેઓ કોઈની પાસે પૈસા માંગે છે ? માતા પોતાનાં સંતાનોની સેવા કરે છે તો શું માતા સંતાનો પાસે કોઈ પ્રકારનો બદલો માંગે છે ? પોતાના ઘરનો કચરો સાફ કરનાર સ્ત્રી કે પોતાનાં સંતાનોની સેવા કરનાર માતા કોઈ પ્રકારનો બદલો ચાહતી નથી તેનું કારણ એ જ છે કે, તેઓ તે કામને પોતાનું જ માને છે. જ્યારે માતા પણ પોતાનું કામ માનીને કોઈ પ્રકારનો બદલો લેવા ચાહતી નથી તો પછી સાધુઓ ધર્મકથા કરવાના બદલામાં કાંઈ ચાહે એ ઉચિત કેમ કહી શકાય ? સાધુએ તો એમ સમજવું જોઈએ કે, હું જે કાંઈ કરી રહ્યો છું તે બધું આત્માના કચરાને

સાફ કરવા માટે જ કરી રહ્યો છું. એટલા માટે મારે મારા કાર્યનો બદલો લેવાનો કોઈ પ્રકારનો લોભ રાખવો ન જોઈએ. એટલું જ નહિ પણ વાહ-વાહની ઇચ્છા પણ કરવી ન જોઈએ. પણ બધાં કામો કર્મોની નિર્જરા કરવા માટે જ કરવાં જોઈએ. પોતાના ઘરનો કચરો સાફ કરનાર સ્ત્રી એમ વિચારતી નથી કે, હું ઘરનો કચરો સાફ કરી કોઈ ઉપર ઉપકાર કરી રહી છું. આ જ પ્રમાણે સાધુએ પણ ધર્મકથા કહીને કોઈ પ્રકારનું અભિમાન કરવું ન જોઈએ. વળી એમ પણ વિચારવું ન જોઈએ કે, મેં કોઈને ધર્મોપદેશ આપી બીજા ઉપર ઉપકાર કર્યો છે! આ જ પ્રમાણે સાધુએ એ વાતને કારણે દુઃખ પણ માનવું ન જોઈએ કે મારી વાતને કોઈ માનતું કે સાંભળતું નથી!

કહેવાનો આશય એ છે કે, જ્યારે પોતાના આત્માને પવિત્ર બનાવવામાં આવે ત્યારે જ ધર્મકથા કહી શકાય છે! જે વાતનો ઉપદેશ આપવાનો હોય તે વાત માટે સાધુએ પોતે પહેલાં સાવધાન થવું જોઈએ અને એમ વિચારવું જોઈએ કે, મારા આ ઉપદેશને કોઈ માને કે ન માને પણ મને તો તેથી લાભ જ થવાનો છે. ઉદાહરણ તરીકે જો સાધુસાધ્વી પોતે જ રેશમી કપડાં પહેરે તો શું તેઓ બીજાઓને રેશમી કપડાં ત્યાગવાનો ઉપદેશ આપી શકે? સાધુએ કેવળ લજ્જાની રક્ષા માટે શાસ્ત્ર વિહિત અને પરિમિત વસ્ત્રો રાખવાં જોઈએ. પણ એવાં વસ્ત્રો રાખવાં ન જોઈએ કે જે વસ્ત્રો મોહ પેદા કરે એવાં કીંમતી કે સુંદર હોય! અમારામાં હજી સર્વથા વસ્ત્રો છોડી દેવાની શક્તિ આવી નથી એટલા માટે અમારે વસ્ત્રો પહેરવાં પડે છે. પણ એવાં સાદાં વસ્ત્રો પહેરવાં જોઈએ, કે જેથી ફેશન પણ ન થાય અને મોહ પણ ન થાય!

મતલબ કે, સાધુએ એ વાતનું દુઃખ માનવું ન જોઈએ કે અમારા ઉપદેશને કોઈ માનતું કે સાંભળતું નથી! તેમણે તો એમ વિચારવું જોઈએ કે, મારા ઉપદેશને બીજા લોકો માને કે ન માને, પણ જો હું પોતે ઉપદેશ આપવા પ્રમાણે વર્તું તો તેમાં મારું કલ્યાણ જ છે.

## મયણરેહા ચરિત્ર—૪૯

મયણરેહાએ દેવની પાસે બીજું કાંઈ માંગ્યું નહિ પણ એ જ માંગ્યું કે, મને મિથિલા-નગરીમાં પહોંચાડી દો. ત્યાં પુત્રને પણ મળી શકીશ અને સતી-સાધ્વીનો સંગ પણ કરી શકીશ. મયણરેહાનું આ કથન સાંભળી દેવ પણ આશ્ચર્યચકિત થઇ કહેવા લાગ્યો કે, આ સતી કેવી છે કે તેણીએ મારી પાસે બીજું કાંઈ માંગ્યું નહિ.

લોકો દેવને મોટા માને છે, પણ એ જુઓ કે, દેવ કોની કૃપાથી મોટા બન્યા છે! દેવને જે ઋદ્ધિસંપદા પ્રાપ્ત થાય છે તે ધર્મની કૃપાથી જ પ્રાપ્ત થાય છે. એટલા માટે દેવો જેનામાં ધર્મ હોય છે તેમને નમન કરે છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**देवा वि तं नमस्सन्ति जस्स धम्मे सया मणो ।**

અર્થાત્-ધર્મીને દેવો પણ નમસ્કાર કરે છે. આમ હોવા છતાં આજે કેટલાક લોકો દેવને મોટા માને છે અને દેવને નારિયલ વગેરે ચડાવી તેમને વશ કરવા ચાહે છે. આ એક પ્રકારની નિર્બળતા છે. હાથમાં ભલે સોનાની લાકડી હોય, છતાં જેના હાથમાં લાકડી હોય છે તેને માટે એમ માનવામાં આવે છે કે, તે નિર્બળ છે એટલા જ માટે તે લાકડી રાખે છે. આ જ પ્રમાણે જે પરમાત્માને છોડીને દેવાદિને નારિયેલ વગેરે ચડાવવાનો ઢોંગ

કરે છે તેને માટે પણ એમ સમજવું જોઈએ કે તે અજ્ઞાનતાથી યુક્ત છે અને આ અજ્ઞાનતાને કારણે જ સાંસારિક પદાર્થની કામનાને પૂર્ણ કરાવવા માટે પરમાત્મા પાસે યાચના કરે છે. પરંતુ પરમાત્માની પ્રાર્થના કરવામાં સાંસારિક પદાર્થોની કામના બાધક હોય છે અને તેથી તેમની યાચના નિષ્ફળ જાય છે. ભક્તિસૂત્રમાં કહ્યું છે કે :—

**सा न कामयमाना निरोधरूपत्वात् ।**

અર્થાત્—કામના પરમાત્માની ભક્તિને નષ્ટ કરનારી છે, માટે પરમાત્માની પ્રાર્થના કરવામાં કોઈ પ્રકારની સાંસારિક કામના રાખવી ન જોઈએ.

મુનિને વંદન કરી દેવ સતીને પોતાના વિમાનમાં બેસાડી રવાના થયો. દુનિયામાં કોઈને મોટર મળી જાય છે તો તેને એવું અભિમાન થઈ જાય છે કે, હું મોટરમાં બેઠો છું. પણ સતી દેવના વિમાનમાં બેઠી છે છતાં તેને કોઈ પ્રકારનું અભિમાન થતું નથી. તેને દેવનું વિમાન કે તેમાં જડેલાં મોતી વગેરેને જોઈ કોઈ પ્રકારનો વ્યામોહ પેદા ન થયો. એ ધર્મ જ્ઞાનનો જ પ્રતાપ છે.

**પુત્ર સાધ્વી સ્થાન યહાં યહ, કહાં જાના સુખધામ;**
**પ્રથમ સાધ્વી દર્શન પાઉં, જિસસે સુધરે કામ. ॥સતી૦ ૨૦૧॥**

વિમાનમાં સતીને નિષ્કામ રીતિએ બેઠેલી જોઈ તે દેવ વિચારવા લાગ્યો કે, હું તો આ વિમાનને જોઈ આશ્ચર્ય પ્રગટ કરું છું અને એમ વિચારું છું કે, મનુષ્યભવમાં મેં આવું વિમાન કોઈ દિવસ જોયું ન હતું, કેવળ શાસ્ત્રદ્વારા તે વિષે સાંભળ્યું હતું. આ પ્રમાણે આ વિમાનને જોઈ મને તો વ્યામોહ પેદા થયો પણ આ સતીને તો જરા પણ મોહ પેદા થયો નથી! આ પ્રમાણે વિચાર કરી દેવે સતીને કહ્યું કે, હું તમને એક વાત પૂછવા ચાહું છું. સતીએ તેને કહ્યું કે, તમારે જે કાંઈ પૂછવું હોય તે ખુશીથી પૂછો. દેવે પૂછ્યું કે, આ વિમાન કે આ વિમાનમાં જડવામાં આવેલાં મોતીઓ શું તમને સારાં લાગતાં નથી કે તમે આ પ્રમાણે મૌન થઈને બેઠા છો અને આ વિમાન તરફ જોતા પણ નથી? મયણરેહાએ ઉત્તર આપ્યો કે, તમે સર્વપ્રથમ એ વિચારો કે, આ વિમાન આવ્યું ક્યાંથી? આ વિમાન જે વસ્તુમાંથી આવ્યું હોય તેના તરફ જોવું જોઈએ કે આ વિમાનને જોવું જોઈએ?

જો કે વિજળીનો પ્રકાશ ગ્લોબમાંથી આવે છે પણ તેનામાં શક્તિ તો પાવરહાઉસમાંથી જ આવે છે. વિજળીનો પ્રકાશ જે ગ્લોબ આપે છે તે સારો લાગતો હશે પણ જે પાવરહાઉસ તેનામાં પ્રકાશ આપવાની શક્તિ આપે છે તે પાવરહાઉસ જો ન હોય તો શું ગ્લોબ પ્રકાશ આપી શકે છે? આમ હોવા છતાં ગ્લોબ તો સારો લાગે અને પાવરહાઉસ સારું ન લાગે તો એ એક પ્રકારની ભૂલ જ કહેવાય!

આ જ પ્રમાણે સતી પણ દેવને કહી રહી છે કે, આપ આ વિમાનને સારું માનો છો પણ આ વિમાન ક્યાંથી આવ્યું છે? તમે તે દિવસને યાદ કેમ કરતા નથી, કે જે દિવસે તમારા મસ્તક ઉપર તલવારનો ઘા પડ્યો હતો અને તમે મારા ખોળામાં પડી જઈ તમારા મોટાભાઈ ઉપર ક્રોધ કરી રહ્યા હતા! જો તે વખતે મેં તમને જે ઉપદેશ આપ્યો હતો તે આપવામાં આવ્યો ન હોત તો શું તમને આ વિમાન મળી શકત? નહિ. તો પછી જે શબ્દોને કારણે આ વિમાન મળ્યું છે તે વિમાનના લોભમાં પડી જઈ તે શબ્દોને ભૂલી જવાં

એ શું ઉચિત છે ? હું આ વિમાન ઉપર લલચાતી નથી પણ જે શક્તિને કારણે આ વિમાન મળ્યું છે તે શિક્તનો વિચાર કરી રહી છું અને તે શક્તિને નમન કરી રહું છું. તમે પણ આ વિમાન ઉપર લલચાઈ ન જાઓ, પણ જે ધર્મભાવનાથી આ વિમાન મળ્યું છે તે ધર્મ-ભાવનાને જુઓ. તમે પ્રત્યક્ષ તો ધર્મ કરી શકતા નથી. કેવળ ધર્મભાવનાથી જ ધર્મ કરી શકો છો. આ ધર્મભાવનાને તમે ભૂલી ન જાઓ.

આ પ્રમાણે આનંદથી વાત કરતાં કરતાં સતી અને દેવ મિથિલાની પાસે પહોંચ્યા. મિથિલાની પાસે પહોંચીને દેવે સતીને કહ્યું કે, આ મિથિલા નગરી છે. આ નગરીમાં તમારો પુત્ર પણ છે અને સાધ્વીઓ પણ છે. બોલો, પહેલાં કોની પાસે જવું છે ? સતીએ ઉત્તર આપ્યો કે, મારા હૃદયમાં પુત્ર પ્રતિ સ્નેહ તો છે, પણ હું તમને જે સહાયતા આપી શકી હતી અને જે સહાયતા મળવાથી તમે નરકમાંથી બચી દેવ થયા તે સહાયતા સતીઓના પ્રતાપથી જ આપી શકી હતી. આત્માનું કલ્યાણ કરનાર સતીઓ જ છે. પુત્ર આત્માનું કલ્યાણ કરી શકે નહિ. એટલા માટે તમે પહેલાં મને સાધ્વીઓ–સતીઓની પાસે લઈ જાઓ અને તેમનું દર્શન મને કરાવો.

સતીનું આ કથન સાંભળી દેવ ઘણો પ્રસન્ન થયો. તે વિચારવા લાગ્યો કે, એક બાજુ તો પુત્રસ્નેહ છે અને બીજી બાજુ સાધ્વીઓ પ્રત્યે ધર્મપ્રેમ છે ! આ કેવી છે કે તે પુત્ર પ્રત્યે સ્નેહ હોવા છતાં પહેલાં સતીઓ પાસે જ જવાનું ઉચિત માને છે અને સતીઓ પાસે જ પહેલાં લઈ જવાનું મને કહે છે. હવે દેવ મયણરેહાને સાધ્વીઓ–સતીઓની પાસે કેવીરીતે લઈ જાય છે તે વિષે હવે પછી આગળ વિચાર કરવામાં આવશે.

---

## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૪ કારતક શુદ ૪ રવિવાર

### પ્રાર્થના

---

**ધર્મ જિનેશ્વર મુજ હિવડે વસો, પ્યારા પ્રાણ સમાન;**
**કબહું ન વિસરું ચિંતારૂં નહીં, સદા અખંડિત ધ્યાન.**
**ધરમ જિનેશ્વર મુજ હિવડે વસો. ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી ધર્મનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્માની પ્રાર્થના કરવામાં ચિત્તને એકાગ્ર કરવાની આવશ્યકતા છે. એકાગ્ર ચિત્તથી કરવામાં આવેલી પ્રાર્થના જ સાચી પ્રાર્થના છે. એ ઉપરથી કોઈ એમ કહે કે, ચિત્તને એકાગ્ર તો કોઈ યોગી મહાત્મા જ કરી શકે. અમારા જેવા ગૃહપ્રપંચમાં પડેલા લોકો ચિત્તને એકાગ્ર કેવીરીતે કરી શકે ? આ કથનના ઉત્તરમાં જ્ઞાનીજનો કહે છે કે, તમે લોકો ગૃહપ્રપંચમાં ફસાએલા હો છતાં ચિત્તને એકાગ્ર કરવાની તમારામાં શક્તિ છે. જો તમે આ વિષે ઉંડો વિચાર કરશો તો તમને જણાશે કે, ગૃહપ્રપંચમાં સપડાએલા હોવા છતાં તમે પરમાત્માની પ્રાર્થના કરવા માટે ચિત્તને એકાગ્ર કરી શકો છો આ પ્રાર્થનામાં કહ્યું છે કેઃ—

જ્યોં પનિહારી કુંભ ન વીસરે, નટવો વૃત્તા નિદાન;
પલક ન વીસરે પદમણી, પિયુ ભણી ચકવી ન વીસરે ભાણ. ધર્મ૦

જ્યોં લોભી મન ધનકી લાલસા, ભોગી કે મન ભોગ;
રોગી કે મન માને ઔષધી, જોગી કે મન જોગ. ધર્મ૦

અર્થાત્—જે પ્રમાણે પનિહારી ઘડા પ્રત્યે, નટ દોરી પ્રત્યે, પતિવ્રતા સ્ત્રી પતિ પ્રત્યે, ચક્રવાક સૂર્ય પ્રત્યે, લોભી માણસ ધન પ્રત્યે, ભોગીજનો ભોગી પ્રત્યે, રોગીલોકો ઔષધી પ્રત્યે અને યોગી મહાત્માઓ યોગ પ્રત્યે મનને એકાગ્ર રાખે છે, તે જ પ્રમાણે પરમાત્માની પ્રાર્થનામાં મનને એકાગ્ર રાખવું જોઈએ. ઉપર કહેવામાં આવેલાં ઉદાહરણો ઉપરથી એ સ્પષ્ટ જણાય છે કે, જે પ્રમાણે ઉદાહરણમાં કહેવામાં આવેલા લોકો અન્ય કામો કરવા છતાં પોતાના કાર્યવિશેષમાં પોતાના મનને એકાગ્ર રાખે છે, તે જ પ્રમાણે ગૃહકાર્ય કરવાની સાથે લોકો પરમાત્માની પ્રાર્થનામાં પણ મનને એકાગ્ર રાખી શકે છે. પરંતુ આત્મા, બીજાં કામોમાં મનને એકાગ્ર રાખવામાં ભૂલ કરતો નથી પણ પરમાત્માની પ્રાર્થના કરતી વખતે મનને એકાગ્ર રાખવામાં ભૂલ કરી રહ્યો છે. આ જ કારણે ઉપરનાં ઉદાહરણો આપી આત્માને એમ સમજાવવામાં આવ્યો છે કે, જે પ્રમાણે આ બધાં પોતાના મનને એકાગ્ર રાખે છે તે જ પ્રમાણે જો તારે પરમાત્માની પ્રાર્થના કરવી હોય તો તું પરમાત્માની પ્રાર્થના કરવામાં તારા મનને એકાગ્ર કર.

સંસારમાં પ્રત્યેક કાર્ય કરવામાં મનને એકાગ્રતા રાખવાની આવશ્યક્તા છે. મનને એકાગ્ર રાખ્યા વિના સંસારનું કોઈપણ કાર્ય સફળ થતું નથી આ વાતને દૃષ્ટિમાં રાખીને જ પાતંજલ યોગસૂત્રમાં ચિત્તની સર્વાર્થતા અને એકાગ્રતા એ બે વૃત્તિઓ બતાવવામાં આવી છે. સર્વાર્થતા અને એકાગ્રતા એ બન્નેય ચિત્તની વૃત્તિઓ છે. જગતનાં પદાર્થોના અર્થને ગ્રહણ કરવાં એ સર્વાર્થતા છે અને કોઈ કાર્યવિશેષમાં મનને એકાગ્ર કરવું એ એકાગ્રતા છે. તમારા લોકોમાં અર્થગ્રાહિતા તો છે જ. આંખ પોતાનાં અર્થને ગ્રહણ કરે છે. નાક પોતાનાં અર્થને ગ્રહણ કરે છે. આ જ પ્રમાણે કાન, જીભ, ત્વચા અને મન પોતપોતાનાં અર્થને ગ્રહણ કરે છે. કયા અર્થને કયા સમયે કોનીદ્વારા ગ્રહણ કરવાનો વિચાર રાખવો તેનું નામ સર્વાર્થતા છે. આ પણ મનની એક વૃત્તિ છે અને આ વૃત્તિ તમારામાં છે જ. પણ આ વૃત્તિની સાથે એકાગ્રતા હોવી પણ આવશ્યક છે. કારણ કે એકાગ્રતા ન હોય તો કોઈ પણ કાર્ય સફળ થઈ શકતું નથી. આ સર્વાર્થતા પણ એકાગ્રતા સાથે હોય તો જ કાર્ય સાધી શકે છે. એકાગ્રતા હોય તો જ કોઈ કાર્ય સફળ થઈ શકે છે. ઉદાહરણ તરીકે એમ માનો કે, એક સ્ત્રી ઘડો માથે લઈ પાણી ભરવા જાય છે. જો તે પાણીથી ભરેલો ઘડો માથે ઉપાડી પોતાના મનને એકાગ્ર ન રાખે તો એ દશામાં કાંતે તો ઘડો ફોડશે અથવા પોતે પડી જશે. એટલા માટે પાણીનો ઘડો ઉપાડતી વખતે પનિહારીએ મનને એકાગ્ર રાખવું આવશ્યક છે. આ જ પ્રમાણે પ્રત્યેક કાર્યમાં ચિત્તને એકાગ્ર રાખવાની આવશ્યક્તા રહે છે અને પ્રત્યેક કાર્ય ત્યારે જ પૂર્ણતાને પ્રાપ્ત થઈ શકે છે કે જ્યારે તે કાર્ય કરતી વખતે ચિત્તને એકાગ્ર રાખવામાં આવે !

જ્યારે પાણી ભરનારી સ્ત્રીને પોતાના મનને એકાગ્ર રાખવું પડે છે અને તે પોતાના મનને એકાગ્ર રાખી શકે છે. તો પછી શું તમે પરમાત્માની પ્રાર્થના કરવામાં તમારા મનને એકાગ્ર રાખી ન શકો! જ્ઞાનીજનો કહે છે કે, તું ગૃહપ્રપંચના નામે પરમાત્માની પ્રાર્થનામાં મનને એકાગ્ર કરવાનું મુશ્કેલ માને છે પણ એ તારી ભૂલ છે. જે પ્રમાણે પનિહારી અન્ય કામ કરતી પોતાના મસ્તક ઉપર મૂકેલા ઘડાને ભૂલી જતી નથી તે જ પ્રમાણે તું પણ સંસારના કામમાં પરમાત્માને ભૂલી ન જા. બસ! આમ કરવાથી તું તારું દરેક કામ સાધી શકીશ. એટલા માટે સર્વાર્થતાને દૂર કરી એકાગ્રતાને ધારણ કર. આમ કરવાથી તારાં વ્યાવહારિક કાર્યો પણ અટકશે નહિ અને તું પરમાત્માની પ્રાર્થના પણ સાચી રીતે કરી શકીશ. પરમાત્માની પ્રાર્થનામાં મનને એકાગ્ર કરવાથી તારાં બીજાં વ્યાવહારિક કાર્યો પણ ઠીક થઈ જશે. જે પ્રમાણે પનિહારી મનને એકાગ્ર કરી પાણી ભરી આવે છે ત્યારે તે પાણીદ્વારા કેટલાં વ્યાવહારિક કામો થાય છે. પણ જો પનિહારી પાણી ભરતી વખતે મનને એકાગ્ર ન રાખે અને એ કારણે પાણીનો ઘડો ફુટી જાય તો પાણીના અભાવે કેટલાં કામો અટકી જાય! આ જ પ્રમાણે પરમાત્માની પ્રાર્થનામાં મનને એકાગ્ર કરો તો તમારા આધ્યાત્મિક કાર્યોની સાથે જ વ્યાવહારિક કાર્યો પણ સુગમતાપૂર્વક થઈ શકશે. મનને એકાગ્ર રાખવાનો અભ્યાસ પડી જવાથી, તમે સાંસારિક પ્રપંચોમાં રહેવા છતાં પણ, પરમાત્માની પ્રાર્થનામાં મનને એકાગ્ર રાખી શકશો. જેમકે પાણી ભરનારી સ્ત્રીઓને માટે એમ કહેવામાં આવે છે કેઃ—

પાંચ સાત મિલ સહેલિયાં, હિલમિલ પાની જાય;
તાલી દે ખડખડ હંસે, ચિત્ત ગગરિયા માંય.

પાણી ભરવા માટે ગએલી પાંચ સાત સહેલીઓ પરસ્પર હસે છે, બોલે છે પણ તેમનું ધ્યાન તો ઘડામાં જ રહે છે. તે સહેલીઓ ઘડાની રક્ષાનું ધ્યાન રાખતી હસે છે તથા વાતો કરે છે. આ જ પ્રમાણે જ્યારે તમે પરમાત્મામાં મનને એકાગ્ર રાખવાનો અભ્યાસ કરી લેશો ત્યારે પરમાત્મામાં મનને એકાગ્ર રાખવાની સાથે જ બીજાં કામો પણ કરી શકશો.

ઉપરના કથનથી બે વાતો ફલિત થાય છે. એક તો અભ્યાસ કરવા માટે સર્વપ્રથમ મનને બીજી બાજુથી તદ્દન દૂર કરી પરમાત્મામાં પરોવી દેવું, અને બીજી વાત એ કે, જ્યારે અભ્યાસ થઈ જાય ત્યારે વ્યાવહારિક કામો કરવા છતાં પણ પરમાત્મામાં મનને એકાગ્ર રાખવું. ઉપરની બન્ને વાતો ધ્યાનમાં લઈ તમે પરમાત્માની પ્રાર્થના કરવામાં મનને એકાગ્ર રાખવાનો પ્રયત્ન અને અભ્યાસ કરશો તો તમે પરમાત્મામાં મનને એકાગ્ર રાખવાની સાથે વ્યાવહારિક કાર્યો પણ તમે સફળતાપૂર્વક કરી શકશો.

## સમ્યક્ત્વ પરાક્રમ—ત્રેવીશમો બોલ

શાસ્ત્રમાં ધર્મકથાનો પ્રશ્ન ચાલી રહ્યો છે. ધર્મકથા કરવાથી અર્થાત્ ધર્મદેશના આપવાથી જીવને શો લાભ થાય છે એ પ્રશ્ન ભગવાનને પૂછવામાં આવ્યો છે. ધર્મકથા એટલે શું અને ધર્મકથા કેટલા પ્રકારની છે એ વિષે શ્રી સ્થાનાંગ સૂત્રમાં ઘણું વર્ણન કરવામાં આવેલ છે. એ બધાં વર્ણનનો સાર એ જ છે કે, ધર્મકથામાં ધર્મની જ વાત હોવી જોઈએ, બીજી કોઈ વાત ન હોવી જોઈએ. ધર્મકથા કરતાં કોઈવાર સ્ત્રી, રાજા કે રાજ્યની વાત પણ આવે

છે અથવા આવી શકે છે પણ આ બધી વાત ધર્મની સિદ્ધિ માટે હોવી જોઈએ; મોહની વૃદ્ધિ કરે એવું કોઈ પ્રકારનું વર્ણન ધર્મકથામાં હોવું ન જોઈએ. મોહની વૃદ્ધિ કરે એવું વર્ણન જો કરવામાં આવે તો તે કથા ધર્મકથા નહિ પણ મોહકથા થઈ જાય !

આજકાલ ધર્મકથાના નામે એવાં એવાં રાસો ગાવામાં આવે છે કે, જેથી જીવ વધારે મોહમાં પડી જાય છે. આ પ્રકારનાં મોહપોષક રાસને ધર્મકથા કેવીરીતે કહી શકાય ? ધર્મકથા તેને જ કહી શકાય, કે જે કથાને સાંભળી મોહ પેદા ન થાય, પણ ધર્મની ભાવના જ પેદા થાય. કોઈપણ વસ્તુનો સદુપયોગ થઈ શકે છે તેમ દુરુપયોગ પણ થઈ શકે છે. આ જ પ્રમાણે ઉપદેશદ્વારા ધર્મભાવનાને પુષ્ટ કરે એવી ધર્મકથા પણ કહી શકાય છે અને મોહને પેદા કરે એવી મોહકથા પણ કહી શકાય છે; પણ સાચી ધર્મકથા તો તે જ છે, કે જે ધર્મભાવનાને જ વૃદ્ધિગત કરે.

ધર્મકથા કરવાથી શું ફળ મળે છે એવો પ્રશ્ન ભગવાનને પૂછવામાં આવ્યો છે ? પ્રત્યેક વસ્તુનાં સારા-નરસાનો નિર્ણય તેનું ફળ જોઈને જ કરવામાં આવે છે. જો ફળ સારું આવે તો તે વસ્તુ સારી માનવામાં આવે છે અને જો ફળ સારું ન આવે તો તે વસ્તુ ખરાબ માનવામાં આવે છે. આ જ પ્રમાણે ધર્મકથાનું ફળ કેવું મળે છે એ અત્રે જોવાનું છે. ધર્મકથાનું એક ફળ ભગવાને એ બતાવ્યું છે કે, ધર્મકથા કરવાથી નિર્જરા થાય છે. જેનાથી નિર્જરા થાય તે તો ધર્મકથા છે અને નિર્જરા ન થાય તો તે ધર્મકથા નથી.

અહીં નિર્જરાની મતલબ કર્મની નિર્જરા સાથે છે. ધર્મકથાથી કર્મોની નિર્જરા થઈ છે કે નહિ એનું લક્ષણ વિકારોનું દૂર થવું એ છે. જો વિકારો દૂર થાય અને ચિત્તને શાન્તિ થાય તો તે ધર્મકથા છે અને જો એમ ન થાય તો તે ધર્મકથા નથી. જેનાથી તરસ છીપાય તે પાણી છે અને જેનાથી ભૂખ મટે તે ભોજન છે. આ જ પ્રમાણે જેનાથી ચિત્તનાં વિકારો દૂર થાય અને શાન્તિ પેદા થાય તો સમજવું કે, અમારા કર્મોની નિર્જરા થઈ રહી છે; અને જેનાથી કર્મોની નિર્જરા થાય તે જ ધર્મકથા છે.

ધર્મકથાદ્વારા ચિત્તનાં વિકારો દૂર થાય છે અને ચિત્તને શાન્તિ થાય છે. એટલા માટે સર્વપ્રથમ પોતાનાં વિકારો કયા છે તે જોવાની આવશ્યક્તા રહે છે. ડૉકટર રોગીને દવા આપતાં પહેલાં રોગનું નિદાન કરે છે. જ્યાંસુધી રોગનું નિદાન કરવામાં ન આવે ત્યાંસુધી દવા કેવીરીતે આપી શકાય ? આ જ પ્રમાણે જ્યાંસુધી પોતાનાં વિકારો જાણવામાં ન આવે ત્યાંસુધી એ વાતનો નિર્ણય કેવીરીતે થઈ શકે કે, ધર્મકથા સાંભળવાથી વિકારો દૂર થયાં છે કે નહિ ? એટલા માટે સર્વપ્રથમ પોતાનાં વિકારોને જાણવાની આવશ્યક્તા રહે છે. વિકારોમાં સૌથી મોટો વિકાર મોહ છે. મોહ જ બીજાં વિકારોને પેદા કરે છે. પછી ભલે તે મોહ કામનો હોય કે ક્રોધનો હોય, લોભનો હોય કે કોઈ બીજા પ્રકારનો હોય ! પણ વિકારોનો રાજા તો મોહ જ છે. જેને સાંભળવાથી મોહ ઓછો થાય તે જ ધર્મકથા છે, અને જેને સાંભળવાથી મોહ ઓછો ન થાય પણ ઉલટો વધવા પામે તે ધર્મકથા નહિ પણ મોહકથા છે.

તમે લોકો વ્યાખ્યાન સાંભળવા માટે દરરોજ આવો છો. પણ એ જુઓ કે, શું તમે ધર્મકથા સાંભળી છે ? જો સાંભળી છે તો શું તમારાં વિકારો મટયાં કે ઓછાં થયાં છે ? જો નહિ તો એને માટે એમ જ કહી શકાય કે, કાં તો ધર્મકથા સાંભળનારમાં કાંઈક ખામી છે અથવા ધર્મકથા સંભળાવનારમાં કાંઈક ખામી છે. હું પોતાને માટે તો એમ જ

માનું છું કે, મારામાં જ ખામી છે. ભગવાનનો ઉપદેશ સાંભળીને તો સિંહ અને બકરી પણ પરસ્પરનો વૈરભાવ છોડી દેતાં હતાં. તમે લોકો મારો ઉપદેશ સાંભળી જો પરસ્પરનો વૈરભાવ ન છોડો તો એને માટે મારી જ ખામી સમજવી જોઈએ. મારે આ ખામીને દૂર કરવી જોઈએ, આ જ પ્રમાણે જો તમે તમારી ખામી માનો તો તમારે પણ તમારી ખામી દૂર કરવી જોઈએ. મારે વ્યાખ્યાન આપવું અને તમારે તે વ્યાખ્યાન સાંભળવું એ કર્મની નિર્જરા કરવા માટે જ હોવું જોઈએ. આ પ્રમાણે ધર્મકથાનું એક ફળ તો એ છે કે, ધર્મકથા કરવાથી કર્મની નિર્જરા થાય છે. ધર્મકથાનું બીજું શું ફળ મળે છે ? ! તો એને માટે ભગવાન કહે છે કે, જે ધર્મકથા કરે છે તે પ્રવચનની આરાધના કરે છે. વચન અને પ્રવચનમાં ઘણું અંતર છે. વચન તો સાધારણ હોય છે અને પ્રવચનમાં બીજાનો લાભાલાભ રહેલો હોય છે. ઉદાહરણ તરીકે માનો કે, કોઈ એક ન્યાયાધીશ પોતાના ઘેર ઘરના લોકોની સાથે વાતચીત કરે છે અને તે જ ન્યાયાધીશ કોર્ટમાં પોતાના પદ ઉપર બેસી ન્યાય આપે છે. આ બન્ને પ્રકારની વાતમાં કેટલું અંતર છે ? ઘરની વાતમાં તો પ્રાયઃ કોઈનો લાભ કે કોઈનો ગેરલાભ થતો નથી પણ કોર્ટમાં ન્યાય આપવામાં બીજાનો લાભ કે ગેરલાભ થાય છે. વચન અને પ્રવચનમાં પણ આવું જ અંતર છે. સાધારણ વાતચીતને વચન કહેવામાં આવે છે, અને જે વચનમાં બીજાનો લાભ કે ગેરલાભ રહેલો હોય તે પ્રવચન કહેવાય છે. બીજાના પ્રવચનમાં તો ગેરલાભની સંભાવના રહે છે, પણ વીતરાગના પ્રવચનમાં એકાન્ત લાભ જ રહેલો છે. આ પ્રકારના પ્રવચનની ઉપેક્ષા કરવી એ કેવી ગંભીર ભૂલ છે ? અને આ ભૂલને કારણે જ જીવ અનંતકાલથી સંસારમાં ભ્રમણ કરી રહ્યો છે. આ પ્રકારની ભૂલ કરવી એ મોહનો જ પ્રતાપ છે.

જે પ્રમાણે ન્યાય આપતી વખતે અંધારું થઈ જાય તો ન્યાયાધીશને પ્રકાશની સહાયતા લેવી પડે છે, તે જ પ્રમાણે નિર્ગ્રન્થ પ્રવચન તો છે, પરંતુ તેને પ્રકાશિત કરનાર મહાત્માઓ હોય છે. મહાત્માઓ ધર્મકથાદ્વારા પ્રવચનને પ્રકાશિત કરે છે. જે ધર્મકથા કરે છે અર્થાત્ ધર્મદેશના આપે છે તેને માટે ભગવાન કહે છે કે, તે પ્રવચનની આરાધના કરે છે. પ્રવચનની આરાધના કરનાર આ કાળમાં ભદ્ર અર્થાત્ કલ્યાણકારી ફળને પ્રાપ્ત કરે છે અને આગામી કાલમાં પણ ભદ્ર અને કલ્યાણકારી ફળને પ્રાપ્ત કરે છે.

ધર્મકથા કરવામાં ધર્મોપદેશકે એવો એકાન્ત વિચાર રાખવો જોઈએ કે, મારે ધર્મકથા-દ્વારા પ્રવચનની સેવા કરવી છે. મારે ધર્મકથાદ્વારા લોકરંજન કરવું નથી પણ ધર્મરંજન કરવું છે. આ પ્રકારની ભાવના રાખીને જ ધર્મકથા કરવી જોઈએ.

આજના દિવસને જ્ઞાનપંચમી માનવામાં આવી છે; એટલા માટે આજનો દિવસ જ્ઞાનની આરાધના કરવાનો છે. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

**पढमं नाणं तओ दया एवं चिट्ठई सव्वसंजए ।**
**अन्नाणी किं काहोई किं वा नाहोई सेयपावगं ॥**

—દશવૈકાલિક સૂત્ર.

અર્થાત્—પહેલાં જ્ઞાનની આવશ્યકતા છે અને બાદ દયાની આવશ્યકતા છે. દયા શ્રેષ્ઠ છે પણ જ્ઞાન વિના દયા થઈ શકતી નથી. દયા કરવા માટે જ્ઞાનનું હોવું આવશ્યક છે. તે જ

દયા શ્રેષ્ઠ છે કે જે દયા જ્ઞાનપૂર્વક કરવામાં આવે. આ જ પ્રમાણે જ્ઞાન પણ તે જ છે કે જેનામાં દયા હોય ! જ્ઞાન અને દયાનો સંબંધ વૃક્ષ અને તેના ફળના સંબંધ જેવો છે. જ્ઞાન એ વૃક્ષ છે અને દયા તેનું ફળ છે. જ્ઞાન વિનાની દયા અને દયા વિનાનું જ્ઞાન સાર્થક નથી.

જે જ્ઞાન ક્રિયાત્મક હોય છે તે જ સાચું જ્ઞાન છે. ક્રિયાત્મક જ્ઞાનની આવશ્યકતા વ્યવહારમાં પણ છે અને આધ્યાત્મિકતામાં પણ છે. જ્યારે વ્યવહારમાં પણ સક્રિય જ્ઞાનની આવશ્યકતા હોય છે તો પછી શું ધર્મના માર્ગમાં સક્રિય જ્ઞાનની આવશ્યકતા ન હોય ? અવશ્ય હોય. એટલા માટે ધર્મમાર્ગમાં પણ સક્રિય જ્ઞાનનું હોવું આવશ્યક છે.

આજે ધાર્મિક માર્ગમાં જ્ઞાનની ઊણપ જોવામાં આવે છે. તમારાં બાળકો શ્રાવકકુલમાં જન્મ્યા અને તેઓએ વ્યાવહારિક જ્ઞાન પ્રાપ્ત કર્યું. પરંતુ ધાર્મિક જ્ઞાનનું ઉપાર્જન ન કર્યું અર્થાત્ જીવાજીવના ભેદને પણ ન સમજે તો એ જ્ઞાનની કેટલી બધી ખામી છે ! જો તમે પ્રયત્ન કરો તો તમારાં બાળકોનાં વ્યાવહારિક જ્ઞાનને જ આધ્યાત્મિક જ્ઞાનમાં પરિણત કરી શકો છો ! આત્માનું કલ્યાણ વ્યાવહારિક જ્ઞાનથી થઈ શકતું નથી પણ આધ્યાત્મિક જ્ઞાનથી જ થઈ શકે છે. એટલા માટે જો તમે તમારાં બાળકોને શાન્તિ આપવા ચાહતા હો તો તેમને આધ્યાત્મિક જ્ઞાન આપવું જોઈએ. એ વાત બીજી છે કે, આજે પહેલાંની જેવું આધ્યાત્મિક જ્ઞાન આપી શકાતું ન હોય, કે તેની આવશ્યકતા માનવામાં આવતી ન હોય, પણ જેવો સમય છે તેવું આધ્યાત્મિક જ્ઞાન તો આપવું જ જોઈએ. આત્મા પોતાનું કલ્યાણ આધ્યાત્મિક જ્ઞાનથી જ કરી શકે છે. આધ્યાત્મિક જ્ઞાનથી જ આત્મા કલ્યાણ સાધે છે, સાધ્યું છે અને સાધશે. એટલા માટે સક્રિય જ્ઞાનની આરાધના કરો તો તેમાં કલ્યાણ જ છે. જ્ઞાનપંચમીની આરાધના શાસ્ત્રને ધૂપ દેવાથી થતી નથી, પરંતુ જ્ઞાનોપાર્જન કરવું અને ઉપાર્જિત જ્ઞાનને સક્રિય રૂપ આપવું એ જ જ્ઞાનપંચમીની આરાધના છે. જ્ઞાનારાધનાદ્વારા તમે જ્ઞાનપંચમીની આરાધના કરો તો તેમાં આત્મકલ્યાણ રહેલું છે. જ્ઞાન એ આત્માનો પ્રકાશ છે. આ જ્ઞાનપ્રકાશને જેટલો પ્રકાશિત કરશો તેટલો આત્મા વધારે પ્રકાશિત થશે. જ્ઞાનપ્રકાશદ્વારા આત્માને વધારે પ્રકાશિત કરો એમાં જ આત્માનું કલ્યાણ અને જ્ઞાનપંચમીની સાચી આરાધના રહેલી છે.

## મયણરેહા ચરિત્ર—૫૦

**સુદર્શના સતીપે વહ પહૂઁચી, નમન કિયા મન લાય;**
**બોધ સુનાયા મન હર્ષાયા, સંયમકી ચિત્ત ચાય ॥ સતી૦ ૨૦૨ ॥**
**વિઘ્ન પડેગા પુત્ર ભાવમેં, જો દેખૂં મૈં જાય;**
**મન સમઝાયા શીષ મુંડાયા, દીક્ષા શિક્ષા પાય ॥ સતી૦ ૨૦૩ ॥**
**સુવ્રતા દિયા હૈ નામ સતીકા, દેવ ગયા નિજ ધામ;**
**સંયમ પાલે દૂષણ ટાલે, કરે આત્મકા કામ ॥ સતી૦ ૨૦૪ ॥**

તમારી સામે વ્યવહારનું કામ અને ધર્મનું કામ એમ બે કામો એક સાથે આવે તો તમે પહેલાં કયું કામ કરશો ? વ્યવહારના કામની પહેલાં ધર્મનું કામ કરવું એ કર્ત્તવ્ય અને પૂર્વની પ્રથા છે. ભરત ચક્રવર્ત્તીને આયુધશાલામાં ચક્રરત્ન ઉત્પન્ન થવાની અને ભગવાન ઋષભદેવને કેવલજ્ઞાન થવાની એ બન્ને વધાઈઓ એક સાથે મળી હતી. ભરતે વિચાર્યું કે, વ્યાવહારિક દૃષ્ટિએ ચક્રરત્નનું ઉત્પન્ન થવું એ બહુ મોટી સંપત્તિનું ઉપાર્જન થવું ગણાય છે

પણ એ બધો ભગવાનનો જ પ્રતાપ છે; એટલા માટે મારે પહેલાં ચક્રરત્ન ઉત્પન્ન થવાનો ઉત્સવ મનાવવો ન જોઈએ પણ ભગવાનને કેવલજ્ઞાન ઉત્પન્ન થવાનો ઉત્સવ મનાવવો જોઈએ ! આ પ્રમાણે વિચાર કરી ભરત ચક્રવર્તીએ પહેલાં ભગવાનને કેવલજ્ઞાન પેદા થવાનો ઉત્સવ ઉજવ્યો. આ પ્રમાણે વ્યાવહારિક કામની પહેલાં ધાર્મિક કામ કરવાની પ્રથા ચાલી આવે છે. પણ આજે તમે લોકો કયું કામ પહેલાં કરો છો તે તો તમે જ જાણો. તમારે ત્યાં વિવાહ થાય છે ત્યારે તમે લોકો બીજા દેવ-દેવીને તો યાદ કરો છો પણ શું તે વખતે સાધુ-સંતોને પણ યાદ કરો છો ? જો તે વખતે સાધુઓને પણ યાદ કરો તો કેવું કલ્યાણ થાય !

દેવે પોતાના મનમાં મયણરેહાને ધન્યવાદ આપ્યો અને તે મયણરેહાને સુદર્શના નામની સતીની પાસે લઈ ગયો. મયણરેહાએ સતીને વંદન કર્યું અને તેમને પ્રાર્થના કરી કે, આપની પાસે પ્રવચનનું જે જ્ઞાન છે તેની હું ભીખારણ છું. કૃપા કરીને મને તે પ્રવચનનો ઉપદેશ આપો. મયણરેહાનું કથન સાંભળી સુદર્શના સમજી ગઈ કે, આ કોઈ જિજ્ઞાસુ છે. તેમણે મયણરેહાને કહ્યું કે, અમને જે જ્ઞાન પ્રાપ્ત થએલ છે તે જ્ઞાન બીજાને આપવા માટે અમે સદા તૈયાર જ રહીએ છીએ. સુદર્શના સતીએ મયણરેહાને એવો ઉપદેશ સંભળાવ્યો કે તે ઉપદેશ સાંભળી મયણરેહાનો આત્મા વધારે જાગ્રત થયો અને તે કહેવા લાગી કે, આ સતી-સાધ્વીઓને ધન્ય છે કે તેઓ સંયમનો સ્વીકાર કરી સંયમપૂર્ણ જીવન કરે છે; હવે મારે પણ સંયમનું શરણ સ્વીકારી પોતાનું જીવન ધન્ય બનાવવું જોઈએ અને આત્માનું કલ્યાણ કરવું જોઈએ.

સંયમ સ્વીકારવાનો મનમાં વિચાર કરી મયણરેહા એ નિશ્ચય ઉપર આવી કે, મારે સર્વપ્રથમ સંયમમાં બાધક જે પુત્રમોહ છે તેને દૂર કરવો જોઈએ. કારણ કે જો હું પુત્રનાં મોહમાં પડી જઈ તેને જોવા જઈશ તો તેનું પણ અહિત થશે અને મારું પણ અહિત થશે. જો હું પુત્રને જોવા જાઉં તો મારામાં પુત્ર પ્રત્યે સ્વાભાવિક સ્નેહ પેદા થશે અને એ પુત્રસ્નેહને જોઈ તેની હાલ જે માતા બની છે તે રાણીના હૃદયમાં બીજો ભાવ આવવો સંભવિત છે; આ કારણે પુત્રના પાલન-પોષણમાં અન્તર આવી જશે અને પછી પુત્રની સાર સંભાળ પણ બરાબર નહિ થાય ! આ જ પ્રમાણે પુત્ર પાસે જવાથી બીજાં કોઈ અનર્થો થવાં પણ સંભવિત છે, અને મારો પુત્રમોહ પણ વધી જાય એ પણ સંભવિત છે. એટલા માટે પુત્રને કેવળ જોવા માટે પુત્રનું અને મારું પોતાનું અહિત કરવું ઉચિત નથી. મારા માટે તો એ જ ઉચિત છે કે, હું સંયમનો સ્વીકાર કરી આત્માનું કલ્યાણ કરું !

આ પ્રમાણે સંયમનો સ્વીકાર કરવાનો નિશ્ચય કરી મયણરેહાએ દેવને કહ્યું કે, તમે કહો છો કે, પુત્ર આનંદમાં છે અને મુનિએ પણ મને એમજ કહ્યું છે એટલા માટે હવે હું પુત્રને જોઈ મોહમાં પડવા માટે જવા ચાહતી નથી, પરંતુ હવે તો હું આ સતીશિરોમણિ પાસે સંયમનો સ્વીકાર કરી આત્મકલ્યાણ કરવા ચાહું છું, એટલા માટે તમે આ સતીને કહી મને દીક્ષા અપાવી દો.

મયણરેહાનું કથન સાંભળી દેવ મનમાં કહેવા લાગ્યો કે, આ સતીને પણ ધન્ય છે અને ઉપદેશ આપનાર સતીને પણ ધન્ય છે. આ પ્રમાણે સતીને હૃદયથી ધન્યવાદ આપી તે દેવ મયણરેહાને કહેવા લાગ્યો કે, સંયમનો સ્વીકાર કરવો એ તો સારું જ છે પણ એમ થવું ન જોઈએ કે તમે સંયમનો તો સ્વીકાર કરો અને હૃદયમાં પુત્રને જોવાની કામના રહી જાય !

કોઈ પ્રકારની કામના રહી જાય અને સાધુપણું લેવું એ ઉચિત નથી. એટલા માટે સંયમનો સ્વીકાર કર્યા પહેલાં બધી વાતોનો વિચાર કરી લેવો જોઈએ.

દેવના આ કથનના ઉત્તરમાં મયણરેહાએ કહ્યું કે, મેં બધી વાતોનો બરાબર વિચાર કરી લીધો છે. હું દેવની વાત માનનાર નથી પણ ભગવાનનાં પ્રવચનોને માનનાર છું; એટલા માટે હું વિકારને શલ્ય માનું છું. જો મારામાં કોઈ પ્રકારનો વિકાર હોત તો એ શ્રેણીનો વિદ્યાધર મને પટરાણી બનાવવા ચાહતો હતો તો હું તેની સાથે શા માટે ન જાત! મારામાં વિકાર તો પહેલેથી જ ન હતો કેવળ પુત્ર સ્નેહ હતો; પરંતુ આ પુત્ર સ્નેહ પણ હવે સતીના સદુપદેશથી સુકાઈ ગયો છે. હવે હું એ વિચાર ઉપર આવી છું કે, જો હું પુત્રને જોવા માટે જઈશ તો તેનું પણ અહિત થશે અને મારા આત્માનું પણ અહિત થશે એટલા માટે હવે પુત્રમોહમાં ન પડતાં હું આત્માનું કલ્યાણ કરવા માટે સંયમનો સ્વીકાર કરવા ચાહું છું.

મયણરેહાનું આ કથન સાંભળી દેવ કહેવા લાગ્યો કે, તમને ધન્ય છે. તમારામાં આ પ્રકારની સંયમભાવના હોવાને કારણે જ અમે દેવો પણ તમને નમસ્કાર કરીએ છીએ. તમે હવે આનંદપૂર્વક દીક્ષા ગ્રહણ કરી શકો છો.

મયણરેહા અને દેવે સુદર્શના સતીને દીક્ષા આપવા માટે પ્રાર્થના કરી ત્યારે સુદર્શના સતીએ મયણરેહાને દીક્ષાની શિક્ષા આપી. દીક્ષાની શિક્ષા આપ્યા બાદ સુદર્શનાએ મયણરેહાનું નામ સુવ્રતા રાખ્યું. મયણરેહાને દીક્ષાશિક્ષા અપાવીને દેવ સ્વસ્થાને જવા લાગ્યો. તે જતી વખતે ગળગળો થઈ મયણરેહા સતીને કહેવા લાગ્યો કે, આપની ધર્મભાવનાને ધન્ય છે. આપની ધર્મભાવનાએ જ મને નરકમાં જતાં બચાવ્યો છે. આપની આ ધર્મભાવનાની આગળ મારી ઋદ્ધિ તથા મારું આ વિમાન વગેરે તુચ્છ છે.

દેવે આ પ્રમાણે કહ્યું ત્યારે સતીએ દેવને કહ્યું કે, ધર્મભાવનાનું હમેશાં ધ્યાન રાખવું, કારણ કે દેવો સાધુપણું કે શ્રાવકપણું પાળી શકતા નથી પણ આ પ્રકારની ધર્મભાવના તો રાખી શકે છે. તમે આ પ્રકારની ધર્મભાવનાને ભૂલી જશો નહિ. આવી ધર્મભાવનાને અપનાવવાથી તમે તમારા આત્માનું પણ કલ્યાણ સાધી શકશો.

દેવે ઉત્તર આપ્યો કે, તમે જે ધર્મભાવનાનું ધ્યાન રાખવાનું કહ્યું છે, તે ધર્મભાવનાને હું આપની કૃપાથી જીવનમાં અપનાવી શકીશ એવો મને વિશ્વાસ છે.

આ પ્રમાણે કહીને અને સતીને નમન કરીને દેવ સ્વસ્થાને ગયો. આ બાજુ સુવ્રતા સતી પણ ઉત્કૃષ્ટભાવે સંયમનું પાલન કરવા લાગી. મયણરેહાએ ઉત્કૃષ્ટભાવે વૈરાગ્યપૂર્વક સંયમનો સ્વીકાર કર્યો હતો એટલા માટે તે સંયમને સાર્થક કરવા માટે જ્ઞાનધ્યાનમાં જ મશગૂલ રહી આત્મકલ્યાણ સાધવા લાગી.

મયણરેહાનું ચરિત્ર અહીં સુધીનું તો પૂર્ણ થયું. હવે તેના મોટા પુત્ર ચન્દ્રયશ અને બાળક પુત્રનું શું થાય છે તે વિષે હવે પછી આગળ વિચાર કરવામાં આવશે.

## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૪ કારતક શુદ ૭ બુધવાર

### પ્રાર્થના

'વિશ્વસેન' નૃપ 'અચલા' પટરાનીજી, તસુ સુત કુલ શણગાર હો સુભાગી,
જન્મતાં શાન્તિ કરી નિજ દેશમેં, મૃગી માર નિવાર હો સુભાગી;
શાન્તિ જિનેશ્વર સાહબ સોલમા. ॥ ૧ ॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી શાન્તિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

ભગવાન શાન્તિનાથ વિષે સિદ્ધાન્તમાં એક વાક્ય છે કેઃ—

**सन्ती सन्तिकरे लोए पत्तो गइमणुत्तरं ॥ उ० १८-३८**

અર્થાત—શાન્તિનાથ ભગવાન સકળ જગતને શાન્તિદાયક હતા. ભગવાન શાન્તિનાથે આખા જગતમાં શાન્તિ કેવી રીતે પ્રવર્તાવી હતી તો એને માટે એ જુઓ કે, એક બાજુ તો રાજા મેઘરથ હતા અને બીજી બાજુ એક સામાન્ય કબુતર હતું. આ બન્નેના જીવનમાં કેટલું બધું અંતર છે! રાજા અને કબુતરમાં કેટલો બધો ભેદ છે! પણ રાજા મેઘરથે આવો કોઈ ભેદ માન્યો નહિ અને એક સામાન્ય કબુતરની રક્ષા કરવા માટે પોતાનું શરીર આપવા માટે પણ તૈયાર થઈ ગયો. આટલો આત્મભોગ આપનાર મહાપુરુષ જ જગતને શાન્તિ આપી શકે છે.

તે કબુતર તો રાજા મેઘરથના શરણે આવ્યું હતું, પણ જે પારધી તે કબુતરને પકડવા આવ્યો હતો તે કાં તો કબુતરને પાછું આપવા કહેતો હતો અથવા તેના બદલામાં રાજાના શરીરનું માંસ ચાહતો હતો. આ સાંભળીને રાજાને ક્રોધ આવવો સ્વાભાવિક હતો પણ રાજા મેઘરથે તે પારધીને ત્યાં સુધી કહ્યું કે, તું આ કબુતરને બદલે બીજું જે કાંઈ જોઈએ તે માંગી શકે છે. પણ તે પારધીએ તો એમજ કહ્યું કે, હું ભીખારી બનવા ચાહતો નથી પણ પોતાના ઉદ્યોગથી ખાવા ચાહું છું. એટલા માટે કાં તો મને મારો શિકાર પાછો સોંપી દો અથવા તેના બદલામાં તમારા શરીરનું માંસ આપો. આ કથન સાંભળી રાજાને ક્રોધ આવવો સ્વાભાવિક જ હતો પણ તેમણે તે પારધી સાથે પણ શાન્તિનો જ વ્યવહાર કર્યો. તેઓ એમ માનતા હતા કેઃ—

**सव्वभूयप्पभूयस्स सम्मं भूयाई पासओ ।**

અર્થાત્—બધાં જીવોને આત્મસમાન માનનારને બધાં જીવો સરખાં જ લાગે છે. મેઘરથ રાજા તો આવી માન્યતા ધરાવતો હતો પણ આજે આ માન્યતામાં એ ભૂલ થઈ રહી છે કે, લોકો પોતાના મિત્રને માટે તો આ પ્રમાણે માને છે પરંતુ પોતાના શત્રુઓ પ્રત્યે આ પ્રમાણે માનતા નથી. પરંતુ મેઘરથ રાજા તો મિત્ર કે શત્રુ બધા જીવો પ્રત્યે આત્મભાવની દૃષ્ટિએ જોતો હતો એટલા માટે તેમને તે પારધી ઉપર પણ ક્રોધ ન આવ્યો. તેઓ એમ વિચારતા હતા કે, જે પ્રમાણે મને ભૂખનું દુઃખ થાય છે તે જ પ્રમાણે આ પુરુષને પણ ભૂખનું દુઃખ થાય છે. આવી દશામાં તેના ઉપર ક્રોધ કરવાનું શું કારણ છે?

જે પ્રમાણે કોઈ માટીનાં ગમે તેટલાં ઘડાં બનાવવામાં આવે પણ માટીની દૃષ્ટિએ તો તે બધાં ઘડાં સમાન જ છે, તે જ પ્રમાણે જ્ઞાનીજનોની દૃષ્ટિએ કોઈ આત્મા કોઈપણ રૂપમાં ભલે હોય પણ આત્માની દૃષ્ટિએ તો સમાન જ છે. જ્ઞાનીજનો કહે છે કે, આત્માની દૃષ્ટિએ તો બધાં આત્માઓ એક છે. આપણે તો જ્ઞાનીજનો દ્વારા કહેવામાં આવેલી આ વાતને માત્ર કહેવામાં જ રહીએ છીએ પણ રાજા મેઘરથે તો કથનને સક્રિય રૂપ આપ્યું હતું. આ જ કારણે તેમણે પોતાનામાં, કબુતરમાં અને તે પારધીમાં કોઈ પ્રકારનો ભેદભાવ ન રાખતાં પોતાનું શરીર સુદ્ધાં પણ તે પારધીને સમર્પણ કરી દીધું. આટલો આત્મભોગ આપનાર માણસ જગતને માટે શાન્તિદાયક ન નીવડે તો કોણ શાન્તિ પ્રવર્તાવે ? એટલા જ માટે શાસ્ત્રમાં એમ કહેવામાં આવ્યું છે કેઃ—

**सन्ती सन्तिकरे लोए पत्तो गईमणुत्तरं ।**

અર્થાત્ઃ—શાન્તિનાથ ભગવાન સમસ્ત સંસારને માટે શાન્તિદાયક થયા અને અનુત્તર ગતિને પામ્યા.

પારધી બનીને આવેલા તે દેવે મેઘરથ રાજાની પરીક્ષા કરવામાં કાંઈ ખામી રાખી ન હતી. પણ જે પ્રમાણે લોઢાની છરી પારસને કાપવા જતાં પોતે જ સોનાની બની જાય છે તે જ પ્રમાણે મેઘરથ રાજાની પરીક્ષા કરવા માટે આવેલો તે દેવ પણ પવિત્ર થઈ ગયો.

રાજા મેઘરથે તો તે કબુતર અને તે પારધી વચ્ચે કોઈ પ્રકારનો ભેદભાવ રાખ્યો નહતો, તો તમે લોકો વધારે નહિ તો તમારા ઘરમાં તો કોઈ પ્રકારનો ભેદભાવ ન રાખો ! ઘરમાં તો સામ્યભાવ રાખો. ઘરમાં બે પુત્રોમાંથી કદાચ એક પુત્ર કમાઉ હોય અને બીજો પુત્ર કમાઉ ન હોય તો એ અવસ્થામાં તે બન્ને પુત્રોને સમાન માની તેમના ઉપર સમભાવ રાખો તો તમને લાભ થશે. શાન્તિનાથ ભગવાને મેઘરથ રાજાના ભવમાં તે પારધી ઉપર શાન્તિ પ્રવર્તાવી ન હોત પણ તેમના પ્રત્યે ભેદભાવ રાખ્યો હોત તો ન જાણે આજે આપણે તેમનું નામ લેત કે નહિ ? તેમણે બધાં જીવોને શાન્તિ આપી એટલા જ માટે આજે શાન્તિનાથ ભગવાનનું સ્મરણ કરવામાં આવે છે અને તેમના શરણે જવામાં આવે છે. આ જ પ્રમાણે તમે પણ બધાં જીવોને શાન્તિ આપો અને બધાં જીવો ઉપર સમભાવ રાખો. કોઈ જીવ પ્રત્યે કોઈ પ્રકારનો વિષમભાવ ન રાખો અને સમભાવ રાખો તો તમારા આત્માનું પણ કલ્યાણ થશે અને તેથી બીજાઓનું પણ કલ્યાણ થશે.

## સમ્યક્ત્વ પરાક્રમ—ત્રેવીશમો બોલ

શાસ્ત્રમાં ધર્મકથાનો પ્રશ્ન ચાલી રહ્યો છે. ધર્મદેશના આપવી એ સરળ કામ નથી. એ પણ કપરું કામ છે. ધર્મદેશના આપવાની શક્તિ પ્રાપ્ત કરવા માટે પણ ભગવાન શાન્તિનાથની પ્રાર્થના કરવી આવશ્યક છે.

ધર્મદેશના આપવાનું ફળ શું છે એ બતાવતાં અગાઉ કહેવામાં આવ્યું છે કેઃ—

**जीवे आगामिसस्स भद्दत्ताए कम्मं निबन्धइ ॥ २३ ॥**

અર્થાત્ઃ—ધર્મદેશના આપવાથી આગામિકાળમાં થનારું કલ્યાણ પ્રાપ્ત થાય છે અર્થાત્ ધર્મદેશના આપવાથી ભવિષ્યમાં કલ્યાણ થાય છે.

ઉપરના પાઠમાં भद्दत्ता શબ્દ આવેલ છે. આ भद्दत्ता શબ્દને બદલે भद्द શબ્દ જ લખવામાં કે કહેવામાં આવ્યો હોત તો શું વાંધો હતો ? આ પ્રશ્નનું નિરાકરણ કરવા માટે એમ કહેવામાં આવ્યું છે કે, વ્યાકરણના નિયમાનુસાર જે ભાવનો શબ્દ હોય છે તે શબ્દને તે ભાવનો પ્રત્યય જોડી દેવામાં આવે છે અને ભાષાસૌંદર્યને માટે આ પ્રમાણે કરવામાં આવે છે.

જે આવનારો કાળ છે તે આગામી કાળ કહેવાય છે અને જે આગામી કાળ છે તે વર્ત્તમાનમાં આવે જ છે. આગામી કાળનો કોઈ દિવસ અંત થતો નથી. આ પ્રમાણે ભવિષ્યકાળને પણ આગામી કાળ કહેવામાં આવે છે અને અન્ત ન હોવાને કારણે ભવિષ્યકાળને આગામીકાળ કહેવામાં આવે છે. ધર્મદેશના આપવાથી આ આગામી કાળમાં આત્માનું કલ્યાણ થાય છે.

જે પ્રમાણે કાળનો અન્ત નથી તે જ પ્રમાણે આત્માનો પણ અન્ત નથી. આ વાત જાણવા છતાં બે દિવસ ટકે એવી ચીજને માટે પ્રયત્ન કરવો, અને જેનો અન્ત નથી તે આત્માને માટે કાંઈ પ્રયત્ન ન કરવો એ કેવી ભૂલ છે ? આ ઉપરથી કોઈ એમ કહે કે આત્માને માટે અમારે શું કરવું જોઈએ ? તો એને શાસ્ત્ર કહે છે કેઃ–सव्वे जीवा सुहमिच्छन्ति અર્થાત્–બધાં જીવો સુખ ચાહે છે–એમ માનીને બધા જીવોનું કલ્યાણ કરો. એવું એક પણ કામ ન કરો કે જેથી કોઈ જીવનું અકલ્યાણ થાય; બધાનું કલ્યાણ જ થાય એવું જ કાર્ય કરો.

સંસારમાં પ્રત્યેક પદાર્થ કે જે એક રીતે કલ્યાણકારી માનવામાં આવે છે તે જ પદાર્થો બીજી રીતે અકલ્યાણકારી નીવડે છે. પણ ધર્મદેશના જ એવી છે, કે જે એકાન્તરૂપે કલ્યાણ જ કરે છે. એટલા માટે સાંસારિક પદાર્થોના મોહમાં ન સપડાતાં ધર્મદેશનાને અપનાવો અને ધર્મદેશનાને જીવનમાં ઊતારી આત્માનું કલ્યાણ સાધો.

ધર્મદેશનાનું ફળ બતાવતાં જે કાંઈ કહેવામાં આવ્યું છે તેમાં અનવરત શબ્દ આવ્યો છે. અનવરતનો અર્થ નિરન્તર થાય છે. એટલે અહીં ધર્મદેશનાથી નિરન્તર કલ્યાણરૂપ કર્મનો બંધ થાય છે એમ કહેવામાં આવ્યું છે. આ ઉપરથી અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જે કર્મો કરવામાં આવ્યાં છે તે કર્મોને તો ભોગવવાં જ પડે છે તો પછી અહીં અનવરત–નિરન્તર એ શબ્દનો પ્રયોગ કેમ કરવામાં આવ્યો ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જે પુણ્યાનુબંધી કર્મ બાંધે છે તેનો અન્ત થાય એટલામાં જ બીજાં પુણ્યાનુબંધી કર્મનો બંધ થઈ જાય છે. આ પ્રમાણે ધર્મદેશનાથી નિરન્તર ભદ્ર–કલ્યાણકારી કર્મનો બંધ થાય છે એટલા જ કારણે અહીં નિરન્તર શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. જે પ્રમાણે મરઘી અને તેનું ઈંડું એ બેમાંથી પહેલાં કોને અને પછી કોને કહેવાય ? બન્નેને અવિનાભાવ સંબંધ છે, અર્થાત્ તેમાં પહેલાં મરઘી અને પછી ઈંડું એવો ક્રમ નથી પણ બન્ને વચ્ચે અવિનાભાવ સંબંધ છે અને જ્યાં અવિનાભાવ સંબંધ હોય ત્યાં એ સંબંધ અનવરત–નિરન્તર હોય એમ કહેવું જ પડે છે. આ જ પ્રમાણે ધર્મદેશનાથી પુણ્યાનુબંધી કર્મનો એવો બંધ થતો રહે છે, કે જેને કારણે એક પુણ્યથી બીજું પુણ્ય એમ ચાલતું જ રહે છે. પુણ્યથી પુણ્ય થવામાં અંતર પડતું નથી. જે પ્રમાણે એક દીપકથી બીજો દીપક અને બીજા દીપકથી ત્રીજો દીપક પ્રગટે

છે તે જ પ્રમાણે એક પુણ્યાનુબંધીથી બીજી પુણ્યાનુબંધી અને બીજી પુણ્યાનુબંધીથી ત્રીજી પુણ્યાનુબંધી અને આ પ્રમાણે પુણ્યાનુબંધીથી પુણ્યાનુબંધીનો બંધ થતો જ રહે છે—તેમાં અંતર પડતું નથી. એટલા જ માટે એમ કહેવામાં આવ્યું છે કે, ધર્મદેશનાથી નિરન્તર પુણ્યાનુબંધીનો બંધ થાય છે.

ધર્મદેશનાથી નિરન્તર પુણ્યાનુબંધી બંધાવવાનું ફળ મળે છે એમ કહેવામાં આવ્યું. પણ આ ઉપરથી એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, ધર્મદેશનાથી તો નિર્જરા થાય છે તો પછી આ શુભાનુબંધી ફળ મળે છે એમ શા માટે કહેવામાં આવ્યું? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, ધર્મદેશનાથી નિર્જરા પણ થાય છે અને શુભ કર્મનો બંધ પણ થાય છે. અર્થાત્ જે કર્મો નિર્જરી જાય છે તે કર્મોમાં કોઈ પ્રકારનો બંધ થતો નથી, પણ જે કર્મો શેષ રહી જાય છે તે કર્મોદ્વારા શુભ કર્મોનો જ બંધ થાય છે. આ પ્રમાણે ધર્મદેશનાનું ફળ નિર્જરા હોવાની સાથે જ શુભ કર્મોનો બંધ પણ થાય છે.

વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથા આ પાંચ ભેદો સ્વાધ્યાયનાં છે. આ પંચવિધ સ્વાધ્યાય કરવાથી સૂત્રની આરાધના થાય છે એટલા માટે સૂત્રની આરાધનાના ફળ વિષે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે:—

## ચોવીશમો બોલ

### (૨૪) सुयस्स आराहणयाए णं भन्ते ! जीवे किं जणयइ ?

અર્થાત્—હે ભગવન્ ! સૂત્રની આરાધના કરવાથી જીવને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે:—

### सुयस्स आराहणयाणे णं अन्नाणं खवेइ न य संकिलिस्सइ ॥ २४ ॥

અર્થાત્—સૂત્રસિદ્ધાન્તની આરાધનાથી અજ્ઞાન દૂર થાય છે અને તેથી તે જીવ કોઈ સ્થાને સંક્લેશ પામતો નથી.

સૂત્રની સમ્યક્ પ્રકારે કરવામાં આવતી સેવનાને સૂત્રની આરાધના કહેવામાં આવે છે. વાચના, પૃચ્છના, પરાવૃત્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથા આ પંચવિધ સ્વાધ્યાય કરવાથી સૂત્રની આરાધના થાય છે, અને સૂત્રની આરાધના કરવાથી અજ્ઞાન નષ્ટ થાય છે. સૂત્રની આરાધના કરવાથી જે વસ્તુનો પહેલાં બોધ થયો ન હોય તે વસ્તુનો બોધ થાય છે. કોઈ વાતનો બોધ ન થવો એ તે વિષેનું અજ્ઞાન છે. સૂત્રની આરાધના કરવાથી આ પ્રકારના અજ્ઞાનનો નાશ થાય છે. અજ્ઞાનનો નાશ થાય છે એનું પ્રમાણ એ છે કે, સૂત્રની આરાધનાથી વિશિષ્ટ બોધ થાય છે. ભગવાન કહે છે કે, આ પ્રકારની સૂત્ર—આરાધનાથી એક તો અજ્ઞાનનો નાશ થાય છે અને બીજું સંક્લેશ પેદા થતો નથી. તત્ત્વનો બોધ થવાથી રાગ—દ્વેષરૂપ સંક્લેશ પેદા થતો નથી.

એમ તો સંસારને અસાર કહેવામાં આવે છે પણ જ્ઞાનીજનો આ અસાર કહેવાતા સંસારમાંથી જ સમ્યક્ સાર કાઢે છે. જો આ સંસાર અસાર જ હોય અને સંસારમાં સાર હોય જ નહિ તો એ દશામાં જીવ મોક્ષને કેવી રીતે પામી શકે? સૂત્રની આરાધના કરવાથી અજ્ઞાન નષ્ટ થાય છે અને અજ્ઞાન નષ્ટ થવાથી આ સંસારમાંથી સાર કાઢી શકાય છે. આ

પ્રમાણે તત્ત્વનો બોધ થવાથી કોઈ પ્રકારનો સંક્લેશ થતો નથી અને સંક્લેશ ન થવાથી વૈરાગ્યની ઉત્પત્તિ થાય છે. અજ્ઞાનનો નાશ થવો, તત્ત્વનો બોધ થવો, સંક્લેશ પેદા ન થવો અને વૈરાગ્યની ઉત્પત્તિ થવી એ બધું સૂત્રની આરાધનાનું જ ફળ છે. સૂત્રની આરાધનાનું ફળ બતાવતાં એક સંગ્રહ ગાથામાં કહેવામાં આવ્યું છે કે:—

जह जह सुयमवगाहइ अइसयरसपसरसंजुयमपुव्वं ।
तह तह पल्हाइ मुणी नव नव संवेगसद्धाए ॥

અર્થાત્–મુનિ જેમ જેમ સૂત્રમાં અવગાહન કરતો જાય છે તેમ તેમ તે મુનિ સંવેગની નવી નવી શ્રદ્ધા પ્રાપ્ત કરતો જાય છે.

સૂત્રની સૂત્રથી, અર્થથી અને સૂત્રાર્થથી જેમ જેમ આરાધના કરવામાં આવે તેમ તેમ નવો નવો ભાવ પેદા થાય છે. શ્રી ભગવતી સૂત્રનું અનેક મહાત્માઓએ અનેક વાર અધ્યયન કર્યું પણ આખરે તેઓને બે હાથ જોડીને એમ જ કહેવું પડયું કે, 'હે ! ભગવતી ! તારામાં હું જેમ જેમ અવગાહન કરું છું તેમ તેમ મને નવોજ ભાવ જણાય છે એટલા માટે હું તને નમસ્કાર કરૂં છું.'

સૂત્રની આરાધના કરવાથી નવો નવો ભાવ કેવી રીતે પ્રગટ થાય છે તો એને માટે એમ સમજો કે, તમે કોઈ સમુદ્રના કિનારે ફરવા ગયા છો. ત્યાં તે સમુદ્રને કાંઠે ઠંડી હવા આવી રહી છે. હવે તમે તે સમુદ્રની નજદીક જેટલા જશો તેટલી તમોને વધારે ઠંડી હવા આવશે. અને જો તમે તે સમુદ્રમાં સ્નાન કરવા ઉતરશો તો તેથી પણ વધારે ઠંડી લાગશે અને જો સમુદ્રમાં ઊંડી ડૂબકી મારશો તો ઊંડું તો જણાશે અને તેમાં ઠંડી તો વધારે જણાશે પણ સંભવ છે કે સમુદ્રના તે ઊંડાણમાંથી તમને કોઈ વસ્તુ પણ પ્રાપ્ત થઈ જાય ! મોતી તો ઊંડા પાણીમાં ડૂબકી મારવાથી જ મળે છે. આ જ પ્રમાણે આ સૂત્રરૂપી સમુદ્રની સમીપ જે જશે તેને તેટલો વધારે લાભ જ પ્રાપ્ત થશે અને જો કોઈ આ સૂત્રસાગરમાં ડૂબકી મારશે તો તેને તત્ત્વરૂપી મોતી અધિકાધિક પ્રાપ્ત થશે.

તમે લોકોએ બીજાં અનેક રસોનો આસ્વાદ ચાખ્યો હશે પણ શાસ્ત્રના રસનો આસ્વાદ પણ લઈ જુઓ કે, શાસ્ત્રનો રસ કેવો છે ? શાસ્ત્રનો રસ ચાખ્યા બાદ તમને બીજાં બધાં રસો નિરસ જણાશે એટલા માટે શાસ્ત્રના રસનો આસ્વાદ કરી જુઓ. શાસ્ત્રને કેવળ ઉપર ઉપરથી જ ન જુઓ. કોઈ માણસ મોતીને મોઢામાં મૂકી તેની મીઠાશ ચાખવાની ઇચ્છા કરે તો તે શું ઠીક કહેવાય ? અને જે મોતીને ચાખવામાં મીઠાશ જણાય શું તે સાચું મોતી કહેવાય ? નહિ. આ જ પ્રમાણે સૂત્રરૂપી મોતીને તમે કેવળ ઉપરથી ચાખો નહિ પણ સૂત્રને સાંભળી તેને જીવનમાં ઉતારો તો તમારું માનવજીવન સાર્થક પણ થઈ જશે. સૂત્રની આરાધના કરવાથી આત્માનું કલ્યાણ અવશ્ય થાય છે. સૂત્રની આરાધના કરવી એ તો માનવ જીવનને સાર્થક કરવાની જડીબુટ્ટી છે એટલા માટે સૂત્રની આરાધનાદ્વારા માનવજીવનને સાર્થક કરો અને આત્મકલ્યાણ સાધો તો તેમાં સ્વ–પરનું કલ્યાણ જ રહેલું છે.

## મયણરેહા ચરિત્ર—૫૧

પુષ્પમાલા અરુ પદ્મરથકા, સુતસે અવિચલ પ્રેમ;
પંચ ધાયસે બધે લાલજી, ગિરિ ચંપક સમખેમ. ॥ સતી૰ ૨૦૫ ॥

શિક્ષા પા યૌવન વય પાયા, પરણાયા ધર પ્રેમ;
દોગુંદક-સુર સમ સુખ ભોગે, ધર્મ કર્મ કે નેમ. ॥ સતી૦ ૨૦૬ ॥

મયણુરેહાના જે પુત્રને મિથિલાનગરીનો રાજા પદ્મરથ જંગલમાંથી લઈ ગયો હતો તે પુત્રનું નામ નમીરાજ રાખવામાં આવ્યું હતું. કારણ કે તેના આવ્યા બાદ પદ્મરથના શત્રુઓ નમી ગયા હતા. નમીરાજ રાજા પદ્મરથ અને રાણી પુષ્પમાલાનો પુત્રસમાન પ્રેમપાત્ર બન્યો હતો. જે રત્ન હોય છે તે કોનું પ્રેમપાત્ર બનતું નથી ? આ જ પ્રમાણે નમીરાજ પણ પુણ્ય લઈને આવ્યો હતો એટલે તે પણ બધાનો પ્રેમપાત્ર બની ગયો હતો. વાસ્તવમાં જેનાં પૂર્વ પુણ્ય સારાં હોય છે તેને બધી જગ્યાએ સુખ મળે છે અને તે બધાંનો પ્રેમપાત્ર પણ બને છે.

બાળકનો નામસંસ્કાર કરવામાં આવ્યો. ત્યારબાદ તેને માટે પાંચ ધાઈઓ રાખી તેનું પાલનપોષણ કરાવવા માંડ્યું. પાંચ ધાઈઓમાંથી એક ધાઇ તો દૂધ પીવડાવતી હતી. બીજી ધાઈ ખોળામાં રમાડતી હતી. ત્રીજી ધાઇ સ્નાનમંજન કરાવતી હતી. ચોથી ધાઇ શરીરનું મંડન કરતી હતી અને પાંચમી ધાઈ બાળકને રમકડાંદ્વારા રમાડતી હતી. આ પ્રમાણે પાંચ ધાઇઓદ્વારા બાળકનું પાલન-પોષણ થવા લાગ્યું.

આ ઉપરથી કોઈ એમ કહે કે, બાળકના પાલનપોષણ માટે પાંચ ધાઈઓ રાખી, તો શું એક ધાઈથી પાલન-પોષણ થઈ શકે નહિ ? અને જો થઈ શકે તો પછી પાંચ ધાઈઓને શા માટે રાખવામાં આવી ? અને જો એક જ ધાઈથી બાળકનું પાલન-પોષણ થઈ શકે નહિ તો પછી પાંચ જ ધાઈઓ શામાટે રાખવામાં આવી, વધારે શામાટે રાખવામાં ન આવી ?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, પાંચ ધાઈઓને નિષ્કારણ રાખવામાં આવી નથી. જે વ્યક્તિ જે કાર્યમાં કુશળ હોય છે તેને તે જ કાર્ય સોંપવામાં આવે છે અને તેની દ્વારા તે જ કામ બરાબર થઈ શકે છે. આ જ પ્રમાણે જેટલી ધાઈઓની આવશ્યકતા હોય છે તેટલી ધાઈઓને રાખવામાં આવે છે. પાંચ ધાઈઓની જ આવશ્યકતા માનવામાં આવે છે એટલા માટે પાંચ જ ધાઈ-ઓ રાખવામાં આવે છે, વધારે રાખવામાં આવતી નથી. જે પ્રમાણે આજકાલ હોસ્પીટલોમાં નર્સો રાખવામાં આવે છે અને જે નર્સ જે કાર્યમાં કુશળ હોય છે તેને તે જ કાર્ય સોંપવામાં આવે છે તે જ પ્રમાણે ધાઈઓ બાળકના પાલન-પોષણ માટે રાખવામાં આવતી હતી અને જે ધાઈ જે કાર્યમાં કુશળ હોય તેને તે કામ સોંપવામાં આવતું હતું. નર્સ રાખવાની પદ્ધતિ કાંઈ આજકાલની નવી નથી પણ પ્રાચીન છે. આજે લોકોમાં પરતંત્રતા આવી રહી છે એ જ કારણે લોકો બીજાનો આશરો લે છે અને એમ માને છે કે, જે કાંઈ સુધારો થયો છે તે સુધારો આજકાલનો જ છે, પહેલાં તો એવો સુધારો હતો જ નહિ. આજે લોકો ગુલામીમાં પડેલા છે એ કારણે ગુલામીની જ ભાવના થઈ રહી છે. કેટલેક ઠેકાણે ઘણા લોકો હોટલમાં જ ભોજન કરે છે. જ્યારે હોટલમાં જ ભોજન કરવામાં આવતું હોય ત્યારે ઘરમાં રસોઈ બનાવવામાં જ ક્યાંથી આવે ? અને એ દશામાં જો અમે સાધુઓ તેને ત્યાં જઈએ તો અમને શું મળે ? હોટલો ઉપર " સુખશાન્તિગૃહ " એવું સુશોભિત સાઈનબોર્ડ ચોડવામાં આવે છે પણ શું કોઈને પૈસા લીધા વિના તે સુખશાન્તિગૃહમાં ખાનપાન આપવામાં આવે છે ? વાસ્તવમાં તે સુખશાન્તિગૃહ નહિ પણ ગુલામીનું ઘર છે. આ પ્રકારના ગૃહથી તમારામાં વધારે પરતંત્રતા આવી છે. સુખશાન્તિ તો સ્વતંત્રતાથી પ્રાપ્ત થાય છે, પરતંત્રતાથી ક્યાંય સુખશાન્તિ મળતી નથી.

બાળક જેના ખોળામાં આળોટે છે, જેનું દૂધ પીએ છે, કે જેની સાથે રમે છે તેનામાં તેવાં જ સંસ્કારો આવે છે; એટલા માટે ધાઈ બનનારી સ્ત્રીએ પોતાનાં સંસ્કારો શુદ્ધ રાખવાં જ પડે છે. ગુલામીનાં સંસ્કાર ધરાવતી ધાઈ હોય તો બાળકમાં પણ ગુલામીનાં જ સંસ્કારો આવે છે. આજે તો રમકડાંઓમાં પણ ગુલામી જ ભરેલી હોય છે. લોકોને ત્યાં વિદેશી રમકડાંઓથી કબાટો ભરેલાં હોય છે. આ વિદેશી રમકડાંઓ તત્કાલ અને પરંપરાએ બહુ જ હાનિ કરે છે છતાં લોકોને એ વિદેશી રમકડાંઓનો મોહ છૂટતો નથી.

બાળક નમીરાજનું પાંચ ધાઈઓદ્વારા પાલન-પોષણ થવા લાગ્યું અને જે પ્રમાણે પર્વત ગુફાઓમાં ચંપકની વેલ સ્વતંત્રતાપૂર્વક વધે છે તે પ્રમાણે નમીરાજ વધવા લાગ્યો. થોડી મોટી ઉંમરનો થતાં નમીરાજને અઢાર દેશની દાસીઓના સંરક્ષણમાં મૂકવામાં આવ્યો. અઢાર દેશની દાસીઓના સંરક્ષણમાં બાળકને એટલા માટે મૂકવામાં આવતો હતો, કે જેથી બાળક સરળતાપૂર્વક અઢાર દેશની ભાષા-ભૂષાથી પરિચિત થઈ જાય.

બાળક નમીરાજ જ્યારે આઠ વર્ષની ઉંમરનો થયો ત્યારે તેને ભણવા માટે આચાર્યની પાસે બેસાડવામાં આવ્યો. નમીરાજ રાજાનો પુત્ર હતો છતાં તેને શિક્ષાપ્રાપ્તિ માટે આચાર્ય પાસે બેસાડવામાં આવ્યો હતો. પહેલાંના લોકો એમ સમજતા ન હતા, કે અમે રાજાના પુત્ર છીએ એટલે અમને ભણવાની શી જરૂર છે ? પૂર્વ સમયમાં પ્રત્યેક બાળકને શિક્ષા આપવી આવશ્યક હતી. પહેલાંના રાજા કે શ્રાવકનું એવું એક પણ ચરિત્ર કદાચ જ મળશે કે જેમના પુત્રને ૭૨ કલાની શિક્ષા આપવામાં આવી ન હોય ! પહેલાં જે શિક્ષા આપવામાં આવતી હતી તે શિક્ષા સ્વતંત્રતાની હતી. આ સ્વતંત્રતાની શિક્ષાથી શિક્ષિત વ્યક્તિ સ્વતંત્રતાપૂર્વક પોતાનું જીવન વ્યતીત કરતી હતી; પણ આજકાલ તો ગુલામીની શિક્ષા આપવામાં આવે છે. રાજાઓ પ્રજાને એવી શિક્ષા અપાવે છે કે જેથી પ્રજામાં ગુલામીની જ ભાવના રહે. ભારતની પણ આજકાલ આ જ દશા થઈ રહી છે. અત્યારે જે શિક્ષા આપવામાં આવે છે તે શિક્ષા તો ગુલામીની ભાવના પેદા કરે એવી છે. આ અનિષ્ટ શિક્ષાના પ્રભાવથી જ આજકાલ છોકરીઓ અર્ધ્ધનગ્ન પોશાક પહેરે છે અને માતાપિતા છોકરીઓને આવો પોશાક પહેરાવીને પ્રસન્ન થાય છે. આ ગુલામીની શિક્ષાનો જ પ્રભાવ છે.

નમીરાજને ૭૨ કલાઓ શીખડાવવામાં આવી. તે કલા શીખીને ઘેર આવ્યા. જ્યારે નમીરાજ યુવાવસ્થાને પામ્યા અને તેમનાં સુપ્ત નવ અંગો જાગૃત થયાં ત્યારે તેમના વિવાહની વાતચીત થવા લાગી.

જૈનશાસ્ત્રોમાં બાળવિવાહનું કોઈપણ જગ્યાએ વિધાન કરવામાં આવ્યું નથી. જ્યાં વિવાહની વાત ચર્ચવામાં આવી છે ત્યાં એમ જ કહેવામાં આવ્યું છે કે, 'યુવાવસ્થાને પ્રાપ્ત થવાથી અને સુપ્ત નવ અંગો જાગ્રત થવાથી સમાન આયુ, રૂપ, ગુણ, શીલ વગેરેથી યુક્તની સાથે વિવાહ થયો." પણ આજકાલ શાસ્ત્રના આ વર્ણન ઉપર ધ્યાન આપવામાં આવતું નથી.

નમીરાજ યુવાન થયા. રાજા પદ્મરથે સુંદર કન્યાઓની સાથે નમીરાજનો વિવાહ કરાવ્યો. નમીરાજ કુમારપદને ભોગવતાં આનંદમાં રહેવા લાગ્યા. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૪ કારતક સુદ ૮ ગુરુવાર

### પ્રાર્થના

કુન્થુ જિનરાજ તૂ ઐસો, નહિ કો દેવ તો જૈસો;
ત્રિલોકીનાથ તૂ કહીએ, હમારી બાંહ દૃઢ ગહિએ. ॥ કુન્થુ૦ ૧ ॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી કુન્થુનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં ભક્ત ભગવાનને કહે છે કે, 'હે પ્રભો ! મારી બાંહ એવી રીતે દૃઢ પકડી રાખજે, કે જેથી મારી બાંહ પાછી છૂટી ન જાય.'

આ વાત કહેવામાં તો સરળ છે પણ એ વાત ઉપર મનન કરવાથી માલુમ પડશે, કે આ કથનની પાછળ ઊંડું રહસ્ય રહેલ છે; કારણ કે ભગવાન તો સચ્ચિદાનંદ અને સૂક્ષ્મરૂપ છે. તેમની પાસે બાંહને પકડી રાખવાનું કોઈ સ્થૂલ સાધન છે જ નહિ, તો પછી તે બાંહને કેવીરીતે પકડી શકે ? જેમને કાંઈ રૂપ જ નથી અને જેમને હાથ વગેરે કાંઈ નથી તે ભક્તની બાંહને કેવીરીતે પકડી શકે ? અને એવી દશામાં 'હે ! પ્રભો ! તું મારી બાંહને પકડ' એમ કેવીરીતે કહી શકાય ?

ભગવાનની જે પ્રાર્થના કરવામાં આવી છે તે પ્રાર્થનાનો અક્ષરાર્થ કરતાં ઉપરનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આ પ્રમાણે અક્ષરાર્થ કરવાથી પ્રાર્થનાનું રહસ્ય સમજવામાં આવી શકે નહિ, એટલા માટે પ્રાર્થનાનો ભાવાર્થ શો છે એ અત્રે જોવાનું છે. આ પ્રાર્થનાનો ભાવાર્થ એ છે કે, "હે પ્રભો ! સંસારની કામના મારો હાથ પકડી મને પોતાની તરફ ખેંચી રહી છે. એ સાંસારિક કામનાથી બચવા માટે તારા શરણે આવવું એ એક જ ઉપાય છે. જો તું મને તારા શરણમાં લઈ મારી બાંહને પકડે તો પછી આ સાંસારિક કામનાઓ તારાથી ડરી જશે અને મારો હાથ છોડી મૂકશે. એટલા માટે આ સાંસારિક કામનાના ફંદામાંથી મને મુક્ત કરવા માટે મારી બાંહ પકડી મને તારા શરણમાં લે."

આ પ્રમાણે પ્રાર્થનાના ભાવાર્થને દૃષ્ટિમાં રાખવામાં આવે તો પરમાત્માને જે બાંહ પકડવા માટે પ્રાર્થના કરવામાં આવી છે તે આ સ્થૂલ બાંહ માટે નહિ, પણ બીજી જ બાંહને પકડવા માટે કરવામાં આવી છે એ વાત સરળતાથી સમજી શકાય એમ છે. બીજી બાંહ કઈ છે અને તે બીજી બાંહને પરમાત્મા પાસે કેવીરીતે પકડાવવી છે એ વાત હવે સંક્ષેપમાં કહું છું :—

આત્માને કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વગેરે પોતપોતાની તરફ ખેંચી રહ્યાં છે. એટલા માટે ભક્ત પરમાત્માને કહે છે કે, હે પ્રભો ! આ કામ-ક્રોધ વગેરે વિકારોએ મારા આત્માને દબાવી દીધો છે. આ વિકારોથી બચવાનો માર્ગ કેવળ તારું શરણ જ છે. જો મારો આત્મા તારા શરણે આવી જાય અને મારો હાથ તું પકડી લે તો તો આ વિકારોથી બચી શકાય, નહિ તો આ વિકારોથી બચવું મારા માટે મુશ્કેલ છે.

હે પ્રભો ! તારા શરણે આવવા માટે મારે એ વાતનો ખ્યાલ રાખવો જોઈએ કે, મને જે વિકારો દબાવી રહ્યા છે તે વિકારોને મેં જ પેદા કર્યા છે. એમાં આ વિકારોનો શો દોષ છે ? એ તો મારી જ ભૂલ છે. મારી ભૂલ જ વિકારનું રૂપ ધારણ કરી મને દુઃખ આપી રહી છે. જ્યારે હું મારી આ ભૂલને સમજીને દૂર કરીશ ત્યારે મારા અંતરાત્મામાંથી એવો ધ્વનિ નીકળશે કેઃ—

" તુમી હમ એકતા જાનૂં દ્વૈત ભ્રમ કલ્પના માનૂં "

હે પ્રભો ! હું હજી ભૂલમાં જ પડેલો છું, એટલા માટે બીજા ઉપર આરોપ મૂકું છું અને એમ કહું છું કે, બીજું કોઈ મને દુઃખ આપી રહ્યું છે. જેમકે હું કોઈ ખરાબ વાતને માટે એમ કહેવા લાગું છું કે, શું કરું ! કર્મો જ એવાં છે ! આ પ્રમાણે હું કર્મોને દોષ આપવા લાગું છું. વાસ્તવમાં આત્મા ચૈતન્ય છે અને કર્તા છે, પણ કર્મ જડ છે. હું કર્તાને જોતો નથી અને જડ કર્મને દોષ આપું છું. આ મારી કેવી ભૂલ છે ? આ મારી ભૂલ એના જ જેવી છે, જેમકે કોઈ માણસ બીજા કોઈને મારીને કોર્ટમાં એમ કહે કે, તે માણસને મેં માર્યો નથી પણ આ તલવારે માર્યો છે. જો કોઈ માણસ ન્યાયાધીશ સામે આમ કહે તો શું ન્યાયાધીશ તેને છોડી મૂકશે ? નહિ. જે પ્રમાણે તે માણસ આમ કહેવામાં ભૂલ કરે છે કે, મેં તેને માર્યો નથી પણ તલવારે તેને માર્યો છે, તે જ પ્રમાણે હે પ્રભો ! મારી પણ એ જ ભૂલ થઈ રહી છે કે, હું કર્તા આત્માને દોષ ન આપતાં કર્મને દોષ આપું છું. આ મારી ભૂલ જ મને પતિત કરી રહી છે. મારી આ પ્રકારની ભૂલને દૂર કરવી એ જ તારા શરણે આવવા સમાન છે.

## સમ્યક્ત્વ પરાક્રમ—ચોવીશમો બોલ

તમને લોકોને શાસ્ત્રનો જે ઉપદેશ સંભળાવવામાં આવે છે તે આ પ્રકારની ભૂલને દૂર કરવા માટે તથા આત્માનો પરમાત્મા સાથે સંબંધ જોડવા માટે જ આપવામાં આવે છે. સૂત્રની આરાધના વિષે જે પ્રશ્ન ચાલી રહ્યો છે તે આત્માની ભૂલ મટાડવા માટે જ છે. સૂત્રની આરાધના કરવાથી શું ફળ મળે છે એવો પ્રશ્ન ભગવાનને પૂછવામાં આવ્યો છે. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, સૂત્રની આરાધના કરવાથી અજ્ઞાન નષ્ટ થવાની સાથે રાગાદિભાવરૂપ સંક્લેશ પણ નષ્ટ થાય છે અને પરિણામે વૈરાગ્ય પેદા થાય છે.

રાગાદિ ભાવને કારણે આત્માને કેવીરીતે સંક્લેશ પેદા થાય છે એ વાતને સરળ કરીને સમજાવું છું. માનો કે કોઈ માણસ કોઈ વસ્તુને પોતાની માને છે ત્યારે તે વસ્તુ પ્રત્યે તેને રાગ થાય છે અને એ દશામાં જો કોઈ તે વસ્તુને છીનવી લે અથવા તે વસ્તુની હાનિ કરે તો તેના પ્રતિ દ્વેષ થાય છે. પણ જે વસ્તુને માટે એમ માનવામાં આવે કે, તે વસ્તુ મારી જ નથી, તો તે વસ્તુ પ્રત્યે રાગ ન થાય તેમ તે વસ્તુની હાનિ થવાથી કોઈ પ્રકારનો દ્વેષ પણ ન થાય. આ પ્રમાણે રાગ-દ્વેષ ન હોવાને કારણે તેને સંક્લેશ પણ નહિ થાય. વસ્તુને જ્યારે પોતાની માનવામાં આવે છે ત્યારે તે વસ્તુને કારણે રાગ-દ્વેષ પેદા થાય જ છે અને રાગ-દ્વેષ પેદા થવાથી આત્માને સંક્લેશ થાય એ પણ સ્વાભાવિક છે. સૂત્રની આરાધના કરવાથી

વસ્તુ પ્રત્યેનો રાગ–દ્વેષમૂલક મોહ નષ્ટ થાય છે અને રાગ–દ્વેષ નષ્ટ થવાથી આત્માને સંક્લેશ પેદા થતો નથી પણ ઊલટો વસ્તુ પ્રત્યે વૈરાગ્ય પેદા થાય છે.

શાસ્ત્રનું કથન છે કે, સૂત્રની આરાધના કરવા માટે મનને એકાગ્ર રાખવું આવશ્યક છે. જ્યાંસુધી મન એકાગ્ર થતું નથી ત્યાંસુધી સૂત્રની આરાધના થઈ શકતી નથી. એટલા માટે હવે મનની એકાગ્રતા વિષે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે:—

## પચ્ચીશમો બોલ.

**(૨૫) एगग्गमणसंनिवेसणयाए णं भन्ते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવન્! મનને એકાગ્ર કરવાથી જીવને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે:—

**एगग्गमणसंनिवेसणयाए णं चित्तनिरोहं करेइ ॥ २५ ॥**

અર્થાત્—મનને એકાગ્ર કરવાથી તે જીવ ચિત્તનો નિરોધ કરે છે.

મનની એકાગ્રતા વિષે વિચાર કરીએ તે પહેલાં મન એટલે શું એ વિષે વિચાર કરીએ. મન બે પ્રકારનાં હોય છે. એક તો દ્રવ્ય મન અને બીજું ભાવ મન. मन्यतेऽनेन इति मनः એ વ્યાખ્યાનુસાર જેની દ્વારા મનન કરવામાં આવે તેનું નામ મન છે અને मननं मनः અર્થાત્ મનન કરવાનું નામ પણ મન છે. આત્મા પોતાનામાં વિશેષ પ્રકારના જે પુદ્ગલોનો સંચય કરે છે અને જે પુદ્ગલોના સમૂહથી આત્મામાં મનન કરવાની શક્તિ આવે છે તે પુદ્ગલોના સમૂહને મન કહેવાય છે. દ્રવ્ય મનન દ્રવ્ય મનથી થાય છે અને ભાવ મનન ભાવ મનથી થાય છે.

જે વસ્તુ જોવામાં કે સાંભળવામાં આવે છે તે વસ્તુ વિષે કોઈ પ્રકારનો વિચાર મન જ કરે છે. ઉદાહરણ તરીકે આંખો થાંભલાને જુએ છે પણ જો મન ન હોય તો તે થાંભલો છે એ જાણી શકાતું નથી. આ પ્રમાણે વસ્તુને જોવા છતાં જો તે જોવાની સાથે મન ન હોય તો આ વસ્તુ છે એ જાણી શકાય નહિ. જેમકે અનેક વાર વસ્તુઓને જોઈએ છીએ પણ જોવાની સાથે મન હોતું નથી, એટલા માટે તે વસ્તુ ધ્યાનમાં આવતી નથી; અર્થાત્ તે વસ્તુનું જ્ઞાન થતું નથી. આ પ્રમાણે જેની સહાયતાથી વસ્તુ જાણવામાં આવે અને જાણેલી વસ્તુ વિષે કલ્પના કરી મનન કરવામાં આવે, તેનું નામ મન છે.

દ્રવ્ય મન અને ભાવ મન સંજ્ઞી જીવને જ હોય છે. અસંજ્ઞી જીવને પણ મન તો હોય છે પણ તેને ભાવ મન જ હોય છે, દ્રવ્ય મન હોતું નથી. આ કારણે અસંજ્ઞી જીવો કોઈ વસ્તુ વિષે મનન કરી શકતા નથી. જે પ્રમાણે અંધ પુરુષની સામે અરીસો મૂકવામાં આવે તો તે પુરુષનું પ્રતિબિંબ તો તે અરીસામાં પડે છે પણ તે અંધ હોવાથી પોતાનું પ્રતિબિંબ જોઈ શકતો નથી, કારણ કે તેની પાસે જોવાનું કોઈ સાધન નથી. આ જ પ્રમાણે અસંજ્ઞી જીવને ભાવ મન તો હોય છે પણ દ્રવ્ય મન હોતું નથી, એટલા માટે તે અસંજ્ઞી જીવો વસ્તુ સામે હોવા છતાં તેના સંબંધમાં કાંઈ વિચાર કરી શકતા નથી. જ્યારે ભાવ મનની સાથે જ દ્રવ્ય મન હોય ત્યારે જ વસ્તુ વિષે વિચાર કરી શકાય છે.

મન અને ચિત્ત એ પર્યાયવાચી શબ્દો છે. ભગવાને કહ્યું છે કે, મનની એકાગ્રતાથી ચિત્તનો નિરોધ થાય છે.

મનને વશ કેવી રીતે કરવું અને મનને એકાગ્ર કેવી રીતે રાખવું? એ એક પ્રશ્ન ઊભો થાય છે. કારણ કે આંખોને તો બંધ કરીને વશ કરી શકાય છે, નાકને પણ દબાવીને વશ કરી શકાય છે અને આ પ્રમાણે બીજી ઈન્દ્રિયોને પણ કોઈ અંકુશદ્વારા વશ કરી શકાય છે. પણ મનને કેવી રીતે વશ કરવું? આ પ્રકારનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. કેટલાક લોકોએ તો મનને માટે ત્યાંસુધી કહ્યું છે કેઃ—

**मन एव मनुष्याणां कारणं बंध मोक्षयो:**

અર્થાત્—મન જ મનુષ્યના બંધ-મોક્ષનું કારણ છે. મનનો સંકલ્પ વિકલ્પ કેવો હોય છે તે તમે જાણો જ છો. મનુષ્ય કે પશુ જેમને મન હોય છે તેમનું મન સંકલ્પ વિકલ્પ કરતું જ રહે છે. સારાં કે ખરાબ કામ મનનાં સંકલ્પ વિકલ્પથી જ થાય છે. બિલાડી તે જ દાંતો દ્વારા પોતાનાં બચ્ચાંને દબાવે છે અને તે જ દાંતો દ્વારા ઉંદરોને પણ દબાવે છે. દાંત તો તે જ છે પણ મનના સંકલ્પ વિકલ્પમાં અંતર આવી જવાને કારણે વસ્તુમાં પણ અંતર આવી જાય છે.

મનમાં આ પ્રકારનું જે અંતર રહે છે, તેનું કારણ મનની ચંચલતા છે. જ્યારે મનની ચંચલતા દૂર થાય અને મનમાં કોઈ પ્રકારનો ભેદભાવ ન રહે ત્યારે સમજવું કે, મન વશમાં થયું છે. જ્યાં સુધી મનમાંથી ભેદભાવ દૂર ન થાય ત્યાંસુધી સમજવું કે હજી સુધી ચિત્તનો નિરોધ થયો નથી. જ્યારે ચિત્તની ચંચલતા દૂર થાય અને મનમાં કોઈ પ્રકારનો ભેદભાવ ન રહે ત્યારે ચિત્તનો નિગ્રહ થયો છે એમ સમજવું.

આ ઉપરથી કોઈ એમ કહે કે, ચિત્તની ચંચલતાને દૂર કરવી અને મનમાં જરાપણ ભેદભાવ આવવા ન દેવો એ તો બહુ જ મુશ્કેલ કામ છે. બધા સાધુઓ પણ આ કઠિન કાર્ય કરી ન શકે તો પછી અમે ગૃહસ્થો મનને વશ કેવી રીતે કરી શકીએ?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, આ સંબંધમાં સાધુ કે ગૃહસ્થના ભેદની કાંઈ વાત જ નથી; પણ જે કોઈ અભ્યાસ અને વૈરાગ્યને જીવનમાં ઉતારે તે જ મનને વશ કરી શકે છે. મનને વશ કરવા માટે અભ્યાસ અને વૈરાગ્ય એ બે જ ઉપાયો છે. મનને વશ કરવાનો અભ્યાસ કેવી રીતે કરવો જોઈએ એનો ઘણો લાંબો વિચાર છે. યોગક્રિયાનો સમાવેશ આ પ્રકારના અભ્યાસમાં જ થાય છે. આ વિષે ટીકાકાર કહે છે કે, મનને અપ્રશસ્તમાં જતાં અટકાવી પ્રશસ્તમાં પરોવો તો ધીરેધીરે મન એકાગ્ર થઈ શકશે; અર્થાત્ એક બાજુથી તો મનને અપ્રશસ્તમાં જતાં અટકાવો અને બીજી બાજુએથી મનને પરમાત્માના ધ્યાનમાં પરોવતા જાઓ તો મન વશમાં આવી શકે અને તેની એકાગ્રતા પણ સાધી શકાશે.

મનને વશ કરવા માટે વૈરાગ્ય પણ એક ઉપાય છે. ઈન્દ્રિયોના સમૂહ બળવાન હોવાથી મનને પોતાની તરફ ખેંચ્યા કરે છે; એટલા માટે વસ્તુ પ્રત્યે વૈરાગ્ય રાખવો. વૈરાગ્ય રાખવાથી ઈન્દ્રિયો તે વસ્તુ તરફ ખેંચાશે નહિ અને આ પ્રમાણે મન પણ તે વસ્તુ તરફ જશે નહિ પણ સ્થિર રહેશે. વસ્તુનું વાસ્તવિક સ્વરૂપ વિચારી વસ્તુ પ્રત્યે વૈરાગ્ય રાખવો જોઈએ. વૈરાગ્ય ધારણ કરવાથી મન પણ સ્થિર થશે. વસ્તુનું વાસ્તવિક સ્વરૂપ વિષે વિચાર ન કરવાને

કારણે જ વસ્તુ પ્રત્યે રાગ-દ્વેષ પેદા થાય છે. વસ્તુનું તો વાસ્તવિક સ્વરૂપ વિચારવામાં આવે તો વસ્તુ પ્રત્યે અવશ્ય વૈરાગ્ય પેદા થશે અને વૈરાગ્ય પેદા થશે તો મનને પણ વશ કરી શકાશે. આ પ્રમાણે મનને વશ કરવાનો અને એકાગ્ર કરવાનો ઉપાય અભ્યાસ તથા વૈરાગ્ય છે. અભ્યાસ અને વૈરાગ્યથી મનને વશ કરી શકાય છે.

લોકો રૂપિયા પ્રતિ મમત્વ બહુ ધરાવે છે પણ જ્યારે રૂપિયા શું છે, રૂપિયા કેવી રીતે પ્રાપ્ત કરવામાં આવે છે અને રૂપિયાના પ્રચલનથી સમાજ અને દેશની આંતરિક સ્થિતિને કેટલી બધી હાનિ થઈ છે, તે વિષે જો પૂરો વિચાર કરવામાં આવે, તો એ દશામાં રૂપિયા પ્રત્યે અવશ્ય વૈરાગ્ય પેદા થશે. સિક્કાનું જેમ જેમ પ્રચલન વધવા પામ્યું છે તેમ તેમ અનર્થો પણ તેટલાં જ વધવા પામ્યાં છે. પશુવધ સિક્કાને માટેજ કરવામાં આવે છે. ફુકાનો ઘાતકી પ્રયોગ કરી ગાયનાં આંચળમાંથી દૂધ કાઢવાનું પાપપૂર્ણ કાર્ય પણ રૂપિયાને માટે જ કરવામાં આવે છે. આ પ્રમાણે રૂપિયાના પ્રચલનથી થતાં અનર્થોનો વિચાર કરવામાં આવે તો રૂપિયા પ્રત્યે વૈરાગ્ય પેદા થશે જ.

અનેક શહેરોમાં કુલાંગનાઓ વેશ્યા બની પોતાનું શરીર બીજાને શામાટે સોંપે છે? કેવળ પૈસાને માટે જ. જો તેઓને પૈસાનું મમત્વ ન હોય તો તેઓ કદાચ દેવથી પણ વિચલિત ન થાય! પૈસો જ તેમનું સતીત્વ નષ્ટ કરાવે છે. ભાઈ-ભાઈ વચ્ચે અને પિતા-પુત્ર વચ્ચે પૈસાના કારણે જ તકરાર ઊભી થાય છે. રાજાઓ પણ પ્રજાના કલ્યાણને માટે રાજ્ય ચલાવતા નથી પણ પૈસાને માટે જ રાજ્ય ચલાવે છે.

આ પ્રમાણે પૈસાને કારણે થતાં અનર્થોનો ઊંડો વિચાર કરવામાં આવે તો પૈસા પ્રત્યે વૈરાગ્ય પેદા થશે જ. અનર્થો પેદા કરનાર અને રાગ-દ્વેષની વૃદ્ધિ કરનાર પ્રધાનતઃ કનક અને કામિની જ છે. કનક અને કામિનીદ્વારા થતાં અનર્થો વિષે વિચાર કરવામાં આવે તો ગૃહસ્થને પણ વૈરાગ્ય પેદા થઈ શકે છે. આ પ્રમાણે મનને વશ કરવાના સંબંધમાં સાધુ કે ગૃહસ્થનો કાંઈ ભેદ હોઈ શકે નહિ. જે કોઈ અભ્યાસ અને વૈરાગ્યદ્વારા મનને વશ કરવા ચાહે તે મનને વશ કરી શકે છે.

મનની એકાગ્રતાથી ચિત્તનો નિરોધ થાય છે. ચિત્તનો નિરોધ થવો એ તો મનની એકાગ્રતાનું પારમ્પરિક ફળ છે, પણ મનની એકાગ્રતાનું તાત્કાલિક ફળ એ છે કે, જેનું મન એકાગ્ર હોય છે તે જે કાંઈ બોલે છે તે સત્ય જ બોલે છે અને તે જે કાંઈ મનોરથ કરે છે તે પણ પૂર્ણ જ થાય છે. મનની એકાગ્રતાથી જ સત્યવદન અને મનોરથની પૂર્તિ થાય છે; એટલા માટે મનને એકાગ્ર કરો. મનને એકાગ્ર કરવા માટે અમે તમને પરમાત્માનું ભજન કરો એમ વારંવાર કહીએ છીએ. પરમાત્માનું ભજન કરવાથી મનની એકાગ્રતા થાય છે. એટલા માટે બીજા કામોમાંથી મનને દૂર કરી પરમાત્માનું ભજન કરવામાં જ મનને પરોવી દો. પરમાત્માના ભજનદ્વારા મનને એકાગ્ર કરશો તો ચિત્તની ચંચલતા દૂર થશે અને સાથે સાથે મનની એકાગ્રતા પણ સધાશે એટલા માટે પરમાત્માનું ભજન કરવામાં વિલંબ ન કરો. કહ્યું પણ છે કે:—

દમ પર દમ હરિ ભજ, નહીં ભરોસા દમકા,
એક દમમેં નિકલ જાવેગા, દમ આદમકા.

દમ આવે ન આવે, ઈસકી આશ મત કર તૂ,
એક નામ સાંઈ કા, જપ હિરદેમેં ધર તૂ.
નર ઈસી નામસે તર જા, ભવસાગર તૂ, દમ આવે ન આવે૦

શ્વાસનો વિશ્વાસ નથી. શ્વાસ તો પવન છે એટલે તે આવે પણ ખરો અને ન પણ આવે. એનો શો વિશ્વાસ ? એટલા માટે મુખમાંથી શ્વાસને બહાર કાઢતાં પહેલાં જ પરમાત્માનું સ્મરણ કર્યા કરો. આ પ્રમાણે પરમાત્માનું સ્મરણ કરવાથી મનની એકાગ્રતા સધાશે.

આત્માદ્વારા એ ભૂલ થઈ રહી છે કે, તે તુચ્છ ચીજોમાં મનને પ્રયુક્ત કરી પરમાત્માને ભૂલી રહ્યો છે ! તે એટલું પણ વિચારતો નથી કે, જો હું મારા મનને પરમાત્મામાં એકાગ્ર કરીશ તો એ દશામાં શું મને કોઈ તુચ્છ વસ્તુની ખામી રહી શકે ખરી ? પણ આત્માને આ પ્રકારનો વિચાર થતો નથી અને પોતાના મનને અહીંતહીં દોડાવ્યા કરે છે. આનું જ નામ મનની ચંચલતા છે. આ પ્રકારની ચિત્તની ચંચલતા દૂર કરવા માટે જ શાસ્ત્રકારો મનને એકાગ્ર કરવાનું કહે છે. જો મનને પરમાત્મામાં એકાગ્ર કરવામાં આવે તો મન અશુભમાંથી નીકળી શુભમાં પ્રવૃત્ત થાય છે. મન અહીંતહીં ભટકે છે એ તેનો સ્વભાવ છે; પણ તે ખરાબ માર્ગે ન દોડે એ જ જોવાનું રહે છે. જો મન સન્માર્ગે દોડે તો તે પણ આત્માને યથાસ્થાને પહોંચાડી દે છે.

મનને પરમાત્મામાં જોડવાથી મુશ્કેલમાં મુશ્કેલ સંયોગ પણ સરળ થઈ જાય છે. લોકો કહે છે કે, આ પંચમકાળ બહુ જ મુશ્કેલ છે; પણ જો લોકો વાસ્તવમાં આ પંચમકાળને સંકટકાળ માનતા હોય તો એ અવસ્થામાં શું તેઓ મનને પરમાત્મામાં એકાગ્ર કરવામાં વાર લગાડે ખરા ? જે પ્રમાણે ભૂખ લાગે ત્યારે ભોજન અને તરસ લાગે ત્યારે પાણી યાદ આવે જ છે, તે જ પ્રમાણે આ સંકટકાળ છે એટલા માટે પરમાત્માનું સ્મરણ થવું જ જોઈએ. જો આવા સમયમાં પરમાત્માનું સ્મરણ કરવામાં આવે અને મનને પરમાત્મામાં એકાગ્ર કરવામાં આવે તો પછી તેને કોઈ પ્રકારનું સંકટ રહેવા જ પામે નહિ.

## મયણરેહા ચરિત્ર—પર

મયણરેહાએ સંકટના સમયે પોતાના મનને પરમાત્મામાં એકાગ્ર કર્યું તો શું તેનાં સંકટો દૂર ન થયાં ? જો તેના પતિના મૃત્યુ સમયે પરમાત્માનું સ્મરણ કરવામાં આવ્યું ન હોત તો તેના પતિની શી દશા થાત ? તેણીએ પરમાત્માનું સ્મરણ કરી પતિને પણ સ્વર્ગમાં મોકલ્યો અને એ જ કારણે તેનાં પુત્રોમાં પણ શક્તિ આવી. મયણરેહા પરમાત્માના નામનું સ્મરણ કરનારી સચ્ચરિત્રા સ્ત્રી હતી. આ જ કારણે જ્યારે તે પોતાના બાળકને વૃક્ષ ઉપર ઝોળીમાં બાંધી સુવડાવી ગઈ હતી ત્યારે અગાઉ વૃત્તાંત જણાવેલ છે તે મુજબ પદ્મરથ રાજા ત્યાં આવી ચડેલ અને તે બાળકને પોતાને સ્થાને લઈ ગયો હતો. આ પ્રમાણે તે બાળકની રક્ષા થઈ. આ બધો તેના સતીત્વનો અને પરમાત્માના નામનો આશરો લેવાનો જ પ્રતાપ હતો.

પદ્મરથને ત્યાં નમીરાજ આનંદપૂર્વક કુમારપદ ભોગવી રહ્યા છે. તેને એ માલુમ નથી કે હું આનો પુત્ર નથી પણ મયણરેહાનો પુત્ર છું. તે તો એમ જ માને છે કે, હું પદ્મરથ

રાજાનો જ પુત્ર છું. બીજી બાજુએ પદ્મરથ રાજા અને તેની રાણી પણ એમ જ માને છે કે, તે અમારો પુત્ર છે. આ પ્રમાણે નમીરાજ રાજકુમાર તરીકે આનંદ ભોગવી રહ્યો છે.

યુવાવસ્થા પ્રાપ્ત થતાં નમીરાજનો વિવાહ થયો. તે પોતાની રાણીઓની સાથે આનંદપૂર્વક રહેવા લાગ્યો. નમીરાજ ધીમે ધીમે રાજકાજમાં પણ હોશીયાર થઈ ગયો. આ પ્રમાણે નમીરાજ રાજકાજ ચલાવવામાં પ્રવીણ છે એ જાણી પદ્મરથ વિચારવા લાગ્યો કે, હવે જો મને કોઈ મુનિનો સુયોગ મળે તો હું આત્માનું કલ્યાણ સાધું ! હું રાજ્ય વિષે જે ખામી માનતો હતો તે ખામી નમીરાજે પૂરી કરી દીધી છે. નમીરાજ રાજ્યનો કારભાર સંભાળવામાં અને મારો ઉત્તરાધિકારી થવાને યોગ્ય બની ગયો છે. આમ હોવા છતાં જો હું સંસારમાં જ ફસાએલો રહું તો તે મારી ગંભીર ભૂલ કહેવાય ! એટલા માટે જો મને કોઈ મુનિ મહાત્માનો સુયોગ મળે તો ધર્મમાર્ગે જઈ મારે આત્માનું કલ્યાણ કરવું જોઈએ.

પદ્મરથ રાજા કોઈ મુનિ મહાત્માની પ્રતીક્ષા કરવા લાગ્યા. રાજાના સદ્‌ભાગ્યે મિથિલામાં એક સ્થવિર પધાર્યા. જે નગરમાં સાચા સંયમધારી મુનિ પધારે છે તે નગર નહિ પણ એક તીર્થસ્થાન છે. જે પોતે તરે છે અને બીજાને તારે છે તે જ તીર્થ છે. સાધુ જંગમતીર્થ છે. આ જંગમતીર્થ સાધુઓ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં આનંદ જ પ્રવર્તે છે.

મિથિલાપુરીમાં એક સ્થવિર મહાત્મા પધાર્યા. મહાત્મા પધાર્યાના સમાચાર પદ્મરથ રાજાને મળ્યા. આ શુભ સમાચાર સાંભળી રાજા ઘણો જ પ્રસન્ન થયો. તે વિચારવા લાગ્યો કે, હવે મારો મનોરથ પૂર્ણ થશે.

રાજા તે સ્થવિર મહાત્માની સેવામાં ગયો. સ્થવિરે રાજાને ઉપદેશ સંભળાવ્યો. સ્થવિરનો ઉપદેશ સાંભળી રાજાએ તેમને કહ્યું કે, હું મારું રાજપાટ નમીરાજને સોંપી તમારી પાસે દીક્ષા લેવા ચાહું છું. સ્થવિરે કહ્યું કે, જેવી તમારી ઇચ્છા હોય તે પ્રમાણે કરો.

તે સ્થવિર મહાત્મામાં કેવો તપ:સંયમ હશે, કે જેમનો ઉપદેશ એક જ વાર સાંભળી રાજાને પણ વૈરાગ્ય પેદા થઈ ગયો ! અને આ જ પ્રમાણે તે રાજાનું હૃદય પણ કેવું સરળ હશે, કે તે એક જ વાર ઉપદેશ સાંભળી સંયમનો સ્વીકાર કરવા માટે પણ તૈયાર થઈ ગયો !

રાજા પદ્મરથે ઘેર આવીને નમીરાજને પોતાનો વિચાર પ્રકટ કરતાં કહ્યું કે, હવે તમે રાજ્યનું સંચાલન કરો, હું હવે દીક્ષા લેવા ચાહું છું. પદ્મરથનું આ કથન સાંભળી નમીરાજે કહ્યું કે, હું તો બાળક છું એટલે રાજ્યનું સંચાલન કેવી રીતે કરી શકું ! હું તો અબોધ છું અને આપની કૃપાથી અત્યાર સુધી હું મોજમઝા માણવામાં જ રહ્યો છું. નમીરાજના આ કથનના ઉત્તરમાં પદ્મરથે કહ્યું કે, હવે તમે અબોધ નથી પણ દરેક રીતે યોગ્ય છો. એટલા માટે રાજપાટનો કારભાર સંભાળી મને સંયમનો સ્વીકાર કરવાનો અવસર આપો. પુત્રનું એ કર્ત્તવ્ય છે કે, તે માતાપિતાને ધર્મ કરવાનો અવસર આપે. જે ધર્મના પ્રતાપે આપણે બધા સુખદ સ્થિતિમાં છીએ તે ધર્મને જીવનમાં ઊતારવાને મને તમે શુભ અવસર આપો. એ તમારું કર્ત્તવ્ય છે.

આ પ્રમાણે રાજા પદ્મરથે નમીરાજને ખૂબ સમજાવ્યો. સમજાવવાથી નમીરાજ સમજી ગયો. રાજા પદ્મરથે પોતાનું રાજપાટ નમીરાજને સોંપી દીધું અને પોતે દીક્ષાનો અંગીકાર કરી આત્મકલ્યાણ સાધ્યું.

સ્થવિર પધારે રાય સુધારે, સંયમ લે નિજ કાજ;
રાજનપતિ રાજા નમિરાજા, પરજા જન સિરતાજ. ॥ સતી૦ ૨૦૭ ॥
નમિરાજકા કરિવર છૂટા, વનમેં ધૂમ મચાય;
સુદર્શનપુરકી સીમામેં, પરજા કો દુઃખદાય. ॥ સતી૦ ૨૦૮ ॥
સબલ સૈન્યસે ચન્દ્રયશને, કરિ કો લીના ઘેર;
આબન થંભ પે બાંધા રાયને, કરિને છોડા વેર. ॥ સતી૦ ૨૦૯ ॥

નમીરાજ હવે રાજા થયો. પ્રજાએ આ નવા રાજાનો સ્વાગત કર્યો. નમીરાજાએ રાજ્યનું એવી રીતે સંચાલન કર્યું કે જેથી લોકો નમીરાજની પ્રશંસા કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, આ મહારાજા તો પોતાના પિતા કરતાં પણ વધી ગયા.

નમીરાજ રાજ્ય કરતા હતા એટલામાં એક નવીન ઘટના બની ગઈ. જે કોઈ અનુકૂલ કે પ્રતિકૂલ ઘટના બને છે તે ઘટના પાછળ કોઈ ને કોઈ રહસ્ય રહેલું હોય છે. અજ્ઞાની લોકો આ રહસ્યને સમજી શકતા નથી એ કારણે કોઈ પ્રતિકૂલ સંયોગ ઉપસ્થિત થતાં લોકો ગભરાઈ જાય છે. પણ જ્ઞાનીજનો કોઈ અનુકૂલ કે પ્રતિકૂલ સંયોગો ઉપસ્થિત થતાં ફુલાઈ જતાં નથી તેમ ગભરાઈ પણ જતા નથી. તેઓ તો આવી ઘટના પાછળ શું રહસ્ય રહેલું છે તે જ જુએ છે.

રાજા નમીરાજનો એક પ્રધાન હાથી મદોન્મત્ત બની ગયો હતો અને મસ્તી કરી પોતાના સ્થાનેથી છૂટો થઈ જંગલમાં ભાગી ગયો હતો. તે હાથી જંગલોમાં ઉત્પાત કરતો કરતો સુદર્શનપુરની સીમામાં જઈ પહોંચ્યો.

નમીરાજનો હાથી સુદર્શનપુરની સીમામાં પહોંચીને ઉત્પાત કરવા લાગ્યો. આ પણ એક સંયોગ જ હતો. સાધારણ લોકો આ પ્રકારના સંયોગથી ગભરાય છે પરંતુ સંયોગ પણ નિષ્કારણ સાંપડતો નથી. તમે લોકો આ પ્રકારના સંયોગને જોઈ ગભરાઈ જાઓ છો પણ જો ધર્મ ઉપર વિશ્વાસ રાખો તો સંયોગથી ગભરાઈ જવાનું કશું કારણ નથી. જ્યારે તમારો ધર્મ સમુદ્રના પાણીમાં પણ કામ કરે છે તો પછી શું વિઘ્નોને અટકાવવામાં તમારો ધર્મ કે તમારું પુણ્ય કામ નહિ કરે? અવશ્ય ધર્મ સહાયતા કરશે. એટલા માટે ગમે તેવા વિપરીત સંયોગો આવી પડે તોપણ ગભરાઈ જવું ન જોઈએ. પણ એમ માનવું જોઈએ કે, સત્ય ધર્મનો જ હમેશાં વિજય થાય છે. સત્યધર્મ કોઈ દિવસ કોઈનાથી દબાઈ જતો નથી. રાવણ અને દુર્યોધને સત્યને દબાવવા માટે ખૂબ ઉત્પાત મચાવ્યો હતો, છતાં આખરે વિજય તો સત્યનો જ થયો હતો. જો તમે સત્યધર્મ ઉપર વિશ્વાસ રાખી સન્માર્ગે ચાલશો તો તમારી હાનિ કોઈ કદાપિ કરી શકશે નહિ.

હાથીના ઉત્પાતને કારણે સુદર્શનપુરની પ્રજા ઘણી ત્રાસ પામી. ત્રાસથી મુક્ત થવા માટે પ્રજા રાજા ચન્દ્રયશની પાસે ગઈ અને પોતાની દુઃખકથા રાજાને કહી. ચન્દ્રયશે કહ્યું કે, મારા હોવા છતાં મારી પ્રજાને કોઈ પ્રકારનું દુઃખ થાય તો પછી હું રાજા જ શાનો? પ્રજાને કોઈ પ્રકારનું દુઃખ પેદા ન થાય એવો બંદોબસ્ત કરવો એ રાજાતરીકે મારું કર્તવ્ય છે. બોલો! તમને શું દુઃખ છે? પ્રજાએ કહ્યું કે, આપે શત્રુઓનું શમન કરી અમને શાંતિ આપેલ છે, પરંતુ એક મદોન્મત્ત હાથી ઉત્પાત મચાવતો આવ્યો છે. આ હાથીના ઉત્પાતથી

અમને લોકોને ઘણો જ ત્રાસ થાય છે. રાજાએ કહ્યું કે, ઠીક હમણાં જ તમારું એ દુઃખ હું દૂર કરું છું.

પ્રજાને આ પ્રમાણે કહી રાજાએ પોતાની સેનાને સજ્જ કરી અને સૈન્યદ્વારા હાથીને ઘેરીને વશ કરી લીધો. ચન્દ્રયશના જવાથી જાણે તે હાથી સમજી ગયો હોય તેવી રીતે વિના શ્રમે વશમાં આવી ગયો. ચન્દ્રયશે તે હાથીને પકડીને હાથીખાનામાં બાંધી દીધો. હાથી શાન્ત થઈ ગયો હોય તેવી રીતે રહેવા લાગ્યો. હાથીની આ પ્રમાણે મસ્તી શાન્ત થઈ જવી તેનું કારણ કોઈ પૂર્વ સંસ્કાર જ હશે એમ કહી શકાય! બાળક કે પશુપક્ષીઓ જ્યારે પ્રેમ કરે ત્યારે એમ જ સમજવું જોઈએ કે, તેમની સાથે મારે કોઈ એવો પૂર્વ સંસ્કાર હશે. આ જ પ્રમાણે કોઈ દ્રોહ કરે તો તેને માટે પણ એમ જ સમજવું જોઈએ કે, તેની સાથે મારાં પૂર્વ સંસ્કારો એવાં જ છે. આ પ્રમાણે વિચાર કરી મનને વશમાં રાખવાનો પ્રયત્ન કરવો જોઈએ. પોતાના મનમાં કોઈના પ્રતિ દ્વેષ ધારણ ન કરવો એ જ હાથીને વશ કરવા સમાન છે; એટલા માટે જો તમારો મનહાથી મદોન્મત્ત થઈ જાય તો તેને વશ કરો.

ચન્દ્રયશે હાથીને વશ કરી હાથીખાનામાં બાંધી દીધો. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન: સંવત ૧૯૯૪ કારતક શુદ ૯ શુક્રવાર

### પ્રાર્થના



**અરહનાથ અવિનાશી, શિવ-સુખ લીધો,**
**વિમલ વિજ્ઞાન-વિલાસી, સાહબ સીધો.**
**તૂ ચેતન ભજ અરહનાથને, તે પ્રભુ ત્રિભુવનરાયા;**
**તાત 'સુદર્શન' 'દેવી' માતા, તેહનો નંદ કહાયા. ॥ સાહબ. ૧ ॥**

—વિનયચંદ્રજી કૃંભટ ચોવીશી

શ્રી અરહનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં પરમાત્માને ત્રિલોકીનાથ કહી સંબોધવામાં આવ્યા છે. 'જે બધાનો નાથ છે તે મારો પણ નાથ છે' એ વાતને બરાબર સમજી લેવાથી આત્માનો બધો સંક્લેશ મટી જાય છે. સંક્લેશ દૂર થવાથી કોઈના પ્રતિ વેરભાવ રહેતો નથી. આ કારણે તેનું હૃદય પણ વિશાળ અને પ્રેમપૂર્ણ બની જાય છે. આત્માનો સંક્લેશ દૂર કરવા માટે જ મહાન્ યોગીઓ પણ ત્રિલોકીનાથના શરણે ગયા છે અને આત્માની સમાધિ સાધી છે. ત્રિલોકીનાથ પરમાત્માના શરણે જે કોઈ જાય છે તે જ આત્માની સમાધિ સાધી શકે છે. બાકી જે લોકો ત્રિલોકીનાથને ભૂલી જઈ સંસારમાં ભટક્યા કરે છે તેઓ આત્માની સમાધિ સાધી શકતા નથી. આત્માની સમાધિ સાધી ન શકવાનું એક કારણ એ પણ છે કે, આપણા ભેદભાવથી પરમાત્મામાં પણ ભેદભાવ પાડી દીધો છે. વાસ્તવમાં પરમાત્મામાં ભેદભાવ જેવું કાંઈ છે જ નહિ. તેઓ તો ત્રિલોકના છે એટલાં જ માટે તેમને ત્રિલોકીનાથ કહેવામાં આવ્યા છે. આપણે ત્રિલોકીનાથ ભગવાનને કેવળ પોતાના જ માની લીધા છે અને એ જ કારણે આપણે અત્યાર સુધી સમાધિભાવને પ્રાપ્ત

કરી શકયા નથી ! સૂર્ય કોના છે ? તે કોને પ્રકાશ આપતો નથી ? શું તે રાજાના મહેલ કે ભંગીના ઝુંપડા ઉપર પ્રકાશ ફેંકવામાં કોઈ પ્રકારનો ભેદભાવ રાખે છે ? નહિ. જો સૂર્ય પણ કોઈના પ્રત્યે ભેદભાવ રાખતો નથી તો પછી જે અનન્ત સૂર્યથી પણ અનન્ત મહિમાવાળા છે તે ભગવાનના જ્ઞાનમાં કોઈ પ્રકારનો ભેદભાવ કેવી રીતે હોઈ શકે ? જો આ પ્રમાણે ત્રિલોકીનાથ પરમાત્માના અભેદભાવને બરાબર સમજવામાં આવે અને એ અભેદભાવથી ત્રિલોકીનાથ પરમાત્માની પ્રાર્થના કરવામાં આવે તો સમાધિભાવ સરળતાથી પ્રાપ્ત કરી શકાય છે.

ભેદભાવને ભૂલી જઈ અભેદભાવ ધારણ કરવાનો અર્થ એ નથી કે, સત્યને અસત્ય અને અસત્યને સત્ય માનવામાં આવે ! જે વસ્તુ જેવી છે તે વસ્તુને તો તેવી જ માનવી જોઈએ. સૂર્ય પોતાના પ્રકાશદ્વારા વસ્તુને પ્રકાશિત કરી જેવી વસ્તુ હોય છે તેવી બતાવી દે છે; પછી એ વાત બીજી છે કે, કોઈ સૂર્યના પ્રકાશનો દુરુપયોગ કરી સત્યને અસત્ય અને અસત્યને સત્ય બતાવે. પણ સૂર્ય તો સત્યને સત્ય અને અસત્યને અસત્ય જ બતાવે છે. આ પ્રમાણે વસ્તુનું વાસ્તવિક સ્વરૂપ બતાવવાની સાથે સૂર્ય પ્રકાશ આપવામાં કોઈના પ્રત્યે ભેદભાવ ન રાખતાં બધાંને પ્રકાશ આપે છે. તે જ પ્રમાણે તમે પણ સત્યને સત્ય અને અસત્યને અસત્ય માનવા છતાં તમારા જ્ઞાનનો પ્રકાશ બધાંને આપો. જ્ઞાનનો પ્રકાશ આપવામાં કોઈના પ્રત્યે ભેદભાવ ન રાખો. જો તમે આ પ્રમાણે ભેદભાવને દૂર કરી અભેદભાવને અપનાવશો તો તમારા આત્માને સમાધિભાવ પ્રાપ્ત થશે અને સમાધિભાવદ્વારા તમે આત્માનું કલ્યાણ પણ સાધી શકશો. આત્માનું કલ્યાણ સાધવા માટે શાસ્ત્ર પણ અભેદભાવ કેળવવાનો ઉપદેશ આપે છે. આત્મામાંથી જડ ઘાલી બેઠેલા ભેદભાવને દૂર કરવા માટે મનની સ્થિરતા કેળવવાની જરૂર રહે છે. જો મનની સ્થિરતા—એકાગ્રતા કેળવવામાં આવે તો ચિત્તવૃત્તિઓનો નિરોધ થાય છે અને ચિત્તવૃત્તિઓનો નિરોધ થવાથી સંયમમાં પ્રવૃત્તિ થાય છે. સંયમમાં પ્રવૃત્તિ કરવાથી જીવને શો લાભ થાય છે ? એ પ્રશ્ન વિષે શાસ્ત્રમાં વિચાર કરવામાં આવ્યો છે એટલા માટે હવે આ વાત શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—પચીશમો બોલ.

જેમનું મન એકાગ્ર હોય છે તેમને જ સંયમ શોભા આપે છે અને જેમનામાં સંયમ હોય છે તેમનું જ મન એકાગ્ર થયું સાર્થક છે. એટલા માટે સંયમ વિષે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે:—

### છવ્વીશમો બોલ

**(२६) संजमेणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવન્ ! સંયમથી જીવને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે:—

**संजमेणं अणण्हयत्तं जणेइ ॥ २६ ॥**

અર્થાત્—સંયમથી અનાહ્નતપણું—અનાશ્રવપણું ( આવતાં પાપોને રોકવાં તે ) પામે છે. સંયમ વિષે ભગવાને જે ઉત્તર આપ્યો છે તે વિષે વિચાર કર્યા પહેલાં સંયમ એટલે શું ? તે વિષે વિચાર કરીએ. શાસ્ત્રમાં સંયમ વિષે ઘણું જ વિવેચન કરવામાં આવ્યું છે. જો

એ બધાનું અત્રે વિવેચન કરવામાં આવે તો સમય ઘણો લાગે અને એટલો બધો સમય અત્યારે નથી એટલા માટે સંયમ વિષે અત્રે સંક્ષેપમાં કહું છું.

આજકાલ સંયમ એક પારિભાષિક શબ્દ બની રહ્યો છે, પણ વિચાર કરવાથી માલુમ પડશે કે, સંયમનો અર્થ ઘણો જ વિસ્તૃત છે. શાસ્ત્રમાં સંયમનાં ૧૭ ભેદો બતાવવામાં આવ્યાં છે. આ ૧૭ ભેદના સંયમમાં બધાં અર્થોનો સમાવેશ થઈ જાય છે. સંયમનાં આ ૧૭ ભેદો બે રીતે બતાવવામાં આવ્યાં છે. પાંચ આશ્રવોને અટકાવવાં, પાંચ ઇન્દ્રિયો ઉપર વિજય મેળવવો, ચાર કષાયોનો ક્ષય કરવો અને ત્રણ મન, વચન અને કાયાના યોગનો નિરોધ કરવો. આ ૧૭ પ્રકારનો સંયમ છે. બીજી રીતે નીચે પ્રમાણે પણ સંયમના ૧૭ ભેદો બતાવવામાં આવે છે:—૧. પૃથ્વીકાયિક સંયમ, ૨. અપ્કાયિક સંયમ, ૩. વાયુકાયિક સંયમ, ૪. તેજઃકાયિક સંયમ, ૫. વનસ્પતિકાયિક સંયમ, ૬. દ્વીન્દ્રિયકાયિક સંયમ, ૭. ત્રીન્દ્રિયકાયિક સંયમ, ૮. ચતુરિન્દ્રિયકાયિક સંયમ, ૯. પંચેન્દ્રિયકાયિક સંયમ, ૧૦. અજીવકાયિક સંયમ, ૧૧. પ્રેક્ષા (पेहा) સંયમ, ૧૨. ઉપેક્ષા (उवेहा) સંયમ, ૧૩. પ્રમાર્જના સંયમ, ૧૪. પરિસ્થાપના સંયમ, ૧૫. મનઃસંયમ, ૧૬. વચન સંયમ અને ૧૭. કાય સંયમ. આ બંને પ્રકારે ૧૭ પ્રકારનો સંયમ કહ્યો છે. આ સંયમનો વિસ્તારપૂર્વક વિચાર કરવામાં આવે તો સંયમની અન્તર્ગત બધાં શાસ્ત્રો ગતાર્થ થઈ જાય છે.

સંયમનો સ્વીકાર કરવો એટલે પાંચ આશ્રવોથી યાવજ્જીવન માટે ત્રણ કરણ અને ત્રણ યોગથી નિવૃત્ત થવું: કોઈ પણ જીવની હિંસા ન કરવી, અસત્ય ન બોલવું, આજ્ઞા વિના કોઈ પણ ચીજ ન લેવી, નવ વાડસહિત બ્રહ્મચર્યનું પાલન કરવું અને સંસારની બધી સ્ત્રીઓને માતા-બ્હેન સમાન માનવી, અને ભગવાનની આજ્ઞાનુસાર જ ધર્મોકરણ રાખવાં ઉપરાંત પરિગ્રહ ન રાખવો. આ પ્રમાણે પાંચ આશ્રવોથી સદા નિવૃત્ત થવું અને તેના સ્થાને પાંચ મહાવ્રતોનું પાલન કરવું અને પાંચ ઇન્દ્રિયોનું દમન કરવું. પાંચ ઇન્દ્રિયોને દમન કરવાનો એ અર્થ નથી કે આંખોને બંધ કરી દેવી કે કાનમાં શબ્દોને પડવા જ ન દેવા. આ પ્રમાણે કરવું એ ઇન્દ્રિયોનો નિરોધ નથી પણ ઇન્દ્રિયોને વિષયો તરફ જવા જ ન દેવી એનું જ નામ ઇન્દ્રિયોનો નિરોધ કે નિગ્રહ છે. પ્રત્યેક ઇન્દ્રિયોનો ઉપયોગ કરતી વખતે જ્ઞાનદષ્ટિએ વિચાર કરવામાં આવે તો અનેક અનર્થોમાંથી બચી જવાય છે.

ઉદાહરણ તરીકે માનો કે, તમારા કાનમાં જ્યારે કોઈ શબ્દ પડે ત્યારે તમારે એમ વિચારવું જોઈએ કે, મારા કાન મતિજ્ઞાન શ્રુતિજ્ઞાન વગેરેને પ્રાપ્ત કરવાનું એક સાધન છે. એટલા માટે મારા કાનમાં જે શબ્દો પડયા છે તે શબ્દો મારા માટે અજ્ઞાનને વધારનારા થઈ ન પડે તેનો મારે ખ્યાલ રાખવો જોઈએ. જ્યારે તમારા કાનમાં કટુ શબ્દો અથડાય છે ત્યારે તમારૂં હૃદય કંપી ઊઠે છે, પરંતુ તે વખતે એવો વિચાર કરી નિશ્ચલ રહેવું જોઈએ કે, આ કટુ શબ્દો તો મારા ધર્મની કસોટી કરે છે. એ કટુ શબ્દો એ વાતની શિક્ષા આપે છે કે, સમભાવ ધારણ કરવાથી જ ધર્મની રક્ષા થશે, એટલા માટે કટુ શબ્દોને ધર્મમાં સ્થિર કરવામાં સહાયક માની સમભાવ કેળવવો જોઈએ.

આ જ પ્રમાણે કોઈ માણસ તમને લંપટી કે ઠગ કહે તો તમારે એવો વિચાર કરવો જોઈએ કે, જો હું એકેન્દ્રિય જીવ હોત તો મને આ શબ્દો સાંભળવાને મળત ? અને એ

દશામાં કોઈ મને આવા શબ્દો કહેત પણ શા માટે? અને જો કોઈ કહેત તો હું એ શબ્દોને સમજી પણ શકત નહિ. હવે જ્યારે મને સમજવા યોગ્ય ઇન્દ્રિયો પ્રાપ્ત થઈ છે ત્યારે મારે આ પ્રકારના શબ્દો સાંભળીને શું કરવું જોઈએ? તે માણસ મને લંપટી, ચોર કે ઠગ કહે છે. તો સર્વપ્રથમ મારે એ જોવું જોઈએ કે, શું મારામાં એ દુર્ગુણો છે? જો મારામાં એ દુર્ગુણો હોય તો મારે એ દુર્ગુણો દૂર કરવા જોઈએ. જો મારામાં એ દુર્ગુણો હોય તો એ દશામાં તે ખોટું શું કહે છે? અને જો મારામાં એ દુર્ગુણો નથી તો મારે એમ વિચારવું જોઈએ કે, હે આત્મા! શું તું એટલો બધો કાયર છે કે, તું આવા કઠોર શબ્દો પણ સહી શકતો નથી. તારામાં કઠોર શબ્દોને સહેવા જેટલી સહિષ્ણુતા પણ નથી! આ પ્રકારની કાયરતા રાખવી ન જોઈએ. તને જે વ્યક્તિ અપશબ્દો કહે છે તે માણસને પણ ડાહ્યો માન કે તે પણ અપશબ્દોને ખરાબ માને છે. આ પ્રમાણે તારૂં અને તેનું ધ્યેય એક જ છે. આ પ્રમાણે વિચાર કરી જે માણસ કટુ શબ્દોને સાંભળવા છતાં પણ સ્થિર રહે છે તે માણસે શ્રુતેન્દ્રિય ઉપર વિજય મેળવ્યો છે.

આ જ પ્રમાણે કોઈ સુંદર સ્ત્રીના રૂપને જોઈ જ્ઞાનીજનો એમ વિચારે છે કે, આ સ્ત્રીને જે સુંદર રૂપ મળ્યું છે તે તેને પૂર્વના પુણ્યથી જ મળ્યું છે. આ સ્ત્રી મને પોતાના સુંદર રૂપદ્વારા એવી શિક્ષા આપે છે કે, તું પણ જો પુણ્યનો સંચય કરે તો સુંદરતા આપનાર પુદ્‌ગલો તારા પણ દાસ થઈ જશે.

કોઈ સુંદર મહેલને જોઈને પણ આ જ પ્રમાણે વિચારવું જોઈએ કે, આ મહેલ પુણ્યના પ્રતાપથી જ બન્યો છે. મારા માટે ઉચિત તો એ છે કે હું આ પ્રકારના મહેલને જોઉં જ નહિ. પરંતુ જ્યારે મારા જોવામાં આ પ્રકારના મહેલો આવે છે તો મારે એમ માનવું જોઈએ કે, આ મહેલ કોઈના મસ્તકના ભેજામાંથી જ બન્યો છે. મસ્તકની શક્તિથી આ મહેલ બન્યો છે પણ જો મસ્તિષ્ક જ બગડી જાય તો કેટલી બધી ખરાબી પેદા થયા? એટલા માટે સુંદર મહેલને જોઈ મારા મસ્તિષ્કને શા માટે બગાડું? હું મારા મનને અને મારા મસ્તિષ્કને સ્વચ્છ રાખી જો સંયમનું પાલન કરું તો મારા માટે દેવોના મહેલો પણ તુચ્છ બની જાય!

મહાભારતમાં વ્યાસની ઝુંપડી અને યુધિષ્ઠિરના મહેલની તુલના કરી યુધિષ્ઠિરના મહેલ કરતાં વ્યાસની ઝુંપડીને સારી બતાવવામાં આવી છે. આનું કારણ એ જ છે કે, જ્યાં રહેવાથી આત્મા પોતાનું કલ્યાણ સાધે તે સ્થાન ઊંચું છે અને જ્યાં રહીને આત્મા પોતાનું અકલ્યાણ કરે તે સ્થાન નીચું છે. જ્યાં રહેવાથી ભાવના ઉન્નત રહે તે સ્થાન ઊંચું છે અને જ્યાં રહેવાથી ભાવના નીચી થાય તે સ્થાન નીચું છે. તમે પણ આ વાતનો ઊંડો વિચાર કરો તો તમારામાં પણ વિવેક જાગ્રત થશે.

ગુરુના પ્રતાપથી આપણે લોકો સહજ રીતે અનેક પાપોથી બચેલા છીએ. જો શ્રાવક પોતાનું શ્રાવકપણું પાળે તો તે પહેલા દેવલોકથી નીચી સ્થિતિમાં જઈ શકે નહિ. પરંતુ એક પાઈ માટે પણ ખોટું બોલવું એનું નામ કાંઈ શ્રાવકપણાનું પાલન નથી. શું હું એવી તમારી પાસેથી આશા રાખી શકું કે, તમે લોકો ખોટું નહિ બોલો! જો કોઈ એમ કહે કે, અસત્ય વિના કામ ચાલી શકતું નથી તો એ પ્રશ્નના ઉત્તરમાં અત્રે એ કહેવાનું પ્રાપ્ત

થાય છે કે જો અસત્ય વિના કામ ચાલી શકતું જ ન હોય તો પછી તીર્થંકર ભગવાને અસત્ય બોલવાનો નિષેધ શા માટે કર્યો છે? શું તેઓ સમજતા ન હતા? વાસ્તવમાં અસત્ય વિના કામ ચાલી શકતું નથી એમ માનવું એ ભૂલ છે. આ ભૂલને ભૂલી જઈ અસત્ય બોલવાનું છોડી દો અને સત્યનું પાલન કરો. સત્ય બોલતાં જો કદાચ કષ્ટો આવી પડે તો એ કષ્ટોને પ્રસન્નતાપૂર્વક સહો પણ સત્ય બોલવાનું છોડી ન દો. શું હરિશ્ચંદ્રે સત્યનાં પાલન કરતાં માથે પડેલાં કષ્ટોને સહેવામાં આનંદ માન્યો ન હતો? તો પછી આજે સત્યનું પાલન કરવામાં કષ્ટો પડે તો તેથી કેમ ગભરાઈ જાઓ છો? આજે લોકો વ્યવહાર સાધવામાં જ રહે છે અને અસત્ય વિના અમારો વ્યવહાર ચાલી શકતો નથી એમ માને છે, પણ આમ માનવું એ ગંભીર ભૂલ છે. કારણ કે ખરી રીતે તો સત્યના આચરણથી જ વ્યવહાર સરળ બને છે અને અસત્યાચરણથી વ્યવહાર ઊલટો વધારે વક્ર બને છે. ભગવાને તો સત્યનું મહત્ત્વ બતાવતાં ત્યાં સુધી કહ્યું છે કે तं सच्चं खु भयवं અર્થાત્ સત્ય એ જ ભગવાન છે. આવી દશામાં શું સત્યની ઉપેક્ષા કરવી ઉચિત છે? જો તમે સત્ય ઉપર અટલ વિશ્વાસ રાખો તો તમારું કોઈ કાર્ય અટકી શકે નહિ અને કોઈ દ્વારા કોઈ પ્રકારની હાનિ પણ થઈ શકે નહિ. વાસ્તવમાં સત્યનું પાલન કરનારની કોઈ હાનિ કરી શકતું નથી.

કહેવાનો આશય એ છે કે, ઇન્દ્રિયો અને મનને વશ કરવાની સાથે વ્યવહારની પણ રક્ષા કરવી જોઈએ. નિશ્ચયને જોઈ વ્યવહારને તજી દેવો ન જોઈએ. કેવલી પણ પરિષહો એટલા માટે સહે છે કે અમને જોઈ બીજા લોકો પણ પરિષહોને સહેવાની સહિષ્ણુતા કેળવે. વ્યતિરેકથી આ કથનનો અર્થ એ થયો કે, જો કેવલી પણ પરિષહોને સહી શકશે નહિ તો પછી બીજું કોણ સહી શકશે? આ પ્રમાણે કેવલી પણ વ્યવહારની રક્ષા કરવી જોઈએ એમ સંબોધે છે અને તેથી કેવળ નિશ્ચયને પકડીને બેસી જવું ન જોઈએ.

ઇન્દ્રિયો તથા મનને વશ કરવાની સાથે ચાર કષાયોને પણ જીતવાં જોઈએ અને મન, વચન તથા કાયાના યોગને પણ રોકવો જોઈએ. આ પ્રમાણે સત્તર (૧૭) પ્રકારનો સંયમ થાય છે.

આ પ્રમાણે જે સંયમનું બરાબર પાલન કરે છે તેનું મન એકાગ્ર હોય છે. જેનું મન એકાગ્ર હોતું નથી તે આ પ્રકારના સંયમનું પાલન કરી શકતો નથી. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**अच्छन्दा जे न भुंजन्ति न से चाईत्ति वुच्चइ ।**

—દશવૈકાલિક સૂત્ર

અર્થાત્—જે કોઈ માણસ પદાર્થો ન મળવાને કારણે તેનો ઉપભોગ કરી શકતો નથી છતાં જો તેનું મન તે પદાર્થો પ્રત્યે દોડે છે તો તે માણસ તે પદાર્થોનો ત્યાગી નહિ પણ પદાર્થોને ભોગવનાર જ કહેવાય છે. આથી વિરુદ્ધ જો પદાર્થો સામે હાજર હોવા છતાં જે પોતાનું મન તે પદાર્થો પ્રત્યે જવા દેતો નથી તે પદાર્થોને ભોગવનાર નહિ પણ પદાર્થોનો ત્યાગી કહેવાય છે.

તમારા લોકોમાં પણ સંયમ છે કે નહિ અને જો છે તો તેનું પાલન કરો છો કે નહિ તેનો તમે વિચાર કરો. આજે બહારની ફેશનથી, બહારનાં ભપકાથી અને બીજાની નકલ કરવાથી તમારા સંયમની કેટલી હાનિ થઈ રહી છે, તેનો વિચાર કરો અને ફેશનથી બચી જઈ સંયમની રક્ષા કરો તો તેમાં તમારું પોતાનું તથા બીજાઓનું પણ કલ્યાણ રહેલું છે.

## મયણુરેહા ચરિત્ર—૫૩

હવે આ જ વાત મયણુરેહાની કથાદ્વારા કહું છું. મયણુરેહા દીક્ષા ધારણ કરી સુવ્રતા સતીના નામે સંયમનું પાલન કરે છે અને તેના બન્ને પુત્રો ચન્દ્રયશ અને નમીરાજ ક્રમશઃ સુદર્શનપુર અને મિથિલાપુરીમાં રાજ્ય કરે છે. ચન્દ્રયશ તો પોતાને મયણુરેહા અને યુગબાહુનો પુત્ર માનતો હતો. ત્યારે નમીરાજ પોતાને પદ્મરથ અને પુષ્પમાલનો પુત્ર માનતો હતો. નમીરાજનું આ અજ્ઞાન હતું. આ અજ્ઞાનને કારણે કેવો અનર્થ થાય છે અને જ્યારે અજ્ઞાન દૂર થાય છે ત્યારે કેવો આનંદ થાય છે એ અત્રે જોવાનું છે.

ચન્દ્રયશે નમીરાજના હાથીને વશ કરી પોતાના હાથીખાનામાં બાંધી લીધો અને પછી તે વિચારવા લાગ્યો કે, હાથીને વશ કરવાથી પ્રજાનું દુઃખ પણ દૂર થયું અને મને પણ હાથીનો લાભ થયો. આ હાથી તો જાણે મારા માટે જ અહીં આવ્યો લાગે છે!

**નમીરાય કો ખબર હુઇ તબ, ભેજા દૂત બલવાન;**
**જલદી દે દો હાથી રાજા, રાય હૈ મેરા મહાન. ॥ સતી૦ ૨૧૦ ॥**
**બલસે મૈંને હાથી પાયા, નૃપ કો દો સમઝાય;**
**નહીં માને તો ફલ પાવેગા, કરિ સમ તેરા રાય. ॥ સતી૦ ૨૧૧ ॥**
**સુનકે કોપા નમિરાયજી, યુદ્ધકી કરી તય્યારી;**
**ચતુરંગ દલસે ચન્દ્રયશ પે, નિકલ પડા બલધારી. ॥ સતી૦ ૨૧૨ ॥**

આ બાજુ નમીરાજની પાસે હાથીના માવતે જઈને કહ્યું કે, મહારાજ! મારે ખેદપૂર્વક આપને એવી પ્રાર્થના કરવી પડે છે કે, આપનો પ્રધાન હાથી મદોન્મત્ત થઈ છૂટી ગયો હતો. અમે તેને વશ કરવાનો ઘણો પ્રયત્ન કર્યો પણ તે વશ ન થયો અને જંગલમાં ભાગી ગયો. અમે લોકો તેને વશ કરવા માટે તેની પાછળ પાછળ ગયા પણ તે વશ ન થયો. અમારાં બધાં પ્રયત્નો નિષ્ફળ ગયા. આખરે તે હાથી આપણી સીમાને ઓળંગી માલવપતિ ચન્દ્રયશની સીમામાં દાખલ થઈ ગયો. આપણો હાથી માલવદેશમાં પણ ત્રાસ વર્તાવા લાગ્યો એટલે ત્યાંના રાજા ચન્દ્રયશ તેને વશ કરવા માટે સૈન્ય લઈને આવ્યા. ન જાણે શું સૂઝ્યું કે તે હાથી અમને વશ ન થયો પણ ચન્દ્રયશ રાજાને સહજ રીતે જ વશ થઈ ગયો. હાથીને વશ કરી માલવપતિ જ્યારે તે હાથી ઉપર બીરાજ્યા અને તેની ઉપર ચામર ઢોળાવવા લાગ્યા ત્યાર તે માલવપતિ બીજા ઇન્દ્ર જેવા શોભવા લાગ્યા. હાથીને માલવપતિના હાથમાં જતો જોઈ અમને ઘણું દુઃખ થયું પણ અમે ત્યારે શું કરી શકીએ? આખરે અમે વિવશ થઈને પાછા આવ્યા છીએ અને આપને આ નિવેદન કરી રહ્યા છીએ.

માવતદ્વારા આ સમાચાર સાંભળી નમીરાજની આંખો લાલચોળ થઈ ગઈ. તે કહેવા લાગ્યો કે, તમે લોકોએ અત્યારસુધી મને આ સમાચાર કેમ ન આપ્યા? માવતે કહ્યું કે, અમને એવો વિશ્વાસ હતો કે, અમે હાથીને વશ કરી લઈશું પણ અમારો એ વિશ્વાસ ખોટો નીકળ્યો અને અમે હાથીને વશ કરી ન શક્યા.

નમીરાજે વિચાર્યું કે, હવે આ લોકોને વધારે ઉપાલંભ આપવો નકામો છે. આ જુના નોકરો છે; અને ભૂલ તો જુના નોકરોથી પણ થઈ જાય છે. તે હાથીનો પત્તો તો લાગ્યો જ છે કે તે સુદર્શનપુરમાં છે. ત્યાંના રાજા ચન્દ્રયશ મારું નામ સાંભળી હાથી પાછો આપી દેશે એટલા માટે કોઈ ચતુર દૂતને સુદર્શનપુરમાં મોકલવો ઠીક છે.

આ પ્રમાણે વિચાર કરી નમીરાજે એક બળવાન અને ચતુર દૂતને બોલાવીને કહ્યું કે, તમે સુદર્શનપુર જાઓ અને ત્યાંના રાજા ચન્દ્રયશને એમ કહો કે, આ હાથી અમારો છે એટલા માટે અમને પાછો સોંપી દો. હાથીને પાછો સોંપી દેવાથી તમારો અને અમારો પ્રેમ વધવા પામશે, પણ જો તમે આ હાથી પાછો નહિ સોંપો તો નમીરાજનો કોપ સહેવો મુશ્કેલ થઈ જશે. જો ચન્દ્રયશ રાજનીતિનો જાણકાર હશે તો તે હાથી પાછો આપી દેશે અને જો નહિ આપે તો તેનું ફળ તેને ભોગવવું પડશે.

નમીરાજે દૂતને આ પ્રમાણે કહી દૂતને ચન્દ્રયશની પાસે સુદર્શનપુર મોકલ્યો. દૂતે સુદર્શનપુર જઈને રાજા ચન્દ્રયશને વધાવ્યો. ચન્દ્રયશે પરરાષ્ટ્રના આ દૂતનો સત્કાર કર્યો અને સત્કાર કર્યા બાદ નમીરાજના કુશલ સમાચાર પૂછ્યા. દૂતે કહ્યું કે, હા, નમીરાજ રાજા એમ તો પ્રસન્ન છે, પણ પોતાનો બેસવાનો પ્રધાન હાથી છૂટી ચાલ્યો જવાને કારણે તેની પ્રસન્નતામાં થોડી ચિંતા આવી ગઈ છે અને એ ચિંતાને દૂર કરવાને માટે જ હું આપની પાસે આવ્યો છું. ચન્દ્રયશે કહ્યું કે, તમે જે કારણસર અત્રે આવ્યા છો તે કારણ પ્રગટ કરો. દૂતે જવાબમાં કહ્યું કે, નમીરાજને અનેક હાથીઓ છે પણ તેમને પ્રધાન હાથી બહુ પસંદ હતો. તે હાથી મદોન્મત્ત થઈ નાસી છૂટયો અને તમારા રાજ્યમાં ચાલ્યો આવ્યો છે અને આપે તે પ્રધાન હાથીને વશ કરી બાંધી લીધો છે. એ પણ સારું થયું કે, તે હાથી તમારે ત્યાં આવ્યો, નહિ તો જંગલમાં કોઈ સિંહ કે વાઘનો શિકાર થઈ જાત. આપના રાજ્યમાં હાથી ભાગી આવ્યો છે એ તો ઘેર જ આવ્યો છે, એટલું જ નહિ પણ આ હાથી અહીં આવીને તમારી અને નમીરાજની વચ્ચે પ્રેમવૃદ્ધિ કરવામાં કારણભૂત બન્યો છે. તમે આ હાથીને નમીરાજને પાછો સોંપી દેશો તો તમારા બન્ને વચ્ચે પ્રેમ સંબંધ સ્થાપિત થશે અને એ કારણે તમારું રાજ્ય અભંગ બની જશે. નમીરાજ જેવા મહારાજાની સાથે પ્રીતિસંબંધ બાંધવો એ કાંઈ જેવી તેવી વાત નથી. એટલા માટે તેમનો હાથી તેમને પાછો સોંપી દો અને એ રીતે તેમનો પ્રેમ સંપાદન કરો.

દૂતના આ કથનના ઉત્તરમાં ચન્દ્રયશે કહ્યું કે, જો અમે રાજનીતિથી ચાલીએ છીએ તો બધા રાજાઓ અમારા મિત્રો જ છે. તમે નમીરાજની સાથે પ્રીતિ બાંધવાથી મારું રાજ્ય અભંગ થવાની જે વાત કરો છો તે ઉપરથી તો એમ જણાય છે કે, તમે મને કમજોર માનો છો; પણ હું કમજોર નથી. હું બીજાને આધીન રહેવા ચાહતો નથી. હું નમીરાજને ત્યાંથી આ હાથી કાંઈ ચોરી કરીને કે જબરદસ્તીથી લાવ્યો નથી, પરંતુ મારા બળથી એ હાથીને મેં વશ કર્યો છે. આ હાથીએ મારા રાજ્યને ઘણું જ નુકશાન કર્યું છે. આવી દશામાં હું આ હાથીને પાછો કેમ આપી શકું? આ સિવાય આ હાથી પણ મારી એવી આજ્ઞા માને છે કે, જાણે તે મારે ત્યાં આવવા માટે જ આવ્યો હોય! આ હાથી પણ મારો પ્રતાપ જાણે છે તો શું તમારો રાજા મારો પ્રતાપ જાણતો નથી? તમે તમારા રાજાની પ્રશંસા કરો છો પણ હું કાયર નથી એ તમે ભૂલી જતા નહિ. "ક્ષત્રિય સમરમેં કાલસે ભી કભી ડરતે નહીં" અર્થાત્—ક્ષત્રિઓ યુદ્ધમાં કાળથી પણ ડરતા નથી. એટલા માટે તમે પાછા જઈ તમારા રાજાને એમ કહો કે, "હાથીની હવે આશા ન રાખો. જો હાથીની આશા નહિ છોડો અને હાથીને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરશો તો તમારી દશા પણ

હાથીના જેવી જ થશે. તમારા રાજાનો પ્રતાપ કેવો છે એ વાત તો આ હાથી ઉપરથી જ જાણી શકાય છે. જ્યારે આ હાથીએ પણ તેમનો પ્રતાપ ન માન્યો તો પછી બીજા કોઈ તેમનો પ્રતાપ કેવીરીતે માની શકે ?"

નમીરાજના દૂતે ચન્દ્રયશને કહ્યું કે, આપ ભૂલ કરી રહ્યા છો. એક હાથીને કારણે નમીરાજ જેવા બળવાન રાજા સાથે વિગ્રહ કરવો ઉચિત નથી. નમીરાજ સાધારણ રાજા નથી પણ બળવાન અને પ્રતાપી રાજા છે. એટલા માટે તમે એવો બીજો રસ્તો શોધી કાઢો કે, જેથી તમારા અને નમીરાજ વચ્ચે વિગ્રહ પેદા ન થાય !

દૂતનું કથન સાંભળી ચન્દ્રયશે જવાબ આપ્યો કે, તમે જે રાજાની આટલી બધી પ્રશંસા કરી રહ્યા છો તે રાજાનું માન આ હાથીએ ભંગ કરી નાંખ્યું છે. તમારા રાજાનો પ્રતાપ કેવો છે એ વાત આ હાથીને વશ ન કરવાથી જ પ્રકટ થઈ જાય છે. એટલા માટે તમે પાછા જાઓ અને તમારા રાજાને એમ કહો કે, હાથી મળી શકે એમ નથી માટે તમારે જે કાંઈ કરવું હોય તે કરી શકો છો !

ચન્દ્રયશે નમીરાજના દૂતને આ પ્રમાણે અપમાનિત કરી રવાના કર્યો. તે દૂત મિથિલામાં પાછો ફર્યો. નમીરાજ પણ દૂત ક્યારે આવે એની પ્રતીક્ષા કરી જ રહ્યો હતો. ત્યાં દૂત આવ્યો. નમીરાજે દૂતને કહ્યું કે, કહો ! શું થયું ? દૂતે બધા સમાચાર આપતા કહ્યું કે, મહારાજ ! ચન્દ્રયશ તમારી સાથે યુદ્ધ કરવા તૈયાર છે. તે તમને કાયર માની રહ્યો છે અને એમ કહે છે કે, 'જે એક હાથીને પણ વશમાં રાખી શકતો નથી તે રાજ્ય કેવી રીતે ચલાવી શકે ? મેં હાથીને મારા બળથી વશ કર્યો છે. જો તારા રાજામાં બળ હોય તો તે હાથીને પાછો લઈ જઈ શકે છે, પણ હાથીને પાછો લેવા આવતાં પહેલાં એ વાતનો તેણે વિચાર કરી લેવો જોઈએ કે ક્યાંય તેની પોતાની દશા પણ આ હાથીની જેવી થઈ ન જાય !'

દૂત દ્વારા આ સમાચાર સાંભળી નમીરાજ ઘણો જ ક્રુદ્ધ થયો. નમીરાજે તાત્કાલિક મંત્રીઓની સભા બોલાવી અને તેઓને ચન્દ્રયશના બધા સમાચાર કહ્યા. ચન્દ્રયશ મને કાયર માની રહ્યો છે તો મારે તેને બતાવી આપવું જોઈએ કે હું કાયર નહિ પણ વીર છું. હું કમજોર બનીને જીવિત રહેવા ચાહતો નથી તેમ હું કોઈનું અપમાન સહેવા પણ તૈયાર નથી. એટલા માટે યુદ્ધ કરવા માટે સેનાને તૈયાર કરો.

**सम्भावितस्य चाकीर्त्तिर्मरणादतिरिच्यते ।**

અર્થાત્—પ્રતિષ્ઠિત પુરુષને માટે અપકીર્ત્તિ જ મરણ સમાન છે. મારે એ વાત સિદ્ધ કરી બતાવવી જોઈએ કે, હું કાયર નથી. જો હું મૂંગો બેસી રહું તો એ દશામાં તે મને કાયર માને એ સ્વભાવિક છે. માટે સેનાને તૈયાર કરો અને યુદ્ધમાં આપણી વીરતાનો પરિચય આપી આપણે વીર છીએ એ વાતને સિદ્ધ કરી બતાવવી જોઈએ.

નમીરાજના આ કથનને પ્રધાનોએ પણ સમર્થન આપ્યું. આખરે પ્રધાનોની સલાહ લઈ નમીરાજે સેનાને સજ્જ કરી અને ગુપ્તરીતે સુદર્શનપુર ઉપર ચડાઈ પણ કરી દીધી. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.



# વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૪ કારતક શુદ ૧૦ શનિવાર

## પ્રાર્થના

**મલ્લિ જિન બાલ બ્રહ્મચારી, 'કુંભ' પિતા 'પરભાવતી' મૈયાઃ**
**તિનકી કુમારી, મલ્લિ જિન બાલ બ્રહ્મચારી. ॥ મલ્લિ૦ ॥૧॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી મલ્લિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનાદ્વારા આત્માને શો લાભ થાય છે એ અત્રે જોવાનું છે. ગણિતને જાણનારાં લોકો એ વાતને સારી રીતે જાણે છે કે, (૧) એક અંકની પાસે જ્યારે શૂન્ય (૦) જોડવામાં આવે છે ત્યારે એકનું મૂલ્ય પણ વધી જાય છે અને શૂન્યનું મૂલ્ય પણ વધી જાય છે. શૂન્ય વિનાનો એકડો એક જ કહેવાય છે પણ તેની સાથે જ્યારે શૂન્ય જોડી દેવામાં આવે છે ત્યારે તે એકડો દશનો અંક બની જાય છે. આ જ પ્રમાણે જ્યાંસુધી શૂન્યને એકની સાથે જોડવામાં આવતું નથી ત્યાંસુધી તેનું કાંઈ મૂલ્ય ન હતું પણ એક અંકની સાથે તેને જોડી દેવાથી તેનું પણ મહત્ત્વ વધી જાય છે. આ પ્રમાણે એકડો શૂન્યની કીંમત વધારે છે અને શૂન્ય એકની કીંમત વધારે છે. આ રીતે અન્યોન્ય ભાવથી એક બીજાનો સંબંધ છે. આ ઉદાહરણને દૃષ્ટિમાં રાખી તમે એમ માનો કે, ભગવાન મલ્લિનાથ એકના અંકની સમાન છે અને આપણો આત્મા શૂન્યની સમાન છે. જ્યારે આપણો આત્મા ભગવાન મલ્લિનાથની સમીપ જશે ત્યારે આપણા આત્માની કીંમત વધી જશે; એટલા માટે આપણા આત્માની કીંમત વધારવા માટે ભગવાન મલ્લિનાથની સાથે આપણા આત્માનો સંબંધ જોડી દેવો જોઈએ.

આ જગત તો છે જ. જ્યારે જગત છે ત્યારે પરમાત્મા પણ છે જ. એટલે પરમાત્મા છે તો જગત છે અને જગત છે તો પરમાત્મા છે. આ પ્રમાણે જગત અને પરમાત્માને અન્યોન્ય ભાવથી માની આત્માને પરમાત્માની સમીપ લઈ જાઓ. આત્માને પરમાત્માની સમીપ લઈ જવાથી આત્માની કીંમત અનંતગણી વધી જશે. જે આ પ્રમાણે અન્યોન્ય ભાવથી પરમાત્માનું શરણ સ્વીકારે છે, તે જ વ્યક્તિ પોતાનું કલ્યાણ કરી શકે છે. જે પ્રમાણે એકની સાથે જોડાઈ જવાથી જ શૂન્યની કીંમત વધે છે, તે જ પ્રમાણે આત્માની કીંમત પણ પરમાત્માની સમીપ જવાથી જ થઈ શકે છે; એટલા માટે આત્માને પરમાત્માની સમીપ જ લઈ જવો જોઈએ.

જો કે, પરમાત્મા આત્માની સમીપ જ છે છતાં લોકો પરમાત્માને સમીપ માનતા નથી અને જ્યારે કાંઈ છળકપટ કરવાનું હોય છે ત્યારે પરમાત્મા જાણે નથી જ એમ લોકો માને છે; પણ આ પ્રમાણે પરમાત્મા સાથે આંખમીંચામણી કરવાથી કે પરમાત્માને દૂર રાખવાથી આત્માની કીંમત વધી શકે નહિ અને આત્માનું કલ્યાણ પણ થઈ શકે નહિ. અનુયોગદ્વાર સૂત્રમાં કહ્યું છે કે, આત્મા જ્યાંસુધી પરમાત્માના ધ્યાનમાં રહે છે, ત્યાંસુધી તે પરમાત્મિક સ્થિતિને જ ભોગવે છે, એટલા માટે આત્માએ પરમાત્માની સમીપ જઈને પરમાત્મિક ભાવને ધારણ કરવો જોઈએ. જે આત્મા એકવાર પણ પરમાત્મિક સ્થિતિને ભોગવી આનંદ લઈ

ચૂકયો છે. તે તો પરમાત્માના સામીપ્યને છોડી જ કેમ શકે? પરંતુ જે આત્માએ હજીસુધી પરમાત્મિક સ્થિતિનો આનંદ અનુભવ્યો નથી તે આત્મા પરમાત્માથી દૂર રહેવામાં જ સુખ માને છે. પણ આ તેની ભૂલ છે. પરમાત્માનું સામીપ્ય સાધવામાં જ આત્માનું કલ્યાણ રહેલું છે. આત્મા પરમાત્માની સમીપ કેવી રીતે જઈ શકે એ વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું.

## સમ્યકૃત્વ પરાક્રમ—છવીશમો બોલ—ચાલુ

શાસ્ત્રમાં સંયમના ફળ વિષે પ્રશ્ન ચાલી રહ્યો છે. સંયમના ફળવિષે ભગવાને કહ્યું છે કે, સંયમથી જીવમાં અનાહ્નતપણું આવે છે. સંયમનું સાધારણ રીતે એ ફળ માનવામાં આવે છે કે, સંયમથી જીવ આશ્રવરહિત થાય છે, પણ આ સાક્ષાત્ અર્થ નથી. સંયમના સાક્ષાત્ અર્થ સંબંધમાં ટીકાકાર કહે છે કે, સંયમથી આત્મા જેમાં કર્મની વિદ્યમાનતા રહેતી નથી એવું ફળ પામે છે. સંયમથી આશ્રવરહિત અવસ્થા પ્રાપ્ત થાય છે અને આ અવસ્થા પ્રાપ્ત થયા બાદ જીવ કર્મરહિત અવસ્થા ભોગવે છે. સૂત્રસિદ્ધાન્ત જે વાત કહે છે તે બીજરૂપે કહે છે. એટલા માટે તેનો વિસ્તાર કરી તે વિષે વિચાર કરવો આવશ્યક છે. સંયમનું ફળ કર્મરહિત અવસ્થા પ્રાપ્ત કરવી એમ કહેવામાં આવ્યું છે. આ ઉપરથી પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, કર્મરહિત અવસ્થા તો તપદ્વારા પ્રાપ્ત થાય છે. જો સંયમથી જ કર્મરહિત અવસ્થા પ્રાપ્ત થતી હોય તો પછી તપ વિષે પ્રશ્ન જુદો કેમ કરવામાં આવ્યો છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, વર્ણન કરવામાં એક વાર એક જ વસ્તુ આવે છે. તપ અને સંયમનાં પ્રશ્નો જુદાં જુદાં છે પણ બન્નેનો અર્થ તો એક જ છે. ચારિત્રનો અર્થ કરતાં કહેવામાં આવ્યું છે કે, 'चय' નો અર્થ કર્મસંચય થાય છે અને रित्त નો અર્થ રિક્ત કરવો એ થાય છે; અર્થાત્ કર્મસંચયને ખાલી કરવાનું નામ ચારિત્ર છે. ચારિત્ર કે સંયમ એક જ વાત છે એટલા માટે જે ફળ ચારિત્રનું છે તે જ ફળ સંયમનું છે. ચારિત્રનું ફળ કર્મરહિત અવસ્થા પ્રાપ્ત કરવી એ છે, એટલા માટે સંયમનું ફળ પણ એ જ છે.

એક કર્મ તો પહેલાંનું હોય છે અને એક કર્મ અનાગત અર્થાત્ આવનારું હોય છે. એક કરજ તો જૂનું હોય છે અને એક કરજ હવે પછી કરવામાં આવે તે હોય છે. જુનાં કર્મોની તો સીમા હોય છે પણ નવાં કર્મોની સીમા હોતી નથી. આ કથનનો ઉદ્દેશ એ છે કે, જો કોઈ એમ કહે કે, સંયમનું ફળ અકર્મ અવસ્થા પ્રાપ્ત કરવી એ છે તો પછી તપનું ફળ જુદું શા માટે બતાવવામાં આવ્યું છે? જ્યારે સંયમ અને તપનું ફળ એક જ છે તો પછી બન્નેને જુદા જુદા પ્રશ્નરૂપે શા માટે વર્ણવવામાં આવેલ છે? અને જ્યારે બન્નેને જુદા જુદા પ્રશ્નરૂપે વર્ણવવામાં આવેલ છે તો પછી તપ અને સંયમમાં શું અંતર છે? જો કોઈ આ પ્રમાણે પ્રશ્ન કરે તો મારી સમજ પ્રમાણે આ પ્રશ્નનો ઉત્તર એમ આપી શકાય કે, સંયમ અનાગત અર્થાત્ આવનારાં કર્મોને રોકે છે અને તપ આગત અર્થાત્ સંચિત કર્મોને નષ્ટ કરે છે. સંચિત કર્મોની તો સીમા હોય છે પણ અનાગત અર્થાત્ આવનારાં કર્મોની સીમા હોતી નથી. સંયમ અનાગત કર્મોને અટકાવે છે. અર્થાત્ નવાં કર્મોને સંયમ બાંધવા દેતો નથી અને તપ સંચિત કર્મોને નષ્ટ કરે છે. સંયમ અસીમ કર્મોને અટકાવે છે એટલા માટે મોટું કામ તો સંયમે જ કર્યું છે. આ ઉપરથી અકર્મ અવસ્થાને પ્રાપ્ત કરાવનાર સંયમ જ છે એમ કહી શકાય. કારણ કે જે મોટું કામ કરે છે તેને જ મોટું પદ આપવામાં આવે છે.

આ ઉપરથી અત્રે વિચારવાનું એ પ્રાપ્ત થાય છે કે, જે ભૂતકાળ ઉપર દૃષ્ટિ રાખતો નથી અને ભવિષ્યનું ધ્યાન રાખતો નથી, પણ વર્તમાનના સુખમાં જ ડૂબી જાય છે તે ચક્કરમાં પડી જાય છે. એટલા માટે પ્રત્યેક વ્યક્તિનું એ કર્તવ્ય છે કે, ભૂતકાળને દૃષ્ટિ સમક્ષ રાખી ભવિષ્યને સુધારે. ઇતિહાસ ઉપર દૃષ્ટિપાત કરવાથી જણાય છે કે, પહેલાંના જે લોકો યુદ્ધમાં લડવા જતા હતા અને પ્રાણોનું પણ બલિદાન આપતા હતા, શું તેઓને પ્રાણ પ્રિય ન હતા ? તેઓને પ્રાણ તો પ્રિય હતા પરંતુ ભવિષ્યની પ્રજા પરતંત્રતામાં ન પડે અને કાયર બની ન જાય એ દૃષ્ટિએ જ તેઓ રાજપાટનો ત્યાગ કરી યુદ્ધ કરવા માટે જતાં હતા અને પોતાનાં પ્રાણોને તુચ્છ સમજતા હતા.

વ્યવહારના આ ઉદાહરણ ઉપરથી સંયમ વિષે પણ સમજો. જે પ્રમાણે યુદ્ધ કરનારા લોકો પોતાનાં પ્રાણ અને રાજપાટના મમત્વનો ત્યાગ કરી લડવા માટે જતા હતા અને એ રીતે ભાવિ પ્રજાની સામે પરતંત્રતાનું દુઃખ ન સહેવાનો આદર્શ ઉપસ્થિત કરતા હતા, તે જ પ્રમાણે પહેલાંના જે લોકો રાજપાટનો ત્યાગ કરી સંયમનો સ્વીકાર કરતા હતા તેઓ પણ આત્મકલ્યાણ સાધવાની સાથે આ આદર્શદ્વારા જગતનું પણ કલ્યાણ કરતા હતા; તેમનાં સંતાનો એમ વિચારતાં હતાં કે, અમારા પૂર્વજો તૃષ્ણાને જીત્યા હતા તો પછી અમે શા માટે તૃષ્ણામાં ફસાએલા રહીએ ? પહેલાંના રાજાઓ કાં તો સંયમનું પાલન કરતાં મૃત્યુને ભેટતા હતા અથવા યુદ્ધ કરતાં મૃત્યુને ભેટતા હતા, પણ ઘરમાં પગ પછાડતાં મરતા નહિ. આજકાલના લોકો તો ઘરમાં પડ્યા પડ્યા અને હાયવોય કરતાં જ મરણને શરણ થાય છે. આવા કાયર લોકો પોતાનું તો અકલ્યાણ કરે જ છે, સાથે સાથે બીજાઓનું પણ અકલ્યાણ કરે છે. એટલા જ માટે શાસ્ત્રકારો એવો ઉપદેશ આપે છે કે, હે આત્મા ! તું ભૂત-ભવિષ્યનો વિચાર કરી સંયમનો સ્વીકાર કર. સંયમ કર્મોને આવતાં અટકાવે છે અને અકર્મ અવસ્થાને પ્રાપ્ત કરાવે છે.

આ ઉપરથી કોઈ એમ કહે કે, શું ત્યારે અમારે સંયમનો સ્વીકાર કરવો જોઈએ ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જો પૂર્ણ સંયમનો સ્વીકાર થઈ શકે તો તો સારું જ છે; નહિ તો સંસાર પ્રત્યેની મમતા તો ઓછી કરો. એટલું કરો તોપણ ઘણું છે. આજે તમે લોકો એ ભૂલ કરી રહ્યા છો કે તમે સાધનને જ સાધ્ય માની બેઠા છો. ઉદાહરણ તરીકે, ધન વ્યાવહારિક કાર્યનું એક સાધન છે. ધનદ્વારા વ્યાવહારિક કાર્યની ચીજો પ્રાપ્ત કરી શકાય છે. પણ બને છે, એવું કે લોકોએ આ સાધનને સાધ્ય માની લીધું છે અને ધનાર્જન કરવામાં જ પોતાનું જીવન ખર્ચી નાંખે છે. તમે એ વાતનો તો વિચાર કરો કે, ધન તમારા માટે છે કે તમે ધનને માટે છો ? કહેવામાં તો તમે એમ કહેશો કે, ધનને માટે અમે નથી પણ અમારા માટે ધન છે. પણ કહેવા પ્રમાણે તમે વર્તનમાં ઊતારો છો ? સર્વપ્રથમ તમે તમારો પોતાનો વિચાર કરો કે તમે કોણ છો ? આ વાતનો વિચાર કર્યા બાદ ધન કોના માટે છે એ વિષે વિચાર કરો. તમે રક્ત, હાડકાં કે માંસ નથી. એ બધાં ધાતુઓ તો શરીરની સાથે જ ભસ્મ થવાની છે; એટલા માટે ધન એ રક્ત-માંસાદિ ધાતુઓ માટે નહિ પણ આત્માને માટે છે. આ વાતને બરાબર સમજી આત્માને ધનનો ગુલામ બનાવો નહિ. જે આ વાતને બરાબર સમજી લેશે તે ધનનો ગુલામ બનશે નહિ પણ ધનનો સ્વામી

બનશે. તે ધનને સાધ્ય નહિ પણ સાધન માની જીવનને ધનાર્જન કરવા પાછળ રગદોળશે નહિ પણ જીવનને સફળ બનાવશે.

જો તમે એમ માનો કે, ધન તમારા માટે છે અને તમે ધનને માટે નથી તો તમે ધનને માટે પાપ તો કરતાં નથી ને? અસત્ય બોલવું, વિશ્વાસઘાત કરવો અને પિતા-પુત્ર વચ્ચે કલેશ કંકાસ થવો એ બધું કોના માટે થાય છે? ધનને માટે જ થાય છે ને? ધનને કારણે સંસારમાં કલેશકંકાસાદિ થાય છે એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, લોકોએ ધનને સાધન માન્યું નથી પણ સાધ્ય માની લીધું છે. લોકોની આ ભૂલને કારણે જ સંસારમાં દુઃખ વ્યાપી રહ્યું છે. ધનને જો સાધ્ય નહિ પણ સાધન માનવામાં આવે અને લોકહિતમાં તેનો સદુપયોગ કરવામાં આવે તો ધનનો સદ્વ્યય થયો છે એમ કહી શકાય. પરંતુ તમે સાધન-સંપન્ન હોવા છતાં કોઈ નિર્વસ્ત્ર માણસને ઠંડીથી દુઃખ પામતો જુઓ અથવા ભૂખતરસથી પીડાતો જુઓ છતાં તમે તેને સહાયતા ન આપો તો એ તમારી કૃપણતા જ પ્રગટ કરે છે. ધનનો સદુપયોગ કરવામાં હૃદયની ઉદારતા હોવી આવશ્યક છે. જ્યાં હૃદયની ઉદારતા હોતી નથી ત્યાં ધનનો સદ્વ્યય થઈ શકતો નથી. ધન તો વ્યવહારનું કેવળ સાધન છે. એ સાધ્ય નથી, એ વાતનો દરેકે ખ્યાલ રાખવો જોઈએ. ધન પ્રત્યે જે મોહ હોય તે મોહને ઊતારવામાં જ કલ્યાણ રહેલું છે. वित्तेण ताणं न लभे पमत्ते અર્થાત્ ધનથી પ્રમાદી માણસ રક્ષણ પામી શકતો નથી. શાસ્ત્રના આ કથનને જે બરાબર સમજ્યો હશે તે ધનને સાધ્ય નહિ પણ સાધન જ માનશે એટલું જ નહિ તે ધન પ્રત્યે મમત્વ પણ રાખશે નહિ. જે આ પ્રમાણે ધન પ્રત્યે નિર્મળ બની જાય છે તે જ સંયમના માર્ગે જઈ શકે છે.

ધનની માફક આ શરીરને પણ સાધન માનો. આ શરીરને તમે તમારું માનો છો. પણ શું આ શરીર હમેશાંને માટે તમારું રહે છે? જો નહિ તો એ દશામાં આ શરીર તમારું ક્યાં રહ્યું? શ્રી ભગવતી સૂત્રમાં કહ્યું છે કે, કર્મો એકલા આત્માથી કરેલાં હોતા નથી તેમ એકલા શરીરનાં પણ કરેલાં હોતાં નથી. જો કેવળ શરીરનાં જ કરેલાં કર્મો હોય તો પછી તેનું ફળ આત્મા શા માટે ભોગવે અને જો આત્માએ જ કરેલાં કર્મો હોય તો તેનું ફળ શરીર શા માટે ભોગવે? શરીર અને આત્મા અમુક દૃષ્ટિએ તો ભિન્ન છે અને અમુક દૃષ્ટિએ અભિન્ન છે અને તેથી કર્મો શરીર અને જીવ બન્નેએ કરેલાં હોય છે. માટે શરીરને સાધન માની તેની દ્વારા આત્માનું કલ્યાણ કરવું જોઈએ. જે આ શરીરને સાધન માનશે તે જ સંયમનો સ્વીકાર કરી સંયમનું ફળ પ્રાપ્ત કરી શકશે. જે વસ્તુ પ્રત્યેનો મમત્વભાવ ઊતારી લેવામાં આવે છે તે વસ્તુનો સંયમ કેળવાય છે. એટલા માટે પદાર્થો પ્રત્યેના મમત્વભાવને ઓછો કરો તો એટલા પ્રમાણમાં તમે આત્મકલ્યાણ સાધી શકશો.

ભગવાને સંયમનું ફળ કર્મરહિત અવસ્થા પ્રાપ્ત થાય છે એ બતાવ્યું છે. કર્મરહિત અવસ્થાને પ્રાપ્ત કરવી એ આપણા હાથમાં જ છે. સંયમ કોઈપણ રીતે દુઃખદાયક નથી પણ આનંદદાયક જ છે. જો સંયમનું પાલન વિવેકપૂર્વક કરવામાં આવે તો સંયમ આલોકને માટે પણ આનંદકારી છે અને પરલોકને માટે પણ આનંદકારી છે. તે છ રાજાઓ કે જેઓ પહેલાં મોહમુગ્ધ બન્યા હતા તેઓ જ્યાંસુધી સંયમથી દૂર હતા ત્યાંસુધી ભગવાન મલ્લિનાથને કઈ દૃષ્ટિએ જોતા હતા? અને સંયમ લીધા બાદ તેઓ ભગવાનને કઈ દૃષ્ટિએ જોવા લાગ્યા? ભગવાન મલ્લિનાથ તો તે જ હતા પણ તે રાજાઓની ભાવના સંયમને લીધે બદલાઈ ગઈ

હતી અને આ જ કારણે તે રાજાઓની દષ્ટિમાં અંતર આવી ગયું હતું. એટલા માટે જો સંયમને અપનાવવામાં આવે તો તમે પણ બધી વસ્તુઓને જુદી દષ્ટિએ જોવા લાગશો અને આત્માનું કલ્યાણ કરી શકશો.

## મયણરેહા ચરિત્ર—૫૪

**રાત અંધેરે પુરકો ઘેરા, ખબર નૃપ તબ પાયા;**
**સૈન્ય સજ કે ચન્દ્રયશ ભી, બદલા લેના ચાયા. ॥ સતી૦ ૨૧૩ ॥**
**કિલ્લેસે તુમ લડો રાજવી, મત ખોલો પુરદ્વાર;**
**સેનાપતિને કહા રાયકો, અવસર કા નિરધાર. ॥ સતી૦ ૨૧૪ ॥**

નમીરાજે ચન્દ્રયશ ઉપર ક્રુદ્ધ થઈ સેનાને સુસજ્જિત કરી સુદર્શનપુર ઉપર ચડાઈ કરી. નમીરાજે એવી રીતે ચડાઈ કરી કે, તેની સેના કયાં જઈ રહી છે તેની પણ ખબર કોઈને પડવા દીધી નહિ. નમીરાજે સેનાના સલાહકાર સામંતોને કહ્યું કે, આપણે ઘર છોડીને આવ્યા છીએ અને શત્રુ તો હજી પોતાના ઘરમાં જ છે, એટલા માટે એમ થવું ન જોઈએ કે હાથીને પાછો લાવવાને બદલે આપણે બીજું કાંઈ ગુમાવવું પડે ! એટલા માટે આપણો વિજય થાય એવી રીતે યુદ્ધ કરવું જોઈએ.

નમીરાજના આ પ્રશ્નના ઉત્તરમાં તેના સલાહકાર સામંતોએ કહ્યું કે, આપે આ સંબંધમાં પહેલાં તો અમારી કાંઈ સલાહ લીધી નથી, એટલું જ નહિ પણ અમને બોલવા પણ દીધા નથી અને હવે તમે અમારી સલાહ પૂછો છો ! અત્યારે અમે સલાહ શી આપી શકીએ ? છતાં આપને અત્યારે અસમંજસમાં પડેલા જોઈ અમે એવી સલાહ આપીએ છીએ કે, રાત્રિનો અંધકાર થાય ત્યારે સુદર્શનપુરને ઘેરી લેવું જોઈએ. આમ કરવાથી સુદર્શનપુરના રાજાને બહારની સહાયતા મળી શકશે નહિ, અને કિલ્લામાં જે સામગ્રી હશે તેને જ આધારે તે લડશે અને સામગ્રી પૂરી થતાં તેઓ કિલ્લાની બહાર જેવા નીકળશે તેવા જ આપણે તેમની ઉપર હલ્લો કરી શકીશું અને નગરમાં પ્રવેશ કરી શકીશું. આ પ્રમાણે આપણો વિજય થશે.

નમીરાજે પોતાના સેનાપતિની આ સલાહ માની અને રાતોરાતમાં સુદર્શનપુરને ઘેરી લીધું. ચન્દ્રયશને માલુમ પડયું કે, નગરને શત્રુઓદ્વારા ઘેરી લેવામાં આવ્યું છે. લોકો કહેવા લાગ્યા કે, ચન્દ્રયશે હાથી પાછો સોંપ્યો નહિ એ જ કારણે આ આપત્તિ માથે પડી છે. નમીરાજના દૂતે રાજાને જે કાંઈ કહ્યું હતું તે સાચું જ નીકળ્યું. આ પ્રમાણે લોકો તો ગભરાવા લાગ્યા પણ ચન્દ્રયશ તો નિર્ભય થઈ કહેવા લાગ્યો કે, હાથીને વશ કરી બાંધી લેવો એ કાંઈ અપરાધ નથી. નમીરાજ આ વાતને ભૂલી ગયો છે અને ભૂલ કરીને ચડાઈ કરી આવ્યો છે; પણ તેના આ કૃત્યથી તે વીર હોય એમ જણાતું નથી. જો તે વીર હોત તો મારી સીમા ઉપર રોકાઈને મને પ્રતિયુદ્ધ કરવાનો તે અવસર આપત. પણ તેણે મને અવસર ન આપતાં અંધારામાં જ નગરને ઘેરી લીધું છે. આ ઉપરથી નમીરાજ કાયર હોય એ સ્પષ્ટ જણાય છે.

આ પ્રમાણે કહી ચન્દ્રયશે પોતાની સેનાને તૈયાર થવાની આજ્ઞા આપી અને તાત્કાલિક પોતાનાં પ્રધાનોને બોલાવીને કહ્યું કે, શત્રુએ અચાનક રીતે નગર ઉપર હલ્લો કર્યો છે. હવે

આપણે તેની સાથે કેવી રીતે યુદ્ધ કરવું જોઈએ તેનો વિચાર કરવાનો છે. એક પ્રધાને ચન્દ્રયશને કહ્યું કે, શત્રુઓએ ઉપાય વિચારીને હલ્લો કર્યો છે. તે રાજાને કોઈ સલાહકાર મળી ગયો છે અને તેથી જ શત્રુએ અંધારી રાત્રીએ નગરને ઘેરી લીધું છે. પ્રધાનનું આ કથન સાંભળી ચન્દ્રયશે જવાબમાં કહ્યું કે, શત્રૂને સલાહકાર મળી ગયો છે તેથી શું થયું? પણ આખરે તે તો કાયર જ છે ને? જો તે વીર હોત તો આ પ્રમાણે રાત્રિના સમયે નગરને ઘેરો ઘાલત ખરો? તેણે ભલે ગમે તે કર્યું પણ આપણે અત્યારે શું કરવું જોઈએ તે વિષે વિચાર કરવાનો છે. ચન્દ્રયશના આ કથનના ઉત્તરમાં તેના સેનાપતિએ કહ્યું કે, મારી સમજ પ્રમાણે તો જે પ્રમાણે શત્રુઓ ઉપાયથી કામ લઈ રહ્યા છે તેવી જ રીતે આપણે પણ ઉપાયથી કામ લેવું જોઈએ. શત્રુઓએ આપણને બહારની સહાયતા આવતાં અટકાવી છે એટલા માટે આપણે એવો ઉપાય યોજવો જોઈએ, કે જેથી તેનું આ કાર્ય વિફલ અને વ્યર્થ થાય. આપણો કિલ્લો તો બંધ છે અને શત્રૂસેના બહાર છે એટલા માટે હવે કિલ્લાનાં દ્વાર ખોલીને શત્રૂઓને અંદર આવવા દેવાનો અને તેમને હલ્લો કરવાનો અવસર આપવો ન જોઈએ; પણ કિલ્લા ઉપરથી જ લડવું જોઈએ. આમ કરવાથી આપણે થોડા માણસો ઘણું કામ કરી શકશું. મારી તો આ સલાહ છે પછી તો આપને જેમ યોગ્ય લાગે તેમ કરો.

ચન્દ્રયશે સેનાપતિની સલાહને માન્ય રાખી અને કહ્યું કે, વાસ્તવમાં આ ઉપાય સારો છે. જ્યારે શત્રૂએ દગો આપ્યો છે તો આપણે પણ આ ઉપાયથી યુદ્ધ કરવું જોઈએ.

આ પ્રમાણે વિચાર કરી ચન્દ્રયશે પોતાની સેનાને કિલ્લા ઉપરથી યુદ્ધ કરવાની આજ્ઞા આપી. નમીરાજ ચન્દ્રયશની આ યુક્તિ જોઈ આશ્ચર્યચકિત થઈ વિચારવા લાગ્યો કે, 'આ તો ઊલટું થયું? હું તો એમ વિચારતો હતો કે, ચન્દ્રયશ કિલ્લાનો દરવાજો ખોલી જેવો બહાર આવશે તેવો જ હું તેની સેના ઉપર હુમલો કરીશ પણ આ તો કિલ્લા ઉપરથી યુદ્ધ કરી રહ્યો છે. હવે શું કરવું?'

**દ્વાર ન ખુલે નમીરાયજી, હો ગયે બડે અધીર;**
**કાયર નૃપ ઇસ પુરકા માલીક, નહીં ક્ષત્રિય બડવીર. ॥ સતી૦ ૨૧૫ ॥**
**હમ શૂરોં કે સન્મુખ આકર, નહીં દિખાતા નૂર;**
**ત્રિયા મહલમેં કેલ કરનસે, નહીં હોતા કોઈ શૂર. ॥ સતી૦ ૨૧૬ ॥**
**યાચક આતે છુપે ન દાતા, રણ બંકા રજપૂત;**
**યહ તો ઘુસકે છુપા મહલમેં, કાયર જાત કપૂત. ॥ સતી૦ ૨૧૭ ॥**
**જોશ ચઢાયા નમીરાયને, સેના હો ગઈ શૂર;**
**અધમ રાયકો દંડેંગે હમ, ખોયા ક્ષત્રિય નૂર. ॥ સતી૦ ૨૧૮ ॥**

નમીરાજ પોતાનો દોષ જોતો ન હતો પણ કેવળ બીજાનો જ દોષ જોતો હતો. દોષ તો પોતાનો જ હતો, કે તેણે રાત્રીના સમયે નગરને ઘેરી લીધું હતું. પણ પોતાના આ દોષને જો તે પ્રગટ કરે તો સેનાને જોશ આવે નહિ અને જોશ આવે નહિ તો યુદ્ધમાં વિજય થાય નહિ. એટલા માટે સેનાને જોશ ચડાવવા માટે નમીરાજે પોતાના મુખ્ય સામંતોને કહ્યું કે, આ નગરનો રાજા કેવો કાયર છે કે, તે કિલ્લાની અંદરથી જ લડે છે, બહાર આવીને લડતો નથી! જો તે વાસ્તવમાં શૂરવીર હોત તો કિલ્લાનાં દરવાજા ખોલીને આપણી સામે લડવા

આવત અને પોતાની શૂરવીરતાનો પરિચય આપત; પરંતુ તે સામે લડવા આવે પણ ક્યા મોંઢે ? આપણો હાથી ચોરી લઈ ગયો છે એટલા માટે તે આપણી સામે આવી પણ કેમ શકે ? તેનું નગર શત્રુસેનાથી ઘેરાએલું છે એ જાણવા છતાં તે બહાર નીકળતો નથી એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, કાયર છે, અને રાણીવાસમાં સંતાઈને બેઠો હોવા છતાં પોતાને વીર માને છે. નમીરાજ સેનાને વધારે જોશ ચડાવવા માટે કહેવા લાગ્યો કે, યાચક સામે આવતો હોય ત્યારે દાનવીર, અને શત્રુ સામે આવતો હોય ત્યારે શૂરવીર છુપાઈ જતા નથી. પણ અહીંનો રાજા કેવો કાયર છે કે, તે સંતાઈને ઘરમાં બેસી ગયો છે ! નમીરાજનું આ કથન સાંભળી સૈનિકો પણ કહેવા લાગ્યા કે, વાસ્તવમાં આ નગરનો રાજા કાયર અને અધમ છે. આવા કાયર અને અધમ રાજાને અમે અવશ્ય દંડ આપીશું. કાલસુધીમાં આ નગરનો કિલ્લો અવશ્ય તોડી નાંખી સર કરી લઈશું.

સેનાને આ પ્રમાણે ઉત્તેજિત થએલી જોઈ નમીરાજ સેનાને શાબાશી આપી કહેવા લાગ્યો કે, સૈનિકો ! શાબાશ ! હું તમારા લોકોની સહાયતાથી જ અત્રે લડવા આવ્યો છું. મને તમારા બળ ઉપર વિશ્વાસ છે. આ પ્રમાણે સૈનિકોની પ્રશંસા કરી નમીરાજે સૈનિકોને વધારે ઉત્તેજિત કર્યા.

સેનાને ઉત્તેજિત કરી નમીરાજ વિચારવા લાગ્યો કે, સેના તો ઉત્તેજિત થઈ ગઈ છે, પણ એક રીતે તો આ રાજાનું કિલ્લો બંધ રાખીને લડવું ઠીક છે. પરંતુ જો આ વાત સેનાને કહેવામાં આવે તો તેમનો જોશ ઠંડો થઈ જશે. એટલા માટે મારે એ વાતનું ધ્યાન રાખવું જોઈએ કે સેના દ્વારા નિરપરાધી લોકો માર્યા ન જાય ! જ્યારે સેનામાં જોશ આવે છે ત્યારે સેના જોશને લીધે અપરાધી–નિરપરાધીનો વિવેક કરતી નથી પણ જે સામે આવે તેને મારી નાખવામાં જ રહે છે. એટલા માટે સેનાને ધર્મની શિક્ષા આપવી જોઈએ. નમીરાજે આ પ્રમાણે વિચાર કર્યો. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી આગળ વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૪ કારતક સુદ ૧૧ રવિવાર

### પ્રાર્થના

શ્રી મુનિસુવ્રત સાહબા, દીનદયાળ દેવા તણા દેવ કે;
તરણ તારણ પ્રભુ મો ભણી, ઉજ્જવલ ચિત્ત સમરૂ નિત્યમેવ કે.
શ્રી મુનિસુવ્રત સાહબા. ॥ ૧ ॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી મુનિસુવ્રતનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનાની કડીઓમાં બતાવવામાં આવેલા ભાવો સ્પષ્ટ છે, પણ આ ભાવોને જીવનમાં ઊતારવા માટે અભ્યાસ અને પ્રયત્નની આવશ્યકતા રહે છે. આ પ્રાર્થનામાં મારો પણ અધિકાર છે એટલા માટે આ પ્રાર્થના વિષે હું થોડું કહેવા ચાહું છું.

આ પ્રાર્થનામાં ભક્ત કહે છે કે, હે પ્રભો ! હું અનાદિકાળનો અપરાધી છું. મારામાં જે જે અશુદ્ધિઓ છે તે બધી અશુદ્ધિઓને જાહેર કરવાની મારામાં હિંમત નથી અને કદાચ એવી હિંમત કરવા જાઉં છું તો મારી સામે અનેક ઉપાધિઓ ઉપસ્થિત થાય છે એટલા માટે હું મારાં બધા દોષોની વાત તારી આગળ જ રજુ કરી દઉં છું.

પૂર્વ અશુભ કર્ત્તવ્યતા તેહમની, પ્રભુ તુમ ન વિચાર કે;
અધમ ઉદ્ધારણ વિરદ છે, શરણ આયો અબ કીજીયે સારખે. શ્રી. મુનિ૦

અર્થાત્—હે પ્રભો ! હું એવો મહાન્ અપરાધી છું કે વાતજ પૂછો નહિ. મેં કેવાં કેવાં અશુભ કાર્યો કર્યા છે એનું ભાન મને પોતાને પણ નથી. આગમની સહાયતાથી હું મારા જે દોષોને થોડા અંશમાં જાણું છું તે દોષોને કહેવામાં મને સંકોચ થાય છે. મારાં અશુભ કર્ત્તવ્યોનું પૂર્ણ જ્ઞાન તો તમને છે. વળી હું કેવો અપરાધી છું તે તો તમે જાણો જ છો. હું મારાં થોડાં જે અપરાધોને જાણું છું તે અપરાધોને કારણે હું ગભરાઉં છું. હું બહુ જ અપરાધી છું અને તમે અધમોદ્ધારક છો. એટલા માટે તમે મારા જેવા અપરાધીને તમારા શરણમાં લો એ જ મારી પ્રાર્થના છે. અને આપ અધમોનો ઉદ્ધાર કરો એમાં જ આપના બિરુદની શોભા છે. હું મહાન્ અપરાધી છું એનું મને ભાન છે પણ તમારા અધમોદ્ધારકના બિરુદ ઉપર મને વિશ્વાસ છે. એટલા માટે હું તમને પ્રાર્થના કરું છું કે, તમે મને અધમ જાણીને તરછોડશો નહિ પણ શરણમાં લેશો. મને મારી યોગ્યતા ઉપર વિશ્વાસ નથી પણ તમારા બિરુદ ઉપર મને એવો વિશ્વાસ છે કે, ગમે તેવો અધમ અપરાધી જો તમારા શરણમાં આવે તો તમે તેને તરછોડતા નથી પણ શરણમાં લઈ લો છો.

જે કાર્ય બીજાની સહાયતાથી થઈ શકે છે તે કાર્ય જો કોઈની સહાયતા લીધા વિના કરવામાં આવે તો તે કાર્ય બહુ જ મુશ્કેલ જણાય છે. વ્યવહારની આ વાતને દૃષ્ટિમાં રાખીને જ્ઞાનીજનો આત્માનું કલ્યાણ સાધવા માટે પરમાત્માની સહાયતા ચાહે છે અને પરમાત્માને સહાયક માને છે. તમે જે રેલ્વેની સહાયતા લ્યો છો તેમાં તો ઘણાં દોષો છે પણ પરમાત્મા તો દોષરહિત છે. જ્ઞાનીજનો કહે છે કે, આત્માએ પોતાનાં પાપોને દૂર કરવા માટે પરમાત્માની સહાયતા લેવી પરમ આવશ્યક છે. આત્માનું કલ્યાણ સાધવા માટે પરમાત્માની સહાયતાને આવશ્યક માની ભક્તજન કહે છે કે, હે પ્રભો ! હું તમારા શરણે આવ્યો છું, એટલા માટે મારા અપરાધોને ધ્યાનમાં ન લેતાં તમે મને તમારા જેવો જ બનાવી દો. હું મારા પાપોને જો ધ્યાનમાં લઉં તો આ પ્રમાણે તને કહેવાનું હું સાહસ પણ કરી શકું નહિ. પણ તારું અધમોદ્ધારક બિરુદ જોઈને મને એમ કહેવાનું સાહસ થાય છે કે, જો હું આ પ્રમાણે તને પ્રાર્થના કરું તો તું મને તારા શરણમાં લઈ લેશે. હે પ્રભો ! તારું શરણ લઈ અનેક મહાનમાં મહાન્ પાપી પણ તરી ગયા છે, એવું મેં આગમ-શાસ્ત્રદ્વારા સાંભળ્યું છે. આ આગમ-શાસ્ત્રને પ્રમાણ માની હું પણ તને એવી પ્રાર્થના કરું છું કે, " હે ! પ્રભો ! શરણાગતની રક્ષા કરો. મને એવો વિશ્વાસ છે કે, તું મને તારા શરણમાં લઈશ અને મારી રક્ષા કરીશ. "

પ્રત્યેક કાર્યમાં કોઈને કોઈની કોઈ પ્રકારની સહાયતાની આવશ્યકતા રહે જ છે. અમે સાધુઓ છીએ પણ સહાયતાની આવશ્યકતા તો અમને પણ હોય જ છે; અને આ જ

કારણે શાસ્ત્રમાં અમારા માટે પાંચ સહાયકો બતાવવામાં આવ્યા છે. તમે ગૃહસ્થ છો એટલા માટે તમે તો કદાચ કોઈની સહાયતા વિના જીવન વ્યવહાર ચલાવી પણ લો. પણ સાધુઓ માટે તો બીજાની સહાયતા હોવી આવશ્યક છે. જે પ્રમાણે કમળ પાણી વિના રહી શકતું નથી તે જ પ્રમાણે સાધુઓ પણ શાસ્ત્રમાં બતાવવામાં આવેલા પાંચ* સહાયકોની સહાયતા વિના રહી શકતા નથી. આત્માનું કલ્યાણ સાધવા માટે આ જ પ્રમાણે પરમાત્માની સહાયતાની પણ આવશ્યકતા રહે છે. અને એટલા જ માટે ભક્તજનો પરમાત્માને એવી પ્રાર્થના કરે છે કે, 'હે પ્રભો ! તમે અધમોદ્ધારક છો. તમે મને શરણમાં લઈ તમારા જેવો બનાવી દો.'

ભક્તજનો પરમાત્માને આ પ્રમાણે પ્રાર્થના કરે છે અને પરમાત્મા તરફથી બધાને એવું આશ્વાસન મળે છે કે, મેં સંયમનો સ્વીકાર કરી કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું છે, અને એ કેવલજ્ઞાનદ્વારા મેં જે ભાવો જોયાં છે તે ભાવો જગત સમક્ષ પ્રગટ કરી દીધાં છે, તેમજ જે માર્ગે ચાલવાથી કેવલજ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે તે માર્ગ પણ બતાવી દીધો છે. હું એમ ચાહતો નથી કે, કેવળ હું જ મોટો રહું પણ હું, તો એમ ચાહું છું કે, બધાં જીવો મારા જ જેવા બને.

પરમાત્મા તરફથી આવું આશ્વાસન મળવાને કારણે જ ભક્તજનો પરમાત્માને આ પ્રકારની પ્રાર્થના કરે છે. વાસ્તવમાં જે જગતને તારે છે તેમને જ તીર્થંકર કહેવામાં આવે છે. તીર્થંકર ભગવાને તો જગજ્જીવોને સંસારસાગરને તરવાનો માર્ગ સ્પષ્ટરૂપે બતાવી દીધો છે. જે જીવો ભવપાર જવા ચાહતા હશે તેઓ તો તીર્થંકર ભગવાને બતાવેલા માર્ગે ચાલશે અને આત્મકલ્યાણ સાધશે.

શાસ્ત્રમાં તીર્થના બે ભેદ બતાવવામાં આવ્યા છે. એક તો દ્રવ્યતીર્થ અને બીજું ભાવતીર્થ. સાધુ-સાધ્વી, શ્રાવક-શ્રાવિકા પણ તીર્થ કહેવામાં આવે છે પણ સાચું તીર્થ તો જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે. પરંતુ જ્ઞાન, દર્શન અને ચારિત્રને આધાર આપનાર તો સાધુ-સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા જ છે. એટલા માટે તેમને પણ તીર્થ કહેવામાં આવે છે. જ્ઞાન, દર્શન અને ચારિત્ર આધેય છે અને સાધુ-સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા આધાર છે. આધાર વિના વસ્તુ ટકી શકતી નથી. એટલા જ માટે સાધુ-સાધ્વી, શ્રાવક તથા શ્રાવિકાને પણ તીર્થ કહેવામાં આવે છે.

## સમ્યક્ત્વ પરાક્રમ—છવીશમો બોલ-ચાલુ.

ચારિત્ર અર્થાત્ સંયમ વિષે તો કાલે કહી દેવામાં આવ્યું છે કે, સંયમ અનાગત અર્થાત્ આવતાં કર્મોને અટકાવે છે. પણ જે કર્મો પહેલાંના છે તે કર્મોને નષ્ટ કરવા માટે શું કરવું જોઈએ ? આ પ્રશ્નના ઉત્તરમાં શાસ્ત્ર કહે છે કે, પહેલાંના કર્મોને નષ્ટ કરવા માટે તપ કરવું જોઈએ.

લોકોને ભાવિ રોગની એટલી ચિંતા હોતી નથી જેટલી ચિંતા વર્ત્તમાન રોગને માટે હોય છે. ભાવિ રોગ તો પથ્ય આહારવિહારથી પણ અટકાઈ જાય છે પરંતુ વર્ત્તમાન રોગને

* (૧) છકાય. (૨) શરીર. (૩) રાજા. (૪) ગણ. (૫) ગાથાપતિ.

અટકાવવા માટે તો વિશેષ ઔષધીનો ઉપચાર કરવો પડે છે. કર્મરૂપી ભાવિ રોગને અટકાવવા માટે તો સંયમ બતાવવામાં આવેલ છે અને વર્ત્તમાન કર્મરૂપી રોગને અટકાવવા માટે તપ બતાવવામાં આવેલ છે. કર્મરૂપી ભાવિ રોગને અટકાવવા માટે સંયમ પથ્ય સમાન છે. જે રોગી પથ્યનું ધ્યાન રાખતો નથી અને ભાવિ રોગનો માર્ગ અટકાવતો નથી તે રોગીનો ઉપચાર દાક્તર કરી શકતો નથી. ઉદાહરણ તરીકે દાક્તર રોગીને એમ કહે કે, અમુક ચીજ તમારે ન ખાવી પણ રોગી પ્રત્યુત્તરમાં એમ કહે કે, અમુક ચીજ ખાધા વિના મને ચાલશે જ નહિ તો તેવા રોગીનો ઉપચાર દાક્તર કેવી રીતે કરી શકે?

આ જ પ્રમાણે કર્મરૂપી રોગને મટાડવા માટે જે વ્યક્તિ સંયમરૂપી પથ્યદ્વારા આવતાં કર્મોને અટકાવતો નથી પણ એમ કહે છે કે, હું તો આશ્રવમાં જ પડ્યો રહીશ તો આમ કહેનાર વ્યક્તિને માટે તો વર્ત્તમાન કર્મોને નષ્ટ કરવાની દવા બતાવવી વ્યર્થ જ છે; પણ જે વ્યક્તિ સંયમરૂપી પથ્યનું પાલન કરે છે અને આ પ્રમાણે આવતાં કર્મોને અટકાવે છે તે વ્યક્તિને માટે શાસ્ત્રકારો સંચિત કર્મોને નષ્ટ કરવાની તપરૂપી દવા બતાવે છે.

સંયમનો સ્વીકાર કરનારે સંચિત કર્મોને નષ્ટ કરવા માટે તપ કરવું આવશ્યક છે. એટલા માટે હવે તપ વિષે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કેઃ—

## સત્તાવીશમો બોલ

## (२७) तवेणं भंते ! जीवे किं जणयइ ?

અર્થાત્—હે ભગવન્ ! તપ કરવાથી જીવને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કેઃ—

**तवेणं जीवे वोयाणं जणयइ ॥ २७ ॥**

અર્થાત્—તપ કરવાથી વ્યવદાન અર્થાત્ પૂર્વ કર્મોનો ક્ષય થાય છે.

તપના ફળ વિષે વિચાર કરીએ તે પહેલાં તપ એટલે શું એ વિષે વિચાર કરવો આવશ્યક છે. તપ શબ્દ 'तप् संतापने' એ ધાતુ ઉપરથી બનેલ છે, અને 'તપાવે તે તપ.' એવી તેની વ્યુત્પત્તિ થાય છે. પણ તપની આ પ્રકારની વ્યુત્પત્તિ જોવાથી જ કાંઈ થતું નથી એટલા માટે તેની પ્રવૃત્તિ પણ જોવી જોઈએ. કારણ કે 'તપાવે તે તપ' એ અર્થમાં તો અગ્નિદ્વારા પણ કોઈ વસ્તુ તપાવી શકાય છે. એટલા માટે તપની પ્રવૃત્તિ શું છે એ અત્રે જોવું જોઈએ. તપની પ્રવૃત્તિ વિષે શાસ્ત્રમાં કહ્યું છે કે, કર્મને નષ્ટ કરવા માટે આત્માને તપાવવાનું નામ તપ છે. કર્મને નષ્ટ કરવા સિવાય બીજા કોઈ સાંસારિક કાર્યને માટે કરવામાં આવેલ તપની ગણના આ તપમાં થતી નથી. પરંતુ અહીં તો તે જ તપને ગ્રહણ કરવામાં આવ્યું છે, કે જે તપ કર્મને નષ્ટ કરવા માટે જ કરવામાં આવે છે.

જો કે, કર્મોને સંતાપિત કરવા માટે આત્માને તપાવવો એવો તપનો અર્થ થાય છે પણ સમુચ્ચયરૂપે આમ કહેવામાં તપનો અર્થ સમજવામાં આવી શકે નહિ. એટલા માટે શાસ્ત્રકારોએ તપનાં છ આભ્યંતર તપ અને છ બાહ્ય તપ એમ બાર ભેદ કર્યા છે. પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવૃત્ય, સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગના એ છ ભેદ આભ્યંતર તપ છે અને અનશન, ઊણોદરી, વૃત્તિસંક્ષેપ, રસપરિત્યાગ, કાયાક્લેશ અને પ્રતિસંલીનતા આ છ ભેદ બાહ્ય તપ છે.

આજે તપના અર્થમાં અનશનને જ ગ્રહણ કરવામાં આવે છે અને અનશન તપને જ મોટું તપ માનવામાં આવે છે. શાસ્ત્રકારોએ પણ અનશન તપને તપમાં મહત્ત્વનું સ્થાન આપેલ છે. અનશન તપ કર્મોને નષ્ટ કરવાનો પણ ઉપાય છે અને શારીરિક રોગોને પણ નષ્ટ કરવાનો ઉપાય છે. અમેરિકાના ઉપવાસ ચિકિત્સકોએ રોગીઓના એવાં રોગોને ઉપવાસ દ્વારા મટાડયાં છે, કે જે રોગોને દાક્તરોએ અસાધ્ય કહી દીધાં હતાં. આ ઉપરથી ભગવાન મહાવીરનો બતાવેલો ધર્મ કેટલો વ્યાપક છે એ જાણી-જોઈ શકાય છે. સાંપ્રદાયિક દૃષ્ટિએ ભલે કોઈ પોતાને ભગવાન મહાવીરનો ન માને પણ ભગવાન મહાવીરના સિદ્ધાન્તની દૃષ્ટિએ અખિલ સંસાર ભગવાન મહાવીરનો છે અને અખિલ સંસાર ભગવાનને માને છે. અનશન તપને લાભપ્રદ કોણ માનતું નથી ? બધા લોકો અને બધા ધર્મો અનશન તપને લાભપ્રદ માને છે. અનશન તપથી આધ્યાત્મિક લાભ પણ થાય છે અને શારીરિક લાભ પણ થાય છે.

અનશન તપની બાદ ઊણોદરી તપ છે. જો લોકો ઊણોદરી તપ કરતાં હોય તો તેમને અનશન તપ કરવાની આવશ્યકતા જ ન રહેવા પામે. ઊણોદરીનો સામાન્ય અર્થ ઉદરમાં જેટલું સ્થાન હોય તેથી ઓછું ખાવું. જો આ પ્રમાણે ઊણોદરી તપનું અનુષ્ઠાન કરવામાં આવે તો આધ્યાત્મિક લાભ પણ થાય છે અને શારીરિક લાભ પણ થાય છે. પણ લોકોએ જાણે પેટને ભોજન નાંખવાનું ' ડીનરબોક્સ ' માની લીધું હોય તેમ પેટમાં પ્રમાણ કરતાં વિશેષ ભોજન નાંખે છે. જે પ્રમાણે લેટરબોક્સ કાગળ પત્ર નાંખવા માટે હમેશા ખુલ્લું રહે છે તે જ પ્રમાણે ઘણા લોકો પેટને ' ડીનરબોક્સ ' માની ગમે તે વખતે ઠાંસી ઠાંસીને ભોજન કરે છે. પણ તેઓ એટલો પણ વિચાર કરતા નથી કે, પ્રમાણથી વિશેષ ભોજન કરવાથી શરીરની કેટલી બધી હાનિ થાય છે ! પ્રમાણથી વિશેષ ખાવાથી ભોજન સામગ્રીની તો હાનિ થાય જ છે પણ તેથી વિશેષ શરીરની હાનિ થાય છે. લોકો વધારે ભોજન કરવા માટે અનેક પ્રકારનાં શાક, અથાણાં-ચટણી વગેરે બનાવે છે અને ખાય છે; પણ પ્રમાણથી વિશેષ ખાવાથી આધ્યાત્મિક હાનિ થવાની સાથે શારીરિક હાનિ પણ થાય છે. પહેલાંના લોકો ચૌદ નિયમોનું ચિંતવન એટલા માટે કરતા હતા અને એટલા જ માટે દ્રવ્યની મર્યાદા કરતા હતા કે પ્રમાણથી વિશેષ ખાવામાં ન આવે ! વિશેષ ન ખાવાથી અર્થાત્ ઓછું ખાવાથી ઊણોદરી તપ પણ થઈ જાય છે અને શરીર પણ સારું રહે છે.

ત્રીજું તપ વૃત્તિસંક્ષેપ છે. આ તપ જો કે પ્રધાનતઃ સાધુઓ માટે છે પણ શ્રાવકો એમ ન વિચારે કે, આ તપ અમારા માટે નથી. સાધુઓની વૃત્તિ ભિક્ષા છે પણ શ્રાવકોની વૃત્તિ ભિક્ષા નથી. જે શ્રાવક પ્રતિમાધારી કે સંસારત્યાગી નથી તે શ્રાવક ભિક્ષા માંગી શકતો નથી. આ જ પ્રમાણે સાધુઓ માટે પણ એમ કહ્યું છે કે, જો તમે સંયમનું પાલન બરાબર રીતે કરી શકતા હો તો તો તમારી ભિક્ષાવૃત્તિ છે નહિતો પૌરુષઘ્ની ભિક્ષા છે. સંયમનું પાલન ન થાય તો ભોજનની યાચના કરી શકે નહિ.

પ્રત્યેક મનુષ્યે પોતાની પ્રતિજ્ઞા ઉપર દૃઢ રહેવું જોઈએ. જે પોતાની પ્રતિજ્ઞા ઉપર દૃઢ રહે છે તેને સંકટનો સામનો કરવો પડતો નથી. દૃઢ પ્રતિજ્ઞાને કોઈને કોઈ પ્રકારની સહાયતા અનાયાસે મળી જ જાય છે.

નેપોલીયન બોનાપાર્ટ વિષે એમ સાંભળ્યું છે કે, તેની માતાએ તેને કહ્યું કે, મારે આટલું ધન અમુક કામ માટે જોઈએ છે. નેપોલીયન પોતાની માતાનો ઘણો જ આદર

કરતો હતો પણ તેની પાસે એટલું ધન ન હતું કે જેથી તે માતાને સંતોષ આપી શકે. તે વિચારવા લાગ્યો કે, મારી પાસે ધન નથી અને મારી એવી પ્રતિજ્ઞા છે કે, માતાની આજ્ઞાનું પાલન કરવું. આવી દશામાં મારા માટે મરી જવું એ જ શ્રેયસ્કર છે. આ પ્રમાણે વિચાર કરી તે મરવા માટે ચાલ્યો. માર્ગમાં તેને એક અપરિચિત માણસ મળ્યો. તેણે નેપોલીયનને એક થેલી આપીને કહ્યું કે, જરા આ થેલીને પકડી રાખો. હું હમણાં પેશાબ કરીને આવું છું. નેપોલીયને વિચાર્યું કે, મરવાનું તો છે જ એટલા માટે મરતાં પહેલાં આ માણસનું પણ કામ કરી આપું. આ પ્રમાણે વિચાર કરી તેણે તે થેલીને પોતાના હાથમાં લીધી. થોડીવાર સુધી નેપોલીયન તે માણસની પ્રતીક્ષા કરતો ઊભો રહ્યો પણ તે માણસ તો કોણ જાણે ક્યાં ગયો કે તે પાછો આવ્યો જ નહિ. નેપોલીયને તે થેલીને ખોલીને જોયું તો તેમાં એટલું ધન હતું જેટલું ધન તેની માતાએ તેની પાસે માંગ્યું હતું. હવે જરા આ વાત ઉપર વિચાર કરો કે, નેપોલીયનને આ ધન ક્યાંથી મળી ગયું ? આ પ્રશ્નના જવાબમાં એ જ કહી શકાય કે, પ્રતિજ્ઞાના પ્રતાપથી જ તે ધન તેને મળ્યું.

આ જ પ્રમાણે ઉદયપુરના રાણા વિષે પણ એવું સાંભળવામાં આવે છે કે, રાણા જંગલમાં રહેતા હતા ત્યારે બાદશાહ ફકીર બનીને તેમના અતિથિસત્કારની પરીક્ષા લેવા માટે આવ્યો અને રાણાની પાસે જઈ કહ્યું કે, મને ચાંદીની થાળીમાં મેવાની ખીચડી ખાવા આપો. રાણાની એવી પ્રતિજ્ઞા હતી કે, તે પોતાને ત્યાં આવેલા અતિથિને વિમુખ થઈ જવા દેતો નહિ. પરંતુ આજે તો રાણાને ત્યાં અન્નનું પણ ઠેકાણું ન હતું તો આ અવસ્થામાં ચાંદીની થાળીમાં મેવાની ખીચડી કયાંથી ખવડાવે ? રાણાએ બાદશાહને ઓળખી લીધો છતાં તેણે તો એમ જ વિચાર્યું કે, આ ફકીર બનીને આવ્યો છે અને મારો અતિથિ બન્યો છે એટલા માટે અત્યારે મારે તેનો આદરસત્કાર કરવો જ જોઈએ. પરંતુ તેનો આદરસત્કાર કરું કેવી રીતે ? આજે મારી પ્રતિજ્ઞાનો ભંગ થાય છે. પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરવાની અપેક્ષાએ તો મરી જવું એ જ સારું છે. આ પ્રમાણે વિચાર કરી તેણે ફકીરને કહ્યું કે, આવો, બેસો. આ પ્રમાણે ફકીરને યથાસ્થાને બેસાડી પોતે પાછળના માર્ગથી જંગલમાં મરી જવા માટે ચાલી નીકળ્યો. રસ્તામાં તેમને માલ લાદેલા પોઠીયા લઈ જતો એક માણસ મળ્યો. તે માણસે રાણાને કહ્યું કે, મારે શૌચ જવું છે એટલા માટે થોડા વખત માટે આ પોઠીયાને પકડી રાખોને ! હું હમણાં જ શૌચ જઈ ને પાછો આવું છું. રાણાએ વિચાર્યું કે, મરવું તો છે જ એટલે મરતાં મરતાં આ માણસનું કામ કરી આપું. આ પ્રમાણે વિચાર કરી રાણાએ તે પોઠીયાને પકડી રાખ્યા. તે માણસ પોઠીયાને સોંપીને ચાલ્યો ગયો પરંતુ ઘણો સમય વ્યતીત થવા છતાં પણ તે પાછો આવ્યો નહિ. હવે રાણાએ પોઠીયા ઉપર શું માલ લાદેલો છે તે જોયું તો તેને માલુમ પડયું કે તેમાં ચાંદીની થાળીઓ તથા મેવો ભરેલો છે. રાણાએ તે સામાન લાવીને ફકીરનો યથોચિત્ આદરસત્કાર કર્યો.

આ પ્રમાણે જે દૃઢ પ્રતિજ્ઞ હોય છે તેમને કોઈ ને કોઈ પ્રકારની સહાયતા અનાયાસે મળી જ જાય છે. સાધુઓએ પણ પોતાનો સંયમ પાળવાની પ્રતિજ્ઞા ઉપર દૃઢ રહેવું જોઈએ અને સંયમના પાલનની સાથે જ જો ભિક્ષા લેવામાં આવે તો જ ઠીક કહી શકાય.

તમારે પણ વૃત્તિસંક્ષેપનું પાલન કરવું જોઈએ. વૃત્તિમાં અધર્મ પેસી ન જાય તેવું

સતત ધ્યાન રાખવું જોઈએ, અને પ્રતિજ્ઞાના બળ ઉપર દઢ રહેવું જોઈએ. આમ કરવાથી તમારું કાર્ય પણ સફળ થશે અને સંકટોથી પણ બચી જશો.

## મયણરેહા ચરિત્ર—૫૫

**કાયર સે કિલ્લા નહીં શોભે, સુનો હમારે રાયરાય;**
**ઇસે તોડકે પુરમેં જા કે, બદલા લેંગે ચુકાય. ॥ સતી૦ ૨૧૯ ॥**

**યુદ્ધવીર તુમ યુદ્ધ સીખાઓ, શત્રુકો ધર ધીર;**
**પરજા જનકો અપને સમઝો, મત ઉપજાવો પીર. ॥ સતી૦ ૨૨૦ ॥**

**ઉનકા ધન તો ધૂલ સમાના, નારી ભગિની માત;**
**રક્ષા કરના સબ સંતતિકી, ક્ષત્રિય ધર્મ પરમાન. ॥ સતી૦ ૨૨૧ ॥**

શબ્દમાં ઘણી શક્તિ હોય છે. શબ્દથી જ મનુષ્યને કાયર પણ બનાવી શકાય છે અને વીર પણ બનાવી શકાય છે. નમીરાજે ઉત્તેજક શબ્દોદ્વારા સૈનિકોને ઉત્તેજિત કર્યા. આ જ કારણે શબ્દની શક્તિને માટે એમ કહેવામાં આવે છે કે, શબ્દમાં એવી શક્તિ હોય છે કે, તેવી શક્તિ તોપ કે તલવારમાં પણ હોતી નથી. એટલા માટે શબ્દનો ઉપયોગ કરતી વખતે બહુ જ સાવધાની રાખવાની જરૂર રહે છે.

નમીરાજ દ્વારા ઉત્તેજિત કરવામાં આવેલા સૈનિકો કહેવા લાગ્યા કે, અહીંનો રાજા કાયર જણાય છે કે તે કિલ્લાની અંદર છુપાઈને બેસી ગયો છે! તે કિલ્લામાં છુપાઈ ગયો છે પણ અમે કિલ્લાને તોડી નાંખી તે કાયર પાસેથી વ્યાજસહિત બદલો લઈશું.

સૈનિકોનું આ કથન સાંભળી નમીરાજે કહ્યું કે, તમે લોકો વીર છો, એટલા માટે તમારી આગળ આ કિલ્લો તો શું પણ વજ્રનો બનેલો કિલ્લો પણ કાંઈ વિસાતમાં નથી. તમે લોકો આ કિલ્લાને તોડી નાંખશો એ વાતનો તો મને વિશ્વાસ છે જ. પણ તમે મારી એક વાત ધ્યાનમાં રાખશો. તમે લોકો કિલ્લો તોડો અને યુદ્ધ કરો પણ અહીંના કાયરોને પણ વીર બનાવો. કેવળ પશુની માફક બીજાને મારવામાં જ ન રહો. આપણો જન્મ બીજાને મારવા માટે જ થયો નથી પણ આપણે બીજાને શિક્ષા આપવા માટે જન્મ્યા છીએ. તમે બધા લોકો અહીંના રાજાને કાયર કહો છો પણ આપણી વિશેષતા તો ત્યારે જ કહેવાય કે જ્યારે આપણે તે કાયર રાજાને પણ વીર બનાવીએ.

આ સાંભળી સૈનિકો કહેવા લાગ્યા કે, અમે તો કિલ્લો તોડીને યુદ્ધ કરવાનું જ જાણીએ છીએ. આપ હવે આ નવી વાત શું કહો છો! નમીરાજે કહ્યું કે, કિલ્લો તોડવો એ તો ઉચિત જ છે અને આપણે કિલ્લો તો તોડવો જ છે, પણ આપણે ક્ષત્રિય છીએ એટલા માટે આપણું કર્ત્તવ્ય ધર્મનું પાલન કરવું એ પણ છે. કિલ્લો તોડતી વખતે અને યુદ્ધ કરતી વખતે આ વાતનું ધ્યાન ખાસ રાખવાનું છે.

સૈનિકોએ પૂછ્યું કે, તો પછી અમારે શું કરવું જોઈએ? નમીરાજે કહ્યું કે, આપણો અપરાધ આ નગરના રાજાએ કર્યો છે અને તેણે જ આપણી સાથે વેર બાંધ્યું છે. એટલા માટે આપણે રાજાને જ દંડ આપવાનો છે, પ્રજાએ તો આપણો કાંઈ અપરાધ કર્યો નથી. એટલા માટે પ્રજાને કોઈપ્રકારનો દંડ આપવો ન જોઈએ. પ્રજાને માટે તો જેમ તે રાજા

છે તે જ પ્રમાણે હું પણ રાજા છું; એટલા માટે અહીંની પ્રજાને આપણી જ પ્રજા માની તેને કોઈ પ્રકારનું કષ્ટ આપવું નહિ.

રાજા જે યુદ્ધ કરે છે તે પ્રજાની રક્ષા તેમજ તેની પ્રતિષ્ઠા માટે જ કરે છે. પ્રજા તો યુદ્ધ કરવા માટે કહેતી નથી છતાં રાજા યુદ્ધ કરવાનું આવશ્યક માની યુદ્ધ કરે છે. આવી દશામાં પ્રજાનાં ધન કે પ્રાણની હાનિ કરવી ઉચિત કેમ કહી શકાય? એટલા માટે પ્રજાનાં ધન, પ્રાણ, સ્ત્રી, બાળકો વગેરે કોઈની પણ કાંઈ હાનિ ન થાય તેનું ખાસ ધ્યાન રાખવાનું છે. કેટલાક રાજાઓ ધનને લૂંટીને પોતાનો ખજાનો ભરપૂર કરવા ચાહે છે પરંતુ આમ તે એક પ્રકારનું લુંટારાપણું છે, તેમાં વીરતા નથી. એટલા માટે કોઈના ધનની પણ હાનિ ન કરવી. આ સિવાય યુદ્ધના સમયે મોટા મોટા ઘરની સ્ત્રીઓની દશા પણ સંકટમાં પડી જાય છે એટલા માટે પ્રજાની સ્ત્રીઓની સાથે એવો વ્યવહાર કરજો કે જેથી તે સ્ત્રીઓ તમને પોતાના ભાઈ માને. તમારો વ્યવહાર જોઈ બધા લોકો એમ કહે કે, નમીરાજનાં સૈનિકો કેવા વીર છે! આ પ્રમાણે પ્રજાનાં ધન, પ્રાણ, સ્ત્રી તથા બાળકોની કોઈ પ્રકારની હાનિ ન થાય તેનું ખાસ ધ્યાન રાખવાનું છે.

પહેલાંના રાજાઓ યુદ્ધના સમયે આ પ્રકારનાં ઉન્નત વિચારો ધરાવતા હતા પણ આજે તો નિરપરાધીઓને પણ આકાશમાંથી બોંબ ફેંકી મારી નાંખવામાં આવે છે. પહેલાં એમ થતું ન હતું. પહેલાં યુદ્ધમાં પણ નીતિ-અનીતિનો પણ વિચાર રાખવામાં આવતો હતો. મેવાડનો ઇતિહાસ જોતાં જણાય છે કે, સૂરજમલ અને પૃથ્વીરાજ જેઓ કાકા-ભત્રીજા થતા હતા તેઓ આખો દિવસ તો યુદ્ધ કરતા હતા અને રાત્રે ભત્રીજો કાકાના તંબુમાં જઈ તેમને કુશલ સમાચાર પૂછતો અને જ્યાં ઘા લાગ્યાં હોય ત્યાં પાટા બાંધી દેતો. આ પ્રમાણે પહેલાં તો યુદ્ધમાં નીતિધર્મનું પાલન કરવામાં આવતું હતું પણ આજકાલ નીતિધર્મનો કાંઈ વિચાર રાખવામાં આવતો નથી. આજે ભલે ગમે તે થાય પણ જ્યાં ધર્મ છે ત્યાં વિજય રહેલો જ છે.

નમીરાજનાં વિચારો સાંભળી સૈનિકો કહેવા લાગ્યા કે, આ રાજાને પ્રજા કેવી પ્રિય છે! રાજાનું કથન માનવું એ જ આપણું કર્ત્તવ્ય છે.

**વીરહૃદય કી દયા આર્દ્ર હૈ, સબ જન મંગલ ગાય;**<br>
**રાજનીતિ કા પરિચય દે કે, સબકો દો સમઝાય. ॥ સતી૦ ૨૨૨ ॥**<br>
**નમીરાય કે નીતિબોધ કો, સબને શીષ ચઢાયા;**<br>
**કિલ્લા તોડનેકી કરી તયારી, મનમેં જોશ ભરાયા. ॥ સતી૦ ૨૨૩ ॥**

નમીરાજે પોતાના સૈનિકોને કહ્યું કે, એ વાતનું હમેશાં ધ્યાન રાખજો કે, વીરલોકો હમેશાં દયાળુ હોય છે. તમે લોકો આ વાતને આ યુદ્ધમાં સિદ્ધ કરી બતાવો. દયા તે જ કરી શકે છે કે જે વીર હોય છે. પોતાને વીર કહેડાવવો એમાં કાંઈ બહાદુરી નથી પણ સાચી બહાદુરી તો દયાનો પરિચય આપી વીરતા બતાવવામાં છે.

ભગવાન મહાવીરે શ્રાવકોને વીર બનાવ્યા છે, કાયર બનાવ્યા નથી. દયા વીર લોકોના હૃદયમાં હોય જ છે અને વીર લોકો જ દયાનું પાલન કરી શકે છે. આજે તો લોકો કાયરતામાં જ દયા માને છે પણ ભગવાને કાયરતામાં દયા બતાવી નથી પરંતુ એમ સ્પષ્ટ કહ્યું છે કે, શ્રાવકોએ નિરપરાધીઓને મારવા નહિ.

શ્રી ભગવતી સૂત્રના મૂળ પાઠમાં કહ્યું છે કે, એક શ્રાવક છટ્ઠ છટ્ઠના ઉપવાસે ( બેલે બેલે) પારણું કરતો હતો પણ જ્યારે તેના સ્વામીએ યુદ્ધ કરવા માટે બોલાવ્યો ત્યારે પારણું કરવા માટે વખત નહિ ગુમાવતા તેણે અટ્ઠમ અર્થાત્ ત્રણ ઉપવાસ કરી લીધા અને સત્વર યુદ્ધમાં ગયો. આજે તે શ્રાવક હોત તો તેને દયાળુ કે તપસ્વી કહેવામાં આવત પણ તે શ્રાવકમાં સાચી વીરતા અને દયાળુતા કેવી હતી! તે શ્રાવક સાચી વીરતા અને દયાળુતાનો આદર્શ હતો. વાસ્તવમાં ભગવાને કાયરતામાં દયા બતાવી જ નથી. પણ આજે કહેવાતા શ્રાવકોએ કાયરતાનાં કપડાં પહેરી લીધાં છે એટલા જ માટે વિશ્વાસઘાત કરવામાં કે અસત્ય બોલવામાં કે એવાં બીજા કાર્યોમાં તો તેઓ શૂરવીર બની જાય છે પણ જ્યાં સાચી શૂરતા બતાવવાની આવશ્યકતા હોય છે ત્યાંથી ભાગી જાય છે. આ સાચા શ્રાવકનું લક્ષણ નથી. તમે લોકો કાયર બનીને પોતાને દયાળુ કહેવડાવો છો પણ જે સાચો દયાળુ હોય છે તે એવો વીર હોય છે કે તે પોતાના શરીરની પણ પરવા કરતો નથી. વીરતાને ધારણ કરવામાં ત્યાગની પણ આવશ્યકતા રહે છે. ત્યાગ વિના વીરતા ટકતી નથી અને વીરતા વિના દયા ટકતી નથી.

નમીરાજે પોતાના સૈનિકોને કહ્યું કે, તમે પ્રજાને કોઈ પ્રકારની હાનિ પહોંચાડશો નહિ. તમે વીરતા અને દયાનો પરિચય આપી મારા સૈનિક તરીકે નામના કાઢજો. જ્યારે હું તમારી આવી વીરતાનાં સમાચાર સાંભળીશ ત્યારે જ મને પ્રસન્નતા થશે.

નમીરાજની આ શિક્ષા સાંભળી સેના ઘણી પ્રસન્ન થઈ અને પ્રસન્નવદને કહેવા લાગી કે, આપની શિક્ષાને અમે શિરોધાર્ય કરીએ છીએ.

નમીરાજે આ પ્રમાણે સૈનિકોને શિક્ષા આપી કિલ્લો તોડવા માટે ઉત્સાહિત કર્યા. એટલામાં જ એક નવીન ઘટના બની.

**સતી સાધ્વી સંયમ ધારી, નૃપ કે નજરે આઈ;**
**કૌતુક પાયા શીષ નમાયા, યુદ્ધમેં કૈસે આઈ. ॥ સતી૦ ૨૨૪ ॥**

ઉપર પ્રમાણે નમીરાજ પોતાના સૈનિકોને કિલ્લો તોડવા માટે પ્રોત્સાહિત કરી રહ્યો છે એટલામાં બે સતી સાધ્વીઓ આવતી હતી તેમના ઉપર તેની નજર પડી. સાધ્વીઓને યુદ્ધસ્થાને આવતી જોઈ નમીરાજ આશ્ચર્યપૂર્વક વિચારવા લાગ્યો કે, આ સાધ્વીઓ સંયમ ધારિણી જણાય છે તો પછી તેઓ આ યુદ્ધસ્થાને શા માટે આવી રહી છે? ભગવાને તો યુદ્ધના સ્થાને જવાનો, રાજાઓના વિગ્રહમાં પડવાનો કે રાજાની સાથે યુદ્ધ થતું હોય ત્યારે બીજા રાજાના રાજ્યમાં જવા વગેરેનો નિષેધ કર્યો છે તો પછી આ સાધ્વીઓ અહીં શામાટે આવી રહી છે? અહીં આવવાનું કારણ તેમને પૂછવું જોઈએ.

આ પ્રમાણે વિચાર કરી નમીરાજ તે સાધ્વીઓની સામે ગયો અને તેમને વંદન કરી કહેવા લાગ્યો કે, આપનાં દર્શન થયાં એ મારાં અહોભાગ્ય છે પણ આ યુદ્ધસ્થળે આપનું આગમન શા માટે થયું? તે હું જાણવા ચાહું છું.

હવે સાધ્વીઓ નમીરાજને શો ઉત્તર આપે છે તે વિષે હવે પછી આગળ વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૪ કારતક શુદ ૧૩ મંગળવાર

### પ્રાર્થના

'વિજયસેન' નૃપ 'વિપ્રા' રાણી, નેમીનાથ જિન જાયો;
ચૌસઠ ઈન્દ્ર કિયો મિલ ઉત્સવ, સુરનર આનંદ પાયોરે,
સુજ્ઞાની જીવા ભજલે રે જિન ઈકિબીસમાં ॥ ૧ ॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી નેમિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્માની પ્રાર્થના કેવીરીતે કરવી જોઈએ એનો પૂર્ણ વિચાર તો કોઈ મહાપુરુષ જ કરી શકે છે, સાધારણ માણસ એ વિષે પૂર્ણ વિચાર કરી શકે નહિ; છતાં હું યથાશક્તિ પ્રમાણે એ વિષય ઉપર થોડું કહું છું:—

પ્રત્યેક વસ્તુનો વિચાર તાત્ત્વિક દૃષ્ટિએ કરવો જોઈએ. આ પ્રાર્થનામાં બતાવવામાં આવેલ તત્ત્વ વિષે વિચાર કરવામાં આવે તો આ પ્રાર્થનાનું મહત્ત્વ સમજી શકાય; પણ કેવળ તત્ત્વ સમજવાથી જ કાંઈ થતું નથી. સમજવાનો લાભ તો ત્યારે જ મળે છે, કે જ્યારે તત્ત્વને આચરણમાં મૂકવામાં આવે. તત્ત્વને સમજીને તેને આચરણમાં મૂકવાથી જ આત્માનું કલ્યાણ થઈ શકે છે. જો તત્ત્વવિચાર કેવળ ઉચ્ચારમાત્રનો જ હોય તો એ તત્ત્વવિચાર પણ નિરર્થક થઈ જાય છે. રચનાત્મક કાર્ય વિના કોઈ પ્રકારનો લાભ થઈ શકતો નથી. ઉદાહરણ તરીકે કોઈ માણસ એમ કહે કે, હું ભોજનને જાણું છું, સમજું છું અને તેના ગુણદોષની પરીક્ષા પણ કરી શકું છું. આ પ્રમાણે તે માણસ ભોજન વિષે કહે તો છે, પરંતુ તે ભોજનને ખાતો નથી તો શું તેની ક્ષુધા મટી શકે ખરી? આ જ પ્રમાણે તત્ત્વોને માત્ર સમજી લેવાથી કે બોલી જવાથી કશો લાભ થતો નથી. તત્ત્વને સમજવા પ્રમાણે આચરણમાં ઉતારવામાં ન આવે તો શાસ્ત્ર કહે છે કે:—

**वायाविरियमेत्तेणं, समासासेन्ति अप्पयं ।**

અર્થાત્—જે કેવળ વચનવીર હોય છે અર્થાત્ જે કહેવા પ્રમાણે આચરણ કરતો નથી તે આત્માનું કલ્યાણ સાધી શકતો નથી. જ્યારે કેવળ બોલવાથી વ્યવહારમાં પણ ક્ષુધાનું નિવારણ થતું નથી તો પછી બોલવા માત્રથી આત્માનું કલ્યાણ કેવી રીતે થઈ શકે? તીર્થંકર ભગવાન ત્રણ જ્ઞાનની સાથે જન્મે છે, છતાં તેઓ સંયમનો સ્વીકાર કરી અને કર્મોને નષ્ટ કર્યા બાદ જ જગતને ઉપદેશ આપે છે. વાસ્તવમાં સાચો ઉપદેશક તે જ છે, કે જે ઉપદેશ આપવા પ્રમાણે વર્તે છે. જે ઉપદેશને સક્રિયરૂપ આપે છે તે જ આત્માનું તથા બીજાનું કલ્યાણ કરી શકે છે અને જે કેવળ બોલવામાં જ રહે છે તે પોતાનું કે બીજાનું પણ કલ્યાણ સાધી શકતો નથી. એટલા માટે તત્ત્વોને કેવળ સમજીને કે બોલીને જ અટકી જવું ન જોઈએ પણ તે પ્રમાણે આચરણમાં પણ ઊતારવું જોઈએ. હું તમને લોકોને ઉપદેશ આપું છું પરંતુ મારે એ વાતનો સતત ખ્યાલ રાખવો જોઈએ કે મારો આત્મા આશ્રવોમાં ચાલ્યો ન જાય! જો હું મારા આત્માને આશ્રવનાં સ્થાનોમાંથી બચાવીને સંવરમાં સ્થિત કરું

તો જ મારો ઉપદેશ સાર્થક છે, અન્યથા મારો ઉપદેશ નિરર્થક છે એમ સમજવું જોઈએ.

પ્રત્યેક વ્યક્તિએ આત્મકલ્યાણ સાધવાનો આદર્શ દૃષ્ટિ સમક્ષ રાખવો જોઈએ. આત્મકલ્યાણ સાધવા માટે જ તત્ત્વોનો વિચાર કરવામાં આવે છે અને તત્ત્વોનો ઊંડો વિચાર કરી તેને આચારમાં મૂકવામાં આવે છે. શાસ્ત્રમાં પણ આત્મકલ્યાણ સાધવાનો જ માર્ગનિર્દેશ કરવામાં આવ્યો છે. એટલા માટે હવે શાસ્ત્રદ્વારા જ આત્મકલ્યાણ સાધવાનો માર્ગ બતાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—સતાવીશમો બોલ-ચાલુ.

વીતરાગ ભગવાને જગતના કલ્યાણ માટે જે તત્ત્વવિચાર કર્યો છે તે જ તત્ત્વવિચારને શાસ્ત્રમાં પ્રશ્નોત્તરરૂપે મૂકવામાં આવ્યો છે. શાસ્ત્રમાં સંયમના પ્રશ્ન વિષે આગળ કહી દેવામાં આવ્યું છે. સંયમના પ્રશ્ન બાદ તપના પ્રશ્ન વિષે કેટલોક વિચાર ગઈ કાલે કર્યો, અને આજે તે ઉપર વિશેષ વિચાર કરવામાં આવે છે. તપનું ફળ બતાવતાં ભગવાને કહ્યું છે કે, તપથી જીવ વ્યવદાન અર્થાત્ કર્મરહિત થાય છે.

તપના ફળ વિષે વિચાર કરતાં પહેલાં તપ એટલે શું? તે વિષે વિચાર કરવો આવશ્યક છે. તપ વિષે કાલે જે કાંઈ કહેવામાં આવ્યું છે તેનો સાર એ છે કે, કર્મોને નષ્ટ કરવા માટે કર્મોને તપાવવાં તેનું નામ તપ છે. તપમાં અનશન તપ પ્રધાન છે. અનશન તપ હોય કે ઊણોદરી હોય અથવા ગમે તે તપ હોય, પણ તે તપ કર્મોને નષ્ટ કરવા માટે હોવું જોઈએ. આજકાલ અનશનને શારીરિક રોગને નષ્ટ કરવાનું એક સાધન પણ માનવામાં આવે છે અને શારીરિક રોગને નષ્ટ કરવા માટે પણ અનશન કરવામાં આવે છે. આ પ્રકારના અનશનને વ્યાવહારિક તપ ભલે કહેવામાં આવે, પરંતુ આ પ્રકારના અનશનની ગણના તપમાં થઈ શકે નહિ. તપમાં તો તે જ અનશનની ગણના થઈ શકે, કે જે અનશન તપ કર્મોને નષ્ટ કરવા માટે કરવામાં આવ્યું હોય !

મેં કાલે કહ્યું હતું કે, જો ઊણોદરી તપ કરવામાં આવતું રહે તો અનશન કરવાની આવશ્યકતા જ ન રહે. આ કથનનો એવો અર્થ નથી કે, અનશન તપ કરનારે ઊણોદરી તપ કરવું ન જોઈએ. પરંતુ એ વ્યાવહારિક દૃષ્ટિએ કહેવામાં આવ્યું હતું કે, રોગને નષ્ટ કરવા માટે જે ઊણોદરી કરે છે તેને અનશન કરવાની જરૂર રહેતી નથી. કર્મોને નષ્ટ કરવા માટે તો ઊણોદરી તપ કરનાર જો અનશન તપ પણ કરે તો તે વધારે સારું છે.

તપ તો તે જ શ્રેષ્ઠ છે, કે જે તપદ્વારા મન, વચન અને કાયાની શુદ્ધિ થાય છે. જે દ્વારા મન, વચન અને કાયાની શુદ્ધિ થાય તે તપ જ વાસ્તવમાં તપ છે. કેટલાક તપસ્વીઓ વધારે ક્રોધી હોય છે. પરંતુ જે ક્રોધ કરે છે તેનામાં હજી તપ નથી એમ કહી શકાય. તપમાં તો ક્રોધને સ્થાન હોવું જ ન જોઈએ અને જે તપમાં ક્રોધને સ્થાન નથી તે તપ જ વાસ્તવમાં તપ છે.

તપમાં અનશન તપ પ્રધાન છે. જૈનશાસ્ત્ર અનશન તપને મહત્ત્વનું સ્થાન આપે છે. મહાભારતમાં પણ અનશન તપ વિષે કહ્યું છે કે:—

**तपो न अनशनात् परम्**

અર્થાત્—અનશન સમાન બીજું તપ નથી. તપ આત્માને બધાં પાપોથી દૂર રાખે

છે. જે તપ કરે છે તે અહિંસાનું પણ પાલન કરે છે; સત્યનું પણ પાલન કરે છે, અદત્તાદાનનું પણ પાલન કરે છે અને તે જ બ્રહ્મચર્ય વગેરેનું પણ પાલન કરે છે. બ્રહ્મચર્યનું પાલન કરવા માટે મનની વૃત્તિઓને વશ કરવી આવશ્યક છે. મનની વૃત્તિઓ બીજાં ઉપાયોથી તો કદાચ વશમાં ન પણ થાય, પરંતુ અનશન તપથી તો મનની વૃત્તિઓ વશમાં આવી જ જાય છે. ગીતામાં પણ કહ્યું છે કેઃ—

**विषया विनिवर्त्तन्ते निराहारस्य देहिनः ।**
**रसवर्ज्यं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्त्तते ॥**

અર્થાત્—અનશન કરવાથી વિષયની વાસના જ નષ્ટ થઈ જાય છે અને જ્યારે વિષયવાસના જ નષ્ટ થઈ જાય છે ત્યારે અબ્રહ્મચર્યની કે બીજાં પાપોની ભાવના જ કેવી રીતે ટકી શકે?

જે તપ કરે છે તેની વાણી પવિત્ર તથા પ્રિય હોય છે, અને જે પ્રિય, પથ્ય અને સત્ય બોલે છે તેનું તપ જ વાસ્તવમાં તપ છે. અસત્ય કે કટુ વાણી કહેવાનો તપસ્વીને અધિકાર નથી. જે વાત સત્ય અને પ્રિય હોય તે જ વાત તપસ્વી બોલી શકે છે. તપસ્વીએ એવી વાણી કદાપિ બોલવી ન જોઈએ કે જેથી બીજાને દુઃખ કે ભય પેદા થાય! તપસ્વીએ તો ભયભીત વ્યક્તિને પણ પોતાની અમૃતવાણીદ્વારા નિર્ભય બનાવવી જોઈએ. જેમકે સંયતિ રાજા ભયભીત થઈ ગયો હતો ત્યારે ગર્દભાલિ મુનિએ તેને કહ્યું હતું કે, હે પૃથ્વીપતિ! તું નિર્ભય થા! ભય ન પામ. તે મુનિ તપોધની હતા એવો શાસ્ત્રનો પાઠ છે. તપોધની બીજાને નિર્ભય બનાવે છે પણ પોતાની વાણીદ્વારા કોઈને ભયભીત બનાવતા નથી.

કોઈ ભયભીત વ્યક્તિને નિર્ભય બનાવતી વખતે તપોધની મુનિ ભયભીત વ્યક્તિનાં અપરાધો તરફ જોતા નથી. તેઓ તો ભયભીતને નિર્ભય કરવાનો જ પ્રયત્ન કરે છે. જો કોઈ તપસ્વીને ગાળો ભાંડે કે માર મારે તો પણ તપસ્વી તે ગાળો ભાંડનાર કે માર મારનારને કટુ વચનો કહી ભયભીત કરતા નથી, પણ તેને પણ અભયદાન આપી નિર્ભય બનાવે છે. તપસ્વીઓ તો બીજાંઓ દ્વારા આપવામાં આવેલાં કષ્ટોને પણ પ્રસન્નતાપૂર્વક સહી લે છે, પણ શક્તિ હોવા છતાં બીજાઓને ભયભીત કરતા નથી. તપસ્વીઓની તો આ જ મોટી વિશેષતા છે. ગજસુકુમાર મુનિમાં શક્તિ હતી છતાં તેમના મસ્તક ઉપર ધગધગતાં અંગારાં મૂકનાર સોમલને વાણીથી પણ ભયભીત કર્યો ન હતો, ઊલટો તેને પરમ સહાયક માની અભયદાન આપ્યું હતું; એટલું જ નહિ પણ ગજસુકુમાર મુનિના ગુરુ ભગવાન નેમિનાથે શ્રીકૃષ્ણને પણ એ જ કહ્યું હતું કે, હે કૃષ્ણ! તે પુરુષ ઉપર ક્રોધ ન કરો કારણ કે તે પુરુષે ગજસુકુમાર મુનિને સહાયતા આપી છે. જો કે સોમલ બ્રાહ્મણે તેમના શિષ્ય ઉપર ધગધગતાં અંગારાં મૂક્યાં હતાં, છતાં ભગવાને તે સોમલ ઉપર ક્રોધ ન કર્યો, તેમ શ્રીકૃષ્ણના ક્રોધને પણ અટકાવ્યો. આ પ્રમાણે તપસ્વીઓ કોઈને ભયભીત કરતા નથી અને જે લોકો ભયભીત હોય છે તેમને પોતાની અમૃતવાણી દ્વારા અભયદાન આપી નિર્ભય બનાવે છે.

કહેવાનો આશય એ છે કે, તપસ્વીની વાણીમાં શુદ્ધિ અને પવિત્રતા હોવી જોઈએ એટલું જ નહિ પણ તેમના મનમાં પણ શુદ્ધિ અને પવિત્રતા હોવી જોઈએ. એમ થવું ન જોઈએ કે, પ્રકટમાં વાણીદ્વારા બીજું કાંઈ કહે અને મનમાં દુર્ભાવના રાખે. જો આ

પ્રમાણે મન અને વાણીમાં એકતા રાખવામાં ન આવે તો તે તપસ્વીનું તપ સારુ નથી. સારું તપ તો તે જ છે, કે જે તપદ્વારા મન શરદઋતુના ચન્દ્રમા સમાન નિર્મલ થઈ જાય. મનમાં જો રજોગુણ કે તમોગુણ હોય તો મન નિર્મલ રહી શકતું નથી. જ્યારે મન રજોગુણ કે તમોગુણમાંથી નીકળી જાય અથવા ત્રિગુણાતીત થઈ જાય ત્યારે સમજવું કે, તે સાચો તપસ્વી છે અને તેનું મન નિર્મલ છે. જ્યારે તપસ્વીનું મન ત્રિગુણાતીત થવાથી નિર્મલ થઈ જાય ત્યારે જ તપસ્વીઓનું તપ ફળે છે અર્થાત્ તે તપનું વ્યવદાન ફળ પ્રાપ્ત થાય છે. જે પ્રમાણે ચન્દ્રમા શીતલતા આપે છે, અને શીતલતા આપવામાં રાજા કે રંકનો ભેદ રાખતો નથી પણ બધાને સમાન માની પોતાનો સૌમ્ય પ્રકાશ બધાને આપે છે, તે જ પ્રમાણે જે મહાત્મા મનમાં કોઈના પ્રત્યે કોઈ પ્રકારનો ભેદ રાખતા નથી પણ બધાને શાન્તિ આપે છે, તે જ કર્મોને નષ્ટ કરી કર્મમુક્ત થાય છે. આ વિષે ગીતામાં પણ કહ્યું છે કેઃ—

**मनःप्रसाद सौम्यत्वं मौनमात्मविनिग्रहं ।**
**भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥**

તપ માનસિક, વાંચિક અને કાયિક એમ ત્રણ પ્રકારનું હોય છે અને જે ત્રણેય પ્રકારનું તપ કરે છે તેનું જ તપ પરિપૂર્ણ છે. પૂર્ણ તપસ્વીનું મન પ્રસન્ન અને શાન્ત રહે છે.

કોઈ ધનેચ્છુક માણસને અનાયાસે જ ધન મળી જાય તો તે કેવો પ્રસન્ન થાય છે! ધનેચ્છુક માણસને માટે જે ધન આનંદદાયક છે તે જ ધન સાધુઓને માટે હાનિકર છે; કારણ કે સાધુઓ દ્રવ્યને હાનિકર માને છે. ચોરનો ભય પ્રાયઃ ધનિકોને હોય છે. રાજા ધનિકોને જ વધારે સતાવે છે પણ તપસ્વીઓને કોઈનો પણ ભય હોતો નથી. આ પ્રમાણે ધન સારી વસ્તુ નથી છતાં ગૃહસ્થોએ ધન રાખવું જ પડે છે. કારણ કે ધન વિના સંસારવ્યવહારમાં કામ ચાલી શકતું નથી. જે પ્રમાણે સંસારવ્યવહારમાં ધનનું હોવું આવશ્યક માનવામાં આવે છે, તે જ પ્રમાણે સાધુઓમાં તપનું હોવું આવશ્યક છે. જે પ્રમાણે ગૃહસ્થોનું ધન રૂપિયા–પૈસા છે તે જ પ્રમાણે સાધુઓનું ધન તપ છે. સાધુ માટે શાસ્ત્રમાં પણ એમ કહ્યું છે કે, अणगारे तवोघणी અર્થાત્ સાધુ તપોધની છે. જે મુનિ તપોધની હોય છે તેનું મન ગંગાના જલ જેવું નિર્મલ હોય છે. ગંગાજલમાં લોકો ગંદકી નાંખે છે તો ગંગા ગંદકીને પણ સાફ કરી નાંખે છે. આ જ પ્રમાણે તપોધની મુનિઓ પણ ગંદા લોકોને પણ સુધારી બંદા અર્થાત્ પરમાત્માના ભક્ત બનાવી દે છે. તપોધનીનું પ્રશાન્ત મુખ જોઈ બીજાઓ પણ શાન્ત થઈ જાય છે. તપોધની મહાત્માઓની પ્રશાન્ત મુખમુદ્રા જોઈ વેરી લોકો પણ પોતાનું વૈર ભૂલી જાય છે. તપોધનીનું મુખ શાન્ત, મન પ્રસન્ન અને વચન મધુર હોય છે. તપસ્વીઓની મુખમુદ્રા ઉપર શાન્તિ અને સૌમ્યનાં ભાવો ટપકતાં હોય છે. આ સૌમ્ય ભાવો જોવા માત્રથી તપસ્વીનું તપસ્તેજ જણાઈ આવે છે. તપસ્વીઓની પ્રશાન્ત મુખમુદ્રા ઉપરથી જ મહાત્મામાં તપાદિની ગુણસંપત્તિ કેટલી છે તેનો ખ્યાલ આવી જાય છે. તપસ્વીઓની તપઃસમૃદ્ધિ કેવી રીતે ખ્યાલમાં આવી જાય છે તેનું વર્ણન શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના વીશમા અધ્યયનમાં આપવામાં આવેલ છે. અનાથી મુનિને જોઈ શ્રેણિક રાજા કહેવા લાગ્યો હતો કે, અહો ! આ મુનિમાં કેવી ક્ષમા ! કેવો ઈન્દ્રિયનિગ્રહ ! કેવું સૌમ્ય ! અને કેવું તપસ્તેજ છે ! રાજાએ અનાથી મુનિની ક્ષમા કે તેમના તપને સાક્ષાત્ જોયાં ન હતાં છતાં

મુનિની મુખમુદ્રા ઉપરથી જ તેમણે અનુમાન કરી લીધું હતું કે, આ મુનિ ક્ષમાવાન્ અને તપસ્વી છે. તપસ્વીનું મુખ હમેશાં સૌમ્ય રહે છે.

તપસ્વી મહાત્માઓ કાં તો સ્વાધ્યાયમાં કે કાં તો પરમાત્માના ધ્યાનમાં મશગૂલ રહે છે, અથવા મૌન રહે છે. તેઓ વિશેષ બોલતા નથી અને જો બોલે છે તો તપને માટે જ બોલે છે, અર્થાત્ બીજાને નિર્ભય બનાવવા માટે જ બોલે છે. જેમકે ગર્દભાલિ મુનિ ધ્યાન-મૌનમાં હતા; પણ સંયતિ રાજાને ભયભીત જોઈ તેને નિર્ભય બનાવવા માટે તેઓ બોલ્યા હતા. આ પ્રમાણે તપસ્વીઓ મનની ગતિને આત્માનો નિગ્રહ કરવામાં જ વાળે છે; બીજા કામોમાં મનનો ઉપયોગ કરતા નથી. તપસ્વીઓમાં ભાવ ઉજ્જવલ હોય છે પણ તેમનાં ભાવો મલિન હોતા નથી. મતલબ કે, જે તપ દ્વારા માનસિક વિશુદ્ધિ થાય તે જ સારૂં તપ છે. કર્મની નિર્જરા કરવા માટે અર્થાત્ વ્યવદાન ફળને પ્રાપ્ત કરવા માટે તપને જીવનમાં સ્થાન આપો તો તેમ કરવામાં કલ્યાણ જ રહેલું છે.

સાધુઓ માટે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

संजमेणं तवसा अप्पाणं भावेमाणा विहरइ ।

અર્થાત્—જે તપસંયમદ્વારા આત્માને ભાવિત કરતાં વિચરે છે તે જ સાધુ છે. વાસ્તવમાં જે તપ અને સંયમદ્વારા આત્માને ભાવિત કરે છે તે જ સાધુ પોતાનું તથા બીજાઓનું આત્મકલ્યાણ સાધી શકે છે.

પહેલાં એ કહેવામાં આવ્યું છે કે, જૈનશાસ્ત્ર ક્રિયાત્મક ધર્મની પ્રરૂપણા કરે છે. આ વાત પણ આ પ્રશ્નથી સિદ્ધ થાય છે. એટલા માટે જે સાધુ-સાધ્વી, શ્રાવક કે શ્રાવિકા પોતાને ભગવાનના શાસનના અનુયાયી માનતા હોય તેમણે તપ તથા સંયમની આરાધના કરવી જોઈએ. આત્માનું કલ્યાણ તપ તથા સંયમથી થાય છે. એટલા માટે મન, વચન અને કાયાથી તપ અને સંયમને પ્રત્યેક જીવનમાં સ્થાન આપવું જોઈએ; કારણ કે તપ તથા સંયમને જીવનમાં અપનાવવાથી જ આત્માનું કલ્યાણ થઈ શકે છે.

કેટલાક લોકો બીજાને કષ્ટ આપવા માટે કે પોતાનો સ્વાર્થ સાધવા માટે પણ તપ કરે છે પણ આવા તપની ગણના આ તપમાં થઈ શકે નહિ. કારણ કે અહીં જે તપનું વર્ણન કરવામાં આવ્યું છે, તે તપ કર્મોને નષ્ટ કરવા માટે જ કરવામાં આવે છે. વાસ્તવમાં સાચું તપ તો તે જ છે, કે જે તપ બીજાઓને કષ્ટ આપવા માટે કરવામાં આવ્યું ન હોય પણ કર્મોની નિર્જરા કરવા માટે જ કરવામાં આવ્યું હોય.

## બોલ ૧ થી ૨૭ મો સમાપ્ત.



નોંટઃ—જામનગર ચાતુર્માસ દરમ્યાન બોલ ૧ થી ૨૭ ઉપર પૂજ્યશ્રીએ જે વ્યાખ્યાનો ફરમાવેલ હતા તે બધાં આ પુસ્તકમાં અત્રે પુરા થાય છે. ત્યાર પછી બોલ ૨૮ થી ૪૮ ઉપર મોરબી ચાતુર્માસમાં વ્યાખ્યાન ફરમાવેલાં, તે વ્યાખ્યાનોનો સંગ્રહ હવે પછી તરતમાં જુદા પુસ્તક રૂપે પ્રસિદ્ધ થશે. (પ્રસિદ્ધ કર્તા).

## મયણુરેહા ચરિત્ર—૫૬

**સંતી સાધ્વી સંયમ ધારી, યહાઁ તો મંચ રહા દ્વન્દ;**
**દુનિયાકા યહ અજબ ફંદ હૈ, જિસમેં હોતા બંધ. ॥ સંતી૦ ૨૨૫ ॥**
**સત્યપ્રિય હોતે હૈં ત્યાગી, ઝૂઠ કા કરતે નાશ;**
**કિસ કારણ યહ યુદ્ધ મંચા હૈ, કહો કારણ તુમ ખાસ. ॥ સંતી૦ ૨૨૬ ॥**
**તુમ ત્યાગી હો મહાસતીજી, મત પૂછો યહ બાત;**
**સુખે સિધાવો જિનગુણ ગાવો, કરો મોક્ષકી બાત. ॥ સંતી૦ ૨૨૭ ॥**

હજારો વર્ષ પહેલાંની આ ઘટના ધર્મકથા દ્વારા તમારી સમક્ષ ઉપસ્થિત કરવામાં આવે છે. આ ધર્મકથા ઐતિહાસિકતા બતાવવા માટે નહિ પણ આત્મકલ્યાણ સાધવા માટે કહેવામાં આવે છે. મયણુરેહા સતીએ જે માર્ગે જઈ પોતાનું તથા બીજાઓનું કલ્યાણું સાધ્યું તે જ માર્ગે જઈ આપણે પણ આપણું તથા બીજાઓનું કલ્યાણ સાધી શકીએ છીએ. જે સતીએ આપણુને આ કલ્યાણનો માર્ગ બતાવ્યો છે તે સતી કેવળ ધન્યવાદને પાત્ર નહિ પણ વંદનાને પણ પાત્ર છે.

નમીરાજ સૈનિકોને કિલ્લો તોડવા માટે ઉત્તેજિત કરવા લાગ્યો તે વખતે કોઈને સ્વપ્નામાં પણ એવો ખ્યાલ ન હતો કે બરાબર આ જ સમયે અહીં કોઈ સાધ્વી આવશે. પણ જ્યારે હૃદયમાં પાપથી બચવાની ભાવના હોય છે ત્યારે ન જાણે ગમે ત્યાંથી તેને અનાયાસે સહાયતા મળી જ જાય છે. આ કથનાનુસાર જ્યારે સૈનિકો કિલ્લો તોડવાની તૈયારી કરી રહ્યા હતા, બરાબર ત્યારે સુવ્રતા સતી એક બીજી સતીની સાથે ત્યાં પહોંચી ગઈ. નમીરાજ સતીને જોઈ આશ્ચર્યપૂર્વક તેમની સામે ગયો અને તેમને વંદના કરી કહેવા લાગ્યો કે, આપ તો વેશથી સંયમધારિણી હો એમ જણાય છે, તો પછી આપનું આ યુદ્ધ સ્થળે આવવાનું કેમ બન્યું ? તે હું જાણવા ચાહું છું. આ યુદ્ધસ્થળ છે. આ યુદ્ધસ્થળ ઉપર ચન્દ્રયશ મને મારવા ચાહે છે અને હું ચન્દ્રયશને મારવા ચાહું છું. આવા યુદ્ધના સમયે સંયમધારીઓએ અત્રે આવવું ઉચિત નથી. વળી જ્યારે કોઈનું લોહી ગરમ થઈ રહ્યું હોય અર્થાત્ આવેશમાં હોય ત્યારે તેને આપવામાં આવેલો ઉપદેશ પણ વ્યર્થ જાય છે. આ સમયે તમારા ઉપદેશની અસર પણ અમારી ઉપર પડે એમ નથી. એટલા જ માટે યુદ્ધ પ્રસંગે સંયમધારીઓ માટે યુદ્ધ સ્થળે જવું નિષિદ્ધ છે. તેમ છતાં આપ અત્રે શા માટે આવ્યા છો એ હું જાણવા ચાહું છું. હું એ સારી રીતે જાણું છું કે, સંયમધારીઓ સત્યપ્રિય હોય છે. સંયમધારીઓ મન, વચન અને કાયાને એક જ યોગમાં પ્રવર્તાવે છે. મનમાં બીજું રાખવું, વચનમાં બીજું રાખવું અને કાયાદ્વારા બીજું કરવું એ તો દુરાત્માઓનું લક્ષણ હોય છે, મહાત્માઓનું એ લક્ષણ નથી. એટલા માટે આપનું આગમન અત્રે શા કારણે થયું છે તે સાચે સાચું કહો !

નમીરાજનું આ કથન સાંભળી મયણુરેહા-સુવ્રતા સતી પોતાના મનમાં કહેવા લાગી કે, આનાં સંસ્કારો તો સારાં છે. આખરે તે મારો જ પુત્ર છે એટલા માટે તેનામાં સારાં સંસ્કારો હોય એ સ્વાભાવિક છે. પણ અત્યારે તે અજ્ઞાનમાં પડેલો છે એ કારણે જ તે પોતાના ભાઈ સાથે લડવા તૈયાર થયો છે. આ પ્રમાણે વિચાર કરતી મયણુરેહાએ નમીરાજને કહ્યું કે, રાજા ! તારું એ કથન બરાબર છે કે, મહાત્માઓ સત્યપ્રિય હોય છે. પણ તમે

ક્ષત્રિય છો એટલા માટે શું તમારે સત્યપ્રિય બનવું ન જોઈએ? શું તમારા માટે અસત્ય વચન બોલવું ઉચિત છે? જો તમારા માટે અસત્ય બોલવું ઉચિત નથી તો અમે પૂછીએ છીએ કે, આ યુદ્ધ શા માટે છેડવામાં આવ્યું છે? આ યુદ્ધ કરવાનું શું કારણ છે?

સતીનો આ પ્રશ્ન સાંભળી નમીરાજ એ વિચારથી સંકોચ પામ્યો કે, હું આ પ્રશ્નનો શો ઉત્તર આપું! હું અસત્ય બોલવા તો ચાહતો નથી અને જો સત્ય બોલું કે, એક હાથીને માટે આ યુદ્ધ થઈ રહ્યું છે તો આ સતી મારા માટે કેવો અભિપ્રાય બાંધશે? મારો ઉત્તર સાંભળી આ સતી અવશ્ય મને એમ કહેશે કે, તમે સામાન્ય અપરાધને માટે તો બીજાઓને દંડ આપો છો અને તમે પોતે એક હાથીને માટે આટલા મનુષ્યોને યુદ્ધમાં મરાવી નાંખો છો. આ શું ક્ષાત્રધર્મને શોભે છે? એટલા માટે સતીના પ્રશ્નનો કાંઈ ઉત્તર ન આપતાં તેમના પ્રશ્નને જ ટાળી દેવો એ જ યોગ્ય છે.

આ પ્રમાણે વિચાર કરી નમીરાજે મયણરેહા સતીને કહ્યું કે, આ તો સંસારનાં ઝગડાઓ છે. સંસારમાં તો આવાં ઝઘડાંઓ ચાલ્યાં જ કરે છે. સંસારત્યાગીઓએ સંસારની વાત પૂછવી જ નકામી છે. એટલા માટે આપ અહીંથી સુખપૂર્વક યથાસ્થાને જાઓ અને મોક્ષપ્રાપ્તિ માટે સંયમની આરાધના કરો.

નમીરાજનું આ કથન સાંભળી સતી પ્રસન્ન જ રહી અને હસતે મુખે કહેવા લાગી કે, રાજન્! તમને યુદ્ધનું કારણ પ્રગટ કરવામાં લજ્જા આવતી હોય એમ જણાય છે અને લજ્જાને કારણે જ તમે આ પ્રમાણે કહી રહ્યા છો! તમે પોતે અજ્ઞાનમાં રહો છો અને અમને પણ અજ્ઞાનમાં રાખવા ચાહો છો. પરંતુ અમે અજ્ઞાનમાં રહીએ એવી નથી. અમે તો તમારા કહ્યા વિના બધી વાત જાણી લઈએ એવી છીએ. અમે એમ કહીએ છીએ કે, તમારામાં અજ્ઞાન છે એ જ કારણે આ બધો અનર્થ થઈ રહ્યો છે. સતીના આ કથનના ઉત્તરમાં નમીરાજે કહ્યું કે, સંભવ છે કે, તમે કહો છો તેમજ હોય! પણ તમે આ વાત તેમને જઈ કહો કે જેઓ પોતાનું અજ્ઞાન દૂર કરવા ચાહતા હોય! સતીઓએ કહ્યું કે અમે તો તમારું અજ્ઞાન દૂર કરવા જ આવ્યા છીએ.

> અજ્ઞાન અંધેરા જગમેં મોટા, જીસસે ભૂલે ભાન;
> સુનો બાત તુમ ધ્યાન લગાકર, જીસસે પાવો જ્ઞાન. ॥ સતી૦ ૨૨૮ ॥

સતીની વાતો સાંભળી નમીરાજ વિચાર કરવા લાગ્યો કે, આ સતી કોઈ સાધારણ સ્ત્રી જણાતી નથી. આ તો કોઈ મહાશક્તિ જણાય છે. એટલા માટે તેમની ઉપેક્ષા કરવી ઉચિત નથી. આ પ્રમાણે વિચાર કરી તેણે સતીઓને કહ્યું કે, જો તમે મને કાંઈ કહેવા જ ચાહો છો તો આપ કહેતા જાઓ. હું તમારી વાતો સાંભળતો જઈશ.

સતીએ કહ્યું કે, રાજન્! અમે અત્યારે તમને વિશેષ ઉપદેશ આપવા આવેલ નથી; પણ કેવળ તમને જ્ઞાનનો પ્રકાશ જ આપવા આવ્યા છીએ. તમારામાં અજ્ઞાન છે એ જ કારણે તમે યુદ્ધ કરવા માટે તૈયાર થયા છો. જો તમારામાં જ્ઞાન હોત તો તમે યુદ્ધનું નામ પણ લીધું ન હોત!

સતીના આ કથનના ઉત્તરમાં નમીરાજે કહ્યું કે, આપ રાજચર્યા જાણતા નથી એટલા જ માટે તમે આ પ્રમાણે કહી રહ્યા છો. સતીએ કહ્યું કે, રાજન્! આ પણ તારું અજ્ઞાન છે

કે તમે અમને રાજ્યચર્યા જાણતા નથી એમ કહો છો. અમે રાજ્યચર્યા જ નહિ પણ તેનું મૂળ પણ જાણીએ છીએ અને એટલા જ માટે તમારી પાસે એમ કહેવા આવ્યા છીએ કે, યુદ્ધ કર્યા બાદ ક્યાંય તમારે પશ્ચાત્તાપ કરવો ન પડે ? નમીરાજે કહ્યું કે, મારે પશ્ચાત્તાપ કરવો પડે એ કદાપિ બની શકે નહિ. ભલે વિજય થાય કે પરાજય થાય પણ ક્ષત્રિયોને યુદ્ધ કરવા વિષે તો પશ્ચાત્તાપ થતો જ નથી. સતીએ કહ્યું કે, ક્ષત્રિયો કેવા દૃઢપ્રતિજ્ઞ હોય છે એ તો હું પણ જાણું છું. હું પોતે પણ ક્ષત્રિય કુળમાં જ પેદા થઈ છું અને રાજમાતા તરીકે રહી છું, એટલે રાજતંત્ર પણ હું જાણું છું. એટલા માટે તમે કેવળ રાજ્યચર્યાનું બહાનું કાઢી યુદ્ધમાં ન પડો, પણ હું જે કાંઈ કહું તે ઉપર ધ્યાન આપો.

નમીરાજ, સતીનું આ કથન સાંભળી આશ્ચર્યચકિત થઈ વિચારવા લાગ્યો કે, આ સતીની વાત સાંભળવી તો જોઈએ. આ પ્રમાણે વિચાર કરી તેણે સતીને કહ્યું કે, આપ એ તો કહો કે હું અજ્ઞાનમાં કેવીરીતે પડેલો છું ? અને તમે એ અજ્ઞાનમાંથી કેવી રીતે બહાર કાઢવા ચાહો છો ?

સતીએ નમીરાજને જવાબમાં કહ્યું કેઃ—

**મૈં હૂઁ તુમ્હારી માતા રાજા, દોનોં મેરે પુત્ર;**
**અથસે ઇતિ તક કહી સતીને, દીક્ષા કે સંયુક્ત. ॥ સતી૦ ૨૨૯ ॥**

હે ! રાજા ! તમે કેવા અજ્ઞાનમાં પડેલા છો એ વાત સાંભળો. તમે અને ચન્દ્રયશ બન્ને ભાઈઓ છો. છતાં તુચ્છ વાતને માટે તમે પરસ્પર એક બીજાને મારી નાંખવા માટે તૈયાર થયા છો. હાથી કોઈ મોટી વાત નથી. જો મોટા ભાઈ એક હાથી લઈ લે તો કેવળ હાથીને માટે મોટા ભાઈ સાથે આ પ્રમાણે યુદ્ધ કરવું ઉચિત નથી.

નમીરાજે કહ્યું કે, તમારી વાત બરાબર છે કે, હાથીને માટે મોટા ભાઈ સાથે યુદ્ધ કરવું ન જોઈએ અને આવશ્યકતા પડે તો મોટા ભાઈને માટે પ્રાણ અર્પવા જોઈએ. પણ ચન્દ્રયશ મોટો ભાઈ ક્યાં છે ? જો તે મારો ભાઈ હોય તો તો યુદ્ધ કરવાનું કારણ જ ન રહેત ! ભાઈને માટે તો સર્વસ્વનો ત્યાગ કરી શકાય છે. રામ જ્યારે વનમાં જતા હતા ત્યારે લક્ષ્મણને વનમાં જવાની જરૂર ન હતી, પણ ભાઈના સંબંધને કારણે જ તેઓ રામની સાથે વનમાં ગયા હતા. પણ અહીં મારે ચન્દ્રયશની સાથે કાંઈ ભાઈ જેવો સંબંધ નથી, કે જેથી તેની સાથે ભાઈ જેવો વ્યવહાર કરવામાં આવે !

સતીએ કહ્યું કે, બસ, આ જ તો તમારું અજ્ઞાન છે. હું હમણાં જ તમારું અજ્ઞાન દૂર કરું છું. સાંભળો ! તમે અને ચન્દ્રયશ સગા ભાઈઓ છો અને હું તમારા બન્નેની માતા છું. ચન્દ્રયશ તમારો મોટો ભાઈ છે અને તમે ચન્દ્રયશના નાના ભાઈ છો. આ પ્રમાણે તમે સગા ભાઈઓ હોવા છતાં કેવળ એક હાથીને માટે મોટા ભાઈને મારવા તૈયાર થાઓ એ ઉચિત કેમ કહેવાય ? જો મોટા ભાઈએ હાથી લઈ લીધો તો તેમણે એમાં શું અન્યાય કર્યો, કે જેથી તમારે તેની સાથે યુદ્ધ ખેડવું પડ્યું ?

સતીનું આ કથન સાંભળી નમીરાજ દિઙ્મૂઢ થઈ ગયો. તે કહેવા લાગ્યો કે, તમે આ શું કહો છો ? તમે મારી માતા છો અને ચન્દ્રયશ મારો ભાઈ છે એ તમે શા આધારે કહો છો ?

નમીરાજના આ કથનના ઉત્તરમાં મયણરેહાએ પોતાનો પરિચય આપવા માટે આદિથી અંત સુધીની પોતાની આત્મકથા કહી સંભળાવી. મયણરેહાએ પોતાનો પરિચય આપતાં નમીરાજનો જન્મ કેવીરીતે, કેવા સંજોગોમાં થયો હતો અને તેને પદ્મરથ રાજા કેવીરીતે મિથિલાનગરીમાં લઈ ગયો હતો વગેરે બધી વાતોનું વૃત્તાન્ત આદિથી અંત સુધી કહી સંભળાવ્યું. નમીરાજ આ વૃત્તાન્ત સાંભળી દિઙ્મૂઢ થઈ કહેવા લાગ્યો કે, તમારા આ કથન ઉપર વિશ્વાસ કેમ કરી શકાય ? હું તો પદ્મરથ અને પુષ્પમાલાનો પુત્ર છું. પણ તમે મને તમારો પુત્ર કહી રહ્યા છો. આ સાંભળી મને તો ઘણું જ આશ્ચર્ય થાય છે. એટલા માટે જ્યાંસુધી મને તમારા કથન ઉપર વિશ્વાસ પેદા ન થાય ત્યાંસુધી તમારા કથનને ઠીક કેવીરીતે માની શકું ?

હવે શું થાય છે તે વિષે હવે પછી આગળ વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૪ કારતક શુદ ૧૫ ગુરુવાર

### પ્રાર્થના

'અશ્વસેન' નૃપ કુલ તિલો રે, 'વામા' દેવીકો નન્દ;
ચિન્તામણિ ચિત્તમેં બસે રે, દૂર ટલે દુઃખ દ્વંદ.
જીવ રે તું પાર્શ્વ જિનેશ્વર વંદ. ॥૧॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

**શ્રી** પાર્શ્વનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પ્રાર્થનાના વિષય પર બોલવાથી મારું ચિત્ત પ્રસન્ન રહે છે, એટલે આ વિષયમાં હું કંઈ ન કંઈ બોલતો રહું છું. યદ્યપિ આ પ્રાર્થના તો ભગવાન પાર્શ્વનાથની છે. તથાપિ ઉંડો ઉતરીને વિચાર કરતાં તેમાં આત્માનું રૂપ બતાવી એમ સમજાવ્યું છે કે, પરમાત્મ સ્વરૂપ આત્મા આ સંસારમાં કેમ ફસાઈ રહ્યો છે ? આમાં એમ દર્શાવ્યું છે કે, આત્માનું રૂપ કેવું છે અને જડનું રૂપ કેવું છે ? 'અમે આસ્તિક છીએ,' અને 'આત્મા છે' એમ કહેવું એ એક વાત છે, અને આત્માનો અનુભવ કરવો એ બીજી વાત છે. આ જ પ્રમાણે આ શરીરમાં 'આત્મા છે' એમ કહેવું એ એક વાત છે અને 'આત્માનો અનુભવ કરવો' એ બીજી વાત છે. આ પ્રાર્થનામાં આત્માનો અનુભવ કરવાનું કહ્યું છે અને એમ બતાવ્યું છે કે, આત્માનો સાક્ષાત્કાર કઈ રીતે થઈ શકે ? આપણામાં જે ભ્રાન્તિ જડ ઘાલી રહી છે તે દુર થાય તો આત્માનો સાક્ષાત્કાર થઈ શકે. વસ્તુતઃ જે નથી તેને માનવું તે ભ્રાન્તિ છે. આ ભ્રાન્તિ આત્મસાક્ષાત્કારનો અવરોધ કરે છે. માટે એ પ્રકારની ભ્રાન્તિને છોડો એટલે આત્મસાક્ષાત્કાર થશે.

આજે કાર્તિક સુદિ પૂર્ણિમાની અસજ્ઝાય હોવાથી સૂત્રનું વાંચન નહિ કરતાં હાલમાં ચર્ચાસ્પદ થઈ પડેલા મુખવસ્ત્રિકાના વિષય પર કેટલાક ભાઈઓની માગણીથી મારા વિચારો દર્શાવું છું.

## મુખવસ્ત્રિકા વિચાર.

મુખવસ્ત્રિકા મુખ ઉપર બાંધીને બોલવામાં તથા ન બાંધીને બોલવામાં શું અંતર તથા લાભાલાભ છે ? એ પ્રશ્ન આજકાલ ચર્ચાનો વિષય થઈ પડ્યો છે. આજકાલ તાત્ત્વિક ચર્ચા તો પ્રાયઃ બંધ થઈ ગઈ છે અને કેવળ મુહપત્તી અને પ્રતિમાવિષયક વિષયો જ ચર્ચાસ્પદ બની ગયાં છે. આ વિષય ઉપર મારે થોડું આજે કહેવાનું છે.

અરિહન્તોએ આ શરીરને સાધનરૂપ માનીને આત્માનું કલ્યાણ કર્યું છે. સંયમ પણ આત્મકલ્યાણનું એક સાધન છે અને શ્રાવકપણું પણ આત્મકલ્યાણનું એક સાધન છે. એ વાત બીજી છે કે, કોઈ સાધનથી ધ્યેયને શીઘ્ર પ્રાપ્ત કરી શકાય અને કોઈ સાધનદ્વારા ધ્યેયને વિલંબથી પ્રાપ્ત કરી શકાય. પરંતુ સંયમ પણ સાધન છે અને શ્રાવકપણું પણ સાધન છે એ વાત નિશ્ચિત છે. જ્યારે શ્રાવકપણું એક સાધન છે અને ધર્મક્રિયા પણ એક સાધન છે તો એ સાધનદ્વારા શું સિદ્ધ કરવું જોઈએ ? આ સાધન આત્મકલ્યાણ માટે છે, રૂપિયા પ્રાપ્ત કરવા માટે નથી. એટલા માટે આ સાધનદ્વારા આત્મકલ્યાણ સાધવું જોઈએ. કેમકે પુદ્‌ગલો પ્રત્યે જેટલો મમત્વભાવ વધારે રાખવામાં આવે તેટલાં પુદ્‌ગલો દૂર જતાં રહે છે. એટલા માટે પુદ્‌ગલો પ્રત્યેનો મોહ છોડી દઈ આ શરીરને આત્મકલ્યાણ સાધવાનું એક સાધન માનો અને તે દ્વારા આત્માનું કલ્યાણ સાધો.

હવે હું મુખવસ્ત્રિકાના મૂળ વિષય ઉપર આવું છું. જો કે, આ વિષય ઉપર ઘણું કહી શકાય એમ છે, છતાં સમયાભાવે થોડામાં જ કહું છું.

કેટલાક લોકો કહે છે કે, "સાધુ થયા બાદ વસ્ત્રો રાખવાની શી આવશ્યકતા છે ? સાધુઓએ તો યથાજાત અર્થાત્ માતાના ઉદરમાંથી જેવા નીકળ્યા હોય તેવા–રહેવું જોઈએ." વળી એમ પણ કહે છે કે જે સાધુ આ પ્રમાણે યથાજાત રહે તે તો આત્મકલ્યાણ સાધનાર સાધુ છે અને જો તેઓ યથાજાત ન રહે તો પછી તેઓ સાધુઓ કેવા ?

આ કથનનો ઉત્તર એ છે કે, જો વસ્ત્રો સાધનરૂપ હોય તો તો વસ્ત્રોને રાખવાં ઉચિત છે, નહિ તો વસ્ત્રોને રાખવાં ઉચિત નથી. શરીરને ટકાવવા માટે ભોજન–પાણી વગેરે આપવામાં આવે છે. એટલા માટે જો એમ કહેવામાં આવે કે, સાધુ થયા છો તો પછી ભોજન–પાણીની શી આવશ્યકતા છે ? તો આ પ્રશ્નના ઉત્તરમાં તમે એ જ કહેશો કે, શરીરની રક્ષા માટે ભોજનપાણીની તો આવશ્યકતા રહે છે. આ પ્રમાણે આત્મકલ્યાણ કરવા માટે જેમ શરીર એક સાધન છે તે જ પ્રમાણે ભોજનપાણી પણ સાધન રહ્યું. પરંતુ જેમ વિશેષ કારણ વિના અનેક ઘેર જઈ ભિક્ષાચરી કરી લેવામાં ન આવે, પણ એક જ ઘેરથી લેવામાં આવે તો એષણાસમિતિનું પાલન થઈ શકતું નથી, તેમ ભોજનપાણી ત્યારે જ સાધનભૂત થઈ શકે છે, કે જ્યારે ભોજનપાણી લેવાની સાથે સાધુપણાનું પાલન કરવામાં આવે. સાધુતાનું બરાબર પાલન કરવા માટે એક ઘેરથી ભોજન પાણી લેવામાં આવતું નથી પણ અનેક ઘેરથી માધુકરી કરી ભિક્ષા લેવામાં આવે છે. ભગવાને ભોજનપાણી લેવા માટે જે વિધિ બતાવ્યો છે તે વિધિ પ્રમાણે એક ઘેરથી નહિ પરંતુ અનેક ઘેરથી ભિક્ષાચારી કરીને જ ભોજનપાણી લઈ શકાય છે.

જ્યારે અનેક ઘેરથી ભિક્ષાચરી કરી ભોજનપાણી લેવાની વિધિ છે ત્યારે અનેક ઘેર જઈ ભિક્ષા લેવા માટે પાત્રનું હોવું આવશ્યક છે. જો પાત્ર ન હોય તો એ દશામાં અનેક પ્રકારનાં સંકલ્પવિકલ્પ થાય એ સ્વાભાવિક છે. ભગવાને કહ્યું છે કે, જો શરીર સંહનન સારું હોય તો તો જિનકલ્પી અવસ્થામાં કરપાત્રમાં ભિક્ષા કરી શકાય છે, નહિ તો કરપાત્રમાં ભિક્ષા કરી શકાતી નથી. જે જિનકલ્પી અવસ્થામાં ન હોય તે કરપાત્રમાં ભિક્ષા કરી શકે નહિ. તેને માટે તો પાત્ર હોવાં આવશ્યક છે. ભગવાને છિદ્રપાણી અને અછિદ્રપાણીનો ભેદ પાડીને કહ્યું છે કે, જેના હાથની આંગળીઓને સીધી કરવાથી વચ્ચમાં છિદ્ર પડી જાય તે વ્યક્તિ જિનકલ્પી થઈ શકે નહિ. પણ તે જ વ્યક્તિ જિનકલ્પી થઈ શકે કે જેના હાથની આંગળીઓને સીધી કરવાથી વચ્ચમાં છિદ્ર રહે નહિ; અને કરપાત્રમાં ભિક્ષા તે જ કરી શકે છે કે જે જિનકલ્પી હોય. ટુંકામાં જે જિનકલ્પી ન હોય તે કરપાત્રમાં ભિક્ષા કરી શકે નહિ.

આ પ્રમાણે જે છિદ્રપાણી છે અને જિનકલ્પી નથી તેને માટે ભગવાને પાત્ર રાખવાની આવશ્યકતા બતાવી છે, કે જેથી તે પાત્રમાં ઘેર ઘેરથી ભિક્ષા પણ લાવી શકાય અને એ રીતે સંયમનું પણ પાલન થાય. ભગવાને તુંબડીનાં, લાકડાંનાં અને માટીનાં એ ત્રણ પ્રકારનાં પાત્રો રાખવાનું વિધાન બતાવ્યું છે. ભગવાને સોના-ચાંદીનાં કે તાંબા-પીત્તળનાં કે જેમનાથી મમત્વ પેદા થાય એવાં પાત્રો રાખવાનું કહ્યું નથી. પણ જે પાત્રોથી મમત્વ પેદા ન થાય એવાં તુંબડીનાં, લાકડાંનાં અને માટીનાં પાત્રો રાખવાનું કહ્યું છે.

જ્યારે પાત્રો રાખવામાં આવે છે ત્યારે ઝોળી વગેરેને માટે વસ્ત્રની પણ આવશ્યકતા પડે એ સ્વાભાવિક છે, અને જ્યારે ઝોળી તથા પાત્ર લઈને સાધુએ ઘેર ઘેર ભિક્ષા માટે જવું પડે ત્યારે તેણે મર્યાદાપૂર્વક જ જવું જોઈએ. મર્યાદા જાળવ્યા વિના તે ઘેર ઘેર ભિક્ષાર્થે જઈ શકે નહિ. એટલા માટે વસ્ત્રો પહેરવાની પણ આવશ્યકતા રહે છે. આ પ્રમાણે સાધુ પ્રત્યેક ઉપકરણ સકારણ જ રાખે છે, નિષ્કારણ એક પણ ઉપકરણ રાખતા નથી. કારણ કે ધર્મનાં પ્રત્યેક ઉપકરણ કોઈને કોઈ સ્વરૂપમાં આત્મ કલ્યાણનાં સાધન હોય છે.

હવે મુહપત્તી વિષે વિચાર કરીએ. મુહપત્તી બે કારણસર રાખવામાં આવે છે. એક તો લિંગને માટે અને બીજું જીવોની રક્ષા માટ. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ-

લોગે લિંગપઓયણં-ઉ० ૨૩-૩૨

અર્થાત્-લોકમાં લિંગનું પણ પ્રયોજન છે. મુહપત્તી એ સાધુતાનું લિંગ છે. 'હું સાધુ છું' એ સમજવા માટે તથા બીજા લોકો પણ 'આ સાધુ છે' એમ જાણે એટલા માટે મુહપત્તી રાખવામાં આવે છે, અને આ પ્રમાણે મુહપત્તી લિંગ છે. તેમ છતાં જ્ઞાનીજનોનું વિશેષ એ પણ કહેવું છે કે, કેવળ આજ માટે મુહપત્તી રાખવામાં આવતી નથી, તેમ કેવળ આજ કારણે મુહપત્તી રાખવી ન જોઈએ. પરંતુ મુહપત્તી રાખવાનો બીજો કોઈ ઉદ્દેશ હોવો જોઈએ. મુહપત્તી શા ઉદ્દેશે રાખવામાં આવે છે એને માટે શ્વેતામ્બરોમાં કોઈ મેઘવિજયજી નામના આચાર્ય થયા છે, તેઓ દિગંબરીઓના તર્કનો ઉત્તર આપતાં 'યુક્તિ પ્રબોધ' નામના ગ્રન્થમાં લખે છે કેઃ-

सन्ति सम्पातिकाः सत्वा : सूक्ष्माश्च व्यापिनोऽपरे ।
तेषां रक्षानिमित्तं च, विज्ञेया मुखवस्त्रिका ॥

મુખવસ્ત્રિકા રાખવાનો શો ઉદ્દેશ છે? એ બતાવતાં મેઘવિજયજી આચાર્ય વાચકની સાક્ષી આપી કહે છે કે, આકાશમાં વિચરતાં ત્રસ અને વાયુકાયિક જીવની રક્ષા માટે મુખવસ્ત્રિકા રાખવામાં આવે છે.

આ પ્રમાણે મુખવસ્ત્રિકા રાખવાનો ઉદ્દેશ લિંગની સાથે જ પહેલા વ્રત—અહિંસાની રક્ષા કરવાનો પણ છે.

લિંગ અર્થાત્ ચિન્હ ગુપ્ત પણ રાખવામાં આવે છે અને પ્રકટ પણ રાખવામાં આવે છે. હવે તમે વિચાર કરીને જુઓ કે, ગુપ્ત લિંગ રાખવું એ સારું છે કે પ્રકટ લિંગ રાખવું એ સારું છે? માનો કે, પોલીસનો એક માણસ પોલીસપટ્ટાને છુપાવીને રાખે છે અને બીજો પોલીસપટ્ટાને પ્રકટ રાખે છે. હવે તમે આ બન્નેમાંથી કોને પોલીસ તરીકે માનશો? જેની પાસે પોલીસપટ્ટો છે તેને જ તમે આ પોલીસનો માણસ છે એમ જલ્દીથી ઓળખી જશો. આ જ પ્રમાણે જ્યારે મુખવસ્ત્રિકા લિંગને માટે છે ત્યારે તેને મુખ ઉપર બાંધવાથી 'આ સાધુ છે' એ વાતની ખબર જલ્દી પડી જાય છે? કે મુખવસ્ત્રિકા મુખ ઉપર ન બાંધવાથી? મુખવસ્ત્રિકા બાંધવાથી જ્યારે 'આ સાધુ છે' એ વાતની ખબર પડે છે તો પછી જો મુખવસ્ત્રિકા મુખ ઉપર બાંધવામાં આવે તો એમાં શો વાંધો છે?

હવે કોઈ એમ કહે કે, મુખવસ્ત્રિકાની આવશ્યકતા હોય તો ભલે હોય પણ તેમાં દોરો નાંખી બાંધવાનું ક્યાં લખ્યું છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, મુખવસ્ત્રિકામાં દોરો નાંખી તેને મુખ ઉપર બાંધવામાં હાનિ શું છે? જો શાસ્ત્રમાં દોરો રાખવાનું વિધાન મળતું નથી, તો સાધુઓ શાસ્ત્રનાં પાનાં વગેરે જે રાખે છે તેને માટે વિધાન ક્યાં મળે છે? જો એમ કહેવામાં આવે કે શાસ્ત્રનાં પાનાં વગેરે તો અશક્તતાને કારણે રાખવામાં આવે છે, તો આ જ પ્રમાણે દોરો પણ અશક્તતાને કારણે રાખવામાં આવે તો તેમાં શું વાંધો છે?

જો એમ કહેવામાં આવે કે, મુહપત્તી ઉપર થૂંક પડે છે એ કારણે તેમાં જીવ ઉત્પન્ન થાય છે: પરંતુ આમ કહેવું એ પણ ઠીક નથી. કારણ કે શાસ્ત્રમાં થૂંકમાં જીવ પેદા થવાનું ક્યાંય લખ્યું નથી, પણ કફમાં જીવ પેદા થવાનું બતાવ્યું છે. આ સિવાય ઉઘાડે મોઢે બોલવાનો તો શાસ્ત્રમાં નિષેધ જ કરવામાં આવ્યો છે. જો ઉઘાડે મોઢે બોલવામાં આવે તો શાસ્ત્ર વગેરે ઉપર પણ થૂંક પડશે; અને જ્યારે ઉઘાડે મોઢે બોલવું નથી પણ મુખ ઉપર મુહપત્તિ રાખીને જ બોલવું છે, તો પછી ભલે મુહપત્તિ મુખ ઉપર બાંધવામાં આવે કે બાંધવામાં ન આવે! બોલવાથી મુહપત્તી તો ભીની થશે જ. એવી દશામાં મુખ ઉપર મુહપત્તી બાંધવામાં અને હાથમાં રાખવામાં અન્તર શું રહ્યું? થૂંકથી જીવોની ઉત્પત્તિ થાય છે એવું શાસ્ત્રમાં ક્યાંય કહેવામાં આવ્યું નથી, પણ કફમાં જીવોત્પત્તિ થવાનું કહેવામાં આવ્યું છે. આમ છતાં જો એમ કહેવામાં આવે કે, આ શરીર જ અશુચિનો ભંડાર છે તો એ દશામાં તો વસ્ત્રો પણ પહેરવાં ન જોઈએ. કારણ કે શરીરમાંથી નીકળતો પરસેવો પણ અશૌચ્ય જ હશે. અને પરસેવાથી વસ્ત્રો તો ભીંજાશે જ, એટલે તેમાં પણ જીવો પેદા થશે. બે ત્રણ કલાક બેસીને જ્યારે વ્યાખ્યાન આપવામાં આવે છે ત્યારે કપડાં પરસેવાથી ભીંજાઈ જ જાય છે. આવી દશામાં તો પછી કપડા જ પહેરવા ન જોઈએ!

ઉપરની વાતોનો ઉપસંહાર કરતાં મેઘવિજયજી કહે છે કે, ઉઘાડે મોઢે બોલવામાં મોઢામાં માખી વગેરે જાય એ તો પ્રત્યક્ષ હિંસા છે જ. આ ઉપરાંત ઉઘાડે મોઢે શ્વાસોચ્છ્વાસ લેવાથી અસંખ્ય વાયુકાયિક જીવોની વિરાધના થાય છે. અને તેથી આ જીવોની રક્ષા માટે જ મુહપત્તી રાખવામાં આવે છે. આ રીતે જ્યારે જીવોની રક્ષાને માટે જ મુહપત્તી રાખવામાં આવે છે ત્યારે દોરો રાખી મુખ ઉપર મુહપત્તી બાંધીને જીવોની રક્ષા કરવી એ શું ખરાબ છે?

યુક્તિપ્રબોધમાં એક એવો તર્ક પણ ઉપસ્થિત કરવામાં આવ્યો છે કે, શ્વાસોશ્વાસ પર્યાય ચતુઃસ્પર્શી હોય છે, એટલા માટે તે દ્વારા અષ્ટસ્પર્શી વાયુકાયના જીવો મરી શકતા નથી. આ તર્કનું ખંડન કરવા માટે યુક્તિપ્રબોધમાં મેઘવિજયજીએ લખ્યું છે કે, અન્તરંગ શ્વાસોચ્છ્વાસ કારણભૂત છે અને તેના કાર્યરૂપ અષ્ટસ્પર્શી શ્વાસોચ્છ્વાસનો વાયુ પેદા થાય છે; અને આ અષ્ટસ્પર્શી વાયુથી વાયુકાયનાં જીવોની હિંસા થાય છે. આની સાક્ષી માટે ટિપ્પણીમાં ભગવતી સૂત્રનો ઉલ્લેખ આપી લખ્યું છે કે, આણપાણ આધ્યાત્મિક અર્થાત્ આંતરિક ક્રિયા છે અને શ્વાસોચ્છ્વાસ બાહ્ય ક્રિયા છે. આ ઉપરથી પણ એ સિદ્ધ થાય છે કે, શ્વાસોચ્છ્વાસથી વાયુકાયનાં જીવોની હિંસા થાય છે, એટલા માટે તે જીવોની રક્ષા માટે મુખવસ્ત્રિકા રાખવી આવશ્યક છે. અન્તરંગ ક્રિયા કારણ અને બાહ્ય ક્રિયા કાર્ય છે એ વાતને સિદ્ધ કરવા માટે તેઓ કહે છે કે, જે ઇન્દ્રિય પર્યાય અન્તર્મુહૂર્તમાં પેદા થાય છે તે ઇન્દ્રિયપર્યાય, પ્રયોગ કરવારૂપ જે સ્થૂલ ઇન્દ્રિયો છે તેમને માટે ઇન્દ્રિય પર્યાય કારણ છે. જે પ્રમાણે સૂક્ષ્મ ઇન્દ્રિય પર્યાય સ્થૂલ ઇન્દ્રિયોનું કારણ છે તે જ પ્રમાણે શ્વાસોચ્છ્વાસ પર્યાય સ્થૂલ શ્વાસોચ્છ્વાસનું કારણ છે. આ પ્રમાણે શ્વાસોચ્છ્વાસનો વાયુ અષ્ટસ્પર્શી છે અને તેથી તે અષ્ટસ્પર્શી શ્વાસોચ્છ્વાસદ્વારા વાયુકાયનાં જીવો મરે છે. આ વાયુકાયનાં જીવોની રક્ષા કરવા માટે મુખવસ્ત્રિકા રાખવી આવશ્યક છે.

હવે કોઈ એમ કહે કે, સાધુઓ માટે તો પ્રથમ વ્રતની રક્ષા માટે મુખવસ્ત્રિકા બાંધવાની ભલે આવશ્યકતા હોય પણ શ્રાવકોએ મુખ ઉપર મુખવસ્ત્રિકા શા માટે બાંધવી જોઈએ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, ભગવતી સૂત્રના સોળમા શતકમાં ગૌતમ સ્વામીએ ભગવાનને એવો પ્રશ્ન પૂછ્યો છે કે, હે ભગવાન! દેવતાના રાજા શક્રેન્દ્ર આદિ જે વચન બોલે છે તે વચન સાવદ્ય છે કે નિરવદ્ય? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, જ્યારે તે લોકો કપડાં વગેરેથી મુખને આચ્છાદિત કરીને બોલે છે ત્યારે તે ભાષા તો નિરવદ્ય છે, અને જ્યારે એમ કરતા નથી ત્યારે તેમની ભાષા સાવદ્ય છે. આ ઉપરથી અત્રે એ વિચારવાનું પ્રાપ્ત થાય છે કે, મુખને આચ્છાદિત કર્યા વિના બોલવાથી જ્યારે શક્રેન્દ્ર વગેરે દેવતાઓની ભાષા પણ સાવદ્ય કહેવાય છે, તો પછી શું આપણી ભાષા સાવદ્ય નહિ હોય? અને એટલા માટે શું શ્રાવકોએ બોલવામાં વિચાર રાખવો ન જોઈએ? જ્યારે સહજ રીતે નિરવદ્ય કાર્ય થઈ શકે છે અને પાપ ટળી શકે છે તો પછી સાવદ્ય કામ શા માટે કરવું જોઈએ?

અહીં શ્રાવકો સાધુઓની સાથે ઉઘાડે મોઢે બોલતાં વધારે જોવામાં આવે છે. શ્રાવકોએ સાધુઓની સાથે તો ઉઘાડે મોઢે બોલવું ન જ જોઈએ. આ જ પ્રમાણે કેટલાક લોકોને સામાયિક વગેરે ધર્મક્રિયા કરતી વખતે મુહપત્તી બાંધવી ગમતી નથી અને ચાર આંગળની મુહપત્તી છોડી દેવામાં આવે તો શું વાંધો છે એમ કહે છે. પરંતુ એમ છે તો

પછી પાંચ હાથની પોતડીનો ત્યાગ શા માટે કરતા નથી? આના ઉત્તરમાં એમ કહેવાય છે કે, ધોતીના ત્યાગથી તો પુરુષ નગ્ન થઈ જાય છે; તો પછી જે રજોહરણ મુખવસ્ત્રિકા લિંગ તરીકે છે અને જે વડે જીવોની રક્ષા થઈ શકે છે તેનો ત્યાગ કરી દેવો તે કેમ ઉચિત ગણાય?

## મયણરેહા ચરિત્ર—૫૭

અનરથ હોતે જબ મૈં જાના, દોનોં ભાઇ કે બીચ;
એક દૂસરેકા હોતા ઘાતી, મચે રુધિરકા કીચ. ॥ સતી૦ ૨૩૦ ॥

નિજ ગુરુણીકી આજ્ઞા લે કે, આઈ તુમ્હારે પાસ;
શાન્તિ સ્થાપના હેતુ હમારા, ઔર નહીં કુછ આશ. ॥ સતી૦ ૨૩૧ ॥

સતી મયણરેહા નમીરાજને કહેવા લાગી કે, રાજન્! સાંભળો, હું અહીં શા માટે અને કેવી રીતે આવી છું! હું ધ્યાનમાં બેઠી હતી ત્યારે મેં જોયું કે, મારા બન્ને પુત્રો પરસ્પર એક બીજાના શત્રુ બની લડી રહ્યા છે. મેં વિચાર્યું કે આ લડાઈ થવાનું કારણ કેવળ અજ્ઞાન જ છે. આ પ્રમાણે વિચાર કરી હું 'હા! અજ્ઞાન! હા! અજ્ઞાન!' એમ કહેતી ગોરાણીની પાસે આવી. ગોરાણીએ કહ્યું કે, આજે અજ્ઞાનની આટલી બધી નિંદા કેમ કરો છો? મેં કહ્યું કે, જો આપની આજ્ઞા હોય તો હું અજ્ઞાનની નિંદા શા માટે કરી રહી છું તેનું નિવેદન કરું. આ સંસારમાં અજ્ઞાનને કારણે ઘણો જ અનર્થ થાય છે અને થઈ રહ્યો છે. અજ્ઞાનને કારણે જ સંસારમાં આગ લાગી રહી છે. જો તમે આજ્ઞા આપો તો અજ્ઞાનને કારણે અત્યારે જે આગ લાગી રહી છે તે આગને શાન્ત કરું! ગોરાણીએ પૂછ્યું કે, આગ કેવી રીતે લાગી રહી છે? અને તમે તે આગને કેવી રીતે શાન્ત કરી શકશો? મેં જવાબમાં કહ્યું કે, મારા બન્ને પુત્રો એકબીજાના શત્રૂ બની પરસ્પર લડી રહ્યા છે, અને તેનું કારણ કેવળ અજ્ઞાન છે. તેઓ એકબીજાને જાણતા નથી અને એ જ અજ્ઞાનને કારણે તેઓ લડી રહ્યા છે. આ યુદ્ધ અજ્ઞાનને કારણે જ થઈ રહ્યું છે અને એટલા જ માટે હું અજ્ઞાનની નિંદા કરી રહી છું. એ અજ્ઞાનને ફેડી યુદ્ધને રોકવામાં આવે અને રક્તપાત થતો અટકાવવામાં આવે એમ હું ચાહું છું.

મારા આ કથનના ઉત્તરમાં ગોરાણીએ કહ્યું કે, તે યુદ્ધ સ્થળ છે એટલા માટે ત્યાં જવું ન જોઈએ. પણ તમારા ગયા વિના તે અજ્ઞાન મટી પણ શકે એમ નથી. કારણ કે તેઓ બન્ને સગા ભાઈઓ છે, એ વાત તો તમે જ જાણો છો. જો કે, શાસ્ત્રમાં સંયમ ધારીને માટે એવા સ્થાનમાં જવું નિષિદ્ધ છે પણ શાસ્ત્રકારોએ ઉત્સર્ગ માર્ગ અને અપવાદ-માર્ગ બન્ને માર્ગો બતાવ્યાં છે. એટલા માટે હું તમને અપવાદરૂપે એવી આજ્ઞા આપું છું કે, તમે ત્યાં જાઓ અને તે પ્રજ્વલિત થતી આગને શાન્ત કરો.

આ પ્રમાણે ગોરાણીની આજ્ઞા લઈ હું અત્રે આવી છું. હું તમારી પાસે બીજી કોઈ પ્રકારની આશા રાખતી નથી. હું તો કેવળ શાન્તિ સ્થાપવાના ઉદ્દેશથી જ આવી છું અને એટલા માટે તમને હું કહું છું કે તમે બન્ને સગા ભાઈઓ છો એમ જાણીને પરસ્પર યુદ્ધ કરવાનું છોડી દો.

પુષ્પમાલા હૈ માતા હમારી, મૈં હૂઁ ઉસકા પૂત;
કૈસે પ્રતીતું બાત તુમ્હારી, આશ્ચર્ય હૈ અદ્ભુત. ॥ સતી૦ ૨૩૨ ॥

'તમે મારા પુત્ર છો' એ સાધ્વીનું વચન સાંભળી નમીરાજ વિચારવા લાગ્યો કે, જોકે આ સાધ્વી ખોટું કહી ન શકે છતાં તેમના કહેવા માત્રથી હું તેમને મારી માતા માનું અને પદ્મરથ અને પુષ્પમાલા કે જેમણે મારું પાલનપોષણ કર્યું છે તેમને પિતામાતા તરીકે ન માનું એ કેમ બની શકે? આ પ્રમાણે વિચાર કરી તેણે સતીને કહ્યું કે, તમે વિસ્તૃત હકીકત આપી હું તમારો પુત્ર છું એમ કથન કર્યું તે ઠીક હોઈ શકે. પણ કેવળ તમારા કથનને પ્રમાણિત માની મારું જેમણે પાલન-પોષણ કર્યું છે તેમને માતા પિતા તરીકે માનવાનું હું કેમ તજી શકું? તમે આજે તો મને પોતાનો પુત્ર કહેવા માટે આવ્યા છો, પણ જો હું તમારો પુત્ર હતો તો પછી મને જન્મ આપી જંગલમાં જ કેમ છોડી ચાલ્યા ગયા હતા? અને જ્યારે તમે મને જંગલમાં છોડીને ચાલ્યા ગયા હતા તેવાને આજે હું કેમ માતા માનું? અને જેમણે મારું પાલનપોષણ કર્યું છે અને આવો યોગ્ય બનાવ્યો છે તેમને હું કેમ ભૂલી જાઉં? તમે તો મને જંગલમાં છોડીને ચાલ્યા ગયા હતા. જો તે વખતે પદ્મરથ રાજા આવ્યા ન હોત અને મારી રક્ષા કરી ન હોત તો મારી શી દશા થાત? આવી સ્થિતિમાં હું તમને માતા કેવી રીતે માની શકું?

સતીએ જવાબમાં નમીરાજને કહ્યું કે, તમે રાજા છો છતાં તમને સ્ત્રીઓના જીવનનો અનુભવ નથી. સ્ત્રીઓને કેવી મુશ્કેલીઓ સહેવી પડે છે એ વાત તો સ્ત્રીઓ જ જાણે છે; તમે એ વાત જાણતા નથી. હું નિર્દય થઈને તમને છોડીને ચાલી ગઈ ન હતી પણ તમને કેવી પરિસ્થિતિમાં હું છોડીને ગઈ હતી એ સ્થિતિ તો હું જ જાણું છું. તે વખતે મારી ઉપર તારી રક્ષાનો ભાર હતો અને શુદ્ધ થવાનો પણ ભાર હતો. હું કાંઈ અશુચિમાં પડેલી રહી શકું નહિ એટલા માટે વિવશ થઈને વૃક્ષ ઉપર ઝોળી બાંધી અને તેમાં તને સુવડાવી હું શુદ્ધ થવા માટે સરોવર ઉપર ગઈ હતી. એ વાત અવશ્ય છે કે, મેં તમારું પાલનપોષણ કર્યું નથી; પણ તમને જન્મ તો મેં જ આપ્યો છે. આ ઉપરથી હું એમ કહેવા ચાહતી નથી કે તમે પુષ્પમાલાને માતા ન માનો પણ એમ કહેવા ચાહું છું કે, તમારી જન્મદાત્રી માતા તો હું જ છું અને પુષ્પમાલા સહાયિકા માતા છે. આ સિવાય હું તમારી પાસે કાંઈ માંગવાની આશાએ તમારી માતા બનતી નથી પણ શાન્તિ સ્થાપવા માટે જ હું એમ કહી રહી છું કે, હું તમારી જન્મદાત્રી માતા છું અને ચન્દ્રયશ તમારો મોટો ભાઈ છે.

સતીનું કથન સાંભળી નમીરાજ વિચારવા લાગ્યા કે, સતીનું કથન તો ઠીક જણાય છે. જે પ્રમાણે કેટલીક માતાઓ પોતાનાં સંતાનોને બહાર ફેંકી દે છે કે જીવતાં જ જમીનમાં દાટી દે છે તે પ્રમાણે નિર્દયતાપૂર્વક આ સતીએ મારો ત્યાગ કર્યો નથી; પણ તેમણે કુલની પ્રથાનું પાલન કરવા અર્થે અશુચિથી શુદ્ધ થવા માટે જ મને છોડીને ગયા હોય એમ લાગે છે. છતાં હું એકદમ એ વાત કેવી રીતે માની શકું કે પદ્મરથ મારા પિતા અને પુષ્પમાલા મારી માતા નથી ત્યારે યુગબાહુ મારા પિતા અને આ સતી મારી માતા છે?

નમીરાજને આ પ્રમાણે અસમંજસમાં પડેલા જોઈ સતીએ કહ્યું કે, રાજા! તમે મારા કહેવા ઉપરથી કે શ્રદ્ધા માત્રથી મને માતા માનો એમ કહેતી નથી, પણ હું તમારી જન્મદાત્રી માતા છું એને માટે પ્રમાણ પણ આપીશ. તમને તો મેં જન્મ આપતાં જ છોડી

દીધાં હતા એટલા માટે તમે તો મને ઓળખી શકો નહિ પણ ચન્દ્રયશને તો મેં જન્મ આપ્યો છે અને તેનું મેં પાલન-પોષણ પણ કર્યું છે એટલે તે તો મને ઓળખે છે. એટલા માટે હું તેમની પાસે જઈ તેમને સમજાવું છું. પરંતુ તમે મને એક વાતનું વચન આપો એ હું ચાહું છું.

**ચન્દ્રયશ યદિ સન્મુખ આવે, પ્રેમ કરનકો રાય;**
**તબ તુમ વૈર તજો મહારાજા, સુનો સીખ સુખદાય. ॥ સતી૦ ૨૩૩ ॥**

સતીએ નમીરાજને કહ્યું કે, હે રાજા! તમે મને એ વચન આપો કે, જો ચન્દ્રયશ તમને મળવા માટે આવે તો તમે તેના પ્રત્યે વેરભાવ નહિ રાખો.

સતીનું આ કથન સાંભળી નમીરાજે કહ્યું કે, તમારું આ કથન બરાબર છે. જ્યારે બધી વાતો સ્પષ્ટ થઈ જશે ત્યારે યુદ્ધ કરવાની આવશ્યકતા જ નહિ રહે.

**નત હો માના વચન સતીકા, સતીજી ચલી સિતાબ;**
**સુદર્શનપુર દ્વારપાલકો, પિછલા કહા બનાવ. ॥ સતી૦ ૨૩૪ ॥**

નમીરાજે કહ્યું કે, તમારા આ કથનથી મને એવો આનંદ થયો છે જેવો આનંદ અંધપુરુષને આંખો મળવાથી થાય છે. જ્યારે ચન્દ્રયશ મને મળવા માટે આવશે ત્યારે હું તેમના પ્રત્યે વેરભાવ શામાટે રાખીશ? અને જ્યારે તે મારા મોટાભાઈ છે અને તેમને માટે મેં બહુ જ કઠોર શબ્દો કહ્યાં છે એવી દશામાં તો તમે કહો તો હું તેમના પગે પડવા તૈયાર છું. જ્યારે મને તમારા વચનો ઉપર વિશ્વાસ છે ત્યારે આ પ્રમાણે કરવામાં વાંધો પણ શું છે?

નમીરાજ પોતાના ભાઈને પગે પડવા તૈયાર થયો છે એ ઉપરથી તમે તમારા વિષે વિચારો કે તમારે શું કરવું જોઈએ? શાસ્ત્રીય દૃષ્ટિએ તો બધા આત્માઓ ભાઈ છે પરંતુ આજે તમે બધાને વ્યવહારમાં ભાઈ માની શકતા ન હો તો જેમને ભાઈ માનો છો તેમની સાથે તો વૈરવિરોધ રાખો નહિ. જો તમે આટલું કરશો તો પણ તમારી ભાવના વિશુદ્ધ થશે અને તમે કલ્યાણ સાધી શકશો.

નમીરાજના કથનના ઉત્તરમાં મયણરેહાએ કહ્યું કે, તમારું આ કથન અને તમારો વિનય બરાબર છે. પરંતુ અત્યારે ચન્દ્રયશની પાસે તમારું જવું ઠીક નથી કારણકે ચન્દ્રયશને શું ખબર કે તમે તેના નાનાભાઈ છો! એટલા માટે તમે હમણાં અહીં રહો. હું હમણાં તેની પાસે જાઉં છું.

બે લાકડાનાં પાટીયાંને પણ પરસ્પર સાંધવાને માટે લાકડાંને છોલવાં કે વેરવાં પડે છે, તો પછી બે વિરોધી રાજાઓની વચ્ચે સુમેળ સાંધવા માટે કેવો પ્રયત્ન કરવો પડે છે એ વાત તો તે સતી જ જાણતી હતી.

હવે સતી સુદર્શનપુરમાં કેવી રીતે જાય છે અને ત્યાં શું થાય છે તે વિષે હવે પછી આગળ વિચાર કરવામાં આવશે.



નોટઃ—ચાતુર્માસ પૂર્ણ થતાં "સમ્યક્ત્વ પરાક્રમ" અધ્યયનના બાકીના બોલો ઉપર વ્યાખ્યાનો બંધ કરી "મયણરેહા ચરિત્ર" ની બાકીની કથા ઉપર બીજા પાંચ વ્યાખ્યાનો ફરમાવી તે કથા પુરી કરવામાં આવી હતી. તેથી આ પુસ્તકમાં હવે માત્ર આ ચરિત્ર પુરતોજ વિષય લેવામાં આવેલ છે.

## મયણરેહા ચરિત્ર—૫૮

સતી સુદર્શનપુર તરફ વિદાય થયા, પરંતુ નગરનો દરવાજો બંધ હતો. દ્વારપાળે કહ્યું કે, આપને માટે અંદર જવામાં વાંધો ન જ હોય પરંતુ અત્યારે યુદ્ધનો સમય હોવાથી દ્વાર ખોલી શકાશે નહીં, માટે આપ અત્યારે પાછા જાવ. દ્વારપાળના એ કથનના જવાબમાં સતીએ કહ્યું કે, વાસ્તવમાં તમારૂં કહેવું ઠીક છે. તમે સ્વામીભક્ત છો એ હું જાણું છું. સતીનું આ પ્રમાણે કહેવું સાંભળી દ્વારપાળે કહ્યું કે, શું આપ મને ઓળખો છો? સતીએ કહ્યું કે, હા હું ઓળખું છું. ત્યારે દ્વારપાળે પૂછયું કે, આપ મને કેવીરીતે ઓળખો છો? સતીએ પોતાની ઓળખાણ આપી કહ્યું કે, હું યુગબાહુની ધર્મપત્ની અને ચન્દ્રયશની માતા છું. આ સાંભળી દ્વારપાળ આશ્ચર્યતાથી કહેવા લાગ્યો કે, આપ તો રાજમાતા કહેવાવ! આપ આવા યુદ્ધના સમયે અત્યારે અહીં કયાંથી આવ્યા? સતીએ કહ્યું કે, સાધુસંતનું કામ જયાં અશાન્તિ હોય ત્યાં શાન્તિ સ્થાપિત કરવાનું છે જેથી હું અત્યારે આ યુદ્ધના સમયે શાન્તિ કરાવવા માટે આવી છું. દ્વારપાળે કહ્યું કે, આપ રાજમાતા છો એ તો ઠીક છે, પરંતુ આ વખતે દ્વાર ખોલવું અને રાજાની મુલાકાત થવી બહુ જ મુશ્કેલ છે. સતીએ કહ્યું કે, હું કોણ છું એ તો તમે જાણી ચૂકયા છો, તો હું કહું છું કે, જેની સાથે યુદ્ધ થઈ રહ્યું છે, તે બીજું કોઈ નહીં, પરંતુ ચંદ્રયશના નાના ભાઈ જ છે.

દ્વારપાળ આ વાત સાંભળીને તો વધારે આશ્ચર્ય પામ્યો અને કહ્યું કે, જો તેમ જ હોય તો, આપ અહિં રોકાઈ જાવ અને હું મહારાજાને ખબર આપું છું. જો કે મુખ્ય દ્વાર બંધ છે, પરંતુ એવા અનેક ગુપ્ત દ્વાર છે, કે તે દ્વારા આપને અંદર લઈ જઈ શકાશે માટે આપ અહિં જ રોકાવ.

સતીને ત્યાં જ રોકાવાનું કહી દ્વારપાળ ચંદ્રયશ પાસે ગયો અને કહ્યું કે, મહારાજા! હું આપની સમક્ષ એક મંગળમય સમાચાર લઈ આવ્યો છું. ચંદ્રયશે કહ્યું કે, આવા યુદ્ધના વખતે તું એવા કયા મંગળમય સમાચાર લાવ્યો છે? દ્વારપાળે કહ્યું કે, જેમ ખેતર સૂકાઈ રહ્યું હોય ને વરસાદ થાય, વળી જેમ છીપનું મ્હોં ખુલે અને સ્વાતિનું પાણી પડે, તે પ્રમાણેના હું મંગળમય સમાચાર લઈ અત્રે હાજર થયો છું. ચંદ્રયશે પૂછયું કે, શું મંગળમય સમાચાર છે, તે તો કહે? શું નમીરાજ નમી પડયા કે શું? આ વખતે તો તેનું નમી પડવું એ જ મંગળમય સમાચાર ગણાય. પરંતુ મને વિશ્વાસ નથી કે તે નમી પડે! સમુદ્ર પોતાની મર્યાદા કદાચ મૂકે અને પૃથ્વી કદાચ આધારહિન બની જાય એ સંભવ ખરો, પરંતુ શત્રુની સામે ક્ષત્રિય પુત્ર નમ્રતા રાખી શકતો નથી. નમીરાજ પોતે જ ચઢાઈ કરી આવ્યા છે, તો પછી તે નમ્ર કેમ બની શકે? ક્ષત્રિનો સ્વભાવ કેવો હોય છે, તે તું જાણે જ છે.

દ્વારપાળે જવાબ આપ્યો કે, ક્ષત્રિઓનો સ્વભાવ વજ્રની માફક કઠોર હોય છે, એ હું જાણું છું. પરંતુ સાથે સાથે એ પણ જાણું છું કે, તેમનો સ્વભાવ ફૂલની માફક કોમળ પણ હોય છે.

પૂજ્ય શ્રીલાલજી મહારાજ કહેતા હતા કે, મનુષ્યે પાણીની માફક નમ્ર થવું પણ ઠીક નથી, તેમ પત્થરની માફક કઠોરતા ધારણ કરવી એ પણ ઠીક નથી, પરંતુ સાકરની માફક

મળી જવું જ ઠીક છે. જેમ પાણી મળવાથી સાકર ગળી જાય છે, તેમ ગુરૂની પાસે તો મનુષ્યે નમ્ર થઈ જવું જોઈએ. પરંતુ ખાંડ જેમ ધાને રૂઝવતી નથી, તેમ દુર્ગુણ પ્રત્યે કડક રહેવું જોઈએ. સીતા રાવણ પ્રત્યે કેવી કડકતાથી રહી હતી? અને રામ પ્રત્યે કેવી નમ્રતા રાખી રહ્યા હતા ?

**ખબર પાય કે ચન્દ્રયશજી, આયે જનની પાસ;**
**હર્ષાતુર હો અશ્રુ બહાતે, બોલે સતી સે ખાસ. ॥ સતી૦ ૨૩૫ ॥**

દ્વારપાળના આ કથનના જવાબમાં ચંદ્રયશે કહ્યું કે, ખરી બાબત શું છે તે કહે. દ્વારપાળે કહ્યું કે, આપ આપના માતુશ્રીને માટે તપાસ કરાવી રહ્યા હતા, જેને માટે આપ ખૂબ શોધખોળ કરાવી અને તેમનો પત્તો ન લાગવાથી, આપ ચિંતાતુર રહ્યા કરતા હતા, તે આપના માતુશ્રી આવ્યા છે અને યુદ્ધને કારણે દ્વાર બંધ હોવાથી બહાર ઉભા રહ્યા છે. દ્વારપાળ પાસેથી આ બિના સાંભળી ચંદ્રયશ ઘણો જ રાજી થયો અને કહેવા લાગ્યો કે, આજનો દિવસ કેવો આનંદમય છે કે, આજ માતુશ્રીનો મેળાપ થશે! પરંતુ તેમને બહાર કેમ ઉભા રાખ્યા ?. તેમને માટે દ્વાર બંધ રહી શકે નહિ; માટે તમે જલદી જાવ અને હું પણ આવું છું.

દ્વારપાળ દરવાજા પાસે આવ્યો. તેણે દરવાજો ઉઘાડી સતીને અંદર આવવા દીધા અને કહ્યું કે, હમણાં જ મહારાજા અહિં આવે છે. સતી નગરમાં આવ્યા એટલામાં જ ચંદ્રયશ પણ આવી પહોંચ્યા.

**ધન્ય ધન્ય હૈ ભાગ્ય હમારા, માતા દર્શન પાય;**
**દાવાનલ પર મેઘવૃષ્ટિ સમ, કૃપા કરી તુમ આય. ॥ સતી૦ ૨૩૬ ॥**
**સંયમ વેશ કિસ કારણ લીના, કૈસે કાલ બિતાય;**
**ગર્ભ કહાં પે રખા માતાજી, મુઝકો દો સમઝાય. ॥ સતી૦ ૨૩૭ ॥**

ચન્દ્રયશ આવ્યા. સતી અને ચન્દ્રયશની મુલાકાત થઈ. તેઓ વ્યવહારિક રીતે માતા-પુત્ર હતા પરંતુ અત્યારે સતી અને ભક્ત તરીકે હતા. જેથી અત્યારે મેળાપ થતાં આનંદનું તો પૂછવું જ શું ? ચન્દ્રયશે સતીને પ્રણામ કર્યા, અને આંસુ ખરવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા કે, મેં આપની બહુ જ તપાસ કરાવી પરંતુ આપનો પત્તો જ ન લાગ્યો. આજનો દિવસ કેવો આનંદમય છે કે આજે અનાયાસે આપની મુલાકાત થઈ. આ પ્રમાણે કહેતા અને રડતા ચન્દ્રયશે સતીને નમસ્કાર કર્યા. સતીએ તેને ધૈર્ય આપી કહ્યું કે, તમે કોઈ વાતનો શોચ ન કરો. તમે ક્ષત્રિય છો, તમારા જેવાને માટે શોચ કરવો એ યોગ્ય નથી.

ચન્દ્રયશે ધૈર્ય રાખી કહ્યું કે, આજ આપના મળવાથી મને બહુ જ આનંદ થયો છે. જેમ દાવાનળ સળગી ઉઠયો હોય એવા સમયે વરસાદ વરસે તો જેવો આનંદ થાય, તેવો જ આનંદ આ યુદ્ધના વખતે આપનો મેળાપ થવાથી મને થયો છે. આપે આ યુદ્ધરૂપી આગથી બળી રહેલાને દર્શન આપી શાન્તિ આપી છે. હું ક્રોધથી બળી રહ્યો હતો. આવા વખતે આપના દર્શનથી મને ઘણી જ શાન્તિ થઈ છે. અત્યારના આનંદનું હું શું વર્ણન કરૂં! હવે હું એ જ પૂછવા માગું છું કે, આપે આ સંયમ વેશ શા માટે ગ્રહણ કર્યો? શું આપને મારા રાજ્યમાં સ્થાન નહોતું ? હું શું એવો નાલાયક હતો કે આપને મારા રાજ્યમાં સ્થાન ન આપત? હવે આપને સંયમ લેવાનું શું કારણ અને આપે આટલો વખત ક્યાં અને કેવી

રીતે વ્યતિત કર્યો એ બધા પ્રશ્નની સાથે સૌથી મુખ્ય પ્રશ્ન એ છે કે, આપના પેટમાં જે ગર્ભ હતો તેનું શું થયું? અને એ મારો ભાઈ ક્યાં છે?

ચન્દ્રયશના પ્રશ્નો સાંભળી સતીએ કહ્યું કે, રાજા! શાન્ત થાવ! અને ધૈર્ય સાથે ચિત્તને સ્થિર કરો એટલે હું તમને, મને આજ સુધીમાં વીતેલ વીતકનું અને ગર્ભનું શું થયું તેમજ સંયમ કેમ લીધો તે જણાવું. જ્યાંસુધી ચિત્તની સ્થિરતા નથી હોતી ત્યાંસુધી એક બાબત ધ્યાનમાં આવતી નથી; માટે ચિત્તને સ્થીર કરો અને શાન્ત થાવ.

ચન્દ્રયશ શાન્ત થઈ બેસી ગયા. રાજમાતા મયણરેહા આવ્યા છે, એ વાત સાંભળી રાજ્યપરિવાર તેમજ નગરના લોકો પણ તે જગ્યાએ આવી પહોંચ્યા. સર્વે લોકો સતીને જોઈ તેમને વંદન કરી કહેવા લાગ્યા કે, આવા કટોકટીના પ્રસંગે સતીનું આગમન બહુ જ આનંદદાયક બન્યું છે. આ વખતે ચન્દ્રયશ અને નમીરાજા આપસ આપસમાં યુદ્ધ કરી રહ્યા છે અને બન્ને એક બીજાને જીતવા ચાહે છે. વિજય કોનો થશે તે તો અનિશ્ચિત બાબત છે, પરંતુ યુદ્ધ કેવું હોય છે તે તો યુદ્ધ સમાપ્ત થયા બાદ જાણી શકાય છે. યુદ્ધ તો થોડાં વખતને માટે હોય છે, પરંતુ યુદ્ધનું પરિણામ ઘણાં લાંબા વખત સુધી ભોગવવું પડે છે. આ કારણે આ સમય દુઃખદાયક છે, પરંતુ આવા વખતે સતીનું આગમન એ ઘણી જ આનંદની બાબત છે.

લોકો આ પ્રમાણે અંદર અંદર કહેવા લાગ્યા. સતીએ સર્વને શાન્ત કરી પોતાનો વૃત્તાંત શરૂ કર્યો:

**કહી કથની સતીને સબ પિછલી, જો તુમ પુર પર આય;**
**વિગ્રહ કરતા રોષ કો ધરતા, વહ હૈ મેરા જાય. ॥ સતી૦ ૨૩૮ ॥**
**સુનકે હર્ષા ચન્દ્રયશજી, ભાઈ મિલને કો ધાય;**
**નમીરાજકો ખબર પડી તબ, ચલકે સામને આય. ॥ સતી૦ ૨૩૯ ॥**
**દોનોં મિલ ગયે ભાઇ પિયારે, આનંદ અંગ ન માય;**
**જય જયકાર સબ મુખસે બોલે, પડે સતી કે પાય. ॥ સતી૦ ૨૪૦ ॥**

સતીએ સવને શાન્ત કરી, પોતાનો વૃત્તાંત કહેવો શરૂ કર્યો. તેઓ કહેવા લાગ્યા કે, યુગબાહુ માર્યા ગયા એ તો આપ સર્વે જાણો છો. મને પુત્ર અને પ્રાણ કરતાં શીયળ પ્રિય હતું. મેં વિચાર્યું કે, જો આ વખતે હું અહિં રહીશ તો જે જેઠે મારા પતિનો ઘાત કર્યો તે મારા માટે મારા ગર્ભની પણ ઘાત કરશે. કેમકે તે વખતે તેઓ વિષયાંધ બની ગયા હતાં, અને વિષયાંધ સ્થીતિમાં એવા કાર્ય બને એ સંભવિત છે. વિષયાંધને વિવેક હોતો નથી. જેથી મેં વિચાર કરી શીયળની રક્ષાને માટે અને ગર્ભના કલ્યાણને માટે ત્યાંથી ચાલ્યા જવું ઠીક માન્યું. અને તે પ્રમાણે હું રવાના થઈ ગઈ.

સતીનું કથન સાંભળી ત્યાં હાજર રહેલા લોકો વિચારવા લાગ્યા કે, અમે તો શીયળની ઉપેક્ષા કરતા હતા, પરંતુ આ તો રાણી પદ પર હોવા છતાં પણ તેમણે આ પ્રમાણે કષ્ટ સહન કરીને પણ શીયળની રક્ષા કરી અને તે કાજે જંગલમાં પણ ચાલ્યા ગયા. આવા સંકટના સમયમાં અને આવી કપરી સ્થિતિમાં એકલા જંગલમાં જવું એ ઘણું જ કઠણ કામ છે. પરંતુ જેને શીલ પ્રિય છે, તેને કોઈ પણ જાતનો ભય નથી. શીલનું પાલન તો આ સતીની માફક નિર્ભય હોય તે જ કરી શકે છે.

સતીએ કહ્યું કે, હું અહિંથી ભાગીને જંગલમાં ચાલી ગઈ. ત્યાં મને પુત્રનો પ્રસવ થયો, પરંતુ તે વખતે ત્યાં મારી મદદે કોઈ નહતું. પછી પ્રસવને કારણે શુદ્ધ થવું જરૂરનું હોઈ, મેં તુરતના જન્મેલ બાળકને એક વૃક્ષની ડાળી સાથે વસ્ત્રની ઝોળી બાંધી તેમાં સુવાડયું ને હું સરોવર તીરે શુદ્ધ થવાને માટે ગઈ. આ વખતે હું વિચારતી હતી કે, પુત્રની રક્ષા કરનાર માતા યાને હું જ છું, પરંતુ સરોવર પર ગયા પછી જે બીના બની તેથી મને વિશ્વાસ આવ્યો કે, કોઈ કોઈની રક્ષા કરી શકતું નથી, પરંતુ દરેક વ્યક્તિ કર્માનુસારે પોતેજ પોતાના રક્ષક છે અને આવી દશામાં પ્રત્યેક વ્યક્તિ સ્વતંત્ર છે.

મેં પોરબંદરથી વિહાર કર્યો ત્યારે મને ગાંધીજીના પરિવારના કાળીદાસભાઈ મળ્યા. તેઓ કહેતા હતા કે, મને ગાંધીજીની આ શિક્ષા યાદ છે કે, હરિજનોની સેવા કરવાવાળા તમે કોણ ? હરિજન સ્વતંત્ર છે. તે તમારી સેવા વગર અસહાય નથી. પરંતુ તમે તમારું કર્ત્તવ્ય સમજી તેની સેવા કરો. અને એમ ન માનવું કે, અમે તેનાપર દયા કરી રહ્યા છીએ. પરંતુ એમ સમજો કે, અમે અમારું કર્ત્તવ્ય પૂર્ણ બજાવી રહ્યા છીએ. કોઈને દુઃખી જોઈ પોતાની શક્તિનો ઉપયોગ કરવો જોઈએ અને બીજાના દુઃખને પોતાનું જ દુઃખ સમજવું જોઈએ. દુઃખી પ્રત્યે અનુકંપા રાખવી જોઈએ. अनुकूलं कम्पनं वेष्टनं इति. अनुकम्पा. બીજાને જે દુઃખ છે તે દુઃખ મને જ છે, એવું જે નથી માનતા અને એ દુઃખ મટાડવાને માટે પોતાની શક્તિનો ઉપયોગ કરતા નથી તેને ધિક્કાર છે. એમ સમજી હરિજનોની સેવા કરો અને એમ ન માનો કે અમે તેના ઉપર ઉપકાર કરીએ છીએ, પરંતુ એમ જ માનો કે, હું મારું કર્ત્તવ્ય બજાવી રહ્યો છું. એવું માની જો તમારી દૃષ્ટિમાં હરિજન સેવા યોગ્ય લાગે તો તેની સેવા કરો.

જ્યાં આ પ્રમાણે માનવામાં આવે છે, ત્યાં શું કોઈ પ્રકારનો ઝગડો રહેવા પામે ? કોઈ દુઃખીને દેખી એમ ન માનો કે, તે પોતાના કર્મ ભોગવી રહ્યો છે, પરંતુ તેનું દુઃખ દૂર કરવું એ જ પોતાનું કર્ત્તવ્ય માનો.

મરણ વખત કેવો દુષ્કર છે, અને તે વખતે કેવી વેદના થાય છે, તે તો તમે નજરે જોઈ શકો છો. કહ્યું છે કે,–घोरा महुत्ता अवलं शरीरं । અર્થાત્–મરણ વખતે બહુ જ કષ્ટ થાય છે, જેથી એ સમય બહુ જ કઠણ છે. એ કઠણ સમયે મરવાવાળો તો કદાચ પોતાના કર્મ ભોગવી રહ્યો હોય છે. પરંતુ તે વખતે આપણું શું કર્ત્તવ્ય છે ? શું તે વખતે મરવાવાળાને વધારે કષ્ટ ઉત્પન્ન થાય એ તમારું કર્ત્તવ્ય છે ? ભલે તમે તે મરવાવાળાને કષ્ટ દેવાનું તો ન ચાહો, તો શું એમ તો ન કહો કે, હવે તમે મૃત્યુ શય્યા પર છો, તો તમારી પાસે જે માલ–મિલ્કત હોય તે બતાવી દ્યો. આ પ્રમાણે પૂછવું અને તેને વધારે દુઃખી કરવો, એ તેનું મૃત્યુ બગાડવા જેવું છે, અને તેથી પોતાની પણ હાનિ થાય છે. આવી અજ્ઞાનતાને લઈ ઘણાંના જન્મ–મરણ ખરાબ થઈ રહ્યાં છે.

સતી મયણરેહા આગળ કહેવા લાગ્યા કે, મને આ બનાવથી એમ જણાયું કે, પ્રત્યેક આત્મા પોતાની સાથે, જે પુણ્યરૂપી ભાતુ બાંધી લાવેલ છે, તેનાથી જ તેની રક્ષા થઈ રહી છે. નિશ્ચયથી અન્ય કોઈ રક્ષા કરી શકતું નથી. મેં મારા બાળકને વૃક્ષની ડાળીએ ઝોળી બાંધી તેમાં સુવાડયું હતું અને હું સરોવર તીરે શુદ્ધિને માટે ગઈ, પાછળથી

મિથીલા નગરીના રાજા પદ્મરથ ત્યાં આવી પહોંચ્યા અને બાળકને એકાલું જાણી રાજ્યમાં લઈ ગયા, અને પોતાની રાણી પુષ્પમાળાને સોંપ્યું. આથી મને ખાત્રી થઈ કે, કોઈ કોઈની રક્ષા કરી શકતું નથી. પછી તે રાજારાણીએ તે મારા બાળકને પોતાના પુત્ર સમાન માની, ઉછેરી તેનું નામ નમીરાજ પાડયું. અને આજે ચંદ્રયશ જેને પોતાનો શત્રુ સમજી, તેની સાથે લડવા તૈયાર થયા છે, તે બીજું કોઈ નહીં, પરંતુ મારો જ પુત્ર છે અને ચંદ્રયશનો નાનો ભાઈ છે.

સતીની આ કથની સાંભળી ચંદ્રયશ ઘણાં જ રાજી થઈ કહેવા લાગ્યા કે, ઓહો ! આ તો નમીરાજ મારા ભાઈ છે ! મેં તેની સાથે એક હાથીને માટે અજ્ઞાનતાને કારણે ઘણો જ વિગ્રહ મચાવ્યો. પરંતુ હવે હું ભાઈને માટે હાથી તો શું પણ મારૂં મસ્તક પણ આપવાને તૈયાર છું. હું મારા ભાઈને મળવાને માટે આતુર થઈ રહ્યો છું.

સતીએ ચંદ્રયશને કહ્યું કે, જરા ખમો અને હું જે કાંઈ કહું તે સાંભળો. તમે મને સંયમ કેમ લીધો એવો બીજો પ્રશ્ન કરેલ તેના ખુલાસામાં જણાવવાનું કે, જો મેં સંયમ લીધો ન હોત તો શું આજે આ યુદ્ધ બંધ રખાવવાને માટે અહીં હું આવી શકત ? મેં સંયમ ગ્રહણ કરી જ્ઞાન મેળવી અનેક વાતોનો અનુભવ કર્યો છે. જ્યારે તમો બન્ને ભાઈઓ વચ્ચેના યુદ્ધની ખબર મને જ્ઞાનથી પડી ત્યારે હું ગોરાણીની આજ્ઞા લઈ આ વિગ્રહ શાંત કરવાને માટે આવી. અહીં આવતા પહેલાં હું પ્રથમ નમીરાજને મળી હતી. મેં તેને સર્વ બાબતથી વાકેફ કર્યો કે તુરત તે તમને મળવાને માટે આતુર થઈ રહેલ છે. નમીરાજ તમને મારવાને અને તમે નમીરાજને મારવાને આતુર થઈ રહ્યા હતા. પરંતુ હવે જુઓ કે, નમીરાજ તમને કેવી રીતે મળે છે ! આ યુદ્ધનું મુખ્ય કારણ અજ્ઞાનતા જ છે; માટે તે અજ્ઞાનને દૂર કરવું જોઈએ.

ચંદ્રયશે કહ્યું કે, ખરી રીતે યુદ્ધનું કારણ અજ્ઞાનતા જ છે. નમીરાજ મારા ભાઈ છે એ મને માલુમ જ નહીં, નહીંતો હું તેને હાથી તો શું, પણ સર્વસ્વ આપી શકું. લોકો કહેવા લાગ્યા કે, ચંદ્રયશને માટે એ જ ઉચિત છે કે, પ્રથમ નમીરાજને મળે કે જેથી કલેશ મટે અને નમીરાજને અહીં સુધી આવવું ન પડે. તે લડવાને માટે આવે તે પહેલાં જ નમીરાજને મળી જવું જોઈએ.

યુદ્ધ કરવાવાળાને તો યુદ્ધ પ્રિય હોય છે, પરંતુ જે યુદ્ધ કરતા નથી તે તો એમ જ ચાહે કે યુદ્ધ બંધ થાય. તે પ્રમાણે પ્રજા પણ એમ ઇચ્છવા લાગી કે, ચંદ્રયશે તુરત જ નમીરાજને મળવા જવું જોઈએ. લોકોનું આમ કહેવું સાંભળી ચંદ્રયશ ઉભા થયા અને સતીને કહ્યું કે, હવે હું ભાઈને મળવાને માટે જઉં છું. હું આપને આ વખતે વંદન કરતો નથી, પરંતુ બે હાથને બદલે ચાર હાથ થશે, એટલે હું ભાઈની સાથે આવીશ ત્યારે વંદન કરીશ. હું એમ વર્તું ત્યારે જ આપનો સુપુત્ર ગણાઉં.

એ પ્રમાણે કહી ચંદ્રયશ જ્યાં નમીરાજ હતા ત્યાં આવ્યા. નમીરાજને પણ ખબર મળી અને નગરનો દરવાજો ક્યારે ઉઘડે અને ચંદ્રયશ ક્યારે આવતા જણાય, તેની રાહ જોવા લાગ્યા. ચંદ્રયશને આવતા જોયા કે તુરત તે હુલ્લાસ ભેર ઉઠી ચંદ્રયશની સામે ગયો અને બન્ને ભાઈ મળ્યાં. સહોદરના અરસપરસ મળવાના એ વખતના આનંદનું વર્ણન થઇ શકે તેમ નથી;

ચંદ્રયશને મળતાં નમીરાજ કહેવા લાગ્યા કે, આપ મારા ભાઈ છો એ મને ખબર નહિ, જેથી મેં આપને અયોગ્ય શબ્દો કહેવરાવી એક હાથીને માટે આપની સાથે યુદ્ધ કર્યું. આથી નીતિકાર એ જ કહે છે કે, દરેક બાબતમાં બોલતા પહેલાં બહુ જ વિચાર કરવો જોઈએ. પરંતુ મેં આપ પ્રત્યે બોલવામાં કોઈ જાતનો વિચાર કર્યો નથી, આથી હું જ હલકો બન્યો છું. સતીની કૃપાને લઈ મારો ભ્રમ દૂર થયો અને હું પાપથી બચ્યો.

નમીરાજનું આ કહેવું સાંભળી ચન્દ્રયશ કહેવા લાગ્યો કે, આમાં તમારે કાંઈ પશ્ચાત્તાપ કરવાની જરૂર નથી. અપરાધ તો મારો જ છે. મેં તમારો હાથી બાંધી રાખ્યો. તમે તો નીતિનો ઉપયોગ કરી દૂતને મોકલ્યો. પરંતુ મેં અભિમાનને વશ બની એમ કહેવરાવ્યું કે, જે હાથીને છોડાવી શકે નહીં તે રાજ્ય કેવી રીતે સાચવી શકે ! આ જોતાં અપરાધ મારો જ ગણાય, તમારો બીલકુલ અપરાધ નથી.

જ્યાં આ પ્રમાણે એકબીજા પોતાનો અપરાધ કબૂલ કરે ત્યાં લડાઈનું કારણ જ ક્યાં રહે ? લડાઈનું કારણ તો બીજાનો અવગુણ ખોળી કાઢવો અને બીજાને અપરાધી બનાવવો એ જ હોય છે. બન્ને રાજા વચ્ચે પ્રથમ એક બીજાના અવગુણ જોવાના કારણે જ ક્લેશ ઉત્પન્ન થયો. પરંતુ હવે જ્યારે એક બીજાના ગુણ જ જોવા લાગ્યા ત્યારે લડાઈનું કારણ જ ન રહ્યું. આ પ્રસંગે ભોજરાજાના ચરિત્રમાં આવેલ એક વાત જણાવું છું.

એક ગરીબ દરિદ્ર બ્રાહ્મણ હતો. તેના ઘરમાં તેની માતા અને પત્ની હતાં. તે ભીખ માગી લાવવાનું પસંદ કરતો નહીં હોવાથી, કોઈ બોલાવી જે આપે તે લેતો. એવી રીતે તે બ્રાહ્મણ અયાચક વૃત્તિથી દિવસો વ્યતિત કરતો હતો. આવાઓની જ કસોટી થાય છે, અને તેથી એ ત્રણે જણાં કષ્ટ ભોગવી રહ્યાં હતાં.

એક દિવસ તે બ્રાહ્મણ દરેક ઠેકાણે ફર્યો, પરંતુ કોઇએ તેને કાંઈ પણ આપ્યું નહીં. આખો દિવસ ફરી સાંઝે તે ઘેર આવ્યો. તેનું મગજ સ્થીર નહોતું. ઘેર આવી પોતાની સ્ત્રી પાસે ખાવાનું માગ્યું. સ્ત્રી પણ ભૂખી જ બેસી રહી હતી, ને તેથી તે ક્રોધાતુર થઈ રહી હતી. તેની પાસે ખાવાનું માગતાં તેણીએ કહ્યું કે, હું ક્યાંથી આપું ? બ્રાહ્મણે કહ્યું કે, હું રોજ લાવીને આપું છું, તો આજ તું ન આપી શકે ? તો પછી સ્ત્રી શેની ? તું તો કર્કશા છે. સ્ત્રીએ કહ્યું કે, સ્ત્રીનું પેટ ભરવાની શક્તિ ન હોય તો તમારા જેવા માણસો લગ્ન શા માટે કરતા હશે ? આ પ્રમાણે એક બીજાના અવગુણ જોવા લાગ્યાં. તે એટલે સુધી કે, બ્રાહ્મણ પોતાની સ્ત્રીને મારવા લાગ્યો અને તેથી તેનું માથું ફુટી ગયું. બ્રાહ્મણી ચીડાઇને બોલી કે, એક તો ખાવાનું આપતો નથી ને ઉપરથી માર મારે છે, અને કહે છે કે, મને ખાવાનું લાવીને આપ. પણ હું ક્યાંથી લાવીને આપું ?

આ પ્રમાણેના ઝગડાને લઈ, પોલીસે આવી બ્રાહ્મણને પકડી લીધો. પોલીસે પકડયા પછી બ્રાહ્મણે વિચાર્યું કે, આ તો મેં ખોટું કર્યું. તેને ખાવાનું લાવીને આપવું એ મારી ફરજ હતી. છતાં તેમ નહીં કરતાં મેં તેને માર માર્યો, એ મારી ભૂલ ગણાય. પણ હવે આ બાબત આગળ ન લંબાય તેમ મારે વર્તવું જોઈએ.

બ્રાહ્મણને અદાલતમાં લઈ જઈ ઉભો કરવામાં આવ્યો. માજીસ્ટ્રેટે પુછવાથી બ્રાહ્મણે કહ્યું કે, મારા કેસનો ફેંસલો આપ નહિ પરંતુ ભોજરાજા જ આપી શકશે. બ્રાહ્મણને

ઘણું સમજાવ્યો, પરંતુ તેણે તો ગમે તેમ કરો પરંતુ હું મારી સઘળી બીના ભોજરાજાની સમક્ષ જ કહીશ, એમ કહ્યું. છેવટે તેને ભોજરાજા સમક્ષ લઈ જવામાં આવ્યો. ભોજરાજા ન્યાયાસન પર બિરાજમાન થયા, કે પહેલો જ કેસ બ્રાહ્મણનો રજુ કરવામાં આવ્યો. પોલીસે જાહેર કર્યું કે, આ બ્રાહ્મણે પોતાની પત્નીને બહુ જ નિર્દયતાથી મારેલ છે. ભોજરાજાએ બ્રાહ્મણને તેમ કરવાનું કારણ પૂછયું. બ્રાહ્મણે કહ્યું કે, હું બ્રાહ્મણ નહિં પણ ચાંડાળ છું. જેનામાં અહિંસા, સત્ય વિગેરે ગુણ છે તે જ બ્રાહ્મણ છે. હું તે ગુણ સહિત છું. જેથી ચાંડાળ છું. રાજાએ કહ્યું કે, ગમે તે હોય, મારે તો ચાંડાળનો પણ ન્યાય કરવો પડે છે. માટે પત્નીને માર મારવાનું કારણ શું તે જણાવ. બ્રાહ્મણે કહ્યું કે, રાજા! એ સંબંધમાં કહેવાનું કે,

**अम्बा तुष्यति न मया न स्नुषया सापि न अम्बया न मया।**
**अहमपि न तया न तया वद राजन् कस्य दोषोयम् ॥**

અર્થાત—હે રાજા! મારા ઘરમાં હું, મારી માતા અને મારી પત્ની એમ ત્રણે જણ છીએ. મારી માતા એવી છે કે, તે મને કદી એકપણ મીઠા શબ્દથી બોલાવતી નથી. તે જ્યારે બોલે ત્યારે હૃદયમાં આગ સળગે એવું બોલવાની સાથે, તું મરી કેમ ન ગયો, તેં મને કદી પેટ પૂર્ણ ખાવા ન આપ્યું એમ કહે છે. તે મારા પ્રત્યે જ આમ વર્તે છે એમ જ નહિં, પણ મારી પત્ની પ્રત્યે પણ એમ જ વર્તે છે અને તેથી મારી પત્ની પણ મારી માતા પ્રત્યે એવો જ વ્યવહાર ચલાવે છે. આ પ્રમાણે એ બન્નેમાં ઝગડો રહ્યા કરે છે. વળી એ બન્નેની સાથે હું પણ એમ જ વર્તું છું. હું મારી માતાને કહું છું કે, તું જ દુષ્ટ છે. તું ન હોત તો મારો જન્મ જ ક્યાંથી થાત, અને આ પ્રમાણે કષ્ટ ભોગવવું ન પડત. આ પ્રમાણે મારી માતા અને પત્નીની સાથેના ઝગડાને લઈ મારે આપની સમક્ષ આવવું પડ્યું છે. હવે આપ નિર્ણય કરો કે આમાં અપરાધ કોનો? અને જે કોઈ અપરાધી જણાય તેને શીક્ષા કરો.

રાજા ભોજે આ બાબત પર બહુ જ વિચાર કરી ભંડારીને બોલાવ્યો, ને કહ્યું કે, આ બ્રાહ્મણને એક હજાર સોના મહોર આપો. ભંડારીએ કહ્યું કે, આથી તો ગજબ જ થઈ જશે. સ્ત્રીને મારવાથી હજાર સોના મહોર મળે તો તો ઘણાં લોકો તેમજ વર્તશે. રાજાએ કહ્યું કે, ત્યારે તેને શું દંડ દેવો જોઈએ? ખરી રીતે તેના ઘરમાં દરિદ્રતા છે તે જ અપરાધી છે અને દંડને પણ તે જ લાયક ગણાય. દરિદ્રતાને લઈને જ આ ઝગડો થાય છે. રાજા તરિકે મારે એ ઝગડો મટાડવો જોઈએ કે વધારવો જોઈએ? તેનો દંડ કરવાથી અગર તે જેલમાં મોકલવાથી ઝગડો મટશે નહીં, પરંતુ વધારે થશે. તેણે દરિદ્રતાના કારણે જ પોતાની પત્નીને મારેલ છે, અને ભૂખને લઈ જે અપરાધ થાય તેમાં રાજાની જ કસૂર ગણાય. જો આવા કામમાં હું ધનનો વ્યય ન કરૂં તો તે ધન શા કામનું? છતી શક્તિએ જો કોઈ આવો અપરાધ કરે તો તેને શિક્ષા આપવી એ મારી ફરજ છે.

રાજાની હકીકત સાંભળી સર્વ પ્રસન્ન થયાં. ભંડારીએ બ્રાહ્મણને એક હજાર સોના મહોર ગણી આપી. રાજાએ બ્રાહ્મણને કહ્યું કે, જેનો અપરાધ હતો તેને મેં શિક્ષા આપી છે, હવે સાવધાનતાથી રહેવું. બ્રાહ્મણ વિનય સાથે રાજાને આશીર્વાદ આપી વિદાય થયો.

ઘેર જાય ત્યાં પોતાની માતા અને પત્ની લડી રહ્યાં હતાં. મા કહી રહી હતી કે, આજે મારો દીકરો ઘેર આવ્યો ત્યારે કાંઈ ખાવાનું નહીં મળવાથી તે દુઃખી થઈ રહ્યો હતો, તે વખતે જો તેં તેને મીઠા શબ્દથી બોલાવ્યો હોત તો ઝગડો થાત નહીં ને તેને પોલીસ પકડી જાત નહીં! જવાબમાં વહુ કહી રહી હતી કે, એ સર્વ અપરાધ તમારો જ છે. તમે એવા પુત્રનો જન્મ આપ્યો કે, મને ખાવાનું તો આપતો નથી ને ઉપરથી માર મારે છે. શું બીજાની દીકરીને માર મારવાને માટે જ લાવવામાં આવે છે? તમે તમારા દીકરાને માર મારતો પણ અટકાવ્યો નહીં.

આ પ્રમાણે બન્ને વચ્ચે બોલવાનું ચાલી રહ્યું હતું એ જ વખતે પેલો બ્રાહ્મણ એક હજાર મહોરો લઈ ઘેર આવી પહોંચ્યો. બન્નેએ બ્રાહ્મણને આવતો જોયો. તે વખતે મહોરનું ચલણ ચાલતું હતું. એટલે ખંભાપર પોટકીમાં ગોળ ગોળ વજન જોઈ મહોર સમજી માએ વિચાર્યું કે, છોકરો ભૂખ્યો છે અને વજન ઉપાડી આવે છે, તો હું લઈ લઉં. ત્યારે વહુએ સાસુને કહ્યું કે, તમે વૃદ્ધ છો માટે બેસો, હું જ લઈ લઉં છું. એ કામ અમારૂં જુવાનનું છે. જવાબમાં સાસુએ કહ્યું કે, તારા માથામાં ઈજા થઈ છે, માટે તું બેસ. હું જ લઈ લઉં છું. વહુએ કહ્યું કે, એમાં શું? ધણીનો માર તે તો ઘીની નાળ બરાબર છે, માટે તમે બેસો. આમ કહી વહુ ઉઠી. બ્રાહ્મણે કહ્યું કે, હે પ્રિયે! તમે બેસો. મેં તમારી સાથે બહુ જ અન્યાય કર્યો છે, એટલું કહ્યાં છતાં પણ પત્ની ઉઠી ને વજન ઉચકી લઈ બોલી કે, એ તો આપની કૃપા ગણાય.

ઘરમાં જઈ પોટલી છોડતા તેની અંદર સોના મહોરો નીકળી, તે જોઈ સાસુ–વહુ પ્રસન્ન થયાં. મા કહેવા લાગી કે, મેં પાપિણીએ મારા પુત્રને ઘણાં જ ન કહેવાના શબ્દો કહ્યાં. પરંતુ તે કેટલો સહનશીલ કે બધું સહન કર્યું. બેટા! મેં બહુ જ અપરાધ કર્યો છે. બ્રાહ્મણ કહેવા લાગ્યો કે, માતા! આપની તો મારા પર ઘણી જ કૃપા કે મેં તમને ખાવાનું લાવી ન આપ્યું, છતાં પણ ઘરમાંથી કાઢી ન મુક્યો! એટલામાં પત્નીએ આવી કહ્યું કે, આપ બન્નેમાંથી કોઈનો અપરાધ નથી, ફક્ત મારો જ છે. હું જ દુર્ભાગિ છું. પરંતુ મારૂં માથું ફૂટવાથી મારા સર્વ પાપની નાસ્તિ સાથે સર્વ સ્થિતિ બદલાઈ ગઈ.

બ્રાહ્મણે કહ્યું કે, આપણે ભોજરાજાને આશીર્વાદ દેવો જોઈએ કે, તેમણે રોગને જાણી તેને દૂર કરવાને માટે આ સોના મહોરો આપી છે. તેમણે જેનો અપરાધ હતો તેને દંડ આપ્યો છે. હવે આપણે સારી રીતે વર્ત્તવું જોઈએ અને અંદરો અંદર ઝગડા ન થાય તેમ રહેવું. નહિં તો રાજા ભારે દંડ કરશે. હવે આપણે એવી રીતે રહેવું કે જેથી રાજા ખુશી થાય. હવે હું આ ધનને લઈ સારી રીતે ઉદ્યોગ કરી શકીશ અને આપણે ત્યાં આવતાં અતિથિનું યથાયોગ્ય સન્માન પણ કરી શકીશ.

મતલબ એ જ કે, પ્રથમ આ લોકો એકબીજાના અવગુણ જ જોયા કરતાં હતાં જેથી ઝગડા થતા હતા. પરંતુ હવે એકબીજાના ગુણ જ જોવાથી ઝગડા મટયા અને શાન્તિ થઈ. આ પ્રમાણે નમીરાજ અને ચંદ્રયશ પ્રથમ તો એકબીજાના અવગુણ જ જોતાં હતાં, જેથી ઝગડા થતા હતા. પરંતુ હવે ગુણ ગ્રાહક બનવાથી બન્ને ભાઈ આનંદથી મળ્યાં, સર્વ લોકો જય જયકાર બોલવા લાગ્યા, અને સતીના પગમાં પડ્યાં.

## મયણરેહા ચરિત્ર—૫૯

લૌકિક અને લોકોત્તર આર્ય સંસ્કૃતિને જાણવાવાળી સતી મયણરેહાએ પોતાના બન્ને પુત્રો, કે જે એકબીજાના શત્રુ થઈ રહ્યા હતા તેમનો આ પ્રમાણે મેળાપ કરાવી આપ્યો. બન્ને યુદ્ધ કરી એક બીજાને મારી નાંખવાને માટે તૈયાર થઈ રહ્યાં હતા. વિજય કોનો થાત તે તો નિશ્ચયતાથી કહી શકાય નહીં. પરંતુ યુદ્ધથી કેવું નુકશાન થાય છે, તે યુદ્ધ થઈ રહ્યા પછી જાણી શકાય છે. યુદ્ધને લઈ અનેક બાળાઓ વિધવા બને છે, અનેક બાળક અનાથ થઈ જાય છે, લોકોનો વ્યાપાર ઉદ્યોગ નષ્ટ થઈ જાય છે, અને એ પ્રમાણે અનેક રીતે હાનિ થઈ રહે છે. સતીએ યુદ્ધ બંધ કરાવ્યું અને બન્ને ભાઈનો મેળાપ કરાવી આપ્યો તે વખતે કેટલો આનંદ થયો હશે તેનું વર્ણન થઈ શકે તેમ નથી.

**દિયા બોધ સતીને હિતકારી, સુનો સુનો તુમ રાય;**
**અજ્ઞાનવશ તુમ ભાન ભૂલતે, દોનો મહા દુઃખ પાય. ॥ સતી૦ ૨૪૧ ॥**
**એક હાથી કે કારણે દેખો, નિજકો બૈઠે ભૂલ;**
**પૂજનીક પર ધાવાં કરતા, તુચ્છ કો કરતા તૂલ. ॥ સતી૦ ૨૪૨ ॥**
**મનકો વશ નહીં કરને સે, નૃપ જીવ ભમે ભવમાંય;**
**પૂજ્ય ગુણોંકા ઘાતક બનકર, ભવ ભવમેં દુઃખ પાય. ॥ સતી૦ ૨૪૩ ॥**

જ્યારે નમીરાજ અને ચન્દ્રયશ એકબીજાને મળ્યા હશે ત્યારે તે બન્નેની દૃષ્ટિમાં કેવો ભાવ આવી ગયો હશે? જો કે આંખો પણ તે જ છે, શરીર પણ તે જ છે અને હૃદય પણ તે જ છે, છતાં પણ ભાવમાં કેવું પરિવર્તન થઈ જાય છે? શરીરના સંચાલક રૂપ હૃદય છે. અને હૃદયનો ભાવ બદલાતાની સાથે સર્વ કાર્ય બદલાઈ જાય છે. આ ન્યાયે એ બન્નેના હૃદયનો ભાવ બદલાઈ ગયો હતો, અને પ્રથમ જે એક બીજાને શત્રુ માનતા હતા, તે હવે એકબીજાને ભાઈ માનવા લાગ્યા.

હૃદય બદલાતા બન્ને ભાઈ કહેવા લાગ્યા કે, આપણે સંસારમાં ઘણી વખત ભાઈ બન્યા હઈશું અને આ પ્રમાણે અજ્ઞાનને લઈ એકબીજાના શત્રૂ પણ થઈ રહ્યા હોઈશું. પરંતુ આ વખતે, આ સતીના પ્રતાપથી આપણું અજ્ઞાન દૂર થયું, અને આપણે શત્રુ બની જે કરવા ધારતા હતા તેનો ત્યાગ કરી અંદરોઅંદર મળી ગયા. આ કેવો આનંદનો વિષય ગણાય?

આ પ્રમાણે કહી, બન્ને ભાઈઓ આનંદથી એકબીજાના ગળામાં હાથ નાખી મળ્યા. લોકો કહેવા લાગ્યા કે, મહારાજા ચન્દ્રયશનો જય હો! મહારાજા નમીરાજનો જય હો! અને જેઓ બુદ્ધિમાન હતા તે કહેવા લાગ્યા કે, સતીનો જય બોલો કે જેના પ્રતાપથી આવો આનંદનો પ્રસંગ પ્રાપ્ત થયો! આજનો દિવસ ભયંકર યુદ્ધને લઈ હાહાકારનો હતો. નમીરાજ આજે આક્રમણ કરવાના હતા. પરંતુ સતીના પ્રતાપે શાન્તિ થઈ અને બન્ને ભાઈ મળી ગયાં. માટે સતીની જય બોલો અને ચાલો આપણે સતી પાસે જઈ તેમનો ઉપકાર માનીએ અને તેમના પ્રત્યે આપણે આપણો શ્રદ્ધારૂપી અતૂલ પ્રેમ પ્રકટ કરીએ.

આ પ્રમાણે કહી સર્વ લોકો સતીની પાસે જવા લાગ્યા. આગળ બન્ને રાજા અને પાછળ પ્રજા. બન્નેની સેના જે એકબીજાની દુશ્મન બની રહી હતી તે પણ એકબીજાને મિત્રરૂપ માની આનંદથી સાથે ચાલતી હતી. આ પ્રમાણે સર્વ માણસો બન્ને રાજા સહિત

સતી પાસે આવી પહોંચ્યાં. સતીને વંદન કરી સર્વ કહેવા લાગ્યા કે, " હે સતીજી ! આજનો દિવસ ઘણો જ અનર્થકારી હતો, પરંતુ આપે એકબીજાની અજ્ઞાનતા દૂર કરી વિષમય વાતાવરણને અમૃતમય બનાવી દીધું છે, અને તેથી અશાન્તિને બદલે શાન્તિ થઈ, એ આપનો મહાન્ ઉપકાર છે. "

વિષને નિર્વિષ બનાવી દેવું એ તો ઘણાં લોકો જાણતા હશે. એવું તો કોઈ પ્રયોગથી પણ બની શકે છે. આ બાબતમાં હાથચાલાકીથી પણ કામ થઈ શકે છે, અને પ્રયોગથી પણ કામ કરી શકાય છે. પરંતુ જે હૃદયનું વિષ મટાડી તેને અમૃતમય બનાવી દે છે તે કેવા કહેવાય ? કેટલાય લોકો કહે છે કે, સંત સતી વળી શું કરી શકે ? પરંતુ જે સંત સતી વિષ જેવા હૃદયને પણ અમૃતની માફક બનાવી દે એ શું ઓછું કામ કહેવાય ? ખરી રીતે સંત સતી તે જ છે કે, જે વિષ જેવા હૃદયને અમૃતરૂપ બનાવી દે છે.

સર્વ માણસો સતીની સામે બેસી ગયા. અને સતીએ વખતને અનુસરી ઉપદેશ આપ્યો. વખતસર કહેવામાં આવતી બાબત ઘણી જ ઉપયોગી થઈ પડે છે. સતી કહેવા લાગ્યા કે, " આ બન્ને રાજાઓ શત્રુતાનો ત્યાગ કરી એકબીજાને મળી ગયા, એનું નિમિત્ત કારણ તમે લોકો મને માનો છો ! પરંતુ હું નહિ પણ મારા ગુરુણી જ છે ! તેઓશ્રીના પ્રતાપે મને જ્ઞાનથી જણાયું કે, મારા બન્ને પુત્રો, એકબીજાને શત્રુ માની, એકબીજાને મારી નાખવા ઇચ્છે છે. આથી હું ગુરુણીની આજ્ઞા લઈ અહીં આવી પહોંચી. હવે આવી શાન્તિ થવાનું કારણ હું, ગુરુણી કે જ્ઞાન એ ત્રણમાંથી કોણ છે ? તેનો વિચાર કરો. ખરી રીતે જ્ઞાનનો જ ઉપકાર છે. જ્ઞાનથી આ શાન્તિ થઈ અને જે યુદ્ધ થઈ રહ્યું હતું તે પણ જ્ઞાનના અભાવે જ થઈ રહ્યું હતું. જો જ્ઞાન ન હોત તો આ યુદ્ધ કેવીરીતે મટી શકત ? અને એકબીજા કેવીરીતે સમજી શકત ? જેને જ્ઞાન નથી, તે કરોડો સૂર્યના પ્રકાશમાં આંધળાની માફક છે.

" હે રાજા ! અજ્ઞાનને લઈ તમે બન્ને એકબીજાને ઓળખતા નહોતા. અને એકબીજાને મારી નાખવા ઇચ્છતા હતા. એક હાથીથી ચન્દ્રયશ ન તો પૈસાપાત્ર થઈ જવાના હતા, ન તો તેના વિના નમીરાજ દ્રવ્યહીન થઈ જવાના હતા. એકબીજાને તેથી કાંઈ વધુ–ઓછું થઈ જવાનું નહોતું. પરંતુ અજ્ઞાનતાને લઈ નમીરાજ એમ વિચારતા હતા કે, ચન્દ્રયશે મારો હાથી બાંધી લીધો અને મંગાવ્યા છતાં પણ પાછો ન આપ્યો. જ્યારે ચન્દ્રયશ એમ વિચારતા હતા કે, જે પોતાનો હાથી પણ કબજે રાખી શકતા નથી તે રાજ્ય કેવી રીતે ચલાવી શકશે ? મેં મારી શક્તિથી હાથી પ્રાપ્ત કર્યો છે તો પાછો કેમ આપી શકું ? આ પ્રમાણેના અજ્ઞાનરૂપી અંધકારને લઈ એકબીજાના શત્રુ બની બેઠા હતા. ચન્દ્રયશ, નમીરાજને માટે એમ વિચારતા હતા કે, જે હાથીને મેં મારી શક્તિથી વશ કરેલ છે, તે હાથીને માંગનારો અને વળી એક હાથીને માટે રાત્રિના સમયમાં ચઢાઈ કરવાવાળો એ કોણ ? એ જ પ્રમાણે નમીરાજ એમ વિચારતા હતા કે, મારા હાથીને બાંધી લેનાર અને પાછો ન આપનાર ચન્દ્રયશ તે કોણ ? આ પ્રમાણે અજ્ઞાનતાને લઈ અહંકારને વશ થતાં બન્ને વચ્ચે લડાઈ થઈ રહી હતી. પરંતુ હવે એકબીજાનું અજ્ઞાન જતાં તેઓ કેવી દૃષ્ટિથી જોઈ રહ્યાં છે ? આથી ખરો ઉપકાર જ્ઞાનનો જ છે. જ્ઞાનથી જ અજ્ઞાન મટ્યું છે. અને તેથી જ આનંદ અને શાન્તિ થઈ છે. માટે જ્ઞાનની જ પ્રશંસા કરો. મારી પ્રસંશા કેમ કરો છો ?

"હવે વિચાર કરો કે, હાથી એવીરીતે ભાગી છૂટયો એ સારૂં થયું હતું કે ખરાબ? જો એ પ્રમાણે હાથીનું ભાગી છુટવાનું ન બન્યું હોત તો આ પરિણામ ન આવત! અને બન્ને ભાઈને એકબીજાની ખબર ન પડત! આ પ્રમાણે આ બધો જ્ઞાનનો જ પ્રતાપ. માટે મનરૂપી હાથીની સાથે જ્ઞાન રાખો. જ્ઞાનના અભાવે જ મન કોણ જાણે કયાં લઈ જાય છે. જ્ઞાન નહીં હોવાથી મન નરકમાં પણ લઈ જાય છે. અસન્નીપ્રથમ તો નરકમાં જાતા જ નથી. પરંતુ કદાચ જાય તો પણ પહેલી નરકથી આગળ જાતા નથી. પરંતુ સન્નીને તો મન કૈક કૈક નરકમાં લઈ જાય છે. માટે મનની સાથે જ્ઞાન રાખો. સ્વર્ગ, નરક અને મોક્ષ સુધી પહોંચાડનાર મન જ છે, અને તેથી જ કહ્યું છે કેઃ—

**मन एव मनुष्याणां कारणं बन्ध मोक्षयोः।**

"જો કે હાથીને કારણે કલેશ થયો હતો, પરંતુ વચ્ચે જ્ઞાન આવી ગયું તેના પરિણામે બન્ને ભાઈઓ વચ્ચે પ્રેમ ઉત્પન્ન થયો. આથી જે ઉપકાર થયો તે જ્ઞાનનો જ ગણાય. માટે જ્ઞાનની વૃદ્ધિ કરો અને એમ માનો કે, અમે માત્ર બન્ને જ ભાઈ નથી, પરંતુ જગતના સર્વ જીવો આપણા ભાઈ છે. આ પ્રમાણેનું જ્ઞાન મેળવી આત્માનું કલ્યાણ કરો તો જ શ્રેય છે.

"હે રાજાઓ! મનને અજ્ઞાનવશ રાખવાથી જ આત્માને સંસારમાં પરિભ્રમણ કરવું પડે છે. હે ચંદ્રયશ! તમે નમીરાજના હાથીને વશ કરવાથી જ મોટા ન બનો, પરંતુ એમ વિચારો કે, મેં આ હાથીને તો વશ કર્યો, પણ જો મારા મનરૂપી હાથીને વશ નહિ કરૂં તો વધારે વૈર બંધાશે. મેં જેવી રીતે આ હાથીને વશ કર્યો એ જ પ્રમાણે મારા મનરૂપી હાથીને કેમ વશ ન કરૂં? તમે તે પ્રમાણેનો વિચાર કરી મનરૂપી હાથીને વશ કરો. મનરૂપી હાથીને વશ ન કરવાના કારણને લઈને જ જીવ દુઃખ ભોગવી રહ્યો છે. માટે મનને વશ કરો અને ફરી મોહદશા ઉત્પન્ન ન થાય તે માટે ધ્યાન રાખો."

સતીનો ઉપદેશ સાંભળી બન્ને રાજા વિચારવા લાગ્યા કે, સતીનું કહેવું તો ઠીક છે. ખરી રીતે હાથીના નિમિત્તને લઈ અનર્થ થઈ રહ્યો હતો. પરંતુ જ્ઞાનને લઈ શાન્તિ થઈ અને વળી માતાના દર્શનનો પણ લાભ મળ્યો. સતીજી ન પધાર્યા હોત તો ન જાણે કેવો અનર્થ થાત!

**મન પછતાતે નમીરાયજી, ક્ષમા યાચતે ભૂર;**
**મૈં અપરાધી ભાઈ તુમ્હારા, મદ માતા ભરપૂર. ॥ સતી૦ ૨૪૪ ॥**
**ચંદ્રયશજી પ્રેમભાવ સે, ગદ્‌ગદ્ કન્ઠ લગાય;**
**માતાજી ભઈ સુખકી દાતા, વૈર વિરોધ ભગાય. ॥ સતી૦ ૨૪૫ ॥**

નમીરાજ વિચારવા લાગ્યા કે, આ બાબતમાં ખરો અપરાધ તો મારો જ છે. મેં જ હાથીને વશ ન કર્યો ને ચઢાઈ કરી. આ કસૂર તો સારી જ ગણાય. આવી દશામાં પોતાનો અપરાધ સ્વીકારી મોટાભાઈની ક્ષમા માગવી એમાં જ શ્રેય છે. એમ કરવું એ મારા માટે યોગ્ય જ ગણાય. આ પ્રમાણે વિચાર કરી, નમીરાજ ઉભા થઈ, બે હાથ જોડી ચંદ્રયશને કહેવા લાગ્યા કે, "ભાઈ! મેં ઘણો જ અપરાધ કર્યો છે. તમે મારો અપરાધ ખમો, અપરાધ મારો જ હતો છતાં મેં આપને અપરાધી કહ્યા અને આપના ઉપર કાયરતાની આળ ચડાવી. આપ મારા એ અપરાધની ક્ષમા કરો."

ક્ષત્રિય લોકો જે કાંઈ કહે છે, તે ઉપર ઉપરથી જ નહીં પરંતુ હૃદયથી કહે છે. ક્ષત્રિય લોકો હૃદયમાં કાંઈ અને મોઢે કાંઈ એમ કહેતા નથી. તેમનું હૃદય કોમળ પણ હોય છે; અને કઠોર પણ હોય છે. અને અપરાધ માલૂમ પડતાં જ તેનો સ્વીકાર પણ કરે છે. તે જ પ્રમાણે નમીરાજ ચંદ્રયશને કહેવા લાગ્યા કે, તમે મારા અપરાધની ક્ષમા આપો.

નમીરાજના આ કથનથી ચંદ્રયશ કહી શકતા હતા કે, હવે તું ઠેકાણે આવ્યો! પરંતુ એ પ્રમાણેનું કહેવું જ્ઞાન થયા પછી ન જ હોય! જ્ઞાન થયા પછી તો સ્થીતિ જ બદલાઈ જાય છે. હૃદયમાં જ્યારે જ્ઞાન થાય છે, અને દયા, કરૂણા અને શાન્તિ આવી જાય છે ત્યારે સ્થીતિ જ જૂદી બની જાય છે. એવી દશામાં કોઈના પ્રતિ વૈરભાવ રહેતો જ નથી. હૃદયમાં જ્ઞાન સાથે દયા અને શાન્તિ હોય તો સામે આવેલ સિંહ જેવું ક્રુર પ્રાણી પણ શાન્ત થઈ જાય છે, અને વિષધારી સર્પ પણ નિર્વિષ થઈ જાય છે. આનો એવો અર્થ નથી કે, જ્ઞાન થવાથી કોઈપણ જાતનો અહંકારભાવ લાવવામાં આવે. પરંતુ એ તો નિશ્ચય જ છે કે, જ્ઞાન થવાથી અને હૃદયમાં પૂર્ણ અહિંસાભાવ ઉત્પન્ન થવાથી તેની અસર બીજા ઉપર થાય જ છે. જે કોઈ કોઈપણ જાતની આકાંક્ષા વગર અહિંસા પર વિશ્વાસ રાખે છે અને અહિંસાનું પાલન કરે છે, તેને તે જાતનું ફળ અવશ્ય મળે જ છે.

નમીરાજનું કહેવું સાંભળી ચંદ્રયશ કહેવા લાગ્યા કે, "ભાઈ! અપરાધ તમારો નહીં પરંતુ મારો જ છે. પ્રથમ તો મેં જ તમારો હાથી બાંધી લીધો હતો વળી જ્યારે તમે હાથી પાછો મંગાવ્યો ત્યારે મેં અહંકારને વશ બની એવો જવાબ આપ્યો કે, હાથીને મેં મારી શક્તિથી વશ કર્યો છે, જેથી હું હાથી આપી શકતો નથી. એવું કહેવાની સાથે મેં એમ પણ કહ્યું કે, જે પોતાના હાથીને સાચવી ન શકયો તે રાજ કેવીરીતે ચલાવી શકશે. મારા આવા અહંકારને લઈને જ આ વિગ્રહ ઉત્પન્ન થયો; માટે તમે મારો અપરાધ ક્ષમા કરો. જો કે તમે મારા નાના ભાઈ છો જેથી તમારો જે કાંઈ અપરાધ હોય તે ક્ષમાને યોગ્ય જ છે, પરંતુ જ્ઞાનના અભાવે આ પ્રમાણે બન્યું. સતીના પ્રતાપે આપણને ખરૂં જ્ઞાન થયું અને આપણા હૃદયમાં જ્યાં ઝેર ભરેલું હતું ત્યાંથી અત્યારે અમૃત નીકળે છે."

લેશ્યા કેમ થાય છે એ તમે જાણો છો? ચિત્તની પ્રવૃત્તિ અને મન, વચન, અને કાયાના જોગ એક થાય છે ત્યારે લેશ્યા ઉત્પન્ન થાય છે. ચિત્તની પ્રવૃત્તિ ખરાબ હોય છે ત્યારે લેશ્યા પણ ખરાબ થાય છે અને ચિત્તની પ્રવૃત્તિ સારી હોય છે ત્યારે લેશ્યા પણ સારી થાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, શુકલ લેશ્યાથી એવી સુગંધ નીકળે છે કે, એવી સુગંધ કોઈ વસ્તુમાં હોતી નથી. એ જ પ્રમાણે શુકલ લેશ્યાનો રસ પણ એવો અમૃતની માફક હોય છે કે જેવો બીજી કોઈ વસ્તુમાં હોતો નથી. આથી ઉલટું નીલ અને કૃષ્ણ લેશ્યામાં દુર્ગંધ પણ એવી હોય છે, કે એના જેવી દુર્ગંધ બીજી કોઈ વસ્તુમાં હોતી નથી, અને તેમાં વિષ પણ એવું હોય છે કે એના જેવું બીજી કોઈ ચીજમાં હોય નહિ.

કદાચ કોઈ એમ કહે કે, ખરાબ લેશ્યાવાળા માણસને કોઈ ચાખે તો ખરાબ કે કડવું લાગે? આના જવાબમાં કહેવાનું કે, લેશ્યા કાંઈ ખાવાની વસ્તુ નથી. જે વસ્તુ કારણરૂપ હોય છે તે સૂક્ષ્મ હોય છે. કેરીને મીઠી માનવામાં આવે છે. તો શું ગોટલીમાં મીઠાશ નથી? ગોટલીમાં મીઠાશ જણાતી નથી પરંતુ કારણરૂપે ગોટલીમાં મીઠાશને લઈ કેરીમાં મીઠાશ જણાય છે. કહેવામાં આવે છે કે, પાંચસો ગણી મીઠી સાકર એટલે સેકેરીન ખાવાથી તો કડવી લાગે છે,

પરંતુ પાણીમાં મેળવવાથી મીઠાશ આપે છે. આ પ્રમાણે જે વસ્તુ સંગ્રહરૂપે છે અથવા તો સૂક્ષ્મ તથા કારણરૂપ છે તે વસ્તુનો ગુણ ઉપરથી જાણી શકાતો નથી. લેશ્યા પણ એવી જ છે. લેશ્યામાં પણ એવો જ રસ હોય છે પરંતુ તે જીભે ચાખવામાં આવી શકતો નથી. તેમ છતાં અનુભવમાં તો આવી જ જાય છે. દાખલા તરીકે જ્યારે કસાઈ જાનવરને પકડે છે, ત્યારે તે જાનવર તે કસાઈને કઈ દૃષ્ટિએ જુએ છે? કોઈ માણસ તમને મારવાને માટે આવે તે વખતે તે તમને કેવો લાગશે? શું તે વખતે તે ઝેર જેવો ન લાગે? એ પ્રમાણે શાસ્ત્રમાં લેશ્યાની જે વાત કહી છે તે ખરી જ છે, પરંતુ સમજવાની જરૂર છે.

જે આવી ખરાબ લેશ્યાને પણ સારી બનાવી દે છે શું તેનો પ્રતાપ ઓછો કહેવાય? પ્રથમ તે બન્ને રાજાઓની લેશ્યા ખરાબ થઈ રહી હતી, પરંતુ સતીએ બન્નેની લેશ્યા બદલાવી દીધી.

**સંયમ શ્રી મેરે મન બસ ગઈ, માતાજી પરતાપ;**
**સુદર્શનપુર રાજપાટ સબ, જતકે મિટાઉ પાપ. ॥ સતી૦ ૨૪૬ ॥**
**નમીરાય નત હોયેં બોલે, યેં મત બોલો ભ્રાત;**
**અપરાધી કો શિક્ષા કરના, નીતિ ધર્મકી બાત. ॥ સતી૦ ૨૪૭ ॥**
**રાજતાજ અપરાધી ભૈયા, નિશ્ચય લેઓ જાન;**
**ઇસકો તજ કે સંયમ લે કે, પાઉં મોક્ષ સુખ સ્થાન. ॥ સતી૦ ૨૪૮ ॥**

ચંદ્રયશ કહેવા લાગ્યો કે, "હે ભાઈ! તમારી આવી નમ્રતા મારા હૃદયને ઉલસીત કરે છે. ક્યાં પહેલાની ક્રુરતા અને ક્યાં અત્યારની નમ્રતા! એનો વિચાર કરતા આ સર્વ સતીજીનો જ પ્રતાપ છે એમ મારૂં હૃદય કબૂલ કરે છે. વળી આ બધો પ્રતાપ સંયમનો જ છે. જો માતા મહેલમાં બેસીને આપણને આ પ્રમાણે ઉપદેશ આપત તો જો કે સમજત, પરંતુ આવી અસર ન જ થાત? વળી સંયમના પ્રતાપે જ તેમને જ્ઞાન થયું અને આપણને સમજાવી શક્યા. માટે એ બધો પ્રતાપ સંયમનો જ છે. સંયમથી જ વિગ્રહ મટી આનંદ થયો છે. આ કારણથી મારૂં મન પણ સંયમ પ્રતિ આકર્ષાય છે. મેં આજસુધી અહંકારને વશ થઈ કેટલાય અનર્થ કર્યા છે. ને હજુ કેટલાય કરત. પણ હવે હું અહંકારનો ત્યાગ કરી સંયમ લેવા ઈચ્છું છું, અને સુદર્શનપુરનું રાજ્ય તમને સોંપવા ચાહું છું. અત્યારે મારી આંખોમાંથી જે અશ્રુપ્રવાહ ચાલી રહ્યો છે તે જાણે તમારો રાજ્યાભિષેક જ કરી રહ્યો છે. હવે અહીંનું રાજ્ય પણ તમે સંભાળો. હું સંયમ લઈશ અને આત્માનું કલ્યાણ કરીશ. જે સંસારમાં આવી જાતનું અજ્ઞાન ભરેલું છે અને જ્યાં આવો અનર્થ થઈ રહ્યો હોય છે, એવા સંસારમાં હવે હું રહી શકતો નથી."

ચંદ્રયશનું કહેવું સાંભળી નમીરાજ ગભરાયા. તે કહેવા લાગ્યા કે, "ભાઈ! તમે એવું ન બોલો! સંયમ લેવો એ ઠીક છે, ને હું પણ એ બાબતને શ્રેય માનું છું. પરંતુ આ વખતે સંયમ લેવાનું કાંઈપણ કારણ નથી. મારા શીરપર એક રાજ્યનો ભાર તો છે જ તો પછી આપના રાજ્યનો ભાર હું કેવી રીતે લઈ શકું? હું પણ અપરાધી છું. અપરાધીને દંડ દેવો એ તો રાજાઓનું કર્તવ્ય જ છે. માટે આપ મને દંડ આપો પણ દીક્ષા લેવાની વાત કરો નહિ. આપ જે દંડ આપશો તે હું સ્વીકારીશ. આપ મને દેહાંત દંડની શીક્ષા પણ કરી શકો છો, પણ મને રાજ્ય સોંપવાનું અને સંયમ લેવાનું નામ ન લેશો."

નમીરાજે આ બધું કપટથી નહીં પણ સરળ હૃદયથી કહ્યું હતું. તેઓ ખરા ક્ષત્રિય હતા, એટલે કોઈ જાતના કપટથી આવું કાંઈ કહે જ નહીં.

નમીરાજના કથનના જવાબમાં ચંદ્રયશે કહ્યું કે, "હું અપરાધીને જ દંડ દઈ રહ્યો છું. અપરાધી કોણ છે? તેનો નિર્ણય મેં કરી લીધો છે. અપરાધી તમે નહિ પરંતુ આ રાજ તાજ છે. જેથી તેને દંડ આપીશ. મને હવે આ રાજ્યમુગટ કાંટાની માફક જણાય છે. હવે તે ક્યારે મારા માથેથી નીચે ઉતરે એ જ હું ઇચ્છું છું. હવે હું તે મારા માથાપર રાખવા ઇચ્છતો નથી, પરંતુ નીચે ઉતારવા જ ચાહું છું.

"ભાઈ નમીરાજ! તમે એમ કહી શકો છો કે, મારે મિથિલા નગરીના રાજનો બોજો સંભાળવાનો છે અને તે રાજ પણ મોટું છે. આવી દશામાં હું આ બીજું રાજતાજ મારા માથા પર કેવીરીતે રાખી શકું? આ પ્રશ્નનો જવાબ એ જ કે, તમે નાના છો. નાનાનું કર્ત્તવ્ય જ છે કે, તેણે મોટાનો બોજો પોતાના શીર પર લઈ, મોટાને આત્મકલ્યાણ કરવા દેવું. આ સિવાય મેં સંસારનો ઘણો અનુભવ લીધો અને સંસારના ઘણાંય કામ કર્યાં. પરંતુ હજુ તમે તેટલી હદે પહોંચ્યા નથી. માટે આ રાજતાજ તમે સંભાળી મને આત્મકલ્યાણ કરવાનો જોગ મેળવી આપો. આમાં તમે કોઈ રીતે વિઘ્નરૂપ ન બનશો. જો તમારી પણ સંયમની ઇચ્છા હશે તો જ્યારે તમારી એવી ભાવના થશે, ત્યારે તમને પણ એવો જોગ મળી આવશે. માટે તમે મોટાભાઈની આજ્ઞા માની સુદર્શનપુરનું રાજ્ય સંભાળો અને મને સંયમ લેવામાં કોઈપણ જાતના વિઘ્નરૂપ ન બનો, પરંતુ વિઘ્ન આવે તેને અટકાવો."

ચંદ્રયશે નમીરાજને વિશેષ કહ્યું કે, "ભાઈ! તમે એમ પણ કહી શકો છો કે, તમારો રાજમુકુટ તો અપરાધી છે અને જે રાજમુકુટ અપરાધી હોય તેનો હું કેમ સ્વીકાર કરી શકું? તો તેનો જવાબ એ જ છે કે, સમય આવે તમે પણ તેને ત્યાગી શકો છો. પરંતુ આ વખતે એમ કરવાથી પ્રજાની રક્ષા કોણ કરશે? માટે આ રાજમુકુટ તમે સંભાળો અને જેમ હું કહું છું તે પ્રમાણે કરો."



## મયણરેહા ચરિત્ર—૬૦

ચંદ્રયશ નમીરાજાને એ પ્રમાણે સમજાવી સંયમ લેવાને માટે તૈયાર થયા. જો કે નમીરાજના મળવાથી ચંદ્રયશમાં એ ભાવના થઈ શકતી હતી કે, ભાઈનો મેળાપ થયો છે, તો થોડા દિવસ સાથે આનંદ કરવો. પરંતુ ચંદ્રયશની ભાવના ન જાણે કેવી હતી, અને તેનું શરીર પણ ન જાણે કેવા પરમાણુંઓથી બનેલ હતું કે જેથી તેની ભાવના સાંસારિક મોજ કરવાની થઈ નહિ, પરંતુ ભાઈને મળવાની સાથે સંયમ લેવાની થઈ.

> **પરજા જનકો ધીર બંધાઈ, નમીરાજ સમઝાય;**
> **ચંદ્રયશ નૃપ સંયમ લે કે, પરમ શાન્તિ સુખ પાય. ॥ સતી૦ ૨૪૯ ॥**
> **પરજા જન કે નએ ભાવસે, નમીજી બન ગયે રાય;**
> **મિથિલા ઔર સુદર્શન પુરકે, સબ જન મંગલ ગાય. ॥ સતી૦ ૨૫૦ ॥**

ચંદ્રયશે નમીરાજને તો સમજાવ્યા. પરંતુ ચંદ્રયશ સંયમ લે છે એ બીના જાણી સુદર્શન-પુરની પ્રજા ગભરાઈ ઉઠી અને આંખોમાં આંસુ પાડતી કહેવા લાગી કે, "અમે આજનો દિવસ ઘણો આનંદનો માનતા હતા, પરંતુ આ શું થઈ રહ્યું છે? અમારા નાથ અમને છોડી જાય

છે ? અમે તો વિચારતા હતા કે, અમારે હવે એકને બદલે બે નાથ થયાં. બાળકની રક્ષા એકલી માતા પણ કરે છે અને એકલા પીતા પણ કરે છે. પરંતુ જેના રક્ષક માતા પિતા બન્ને હોય તેની રક્ષા કેમ નહીં થાય ? આજસુધી અમારા એકજ નાથ હતા તોપણ અમારૂં કલ્યાણ થતું હતું, પરંતુ હવે અમારા બે નાથ થયા એટલે અમારૂં કલ્યાણ વિશેષ થશે ! અમે તો આ પ્રમાણે વિચાર કરી આનંદિત થઈ રહ્યા હતા. પરંતુ આપ તો જઈ રહ્યા છો. આપ અમ લોકોને નમીરાજના હાથમાં સોંપો છો. પરંતુ નમીરાજ આજ જ આવ્યા છે. તેઓ અહીં ઉત્પન્ન થયાં નથી, તેમજ અહીં આવી રહ્યા નથી. એવી દશામાં તેઓ અમારા લોકોનું હૃદય શું જાણે ? આપ અમારા વચ્ચે જ ઉત્પન્ન થઈ, મોટા થયા છો અને રાજ્ય કરો છો. આપ અમારા લોકોનું હૃદય પીછાનો છો. આવી દશામાં આપ અમને નમીરાજના હાથમાં કેવી રીતે સોંપી રહ્યા છો ? "

જે રાજા પોતાના દેશમાં જ જન્મેલા હોય છે, તેની સાથે પ્રજાનો બહુ નિકટનો સંબંધ હોય છે. પરંતુ જે રાજા બીજા દેશમાં જન્મ્યા અને ઉછર્યા હોય અને રાજ્ય બીજા દેશનું કરતા હોય તે રાજા બીજા દેશની પ્રજા સાથે તેવો સંબંધ રાખતા નથી. જે દેશમાં જન્મ્યાં હોય તે દેશની હવા અને તે દેશનું પાણી ગમે તેવું ખરાબ હોય તોપણ તેને પ્રતિકૂલ ન હોય. પરંતુ જો તેને તે દેશથી વિપરીત હવાપાણીવાળા દેશમાં રાખવામાં આવે તો તેને માટે ત્યાંની આબોહવા પણ અનુકૂલ ન હોય. તે અનુસાર જે રાજા આ દેશમાં જન્મ્યા હોય તે રાજા આ દેશની પ્રજાને માટે અનુકૂલ હોય છે. જ્યાં આવું હોય છે ત્યાંની પ્રજા ભાગ્યશાળી છે. પરંતુ જે રાજા બીજા દેશમાં જનમ્યા હોય અને હજારો ગાઉ દૂર રહી રાજ્ય કરે તે દેશની સ્થિતિ કેવી થઈ જાય છે, તે વાત તો તમે લોક જાણતા જ હશો.

જે પ્રજા આ બાબત જાણે છે, અને દેશમાં જન્મેલ રાજામાં અને બીજા દેશથી આવેલ રાજામાં શું અંતર છે એ ફરકને સમજે છે, તે પ્રજા બુદ્ધિમાન છે. સુદર્શનપુરની પ્રજા બુદ્ધિમાન હતી, જેથી તે ચન્દ્રયશને કહેવા લાગી કે, "આપ અમને છોડીને ન જાઓ. જો તમારે જવું જ હોય તો થોડા દિવસ રહી અને નમીરાજને સર્વ બાબતથી પરિચિત થવા દઈ પછી જજો."

આ પ્રમાણે સુદર્શનપુરની પ્રજાએ જોરદાર શબ્દોમાં ચંદ્રયશને સંયમ ન લેવા માટે અનુરોધ કર્યો. પરંતુ સાચો વૈરાગી કોઈપણ પ્રકારે રોકાઈ શકતો નથી. ચંદ્રયશે પ્રજાને કહ્યું કે, " તમે લોકો મારા આ શરીરની અપેક્ષા મારી પ્રજા પાલનની નીતિને અધિક ચાહો છો. જો હું પ્રજાને પાળવાની પૂર્વજોની નીતિનું પાલન ન કરત અને તમ લોકોની સાથે અન્યાય, અત્યાચાર કરત અને એ દશામાં જાત તો તમે લોકો મારા માટે એમ કહેત કે, ઠીક થયું કે આ રાજા ગયા. આ પ્રમાણે તમે લોકો મારા માટે રોઈ રહ્યા નથી, પરંતુ તમારા સ્વાર્થને જ માટે રોઈ રહ્યા છો કે, નમીરાજ ન જાણે કેવા રાજા હશે ? પરંતુ તમે વિચારો કે, હું ક્યાં જઈ રહ્યો છું ? જો હું તમ લોકોને છોડીને કોઈ બીજા દેશની પ્રજાની રક્ષા માટે જતો હોઉં તો તો તમને દુઃખ થાય એ કદાચિત ઠીક છે. પરંતુ હું તો આત્મ-કલ્યાણ અર્થે દીક્ષાને માટે જઈ રહ્યો છું. દીક્ષા લેવી અને દેહ છોડવો બરાબર

છે. પછી તમે દુઃખ શા માટે લગાડો છો ? જો યુદ્ધ રોકાઈ ગયું, તે યુદ્ધ કદાચ હોત અને તેમાં હું માર્યો જાત તો તે દશામાં તમારી રક્ષા કોણ કરત ? વળી જો તમે એ બાબતનું દુઃખ લગાડતા હો કે, અમારા પર પરરાષ્ટ્રના રાજા રાજ્ય કરશે ! તો હું પુછું છું કે, મારા રાજ્ય કરવાથી પણ મારી પ્રજા આ પ્રમાણે અશક્ત રહી ગઈ? અને પોતાની રક્ષા ચાહે છે ? મેં તમને સ્વતંત્ર રાખેલ છે અને એમ રહેવાનો જ ઉપદેશ આપેલ છે. જો તમે તમારી સ્વતંત્રતાને ન ભૂલો તો પછી ભલે કોઈપણ રાજા હોય ! તે તમારૂં શું કરી શકશે ? આ દશામાં તમારી અવનતિ કદાપિ નહીં થઈ શકે."

દુઃખ દેવાવાળું કોઈ અન્ય નહિ પરંતુ વિકાર જ દુઃખ આપે છે. જો વિકાર ન હોય તો કોઈપણ દુઃખ દઈ શકતું નથી. જો તમારો પોતાનો જ દીકરો બગડી ગયો હોય તોપણ તમે તેને ચાહશો નહિ. પરંતુ બીજાના છોકરામાં પણ જો પ્રમાણિકતા અને સેવાની ભાવના તથા સચ્ચરિત્રતા હશે તો તમે તેને ચાહશો. આથી સ્પષ્ટ જણાય છે કે, લોકો પ્રામાણિકતાને સારી માને છે, વ્યક્તિને સારી માનતા નથી.

ચંદ્રયશે પોતાની પ્રજાને કહ્યું કે, "તમે લોકો પ્રામાણિકતા રાખો તો પછી તમને કોઈ પણ માણસ દુઃખ દઈ શકતું નથી. તમારી ઉન્નતિ તમારી પ્રમાણિકતા જ કરી શકે છે, બીજું કોઈ તમારી ઉન્નતિ કરી શકતું નથી. તમને મારી પ્રવર્જ્યાને માટે દુઃખ થાય એ કેટલી ખેદની વાત છે? તમે એ તો વિચારો કે, હું નમિરાજ સાથે કેવળ એક હાથીને માટે જ યુદ્ધ કરી રહ્યો હતો, પરંતુ હવે તો સતીની કૃપાથી આખુંય રાજ્ય ત્યાગી રહ્યો છું. મારા આ ત્યાગથી ભાવી પ્રજાને માટે એ આદર્શ અને વિચાર રહેશે કે, અમારા રાજા તો એવા હતા કે, જેમણે આખુંય રાજ્ય ત્યાગ કર્યું હતું ! તો પછી અમે નાની નાની વસ્તુને માટે કેમ લડીએ ? એક રીતે તો જો કે હું તમારી સામેથી જઉં છું, પરંતુ ત્યાગના આદર્શરૂપે તો હું તમારી સમીપ જ છું. માટે તમે કોઈ રીતે પણ દુઃખ ન લગાડો."

ચંદ્રયશનું કથન સાંભળી પ્રજા વિચારવા લાગી કે, વાસ્તવમાં મહારાજનું કહેવું ઠીક છે. અમે લોકો અમારા સ્વાર્થનેજ રોઈ રહ્યા છીએ. નમીરાજ તો ચંદ્રયશના ભાઈ જ છે. પરંતુ જો કોઈ બીજા રાજા આવે તોપણ અમે અમારી રક્ષા કરવાને માટે સમર્થ છીએ, તો પછી તે શું કરી શકે ? અમારામાં વિકાર ન હોય તો કોઈપણ ભલે હોય, અમને શું કરી શકશે ?

જે માણસ દારૂડીઓ નથી તેને શું સરકાર એમ કહે છે કે, તમે દારૂ પીઓ. પરંતુ જ્યારે દારૂ પીવાય છે ત્યારે સરકારનું પણ તેના પર જોર ચાલી શકે છે. આ પ્રમાણે જો પ્રજામાં વિકાર ન હોય તો પછી ભલે કોઇપણ રાજા હોય, પરંતુ તે પ્રજાને કાંઇ નુકશાન કરી શકતો નથી અને એ દશામાં ખરાબ રાજાને પણ સારા થવું જ પડે છે. જો લોકો મરવાને માટે તૈયાર હોય છે, તેને કોઈ કાંઈ કરી શકતું નથી.

પ્રથમના લોકો ધર્મ પ્રત્યે કેવી રીતે દૃઢ રહેતા હતા અને વિકારથી કેવી રીતે બચતા હતા? પિશાચ રૂપધારી દેવના આવવાથી અને ભયંકર ભય આપવાથી પણ ધર્મ તજતા નહોતા. પરંતુ આજે તો કોડી કોડીને માટે પણ ધર્મ તજી દે છે. આવી દશામાં લોભ મોટો કે પિશાચ મોટો ? કદાચિત પિશાચને તો જીતી પણ શકાય છે. પરંતુ મોટા તો તે જ છે કે જેઓ લોભને જીતી તેને આધીન કરે છે, અને ધર્મનો ત્યાગ કરતા નથી.

આ પ્રમાણે જ્યારે પ્રજાને સમજણ આવી ત્યારે ચંદ્રયશે નમીરાજને કહ્યું કે, "અહીંની પ્રજા કમજોર નથી. મેં તેને સ્વતંત્રતાનો પાઠ શીખડાવ્યો છે. માટે આ પ્રજાનું અને મારા ધર્મનું પૂર્ણ રીતે પાલન કરજો. આ સંસાર અનિત્ય છે. તેનો જે રીતે હું ત્યાગ કરી જઉં છું, તે મુજબ તમારે પણ ત્યાગવું તો પડશે જ. પછી ભલે સ્વયં ત્યાગો કે વિવશ બની ત્યાગો. માટે તેમાં રહેલ કોઇ પણ બાબતનો અનર્થ ન થાય તેનું ધ્યાન રાખવું. હું તો જઉં છું પરંતુ તમારી સામે ત્યાગનો જે આદર્શ રાખું છું તેને હંમેશા ધ્યાનમાં રાખજો."

તે વખતની ભાવના કેવી હશે અને તે સમય કેવો હશે! અને ચંદ્રયશના કથનનો નમીરાજ પર કેવો પ્રભાવ પડ્યો હશે એ કહી શકાય તેમ નથી. નમીરાજ કુળવાન હતા. જેથી પ્રાણ તો દઈ શકતા હતા. પરંતુ જે વચન એકવાર બહાર કાઢ્યું તે ફેરવી શકતા નહોતા. કહેવત છે કે, પૃથ્વી ભલે ચલીત થાય અને સૂર્ય ચાહે તેટલો અંધકાર ફેલાવે પરંતુ મહાપુરૂષો જે કાંઈ કહે છે તે બદલી શકતા નથી.

ચંદ્રયશનું કહેવું સાંભળી નમીરાજ કહેવા લાગ્યા કે, "જેમ ભરતને રામે સમજાવ્યા હતા તેમ આપે મને સમજાવ્યો છે. આપની આ શીખામણ અને આપે જે દીક્ષા લીધી તે વાત મારા હૃદયમાં વસી ગઈ છે અને મારા રોમે રોમમાં ઉતરી ગઈ છે. હું તે કદી ભૂલીશ નહીં. આપે થોડી જ વારમાં આ પ્રમાણે વૈરાગ્ય ભાવના લાવી રાજપાટત્યાગી દીધું! આપનો આ આદર્શ મહાન છે! આથી હું આપને નમસ્કાર કરૂં છું."

બીજી બાજુએ પ્રજાએ નમીરાજને કહ્યું કે, "અમે બુદ્ધિમાન અને શાણા હોઈએ તોપણ રાજાની જરૂર તો છે જ. કોઈ એક આદમીની સત્તા વડે જ દેશનું શાસન ચાલે છે, અને દેશને શાન્તિ મળી શકે છે. અને અમે પ્રજાજન પણ આનંદથી રહી શકીએ. એ પ્રમાણે હોવાથી આપ અમારા લોકોના કલ્યાણને માટે રાજ્યનો ભાર આપના શિર પર લ્યો તો આપનો ઉપકાર થશે. આપે ચંદ્રયશનું કહેવું માન્યું એ અમારૂં સદ્‌ભાગ્ય છે. ચંદ્રયશ રાજાના જવાની સાથે જ અમારા લોકોને આપ રક્ષક મળી ગયા એ અમારે માટે આનંદનો વિષય છે. આવા વખતે લાયક રક્ષક મળવો બહુજ કઠણ છે. વળી કોઈ કોઈ વખત તો એમ બને છે કે, યુદ્ધમાં બન્નેય પક્ષના રાજા મરી જાય છે. પરંતુ અમોને બહુ જ આનંદ થાય છે કે, ભયંકર યુદ્ધ થાય તે પહેલાં જ સર્વ રીતે શાન્તિ થઈ ગઇ તથા આપ રક્ષક તરીકે મળી ગયા. હવે આપ અહીંનું રાજ્યશાસન સંભાળી લ્યો અને અમને છોડીને જશો નહિ. આપ પોતે અહીંના જ છો એમ માનો. એમ ન માનશો કે, હું તો મિથિલાનો રાજા છું અને અહીં તો ફક્ત શાસન જ ચલાવું છું. હવે તમે અમારા રાજા થયા છો, જેથી અમારા માટે જેમ ચંદ્રયશ હતા તેમ જ આપ છો. તે પ્રમાણે આપ પણ એમ જ માનજો કે, મારે જેવી મિથિલાની પ્રજા છે તેવીજ અહીંની પ્રજા છે, અને અમને મિથિલાની પ્રજા માફક જ માનજો. જ્યારે રાજા અને પ્રજામાં કોઈ જાતનો વિચારભેદ રહે છે ત્યારે બહુ જ વિષમતા થઈ જાય છે. અમે આપની પ્રજા છીએ અને આપ અમારા રાજા છો, માટે આપણામાં કોઈ પ્રકારનો વિચારભેદ ન થવા પામે એવી યોજના કરો.'

પ્રજાના કથનના જવાબમાં નમીરાજે કહ્યું કે, "હું રાજ્યનો ભાર મારા પર લેવાથી ગભરાઉં છું. જે રાજ્યનો ત્યાગ કરી ભાઈએ દીક્ષા લીધી, તે રાજ્યને હું લઈ લઉં તો

લોકોપર સારી અસર નહીં થાય. લોકો એમ જ કહેશે કે, સંસારમાં મોટી વસ્તુ રાજ્ય જ છે. અને તેથી જ ચંદ્રયશે ત્યાગેલ રાજ્ય નમીરાજે લઈ લીધું અને પોતે રાજા બની ગયા! આવી દશામાં હું આ રાજ્યને કેમ લઈ શકું?

નમીરાજના કથનના જવાબમાં પ્રજા કહેવા લાગી કે, "વાસ્તવમાં આપનું કથન ઠીક છે. આપ ચંદ્રયશ દ્વારા ત્યાગેલ રાજ્યને નહોતા લઈ શકતા, કે જ્યાં સુધી આપ આ રાજ્ય આપની મોજને માટે લેતા હો! આપ અમને આપની મોજને માટે ન માનશો. પરંતુ એમ માનજો કે, મને ભાઈએ એક કાર્ય સોંપ્યું છે. સીતાના પ્રયાસથી ભરત સમજ્યા ત્યારે તેમણે એમ માન્યું હતું કે રાજ્ય હું પોતે સ્વીકારી રહ્યો નથી, પરંતુ મને રામે જે કામ સોંપ્યું છે તે કામ ચલાવવાને માટે જ રાજ્યનું શાસન ચલાવીશ. રામ વનનું કામ કરશે અને હું રાજ્યનું કામ કરીશ. જેમ ભરતે એમ માન્યું હતું તેમ આપ પણ માનજો કે, ચંદ્રયશની માફક હું દીક્ષા નથી લઇ શકતો, પરંતુ તેનું સોંપ્યું કામ કરીશ. એ પ્રમાણે વિચારી આપ અમારી રક્ષા કરજો. આપ ભોગવિલાસમાં નહિ પડતાં ભાઈએ સોંપેલ કામ બજાવી અમારી રક્ષા કરશો ત્યારે આપ ભાઈના ઋણથી મુક્ત થઈ શકશો, અન્યથા મુક્ત નહીં થઈ શકો."

પ્રજાના આ કથનના ઉત્તરમાં નમીરાજે કહ્યું કે, "ભાઈઓ તમારૂં કહેવું યથાર્થ છે. જો મારૂં શરીર, મારી ઇન્દ્રિઓ અને મારો વૈભવ પ્રજાની રક્ષાના ઉપયોગમાં ન આવે તો હું રાજા નહીં પણ એક ગુમડું કહેવાઉં. ગુમડાને પણ ધોવામાં આવે છે, તેના પર મલમપટ્ટી કરવામાં આવે છે અને તેના પરથી માંખીઓ પણ ઉડાડવામાં આવે છે. એ પ્રમાણે જે રાજા અભિષેક કરાવે, છત્ર ધારણ કરે અને ચંમર ઢોળાવે, છતાં પણ પ્રજાની રક્ષા ન કરે તો તેમાં અને ગુમડામાં શું અંતર રહ્યું? માટે રાજા થવાથી તો મારૂં એ કર્ત્તવ્ય જ છે કે હું પ્રજાની રક્ષા કરૂં અને પ્રજાને પ્રાણ સમાન પ્રિય માનું." આ પ્રમાણે નમીરાજ અને પ્રજામાં બહુ જ વાતચીત થયા બાદ નમીરાજે રાજા થવાનું સ્વીકાર્યું. અને છેવટે ચંદ્રયશે નમીરાજને પોતાના આભૂષણાદિ ઉતારી સોંપી આપ્યા અને તેને રાજા બનાવ્યો.

આ પ્રમાણે રાજનો ભાર ઉતારી ચંદ્રયશે દીક્ષા અંગીકાર કરી. પછી પંચમુષ્ટિ લોચ કરી મુનિ બની વનમાં ચાલ્યા ગયાં, અને ત્યાં આત્માનું કલ્યાણ કરવાને માટે સંયમનું પાલન કરવા લાગ્યા. જતી વખતે મયણુરેહાએ ચંદ્રયશને કહ્યું કે, હવે તમે અમારા આચાર્ય થયા છો. જો કે તમે મારા પુત્ર છો પરંતુ શાસ્ત્રમાં સાધ્વી કરતા સાધુને મોટા કહ્યા છે. માટે તમે અમારા આચાર્ય અને પૂજનીય છો. ચંદ્રયશે જવાબ આપ્યો કે, આપ શાસ્ત્ર વ્યવહારને લઈ મને મોટો માની રહ્યા છો, પરંતુ વાસ્તવમાં મારા ગુરૂણી તો આપ જ છો. મારા પર આપનો અનંત ઉપકાર છે.

સતીને એ પ્રમાણે કહી અને સર્વને શાન્તિ આપી ચંદ્રયશ વિહાર કરી ગયા. સતી મયણુરેહા પણ સર્વને સંતોષ આપી, પોતાના ગુરૂણીની પાસે ચાલ્યા ગયા. આ પ્રમાણે બન્ને ભાઈનો કલેષ મટાડી સતી મયણુરેહા જ્યારે ગુરૂણી પાસે ગઈ હશે તે વખતે ગુરૂણીને મયણુરેહાના મોઢેથી આ બાબત સાંભળી કેવો આનંદ થયો હશે? મયણુરેહાએ તો પોતાની ગુરૂણીને એટલું જ કહ્યું કે, આપની કૃપાથી જ સર્વ વિગ્રહ મટી ગયો છે અને શાન્તિ થઈ છે. પરંતુ તેમની સાથે જે બીજી સતી હતા તેમણે કહ્યું કે, આ સતી કેવી ભાગ્યશાળી છે! તેમના પુત્ર

રાજનપતિ રાજા છે છતાં પણ તેઓ આપણે અહીં સતીઓની સેવા કેવી નમ્રતાથી કરે છે! તેને એ વિચાર પણ નથી થતો કે, હું રાજનપતિ રાજાની માતા છું!

વૈયાવચ્ચ તેજ કરી શકે છે, કે જે નમ્ર હોય છે. તે માટે જ ઉત્તરાધ્યયન સૂત્રનાં ૨૯ માં અધ્યયનમાં વૈયાવચ્ચનું ફળ બતાવતાં કહ્યું છે કે, વૈયાવચ્ચ કરવાવાળાને તીર્થંકર ગોત્ર બંધાય છે. એ પ્રમાણે વૈયાવચ્ચથી ત્રિલોકની સંપત્તિ મળે છે.

વૈયાવચ્ચ કેવળ સાધુની જ હોતી નથી શ્રાવકને માટે પણ વૈયાવચ્ચ હોય છે. સાધુ તો સાધુની વૈયાવચ્ચ કરે જ છે. પરંતુ તમે પણ તમારામાંના કોઈ નાનામાં નાનાનું દુઃખ મટાડવાને માટે વૈયાવચ્ચ કરવામાં સંકોચ ન રાખો. હું આચાર્ય કહેવાઉં છું. મારા પર એ એક બોજો છે. માટે સંઘનું કલ્યાણ કેવીરીતે થઈ શકે એ બાબતનું ધ્યાન રાખી, સંઘના કલ્યાણને માટે સંઘની સેવા કરૂં તો જ હું આચાર્ય છું, નહીં તો નામનો આચાર્ય છું. એ પ્રમાણે તમે પણ શ્રાવકનું પદ લીધું છે, માટે તમે પણ એ પદની જવાબદારીને સમજી, એમ માનો કે, અમને સેવાનું જે કાર્ય મળ્યું છે, તેમાં અમારાથી કોઈ જાતની ત્રુટિ ન રહે.

---

## મયણરેહા ચરિત્ર—૬૧

મયણરેહાએ વાણીથી જ કલેશ મટાડ્યો હતો. એક વાણીથી લડાઈ થાય છે અને એક વાણીથી લડાઈ મટે છે. એ પ્રમાણે વાણીમાં તોપ અથવા તલવારથી પણ વધારે શક્તિ છે. માટે વાણી પર કાબુ રાખો. એમ કરવાથી બહુ જ કલ્યાણ થાય છે.

ચંદ્રયશે વાણીના પ્રભાવથી જ નમીરાજ અને પ્રજાજનોને સમજાવ્યા હતા. જેથી જ્યાં યુદ્ધ મંડળ બની રહ્યું હતું ત્યાં દીક્ષામંડપ બની ગયો અને ચંદ્રયશે પંચમુષ્ટિ લોચ કરી સંયમ સ્વિકાર્યો. લોકો કહેવા લાગ્યા કે, આ સંસારમાં આવા આવા પુરૂષો પણ છે અને મયણરેહા જેવી રત્નકૂંખ ધારિણી માતા પણ છે, કે જેણે વાણી દ્વારા યુદ્ધ મટાડી પોતાના પુત્રનું આ પ્રમાણે કલ્યાણ કર્યું.

બાળકોમાં માતપિતા જેવા સંસ્કાર નાંખે છે, તેવા જ સંસ્કાર આવે છે. જો માતાપિતા બાળકોમાં સારા સંસ્કાર પાડે તો બાળકોની વાણીમાં પણ બહુ જ તેજ આવી શકે છે. તમે લોકો અસલી સાધુ ચાહો છો કે નકલી? સાધુ તો અસલી ચાહો છો પણ અસલી સાધુ ક્યાંથી આવી શકે? તમારા બાળકોમાંથી જ અસલી સાધુ આવી શકે છે. હવે જ્યારે તમે લોકો પોતાના બાળકોમાં તેવા સંસ્કાર ન નાંખો, ત્યારે એવી દશામાં કૂળવાન સાધુ આવે ક્યાંથી?

ચંદ્રયશ દીક્ષા લઈ નિર્ગ્રન્થ પ્રવચનનું પાલન કરતા થકા વિચરવા લાગ્યા. જે વખતે તલવાર નીકળી રહી હોય તેવા વખતે એક રાજા સંસારનો ત્યાગ કરી સાધુપણું લઈ, બહાર પડે તો તેનો કેવો પ્રભાવ પડી શકે? જે સાચી ભાવનાથી સાધુપણું લે છે તેનો પ્રભાવ બીજાપર પડે જ છે.

નમીરાજ હવે મિથિલા અને સુદર્શનપુર એમ બન્ને ગામના રાજા થયા છે. તેઓ રાજ્ય તો કરે છે, પરંતુ તેના પર ભાઈ અને માતાના ત્યાગનો પ્રભાવ હતો, જેથી તે પોતાના

મોજશોખમાં ન પડતાં પ્રજાની સેવા કરવા લાગ્યા. તે વિચારતા હતા કે હું રાજા છું વળી ક્ષત્રિય છું. મારૂં કર્ત્તવ્ય શું છે તે માટે કહ્યું છે કે, क्षतात् त्रायते रक्षते। અર્થાત્–નિર્બળની બળવાનથી રક્ષા કરવાની ભાવના કે પ્રતિજ્ઞાને ક્ષાત્રધર્મ કહે છે. અને જે એ ધર્મને ધારણ કરે છે તે ક્ષત્રિય છે. રાજા ક્ષાત્રધર્મને ધારણ કરવાવાળા જ થઈ શકે છે. માટે મારે પ્રજાની રક્ષાનું ધ્યાન રાખવું જોઈએ.

રાજ્યવ્યવસ્થાની જરૂર છે. જો રાજ્યવ્યવસ્થા ન હોય અને ધાડા પડવા લાગે તો કેવી કઠણાઈ થાય. રાજાનું કામ પ્રજામાં સુવ્યવસ્થા અને શાન્તિ રાખવાનું છે. પરંતુ જ્યારે રાજા પોતે જ લુંટારા બની જાય ત્યારે તો કહેવું જ શું. પ્રજા ઉપર આવો જુલમ કરવો એ રાજાનું કર્ત્તવ્ય નથી. રાજા કેવા હોય છે તે માટે રામનું ઉદાહરણ મોજુદ છે. રામે લક્ષ્મણને કહ્યું હતું કે, જો કે તમે પણ મને પ્રિય છો અને સીતા પણ પ્રિય છે, પરંતુ જો તમારે કારણે પ્રજાનું અકલ્યાણ થાય તો હું તમારો પણ ત્યાગ કરૂં અને સીતાને કારણે થાય તો તેનો પણ ત્યાગ કરૂં. એટલું જ નહિ પરંતુ પ્રજાના હિતને માટે મારો પ્રાણ પણ ત્યાગી શકું છું. આ મારી પ્રતિજ્ઞા છે. જે રાજાની આવી પ્રતિજ્ઞા હોય છે તે રાજાને કોણ ન ચાહે !

નમીરાજ પણ આ પ્રમાણેના વિચારોથી રાજ્ય કરવા લાગ્યા. સુદર્શનપુરની પ્રજા નમીરાજની રાજ્યવ્યવસ્થાથી ઘણી જ પ્રસન્ન થઈ હતી. નમીરાજ કોઈવાર મિથિલામાં રહીને અને કોઈવાર સુદર્શનપુરમાં રહીને રાજ્ય ચલાવવા લાગ્યા. જેમ સૂર્યમંડળ સર્વ જગ્યાએ ફરી ફરીને પ્રકાશ આપે છે, તે પ્રમાણે નમીરાજ પણ મિથિલા અને સુદર્શનપુરમાં ફરીને રાજ્ય કરવા લાગ્યા અને પ્રજા જનોને આનંદ અને સંતોષ આપવા લાગ્યા.

વખત જતાં નમીરાજને ત્યાં પુત્રનો જન્મ થયો હતો અને કાળે કરીને ઉંમર લાયક થયો ત્યારે નમીરાજ વિચારવા લાગ્યા કે, હવે મારે આત્મ કલ્યાણ કરવું જોઈએ. હવે પુત્ર પણ યોગ્ય થઈ ગયો છે, માટે તે દિવસ ધન્ય ગણાશે, જ્યારે હું પુત્રને રાજ્ય સોંપી, સંયમ લઈ, આત્માનું કલ્યાણ કરીશ.

નમીરાજની ભાવના આ પ્રમાણે થઈ રહી હતી. મહાપુરૂષો આવી ભાવના થતાં કોઈ સંકેત મળતાં જ આત્મકલ્યાણમાં લાગી જાય છે. જેનામાં એ જાતની ભાવના હોય છે, તેને અદૃશ્ય શક્તિ કોઈ ન કોઈ સંકેતદ્વારા સૂચિત કરે જ છે. ઉદાહરણ તરીકે નમીરાજનો હાથી છુટી ગયો હતો. હાથીના છુટવાના નિમિત્તથી બન્ને ભાઈ અંદર અંદર મળી ગયા. જો હાથી છુટત નહિ તો શું બન્ને ભાઈ મળી જાત ? એ પ્રમાણે અદૃશ્ય શક્તિ ન માલુમ કેવી રીતે શું કામ કરે છે. અદૃશ્ય શક્તિ પણ કાંઈક કામ કરે છે એ વાતનો વિશ્વાસ રાખી ઉદ્યોગ કરતાં જવું જોઈએ, અને સાથેસાથે પોતાની ભાવના પણ શુદ્ધ રાખવી જોઈએ.

કાર્તિક પૂનમ સૌમ્ય ચાંદની, સોયે સુખકી સેજ;
સુખદાયીથી સોથ અટારી, થા નૃપ મન મેં તેજ. ॥ સતી૦ ૨૫૨ ॥
દાહજ્વરકી વેદન ભારી, પ્રકટી રાય શરીર;
અગ્નિ સમ કાયા ઘબરાયા, નમીરાય બડવીર. ॥ સતી૦ ૨૫૨ ॥
વિધ વિધથી સબ સેવા કરતે, રાજવૈદ્ય પરવીણ;
તથાપિ શાન્તિ નૃપ નહીં પાતા, સબ જન હો ગયે ક્ષીણ. ॥ સતી૦ ૨૫૩ ॥

પ્રેમ પ્રવીણા પટરાની કહે, કહો પીડા મહારાજ;
દાહ સમઝ કર રાની સોચે, ચન્દન હૈ સુખસાજ. ॥ સતી૦ ૨૫૪॥
બાવન ચન્દન લેપ કરન સે, નૃપ પાયા તબ ચૈન;
સબ અન્તેવર ચન્દન ઘસતે, રાજા બોલા બેન. ॥ સતી૦ ૨૫૫॥

કેટલાક લોકો કેવળ સંયોગને જ મહત્ત્વ આપે છે, પરંતુ સંયોગની સાથે જ અદૃશ્ય શક્તિ પણ કામ કરે છે. આ વાત નમીરાજના વૃત્તાંત પરથી વિશેષ રૂપે પ્રકટ છે.

કાર્તિક પૂર્ણિમાની રાત્રિ હતી. નમીરાજ મહેલની અટારીમાં શુખસૈયામાં સૂઈ રહ્યા હતા. વાયુ પણ શીતળ ચાલી રહ્યો હતો. રાત પણ નિર્મળ હતી અને ચાંદની પણ સૌમ્ય હતી. સાથે રાજાનું શરીર પણ સ્વસ્થ હતું. છતાં પણ ન માલૂમ કયા કારણથી રાજાના શરીરમાં સુતા સુતા દાહજ્વર ઉત્પન્ન થઈ ગયો. અને તેથી તેનું શરીર બળવા લાગ્યું, અને તેની આંખ ઉઘડી ગઈ. નમીરાજ વિચારવા લાગ્યા કે, અચાનક આ શું થયું ? શરીરમાં દાહનો આટલો પ્રકોપ કેમ ? એ પ્રમાણે વિચારતાં પોતાના આહારવિહારની આલોચના કરી કે, મારા આહારવિહારના કારણે તો દાહનો આ પ્રકોપ નથી થયો ને ? પરંતુ તેમને પોતાના આહાર વિહારમાં કોઈ જાતની ખામી ન માલુમ પડી. તેઓ વિચારવા લાગ્યા કે, હું પથ્યથી રહું છું તો પછી અચાનક આ દાહ ક્યાંથી ? આ દાહ અચાનક થયો છે, અને નિષ્કારણ થયો છે. તેથી જણાય છે કે, તે આજના કોઈ કારણથી નથી થયો પરંતુ તેની સાથે પૂર્વનો પણ કોઈ સંયોગ છે. આથી એ સ્પષ્ટ છે કે, ન માલુમ મારો આત્મા પ્રથમ કેવા કેવા સંયોગોમાં રહ્યો છે.

પ્રત્યેક કાર્ય પુરુષાર્થ અને ભાવી, અથવા તો અદૃશ્ય શક્તિ એ બન્નેની સહાયતાથી જ થાય છે. માટે કોઈ એકને જ પકડી ન બેસવું. રથનું એક પઈડું હોય તો બીજા પૈડાની ઉપેક્ષા ન કરવી જોઈએ. પરંતુ તેની પણ આવશ્યકતા છે એમ માનવું એ જ ઠીક છે. આ પ્રમાણે ભાવીના ભરોસે પુરૂષાર્થને ત્યાગવો ન જોઈએ અને પુરૂષાર્થને પકડી ભાવીને ભૂલવું ન જોઇએ. પરંતુ બન્નેયને માનવા જોઇએ.

નમીરાજ ગભરાયા. પટરાણી આદિ સર્વને ચિન્તા થઈ. મોટા મોટા વૈદ્યો રાજાના શરીરનો દાહ મટાડવાને આવ્યા અને બીજા પણ જાણકાર લોકો આવ્યા. કોઈ કહે કે ગ્રહનો પ્રકોપ છે. કોઈ કહે કે, વાત, પિત્ત આદિનો પ્રકોપ છે. અને કોઈ કહેતું કે, દૈવનો પ્રકોપ છે. એ પ્રમાણે જેટલા આવ્યા તેટલા તેમની વાતો કરી ઉપાય કરવા લાગ્યા. પરંતુ રાજાના શરીરનો દાહ ઓછો ન થયો. ત્યારે પટરાણીએ નમીરાજને પૂછ્યું કે, મહારાજા ! આપના શરીરમાં આ શું વ્યાધિ છે ?

પોતાના શરીરનો પોતે જેવો ડૉકટર હોય છે, તેવો કોઈ બીજો હોતો નથી. આ વાતનો મને પોતાને જ અનુભવ છે. રતલામમાં મારા કાનમાં દર્દ થયું હતું. તે વખતે ત્યાં શેઠજીએ છ ડૉકટરોને એકત્રિત કર્યા હતાં. તેમાંથી કોઈ તો કાંઈ, ને કોઈ કાંઈ કહેતા હતા. મને એક ડૉકટરની વાત ઠીક લાગી, બાકીનાની વાત જચી નહીં. છેવટે મેં કહ્યું કે, દર્દી પણ પોતાનો ડૉકટર છે. એવું કહી, વૈદ્ય વિગેરે ગયા પછી, મેં શેઠજીને કહ્યું કે, હવે હું કોઈની દવા લઈશ નહીં. મેં સર્વની દવા બંધ કરી દીધી અને મારી તપરૂપી દવા શરૂ કરી. પરિણામે દર્દ ચાલ્યું ગયું.

રાણીએ પણ નમીરાજને પૂછ્યું કે, મહારાજા ! આપ પોતે જ બુદ્ધિમાન છો અને પોતાને માટે પોતે જાણી પણ શકો છો; માટે હું આપની પાસેથી એ જાણવા માગું છું કે, આપના શરીરમાં આ કયો રોગ થયો છે ? નમીરાજે ઉત્તર આપ્યો કે, મારા શરીરમાં દાહ થઈ રહ્યો છે. આ દાહ તો થયો છે, પરંતુ જણાય છે કે, આ દાહ મને સાવધાન કરવાને માટે આવ્યો છે કે, આ સંસાર અસાર છે. કેમકે આ રોગ આવવાથી મને આ સંસાર અસાર જણાય છે.

તમારા શરીરમાં જ્યારે દર્દ થાય છે ત્યારે આ સંસાર કેવો લાગે છે ? એ વખતે તો સંસાર અસાર લાગતો હશે. આથી સ્પષ્ટ જણાય છે કે, દર્દ સાવધાન કરવાને માટે આવે છે. એ વાત જૂદી છે કે, રોગ આવવાથી કોઈ સાવધાન થાય અથવા ન થાય, પરંતુ રોગ આવે છે તો સાવધાન કરવાને માટે જ. રોગ આવવાથી આત્મા બહુ જ ઉંચા વિચાર કરે છે. આ બાબતમાં મને અનુભવ છે. એક વખતે મારા શરીરમાં એવો તાવ આવ્યો કે, શરીરપર કપડા પણ ટકતા નહોતા. તે વખતે મારા હૃદયમાં જે વિચાર આવ્યા તેવા વિચાર તો કોઈ બીજા સમયે ભાગ્યે જ આવ્યા હશે. આ પ્રમાણે મારો તો એ જ અનુભવ છે કે, રોગ સાવધાન કરવાને માટે જ આવે છે. આ મારા પોતાના અનુભવની વાત છે, એટલે તેની વિરૂદ્ધ જો કોઇ કહે તો તેને હું કેમ માની શકું ?

વૈદ્યોએ પણ કહ્યું અને પટરાણીએ પોતે પણ અનુમાન કર્યું કે, મહારાજાના શરીરમાં દાહજ્વર છે. વૈદ્યોની સલાહથી એ નિશ્ચય થયો કે, રાજાના શરીરપર બાવના ચંદનનો લેપ કરવો જોઈએ. રાજાને શાન્તિ દેવાને માટે કોણ તૈયાર ન હોય ? અને તેથી રાણીઓ બાવના ચંદન ઘસી ઘસીને રાજાના શરીરપર ચોપડવા લાગી. પુદ્ગલ પોતાનો ગુણ દે જ છે. તે પ્રમાણે બાવના ચંદન ઘસી લગાવવાથી રાજાને જરા શાન્તિ થઇ. જેમ પતિથી પત્ની રૂઠી જાય છે તે પ્રમાણે વેદનાને લઈ નીંદ્રા, રૂઠી ગઈ હતી, પરંતુ બાવના ચંદનનો લેપ કરવાથી જરા શાન્તિ થતાં રાજાને કાંઇક નીંદ્રા આવવા લાગી. બીજી બાજુ પટરાણીએ બાવના ચંદનથી રાજાને શાન્તિ મળી જાણી, બધી રાણીઓને ચંદન ઘસવા કહ્યું. રાણીઓ સર્વ કામ મુકી પ્રમાદરહિત થઈ ચંદન ઘસવા લાગી.

આ પ્રમાણે સર્વ રાણીઓ ચંદન ઘસતી હતી, અને પટરાણી પોતાના હાથે રાજાના શરીર પર ચંદન લગાવી રહી હતી. આ રીતે ચંદન લગાવવાથી રાજાને શાન્તિ થઈ અને તેથી તેને નિંદ્રા આવી ગઇ. રાજાને નિંદ્રા આવ્યાનું જાણી પટરાણી પ્રસન્ન થઈ ખસી ગઈ. એટલામાં જ રાણીઓના હાથની ચૂડિઓના સંમિલિત અવાજથી રાજાની નિંદ્રા ઉડી ગઈ. રાજાની નિંદ્રા ઉડી ગઈ જાણી પટરાણી કહેવા લાગી કે, મહારાજ ! આ શું થયું ? આપની નિંદ્રા કેમ ઉડી ગઈ ? રાજાએ કહ્યું કે, આ ઘોંઘાટ શેનો થઈ રહ્યો છે ? આ ઘોંઘાટને લઈને જ મારી નિંદ્રા ઉડી ગઈ છે. આથી મને બહુ જ કષ્ટ થઈ રહ્યું છે. પટરાણીએ કહ્યું કે, આપના શરીર પર લેપ કરવાને માટે સર્વ રાણીઓ ચંદન ઘસી રહી છે, તેના હાથમાં જે ચૂડીઓ છે તેનો એ ખડખડાટ થઈ રહ્યો છે.

કંકન શબ્દસે મેં દુઃખ પાઉં, નિદ્રા જાતી ભાગ;
પટરાની કહે સબ રાનીસે, કંકન કા દો ત્યાગ. ॥ સતી૦ ૨૫૨ ॥

એક એક ચૂડી રખી હાથમેં, શબ્દ હુઆ જબ બન્દ;
નમીરાયજી મનમેં સોચે, દોસે હોતા દ્વન્દ. ॥ સતી૦ ૨૫૭ ॥
રે રે આતમ દુઈ કો છોડો, સેવો એકાનન્દ;
દેહાદિક પરિવાર સંગસે, બઢે કર્મ કા ફન્દ. ॥ સતી૦ ૨૫૮ ॥
સંયમ સુખ એકત્વ ભાવસે, લેના મુઝે જરૂર;
નિર્મળ ભાવે નૃપ કે તનસે, વેદન હો ગઇ દૂર. ॥ સતી૦ ૨૫૯ ॥

પટરાણીએ કહ્યું કે, મહારાજા! અમે આપના આનંદને માટે જ ચૂડિઓ પહેરીએ છીએ. પરંતુ જ્યારે આપને તેથી કષ્ટ થાય છે તો હું હમણાં જ કઢાવી નંખાવું છું.

નમીરાજને આ પ્રમાણે કહી પટરાણી રાણીઓની પાસે આવી અને કહેવા લાગી કે, આપણે જે ચૂડી–કંકણ પહેરી રાખેલ છે તે પતિને આનંદ દેવાને માટે જ પહેરેલ છે. પરંતુ પતિને તેના અવાજથી કષ્ટ થાય છે. માટે તમે બધા મંગળસૂચક એક એક ચૂડી હાથમાં રહેવા દઈ બાકીની ચુડી અને કંકણુ હાથમાંથી કાઢી નાંખો. આપણે ચંદન ઘસવું છે અને પતિને કષ્ટ પણ થવા દેવું નથી. માટે એક એક ચુડી રહેવા દઈ બાકીની કાઢી નાંખો. હાથમાં એકેક ચુડી રહેવાથી અવાજ થશે નહીં અને પતિને કષ્ટ પણ નહીં થાય.

પટરાણીનું કહેવું સાંભળી, સર્વ રાણીઓએ હાથમાં મંગળને માટે એક એક ચુડી રહેવા દઈ, બાકીની સર્વ ચુડીઓ એકદમ કાઢી નાંખી.

ચુડીઓના નીકળી જવાની સાથે જ અવાજ પણ બંધ થયો. રાજા વિચારવા લાગ્યા કે, હમણાં તો ભારે ઘોંઘાટ થઈ રહ્યો હતો અને હવે કેમ બંધ થઇ ગયો? શું રાણીઓએ નારાજ થઈ ચંદન ઘસવાનું બંધ કરી દીધું? આ પ્રમાણે વિચારતા નમીરાજે પટરાણીને પૂછ્યું કે, અવાજ એકદમ કેવીરીતે બંધ થઈ ગયો? શું રાણીઓએ ચંદન ઘસવું બંધ કરી દીધું? પટરાણીએ જવાબ આપ્યો કે, નાથ! આપને જેમ શાન્તિ ઉપજે તેમ કરવું એ અમારૂં કર્તવ્ય છે. જો કે સંસારમાં સ્વાર્થિ સ્ત્રીઓ પણ હોય છે, પરંતુ અહીં એવી કોઈ સ્વાર્થિ સ્ત્રી નથી. ચંદન ઘસવાથી આપને શાન્તિ મળે છે તો અમે ચંદન ઘસવાનું કેમ બંધ કરી શકીએ? અમે અવાજ બંધ કર્યો છે પરંતુ કામ બંધ કર્યું નથી.

રાજાએ કહ્યું કે, જ્યારે અવાજ બંધ થઈ ગયો છે ત્યારે કામ કેવીરીતે ચાલુ હોય? અને જ્યારે કામ ચાલુ છે તો અવાજ કેવીરીતે બંધ થયો છે? પટરાણીએ જવાબ આપ્યો કે, જો આપ આજ્ઞા આપો તો આપની સમક્ષ સર્વ રાણીઓને બોલાવી એ બતાવું કે અવાજ કેવીરીતે બંધ થઈ ગયો છે. ચુડિઓનો અવાજ ત્યારે જ થાય છે કે, જ્યારે તે એકથી વધારે હોય છે. જ્યારે એક જ ચુડી હોય છે, ત્યારે અવાજ થતો નથી. રાણીઓએ પોતાના હાથમાં મંગળસૂચક એક એક ચુડી રાખીને બાકીની બધી ચુડીઓ કાઢી નાંખી છે, જેથી અવાજ બંધ થઈ ગયો છે.

આ સાંભળી નમીરાજ વિચારવા લાગ્યા કે, એકલાપણું મંગળ છે. એકમાં મંગળ છે એ તો આજે જ જણાયું. હે આત્મા! હવે તો ચેત. આ પ્રમાણે વિચારતા થકા નમીરાજ એકતાની ભાવના ભાવવા લાગ્યા.

તમે લોકો પણ આ એકતાની ભાવનાને ભાવો. તમે લોકો બીજાને પોતાના માનો છો, પરંતુ એ ભૂલ છે. આત્મા એકલો જ આવ્યો છે ને એકલો જ જશે. જેને તમે પોતાના

માનો છો તેમાંથી તમારી સાથે કોઈપણ આવશે નહીં. આ સર્વ વસ્તુ અહીં જ રહેવાવાળી છે. જો કે લોકો તો એમ જ ચાહે છે કે, અમારાથી આ વસ્તુઓ દૂર ન જાય. પરંતુ જો તેમ થાય અને પરિવર્તન ન હોય તો કેવી કઠણાઈ થાય તે વિચારો. જો આજે તમારા દાદાના દાદા જીવતા હોય તો શું તમને સારૂં લાગે ? તે મરી જઈને પાછા ભુત થઈ તમારી પાસે આવે તો શું તમે તેને તમારે ત્યાં રહેવા દેશો ? તેને કાઢી મુકવાનો પ્રયત્ન નહીં કરો ? એ પ્રમાણે લોકો ચાહે છે કે ન છુટવું, પણ ન છુટવાથી બહુ જ મુશ્કેલી આવશે. માટે સંસારનું પરિવર્તનશીલ થવું એ જ ઠીક છે. અને એને માટે કહ્યું છે કે, परिवर्तिनी संसारे मृतः को वा न जायते । આ સંસાર પરિવર્ત્તનશીલ છે અને તેનું પરિવર્ત્તનશીલ રહેવું એ જ ઠીક છે. મોટરના પૈડાં ફરે એ તમને ઠીક લાગે કે, ન ફરે તે ઠીક લાગે. જ્યારે મોટરના પૈડાં ફરે એ જ તમને ઠીક લાગે છે તો સંસારની અન્ય વસ્તુઓને માટે એમ કેમ ચાહો છો કે તે ન છુટે. કોઈના જન્મ સમયે આનંદ માનવામાં આવે છે, પરંતુ અહીં જન્મેલ છે તે બીજે મરી તો ગયેલ હશેને ? અહીં જન્મવાથી આનંદ થાય છે, તો બીજે મર્યાથી દુ:ખ તો હશેને ? ત્યારે કોઈ વસ્તુથી ન છુટવું એ કેમ ચાહો છો ? માટે અન્ય વસ્તુઓને પોતાની માનવાનું તજી દઈ આત્મા તરફ જુઓ.

રાજા વિચારવા લાગ્યા કે, જેમ એક ચુડી રહેવાથી મંગળ થયું છે અને અવાજ બંધ થઈ ગયો છે, તે પ્રમાણે આત્માને માટે પણ એકલા હોવાથી જ મંગળ થઈ શકે છે. માટે હે આત્મા ! તું સાવધાન થઈ જા ! સંભવ છે કે, આ દાહજ્વર મને આ જાતની સૂચના દેવા માટે જ આવેલ હોય ! ધન્ય છે ભાઈને કે જે સંસારનો ત્યાગ કરી ચાલ્યા ગયા ! પરંતુ હું ભાઈનો આદર્શ સામે હોવા છતાં પણ હજુ સુધી સંસારમાં ફસાઈ રહ્યો જ છું. જો આ દાહજ્વર ન આવેલ હોત તો હું હજી પણ ફસાઈ રહેત. પરંતુ તેણે મને સાવધાન કરેલ છે. માટે હવે મારે આ સંસારમાંથી નીકળી જવું જોઈએ. આત્માને જે દુ:ખ છે તે દેહ પરિવાર આદિ સંસારના સંગથી જ દુ:ખ છે. જો આત્મા એકલો જ હોય તો તેને કોઈ જાતનું દુ:ખ થઈ ન શકે. માટે હવે મારે એ આનંદ પ્રાપ્ત કરવાને માટે પ્રયત્ન કરવો જોઈએ કે જે એકતામાં રહ્યો હોય છે.

નમીરાજની માફક તમે પણ વિચારો. તમારા વાળ પણ કાળામાંથી સફેદ થઈ ગયા. હવે એ વિચારો કે, જેવી રીતે મારા વાળ સફેદ થયા છે તેવી જ રીતે મારી લેશ્યા પણ સફેદ યાને શુદ્ધ થઈ છે કે નહીં. તમારે તમારૂં મન અને તમારી લેશ્યા સફેદ બનાવવી જોઈએ, પણ કાળી રહેવા ન દેવી જોઈએ. તમારાથી વધારે ન બને તો એ પ્રમાણેની ભાવના તો કરો જ. તમે કદિ એમ વિચારતા હો કે, ખૂરી ભાવના લાવવાથી કામ થાય છે તો તે તમારી ભૂલ છે. સારી ભાવનાથી કદિ હાની થતી નથી. જેમ એ માનવામાં નથી આવતું કે, સાકર કડવી લાગે છે અને અન્નથી ભૂખ ભાગતી નથી, એ પ્રમાણે આ પણ નથી માની શકાતું કે, શુદ્ધ લેશ્યાથી કે શુદ્ધ ભાવનાથી કોઈને નુકશાન થયું હોય. કદાચિત શુદ્ધ ભાવના કરતા થકા કષ્ટ પણ આવે, તો જેમ સાકર કડવી લાગવાથી એમ મનાય કે, મારામાં કોઈપણ જાતનો વિકાર છે, તે પ્રમાણે શુદ્ધ ભાવના ભાવવાથી કષ્ટ આવે તે વખતે એમ માનવું કે, આ કષ્ટ એ ભાવનાથી નથી આવ્યું, પરંતુ બીજી દુર્ભાવનાથી જ આવ્યું છે. એ પ્રમાણે વિચારી કષ્ટના વખતે પણ શુદ્ધ ભાવના ન ત્યાગો તો કલ્યાણ જ છે.

## મયણરેહા ચરિત્ર—૬૨

નમીરાજ વિચારવા લાગ્યા કે, ચુડીઓનો આ અવાજ તો ઠીક થયો હતો. કેમકે એ અવાજ મારા કલ્યાણને માટે જ થયો જણાય છે. વાસ્તવમાં જ્યાં બે છે ત્યાં અવાજ હોય જ છે. તે અવાજને બંધ કરવાને માટે જો ગાળ દેવામાં આવે તો તો તેથી કાંઈ એ અવાજ બંધ થઈ શકતો નથી. આ અવાજ બંધ થઈ શકે છે કે જ્યારે એ એકત્રિત વસ્તુને ભિન્ન કરવામાં આવે. આત્માને માટે આ સંસારનો શબ્દ પણ ત્યારે બંધ થઈ શકે કે, જ્યારે આત્મા એકલો થઈ જાય. આત્માને માટે કોઈ બીજાએ આત્મા સમીપ બીજી વસ્તુઓને એકત્રિત કરેલ નથી, પરંતુ આત્માએ પોતે જ પોતાની પાસે બીજી વસ્તુઓને એકત્રિત કરી રાખી છે. જો આત્મા પોતાની પાસે એકત્રિત થયેલ વસ્તુઓને અલગ કરી દે અને પોતે એકલો બની જાય, તો પછી કોઈપણ પ્રકારનો ખટકો ન રહે. જો કે આ જીવ અનાદિથી એકલો જ છે, તેમ છતાં તેને એકલા થવામાં શું દુઃખ થાય છે તે તમે જાણો જ છો. કોઈ સ્નેહીના મરણથી અથવા ધનાદિ ચાલ્યા જવાથી આત્માને દુઃખ થાય છે. પરંતુ જ્ઞાની કહે છે કે, એ તો આનંદની વાત છે. કેમકે આ ચીજો તો જાવાવાળી જ હતી અને ચાલી ગઈ, તોપછી તેમાં દુઃખી થવાની શું જરૂર છે ? આ પ્રમાણે જ્ઞાનીજનો તો કોઈ ચીજના જવાથી આનંદ જ માને છે.

સૂર્ય તો પ્રકાશ આપે છે, પરંતુ જોવાનું કામ તો જેનું છે તે કરે છે. તે પ્રમાણે શાસ્ત્ર પણ આત્માને માટે પ્રકાશ દે છે, અને તે પ્રકાશને આધારે જેનું કામ તેજ કરી શકે છે

નમીરાજ વિચારવા લાગ્યા કે, બે હોવાથીજ આ ઝઘડો છે. આત્મા જન્મે છે પણ એકલો, અને શરીર ત્યાગી જાય છે પણ એકલો. પરંતુ વચ્ચે તે સંસારની જડ વસ્તુઓને પકડી લે છે, તેથી જ બધો ઝઘડો રહે છે.

તમે લોકો નમીરાજના વિચારોને દષ્ટિમાં રાખી જો વધારે આગળ વધી ન શકો તો તમારો મોહ તો ઓછો કરો જ. આ વાત ધ્યાનમાં રાખો કે, જેટલો મોહ ઓછો થશે તેટલું દુઃખ પણ ઓછું થશે; અને મોહ જેટલો વધારે થશે, દુઃખ પણ તેટલું જ અધિક થશે. માટે મોહ ઘટાડો. આ બાબતમાં પક્ષિઓને જુઓ. પક્ષીઓ પોતાના ઈંડા સેવી બચ્ચાને પાળે પોષે અને ખવડાવે છે, પરંતુ બચ્ચા મોટા થવાની સાથે તેને પોતાના ઘરમાંથી કાઢી મુકે છે. ફરી તેનાથી મોહ કરતા નથી. જ્યારે તમે તો બચ્ચાને સર્વ રીતે યોગ્ય થઈ જવા છતાં પણ તેના માટે હાય હાય કરી રહો છો. શું તમારી એવી હાય હાયથી આ સંસાર રોકાઈ શકે છે ? તમે સંસારની ચીજોનો મમત્વ કરી તેને માટે હાય હાય કર્યા કરો છો અને તેથી તમારો સંસાર વ્યવહાર બગડી રહ્યો છે. આવી દશામાં આધ્યાત્મિકતા કયાંથી હોય ? આધ્યાત્મિકતાને માટે વ્યવહાર શુદ્ધ હોવો જરૂરી છે. માટે પ્રથમ તમે લોકો તમારો વ્યવહાર ઠીક કરો.

નમીરાજને એકતાની ભાવનાથી શાન્તિ થઇ, જેથી રાત્રે નિંદ્રા આવી ગઇ. નિંદ્રા શરીરમાં શાન્તિ હોવાથી જ આવે છે. જ્યારે વેદના થાય છે ત્યારે નિંદ્રા પણ આવતી નથી. નારકીના જીવ હંમેશા કેમ જાગ્યા રહે છે ? તેનું એ જ કારણ કે તેને શાન્તિ હોતી નથી અને શાન્તિ નહિ હોવાથી નિંદ્રા આવતી નથી.

નમીરાજને નિંદ્રા આવવાથી પટરાણીને પ્રસન્નતા થઈ અને તે એક બાજુ જઈ ઉભી રહી.

સ્વપ્ન સે પૂરવ ભવ જાના, ભાવ બઢે ભરપૂર;
સ્વજન વર્ગકો શિક્ષા દેતે, સતવાદી મહા શૂર. ॥ સતી૦ ૨૬૦ ॥
સંયમથી હે સુખકી દાતા, વિઘન કરે ચકચૂર;
નાથ બનાતી ભવ ભય હરતી, વિઘન કરે સબ દૂર. ॥ સતી૦ ૨૬૧ ॥
પૂરબ ભવમેં ઈસિકી સેવા, કરી નહીં મન લાય;
ઈસિ ભવમેં કોઈ સાથ ન દેતે, જીવ સદા દુઃખ પાય. ॥ સતી૦ ૨૬૨ ॥
વીરોં કો કાયર કરનેકા, તજ દો જૂઠા ફન્દ;
સ્વજન હો તો કરો સહાયતા, મીટે કર્મકા ફન્દ. ॥ સતી૦ ૨૬૩ ॥

નિંદ્રામાં નમીરાજને સ્વપ્નુ આવ્યું, તેમાં પોતાનો પૂર્વ ભવનો ઇતિહાસ જાણ્યો. સાતમા સ્વર્ગમાં જન્મ, ભગવાનનાં જન્મ સમયે તથા સમવશરણમાં હાજરી, તેમજ સંયમ પાળી દેવ થયા વિગેરે સર્વ પૂર્વભવ સંબંધી હકીકત સ્વપ્નામાં જોઈ નમીરાજ જાગ્રત થયા. અને વિચારવા લાગ્યા કે, મેં સ્વપ્નમાં જે કાંઈ જોયું તે સર્વ વાત તો મારી પરિચિત જણાય છે. એમ વિચારતા તેમને જાતિ સ્મરણ જ્ઞાન થયું. જાતિ સ્મરણ જ્ઞાન થવાથી અને પૂર્વભવ જાણવાથી નમીરાજે પછી એ નિશ્ચય કર્યો કે, આત્માની જે સ્વાભાવિક સ્થિતિ છે, તે સ્થિતિ મારે પ્રાપ્ત કરવી.

નમીરાજને નિંદ્રાથી જાગ્રત થયેલા જોઈ પટરાણી તેમની પાસે આવી. નમીરાજે તેને કહ્યું કે, "બસ પટરાણીજી! હવે તમારો અને મારો સંસારનો સંબંધ પુરો થયો. હવે તમે મારાથી દૂર જ રહેશો." નમીરાજનું આ કહેવું સાંભળી પટરાણી આશ્ચર્ય સાથે કહેવા લાગી કે, "મહારાજ! આમ કેમ ?" નમીરાજે જવાબ આપ્યો કે, "હવે મારો અને તમારો પતિ પત્ની તરીકેનો સંબંધ રહ્યો નથી. આ સંબંધ કાચો છે. હું હવે એવો સંબંધ રહે તેમ ઇચ્છતો નથી. હવે મને એ વાતની સમજ પડેલ છે કે, મારો અને તમારો આત્મા સરખો જ છે. આવી દશામાં હું એવો સંબંધ કેમ રાખી શકું ? હવે હું એ ઇચ્છું છું કે, મારો અને તમારો આત્મા જેવો કર્મરહિત છે તેવા આત્માના દર્શન કરીએ. માટે હવે એકતાની ભાવનાનું જ ધ્યાન ધરો. એ વાત છોડો."

નમીરાજનું કહેવું સાંભળી પટરાણી કહેવા લાગી કે, "મહારાજ! આ રાજમહેલમાં આવી વૈરાગ્યની વાત કેવી ?" નમીરાજે જવાબ આપ્યો કે, "જેના હૃદયમાં વૈરાગ્ય છે, તેને માટે તો વન અને મહેલ સમાન જ છે. જ્યારે મારા હૃદયમાં વૈરાગ્ય નહોતો ત્યારે વન તથા મહેલમાં પણ અંતર માનતો હતો અને તમને પત્નિ અને મને પતિ માનતો હતો. પરંતુ હવે મારામાં વૈરાગ્ય છે જેથી હું વન અને મહેલમાં પણ કાંઈ અંતર માનતો નથી, તેમ તમારા અને મારામાં પણ કાંઈ અંતર માનતો નથી. હવે હું આત્માની દૃષ્ટિથી જોઉં છું, અને તેથી મને મારા અને તમારા વચ્ચે કોઈ પ્રકારનું અંતર જણાતું નથી. તેમ મહેલ અને વનમાં પણ કોઈ પ્રકારનું અંતર માનતો નથી. હવે હું એમ માનું છું કે, મહેલ પુદ્ગલોનું એક પુતળું છે, સિવાય બીજું કાંઈ નથી."

વાસ્તવમાં મકાન અગર મહેલને માટે વિચારવામાં આવે તો, લાકડું, પત્થર, ચૂનાદિ સમૂહના સિવાય બીજું શું છે ? જેને આજે મહેલ કહેવામાં આવે છે, તેના પડી જવાથી

પત્થર, ચુનો વિગેરે અલગ થઈ જશે. એ પ્રમાણે શરીર પણ પુદ્‌ગલોનો સમુહ છે. જો આ શરીર પડી જાય તો પુદ્‌ગલ જૂદા જૂદા થઈ જશે. એ પ્રમાણે દરેક પદાર્થનું મૂળ જોવાય તો વૈરાગ્ય ઉત્પન્ન થયા વિના ન રહે.

નમીરાજનું કહેવું સાંભળી પટરાણીએ પૂછ્યું કે, "શું આપને આ સંસાર ઉપરથી વૈરાગ્ય આવી ગયો છે? અને આપનું ચિત્ત સંસારથી અલગ થયું છે?" નમીરાજે જવાબ આપ્યો કે, "હા, તેમજ છે. પરંતુ તેમાં તમને શું હાનિ છે?" પટરાણીએ કહ્યું કે, "હાનિ કેમ નહીં? હું તો ઇચ્છતી હતી કે, આપ સ્વસ્થ થઈ જાવ અને આપણે લાંબા વખત સુધી આનંદ કરીએ."

નમીરાજે કહ્યું કે, "તમે એ તો ચાહો છો! પરંતુ મને જે વેદના હતી તે મટાડવાને માટે શું તમે કાંઈ સહાયતા કરી હતી?" પટરાણીએ જવાબ આપ્યો કે, "આપના દર્દને બાવના ચંદને મટાડી તો દીધું." નમીરાજે કહ્યું કે, "એવું સમજવું એ ભૂલ છે. પુદ્‌ગલોમાં એ શક્તિ નથી કે તે કર્મદ્વારા મળતું કષ્ટ મટાડી શકે. આ દર્દ મટાડનાર તો બીજા જ છે. જ્યારે કર્મનો કોપ થાય છે તે વખતે કોઈ કાંઈપણ કરી શકતું નથી. પ્રાચીન રૂઢી અનુસાર પતિવ્રતા સ્ત્રી પોતાના પતિ સાથે બળી તો મરે છે, પરંતુ કર્મદ્વારા પ્રાપ્ત થવાવાળા કષ્ટને તો તે પણ રોકી શકતી નથી. સમુદ્‌ઘાતમાં એમ હોય છે કે, વેદનાને યોગ્ય પુદ્‌ગલ આત્મા પોતે જ કાઢે છે, બીજું કોઈ સાતા પણ દઈ શકતું નથી અને અશાતા પણ આપી શકતું નથી. તે પ્રમાણે મારૂં દર્દ ચંદને મટાડ્યું નથી, પરંતુ શુદ્ધ ભાવનાએ મટાડ્યું છે. માટે મને જે ભાવનાથી શાન્તિ મળી છે, તેજ ભાવનાનું હું શરણ લઈશ. હવે મારૂં મન આ સંસારમાં નથી."

નમીરાજનું આ કથન સાંભળી પટરાણી અને રાણીઓને ઘણું જ દુઃખ થયું. વાસ્તવમાં જેટલો અધિક મોહ હોય, દુઃખ પણ તેટલું જ અધિક હોય છે. જે જેટલો ઉંચે ચઢેલ હોય તેને નીચે પડતાં તેટલું જ દુઃખ થાય છે. દાખલા તરીકે એક માણસે સોનાના કડા પહેરેલ છે, બીજાએ લોઢાના કડા પહેરેલ છે, અને ત્રીજાએ હીરાના કડા પહેર્યા છે. હવે જો કદી ચોર ત્રણેના કડા ઉતારી લે તો વધારે દુઃખ કોને થશે? વધારે દુઃખ હીરાના કડાવાળાને જ થશે. કેમકે તેને તો કડાથી મમત્વ હતો અને અભિમાન પણ હતું. એ પ્રમાણે મોહ જેટલો વધારે હોય છે, દુઃખ પણ તેટલું જ વધારે હોય છે.

રાણીઓને અને પટરાણીને દુઃખી જોઈ નમીરાજે તેમને કહ્યું કે, "હું સંયમલક્ષ્મીને અપનાવું છું, તે સાંભળી તમે કેમ ગભરાયા? સંયમલક્ષ્મીને કારણે તમને શું દુઃખ થયું? મને સંયમલક્ષ્મીએ જ શાન્તિ આપી છે અને સંયમલક્ષ્મી જ સર્વ દુઃખ મટાડી સનાથ બનાવી શકે છે. તમે ચંદનનો લેપ કરી ઉપર ઉપરથી શાન્તિ દેતા હતા, પરંતુ પૂર્ણ શાન્તિ તો સંયમશ્રીથી જ થઈ છે. તેની ભાવનાએ જ મારૂં દર્દ મટાડ્યું છે. જો કોઈ વૈદ્ય મારૂં દર્દ મટાડત તો શું હું તેને કાંઈ જાતનું ઇનામ ન આપત? જો દેત, તો જે સંયમલક્ષ્મીએ મારૂં દર્દ મટાડ્યું છે તેને હું મારૂં આ શરીર દઉં એ શું ખોટું છે? આજે મને જે સ્થિતિ પ્રાપ્ત થઈ છે તે સંયમલક્ષ્મીની કૃપાથી જ પ્રાપ્ત થઈ છે.

"પૂર્વે હું રાજપુત્ર હતો: તે વખતે પદ્મરથ રાજા અને હું, બન્ને ભાઈ હતા: અમે બન્ને મહાત્માની સંગતિથી સંયમલક્ષ્મી મેળવીને સ્વર્ગે ગયાં. મેં અનેક સાગર સુધી

સ્વર્ગનું સુખ ભોગવ્યું. છેવટે એ સુખ છોડીને મારે અહીં જન્મ લેવો પડયો. સ્વર્ગમાં મારી સેવા અનેક અપ્સરાઓ કરતી હતી. પરંતુ જે શાન્તિ સંયમશ્રીથી મળે છે તે શાન્તિ તે આપી શકી નહિ. પૂર્ણ શાન્તિ દેવાવાળી તો સંયમલક્ષ્મી જ છે. માટે તમે કોઇ જાતના વિઘ્નરૂપ ન બનો. તમે સંયમલક્ષ્મીની કૃપાથી જ મને મળ્યા છો. જો હું સંયમલક્ષ્મીની કૃપાથી રાજકુમાર ન થયો હોત તો શું તમે મારી સાથે વિવાહ કરત? શાસ્ત્રાનુસાર ગર્ભ સમયે નવ લાખ સન્ની જીવ પેદા થાય છે. પરંતુ તેમાંથી કોઈક જ બચે છે! સંયમના પ્રતાપથી જ હું બચી ગયો અને આ સ્થિતિને પ્રાપ્ત થયો. પછી જે સંયમશ્રીની કૃપાથી આ સર્વ બન્યું છે, તેને હું કેમ ભૂલી શકું? હવે તમે મારા કાર્યમાં વિઘ્ન શા માટે કરો છો? તમે સદ્ગુણી થઈ દુર્જનની માફકનું કામ કરવા કેમ તૈયાર થયા છો? જો હું ચંદ્રયશની સાથે લડાઈ કરત અને તે દશામાં હું માર્યો ગયો હોત તો હું શું કરત? શું હું સંયમ લઈ શકત? જ્યારે હું યુદ્ધ કરવા ચાલ્યો ત્યારે તો તમારામાંથી કોઈએ પણ રોકયો નહીં ને હવે કેમ નારાજ થાવ છો? તે વખતે તો તમે પણ વીરતા જ બતાવી હતી. હવે આજ જ્યારે હું કર્મની સાથે યુદ્ધ કરવાને માટે જઈ રહ્યો છું, ત્યારે કેમ કાયરતા બતાવો છો? દ્રવ્ય સંગ્રામ વખતે તો તમે મને એમ કહી રહ્યા હતા કે, 'તમે ક્ષત્રિય છો માટે શત્રુની સામે થશો ને પીઠ નહીં બતાવતાં છાતી પર ઘા ઝીલજો! આપ છાતી પર ઘાવ ઝીલશો તો અમે આપનું સ્વાગત કરીશું, પરંતુ પીઠ પર ઘાવ ઝીલશો તો અમે આપને કાયર માનીશું.' આ પ્રમાણે દ્રવ્ય સંગ્રામ વખતે તો તમે મારો ઉત્સાહ વધે તેમ કરતા હતા અને વીરતા બતાવી રહ્યા હતા, તો હવે આ વખતે કાયરતા કેમ બતાવી રહ્યા છો?"

પટરાણી અને રાણીઓને આ પ્રમાણે સમજાવી નમીરાજે પોતાના પુત્રને રાજ્ય સોંપ્યું. નમીરાજના જવાથી તેમના પુત્રને દુઃખી થતો જોઈ નમીરાજે તેને કહ્યું કે, "તું દુઃખી કેમ થાય છે? એ તો આપણા કૂળની પરંપરા છે. પુત્રનું તો એ કર્ત્તવ્ય જ છે કે તે પોતાના પિતાને આત્મકલ્યાણ માટે અવસર મેળવી આપે. पुनातिति पुत्रः જે પીતાને પવિત્ર કરે તે જ પુત્ર છે. માટે રાજપાટનો બોજો લઈ મને આત્મકલ્યાણ કરવામાં જેમ મેં મારા ભાઈને સહાયતા કરી હતી, તેમ તમે પણ મને સહાયતા કરો." નમીરાજે તે પ્રમાણે પોતાના પુત્રને સમજાવ્યો, જેથી છેવટે પુત્રે એમ જ કહ્યું કે, "મારો ધર્મ આપના કાર્યમાં સહાયતા દેવાનો જ છે, માટે આપ જેમ ઠીક પડે તેમ કરો."

આજકાલ ઘણાં પુત્રો સ્ત્રીના ગુલામ બની માતા પ્રત્યે વૈરાગી થઈ જાય છે. તેઓ કહે છે કે, માતાપિતા વિગેરે બધાનો મમત્વ તજી દેવો જોઈએ એમ શાસ્ત્રમાં કહ્યું છે. આ પ્રમાણે સ્ત્રીના ગુલામ રહી, માતા પિતા પ્રત્યે વૈરાગ્ય બતાવવા લાગે છે. પરંતુ એ નથી વિચારતો કે, જ્યારે મારામાં પત્ની પ્રત્યે વૈરાગ્ય નથી આવ્યો, ત્યારે હું કેવળ માતા પિતા પ્રત્યે વૈરાગ્ય કેવીરીતે લાવી શકું? એવું કરવું એ કુલક્ષણ છે. જો કોઈ માણસ એમ કહે કે, મને વૈરાગ્ય આવી ગયો છે માટે જેનું જે દેવું છે તે હું દઈશ નહીં. શું આ તેનો વૈરાગ્ય કહેવાય? કે શું તેણે કોઈ પ્રકારનો ત્યાગ કર્યો કહેવાય? એવા માણસને માટે તો શાસ્ત્રમાં કહ્યું છે કે, તે તો વિશ્વાસઘાતી છે. એ પ્રમાણે પત્ની તરફનો મમત્વ તો છુટયો નથી અને વૈરાગ્યના નામથી માતા-પિતાની સેવા કરવાનું તજી દે, તો એવું કરવાવાળાને પણ વિશ્વાસઘાતી જ કહેવામાં આવે છે.

નમીરાજના પુત્રે વિચાર્યું કે, પિતાના ઋણથી મુક્ત થવાને માટે તેમના પરનો બોજો મારા પર લઈ તેમને આત્મકલ્યાણ માટે મુક્ત કરવા જોઈએ. અને તેથી તેણે મિથિલા અને સુદર્શનપુરનું રાજ્ય સ્વિકાર્યું, અને નમીરાજ સંયમ લઈ આત્મકલ્યાણ કરવા લાગ્યા.

શાસ્ત્રમાં નમીરાજનું ઘણું જ વર્ણન છે. નમીરાજ અને ઇન્દ્રને સંવાદ પણ થયો છે. પરંતુ અંતમાં ઇન્દ્રે એમ કહ્યું કે, જે સુખ મને નથી તે સુખ તેને સંયમ પાળવામાં છે. આ પ્રમાણે કહી તેણે નમીરાજને વંદન નમસ્કાર કર્યા હતા. શાસ્ત્રમાં કહ્યું છે કે, ઇન્દ્રે નમીરાજને પાયવંદન કર્યું. વાસ્તવિકરીતે તે નમન પગને નહીં પરંતુ ચારિત્રને હતું. પરંતુ ચારિત્રને નમવાને માટે વ્યવહારમાં પગને જ નમવું પડે છે. જેથી નમીરાજના જે પગમાં શક્તિ-અંકુશ આદિનું ચિહ્ન હતું, તે પગને ઇન્દ્રે નમન કર્યું હતું. વળી ઇન્દ્રે કહ્યું હતું કે, 'આપ મારાથી બહુ જ આગળ વધ્યા છો.' આમ કહી ઇન્દ્ર કે જેના માથા પર મુગટ અને કાનમાં કુંડળ ઝળકતાં હતાં, તે આકાશ માર્ગે ચાલ્યા ગયા.

શાસ્ત્રમાં કહ્યું છે કે, નમીરાજે સંયમમાં આત્માને ઝુકાવ્યો. તેને એ અભિમાન ન આવ્યું કે, ઇન્દ્રે પણ મારા માટે આવો જવાબ આપ્યો છે. પરંતુ તે તો એમ કહેતા હતા કે, મારૂં કલ્યાણ મારા આત્માથી જ થશે. એ પ્રમાણે વિચારવાના કારણે જ તે સાક્ષાત્ શક્રેન્દ્રથી પણ વિચલિત ન થયા અને સંયમનું સારી રીતે પાલન કરવા લાગ્યા.

**રાજભાર સબ સોંપ પુત્ર કો, લીના સંયમ ભાર;**
**પ્રતિબુદ્ધ હો મોક્ષ સિધાયે, હો ગયા જયજયકાર. ॥ સતી૦ ૨૬૪ ॥**

**સુવ્રતા સતી ઔર ચંદ્રયશ, જી કર આતમ નિસ્તાર;**
**દોનોં યે ભી મોક્ષ સિધાયે, પાયા સુખ શિવકાર ॥ સતી૦ ૨૬૫ ॥**

**કથા કહી યહ ગ્રન્થ પ્રતાપે, સજ્જન લીજો સાર;**
**આગમ સે વિપરીત હોય તો, લીજો તેને સુધાર. ॥ સતી૦ ૨૬૬ ॥**

**જો જન ગાવે સાતા પાવે, આરાધે ભવ પાર;**
**જામનગરકે ચાતુર્માસમેં, ગાયો ચરિત સુખકાર. ॥ સતી૦ ૨૬૭ ॥**

આ રીતે નમીરાજે સંયમ પાળી આત્માનું કલ્યાણ કર્યું, અને સિદ્ધ બુદ્ધ થયા અને મુક્તિ પામ્યા. સુવ્રતા સતી તથા ચંદ્રયશ એ બન્નેએ પણ સંયમનું પાલન કરી સિદ્ધગતિ પ્રાપ્ત કરી. નમીરાજ ચાર પ્રત્યેકબુદ્ધમાંથી એક બુદ્ધ મનાય છે. જે કોઈના પણ ઉપદેશ વિના જ કોઈ ચીજને જોઈ પોતાની મેળે બોધ પામે છે તેને પ્રત્યેકબુદ્ધ કહે છે. જ્ઞાની કહે છે કે, સંસારની પ્રત્યેક વસ્તુ કોઈ ન કોઈ રૂપે બોધ આપે છે, પરંતુ તે બોધને ગ્રહણ કરવાને માટે આત્મા શુદ્ધ હોવો જોઈએ. આ રીતે આ ધર્મકથા હવે પૂર્ણ થાય છે.

આ કથા કહેવામાં જામનગર ક્ષેત્રનો પણ અમારા પર ઉપકાર છે, કે જ્યાં રહી આ કથા કહેવામાં આવી છે.

છેવટે કહેવાનું એ જ કે, આ કથામાંથી સાર ગ્રહણ કરી આત્માનું કલ્યાણ કરો. કેમકે સાર ગ્રહણ કરો, તર્કવિતર્કમાં ન પડો તો જ કલ્યાણ છે.

આ કથા ગ્રન્થને આધારે વિસ્તારપૂર્વક કહેવામાં આવેલ છે. આ કથા કહેવામાં કોઈ પ્રકારની અતિશ્યોક્તિ થઈ હોય અથવા શાસ્ત્રની વિરૂદ્ધ કોઈ વાત હોય તો તેને માટે મારો આગ્રહ નથી કે, જેવું મેં કહ્યું છે તેવું તમે તેને માનો. પરંતુ હું એ જ કહું છું કે, જે વાત સૂત્રમાં કહી છે તેને માની આત્માનું કલ્યાણ કરો.

હું એક વાત સ્પષ્ટ કરવા ઇચ્છું છું. મેં નમીરાજનો પૂર્વભવ બતાવતા પ્રથમ એમ કહ્યું છે કે, પૂર્વભવમાં નમીરાજ અને ચંદ્રયશ ભાઈ હતા, અને એ બન્નેએ ભગવાન નેમીનાથ પાસે પોતાના અગાઉના ભવને માટે પ્રશ્ન કર્યો હતો. પરંતુ વાસ્તવમાં એવું નથી. નમીરાજ અને મિથિલાના રાજા પદ્મરથ પૂર્વભવમાં ભાઈ હતા. ભગવાન નેમીનાથે પદ્મરથને માટે તો એમ કહ્યું હતું કે, તમે વિજયસેનના પુત્ર પદ્મરથ થશો અને આ વખતે જે તમારા ભાઈ છે તે નમીરાજ નામના તમારા પુત્ર થશે. અહીં તો તમે બન્ને ભાઈ છો, પરંતુ આગલા ભવમાં પિતા-પુત્ર થઈ આત્માનું કલ્યાણ કરશો. આ પ્રમાણે આ કથામાં સુધારો કરવાની આવશ્યકતા છે.

આ ધર્મકથા છે, ઇતિહાસ નથી. તેથી આ કથાને ઇતિહાસની દૃષ્ટિએ ન જોતાં, ધર્મકથા માની તે દ્વારા આત્માનું કલ્યાણ કરવું. ઇતિહાસ અને ધર્મકથામાં એવું અંતર હોય છે કે, જેવું અંતર મકાન બન્યા પહેલા તે માટે બનાવેલ નકશામાં અને મકાન બની ગયા બાદ તેના એહેવાલમાં હોય છે. નકશામાં તો એમ બતાવવામાં આવે છે કે, મકાન થવું જોઈએ અગર હોવું જોઈએ; પરંતુ એહેવાલમાં તો મકાન જેવું બની ગયું હોય તેવું જ બતાવવામાં આવશે. આ પ્રમાણે ધર્મકથાથી એમ બતાવવામાં આવે છે કે, મનુષ્યે કેવું બનવું જોઈએ, પરંતુ ઇતિહાસ તો કેવળ એ જ બતાવે છે કે, તે કેવો હતો. ઇતિહાસ કેવળ ભૂતકાળની જ વાત બતાવે છે, પરંતુ ધર્મકથા ભવિષ્યનો માર્ગ બતાવે છે. આ પ્રમાણે બન્નેમાં અંતર છે. માટે ઇતિહાસની દૃષ્ટિએ ધર્મકથા જોવી ન જોઈએ.

**મયણરેહા ચરિત્ર સમાપ્ત.**

# ચાતુર્માસ અંતિમ વ્યાખ્યાન

(આજે જામનગરના ચાતુર્માસનો અંતિમ દિવસ હતો. અનેક લોકોએ પૂજ્યશ્રીના જીવન વિષે તથા તેમની ભક્તિ વિષે બોલવામાં સમય લીધો હતો. બધાએ બોલી લીધા બાદ પૂજ્યશ્રીએ નીચે મુજબ વ્યાખ્યાન કર્યું હતું :— )

મેં આટલો સમય દક્ષિણ, માળવા, મેવાડ અને મારવાડમાં વીતાવ્યો. દિલ્હીની બાજુ પણ હું ગયો હતો, પરંતુ આ દિશા–કાઠિયાવાડ ગુજરાત–બાકી હતો. આ પ્રદેશમાં પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજ પધારેલ હતા અને તેમના તરફથી આજુબાજુના આપણા સમાજની ધર્મ શ્રદ્ધા અને સરળતા માટે બહુ સાંભળેલ હતું, એટલે અહીંના લોકો માટે આકર્ષણ તો હતું. પહેલાં તો અમારે બીકાનેર બાજુ જવાનો વિચાર હતો, પરંતુ તમારા લોકોનો આગ્રહ ઘણો હતો. વળી મારા સંતોએ–સુરજમલજી, શ્રીમલજી, બખ્તાવરમલજી વગેરે સાધુઓએ પણ મને આ બાજુ આવવા માટે ઉત્સાહિત કર્યો અને કહ્યું કે, જીવનનો કાંઈ ભરોસો નથી, એટલા માટે શ્રાવકોની આશા પૂરી કરવી જોઈએ. તેમના આમ કહેવાથી મારામાં આ બાજુ આવવાનો ઉત્સાહ આવ્યો હતો. સાથે સાથે દુર્લભજીભાઇ ઝવેરીના વારંવાર એવા પત્રો આવતા હતા કે, એક લાખ શ્રાવકોની આબરૂ રાખવી હોય તો બધું કામ અને બધા દેશોને છોડીને વહેલી તકે આ બાજુ પધારો. મુંબઈથી અમૃતલાલભાઈ ઝવેરી પણ બહુ આગ્રહ કરતા હતા તથા રાજકોટ સંઘ તરફથી ચુનીલાલભાઈ વોરા, ઠાકરશીભાઈ, મણીભાઈ વગેરેનો પણ અતિ આગ્રહ હતો. વળી રતલામથી શેઠ બરધભાણજીનો પણ તમારી વિનંતીનો ટેકો હતો. આવા સંજોગો વચ્ચે હું કાઠિયાવાડ આવી ગયો છું.

કાઠિયાવાડમાં માત્ર એક ચોમાસા માટે જ આવવાની વાત હતી, પરંતુ આ બાજુ આવ્યા બાદ આ તરફના શ્રાવકોના અતિ આગ્રહથી એક વધુ ચોમાસું રહેવાનું અને આ બાજુના મુખ્ય મુખ્ય સ્થળોએ વિચરવાનું થયું. આ ચોમાસા માટે કંઈ કંઈ જગોથી વિનંતી હતી, પણ મારો વિચાર પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજશ્રીના પગલે ચાલવાની હતી. અને તેથી જે પ્રમાણે તે પૂજ્યશ્રી પ્રથમ રાજકોટ અને પછી મોરબીમાં ચાતુર્માસ રહેલ, તે મુજબ હું પણ રાજકોટ પછી મોરબી ચોમાસું કરૂં તેમ મેં વિચાર કરેલ. આ ધારણા મુજબ હું વિચરતો વિચરતો જામનગર શેષકાળ માટે આવ્યો. પણ અત્રે મને પગના ગોઠણનો સખ્ત દુઃખાવો થઇ આવવાથી તેમજ વર્ષાઋતુ પણ વહેલી શરૂ થવાથી, મારી અંતરની ભાવના મોરબી ચાતુર્માસ માટે પહોંચવાની હતી તે પુરી થઇ શકી નહિ અને તેથી અત્રે તમારા સંઘની સલાહની સાથે ડોકટર પ્રાણજીવનદાસ મહેતાની પણ ડાકટરી સલાહ મળી એટલે આ ચાતુર્માસ તમારે ત્યાં કરવાનો જોગ મળ્યો હતો. આ બધી હકીકતથી તમો વાકેફ છો, એટલે ટુંકામાં એટલું જ કહું છું કે, અમારા માટે તો મોરબી કે જામનગર સમાન જ છે.

હવે તમે બધા લોકોએ જે કાંઈ સંભળાવ્યું તે વિષે વિચાર કરતાં મને બેઠાં બેઠાં એક વિચાર આવ્યો છે. ઉપનિષતમાં એક સુવાક્ય છે કે,

**यानि अस्माकं सुचरितानि तानि त्वया पालनीयानि ।**

અર્થાત્—ગુરુ શિષ્યને કહે છે કે, હે શિષ્ય ! મારામાં જે સુચરિત્ર હોય તેની જ તું

ઉપાસના કર. અને મારામાં જે વાત પ્રપંચ ભરેલી જણાય તે વાતને તું ગ્રહણ ન કર. જે વાતને તારો આત્મા સ્વીકાર કરતો ન હોય, તે વાતને તું માન નહિ. પણ કેવળ તે જ વાતને માન જે વાત સારી હોય અને જેનો તારો આત્મા સ્વીકાર કરતો હોય.

આજ વાત હું તમને લોકોને પણ કહું છું. તમે લોકોએ મારી પ્રશંસામાં જે કાંઈ કહ્યું છે તે મારા માટે એક ભારરૂપ છે. વાસ્તવમાં મને ભાષાનું પણ પૂર્ણ જ્ઞાન નથી. કેવળ ગુરુચરણોના પ્રતાપથી મને જે વસ્તુ વારસામાં પ્રાપ્ત થઈ છે તે જ હું તમને સંભળાવું છું, અને તેની જ દ્વારા બધાંના આત્માને સંતુષ્ઠ કરવાનો પ્રયત્ન કરું છું. તે વાત સંભળાવવામાં મારાથી જે કાંઈ ભૂલ થતી હોય, કે જેને તમારો આત્મા ઉચિત માનતો ન હોય, તે વાતનો તમે સ્વીકાર ન કરો. પરંતુ જે વાતને તમારો આત્મા માનતો હોય તેનો જ સ્વીકાર કરો. હું મારી ઉંમરનાં બાંસઠ વર્ષ સમાપ્ત કરી ત્રેસઠમાં વર્ષમાં પ્રવેશ કરી રહ્યો છું. જો કે, મારી ઈચ્છા એવી રહે છે કે, હું હંમેશાં મારા આત્માનું કલ્યાણ કરવામાં જ લાગી જાઉં અને બીજા કોઈ પણ પ્રપંચમાં ન પડું, પણ તે સુઅવસર ક્યારે પ્રાપ્ત થશે એ કહી શકાય નહિ! છતાં મારી ભાવના તો એ જ રહે છે. તમે બધા લોકોએ મારા વિષે જે કાંઈ કહ્યું છે તે ઉપરથી મારે કોઈ પ્રકારનું અભિમાન ધારણું કરવું ન જોઈએ, પણ એમ વિચારવું જોઈએ કે, મારામાં જે ગુણો બતાવવામાં આવ્યાં છે તે ગુણો હજી મારામાં આવ્યાં નથી અને તેથી મારે તે ગુણોને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. પરમાત્મા પાસે એ જ પ્રાર્થના કરું છું કે, મને સદ્‌બુદ્ધિ પ્રાપ્ત થાય અને સદ્‌ભાવનાની વૃદ્ધિ કરી સ્વ-પરનું કલ્યાણ સાધું! આ વિષે એક કવિદ્વારા કહેવામાં આવેલી વાતને અહીં કહેવી હું ઉચિત સમજું છું. એક કવિએ કહ્યું છે :—

જોઈ જોઈ મોતિયો ચણજે હંસ,
છોળ ભર્યો સિંધુ છલકે, પણ બિન્દુ મધુર ન ઝલકે હંસ.

કવિ કહે છે કે, "હે હંસ! તું મોતી તો ચણે છે પણ જોઈ જોઈને મોતી ચણજે. સમુદ્ર ભરેલો છે અને છલકાય છે, પણ તેનાં બધાં બિન્દુઓ મધુર હોતાં નથી, તેમ તેની બધી છલકમાં મોતીઓ પણ હોતાં નથી. એટલા માટે હે હંસ! જોઈ જોઈને મોતી ચણજે."

આ જ વાત હું તમને પણ કહું છું. તમારી સામે હું જે કાંઈ કહું છું તે તમે લોકો વિચારીને ગ્રહણ કરો. જે ઠીક હોય તેને તો ગ્રહણ કરો પણ જે ઠીક ન હોય તેને છોડી દો. મારા ગુરુ પાસેથી મેં જે કાંઈ પ્રાપ્ત કર્યું છે તેનું બરાબર પાલન કરવામાં હું હજી પૂર્ણતાને પામ્યો નથી. હજી મારામાં ઘણી અપૂર્ણતા છે. મારી આ અપૂર્ણતા મટે એ જ હું ચાહું છું. અને પરમાત્માને પણ એ જ પ્રાર્થના કરું છું કે, મારી આ ઇચ્છા પૂર્ણ થાય. જે પ્રમાણે હંસ મોતીને ચણે છે તે પ્રમાણે તમે પણ હું જે કાંઈ કહું છું તેમાંથી સારી સારી વાતોને ચૂંટી કાઢી ગ્રહણ કરો. સમુદ્રોમાં લહેરો તો અનેક આવ્યાં કરે છે. પણ બધી લહેરોમાં મોતીઓ આવતાં નથી. છતાં મોતીઓને ચણનાર હંસ તો એ લહેરોમાંથી પણ મોતીને ચણી જ લે છે. આ જ પ્રમાણે તમે પણ હંસની માફક વિવેકબુદ્ધિને કેળવો અને મોતી જેવી સારી વાતોનો સ્વીકાર કરો અને બાકીનો ત્યાગ કરો. હું પણ એ જ ચાહું છું કે,

હું પણ હંસ જેવો બનું, અને જે પ્રમાણે હંસ દૂધ અને પાણીને પૃથક્ કરી શકે છે તથા મોતીને જ ચણે છે, તે જ પ્રમાણે હું પણ સારી જ વાતને ગ્રહણ કરું. અમારે—સાધુઓએ મનુષ્યોના પરિચયમાં ઘણા આવવું પડે છે. આ બધાં મનુષ્યોમાંથી અમે મોતી જેવાં સદ્ગુણોને ગ્રહણ કરીએ એ જ અમારું લક્ષ્ય હોવું જોઈએ. મોતી વીણનાર કોઈ કોઈ વાર લપસી પણ જાય છે. હું તો એ જ ચાહું છું કે, ગુણમોતીને વીણતી વખતે હું કોઈ દિવસ લપસી ન જાઉં અને મારાપોતાના પુરુષાર્થથી ગુણ–મોતીને જ ગ્રહણ કરતો રહું. મારી આ ભાવના પૂર્ણ થાય એ જ પરમાત્મા પ્રત્યે મારી પ્રાર્થના છે.

## ચાતુર્માસની પૂર્ણાહુતિ અને ક્ષમા પ્રાર્થના.

ઉપદેશનું કામ મુશ્કેલ હોય છે, એટલા માટે જો મારા કોઈ કથનથી આ ચાતુર્માસ દરમ્યાન કોઈને કોઈ પ્રકારનું દુઃખ લાગ્યું હોય તો હું તેમને ખમાવું છું. હું તમને લોકોને જે કાંઈ કહું છું તે તમારા કલ્યાણને માટે જ કહું છું. તેમ છતાં મારી જે વાત શાસ્ત્ર-સમ્મત અને તમારા આત્માને રૂચિકર લાગે તે જ વાતને માનો અને શેષ વાતોને છોડી દો. વીતરાગ પ્રવચન વિષે એવી શ્રદ્ધા રાખો કેઃ—

**तुमेव सच्चं निस्संकियं जं जिणेहिं पव्वेइयं ।**

**અર્થાત્–વીતરાગ ભગવાને જે વચનો કહ્યાં છે તે જ વચનો પ્રમાણભૂત છે. જે રાગદ્વેષની યુક્ત છે તેમનાં કહેલાં વચનો પ્રમાણભૂત નથી. હું તમને અન્તમાં એટલું જ કહું છું કે, જે વાત સત્ય હોય તેનો સ્વીકાર કરો અને જે વાત અસત્ય હોય તેનો સ્વીકાર ન કરો. અસ્તુ.**



# કાઠિઆવાડ વિહાર નોંધ.



શ્રીમદ્ જૈનાચાર્ય પૂજ્યશ્રી જવાહિરલાલજી મહારાજ સાહેબ સંવત ૧૯૯૨ નું ચાતુર્માસ રાજકોટમાં કરી સંવત ૧૯૯૩ ની સાલમાં કાઠિઆવાડમાં વિચરેલ તેના વિહારની નોંધ.

## સંવત ૧૯૯૩

**રાજકોટથી વિહારઃ સં. ૧૯૯૩ કા. વદ ૧**

| માઇલ | ગામ | દીવસ |
|---|---|---|
| ૨ | રાજકોટ સીવીલ સ્ટેશન. | ૮ |
| ૪ | કોઠારીઆ | ૨ |
| ૫ | પારડી | ૦ |
| ૪ | રીબડા | ૦ |
| ૫ | સડકચોકી | ૦ |
| ૩ | બીલીઆરા | ૦ |
| ૪ | ગોંડલ | ૧૧ |

**ગોંડલથી વિહારઃ માગશર સુદ ૮**

| માઇલ | ગામ | દીવસ |
|---|---|---|
| ૫ | પાટીદડ | ૦ |
| ૬ | વેકરી | ૦ |
| | ચરખડી | ૦ |
| ૬ | વીરપુર | ૦ |
| ૫ | પીઠડીયા | ૦ |
| ૫ | જેતપુર | ૧૫ |

**જેતપુરથી વિહારઃ માગશર વદ ૧૩**

| માઇલ | ગામ | દીવસ |
|---|---|---|
| ૫ | જેતલસર | ૦ |
| ૬ | ગુંદાળા | ૦ |
| ૪ | ધોરાજી | ૮ |
| ૬ | તોરણીઆ | ૦ |
| ૫ | વડાળ | ૨ |
| ૪ | જુનાગઢ | ૧૨ |

**જુનાગઢથી વિહારઃ પોષ વદ ૪**

| માઇલ | ગામ | દીવસ |
|---|---|---|
| ૩ | પલાસના | ૦ |
| ૫ | ખડીયા | ૦ |
| ૭ | ખીલખા | ૪ |
| ૩ | ચોરવાડી | ૦ |
| ૭ | બગડું | ૦ |
| ૬ | મેંદરડા | ૪ |
| ૭ | અજાબ | ૦ |
| ૭ | માલીઆ હાટીના | ૨ |
| ૫ | ભંડુરી | ૦ |
| ૪ | ચોરવાડ રોડ-સ્ટેશન | ૦ |
| ૭ | આદરી | ૦ |
| ૭ | વેરાવળ | ૭ |

**વેરાવળથી વિહારઃ મહા સુદ ૧૩**

| માઇલ | ગામ | દીવસ |
|---|---|---|
| ૨ | પાટણ | ૦ |
| ૨ | વેરાવળ | ૦ |
| ૭ | આદરી | ૨ |
| ૫ | ચોરવાડ ગામ | ૨ |
| ૫ | આરેણા | ૦ |
| ૫ | માંગરોળ | ૧૦ |

**માંગરોળથી વિહારઃ મહા વદ ૧૩**

| માઇલ | ગામ | દીવસ |
|---|---|---|
| ૪ | રહીજ | ૦ |
| ૬ | સીલ | ૦ |
| ૫ | આજક | ૦ |
| ૬ | માધુપુર | ૦ |
| ૭ | ગોરસર | ૦ |
| ૫ | બળેજ | ૦ |
| ૪ | રાતીઉ | ૦ |
| ૫ | ગરેજ | ૦ |
| ૪ | ચીકાસાં | ૦ |

| માઇલ | ગામ | દીવસ |
|---|---|---|
| ૫ | ગોરા | ૦ |
| ૩ | ઢુક્કા | ૦ |
| ૫ | ઓવડર | ૦ |
| ૬ | પોરબંદર | ૨૮ |
| પોરબંદરથી વિહાર: ચૈત્ર સુદ ૫ | | |
| ૧ | પ્લોટ | ૦ |
| ૫ | વનાણા | ૦ |
| ૫ | રાણાવાવ | ૨ |
| ૬ | બોરડી | ૦ |
| ૪ | તરસાઈ | ૦ |
| ૪ | જસાપુર | ૦ |
| ૨ | કાટકોરા | ૦ |
| ૪ | શીવા | ૦ |
| ૪ | કાળાવડ | ૦ |
| ૩ | ભાણવડ | ૩ |
| ૪ | મેવાસા | ૦ |
| ૪ | કાટકોરા | ૦ |
| ૬ | બાલવા | ૦ |
| ૬ | જામજોધપુર | ૩ |
| ૩ | કોટડા | ૦ |
| ૪ | ધ્રાફા | ૩ |
| ૪ | વાડાસડા | ૦ |
| ૪ | પાનેલીમોટી | ૦ |
| ૬ | ભાયાવદર | ૨ |
| ૪ | ખાખીજાળીઆ | ૩ |
| ૬ | ઉપલેટા | ૩ |
| ઉપલેટાથી વિહાર: વૈશાખ સુદ ૧૦ | | |
| ૨ | વાડલા | ૦ |
| ૫ | જાજમેર | ૦ |
| ૨ | સનાળા | ૦ |
| ૩ | રાયડી | ૦ |
| ૨ | દુધીવદર | ૦ |

| માઇલ | ગામ | દીવસ |
|---|---|---|
| ૩ | જામકંડોરણા | ૦ |
| ૪ | બોરીઆ | ૦ |
| ૪ | ચીતોદડ | ૦ |
| ૫ | ખેરડી | ૦ |
| ૬ | મુળીલા | ૦ |
| ૬ | કાળાવડ (શીતળાનું) | ૫ |
| કાળાવડથી વિહાર: વૈશાખ વદ ૮ | | |
| ૩ | વાવડી | ૦ |
| ૪ | ખંઢેરા× | ૦ |
| ૫ | મેડા | ૦ |
| ૨ | જગા | ૦ |
| ૫ | મોડા | ૦ |
| ૨ | અલીઆબાડા | ૦ |
| ૪ | ખીમરાણા | ૦ |
| ૩ | હાપા | ૦ |
| ૪ | જામનગર | ૧૨ |
| જામનગરથી વિહાર: જેઠ સુદ ૮ | | |
| ૧ | પ્લોટમાં | ૦ |
| ૪ | હાપા* | ૪ |
| ૪ | જામનગર: જેઠ સુદી ૧૨ (ચાતુર્માસ) | |

**૪૧૭ માઇલ**

× પૂજ્યશ્રીના પગે વાનો દુ:ખાવો થઈ આવવાથી જામનગર સુધી બીજા સાધુઓએ ડોળીમાં ઉપાડી પહોંચાડેલ હતા.

* જામનગરથી વિહાર કરી હાપા આવતાં પૂજ્યશ્રીના પગને ફરીને સખ્ત દુ:ખાવો થઈ આવેલ હતો અને પગને બહુ સોજો થઇ આવેલ. સાથે સાથે વર્ષાઋતુ પણ શરૂ થઇ અને બે ત્રણ ઈંચ વરસાદ થયો હતો, એટલે જામનગર શ્રી સંઘની વિનંતીથી અને મોરબી શ્રી સંઘની સમંતિથી આગળ વિહાર બંધ કરી પૂજ્યશ્રી ડોળીમાં પાછા જામનગર પધારેલ હતા અને મોરબીને બદલે જામનગરમાં જ ચાતુર્માસ કરેલ હતું.

## શ્રીમદ્ જૈનાચાર્ય પૂજ્યશ્રી જવાહિરલાલજી મહારાજ સાહેબ સંવત ૧૯૯૩ નું ચાતુર્માસ જામનગરમાં કરી સંવત ૧૯૯૪ ની સાલમાં કાઠિઆવાડમાં વિચરેલ તેના વિહારની નોંધ.

### સંવત ૧૯૯૪

**જામનગરથી વિહાર:**

**સંવત ૧૯૯૪ માગશર વદ ૮ ×**

| માઇલ | ગામ | દીવસ |
|---|---|---|
| ૪ | હાપા | ૦ |
| ૩ | ખીમરાણા | ૦ |
| ૪ | અલીઆબાડા | ૦ |
| ૫ | નાનીબાણુંગર | ૦ |
| ૩ | ખીલોસ | ૦ |
| ૩ | ઢાંગડા | ૨ |
| ૬ | { વાંકીયા | ૦ |
| | { ધ્રોળ | ૦ |

**ધ્રોળથી વિહાર: પોષ સુદ ૬**

| માઇલ | ગામ | દીવસ |
|---|---|---|
| ૩ | માણેકપુર | ૦ |
| ૩ | હાજાટોડા | ૦ |
| ૩ | હજામચોરા | ૦ |
| ૩ | બાલંભા | ૪ |
| ૭ | સામપર | ૦ |
| ૫ | દુધઇ | ૦ |
| ૩ | અંબાલા | ૦ |
| ૩ | ધુડકોટ | ૦ |
| ૨ | આમરણ | ૩ |
| ૨ | ધુળકોટ | ૦ |
| ૩ | ખાનપરરોડ | ૦ |
| ૨ | ખાનપર | ૦ |
| ૩ | આલાપર | ૦ |
| ૪ | ખીજડીયું | ૦ |
| ૪ | પંચાસર | ૦ |

× પૂજ્યશ્રીના પગે વાની સખ્ત બીમારી સબબે ચાતુર્માસ પૂર્ણ થયા બાદ જામનગરમાં રોકાવું પડેલ હતું.

| માઇલ | ગામ | દીવસ |
|---|---|---|
| ૪ | સનાળા | ૦ |
| ૩ | મોરબી | ૩૦ |

**મોરબીથી વિહાર: મહા વદ ૧૨**

| માઇલ | ગામ | દીવસ |
|---|---|---|
| ૩ | સનાળા | ૦ |
| ૪ | વીરપુર | ૦ |
| ૨ | લજાઈ | ૦ |
| ૫ | ટંકારા | ૫ |
| ૪ | હડમતીઆ | ૦ |
| ૨ | કોઠારીઆ | ૦ |
| ૨ | જડેશ્વર | ૦ |
| ૭ | વાંકાનેર | ૧૭ |

**વાંકાનેરથી વિહાર: ફાગણ વદ ૬**

| માઇલ | ગામ | દીવસ |
|---|---|---|
| ૬ | સીંધાવદર | ૦ |
| ૫ | પીપળીઆ | ૦ |
| ૫ | ખોરાણા | ૦ |
| ૫ | હડમતીઆ | ૦ |
| ૫ | રાજકોટ | ૨૧ |

**રાજકોટથી વિહાર: ચૈત્ર વદ ૧**

| માઇલ | ગામ | દીવસ |
|---|---|---|
| ૪ | થોરાળા | ૦ |
| ૪ | ત્રંબા | ૦ |
| ૪ | સમઢીઆળા | ૦ |
| ૪ | સરધાર | ૪ |
| ૨ | ખારસીઆ | ૦ |
| ૪ | હલેન્ડા | ૨ |
| ૩ | બલધોઈ | ૦ |
| ૪ | { સમઢીઆળા | ૦ |
| | { આટકોટ | ૨ |
| ૪ | જસદણ | ૩ |
| ૨ | જસદણ સ્ટેશન | ૦ |

| માઈલ | ગામ | દીવસ | માઈલ | ગામ | દીવસ |
|---|---|---|---|---|---|
| ૫ | કારાસર | ૦ | ૪ | શાપુર | ૦ |
| ૧ | ગારીઆધાર | ૦ | ૪ | મઘરવાડા | ૦ |
| ૬ | સાળવડા | ૦ | ૫ | ચોટીલા | ૪ |
| ૪ | વીછીઆ | ૪ | | **ચોટીલાથી વિહાર: જેઠ સુદ ૧૩** | |
| ૨ | સરવા | ૦ | ૫ | સુરજદેવળ | ૦ |
| ૬ | કુંભાળુ | ૦ | ૬ | થાન | ૪ |
| ૪ | પાલીઆદ | ૪ | ૪ | આણંદપુર | ૦ |
| ૪ | તરઘરા | ૦ | ૩ | દલડી | ૦ |
| ૬ | બોટાદ | ૧૨ | ૫ | લુણસર | ૦ |
| | **બોટાદથી વિહાર: વૈશાખ વદ ૬** | | ૩ | વાંકાનેર | ૬ |
| ૬ | ઢીમ | ૦ | | **વાંકાનેરથી વિહાર: જેઠ વદ ૧૦** | |
| ૪ | વાવડી | ૦ | ૩ | રાતીદેવળી | ૦ |
| ૬ | રાણપુર | ૪ | ૯ | { કોઠારીઆ | ૦ |
| ૬ | ભેસજાલ | ૦ | | { હડમતીઆ | ૦ |
| ૪ | સાગુઉ | ૦ | ૩ | લજાઇ | ૦ |
| ૬ | સુદામડા | ૦ | ૨ | વીરપુર | ૦ |
| ૮ | સાયલા | ૪ | ૪ | સનાળા | ૦ |
| ૭ | મુળી | ૨ | ૬ | **મોરબી જેઠ વદ ૧૪ ચાતુર્માસ** | |
| ૪ | સોમેશ્વર | ૦ | | | |
| ૫ | ડોળીઆ | ૦ | **૩૨૮ માઈલ** | | |

**નોંધ**—કાઠિયાવાડનાં વિહાર દરમ્યાન રાજકોટ મુકામે વિશ્વવંદ્ય મહાત્મા ગાંધીજી પૂજ્યશ્રીની મુલાકાતે ખાસ પધારેલ હતા. તેમજ શ્રીમાન્ સરદાર શ્રી વલ્લભભાઇ પટેલ રાજકોટ મુકામે, શ્રીમાન્ ડૉ૦ એસ. પટ્ટાભિસીતારામૈયા પોરબંદર મુકામે, શ્રીમાન્ ઠક્કરબાપા–અમૃતલાલભાઈ અને વિદૂષી શ્રીમતી રામેશ્વરી દેવી નેહરૂ જામનગર મુકામે અને રાજકુમારી અમૃતકુંવરબા મોરબી મુકામે પૂજ્યશ્રીના વ્યાખ્યાનમાં ખાસ પધારેલ હતા અને પરસ્પર વિચારોની આપ–લે થઇ હતી.

તદુપરાંત મોરબીના ના૦ મહારાજા સાહેબ, પોરબંદરના ના૦ મહારાણા અને મહારાણી સાહેબ, વાંકાનેરના ના૦ રાજસાહેબ, જામનગરના ના૦ દાજીબાપુ સાહેબ, વીરપુરના ના૦ ઠાકોર સાહેબ, સાયલાના ના૦ ઠાકોર સાહેબ, મુળીના ના૦ ઠાકોર સાહેબ, બીલખાના ના૦ દરબારશ્રી, સરદારગઢના ના૦ નવાબ સાહેબ, મેંદરડા, ખડીઆ તથા કોઠારીયાના દરબારશ્રી તથા મોરબી, વાંકાનેર વગેરેના રાજકુમારોએ તેમજ ઘણા દરબાર સાહેબોએ પૂજ્યશ્રીનાં વ્યાખ્યાનમાં પધારી વાણીશ્રવણનો લાભ લીધો હતો.

# શુદ્ધિ પત્ર.

| પાનું | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૦ | ૧ | ૬૩૫૦૦ | ૬૫૫૩૬ |
| ૪૧ | ૨૫ | કોઈનું | કોઈ |
| ૪૪ | ૯ | પાણી | પાણીથી |
| ૫૮ | ૩૦ | ઇચ્છા ન હોવા | ઇચ્છા હોવા |
| ૬૬ | ૪ | ધારણા | ધારણ |
| ૮૦ | ૨૦ | આ સાધન | આ સાધનથી |
| ૧૧૦ | ૧૫ | સિતા દે | સિવા દે |
| ૧૩૩ | ૪ | માટે | માથે |
| ૧૮૧ | ૩ | આગામો | આગમો |
| ૧૯૮ | ૧૧ | દ્વારા | ગુણદ્વારા |
| ૨૨૪ | ૧૨ | જણાવવા | જણાવા |
| ૨૨૬ | ૧૯ | નહિ, | નથી. |
| ૨૪૪ | ૨૪ | એનું | એવું |
| ૨૫૩ | ૬ | મેરી | મેટી |
| ૨૫૫ | ૨૯ | રોગથી | દવાથી |
| ૨૬૪ | ૨૬ | અત્યાર | અગ્યાર |
| ૨૭૯ | ૨ | કહું | કરું |
| ૨૮૪ | ૨૪ | કોઈ | કોઇને |
| ૨૯૮ | ૧૬ | છું | છે |
| ૩૦૩ | ૫ | જીતવામાં | જીવનમાં |
| ૩૧૧ | ૩૩ | પ્રનાણે | પ્રમાણે |
| ૩૧૮ | ૨૪–૨૬ | કૃષ્ણનાં | દ્રુપદીના |
| ૪૩૬ | ૨ | વાતનું | વાતનો |
| ૪૪૩ | ૩ | ચાળી | ચાલી |
| ૪૭૭ | ૧૨ | ડગમાણ | ડગમાળ |
| ૪૭૭ | ૧૫–૧૯ | ધાત્રી | ધાતકી |
| ૪૮૧ | છેલી | જઈ | લઈ |
| ૪૯૧ | ૩૦ | કાંતે તો | કાંતો તે |
| ૫૧૬ | ૨૧ | થયા ? | થાય ? |
| ૫૨૩ | ૩૨ | બધાં | બધી |
| ૫૩૩ | ૪ | રાય રાય | રાય : |
| ૫૮૨ | ૭ | આજુબાજુ | આ બાજુ |